

## માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિક



# ૧૩




વાર્ષિક રૂ. ૭-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આના)

[ પરદેશ શિલિંગ ૧૫ ]



૫૯

...આરી

... ગૃહ લિમિટેડ

...પોળ : વડોદરા






## લવાજમ ભરવાનાં સ્થળ

આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
એ. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
એન. એમ. ત્રિપાઠી એન્ડ કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
એન. એમ. ઠક્કરની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., ટાવર રોડ : વડોદરા
વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ : આણંદ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો : અમદાવાદ
વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ : અમદાવાદ
લોકમિલાપ કાર્યાલય, પો. બો. ૨૩ : ભાવનગર
સંસ્કાર સાહિત્ય મંદિર. પો. બો. નં. ૭૪ : ભાવનગર
એલ. કે. મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા–૧
પ્રાણ ફોટોગ્રાફર, પો. બો. ૨૬૯. નાઈરોબી ( ઈ. આફ્રિકા )

### છૂટક મળવાનાં સ્થળ

ગાંધી ન્યુઝપેપર સરવીસ, ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ

વડોદરા

એ. જી. વોરા એન્ડ કું., ટાવર પાસે : વડોદરા

# આવકાર

[પ્રથમ વર્ષની ટૂંકી મંઝિલ દરમ્યાન મળેલાં કેટલાંક આવકાર-વચનો ]

**મનુભાઈ પંચોળી (દર્શક)**

ગુજરાતમાં જેમણે વાસ્તવિક છતાં ...પક દૃષ્ટિથી પ્રશ્નોને સમજ્યા છે ને માનવ સારી પેઠે ઉપયોગી છે.

**મકરંદ દવે**

આવી જાનદાર મજલ રહી તો ગળિયા- ઉઘાડીને ય માનવ ...રાતી ઘરોમાં આસનિયાં જમાવશે.

**હસિત બૂચ**

વિશ્વમાનવનું વાચન ઘણું જ વશીલ લાગે છે. ચીવટ અને ...મત વર્તાય છે જ×××તમે ઊંચું ...યું બતાવ્યું છે, વૈવિધ્ય પણ જેવું છે...ખૂબ આશા પ્રેરતી દૃષ્ટિ ...વી છે.

**પીતાંબર પટેલ**

...માનવ'ની પ્રશંસા તો સાંભળતો તો...અંક જોવા ન હતો મળ્યો. ...ને અંક મળ્યો...મને તેની કક્ષા ...ની, વિષય વૈવિધ્ય પણ ગમ્યું અને ...ાડંબર તેમ સચ્ચાઈ પણ. આવા ...ચારપ્રધાન માસિકની આપણે ત્યાં ...ટ વરતાતી જ હતી.

**ઉપેન્દ્ર પંડ્યા**

વાસ્તવતાનો ને ભાવનાનો એકી સાથે પરામર્શ કરતું માનવ ગુજરાત-માં નવી દૃષ્ટિ ને નવી સૃષ્ટિ લઈ ને ઘણું પથ્ય ને પરાગ ભર્યું સાહિત્ય લઈને આવ્યું છે...આંતરજીવનની તેમ જ બાહ્યજીવનની સાત્ત્વિક સમીક્ષા માનવ પ્રગટ કરી રહ્યું છે. ઉમળકાભેર સાનંદ અભિનંદનો...×××

(બીજા પત્રમાં) માનવ વાંચીને હંમેશ કાંઈક નવીન અને સંગીન પામ્યાનો આનંદ થાય છે.

**હરિવલ્લભ ભાયાણી**

તમારી પ્રગતિશીલ અને સતત જાગ્રત દૃષ્ટિ અને સમૃદ્ધ અનુભવ 'માનવ'ને આવશ્યક શક્તિ ને આકાર આપવામાં સફળ થશે જ...

**સુરેશ દલાલ**

વિશ્વમાનવનું વૈવિધ્ય ખરેખર આકર્ષક છે.

**વાડીલાલ ડગલી**

તમે પારતરનાક પર જે અસાધારણ સમજથી લેખ લખ્યો છે તે માટે કૃતજ્ઞતાની લાગણી વ્યક્ત કરવા આ લખું છું. અંધસંમતિવાદ જ્યાં હોય ત્યાં વિચારોને થીજવી દે છે. આપણે ત્યાં મલકાઈ જઈએ એવી સ્થિતિ નથી. ××× હમણાં મેં સર્વોદય, સામયિકોમાં દેખાતા વિચાર સંઘર્ષના અભાવ વિશે 'લોકશાહી સામે ગેરિલા લડાઈ'માં ઉલ્લેખ કરેલો, તે વિશે વિરોધ કરતા —ખરી રીતે તેનો બચાવ કરતા! —પત્રો આવ્યા છે, તે આંખ ઉઘાડનારા છે....તમે છેવટે (પારતરનાકના લેખને અંતે) ગ્રંથયાદી આપી છે એ જોઈ મન પ્રસન્ન થયું. આપણે ત્યાં ભાત-ભાતના નેતા-સંતોના નારામાં અભ્યાસ પ્રવૃત્તિ કરમાઈ રહી છે, ત્યારે તમારી એક લેખ માટેની પણ અભ્યાસ નિષ્ઠા જાણવા જેવી બનશે....

**જતીન્દ્ર આચાર્ય**

વિશ્વમાનવ ટૂંક મુદતમાં જ પોતાની પ્રતિભા બતાવી રહ્યું છે. તમારા પ્રયત્નો ખરેખર ધન્યવાદને પાત્ર છે.

**લાભશંકર ઠાકર**

વિશિષ્ટ અને સત્ત્વશીલ સામયિક શરૂ કરવા બદલ મારાં હાર્દિક અભિનંદન.

# વિશ્વમાનવના સર્વોદય વિશેષાંકને આવકાર

**શ્રી ઈશ્વર પેટલીકર સંપાદિત**
**'સંસાર'માંથી**

શ્રી ભોગીલાલ ગાંધી ઊંડા અભ્યાસી છે, અને તેના પરિણામ રૂપે આ વરસે એમણે શરૂ કરેલ માસિક–વિશ્વમાનવ–ની લેખનસામગ્રી વાચકોને મળે છે. વિનોબાની ગુજરાતમાં પદયાત્રા ચાલે છે, ત્યારે સર્વોદય વિચારધારા અંગે વિવિધ દૃષ્ટિકોણથી વાચક એનું તોલન–મનન કરી શકે, એ હેતુથી એમણે ઓકટોબર–નવેમ્બરનો સંયુક્ત અંક સર્વોદય વિશેષ અંક તરીકે પ્રગટ કર્યો છે. એ સામગ્રી પુસ્તક તરીકે કાયમ સાચવી શકાય માટે એનું 'સર્વોદય વિજ્ઞાન' નામે પુસ્તક પણ પ્રગટ કર્યું છે.

આમાં સંપાદક તરીકે શ્રી ગાંધીએ પોતાનો મનનીય લેખ મૂકયો છે. તે ઉપરાંત, વિનોબાના એ અંગેના વિચારોનું સંપાદન કરી મુખ્ય ભાગ રોકયો છે. શ્રી નેહરુ, દાદા ધર્માધિકારી, જયપ્રકાશ નારાયણ, દાંતવાળા, ઢેબર, રણદીવે, પ્યારેલાલ, દર્શક, નારાયણ દેસાઈના લેખો મૂકી વિવિધ દૃષ્ટિબિંદુ રજૂ કર્યાં છે.

**'વિશ્વમાનવે' એના પહેલા અંકમાં ગુજરાતનું સેરડન્ટ રીવ્યુ થવાની અભિલાષા વ્યક્ત કરી હતી, તેને યોગ્ય એણે આ અંક પ્રગટ કર્યો છે, તે બદલ સંપાદકને અભિનંદન.**

અભ્યાસી વાચકો આ અંક અગર એનું પુસ્તક મેળવીને તે વાંચી જાય તેવી આશા રાખીએ છીએ. આસ્થાન–ચેતન પ્રકાશન ગૃહ લિ., રામજી મંદિરની પોળ, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ. ૭. આ અંકની કિંમત રૂ. ૧–૫૦).

**[શ્રી ઉમાશંકર જોષી સંપાદિત 'સંસ્કૃતિ'નાર્ સમયરંગ'માંથી]**

શ્રી વિનોબાજીની પદયાત્રા ગુજરાતમાં ચાલે છે તે સમયે, ભૂદાન–ગ્રામદાનના ખ્યાલની આસપાસ પ્રગટેલી વિચારણાનો પરિચય કરાવવાનો આ વિશેષાંકનો પ્રયત્ન આવકાર પાત્ર છે.

તંત્રીએ પોતે લંબાણથી અને ઝીણવટથી 'સર્વોદય–ક્રાંતિવિજ્ઞાન'ની ચર્ચા કરી છે. (અંકના કેટલાક લેખોનો નિર્દેશ કરી તંત્રી ઉમેરે છે) શ્રી નહેરુના 'ધ બેઝિક એપ્રોચ' એ ત્રીસ પેરાના પરિપત્રનો અનુવાદ આપવા માટે તંત્રીને ખાસ અભિનંદન ઘટે છે. એ શ્રી નહેરુનું સમયસરનું, એક સર્વગ્રાહી વિચારણાવાળું, ઐતિહાસિક થવા નિર્માયેલું નિવેદન છે; અને એનો વધુ વ્યાપક પ્રચાર થાય એ ઇષ્ટ છે....આ અંકની સૌથી મોટી સેવા તો વિનોબાનાં પ્રવચનોમાંથી વિષયનો, અને કઈ તારીખે ને કયે સ્થળે એ શબ્દો બોલાયા તેનો–નિર્દેશ કરીને ચૂંટેલાં અવતરણો આપવા પાછળ અંકનો ત્રીજો ભાગ રોકયો છે એ છે. અંકની સામગ્રીને સર્વોદયવિજ્ઞાન પુસ્તકરૂપે પ્રગટ કરવામાં આવી છે, જે અનેકને સાચવવામાં સગવડરૂપ થઈ પડશે.

*

## વાચકો–વિવેચકોને

**વિશ્વમાનવ આપના સાચા અભિપ્રાયો જાણવા આતુર છે. ટૂંકમાં મોકલશો?**

★

**શ્રી ગટુલાલ ધ્રુ સંપાદિત**
**'જ્યોતિર્ધર' લાંબા**
**અવલોકન લેખમાંથી**

શ્રી વિનોબા જ્યારે ગુજરાતનો પ્રવાસ ખેડી રહ્યા છે, ત્યારે આ પ્રકાશન આવકાર પાત્ર બને છે.

'સર્વોદય આંદોલનને આ છ વર્ષ દરમ્યાન ચિંતનને ક્ષેત્રે જે નવાં વાદ ખેડ્યા છે, ને જે ઊંડાણ પ્રગટ કરવા માંડયું છે, એનાં વિવિધ પાસાંઓ, એ દિશાના વિચારકો તથા વિવેચકોની દૃષ્ટિએ રજૂ કરવાનો' પ્રયાસ કરવામાં આવ્યો છે.

શરૂઆતમાં શ્રી ભોગીલાલ ગાંધીએ ઐતિહાસિક દૃષ્ટિએ અને સમગ્ર તથ ક્રાંતિના સામાન્ય સિદ્ધાન્તોનું અને વિનોબાની વિશિષ્ટ વિચારક્રાંતિનું બા સુંદર પૃથક્કરણ કર્યું છે...ભાઈ ભોગીલાલ પંડિત નહેરુની 'પાયાની વિચારણા' ભાષાંતર છાપીને ઘણું ઉપયોગી કામ કર્યું છે. xxx આ ઉપરાંત 'સર્વોદય-આયોજન' 'ગાંધીજી અને યંત્રો' વગેરે ઉપયોગી લેખો ભેગા કરી ભાઈ ભોગીલાલે સારી સેવા બજાવી છે. પુસ્તક પુષ્કળ પ્રચાર પામે એવી શુભેચ્છા સાથે.—

★

**પા. ૩૫ ઉપરનો શ્રીમતી વિદ્યાબેન નીલકંઠનો ફોટો 'કુમાર' તથા શ્રી સુમન શેઠ (ભીયાંગામ)ના સૌજન્યથી.**

★

# અંતરાત્માની સ્વાધીનતા



માત-એ-લોહ-ઓ-કલામ છિન ગયે તો કયા ગમ હય
કે ખૂન-એ-દિલ મેં ડુબો લી હય ઉંગુલિયાં મૈં ને
ઝબાં પે મોહર લગી હૈ તો કયા કે રખ દી હય
હર એક હલકા જંજીર મેં ઝબાં મૈં ને...

કવિ કહે છે: ખડિઓ ને કલમ મારી પાસેથી ઝૂંટવાઈ ગયાં, તો એનું દુઃખ શા માટે ? મેં તો મારા હૈયાના રક્તમાં આંગળી ઝબોળી લીધી છે ! મારી જીભ પર સીલ લાગી ગયેલ છે, પણ તેથી શું થઈ ગયું ! મેં તો જંજીરની એક એક કડીને બોલતી કરી દીધી છે !

કવિ ફૈઝ અહમદ ફૈઝ પાકિસ્તાનના જાણીતા લાડીલા કવિ છે.

હજી ગયે અઠવાડિયે જ તેઓ પોતાના યુરોપના પ્રવાસેથી ઘેર પાછા ફર્યા; અને બીજે દિવસે જ પાકિસ્તાનની સરમુખત્યારશાહીએ, એમને ગિરફતાર કરી જેલમાં નાખ્યા. ત્યાંના જાહેર સલામતી ધારાની નજરે, પાકિસ્તાનના સત્તાધારીઓને લેખકોનો આ પ્રતિનિધિ 'ભયંકર જોખમકારક માણસ' લાગ્યો !

કવિ ફૈઝ તાશકંદમાં ભરાયેલી એશિયન લેખકોની પરિષદમાં પાકિસ્તાનના લેખક તરીકે હાજરી આપવા ગયેલા. ત્યાંથી તેઓ લંડન ખાતે, 'ઉષા ઊગવાની જ છે,' નામક પોતાના કથાનક ઉપરથી તૈયાર થયેલ ફિલ્મના ખાતમુહૂર્તમાં ભાગ લેવા ગયેલા. આ ફિલ્મ પાકિસ્તાની અને બ્રિટિશ કલાધરોના સહિયારા પુરુષાર્થનું ફળ છે. ને એમાં પાકિસ્તાની સરમુખત્યારશાહીને ભડકાવી મૂકે તેવા, અંતરાત્માની સ્વાધીનતા અને મુક્તિભર્યા આણના ધબકારા સાંભળવા મળે છે. કોઈ પણ આંધળી સત્તાખોરીને મન આ તો બંડખોરીનો સાદ ગણાય ! એને એ સહી જ કેમ શકે ?

ને એ જ ન્યાયે કવિ ફૈઝ જેવા મુક્તાત્માને કારાવાસને પિંજરે પૂરવામાં આવ્યા છે. પરંતુ કવિને માટે આ પિંજરવાસ કયાં અજાણ્યો છે ?

૧૯૫૧ની સાલમાં પાકિસ્તાની સરકારે પોતાની સત્તા સામે કાવતરાં ( રાવલપિંડી કાવત્રા કેસ ) કરવાના આક્ષેપસર, બીજા અનેકની સાથે, આ કવિને પણ પકડી ચાર વર્ષ લગી જેલમાં ગોંધી રાખ્યા હતા.

પરંતુ ફૈઝ 'સાચા કવિ હતા, ને રહ્યા. અત્યાચાર, જુલમ ને અન્યાય-સામે બુલંદ તહોમતનામું પોકારતાં કાવ્યોનો સંપૂટ તેમણે આ કારાવાસ દરમિયાન જ રચ્યો, ને જનતાને ચરણે ધર્યો....

શાહી-કલમ ઝૂંટવી લેવાયા છતાં, અંતરના ઘેરા રંગમાં આંગળીની કલમ બોળી, પત્થરમાં પણ ચિનગારી મૂકનારી એની તાકાતને કયી સત્તા છીનવી શકશે ભલા ?

નડીઆદમાં સાહિત્ય સંમેલન સમયનું
સ્મૃતિ-રેખાંકન : શ્રી રવિશંકર રાવળ



# વિનોબાને—વિદાય વેળાએ....

૧૧૫ દિવસના અતિ કષ્ટપ્રદ પ્રવાસને અંતે આપ ગુજરાતની વિદાય લઈ રહ્યા છો—વિદાયના દિવસો ટૂંકડા છે, ત્યારે વિશ્વમાનવ આપને ચરણે નિવેદન ધરે છે—ગુજરાતના ભાવિઘડતરમાં આપની આ પદયાત્રાના દિવસો અવિસ્મરણીય બનો એવી અંતરેચ્છા સાથે.

**આપે તો ગુજરાત–પ્રવેશવેળાએ જ (ઉંબરામાં) મહારાષ્ટ્રને આપની જન્મભૂમિ કહી, ગુજરાતને દ્વિ-જન્મભૂમિ ( ગાંધીજીના સહવાસ બાદ આપનો દ્વિજન્મ થયો )ના વહાલથી ભીંજાવી દીધી હતી.**

અને આપે સાજે-માંદે, વરસાદ-કીચડમાં, ધૂળ–ઢળમાં જંગલ-કાંટારાનમાં માઈલોના માઈલો એકધારી પદયાત્રા કરી એ ભાવનાને મૂર્ત કરી છે; એકધારાં પ્રવચનોનાં અમી વરસાવ્યાં છે. આપે અમને ‘ગાંધીજનો ’ કહી આશ્લેષમાં લીધા છે, ને ‘ ગાંધીજનો ’ હોવા છતાં અમે અમારી ક્ષુલ્લકતા અને સંકુચિતા સાથે આપની પાસે આવ્યાં છીએ ત્યારે, નાના–મોટા જોયા વિના અમને અમારા રૂપ–રંગનો ખ્યાલ કરાવવામાં આપે પરાયાપણાનો કશો સંકોચ સેવ્યો નથી, એ અમે સમજીએ તો, અમારું વિશેષ સદ્ભાગ્ય પણ છે.

આપે કદાચ, ગુજરાત–પદયાત્રાના આરંભથી જ મનમાં એવી ધારણા બાંધી લીધી જણાય છે કે, ગાંધીનું ગુજરાત આપને ગ્રામદાનો અને સંપત્તિદાનોના મહાયજ્ઞમાં બહુ ઉમળકાભર્યો જવાબ આપનાર નથી; આપે, એથી જ તો કદાચ, ગુજરાતમાં પ્રવેશતાં જ ‘ અભિવચન ’થી શરૂઆત કરી, ગ્રામદાન અંગેની ભડક દૂર કરવા કોશિશ કરી ( સોનગઢ ). પરંતુ આપે એટલી આશા તો વ્યક્ત કરી હતી જ કે ગુજરાત બુદ્ધિથી, વિચારથી વિચારનાર છે; સેવાનાં કર્મક્ષેત્રે સદા ઉદ્યોગી રહ્યું છે; અનેક રચનાત્મક આશ્રમો હજી ગુજરાતમાં કાર્યરત છે; અને ગાંધીજી તથા સરદારના શિષ્યસમૂહો હજી સજાગ છે: બીજું કાંઈ નહિ તોય, શાંતિનું, ગાંધીને સૌથી પ્યારું શાંતિસેનાનું કાર્ય અને સર્વોદયના સંમતિ પ્રતીકસમું સર્વોદયપાત્રનું કાર્ય તો બહુ મોટા પ્રમાણમાં ગુજરાત અપનાવી લેશે.

એથી જ તો આપે કદાચ, આપનાં અનેક વ્યાખ્યાનોને ઝોક ગ્રામદાન કરતાં ગ્રામદાનના રહસ્ય પાછળ, ગ્રામદા અને શાંતિસેના તથા સર્વોદયપાત્ર વચ્ચેના અતૂટ ગા સંબંધ ઉપર વધુ રાખ્યો હશે... અને તાપીતટેથી આ શસ્ત્રસંન્યાસને કેવળ ‘ આદર્શ ’ તરીકે નહિ, વહેવારમાર્ગ તરીકે સમજાવી, શાંતિસૈનિકો માટે ટહેલ નાખી હશે... એ આશાએ જ વળી આપે સરદારભૂમિ ( વાંસદ )માં શાંતિસેનાને, ભક્તિસેના સાથે એકરૂપ બનાવી, ‘ સેનામુક્તિ ’નો સંદેશ વધુ દૃઢતાથી મૂકેલો, કર્યો હશે...

**આપે કહ્યું હતું : લશ્કરનું રક્ષણ માગે એ તો નકલી ગાંધીવાદ....**

અને આપે એમ યે ઉચ્ચાર્યું હતું :

**‘ હું આ પ્રાંત છોડું તે પહેલાં આ પ્રાંતની ૧॥। કરોડની વસ્તીમાંથી ૩॥ હજાર શાંતિસૈનિકો મને આપજો....’**

## સરકાર : સંસ્થા ને જનતા

અલબત્ત, આપ એક બાજુ, અમારાં રચનાત્મક

કાર્યોમાંના 'ક્રાંતિકારી' તત્વની ઊણપ જોઈ રહ્યા હતા; અને બીજી બાજુ ગાંધીજનો કાં તો **સરકારમાં**, કાં તો **સંસ્થાઓમાં** જોડાઈ ગયા હતા એ ય જોતા હતા. આપનાથી આ સહન ન થયું ને આપે પૂછીય નાખ્યું : 'તો પછી **જનતામાં કોણ રહ્યું ?' (પંચમહાલ)**

અને આપે ગુજરાતની રચનાત્મકશક્તિ, વ્યવસ્થાશક્તિને ઉદ્દેશી, નાના છૂટક ગામમાં નહિ, પણ એકાદ જિલ્લામાં સર્વોદયનો પ્રયોગ આરંભવા, અને ઉમદા નમૂનો તૈયાર કરી બતાવવા સૂચન યે કર્યું.

વરસોના લાંબા પદપ્રવાસ દરમ્યાન, આપે પ્રથમવાર **સમુદ્રયાત્રા કરી ખંભાતથી સીધા ભાવનગરમાં પ્રવેશ કર્યો:** અને 'વિજ્ઞાનયુગની રાજનીતિ' ઉપર ફટકા વીંઝ્યા :

'બધી જ '**શાહી**'ઓ આખરે **લશ્કરશાહીને** વરેલી છે; બધા જ પક્ષો આખરે તો એક જ પક્ષ છે: સૌનો આધાર અને નીતિરીતિ, સૌની શ્રદ્ધા અને પદ્ધતિઓ એક જ છે...' અને આથી આજના વિજ્ઞાનયુગમાં પ્રવર્તમાન પક્ષીય રાજકારણને આપે 'આઉટ ઑફ ડેટ'—જૂનવાણી કહ્યું...ને ઉમેર્યું : 'મોટા મોટા નેતાઓમાં પણ આત્મવિશ્વાસ નથી, જનવિશ્વાસ નથી!'

પરંતુ આપે **અલિયાબાડામાં** કાર્યકરો અને શિક્ષકો સમક્ષ આપની આંતરવ્યથા પ્રગટ કરી; 'સંસ્થાઓ પોતે લોકવિમુખ બની ગયાનું દુઃખ પ્રગટ કર્યું; પરંતુ એથી ય વિશેષ દુઃખ '**સંસ્થાઓની ઢાલ હેઠળ ફાલતી લોકવિમુખતા**'નું આપને હતું....'સર્વોદય'નો પોતાનો પક્ષ કેમ નહિ?—ની આશંકાનો જવાબ પણ આપે આપ્યો : અને સરકારની સરકાર એવી જનતાજનાર્દનની તહેનાતમાં હાજર રહેવામાં આપે વધુ ગૌરવ પ્રગટ કર્યું.

તો વળી, **રાજકોટમાં** આપે કોંગ્રેસી અને ભૂદાની કાર્યકરો વચ્ચે ચાલતા ભેદ-વિખવાદનોય અણસારો કર્યો. અને સર્વોદયી ક્રાંતિનું રહસ્ય સૂત્રરૂપે સમજાવ્યું :

**'ક્રાંતિમાં તાકાત છે, પણ તાકાત (કાર્યો)માં ક્રાંતિ સમાઈ જતી નથી.'**

## આત્મીયતાનાં કઠોર વેણ

આપે ગાંધીના ગુજરાતમાં, ગાંધીજનો સમક્ષ વારંવાર આત્મીયતાભર્યાં કઠોર વેણ સંભળાવ્યાં : સરકાર, કોંગ્રેસ અને કાર્યકરોની આપની આકરી ટીકાથી અનેકને દુઃખ થયું હશે; કેટલાકને રોષ વ્યાપ્યો હશે; કેટલાકે એવું ય સૂચવ્યું હશે કે આપે આવી બાબતો જાહેરમાં કહેવી ન જોઈએ, ખાનગીમાં પત્રરૂપે લખી યા બોલી જણાવવી જોઈએ. અને આપને આવી સૂચના સત્યના દ્રોહ સમી, અંતરાત્માને મોટે ડૂચો મારવા જેવી લાગી હશે કે શું—**વીરનગર (સૌરાષ્ટ્ર)**ના આપના ભાષણમાં આપે લગભગ એવું કહી નાખ્યું કે '**હું તે શું સરકાર કે કોંગ્રેસની પત્ની છું કે પુત્રી છું**—કે **ખાનગીમાં** કાગળ લખી પાળું? મારી ટીકાથી કોંગ્રેસની ઇજ્જત જતી હોય તો એ ઇજ્જત કેવી? લોકશાહીની ઓછામાં ઓછી અપેક્ષા જ એ છે કે, ખુલ્લંખુલ્લા સત્ય પ્રકટ કરવું...

ગમે તેમ, શાથી પણ, આપની ગુજરાત-પદયાત્રા દરમ્યાન, અમદાવાદ પૂર્વે જ પં. નેહરુએ આપની મુલાકાત લીધી—એ પ્રસંગ અપૂર્વ જ હતો. એ મહામાનવોનું મિલન ગુજરાતના એક ગામડામાં (બાવળા નજીકના **ગાંગડમાં**) થયું! અને બાવળાના સલામંચ ઉપરથી બંને મહાપુરુષોએ પ્રવચનો કર્યાં. આપ બોલ્યા ત્યાં સુધી પં. નહેરુ આપની પડખે ઊભા રહ્યા, અને પં. નહેરુ બોલતા હતા ત્યાં લગી આપ એમની પૂંઠે ઊભા રહ્યા!

**જાણે, ભારતના બે મહામાનવો એક બીજાની પડખે-પૂંઠે ઊભા રહી ભારતના નવઘડતરનું નિશાન જુદી જુદી દિશાએથી સાંધી રહ્યા હતા!**

આપ અમદાવાદ પધાર્યા તે દિવસો પણ અનેરા હતા. લાખો નગરજનોની શિસ્ત અને લાગણી બેઉ એક સાથે ઊભરી હતી...મહાગુજરાત આંદોલનના સૂત્રધારોએ પણ શાણપણ દાખવી એ બે દિવસ સત્યાગ્રહ મોકુફ રાખ્યો હતો. આપના મન ઉપર એની શી છાપ પડી, અથવા આપની તેમની સાથેની વાતોથી એમના મન ઉપર શી છાપ પડી—એ તો રામ જાણે : પરંતુ, પહેલેથી એવી કાંઈક હવા ઊભી તો થઈ હતી કે હવે વાતાવરણ પલટાશે...એ દિવસોમાંની શ્રી. જયપ્રકાશની હાજરી પણ મહત્ત્વનો ભાગ ભજવશે...નવા કોઈક માર્ગની પ્રેરણા મળશે...સત્યાગ્રહ બંધ પડશે...પરંતુ એવું કશું થયું નહિ!

## આપની અસહ્ય આંતરવેદના

અને અમદાવાદ તો અહિંસાની પ્રયોગ ભૂમિ: ગાંધીજી

સાથેના આપના મિલનની પ્રેમભૂમિ ! એ કારણ આશ્રમ આવતાં આપનું હૈયું ભરાઈ આવ્યું. અને સાબરમતી આશ્રમમાં પ્રાર્થના સમયે તો આપ અશ્રુધારા ખાળી જ ન શક્યા. આપે કહ્યું, 'હું આશ્રમમાં રહેતો હતો ત્યારે કઠોરતા મારી ઢાલ હતી...પરંતુ ત્યારેય આવી જ અશ્રુધારા વહેતી હતી, પણ એકાંતમાં...' અને આપે આ સ્થળને કરુણામય દૃષ્ટિદાયી માતૃસ્થાન તરીકે ફરી ફરી વંદી, Kingdom of kindness–'કરુણાના રાજ્ય'ની સાધનામાં જીવન પરોવી દેવાની અંતરેચ્છા પ્રગટ કરી.

આપે આ સ્થળની કેવા ભારે હૈયે વિદાય લીધી હશે એ તો કેવળ કલ્પવું જ રહ્યું : કિશોરવયે માતાની ગોદ છોડી આપ પ્રથમવાર મહાપ્રસ્થાનના પંથે નીકળી પડ્યા હતા તેવું જ કાંઈક કદાચ અનુભવ્યું હશે !

આપનો દોર તો એવો ને એવો ઉત્સાહભર્યો, આશાભર્યો, ભાવિની શ્રદ્ધાભર્યો આગળ વધી જ રહ્યો છે... આપ તો આપનું કર્તવ્ય—અમને કહેવાનું કહીને, ને સાંભળવાનું સાંભળીને—પૂરું કર્યાનો સંતોષ લઈ રહ્યા હશો.

આપે તો પહેલેથી જ કહી નાખ્યું હતું અને સૌરાષ્ટ્રમાં પ્રવેશતાં વળી એનું પુનરટણ કર્યું હતું કે આપનું કહેવું અમારે ગળે ઊતરે તેટલું જ અમારે માનવું. એથી આપને તો અમે સાંભળ્યા–ન સાંભળ્યાનો ઉદ્વેગ નહિ હોય. પરંતુ આપે સૌરાષ્ટ્રના ૩૫ દિવસના પ્રવાસના અંતદિને ભયંકર વેદના ઠાલવી હતી :

**આપે 'લોકશાહીની જ ઘોર ખોદતી આજની લોકશાહી' ઉપર ને 'સર્વત્ર ધર્મને નામે જે અધર્મ થઈ રહ્યો છે', તેનું અપરંપાર દુઃખ વ્યક્ત કર્યું; અને રાજનીતિજ્ઞો તથા ધાર્મિકોની જેમ ગાંધીને નામે પણ એમ જ ચાલ્યા કરે તેના કરતાં 'ધરતી મને અંદર લઈ લે તો સારું'—એવુંય આપનાથી બોલાઈ ગયું હતું !**

આપની આ વેદના છતાં આપ તો સ્વસ્થ છો—સ્થિતપ્રજ્ઞ છો, માટે.

પરંતુ અમારે મન આ જેટલું દુઃખકર છે, એટલું જ ઉલઝનભર્યું છે—

ગાંધીના ગુજરાતના પ્રજાજનોના હૃદયમાં શું આપનું આવ્યું-ગયું કશાં જ નવાં **સ્થાયી** સંવેદનો–ચિંતનો–મથામણો સળવળાવી નહિ જાય ? નવી ચેતનાનો **સ્થાયી** 'સ્ફુલિંગ' પેટાવી નહિ જાય ? અમારું જીવ્યું–નજીવ્યું સરખું જ રહી જવાનું ? –આપના આવ્યા **પૂર્વેના** અમે ને આપના ગયા **પછીના અમે ! સ્થાયીભાવ** એનો એ રહી જવાનો ?

આપની વિદાય પછી, સહજ લાગણીનું મોજું વહી જશે, ને રહી જશે અમારાં વંદનો, નિદર્શનો; ભાષણો, નિર્ણયો ને ઘટનાઓની કેવળ ઔપચારિકતા જ ? કઠોર શબ્દોમાં કહીએ તો 'સાપ ગયા ને લીસોટા રહી ગયા'—જેવું જ થશે ?

અમારા પ્રત્યક્ષ જીવનમાં આપના ૧૧૫ દિવસના **સહવાસનો કશો સ્થાયી ભાવ રહી જવાની પ્રતીતિ અમને પોતાને જ નથી થતી, તો આપ જે ઇચ્છી રહ્યા છો તેવા આંતર-બાહ્ય આમૂલ પરિવર્તનનું તો પૂછવું જ શું ?**

કદાચ ભારતભરની આપની યાત્રા સ્થળોનાં નગરજનોનો આવો જ એકરાર હશે !

અમારી ઉલઝન એટલા માટે છે કે આપનાં કઠોર વેણ માંહેની આત્મીયતા જોવા સ્વીકારવા જેટલા પણ અમે મોકળા દિલના રહી નથી શક્યા.

અમારા રાજકારણી નેતાગણોને તો કદાચ, આપની તપસ્યા માટે અનહદ માન હોવા છતાં, આપના વિચારો તરંગી અને બિનવહેવારુ લાગ્યા હશે; કેટલાકને તો આપ અનધિકાર ચેષ્ટા કરી રહ્યા જેવું ય લાગ્યું હશે. અને એમના રોજીંદા કર્મ–કાર્યક્રમોમાં આપનાં જાહેર પ્રવચનો અંતરાયરૂપ યે લાગતાં હશે. અને છતાંય પાછા, આપની હાજરીમાં જે કાંઈ થાય તે કરી છૂટીનેય આત્મસંતોષ લઈ શકતા હશે...

અમે પ્રજાજનો ? આપની તપસ્યા અને વાણીમાં પોતાના અંતરનો પડઘો ઊઠતો અનુભવતા હોવા છતાં, આપને ચરણે ફૂલપાંખડી ધરતા હોવા છતાં, આપના પ્રત્યેની ભક્તિથી દ્રવિત છતાં, રોજના જીવનચક્રમાં ઊંધું ઘાલી મંડ્યા રહીએ છીએ ! આપના જતાં, ફરી ઊંચું જોવાનો અવસરયે નહિ આવે !

અમારી આ જ તો ઉલઝન છે, બાબા! પરિવર્તનની ક્રિયા! 'આંતરબાહ્ય 'આમૂલ' પરિવર્તનની શરૂઆત જ અમે ઢૂંઢી રહ્યાં છીએ.

આમૂલ ક્રાંતિકારી પરિવર્તનનું રહસ્ય આપ વારંવાર સમજાવી ગયા છો પણ આપની ને અમારી વચ્ચે કશો તાર સંધાતો નથી!

## ૨*

આપે લગભગ ૭૫ વર્ષનાં મહાપ્રયાણ દ્વારા કેટલીક અપૂર્વ અનન્ય સિદ્ધિઓ પ્રાપ્ત કરી છે. સર્વોદયી ક્રાંતિના **સિદ્ધાંત ચિંતનમાં** આપ અગાધ ઊંડાણોને સ્પર્શ્યા છો: વેદો-ઉપનિષદો-ગીતાથી આરંભી સંત-પયગંબરોની જ્ઞાન-ભક્તિ ગંગામાં આપે અવગાહન કરી આપનું આગવું ચિંતન પ્રગટાવ્યું છે.

- અને ગાંધીજી જેવી વિરલ વિભૂતિના સાંનિધ્યમાં રહી આપે વ્યક્તિગત લેખાતા સદ્ગુણોના સામાજીકરણના શાસ્ત્રમાં જાણે પારંગતતા પ્રાપ્ત કરી છે. એથી જ તો, સિદ્ધાંત જેટલો મહાન હોય, તેટલો જ જનસાધારણના જીવન-આચાર માટે સુસાધ્ય અને શક્ય બને તે માટે આપે **વ્યવહાર-ચિંતન પણ ઓછું** કર્યું નથી.

એથી જ તો આપના ચિંતનમાં વિજ્ઞાનયુગનો પડઘો એકધારો સંભળાયા કરે છે. વિજ્ઞાનયુગની વિશેષતાઓને આપ, તેની ગહરાઈમાં ઊતરી, રોજ રોજ વિવિધ સ્વરૂપે પ્રગટ કરી રહ્યા છો. વિજ્ઞાનયુગમાં સંકુચિતતા, એકલપેટાપણું, તથા કેવળ મનના ગમા-અણગમાથી સીમિત માનસિક ભૂમિકા ચાલવાની નથી; સહઅસ્તિત્વ, સહવિચાર, સહજીવન તો વિજ્ઞાનયુગનો શ્વાસોચ્છ્વાસ છે—આપ હરદમ આ નૂતન સત્યનો ઉદ્ઘોષ કરતા રહ્યા છો.

તો વળી, ઉદ્યોગો, ટેકનોલોજી, રાજ્યતંત્ર, કાનૂન, પક્ષો, કેન્દ્રીકરણ, ઉચ્ચ જીવનધોરણ—અર્થ વર્તમાન યુગની આ સમસ્યાઓ—કેવળ આપણા રાષ્ટ્રમાં જ નહિ, જગતના તમામ સુવિકસિત રાષ્ટ્રોમાંય માથું ઊંચું કરી ચૂકી છે; અને ત્યાંના સમર્થ ચિંતકો નવવિચારણાનો પંથ ઢૂંઢી રહ્યા છે, ત્યારે આપ પણ ઔદ્યોગિક યુગની તમામ સમસ્યાઓ પ્રત્યે સજાગ છો. આપને આ કોઈ સમસ્યા પ્રત્યે પૂર્વગ્રહ નથી. અલબત્ત, ઉદ્યોગ ખાતર ઉદ્યોગ, અને ટેકનોલોજી ખાતર ટેકનોલોજીની ભક્તિ કરનારા **પ્રગતિશીલો**, અને રાજતંત્ર, કાનૂન, પક્ષો વગેરેને યાવચ્ચંદ્ર અનિવાર્ય માની, જેમ તેમ પકડી રાખવા મથનારા વ્યવહારદક્ષ રાજપુરુષોથી આપ ધરમૂળથી જુદી રીતે વિચારો છો; પરંતુ, આપ નથી આ બધાના 'અંધ ભક્ત' કે નથી ચોખલિયા-અરાજકતાવાદી—back to nature-પંથી જૂનવાણી.

આજે માનવ સમાજ, તેમાંય ભારત જેવો વિરાટ દેશ કેટલી હદે પછાત દશા, અજ્ઞાન અને ગરીબીમાં સબડી રહ્યો છે, એ ભારતને ઝૂંપડે ઝૂંપડે પદયાત્રિક બની ઘૂમનાર આપના કરતાં બીજું કોણ વધારે જાણવાનો દાવો કરી શકે છે? અને આપે વિજ્ઞાન અને જ્ઞાનની તમામ શક્તિઓ, બુદ્ધિ અને તંત્ર-વ્યવસ્થાનો ઉપયોગ ભારત દેશને ગર્તામાંથી બહાર કાઢવા માટે પૂરેપૂરો કરી લેવામાં સદાય ઉત્સુકતા સેવી છે. સાથોસાથ, આપ એ માર્ગે રહેલા મહાન ભયથી અમને ચેતાવી રહ્યા છો: માનવીનું ભૌતિક હિત સાધતાં સાધતાં રખે નૈતિક-આધ્યાત્મિક ઉત્કર્ષ વિસારે પડી જાય! આપનું આવું સમતોલ-સમ્યક્-સ્વસ્થ ચિંતન અમારે માટે પરિત્રાણ રૂપ છે.

### આપનો-અમારો તાર સંધાતો નથી!

વિનોબાજી! આપ કેવળ સમર્થ ચિંતક નથી. આપ તો અદ્યતન વિજ્ઞાનયુગના ચિંતક છો. આપનું કેવળ સિદ્ધાંતચિંતન નથી; આપનું વ્યવહારચિંતન પણ ઊંડું, અતલગામી છે.

**આમ છતાં, આપનો ચિંતનનો તાર અમારી વ્યવહાર-સાધનાના તાર સુધી સંધાતો નથી!**

● અમે ગ્રામવાસી છીએ, અમે નગરજનો છીએ—અમે ભારતનાં ફરજંદ છીએ: ડગલે ને પગલે અમે સંઘર્ષનું જીવન જીવીએ છીએ, પ્રામાણિક શ્રમનું જીવન જીવવા મથીએ છીએ; પરંતુ પરિસ્થિતિએ ઊભી કરેલી ભીંસ શ્રમ કરવાનો અમારો અધિકાર અને તક, પેટભરપૂર અન્ન, સુખી આબાદ જીવનની સર્વસાધારણ જરૂરિયાતો તથા સ્વમાન અને સ્વતંત્રશીલ સંસ્કારી જીવનથી અમને વંચિત રાખે છે: ક્ષણે ક્ષણે અમારું જીવન રૂંધાઈ રહ્યું છે: મોટા ભાગનાને નસીબે તો-નથી અન્ન, નથી કાપડ, નથી રહેઠાણ કે દવા-દૂધ યા જીવનની પ્રાથમિક જરૂરિયાતો, જેને માટે સતત સચિંત

* આ ખંડમાં કરેલી મીમાંસાનાં કેટલાંક વધુ પાસાં 'સર્વોદય વિશેષાંક'માં રજૂ થઈ ચૂક્યાં છે.

બની જીવવું ન પડતું હોય. આનંદ, મનોરંજન અને જ્ઞાન-સંસ્કારની તો વાત જ શી !

ભારતના નવઘડતરની યોજનાઓ અમને સ્પર્શી શકતી નથી, ને અમારાં હૈયાંની ઉષ્મા એ યોજનાઓ સુધી પહોંચી શકતી નથી ! જાણે સ્વરાજ્ય જ નથી આવ્યું ! જાણે સ્વરાજ આણવા અર્થેની કુરબાનીઓનો કશો જ પડઘો સંભળાતો નથી !

**સ્વરાજ પૂર્વે અમે જેમ મહાત્મા ગાંધી તરફ નજર ઢાળતા હતા, આજે આપની તરફ નજર ઢાળીએ છીએ.**

ત્યારે, સ્વરાજ પૂર્વે— ભારતદેશ 'પરદેશી તંત્રની જાલિમિયતનો શિકાર હતો; ને ભારતની પ્રજા નિઃશસ્ત્ર હતી. ભારતનો આર્થિક, રાજકીય, સામાજીક અને સાંસ્કારિક —ચતુર્વિધ સત્યાનાશ ત્યારે થઈ રહ્યો હતો. ભારતની પાસે બીજી કોઈ તાકાત ન હતી, જેને જોરે એ ઓથારને ફગાવી દેવાની હિંમત કરે. વિનવણીઓ અને ઠરાવો, મજલિસો અને મસલતોના માર્ગો મોળા પડ્યા હતા, ને વ્યક્તિગત શહાદતનો આતંકવાદી રાહ નિષ્ફળ ગયાની ખાત્રી થઈ ચૂકી હતી. ત્યારે ગાંધીજીએ એક નિઃશસ્ત્ર પ્રજાને બેઠી કરી—બે શક્તિઓને જોરે :

એક તો, જીવનના તમામ ક્ષેત્રોને—આર્થિક, સામાજીક રાજકીય, શૈક્ષણિક ઈત્યાદિ સૌને—**સર્વાશ્લેષી એકાગ્ર સ્વરાજ્ય-સાધના** માટે તૈયાર કરીને. સામાજીક જીવનનું કોઈ અંગ એની બહાર રહેવા ન પામ્યું : રચનાત્મક કાર્યો ને રાહત કાર્યો પણ ક્રાંતિકારી રૂપ પામ્યાં !

બીજી : સ્વરાજ્ય શુદ્ધિના પાયાના કાર્યક્રમ રૂપે, જીવનના તમામ ક્ષેત્રોના નાના મોટા અન્યાયો, અનાચારો : અસ્પૃશ્યતાથી માંડી સામાજીક કુરિવાજો સામેના ઝુંબેશોની પ્રેરણા ગાંધીજીએ આપી. એ બધાંનો તાર સાંધ્યો અનિષ્ટોના પુંજ સમી પરદેશી સત્તાની સામેના સૌમ્યતમ અને ઉગ્રતમ અહિંસક સત્યાગ્રહો સાથે.

**ગાંધી-બક્ષી આ દ્વિવિધ શક્તિ હતી: સહકાર અને પ્રતિકાર:**

**વિશાળ આમ પ્રજાનો સહકાર, અને વિરાટ વિદેશી સલ્તનત સામે પ્રતિકાર ! લોકસહકારના પાયા પર સંગઠનો અને અહિંસાના પાયા પર સત્યાગ્રહો ! અને ખૂબી તો એ હતી કે ગાંધીજીએ અમારી કામચલાઉ વ્યવહારુ અહિંસાનો ય સ્વીકાર કરી લઈ એમની શુદ્ધ અહિંસાના ધનુષ્ પર ચાપ રૂપે ઉપયોગ કરી, અપ્રતિમ અહિંસક શક્તિ પ્રગટાવી !.**

**ગાંધીબક્ષી આ સ્વરાજ્ય-સાધનાએ પરદેશી સલ્તનત સામે વિજય અપાવ્યો, એના કરતાંય વિશેષ તો, એણે નિમાલ્યતા, અને નિર્વીર્યતા તરફ ઘસડાઈ રહેલી પ્રજાને સત્ત્વ અને સ્વાભિમાનપૂર્વક જીવવાનો કીમિયો દઈ દીધો !**

## સક્રિય સર્વાંગી લોકનીતિને પંથે દોરી જાવ:..

● ગાંધીજીથીય અધિક સિદ્ધાંતચિંતન અને વ્યવહાર-ચિંતને પહોંચેલા આપની પાસે—ગાંધીના સર્વ-શ્રેષ્ઠ અંતેવાસી પાસે અમ ગાંધીજનો ( ગાંધીના ગુજરાતની સમસ્ત પ્રજા )ની એક જ પ્રાર્થના છે:

**શોષણ, દૈન્ય, રંકતાના જીવનમાંથી અમે મુક્ત થઈએ, ને સમાન, સ્વાધીન, આબાદ સર્વોદયી સમાજના રાહે પળીએ એ હેતુથી સામૂહિક અહિંસક શક્તિનું આવાહન કરો !**

વિજ્ઞાનયુગમાં કેવળ અહિંસા જ તરણોપાય છે, એ સત્ય આપે ફરી ફરી અનેક રીતે અમારે ગળે ઉતાર્યું છે... એટલે જ તો આપની પાસે અધિકતર અપેક્ષા રાખીએ છીએ.

આથી જ તો, ગાંધીજીએ અમને જ્યાંથી છોડ્યા છે, ત્યાંથી અમારી આંગળી પકડી આપ અમને આગળ—અહિંસાના અધિકતર ઉચ્ચતર પંથે લઈ જાવ, એવી અમારી પ્રાર્થના છે. અહિંસક સત્યાગ્રહની શક્તિનો જે કિંચિત અધકચરો સ્વાનુભવ અમને થયો છે, એ માર્ગે સ્વસ્થ થવા હજી અમારે અનેક અહિંસક સંઘર્ષોની તાલીમ ફરી ફરી ઘૂંટવી બાકી છે. એ દ્વારા સામાજિક પરિવર્તનની વધુ સિદ્ધિઓ પ્રાપ્ત કરીને જ વધુ-ઉચ્ચતર સ્તર સાધવા અમે શક્તિમાન થઈશું—અહિંસક સેનાના અનુભવી સેનાની તરીકે આપને અમારામાં આવી શક્યતા દેખાઓ, એટલી અમારી ભાવના છે.

આપ **લોકનીતિ** ઉપર ભારોભાર ઝોક આપી રહ્યા છો. સરકારી તંત્ર—**રાજનીતિ** ઉપર આધાર રાખી બેસી

[ પાન ૪૧ ઉપર ]

# કવિતા

## કયમ ગાવું

ગીત ઉરે કયમ ગાવું ?
મારું ગીત ઉરે, કયમ ગાવું !
કંઠમાં સ્વરનું ગુંજન, ભીતર ભાવનું મંથન મીઠું,
હૈયે શબ્દ હોઠ ન આવે, સ્વજન જાણે રુઠયું !
ઉરભરેલાં આંસુ તોયે સૂકાં નયણે રોવું !
ગીત ઉરે કયમ ગાવું ?
પંચમ સ્વરનાં કોકિલકૂજન અંતરમાં રેલાય,
જાગી ઊઠે ઉરઆલાપ ને વેણુમાં ના ઝિલાય;
સંગી કેરો સાથ ને તોયે એકલ એકલ જાવું !
ગીત ઉરે કયમ ગાવું ?

—શશિશિવમ્

## મુક્તક

ઉદ્ગારમાં ન રણકો કંઈ ભાવભીનો,
આશ્ચર્યમાં ય નહિ કૌતુક કેરું તેજ;
ના કૈં રહ્યું બળ વિધાન મહીં ય ભારે,
પ્રશ્નાર્થમાં હૃદય પ્રશ્ન ન ગૂઢ ભાસે
ભાંગી ન વાણ, કવિ ભીતરનો જ ભાંગ્યો.

—શશિશિવમ્

## જિંદગી

જુઓ આ પાંદડે ઝાકળ રહી શી નાચતી ?
કાળ પર જ્યમ જિંદગી રહી રાચતી.

## કળી

કોણ આ ચાલ્યું ગયું છે
રોઈ કાળી રાતમાં;
આંસુઓ એનાં પડયાં
લીલી સુહાગ બિછાનમાં.

—અનવર

[વિશ્વમાનવ : જાન્યુઆરી '૫૯]

## પાંદડીઓ

નહીં તેજ નહિ રંગ, તણખા કે ભડકા નહીં,
લ્હેરો મૂક સુગંધ, છૂપી જીવનધૂપની.

*

આ ફૂલના દલદલે ન પરાગ માતો,
તેથી જ શું રજરજે ઊડી આજ ગાતો ?

*

આજ કવિતા દિલને મારા એવું કૈં તડપાવે છે,
ખંડેર મહીં કો ઘાયલ પંખી પાંખોને ફફડાવે છે.

*

જન્મીને જીવી જવું,
પુષ્પનો પમરી જવું,
જલભરેલી વાદળીને મૂક બસ વરસી જવું.

*

ધરતી તણા ઉરરંગવિણ કો રંગ ફૂલ ધરતું નથી,
ઉર ધરતીનું મ્હેંકયા વિના કો ફૂલ મઘમઘતું નથી.

*

ડોલતું ફૂલ આ ધરા પર એવું ધીમેથી ખર્યું,
હેતઘેઘુર બાળ કોઈ માતને ખોળે સર્યું.

*

ઝમઝમ્ વહેતું જાય ઝરણું, ખેતરોમાં ખેલતું,
શ્વેત, નાજુક, શ્યામરંગી, વ્હેણમાં શું રસળતું ?
ફૂલ, કંકર, કાચ, કટકા, લોહકણી, તણ, કાગળ ?
દીઠું છતાં અણદીઠ સઘળું !
જિંદગી આ એવી ધુંધળી જાય વહી કયાં આગળ ?
ને અરે કયાં સાગર ?

—ઉપેન્દ્ર પંડયા

## ચારે તરફ

ચારે તરફ
આ મૌનનો ગાઢો બરફ !
કલકલ હતું,
ત્યાં આજ ના આછો હરફ !
રે, શું થયું ?
કે સ્વપ્ન પણ થીજી ગયું :
છે આવવું કોઈ કિરણ,
પ્રગટાવવા હમણાં ઝરણ !

પણ એય આખર ઠીક;
અણુસાર નકામાની રહી ના બીક !
છે ગત-ભાવિનો આધાર જો અધ્ધર,
ચહું સાંપ્રત હવે નક્કર;
હવે બસ જાણવો,
વિશ્વાસ દૈને માણવો,
આ મૌનનો ગાઢો બરફ
ચારે તરફ !

—હસિત બૂચ

## એ જ રીતે

ચૈતરતણી એ સાંજ ને ઢળતે સમય
મંદ શો વાતો હતો મખમલ મલય...
એકલો જાતો હતો સાગરભણી—
ત્યાં ન જાણે—
શું મને કૈં થૈ ગયું પલવારમાં
કે મને વ્યાપી વળ્યા અવસાદ...
ને દર્દ એવું...
(નેણમાં ખૂંચી રહી'તી કાચની જાણે કણી.)

કાન પર આવી અને અથડાઈ રૂહે
સાગર તણો ઘુઘવાટ...
કૈંક એ કહેતા મથે
ને (રે શકે ના કહી.)
(ને હું ય ના સમજી શકું એવી સ્થિતિ યે માહરી.)
કોણ જાણે કઈ વ્યથાના ભારમાં
આ હોઠ મારા ચૂપ ? !

બસ એકલો

નિર્જનો ય મેલી સંગ હું ચાલ્યો હતો
તે ક્યાં અને કોના પ્રતિ
એની મને ત્યારે ય તે ન્હોતી ખબર.
ને એ જ રીતે આજ પણ
ચાલ્યાં કરે મારાં ચરણ !

—સુરેશ દલાલ

## સાઁવરી સૂરતમાં

: નર્મ :

સાંવરી સૂરતમાં એવું તે શું હશે
સહુ-જેને-હેતથી તાક્યા કરે ?
હો ! ન્યારયા,
જોતાં ન આંખો થાક્યા કરે !
જાય પડી ભારે જોખમનો સોદો
વગડામાં આંટા માર્યા,
હો ! ન્યારિયા,
એવાને સંગે રાખ્યા કરે :
નેડલાની છાની વાત થાય કોને ?
દેખાતી એડી લાગ્યા કરે;
હો ! ન્યારિયા,
સૌને અંદેશા આવ્યા કરે;
ચાલ ચાલ જૈયે બીજા મુકામ પર
એકલો પતીલ છો ઝુર્યા કરે;
હો ! ન્યારિયા,
કોણ એની સાયધી પૂર્યા કરે ?

—પતીલ

# મારી જીવનદષ્ટિ

—જવાહરલાલ નેહરુ

[ ૧૬ી ડિસેમ્બરે પં. જવાહરલાલ નેહરુએ દિલ્હી વિશ્વ-વિદ્યાલયના પદવીદાન સમારંભ પ્રસંગે, ઉપકુલપતિના આગ્રહથી ઘણે વખતે એક લેખિત ઉદ્‌બોધન વાંચ્યું. કુલપતિ ડૉ. રાધાકૃષ્ણને એ ઉદ્‌બોધનને 'પ્રેરણારૂપ અને પડકારરૂપ' કહીને બિરદાવ્યું, આ ભાષાનુવાદ 'ટાઇમ્સ'ના હેવાલ પરથી તૈયાર કરેલો, 'ભૂમિપુત્ર' માંથી ઉતાર્યો છે. ]

સર્વસાધારણ રીતે સમસ્ત માનવજાતિની સમક્ષ અને ખાસ તો ભારતની સમક્ષ જે પ્રશ્નો ખડા થયેલા છે, તેનું નિરીક્ષણ કરતાં એમ લાગે છે કે:

કલ્યાણ-રાજ્ય સ્થાપવાની મથામણ કરતાં કરતાં જો અધ્યાત્મનું તત્ત્વ આપણી દૃષ્ટિથી બહાર જતું રહેશે, તો આપણી તમામ ભૌતિક પ્રગતિઓ છતાં, માનવ સમાજને છિન્નભિન્ન કરી નાંખતી પ્રક્રિયા જ આગળ ધપશે.

૪૮ વર્ષ પર, હું જ્યારે તમારી જેમ વિદ્યાર્થી હતો, ત્યારથી અત્યાર સુધીમાં વિજ્ઞાન અને યંત્રવિદ્યાને મેં કૂદકે ને ભૂસકે વિકાસની નવી નવી મંજિલો સર કરતાં જોયાં છે; અને એમની આ ફલાંગોએ માનવની માનવતાને એકથી વધુ રીતે પડકારી છે.

યંત્રવિદ્યાના વિકાસને કારણે સહુથી પહેલું તો, જૂના જમાનાથી ઊતરી આવેલા આપણા ઉદ્યોગધંધાઓ વધુ ને વધુ જટિલ ને અટપટા બન્યા છે. વીજળી વપરાતી થઈ, ત્યારથી એક નવી જ જાતના પરિવર્તનનો કાળ બેઠો છે. આ નવી યંત્રવિદ્યા વધુ ને વધુ મોટા પ્રમાણમાં કુદરત અને માનવીના સંબંધો વચ્ચે હસ્તક્ષેપ કરી રહી છે. એક એક કદમ કરતો કરતો માનવી નવા જ પ્રદેશોમાં પ્રવેશી રહ્યો છે. આપણી આસપાસના વાતાવરણ અને સંયોગોમાં, આ જે વિરાટ ફેરફારો યંત્રવિદ્યાના વિકાસને કારણે ઉત્પન્ન થયા, એમણે આપણી જીવન જીવવાની પદ્ધતિમાં પણ પલટો આણ્યો છે, અને આપણી વિચાર કરવાની પદ્ધતિ ઉપર પણ અસર પાડી છે.

મને લાગે છે કે, છેલ્લાં થોડાં વરસોમાં, આ બધાં પરિવર્તનની ગતિમાં આશ્ચર્યકારક ઝડપ આવી છે ને માનવપ્રાણીઓ બિચારાં એની સાથે તાલ મેળવીને ચાલવામાં ખૂબ જ મુશ્કેલી અનુભવી રહ્યાં છે. માનવજીવન રૂપી રાસમા અગાઉ જે સુસંવાદી ને તાલબદ્ધ લય હતો, તે અલોપ થઈ ગયો છે, અને એ રાસ તૂટેલા તાલ ને વિસંવાદી સૂરો વચ્ચે વેરાઈ રહ્યો જણાય છે. આ વિસંવાદના ઓળા આપણા રાજકીય સંઘર્ષો અને આર્થિક ઘર્ષણો પરથી સ્પષ્ટપણે કળી શકાય છે.

માનવી હવે અગાઉની જેમ ગરીબી, ભૂખ કે રોગનો શિકાર નથી રહ્યો, બલ્કે બાહ્ય પ્રકૃતિ પર વિજય મેળવવાની ધગશમાં ને ધગશમાં, અજાણ્યા પ્રદેશોમાં અતિશય આગળ ધસી ગયા પછી, હવે એને ભાન થાય છે કે, એની પોતાની જ જાત સાથે એની બાખડી બંધાઈ છે. પોતાનું જ્ઞાન વધારવા જતાં એ પોતાની હતી તે જાતને જ ગુમાવવા બેઠો છે. 'લેને ગઈ પૂત ઓર ખો આઈ ખસમ' વાળો એનો ઘાટ થતો જણાય છે. સવાર થાય ને નવા સવાલો ને નવા કોયડાઓ "કા...કા" કરતાં આપણને પજવવા આવી પહોંચે છે; કેમ જાણે આપણને પેલા પ્રાચીન આદેશની યાદ ન આપતા હોય–"कोऽहम् ? कोऽहम् ?–હું જાતે કોણ છું ?" એ પહેલાં જાણ.

વિજ્ઞાન અને યંત્રવિદ્યા ફેલાતાં ગયાં તેની સાથે સાથે આપણાં પ્રાચીન પરમ મૂલ્યો, એમનું અગાઉ જે સાચાપણું હતું, તે જાણે ખોઈ બેસતાં હોય અને ધીમે ધીમે ખોટાં પડતાં જતાં હોય એવું જણાય છે. આને પરિણામે આજની પેઢીનાં મૂળિયાં જૂનાં ધોરણો અને મૂલ્યોની ભોંય પરથી તદ્દન જ ઊખડી જાય અને એ કંઈક નવું શોધવા ફાંફાં નાખે, તો એમાં નવાઈ જેવું કશું ન લાગવું જોઈએ.

આપણે આ નવી પરિસ્થિતિ સાથે કેમ કરીને મેળ પાડીશું ? પ્રાચીન અને જૂનવાણી ભેદભરમને ફગાવી દઈ ને, આપણે એક અર્વાચીન અગોચર ને અગમ્યને કાંઠે આવી, ફરી પાછાં એક નવી વિસામણ વચ્ચે જીવી રહ્યાં છીએ.

આપણી આવી વિલક્ષણ દશાના પ્રત્યાઘાતો જુદા જુદા લોકોનાં મન પર જુદી જુદી રીતના પડે છે. થોડાક જણ

 ॐ શ્રીમન્નારાયણ [illegible]

વધુ ઊંડાં ચિંતન અને શોધનમાં ગરકાવ થઈ જાય છે અને અંતિમ મૂલ્યો માટે ખોજ આદરે છે; પણ બાકીના મોટા ભાગના લોકોને આ બધા ગૂંચવાડામાંથી કશોય સાર કાઢવાની માથાકૂટ એ પોતાના ગજા બહારની લાગે છે; ને તેથી બધી આસ્થા છોડી, પીછેહઠ કરીને તેઓ શંકાશીલતા તથા નકારાત્મક વૃત્તિઓની ખાઈઓમાં લપાઈ જાય છે. પ્રાચીન પરંપરાઓનાં ધોરણો અને સ્વરૂપોને તેઓ નકામાં કહીને ફેંકી દે છે, પણ નવાં કોઈ જ ધોરણો કે સ્વરૂપો એ લોકો પેદા કરતા નથી.

પરંતુ આ મુદ્દા પર પણ હું મતાગ્રહી બનીને "આમ જ છે" એવી મમત કરવામાં નથી માનતો. પ્રાચીન મૂલ્યોની ઇમારત ભાંગીને ભૂકો થઈ રહી છે, તે તો જોઈ જ શકાય છે. પણ એ મૂલ્યોનો પ્રલય અતિશય યંત્રીકરણ તથા ઔદ્યોગિક સંસ્કૃતિને કારણે જ આવી રહ્યો છે, કે પછી પરિવર્તન આટલું બધું ઓચિંતું ને ઉતાવળું આવ્યું તેટલા જ કારણે થઈ રહ્યો છે, તેનું શું કહી શકાય?

કલ્યાણ-રાજ્ય સ્થાપવાનો આદર્શ પણ પૂરતો છે કે નહીં, તે પણ એક સવાલ જ છે. આપણે ભારતમાં કલ્યાણ-રાજ્ય આણવાની જહેમત કરી રહ્યા છીએ, તેવે વખતે જરા ચારે બાજુ નજર કરીએ, બીજા દેશોમાં ભૌતિક સમૃદ્ધિને લાગેવળગે છે ત્યાં સુધી તો કલ્યાણ--રાજ્ય સુસ્થાપિત થઈ ચૂક્યું છે, તેમની દશા જોઈએ છીએ તો ત્યાં પણ માણસો એવી રીતે વર્તન કરતાં જોવા મળે છે કે, એમની રીતભાત જોઈને આપણી પાછલી પેઢીનાં માણસો તો છળી જ જાય. કિશોર-ભ્રષ્ટતા (જુવેનાઈલ ડિલિંક્વન્સી)ની બદી ફાલી રહી છે, બધી જ જાતની રીતભાત નેવે મુકાઈ રહી છે, અને રાષ્ટ્રના પાયા સમી સભ્યતા કીચડ ભેગી થઈ રહી છે. આ વિરાટ આરોગ્ય જોઈને આપણી એક આંખ હસે છે, ત્યારે બીજી આંખ સમાજના દેહને સડતો જતો ને ગળતો જતો જોઈને રડે છે. માનવસમાજનું હાડ ગળતું જાય છે, કારણ એને બાંધી રાખનાર, જે નૈતિક-ધાર્મિક મૂલ્યો રૂપી મજ્જા હતી, અને સામાજિક રીતભાત રૂપી જે ત્વચા હતી, તે ધીરે ધીરે ધોવાઈ રહ્યાં છે.

## વિજ્ઞાનની ગતિ + અધ્યાત્મની દૃષ્ટિ = વિકાસ

વિજ્ઞાન અને યંત્રવિદ્યાએ આવી અડાગાંઠ ઊભી કરી છે. તેમ છતાં ભારતે એમને પંથે જવું જ પડવાનું છે, કારણ ગરીબીના શાપમાંથી છૂટવાનો અને જીવનધોરણને તરતું કરવાનો એ એકમાત્ર માર્ગ છે. આધ્યાત્મિક પ્રગતિ માટે પણ અમુક ભૌતિક સુખાકારી અનિવાર્ય બની રહે છે. ગમેતેમ, આપણે કાંઈ મોટા ભાગની દુનિયામાં, વિજ્ઞાને ને યંત્રે આણેલાં પરિવર્તનનાં પૂરને ખાળી શકીએ, કે ઉલટાવી શકીએ, એ તો બને તેવું જ નથી. એટલે આપણે વિચારવા જેવો પ્રશ્ન તો એ જ થઈ પડે છે કે, આપણે આ બધી ઉથલાપાથલોની પ્રક્રિયા વચ્ચેથી, માનવજાતિએ ભૂતકાળમાં જેમને અતિશય અગત્યનાં માન્યાં છે, તેવાં કેટલાંક પાયાનાં મૂલ્યોને જાળવી લઈ શકીએ તેમ છીએ, કે નહીં; અને માનવજીવનમાં રહેલ આધ્યાત્મિક તત્ત્વને (એના કોઈજાતના સાંકડા સાંપ્રદાયિક અર્થમાં નહીં, પણ એ શબ્દના વિશાળમાં વિશાળ અર્થમાં,) આપણે જાળવી તેમ જ પોષી શકીએ તેમ છીએ કે પછી તે તત્ત્વ ઝાંખું પડતું પડતું અલોપ થઈ જવાનું છે? આપણી સામે જો ખરેખર વિચારવા જેવો સવાલ હોય તો તે આ છે. આવા આધ્યાત્મિક તર વિના તો, ભૌતિક પ્રગતિ થતી રહે, તેમ છતાં, કદા સમાજના વિઘટનની પ્રક્રિયા જ આગળ ધપશે.

## 'ઈશ્વર'નો વિકાસ

હું આ પ્રશ્નને પરંપરાગત ધાર્મિક, એટલે કે સાંપ્રદાયિક દૃષ્ટિકોણથી નથી જોતો; જો કે ધર્મ અને તેને આધારે ખડાં થયેલાં મૂલ્યો વચ્ચે હદ ક્યાં દોરવી, તે કહેવું મુશ્કેલ છે. આપણે એક ઈશ્વરમાં માનીએ છીએ, કે અનેકમાં તે પણ સવાલ નથી; સવાલ તો એ છે કે આપણે કોઈ પણ અંતિમ મૂલ્યોમાં માનીએ છીએ કે નહીં. ઈશ્વર વિશેની કલ્પના, માનવીના વિકાસની જુદી જુદી અવસ્થાએ જુદી જુદી થતી રહી છે. પણ તે કલ્પના ગમે તે કાળે ગમે તેવી હોય, તો પણ એક વસ્તુ તેને અંગે નક્કી રહી છે; 'ઈશ્વર' હંમેશાં જે તે સ્થળ-કાળમાં, માનવીઓને અંતિમ મૂલ્યો અથવા સત્ય વિશે જે કાંઈ આછોપાતળો ખ્યાલ હોય છે, તેના પ્રતીક તરીકે પૂજાતો આવ્યો છે. એટલે જ તો; જેમ જેમ માનવીનો વિકાસ થતો ગયો છે, તેમ તેમ ઈશ્વર અંગેની એની કલ્પના પણ બદલાતી ગઈ છે, અને અર્થનાં નવાં નવાં ઊંડાણ સાધતી ગઈ છે. પણ તે કલ્પના ગમે ત્યારે ગમે તે

[ વિશ્વમાનવ : જાન્યુઆરી, '૫૯

રહી હોય, છતાં તે જે તે અવસ્થાએ પહોંચેલા સમાજના અંતિમ અને નિરપેક્ષ મૂલ્યના પ્રતિક સ્વરૂપ જ રહી છે.

ક્રમે ક્રમે વ્યક્તિ કે પુરુષોત્તમ સ્વરૂપ ઈશ્વરની કલ્પનામાંથી અવૈયક્તિક કે અપૌરુષેય ઈશ્વરનો વિચાર મહોરતો દેખાય છે. અને પછી એમાંથી કંઈક એવું અગમ્ય ને અતાગ ફલિત થાય છે, કે જેને આપણાં સાધારણ મન તો ગ્રહણ જ નથી કરી શકતાં. બુદ્ધ ભગવાનને એને વિશે પૂછવામાં આવ્યું, ત્યારે એમણે એની વ્યાખ્યા કરવાનો ઇન્કાર કર્યો, ને કહ્યું કે એ 'અવ્યાકૃત વિષય' છે, કારણ કે વાણી એને પામ્યા વિના જ પાછી ફરે છે અને મન પણ એને જાણવામાં નિષ્ફળ નીવડે છે. એનો સાક્ષાત્કાર તો બીજાં જ સાધનો વડે થઈ શકે છે. કોઈ કોઈ એને સત્યમ્, શિવમ્ (પ્રેમ), અને સુંદરમ્ કહે છે, કારણ આ ત્રણ એમને મન અંતિમ મૂલ્યોનાં પ્રતીક હોય છે. પણ આપણી પેલે પાર રહેલા એ પરનો સાક્ષાત્કાર કરવા માટે આપણે આ ત્રિ-પરિમાણ ભૌતિક જગતથી અળગા થવું પડે છે.

## ભૌતિક—આધ્યાત્મિક વિકાસ

આજે આપણી પાસે અંતિમ કે 'પારમાર્થિક' મૂલ્યો છે ક્યાં? તેવાં મૂલ્યો વિના આપણે ઉપરછલ્લાં, નિઃસત્ત્વ ને ક્ષુદ્ર થઈ જઈએ છીએ. અને શું મનુષ્યો કે શું રાષ્ટ્રો, એ કાંઈ નિઃસત્ત્વતા કે ક્ષુદ્રતા દ્વારા કોઈ મહાન વિકાસ નથી સાધી શકતાં.

એમ બને કે આ પ્રચંડ સંધિકાળમાંથી એક નવીન સમતુલા ને એક નવીન સમન્વય સુસ્થિર બને. અને આપણા યંત્રીકરણની ટોચે પહોંચેલા સમાજના ઉદરમાંથી નવાં ધોરણો, નવાં મૂલ્યો, સંસ્કૃતિની કોઈ નવલી શિક્ષાઓ, અને અંતિમ સત્યનું કોઈ નવીનતમ દર્શન પ્રગટ થાય.૮

## રશિયા અને અમેરિકા

મૂડીવાદ, સમાજવાદ અને સામ્યવાદ વચ્ચે આજે તો તીવ્ર સંઘર્ષ ચાલતો નજરે ચડે છે. તેમ છતાં સંયુક્ત રાજ્ય અમેરિકાના અત્યંત વિકસિત મૂડીવાદી સમાજ તથા સોવિયેત સંઘમાં જે નવા પ્રકારની સંસ્કૃતિ ઘડાઈ રહી છે, તે બંનેની માંડણી તત્ત્વતઃ તો એક જ મૂલતત્ત્વ પર થઈ રહી છે. અને તે છે ઉદ્યોગીકરણ અને યંત્રીકરણની એક ચરમકક્ષા. એમની પદ્ધતિઓ વચ્ચે થોડોથોડો તફાવત હોઈ શકે, પણ તે તફાવત પણ જેટલો ધારવામાં આવે છે, તેટલો બધો મોટો નથી. એ બંને દેશો 'વિરાટકાય-યંત્ર'ના ભક્ત [illegible] બંને દેશો વચ્ચે અનેક રીતના ભેદ તો છે જ; પરંતુ આ[illegible] દુનિયામાં તત્ત્વતઃ જે ભેદ પ્રધાન છે, તે આ બે વચ્ચે[illegible] નથી; આજના વિશ્વની પ્રધાન અસમાનતા તો ઉદ્યોગીકરણ[illegible] ટોચે પહોંચેલા સમાજો તથા હજી સુધી જ્યાં ઉદ્યોગીકર[illegible] નથી થયું, તેવા સમાજો વચ્ચે જે ભેદ છે, તેમાં રહેલી [illegible]

## ભારતની સમન્વયશીલતા

પ્રત્યેક સમાજ પોતપોતાની આગવી પરંપરાઓ અ[illegible] સભ્યતા રચતો હોય છે. સાધારણ સંયોગોમાં આવી ભિન્ન ભિન્ન રચનાઓ એકી સમયે અસ્તિત્વ ધરાવે, અ[illegible] એકમેક પર અસર પાડતી રહે, એ વસ્તુ વિકાસની દૃષ્ટિ[illegible] ઘણી સારી છે. પણ આજે તો દુર્ભાગ્યે એમની વચ્ચે સત[illegible] ઘર્ષણ જ ચાલતું જણાય છે અને તેથી સાધારણ સંયોગો[illegible] સહજીવનને કારણે ક્રમશઃ એકમેકને આત્મસાત્ કરવાની [illegible] સમન્વય-ક્રિયા ચાલે છે, તે થંભી ગઈ છે.

આત્મસંરક્ષણના, પોતાની જાતિને જાળવી રાખવાના સાંકડામાં સાંકડા દૃષ્ટિકોણથી પણ વિચારીએ તો વિનાશકાર[illegible] યુદ્ધની અટકાયત અને જુદાં જુદાં રાષ્ટ્રો તથા વાદોનું સહ[illegible] અસ્તિત્વ હવે તો અનિવાર્ય જ થઈ પડ્યું છે. એકમેક[illegible] આત્મસાત્ કરતાં કરતાં સર્વ એકરસ બની જાય, એવ[illegible] વિશાળતર દૃષ્ટિકોણથી તો આ સહજીવનની વાત, એથી[illegible] વધારે જરૂરી બની જાય છે.

ભારતનો ઇતિહાસ બહુરંગી રહ્યો છે, છતાં એક બાબત[illegible] તો ભારત સતત વળગી જ રહ્યું છે; સહિષ્ણુતા અને સહ-જીવનના સિદ્ધાંતોને, એણે કદી ઉવેખ્યા નથી. આપણ[illegible] આજની વિદેશનીતિ એ કાંઈ સ્વરાજ્ય પછી ફૂટી નીકળેલુ[illegible] કોઈ અળશિયું નથી. બલ્કે એનાં મૂળ તો આપણી પરંપરાએ અને ઇતિહાસમાં ઊંડાં રોપાયેલાં છે. અને ખરેખર તો ભારત પોતે પણ સહજીવન વિના છિન્નભિન્ન જ થઈ જાય તેમ છે.

## ભૌતિક પણ ઈશનો આવાસ

ભૌતિક અને આધ્યાત્મિક વચ્ચે ચોક્કસ ભેદરેખા દોરવી શક્ય છે કે કેમ તે વિશે મને શંકા છે. કરોડો માનવપ્રાણી-ઓનાં જીવન પર અસર પાડનારાં જે જંગી વિચારનાં પૂર ઇતિહાસમાં વખતોવખત ફરી વળેલાં જોવાં મળે છે, તે દરેકમાં અધ્યાત્મનો કંઈક અંશ તો હોય જ છે. મહાન ક્રાંતિઓ, પછી તે અમેરિકા કે ફ્રાંસમાં થઈ હોય, કે પછી

રશિયા કે ચીનમાં થઈ હોય, એ ક્રાંતિઓ કશાક આધ્યાત્મિક તત્ત્વ વિના કદી સફળ જ ન થઈ હોત. એ આધ્યાત્મિક અંશ જ કોઈકવખત માનવહૈયામાં સૂતેલી પ્રેરણાઓને દરેક વખતે સચેત કરતો રહ્યો છે.

### માર્ક્સ-મીમાંસા

માર્ક્સવાદ પ્રત્યે કરોડો લોકોને મૂળ મુદ્દે જે આકર્ષણ થાય છે, તે હું માનું છું કે, એમાં વૈજ્ઞાનિક સિદ્ધાંત સ્થાપવાના જે પ્રયત્ન થયા છે તેને કારણે નથી, બલ્કે તેમાં રહેલી સામાજિક ન્યાય માટેની તીવ્રતાને કારણે છે. અને તેટલે અંશે માર્ક્સવાદ એક આધ્યાત્મિક આવશ્યકતાની (સમાનતા-ની ઝંખનાની) પૂર્તિ કરતો હતો. અલબત્ત બીજા કેટલાય બુદ્ધિશાળી લોકોને એનું આકર્ષણ બીજાં કારણોસર પણ હતું.

મારા મતે, દુર્ભાગ્યે માર્ક્સવાદ એના વ્યવહારમાં હિંસા અને વ્યક્તિત્વના દમન સાથે (જે જો કે સૌના ભલા માટે જરૂરી મનાતું હતું તેની સાથે) વધુ પડતો ભેરવાઈ ગયો. હું માનું છું કે વ્યક્તિને વિકસવા જોગી સ્વતંત્રતા હોવી જ જોઈએ. વળી હું એમ પણ માનું છું કે, ખોટાં સાધનોના ઉપયોગથી ખોટાં પરિણામો અવશ્ય ઉત્પન્ન થાય છે. અમુક ખાસ સંયોગોમાં શું સાચું હતું ને શું ખોટું હતું, એ કહેવું મુશ્કેલ ગણાય, કારણ કે જીવન કાંઈ બહુ તર્ક-સંગત નથી હોતું, ઊલટું એ તો પુષ્કળ ગૂંચવાડાઓ અને વિરોધાભાસોનું જ બનેલું હોય છે. છતાં એટલું તો ખરું જ કે સાધ્યની પાછળ આંધળી દોટ મૂકવામાં, સાધનોની શુદ્ધિને સમજબૂઝપૂર્વક નેવે ચડાવવી એ સાચું તો નથી જ, પણ અંતે જતાં વ્યક્તિ તેમ જ સમૂહનું તે રીતે કલ્યાણ પણ નથી જ થતું.

### માર્ક્સવાદનો ભૌતિકવાદ

આમ ધોરણો અને મૂલ્યોને આપણે મહત્ત્વ આપવું જોઈએ, એ ખરું, પણ સાથે જ એ વાત પણ ખરી છે કે, સમાજમાં વધુ લીલા ભોગવનારા મોભાદાર વર્ગના સ્વૈચ્છિક પદત્યાગથી સમાજમાં ધરખમ ફેરફાર થઈ શકતો નથી. કારણ એ લાભિયા વિશેષાધિકારી વર્ગના મનમાં સામૂહિક રીતે એવું ઠસાવી દેવામાં આવ્યું હોય છે, અને એ માનતો જ હોય છે કે, સમાજમાં એનું આવું ઊંચું સ્થાન રહે, તે સમાજની ધારણાની દૃષ્ટિએ સ્વતઃસિદ્ધ સત્ય છે. એટલે જબરા મોટા સુધારા તો અધિકારથી વંચિત નીચલા વર્ગના લોકો તરફથી થતાં દબાણોને જોરે જ થઈ શકે છે. અને કોઈ પણ સામાજિક સમૂહના સામાજિક, રાજકીય અને બૌદ્ધિક જીવનનાં સર્વસાધારણ લક્ષણોનો ઘાટ, જે તે સમૂહ-ની ઉત્પાદક શક્તિઓ ને સાધનો દ્વારા જ ઘડાતો હોય છે, એ (માર્ક્સવાદની) વાત પણ મને ખરી લાગે છે.

### જૂનવાણી પછાતદશા

આ પૃથક્કરણ પરથી આપણે હવે ભારતની આજની પરિસ્થિતિ પર આવીએ. ભારત પર નજર ફેરવીએ તો આજે, સામાન્ય રીતે એમ કહી શકાય કે, આપણી ઉત્પાદન-ની પદ્ધતિઓ જૂનવાણી ઢબની અને પછાત છે. આને કારણે આર્થિક પછાતપણું આવે છે, તે તો જાણે ખરું જ, પણ સાથે સાથે આપણા સામાજિક અને બૌદ્ધિક જીવન પર પણ તેનો ઢસડબોરો આવી પડે છે. 'આપણાં પ્રાચીન મૂલ્યો અને ધોરણોને આપણે જો જાળવી રાખવાં હોય, તો આ પ્રાચીન ઉત્પાદન પદ્ધતિઓને આપણે વળગી રહેવું જોઈએ,' એમ કહીએ તો તેનો અર્થ તો એવો થયો કે, આપણે ગરીબ ને પછાત રહીએ, તો જ આપણે એ મહાન મૂલ્યોને જાળવી શકીએ!

વિશેષાધિકારો અને ચીલાચાલુ સમાજવ્યવસ્થાને જાળવવા-ને માટે ધર્મ અને તત્ત્વજ્ઞાનનો વારંવાર દુરુપયોગ થતો રહ્યો છે. તે જ રીતે જૂના આર્થિક સિદ્ધાંતોને પણ કેટલાક લોકો પોતાનાં હિતોની સર્વોપરિતા વાજબી ઠેરવવા માટે કામે લગાડતા જોવા મળે છે.

સમાજવાદ એ અમુક એક જાતનું આર્થિક તંત્ર માત્ર નથી. એના કરતાં એ ઘણી વધારે ગહન વસ્તુ છે. એમાં એક વિચારપદ્ધતિ અને જીવનપદ્ધતિ રહેલી હોય છે...આપણે જો સમાજવાદને માટે કાર્ય કરવું હોય તો આપણે એ હરદમ યાદ રાખવું જોઈએ કે પછાત અને અલ્પવિકસિત દેશમાં ખરો સમાજવાદ કદી ખીલી શકે જ નહીં.

આ બધું નજરમાં રાખીને હું તમને વિદ્યાર્થીઓને અપીલ કરું છું કે, તમને ઘેરી વળનારાં અનેક દૂષણો સામે તમે કેડ બાંધીને લડી લો. એ દૂષણો આપણને સંકીર્ણ બનાવે છે અને એમ કરીને સમાજવાદની સિદ્ધિના આપણો મહાન પરાક્રમ માટે આપણને નાલાયક બનાવી દે છે. કયાં છે એ દૂષણો? સાંપ્રદાયિક ધર્મઝનૂનો અને મતાંધ મમતો, પ્રાંતવાદ, ભાષાવાદ અને નાતજાતના વાડા; આ બધી આપણી વચ્ચે

[પા. ૨૦ ઉપર]



એ ગમે-દિલ કયા કરું, એ વહશતે-દિલ કયા કરું ?

# મજાઝ : 'આવારા' કવિના પરાજયની કહાણી

—ગુલામ મોહમ્મદ શેખ

સ્ત્રી નામની વસ્તુએ જ પૃથ્વીનો ઇતિહાસ ઘડ્યો છે એમ કહીએ તો ચાલે. છેક આદિકાળથી માંડીને આજ સુધી આપણે સ્ત્રીને ખાતર મર્યા છીએ. અને કેટલાકે તો એ તાજા લોહીથી જીવનની ધરતીને સીંચી, ઘેરા ગુલાબની ખુશ્બૂ જેવા કલા સર્જનથી યુગો સુધીનો ઇતિહાસ મહેકતો રાખ્યો છે. આપણે નેફરટીટી અને વીનસના–યુગે યુગે નવીન લાગતા–આદર્શ સૌંદર્યના શિલ્પો ઘડ્યાં છે, આમ્રપાલી અને ઉર્વશીના સૌંદર્યના તાંતણાઓથી આપણે મહાકાવ્યોની જાળાઓ સીવી છે.

અને એ સ્ત્રીની ઝંખનામાં આપણે એટલા મશગૂલ થઈ ગયા કે મજનૂ જેવાએ તો ઈશ્વરને પણ લૈલાના સ્વરૂપે જ દર્શન દેવાનો પડકાર ફેંકી દીધો! અને પેલા ખય્યામે તો કહી નાખ્યું કે–

Here with a loaf of bread beneath the bough
A flask of wine, a book of Verse–and thou
Singing in the wilderness
And wilderness is paradise enow.

## મારું સ્વર્ગ તો તારો સહચાર પ્રિયે!

પણ આ સહચાર સહેલો નથી કારણ કે આપણે એને સમાજમાં સ્થાન આપ્યું નથી. આપણે બધા સ્ત્રીને ચાહીએ છીએ, એથી એને આમ સામાન્ય વ્યવહારક્ષમ બનાવીને એનું મહત્ત્વ ઘટાડી દેવાનું આપણે ઇચ્છતા નથી. આપણે ઇતિહાસ ઘડ્યો છે અને ઘડવા માગીએ છીએ. આપણે એ ઇતિહાસની ધરતી પર ફરી પેલા કલા-સર્જનની તીવ્ર ખુશ્બૂવાળાં ગુલાબ ખીલવવાં છે. પ્રાપ્ય કે પ્રાપ્ત વસ્તુનો મોહ મનુષ્યમાત્રને નથી. અપ્રાપ્તિની વિકટતામાંથી જ સંઘર્ષ જન્મે છે. અને એ સંઘર્ષ જ પેલા કલાસર્જનના ગુલાબનું ઉત્તમ ખાતર છે.

આ સંઘર્ષને જન્મ આપવા ખાતર જ આપણે કલાકાર અને સ્ત્રીને હંમેશાં છેટાં રાખ્યાં છે. જો પેલા ઉન્મુક્ત કલાકાર જીવને મનમાગ્યો સહચાર મળી જાય તો શું? ઇતિહાસના ઘરેડબંધ પાનાઓમાં એકેય રસિક પ્રકરણ ઉમેરાય જ નહિ ને! અને એમાંય આપણે ક્યાં કાંઈ ખોટું કરીએ છીએ? એકાદ-બે જણના ભોગે જો હજાર જણ આનંદ પામતા હોય તો એમાં બૂરું શું? અને આવું તો બહુ જૂના સમયથી કરતા આવ્યા છીએ. રોમમાં તો આપણે જબરદસ્તીથી નિઃશસ્ત્ર મનુષ્યને સિંહ સાથે લડાવતાં!

## હમ બેચૈન હૈં

પણ આ સામાજિક રીતિરિવાજોના બંધારણે કદીય કલાકાર ગોંધાઈ રહ્યો નહિ. એણે તો મનફાવ્યું તે જ કર્યું. એ ગાતો જ રહ્યો. સહ્યું તેનાંય ગીત ગાયાં. અને ન સહ્યું તેનાંય. મળ્યું તોય ગાયું અને ન મળ્યું તોય. અને સમાજના એક હિસ્સા તરીકેનો ધર્મ પણ એવી જ રીતે બજાવ્યો. પણ એ અપ્રાપ્તિની વિકટતા અનુભવી છે: ઉમાશંકરે 'પામવો સુંદરી સ્નેહ એય ન ઓછું સાહસ' કહ્યું; પણ ઉર્દૂનો પેલો રંગીલો કવિ તો બેધડક મુક્તસહચારને પંથે ચાલ્યો. એણે પરંપરા સાચવવાની વાત તો કરી જ પણ જરા જુદી રીતે:

> **ઐબ જો હાફિઝો-ખય્યામમેં થા–**
> **હાં, કુછ ઉસકા ભી ગુનહગાર હૂં મૈં.**

એણે પેલા હાફિઝ અને ખય્યામના ગુનાહોને પંથે જ સફર માંડી.

એનું નામ અસરારુલ હક્ 'મજાઝ.' નાનપણથી એ ઘણો જ વિવેકી અને શરમાળ. પણ એક આદત તો ખરી જ. કુટુંબની કોઈપણ સુંદર સ્ત્રીને જોતાં એ કલાકો સુધી ખાધાપીધા વગર એની પાસે બેસી રહેતો. શાળા અને કૉલેજના અભ્યાસકાળ દરમ્યાન એને 'જઝ્બી' અને 'ફાની' જેવા ઉર્દૂના ખ્યાતનામ કવિઓની સંગત મળી અને ધીમે ધીમે એણે ઉર્દૂ જાણતી પ્રજાના હૃદયમાં ઉથલપાથલ મચાવી દીધી. ધીમે ધીમે એણે ઉર્દૂ-સાહિત્યને આવરી લીધું; તે ત્યાં સુધી—કે એકવાર એવો સમય આવ્યો કે જ્યારે આખી અલીગઢ યુનિવર્સિટી એના પર કુરબાન હતી. ગર્લ્સ કૉલેજની છોકરીઓના જીભને ટેરવે એની ગઝલો અને નઝમો રમ્યા કરતી! યુવાન હૈયાંનાં નાજુક પ્રણયભાવોને એણે એવાં તો કવિતામાં ગૂંથી લીધા હતા કે યુવક-યુવતીઓના મોંમાંથી 'મજાઝ'નો શે'ર નીકળવો એ સ્મિત જેટલું સહજ થઈ પડેલું. પણ સાચો 'મજાઝ' તો જાણે કે પછી જ જન્મ્યો —જ્યારે એ દિલ્હીના એક ઊંચા કુટુંબની અત્યંત સુંદર અને એકની એક છોકરીપર હૈયું ખોઈ બેઠો. એ છોકરીનેય જરા જોઈએ, ચાલો કે જેનાપર 'મજાઝ' જેવો 'મજાઝ' વારી ગયો.

એ કહે છે કે—

એ જ્યારે મારી અડોઅડ ચાલતી ત્યારે ઊંચા આકાશની દૂધગંગા આશાભરી નજરે જોઈ રહેતી. એની આંખોમાં મંદસ્મિત ડોકિયાં કરતું અને જાણે કે આકાશની મધુશાલામાંથી દ્રાક્ષનો રસ ટપકી રહેતો! મારી અને એની દૃષ્ટિ મળી જતી અને મારી અંધારી સૃષ્ટિનું કણેકણ ઝગમગી ઊઠતું! આપોઆપ એના ઓષ્ઠદ્વય મારા હોઠ પ્રતિ ખેંચાઈ જાતાં અને ચંદ્ર-તારકો-ની આંખો મીંચાઈ જતી! વિદાય વખતે એ ફરી ફરીને પાછું જોતી અને જાણે કે વિરહના હૃદયમાં પણ પ્રલય મચી જતો! અને કેવી નિષ્કલંક હતી એ કે જ્યારે સ્વપ્નિલ દશામાં સુંવાળી પથારી પર સૂઈ જતી ત્યારે મરિયમનો પવિત્ર હાથ એના માથે સ્પર્શ કરતો!

આવી એ છોકરી પાછળ 'મજાઝ' જાત ખોઈ બેઠો. હૃદય ઘેલાનીય આ કેવી વિચિત્ર બાજી છે! એને પરણવા આતુર અનેક છોકરીઓમાંથી ક્યાંય એનું હૃદય વિસામો ન પામ્યું તે આખરે એક પરિણીતા (એ છોકરી વિવાહિતા હતી) પર બેસી પડ્યું. છોકરી પણ એની સાથે પરણવા ઇચ્છતી હતી, પરંતુ 'મજાઝ'ના શબ્દોમાં, રકીબ (પ્રતિદ્વન્દ્વી) એને ઝેર પીવડાવવાની ચિંતામાં હતો.

આ દુવિધામાંથી છૂટવા એણે આર્તનાદ કરતો હૈયે દિલ્હી છોડ્યું. પરંતુ પ્રિયતમા ગઈ અને જાણે કે મજાઝની જિંદગી ગઈ. ડાહ્યો-ડમરો મજાઝ જાણે કે પલટાઈ ગયો.

પણ આ અપ્રાપ્તિની નિષ્ફળતાને ભૂલવી કેમ? એણે બીજો સહારો લીધો, શરાબની બોટલનો; અને પછી તો પ્રિયતમાને આપવાનું બધુંય એણે એને આપી દીધું. એ બોટલ પર બોટલ ખાલી કરતો ગયો અને લખતો ગયો. એ સમયે એની કલમમાંથી ટપકી જીવનની કરુણ નિષ્ફળતાની સાક્ષી રૂપ 'આવારા' જેવી કવિતાઓ. યુવાનીની અંધારી રાતો અને અંધકારના વાવાઝોડાંમાં એ રખડ્યો. એના રસ્તે ચાંદ-તારાનો પ્રકાશનો પણ પ્રતિબંધ હતો. ઈશ્વર જાણે કે સુખભરી નિદ્રામાં પડ્યો હતો અને શેતાન આફત થઈ વરસી રહ્યો હતો. પરંતુ મજાઝ એની મંઝિલ તરફ આગળ વધતો ગયો.

ક્યારેક એનું હૃદય સમાજની આ બધી શૃંખલાઓને તોડવા પડકાર કરી બેસતું. ધન અને પ્રતિષ્ઠાની આડમાં પીસાઈ જતા પ્રેમને જોઈ એને મહેલ પાછળથી નીકળતો ચંદ્ર મૌલવીની પાઘડી જેવો અને વાણિયાના ચોપડા જેવો લાગતો. હસી હસીને કાળી રાત એને શરાબખાને આવવા માટે નિમંત્રણો મોકલતી, કાં તો કોઈ રૂપ-યૌવનાની મહેફિલ-માં જવા માટે સૂચવતી. પણ પેલું નઠોર હૈયું તો કહેતું કે દોસ્ત, એ બધું વ્યર્થ છે. ચાલ, ક્યાંક વેરાનમાં જઈને પડ્યાં રહીએ! એણે મુફલિસી અને બાદશાહીને લગોલગ ઊભેલાં જોયાં. ચંગેઝખાન અને નાદિરશાહના અવતારોનો પ્રત્યક્ષ અનુભવ કર્યો. પણ એકલો કવિ બિચારો તે શું કરે, કેટલું કરે? એણે કવિતા દ્વારા હૈયું ફાટી જાય તેવી રાડો પાડી, સૂઈ રહેલી માનવતાને પડકાર કર્યો, પણ જ્યારે કોઈ પડખે ઊભેલું ન જોયું ત્યારે 'અય ગમે-દિલ ક્યા કરું? અય વહશતે દિલ ક્યા કરું?' કહેતો દુવિધામાં ફસાઈ ફસડાઈ પડ્યો...

અને એ શહેરની ઝગમગતી-જાગતી સડકો પર એકલો-અટૂલો રખડતો જ રહ્યો...

સમાજને એનું કામ તો હતું જ. કારણ કે આટઆટલું વીતવા છતાં ય એ લખવાનું ભૂલ્યો નહોતો. ઉલટાનો વધુ

જોશથી લખ્યે જ જતો હતો. અને જે લખાતું તે એટલું 'ચોટદાર નીકળતું' કે સીધું જ હૈયામાં ખૂંચી જતું. એટલે એની આ અર્ધગાંડપણ જેવી દશામાં ય લોકો એની સાથે રમત રમ્યાં. એણે માગ્યો તેટલો શરાબ આપ્યો અને એની પાસેથી મોડી રાતો સુધી એના સ્વમુખે જ-કવિતાઓ સાંભળી. એની નિષ્ફળતાની દાસ્તાન સાંભળી અનેક નવયુવાનો અને નવયુવતીઓએ મણમણના નિસાસાઓ નાખી એને દાદ આપી—એની પ્રશંસા કરતાં કોઈ ન થાક્યું. પણ કવિને આમાંની કોઈ વસ્તુ સાથે ઝાઝી નિસ્બત નહોતી. એ તો ઘડીવાર ગઝલના અંકોડે પ્રિયતમાનું ગુલાબ જેવું ચિત્ર ઊભું કરતો અને 'વળી પાછો શરાબના ઘૂંટડે ઘૂંટડે એને ધોઈ-ભૂંસી નાખતો. પણ આ ગૂંચવણની પરંપરા બાદ મોડી રાત્રે જ્યારે એની નસો ફૂલવા માંડતી ( ખૂબ પીવાને લીધે ) અને અવાજ થડકવા માંડતો, ત્યારે એને ડ્રાઈવરને સોંપી દેવામાં આવતો: ક્યાં જવું છે, તેનો કવિતામાં ન કરી શકાતો નિર્ણય એને ડ્રાઈવર એકાંતમાં ઉતારી આવી કરી આપતો.

આમ હદ ઉપરાંત પીવાને લીધે અને ઉજાગરાઓ તેમ જ રખડવાને લીધે, એના પર નર્વસ બ્રેકડાઉનના ઉપરાછાપરી હુમલા થયા. હૈયાની સાથે એનું શરીર પણ પીસાઈ ગયું. અને એની આ ટેવોને લીધે એ સમાજની દૃષ્ટિએ સાવ તિરસ્કૃત થઈ ગયો.

એનામાં 'આવેલી શારીરિક અને માનસિક વિકૃતિઓ-માંથી એને 'છોડાવવા માટે એનાં કુટુંબીજનોએ તનતોડ પ્રયત્નો કર્યા, પણ એક વાર હાર ખાઈ બેઠેલો કલાકાર બીજી વાર ભૂલ કરવા માગતો નહોતો. પણ તો ય કુટુંબીજનોની ઇચ્છાને વશ થઈ એણે ફરી પાછી નિયમિત જિંદગી શરૂ કરી. એણે એક જગ્યાએ આસી.લાયબ્રેરિયનની નોકરી પણ સ્વીકારી લીધી. કુટુંબીજનોને થયું કે હવે એ ઠેકાણે પડી જાય તો સારું, જેથી ફરી પાછી વિકૃતિઓ ન પ્રવેશે. પણ હવે પરિસ્થિતિ બદલાઈ ચૂકી હતી. એક વાર જેના નામ પર આખી યુનિવર્સિટી મરતી હતી, જેની કડી ગૂંજતાં ગૂંજતાં છોકરીઓ—એના મળેવાની આશાને તો કલ્પના જ માની છેવટ—પોતાના ભાવિ-બાળકનું નામ એના જેવું રાખવાની બાધાઓ રાખી સંતોષ પામતી અને એના દેખાવ-રૂપરંગ વગેરેની કાલ્પનિક-ચર્ચા એ જેમનો પ્રિય વિષય હતો, તે છોકરીઓને હવે મજાઝને જોતાં ડર લાગતો.

એકેય મોટા કુટુંબે તો એનું માગું સ્વીકાર્યું જ નહિ. પણ એક ઠેકાણે ક્યાંક પાકું થતું લાગ્યું. પરંતુ મુલાકાત બાદ મહિને હજાર કમાતા ભાવિ સસરાને દોઢસો રૂપરડીના લાયબ્રેરિયનમાં કાંઈ જણાયું નહિ અને બંધાવા આવેલો સંબંધ ફોક થયો.

ફરી એકવાર કલાની હાર થઈ. આ વખતની ક્રૂર મશ્કરી મજાઝ સહી શક્યો નહિ. આ પહેલાં જો કે આવી મુશ્કેલીઓને એ ઘોળીને પી જ ચૂક્યો હતો. પરંતુ એનાં કુટુંબીઓએ પણ હવે આશા ત્યજી દીધી. માંડમાંડ શાંતિ તરફ ધકેલાયેલો મજાઝ ફરી પાછો પૂરજોશથી મયખાનાના દાવાનળ તરફ ધસ્યો અને ફરી પાછું લખવાનું શરૂ કર્યું.

એના હિતેચ્છુઓ અને પ્રશંસકો (?) એને વધુ શરાબ પીવડાવી એની પાસેથી કવિતા સાંભળતાં ગયાં. મજાઝ લખતો ગયો અને પીતો ગયો. પીતો ગયો અને લખતો ગયો. અને ૧૯૫૫ની ૫મી ડિસેમ્બરે લખનૌની બલરામપુર હૉસ્પિટલમાં તો એણે પી પીને દાટ વાળી નાંખ્યો. પીધા બાદ બીજાં બધાં તો ઘર ભેગાં થઈ ગયાં, પણ કવિ બિચારો આખી રાત ખુલ્લી છત પર બેભાન જેવી અવસ્થામાં પડ્યો રહ્યો. સખત ઠંડીને લીધે એના મગજની રગ ફાટી ગઈ.

એ ગયો.

એના ગયા પછી તો આપણે ઘણુંય રોયા, ઘણોય અફસોસ કર્યો અને એને અનેક રીતે નવાજ્યો—'મજાઝ ઉર્દૂ શાયરીનો કીટ્સ હતો.' 'મજાઝ સાચા અર્થમાં પ્રગતિશીલ કવિ હતો', 'મજાઝ રસ અને મદ્યનો કવિ હતો', 'મજાઝ નિષ્કપટ વ્યક્તિ હતો', વગેરે... એના મૃત્યુ બાદ સામયિકોએ એના કાવ્યસર્જન તેમ જ વ્યક્તિત્વ પર વિશેષાંકો પ્રગટ કરી પાનાંનાં પાનાં ભર્યાં.

પણ પેલા રૂંધાઈ-હિજરાઈ કમોતે મરેલા હૈયાનો સાદ જીવતાંજીવત કોઈએ ન સાંભળ્યો, ત્યારે જાણે કે એ બોલી ઊઠ્યું :

**સબકા તો મુદાવા કરડાલા, અપનાહી મુદાવા કર ન સકે**
**સબકે તો ગિરેબાં સી ડાલે, અપનાહી ગિરેબાં ભૂલ ગયે.**

## આવારા

શહરકી રાત ઔર મૈં નાશાદો-નાકારા[1] ફિરૂં,
જગમગાતી જાગતી સડકોં પે આવારા ફિરૂં,
ગૈરકી બસ્તી હૈ કબ તક દર-બ-દર મારા ફિરૂં ?
ઐ ગ઼મે-દિલ ક્યા કરૂં, ઐ વહશતે-દિલ ક્યા કરૂં ?

રાત હઁસ હઁસ કે યે કહતી હૈ કિ મૈખાને મેં ચલ,
ફિર કિસી શહનાઝે-લાલા-રૂખ઼[2] કાશાનેમેં[3] ચલ,
યે નહીં મુમકિન તો ફિર ઐ દોસ્ત વીરાનેમેં ચલ,
ઐ ગ઼મે-દિલ ક્યા કરૂં, ઐ વહશતે-દિલ ક્યા કરૂં ?

રાસ્તેમેં રૂકકે દમ લે લૂં, મેરી આદત નહીં,
લૌટ કર વાપસ ચલા જાઉં, મેરી ફ઼િતરત નહીં,
ઔર કોઈ હમનવાં[4] મિલ જાએ, યે કિસ્મત નહીં,
ઐ ગ઼મે-દિલ ક્યા કરૂં, ઐ વહશતે-દિલ ક્યા કરૂં ?

દિલમેં એક શોલા ભડક ઉટ્ઠા હૈ, આખિર ક્યા કરૂં ?
મેરા પૈમાના છલક ઉટ્ઠા હૈ, આખિર ક્યા કરૂં ?
જ઼ખ્મ સીનેકા મહક ઉટ્ઠા હૈ, આખિર ક્યા કરૂં ?
ઐ ગ઼મે-દિલ ક્યા કરૂં, ઐ વહશતે-દિલ ક્યા કરૂં ?

જીમેં આતા હૈ યે મુર્દા ચાંદ તારે નોચ લૂં,
ઈસ કિનારે નોચ લૂં ઔર ઉસ કિનારે નોચ લૂં,
એક દો કા જિક્ર ક્યા, સારે કે સારે નોચ લૂં,
ઐ ગ઼મે-દિલ ક્યા કરૂં, ઐ વહશતે-દિલ ક્યા કરૂં ?

બઢકે ઈસ ઇન્દર સભાકા સાઝો-સામાં ફૂંક દૂં,
ઈસકા ગુલશન ફૂંક દૂં ઉસકા શબિસ્તાં ફૂંક દૂં,
તખ્તે-સુલતાં ક્યા, મૈં સારા કસ્રે-સુલતાં[5] ફૂંક દૂં,
ઐ ગ઼મે-દિલ ક્યા કરૂં, ઐ વહશતે-દિલ ક્યા કરૂં ?

## સાક઼ી

તેરી મસ્તીમેં અભી હોશ ઢીકા તૌર હૈ સાક઼ી,
તેરે સાગરમેં યે સહબા[6] નહીં કુછ ઔર હૈ સાક઼ી.
ભડકતી જા રહી હૈ દમ-બ-દમ ઇક આગ સી દિલમેં,
યે કૈસે જામ હૈં સાક઼ી, યે કૈસા દૌર હૈ સાક઼ી ?
જવાની ઔર યૂં ઘિર જાયે તૂફાને-હવાદિસમેં,[7]
ખુદા રક્ખે અભી તો બેખુદી કા દૌર હૈ સાક઼ી.
છલકતી હૈ જો તેરે જામસે ઉસ મૈ[8]કા ક્યા કહના,
તેરે શાદાબ હોટોંકી મગર કુછ ઔર હૈ સાક઼ી.
મુઝે પીને દે, પીને દે કિ તેરે જામે-લઅલીમેં,[9]
અભી કુછ ઔર હૈ, કુછ ઔર હૈ, કુછ ઔર હૈ સાક઼ી.

## મજબૂરિયાં

યે મજબૂરી સી મજબૂરી, યે લાચારી સી લાચારી,
કિ ઉસકે ગીત ભી છ ખોલકર મૈં ગા નહીં સકતા.
જ઼ુબાં પર બેખુદી[10] મેં નામ ઉસકા આ હી જાતા હૈ,
અગર પૂછે કોઈ, યે કૌન હૈ ? બતલા નહીં સકતા.
કહેં વો ખેંચ રક્ખી હૈ હરમકે પાસબાનોંને,
કિ બિન મુજરિમ બને પૈગ઼ામ ભી પહૂઁચા નહીં સકતા.

## થોડાંક મુક્તકો

ઈશ્ક઼કા ઝૌક઼ે-નઝ્ઝારા[11] મુફ઼્તમેં બદનામ હૈ,
હુસ્ન ખુદ બેતાબ હૈ જલવે દિખાને કે લિયે.

*

ક્યા હુઆ મૈંને અગર હાથ બઢાના ચાહા ?
આપને ખુદ ભી તો દામન ન બચાના ચાહા.
યૂં તો અફ઼સાના-એ-ઉલ્ફ઼ત[12]થા મુઝલ[13]સે રંગીં,
હમને કુછ ઔર ભી રંગીન બનાના ચાહા.—

૧. ઉદાસ અને બેકાર. ૨. ફૂલ જેવા મુખવાળી બાલાના ૩. મકાનમાં. ૪. સાથે આનાર સાથી. ૫. શાહી મહેલ.

૬. દ્રાક્ષનો શરાબ. ૭. દુર્ઘટનાઓના તોફાનમાં. ૮. શરાબ. ૯. હોઠોના પ્યાલામાં. ૧૦. આત્મ-વિસ્મૃતિ. ૧૧. દેખાડવાનો શોખ. ૧૨. પ્રેમની કહાણી ૧૩ મૌન.

# મૉન્સ્ટર બેબી

—લાભશંકર ઠાકર

રિસેસમાં ટિફિન છોડીને ખાવા બેઠેલા નવનીતને ટિફિન છોડતાંની સાથે જ લાગ્યું કે આજે રસોઈ પત્નીએ બનાવી નથી. કદાચ બાએ કે સાસરેથી ભાભીની સુવાવડ કરવા આવેલી બહેને બનાવી હશે. નહિ તો ભાખરીને બદલે આ ચોપડા બનાવીને મોકલે જ નહિ. સાથે સાથે નવનીતને એ પણ વિચાર આવ્યો કે આજ પત્નીની હાલત કદાચ ખરાબ હશે. કદાચ પેટમાં દુખવાનું શરૂ થયું હશે. દસ દિવસ પહેલાં જ આઠમો મહિનો પૂરો થઈને નવમો બેઠો હતો. એની આંખ સામે પત્નીનું ફિક્કું અને કૃશ શરીર તરવરી રહ્યું. જમતાં જમતાં એ પેલી ઓરડીમાંનું દશ્ય પણ જોઈ રહ્યો. ઓરડીના પાછળના ભાગમાં પડદાનું પાર્ટીશન કર્યું છે. એની પાછળ કૃશ થઈ ગયેલી ચંદ્રા ચીસો પાડી રહી છે. કહે છે કે પહેલી પ્રસૂતિ બહુ આકરી હોય છે. બા છે. બહેન છે. પડોશની સ્ત્રીઓ પણ એકઠી થઈ છે. કદાચ કોઈ સુયાણીને પણ બોલાવી છે. થોડીવાર પછી નવનીત ઉંવા ઉંવા કરતું ને હાથપગ ઉછાળતું માનવ-ડિંભ જોઈ રહ્યો. એના ચહેરા પર આનંદ પ્રસરી ગયો. બા અને બહેનના હસતા ચહેરા. ચાર મહિનાથી લકવાથી પીડાતા અને એક બાજુ પડ્યા રહેતા પિતાની પેલી ઊંડી ઊતરી ગયેલી આંખોમાં ચળકતો આનંદ. અને નિશ્ચેતન જેવી થઈ પડેલી વિવર્ણ ચંદ્રાનો સંતોષજન્ય હર્ષ.

'આંખો તો અદલ નવનીતભાઈ જેવી છે' નવનીત સાંભળી રહ્યો અને કોઈ નવજાત શિશુના મુખપ્રદેશની કલ્પના કરી રહ્યો. 'પપ્પા'-'પપ્પા' એવા મધુર શબ્દો એના કાનમાં પ્રવેશ્યા. પોતાની સાયકલ ઉપર એક નાનકડી સીટ નંખાવી છે. એના ઉપર એક ચબરાક અને સુંદર બાળકને બેસાડીને પોતે સાંજકના ફરવા નીકળ્યો છે. પેલું બાળક, 'પપ્પા મને મમ અપાવો, પપ્પા મને ફુગ્ગો અપાવો' એવી માંગણીઓ કરે છે. પોતે સાઇકલ ઊભી રાખી ગજવા-માંથી પાકીટ કાઢી મીનેશને...(હા પોતે બે ત્રણ મહિના પહેલાં એક નવલકથા વાંચેલી. એના નાયકનું નામ મીનેશ હતું. ત્યારથી જ એકાંતમાં ચંદ્રા સાથે નક્કી કરેલું કે પોતાના ભાવિપુત્રનું નામ મીનેશ રાખીશું) પણ પાકીટ અને પૈસાનો વિચાર આવતાં નવનીતના ચિત્તપ્રદેશમાંથી મીનેશ, ફુગ્ગો, મમ બધું જ અદૃશ્ય થઈ ગયું. એને યાદ આવ્યું કે આજે છૂટતી વખતે પોતાને સાહેબને મળવાનું છે અને પગાર થોડોક વહેલો મળે એ માટે વિનંતિ કરવાની છે. કારણ સુવાવડના ખર્ચ માટે પૈસાની જરૂર હતી. માસિક એકસો ચાલીસના પગારમાંથી પોતે પતિ-પત્ની, બાબાપુજી અને બે નાના ભાઈઓનું માંડ માંડ પૂરું થતું હતું એટલે બચત જેવું તો કંઈ રહેતું નહોતું. પિતા પણ અચાનક પેરેલિસિસના હુમલાથી લગભગ પથારીવશ થઈ ગયા હતા. નહિ તો એ વળી આજુબાજુમાં કોઈ કોઈ વાર સત્યનારાયણની કથા કરવા જતા ને થોડુંઘણું લઈ આવતા.

સાહેબને કયા શબ્દોમાં વિનંતિ કરવી એ નવનીત મનોમન ગોઠવી રહ્યો. ટિફિનમાંથી અધુંપધું જમી એ ઊભો થયો. સામે દિવાલ ઉપર જોયું તો રિસેસ પૂરી થવાને હજુ વિસેક મિનિટની વાર હતી. રોજ તો એ જમ્યા પછી ઑફિસ નીચેના પેલા ગલ્લા પરથી, 'એક બંગલા, કથ્થઈ સોપારી, બનારસી તમાકુ ઔર ઇજમટકા ફૂલ' લઈ ગલોફામાં ઠાંસી કોઈ ચાલુ ચિત્રના ગીતની લીટી ગણગણતો ધીમી ચાલે ઑફિસમાં આવતો. તો કોઈ વાર વળી ઇચ્છા થાય તો જમ્યા ઉપર ઇમ્પીરીઅલમાં જઈ ચા પી આવતો. પણ આજ એને પાન ખાવાની કે ચા પીવાની ઇચ્છા થઈ નહિ. જઈને પોતાની ખુરસી ઉપર બેઠો. ત્યાં સામે નટવરલાલ છાપું વાંચતા હતા એ તરફ દૃષ્ટિ જતાં ઊઠીને વચ્ચેનું પાનું

લઈને ઉપલક નજરે જોવા લાગ્યો. છાપું વાંચતાં વાંચતાં પાનાના ખૂણામાં એક સમાચાર આશ્ચર્યથી એ વાંચી ગયો. એમાં કલકત્તામાં એક બાઈને વિચિત્ર બાળક જન્મ્યાના સમાચાર આપવામાં આવ્યા હતા. જન્મેલું બાળક મનુષ્ય-બાળક કરતાં બકરીના બચ્ચાને વધુ મળતું આવતું હતું. વળી બાળકના માથાના ભાગમાં નાની નાની બકરીને હોય છે તેવી શિંગડીઓ પણ હતી. ડોકની નીચેનો ભાગ બધો મનુષ્યને હોય છે તેવો હતો. સમાચારના અંતનું લખાણ વાંચીને તો નવનીતને ખૂબ નવાઈ લાગી. એમાં જણાવવામાં આવ્યું હતું કે આ વિચિત્ર બાળક હજુ જીવે છે. એટલું જ નહિ પણ એના ગરીબ મા-બાપને પૈસા પ્રાપ્તિનું મોટું એવું એક સાધન બન્યું છે. આ બાળકના ચતુર પિતાએ કલકત્તાના સ્થાનિક અખબારમાં પ્રસ્તુત બાળક જન્મ્યાની જાહેરખબર આપી છે અને જાહેર જનતાને આ અદ્‌ભુત બાળક જોવાની માત્ર આઠ આનાની ફીમાં વ્યવસ્થા કરી આપી છે, જેનો લાભ કલકત્તાની જનતા સારા પ્રમાણમાં ઉઠાવી રહી છે. સમાચાર વાંચીને નવનીત મનમાં ને મનમાં હસી રહ્યો. છાપું મૂકીને એ પોતાના ટેબલ પાસે આવ્યો અને બાકી રહેલું કામ શરૂ કરવાની તૈયારી કરી. જો કે હજુ રિસેસ પૂરી થઈ નહોતી. ફાઉન્ટનપેન ખોલીને એ લખવા બેઠો. પણ, લખવામાં અત્યારે એનું ધ્યાન નહોતું. એ વિચારોને દૂર હડસેલવા એના મને ખૂબ પ્રયત્ન કર્યો. પણ એના મનનો જ કોઈ ભાગ પ્રયત્નપૂર્વક આનંદપૂર્વક પેલાં ચિત્રોને એની આંખો સામે પાથરી રહ્યો.

એ જ ઓરડી. એ જ પડદાનું પાર્ટીશન. એ જ ઝૂમો પાડતી ફિક્કી કૃશ ચંદ્રા. પ્રસૂતિ. પણ...બાળક વિચિત્ર છે. એના માથામાં શિંગડીઓ છે. એનું મોઢું બકરા જેવું છે. ઓરડીની બહાર પોતે ટેબલ ગોઠવી ખુરસી ઉપર બેઠો છે. લોકો તો ઊમટયા છે. કીડિયારાની માફક ઊભરાયા છે. લાંબી ને લાંબી હારો. અનંત હારો. પૈસા જ પૈસા.

એલિસબ્રિજ. નાનો સરખો અદ્યતન સગવડવાળો બંગલો. પગથિયા પાસે કિસોરા પડી છે. પોતે ને ચંદ્રા કદીક મોટરમાં આ ઓફિસ પાસેથી નીકળે છે. જરાક તીરછી નજરે જોઈ હસી લે છે. આનંદ આનંદ. બે એક વર્ષ પછી. અદ્યતન સગવડવાળું 'મેટર્નિટી હોમ.' ડોક્ટર, નર્સ, ખૂબ જ શાંતિપૂર્વકની પ્રસૂતિ. બાળક, નર્સનો ચિત્કાર, "મોન્સ્ટર બેબી." એને પણ માથા ઉપર...નહિ નહિ આ બાળક તો સુંદર જોઈએ. મઝાનું ગમી જાય તેવું. મારા જેવું...બસ હવે મારે આવા બાળકની જરૂર નથી. હવે તો મારે સુંદર... સોહામણું...

'હા...હા...હા...હી...હી...'

સામેની ખુરસી ઉપર નટવરલાલ હાથમાં છાપું લઈ હસી રહ્યા હતા. 'અરે મિ. પાઠક, આ વાંચ્યું...કલકત્તામાં એક બાઈને...હી...હી...હી...'

મિ. નવનીત પાઠક બાઘાની જેમ સૂનમૂન ચહેરે નટરલાલની સામું તાકી રહ્યા. અને થોડીવાર પછી વેઈટર રૂમમાં પાણી પીવા ગયા. પાણી પીતાં પીતાં એની નજર બહાર રસ્તા ઉપર પડી. એક સુંદર બાળકને એક પુરુષ હાથથી પકડીને સહેજ નીચા નમીને ચલાવીને લઈ જતો હતો. બાળકના એક હાથમાં એક મોટો લાલ રંગનો ફુગ્ગો હતો. નવનીત અનિમિષ આંખે નીચેનું એ મધુર દૃશ્ય પી રહ્યો. અને પાણી પીને પાછા વળતા સાંજે છૂટ્યા પહેલાં સાહેબ પાસે વહેલો પગાર લેવા કયા શબ્દોમાં વિનંતિ-કરવી એ મનોમન ગોઠવી રહ્યો.

---

[ પાન ૧૪થી ચાલુ ]

ભાગલા પાડતી વૃત્તિઓની માઠી અસરોને જો આપણે આપણા રાષ્ટ્રીય જીવન સાથે ચેડાં કરવા દઈએ, તો તો પછી આપણે માટે કશી આશા જ નથી રહેતી.

અને સહુથી મોટી ને અગત્યની વાત તો એ છે કે, આપણે સખત પરિશ્રમ કર્યે જ છૂટકો છે. કારણ નિઃસ્વાર્થ પરિશ્રમ વિના કોઈ પણ મૂલ્યવાન સિદ્ધિ કદી પણ સાંપડતી નથી. વળી આપણે ભય અને દ્વેષ ખંખેરી નાંખીને જ પુરુષાર્થ કરી શકીશું. એટલે આપણે સંકીર્ણ રાષ્ટ્રવાદની વૃત્તિઓને હરગિજ નમવું નહીં આપીએ. આજની દુનિયામાં એનું કશું જ સ્થાન નથી. અને આપણા ઉચ્ચ આદર્શો સાથે એનો કશોય મેળ નથી. આ ગાંધીજીએ આપણને આપેલો પાઠ છે.

[ વિશ્વમાનવ : જાન્યુઆરી '૫૯




# ભારતીય વિજ્ઞાન : વિકાસ અને સમસ્યા

સંપાદક : મધુકર શાહ

ભારતમાં વિજ્ઞાન-સંશોધને અત્યાર સુધી સાધેલી ઉત્ક્રાંતિનો ઇતિહાસ, તેના કલેવરમાં કરવા જેવા સુધારા-વધારા, અને તેને ભવિષ્યમાં કયા માર્ગે ઝોક આપવો, એ વિષે વિચારવું હાલને તબક્કે દરેક ભારતીય માટે જરૂરી છે.

ઈ. સ. ૧૭૮૪માં 'રોયલ એશિયાટીક સોસાયટી ઑફ બેંગાલ'ની સ્થાપના સાથે હિંદુસ્તાનમાં આધુનિક વિજ્ઞાનનાં મંડાણ થયાં. ત્યાર પછી 'સાયન્ટીફીક સર્વેઝ ઑફ ગવર્નમેન્ટ'ની સ્થાપના થઈ. ઈ. સ. ૧૮૦૦માં 'સર્વે ઑફ ઇન્ડિયા,' ૧૮૫૧માં 'જ્યોગ્રાફીકલ સર્વે ઑફ ઇન્ડિયા,' અને ઈ. સ. ૧૮૭૬મા 'ઇન્ડિયન એસોસિયેશન ફૉર ધ કલ્ટીવેશન ઑફ સાયન્સ'ની સ્થાપના થઈ. ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીની શરૂઆતમાં વિજ્ઞાનની અનેક સંસ્થાઓની સ્થાપના થઈ. ઈ. સ. ૧૮૯૯માં 'હાફકીન ઇન્સ્ટીટ્યૂટ', ૧૯૦૩માં 'ઇન્ડિયન એગ્રીકલ્ચરલ રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટ', ૧૯૦૬માં 'ફૉરેસ્ટ રીસર્ચ ઇન્સ્ટીટ્યૂટ', ૧૯૧૧માં 'ઇન્ડિયન ઇન્સ્ટીટ્યૂટ ઑફ સાયન્સ' વગેરે. વીસમી સદીના પ્રથમ બે દશકામાં બીજી અનેક સંસ્થાઓની સ્થાપના થઈ.

આ ગાળા દરમિયાન, ભારતમાંની વિદેશી સરકારને વિજ્ઞાનના સંશોધનમાં વિશેષ રસ નહોતો. સરકાર મુખ્યત્વે તો આ દેશની વનસ્પતિ, પ્રાણી અને ખનિજ સંપત્તિ માટે જ રસ લેતી હતી. પણ બીજા વિશ્વયુદ્ધ દરમિયાન આ દેશની જુદી જુદી વિજ્ઞાન-સંસ્થાઓની ઊણપો ખ્યાલમાં આવી. ને ત્યારે જ સંશોધનપ્રવૃત્તિને એકસૂત્ર કરવા અંગે અને દેશની વિજ્ઞાનસંપત્તિની શોધ અંગે પ્રયત્નો શરૂ થયા. ૧૯૪૨માં 'કાઉન્સીલ ઑફ સાયન્ટીફીક એન્ડ ઇન્ડસ્ટ્રીયલ રીસર્ચ'ની સ્થાપના કરવામાં આવી અને 'કાઉન્સિલ ફૉર એગ્રીકલ્ચરલ એન્ડ મેડીકલ રીસર્ચ' સાથે સહકાર સાધી, આપણા રાષ્ટ્રના પ્રશ્નોને ખ્યાલમાં રાખી સંશોધનપ્રવૃત્તિ શરૂ કરી.

આમ છતાં ૧૯૪૭ સુધી, દેશમાં વિજ્ઞાનનાં જુદાંજુદાં ક્ષેત્રોમાં પ્રગતિ સાધવા માટે સૌને એકસૂત્રે ગાંઠતી સંસ્થાની જરૂર છે, તેમ જ દેશના વિજ્ઞાનીઓને સંશોધન માટે તક સાંપડે તેની યોજનાનો વિચાર કરવામાં આવ્યો નહોતો.

ભારત સ્વતંત્ર થયું તે જ દિવસે 'ડિપાર્ટમેન્ટ ઑફ સાયન્ટીફીક રીસર્ચ'ની સ્થાપના કરવામાં આવી. ૧૯૫૧માં 'મિનિસ્ટ્રી ઑફ નેચરલ રીસોર્સીસ એન્ડ સાયન્ટીફીક રીસર્ચ'ની સ્થાપના થઈ, અને ૧૯૫૪માં 'ડીપાર્ટમેન્ટ ઑફ એટોમિક એનર્જી'ની સ્થાપના થઈ. તે પછી ૧૯૫૮માં ભારત સરકારે વિજ્ઞાન વિષેની તેની નીતિ જાહેર કરી—દરેક રીતે વિજ્ઞાન અને સંશોધનની વૃદ્ધિ કરવાની અને તેને ટકાવી રાખવાની નીતિ અપનાવી.

## સ્વાતંત્ર્ય બાદ

વૈજ્ઞાનિક સંશોધનમાં સૌથી અગત્યનો ભાગ લેતી કોઈ સંસ્થા ભારતમાં હોય, તો તે 'કાઉન્સીલ ઑફ સાયન્ટિફીક એન્ડ ઇન્ડસ્ટ્રીયલ રીસર્ચ' છે. આખા રાષ્ટ્રના વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક ક્ષેત્રનાં સંશોધનોને એકસૂત્ર કરવામાં આ સંસ્થાએ અગત્યનો ભાગ ભજવ્યો છે. સૌથી પ્રથમ આ સંસ્થાએ 'નેશનલ ફીઝીકલ લેબોરેટરી' અને 'નેશનલ કેમીકલ લેબોરેટરી' સ્થાપવાનું નક્કી કર્યું. આ ઉપરાંત વૈજ્ઞાનિક સંશોધન કરતી સંસ્થાઓ, વિશ્વવિદ્યાલયો અને ઔદ્યોગિક પ્રયોગશાળાઓને ખાસ પ્રકારની સમસ્યાઓ ઉકેલવામાં મદદ આપવાની યોજના પણ આ સંસ્થાએ કરી છે.

એકંદર આજે ૧૯ જેટલી પ્રયોગશાળાઓ કામ કરી છે. તેઓ વિશાળ ફલક પર પ્રવૃત્તિશીલ છે. આમાંની કેટલીક પ્રયોગશાળાઓ દેશમાં કાચો માલ કેટલો છે, તેનો અંદાજ

કાઢે છે, અને બહારથી આયાત કરવામાં આવતા કાચા માલની જગાએ દેશનો કાચો માલ કેવી રીતે વાપરી શકાય તે વિષે સંશોધન કરે છે.

આપણી ખનિજ–કોલસાની સંપત્તિ કેટલી છે, તે જાણવા માટે એક મોટા રાષ્ટ્રીય અંદાજ (Survey) કાઢવામાં આવ્યો હતો. આ ઉપરથી આપણી પાસે કેટલું બળતણ છે, તે શોધી કાઢવામાં આવ્યું. આ બળતણ લોખંડ અને પોલાદના ઉદ્યોગને વિકસાવવા માટે ખૂબ જરૂરી છે. ઔદ્યોગિક ઉત્પાદન કરવાની અનેક પ્રક્રિયાઓમાં સુધારો કરવામાં આવ્યો છે અને કેટલીક નવી પ્રક્રિયાઓ શોધવામાં આવી છે. વળી આપણા દેશમાં ઉત્પન્ન થતા માલની જાત સુધારવા માટે પણ નવી પ્રક્રિયાઓ શોધવામાં આવી છે. આ કાર્ય ઉપરાંત આ કાઉન્સિલ ઉદ્યોગો સાથે ખૂબ સંપર્ક રાખે છે, વિજ્ઞાનનો પ્રચાર કરે છે, અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સહકાર સાધે છે.

વધુમાં, કાઉન્સિલની ૧૩ સંશોધન કમિટીઓ છે અને તે વિશ્વવિદ્યાલયો અને સંશોધનસંસ્થાઓને સંશોધનમાં મદદ કરે છે. આ કમિટીઓ દેશમાં સંશોધનનું ક્ષેત્ર વિશાળ બને, તે માટે પણ પ્રયત્નો કરે છે. વળી આ કમિટીઓ આપણી હાલની જાણકારીનો અંદાજ કાઢે છે, અને નવી નવી સંશોધન યોજનાઓ રજૂ કરે છે.

## સુસંયોજિત ઉપયોગી સંશોધન

આમ ૧૯૪૭ પછી; લગભગ ૧૧ વર્ષમાં ભારતે વિજ્ઞાન-ક્ષેત્રે જે પ્રગતિ કરી છે, તે તેની પહેલાંના લગભગ ૧૫૦ વર્ષની સરખામણીમાં અપૂર્વ છે. વળી આજ પૂર્વે હિંદમાં થયેલા મહાન વિજ્ઞાનીઓએ બતાવી આપ્યું હતું કે, હિંદમાં પ્રતિભાની ખોટ નથી—તેના વિજ્ઞાનીઓ દુનિયાના બીજા કોઈ પણ વિજ્ઞાનીઓની હરોળમાં બેસી શકે તેમ છે.

પરંતુ બ્રિટિશ સમય દરમ્યાન, આપણા દેશના વિકાસ માટે વિજ્ઞાનીઓએ ફાળો આપવાનો છે, તેની સ્પષ્ટ સભાનતા ઓછી હતી. વિજ્ઞાને બીજા દેશોમાં લોકોનું જીવનધોરણ ઊંચું લાવવામાં જે મદદ કરી હતી, તેવો લાભ હિંદને મળી શક્યો ન હતો. બલ્કે, બ્રિટિશ સમય દરમિયાન ભારતના વિજ્ઞાનીઓમાં વિજ્ઞાન પ્રત્યે એક જુદી જ જાતની દષ્ટિ કેળવાઈ હતી—'વિજ્ઞાન માટે વિજ્ઞાન શીખવું, કે તેમાં સંશોધન કરવું, અને ઉચ્ચ શિક્ષણ લેવા ખાતર તે લેવું.'

હજુ પણ આ દષ્ટિનો આપણામાંથી સદંતર નાશ થયો નથી; પણ સ્વતંત્રતા બાદ આ તરફ સરકારે પોતાની દષ્ટિ વાળી છે. આપણી બધી જ સમૃદ્ધિનો વિકાસ કરવો અને તેનો ઉપયોગ લોકોનાં સુખ માટે કરવો, એ હાલને તબક્કે આપણી જવાબદારી છે. લોકોનું જીવનધોરણ ઊંચું લાવવા માટે ટેકનીકલ પ્રગતિ ખૂબ જરૂરી છે. આપણા દેશમાં પ્રતિભાવાન વિજ્ઞાનીઓ છે; પણ દેશને જરૂરી એવાં સંશોધનો માટે ટ્રેઈન્ડ માણસોની ખૂબ જ ખોટ છે.

પણ હાલ તો આનાથી ઊંધું જ થઈ રહ્યું છે. ઘણી સંસ્થાઓ તો, પોતે તે વર્ષ દરમિયાન નવી ઔદ્યોગિક પ્રક્રિયાઓ માટે કેટલાં 'પેટન્ટ' મેળવ્યાં છે, તેને પોતાના કાર્યની પ્રગતિ ગણે છે! પણ પેટન્ટ મેળવ્યાથી કાંઈ, તે પ્રક્રિયા ઔદ્યોગિક રીતે ઉપયોગી છે, કે તે શ્રેષ્ઠ કક્ષાનું સંશોધન છે, એવું સિદ્ધ થતું નથી. વળી આ ઉપરાંત હાસ્યાસ્પદ વાત તો એ છે કે, આ 'પેટન્ટ'નો ઉપયોગ એકલા ભારતમાં જ થાય છે, બીજા દેશોમાં નહિ. પરિણામે ખુદ ભારતીઓને જ પૈસામાં કિંમત ચૂકવ્યા વગર આ 'પેટન્ટ'નો ઉપયોગ કરવા મળતો નથી; જ્યારે વિદેશના લોકો તેનો ઉપયોગ વિનામૂલ્ય કરે છે! ભારતના 'પેટન્ટ' અંગેના જૂના કાનૂનો બ્રિટિશોએ પોતાના લાભાર્થે બનાવેલા હતા. ભારતના ઔદ્યોગીકરણ માટે જોઈતાં બધાં જ 'પેટન્ટો' વિદેશના હાથમાં છે! તેના માટે ભારતે ખૂબ જ પૈસા ખર્ચવા પડે છે. ને આમ છતાં આ જ કાયદો ભારતની સરકારે ચાલુ રાખ્યો છે.

વળી, આજે તો, વિજ્ઞાનનાં જુદાં જુદાં ક્ષેત્રો એટલાં બધાં 'સ્પેશિયલાઈઝડ્' થઈ ગયાં છે કે, એક માણસ એક આખા ક્ષેત્રમાં પણ પાવરધો ન બની શકે. તેથી દરેક સંસ્થામાં સંશોધન એવી રીતે યોજાવું જોઈએ કે તેમાં તેના લગભગ બધા જ વિભાગો ભાગ લે. આમ કરવાથી તેમાં ભાગ લેતી દરેક વ્યક્તિમાં એકતાની લાગણી જન્મશે, અને એ પ્રશ્ન હલ કરવામાં એકાંગીપણું નહિ આવે; વળી ભેગા થઈ કાર્ય કરવાની શક્તિ કેળવાશે. પરિણામે વ્યક્તિ તથા સંસ્થા બંનેનો વિકાસ સધાશે.

ટૂંકમાં, આપણા દેશની પ્રગતિ માટે, એનું જીવન-ધોરણ ઊંચું લાવવા માટે, તેની સંપત્તિનો સારામાં સારો ઉપયોગ કરવા માટે, વૈજ્ઞાનિક સંશોધન સુસંયોજિત હોવું જોઈએ—અને તે ચોક્કસ આયોજિત ઉદ્યોગો અને કૃષિ-શાસ્ત્રને ખ્યાલમાં રાખીને થવું જોઈએ, એટલું નિરપવાદ છે.

# બાલ ચિત્રકળા

—હકુ શાહ

આપણાં સર્જનો કરતાં ઘણાં બાળકો આપણે જોઈએ છીએ. ક્યારેક પત્થર ઉપર ઘચડિયાં કરતાં, તો ક્યારેક કોલસાથી કાંઈક રેખાંકન કરતાં, તો ક્યારેક ધૂળમાં લીસોટા કરતાં, તો ક્યારેક માટીથી ઉપસાવીને પોતાનું ઘર બનાવી, પોતાની દુનિયા ખડી કરતાં.

બાળકને માટે "બા" બોલવાનું જેટલું સહજ છે, એટલું જ ક્યાંક આવા લીસોટા કરવાનું સહજ છે. ઘણા લોકો આ વસ્તુ તરફ—આવાં સર્જનો તરફ બેદરકારી સેવે છે. માનસશાસ્ત્ર બાળકની આ પ્રવૃત્તિને ખૂબ ઊંચું સ્થાન આપે છે. એ માને છે કે, એ દ્વારા બાળકનું વ્યક્તિત્વ પ્રગટ થાય છે. સામાન્ય મનને કદાચ એ પ્રશ્ન થાય. "મારા બાબાએ આ ઘચડિયાં કર્યાં એમાં મોટું શું કર્યું?" કેટલીકવાર તો બાબો પોતે જ કહી દે છે: 'બા એ તો કૂવો છે.' ઘડીભર તો માને પણ સમજ નથી પડતી; 'અલ્યા, આ મીંડું બનાવ્યું છે, એને તું કૂવો શાનો કહે છે?'

ત્યાં કોઈ એક એન્જિનિયર હોય તો સમજાવે ને કે એ તો કૂવાનો 'Plan' છે; બાબાની વાત ખરી છે, એ કૂવો છે. ઘણીવાર આવી બાબતોમાં શિક્ષકો પણ 'રોક છે,' 'કાંઈ નથી આવડતું' કહી બાળકને ઉડાવી દેતા નજરે ચડે છે.

આપણે ઉપયોગિતાની અને બાહ્ય દેખાવની જાળમાં એટલા બધા ફસાયેલા હોઈએ છીએ કે, બાળકની સરળ વાતને માણી પણ શકતા નથી—એના સાચા સર્જનને ઉત્તેજન આપી શકતા નથી, ઉલટા એના વ્યક્તિત્વના વિકાસના અવરોધક બનીએ છીએ.

એક વખત એક બાળકે પોતાના ચિત્રમાં ઉપર ત્રિકોણ અને એની જ નીચે બરાબર બંધબેસતો લંબચોરસ દોર્યો. બાળકે શિક્ષક પાસે જઈ કહ્યું "સાહેબ, જુઓ મેં ઝૂંપડી બનાવી!" 'સાહેબ' તો આખરે સાહેબ જ ને? તેઓ ભૂલ ના કાઢે તો 'સાહેબ' શાના કહેવાય? એમણે કહ્યું, 'તારી ઝૂંપડી તો ખોટી છે! ઉપરનો ત્રિકોણ બંને બાજુથી



થોડો થોડો લંબાવવો જોઈએ; નહીં તો જો એ લંબચોરસને બંધબેસતો હશે—દિવાલને બંધ બેસતું છાપરું બનાવે—તો પાણી બધું ભીંત પર પડે!' બાળક બિચારું ખૂબ ગૂંચવાયું. કાંઈક 'કહું કહું' કરતું ગમ ખાઈ ગયું. છેવટે એને ઘરે ગયું. ત્યાં એક બાલપ્રેમીને મળ્યું, પૂછ્યું, 'આ ઝૂંપડી કેવી છે?' 'ઓહો આ તો ખૂબ સરસ છે! જોને આ છાપરું, આ નીચે ભીંત-કાગળમાં આખી ઝૂંપડી ચિત્રરૂપે કેવી સુંદર દેખાય છે!' બાળકને તો જાણે 'મા' મળી! એનાથી બોલાઈ ગયું, 'ભાઈ, મારા માસ્તર કહે છે કે, આ ઉપરનો ત્રિકોણ લંબાવ્યો નહીં, તેથી ભીંત પર પાણી પડશે. તે શું ભાઈ, મારા માસ્તરને એટલી ખબર નહિ હોય કે, આ કાંઈ સાચૂકડી ઝૂંપડી નથી...આ તો કાગળમાં ઝૂંપડીનું 'ચિત્ર' છે.'

ભાઈ હસી પડયા!

આ છે બાલહૃદય!

બાળક એના વાતાવરણને ચિત્રમાં મૂકે છે. ઘણા લોકો એને માનવ આકૃતિ દોરવાની ના પાડે છે: 'તને ના આવડે' 'તારાથી ના પડાય.' મને તો ત્યારે થાય છે કે, બાળક પોતાને, પોતાની બા ને બાપુ ને નહીં ચિતરે તો કોને ચિતરશે? પરંતુ આવું કાંઈ એ જો ચિતરે તો જાણ્યા વગર જ

સુંદર શિખામણ આપીએ : 'આવું મોઢું ના આવે, આમ પગ માથામાંથી ના નીકળે !'

ચિત્રનાં તત્ત્વો તો આપણે જાણતા નથી હોતા અને આવી contentive વાતો કરીએ છીએ. ખેર, એટલું જ જાણવું હોય તો પાસેના ચિત્રનો બાબો બાબો લાગે છે કે ? પેલું ઝાડ, ઝાડ લાગે છે કે, અને ઉપર પતંગ અને દોરો પણ આપણને દેખાય છે ને ? બીજો તરત જ પ્રશ્ન આપણે બુદ્ધિવાદીઓ કરીશું, 'આ બાબા કરતાં ઝાડ નાનું ? પગનાં આંગળાં આટલાં મોટાં ? માથા ઉપર દોરો ને પતંગ ?' આ બધાનો જવાબ 'હા'માં આપી શકાય. છતાં લાગણી પ્રમાણે મોટું કે નાનું જે કાંઈ કરે; તો એમાં ખોટું શું છે ? કોઈ શાસ્ત્રીય ગાયકને એવું લાંબું ટૂંકું કરતા જોઈએ છીએ, ત્યારે તો આપણે 'વાહ' 'વાહ' કહીએ છીએ !

એક દિવસ એક બાળકે એના કાકાનું મોઢું બનાવ્યું. એ ચિત્ર લઈને એના શિક્ષક પાસે આવ્યો. શિક્ષકને બધું પ્રમાણસર લાગ્યું, પરંતુ કાન બહુ મોટા લાગ્યા ! એમણે એને 'ખરાબ છે' એવું તો ના કહ્યું, પરંતુ તરત જ પૂછ્યું, "આ શું દોર્યું છે ?" "આ મારા કાકાનું મોઢું છે." બાળક પાસેથી જવાબ મળ્યો. હજુ શિક્ષકને પેલા કાનની વાત સમજાઈ નહીં એટલે પૂછ્યું, " પરંતુ આ કાન કેમ આટલા મોટા કર્યા છે ?" બાળકે એના સરળ સ્વભાવે કહી દીધું, 'મારા કાકા, જ્યારે મારી કાંઈ ભૂલ થાય છે, ત્યારે મને કાન આમળીને લાલચોળ કરી મૂકે છે. ત્યારે આજે હું એમનો કાન મોટો નહીં કરું ?' શિક્ષક આ સાંભળી ખૂબ ખુશ થયા. આવી અતિશયોક્તિ અને અલ્પોક્તિ કેટલીય મહાન કલાઓમાં આપણે જોઈએ છીએ. પેલા બુદ્ધના જ આપણે પહેલાં તો હસીને એને ભોંઠા પાડીએ; પછી એકાદ કાન જુઓ ને કેટલા મોટા છે !—બાળકના કાકાના અને બુદ્ધના કાન એ બંનેનો ઉદ્દેશ જો કે જુદો છે.

બાળક એકવાર એક વસ્તુ જુએ છે, પછી એ તરત જ દોરવાને શક્તિમાન બને છે. એ વસ્તુ કદાચ આપણે બુદ્ધિ દ્વારા સમજી ના શકીએ, પરંતુ લાગણી દ્વારા તો સમજી જ શકીએ એવું હોય છે. બાળકને કોઈ વસ્તુ દોરવી અઘરી નથી લાગતી. વાઘ, ચકલી, એરોપ્લેઈન, એસ. ટી., ઝાડપાન, શાળા, આગગાડી, બા, બાપુજી અને પોતાની જાત: આવું બધું અને બીજું કેટલુંય એ રમતમાં પાડે છે.

આપણે ઘણીવાર બાલચિત્રકલામાં વાસ્તવિકતા નથી એવું કહીએ છીએ. એમાં દોરેલા આકારો કુદરતી નથી, ગાય જેવી ગાય નથી, એવું કહી વખોડીએ છીએ. પરંતુ આપણો વાસ્તવિકતાનો વિચાર ખૂબ નીચો છે. આપણે કોઈ દિવસ બાહ્ય સ્વરૂપને લાગણી સાથે જોડતા નથી. ચિત્રની વાસ્તવિકતા શું છે, એ આપણે નથી જાણતા એટલું બાળક સમજે છે. આપણે તો ચિત્ર અને ફોટોગ્રાફ વચ્ચે પણ કશો ફરક છે કે કેમ એની દ્વિધામાં છીએ, બાળક આ બધો ભેદ સ્પષ્ટપણે સમજે છે.

એક વખત હું ભીંડાણના એક આદિવાસી ગામડામાં સ્કેચ કરવા ગયો. ત્યાં હું એક બેન 'છની'નો સ્કેચ દોરતો હતો. મારી પાસે એક મોટો અને એક નાનો એમ બે છોકરા ઊભા હતા. હું પાડી રહ્યો પછી મોટો છોકરો એની બેનને બોલાવીને કહે છે, "છની, એય એય તોરે ફોટો; હકુભાઈ લેક પાડતો હા !" (છની, જો જો તારો ફોટો, હકુભાઈ સરસ પાડે છે !) તરત જ પાસે ઊભેલો નાનો છોકરો બોલ્યો, 'હો તે ફોટો કાયની હા, ચિત્ર હા ચિત્ર ! (એ ફોટો નથી ચિત્ર છે ચિત્ર !)

તરત જ મને એને નમસ્કાર કરવાનું મન થયું.



# ભારતીય-ક્રાંતિકાર-સંમેલન

૧૮૯૦થી માંડીને તે ૧૯૪૦ સુધીમાં ભારતના સ્વાતંત્ર્ય માટે જે સંગ્રામ ખેલાયો, એમાં હિસ્સો આપનાર અનેક નાનાં મોટાં ક્રાંતિકારી સંગઠનો દેશમાં ઊભાં થયેલાં. અનેક નામી-અનામી શહીદોએ માતૃભૂમિની સ્વાતંત્ર્ય-વેદી પર પોતાનાં પ્રાણનાં ફુલ ચડાવેલાં. એ શહીદોના સાથીદારોમાં જેઓ હજી જીવંત છે, તે આઝાદ ભારતના નવનિર્માણનું ગુલાબ દશ્ય પોતાની, અનુભવવૃદ્ધ આંખે, જોઈ રહ્યા છે. આવા ક્રાંતિકારીઓનું એક સંમેલન, ડિસેમ્બરના આરંભમાં. દિલ્હીમાં મળી ગયું.

દેશના જુદા જુદા ભાગોમાંથી લગભગ ૩૫૦ જેટલા બુઝુર્ગ ક્રાંતિકારીઓએ એમાં ભાગ લીધેલો. દિલ્હીના લાલ કિલ્લામાં આવેલ ડિસ્ટ્રિક્ટ જેલના મકાનમાં એમને ઉતારો આપવામાં આવ્યો હતો. આજ કિલ્લામાં એમનામાંના કેટલાય ક્રાંતિકારીઓએ જીવનનાં મહામૂલાં વર્ષો બ્રિટિશ હકુમતશાહીના જુલ્મ જબરજસ્તીના અમલ હેઠળ વીતાવ્યાં હતાં. આજ કિલ્લામાં ' ખૂની દરવાજા 'ને નામે પંકાયેલો એક દરવાજો છે, જ્યાં બ્રિટિશ સરકારે ૧૮૫૭નાં બળવાના આખરી નેતા, ને મોગલ સલ્તનતનો આખરી અંશ સમા બહાદુરશાહના બેટાઓની કતલ કરી, વિદ્રોહીઓને જેર કરવા મોટા પાયાપર હિંદીઓની કતલ આરંભી દીધી હતી. તે દિવસે ફાંસીના જે માંચડા રોપાયેલા, તે ઠેઠ બ્રિટિશ સલ્તનતના અંત સુધી ખોડાયેલા રહ્યા.

ગુલામીના ઘેનમાં પડેલ, અસ્તવ્યસ્ત ને અપમાનિત પડછંદ-કાય-ભારતને ઢંઢોળી જાગૃત કરવાના પ્રયાસ લેખે જ, આ ક્રાંતિકારીઓએ વ્યક્તિગત હત્યાઓને જરૂરી માની, ત્રાસવાદ ને બોંબબાજીનો આશરો લીધેલો. ને એમની સ્વદેશ-મુક્તિની તમન્નામાં નાત જાત, ભાષા, પ્રાંત ને ધર્મ કર્મના વાડાની સંકુચિત સીમાઓને વટાવી, એમણે એક અનોખા આત્મસન્માન ને વિશ્વબંધુત્વની પ્રેરણા જગાવી હતી.

આઝાદ ભારતની રાજધાની દિલ્હીને આંગણે આવા ક્રાંતિકારીઓના પ્રતિનિધિઓના મિલનને આવકાર આપતાં, રાષ્ટ્રપ્રમુખ શ્રી રાજેન્દ્રપ્રસાદે પોતાનો આનંદ વ્યક્ત કરતાં કહ્યું કે: જો કે રાષ્ટ્રની આઝાદીના સંગ્રામમાં રાષ્ટ્રીય કોંગ્રેસ એ અહિંસાને વરેલી સંસ્થા છે. તેમ છતાં આઝાદીની લડતના પાયા પૂરવામાં ભારતના ક્રાંતિકારીઓનો જે અમૂલ્ય ફાળો રહેલો છે, તેનું સ્મરણ આ દેશે વિસરવા જેવું નથી. એમણે આ દેશની મુક્તિ કાજે વહોરેલ કુરબાનીઓ ને દુઃખ કષ્ટોની યાદ કોઈ કાળે ભૂલાવાની નથી.

## ક્રાંતિકારી સંગઠનનો આરંભ

સૌથી પહેલું ક્રાંતિકારી સંગઠન રચાયું બંગાળમાં. શ્રી અરવિંદ ઘોષ તથા એમના ભાઈ બારિન્દ્ર ઘોષની આગેવાની હેઠળ. એ સંગઠનનું નામ હતું ' યુગાન્તર જૂથ. ' બરાબર એ જ સમય દરમિયાન બંગાળમાં જ એક બીજું એવું સંગઠન ઊભું થયું—જેનું નામ હતું ' અનુશીલન જૂથ; ' ને એનો નેતા હતા ' લાલ, બાલ ને પાલ 'ની વિખ્યાત ત્રિપુટીમાંના એક અગ્રણી—બિપિનચંદ્ર પાલ.

આ બધાં ક્રાંતિકારીઓનાં દિલમાં એક અતૂટ વિશ્વાસ હતો ને તે એ કે, બ્રિટિશ સલ્તનતના હાથા સમી વ્યક્તિઓની છૂટીછવાઈ હત્યાઓ દ્વારા, તેમ જ એના તંત્રની અમુક ચોક્કસ સંસ્થાઓ પરના અવારનવારના હુમલાઓ દ્વારા સ્વદેશ મુક્તિના જંગને જલતો રાખી શકાશે.

ત્યારે બંગાળના ક્રાંતિકારીઓના સમકાલીન, પરંતુ અમેરિકા જેવા દૂરના દેશમાં જઈ, ત્યાંની ધરતી પર ઘર કરી વસેલ પંજાબના બહાદુર ખેડૂતો, તેમ જ ઇંગ્લેંડમાં વિદ્યાભ્યાસ માટે ગયેલ નવલોહિયા હિંદી વિદ્યાર્થીઓએ પણ સ્વદેશ મુક્તિના સવાલ પર ચિંતન શરૂ કરી દીધું હતું.

તેમાંથી ગદ્દરપાર્ટીની શરૂઆત થઈ. પ્રથમ વિશ્વયુદ્ધ પૂરું થયા પછી જે હજારો પંજાબી ખેડૂતોએ દૂર દૂરના પ્રદેશોમાં કાયમી વસવાટ નાખી રહેવા માંડ્યું હતું, તેઓએ બ્રિટિશ

રાજના ખાત્માની લડત લડી લેવા માટે ફરી પાછા હિંદ પાછા ફરવાનો નિર્ણય કરેલો. બાબા ગુરદિતસિંહ, સ્વ. બાબા કરતારસિંહ સરાબા, બાબા સોહનસિંહ ભાકના, બાબા ગુરુમુખસિંહ, તથા પિંગળેએ હિંદી સૈનિકોમાં દેશને ગુલામ બનાવનાર બ્રિટિશ સલ્તનત સામે બળવાની ભાવના રેડી.

લાલા હરદયાલ આ ગદર આંદોલનના પ્રણેતા હતા. ને ૧૯૦૭ની સાલથી એ માટેની પ્રેરણાએ એમને બેચેન કરી મૂક્યા હતા. તે ઓક્સફર્ડ યુનિવર્સિટીની સ્કોલરશીપને ઠોકરે મારી એમણે આ કામ ઉપાડી લીધું હતું.

૧૯૧૧માં ગદરપાર્ટીના નેતાઓએ, રાસબિહારી બોઝ, રાજા મહેન્દ્રપ્રતાપ તેમ જ હનુમાન સહાયે તે વખતના વાયસરોય લોર્ડ હાર્ડિંજ પર બોંબ ફેંકવાનો ઘાટ ઘડ્યો હતો.

## પ્રથમ વિશ્વયુદ્ધના દિવસોમાં

પહેલું વિશ્વયુદ્ધ શરૂ થયું, તે વખતે કેનેડા ને અમેરિકામાં વસતા ગદર નેતાઓએ હિંદની ભૂમિ પર બળવાની ચિનગારી પ્રગટાવવાના ઉદ્દેશથી, હિંદી ક્રાંતિકારીઓની એક આખી ટુકડી તૈયાર કરી, 'કોમાગાટા મારૂ' નામનું એક જપાની જહાજ ભાડે લઈ, હિંદની ભૂમિ સુધી પહોંચવા માટે જે પ્રવાસ કર્યો, તેની રોમાંચક શૌર્યભરી કહાણી એ ભારતના મુક્તિ-સંગ્રામના ઇતિહાસની ગૌરવકથા છે.

ક્રાંતિકારીઓએ પ્રગટાવેલ, સ્વદેશમુક્તિની એ તમન્ના જ, હિંદમાંના નવજવાન ક્રાંતિકારી ભગતસિંહ, બટુકેશ્વર દત્ત, જતીનદાસ, સૂર્યસેન, ચંદ્રશેખર આઝાદ જેવાઓને જાલીમ સત્તા સામે કેસરિયાં કરી મેદાને પડવા પ્રેરણા આપી હતી. બ્રિટિશ અદાલતોમાં ચાલેલા કાવત્રાં-કેસોની પરંપરામાં, કુરબાન સ્વદેશભક્ત વીરોનાં જીવન આલેખાયેલ છે. છેક ૧૯૩૩ પછી આ ક્રાંતિકારી ચળવળનાં વળતાં પાણી થયાં. કારણ તે વખતે દેશમાં ગાંધીજીની ધીર નેતાગીરી હેઠળની અહિંસક લડતના વિચારે હિંદી જનતાની કલ્પનાને પકડી લીધી હતી. ને આઝાદીની લડતને આથી એક વધુ જોરદાર, એવું રાષ્ટ્રવ્યાપી સ્વરૂપ મળતું હતું. આ હકીકત ક્રાંતિકારીઓને પણ સમજાઈ હતી.

આ રીતે સ્વદેશમુક્તિ માટેના જંગનું પહેલું પ્રકરણ પૂરું થયું ને મુક્તિજંગના શસ્ત્રાગારમાં અહિંસા ને સત્યની સંસ્થાપના કરતા બીજા પ્રકરણનો આરંભ થઈ ગયો.

## સંમેલનની શુભકામના

આ સંમેલનમાં ગદરપાર્ટીના સ્થાપક અને કામાગાટા મારુના નેતા બાબા સોહનસિંહ ભકના, હાર્ડિંજ બોમ્બ કેસના લાલ હનુમંત સહાઈ, ૧૯૧૬માં, પ્રથમ 'સ્વતંત્ર ભારતીય રાષ્ટ્રીય સરકાર'ના (કાબૂલમાં) સ્થાપક રાજા મહેન્દ્રપ્રતાપ, ભગતસિંહના સાથીઓ શિવવર્મા, વિજયકુમાર સિંહા, ૩૧ વર્ષ જેલમાં ગાળનાર પરમાનંદ ઝાંસી, કાકોરીના જોગેશચંદ્ર ચેટરજી, ડેલહાઉસી સ્ક્વેર બોમ્બના ડો. ભૂપાલ બોઝ, કુમિલા ખાતે, ૧૪ વર્ષની વયે જિલ્લા મેજિસ્ટ્રેટ સ્ટીવન્સન ઉપર ગોળી ચલાવનાર ડો. શ્રીમતી સુનીતિ ઘોષ, વગેરે વગેરે હાજર હતા.

(અલબત્ત, અનેક જીવંત ક્રાંતિકારીઓ —ચિત્તાગોંગ આરમરી કેસના અંબિકા ચક્રવર્તી, ગણેશ ઘોષ, કલ્પના દત્ત, તથા બંગાળની વીર યુવતી બીના દાસ, ભગતસિંહના સાથી અજય ઘોષ વગેરેનો સમાવેશ આ સંમેલનમાં કરવામાં આવ્યો ન હતો. અને મીરત કાવતરાં કેસ, કાનપૂર કાવતરાં કેસ, આઈ. એન. એ. (આઝાદ હિંદ ફોજ) અને આર. આઈ. એન. (નાવિકબંડ)ના વીરોને પણ આમંત્રવામાં આવ્યા ન હતા એમ જણાય છે.)

રાજા મહેન્દ્રપ્રતાપે પોતાના વક્તવ્યમાં એવું પણ કહ્યું હતું કે, 'અમે જે સ્વરાજ માટે કુરબાનીઓ આપી છે, તે આ સ્વરાજ નથી...આ સ્વરાજ તો થોડાંક મર્યાદિત વર્તુલોનું બની ગયું છે....'

સંમેલનના અધ્યક્ષપદે ડો. ભૂપેન્દ્રનાથ દત્ત (સ્વામી વિવેકાનંદના નાના ભાઈ) હતા. કેંદ્ર સરકારના ગૃહપ્રધાન પંડિત ગોવિંદવલ્લભ પંતે આ પીઢ ક્રાંતિકારીઓનું સ્વાગત કરતાં, એમનાં સ્વાર્થત્યાગ, દેશભક્તિની તમન્ના ને કુરબાનીઓને અંજલિ આપી, આઝાદ ભારતના પુનર્નિર્માણમાં સહકાર આપવા એમને વિનંતિ કરી હતી.

તે ઉપરાંત આપણી નવજાત આઝાદીના કલેવરને કોરી ખાનારી ભાષા, પ્રાંત, કોમ, પક્ષની સંકુચિતતા તથા દ્વેષ-ઝઘડા મિટાવવા આગળ આવવા અપીલ કરી હતી.

સંમેલને રાષ્ટ્રના આઝાદી યજ્ઞમાં પોતાના પ્રાણોની આહુતિ આપનાર શહીદોની યાદને મૂર્તિમંત કરતું એક સ્મારક રચવા માંગ ઉઠાવી છે. એક આલિશાન સંગ્રહ-ભવનનું નિર્માણ કરી, દેશવિદેશમાંથી મળી આવતી, આ નાના મોટા ક્રાંતિ સંગ્રામો અંગેની માહિતી ને વસ્તુઓનું સંગ્રહસ્થાન ઊભું કરવાની યોજના વિચારી છે. આ ભવનની

સાથે એક એવું સમર્થ પુસ્તકાલય રચવામાં આવે કે, જ્યાં બેસીને આપણા નવયુવકો માતૃભૂમિની ગુલામી શૃંખલા કેમ કરી તૂટી શકે...એનો અભ્યાસ કરી શકે.

## કવિ વિદ્યાપતિ

હમણાં જ કવિ વિદ્યાપતિની ૫૦૮મી જયંતિ બિહારમાં ઉજવાઈ. કૃષ્ણ–રાધાના પ્રણયમાંથી પ્રેરણામૃત પામી મસ્તીભેર ગીત લલકારનાર કવિઆત્માઓમાં વિદ્યાપતિનું એક અનોખું સ્થાન છે.

અત્યારસુધી ભારતીય સાહિત્યના ઇતિહાસમાં આ કવિની માતૃભૂમિ, ભાષા અને જીવનવિકાસ તથા પ્રણયપ્રસંગના ઘટનાસ્થળ વિષે અનેક મતમતાન્તર હતા. કવિને ચાહનારાઓ વચ્ચે આ બધી બાબતોમાં ઉગ્ર વાદવિવાદ ચાલતા હતા. પરંતુ હવે તે ઘણે અંશે શમી ગયા છે. વિદ્યાપતિ બિહારમાં દરભંગા જીલ્લાના બાજીતપૂરના નિવાસી હોવાનું નિશ્ચિત બન્યું છે.

વધુમાં હવે, જાણવા મળે છે કે, તેઓ ખૂબ જાણીતા એવા દરબારી કવિ હતા. ને એમના લાંબા જીવનકાળ દરમિયાન અનેક રાજદરબારોમાં એમનું પોતાનું આગવું સ્થાન મેળવી લીધું હતું. જોનપુર જેવા મુસ્લિમ રાજદરબારમાં પણ એમને માટે સારો એવો આવકાર હતો. છતાં સૌથી લાંબો કાળ તેઓએ ૧૪મી પંદરમી સદીના ઉનાવરા રાજવંશના સંગમાં વીતાવ્યો ગણાય છે.

એમ મનાય છે કે, ઉનાવરા રાજવંશનો છેલ્લો રાજવી રાજા શિવસિંહ મુસ્લિમોની સાથે લડતાં હાર્યો ને ગુમ થયો, તે પછી કવિ વિદ્યાપતિએ રાજા શિવસિંહની રાણી લછમાને લઈને નેપાલના એક ગામડામાં આશ્રય લીધો હતો. ઘણાનું માનવું એમ છે કે, રાજા શિવસિંહની રાણી લછમા જ એના પ્રણયનું પાત્ર છે. ને એનાં ઘણાં કાવ્યો આ વાતની સાહેદી પૂરે છે. એ મુખ્યત્વે શૃંગાર ને પ્રણયરસનો કવિ છે. વિદ્યાપતિનાં કાવ્યોમાં ભક્ત કવિઓની આર્દ્રતા ને સાત્વિક મસ્તીને બદલે શૃંગારિક પ્રણયની માદકતા વધારે ટપકતી દેખાય છે.

રાધા ને કૃષ્ણનો પ્રણય ગાવામાં એના પછી થઈ ગયેલ કવિ સુરદાસ કરતાં એનો રંગ નિરાળો જ છે. સુરદાસનાં કાવ્યોમાં ઘવાઈને ફૂટી ઊઠતો રંગ કોઈ હોય તો વિરહની વેદનાનો છે; ત્યારે વિદ્યાપતિનાં કાવ્યામાં પરિપૂર્ણતા પામેલ પ્રણયનો આનંદ ને ઉલ્લાસ છલકાઈ રહ્યાં છે:

છાડુ કન્હૈયા મોર આંચર રે
ફાટત નવ સારી......

*

સુરત સમાપિ સુતલ બર નાગર
પાનિ પયોધર આપી
કનક સંભુ જનિ પૂજિ પુજારી
ધરય સરોરૂહ ઝાંપી
સખિ હે, માધવ કેલિ વિલાસે,
માલતિ રમિ અલિ તાહિ
અગોરલિ પુનુ રતિ
રંગક આસે.

પોતાના વક્ષસ્થળને બે હાથે ઢાંકીને નીંદરમાં પોઢેલ, નવયૌવના સુંદરીનું વર્ણન કરતાં, એનાં પયોધરને કવિ પુજારીએ કમળફૂલ વડે ઢાંકેલ સોનાના શિવશંભૂ સાથે સરખાવેલ છે...

કવિ વિદ્યાપતિ યુરોપિયન લેખક ચોસરનો સમકાલીન મનાય છે. તે ઉપરાંત પોતાની માતૃભાષામાં સાહિત્ય રચનાર સૌથી પ્રથમ મહાકવિ ગણાય છે. જયસિંહ, તુલસી, સુરદાસ ને કબીરની પરંપરાનો વિદ્યાપતિથી જ આરંભ થાય છે. પોતાના જન્મ ને જીવન સ્થળ મિથિલાની સીમાઓને ઓળંગી, કવિ વિદ્યાપતિની કાવ્યસૌરભ દૂર દૂરના પ્રદેશોમાં ફેલાઈ ગયેલી છે.

મહાકવિ રવીન્દ્રનાથ ટાગોર અંજલિ આપે છે :

**'વિદ્યાપતિનાં કાવ્યો ને ગીતિઓના પ્રારંભિક ઉલ્લાસે જ તો મારી યૌવનકાળની કલ્પનાશક્તિને ક્ષુબ્ધ કરી મૂકી હતી.'**

## ઈઝરાયેલની સર્વોદયી વસાહતો

હું યુરોપ જવાનો હતો ત્યારે આચાર્ય કૃપાલાનીજીએ મને કહેલું કે "તમે ઈઝરાયેલ જરૂર જજો. અત્યારે દુનિયામાં કોઈ દેશ મહાત્મા ગાંધીજીનું કંઈક કામ કરતો હોય તો તે ઈઝરાયેલ છે." અને મને ઈઝરાયેલની મુલાકાતથી શ્રી કૃપાલાનીજીની આ વાતની ખાતરી થઈ.

આ દેશમાં કિબુતની પ્રથા છે. કિબુત એટલે આશ્રમ

કે, પછી નાનું ગ્રામકુટુંબ. આ કિબુતમાં રહેનારા કોઈને પોતાની કશી મિલકત નથી હોતી કે સ્ત્રી-પુરુષને સાથે રહેવા સિવાય બીજું કાંઈ વ્યક્તિગત જીવન નથી હોતું. સર્વોદયના મૂળ પાયાના સિદ્ધાન્ત પ્રમાણે આ કિબુતમાં સામૂહિક રસોડું, સામૂહિક જીવન, અને સામૂહિક મિલકત છે. કિબુતનાં બાળકોની બધી જ જવાબદારી જુદી વ્યવસ્થા કરી કિબુત સંભાળે છે. માબાપો તેમનાં બાળકોને રાત્રે મળવા જતાં હોય છે. કોઈ સ્થળે માબાપોને ત્યાં બાળકો મળવા જાય છે, તો કોઈ સ્થળે બાળકો રાત્રે માબાપને ત્યાં સૂવા જાય છે.

આ કિબુતમાં રહેનાર હરકોઈ પૂરા ૮-૧૨ કલાકનો પરિશ્રમ કરે છે. આપણે કરીએ છીએ તેવો પ્રતીક શ્રમ નહિ, પણ સખત પરિશ્રમ હોય છે. વૃદ્ધ, યુવાન, દરેકને માટે યોગ્ય કામ સારી રીતે ગોઠવાયેલું હોય છે. અને કિબુતમાં કોઈને અસંતોષ નથી. ઈઝરાયેલના વડાપ્રધાન આવા જ એક કિબુતના સભ્ય છે; અને આજની તેમની જવાબદારી લેવા કિબુતવાસીઓએ જ તેમને મોકલ્યા છે; તેમ છતાં વડાપ્રધાન જ્યારે કિબુતમાં આવે છે, ત્યારે કિબુતના નિયમ પ્રમાણે ભાગે પડતો દિવસભરનો શ્રમ તેઓ કરે છે. તેઓ જ્યારે પ્રધાનપદ છોડશે, ત્યારે કિબુતમાં જ આવીને એક સામાન્ય માનવી તરીકે રહેશે. અને પૂરો શ્રમ કરીને રોટિયું મેળવશે.

આ દેશમાં આવાં ૨૨૫ કિબુત છે. કિબુતમાં દાખલ થનાર નવો સભ્ય પહેલાં તંબુમાં રહે છે. પછી બૅરેકમાં (સિપાઈની કોટડી જેવી કોટડીમાં), રહે છે. અને ૨૦ વર્ષ પછી તેને મકાનમાં રહેવાનું મળે છે.

આ કિબુતમાં રહેનારા દરેક માટે યુરોપના જેવી રહેવાની અદ્યતન સગવડ છે. પતિ-પત્ની માટે પૂરી સગવડવાળું નાનકડું ઘર છે, અને એમને થોડો ખિસ્સા-ખર્ચ મળે છે. છોકરાં તો આગાઉ જણાવ્યું તેમ બહાર બધાંની સાથે જ રહેતાં હોય છે; પણ કોઈને ૪ બાળકોથી વધુ સંતાનો નથી.

### સહકારી ખેતી

ઇઝરાયેલનો એક બીજો ભાગ એવો છે કે, જ્યાં સહકારી ખેતી છે, અને દરેકને સરખા જમીનના ટુકડા છે; પણ કામ સહકારી ધોરણે ચાલે છે. આ સહકારી ધોરણના કિબુતમાં વસનારાંઓએ એવા વિચારને અપનાવ્યો છે કે " અમને અમારી થોડી વ્યક્તિગત જિંદગી જોઈએ છીએ. અમને જુદી મિલકત, જુદા પૈસા નથી જોઈતાં, પણ અમારે જૂદું રાંધીને બાળકોને સાથે રાખવાં છે. એ રીતે અમારે અંગત જીવન જોઈએ છે. " એટલે આવાં કોઓપરેટિવ (સહકારી) કિબુતમાં આવી પ્રથા છે. આ કિબુતની સંખ્યા પણ મોટી છે; અને અહીંનાં કુટુંબોમાં ૬ બાળકોથી વધુ કોઈને નથી.

આ દેશમાં બાપુનું ઘણું માન છે. ઇઝરાયેલના વડા પ્રધાન શ્રી બેન ગુરિયન મને પોતાના કિબુતમાં લઈ ગયા અને ખૂબ પ્રેમથી મને બધું બતાવ્યું.

### ઈસુ મહાપ્રભુ, ગાંધી મહામાનવ

સાયપ્રસના એક ગાંધીવાદી ભાઈએ અમને કહ્યું કે " તમે જાણો છો ? ઈસા પછી આ દુનિયામાં ઈસાથી પણ મહાન તરીકે મહાત્મા ગાંધી પેદા થયા છે; ઈસા તો ભગવાન હતા અને મોટા બન્યા, પણ મહાત્મા ગાંધી તો મનુષ્ય થઈને આવડા મોટા બન્યા, તેથી તે ઈસાથી પણ મોટા છે. "

[ 'ભૂમિપુત્ર 'માંથી ] —જયપ્રકાશ નારાયણ

## બ્રહ્માંડની અદાલતમાં માનવી !

આપણાં પુરાણોમાં દૈવી અને આસુરી તત્ત્વો વચ્ચેનાં યુદ્ધો ઘણાં લડાયેલાં છે. પરંતુ એ બધાં યુદ્ધો હાથોહાથ લડાતાં, રણમેદાનમાં શસ્ત્રોના આધારે લડાયેલાં યુદ્ધો ગણાય. એ દહાડામાં શસ્ત્રોની શક્તિ પરિમિત હતી. પરંતુ આજે એ શસ્ત્રોની શક્તિ પ્રલયકારી બની ચૂકી છે. એવે વખતે ત્રિલોકના કેન્દ્રીય વહીવટની ધુરા સંભાળનાર, સ્વર્ગની સત્તાને પૃથ્વીના કારોબારમાં દખલ દેવાની ફરજ પડે છે. ને એમ નક્કી કરવામાં આવે છે કે, સૂર્ય, ચંદ્ર ને ગ્રહ નક્ષત્રોની સાક્ષીએ બ્રહ્માંડના કોઈ એક ભાગમાં અદાલત બેસશે, ને એ અદાલતમાં પૂરો કેસ ચલાવ્યા પછી જ ચૂકાદો આપવામાં આવશે કે, પડું પડું થઈ રહેલા અણુબૉંબના પ્રલયમાં માણસજાતને સદાને માટે ખતમ થઈ જવા દેવી કે કેમ ? આ સ્વર્ગીય અદાલતના પીંજરામાં વાદી તરીકે, એક બાજુ અસુર-શયતાનને ખડો કરવામાં આવ્યો છે, તો બીજી બાજુ અતિવાદી તરીકે માણસજાતને ઊભી

[ વિશ્વમાનવ : જાન્યુઆરી '૫૯ ]

રાખવામાં આવી છે. માણસ જાતે, પોતાના બચાવ માટે, તો 'એ માણસ જાતનું નખ્ખોદ જવું જોઈએ–' એવા પોતાના નિર્ણયના પ્રતિપાદન માટે, ઘોર અંધકારના પ્રતિનિધિ અસુરે–શયતાને—પોતપોતાના વકીલો ઊભા કર્યા છે.

બ્રહ્માંડની અદાલતમાં ન્યાયમૂર્તિ સમક્ષ આખો કેસ ચાલે છે. એમાં માણસજાત પોતાનું સારાપણું પુરવાર કરવા મથે છે, તો અસુર એનું નઠારાપણું સાબિત કરવા, ઇતિહાસમાંથી એક પછી એક–ચોકબંધ દાખલા ટાંકયે જતો જોરદાર દલીલોની ઝડી વરસાવે છે. ને ત્યારે ઘણી વાર તો એવી નાજુક પરિસ્થિતિ ઊભી થાય છે કે, ખુદ માણસજાતને પોતાના પગ 'ઊખડું', ઊખડું' થઈ જતા લાગે છે!

હેન્ડ્રીક વાન લૂન નામના પ્રખ્યાત અમેરિકન લેખકના પુસ્તક 'માણસજાતની કથા' (સ્ટોરી ઑફ મૅન કાઈન્ડ) નામના પુસ્તકને પૃષ્ઠભૂમિકા તરીકે રાખી, યુદ્ધ ને શાંતિ અંગેની એમની દલીલોને મૂર્ત કરતું આવું એક અનોખું ચિત્રપટ અંગ્રેજીમાં તૈયાર કરવામાં આવ્યું છે, ને કુશળ નામાંકિત અભિનેતાઓએ એમાં ભાગ લઈ, આ ચિત્રને સર્વાંગસંપૂર્ણ બનાવવા મહેનત કરેલી છે.

આરોપીના પીંજરામાં ઊભેલ 'માણસજાતને' અસુરે મુકરર કરેલ તહોમતનામાનો જવાબ આપતાં ભારે પડી જાય એવી પરિસ્થિતિ, આજે તો કેટલી ઉઘાડી છે...

પુરાણા ઇજિપ્તની વિલાસી આપખુદ રાજાશાહી, એની અમાનુષી ગુલામીપ્રથા, રોમના નીરો રાજાનું સત્તાંધળાપણું, એના આસુરી આનંદો, કંઈ સેંકડો નિર્દોષોના ગળાં ઘોંટતો અજ્ઞાનનો અંધાપો ને ત્યાંથી માંડીને તે આજસુધીનો શોષણ જુલ્મ, અનાચાર ને અત્યાચારોનો વારસો... આ પાપના ભારે બોજા સાથે તરવા મથતી માનવજાત અદાલતમાં કરગરી ઊઠે છેઃ 'પણ તો સાહેબ! અમારાં બાળબચ્ચાં ને એમના ભવિષ્યનું શું?'

જેના જવાબમાં, ટાંપીને બેઠેલો અસુર છેલ્લો ઝટકો મારી દે છેઃ 'અરે સાહેબ! એનાં છોકરાંનાં રમકડાં ય જુઓ તો—તોપો, બંદૂકો ને તલવારો...!'

છતાં ન્યાયમૂર્તિ, માણસજાત પ્રત્યેની કોક કુમળી લાગણીને કારણે, એને પોતાનો બચાવ કરવાની એક વધુ તક આપવા ખાતર પોતાનો ચુકાદો મુલતવી રાખે છે, ને કહે છે કેઃ સારાનરસાનાં ન્યાયની સમતુલા બહુ જ નાજુક તાંતણા પર તોળાઈ રહી છે. હવે આગળ શું થશે, એની બધી જવાબદારી માણસજાત પર જ અવલંબે છે.

ને ખરે જ, સાચી રહેસ માનવતાનું મૂલ્ય સમજી, એની પુનઃ પ્રતિષ્ઠા કરવામાં જો માણસજાત નિષ્ફળ નીવડી, તો પછી તો એને માથે 'સુપર એટમ બૉમ્બ' જ ઝઝૂમી રહ્યો છે, ને તે તૂટી પડે તો નવાઈ પણ નહિ.

સુ. ગાં.

---

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બાંધવાની અભીપ્સા છે.

—સુરેશ હ. જોષી

## નિર્વેદ

હવે મારાં દર્દો રસમય પ્રવાહી નવ બને,
ઉરે જામી જામી પડ પર હજારો પડ ચડે,
અરે ! નિશ્વાસો એ દખલ કરનારા થઈ રહ્યા,
હવે તૂટું તૂટું મુજ જિગરના થાય કકડા. ૧

ગયા એ અશ્રુના મધુર સઘળા ભાવ શિશુના,
હતા તે ના ભાસે રુદન કરવાને મૃદુ સખા;
ન દેખું સંસારે નયનજલ માટે સફલતા,
કહીં દૃષ્ટિ નાખું ? સહુ ગમ ભરી એ કંજુસતા ! ૨

કવિતા આવાને મુજ હૃદયને ના મન રહ્યું,
તહીં ગાતાં પૂરું કદી પણ નથી અંતર ઠર્યું;
જનોની ભાષામાં જગત વિષનો ગંધ પ્રસર્યો,
ન શબ્દે કો પૂરો કદી પણ મળ્યો માર્દવ ભર્યો. ૩

ન ભાવે તારા ને ઉદધિ નહીં વા આ તરુ નહીં,
ભરી ભાસે ત્યાંયે કપટ–ચતુરાઈ જન તણી !
ન કોઈ ઠેરે છે મૃદુ હૃદયની વાત સુણવા;
ભરેલી છે વિશ્વે કઠિન સઘળે શાશ્વતમયતા. ૪

ગયો આંહીં ને ત્યાં ગરલ નિજ નાખી સરપ કો,
વિસામાને માટે જરીય અપવાદે નવ કર્યો;
નશા ઝેરીમાં આ જગત સઘળું છે લથડતું,
ન અર્પાતું પૂરું–કંઈ કંઈ બધે બાકી રહ્યું. ૫

મને તે આ શાને રુધિર, નસ, અસ્થિમય ઘડ્યો ?
અરે ! એવામાં શું રુદન કરતો આ રસ ભર્યો ?
ન જાણું ક્યાં બેસું ? સમજણ નહીં, ક્યાં શિર ધરું !
અરેરે ! ના જાણું કયમ, શું કરવું આ ઉર તણું ? ૬

—કલાપી

બરાબર યાદ છે : નિશાળમાં ભણતા ત્યારે કલાપીની કવિતા આવે કે તરત ઉદ્‌ગારચિહ્ન કેટલાં આવે છે, 'અરેરે' કેટલી વાર આવે છે તે ગણવા બેસી જતા. કલાપીના ભક્ત એક ગુરુજીએ આ ગુના બદલ કાન પણ આમળેલા. પછી કિશોરવય વટાવતાં મનની કલ્પિત વેદનાને ઘેરી ઘૂંટીને ભોગવવાનો ગાળો આવ્યો, ત્યારે કલાપીની કવિતા હોઠે આવી; એ વેદનાની બડાશ મારતા, મિત્રોને લખેલા પત્રોમાં મથાળે કલાપીની પંક્તિઓ ટાંકી. આ કાવ્યની છેલ્લી પંક્તિ જુઓ :

અરેરે ! ના જાણું કયમ, શું કરવું આ ઉર તણું !

એ પંક્તિ કાંઈ કેટલીય વાર એકાંતમાં રટવાના પ્રસંગો આવી ગયા. તે ગાળામાં જે કવિતા લખી તેમાં ય આના જ પડઘા છે. દરેક કવિની કાવ્યરચનામાં આ 'કલાપીવય' આવે છે. ત્યારે લાગણીઓને સુડોળ આકાર આપીને ઉલ્લંઘી જવાને બદલે એમાં છબછબિયાં કરવાનું વધારે ભાવે છે. વિષાદની સાથે ઉપાલમ્ભ અને રોષની માફકસરની ઉષ્ણતા પણ ભળી હોય છે. તમે દરેક કવિની પ્રારમ્ભિક રચનાઓ જોશો તો દલપતરામની સાથે કલાપી પણ છુપાએલો દેખાશે.

દુઃખ—દુઃખ એ આપણને સૌથી વધુ પરિચિત એવી વસ્તુ છે. ને જે સૌથી વધુ પરિચિત હોય તેની જ વાત કહેવી વધુ અઘરી હોય છે. આથી જ, સાહિત્યમાં, દુઃખ વિશે જે લખાયું તે ક્યાં તો ઊર્મિના ભેજથી સાવ પાણીપોચું

બની ગયું ને ક્યાં તો સાહિત્યની ઉત્તમોત્તમ કક્ષાએ પહોંચવાના ગુણ ધરાવનારું બની ગયું. હીરાને પાસા પાડી શકો, પણ આંસુના પર કશું નકશીકામ થઈ શકે ખરું ? આંસુમાં હીરાના જેવી દઢતા નક્કરતા ઉત્પન્ન કરી શકીએ તો જ એ બની શકે.

રવીન્દ્રનાથની એક કવિતા યાદ આવે છે :

> દુઃખેર દિને લેખિનીકે બ'લે
> આંમાકે લજ્જા દિયો નાઃ

દુઃખને દિવસે કલમને કહું કે મને શરમમાં નાખીશ નહિ ! એ અહીં સંભારવા જેવું છે. અંગ્રેજી નિશાળમાં 'The Stone ' નામની એક કવિતા ભણેલા ( હું ધારું છું કે ગિબ્સનની રચના ). એમાં કાવ્યની નાયિકાના પ્રિયતમનું, પથ્થરની ખાણમાં કામ કરતાં અવસાન થાય છે. એના જ એક મિત્ર પાસે એ મૃત્યુલેખ કોતરાવવા જાય છે. પેલી બાજુ પથ્થર ઉપર છીણી ફરે છે, આ બાજુ એ અક્ષરોને કોતરાતા જોતી બેઠેલી, વેદનાથી સાવ નિશ્ચેષ્ટ બની ગયેલી, નારીના હૃદય પર મૃત્યુની છીણી ફરે છે. એની આંખમાં આંસુ નથી. પાંખો ખોઈ બેઠેલા પંખીની જેમ એ આંખો સ્થિર છે. ને આખરે ત્રિજે દિવસે લેખ કોતરાઈ રહ્યો ત્યારે મૃત્યુનું કામ પણ પૂરું થયું,—પેલાને એકલા બેસીને એ સ્ત્રીનો પણ મૃત્યુલેખ કોતરવાનો રહ્યો !

અનાયાસ જ આ વાત અહીં યાદ આવી ગઈ. જે વહી જાય છે તેનો ભાર નથી લાગતો, એ એના વહેવા સાથે ભારને પણ વહી લઈ જાય છે. પણ જે વહેતું નથી, બધું રુધિરને નસોમાં શીશાંની જેમ પુરાઈ જાય છે, પારાની જેમ નીચે ને નીચે જઈને પડી રહે છે તે આપણને મારે છે. આ કાવ્યમાં આવી, ન વહેનારી, ગંઠાઈ ગયેલી, વેદનાની કવિ વાત કરે છે. માટે જ સૌથી પહેલી વાત ઉદ્ગારની જેમ કવિના મુખમાંથી સરી પડે છે :

> હવે મારાં દર્દો, રસમય પ્રવાહી નવ બને,
> ઉરે જામી જામી પડ પર પડ થરો પડ ચડે.

આ ભાર એટલો તો વધીને અસહ્ય બની ગયો છે કે નિઃશ્વાસ જેવી સાવ હળવી (શ્વાસ હળવો હોય, પણ નિઃશ્વાસ તો ભારે બની જાય ! ) વસ્તુ પણ એ ભારમાં અસહ્ય વધારો કરી મૂકે છે, એની દખલ સહી શકાતી નથી. એક ફ્રેન્ચ કવિની કવિતા યાદ આવ્યા વિના રહેતી નથી. ત્યાં એ કહે છે કે 'તું ગઈ ત્યાર પછીથી (કાવ્યની શરૂઆત જ સીધી since thenથી થાય છે ) પાંપણને કિનારે ઊભી રહેલા અશ્રુને ખાળવા આંખના સ્નાયુઓને એવા તો તંગ કરી મૂક્યા છે કે ન પૂછો વાત ! સહેજ સરખો પલકારો કે ધબકારો ય હવે પરવડે એમ નથી : એટલા બધા સાવધ રહેવું પડે છે !

આમ વેદનાથી બધું ફાટું ફાટું થઈ રહ્યું છે. કલાપી એ આપણો રોમાન્ટિક શૈલીનો કવિ છે. એને આકાર સૌષ્ઠવ કરતાં આકાર ભાંગવાનું વધારે ફાવે. જેના પર આપણે જય મેળવવા ઇચ્છતા હોઈએ તેને આકાર આપી દઈએ એટલે પત્યું, એ સ્પર્શ્ય ગ્રાહ્ય બની રહે, પણ જે આકારમાં જે બંધાય નહિ તે અજેય બને. આકારમાંથી સરી જવું એ આ શૈલીનું એક લક્ષણ છે. અહીં પણ કવિ આકારથી અકળાય છે, એમાંથી છૂટવા ઇચ્છે છે. કાવ્યના અંતમાં કવિ ફરિયાદ કરી ઊઠે છે :

> **મને તે આ શાને રુધિર, નસ, અસ્થિમય ઘડ્યો ?**

આ આકારના સન્નદ્ધ બંધમાં તો બાંધ્યો જ ને વધારામાં અંદર છલકાતો, ઊછળતો 'રુદનરસ' ભરી દીધો ! આ કવિને માટે અસહ્ય બની રહે છે.

અશ્રુમાં પણ મધુરતા છે, અથવા એમ કહીએ કે અશ્રુને કારણે જ મધુરતા આવી શકે છે; જો વિષાદને અશ્રુ ઊલેચી ન નાખે તો મધુરતા આવે શી રીતે ? અશ્રુ સારીને ઊલેચી શકાય એવી વેદનામાં વિષ નથી હોતું. માટે જ કવિ એને 'શિશુના ભાવ' કહીને, કદાચ, ઓળખાવે છે વળી રુદન માટે ય કોઈના ખભાનો આધાર જોઈએ. અરણ્યરુદન શા ખપનું ? (બોરિસ પાસ્તરનાક કવિતાને વર્ણવતાં કહે છે: It is the tears of the World on a shoulder. પણ આ આંસુ તે વિશ્વનાં આંસુ, વ્યક્તિનાં નહિ.) હવે એવા સખા પણ નથી રહ્યા, જે ખભાનો આધાર આપે. અશ્રુની ગંગાને પણ ઝીલવી એ જેવા તેવાનું કામ નહિ. એવા મિત્રો પણ વિરલ, કોઈનાં દુઃખની કથની સાંભળવી એ મૂઝવનારી પરિસ્થિતિ છે. એને વિરલ સમભાવની અપેક્ષા રહે છે. રોમાન્ટિક કવિઓને દુનિયા સામે હંમેશા ફરિયાદ કરવાની રહે છે :

> **ન દેખું સંસારે નયનજલ મારે સફલતા,**
> **કહીં દષ્ટિ નાખું ? સહુ ગર્ભ ભરી એ ટહુલતા !**

આ અગતિકતાનાં બીજાં પણ કારણો છે, ને એ કારણો વધારે વ્યાપક સ્વરૂપનાં છે. આ કવિતા યાદ રહી ગયેલી તે એમાં આવતી, સર્વત્ર ગરલને પ્રસારી જતા વિરાટ સર્પની છબિને કારણે. એ છબિમાં એક પ્રકારનું બળ છે. આવા બળવાળી છબિ કવિ ઉપજાવે ત્યારે તેના વડે જ કાવ્યગત ઊર્મિનું ધારણ શક્ય બને. જુઓ એ સર્પને.

**ગયો 'આંહી' ને ત્યાં ગરલ નિજ નાખી સરપ કો,**

આ 'અહીં' ને 'ત્યાં' એ વિશ્વના બે છેડા છે, ને તેથી જ તો—

**વિશ્રામને માટે જરીય અપવાદે નવ ઠર્યો;**

તસુભર શુદ્ધ ભૂમિ રહી નથી કે જ્યાં ઝેરથી બચવા ઊભો રહી શકાય. આટલા વ્યાપક ઝેરની અસર કાવ્યના ઉપાદાનરૂપ શબ્દ પર પડી છે.

**જનોની ભાષામાં જગત વિષનો ગંધ પ્રસર્યો,**
**ન શબ્દે કો પૂરો કહીં પણ મળ્યો માર્દવ ભર્યો...**

કવિનું ઉપાદાન જ આમ વિશ્વવ્યાપી વિષથી કલુષિત થયું છે. આ ઝેરની અસરથી શબ્દોએ એમની સ્નિગ્ધતા, તાઝગી (જે પ્રાણના ધર્મો છે) ખોયાં છે. બધું બરડ સીબ્બરડ થઈ ગયું છે, ને કલાપિ જેવા કવિને માટે આ સૌથી અસહ્ય વાત છે. એની શોધ માર્દવ ભર્યા શબ્દને માટેની છે. પોતાના માધ્યમને વિશેની જાગરુક શોધનો આછો અણસાર નિરવયવી ઉદ્ગારોના પુંજરૂપ એની કવિતામાંથી, અહીં આપણને દેખાય છે. આવા શબ્દો હવે સુલભ નહિ રહ્યા હોવાને કારણે—

**કવિતા ગાવાને મુજ હૃદયને ના મન રહ્યું,**
**'તહીં' ગાતાં પૂરું કહીં પણ નથી અંતર ઠર્યું;**

કોઈએ (બનતાં સુધી કાન્તે) કહ્યું છે કે કલાપી કવિતાને લક્ષ્ય માનતા નથી, એ તો એક સાધનમાત્ર જ એમને મન રહ્યું છે. 'અંતર ઠારવા' એ સ્થાયિ છે; પણ તે તો હવે સિદ્ધ થતું નથી, માટે કવિતા પરથી મન ઊઠી ગયું. અને, કદાચ આ જ કારણે, વેદના વધારે અસહ્ય બની ઊઠી! આ 'મૃદુ' શબ્દ કલાપીના વ્યક્તિત્વનો સૂચક શબ્દ છે. લાગણીની કુમાશ વિના એને ન ચાલે. એવી ઋજુતા આ દુનિયામાં ક્યાં છે! માટે કવિ ઉશ્કેરાઈ ને કહી નાખે છે:

**ભરેલી છે વિશ્વે કઠિન સઘળે ગ્રામ્યમયતા.**

મેથ્યૂ આર્નોલ્ડે પણ Philistinesની સામે ફરિયાદ કરેલી. એવા જડ ભરતો જ રુચિની સૂક્ષ્મતાના વિરોધી છે, એમાં એ સૌંદર્ય અંતરાય રૂપ બને છે. કલાપીની ફરિયાદ વાજબી છે.

આ વેદના જો 'આંહી'થી 'ત્યાં' પહોંચાડી શકાય તો એમાંથી ઊગરી જવાય, તો એને 'રસમય પ્રવાહી' બનાવી શકાય. પણ અહીં તો દરેક પોતપોતાના ખોળિયામાં નજરકેદ ભોગવે છે. એકની વાત બીજા સુધી ભાગ્યે જ પહોંચે છે—(સ્ટેફન સ્પેન્ડર : We are all crammed islands of flesh.) જો આપણું 'આપોપું' બીજાને સમૂળગું અર્પી દેવાનું હોય તો બધી દુગ્ધા ટળી જાય, પણ—

**ન અર્પાતું પૂરું—કંઈ કંઈ બધે ખાનગી રહ્યું.**

અને આથી જ કવિ ધૂંધવાઈમૂઝાઈ ને બોલી ઊઠે છે:

**ન જાણું ક્યાં બેસું? સમજણ નહીં, ક્યાં શિર ધરું!**

એ શિર ધરવાનો ખભો ક્યાં છે આ દુનિયામાં? ને આ બધી જફામાં આપણને આખરે કોણ મૂકે છે? આપણું હૃદય જ ને! આથી વિશ્વને ઠપકો દીધા પછી પણ આખરે પાછા વળીને કવિ બધો રોષ પોતાના હૃદય પર જ ઠાલવે છે: કલાપી જેવા કવિની આ એક લાક્ષણિકતા છે. અંતે, આપણા હૃદયમાં પણ એ છેલ્લી પંક્તિના રણકાર ઘૂમી રહે છે:

**અરેરે! ના જાણું કયમ, શું કરવું આ ઉરતણું!**

આપણા કાવ્યસાહિત્યમાં આ હૈયાને કોણે ઉપાલમ્ભ નથી દીધો? યાદ કરો: સુન્દરમ્ (અરે કે હમણાંનું આ હૃદયને થયું છે જ શું?), ઉમાશંકર (છે કે મારું અખિલ જગમાં—) અરે, હૃદયને ઉપાલમ્ભ દેનારી કવિતાઓનો જ એક આખો સંગ્રહ પ્રકટ કરવા જેવો છે!

કલાપી ઘણાને ગમે છે. એનું એક કારણ છે: એનું આપેલું ખાદ્ય પચાવવાને ભાવકને ગાંઠનો પાચકરસ ઉમેરવો પડતો નથી. તમે જીભ પર મૂકો ને ઓગળી જાય એવું એ ખાદ્ય નહીં પણ ચોષ્ય છે અથવા તો લેહ્ય છે!

છેલ્લે એક વાત: નિર્વેદ તો શાંતનો સ્થાયી ભાવ છે, અહીં તો કરુણ છે (ભવભૂતિના રામનો 'પુટપાકપ્રતિકાશ' ભલે નહિ હોય તો ય). એટલે આ શીર્ષક જોઈને મમ્મટાચાર્ય માથું ધુણાવીને ના કહેવાના: ના ભાઈ, આને અમે નિર્વેદ નહિ કહીએ.

[ વિશ્વમાનવ : જાન્યુઆરી '૫૯ ]

# કલાનો જન્મ



**મા**નવીના જન્મની સાથે જ કલાની શરૂઆત થઈ, એમ કહીએ તો કશું ખોટું નથી. બીજાં પ્રાણીઓ કરતાં એ જરા વધારે બુદ્ધિપ્રધાન અને લાગણીપ્રધાન છે, એમ તો આપણે વારંવાર કહીએ છીએ. એ લાગણી નામની વસ્તુએ જ કલાની ઉત્પત્તિ કરી છે.

પ્રાગૈતિહાસિક કાળનો આદી માનવ પણ એ જ લાગણી લઈને જન્મ્યો હતો. ખાવાપીવા અને શિકાર કરવા સિવાય એનામાં બીજી કોઈ વૃત્તિ નહોતી એમ નથી. આપણી જેમ બહુ જ સુંદરી જઈને એણે પ્રિયાને અંબોડે કદાચ ફૂલ નહિ ખોસ્યું હોય, પરંતુ રસ્તે રખડતાં મળેલી છીપ કે શિકાર કરીને ઉતારેલ જાનવરનું ચામડું એણે પોતાની સહચરીને આપેલું, એ અંગને ઢાંકવા જ નહિ, શોભાવવા પણ. આ જ શણગારની વૃત્તિએ એના રહેવાસની આજુબાજુની ભીંતોને, લાકડાના ટુકડાઓને ને પથ્થરની શિલાઓને સજીવન કર્યાં. એણે એ હંમેશની એકસરખી વસ્તુઓને–હૃદયમાં સર્જનની તમન્ના તેમ જ હાથોમાં નિર્માણ લઈ પલટી નાખી. શુષ્ક અને વેરાન પડી રહેતી ગુફાઓની ખરબચડી ભીંતો પર, શિકાર કરતા એનાં જ સંબંધીઓ, તીર-કામઠાં, સાથે લાલ લાલ ચાકની તીણી રેખાઓમાં પૂરાઈ ગયા. નાળિયેરની કાચલીનો ગોળમટોળ ટુકડો એક લાકડી અને રસ્સી સાથે બંધાઈ ગયો, અને જાણે કે પેલી બે બાકોરા જેવી આંખો વાટે એ હસી પડ્યો! ગુફાની પાસે જ પડ્યો રહેતો પેલો થાંભલા જેવો પથ્થર, હવે તો જાણે હાથમા હથિયાર લઈને પહેરો ભરતો થઈ ગયો.

એવા જ એક થાંભલા પરનું આદિમાનવે કરેલા શિલ્પનું રેખાંકન અહીં આપ્યું છે. એમાં વધારે પડતો ભાગ કોરી કાઢવાની તસ્દી લેવાઈ નથી. ઊભો સપાટ એક પથરાનો ટુકડો, એને પથરા જેવો જ રહેવા દઈને કોઈ કે છેદી નાખ્યો છે.

એણે જ્યારે આ પથ્થર કોરવાનું આરંભ્યું હશે, ત્યારે એના મનમાં એવી ગણતરી નહોતી, કે માણસની લંબાઈ સાડા પાંચ ફૂટ, માથું અને પંજાની લંબાઈ સરખી વગેરે. આપણી જેમ એવું એને કોઈએ શિખવાડેલું નહોતું. ન તો એની પાસે પૂરતાં સાધનો હતાં. પણ એનોય એને અફસોસ નહોતો....એના મનમાં તો ભરપૂર લાગણી અને ઇચ્છાશક્તિનો પ્રવાહ હતો. એને તો કોઈપણ હથિયારવાળા બંધુનું શિલ્પ કોરવું હતું. પરંતુ પછી થયું કે, પથ્થર તો બહુ નાનો અને પોતાને તો ઘણું બધુંય આલેખવાનું. એટલે, એણે પાછળથી ઉમેરવાની વસ્તુની થોડી જગ્યા ઉપર રાખી લીધી, અને નીચે કામ શરૂ કરી દીધું.

માણસ બનાવવો હોય તો, માણસનાં દરેક અંગ બતાવવાં જ જોઈએ એવું કાંઈ થોડું છે? બસ, હાથમાં હથિયાર લઈને ઉગામતો જ બતાવ્યો હોય તો? ધડ નીચેનો ભાગ તો પથ્થર જ નાનો છે એટલે બતાવી શકાવાનો નથી, તો પછી પેલું મોં અને હાથ જ બરાબર કેમ ન બનાવવાં? એણે તો એનું મોટું જમરૂખના આકારનું નાક બનાવ્યું, કોડીના જેવી આંખો અને આખું મોઢું તો જાણે નાળિયેરનો જ આકાર જોઈ લ્યો! પણ પેલું હથિયાર બનાવવું છે એનું શું? હથિયાર પકડીને તે કોઈ શાંત ઊભું રહે? એને તો બે હાથે ઉગામતો બતાવું. પણ અહીં એનો

હથિયાર પકડવાનો અભ્યાસ જણાઈ આવ્યો. હથિયાર પકડતી વખતે આંગળાં અને હાથનો વળાંક કેવી જાતનો હોય, એ એણે બરાબર આલેખ્યું—કલ્પનાથી નહિ, પણ અનુભવના સહારે જ.

હવે ધડ નીચેનો ભાગ, આખું શરીર તો સમાય જ નહિ. ત્યારે શું કરવું ? એને કોરો થોડો જ મૂકી દેવાય ? એનાં કરતાં ત્યાં પણ જરા જરા દેખાય એવી બે ત્રણ આડીઊભી રેખા કોરી કાઢી હોય તો ? એ કપડા જેવુંય લાગે અને વળી એટલો ભાગ કોરો રહ્યો પણ ન જણાય. પણ હજી ઉપરનો ભાગ બાકી રહ્યો છે. એણે તો ત્યાં પણ હળવેક રહીને બીજી એક આકૃતિ કોરી કાઢી. કોઈ પૂછે કે એ માણસ છે, બાળક છે કે પશુ ? એની આપણને તો શી ખબર પડે ભાઈ ? એ કલાકાર જીવે જે પ્રમાણે આલેખ્યું, તે જ આપણે તો જોવાનું. એને વાંદરો પણ બનાવવાનો હોય કે બાળક પણ આલેખવાનું હોય ! કારણ કે આકારોની ફરી ઉત્પત્તિ કરવામાં તો એનું નિજ દર્શન જ મુખ્ય ભાગ ભજવે છે ને ! અને ઘણા માણસોય વાંદરા જેવા ક્યાં નથી લાગતા ?

એણે તો એના મનમાં જે આવ્યું તે કર્યું. પણ આપણે અત્યારે કરીએ છીએ તે પ્રમાણે Deliberately નહિ, પણ Direct જ. એને કલા-કૌશલની વધુ સૂઝ ન પણ હોય. એને માણસોના શરીરનાં માપની જાણ ન પણ હોય, પરંતુ તેથી શું થઈ ગયું ? આપણે કારીગરીને તો કલા કહેતા જ નથી. એના મનમાં જોયેલ વસ્તુની જે મજબૂત છાપ હતી, તે એણે બીજા કશાયની પરવા કર્યા વિના સીધે સીધી પથ્થર પર કોરી કાઢી. (આ ગુણ આપણને બાળકોની કલામાં પણ મળશે.) આપણી આધુનિક ભાષામાં કહીએ તો એનામાં માનસિક બિમ્બને પ્રગટ કરવાની સ્પષ્ટ અભિવ્યક્તિ છે. આપણે રચેલ અભિવ્યક્તિવાદ (expressionism)નાં મૂળ ઊંડે ઊંડે અહીં છે. એટલો વિચાર કરીએ તોય એની મહત્તા સમજાઈ જશે.

ગુલામ મોહમ્મદ શેખ



## ઘરદીવડા

# શ્રીમતી વિદ્યાગૌરી નીલકંઠ : ગુજરાતનાં સંસ્કારમાતા

ગુજરાતનાં વિદુષી, સુધારક, સાહિત્યોપાસક, શ્રીમતી વિદ્યાગૌરી નીલકંઠનું અવસાન ૮૨ વર્ષની પકવ-વયે તા. ૭-૧૨-૫૮ના રોજ અમદાવાદમાં થયું...અને જાણે એક આખો યુગ આથમી ગયો!

૧૮૭૬માં શ્રી વિદ્યાબેનનો જન્મ થયો હતો.

૧૮૭૬માં જ ગુજરાતના આદ્યસુધારક દુર્ગારામ મહેતાજીનું અવસાન થયું હતું; અને ત્યારે ગુજરાતનો ભડવીર નર્મદ સુધારાનો પંથ છોડી 'પાછાં પગલાં' ભરી રહ્યો હતો. 'રક્ષકમત'ના સ્વસ્થ સુધારક સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ ભારતીય ચિંતન પ્રત્યે ઊંડો આદર પ્રગટાવ્યો હતો; અને જાણે ઉગ્ર ઝનૂની સુધારાને સ્થાને સૌમ્ય શાંત સુધારાનો પ્રવાહ વહેતો થયો હતો.

૧૮૬૮ થી ૭૧ સુધીમાં પ્રાર્થના સમાજ, આર્ય સમાજ, થિયોસોફિકલ સોસાયટી વગેરે આંદોલનોએ આ સ્વસ્થ સુધારાની ભૂમિકાને પોષી હતી.

વિધવા વિવાહ, ન્યાતિજાતિ ખંડન, મુક્ત રોટી-બેટી વ્યવહાર, મૂર્તિપૂજા ત્યાગ વગેરે ઉગ્ર સુધારાઓ ઠંડા પડ્યાં જણાતા હતા; અને બાળલગ્નનિષેધ, કન્યાકેળવણી, તથા સ્ત્રીસન્માનની સર્વસાધારણ ભાવના લોકજીવનમાં માન્યતા પામી રહી હતી.

બીજી બાજુ, ૧૮૮૫માં રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપના થઈ હતી. અને સંસાર સુધારા સાથે રાષ્ટ્રીય રાજકીય જાગ્રતિનો સુમેળ પણ થવા લાગ્યો હતો.

શ્રીમતી વિદ્યાબહેન આવા આ સ્વસ્થ સુધારક અને રાષ્ટ્રીય અસ્મિતાના પ્રારંભિક યુગમાં જન્મ્યાં ને ઊછર્યાં હતાં. વિદ્યાબેનનાં માતામહ, તે ગુજરાતના અગ્રગણ્ય સ્વસ્થ સુધારક, પ્રાર્થના સમાજના સ્થાપક, સાક્ષર શ્રી ભોળાનાથ દીવેટીઆ: અને વિદ્યાબેનનું શ્વશુરગૃહ તે સ્વ. મહિપતરામ રૂપરામ નીલકંઠનું ઉગ્ર સુધારક નિષ્ઠાવાન કુટુંબ. સ્વ. મહિપતરામના વિદ્વાન, સુધારક પુત્ર શ્રી રમણભાઈ સાથે તેમનાં લગ્ન ૧૮૮૯માં, એટલે કે માત્ર ૧૩ વર્ષની વયે થયાં હતાં. (એ જમાનામાં ૧૩ વર્ષે થતું લગ્ન પણ સુધારાલગ્ન ગણાતું હશે! કદાચ ૧૩ વર્ષે લગ્ન કરનાર કન્યાઓમાં પણ તે જમાનામાં તેઓ પ્રથમ હશે!)

ગમે તેમ પણ, ગુજરાતનાં પ્રથમ ગ્રેજ્યુએટ સન્નારીઓ-માં શ્રી વિદ્યાબેન અને તેમનાં નાનાં બહેન શ્રી શારદાબેન (ડૉ. સુમન્ત મહેતાનાં વિદુષી સુધારક પત્ની) સર્વ પ્રથમ હતાં.

પછી તો વિદ્યાબેન અને શારદાબેનની જોડલીએ સ્ત્રી સમાજનાં જ્ઞાન, સંસ્કાર અને સંસારસુધારાના ક્ષેત્રે આખી જીંદગી પરોવી દીધી, એમ કહેવામાં કશી જ અતિશયોક્તિ નથી. ગુજરાતની ભાગ્યે જ કોઈ એવી સાહિત્ય-સંસ્કાર-સુધારાપ્રવૃત્તિ હશે, જેમાં વિદ્યાબહેનનો સક્રિય હિસ્સો ન હોય: ગુજરાત સાહિત્ય પરિષદ, ગુજરાત વિદ્યાસભા, ફાર્બસ સભા, સાહિત્ય સભા, એજ્યુકેશન સોસાયટી, ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ, લાલશંકર મહિલા પાઠશાળા, મહિલા-મંડળ, અખિલ હિંદ મહિલા પરિષદ, પ્રાર્થના સમાજ, અમદાવાદ મ્યુનિસિપાલિટી, નેશનલ કૌંસિલ ઑફ વિમેન, મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ, નેશનલ ઇન્ડિયન એસોસીએશન, ગુજરાત લેડીઝ્ ક્લબ, મહિલા સહાયક સહકારી મંડળ, ર. છો. ગર્લ્સ હાઈસ્કૂલ, દિવાળીબાઈ ગર્લ્સ હાઈસ્કૂલ, વિક્ટોરિયા જ્યુબિલી હૉસ્પિટલ, ર. છો. ડિસ્પેન્સરી, રવિશંકર ડિસ્પેન્સરી, સેનેટરી એસોસીએશન, રેડક્રોસ સોસાયટી, વગેરે અનેક સંસ્થાઓમાં તેમણે વર્ષો લગી અગ્રણી સ્થાન ભોગવ્યું છે.

● ૧૯૩૨માં અખિલહિંદ મહિલા પરિષદના લખનૌ અધિવેશને પ્રમુખપદે વરણી કરીને તેમનું બહુમાન કરેલું.

તો વળી સાહિત્યક્ષેત્રેય તેમની કારકીર્દિ ઉજ્જવળ રહી છે; તેમના પતિ શ્રી રમણભાઈ નીલકંઠના સાથમાં 'હાસ્યમંદિર' લખ્યું; 'જ્ઞાનસુધા' માસિકનું સહસંપાદન કર્યું. શ્રી રમેશચંદ્રકૃત નવલકથા 'સુધાહાસિની'નું ગુજરાતી અવતરણ કર્યું; મહારાણી ચીમનાબાઈ લિખિત 'હિંદના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન'નો શ્રી શારદાબેનના સાથમાં અનુવાદ કર્યો. ઉપરાંત, 'નારીકુંજ', 'ગૃહદીપિકા', 'જ્ઞાનસુધા' તથા આત્મકથાત્મક જીવનસ્મરણો 'ફોરમ' એમની અન્ય કૃતિઓ છે.

● ગુજરાતી સાહિત્ય પરિષદના વડોદરા અધિવેશને તેમને પ્રમુખપદે સ્થાપીને તેમનું સાહિત્ય ક્ષેત્રે ગૌરવ કરેલું.

તો વળી ગયે વરસે જ કર્વે યુનિવર્સિટીએ એમને 'ડૉક્ટર ઑફ લિટરેચર'ની માનાર્હ પદવી અર્પણ કરી હતી.

● બીજી બાજુ, બ્રિટિશ સરકારે તેમના પતિ શ્રી રમણભાઈને 'સર'નો ખિતાબ એનાયત કર્યો હતો; તો વિદ્યાબેન 'લેડી' અને 'કૈસરેહિંદ'નો ખિતાબ—ચંદ્રક પામ્યા હતાં.

વિદ્યાબેન સ્વસ્થ સુધારાયુગ, સાક્ષરયુગ ઉપરાંત ગાંધીયુગનાં ફરજંદ હતાં: એથી જ તો એમનું જીવન જેટલું સુધારક લડવૈયાનું રહ્યું, એટલું જ આર્ય સન્નારીનું; જેટલું સાહિત્યોપાસનાનું રહ્યું એટલું જ સેવાનું.

ગુજરાતને સુધારો—સાક્ષરતા અને સેવાના ત્રિવેણી—સંગમનાં નીર પાતાં વિદ્યાબેન ૮૨ વર્ષની પરિપક્વ વયે આપણી વચ્ચેથી વિદાય થયાં છે. ગુજરાત એનાં ઘડતર-માતાનું સદાકાળ ઋણી રહેશે.

(અલબત્ત, તેમનાં પુત્ર-પુત્રીઓને તો સાહિત્ય-સંસ્કાર અને સેવાની ભાવનાનો વારસો આપતાં જ ગયાં છે; પરંતુ જેને તેમણે પોતાનાં કુટુંબીજન જેવાં ગણીને નાના મોટા આંતર જ્ઞાતીય લગ્ન, બાળલગ્ન વિરોધ, વિધવા લગ્ન, અનાથ બાળકોની રક્ષા, સ્ત્રીકેળવણી, સ્ત્રીસન્માન વગેરે પ્રસંગોએ, જે આત્મીયતાપૂર્વક અપનાવ્યાં છે, તે સેંકડો યુવાન યુવતી અને નાગરિકોના જીવનમાં પણ સ્વજન-વડીલ તરીકેનું પૂજ્ય સ્થાન તેમણે પ્રાપ્ત કરી લીધું છે.)

વિશ્વમાનવ ગુજરાતની આવી સંસ્કારમાતાને સ્નેહ ભરી અંજલિ અર્પે છે.

—ભો. ગાંધી.

* આ નોંધ લખનારનું ય આંતરજ્ઞાતીય લગ્ન માતાતુલ્ય સ્નેહથી વિદ્યાબેન અને ડૉ. સુમંત મહેતાએ પાર ઉતાર્યું હતું.

---

[પાન ૪૦થી ચાલુ]

આ મહિને મુંબઈમાં દિલ્હીના શિલ્પી-ચક્રના કલાકારો તેમજ ત્યારબાદ કાશ્મીરી ચિત્રકાર શ્રી સંતોષનાં ચિત્રોનાં પ્રદર્શન જહાંગીર આર્ટ ગેલેરીમાં ભરાયાં.

એવું જાહેર કરવામાં આવ્યું છે કે, હવે પછી મુંબઈ યુનિ. પણ ફેકલ્ટી ઑફ ફાઈનઆર્ટ્સ શરુ કરવા માગે છે. ચિત્ર-શિલ્પકલાને ઉચ્ચ અભ્યાસમાં મળતું જતું સ્થાન એ આપણી કલાના વિકાસનું એક સુચિહ્ન ગણાય અને એ રીતે એ ખૂબ જ આવકાર્ય છે.

—શૈલેશકુમાર

## પ્રવૃત્તિ ને પડઘા

### આ વિભાગમાં

* ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધ યોગ્ય પ્રવૃત્તિઓ અંગે—
* ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ ( કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત )ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "વિશ્વમાનવ" ઉપકૃત થશે.

---

# શામળાજી : શ્યામ સરોવર બંધ : સંસ્કૃતિના અવશેષોનો સર્વનાશ ?

**પ્રાગ્ ઐતિહાસિક કાળથી માંડીને, મધ્યયુગની શરૂઆત સુધીના અવશેષોથી ભરપૂર, એક અગત્યનું સંસ્કાર કેન્દ્ર શું સદાને માટે જલ-વિલીન થઈ જશે ?**

શામળાજી ઉત્તર ગુજરાતના સીમાડા ઉપર આવેલું તીર્થસ્થાન છે. ત્યાં શ્યામસ્વરૂપ વિષ્ણુની ત્રિવિક્રમ સ્વરૂપની મૂર્તિ છે. આ સ્થળ ગુજરાતના ઇતિહાસમાં અનેક રીતે મહત્ત્વ ધરાવે છે.

ભારતમાં ઈ. સ. પૂર્વેથી આરંભી, હજારો વર્ષ દરમ્યાન અનેક જાતિઓ પ્રવેશી છે; આમાંની અનેક જાતિઓને ગુજરાતે આશ્રય આપ્યો છે; એટલું જ નહિ, ગુજરાતદ્વારા તે આખા ભારતવર્ષમાં ફેલાઈ ગયેલી છે. આ જાતિઓને ગુજરાતમાં પ્રવેશવાના મુખ્ય સાત માર્ગો ( બે દરિયાઈ અને પાંચ જમીન માર્ગો ) માં એક ઘણો મહત્ત્વનો માર્ગ તે ઉજ્જૈન-ઉદેપુર-ડુંગરપુર-ઈડર-શામળાજીનો. અલ્લાઉદ્દીન ખીલજીના સમયમાં ઉલુઘખાન ડુંગરપૂરની ખીણમાંથી પસાર થઈ મોડાસા આવ્યો હતો, તે તો ઇતિહાસ પ્રસિદ્ધ છે. આ માર્ગ મુસ્લિમ કાળ દરમ્યાન National Highway ( Caravan Route ) રહ્યો છે; એટલું જ નહિ, અતિ આદિ કાળથી વિદિશા ( ભિલસા-ઉજ્જૈન )થી તે યુગના વેપારકેન્દ્ર ભરુચ જવા માટેનો આ ધોરી માર્ગ રહ્યો હોવાનો પણ સંભવ જણાય છે.

શામળાજીનું તો પુરાણકાળથી સંસ્કાર અને વેપાર કેન્દ્ર તરીકે મહાત્મ્ય રહ્યું જ છે.

● ગુજરાતની પ્રાદેશિક, ભાષાકીય, અને સાંસ્કારિક એકતામાં આ સ્થળનો ઘણો વિશિષ્ટ ફાળો છે—મારુ-ગુર્જર ( રાજસ્થાની અને ગુજરાતી ) સંસ્કારિતા અને ભાષા-સાહિત્યના સહિયારા વારસામાંથી ગુર્જર-સંસ્કારિતાનો જે રીતે વિકાસ થયો છે, તેમાં ઉત્તરગુજરાતના આ સીમાડાનું અર્પણ નોંધપાત્ર છે.*

● પરંતુ ગુજરાતની એકતા અને અસ્મિતાના ઘડતર ઉપરાંત પણ, આ પ્રદેશમાં આવેલાં તીર્થ-સ્થાનોમાંનાં સ્થાપત્યો ભારતનાં સાંસ્કારિક શિખરસમાં નજરે ચઢે છે.

આ સ્થળોમાં ઈડર પ્રદેશનું વડાલી, ( ચીની પ્રવાસી હ્યુ-એનસંગે જેને 'ઓછાલી' નામે ઓળખાવ્યું છે; ) એ જમાનામાં એક અત્યંત સમૃદ્ધ નગર હોવાનું જણાય છે; તો ખેડબ્રહ્મા ગુપ્ત સમયના સુવર્ણયુગનું એક અગત્યનું કેન્દ્ર હોવાનું જણાય છે : હજી આજેય ત્યાંથી પ્રાપ્ત થયેલા 'યજ્ઞના અક્ષરના લિપિવાળા અંકિત છાપના સિક્કા' ( શ્રી પંડરીનાથ ઈનામદારના મંતવ્ય અનુસાર ), તથા ગુપ્ત સમયના રિવાજ મુજબ આંગળાંની છાપવાળી ઈંટો (૧૫ ઇંચ લાંબી, ૧૦ ઇંચ પહોળી, ૪ ઇંચ જાડી ), અને ૬॥ ફૂટ ઊંચી બ્રહ્માની મૂર્તિ તથા અન્ય સ્થાપત્યો; રોડા ( હિંમતનગરથી ૯ માઈલ દૂર ), ઈડર, વડાલી, ભિલોડા, પોશિના, ટીંટોઈ વગેરે સ્થળો

( * 'પુરુષાર્થની પ્રતિમા' નામક હવે પછી પ્રગટ થનાર ગ્રંથના 'પૂર્વરંગ'માં આની વધુ વિગતો જોવી. )

ઉપરનાં જૈન મૂર્તિઓ, સિંહાસનો–આદિ વિવિધ અને વિશિષ્ટ સંસ્કારિતાઓનાં કેન્દ્રની સાક્ષી પૂરે છે.

આ બધા ઉપરાંત શામળાજી તો જાણે કોઈક અજ્ઞાત છતાં અતિ મહત્ત્વના ઇતિહાસને પોતાના અંતરમાં સંઘરીને બેઠું હોય એમ જણાય છે.

શ્રી ઇનામદારના જણાવ્યા મુજબ—

* ૧૯૭૫ માં ખોદકામ કરતાં–શામળાજી બાજુના દેવની મોરી નામના ગામ પાસેથી "કોઈ પુરાતન રાક્ષસના અથવા પ્રાણીનાં હાડપીંજરનાં હાડકાં, એક ખભાની હાંસડી, પાંસળીના ટુકડા વગેરે મળી આવ્યાં છે.

* દેવની મોરીના (શામળાજી બાજુના) પાદરમાં મંદિરોના અવશેષોના અનેક ટેકરા છે.

* શામળાજીની ડુંગરમાળને અડકીને 'કરમાનું તળાવ' છે. તેની શામળાજી તરફની પાળ પરના ટેકરાનો આકાર તથા મોટી ઈંટો (૧૫×૧૦×૪ ઇંચ)ના ઢગલા...અને આજુ-બાજુનાં કેટલાંય ખેતરોમાં હળ ફરે છે, ત્યારે જાણે ઈંટોમાંજ હળ ફરે છે) આ બધું ભવ્ય ભૂતકાળની સંગ્રહાઈ રહેલી એંધાણીરૂપ લાગે છે.

"ગુજરાતના જાણીતા સ્થાપત્યવિદ્ શ્રી ઉમાકાંત પી. શાહનો ઇડર–શામળાજી પ્રદેશનાં સ્થાપત્યો ઉપરનો લેખ (ઇડર રાજ્યમાં ગુપ્ત શિલ્પ: જર્નલ ઑફ ઇન્ડિયન મ્યુઝિયમ વૉ. ૯, ૧૯૫૩) તથા ત્યાર બાદનો 'બરોડા મ્યુઝિયમમાંનાં કેટલાંક હિંદુ (બ્રહ્મિનિકલ) શિલ્પો' ઉપરના લેખ (બરોડા મ્યુઝિયમ તથા આર્ટગેલેરી બુલેટિન વૉ. ૯–૧૦, ૧૯૫૩થી ૫૫)'તથા ગુજરાતની શિલ્પ સમૃદ્ધિ ઉપરના તેમના અન્ય લેખો, આ બાબત કેટલીક નવો પ્રકાશ પાથરે છે.

તેમના મત અનુસાર—

* શામળાજીમાંની નંદા અથવા યશોદાવાળી પ્રતિમા ('કેટલાંક હિંદુ શિલ્પો'વાળા લેખમાં ૧લી પ્રતિમા) ૪થા સૈકાની હોવાનું જણાય છે. આ પ્રતિમાનો ડાબો હાથ ખંડિત છે. તે સિવાયની આખી પ્રતિમા ઘણી સુંદર છે. એના ઉપવસ્ત્રનાં લટકતા છેડાની રચના તથા તેની સાડીની વલીઓ વગેરે ગાંધાર કલાની કેટલીક વિશિષ્ટતાઓ વ્યક્ત કરે છે. આ પ્રતિમાનું દ્વાર મથુરાના કુશાન શિલ્પ (ઇસુની પહેલી ત્રણ સદી) ની યાદ આપે છે. હકીકતે આ આખું શિલ્પ તેની શૈલીમાં ગાંધાર નમુના (ઇસુની પહેલી ત્રણ ચાર સદી) ને મળતું છે; અને વસ્ત્રભૂષાની ગોઠવણ, એકાવલીસેર, અને બાળક સાથે ઊભી રહેલ આખી આકૃતિનો ઢાંચો વગેરે. એવું સૂચવે છે કે, આ શિલ્પ ૪થી સદી પછીનું તો નથી જ.

* તે જ રીતે 'માતા અને બાળક'વાળી પ્રતિમા ('ઇડર રાજ્યમાં ગુપ્ત શિલ્પ'વાળા લેખમાં ૩૧મી છબી) પણ ૪ થી સદીની ગણાય એવી છે. અને તેના ઉપર પણ ગાંધાર કલાની અસર, ખાસ કરીને ચૂડામણિ આભૂષણ ઉપરથી વરતાય છે.

શ્રી. ઉમાકાંત શાહ મારુ પ્રદેશના મહાન કલાધર શૃંગધર (અથવા કદાચ શાર્ઙ્ગધર)ની મારુ–ગુર્જરકલા*નો વિશિષ્ટ ઉલ્લેખ કરી, તેના વિસ્તાર અંગે એવી માન્યતા ધરાવે છે કે, તેનું કેન્દ્ર સૌરાષ્ટ્ર, આબુ–મારવાડ, ઇડર–રાજસ્થાન પ્રદેશ હોવાની સંભાવના છે.

આ રીતે ગુજરાતની સંસ્કારિતાની દૃષ્ટિએ તો ઇડર-શામળાજી પ્રદેશનું મહત્ત્વ છે જ; પરંતુ સમગ્ર ભારતીય સંસ્કારિતાના ઇતિહાસની દૃષ્ટિએ પણ તેનું મહત્ત્વ નોંધપાત્ર છે:

* શામળાજીમાંથી નીકળેલી ૨૦ ઇંચની ઈંટો (હાલ વડોદરા મ્યુઝિયમમાં) ઉપરથી લાગે છે કે, આ સ્થળે વ્યવસ્થિત ખોદકામ થાય, તો ઈ. સ. પૂર્વે ૧૦૦ સુધીના ઇતિહાસ ઉપર પ્રકાશ પડે.

* ખાકચોકની ૧૫ ઇંચની ઈંટો 'ક્ષત્રપયુગ'ની એંધાણીરૂપ છે.

* અત્યારે જમીનની સપાટી ઉપર જડી આવતા અવશેષો પણ ૩થી ૪ સદીના આરંભકાળનો નિર્દેશ કરે છે. તો વધુ ઊંડાણમાં ખોદકામ કરતાં, પ્રાગ્ ઐતિહાસિક કાળની નવી કડીઓ ઉપલબ્ધ થવાની પૂરી શક્યતા છે.

શામળાજીના સ્થળમાં ખોદકામ કરી યોગ્ય સંશોધન કરવામાં આવે તો ઇતિહાસની કેટલીક અગત્યની કડીઓ હાથ આવવાનો પૂરો સંભવ છે. દા. ત.—

૧. સિંધુ સંસ્કારિતાના અવશેષો, હવે તો, કચ્છમાં, સૌરાષ્ટ્ર (લીંમડી) અને ઉત્તર ગુજરાતમાં ધોળકા (લોથલ)-ના પ્રદેશમાં પ્રાપ્ત થયા છે. આ દૃષ્ટિએ શામળાજી જેવાં

* કાશ્મિરના બૌદ્ધ લામા તારાનાથે 'ઓલ્ડ વેસ્ટર્ન સ્કૂલ' તરીકે આનો ઉલ્લેખ કર્યો છે; જેને પ્રાચીન મારુ–ગુર્જરકલા એવા નામથી ઓળખી શકાએ. આ કલા ઈ. સ. ૫૦૦થી ૫૫૦ આસપાસ શરૂ થઈ હોવાનું શ્રી. ઉમાકાંત માને છે.

પુરાણાં સ્થાનો સાથેનો' તે સંસ્કારિતાનો સંબંધ–સંપર્ક વિચારવા જેવો છે.

૧. આપણે જાણીએ છીએ કે, આદિકાળથી ભરૂચ ભારતનું એક મહત્ત્વનું દરિયાઈ કેન્દ્ર રહ્યું છે. અને ભરૂચ સાથેનો ઉત્તર ભારતનો સંબંધ વિદિશા (ભિલસા-ઉજ્જૈન)થી શામળાજી કેન્દ્ર' દ્વારા હોવાનો પૂરો સંભવ છે. શામળાજી પોતે એક જાણીતું સંસ્કાર–વ્યાપાર કેન્દ્ર હતું; તથા શામળાજી કેન્દ્ર દેવની મોરીની ત્રણ બાજુની પહાડી વચ્ચે સુરક્ષિત હોઈ, નદી સરોવર-યુક્ત હોઈ, ભૌગોલિક દૃષ્ટિએ તથા રાજકીય સુરક્ષાની દૃષ્ટિએ ફોજી મથક હોવાનો ય પૂરો સંભવ છે. પાછળથી તો મુસ્લિમો પઠાણોના હલ્લાઓ તથા રાજસ્થાનના ગુજરાત સાથેના વેપારના એક મુખ્ય માર્ગ તરીકે, શામળાજી-મોડાસા માર્ગ ઉપયોગમાં આવ્યો છે એ તો નિર્વિવાદ છે.

એટલે ભારતના પ્રાચીન સાંસ્કારિક–વ્યાપારી કેન્દ્ર તરીકે શામળાજી મહત્ત્વનું સ્થાન ધરાવે છે જ.

૨. મધ્યભારતમાં આહડના અવશેષો અને દક્ષિણના માહેશ્વરના પ્રાગૈતિહાસિક અવશેષો જોતાં, આ બે વિસ્તાર વચ્ચેના પ્રદેશમાં એ જાતની સંસ્કૃતિના અવશેષોની ખૂટતી કડી શામળાજી જેવા સ્થળેથી મળી આવવાનો ય સંભવ છે.

૩. શામળાજીની ચોપાસની ગિરિમાળાઓ વચ્ચે વસનારી શ્યામ ભિલ્લ વસ્તીના ઉદય-વિકાસ અને પ્રસારની કેટલીક મહત્ત્વની કડીઓ પણ હજી અજ્ઞાત છે. આ દૃષ્ટિએ કદાચ આહડ-માહેશ્વર' જૂથની નહિ, તો બીજી પ્રાચીન ભિલ્લ જાતિની સંસ્કૃતિના અવશેષો મળી આવવાનો સંભવ છે.

**આવી આવી અનેક શક્યતાઓ—સંશોધનોની સામગ્રીવાળા —આ પ્રદેશના અતિ મહત્ત્વના ભાગને સદાને માટે ડુબાડી દેવાનો ભય લટૂમી રહ્યો છે!**

● વળી સરકારની નવધાતર યોજના અનુસાર, શામળાજી આગળ મેશ્વો નદી ઉપર, ૧॥ કરોડ રૂ ના ખર્ચે વિશાળ જલબંધ (શ્યામ સરોવરબંધ) બાંધવાની યોજના છે. આથી શામળાજીની આજુબાજુનો અમુક મહત્ત્વનો ભાગ ડૂબી જશે. પરિણામે ગુજરાતના અને મધ્ય ભારતના પ્રાગ્ઐતિહાસિક કાળથી માંડીને મધ્યયુગની શરૂઆત સુધીના અવશેષોથી ભરપૂર, એક અગત્યનું કેન્દ્ર સદાને માટે પાણીમાં ડૂબી જઈ વિલીન થશે. તો ગુજરાતના ઇતિહાસની અગત્યની રહીસહી કડીઓમાંની કેટલીક કડીઓ, તેને વિષે આપણે કાંઈ પણ જાણી શકીએ તે પૂર્વે જ, સદાને માટે લુપ્ત થઈ જશે.

ગયે વરસે 'સ્ટેટ્સ્ડ' ઓફ હિસ્ટોરિકલ રેકોર્ડ્ઝ એન્ડ એનશિયંટ મોન્યુમેન્ટ' તરફથી શામળાજી તળ સ્થળ ઉપર જઈને, જાત તપાસ કરી આવનાર શ્રી. ઉમાકાંત પી. શાહ જણાવે છે, તે મુજબ આ સ્થળે દેવની મોરીના પ્રાચીન અવશેષોમાં, એક ટેકરા ઉપર પુરાણી ઈંટોનું એક અતિ વિશાળ-લગભગ ૧૫૦થી વધારે ફૂટનું ગોળાકારનું સ્થાપત્ય અસ્તિત્વ ધરાવે છે. **આ આખું ટીંબાનું વ્યવસ્થિત રીતે ખોદકામ કરવામાં આવે, તો** આ સ્તૂપથી પ્રાચીનતા ઉપર સારો પ્રકાશ પડે એમ છે. ઈંટોનું કદ જોતાં આ સ્થાપત્ય ઈ. સ.ના ૪ થા સૈકાની આસપાસનું હોવાનું તેઓ માને છે. અને આવું સ્થાપત્ય ગુજરાતને ભાગે આજે એક પણ ઊભું નથી, તે જોતાં તો, આને ડૂબાડી દેવાનું અશક્ય જ ગણાય.

દક્ષિણ હિંદમાં જેમ નાગાર્જુન કોંડાના અગત્યના ઐતિહાસિક સ્થળ ઉપર નાગાર્જુન સાગર બંધાય, તે પૂર્વે ત્યાંના અવશેષો ખોદી કાઢવાની પ્રવૃત્તિ આરંભાઈ ગઈ છે; તે જ રીતે 'ડાયરેક્ટર જનરલ ઓફ આર્કિયોલોજી' એ શામળાજીના આ વિભાગને રાષ્ટ્રીય મહત્ત્વનો ગણીને, ત્યાં સંશોધનનું ખોદકામ આરંભી દેવું જોઈએ.

તાજેતરમાં, શ્રી. મંજુલાલ મજમુદાર તથા ઇતર સંશોધકોએ આ દિશામાં લક્ષ આપી પ્રવૃત્તિ આદરી છે, તે નોંધપાત્ર છે.

**અમે આ લાંબી નોંધ દ્વારા, ભારતની સંસ્કારિતા અને અસ્મિતાનું ગૌરવ ધરાવનારા તમામ નાગરિકો (વિદ્વાનો, અભ્યાસીઓ, સંશોધકો) અને સંસ્થાઓને આ વિષે ઘટતું આંદોલન કરવા વિનવીએ છીએ.**

—ભો. ગાંધી

## પત્તાંનો પ્રદેશ

હમણાંજ ગયા મહિનાની બાર, તેર અને ચૌદ તારીખે ફેકલ્ટી ઓફ ફાઈન આર્ટ્સના વિદ્યાર્થીઓ અને અધ્યાપકોએ મળીને, રવીન્દ્રનાથ ટાગોર લિખિત રૂપક 'પત્તાંનો પ્રદેશ' ભજવ્યું. સ્વ. જયુભાઈ ચુડાસમાએ એનો સુંદર અનુવાદ કરેલો.

નાની એવી કવિતા લ્યો કે નાટક લ્યો, પરંતુ મહાકવિની કલાસૂઝ ક્યાંય અછતી રહેતી નથી. આ નાનું એવું રૂપક સમાજના રૂઢિચુસ્ત અને સ્વૈરવિહારી જીવનને સુંદર કટાક્ષો દ્વારા પ્રગટ કરે છે. એક રાજકુંવર અને તેનો સોદાગર મિત્ર દૂરદૂરના અજાણ્યા પ્રદેશોને ખૂંદવા નીકળે છે. પરંતુ હોડી ભાંગી પડતાં કોઈ અજાણ્યા એવા વિચિત્ર બેટ પર આવી પડે છે. એ બેટ પર માણસો તો છે, પણ

નિર્યાં પૂતળાં જ જોઈ હ્યો ! એવી જ એમની સંસ્કૃતિ. "પત્રદ્વીપ" એવું એનું નામ અને ગંજીપાનાં પત્તાં જેવું જ સ્થિર, શાંત અને ઘરેડિયું જીવન. ને એ પણ એટલી હદે કે કોઈથી સરખી રીતે ચલાય પણ નહિ, હસાય પણ નહિ, ત્યારે ગાવા–નાચવાનો તો સવાલ જ ક્યાં રહ્યો ? પત્રદ્વીપના ધર્મગુરુ દહલા ( દસ્સા ) પંડિતે લોકો પાસે આ જાતની રીત અપનાવરાવી છે.

એવા પ્રદેશમાં આ ચંચળ જગતના બે સ્વૈર વિહારી જીવો–રાજકુંવર અને સોદાગર જઈ ચડ્યા. પત્રદ્વીપની સ્થિર અને વજનદાર હવામાં આ દોલનો ઊડ્યાં. ચાલવું-ગાવું -નાચવું ભૂલી બેઠેલી જનતાને ફરી પાછી પેલા બેય નવા-ગંતુકોએ જગાડી અને પત્રદ્વીપમાં કોલાહલ મચી ગયો. પત્રદ્વીપના મહારાજાના જમણા હાથ સમા અધિકારી, કાળીના ગુલામ અને 'પત્રદ્વીપપ્રદીપ' નામના અખબારના તંત્રીએ, આ પરદેશીઓને દેશનિકાલ કરવા મહારાજાને વિનંતિ પર વિનંતિ કરી. એની સાથે દહલો પંડિત અને દરબારીઓ પણ જોડાયાં.

પરંતુ પરદેશીઓ પાસેથી નવજીવનનો મંત્ર શીખી બેઠેલી રાજકુંવરીઓએ આનો વિરોધ કર્યો, એમની સાથે મહારાણી પણ જોડાયાં. છેલ્લે રાજકુંવરીઓના પક્ષમાં બીજા દરબારીઓ (પંજો છક્કો) પણ ભળે છે. ચોકટનો બાદશાહ પણ આવી પહોંચે છે. અને જ્યારે ફરી 'દરબાર' ભરવામાં આવે છે, ત્યાં સુધીમાં તો બધા દરબારીઓ 'બળવાખોરો' સાથે ભળી ગયા હોય છે. આમ આખરે રાજાને પણ પરદેશીઓની ઇચ્છાને વશ થવું પડે છે.

આ છે એની વાર્તા. અને આ વાર્તાને બરાબર અનુકૂળ એવાં સોળ કર્ણમધુર ગીતો છે. એની તરજો જ સુંદર છે એટલું નહિ, પણ એમાંની કવિતાય જોવા જેવી છે.

'અદીઠ સુંદરી' માં

**અજબ છો તું સુંદરી !**
**તું સ્વપ્ન ! સ્વપ્નમાં ખરી !**

અને 'માધવી' માં

**પવને છુપાઈ તને એ, કોણ અલિ, કોણ સાદ દે છે,**
**લખી જાય અક્ષરો પાંદડે-પાંદડે.**

પવનની પાછળ સંતાઈને સાદ દેવાની વાત કરનાર તો રવિ કવિ જ હોય. અને આવાજ કવિતા સર્જનહારા તેઓ પણ જાણે આપણા કાવ્યસાહિત્યના પાને પાને એમનું નામ લખી ગયા છે !

પહેલો તો, ધન્યવાદ ઘટે છે, સ્વ. શ્રી બચુભાઈ શુકલને, જેમણે આટલી સુંદર રીતે સફળતાપૂર્વક બંગાળી ઢાળમાં ગીતોનોય અનુવાદ કર્યો. નાટક કરવું એ જેમનો ધંધો નથી, એવા ચિત્રકારો અને શિલ્પીઓ ( ફાઈન આર્ટ્સ કૉલેજના વિદ્યાર્થીઓ અને અધ્યાપકો) એ પણ, આવા તદ્દન નવી જ ઢબના નાટકનો યથાશક્તિ પ્રયોગ કર્યો તે પણ સત્કાર્ય છે. પત્તાનાં પાત્રોની વેશભૂષા ખાસ તૈયાર કરવામાં આવેલી. ચિત્રકારો તરીકેની એમની સૂઝ એમાં દેખાઈ આવતી હતી. શ્રી શંખો ચૌધરી તથા સૌ. ઈરા ચૌધરીએ મળીને, મૂળ બંગાળી ઢાળોને પણ ગીતોમાં એવાં સુંદર રીતે બેસાડેલાં છે કે એની છાપ ઘણા સમય સુધી ભૂંસાશે નહિ.

એક ને એક વિષયના તેમ જ પરંપરાગત હાલમાં થઈ રહેલ, ભજવાઈ રહેલ નાટકોમાં આ રૂપક એક નવી જ જાતનું હતુ—આવું સુંદર કાર્ય કરવા બદલ એના સંચાલકો તેમજ અભિનયકારો બધા અભિનંદનને પાત્ર છે.

—ગુ. મો. શો.

## કલા પ્રવૃત્તિઓ

થોડાજ સમય પહેલાં ફ્રાન્સથી પાછા ફરેલ શિલ્પી શ્રી રેઠીએ ભારતમાં જુદીજુદી જગ્યાઓએ, તેમણે ફ્રાન્સમાં કરેલ એચીંગ્સનાં પ્રદર્શનો, ભર્યાં. એમના કૌશલના વિધવિધ પ્રયોગોને બધેથી આવકાર મળ્યો.

કલકત્તાની એકેડેમી ઑફ ફાઈન-આર્ટ્સનું રજતજયંતિ પ્રદર્શન આ મહિનાની સાતમી તારીખે કલકત્તામાં ઇન્ડિયન મ્યૂઝિયમમાં ખુલ્લું મુકાયું.

વડોદરાની ફાઈન આર્ટ્સ કૉલેજના આશ્રયે પોલેન્ડનાં વ્યવહારુ ચિત્રકારોની કૃતિઓનું એક પ્રદર્શન પોલીશ એમ્બેસીના ઉપક્રમે ભરાયું.

બોમ્બે આર્ટ સોસાયટીના ચાલુ વર્ષના વાર્ષિક પ્રદર્શનમાં વડોદરાના, ચિત્રકારો શ્રી સંતોષ, શ્રી જ્યોતિ ભટ્ટ, કુ. કિશોરી કૌલ અને શ્રી વિનોદ શાહને જુદાં જુદાં ઇનામો મળ્યાં.

[ પૃ. ૬૬ ઉપર ]

[પાન ૮થી ચાલુ]

રહેવાને સ્થાને એક પછી એક પ્રવૃત્તિ લોકો પોતે પોતાને ઉસ્તક લે એવો રાહ આપ ચીંધો દાખવો છો.

. તો પછી—એની જ વ્યવહાર-સાધનાના માર્ગ વિશે આપ શી રીતે ઉદાસ રહી શકો છો?

**લોકનીતિના આપના આદર્શ અનુસાર જ—** ગામડાંની ગ્રામપંચાયતોથી માંડી મ્યુનિસિપાલિટીઓ અને લોકલબોર્ડો, સહકારી મંડળીઓ અને તાલુકા-જિલ્લાનાં નવાં લોકસંગઠનો દ્વારા પ્રચંડ આર્થિક—દૂધ, કાપડ, અન્ન, દવા અને જીવનની ઇતર જરૂરિયાતો પૂરાં પાડનારા, **બિનરાજ્યક સંગઠનો** (નાના નાના ઉદ્યોગો, વ્યાપારો, મનોરંજન સહિત સહિત) ખડા કરી દેવાની હાકલ પ્રજાને આપવાની ઘડી પાકી ચૂકી છે, (અલબત્ત, આ માર્ગ સરળ નથી, અનેક સ્થાપિતહિતો આડે આવનાર જ છે, એ જાણીને જ તો), ત્યારે આપ તો 'આપના' આદેશે શાંતિસૈનિકોને એવી આજ્ઞા આપો છો કે, 'આર્થિક દુઃખોને હાથમાં લેવા અસંભવિત છે...ગ્રામદાનોનો કાર્યક્રમ પૂરો થશે ત્યારે જ આ સંકટનું નિવારણ થશે...હાલ શારીરિક માનસિક મદદ આપવાની છે...' (બોરસદ)

શાંતિ-સૈનિકો અને શાંતિ-સહાયકો દ્વારા આર્થિક સહિતનાં ભગીરથ કાર્યનો આરંભ કરવામાં કયું તત્ત્વ આપને રોકે છે? શાંતિ સૈનિકો આપે ગુજરાતમાંથી ૭૫ા હજાર માગ્યા ને ગુજરાતે આપને માત્ર ૬૦–૭૦ જ આપ્યા, એ સાચું છે. પરંતુ સેંકડો હજારો શાંતિ-સહાયકોની ભરતી દ્વારા પ્રચંડ આંદોલન આપ દોરી ન શકો? ગાંધીજીનું ગુજરાત કે, ભારત આજેય ગાંધીરાહનો પ્રવાસ ખેડવામાં પાછી પાની નહિ કરે, અમને તો શ્રદ્ધા છે.

## વિચાર-સંઘર્ષ : આચાર-સંઘર્ષ

અહીં જ તો, આપની સમજ અને અમારામાંના અનેકની સમજમાં અંતર પડ્યું છે:

પરિવર્તનની આપની નિષ્ઠા આપે વારંવાર સ્પષ્ટ કરી છે.

આપ આજના વિજ્ઞાનયુગમાં ગાંધીયુગના સત્યાગ્રહોને ય વર્જ્ય ગણો છો. અને કેવળ એવા સૌમ્યતર, સૌમ્યતમ સત્યાગ્રહોની ભલામણ કરો છો કે જે કેવળ કરુણામય, પ્રેમમય હોય...બોરસદની સત્યાગ્રહ ભૂમિ પરથી આપે સત્યાગ્રહમીમાંસાનું વિશદ વિવરણ કર્યું. શંકરાચાર્યનું સ્મરણ તાજું કરાવી કેવળ સમજાવટ, ફરીફરી સમજાવટનો જ માર્ગ ચીંધ્યો. સત્યાગ્રહ કોઈ 'નૈમિત્તિક કાર્ય' નહિ, પણ 'પ્રતિક્ષણની પ્રક્રિયા' બની જવી જોઈએ એવો બોધ કર્યો; અને જે સત્યાગ્રહથી કોઈનાય દિલમાં ભય કંપારી, આઘાત, અરેરાટી ન વ્યાપે, સૌના અંતરમાં ઉલ્લાસ ને આનંદ વ્યાપે તેવા જ સૌમ્યતર સૌમ્યતમ સત્યાગ્રહને જ વિજ્ઞાનયુગમાં સ્થાન હોવાની શ્રદ્ધા આપ વ્યક્ત કરો છો.

આપને આમ-સત્યાગ્રહોથી પ્રજામાં જ છિન્ન-ભિન્નતા વ્યાપવાનો ભય દેખાય છે? પરંતુ, આપ **જેને સર્વ સંમતિ** કહો છો, તેવી અતિ મોટી બહુમતિના સહકારયુક્ત સંગઠનો દ્વારા અહિંસક પ્રતિકારો પણ જો ભયરૂપ હોય તો, સામાજિક પરિવર્તનની પ્રક્રિયા જ સ્થગિત નહિ થઈ જાય શું? **વિચાર-સંઘર્ષને** જ મૂર્ત કરવા **આચાર-સંઘર્ષ** (અહિંસક અને અતિ મોટી બહુમતિ, બે શરતે) અનિવાર્ય નથી શું?

આપ કેવળ સહકાર વાંછો છો, સંગઠનો નહિ! આપ કેવળ વૈચારિક પ્રતિકાર વાંછો છો, સત્યાગ્રહ-સંઘર્ષ નહિ!

આપ કેવળ વિચાર દ્વારા ક્રાંતિ (પરિવર્તન)ની જ એક માત્ર શ્રદ્ધા ધરાવો છો!

**વર્તમાન** આરસી ધરી ઊભો છે—એક પછી એક પછાત દેશમાં લશ્કરી સરમુખત્યારોનાં ધાડાં, એક વાર રાજ્ય સત્તા યેનકેન પ્રકારે હસ્તગત કરી,......પોતાની આપખુદ જમાવટ કરી રહ્યાં છે. અને ભારતમાં ય આજે લોકશાહીનું રાજ્ય છે, કાલે લશ્કરી સરમુખત્યારોના રાહદારીઓ ભારત દેશ પર પણ એમનો દાવ નહિ અજમાવે...? એ અશક્ય તો નથી જ. ગમે તેવી ગંભીર પરિસ્થિતિમાં ય પ્રજાએ સ્વમાનપૂર્વક ને સત્ત્વ સાચવીને જીવવું હશે તો, કેવળ ભારતે જ નહિ, જગતની અનેક

પ્રજાઓએ સુધ્ધાં ગાંધી-અક્ષ્યો શાંતિમય અહિંસક અસહકાર અને સત્યાગ્રહનો ઉત્તમ સામૂહિક માર્ગ વિશાળ ધોરણે અખત્યાર કરવો પડશે—એવો અણસારો સર્વત્ર દેખાઈ રહ્યા નથી શું ?

**સર્વોદયી સમાજમાં** કેવળ વિચાર જ પરિવર્તનની ગુંજાશ ધરાવતો હશે એમ માનવા અમે પ્રેરાઈએ છીએ; પરંતુ ત્યાં સુધીનો સેતુ તો બાંધવો પડશે—પરિસ્થિતિમાં રહેલી શ્રેષ્ઠ શકયતાઓ દ્વારા જ ને ?

આપે જ આ સેતુબંધના શિલ્પી બનવું રહ્યું. અમારી આ કેવળ અંગત લાગણી નથી; આજના આખા યુગની આ માંગ છે.

પરંતુ, ત્યારે આપ બીજે છેડે જઈ ઊભા હો, એવું અનુભવીએ છીએ !

## નિરપેક્ષતા : સાપેક્ષતા

આપ જાણે એક ધ્યેયને absolute નિરપેક્ષ ભાવે વરી ચૂકયા છો. અમેય કેવળ **સાપેક્ષતાના** સ્તર ઉપરથી નથી વિચારતા. આજના યુગના જન્મ સાથે જ પરિસ્થિતિની નાળ ગંઠાયેલી છે એ પાર્શ્વભૂમિકાનો કેવળ સ્વીકાર કરવાનું જ અમે કહી રહ્યા છીએ. વર્તમાન ઘટનાઓની નક્કર ભૂમિકાને અંદાજમાં લેવા પૂરતી જ અમારી વિનંતી છે.

**કેવળ નિરપેક્ષતા નહિ, કેવળ સાપેક્ષતા નહિ, અમે વાંછીએ છીએ સાપેક્ષતાના પાયા પર ઊભેલી નક્કર નિરપેક્ષતા, જેમાં ઇતિહાસમાં અમુક જ બન્યું છે માટે એ જ માર્ગે જવાની જડતા નથી; જેમાં, ચેતનાની અગાધ શકયતાઓને અમલી બનાવનાર અપૂર્વ ચિંતન અને પુરુષાર્થને આવાહન છે; જેનું શિર (ચિંતન) નિરપેક્ષતામાં છે, ને જેના પગ (પુરુષાર્થ) સાપેક્ષતામાં ખોડાયેલા છે, જેમાં આદર્શનિષ્ઠા અને વ્યવહાર-સાધનાનો અતૂટ સુમેળ છે.**

પરંતુ આપની વ્યવહાર-સાધનામાં જાણે સાપેક્ષતાની પૃષ્ઠ-ભૂમિ અને નિરપેક્ષતાની અવકાશ-યાત્રા વચ્ચેનો મેળ જ વરતાતો નથી !

આપનું ચિંતન અમારે માટે અનન્ય ચેતનાદાયી બન્યું છે. એથી જ તો, આપને વિદાય આપતી વેળાએ અમે માત્ર એટલું જ ઇચ્છીએ કે આપ સર્વોદયના સિદ્ધાન્ત-**ચિંતનમાં** અને વ્યવહાર-**ચિંતનમાં** ' સવાઈ-ગાંધી ' બન્યા છો, તો ક્રાંતિની વ્યવહાર-**સાધના** અને ક્રાંતિનાં સ્થાયી તત્ત્વની **સાધનાના** ક્ષેત્રેય સવાઇ-ગાંધી બની ગાંધીનું અધૂરું રામરાજ્યનું સ્વપ્ન આપને હાથે પૂરું થયેલું જોવા, એક ને એક દિન, સૌ ભાગ્યશાળી બનીએ.

'અમારી ઉલઝન-અકળામણ કેવળ આટલું જોવા પૂરતી જ છે....

---

## નવું વાંચન ( ચાલુ )

### રવિશંકર મહારાજ

લેખક : કનુભાઈ વોરા
( પ્રકાશક: વોરા એન્ડ કું. લિ. મુંબઈ-૨ )
કિં. રૂ. ૦-૬૦

આ પુસ્તિકામાં ગુજરાતના એક સાધુ પુરુષના પ્રેરક જીવનની સરળ ઝાંખી કરાવવામાં આવી છે.

### બાપુના જીવન પ્રસંગો

લેખિકા : મનુબેન ગાંધી
પ્રકાશક : વોરા એન્ડ કું. લિ., મુંબઈ-૨
કિં. રૂ. ૦-૬૦

ગાંધીજીનાં પૌત્રી અને અંતેવાસી મનુબેને લખેલા પોતાના સ્વાનુભવના કેટલાક પ્રસંગો અહીં રોચક શૈલીમાં રજૂ કરવામાં આવ્યા છે.

### પલાશ ( ત્રૈમાસિક કાવ્ય-સંપુટ )

પુષ્પ ૧-૨ ( ઑગસ્ટ-ઑક્ટોબર'૫૮ )
સંપાદકો : શાયર-કલાધર
પ્રકાશક : પલાશ પ્રકાશન, મહાલક્ષ્મી મંદિર, જોરાવરનગર
કિં. ૭ અંકના રૂ. ૮-૦૦

### મંજરી ( અનિયતકાલિક કવિતા-પત્ર નં. ૧૧ )

પ્રકાશક : કવિસભા, વિસનગર
કિં. રૂ. ૦-૨૫

ગુજરાતમાં હમણાં હમણાં જાણે નવી કવિતાના અંકુરો દેખાવા માંડયા છે. આ પુસ્તિકાઓ તેનો યત્કિંચિત પડઘો પાડે છે – તેની કમજોરી અને શક્તિ બેઉનો.

આવા પ્રયાસોને અમે સહર્ષ આવકારીએ છીએ.

● ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મીતાક્ષરી પરિચય ●

## બંડખોર :

લેખક : ગુણવંતરાય આચાર્ય;
પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ
કિંમત : ૩.૫૦

કાઠિયાવાડના ઇતિહાસનાં પાનાં ઉકલીને, ફરીને અહીં શ્રી આચાર્ય પોતાની આગવી, પ્રમાણમાં સારા એવા વાચક-વર્ગને જેનું આકર્ષણ હજુ ઓસર્યું નથી એવી, જોરદાર શૈલીમાં એક વાર્તા કહી જાય છે.

જૂનાગઢની ફોજદારીમાંથી બની બેઠેલા નવાબ શેરખાન બાબીના કરુણ ફેજની ઘટના પ્રસ્તુત નવલમાં મુખ્ય છે. શ્રી આચાર્યે એને સારી પેઠે સેડાવી છે. 'કેમતરીન,' 'આફતાબ,' 'મુરીદે શયતાન,' 'અસ્લીનો બેટો,' વગેરે વગેરે જોરદાર ઉર્દૂ શબ્દો વાપરીને વાર્તાને 'વાતાવરણ' આપવા કોશિશ કરી છે; અને નવલકથામાં આકર્ષક ગણાતાં તમામ અંગોને તેમણે ઉપસાવ્યાં છે.

પરંતુ, શ્રી આચાર્ય પાત્રને વાઘને પકડતા હોય એમ પકડે છે; અને પછી એને જેટલો રંગ આપવો હોય તેટલો આપી, તુરતજ વિસારે પાડી દે છે. પ્રસ્તુત નવલકથામાં દોલતરામ, કિકાણી મહેતા, વસનજી બુચ, જગન્નાથ આ કથનના દૃષ્ટાંત રૂપ છે. ઘણી વખત તો શ્રી આચાર્યને પોતાનાં પાત્રોનાં નામ સંભારી રાખવામાં પણ મુશ્કેલી પડતી લાગે છે. દા. ત. વસંતરાયની પાલિતા પુત્રી જમના-નસીબનને એ છેલ્લાં પાનાંઓમાં 'રાધા' તરીકે જ ઓળખાવે છે. વળી શ્રી આચાર્ય અનેક વિચિત્ર શબ્દો અને વાક્ય પ્રયોગો કરે છે.

આ છતાં શ્રી આચાર્યની શૈલી વાંચવી ગમે એવી હોય છે; આ નવલકથા પણ વાંચવી ગમશે જ. 'કાશ્યપ'

## કલ્પના :

લેખક : ડૉ. બિપિનચંદ્ર ઝવેરી
પ્રકાશક : લક્ષ્મી પુસ્તક ભંડાર ગાંધી માર્ગ : અમદાવાદ
કિંમત ૩–૫૦

આપણે ત્યાં સળંગ હાસ્ય નવલો ઓછા પ્રમાણમાં લખાઈ છે; એટલે જ્યારે વાચકોને નિર્દોષ હાસ્ય પૂરું પાડવા માટે કોઈ નવલકથા લખાઈ હોય, તો તેને આવકારવાની સહજ ઇચ્છા થાય છે. ડૉ. ઝવેરીએ આ અગાઉ આચાર્ય અત્રેનાં હાસ્યનાટકોના અનુવાદો આપણને આપ્યા છે. જે. એમના ઉપર મરાઠી સાહિત્યના વાચનની પણ સારી એવી અસર જણાય છે. આ અસર નીચે જ કદાચ આપણા સાહિત્યમાં અલ્પ પરિચિત છે તેવું તત્ત્વ ડૉ. ઝવેરીએ પોતાની આ પ્રથમ નવલમાં આમેજ કર્યું લાગે છે. એ તત્ત્વ તે આપણાં સંન્માન્ય પુરુષોની ઠેકડી ઉડાડવી, સન્માનિત નામોનો હ્રાસ કરવો, અથવા જાણીતાં નામોનો ઉલ્લેખ કરી હાસ્ય નીપજાવવું. મરાઠી સાહિત્યમાં અને તેમાંય અત્રે–સાહિત્ય-માં તો આ અત્યંત આગળ પડતું તત્ત્વ છે. ડૉ. ઝવેરીની આ 'કલ્પના'માં આવા પ્રયોગો આપણને જોવા મળે છે. 'દેવીકારાણી અને ચિત્રકાર રેરીક' (પા. ૯૭) કવિ નાનાલાલ (પા. ૧૭૫), સ્વ. રામનારાયણ પાઠક અને હીરાબેન (પા. ૧૮૦) વગેરે; ઉપરાંત સંગીતની વાત આવે ત્યાં ફૈયાઝખાં, ૐકારનાથ, (પા. ૧૫૯) 'તેનસીંગ' અને રાણી 'ઇલીઝાબેથ' આવાં આવાં નામોને સંવાદોમાં ગૂંથીને એમાંથી હાસ્ય—કેટલીક વખતે અણછાજતું–નીપજાવવાનો પ્રયત્ન કર્યો છે, તે સહૃદયી વાચકને ખૂંચે એવો છે. આ ઉપરાંત 'ભીંડીબજાર'નો ઉલ્લેખ આવે, ત્યાં 'ભીંડા નથી મળતા,' અને 'હારમોનિયમ'ની સામે 'પરમોનિયમ' અને 'દિલરુબા'ની સામે 'દિલવફા' આવા પ્રયોગો શોધી કાઢી

સ્થૂલ હાસ્ય ઉપજાવવાનો એમનો પ્રયાસ તરી આવે છે.

આ નવલકથામાં પ્રસંગો ટૂંકા અને સારા આલેખાયા છે; 'પિયામિલન'નો સીન સારો ગોઠવાયો છે. અનંગ માસ્તર પોતાની પ્રિયાની વિરુદ્ધમાં લખેલો પત્ર પાછો મેળવવા જે વલખાં મારે છે, એનું પણ હાસ્યજનક ચિત્રણ સારું ચિતરાયું છે. તો ડૉ. ઝવેરી મુંબઈની ફેશનપરસ્ત મહિલાઓ ઉપર સારો એવો કટાક્ષ કરે છે. (દા. ત. કુમારી શારદા શ્રોફ) પરંતુ પાત્રાલેખન સાધારણતઃ નબળું છે. વૃદ્ધ કાકાનું પાત્ર શ્રી. તખતસિંહ પરમાર કહે છે તેમ શ્રી. મુનશીના 'પીડાગ્રસ્ત પ્રોફેસર'માંના જોરાવરસિંહની યાદ આપે છે. જો કે આ પાત્રના આલેખનમાં ડૉ. ઝવેરીએ અતિશયોક્તિની હદ જ વટાવી છે.

નાયક અનંગને વધારે પડતો નબળો ચીતર્યો છે.

એકંદરે, આ બધાં સાથે 'ક્રસ્તા' સંપ્રકાશ થયેલી છે.

—'કાશ્યપ'

*

## લીના :

લેખક : અશ્વિનકુમાર વાડીલાલ વ્યાસ
પ્રકાશક : લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધી માર્ગ, અમદાવાદ–૧
કિંમત : રૂ. ૪.૨૫

જેને 'પ્રસન્ન પ્રણયની મધુરિમા' એવા નામે ઓળખાવવામાં આવી છે, તેવી અઢાર વાર્તાઓનો આ સંગ્રહ છે.

*

## જીવન એ જ નાટક

મૂળ લેખક : મન્મથરાય
અનુવાદક : શ્રીકાન્ત ત્રિવેદી
પ્રકાશક : લક્ષ્મી પુસ્તકભંડાર, ગાંધી માર્ગ, અમદાવાદ
કિં. : રૂ. ૧–૭૫

રંગમંચ ઉપર રજૂ થઈ ગયેલું અને મુંબઈ રાજ્ય નાટ્યહરીફાઈમાં ઇનામ વિજેતા એવું આ નાટક છે. મૂળ લેખક પોતે જ અગ્રણી નાટ્યકાર છે, એટલે નાટક ભજવતાં પ્રેક્ષકોને કઈ રીતે પકડી રાખવા, એનો એમને સારો ખ્યાલ છે. નાટક ખરેખર ભજવવા જેવું છે.

—'કાશ્યપ'

*

## સ્મૃતિ પ્રસંગો

લે. : પ્રાણશંકર સોમેશ્વર જોશી
મુખ્ય વિક્રેતા : સાહિત્ય સંગમ, ત્રિકોણબાગ, રાજકોટ
કિં. રૂ. ૫–૦૦

ભારત અને આફ્રિકાના વિવિધ સાંસ્કૃતિક પ્રવાહોનું અવલોકન અને ચિંતન આ ગ્રંથનો મુખ્ય ઉદ્દેશ છે. આ લેખકે 'આજ પૂર્વે' આફ્રિકાના સવાલ ઉપર ગુજરાતી અને અંગ્રેજીમાં અનેક ગ્રંથો લખીને, તેમના અભ્યાસનો પરિચય કરાવ્યો છે. શાહીવાદ સામેની જાગતિક પ્રજાકીય લડતમાં ભારત અને આફ્રિકાનો અણમૂલો ફાળો છે: એ બળને આ લેખકે પ્રકાશમાં આણવા સતત પ્રયાસ કર્યો છે – અભિનંદનીય છે. આ લેખકનું ૧૯૪૪માં પ્રગટ થયેલ પુસ્તક 'દક્ષિણ આફ્રિકાની રંગભૂમિ' માં તેમણે ૧૯૨૦થી ૧૯૪૩ સુધીનાં સ્મરણો રજૂ કર્યાં હતાં, આ ગ્રંથમાં ૧૯૪૪થી ૫૨ સુધીનાં અનુભવો, અવલોકનો અને પ્રવૃત્તિઓનું આલેખન છે.

આ પુસ્તક દ્વારા તેમણે આફ્રિકાના આંતરિક સાંસ્કૃતિક પ્રવાહોનું અવલોકન રજૂ કર્યું છે.

*

## ધાતુ જલૌષધિ, તમારી પ્રકૃતિને ઓળખો, સાચું આરોગ્ય

લે. : શ્રી ચંદ્રશંકર સત્યસેવક, 'સુવ્રત'
પ્રકાશક : પ્રગતિ સાહિત્ય મંદિર, સુરત
દરેકની કિંમત રૂ. ૨–૦૦

આ ત્રણ પુસ્તિકામાંથી પ્રથમમાં 'સાત ધાતુઓના સરલ ઉપયોગની પદ્ધતિ' રજૂ કરવામાં આવી છે; બીજીમાં 'પ્રકૃતિના પરિચયની સરલ પદ્ધતિ,' અને ત્રીજીમાં 'આધુનિક સ્વસ્થવૃત્ત'ની રજુઆત થઈ છે.

આ પુસ્તિકાઓ શરીર-સ્વાસ્થ્યના મૂળભૂત સવાલો પર પ્રકાશ પાડે છે, ને ઉપચારો પણ સૂચવે છે.

*

## અવનવી માહિતી

સંકલનાર : રામજીભાઈ પટેલ
પ્રકાશક : વિશ્રામ ર. રુકાણી
એ/૧૩ ગુજ. યુનિવર્સિટી હોસ્ટેલ; અમદાવાદ–૯
કિં. ૨–૦૦

આ પુસ્તિકા અગાઉની ૧૯૫૬ની આવૃત્તિની સંવર્ધિત

આવૃત્તિ છે. અત્રે ભારત, મધ્યસ્થ પ્રધાનમંડળ, રાજકીય પક્ષો ને ચૂંટણી, તથા ભારતનાં રાજ્યોથી માંડી વિશ્વ-વિદ્યાલયો, પુસ્તકો, પત્રો, ફિલ્મ, શોધો, વ્યક્તિ વિશેષો અને ઇતર પરચુરણ માહિતી ભેગી કરી રજૂ કરવામાં આવી છે. પરંતુ માહિતીના વિષયો અને તેની રજુઆત પાછળ કોઈ વ્યવસ્થિત દૃષ્ટિ, યોજના પૂર્વકની સપ્રમાણ અને આકર્ષક શૈલી ન હોઈ તેની ઉપયોગિતા મરે છે; અને જે જ્ઞાન-માહિતીનું વિતરણ કરવાની ખૂબ જ જરૂરિયાત છે, તેમાં જ વિક્ષેપ પડે છે.

*

## સોવિયેત સંઘના મુસલમાન

લે: વી. યેફ્રેમોવ એ. જબારોવ
પ્રકાશક : મુંબઈ ખાતેની સોવિયેત કોન્સ્યુલેટ
જનરલ માહિતી શાખા, ૨૬ કલબ રોડ–મુંબઈ ૮
કિ.: ૦–૨૦

ઝારશાહીના જમાનામાં રશિયામાં મુસલમાનોની જે હાલત હતી, તેનું બયાન આપી સોવિયેત સરકારના તંત્રમાં તેમના જીવનમાં જે પરિવર્તનો થવા પામ્યાં છે, તેની માહિતી અત્રે અર્પવામાં આવી છે. અને સોવિયેટ સરકાર ધર્મસ્થાનો અને ધાર્મિક સંસ્થાઓ, સાહિત્ય, સ્મારકો પ્રત્યે કેવી કાળજી રાખે છે; અને સામી બાજુથી ધર્મગુરુઓ અને શ્રદ્ધાળુ-ઓનું કેવું વલણ રહ્યું છે, તેની રજુઆત થઈ છે.

પુસ્તિકામાં અનેક ચિત્રો પણ રાખવામાં આવ્યાં છે.

*

## ચિ. ચંદનને

લે.: કાકા કાલેલકર
પ્રકાશક : વોરા એન્ડ કું. કાલબાદેવી : મુંબઈ ૨
કિ. : રૂા. ૩–૦૦

કાકાસાહેબે તેમનાં પુત્રવધુ શ્રી ચંદનને લખેલા અંગત પત્રો અહીં ગ્રંથસ્થ બન્યા છે. આ પત્રો કાકાસાહેબની અનેક જાણીતાં પાસાંનો—બહુશ્રુતપણું, ચિંતન, વિનોદ વગેરેનો પણ આછો અણસારો અહીં મળે જ છે. પરંતુ આ પત્રો દ્વારા કાકાસાહેબનો કુટુંબપ્રેમ પ્રથમવાર આટલી મોકળાશથી પ્રગટ થયો છે.

*

## તીરંદાજ લી

(ચીની લોકકથા : સચિત્ર)

અનુ : મહેન્દ્ર મેઘાણી
લોકમિલાપ કાર્યાલય, પો. બો. ૨૩, ભાવનગર
કિં. રૂા. ૦–૨૫

ચીનમાં બાળકો અને અલ્પશિક્ષિત પ્રૌઢો માટે અપરંપાર સાહિત્ય પ્રગટ થાય છે. તેમાંથી કેટલુંક અંગ્રેજી, હિંદીમાં મળતું રહ્યું છે. ગુજરાતીમાં ભાઈ શ્રી મહેન્દ્ર મેઘાણીના ખાસ પ્રયાસથી 'હરિ મહેતાજી', 'ચાંગ અને ચતુરા' જેવી બે ચિત્ર ભરપૂર લોકવાર્તાઓ પ્રગટ થઈ ચૂકી હતી. પરંતુ કોઈ પણ ભારતીય પ્રકાશન માટે એ ઘણી મોંઘા પડતરની નીવડે એ સહજ હતું. આ પછી આ ત્રીજી પુસ્તિકા અતિ સસ્તી કિંમતે પ્રગટ કરવાની શક્યતા ઊભી થઈ છે, એ આનંદની હકીકત છે.

આ પ્રકારની વાર્તાઓ જૂની લોકવાર્તાઓ હોઈ તેમાં રસ-અને બોધ બન્ને હોય છે. અને સૌને ગમી જાય તેવાં ચિત્રો પણ ઘણાં હોઈ વધુ ચોટદાર બને છે. ચીની સરકાર આનો ઉપયોગ જનતામાં જાગ્રતિ આણવા પોતાની રીતે કરી રહેલ છે.

*

## સોવિયેત સંઘે ઉકેલેલી ખેત સમસ્યા

મૂળ લે : ડી. એસ. કોલ્પાકોવ
(પ્રકાશક-ઉપર મુજબ)
કિં. રૂા. ૦–૨૦

આ પુસ્તિકામાં સોવિયેત સંઘે ખેતી અંગે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ અને સમસ્યાઓ—૧૯૧૭ ની ક્રાંતિના દિવસથી છેક હમણાં સુધીના વિકાસની સરકારી માહિતી સાથે રજૂ કરી છે. અને આર્થિક જીવન સાથે ધાર્મિક સાંસ્કૃતિક જીવન પરિવર્તનનો ખ્યાલ પણ આપ્યો છે.

*

## બાપુ આવા હતા (ભા. ૧)

સંપાદક : રતિલાલ અનિલ
રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ
દરેક કિ. રૂા. ૦–૫૦

'પ્યારાબાપુ' માસિકમાં અવારનવાર પ્રગટ થયેલાં મહાત્મા ગાંધીજી સાથેનાં સંસ્મરણો આ નાની પુસ્તિકામાં સંગ્રહાયાં છે. કુલ ૧૨ પુસ્તકોની યોજના છે, દરેકમાં બાપુની લાક્ષણિક છબી આપવાની પણ પ્રકાશકોની ખ્વાહેશ છે. પ્રસંગો સરળ અને પ્રેરક શૈલીમાં લખાયા છે.

# ચૂંટેલાં હિંદી પુસ્તકો

**ઉર્દૂ કે લોકપ્રિય શાયર**

( દરેક રૂ. ૧–૫૦ )

ગાલિબ : જીવની ઔર સંકલન
ઈકબાલ : ,,
જોશ મલીહાબાદી ,,
મોમિન ,,
ફૈઝ અહમદ ફૈઝ ,,
સાહિર લુધિયાનવી ,,
હફિઝ જાલન્ધરી ,,
ફિરાક ગોરખપુરી ,,
મીર તકી મીર ,,
મજાજ ,,
સરદાર જાફરી ,,
અખતર શીરાની ,,
જાંનિસાર અખતર ,,
દાગ ,,
ઝૌક ,,
જિગર ,,

**બાલ જીવની માલા**

| | |
|---|---|
| જગદીશચંદ્ર બસુ | ૧–૫૦ |
| ડાર્વિન | ૧–૫૦ |
| માદામ કયુરી | ૧–૫૦ |
| વોલ્તેર | ૧–૫૦ |
| ઍડિસન | ૧–૫૦ |

**માલોપયોગી જીવની દરેકના ૦–૫૦**

શ્રી કૃષ્ણ
સ્વામી વિવેકાનંદ
,, રામતીર્થ
લોકમાન્ય ટિળક
મહાત્મા ગાંધી
લાલા લજપતરાય
સરદાર પટેલ
રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદ
જવાહરલાલ નેહરુ
ગુરુ ગોવિંદસિંહ
રવીન્દ્રનાથ ઠાકુર
ગૌતમ બુદ્ધ
બાલ શિવાજી
મહારાણા પ્રતાપ
સમ્રાટ અશોક
સરદાર ભગતસિંહ
ચન્દ્રશેખર આઝાદ
ગુરુ નાનકદેવ
વીર હનુમાન

**ઐતિહાસિક શ્રેણી**

| | |
|---|---|
| પ્રણવીર પ્રતાપ | ૨–૦૦ |
| ચાણકય ઔર ચન્દ્રગુપ્ત | ૪–૦૦ |
| મહારાની ઝાંસી | ૨–૨૦ |
| વીર મરાઠે | ૨–૫૦ |
| હરિસિંહ નલવા | ૨–૦૦ |
| દુર્ગાદાસ રાઠોર | –૫૦ |
| શિવાજી | ૨–૦૦ |
| વીર વૈરાગી | ૨–૦ |
| ખૂનકી હોલી | ૨–૦૦ |
| રાષ્ટ્ર પુષ્પ | ૮–૦૦ |

**જ્ઞાન વિજ્ઞાન શ્રેણી**

( દરેકના રૂ. ૧–૦૦ )

ઍટમ કી કહાની
સમુદ્ર ,, ,,
મૌસમ ,, ,,
સિતારે ,, ,,
ટેલીફોન ,, ,,
ફોલાદ ,, ,,
રસાયન ,, ,,
વાયુયાન ,, ,,
ઉત્તરી તથા દક્ષિણી ધ્રુવકી કહાની
જ્વાલામુખી ઔર ભૂચાલકી કહાની
પૃથ્વીકી કહાની
વનસ્પતિયોંકી કહાની
ધાતુઓંકી કહાની
મનુષ્યકી કહાની
જંતુ જગતકી કહાની

**કિશોર ઉપન્યાસ**

( દરેકના રૂ. ૧–૫૦ )

રોબિન હૂડ
કઠ પુતલા
રોબિન્સન ક્રૂસો
વીર સિપાહી
ગુલીવરકી યાત્રાએં
તીસમારખાં
જાદૂ નગરી
ખજાને કી ખોજ મેં
ડેવીડ કૉપર ફિલ્ડ
કદ્દી કી કરામત

**શેકસપીઅર**

( દરેકના રૂ. ૨–૦૦ )

બારહવીં રાત
સમ્રાટ લિયર
વેનીસકા સૌદાગર
તૂફાન
રોમિયો જૂલિયેટ
હેમલેટ
ભૂલ ભૂલૈયા
જૂલિયસ સીઝર
નિલકા તાડ
ઑથેલો
એક સપના
પરિવર્તન
જૈસે તુમ ચાહો
મેકબેથ
નિષ્ફલ પ્રેમ

# વિશ્વ માનવ

## માનવીય ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા ઝંખતું માસિક

## ૧૪




વાર્ષિક રૂ. ૬-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આના)
[ પરદેશ શિલિંગ ૧૫ ]





૧૯૫૯
ફેબ્રુઆરી

સંચાલન :
...ન પ્રકાશન ગૃહ લિમિટેડ
...ઠ મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૬૫૦



## લવાજમ ભરવાનાં સ્થળ

**આર. આર. શેઠની કું.**, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

**એ. આર. શેઠની કું.**, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.**, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

**એન. એમ. ઠક્કરની કું.**, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**, ટાવર રોડ : વડોદરા

**વિજય સ્ટોર્સ**, સ્ટેશન રોડ : આણંદ

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય**, ગાંધી રસ્તો : અમદાવાદ

**વિજય સ્ટોર્સ**, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ . અમદાવાદ

**લોકમિલાપ કાર્યાલય**, પો. બો. ૨૩ : ભાવનગર

**સંસ્કાર સાહિત્ય મંદિર**, પો. બો. નં. ૭૪ : ભાવનગર

**એલ. કે. મેઘાણી**, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા–૧

**પ્રાણ ફેરોગ્રાફર**, પો. બો. ૨૬૯. **નાઇરોબી** ( ઈ. આફ્રિકા )

### છૂટક મળવાનાં સ્થળ

**ગાંધી ન્યુઝપેપર સરવીસ**, ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ

વડોદરા

**એ. જી. વોરા એન્ડ કાં.**, ટાવર પાસે : વડોદરા


**૧૯૫૯ : ફેબ્રુઆરી**

**લવાજમના દર**

વાર્ષિક રૂા ૭–૦૦

[ પરદેશ ૧૫ શિ. ]

છૂટક નકલ ૬૨ પૈસા

વર્ષ ૧૯૫૮ની પૂરી

બાંધેલી ફાઇલ રૂા. ૮

ક્લોથ રેક્ઝિન રૂા. ૯

## વિશ્વમાનવ

[ માસિક ]

# ગાંધીને માર્ગે : બ્રિટનમાં સત્યાગ્રહ.........

શાહીવાદી બ્રિટનની ગુલામી સામે ઝૂઝતાં ભારતે અહિંસા ને સત્યાગ્રહનું શસ્ત્ર વાપર્યું. ગાંધીજીએ ઘડેલી એ તેજનું તેજ એનો પ્રથમ ઉપયોગ કરનાર ભારતવાસીઓ ય કદાચ હજી પૂરું માપી શક્યા નથી.

પરંતુ શસ્ત્રાસ્ત્રોની વિનાશકતામાં જ પોતાની સત્તાની સલામતી જોનાર, ને એ સલામતીમાં જ દુનિયાનાં સુખ-શાંતિની આશા જોનાર બ્રિટન, અમેરિકા જેવા દેશોમાં આજે, જે ઘટનાઓ બની રહી છે, એ ગાંધીજીએ દુનિયાને બક્ષેલ અહિંસા ને સત્યાગ્રહનું કોઈ નવું જ પાસું આપણી સમક્ષ રજૂ કરે છે, ને એ અમોલું શસ્ત્ર દુનિયાની માનવતાના વિકાસની દૃષ્ટિએ કેટલું કીમતી છે, તેની ઝાંખી આપણને કરાવે છે.

---

બ્રિટનના નોરફોક નામના એક ગામડામાં બ્રિટિશ સરકાર અણુશસ્ત્ર-રૉકેટનું એક મથક ઊભું કરી રહેલ છે. એની સામે ત્યાંની પ્રજાએ વિરોધ ઉઠાવ્યો છે. સામાન્ય પ્રજાના મૌખિક વિરોધની તો આવાં કાર્યની સામે કશી અસર પડે જ નહિ. તો વળી સરકારી હિંસક પ્રયોગો સામે, પોતે જ જો હિંસાનું હથિયાર લઈ ને નીકળી પડે, તો એના બોલની નૈતિક કિંમત જ શી રહી ? બ્રિટનની પ્રજાના મનમાં, કદાચ પોતાના આચાર-વિચારમાં રહેલી આ વિષમતાનું ભાન ઊગવા માંડયું હશે !

એથી જ તો કશાય કિચકિચાહટ વિના, પોતાની ધરતી પર ઊભા થતા અણુ-રૉકેટના મથકનું બાંધકામ અટકાવવા બ્રિટનની પ્રજાએ અહિંસક શસ્ત્ર—સત્યાગ્રહનું કામ કામે લગાડયું છે.

સત્યાગ્રહીઓના નેતા રેવરન્ડ સ્કૉટ (પાદરી) પોતાના સાથીઓને સંબોધતાં કહે છે :

" દુનિયામાં પેદા થયેલ આ બિભત્સ ને કદરૂપા અનિષ્ટને આગળ વધતું અટકાવવા માટે, આપણે—એટલે કે—બ્રિટન, અમેરિકા, ને રશિયાની પ્રજાએ જ પોતાથી બને તે બધું કરી છૂટવું પડશે.... નોરફોકના ગામડામાં ઊભું થનાર આ એક જ મથક ૩૦ લાખ માણસોનાં જીવન સળગાવી મૂકવાં માટે પૂરતું છે."

(રેવરન્ડ સ્કૉટ પોતાના સ્વદેશવાસીઓને આમ સંબોધી રહ્યા હતા, તે જ વખતે બ્રિટનમાં ઊભાં કરાયેલાં, રૉકેટ મથકોમાંના એક મથક પરનું જેટ વિમાન ફેસમેવ નામના એક નાનકડા નગરના કોઈ મકાન પર તૂટી પડ્યું; ને એ મકાનમાં ચાલતી ઑફિસમાં કામ કરી પેટિયું રળનાર એક સ્ત્રીનો ભોગ લેવાઈ ગયો, ને પુરુષોને ઈજા થઈ !)

નોરફોક જઈ સત્યાગ્રહ કરનાર પીઢ અનુભવી ને સમજુ એવા ૩૦ સત્યાગ્રહીઓને એક એક ઘસડી ઉચકીને પોલીસવાનમાં નાખવામાં આવ્યા. ને કર્નલ જે. એચ. બ્રોગની અદાલતમાં ખડા કરી કહેવામાં આવ્યું, કે, દસ પાઉન્ડનો દંડ આપો, ને હવેથી આ આખા વરસ દરમિયાન શાંતિનો ભંગ નહિ કરવાની બાંહેધરી આપતા આ કાગળિયા પર સહી કરી આપો.

ત્યારે સત્યાગ્રહીઓએ 'બ્રિટિશ' આચારવિચાર ને ચારિત્ર્ય માટે સાવ અકડું અને નવાઈ ભર્યું વલણ અખત્યાર કર્યું; સત્તાવાળાઓ ને અદાલતની એ માગણીને તેમણે બિલકુલ ફગાવી દીધી. આવી વિચિત્ર વર્તણૂકથી ચોંકી ઊઠેલ ન્યાયમૂર્તિને આખરે નાછૂટકે એમને 'વધુ વિચાર માટે' અઠવાડિયાનો સમય કાઢી આપવો પડ્યો !

આ સત્યાગ્રહીઓ પર અદાલતમાં કેસ ચાલતો હતો, તે વખતે અદાલતને

બારણે યુદ્ધવિરોધી પોસ્ટરો હાથમાં લઈ લોકોનાં ટોળાં જમા થઈ ગયાં હતાં.

સત્યાગ્રહીઓને પક્ષે ઊભા રહેલા શ્રી. ગ્રેનવીલ જેનરે કહ્યું, કે—

'જ્યારે શાંત હરેક બુદ્ધિમાં નાગરિકો પૂરી સહૃદયતાને સૈદ્ધાંતિકના સાથે આવું પગલું ભરે છે, ત્યારે તેમને વિશ્વાસ હોય છે કે, પોતાનો પંથ સત્યનો જ છે. તેવે વખતે એમને સજા કરવી એ તદ્દન અણછાજતું છે...

'એ લોકો બિલકુલ શાંત રીતે વર્તેલા છે. એટલું જ નહિ. તેઓએ અગાઉથી એવો સંકલ્પ કરી લીધેલો છે કે, કોઈ પણ સંજોગોમાં તેઓ હિંસક પગલું લેશે નહિ. ગાંધીજીને માર્ગે ચાલી, કોઈપણ જાતના બળ યા તો હિંસાને ઉપયોગમાં લીધા વિના તેઓ પોતાનો વિરોધ દર્શાવવા માગે છે.'

પેર... રેવરન્ડ રૉબર્ટ સહિત એમના છવ્વીસેય સત્યાગ્રહી સાથીઓને, અદાલતે તો ગુનેગાર ગણી કેદની સજા ફરમાવી દીધી! પરંતુ એમાંના બે જણે તો પોતાને ગુનેગાર ગણી કેદમાં નાખવામાં આવશે તો ઉપવાસ પર ઉતરવાની જાહેરાત કરી છે!

અત્યાર સુધીમાં આ સત્યાગ્રહમાં એક હિંદી નૌકા સૈનિક સહિત કુલ ૪૬ જણાં જોડાયેલા છે.

## થોડાક વધુ અભિપ્રાયો

વિશ્વમાનવના અંક વાંચવા મળ્યા. ઉત્તર ગુજરાત અંક વાંચીને તમારો ઘણો પરિચય થઈ શક્યો. જે સાહિત્યનિષ્ઠા અને એ દ્વારા જીવનનિષ્ઠાને તમે શોધી રહ્યા છો અને જે જડયું છે તેને આકાર આપી રહ્યા છો, એ અભિનંદનને પાત્ર છે. પરમેશ્વર માનવ ને સવાયું મૉડર્ન રિવ્યુ બનવાની શક્તિ આપે !...માનવ ના ચિંતનાત્મક લેખો અને જીવનચરિત્રો ગમ્યાં. કલાનો આસ્વાદ આપતા લેખો-કવિતા અને ચિત્ર ઉપરાંત નૃત્ય શિલ્પ અને નાટકો વિષે પણ અવરનવર રસદષ્ટિ કેળવાય એવું શિક્ષણ મળે તો સારું. કટાક્ષ-હાસ્ય-વિનોદનેય સ્થાન ન આપી શકાય?... શંકર વિઠલની દષ્ટિ!...રવિભાઈના 'કુમાર'-માંથી તમે ઘણું પામ્યા હો એમ લાગે છે.

—ડૉ. નવનીત દોષી

*

રવિભાઈ (ર. મ. રા.) પાસેથી સાંભળ્યું. પ્રથમ અંક ખરીદ્યો...પછી તો બધા અંક ખરીદી વાંચ્યા. જેમ જેમ માસિક પ્રગતિ કરતું ગયું તેમ તેમ કોઈ ચોક્કસ સ્વરૂપ પકડતું ગયું અને જે આશા સેવી હતી તે મહદ્ અંશે સફળ થઈ...તમારા માસિકમાં કવિતા-આસ્વાદ, ચિત્રકલાનો આસ્વાદ, નવું વાચન વિભાગ ઘણા જ પ્રમાણ ચિંતન વિચાર દર્શક પુસ્તકોનો આસ્વાદ પણ કરાવી શકો? xxx તમારા ચિંતન લેખો, શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ગુલામ મોહમદ શેખ, સુ. ગાંધી વગેરેના લેખો તો હંમેશાં મનમાં વસી ગયાં છે...મારા જેવો કોઈક સામાન્ય વાચક તો શું સૂચન કરે? પણ ટૂંકમાં તમારા માસિકને હજુ ચિંતનાત્મક બનાવો, વધુ વિચારણીય બનાવો. એટલી જ આશા સાથે તમારી સાહસ ને પ્રયત્નને અનેક પ્રેમાળ શુભેચ્છા પાઠવું છું.

—પ્રવીણ મંગળદાસ (મુંબઈ)

તંત્રી. ક. પારસનાથનો લેખ ઘણો જ સુંદર કર્યો. ભાગ્યે જ કોઈ ગુજરાતી સામયિકે આટલા વિસ્તારથી અને રોચક રીતે આ વિષય આપ્યો હશે. ધન્યવાદ. (પ્ર. મં.)

*

...મહાકુશળીઓમાં ઉદ્ભવેલું અને અનેકાનેક અંતરાયો છતાં વિકસિત થયેલું માસિક વિશ્વમાનવ આજે અપૂર્વ સુંદર લેખોથી આકર્ષિત બની રહ્યું છે.

—અરુણ (પ્રા. ૬૬૦)

*

માનવનો પ્રશંસક એટલા માટે છું કે એ માસિકદ્વારા આપ ગુજરાતને 'મૉડર્ન રિવ્યુ' જેવા પત્રની ખોટ છે તે પૂરી કરવાનો અતિ સ્તુત્ય પ્રયાસ કરો છો, અને એક નિરાળા પ્રકારની સાહિત્યપ્રવૃત્તિ કરો છો. રાજકારણથી માંડી અંગત-વ્યક્તિજીવનના પ્રશ્નો સુધીના અનેક વિષયો તેમાં આપ સમાવી લો છો અને તે દ્વારા એક વિશિષ્ટ પ્રકારનું સામયિક ગુજરાતને ચરણે ધરો છો... ધન્યવાદને પાત્ર છો. —ચંદ્રકાંત ભટ્ટ

*

માનવ લોકસંગ્રહની દૃષ્ટિએ ઉપયોગી સાબિત થશે, તે વિષે હું નિઃશંક થયો છું...

—અરુણ (પ્રદાન કાર્યકર)

*

માનવના જન્મ વખતે એને જરૂરી એવું પૂરતું પોષણ અને યોગ્ય ઉછેર મળશે કિ નહિ મારા મનમાં શંકા હતી. આજે એ રમતાં રમતાં બાર મહિનાનું થઈ ગયું છે-અને આશા છે, હવે એ મંઝિલ તરફની કૂચમાં તંદુરસ્ત રીતે આગળ વધશે. —બી. જે. કુમાર

*

# વિનોબા સાથે વાર્તાલાપ

☆ સત્યાગ્રહ : સંઘર્ષશક્તિ અને મનઃક્ષોભ

☆ વિચાર અને વ્યાપકતા

☆ પંચવર્ષીય યોજનાઓ : ઔદ્યોગીકરણ અને પ્લાનિંગ

તા. ૧૩-૧-૫૯ને દિવસે ઇસરી (જિ. સાબરકાંઠા)માં અને તા. ૧૪-૧-૫૯ની સવારે પદયાત્રા દરમ્યાન વિનોબા સાથે લંબાણથી અનેક મુદ્દાઓ અંગે વાર્તાલાપ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો.

આમ તો, મેં આગલા દિવસે લખીને કેવળ કેટલાક તાત્ત્વિક સવાલો આપી રાખ્યા હતા. અને એના પ્રકાશમાં, વધુ સમય મળે તો ને ત્યારે, વ્યવહારની વાતો કરવાનું વિચાર્યું હતું. અલબત્ત, વિશ્વમાનવના જાન્યુઆરી '૫૯ના અંકમાં મેં 'સત્યાગ્રહ' અને 'અહિંસક સંઘર્ષ' અંગેના કેટલાક સવાલો મુદ્દાસર રજૂ કરી દીધા જ હતા; વિનોબા તે દેખ લેઈ ગયા હતા. ઉપરાંત સામળાજીમાં વિદાય-સંમેલન વખતે બોલવાનું થતાં, મેં ગાંધીજીના સત્યાગ્રહોની એટલે કે અનિષ્ટ સામેની પ્રતિકાર શક્તિની અનિવાર્યતાની વાત યાદ કરાવી વિનોબા પાસે એવી અપેક્ષા રાખતું નિવેદન પણ કર્યું હતું.

આમ, મારા મનમાંના સવાલોની ભૂમિકા તો વિનોબા પાસે હતી જ. છતાં લખીને આપેલા મારા કેવળ તાત્ત્વિક સવાલોમાં ઊતરવાનું વિનોબાને ઠીક ન લાગ્યું.

એમણે કહ્યું : 'હું ફિલોસૉફિકલ ડિસ્કશન (તાત્ત્વિક વિવાદ)માં ઊતરતો નથી. એટલા માટે કે તેમાં શબ્દો પ્રધાન થઈ જાય છે, અને શબ્દોની વ્યાખ્યા જુદી જુદી હોય એટલે અમુક માણસને દ્વૈત પસંદ પડે, તો અમુકને વિશિષ્ટાદ્વૈત પસંદ પડે, તો અમુક માણસને શુદ્ધાદ્વૈત પસંદ આવે. આવી રીતે શબ્દોની મર્યાદા હોય છે. એટલે સાધારણ રીતે હું એવી ચર્ચામાં ઊતરતો નથી.'

અને તેમણે મારા લેખિત પ્રશ્નોના જવાબ રહેવા દઈ, 'લોકશાહી' અને 'સંઘર્ષશક્તિ' ઉપર સર્વસાધારણ છતાં અલબત્ત મહત્ત્વનું મુદ્દાસરનું ટૂંકું પ્રવચન* આપ્યું. મને એટલાથી સંતોષ ન થયો. મારા મુખ્ય મુદ્દાઓ બાકી રહી જતા લાગ્યા; એટલે પછી તો, વ્યવહારની ભૂમિકા ઉપર મેં મારા સવાલોની માંડણી કરી; અને વાર્તાલાપ આગળ ચાલ્યો. ત્યાં લેવાયેલી નોંધ ઉપરથી અહીં વાર્તાલાપ રજૂ કર્યો છે.

—ભોગીલાલ ગાંધી

ભો. : આપણે હિંસાદ્વારા પરિવર્તન નથી કરવા માગતા, તે તો માન્ય છે; પણ સામાજિક પરિવર્તનની પ્રક્રિયા મારે સમજવી છે. જે વિચાર લોકોની પાસે પહોંચે છે તેનું પરિવર્તન ક્રિયામાં શી રીતે થાય છે, ચેતનાનો વિકાસ શી રીતે થાય છે, તેની સંક્રાંતિ કર્મમાં કેવી રીતે થાય છે તે સમજવું છે. સંઘર્ષશક્તિ કેવી રીતે પેદા થાય છે, તેનો 'પ્રોસેસ' (પ્રક્રિયા) મારે સમજવો છે. અને બીજું, આપે કહ્યું કે, સંઘર્ષશક્તિ વેડફાઈ ન જવી જોઈએ—એટલે શું? સંઘર્ષ ટાળીને વિચારના પાટા ઉપર શું આપણે પેરેલલ ચાલવાનું છે? વ્યવહારના સવાલો બાજુ પર મૂકી આપણે પેરેલલ દોડીશું તો વિચાર અને કર્મ વચ્ચે શી રીતે મેળ ખાવાનો? મનઃક્ષોભના ભયે સંઘર્ષ શક્તિને રૂંધવી તે ઠીક નથી. બાપુ (ગાંધીજી) સામાના મનઃક્ષોભની ચિંતા કર્યા વિના સૌમ્યતમથી માંડી ઉગ્રતમ અને સર્વાંગલક્ષી સત્યાગ્રહોદ્વારા શક્તિ પ્રગટાવતા હતા. આપ સર્વસંમતિની વાત કરો છો; તો તે અનુસાર પણ, ૮૦ ટકા લોકોની એટલે લગભગ સર્વસંમતિવાળા સત્યાગ્રહોદ્વારા ઊલટી સંઘશક્તિ વધશે; અને છિન્નભિન્નતા થવાનો ભય ટળશે; તથા ગૌરવપૂર્વક આગળ વધવાનું બનશે. સ્વરાજ આવ્યા પછી એવું બન્યું છે કે, સંઘશક્તિનો યોગ્ય ઉપયોગ જ નથી થયો. જો એ શક્તિનો ઉપયોગ નહીં થાય તો આપણે છિન્નભિન્ન થઈ જઈશું એવો ભય મને તો લાગે છે.

* જુઓ ભૂમિપુત્ર તા. ૨૬-૧-૫૯નો અંક : (પાનું ૧-૨) તેમાં પા. ૨ ઉપર સંઘર્ષશક્તિને સ્થાને સંઘશક્તિ શબ્દપ્રયોગ ભૂલથી અયોગ્ય રીતે છપાયો જણાય છે.

બાબા: હમણાં જ પેલા ભાઈ મારી સાથે બંધમાં જમીન ડૂબવા અંગે* ચર્ચા કરતા હતા, તેમાં મેં કહ્યું તે તમે સાંભળ્યું હશે. એમાં સિદ્ધાન્ત અને વ્યવહાર બંનેની વાત સાથે જ આવી જતી હતી. જુદા જુદા સવાલો વચ્ચે પ્રધાન-ગૌણનો વિવેક કરવો જોઈએ.

## ગૌણ અને મુખ્ય સવાલો

ઉદા. ત. દ્વિભાષી સ્ટેટ માટે સત્યાગ્રહની જે વાત છે તેને હું ગૌણ અને નાનો સવાલ માનું છું. પણ પોતાની જમીન ઉપરથી ખસવું પડે, પોતાનાં ઘરો છોડીને નીકળવું પડે એ પ્રશ્નને હું વિશ્વપ્રશ્ન ગણું છું. હું કહું છું કે નાના નાના પ્રશ્નોમાં સંઘર્ષશક્તિ વેડફાવી ન જોઈએ તેનો આ રીતે ફરક થાય છે. બુનિયાદી વાતો; જેમાં નૈતિક પ્રશ્નો 'ઇન-વૉલ્વ' (ભળેલા) હોય, સાધારણ સગવડોનો નહીં', એવો જ્યારે સવાલ હોય, ત્યારે તે સવાલ ગમે તેટલો નાનો હોય તો પણ તેની વિશ્વવ્યાપક કિંમત છે. એટલે એ પ્રશ્ન નાનો હોવા છતાં મોટો ગણાય... ભાષા અનુસાર પ્રાંત રચનાનું દૃષ્ટાંત લો. એક ભાષાનો અમુક અંશ એક પ્રાંત પાસે જતો હોય અને એક બીજો અંશ બીજા પ્રાંતોમાં વહેંચાઈ જતો હોય તો ભાષાને અન્યાય થાય. તો એ બુનિયાદી સવાલ ગણાય. એને માટે લડવા પણ તૈયાર થઈ શકાય. પણ બે પરિપૂર્ણ ભાષાઓ એક સાથે હોય તો એ તો સાધારણ સગવડનો સવાલ થયો. એનું કંઈ નૈતિક મહત્ત્વ નથી. આ રીતે જ્યારે નાના પ્રશ્નો અને મોટા પ્રશ્નોની વાત આવે છે, ત્યારે આ રીતે ફરક થાય છે. જેનું નૈતિક મહત્ત્વ હોય છે તે પ્રશ્ન મોટો, અને સાધારણ સગવડોનો સવાલ હોય તે પ્રશ્ન નાનો; અને નાના પ્રશ્નોમાં સંઘર્ષશક્તિ વેડફાવી ન જોઈએ એટલું હું કહું છું. હવે, અહીંનો દાખલો લો. બંધને કારણે ડૂબી જતી જમીનોનો સવાલ છે, તે બહુ મોટો સવાલ છે, કારણ કે એમાં નાગરિક સ્વાતંત્ર્યનો સવાલ આવે છે. વ્યક્તિના સ્વાતંત્ર્યની મર્યાદા સામે સમાજ કેટલું આક્રમણ કરી શકે તેવા બધા સવાલ એમાં છે. એ એક બુનિયાદી સવાલ છે; એટલે બંધારણીય માર્ગો વગેરે જે ચાર વાતો† મેં બતાવી તે રસ્તે ન પતે તો હું એમની સાથે છું, એમ મેં હમણાં જ પેલા કોથેસીભાઈને કહ્યું, કારણ કે આક્રમણકારી સત્યાગ્રહ મારી કલ્પનામાં આવે છે.

## ગાંધીજી અને સત્યાગ્રહો

પણ ગાંધીજીના વખતમાં જે સત્યાગ્રહો, થયા તેના વિષે તમને જેટલો આદર છે, તેટલો ગાંધીજીને ન હતો, એ તો જ્યારે પ્યારેલાલજીનું 'લાસ્ટ ફેઝ' વાંચો ત્યારે ખબર પડે કે, બાપુએ જે રીતે સત્યાગ્રહ ચલાવ્યો, તેમાંથી જે શક્તિ પેદા થઈ, તે બધી જ સારી શક્તિ નહોતી, કારણ કે તે નબળાઓનો સત્યાગ્રહ હતો. પાછળથી એ કહેવા લાગ્યા કે સ્વરાજ્ય લાવવું હતું એટલે ભગવાને મારી આંખો પર પાટા બાંધ્યા હતા; તેથી છતી આંખે હું એની ઊણપ જોઈ ન શક્યો.

બાપુના જમાનામાં અને આજના જમાનામાં ત્રણ પ્રકારનો ફરક છે. એક તો, એ વખતે સ્વરાજ નહોતું, અત્યારે હિંદુસ્તાનમાં સ્વરાજ છે. બીજું, એ વખતે લોકશાહીની સ્થાપના નહોતી થઈ, જ્યારે અત્યારે લોકશાહીની સ્થાપના થઈ છે. ત્રીજું—તે વખતે જેટલું વિજ્ઞાન હતું તેના કરતાં અત્યારે વિજ્ઞાન વધુ આગળ વધ્યું છે—બાપુના જમાનામાં તેનો આરંભ થતો હતો. આજની આવી સ્થિતિમાં જો મનઃક્ષોભવાળી વાત સત્યાગ્રહમાં આવે તો બધું ડહોળાઈ જાય—ત્યાં સુધી કે આ વિજ્ઞાનના જમાનામાં તો સત્યાગ્રહમાં જ નહીં, પણ લડાઈમાં પણ જો મનઃક્ષોભ થાય તો વધારે નુકસાન થાય, એ નકારી ન શકે. આજની લડાઈમાં તો કેવળ ગણિતથી બરાબર હિસાબ કરીને તેટલી જ હિંસા કરી શકાય. ગણિત કરતાં વધારે હિંસા કે ઓછી હિંસા થાય તો લડાઈ ન થાય. એટલે આજની લડાઈ માટે મનઃક્ષોભ જરાય કામ ન લાગે—હિંસામાં કે અહિંસામાં જો મનઃક્ષોભ થાય તો એ જ ચિંતનની શક્તિ ખોઈ બેસે.

## મનઃક્ષોભ અને સત્યાગ્રહ

એટલે ચિંતનશક્તિ કાયમ રાખીને સત્યાગ્રહ થવો જોઈએ.

*હાથમતી બંધમાં કેટલાંક કુટુંબોની જમીનો તથા ઘરો ડૂબવા અંગે.

† ૧ બંધારણીય માર્ગ, ૨ જ્ઞાનપ્રચાર, ૩ ચૂંટણીનો માર્ગ, ૪ લોકશક્તિ (એટલે કે લોકો જાતે કામો કરે)

[ વિશ્વમાનવ : ફેબ્રુઆરી '૫૯

અહીંના ખપના પ્રશ્ન માટે ભાઈઓ મને મળવા આવ્યા હતા. મેં તેમને સલાહ આપી કે, જો તમને અન્યાય થાય તો તમે તમારા ઘરમાં જ રહેજો. ત્યાંથી ન ખસશો. પણ મનઃક્ષોભ ન થવો જોઈએ. અને જો એમને ઠીક નેતૃત્વ આપવામાં આવે તો એમને ત્યાંથી ખસેડતી વખતે તેઓ રેંટિયો કાંતતા બેઠા હોય, અથવા તો ભજન સાંભળતા હોય. એમ થાય તો સામેવાળા પણ શાંત થઈ જાય. એવી રીતે કંઈ પણ મનઃક્ષોભ ન થવા દેવો. જો મનઃક્ષોભ થવા દે તો પેલો સત્યાગ્રહ અપયશસ્વી થવાનો.

**શ્રો.** : બાબા, મનઃક્ષોભ સામા પક્ષે તો થવાનો જ. કેમકે સત્યાગ્રહની ભૂમિકાથી તેઓ તો ઘણા દૂર હોય છે

**બાબા** : **એમને મનઃક્ષોભ છો થતો**[†] મનઃક્ષોભ સત્યાગ્રહ કરનારાના મનમાં તો ન જ થવો જોઈએ. કેવળ ઉપર ઉપરની અહિંસા ન ચાલે. તે મનની અંદર જોઈએ; એવી આવશ્યકતા વિજ્ઞાનયુગમાં છે. જો એના મનમાં અહિંસા નહીં હોય તો સામાવાળા માણસના મનમાં પણ તે નહીં રહે. અને એવી હાલતમાં, લોકોને ખસેડવા આવશે ત્યારે બુદ્ધિથી વાત કરશે. કે તમે કેમ નથી ખસતા? તો પેલા લોકો કહેશે કે અમે આવું આવું માનીએ છીએ. આવી રીતે એમને બુદ્ધિપૂર્વક વાત કરવી પડશે. આટલો ફરક ગાંધીજીના જમાનામાં અને આજના જમાનામાં છે, તેની નોંધ લેવી જોઈએ. અને તેની વિચારણા કરીને માર્ગ લેવો જોઈએ.

## વિચારપ્રચાર અને કર્મ

હવે બીજો મુદ્દો–

વિજ્ઞાનયુગમાં વિચારપ્રચાર કરી સાક્ષાત કૃતિ ન કરાવીએ તો ન ચાલે. બુદ્ધ ભગવાને એક સવાલ હાથમાં લીધો અને પછી વિચાર મૂકયો. એટલે કે વિચાર-પ્રચાર કરીને કૃતિ કરાવી. જ્યારે મહાવીરે કોઈ પણ સવાલ હાથમાં લીધા વિના, કોઈ પણ કૃતિ કરાવ્યા વિના લોકો સમક્ષ વિચાર મૂકયા. આ બે પ્રકારની પદ્ધતિ છે.

**મારા પોતાના સ્વભાવ પ્રમાણે મને મહાવીરની પદ્ધતિ અનુકૂળ છે. પણ તે બહુ સૂક્ષ્મ છે તેમ હું માનું છું. તે છતાંય, મેં કૃતિ હાથમાં લીધા છે. આ પદ્ધતિ ગૌતમ બુદ્ધની છે: એક પ્રત્યક્ષ સવાલ ઉકેલ માટે હાથમાં લઈ તેના અંગે પ્રચાર કરવો. પ્રચાર પણ કેવળ હવામાં નહિ પરંતુ જ્ઞાનપૂર્વક અને કૃતિ સાથે થવો જોઈએ.**

આજે હું બધો દારોમદાર શાંતિસેના પર રાખું છું, એનું કારણ બહુ સમજવા જેવું છે. પહેલાં હું ગ્રામદાનની વાતો કરતો હતો ત્યારે એમ હતું કે અમુક અમુક વિસ્તારમાં ગ્રામદાન થાય. પણ હવે તો મારે પાંચ લાખ ગ્રામદાન જોઈએ છે. આજની અવસ્થામાં તો અમુક એક જાતિવાળાનાં એટલે કે આદિવાસીઓનાં કે એવાં ગ્રામદાન થાય છે. આરંભમાં એવું જ થાય; પણ બીજાં મિશ્ર વસ્તીવાળાં સાધારણ ગ્રામદાનો તો ત્યારે જ થાય જ્યારે, લોકોને વિશ્વાસ બેસે, અને તે કેવા સંજોગોમાં બેસે? આજની અવસ્થામાં એટલે કે ક્રાંતિ નથી થઈ એવી હાલતમાં ધારો કે, રમખાણો ફાટી નીકળ્યાં; ને તમે એમાં વચમાં પડી માલિકના માથાનો વાળ વાંકો નહિ થાય એવી બાંહેધરી આપી; તો તમે એનાથી લોકોમાં એવો વિશ્વાસ પેદા કરાવી શકશો કે આમની વાતમાં અંતે તો બધાંનું હિત જ છે; એમાં કોઈને તકલીફ આપવાની વૃત્તિ નથી—તો તમે ગ્રામદાન કરાવી શકશો આજે તો અમુક વિસ્તારમાં ગ્રામદાન મેળવી શકો છો; થોડાં ઘણાં બીજા વિસ્તારમાં પણ થયાં છે, પણ પછી તો સર્વત્ર ગ્રામદાન પ્રાપ્ત કરવાની તમારી નૈતિક શક્તિ વધશે. જો આ આંદોલન ચાલે અને મારી યોજના મુજબ પાંચ હજાર દીઠ એક માણસ પ્રમાણે આખા ભારતમાં પ્રચારક–સેવક હોય તો ઘણું થઈ શકે. અલબત્ત તેને શિક્ષણ આપવાની વ્યવસ્થા થવી જોઈએ.

પણ એવી ગેરસમજ ફેલાઈ છે, કદાચ તમે પણ એવું લખ્યું છે કે, શાંતિસેના માટે મેં એવો આદેશ આપ્યો છે કે તેઓ બધાંનાં શારીરિક અને માનસિક દુઃખો હાથમાં લે, પણ ગ્રામદાન ન થાય ત્યાં સુધી આર્થિક સવાલો હાથમાં ન લે.

**શ્રો.** : મેં માત્ર આપના જ શબ્દો ટાંકયા છે.

## શાંતિસૈનિક અને સત્યાગ્રહ

**બાબા** : તેમાં ગેરસમજ છે. મારે કહેવાનું એટલું જ

[†] બીજે દિવસે સવારે, પદયાત્રા દરમ્યાનની વાતચીતમાં વિનોબાજીએ આ બાબત વધુ સ્પષ્ટતા કરી હતી.

છે કે—નાના નાના વ્યક્તિગત સવાલો હોય, શારીરિક કે માનસિક દુઃખો હોય તો તેમાં શાંતિસૈનિક મદદ કરશે. પણ કોઈને નોકરી અપાવવાના કે એવા કંઈ સવાલો હશે તો તે સવાલો પોતાના હાથમાં નહિ લે. પણ જમીનના કે ડેમ (બંધ) જેવા સવાલો હોય તો શાંતિસૈનિક તટસ્થતાપૂર્વક એનો અભ્યાસ કરે અને સર્વસેવાસંઘ પાસે મૂકે, અને એની ઇજાજતથી અખિલ ભારત સર્વસેવાસંઘના પીઠબળથી સત્યાગ્રહ ઉપાડે. પણ શાંતિસૈનિક આવી બાબતો વ્યક્તિગત રીતે ન ઉપાડે, તેમ મારું કહેવું છે.

હવે તમે જે કહો છો અને હું જે કહું છું તેમાં કેટલો ફરક રહ્યો તે તમે કહો.

**ભો.:** આપે સંઘર્ષશક્તિ વેડફી ન નાખવાની અને ગૌણ તથા મહત્ત્વના સવાલોનો ભેદ કરવાની જે વાત કહી તે બરાબર છે. અલબત્ત, ગૌણ અને મહત્ત્વના સવાલો કયા તે વિશે મતભેદ પડે. પરંતુ આપનાં આજલગીનાં ઘણાંખરાં લખાણો વાંચ્યા પછી મારા મન ઉપર એવી છાપ પડી છે કે આજે ભારતના જે મુખ્ય સવાલો છે—પંચવર્ષીય યોજનાઓ, ઔદ્યોગીકરણ, પ્લાનિંગ ઇત્યાદિ—તેના તરફ આપ પૂરતું લક્ષ આપતા નથી. પં. નહેરુ એક બાજુ પોતાની રીતે, પછાત દેશને ઔદ્યોગિક માર્ગે ઝડપભેર આગળ લઈ જવા મથી રહ્યા છે. દેશનું જીવનધોરણ ઊંચું લાવવા માટે મને એ અનિવાર્ય લાગે છે. અલબત્ત, યુરોપ અને પશ્ચિમી દેશોની જેમ આંધળી દોટ ન મૂકીએ કે જેથી માણસાઈ જ રૂંધાઈ મરે. પરંતુ આપના ચિંતનમાં જાણે આ સવાલોને આપ ભાગ્યે જ સ્થાન આપતા જણાઓ છો. એથી લાગે છે એવું કે જાણે પં. નહેરુ એક પાટે ચાલે છે, આપ બીજા પાટે; અને બેની વચમાં કશો મેળ ખાતો નથી!

### ભૂદાન સેવકો વ્યાપક બને

**વિનોબા:** તમે કહ્યું તે બધું ચિંતન કરવાની મારી તૈયારી છે, અને હું કરું પણ છું. પણ એ વાત હું ભૂલી શકતો નથી કે ગાંધીજીએ કોંગ્રેસને સલાહ આપી હતી કે તે લોકસંઘ બને. જો એ સલાહ માની હોત તો આજે જે કામ આપણે કરીએ છીએ તે વધુ સહેલું થાત. અને આખા ભારતમાં એક એવી સ્વતંત્ર સંસ્થા ઊભી થાત કે એની વ્યાપક અસર જે કોઈ રાજનૈતિક પક્ષ છે, એના પર થાત. આજે એ અસર નથી થતી. એટલું જ નહિ, પણ ચિંતનમાં અડચણ આવે છે. પોતાનું રાજ્ય છે, એટલે કોંગ્રેસના લોકો બોલી શકતા નથી. એટલે પછી વિરોધ કરવાનો હોય તો, સામા પક્ષવાળાને કરવું હોય તે કરે છે. કોંગ્રેસવાળાને મનથી સહાનુભૂતિ હોય પણ બહારથી બોલી ન શકે; એથી કરીને હવે આપણે જો કંઈ બળ પેદા ન કરીએ અને માત્ર બોલ્યા કરીએ તો એ વ્યર્થ વાણી થાય. એટલે હું આ લોકોને (ભૂદાન કાર્યકરોને) કહું છું કે શક્તિ શામાં છે, તે સમજો. શક્તિ વિચારમાં છે, અને શક્તિ વ્યાપકતામાં છે, માટે હું એમને કહું છું કે તમે વ્યાપક બનો. બે વરસથી એટલે કે, યેલવાલ પછીથી મારો એ જ જપ ચાલે છે. વ્યાપક થવાનો અર્થ એ કે આખા ભારતમાં સર્વ સેવા સંઘના સેવકો જોઈએ, અને એમાં શહેરો પણ છૂટવાં ન જોઈએ. એવી જો યોજના કરી શકો તો બધાના આશીર્વાદ તમે મેળવી શકો, તેની યુક્તિ મારી પાસે છે. આજે મારી પાસે એક એવી વસ્તુ છે કે જેમાં બધી પાર્ટીવાળા સાથ આપે છે.

### શાંતિસેના અને પક્ષમુક્તિ

શાંતિસેનાની અનિવાર્ય શરતોમાં કોઈ પક્ષવાળો શાંતિસૈનિક ન બની શકે એવું છે. આ વાત પક્ષવાળા જ કહે છે. કારણ કે ઘણીવાર તોફાનોનું કારણ પક્ષ પોતે પણ હોઈ શકે છે. શાંતિસેના પક્ષમુક્ત જોઈએ એ વાતમાં બધા પક્ષના મુખ્ય માણસો સહમત છે. એટલું જ નહીં, પં. નહેરુએ તો ત્યાં સુધી કહ્યું કે કેરલમાં કેલપ્પનજી સફળ થયા, કેમ કે તેઓ પક્ષમુક્ત હતા. મને તો એમ થાય છે કે કોંગ્રેસ અને બીજા પક્ષવાળાઓમાંથી શાંતિસૈનિક બની શકત તો મને ગમત, અને કામ સહેલાઈથી થઈ શકત. પણ વસ્તુતઃ એ અસંભવ છે; કેમકે રમખાણોમાં પક્ષવાળા પોતે જ ઘણીવાર પ્રશ્ન ઊભા કરે છે. એથી કરીને શાંતિસેના પક્ષવાળા ન બની શકે એ વાત હવે સર્વમાન્ય છે. ખાદી વગેરેમાં સર્વપક્ષ સંમત નથી. પણ શાંતિસેના વિષે બધા સમજે છે કે એમાં પક્ષવાળો માણસ જાય તો કંઈ કરી ન શકે, એટલે મેં તો આ લોકોને કહ્યું છે કે આ વસ્તુનો લાભ લો અને આખા ભારતમાં સેના ઊભી કરો.

પક્ષમુક્ત સમાજનો આધાર મળી ગયા પછી આખા ભારતનું 'સર્વે' (સર્વેક્ષણ) કરી શકાય, અને પછી એમાંથી જે પ્રશ્નો નીકળે તે હાથમાં લઈ શકાય. પણ જ્યાં સુધી બળ હાથમાં ન હોય ત્યાં સુધી હું મારા હાથમાં પ્રશ્ન ન લઉં. પણ એને માટે હું ચિંતન કરવા તૈયાર છું; અને તેવું કરું પણ છું.

## પંચવર્ષીય યોજનાઓ અંગે ચિંતન

પહેલી પંચવર્ષીય યોજના થઈ ત્યારે ૧૧ દિવસ મેં દિલ્હીમાં પ્લાનિંગ કમિશનના લોકો સાથે કાઢ્યા હતા. ૩ દિવસ સુધી ચર્ચા ચાલી હતી. પાછળથી એનાં પરિણામો આવ્યાં હતાં. અને એ યોજનાની જેટલી સખ્ત ટીકા મેં કરી હતી તેટલી, જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી બીજા કોઈએ, બીજા કોઈ પક્ષવાળાએ પણ નથી કરી. એ યોજના સંબંધે આર. કે. પાટિલ મારી પાસે આવ્યા હતા. તેમની પાસે મેં મારો સખત વિરોધ દર્શાવ્યો હતો. ત્યારે પાટિલે પંડિતજીને કહ્યું હતું કે 'વિનોબાજી આક્ષેપ કરનેમેં બહુત ઉગ્ર થે.' આવી સ્થિતિમાં પંડિતજીએ શું કરવું જોઈએ? એમ એમણે પૂછ્યું હતું. ત્યારે મેં જવાબ આપ્યો હતો કે પંડિતજીએ રાજીનામું આપવું જોઈએ.

સો: પંડિતજી આ રીતે રાજીનામું આપી દે તો દેશને માટે ઘણું જ ખરાબ પરિણામ આવે એમ આપને નથી લાગતું?

બાબા: પંડિતજીને રાજીનામું આપવાનું કહું છું, એટલે કોને કહું છું?

સો: આપ આખી કોંગ્રેસને કહો છો?

બાબા: તમે મારો અર્થ નહિ સમજ્યા. 'રાજીનામું આપો' એમ કહેવા પાછળ મારો હેતુ એ છે કે એમણે કરવાનું છે તે કામ સફળ કરવું જ રહ્યું...પછી પાટિલે જઈ પંડિતજીને કહી સંભળાવ્યું. તો પંડિતજીએ મને લખ્યું કે તમે દિલ્હી આવો તો નિરાંતે વાતો કરીએ. હું પવનારથી પગપાળો નીકળ્યો અને ત્યાં જઈ વાતો કરી.

## પ્લાનિંગ અને પ્રજા

બીજી પંચવર્ષીય યોજના વખતે શ્રીમન્નારાયણે મારો અભિપ્રાય માંગ્યો, તો મેં એમને કહ્યું કે મને તો આમાં કંઈ સમજાતું નથી. મારા માટે તારવીને એટલું આપો કે હજારથી ઓછી વસ્તીવાળાં ગામોના લોકો માટે કેટલા કરોડ રૂ. નો ખર્ચ તમે આ યોજનામાં કરવાનો છો? તેમણે આંકડા તારવીને આપ્યા. પછી આર. કે. પાટિલ મળવા માટે આવ્યા ત્યારે એમને મેં એ આંકડા બતાવ્યા ને પૂછ્યું કે કંઈ મેળ મળે છે? તો એમણે કહ્યું, બધું નકામું છે. ઉપરથી પાણી વરસે તો થોડું 'પરકોલેટ' થઈ ને (ઝમીને) નીચે જાય, પ્રોડક્શન (ઉત્પાદન) વધે તો લોકોને કંઈક મળશે પરંતુ એમને ધ્યાનમાં રાખીને કર્યું છે એવું નથી. તો મેં ટીકા કરી કે આ રીતે યોજના કરો તો લોકોને ઉત્સાહ ન આવે.

આવી જ રીતે 'સીલીંગ' વાળી વાત હું લગભગ નકામી માનું છું. મને ખુશી છે કે કોંગ્રેસવાળાએ છેવટે નક્કી કર્યું કે જે સહકારી મંડળીઓ બનશે તે ભૂમિહીનોની બનશે. અને ભૂમિહીનોને જમીન મળશે. બીજાને નહીં. આવી જાતનું સૂચન સ્વીકાર્યું. આમ જો હોય તો તેમને ધન્યવાદ.

પ્લાનિંગનાં તત્ત્વોમાં મેં બે મુખ્ય વસ્તુ કહી હતી. એક તો ભારતમાં ઓછામાં ઓછું બે વરસનું અનાજ જોઈએ અને બીજી વાત બેકારી દૂર કરવાની.

સો: આપણી આજની પછાત દશામાં આ બે વાત પહેલી કરવા જતાં દેશનું ઔદ્યોગીકરણ જ ધીમું પડી જવાનો ભય નથી?

## પ્લાનિંગ: દેશરક્ષા અને ઉદ્યોગો

બાબા: મને એનો ભય નથી. મેં કહ્યું છે કે પ્લાનિંગ બીજે ક્યાંય જવાનું જ નથી. એ મુદ્દલે અસંભવ છે કે એ બીજે કોઈ રસ્તે જઈ શકે. એને માટે હું ચેલેંજ કરું છું. એ ખર્ચ કરી નાખશે, પણ આખરે જ્યાં છે ત્યાં રહેશે. બેકારીના પ્રશ્નને એ હલ નથી કરી શકવાનું. એ પ્રશ્ન તો ઊભો જ રહેશે—કાયમ. અને સેનાનું ખર્ચ આજે જે રીતે ચાલે છે તે રીતે તો તેમણે વધારતા જ રહેવું પડશે. આ મારો મોટામાં મોટો આક્ષેપ છે. તેનો જવાબ આપણે આપવો જોઈએ. અને તેના જવાબમાં સર્વસેવા સંઘે સર્વોદય પ્લાનિંગનું પુસ્તક પણ તૈયાર કર્યું છે. સર્વોદયવાળા

[વિશ્વમાનવ: ફેબ્રુઆરી '૫૭]

પર બેઝિક્લી (મૂળભૂત) એ જ આક્ષેપ આવે છે કે, દેશના રક્ષણ માટે સેનાનું શું ? તેનો કંઈ ઉત્તર તમારી પાસે છે ? જો તે ન હોય તો સેના માટે વોર-પોટેન્શિયલ (યુદ્ધને માટે ઉપયોગી) ઉદ્યોગો જોઈએ. તે બધા આજે પાશ્ચમની લાઈન ઉપર છે. પણ વધારે આગળ નથી વધી શકવાના. આખરે એમણે ગ્રામોદ્યોગો ઉપર આવવું જ પડશે. અને ગ્રામોદ્યોગોમાં જે સુધારા કરવા હોય તેને વિષે તો હું અનુકૂળ જ છું. ગામમાં જે કાચો માલ હોય તેનો પાકો માલ ગામમાં જ થાય, ગામમાં જ વપરાય અને પછી જે વધે તે બહાર મોકલવામાં આવે. આ રીતની યોજના જ્યાં સુધી ન કરે ત્યાં સુધી પ્લાનિંગ નથી થવાનું. આજના પ્લાનિંગને એની મેળે જરા આગળ વધવા દેવું જોઈએ. આજે એ વિશે હું કશું જ નથી કરી શકવાનો. અમુક હદ સુધી જઈને એ પોતે જ ત્યાં અટકી પડશે.

હમણાં હમણાં પંડિતજી 'સ્પિરિચ્યુઅલ વેલ્યુ' (નૈતિક મૂલ્યો)ની વાત કરે છે. તે શા કારણે ? પંચવર્ષીય યોજનાને લોકોનો સહકાર નથી મળતો. પંઢરપુર સંમેલનમાં મેં કહેલું કે, 'દેહાતકી યોજનાકા દેહાત હી કરેંગે, દિલ્હી નહીં કરેગા.' પેપરોમાં આના વિષે મારા પર ટીકા આવી. દિલ્હીમાં પ્રેસ કોન્ફરન્સમાં પં. નેહરુને એ લોકોએ પ્રશ્ન પૂછ્યો કે વિનોબા જે કહે છે તે સાચી વાત છે ? ત્યારે તેમણે કહ્યું હતું કે, બાબાના મનમાં શું છે હું જાણતો નથી. પરંતુ એ જે કહે છે તે વાત સાચી છે. આમ, જ્યારે યોજના માટે લોકોમાં ઉત્સાહ જ નથી તો શું થવાનું છે ?

તમે જોશો કે હું આ બધા સવાલો વિષે ઉદાસીન છું તેમ નથી; પરંતુ તેના પર પ્રહારો કરીએ એટલી શક્તિ મેળવવી જોઈએ.

### દૃષ્ટિકોણનો ભેદ

જ્યાં એપ્રોચનો (દૃષ્ટિકોણનો) જ ફરક છે ત્યાં પ્રત્યેક વસ્તુ પર ટીકા થઈ શકે; પણ મને ખાત્રી છે કે એમનું પ્લાનિંગ એક હદ સુધી જઈને અટકશે. બધાનો સહકાર પ્રાપ્ત કર્યા સિવાય ચાલશે નહીં. કોંગ્રેસ એટલું મોટું પોલિટિકલ યંત્ર બની ગયું છે કે એની સામે તમારા લોકો (સર્વોદય કાર્યકરો) બહુ નાના પડે છે.

એમનું (સર્વોદય કાર્યકરો) બળ વધતાં જરા સમય લાગવાનો છે. આજે એમનું જરાક બળ બની રહ્યું છે, તેનો એમને ડર લાગે છે. પણ મેં એવી વસ્તુ શોધી કાઢી છે, જેનો મને આનંદ થાય છે. અને એ વસ્તુ છે શાંતિસેના. જો તેઓ શાંતિસેનાનો ડર મનમાં રાખતા હોય તો તે મિથ્યા છે. કારણ કે શાંતિસેના પક્ષમુક્ત હોવી જોઈએ, તે વાત આપણે સ્વીકારીએ છીએ. તો એ વાત પર સ્થિર થઈને, આપણે કંઈક કરી બતાવીએ તો આપણી વાણીમાં શક્તિ આવશે, નહીં તો આપણી વાણીમાં શક્તિ નહીં આવે.

[તા. ૧૪-૧-૫૯ની સવારે પદયાત્રા દરમિયાન થયેલ વાર્તાલાપનો સાર આપતો અંક]

## અહિંસક પ્રતિકારની શક્તિ

તેથી મેં સૌમ્ય, સૌમ્યતર, સૌમ્યતમ સત્યાગ્રહનો વિચાર મૂક્યો છે. જો દેશમાં નાના નાના પ્રશ્નોમાં અહિંસક પ્રતિકારની શક્તિ ખર્ચી નાખીએ તો દુનિયાના હિંસક બળો સામે આખા દેશની નૈતિક અહિંસક શક્તિ ખડી કરી શકાય નહીં. એવો સંભવ તો નથી, પણ હાલ તુરત ધારો કે પાકિસ્તાન હુમલો કરે તો ભારતસરકાર જરૂર પડ્યે દેશમાં ફરજિયાત લશ્કરી ભરતી કરવા પ્રેરાય. મારા જેવા હજાર એવા નીકળે કે જે યુદ્ધમાંથી અલગ રહે કે વિરોધ કરે. પરંતુ જેઓ લશ્કરમાં જોડાશે એમનામાં પણ લડવાની શક્તિ ખીલેલી નહીં હોય અને અહિંસાથી દેશને રક્ષણ કરવાની હિંમત પણ નહીં હોય. આવી સ્થિતિમાં આપણે લાચાર બનવું પડે. તેથી મારો પ્રયત્ન દેશમાં એવી અહિંસાની શક્તિ ખિલવવાનો છે કે જેની અસર પાકિસ્તાન ઉપર કે એને પ્રોત્સાહન આપનારા અમેરિકાના લોકમત ઉપર પણ પડે. જો પ્રલય તરફ ધસી રહેલી દુનિયાનું નૈતિક અંતઃકરણ જગાડવું હોય, તો ભારત જેવા દેશે અહિંસાની શક્તિ કેળવવી પડશે. એટલે આપણે જો દેશમાં જ માંહોમાંહેની નાની નાની લડાઈઓમાં પ્રતિકારાત્મક સત્યાગ્રહોમાં ખૂંપી જઈશું તો આપણો દેશ અહિંસાની શ્રેષ્ઠ શક્તિ પ્રગટ કરવામાં પાછો પડશે.

[શ્રી ઈશ્વરભાઈ છોટુભાઈ દેસાઈ (સુરત)ના વિનોબા સાથેના વાર્તાલાપમાંથી]

## તોબા વિનોબા !

તોબા, વિનોબા ! તોબા,
દારિદ્રયનો હિંદીમહાસાગર ઉલેચી નાંખવાને
શ્રદ્ધા હિમાચલની લઈને
કામમાં લીધા તમે
પાંત્રીસ પાંત્રીસ કોટિના ખોબા.
વિનોબા ! તોબા.

હા, અમે જોયા હતા ગાંધી.
એને પદેપદ ઊઠતી કેવી ભભૂકી
રાષ્ટ્રવ્યાપી ચેતનાની મુક્ત આંધી !
એમાં અમે મમતા તણાં મૂળ તોડીને ઘૂમ્યા હતા.
અંગત બધું યે પરહરીને
ભાવના પર એક બસ ઝૂમ્યા હતા.

માનશો ?
હસતાં મુખે ઝાંઝર અમે મૃત્યુતણાં ચૂમ્યાં હતાં.
હતી તે વાત, બસ, ન્યારી.
એણે અમારા લોહીમાં ચાંપી દીધી'તી ચીનગારી.
આંખમાં આંજી દીધી'તી કલ્પનાની કો ખુમારી.
ઊકળેલાં શોણિતોને નૈષ્ફલ્યનો ના પરિચય.
ના અસાધ્યો બાધતાં જેનો પ્રયાસે સ્થિર પ્રત્યય.
ને વળી—
ઝૂઝવાને જાલિમોના જુલ્મ પણ સામે હતા.
બાહ્યના સંગ્રામમાં આભ્યંતરે છાઈ હતી કશી એકતા.
એટલે રહેલું હતું આ જિંદગીથી ખેલવાનું
આભ્યંતરેથી સાધુના સંસ્પર્શને
રહેલું હતું હડસેલવાનું.
ને છતાં યે સાધના પગલે હતું તે ચાલવાનું.

પણ તમે હે જાણભેદુ !
આંતરિકે દોરતી આ પાતળી પગદંડીને પકડી લીધી.
ને બનાવી આજ મૂકી કો વિશાળો રાજરસ્તો.

માહરા સત્ ને અસત્‌ની વસતીમાં
ઘૂસી તમે આંતરકલહ ઊભો કર્યો.
આજ મારો મોરચો મારી જ સામે !
—સામ્યયોગી, આ રસમ તો સામ્યવાદી દીસતી.
કેવી વિષમ મારી દશા !
હું લડું કે ના લડું;
પ્રત્યેક શ્વાસે ઘા ઝીંકાતા જાય છે.
સત્ ઘણું કાતિલ છે
ને અસત્ પર આકરી શ્રદ્ધા મહી.

શ્રેય ને પ્રેયે હતું ના દ્વન્દ્વ મારે
હું મહા અદ્વૈતના વિશ્રંભમાં રમતો હતો.
વિશ્વમંચે વેશ મારો કોઈ પણ
—ગમતો હતો.

ત્યાં તમારા સ્પર્શસ્પર્શે
આવીને આશ્લેષમાં પોઢેલ મારાં દ્વિદળોનાં
ભોંયરાં ઢંઢોળીને બેઠાં કર્યાં.
અંકુર આપોઆપ ત્યાં ફણગી ગયો.
દ્વૈતની આવી પડી કેવી દ્વિધા આભ્યંતરે
હું શું કરું ? ( ૨ )
—તો ભલે બંને દળો શોષાઈ જતાં
ને રહે ફાલીફૂલી અંકુર પેલો આપનો
કો વિશાળા વિશ્વવૃક્ષે માતબર.

એક સતે બ્હારનાં સૌ ભૌતિકોને ઉદ્ધર્યાં
આંતરિક આજ મારાં સ્વાર્થલોભી ઉદરે.
સત્ અસત્‌નું યુદ્ધ તેની ઉગ્રતામાં આખરી
ખેલાઈ જાઓ આજ આ અસ્તિત્વના મેદાનપર.
બાહ્ય ને આંતર જીવનનાં વૈભવો જતાં ટળી
સંવાદિતાનું શું સ-રસ સંગીત આજે રેલતું !
આપની કરુણા-ગીતા !

સંસ્કૃતિ-શોભા વિનોબા
તોબા વિનોબા

—રસિક પંડ્યા

—લે : મહેશ શાહ

# " ઈગ્નાઝ ફિલિપ્સ સેમેલવેઈસ "

## રૂઢિચુસ્ત માનવીઓની અવગણનાનો ભોગ બનેલ વિજ્ઞાનનો મહાન સપૂત

" ડૉ. સેમેલવેઈસ વિના મારી સિદ્ધિ કંઈ જ નથી, આજની શસ્ત્રક્રિયા હંગેરીના આ મહાન સપૂતને જ આભારી છે."

—લૉર્ડ લીસ્ટર ( લંડન : ૧૯૦૬ )

ઇગ્નાઝ ફિલિપ્સ સેમેલવેઈસનો જન્મ ૧૮૧૮માં બુડાપેસ્ટ( હંગેરી )માં થયો, ત્યારે જ તેમની માતા પ્રસૂતિના તાવથી મરતાં જેમ તેમ બચી ગયાં હતાં. સેમેલવેઈસ આસ્ટ્રિયાના ગુલામ બનેલા હંગેરીમાં ઊછરી વકીલાતનું ભણવા વિયેના ગયા હતા. નાનપણથી જ તેમની તીક્ષ્ણ સંશોધક વૃત્તિને લીધે શિક્ષકોનો ઠપકો મળવો શરૂ થયો હતો; પાછળથી પણ આ જ કારણે તેમને ઘણું સહન કરવું પડ્યું હતું. તેમણે ' પ્રસૂતિના તાવનાં કારણો ' શોધી કાઢ્યાં એય કેમ જાણે એમનો ગુનો ગણાયો હતો ! અને અંતે, આ કારણે જ તો તેમના જીવનનો અંત આવ્યો હતો ! અને ઘણી બધી વાર બને છે તેમ, સેમેલવેઈસના કાર્યની મહત્તા તેમના મૃત્યુ પછી જ નવલોહિયા તબીબોને પરખાઈ......પછી તો, ઑસ્ટ્રિયા સેમેલવેઇસને પોતાના પનોતા પુત્ર તરીકે ઓળખાવવા લાગ્યું ! તેમના શબને ફરી બીજે સ્થળે યોગ્ય માન સાથે દફનાવવામાં આવ્યું ! અને સેમેલવેઈસની આખરી ઇચ્છા પરિપૂર્ણ પણ થવા લાગી ..

આવા એક સપૂતના સંતાપોની અને વિજયની કહાણી અહીં આલેખી છે.

### સ્થળ : બુડાપેસ્ટ, હંગેરી : વર્ષ ૧૮૧૮

" ઓહ ! આહ !...આહ !..."

એક સ્ત્રી વેદનાથી ઉંહકારા ભરી રહી હતી. આજે પ્રસૂતિનો ત્રીજો દિવસ હતો. સ્ત્રી તાવથી તરફડતી હતી, કપાળ ધગધગતું હતું; શરીર કળતું હતું.

પતિ જોસેફ સેમેલવેઈસ બેબાકળો થઈ જઈ કોટ ટોપી વિના જ ડૉક્ટરને બોલાવવા નીકળ્યો. આજુબાજુના પાડોશીઓએ આ દશ્ય જોતાં જ, શું થયું હશે તેની ધારણા કરી લીધી, ને તેમના મોંમાંથી નિસાસો નીકળી પડ્યો.

તે જમાનામાં પેનીસીલીન અને સલ્ફા તો હજી શોધાયાં ન હતાં; પ્રસૂતિ વખતે ડૉક્ટરને બોલાવવાનીય પ્રથા ન હતી; બલ્કે, એમાં તો સામાજિક અસભ્યતા લેખાતી હતી. છતાં જોસેફ ડૉક્ટરોને બોલાવી લાવ્યો. ત્રણ ડૉક્ટરો સ્ત્રીના વેશમાં ગભરાતાં ગભરાતાં આવ્યા !

**હમ બેચૈન હૈં**

### જોસેફને ઘરે : ડૉક્ટરોની ચર્ચા

" દૂધનો તાવ લાગે છે. "... એકે કહ્યું.

" ના...પેટમાં કંઈક લાગે છે. " ...બીજાએ કહ્યું.

થોડીવાર આમ અંદર અંદર ચર્ચા કરી અને આખરે તબીબો એકમત થયા કે જોસેફની પત્ની થેરેસને પ્રસૂતિનો તાવ છે.

" બચાવની આશા નથી, " ત્રણે સાથે જ બોલ્યા. જોસેફના પુત્ર ઇગ્નાઝને, તેની માતા થેરેસથી દૂર લઈ જવામાં આવ્યો. કોને ખબર હતી કે વખતે કે આજ ઇગ્નાઝ, ભવિષ્યમાં સ્ત્રીઓને પ્રસૂતિમાં થતા આ ભયંકર તાવમાંથી ઉગારશે !

છઠ્ઠે દિવસે સારા નસીબે—થેરેસનો તાવ ઊતર્યો અને એણે આંખ ઉઘાડી.

### સ્થળ : બુડાપેસ્ટ; સમય : થોડાં વર્ષ પછી

" જોસેફ સેમેલવેઈસ, તમારો છોકરો ઈગ્નાઝ સાવ ડફોળ છે, " શિક્ષક ઈગ્નાઝ વિષે ફરિયાદ કરી. શિક્ષક

ઑસ્ટ્રિયન હતા અને આ વખતે હંગેરી ઑસ્ટ્રિયાનું ગુલામ હતું. જોસેફે ઉપકાર માની શિક્ષકની માફી પણ માગી.

"ઈગ્નાઝ, વધુ પડતા સવાલો પૂછે છે." શિક્ષકે ટકોર કરી જોસેફ શિક્ષકની આદત જાણતો હતો. એને હંમેશ પ્રમાણે ખુશ કરી (પૈસા આપી), સંતોષી રવાના કર્યા.

"શિક્ષકને પોતાને જ આવડતું નહિ હોય!"...શિક્ષકની પૂંઠ ફરતાં જોસેફથી બબડ્યા વગર ન રહેવાયું.

## સ્થળ : વિયેના, ઑસ્ટ્રિયા, ૧૮૩૬

યુવાન ઇગ્નાઝ વકીલાતનું ભણી રહ્યો છે...તેનો મિત્ર રૂડી તબીબી વિદ્યાર્થી છે. તે ઇગ્નાઝને મડદાનું ડીસેક્શન જોવા આવવા સમજાવી રહ્યા છે:

"ચાલ ઇગ્નાઝ! આજે તો આવવું જ પડશે."

"મડદું?..." ઇગ્નાઝના શરીરમાંથી કંપારી પસાર થઈ ગઈ.

ઈગ્નાઝ નબળા મનનો હતો, જેનાથી દુઃખ ન જોવાય તે મુડદું ચીરાતું તો કેમ જ જોઈ શકે?

"ના, રૂડી, તું એકલો જ જા, મારાથી નહિ જોવાય."

"ચાલ તો ખરો, બીકણ!" અને ઇગ્નાઝ માંડમાંડ તૈયાર થયો.

શરૂઆતમાં તો ઇગ્નાઝને મડદું જોઈ ચક્કર આવ્યા. આંખો મીંચી દીધી. એને પોતાની જાત પર તિરસ્કાર છૂટ્યો. તેના મને તેને પડકાર્યો અને ઇગ્નાઝે હિંમત એકઠી કરી આંખ ખોલી...

...પ્રોફેસર વ્યાખ્યાન આપતા હતા. ઇગ્નાઝને બહુ જ રસ પડવા માંડ્યો; અને ડોક્ટર થવાનો વિચાર એના મનમાં જોર પકડવા લાગ્યો.

વ્યાખ્યાન પૂરું થયું; ને ઇગ્નાઝે મનોમન નક્કી કરી લીધું કે હું દાક્તર થઈશ.

૨

૧૮૩૭ : તબીબીવિદ્યાના અભ્યાસક્રમમાં વિયેના વિશ્વવિદ્યાલયમાં તે દાખલ થયો. કામની ધગશ અને રાતદિવસની મહેનત જોઈને તેના શિક્ષકો તેની ઉપર ખુશ થતા.

પણ...

ઇગ્નાઝ પ્રશ્નો ઘણા જ પૂછતો! દરેકનું કારણ જાણવા માગતો; અને શિક્ષકો એથી અકળાતા, કારણ તેઓ નવી રીતે વિચારવા ટેવાયા જ ન હતા.

ઘણી મુશ્કેલીઓ પાર કરી ઇગ્નાઝ ડૉક્ટર થયો.

"તે ડૉક્ટર તો થયો, પણ હવે શું? આગળ અભ્યાસ કરવો ન કરવો? કારણ કે આ જ અરસામાં તેની માતાનું મૃત્યુ થયું હતું, પિતાનો ધંધો મંદ પડ્યો હતો. પણ માતાની આખરી ઇચ્છા હતી, પિતાનો ટેકો હતો, ને વધુ અભ્યાસ માટે તે વિયેનાની ઇસ્પિતાલમાં જોડાઈ ગયો. શરૂઆતમાં તેને સર્જન થવાની તીવ્ર ઇચ્છા હતી પણ તેના મિત્ર માર્કોએ કહ્યું કે, સર્જન થઈને તો ભરણપોષણ મળશે કે નહીં તે જ સવાલ છે. (તે વખતે હજામ પણ વાઢકાપ કરતા) અને ઈગ્નાઝ સુવાવડખાતામાં જોડાયો. તે વખતે સુવાવડખાતાનો વડો હતો ડૉ. કલેઇન.

ડૉ. કલેઈન જૂનવાણી હતો; અને ઉપરથી સત્તાભૂખ્યો પણ. પ્રસૂતિશાસ્ત્ર વિભાગના ભૂતપૂર્વ વડા ડૉ. બાયરની જગ્યાએ તે પોતાના વડાની અને પ્રસૂતિગૃહના સંચાલકોની ખુશામત કરીને જ આવ્યો હતો. ડૉ બાયરને 'સ્વતંત્ર વિચાર'ના ગુના માટે જ તો બરતરફ કરવામાં આવ્યો હતો!

તે વખતે પ્રસૂતિશાસ્ત્રનો અભ્યાસ મડદાં પરથી કરાવવામાં આવતો હતો. પેટ ચીરી, તે વાટે બાળકના કદનો ઢીંગલો પસાર કરી, તેના ઉપર સગાજણુ પાડવામાં આવતી હતી.

ડૉ. કલેઈન આવા એક મડદા ઉપર પ્રયોગ કરી વિદ્યાર્થીઓને સમજાવતા હતા:

"...આ સ્ત્રીનું મૃત્યુ પ્રસૂતિના તાવથી થયું હતું. ('આ તાવથી મડદાંનો ઠીક તડાકો પડે છે' — તેમના મનમાં સહજ જ વિચાર પસાર થયો. અને મોં ઉપર સ્મિત આવી ગયું) આ તાવનું કારણ હજી કોઈને મળ્યું નથી, મળે એવું પણ નથી...' વ્યાખ્યાન પૂરું થતાં પ્રો. કલેઇને પોતાના કોટ ઉપર હાથ લૂછી લીધા, પ્રસૂતિગૃહમાં પ્રવેશ કર્યો, અને તે જ હાથે સ્ત્રીઓની પરીક્ષા કરવી શરૂ કરી.

તે જમાનામાં પ્રસૂતિનો તાવ ઘણો જ પ્રચલિત હતો અને પ્રસૂતિગૃહમાં દાખલ થયેલી ત્રણ સ્ત્રીઓમાંથી મોટે ભાગે બે જ ઘેર જવા પામતી!

'આટલાં બધાં મૃત્યુ!' ઇગ્નાઝનું મન હચમચી ગયું. આનું કારણ શું? પ્રસૂતિગૃહમાં આવતાં તો સ્ત્રીઓ આવતી, પણ એક પછી એક મોત થતાં જોઈ, ગભરાઈ જઈ ઘેર પાછી જવા દેવા દાક્તરને આજીજી કરતી...

ડૉ. ઇગ્નાઝથી આ સહેવાતું ન હતું. આખરે આ તાવનું કાંઈ કારણ તો હશે ને? આટલી બધી સ્ત્રીઓ મરી જાય

અને આમ હાથ જોડી બેસી રહેવાય જ કેમ ?

તેણે શિક્ષકોને પૂછ્યું—તેઓએ ડોકાં જ ધૂણાવ્યાં...

'ડૉ. ઇગ્નાઝ, સ્ત્રીઓ મરે છે, તેનું તે કાંઈ કારણ હોય ? મરે છે, બીજું વળી શું ? પુસ્તકોમાં ક્યાંય એનું કારણ નથી આપ્યું એટલે એનું કારણ જ નહિ હોય...'

ડૉ. ઇગ્નાઝ ધૂંધવાયો; ડૉ. કલેઈન પાસે દોડયો. તેની પાસેથી તો અણધાર્યો જ જવાબ મળ્યો :

'ડૉ. ઇગ્નાઝ, આવી નજીવી અને નકામી બાબતો માટે મારું માથું ન પકવો, તમે મારો સમય બરબાદ કરો છો...'

ડૉ. ઇગ્નાઝ સતત આના જ વિચારો કરતો રહ્યો. ખાવાપીવાનું ઠેકાણું નહીં, રાતદિવસ પણ ન જુએ. તેમના એક શિક્ષક ડૉ. કોલચેરકા, જેઓ શરીરશાસ્ત્ર શીખવતા હતા, તેમની મદદથી તેમણે પ્રસૂતિના તાવથી મરેલી સ્ત્રીઓનાં મૃતશરીર ચીરી અભ્યાસ શરૂ કર્યો, પણ તેમાંથી કાંઈ નવું જ્ઞાન મળતું ન હતું.

ધીમેધીમે મૃત્યુના આંકડા એકઠા કરવા માંડ્યા. ક્યા મહિનામાં કેટલાં મર્યાં વગેરે.

આમાંથી કાંઈક પ્રકાશ પડ્યો. પ્રસૂતિગૃહના બે વિભાગ હતા. બન્ને વિભાગના વડા હતા ડૉ કલેઈન. ખોરાક સરખો હતો, મકાન સરખાં, સારવાર પણ સરખી, પણ મૃત્યુનો આંક જુઓ, તો પહેલા વિભાગમાં પ્રસૂતિના તાવથી ઘણાં જ મૃત્યુ થતાં હતાં, જ્યારે એના પ્રમાણમાં બીજા વિભાગમાં ઘણાં જ ઓછાં હતાં. કારણ ?

ડૉ. ઇગ્નાઝનું મન કારણ શોધવા મથી રહ્યું, પણ કેમે કર્યું કાંઈ ધ્યાનમાં જ ન આવે. ડૉ. કલેઈનને ઇગ્નાઝની કામગીરીની ખબર પડતાં જ તેને બોલાવી ખૂબ જ ધમકાવ્યોઃ

"ડૉ. ઇગ્નાઝ, પોતાને સોંપેલું કામ કરીને સંતોષ માનવો એ જ સલાહકારક છે." તેમના અવાજમાં ચેતવણીનો સૂર હતો. "તમે ઘણો જ ભયંકર માર્ગ લીધો છે. આપણા પૂર્વજોને જેનું કારણ જડયું નથી, તે ખોળવા નીકળનાર તમે કોણ ?"

પરંતુ ઇગ્નાઝ તો એના સંશોધનમાં મગ્ન જ રહ્યો.

ઇગ્નાઝ ડૉ. કલેઈનની આંખમાં કણો બની ગયો. એક તો હંગેરિયન, ઑસ્ટ્રિયામાં રહે, ઑસ્ટ્રિયન શિક્ષકોના હાથ નીચે ભણે અને ઉપરથી તેમની ઉપેક્ષા કરી, સામે થઈને સંશોધન કરે, એ તો કેમ ખમાય ?

*

રજા ગાળી, બુડાપેસ્ટથી પાછા ફરેલા ઇગ્નાઝને સમાચાર મળ્યા : ડૉ. કોલેરકાનું અવસાન થયું. ઇગ્નાઝનું મન આ વાત માનવાને ઇન્કાર કરતું હતું. પ્રો. કોલેરકા તેના ઉત્તમ મિત્ર હતા. વિગતે ખબર જાણ્યા : મડદું ચીરીને વિદ્યાર્થીઓને પાઠ શીખવતાં અચાનક જ તેમની આંગળીમાં છરી વાગી ગઈ હતી; પણ તેમણે ગણકાર્યા વગર કામ ચાલુ રાખ્યું. પછી તો તાવ ચઢ્યો અને અઠવાડિયામાં ગુજરી ગયા.

ડૉ. ઇગ્નાઝે પ્રોફેસર કોલેરકાના મૃતશરીરનું પોસ્ટમોરટમ કર્યું. શરીરમા થયેલા ફેરફારો જોતાં જ ઇગ્નાઝના મનમાં શંકા ઉત્પન્ન થઈ. આવા ફેરફારો તેણે બીજી કોઈક જગ્યાએ પણ જોયા હતા. જાણે એ રોગનું ચિત્ર જ તેના મનમાં ઊપસી રહ્યું હતું. આ ચિત્ર તેણે વખતો વખત જોયું હતું; પણ ક્યા ? એકદમ ઇગ્નાઝને યાદ આવ્યું કે, આ તો તેણે પ્રસૂતિ તાવથી મરેલી સ્ત્રીઓના મડદામાં જોએલું તે જ ચિત્ર છે; બરાબર તે જ ફેરફારો છે. તેના મનમાં તાર સંધાવા લાગ્યો.

"માર્કો, તે વખતે પ્રોફેસર કેવું મડદું ચીરતા હતા ?"

"પ્રસૂતિના તાવથી મરેલી સ્ત્રીનું, કેમ ?"

"એમ જ." ઇગ્નાઝના મગજમાંથી કેટલાયે વિચારો એક સામટા પસાર થઈ ગયા...' પ્રોફેસરને પણ એ જ તાવ હતો...તાવ તેમની આગળીના ઘામાં પ્રવેશ પામેલ મડદાનાં કણથી થયો હશે...સ્ત્રીઓને પણ એજ રીતે તાવ લાગુ પડતો હોવો જઈએ...'

હા...પ્રસૂતિના તાવથી મરેલી સ્ત્રીનું મડદું ચીરી ડૉકટરો, વિદ્યાર્થીઓ હાથ ધોયા વગર જ બીજી સુવાવડી સ્ત્રીઓની પરીક્ષા કરવા મંડી પડતા...પહેલા વિભાગમાં જ્યાં વિદ્યાર્થીઓ આ રીતે આવતા, ત્યાં તાવ અને મૃત્યુ વધારે પ્રમાણમાં હતાં...બીજા વિભાગમાં જ્યાં વિદ્યાર્થી નહોતા જતા, ત્યાં તાવ અને મૃત્યુ બન્ને ઓછાં હતાં !

તો તો ઉપાય પણ ઘણો જ સહેલો છેઃ પરીક્ષા કરતાં પહેલાં હાથ ધોઈ નાખો, મડદાના કણો કાઢી નાખવા. બસ આટલો જ સારો ઉપાય...કેટલી જીંદગીઓ બચશે ? ડૉ. ઇગ્નાઝની ખુશીનો પાર ન હતો.

તેણે પોતાના વૉર્ડમાં આ પ્રમાણે નવો અમલ કરી શરૂ કીધો અને હાથ ધોવા માટે સાબુ પાણીની વ્યવસ્થા કરી, દરેકને હાથ ધોવાની ફરજ પાડી. વિદ્યાર્થીઓને આ નવો કાનૂન ગમતો ન હતો, પણ છૂટકો ન હતો.

મૃત્યુ આંક ૩૩%થી ઘટીને ૧૮% પર નીચે આવ્યો. ઇગ્નાઝનું મન આનંદથી નાચી ઊઠ્યું.

તેણે આગળ વધી પાણીને બદલે લાઇકર ક્લોરીન વાપરવો શરૂ કર્યો—અને ?

મૃત્યુ આંક ઘટવા લાગ્યો, ૧૨ ટકા....અરે, બે જ મહિનામાં તો ૩ ટકા થઈ ગયો !

પણ આ બાબત તરફ કોઈએ ધ્યાન ન આપ્યું. વિદ્યાર્થીઓએ, ઊલટા, તેમની સ્વતંત્રતા ઉપર મર્યાદા લાદવામાં આવી છે, એવું લાગતાં ડૉ. ક્લેઈનને ફરિયાદ કરી. ડૉ. ક્લેઈનને પણ આ ખૂંચતું જ હતું. તે તો એમ જ માનતો કે, આ બણગક હંગેરિયન આંકડા જોડે જ કાંઈક ગરબડ કરી રહ્યો છે.

પણ હવે તો—મૃત્યુ આંક ૧ ટકો...૦.૮ ટકા...થયો હતો !

(અને આ પણ ગંદી હોસ્પિટલમાં, અને આજની સગવડો વગર જ !—પેનિસીલીન અને સલ્ફા તો શોધાયાં જ ક્યાં હતાં ? છતાં !) ડૉ. ક્લેઈન હજી પણ માનતો ન હતો. તે તો ગુસ્સામાં હતો. છેવટે બીજા પ્રોફેસરોએ એકઠા થઈ ઇગ્નાઝના કામનો રિપોર્ટ 'વિયેના જર્નલ ઓફ મેડીસીન'-માં છપાવ્યો.

પણ જૂનવાણી યુરોપીય ડૉક્ટરોના પ્રત્યાઘાતો વાંચી ઇગ્નાઝ સડક થઈ ગયો.

'હોય જ નહીં, આ માણસ ગાંડો લાગે છે... '

'હાથ ધોવાથી, તે મૃત્યુ ઓછાં થતાં હશે ? ઉલ્લુ બનાવતો લાગે છે... '

ઇગ્નાઝે હિંમત ન ખોઈ. તેણે દરેકને આંકડા સાથે વિગતવાર માહિતી મોકલી. પણ કોઈ એ જવાબ ન આપ્યો. ઇગ્નાઝ હતાશ થયો, પણ હજી હિંમત ન ખોઈ. તેણે પ્રયાસો ચાલુ જ રાખ્યા. પહેલાં વિદ્યાર્થીઓને સમજાવવા પ્રયત્ન કર્યો :

'હું તમને બહુ ક્રૂર લાગતો હોઈશ, પણ આમાં મારો કાંઈ જ સ્વાર્થ નથી, આપણે જીવન સાથે રમી રહ્યા છીએ. હાથ ધોવાથી તમારું અપમાન થતું હોય તોય, તેનાથી કોઈનો જીવ નહીં જાય, પણ તમારા ગંદા હાથથી તો હજારો મરી જશે ! '

ડૉ. ક્લેઈન હવે બહુ જ ગુસ્સે થયો હતો. ઇગ્નાઝ હદ બહાર જાય છે, એમ [illegible] હતું. આવે વખતે ઇગ્નાઝની નોકરીનો સમય પૂરો થયો હતો. અને તેની મુદત વધારવાની અરજી ડૉ. ક્લેઈને નકારી કાઢી વેર વાળ્યું...

હૉસ્પિટલ છોડનાં વિદ્યાર્થીઓએ તેની કઠોર ઠેકડી ઉડાવી:

"ડૉ. ઇગ્નાઝ, આ સાબુ પાણી પણ સાથે લેતા જાવ," એકે કહ્યું.

"હાથ ધોવડાવવા નીકળી પડ્યા'તા મોટા !" બીજાએ સાથ આપ્યો.

૩

વિયેના છોડી ઇગ્નાઝ હંગેરીમાં-બુડાપેસ્ટ ખાતેના પેસ્થ વિશ્વવિદ્યાલયના સુવાવડ ખાતામાં જોડાયો ને ત્યાં કામગીરી શરૂ કરી. અહીં વિયેના જેવી જ દશા હતી, પણ ઇગ્નાઝના હાથ નીચે મૃત્યુ આંક ઓછો થતાં થતાં ૦.૧ ટકાથી પણ નીચે આવવા લાગ્યો...

કદાચ હવે દુનિયા માનશે, એ વિચારે તેણે ફરી પ્રયત્ન કર્યો; જર્નલમાં આંકડા ફરી છપાવ્યા. આ વખતે પણ દુનિયાના પ્રતિષ્ઠિત ડૉક્ટરોએ તેને ધુત્કારી જ કાઢ્યો—

'હાથ ધોવાથી ડૉ. સેમેલવેઈસે મરણ ઓછાં કર્યાં હશે, પણ અમે એમાં કાંઈ તથ્ય જોતા નથી...'

આમ દુનિયાએ ફરી તેના પરિશ્રમને અવગણ્યો.

સંશોધનનાં પરિણામો તેણે ફરીફરી છપાવ્યાં; અને વ્યક્તિગત રીતે યુરોપના મહાન તબીબોને આ બાબત સમજાવતા પત્રો પણ લખ્યા. અરે, આ બાબતનું પુસ્તક લખીને પણ બહાર પાડ્યું. પણ પરિણામ...કંઈ જ નહીં ! આની અસર હવે ઇગ્નાઝ પર થવા માંડી; તેની ધીરજનો અંત આવ્યો.

ધીરે ધીરે ઇગ્નાઝનું મગજ તંગ બની ગયું.

એક દિવસ દિવાનખાનામાં પ્રવેશતાં અચાનક તેના કાને શબ્દો પડ્યા :

'મારીઆ, સેમેલવેઈસને વિયેના માનસિક ચિકિત્સાલય-માં લઈ જવો પડશે.' માર્કો ઇગ્નાઝની પત્ની મારીઆને સમજાવી રહ્યો હતો. ઇગ્નાઝને આઘાત લાગ્યો. તેનું મન ગભરાવા લાગ્યું : 'હું ? ગાંડો ?... ગાંડો ? '

ઇગ્નાઝે નક્કી કર્યું કે, આ ગાંડી દુનિયા મને ગાંડો નહીં

દરાવી શકે સવારના વહેલા ઊઠી સેમેલવેઈસ કોલેજમાં ગયા અને સીધા ડીસેક્શન હૉલ (વાઢકાપરૂમ)માં પ્રવેશ્યા. વિદ્યાર્થીઓ સફાળા આઘા ખસી ગયા. ઈગ્નાઝ ટેબલ તરફ દોડ્યા, પોતાની આંગળી પર કાપ મૂક્યો, એ હાથ સડેલા મડદામાં નાખ્યો, ને શાંતિથી ઘર તરફ પાછા વળ્યા. ઘર પાછા આવતાં તેમના ચહેરા ઉપર સંતોષ અને શાંતિનાં ચિહ્નો હતાં.

## વિયેના માનસચિકિત્સાલય — ઑસ્ટ્રિયા :

ઇગ્નાઝ સેમેલવેઈસનો હાથ સડી રહ્યો હતો. એમના શરીરમાં રોગ ઝડપથી પ્રસરી રહ્યો હતો. બીજે દિવસે તબિયત એકદમ ખરાબ થઈ ગઈ. તેઓ છેલ્લા શ્વાસ લેતા હતા. ને થોડા વખતમાં તેઓ મૃત્યુ પામ્યા.

ડૉ. સેમેલવેઈસના મૃતશરીરનું પોસ્ટમોર્ટમ કરવામાં આવ્યું અને મોતનું કારણ મળ્યું–'પ્રસૂતિનો તાવ'. 'જે રોગને અટકાવવા પાછળ તેમણે આખી જિંદગી ગાળી,–તે જ રોગથી તેઓ મરણ પામ્યા હતા! કેવી ક્રૂરતા!'

સેમેલવેઈસ મરણ પામ્યા, તેની મૃત્યુનોંધ છાપાંઓમાં એક ખૂણે છપાઈ. દુનિયાને ખબર પણ ન પડી, અને પડી હોત તો પણ શું? યુરોપના જૂનવાણી તબીબો નિરાંતનો શ્વાસ લઈ કહેત:

"બલા ટળી!"

સેમેલવેઈસ ભુલાઈ ગયો... તેનું કાર્ય પણ ભુલાઈ ગયું. મૃત્યુઆંક ફરી વધવા લાગ્યો. તેના સિદ્ધાંતની અવગણના ઘણાં વર્ષો ચાલુ રહી. પણ જૂના માણસોની જગ્યાએ નવા આવ્યા, નવલોહિયા તબીબોનું સેમેલવેઈસની સિદ્ધિ તરફ ધ્યાન ખેંચાયું, અને તેની અપૂર્વ મહત્તા સમજાઈ.

અંતે ૧૮૯૦માં તેમનું આ નવું જ્ઞાન પ્રચાર પામ્યું. ૧૮૯૧માં સેમેલવેઈસ હંગેરીના મહાન સપૂત તરીકે બિરદાવાયા. ઑસ્ટ્રિયા, જર્મનીના વિરોધ છતાં પણ તેમનું મૃત શરીર વિયેનાથી ખસેડી બુડાપેસ્ટમાં લાવવામાં આવ્યું.

૧૯૦૬માં બુડાપેસ્ટમાં ઇગ્નાઝ સેમેલવેઈસનું સ્મારક ઊભું કરવામાં આવ્યું. ઑસ્ટ્રિયનો પણ હવે તેમને પોતાના દેશના નાગરિક તરીકે જાહેર કરવામાં ગૌરવ લેતા થઈ ગયા.

મરણપથારીએ પડેલા ઇગ્નાઝના શબ્દો હતા:

"ભૂતકાળમાં મને નિષ્ફળતા અને નિરાશા જ સાંપડ્યાં છે, પણ મારી અત્યારની માન્યતા પ્રમાણે ભવિષ્યમાં, હું જોઈ શકું છું કે, જગતના કોઈ પણ પ્રસૂતિગૃહમાં કે બહાર એક પણ સ્ત્રી પ્રસૂતિના તાવથી નહીં મરે..."

—ઇગ્નાઝ ફિલિપ્સ સેમેલવેઈસ

અને હકીકતે, આજના જમાનામાં કોઈ પણ સુધરેલા દેશમાં, પ્રસૂતિ-તાવથી નીપજતાં મોતનું પ્રમાણ નહિવત્ જણાશે...

સેમેલવેઈસના સિદ્ધાંતની અસર તમામ શસ્ત્રક્રિયા ઉપર પડી છે. શસ્ત્રક્રિયાના મહાન પિતા લૉર્ડ લિસ્ટરના શબ્દો (આ લેખના આરંભમાં આપેલ) એની સાક્ષી રૂપ છે.

---

## વણજોઈ વાટ

મુંને વાટ મળી વણજોઈ
હવે સાદ ન દેજો કોઈ.
ખોયું ખોયું શું મનડું મારું,
આપણું લાગે સાવ અકારું,
કામ–નકામનું ભાન ભૂલી મેં,
પંડની સુધિ ખોઈ—મુંને૦
ઊગી ઊગી આશની મેડી,
નજરું ખૂંદે ધૂંધળી કેડી,
રોતી રે અંધાર ઝરૂખે,
રાતના કાજળ ધોઈ—મુંને૦
સૂની સૂની સીમને આરે,
ઊગલાળા આછા અણસારે,
આમનસામન આંખડી માંડી,
આંખડી રે'શું પ્રોઈ—મુંને૦

—અનવર આગેવાન

સાહિત્ય

# વ્યુત્પત્તિનો વિનોદ

—ભોગીલાલ જ. સાંડેસરા

વ્યુત્પત્તિ'નો શબ્દાર્થ થાય છે 'ઉત્પત્તિ', 'પેદા થવું તે'. શબ્દો તેમના જૂના રૂપમાંથી અત્યારના રૂપે કેવી રીતે ઊતરી આવ્યા, એને પણ 'વ્યુત્પત્તિ' કહે છે અને એ પ્રકારની શોધ કરનારું શાસ્ત્ર 'વ્યુત્પત્તિશાસ્ત્ર' કહેવાય છે. કોઈ પણ વિષયની નિપુણતા કે જ્ઞાનને પણ 'વ્યુત્પત્તિ' કહેવામાં આવે છે, અને તેથી કોઈ વિષયના તજ્જ્ઞ માટે 'વ્યુત્પન્ન વિદ્વાન' એવો પ્રયોગ થાય છે.

અહીં આપણે 'શબ્દનાં મૂળની શોધ' જેને અંગ્રેજીમાં 'ઇટિમોલોજી' કહે છે એ સુપ્રચલિત અર્થમાં 'વ્યુત્પત્તિ'નો વિચાર કરીશું. આ વાર્તાલાપનું શીર્ષક 'વ્યુત્પત્તિનો વિનોદ' એવું રાખવામાં આવ્યું છે. 'વિનોદ'નો અર્થ થાય છે 'ગમ્મત'. પણ એવી ગમ્મત કે જેથી સમય સારી રીતે પસાર થાય. 'વિનોદ'ને બરાબર મળતો શબ્દ અંગ્રેજીમાં છે 'પેસ્ટાઇમ'( pastime). એટલે સામાન્ય રીતે રસ પડે એવાં થોડાંક ઉદાહરણોને આધારે જ આ વિષય આપણે જોઈશું.

શબ્દ સાથે સર્વદા અર્થ તો જોડાયેલો હોય છે; અને વ્યુત્પત્તિ શબ્દોનાં ઉત્તરોત્તર જૂનાં રૂપ અને તેનાં યે મૂળ શોધે છે. આથી વ્યુત્પત્તિવિચાર સાથે શબ્દોનો અર્થવિચાર પણ કરવો પડે છે. શબ્દોના રૂપમાં ફેર પડે છે, તેમ એમના અર્થમાં પણ કંઈક ફેર પડતો હોય છે, અને એની પાછળ ભૌતિક જીવનનાં કે પ્રજામાનસનાં પરિવર્તનો અથવા કેવળ માનસિક સાહચર્ય જેવાં બળો કામ કરી રહેલાં હોય છે.

આ દૃષ્ટિએ, બે પ્રચલિત શબ્દો 'સાવજ' અને 'મૃગ' આપણે લઈએ. 'સાવજ' શબ્દનો અર્થ અર્વાચીન ગુજરાતીમાં 'સિંહ' અને 'વાઘ' થાય છે. એ શબ્દ સંસ્કૃત શ્વાપદ ઉપરથી પ્રાકૃત સાવય દ્વારા વ્યુત્પન્ન થયેલો છે. સંસ્કૃતમાં શ્વાપદ શબ્દ 'હિંસકપશુ' એવા અર્થમાં છે, પણ પ્રાકૃતમાં 'વનપશુ' એવા સામાન્ય અર્થમાંયે તેનો પ્રયોગ છે. જૂની ગુજરાતીમાં 'સાવજ' શબ્દનો 'વનપશુ' અર્થ તો છે જ, પણ કુતૂહલજનક હકીકત એ છે કે 'સાવજ' શબ્દનો અર્થ ત્યાં 'પંખી' પણ થાય છે! નરસિંહ મહેતાના પેલા જાણીતા પ્રભાતિયામાંની પંક્તિઓ ઉદાહરણ તરીકે જુઓ કે :

"સાવજ શબ્દ કરે અતિસુન્દર, દીપક તેજ તો ક્ષીણ થાએ, કંઠેથી કુસુમનો હાર કરમાઈ ઓ, બાહેર રાગ પંચમ ગાએ."

વળી કોમળતા વ્યક્ત કરવા માટે 'સાવજ'નું 'સાવજું' કરવામાં આવ્યું છે, એ પણ ધ્યાન ખેંચે છે. પ્રેમાનંદના 'નળાખ્યાન'માં દમયંતી સોનાના હંસને જુએ છે, એ પ્રસંગનું વર્ણન કરતાં કવિ કહે છે:

"હરિવદનીએ હંસ દીઠો બેઠો ચંપક ઓડઃ ,
આ શું સુનાનું સાવજું, મને ઝાલવાનું કોડ."

આ પ્રમાણે 'વનપશુ' અને 'પંખી' એવા અર્થો સાથે 'સાવજ' શબ્દ 'હિંસક પશુ' એવા અર્થમાં પણ પ્રયોજાતો, અને તે જ અર્થ આજ સુધી ચાલુ છે.

'સાવજ' સાથે બરાબર સરખાવી શકાય એવો શબ્દ 'મૃગ' છે. એનો સંસ્કૃતમા મૂળ અર્થ થાય છે, કોઈ પણ 'પશુ.' 'સિંહ' માટે મૃગેન્દ્ર, મૃગપતિ કે મૃગાધિપ અને 'શિકાર' માટે મૃગયા જેવા શબ્દોમાં એ જ અર્થ જળવાઈ રહેલો છે. પ્રાણિશાસ્ત્ર (ઝૂઓલોજી)ને લગતા એક સંસ્કૃત ગ્રન્થનું નામ છે **મૃગપક્ષિશાસ્ત્રમ્**, એમાં પણ મૃગનો એ અર્થ છે. 'સાવજ'નો અર્થ જૂની ગુજરાતીમાં 'પંખી' થયો, તેમ ઇરાની ભાષાઓમાં, સંસ્કૃત મૃગને મળતા

પ્રાચીન ઇરાની શબ્દ ઉપરથી વ્યુત્પન્ન થયેલા 'મુર્ધ' શબ્દનો અર્થ 'પંખી' થાય છે. તે ઉપરથી અર્થસંકોચ થતાં ગુજરાતી શબ્દો 'મુરઘો–મુરઘી, મરઘો–મરઘી' વ્યુત્પન્ન થયા, અને સંસ્કૃત મૃગનયનાનું મારવાડી અને ગુજરાતી લોકગીતોમાં 'મરઘાનેણી' બની જાય છે, તે પણ મૃગ શબ્દના ઇતિહાસને આકસ્મિક રીતે તાજો કરી દે છે.

ફારસીમાંથી ગુજરાતીમાં અને ભારતની બીજી અનેક ભાષાઓમાં લેવાયેલા 'બુત' શબ્દનો ઇતિહાસ ઘણો રસપ્રદ છે, કેમ કે મૂળે તો એ શબ્દ ફારસીએ સંસ્કૃત પાસેથી ઉછીનો લીધેલો છે. ફારસી 'બુત' એટલે કે 'મૂર્તિ'નું મૂળ સંસ્કૃત 'બુદ્ધ' શબ્દમાં છે. બૌદ્ધ ધર્મનો–ખાસ કરીને તેની મહાયાન શાખાનો પ્રચાર ભારતની બહાર અનેક દેશોમાં થયો હતો, જેમાં ઈરાન અને અફઘાનિસ્તાનનો પણ સમાવેશ થાય છે.

આરબોએ જ્યારે ઇરાન ઉપર વિજય કર્યો, ત્યારે ત્યાંનાં મન્દિરોમાં તેમણે મોટે ભાગે બુદ્ધની મૂર્તિઓ જોઈ, કેમ કે મહાયાનમાં બુદ્ધની મૂર્તિની પૂજા થતી. પરિણામે સંસ્કૃત 'બુદ્ધ'નું 'બુત' એવું અપભ્રષ્ટ રૂપ ફારસીમાં 'મૂર્તિ'ના સામાન્ય અર્થમાં પ્રચારમાં આવ્યું. 'બુતપરસ્ત' એટલે 'મૂર્તિપૂજક', 'બુતખાના' એટલે 'મન્દિર.' આ 'બુત'ની સાથે એનો પૂર્વજ 'બુદ્ધ' શબ્દ એના મૂળ અર્થમાં વપરાતો ચાલુ રહ્યો છે.

બીજો એક તદ્દન સાધારણ શબ્દ લઈએ. 'ભાત' એટલે 'ચોખા.' એ શબ્દ સંસ્કૃત भक्त ઉપરથી પ્રાકૃત भत्त દ્વારા આવ્યો છે. સંસ્કૃતમાં 'બાફેલા ચોખા અને 'રાંધેલો ખોરાક' એમ બન્ને અર્થો એના થાય છે. જોકે 'બાફેલા ચોખા' અથવા 'ચોખા' એ એનો અર્થ વધારે પુરાણો હોવો જોઈએ. ગુજરાતીમાં 'ખેતરમાં ભાત આપવા જવું' એમાં 'ભાત'નો અર્થ 'ખોરાક' એવો સામાન્ય છે. પણ ખાસ નોંધપાત્ર એ છે કે, ખેડૂતના 'ભાત'માં ચોખા ભાગ્યે જ હોય છે. 'ભતવારી' એટલે भक्त અથવા 'ભાત' લઈ જનારી. મુસાફરીમાં લઈ જવાનો ખોરાક તે 'ભાતું.' એમાં પણ ભાત એટલે કે ચોખા હોય જ એવું નથી. જૈન સાધુઓની પરિભાષામાં भक्तपान 'ભાતપાણી'નો અર્થ આહારપાણી અથવા ખાનપાન એવો સામાન્ય થાય છે. જે પ્રજામાં મુખ્ય ખોરાક ચોખાનો હશે, એની પાસેથી આ શબ્દ, ઘઉં અથવા બાજરી મુખ્યત્વે ખાનાર પ્રજા પાસે આવ્યો હશે, એવું અનુમાન આ ઉપરથી કરી શકાય. બંગાળીમાં 'ધાન' શબ્દ માત્ર 'ડાંગર' માટે વપરાય છે, તે આ દૃષ્ટિએ સરખાવવા જેવું છે.

શબ્દો દેશ–પરદેશના પ્રવાસો ખેડે છે અને વાગ્-વ્યાપારના ક્ષેત્રમાં પણ આંતરરાષ્ટ્રીય વિનિમય અવિરત ચાલ્યા કરે છે. 'દામ' અથવા 'દમડી' શબ્દ ગ્રીક 'દ્રખ્મ' (Drachme) ઉપરથી વ્યુત્પન્ન થયેલા છે. સંસ્કૃત 'द्रम्म' અને ફારસી 'દિરહમ' પણ એમાંથી આવ્યા છે. એ જ રીતે સિક્કાવાચક બીજો એક જાણીતો સંસ્કૃત શબ્દ दीनार જે ફારસીમાં પણ વપરાય છે, તે લૅટિન 'દિનારિયસ' (Denarius) ઉપરથી આવ્યો છે. સંસ્કૃત सुरुङ्गा જે ઉપરથી અર્વાચીન ભારતીય ભાષાઓમાં 'સુરંગ' અને અંગ્રેજીમાં Syringe શબ્દ વ્યુત્પન્ન થયો છે, એ પણ ગ્રીક મૂળનો છે. આ બધાનું કારણ ગ્રીકો અને રોમનો સાથેના ઐતિહાસિક સંપર્કમાં રહેલું છે. જ્યોતિષની સંસ્કૃત પરિભાષાના કેટલા યે શબ્દો ગ્રીક પારિભાષિક શબ્દો ઉપરથી તૈયાર થયેલા છે, કેમ કે ગ્રીક જ્યોતિષની અસરો આપણે ઝીલી હતી, અને 'બૃહત્સંહિતા'ના કર્તા વરાહમિહિરે એ વિષયમાં યવનો અથવા ગ્રીકોની નિપુણતાની પ્રશંસા કરેલી છે.

જૂના સમયથી આરબો અને ઈરાનીઓ પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો વેપાર તથા સાંસ્કૃતિક સંપર્ક જાળવી રાખવામાં ઘણે અંશે કારણભુત હતા. આથી સંખ્યાબંધ ભારતીય શબ્દો ફારસી અને અરબીમાં પ્રવેશ્યા છે અને ત્યાંથી યુરોપમાં ગયા છે. સંસ્કૃત चन्दन શબ્દ ફારસીમાં 'સંદલ' થઈ ને અંગ્રેજીમાં Sandal રૂપે સ્થાન પામ્યો છે. અંગ્રેજી Pepper, સં. पिप्पली ઉપરથી, Ginger, સં. शृङ्गवेर ઉપરથી અને Orange, સં. नारङ्ग ઉપરથી છે. સં. शर्करा, પ્રા. सक्करा, ફારસીમાં 'શકર' થઈ ને અંગ્રેજીમાં Sugar બન્યો છે. ભારતની આમલી અંગ્રેજીમાં Tamarind બની, એનો પણ એક રસિક ઇતિહાસ છે.

આરબ વેપારીઓ ભારતની બીજી વસ્તુઓ સાથે આંબલી પણ યુરોપ લઈ જતા. ખજૂર સાથેના આંબલીના દેખાવના સામ્યને કારણે એમણે એને 'તમર અલ હિંદ' અથવા હિંદની ખજૂર કહી, અને તેમાંથી 'ટૅમેરિન્ડ' થયું. સંસ્કૃત खण्ड એટલે 'સાકર,' એ ઉપરથી ફારસીમાં 'કંદ' શબ્દ થયો. 'ગુલકંદ'માં 'ગુલ' ફારસી છે, પણ 'કંદ' આ રીતે સંસ્કૃતમાંથી આવેલ છે. મીઠાઈ બનાવનાર

માટે સંસ્કૃતમાં કાન્દવિક અને પ્રાકૃતમાં કંદવિઅ શબ્દો છે અને ગુજરાતીમાં વળી ' કંદોઈ ' છે, એ બતાવે છે કે, મૂળ આ ભારતીય શબ્દ તેના ધરાની સ્વરૂપે પાછો આપણી વચ્ચે આવી ગયો હતો.

આ તો રીતસરની વ્યુત્પત્તિ અને તેનાં સહચારી અર્થ-પરિવર્તનોની વાત આપણે કરી. પણ શબ્દોનાં મૂળ સમજાવવાની એક સહેલી અને વિનોદી રીતનો અહીં ઉલ્લેખ કરીએ. એને અંગ્રેજીમાં Folk-etymology અથવા Popular etymology કહેવામાં આવે છે, જેનો ગુજરાતી પર્યાય ' લૌકિક વ્યુત્પત્તિ ' એવો આપી શકાય. એમાં શબ્દના મૂળના અજ્ઞાનને કારણે ખોટી વ્યુત્પત્તિ આપીને, એક પ્રકારનું સમાધાન કરવાનો પ્રયાસ થાય છે.' પણ ઐતિહાસિક ક્રમ કે શાસ્ત્રીયતાનો અભાવ હોઈ એ વ્યુત્પત્તિ જ નથી, પણ એનો આભાસ માત્ર છે. જૂના ગ્રન્થોમાં પણ આવી સમજૂતીઓ છે; જેમ કે-બ્રાહ્મણ શબ્દનું પ્રાકૃત રૂપ માહણ છે; તો સમજૂતી આપી કે ' જે હણતો નથી–હિંસા કરતો નથી ' તે માહણ. વળી ગુજરાતી શબ્દોની સમજૂતી અપાય છે કે—જે ટપ દઈ કાગળ આલી જાય તે ટપાલી; જેનું પા એટલે કે પાતળું પડ હોય તે પાપડ; નાક-કટ એટલે જે નાક કપાવે, તે ઉપરથી વ્યત્યયથી નાટક. અથવા જે ટકતું નથી તે નાટક; ખળની હદ તે ખાંદ; મા જેવી તે માશી; સૌને પ્યારી તે સોપારી, ઇત્યાદિ.

લૌકિક વ્યુત્પત્તિ તરીકે ઓળખાતી આ સમજૂતીઓ શબ્દોનું મૂળ સમજાવવાના કૃત્રિમ પ્રયાસો છે અને શાસ્ત્રીય વ્યુત્પત્તિના ક્ષેત્રમાં એને સ્થાન નથી.

( આકાશવાણીના સૌજન્યથી )

---

[ પાન ૭૨થી ચાલુ ]

૧. સોવિયેત અર્થતંત્રના હલ્લા સામે આપણું સાચું રક્ષણ આબાદ અને સુવ્યવસ્થિત વિશ્વ-અર્થરચના જ છે, એ વાતનો આપણે સ્વીકાર કરવો રહ્યો. મુક્ત વ્યાપાર, વધુ પરદેશી મૂડી રોકાણ, અને વર્તમાન આંતરરાષ્ટ્રીય આર્થિક સંસ્થાઓ માટે સ્થાયી ટેકો અનિવાર્ય છે. પરંતુ એના પાયા પર આપણે નવી રચના કરવી જરૂરી છે. પશ્ચિમી યુરોપ અને જપાનની સતત એકસચેંજની કટોકટી હળવી કરી આપવી જરૂરી છે; અને બિન-ઔદ્યોગિક દેશો માટે આપણે તેમના વિકાસનો કાર્યક્રમ આગળ ધપાવવો જોઈએ; તથા તેઓ ખાંડ, કોકો, તાંબુ, અને રબ્બર જે ઉત્પાદન કરે છે, તેની કિંમતના દરોમાં જે નુકસાનદાયી ઉછાળા આવે છે, તેને કાબૂમાં રાખવા માટે ય પ્રયાસો કરવા જરૂરી છે.

૨. એ વાતનો સ્વીકાર કરવો જોઈએ કે, સોવિયેતના આર્થિક–હલ્લાની સામેનો મોરચો સજ્જ કરવાની જવાબદારી સરકારની છે.

૩. કોંગ્રેસે મદદ, વેપાર અને આર્થિક–યુદ્ધની સમસ્યાઓ અંગે કાર્યકારી મંડળીને વધુ સ્વતંત્રતા અને હક્કો આપવા જરૂરી છે.

૪. કાર્યકારી મંડળીએ સૌથી પ્રથમ પગલું એનાં આર્થિક તંત્રોને એક છત્ર નીચે લાવવાનું ભરવું જોઈએ.

૫. કેવળ પ્રણાલિકાગત આર્થિક સમસ્યાઓ અને ઉકેલોથી આગળ વધી, તરેહતરેહના ઉપાયો વિચારવા પડશે.

૬. વધુ તાજગીભર્યા વિચારો અને માણસોને ઉત્તેજન આપવું જોઈશે.

૭. છેવટે, આપણા આર્થિક તંત્રની સામે નવી પેશ રજૂ કરી, તેને પહોંચી વળવા મથવું પડશે.

# નફરત

—સૌ. લીલા. ટી. ધારપુરે

પેલી તારી બોલતી આંખો. આછી લીલી. ભલે તેને કોઈ કાફર કહે. પણ તે બોલતી આંખો જાણે કહેતી હતી. મૂક ઓર્ડર દેતી હતી. મારા કર્તવ્યની મને યાદ આપતી હતી: " કહે, કહેને ઈલા કે શું થયું હતું ..તે ..કેમ બોલતી નથી ? મૂક કેમ છે ! શા માટે મને માર ખવડાવે છે ? " જાણે તારી આંખોથી તું મારી સાથે લડતો હતો : ને હું પ આંખોથી તને કહેતી... ' શું કરું અલ્તાબ ? હું બધી જ વાત જાણું છું. પણ...પણ જો આ મારા પપ્પા ખુરસીમાં બેઠા છે ને તેમની આગળ મારાથી કંઈ જ બોલાતું નથી. તે કહે તે જ ખરું. .ભલે તું ગમે તેટલો સાચદિલ હો. એમાં હું શું કરું ? ડોળાથી ઘુરકીયાં શેનો કરે છે ? મને ઠપકો શેનો આપે છે ? જોતો નથી મારી અવસ્થા....બીકણ બિલાડી જેવી—ને તારા આ કાકાયે કેવા છે ?...નામ તો છે પઠાણ...પણ પહાડ જેવા લાગતા યે નથી કે નથી તેમનામાં જોર. સાચી બીના શી હતી તે તું જ કહે તારા કાકાને. પોતાને પઠાણ કહેવડાવે છે ને તેમનામાં હિંમત તો નથી. તો મારામાં ક્યાંથી હોય મારા પપ્પા આગળ બોલવાની ? ના રે ભાઈ, એક હરફ પણ મારા મોંમાંથી નહિ નીકળે. તારા કાકાએ પૂછવું જોઈએ કે...અલ્તાબ શું વાત બની છે ?...નથી કોઈ કંઈ પૂછતું કારણનું ને અલ્તાબને–તેને બસ વઢયે જ જાય છે... " આવું જ કંઈક મારી નજર કહેતી હતી. આ બધા ગુંચવાડાનાં ગુંચળાં મારી આંખોએ અલ્તાબની આંખો તરફ ફેંક્યાં ને પછી તેની લડતી આંખોને જોઈ ને મારી આંખોને પ ઝનૂન ચઢયું. ને લડતાં...કહેવા લાગી ..ને તેની સાથે તે આંખોનું તેજ વધું ઓછું થતું હતું.... " એય અલ્તાબ, તું આમ મને બોલાવતું કહે છે...ત્યારે તું જ કેમ નથી બોલતો ? આમ બાઘા જેવો શું ઊભો છે ? કહી દેને બધી વાત. ભલે તેઓ ન પૂછે. કહી દે, ઝટ કહી દે, તને નહિ તો આ લોકો વઢ્યા જ કરશે. તને વઢે છે તેથી મારાથી રહેવાતું ય નથી ને સહેવાતું ય નથી. અરે કહેને...આમ કેમ ઊભો છે ? ને મારી સામે શું તાકી રહ્યો છે ? હું કંઈ જ કહેવાની નથી...જા— મારાથી નહિ કહેવાય. તું...જલદી કહે...."...પણ...નહિ. તેણે કશું જ કહ્યું નહિ. તે મૂંગો મૂંગો જ મારા પપ્પા સામે ઊભો હતો. ને તેના કાકા તેને ખૂબ વઢતા હતા. " खबरदार ! कभी ऐसा फिर किया तो.. हड्डीयाँ नरम कर डालुगा... "

" ડાહ્યો છોકરો ને આમ તારાથી થાય ? " પપ્પા બોલ્યા.

હમણાં તો બાપુજી જરા નરમાશથી બોલતા હતા. પણ હજી ગઈ કાલે જ બિચારા અલ્તાબને ગાલપર તમાચો ચોઢી કાઢ્યા હતો. તે યાદ આવ્યાથી જ કે શું અલ્તાબ હમણાં લમણે હાથ ફેરવતો હતો તેથી મને તો તે તમાચો ને બાપુજીની રાતી રાતી આંખો યાદ આવ્યાં. ...હું તેની આંખોનું કહ્યું માનતી ન હતી. મારી આંખોએ પણ તેને જવાબ આપી દીધો હતો. હવે અલ્તાબ નીચે જોઈ રહ્યો હતો. ચહેરો ઉદાસ થઈ ગયો હતો. તેના પર એક જાતની ચીઢ વ્યાપી ગઈ હતી. મોટેરાંના બોલ સાંભળી, કશું બોલ્યા વગર કે ડોક હલાવ્યા વગર અક્કડ રહીને જ તે ફર્યો... તેણે પીઠ ફેરવી. ને ચાલવા માંડયું. હું તેની પીઠને જોઈ રહી. અલ્તાબ પીઠ ફર્યો : અમારી મૈત્રીએ પણ જાણે પીઠ ફેરવી હતી તે મેં ત્યારે જાણ્યું નહિ. પણ તેની પીઠ જોઈ મન પર ઘેરી નિરાશા ફરી વળી.

*

હું ને જીતુ સરખે સરખાં. અલ્તાબ વડીલ માણસની જેમ અમને ડાહી ડાહી વાતો કરતો. ને બડાશ પણ હાંકતો. તે અમને બેને જીવડાં સમાન લેખતો.

જીતુને ત્યાં રમવાની મઝા આવતી. કોઈ ચીજ અમને જોઈતી હોય તો તાડ જેવો અલ્તાબ અમને તે ઉતારી આપતો. પારોની ખજુરીએથી ખજુર પણ પાડી આપતો. હમણાં તે સાઈકલ શીખ્યો હતો ને રોજ તે મને તે પર બેસાડવાનું કહેતો. હું બીકણુ ના જ કહ્યા કરતી. તે જીતુને સાઈકલ પર બેસાડીને આમતેમ ફેરવવા લાગ્યો. જીતુ હસાહસ કરતી ઊતરી ને મારો હાથ ખેંચી સાઈકલ પર બેસવાનું કહેવા લાગી. મેં ના પાડી. પણ અલ્તાબે કહ્યું, "ધીમે ચલાવીશ" એટલે હું સાઈકલ પર બેઠી તો ખરી ...પણ..." ઓ બાપ રે પડી જવાશે...અં...અં...કહી મેં તો રડવા માંડ્યું. અલ્તાબે બીને મને નીચે ઉતારી...પણ કોણ જાણે તેને મને સાઈકલ પર બેસાડવી જ હતી... જાણે સાઈકલ-નો આનંદ લૂંટ્યા વગર હું રહી જવાની હતી. તેણે કહ્યું, "ચાલ ત્યારે જીતુની સાથે તને બેસાડું ?" જીતુની સાથે ! હા...શ સંગાથ હોય તો દુઃખ વેઠતાં અઘરું ન લાગે તે નિયમને આધારે કે કેમ પણ હું જીતુ સાથે સાઈકલની સહેલનું દુઃખ માણવા તૈયાર થઈ. મેં ને જીતુએ ચણીયાનો કચ્છ માર્યો. ને સાઈકલની દાંડી પર અમને બન્નેને અલ્તાબે બેસાર્યાં....

સાઈકલ થોડી ચલાવી ત્યાં તો હું બૂમો પાડી ઊઠીઃ "ઉતારી દે, ઉતારી દે. અલ્તાબ, નથી બેસવું."

"હવે નથી પડવાની," અલ્તાબે કહ્યું.

વળી જીતુએ મને ઉત્સાહ આપવા ઉમેર્યું–"ઇલા, જોને કેવી મઝા આવે છે! જો પેલી મોટર પાછળ આવે, ને આપણી સાઈકલ આગળ છે." ...આ સાંભળી મેં વાંકી વળીને પાછળ જોયું. મોટર ઘણી નજદિક આવતી લાગી. જાણે અમારી સાઈકલ પર તે ધસી આવતી હતી. ને હું વધારે ગભરાઈ..."એ પડી...ઊતરવું છે" કહી હું છેક જ વાંકી વળી પડતું મૂકવાની તૈયારીમાં હતી. ને એક બાજુ... મારા ભારથી જ સાઈકલ નમી પડી. અને હું પડવાની તૈયારીમાં હતી ત્યારે મારા પર કોઈક ભાર પણ ખેંચાઈ આવતો હોય તેવું મને લાગ્યું. ને પળમાં તો હું રસ્તા પર પડી...મારા પર સાઈકલ ને બાજુ પર જીતુ પડી. અલ્તાબે એકદમ ઊભા થઈ સાઈકલ ઊંચકી. તેને બહુ જ ખરાબ લાગ્યું. મારી જ ભૂલને લીધે આ બનવા પામ્યું હતું એમ તેનું મુખ કહેતું હતું. તે કહેતો હતો, "ચાલો બધાં ઘેર. ચાચી દવા લગાડશે."...પણ હવે મારું ઘર દૂર ન હતું. તેનું ઘર દૂર હતું. મને સાઈકલ પર ફેરવી મારું ઘર બતાવવા માગતો હતો. સરર કરતાં ઘર પરથી દેડ્યા જવાનું હતું ! પણ અલ્તાબની ઉમેદ પૂરી ન થઈ. મેં ચાચી પાસે જવાની ના કહી. અલ્તાબ હાથમાં સાઈકલ લઈ ચાલ્યો....જાણે નિરાશા ચાલી રહી હતી.

હું ઊભી થઈ ત્યારે મેં જોયું કે મારો ડાબો હાથ કોણીથી પંજા સુધી લોહીલુહાણ થઈ ગયો હતો. તે લાલ લાલ પંજાથી કોણી સુધી નીકળતું લોહી જોઈ હું બીધી. ને ઘર તરફ દોડી...ઘરમાં ગઈ. બા ચા પીતાં હતાં. અત્યાર સુધી હું રડી ન હતી. પણ બાએ મારો હાથ જોતાં કહ્યું, "ઓ છોકરા, આ કયાં વગાડ્યું ?" એટલે બાના ખોળામાં હું બેસી પડી. હાથની સામે જોઈ જોઈ ને ઘાંટો કાઢી રડવા મંડી...

મારા બાપુજીએ ને અલ્તાબના ચાચાએ ન કહેવાનું તેને કહ્યું ને તેને ખૂબ વઢ્યા...પછી કોઈ દિવસ અલ્તાબ અમારી સાથે રમ્યો નહિ. હસ્યો નહિ. વાત સરખીય ન કરી...

પહેલાં તો તે કોઈ દિવસ ખીજાતો નહિ. પણ હવે તો, જીતુ ને હું રમતાં તો તે પુસ્તકમાંથી માથું ઊંચું કરી બરાડતો, "એય જીતુડી અમને ગરબડ થાય છે. લેસન નથી થતું." ને આ શબ્દો સાંભળી મને થતું જાણે કહી દઉં... "પહેલાં તો તું અમને રમતાં જોતો કે પુસ્તક મૂકી અમારી પાસે આવતો ને કંઈ કંઈ બડાઈ હાંકવા મંડી પડતો. તે તારું લેસન પડતું મૂકી, અમને લેસન કરવામાં તું મદદ કરતો. ને પછી પેલી ખજુરી પરથી ખજુર પાડી આપતો." ...પણ મેં કંઈ જ કહ્યું નહિ. તેની નજરમાંથી વરસતી મૂંઝવણ હું જોઈ શકી. મને પણ લાગ્યું કે મારે હવે અહીં ન આવવું ..તેથી અલ્તાબને જાણે કંઈનું કંઈ થતું હોય તેમ લાગ્યું. મને કંઈ જ સમજ ન પડી. ને મેં કહી નાખ્યું..." લે જીતુ, હું ઘેર જઉં છું."

"નહિ બે, ચાલને ચાચી પાસે જઈને રમીએ." જીતુ બોલી.

"ના. નથી રમવું..." ચીડાઈ ને મેં કહ્યું...

"તુંયે આવું કરશે ? અલ્તાબભાઈ હવે એવું જ કરે છે...બધા સાથે ઘરમાં ઝઘડે છે આપણી સાથે રમવાના નથી. તું રમશે ને ?..." જીતુ બોલી...

"હવે હુંય રમવા નહિ આવું." મેં કહ્યું ને ચાલવા માંડ્યું...અલ્તાબ જોરમાં દાદર ચઢતો સંભળાયો.

# ડૉલરનો પરાજય !

## [ વાલ્ડેમર એ..નીએલ્સનના લેખનો સંક્ષેપ ]

" રશિયાનો આર્થિક હલ્લો તેના ફોજી હલ્લા
કરતાં પ વધુ ભયંકર નીવડે તો નવાઈ નહિ "

* આ રીતે લેખનો આરંભ કરી લેખક 'Why we are losing The Ruble-war' નામના તેમના લેખમાં ( અમરિકી માસિક Harper, સપ્ટેમ્બર, ૧૯૫૯ ) રશિયા અને અમેરિકાની પરદેશ નીતિ તથા તેની સાથે સંકળાયેલી આર્થિક-નીતિનો ચોટદાર ખ્યાલ રજૂ કરે છે

* અલબત્ત લેખકનો મુખ્ય અને સ્પષ્ટ હેતુ, રશિયા તેની આર્થિક નીતિ દ્વારા 'સ્વતંત્ર વિશ્વ' ઉપર પોતાનો પંજો કેવી રીતે પાથરી રહેલ છે, એ બતાવી, પોતાની અમેરિકી રાજ્ય સત્તાને તેની સામે સાબદા થવાની અને પ્રવૃત્ત બનવાની ચીમકી આપવાનો છે.

* સૌ એના આ મુખ્ય હેતુ સાથે સંમત ન થઈ શકે તો ય, એક અમરિકી નિષ્ણાત દ્વારા, રશિયા અને અમરિકી વિદેશ નીતિની ઝાંખી તો આપણને વિશ્વ-અર્થનીતિ સમજવામાં સહાયરૂપ થશે જ....

રશિયાના 'આર્થિક હલ્લાનાં' થોડાંક દૃષ્ટાંતો—

૧. ૧૯૫૮ના પહેલા ૩ માસમાં ચીની-સોવિયેત બ્લૉકે પ્રથમ વાર અમેરિકા કરતાં વધુ સ્ટીલ પેદા કર્યું.

૨. ઉરુગ્વેની મુખ્ય નિકાસ ઊન, જેની સૌથી વધુ ખરીદી આજ લગી બ્રિટન કરતું હતું; તેનું સ્થાન હવે રશિયાએ ૧૯૫૮થી લઈ લીધું છે.

૩. સોવિયેતે ભારતમાં ૧૦ લાખ-ટનની શક્તિવાળું સ્ટીલનું કારખાનું ( ભિલાઈ ) બાંધ્યું છે, તે હવે પૂરું થવામાં છે. ત્યાં કામ કરી રહેલા રશિયન એંજિનિયરો પ્રથમ કક્ષાના છે; અને કારખાના માટેનો-સરસામાન પણ ઉત્તમ કક્ષાનો વાપર્યો છે.

૪. ૧૯૫૮ના માર્ચ મહિનામાં, રશિયાના ઊંચી જાતના એલ્યુમિનિયમના મોટા જથ્થાના વેચાણે કેનેડાની જંગી ઉત્પાદક કું. એલ્યુમિનિયમ લિ.ને બ્રિટનમાં દર રતલે બે સેંટની કિંમત ઘટાડી દેવાની ફરજ પાડી અને અમેરિકન કંપનીઓએ એમનો દાખલો લઈ 'પરદેશી ભરાવા' સામે રક્ષણની માંગ ઉઠાવી.

૫. વાર્ષિક ૬૦ કરોડ ડૉલરની રાષ્ટ્રીય આવકવાળું અફઘાનિસ્તાન આશરે ૧૫ કરોડ જેટલી રકમનું રશિયાનું દેવાદાર છે.

૬. ૧૯૫૮ના જુલાઈમાં સોવિયેત સરકારે આરજેન્ટિનાને તેનો તેલ-વિકાસ કરવા માટે, અદલાબદલાના ધોરણે, ૧૦ કરોડ ડૉલરનાં સાધનો આપ્યાં હતાં.

૭. ચેકોસ્લોવાકીઆએ ૭૦૦ કિલોવૉટની શક્તિવાળું રેડિયો-ટ્રાન્સમીટર ઇજિપ્તમાં નાખી આપ્યું છે. મધ્યપૂર્વના તમામ દેશોમાં આ સૌથી વધુ શક્તિશાળી ગણાય છે.

આ અને આવી તો અનેક ચીજ ગણાવી શકાય એમ છે. અને જ્યારે આપણે આ બધી હકીકતોને તેના પૂરા પ્રકાશમાં વ્યવસ્થિત સ્વરૂપે જોઈએ છીએ, ત્યારે આપણને રશિયા દુનિયાનું આધિપત્ય કરવાના પ્રયાસમાં, એક આર્થિક પ્રબળ સત્તારૂપે કેવું આગળ વધી રહ્યું છે, તેનો ખ્યાલ આવે છે.

વરસો લગી તેની પ્રજા પાસે બળજબરીથી ઉત્પાદન કરાવ્યા પછી, અને ભારે મૂડી રોકાણ કર્યા પછી, તથા સાધારણ નાગરિકને માથે જીવન ઉપયોગની ચીજ વસ્તુમાં ક્રૂર તંગીનાં વરસો લાદ્યા પછી, હવે જાણે રશિયનો માટે બદલાનો સમય આવી પૂગ્યો છે. દુનિયા છક થઈ જાય એવી ગતિએ એમની આર્થિક પ્રગતિ કૂદકે ને ભૂસકે થઈ રહી છે. હવે એટલું ઉત્પાદન થઈ રહ્યું છે કે જંગી શસ્ત્રોની હરીફાઈને તે ટકાવી શકે, સોવિયેત પ્રજાને જરાક વધુ સારું જીવનધોરણ આપી શકે, અને તેમના તાબાનાં પૂર્વ યુરોપીય રાષ્ટ્રોને દોહી લેવાનું ઓછું કરી શકે; ઉપરાંત

ખાસ તો, દુનિયાના બજારમાં પોતાને અનુકૂળ મોટી એવી રમત રમી શકે.

ક્રુશ્ચોવે કહેલું કાંઈ ખોટું નથીઃ '૧૯૬૨ સુધીમાં તો અમે અમેરિકાને પાછળ નાખી દઈશું'...અમે આ બાબત અવિશ્રાંત મથી રહ્યા છીએ; અને એ દ્વારા અમે અમારી પદ્ધતિની શ્રેષ્ઠતા સાબિત કરી શકીશું.'

થોડાંક વર્ષો પૂર્વે, ક્રુશ્ચોવના આવા દાવા સામે અમેરિકાએ માત્ર હસી નાખ્યું હોત. પરંતુ હવે નિર્દોષતાનો પૂર્વ-સ્પુતનિક-યુગ આથમી ગયો છે... આજે ICBM અને થર્મોન્યુક્લર બોમ્બનો ભય ઓછો થયો છે, એ જરૂર લાભ જ થયો ગણાય. પરંતુ હવે જે લાંબી અને વ્યાપક આર્થિક લડાઈ શરૂ થઈ છે, તે ઓછી અકળાવનારી નથી. ભલે બોમ્બ કરતાં એની ગતિ ધીમી હોય, પરંતુ વધારે ખતરનાક છે; અને એના પરિણામે રાષ્ટ્રોની સ્વતંત્ર ઉપર જે ભય તોળાવાનો છે, તે જરાય ઓછો નથી. આ ભય તોળાયે બે વરસ વીતી ગયા છતાં, હજુય અમેરિકાએ આ ક્ષેત્રે ભાગ્યે જ કાંઈ પગલાં ભર્યાંનું કહી શકાય એમ છે.

## સાહુ વેપારી બને છે

૧૯૩૦-૪૦ દરમ્યાનનાં થોડાંક શરૂનાં વરસ બાદ કરતાં, સોવિયેત રશિયા તેનાં ૪૦ વર્ષ દરમ્યાન લગભગ સાધુની દશામાં જીવ્યું છે—દુનિયાના વેપારસંબંધોથી સાવ અલિપ્ત. છેક હમણાં સુધી તેની પાસે ટીંબર (લાકડું) અને ફર સિવાય ભાગ્યે જ કશું બીજા દેશને આપવા જેવું હતું.

૧૯૫૩માં સ્તાલિનના મૃત્યુ બાદ, રશિયાએ એની અલિપ્તતા ફગાવી દીધી. અને વરસો સુધી જે ઉદ્યોગવાદને પંથે તેણે પ્રગતિ કરી હતી, તેના સ્વાભાવિક પરિણામ રૂપે તેણે કાચા માલ માટે વેપારસંબંધો શરૂ કરી દીધા. આમાં તેણે કેવળ આર્થિક લાભ જોયો એવું નથી; બીજાં રાષ્ટ્રો ઉપર રાજકીય પ્રભુત્વ પ્રાપ્ત કરવાનોય એ માર્ગ ખરો.

ત્યાર પછી તો રશિયાએ દુનિયાભરનાં બજારોના માર્ગ ખૂંદ્યા છે; દુનિયાભરનાં પ્રદર્શનોમાં પોતાનો માલ રજૂ કરી લોકોને આંજ્યાં છે; અને દુનિયાભરમાં પોતાના પ્રતિનિધિઓ પાઠવ્યા છે. પરિણામે તેમનો વેપાર, ભલે હજી પશ્ચિમી દેશોની સરખામણીમાં નાનો કહેવાય તોય, સારી ઝડપે વધી રહ્યો છે. અને ૧૯૫૪થી તો તેણે પછાત ગણાતાં ૧૪ રાષ્ટ્રો સાથે મદદના કરારો કર્યા છે. કોઈને માલ તથા 'સરવિસિઝ' માટે બે અબજ ડોલરનું ધીરાણ કર્યું છે; તો કોઈ દેશને ખાંડ અને જોડાનાં કારખાનાં માટે, તો કોઈને નહેરકામ અંગે મોટી રકમો ધીરી છે.

## રશિયાની ધિરાણ પદ્ધતિ

આમ તો, અમેરિકાય મોટી રકમોનાં ધીરાણ કરે છે; પરંતુ રશિયાની પદ્ધતિ એનાથી ઘણી બધી જુદી છે.

**પ્રથમ** તો, તેણે પોતાની સરહદની આજુબાજુના પ્રદેશોને પસંદગી આપી છે. અને તટસ્થતાનું વલણ ધરાવનારા યુગોસ્લાવીઆ, ભારત, અફગાનિસ્તાન, ઇજિપ્ત, સિરિયા અને ઇન્ડોનેશિયાને કુલ ધીરાણ રકમના ૯૫% આપવામાં આવ્યા છે. ઉપરાંત, **પશ્ચિમના** ત્રણ સાથીદારો-ઈરાન, ટર્કી અને આઈસલેન્ડને લલચાવવા પ્રયાસો કર્યા છે; અને હવે એ સૌએ એની મદદનો સ્વીકાર પણ કર્યો છે.

**બીજું**—એમણે બહુ આકર્ષક શરતોય આપી છે—ઓછા વ્યાજે (એકંદરે ૨½% વ્યાજે-જે વર્લ્ડબેન્ક અને અમેરિકી એક્સપોર્ટ-ઇમ્પોર્ટ બેન્કના દરથી ઓછો દર છે) લાંબાં વરસો માટેની રકમો; ઘણીવાર તો તે તે દેશનાં નાણાંમાં અથવા તે દેશમાં પેદા થતા માલમાં પાછી ભરપાઈ થઈ શકે તે પ્રકારની.

**ત્રીજું**—તેઓ બરાબર સમય પકડે છે. જ્યારે બ્રહ્મદેશમાં ચોખાના બજારની કટોકટી જાગી, ત્યારે જ રશિયાએ આગળ આવી પ્રચંડ વિનિમય (બાર્ટર-અદલાબદલાની) શરતો ધરી; ઇજિપ્તમાંય જ્યારે રૂના ભરાવાની કટોકટી ઊભી થઈ, ત્યારે તેનો ભાર હળવો કરી આપ્યો. બ્રિટને માછલીની ખરીદી એકદમ કાપી નાખ્યા પછી, આઈસલેન્ડમાં કટોકટી દેખાઈ, કે તરત રશિયા મોટા ખરીદનાર તરીકે રાતોરાત બહાર પડ્યું. ઇન્ડોનેશિયામાં આર્થિક અને રાજકીય ઊંડી અવ્યવસ્થા ઊભી થતાં રશિયાએ ૧૦ કરોડ ડોલરનો હાથ લંબાવ્યો.

## અમેરિકાની પદ્ધતિ

રશિયા અંગેના એક નિષ્ણાત મેસેચ્યુસેટ્સ ઇન્સ્ટીટ્યુટ ઓફ ટેક્નોલોજીના ડો. મેક્સ મિલિકન આ બાબત વધુ પ્રકાશ પાડતાં લખે છે:

ઇન્ડોનેશિયા જેવા સ્થળે, આપણે (અમેરિકાએ) તેમને ન ખપતા લશ્કરી જોડાણની સાથે આપણી મદદને જોડી દેવા પ્રયાસ કર્યો હતો; ત્યારે રશિયાએ ભારપૂર્વક જણાવ્યું હતું કે, એમના કાર્યક્રમને લશ્કરી કરારોની સાથે કશી નિસ્બત ન હતી. બ્રહ્મદેશમાં, જ્યાં પશ્ચિમી દેશોએ ખાનગી માલિકી જળવાઈ રહેવાની અને અમુક સગવડોની શરતે મદદ આપવાનું જણાવ્યું હતું. ત્યાં રશિયાએ બ્રહ્મદેશના સમાજવાદી આદર્શ પ્રત્યે તેમની સહાનુભૂતિ ભારપૂર્વક પ્રગટ કરી હતી વળી, ઇજિપ્ત જેવા જે દેશો આપણી પાસેથી શસ્ત્રો મેળવવા શક્તિમાન ન બન્યા, તેમને રશિયાએ શસ્ત્રો અને ફોજી સરંજામની ઓફર કરી. અને જે દેશો પાસે ખેતીનું બચત-ઉત્પાદન હતું, જેઓ અમેરિકા નાખેતી-સાધનો પોતાના દેશમાં ઠલવાતાં હોવાની ફરિયાદો કરતા હતા, તેવા દેશો સાથે રશિયાએ લાંબી મુદતના ખરીદ-કરારો, એમને અનુકૂળ શરતોએ કર્યા. ત્યારે વળી, ભારતમાં એમણે જોયું કે, પશ્ચિમી દેશોએ જે વ્યાજના દર જણાવ્યા હતા, અ શરતો આપી હતી, તેનાથી સ્થાનિક સરકારો ચિંતાતુર હતી, ત્યાં તેમણે ઓછા દરે અને વધુ અનુકૂળ શરતોએ ધીરાણ કર્યું. દરેક સ્થળે તેમણે ટેકનિકલ સહાય, એંજિનિયરિંગ સલાહ અને ઔદ્યોગિક તાલીમ આપી અને નવી સ્વાધીનતા પ્રાપ્ત કરેલાં રાષ્ટ્રોની પ્રતિષ્ઠા અને સન્માનની ભાવના સચવાય તે રીતે, દરેક સ્થળે તેમણે વાટાઘાટો કરવા તથા શુભેચ્છક મંડળોમાં પોતાના ઉત્તમ જાણીતા અમલદારોને મોકલ્યા.

### પહેલો દાવ

આ પ્રકારના આર્થિક હથિયાર દ્વારા તેઓ તે દેશની રાજકીય શુભેચ્છા પ્રાપ્ત કરી શકે છે; અને તેમની ભૂગર્ભ પ્રવૃત્તિ માટે રસ્તો ઊઘડી જાય છે. રાજકીય વાતાવરણ તેમની વિરુદ્ધ ગરમ હોય તો ઠંડું પાડી શકે છે (દા. ત. ટર્કી), અને બીજાની વિરુદ્ધ ન હોય ત્યાં પેટાવી પણ શકે છે. (દા. ત. સિરિયા).

અલબત્ત, કેવળ આર્થિક પગલાં કાંઈ નિર્ણાયક નથી. પણ ફોજી ધમકી, પ્રચાર, અને ચાણક્ય-વ્યૂહના સંગાથમાં તેઓ જરૂર ઘણું કરી શકે છે. દુનિયાના ઠગબંધ ભૂખ્યા અને વિક્ષુબ્ધ રાષ્ટ્રોમાંથી કોઈ ને કોઈ તો, કાં તો 'એકસચેંજ'-ની કટોકટી, કાં તો 'બળવો,' કાં તો પ્રધાનમંડળનું પતન, અથવા ફુગાવાનું ફાટી નીકળવું, અથવા પડોશી સાથે સરહદ-સંઘર્ષની કટોકટીમાં હોવાનું જ. આવે વખતે પહેલો દાવ જીતી જવા માટે ટૅંકની જરૂર પડતી નથી: આવે વખતે પ્રધાનમંડળમાં એકાદ સભ્ય હોવો, ચૂંટણીમાં મનથી જીતી જવું, અથવા પશ્ચિમ તરફી સલાહકારને ધકેલી દેવો-એકાદ નાનું પગલું પૂરતું છે. આમ ઘણા દાવ થતાં છેવટની જીત થઈ જ સમજો.

આજ પૂર્વે 'હુમલો' એક નિશ્ચિત કાર્ય ગણાતું. હવે તો એ સતત ચાલતી પ્રક્રિયા બની ગઈ છે. એ એવી તો અદશ્ય રીતે કામ કરે છે કે એની સામે પ્રતિબંધક પગલું પણ ભરી ન શકાય!

સોવિયેતની ફોજી, ટેકનિકલ, અને આર્થિક શક્તિનો જે વિકાસ થયો છે, તેના પ્રકાશમાં આ નવી શોધ ઉમેરાતાં રશિયન વ્યૂહ ગજબનાક અસરકારક બની જાય છે!

### રશિયા-અમેરિકાનો આર્થિક વિકાસ

રશિયાનો આર્થિક વિકાસ, છેલ્લાં કેટલાંક વરસો થયાં દર વરસે ૬% વધતો ચાલ્યો છે. ઔદ્યોગિક ઉત્પાદનમાં વાર્ષિક ૧૦% વધારો થયો છે; ત્યારે અમેરિકામાં ૩થી૪ ટકાનો જ વધારો થયો છે. અને સોવિયેતમાં હજી વધવાની જે શક્યતાઓ વરતાઈ રહી છે તે ઘણી તેજસ્વી છે; કેમકે દર વરસે તે ઉત્પાદક ઉદ્યોગમાં જે વાર્ષિક રોકાણ કરે છે. તેના કુલ ઉત્પાદનના ૨૫% હોય છે-ત્યારે અમેરિકામાં ૧૭ ટકા.

એક દરે એમ કહી શકાય કે ઉપર વર્ણવ્યા તેવા, આર્થિક વ્યૂહમાં રશિયા હજી ઘણી વધારે શક્તિ ધરાવે છે.

દક્ષિણ અમેરિકાના એક મુખ્ય દેશે એવો અભિપ્રાય જાહેર કર્યો છે કે, પંદર વર્ષમાં રશિયાના ઉત્પાદન માટેનું બજાર આજે અમેરિકાનું છે તેવડું જંગી થઈ જશે.

રશિયાનાં જેટ-પ્લેન તેમની ઝડપ અને કાબેલિયત માટે મશહૂર બન્યાં છે. જો રશિયા અનુકૂળ ધીરાણ ઉપર, સસ્તા દરે એ વિમાનો આપવા માંડે, તો અમેરિકન અને બ્રિટિશ એરક્રાફ્ટના ઉદ્યોગોને જબરો ફટકો લગાવી જાય એમ છે. અથવા તો, ધૂંવાંફૂંવાં બનેલી ફ્રેન્ચ સરકારને સોનાની મોટી લોન આપે, તો તે ફ્રેન્ચ રાજકારણ અને ફ્રાન્સ-જર્મન સંબંધો ઉપર ઘણું વજન નાખી શકે.

એ વાત સૌએ સ્વીકારવી પડશે કે, હજી અમેરિકાનું કુલ ઉત્પાદન રશિયા કરતાં અઢીગણું વધારે છે. પરંતુ ગાળો બહુ ઝડપથી પુરાઈ રહ્યો છે. વળી મહત્વની વાત એ પણ છે કે, અમેરિકાના ઉત્પાદનમાં મોટો ભાગ મોજશોખ વગેરેનો છે. ત્યારે રશિયા ફતવાના જોરે ઠંડા યુદ્ધ માટે જરૂરી ઉત્પાદન ઉપર જ કેંદ્રિત થઈ શકે છે.

## અમેરિકી ધિરાણ

અમેરિકા આશરે પાંચ અબજ ડૉલર દર વરસે પરદેશોને આપે છે. આમ છતાં, આપણી પાસે તટસ્થ અને અલ્પ-વિકસિત દેશોને મદદ કરનારી નીતિ નથી, જે રશિયાનું મુખ્ય લક્ષ છે. વિશ્વયુદ્ધના અંતથી માંડી આજસુધી અમેરિકાએ ૭૦ અબજ ડૉલરની લોનો આપી છે, તેમાંથી માત્ર ⅙ અલ્પવિકસિત દેશોને ગઈ છે. તેમાંય, મોટા ભાગની રકમ કુલ ૨૦ કરોડની વસ્તીવાળા ફોરમોસા, ગ્રીસ, ઈન્ડોચીન, દક્ષિણ કોરીઆ, પાકિસ્તાન, ફિલિપિન્સ અને ટર્કી—આ સાત દેશોના ફોજી તંત્રને મદદ કરવામાં જ વપરાઈ હતી. ત્યારે, બાકીના અલ્પવિકસિત દેશો, જેમની વસ્તી ૧ અબજ જેટલી થાય છે. તેમને દર વરસે માત્ર ૦॥ અબજથીય ઓછા ડૉલર મળ્યા છે. આમ, આપણી સોવિયેત સંઘ સામેની આર્થિક-વ્યૂહ ક્ષેત્રની હરીફાઈ કાંઈ ગણનાપાત્ર નથી.

રશિયાનો હેતુ અલબત્ત આર્થિક વ્યૂહ દ્વારા રાજકીય ગાબડાં પાડવાનો છે. અને એ સરતી રીતે ફળી શકે એવો ય છે. દુનિયામાં એવાં કેટલાંય નાનાં અને અસ્થિર રાષ્ટ્રો છે, કે જેને સધ્ધર સ્થિર કરવા ૧૦ કરોડ ડૉલર અને ૨૦ વર્ષથી વધુ જોઈએ. પરંતુ ખરે ટાણે ૫૦ લાખ ડૉલર જ વપરાય તોય ધાર્યું ગાબડું પાડી શકાય.

આમ, મૉસ્કો યુક્તિપૂર્વક અને હેતુપૂર્વક વિશ્વવ્યાપારની રંગભૂમિ ઉપર યથેચ્છ વિહરી રહ્યું છે, ત્યારે, અમેરિકા તો જાણે, ફરડિનાન્ડની માફક ફૂલો સુંઘવામાં જ મશગુલ છે!

## અમારકી આત્મતુષ્ટિ!

વળી, આપણે ત્યાં ઘણી વાર એવાય પ્રયાસો થતા જોવામાં આવે છે, એવી રીતે આંકડા સાથે રમત રમવામાં આવે છે કે, જાણે અમેરિકામાં જે આર્થિક-મંદી (recession) પ્રવર્તવા લાગી છે. તે છે જ નહિ; તથા બીજી બાજુ, જાણે સોવિયેત અર્થતંત્ર ખરેખર તૂટી પડવાની જ અણી પર છે; અને જાણે આપણા વિજ્ઞાનીઓ જગતના શ્રેષ્ઠ વિજ્ઞાનીઓ છે, અને આપણે બધી રીતે જાણે હેમખેમ છીએ, કશી ચિંતાનું કારણ નથી.

અથવા તો આપણે ત્યાં એવાય છે કે જેઓ એવું માને છે કે, તમામ કમ્યુનિસ્ટ દેશો સાથેના વેપારસંબંધો સમૂળા બંધ કરી દઈને સોવિયેત અર્થતંત્રને ગુંગળાવી શકાશે, અને પશ્ચિમી યુરોપ, દક્ષિણ અમેરિકા અને તટસ્થ રાષ્ટ્રો અમેરિકાના રાજદંડને અનુસરવા માંડશે.

ત્રીજોય એક એવો અભિપ્રાય પ્રવર્તે છે, જે ઘણો જ ચેપી છે. પ્રથમ તો, તેઓ પોતાની નાની નાની વાતોની મોટી મોટી બડાશો મારે છે. અને સાચી પરિસ્થિતિ અંગે ભાગેડુ વૃત્તિ જ ધારણ કરે છે.

પરંતુ કટુ સત્ય એ છે કે, રશિયાની સરખામણીમાં અમારકી કામગીરી વખાણ કરવા જેવી નથી. આપણે આપણી ગતિ-પ્રગતિ રશિયાના વધતા જતા ગજથી માપવાની જરૂર છે.

## ધ્યેય વિસરાઈ ગયું!

આર્થિક-સહાયની જ વાત ફરી વિચારીએ. દશ વર્ષ પૂર્વે અમેરિકાએ 'માર્શલ પ્લાન' રૂપે જગતની મોટામાં મોટી યુદ્ધોત્તર પરદેશનીતિનો આરંભ કર્યો હતો. એથી અમેરિકાની કીર્તિમાં ઘણો વધારો થયો હતો. પરંતુ એ યોજનાના ઘડનારા હાલ અદશ્ય જેવા બની ગયા છે; અને એ યોજના પાછળ ફેંકાઈ ગઈ છે; કારણ કે એ વખતનું ધ્યેય વિસરાઈ ગયું છે. તે વખતે સમજણ એ હતી કે, અમેરિકાની આર્થિક નીતિ અને સલામતી વચ્ચે અતૂટ સંબંધ છે; જેટલો સંબંધ ફોજી તૈયારી અને સલામતી વચ્ચે હોય છે, તેટલો જ. અને બિલકુલ આત્મતુષ્ટિની વૃત્તિ છોડી દઈ, જે એ ધાણીઓ દેખાઈ રહી છે, તે જોઈ લેવાની અને ફોજી રક્ષા ઉપરાંત આર્થિક રક્ષાના દિશામાં ય દષ્ટિ દોડાવવાની જરૂર ઊભી થઈ છે.

## પાયાની સાત વાતો

આને માટે આપણે પાયાની સાત વાતો અમલમાં મૂકવાની જરૂર છે:

[પાન ૬૬ પર]

# દશમો ગ્રહ-લ્યુનિક

## : દુનિયાને દિંગ કરનાર અવકાશ વિજય

—મધુકર શાહ

૧૯૫૮ના ડિસેમ્બરના અંત સાથે આંતરરાષ્ટ્રીય ભૂ-ભૌતિક વર્ષ (આ. ભૂ. વ.) પૂરું થયું. તે દરમિયાન (દુનિયાની બે મહાસત્તાઓ—રશિયા અને અમેરિકા—એ માનવસર્જિત બાલચંદ્રો પૃથ્વીની આજુબાજુ ફરતા મૂકી દીધા અને અવકાશ સર કરવાની હરીફાઈ શરૂ થઈ) ૪ ઑક્ટોબર, ૧૯૫૭ના રોજ રશિયાએ ૧૮૪ રતલનો ગોળો, પૃથ્વીનો સૌથી પ્રથમ કૃત્રિમ બાલચંદ્ર-સ્પુટ્નિક નં. ૧ અવકાશમાં ફંગોળ્યો. તે સાથે અવકાશયુગનાં મંડાણ થયાં, અને બાલચંદ્રની પરંપરા ચાલી. ૩ નવેંબર ૧૯૫૭ના રોજ રશિયાએ ૭૦૦૦ રતલ વજનનો લાયકા-કૂતરીવાળો સ્પુટ્નિક નં. ૨ છોડ્યો.

ત્યાર પછી અમેરિકાએ ૩૧ જાન્યુઆરી ૧૯૫૮ના રોજ ૩૦.૮ રતલ વજનનો એક્સ્પ્લોરર નં. ૧, ૧૭ માર્ચ ૧૯૫૮ના રોજ ૩⅕ રતલ વજનનો વેનગાર્ડ નં. ૧, ૨૬ માર્ચ ૧૯૫૮ના રોજ ૩૧ રતલ વજનનો એક્સ્પ્લોરર નં. ૩ (એક્સ્પ્લોરર નં. ૨ સંપૂર્ણ નિષ્ફળ ગયેલો) એમ ત્રણ બાલચંદ્રો અવકાશમાં છોડ્યા.

તે પછી રશિયાએ ફરી વળી બધાંને ચમકાવી દીધાં. ૧૫ માર્ચ ૧૯૫૮ના રોજ તેણે ૨૯૨૫ રતલ વજનનો, શંકુ આકારનો પોલાદી સ્પુટ્નિક નં. ૩ આકાશમાં ફંગોળ્યો અને પોતાની અવકાશ હરીફાઈમાં અનન્ય સર્વોપરિતા પુનઃ સ્થાપિત કરી.*

ત્યાર પછી લગભગ ૮ મહિના સુધી રશિયા શાંત થઈ ગયું. તે દરમિયાન અમેરિકાએ અનેક પ્રયાસો કર્યા. જુલાઈ




સૂર્યની આસપાસ દોરેલી - - - - વર્તુળરેખા લ્યુનિકની કક્ષા બતાવે છે.
મંગળ : સૂર્યની એક પ્રદક્ષિણાનો સમય ૨૩ મહિના
લ્યુનિક : „ „ „ ૧૫ મહિના
પૃથ્વી : „ „ „ ૧૨ મહિના

* (જુઓ) સ્પુટ્નિક-૧ માટે માનવ અંક ૧; સ્પુટ્નિક-૩ માટે માનવ અંક ૬.

૧૯૫૮માં ૨૮ રતલ વજનનો બાલચંદ્ર એક્સપ્લોરર નં. ૪ અવકાશમાં છોડ્યો. ત્યાર પછી ચંદ્ર–સંશોધક (Lunar prove) રૉકેટ અમેરિકાએ બનાવ્યાં અને તે ચંદ્ર તરફ છોડ્યાં. એવાં ચાર ચંદ્ર–સંશોધક રૉકેટો એણે વાપર્યાં, પણ તે બધાં નિષ્ફળ ગયાં.

૮૫ રતલ વજનનું પાયોનિયર નં. ૧ પૃથ્વીથી ૭૧,૩૦૦ માઈલ દૂર જ જઈ શક્યું, જ્યારે ૧૩ રતલ વજનનાં યંત્રોવાળું પાયોનિયર નં. ૩ પૃથ્વીથી ૬૩,૦૦૦ માઈલ દૂર જઈ શક્યું. ત્યાર પછી ૧૮ ડિસેમ્બર, ૧૯૫૮ના રોજ અમેરિકાએ ૧૬૮ રતલ વજનનાં યંત્રોવાળું મેઘું "બોલકણું એટલાસ" (Talking Atlas) પૃથ્વીની આજુબાજુ ફરતું મૂક્યું. તેમાંથી પ્રમુખ આઈઝનહોવરનો ક્રીસ્ટમસ માટેનો રેડિયો સંદેશો આખી દુનિયાને મોકલવામાં આવ્યો. અને તે સાથે '૫૮ની સાલ પૂરી થઈ–આમ આ આંતરરાષ્ટ્રીય ભૌતિક વર્ષ પૂરું થયું.

**અવકાશયુગ—**

૧૯૫૯ની સાલનાં મંડાણ માનવજાતના ઇતિહાસમાં, સૌથી મોટામાં મોટા પ્રસંગવિશેષથી થયાં. અત્યારસુધી માનવે પૃથ્વીની આજુબાજુ ફરી શકે તેવા બાલચંદ્રો જ બનાવ્યા હતા. તે બાલચંદ્રો દ્વારા પૃથ્વી અને તેનો વાતાવરણ તેમ જ વિશ્વકિરણો વગેરે વિષે ખૂબ જ માહિતી મળી. પણ પૃથ્વીના ગુરુત્વાકર્ષણને તોડી, ચંદ્ર પર જઈ શકાય કે ત્યાંથી દૂર બીજા ગ્રહો અને તારાઓ પર જઈ શકાય, તે માટે વૈશ્વિક ગતિ (cosmic speed) વાળાં રૉકેટ બનાવવાં જરૂરી હતાં. રશિયાનું આવું પ્રથમ રૉકેટ તે લ્યુનિક છે.

માનવે સૌથી પ્રથમ પૃથ્વીની કેદના સળિયા તોડી નાંખ્યા છે. કોઈપણ વસ્તુને પૃથ્વીનું ગુરુત્વાકર્ષણ વટાવી, બહાર અવકાશમાં જવું હોય તો તેનો વેગ દર સેકંડે ૭ માઈલ (દર કલાકે ૨૫,૦૦૦ માઈલ) હોવો જોઈએ. ચંદ્ર પૃથ્વીથી ૨,૩૮,૦૦૦ માઈલ દૂર છે, જ્યારે સૂર્ય સરેરાશ ૯,૨૯,૦૦,૦૦૦ માઈલ દૂર છે. પૃથ્વી તેની કક્ષામાં સૂર્યની આજુબાજુ ફરતાં સૂર્યની વધુમાં વધુ નજીક (Perihelion) ૯,૧૫,૦૦,૦૦૦ માઈલ આવે છે (જાન્યુઆરી ૨જીના દિવસે) અને તેનાથી વધુમાં વધુ દૂર (Aphelion) ૯,૪૬,૯૬,૦૦૦ માઈલ જાય છે.

૨જી જાન્યુઆરી, ૧૯૫૯ને શુક્રવારના રોજ (રાતના ૮ વાગે મોસ્કો ટાઈમ) ઘણું કરીને સ્ટાલિનગ્રાડ પાસેથી રશિયાએ આ ચંદ્ર-સંશોધક વૈશ્વિક-રૉકેટ પૂર્વ દિશામાં, ચંદ્ર ઊગતાં પહેલાં છોડ્યું, તેને 'લ્યુનિક' (Lunar probe) અથવા તો 'મેસ્તા (Mechta)' એટલે કે 'સ્વપ્ન' એવું નામ આપવામાં આવ્યું છે.

જાન્યુઆરીના શરૂઆતના દિવસોમાં ચંદ્ર પૃથ્વીની વધુમાં વધુ નજીક (૨,૩૦,૬૦૦ માઈલ) હોય છે અને આ વખતે દર સેકંડે ૧૮ માઈલના વેગથી આગળ ધપતી પૃથ્વીના કક્ષામાર્ગને ચંદ્રનો કક્ષામાર્ગ ઓળંગે છે. ને તેથી, રૉકેટને પોતાની દર સેકંડે ૭ માઈલની ગતિ ઉપરાંત, પૃથ્વીની દર સેકંડે ૧૮ માઈલની ગતિનો લાભ મળ્યો. વળી ચંદ્ર ઊગતાં પહેલાં રૉકેટ છોડવામાં આવ્યું હોવાથી આ રૉકેટને પૃથ્વીની પોતાની ધરી પર ફરવાની ગતિનો પણ લાભ મળ્યો.

લ્યુનિકને છોડવા માટે વાપરેલું રૉકેટ અનેક-સોપાન (multi-stage) વાળું હતું અને તેનું વજન ૨૫૦ ટન હતું. તેના છેલ્લા સોપાનના રૉકેટ (જેને 'લ્યુનિક' નામ અપાયું છે)નું વજન, બળતણ બાદ કરતાં ૩૨૪૫ રતલ હતું; જ્યારે તેમાં મૂકેલા યંત્રોનું વજન ૭૯૬-૫ રતલ હતું. આ રૉકેટના આગળના શંકુમુખમાં રશિયાનો લાલ ધ્વજ હતો અને શંકુમુખમાં જ 'U. S. S. R. January–1959' લખેલું પણ હતું.

રશિયાની પૂર્વ સીમા વટાવી, હવાઈ ટાપુઓ પર થઈ, પ્રશાંત મહાસાગર પરથી તે પસાર થયું. આ રૉકેટને તા. ૩ શનિવારે સાંજના પાંચ વાગે (I. S. T.) (મોસ્કો ટાઈમ ૩ વાગે બપોરે) સાઈબિરિયા ચીન અને હિંદુસ્તાનમાંથી જોઈ શકાય તેમ હતું. ૪ જાન્યુઆરી રવિવારે સવારે ૮–૨૯ વાગે (I. S. T.) રૉકેટ ચંદ્ર પાસેથી પશ્ચિમમાં ચંદ્રથી ૪૬૬૦-માઈલ દૂર પસાર થયું. જ્યારે ચંદ્રની કક્ષામાંથી રૉકેટ પસાર થતું હતું, ત્યારે તેની ગતિ દર કલાકે ૫૭૫૦ માઈલ હતી. આ વેગ એટલો બધો હતો કે જેથી ચંદ્રનું અતિ નબળું ગુરુત્વાકર્ષણનું બળ (પૃથ્વી કરતાં છઠ્ઠા ભાગનું) આ રૉકેટને પોતા તરફ ખેંચી લઈ ન શકે.

આ રૉકેટ દ્વારા રશિયા કઈ સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની

તેમ ધરાવે છે, તે તો કોઈ જાણતું નથી. પણ એની પાછળ આવા ચાર હેતુઓ હોઈ શકે–

(૧) ચંદ્ર પર રૉકેટને ઊતારવા માટે (૨) રૉકેટને ચંદ્રની આજુબાજુ ફરતું મૂકવા માટે (૩) રૉકેટને ચંદ્રની આજુબાજુ ફેરવી પાછું આણવા માટે, યા તો (૪) રૉકેટ ચંદ્ર પાસેથી પસાર થઈ સૂર્યમાળાનો ગ્રહ બની જાય તેમ કરવા માટે.

આમાંનો એક હેતુ, તે ચંદ્ર પર જઈને અથડાય તે હોવાની પણ એક શકયતા છે. ચંદ્ર પર અથડાય તેવું રૉકેટ મોકલવા માટે અમાવાસ્યા પહેલાં અને તે પછીનું એક અઠવાડિયું યોગ્ય સમય છે. કારણ કે આ સમયે ચંદ્ર (બીજના ચંદ્રની માફક) ખૂબ નાનો હોય છે અને રૉકેટ તેના અંધારાવાળા ભાગ પર અથડાતાં મોટો (હાઈડ્રોજન બૉમ્બનો) ઝગારો થાય અને તેથી તે પૃથ્વી પરથી જોઈ શકાય.

આવાં અનુમાન છતાં, એટલું ચોક્કસ કહી શકાય કે, રશિયાએ આ રૉકેટ ચંદ્ર સાથે અથાડવા માટે નહોતું છોડયું. આનું કારણ એ છે કે, તેની ગતિ જ એટલી બધી હતી કે જો તેને ચંદ્ર પર ઉતારવું હોય, તો તેને ધીમું પાડવા માટે 'રેટ્રોરૉકેટ' બનાવી શકાય એમ હતું. પણ રશિયાએ આવું 'રેટ્રોરૉકેટ' આ લ્યુનિક સાથે જોડયું નહોતું. ઉપરાંત આ રૉકેટમાં જે વૈજ્ઞાનિક યંત્રો મૂકવામાં આવેલાં, તે પણ બતાવી આપે છે કે આ રૉકેટ ચંદ્ર પર અથડાવા માટે તો નહોતું જ. વળી આ રૉકેટ ચંદ્રની ફકત ૪૬૬૦ માઈલ દૂરથી પસાર થયું. એ રશિયાના વિજ્ઞાનીઓની મહાન સિદ્ધિ છે, કારણ દુનિયાના બધા જ વિજ્ઞાનીઓ માને છે કે, ચંદ્રની આટલે સુધી નજીકથી રૉકેટનું પસાર કરી જવું, એ વિજ્ઞાનનો અસાધારણ વિજય ગણાય.

આમ આ રૉકેટ ૭ જાન્યુઆરી બુધવારના રોજ સૂર્યની આજુબાજુની કક્ષામાં પ્રવેશ્યું અને તે સૂર્યમાળાનો દસમો ગ્રહ બની ગયું–માનવે સૂર્યને આપેલી પ્રથમ ભેટ! આ રૉકેટ ૧૪મી જાન્યુઆરીના રોજ સૂર્યની વધુમાં વધુ નજીક ૯૦,૯૬૯૦૦૦ માઈલ આવ્યું. ને સપ્ટેમ્બરની શરૂઆતમાં તે સૂર્યથી વધુમાં વધુ ૧૨,૨૫૩,૪૦૦૦ માઈલ દૂર હશે. તે સૂર્યની આજુબાજુ ૪૫૦ દિવસમાં (૧૫ મહિનામાં) એક પરિભ્રમણ પૂરું કરશે. તેની કક્ષા પૃથ્વી અને મંગળની કક્ષાઓના વચ્ચે છે. પૃથ્વીની કક્ષાની મુખ્ય ધરી સાથે તેની કક્ષાની મુખ્ય ધરી ૧૫ અંશનો ખૂણો બનાવે છે. અને તેની સપાટી પૃથ્વીની કક્ષાની સપાટીને લગભગ મળતી આવે છે.

## કૃત્રિમ ધૂમકેતુ : રૉકેટમાં મૂકેલાં યંત્રો :

લ્યુનિકમાં મૂકેલાં વૈજ્ઞાનિક યંત્રો ચંદ્ર વિષે અને ભવિષ્યની અવકાશયાત્રાઓ માટે જરૂરી એવી અનેક માહિતીઓ આપી શકશે.

(૧) ૩ જાન્યુઆરીએ જ્યારે રૉકેટ પૃથ્વીથી ૬૦,૦૦૦ માઈલ દૂર હતું ત્યારે તેમાંથી સોડિયમની ધુમ્રશિખા છૂટી અને આ રીતે આ લ્યુનિક કૃત્રિમ ધૂમકેતુ બની ગયો. આવો સોડિયમ વાયુ રાખવા પાછળ અનેક હેતુઓ હોય છે. તે સૂર્યના પ્રકાશમાં ઝળકશે અને રાત્રે આકાશમાં નાના ધૂમકેતુની પૂંછડી જેવો દેખાશે. ઉપરાંત તેમાંથી વાયુ આજુબાજુના અવકાશમાં પ્રસરશે. તે પરથી આઈન્સ્ટાઈનના ગુરુત્વાકર્ષણનો સામાન્ય સિદ્ધાંત ને અન્તે વિશ્વોત્પત્તિશાસ્ત્રના સિદ્ધાંતોને ચકાસવાની નવી તક મળશે. આ ઉપરાંત ભવિષ્યમાં આનાથી આખી પૃથ્વી પર ટેલિવિઝન મોકલી શકાશે. જો અવકાશયાનો ઊંચે અવકાશમાં ૨૪ કલાકમાં પૃથ્વીની એક પરિક્રમા પૂરી કરતાં આવાં બે વાહનો બનાવે, તો તે વડે આખી પૃથ્વી પર ટેલિવિઝન મોકલી શકાશે.

(૨) ચંદ્રને પોતાનું ચુંબકીય ક્ષેત્ર છે કે નહિ તે આ રૉકેટનાં યંત્રો ચોકસાઈ કરશે. આ માહિતીથી એવી ખબર પડશે કે ચંદ્રના પેટાળમાં લોખંડ છે કે નહિ.

(૩) પૃથ્વીના ચુંબકીય ક્ષેત્રની બહાર વિશ્વકિરણો (Cosmic Rays)નું પ્રમાણ અને તેમાં થતા ફેરફારોનો અભ્યાસ થશે.

(૪) વિશ્વવિકિરણો (Cosmic Radiation)માં કેટલાં પ્રકાશકણો (Photons) છે, તેની નોંધ લેવાશે.

(૫) લઘુ ઉલ્કાકણો (meteoric particles)નો અભ્યાસ થશે. અવકાશયાત્રામાં આ ઉલ્કાકણો એક ગંભીર અડચણ રૂપ છે, અને ચંદ્રની સપાટીનો ઘણોખરો પદાર્થ આ ઉલ્કાકણોથી બનેલો છે.

(૬) વિશ્વવિકિરણોમાંનાં ભારે પરમાણુ કેન્દ્રોના પ્રમાણનો અભ્યાસ થશે.

(૭) સૂર્યમાંથી આવતાં સૌર્ય-કણો (Solar Corpuscles)નો અભ્યાસ થશે.

(૮) આંતરગ્રહીય અવકાશમાં આવેલા વાયુની ઘનતા અને તેના બંધારણનો (એવું મનાય છે કે, એક ઘન સેંટીમીટર અવકાશમાં સરેરાશ હાઈડ્રોજનનો એક પરમાણુ હોય છે) વધુ અભ્યાસ થશે.

(૯) ચંદ્રની સપાટી પરથી આવતા કિરણોત્સાર (Radioactivity)ની શોધ અને અભ્યાસ થશે.

(૧૦) આ ઉપરાંત આ રૉકેટમાં ચેરેન્કોવ લઘુ પરમાણુ–ગ્રાહક યંત્રો (Cherenkov atomic mouse traps.) રાખવામાં આવ્યાં છે. તે ચંદ્રની સપાટી પર ઊડતાં પરમાણુઓ ગણે છે, તેમને પકડી લે છે; તથા તેમના પરના વિદ્યુતભારને માપે છે. ને એ રીતે ચંદ્રની સપાટી પરના પદાર્થના રાસાયણિક બંધારણ વિષે વિગતો-માહિતી આપે છે.

આમ આ નિરીક્ષણો સ્પુટનિક તેમ જ બીજા ચંદ્ર-સંશોધક રૉકેટોએ કરેલાં નિરીક્ષણોમાં મદદ કરશે.

## પૃથ્વી પર રેડિયો સંદેશા :

આ નિરીક્ષણોના સંદેશ પૃથ્વી પર મોકલવા માટે આ રૉકેટમાં ચાર રેડિયો ટ્રાન્સમીટર રાખેલાં હતાં. આમાંનાં ત્રણ ૨૦ મેગા સાઈકલ પર સંદેશા મોકલતાં હતાં. (૧૯-૯૯૩, ૧૯-૯૯૫, ૧૯-૯૯૭ મે. સા.) અને ચોથું ૧૮૦ મેગા-સાઈકલ પર સંદેશા મોકલતું હતું. આ વધારે સ્વરાવાળા ટ્રાન્સમીટર દ્વારા, પૃથ્વી પર લોકો આ રૉકેટનો સંપર્ક રાખવો શક્ય હતો. આ ઉપરાંત રેડિયો નિષ્ણાતો માને છે કે, લ્યુનિક-માં (રશિયાએ હજી જાહેર નહિ કરેલું) ૭૦.૨ મેગાસાઈકલનું એક પાંચમું ટ્રાન્સમીટર પણ હતું.

૫ જાન્યુઆરીના રોજ, રૉકેટ છોડ્યા પછી ૬૨ કલાકે, રૉકેટમાંથી આવતા રેડિયો સંદેશા બંધ થઈ ગયા હતા. આ ઉપરથી એટલું કહી શકાય કે, આ રૉકેટમાં રાસાયણિક પ્રક્રિયાથી ચાલતી બૅટરી વાપરવામાં આવી હતી, સૂર્ય-બૅટરી નહિ. વળી રૉકેટની અંદર ઉષ્ણતામાન અને દબાણ ધારેલી મર્યાદામાં રહ્યાં છે. આ મર્યાદાનું માપ કાઢવું એ ઘણું અગત્યનું છે, કારણ માણસ આ ઉષ્ણતામાન અને દબાણ અવકાશયાત્રા દરમિયાન સહન કરી શકે કે નહિ, તે આના થી જ જાણી શકાશે. વળી રૉકેટના માર્ગનું નિરીક્ષણ અને તેમાં રહેલાં વૈજ્ઞાનિક યંત્રોએ કેવું કામ આપ્યું તે વિષે જાણવું એ પણ ભવિષ્યની અવકાશયાત્રાની દૃષ્ટિએ ઘણું જ ઉપયોગી છે.

## ભવિષ્યમાં ડોકિયું

પણ આ લ્યુનિકનું ભવિષ્યમાં શું થશે, તે વિષે કંઈ કહી શકાય તેમ નથી. ઘણા વિજ્ઞાનીઓ એમ માને છે કે, લ્યુનિક લાખો વર્ષો સુધી સૂર્યની આજુબાજુ ફર્યા કરશે અને ભવિષ્યના ખગોળશાસ્ત્રીઓ તેને દસમા 'ગ્રહ' તરીકે ઓળખાવશે. તો કેટલાક એમ માને છે કે, લ્યુનિકની કક્ષા કોઈક વખત પૃથ્વીની કક્ષાને ઓળંગશે, ને તે વખતે તે કાં તો પૃથ્વી પર ખેંચાઈ આવશે, કાં પછી ચંદ્ર પર ઘસડાઈ જશે. આ વિષે અત્યારે ચોક્કસ કંઈ કહી શકાય નહિ.

સોવિયેટ એકેડમી ઑફ સાયન્સીઝના પ્રમુખ પ્રો. એ. એન. નેસ્મેયાનોવે જાહેર કર્યું છે કે, આ વૈશ્વિક રૉકેટ (cosmic rocket) લ્યુનિકની સફળતાનો અર્થ એટલો જ કે, બીજા ગ્રહો પર જવાનું આ પેઢીના જીવન દરમ્યાન શક્ય બનશે. રશિયાએ એવી પણ જાહેરાત કરી છે કે, હવે તે ચંદ્ર પર માણસોવાળું રૉકેટ મોકલવા માગે છે. આ માણસો-વાળું રૉકેટ ચંદ્ર પર જઈ, ત્યાં એક વેધશાળા સ્થાપશે; અને વચગાળાનું વિરામ મથક પણ બનાવશે—જ્યાંથી ભવિષ્યમાં બીજા ગ્રહોમાં જવું સહેલું પડશે!

પ્રખ્યાત ખગોળશાસ્ત્રી બારાબાશોવ લખે છે કે, ચંદ્ર પર માણસ ઊતરે, તે પહેલાં ખગોળશાસ્ત્રીઓએ ચંદ્ર વિષે ઝીણવટ ભરી માહિતી ભેગી કરવી પડશે—તેથી જ તો ચંદ્રની સપાટીના ઝીણવટભર્યા નકશાઓ તૈયાર કરવાનું કામ અતિ અગત્યનું છે. ચંદ્ર પર વાતાવરણ નથી અને તેથી ત્યાં અવાજ સંભળાતો નથી. પણ બીજા ગ્રહો પર જવા માટે ચંદ્ર એ ખૂબ જ સારું મથક છે—કારણ ચંદ્રનું ગુરુત્વાકર્ષણ પૃથ્વીના કરતાં છઠ્ઠા ભાગનું હોવાથી, ત્યાંથી બીજા ગ્રહો પર જવું વધારે સહેલું પડશે.

અને ચંદ્ર પછી હવે માનવની નજર બુધ (venus) કે મંગળ (mars) તરફ જશે. પ્રો. બોરીસ કુકાર્કીન કહે છે કે, આ આખી સૂર્યમાળાને વટાવી બહાર જઈ શકાશે અને કદાચ આખી દૂધગંગાને વટાવી જઈ બીજી નિહારિકાઓ (પાસેમાં પાસેની નિહારિકા–દેવયાની)ની તરફ પણ જવું શક્ય બનશે. આમ આ તારાઓની નજદીક જઈ, તેમાં થતી

[પાન ૮૦ ઉપર]

# હાફકિન:

## હાફકિન ઇન્સ્ટીટ્યુટના હીરક મહોત્સવ પ્રસંગે વિજ્ઞાનવીરને અંજલિ

—સુભદ્રા ગાંધી



૧૮૯૬માં મુંબઈ શહેરમાં પ્લેગનો ભયંકર રોગચાળો ફાટી નીકળ્યો. એમાં સેંકડો હજારોની સંખ્યામાં લોકો ટપોટપ મરવા લાગ્યાં.

એ કટોકટીની પળે એક પરદેશી દાક્તર, જંતુશાસ્ત્રનો નિષ્ણાત મુંબઈની મદદે આવ્યો. ૧૮૯૬ના ઓક્ટોબરની ૭મીએ ગ્રાન્ટ-મેડિકલ કૉલેજની પિટીટ લેબોરેટરીના એક ઓરડામાં નાનકડી પ્રયોગશાળા ઊભી કરી પોતાનું કામ શરૂ કર્યું. એને મદદ કરનાર સ્ટાફમાં એક કારકૂન ને ત્રણ પટાવાળા. આમ, કોલેરાની રસી શોધનાર, ને પંજાબ બંગાળમાં એનો સફળતાપૂર્વક ઉપયોગ કરનાર હાફકિન, પ્લેગની રસી શોધવામાં લાગી ગયો.

તે વખતનું મુંબઈ તદ્દન જુદું જ હતું.

આજે ૪૦-૪૫ લાખની વસ્તીવાળું મુંબઈ તે વખતે આઠેક લાખની વસ્તી ધરાવતું હતું.

જ્યાં આજે જે સ્વચ્છતા ને સગવડો મુંબઈનું એક સ્વાભાવિક અંગ માની લેવાય છે, તેમાંની એકે ય સગવડ કે સ્વચ્છતા માટેની જોગવાઈ તે વખતે નહોતી. રસ્તા પણ ધૂળિયા ને ચોમાસામાં કાદવવાળા. મકાનો ગીચોગીચ જેમ તેમ, જ્યાં ત્યાં બાંધી દીધેલાં, ગટર મોરીની કોઈ વ્યવસ્થા નહોતી.

રોગની શરૂઆત માંડવીના લત્તામાં થઈ. દાણાનાં ગોદામોમાં કામ કરતા મજૂરો, વેપારીઓ ને એમનાં કુટુંબો પહેલાં પટકાયાં ને ત્યાંથી રોગ આખા શહેરમાં પ્રસર્યો.

રોગ પ્રસરવાનાં કારણો શોધવા જતાં ઉંદર ને એના શરીરદ્વારા ફેલાતાં જંતુ છે એમ ખબર પડી ભોંયતળિયે ને માળિયા સરસા વસવાટની જગાઓમાં બહુ જલદી રોગ ફેલાઈ જતો.

માણસોને ટપોટપ મરતાં જોઈ, શહેર ખાલી થવા લાગ્યું. શહેરમાંથી બીજે ભાગી જનારા લોકોદ્વારા રોગ મહારાષ્ટ્ર, ખાનદેશ, દક્ષિણ ગુજરાત, કચ્છ ને કરાંચી સુધીના વિસ્તારમાં ફેલાઈ ગયો.

દાક્તરી વિજ્ઞાનમાં આ રોગનું કોઈ નિદાન હજી સુધી શોધાયું નહોતું. કોઈ કશું જ એને વિષે જાણતું ન'હતું.

મુંબઈના અધિકારીઓ માત્ર જંતુનાશક દવાઓનો ઉપયોગ કરવાની સલાહ આપતા હતા.

કોઈએ કહ્યું કે ભૂરા કાચની બાટલીમાં પાણી ભરી એક અઠવાડિયા સુધી એને સૂર્યને તડકે મૂકી રાખવી ને એ પાણી પીવું. એ પરથી ઠેર ઠેર મુંબઈની બારીઓમાં ભૂરી બાટલીઓ સૂર્ય સામે ડોકિયાં કરવા લાગી.

પણ એથી રોગને કશી આંચ આવી નહિ મુંબઈ મ્યુનિ.એ હિજરતીઓને માટે છાવણીઓ ઊભી કરી.

રોગીઓને છૂટા પાડી જુદી હોસ્પિટલોમાં એમને સારવાર આપવાની વ્યવસ્થા કરી.

તો લોકોએ રોગ છુપાવવા માંડ્યો. ફરજિયાત લશ્કરી સૈનિકોની મદદથી રોગીઓને કુટુંબોથી છૂટા પાડવા જતાં લોકોએ રમખાણો કરવા માંડ્યાં.

પ્લેગના રોગચાળા દરમિયાન લોકોની સેવા કરવા છેક ઇંગ્લેંડથી કેટલાક દાકતરો અને નર્સોની ટુકડીઓ આવેલી. પરંતુ આપણા અવિશ્વાસુ ને અજ્ઞાની વહેમી લોકોએ તો તેઓ કામ કરતાં હતાં એ છાવણીઓનાં બારીબારણાં તોડી નાખી હુમલા કર્યા. પોલીસ આવતાં માંડ માંડ એ સ્વયંસેવકોના જીવ બચ્યા.

પછી તો જે ઘરમાં રોગથી મૃત્યુ થાય કે એના પર નિશાની દાખલ ચોકથી ગોળ કુંડાળું કરવાનો ધારો પાડયો. આ રીતે જોયું તો એક એક મકાન યા ચાલની ભીંત પર સાડંસાડ કુંડાળાં નજરે પડવા લાગ્યાં.

લોકો શહેર છોડી નાસી જતાં શહેરના કામ-ધંધા ને ઉદ્યોગ લગભગ પડી ભાંગ્યા.

તે વખતનું મુંબઈ પણ એક અગત્યનું ખારસું બંદર ગણાતું. દુનિયાના દેશદેશનાં જહાજ એની ગોદીએ લંગારાતાં. પરિણામે રોગ દુનિયાભરમાં ફેલાઈ જવાનો ભય પણ ખરો જ.

એથી બહારના દેશોએ નિષ્ણાતો ને દાકતરોનાં કમિશનો મોકલી આ રોગનો અભ્યાસ કરવાનું કામ શરૂ કર્યું. ઓસ્ટ્રિયા, જર્મની, રશિયા, ઇટલી આદિ દેશોનાં કમિશનોએ આવી હિંદી પ્લેગ કમિશનની સાથે આ કામ શરૂ કરી દીધું. આ કમિશનમાં આવેલા કેટલાક લોકોય પ્લેગનો કોળિયો બની ગયેલા.

પહેલે વર્ષે જ મુંબઈમાં પ્લેગના ભોગ બનેલ ૨૫૩૦ માણસોમાંથી ૧૮૦૧ મૃત્યુ પામ્યાં. આખા પ્રદેશમાંથી ૩૨૫,૬૩૨ કેસ નોંધાયેલા તેમાંથી ૨૫૨,૫૪૯ મૃત્યુ પામ્યાં.

પ્લેગનો ઝંઝાવાત જોર પકડી રહ્યો હતો તે અવસ્થામાં કેવળ બે જ મહિનામાં હાફકિને પોતાના અખતરા પૂરાં કરી પ્લેગનાં જંતુઓ સામે અસરકારક એવી રસી શોધી કાઢી. સસલાં પર તો એ રસીના અખતરા સફળ થયા. પણ તે પછી 'હવે માણસ પર એ કારગત નીવડે ત્યારે જ કામ પૂરું થયું કહેવાય. એ માટે ૧૮૯૭ના જાન્યુઆરીની ૧૦મી તારીખે હાફકિને પોતાની જાત પર જ એ રસીનો પ્રથમ પ્રયોગ કર્યો ને રોગ સામેની એની અકસીરતા સાબિત કરી આપી. તેમની આ હિંમત ને ફિંદાદિલીએ અનેક સામાન્ય નાગરિકો તથા દાકતરોને આ કામ માટે આગળ આવવા પ્રેરણા આપી.

આ કામ માટે જરૂરી કેળવાયેલા માણસોનો અભાવ, સાધનોની ટાંચ, નવી રસીનાં બહોળા પ્રમાણમાં પેદાશ કરી, એની અણિશુદ્ધ જાળવણી માટે જરૂરી આજનાં ઇન્જેકશનોની નળીઓ જેવી બંધ નળીઓનો અભાવ. આ બધી મુશ્કેલીઓ ઉપરાંત ગોરા પરદેશી દાકતરોથી ભડકનારી, રોગથી ધાક ખાઈ ગયેલી બાવરી પ્રજા સાથે કામ લેવાનું. રોગને કાબૂમાં લેવા દાકતરોને સાથ આપવાને બદલે રોગના ફેલાવા માટેનાં કારણો ઊભાં કરતા અને સ્વચ્છતાની સમજ વિનાના લોકોની રહેણી કરણી!

આ બધા અંતરાયો વટાવી ડૉ. હાફકિને લોકોની વસ્તીઓની વસ્તી ઉજ્જડનાર પ્લેગને કાબુમાં આણવાનો ઉપાય શોધી કાઢ્યો. ને મુંબઈ શહેરમાં જ ૮,૧૪૨ માણસોને એ રસી આપી; એમાંથી માત્ર ૧૮ જ માણસો પ્લેગની ઝપટમાંથી બચી શકયા નહિ.

ડૉ. હાફકિનની રસીની આ સફળતા જોઈ મુંબઈ મ્યુનિ. અને સરકારે મળી, મોટા પ્રમાણમાં એની પેદાશ માટે વ્યવસ્થા ઊભી કરવાનું વિચાર્યું ને ૧૮૯૯ના ઑગસ્ટની દસમી તારીખે પ્લેગ સંશોધન માટેની પ્રયોગશાળા માટે સરકારી કચેરીનું એક આખું મોટું મકાન કાઢી આપ્યું—ને ડૉ. હાફકિનને એ સંસ્થાના મુખ્ય ડાયરેકટરને પદે સ્થાપી, એમને મોટા પાયા પર પોતાનું કામ કરવાની સગવડ કરી આપી.

ડૉ. હાફકિને દુનિયામાં પહેલી વાર પ્લેગ જેવા વિકરાળ દુશ્મનને નાથી, માણસજાત પર જે અનહદ ઉપકાર કર્યો, એના સ્મૃતિ ચિહ્ન રૂપે ૧૯૨૫માં એ સંશોધન સંસ્થાને 'હાફકિન ઇન્સ્ટીટ્યુટ' એવું નામ આપવામાં આવ્યું.

*

ડૉ. હાફકિનનો જન્મ રશિયાના ઓડેસા શહેરમાં ૧૮૬૦ના માર્ચની ૧૫મી તારીખે થયેલો. પોતે યહૂદી માબાપનું સંતાન હોવાને કારણે, આખું બાળપણ લગભગ એમને જાનમાલની સલામતી માટે અહીંથી તહીં ફરતા રહેવામાં વીતાવવું પડેલું. ને એ રીતે જ શિક્ષણ લેવું પડેલું. ૨૪ વર્ષની ઉંમરે હાફકિન ઓડેસા વિશ્વવિદ્યાપીઠની સાયન્સ ફેકલ્ટીમાંથી પ્રાણીશાસ્ત્રનો અભ્યાસક્રમ પૂરો કરી ગ્રેજ્યુએટ તરીકે બહાર પડયા. તે પછી ચાર વર્ષ એમણે પોતાના વતનમાં જ રહીને પ્રાણી સંગ્રહાલયમાં સંશોધનકર્તા તરીકે કામ કર્યું. તે પછી જીનેવાની વિશ્વવિદ્યાપીઠમાં શરીરશાસ્ત્રના

અધ્યાપક તરીકે એમની નીમણૂંક થતાં તેઓ સ્વીટ્ઝર્લૅન્ડ ગયા ને ત્યાંથી એક જ વર્ષમાં, ફ્રાંસના પ્રખ્યાત વૈજ્ઞાનિક લુઈ પાશ્ચરનું આમંત્રણ મળતાં જંતુશાસ્ત્રના સંશોધન કાર્યમાં એમના મદદનીશ બની કામ કરવા પેરિસ ચાલ્યા ગયા.

તેઓ પેરિસ ગયા એ દિવસોમાં રોગ ચિકિત્સાના ક્ષેત્રે અનેક અવનવી શોધોથી વાતાવરણ ઉત્તેજનામય હતું. થોડાં વર્ષ અગાઉ થઈ ગયેલા પેરિસના એક નામાંકિત દાક્તર રોબર્ટ કોચે માણસના આંતરડાંમાં મૂળ નાખનારાં 'કૉમા' કોલેરાનું કારણ બને છે, એવી શોધ કરી હતી. પરંતુ તેમાં હજી ઘણું સંશોધન કાર્ય બાકી રહી ગયેલું હતું. ડૉ. હાફકિને એ અધૂરી શોધનો તાંતણો પકડી, એ કામ આગળ ચલાવેલું ને પ્રાણીઓ પર અખતરા કર્યા પછી કોલેરાનાં જંતુને મારવાની રસીનો પોતાની જાત પર સફળ અખતરો કરી બતાવ્યો હતો. આમ કોલેરાના રોગને ઝબ્બે કરવાનો અખતરો તો સફળ થયો. પણ હજી એનો બહોળા માનવ-સમુદાય પર ઉપયોગ કરી જોવાનું બાકી જ હતું.

એ કામ માટે તેઓ સિયામ જવાનું વિચારી રહ્યા હતા. કારણ આ રોગનો ઉપદ્રવ એશિયાના આ દેશોમાં ઘણો જ રહેતો. પરંતુ એ દિશામાં તેઓ કંઈક કરે તે પહેલાં જ, તે વખતે ફ્રાંસમાં બ્રિટનના એલચી તરીકે કામ કરતા લૉર્ડ ડફરીનની નજરે ડૉ. હાફકિનની પ્રતિભા પકડાઈ ગઈ. લૉર્ડ ડફરીન આ અગાઉ હિંદુસ્તાનના વાઇસરોય તરીકે રહી ગયેલા. એમણે બ્રિટનની હિંદી કચેરીને આગ્રહ કર્યો કે, ડૉ. હાફકિનને એમણે હિંદ બોલાવી સેવા ને ત્યાં પોતાનું કાર્યક્ષેત્ર વિસ્તારવાની સગવડ કરી આપવી.

*

આમ બ્રિટિશ સરકારનું આમંત્રણ પામી ડૉ. હાફકિન ૧૮૯૨ની સાલમાં હિંદ આવ્યા. ને કલકત્તામાં પોતાનો મુકામ નાખી, કોલેરાની રસી અંગે કામ કરવા લાગ્યા.

કહેવાય છે કે, બંગાળમાં આ રોગનો ઉપદ્રવ ઘણો રહેવા છતાં, પરદેશી ગોરા દાક્તર પ્રત્યેના લોકોના અવિશ્વાસ ને ભયને કારણે એમને ત્યાં પોતાની શોધની અજમાયેશ માટે અનુકૂળતા ન મળી. પરંતુ ત્યારે ઉત્તર હિંદુસ્તાનના લોકોએ જરા હિંમત બતાવી, ને ડૉ. હાફકિનની ધીરજભરી સમજાવટ ને પ્રેમને વશ થઈ એમણે કોલેરાની રસીની અજમાયેશ કરવા દીધી. ૨૫૦૦૦ હિંદીઓએ એ રસીનો પ્રયોગ પોતા પર કરવા દીધો ને કોલેરા જેવા જીવલેણ રોગની ચિકિત્સા પહેલવહેલી અમલમાં આવી; ને દુનિયાભરમાં પંકાઈ ગઈ.

ડૉ. હાફકિનને કોલેરાની રસી અંગે મળેલી કીર્તિ જ એમને ૧૮૯૬માં ભયંકર પ્લેગ વખતે મુંબઈ ખેંચી લાવી; ને એમણે માનવભક્ષી પ્લેગ જેવા રોગ સામે પણ બાથ ભીડીને એનું મારણ શોધી કાઢ્યું.

૧૮૯૭ના જાન્યુઆરીની ૧૦મી તારીખે પ્લેગ સામે લડવા તૈયાર કરેલ રસીનો ૧૦ સી. સી. જેવડો ડોઝ ડૉ. હાફકિને ઇન્જેકશન દ્વારા પોતાના શરીરમાં દાખલ કર્યો; ને એમની પ્લેગની રસી પણ કારગત નીવડી છે, એ લોકોએ જોઈ લીધું. તે ઉપરાંત, દાક્તરની હિંમત ને જીવને જોખમમાં નાખીને પણ કામ કરી બતાવનાની ધગશે કેટલાય દાક્તરો, નર્સો ને સામાન્ય નાગરિકોને આગળ આવી કામ કરવા પ્રેરણા આપી.

આમ વસ્તુએ ડૉ. હાફકિનને હિંદની અજ્ઞાન અબોધ જનતા સાથે કામ લેવામાં સફળતા અપાવી. ને દુનિયામાં માણસની વસ્તીઓની વસ્તીઓને ઉજાડી મારનાર બે ભયંકરમાં ભયંકર રોગ પર વિજય અપાવ્યો. તે પછી તો હાફકિનને દુનિયાભરમાં ઘણી નામના મળી. હિંદી સરકારે પણ એમને માનભર્યા ખિતાબ આપ્યા,—ને પ્લેગ માટે એમણે જ્યાં સંશોધનકાર્ય કર્યું, તે સંસ્થાને જ હાફકિન ઇન્સ્ટીટ્યુટ નામ આપી એમનું ભવ્ય સ્મારક ઊભું કર્યું. આજે આ હાફકિન ઇન્સ્ટીટ્યુટ એ સમસ્ત એશિયામાં આવું એક માત્ર સંશોધન કેન્દ્ર ગણાય છે.

*

આ ૧૯૫૮ના જાન્યુઆરીની ૧૦મી તારીખે આઝાદ ભારતની પ્રજાએ રાષ્ટ્રપતિના પ્રમુખપદે મુંબઈમાં દેશપરદેશના વૈજ્ઞાનિકોએ ભેગા મળી હીરક મહોત્સવ ઊજવ્યો. દેશકાળનાં બંધન ઉવેખી સમસ્ત માનવજાતની સેવાને પોતાનું ધ્યેય માનનાર ને આ અજાણી ધરતીપર આવી, પોતાની કાયા ઘસી જિંદગીનાં ઉત્તમ વર્ષોની ભેટ ધરાવનાર એ વિજ્ઞાનવીરને અંજલિ અર્પી.

એણે સ્થાપેલ એ સંસ્થા રૂપી વૃક્ષ આજે તો વિકસી, ફાલી ફૂલીને અનેક જુદી જુદી શાખાઓ રૂપે માનવ કલ્યાણનો હેતુ સિદ્ધ કરી રહેલું છે. કોલેરા, પ્લેગ, ટાઈફોઈડ,

બાળલકવા, ડિપ્થેરિયા, ધનુર્વા ઇત્યાદિ જીવલેણ રોગો સામેની રસી ઉપરાંત હડકવા ને સર્પદંશ અંગેના ઉપાયો શોધી કાઢવામાં સફળ થઈ છે. આપણા દેશમાં ચાર પ્રકારના જે ભયંકર ઝેરી સાપ છે, એના દંશનું મારણ આ સંસ્થાએ શોધી કાઢેલ છે. આ ઉપરાંત પ્રજાના સ્વાસ્થ્યને પોષક એવાં તત્ત્વો—વિટામિન્સ વગેરે સસ્તે ભાવે પ્રજાને શી રીતે આપી શકાય તે માટેની શોધખોળો ને ઔષધની બનાવટો તૈયાર કરી ઉપયોગમાં મૂકવાનું કામ આ સંસ્થા કરી રહેલ છે.

ઘણાં વરસો થયાં આ સંસ્થાનું સુકાન બાહોશ અને નિષ્ણાત વિદ્વાની જનરલ સોખેને હસ્તક છે.

---

[ પાન ૭૬થી ચાલુ ]

અનેક પરમાણુકેન્દ્રિય પ્રક્રિયાઓનું–પરમાણુકેન્દ્રોનું ગલન (fusion) અને તેમનું ભંજન (fission) આપણે નિરખી શકીશું.

રશિયાએ છોડેલા વૈશ્વિક રૉકેટ પરથી હવે માની શકાય છે કે, આ અનંત બ્રહ્માંડમાં અતીવ નાચીઝ દેખાતો માનવી વિરાટ વિશ્વની અનંતતાનો તાગ વહેલો મોડો મેળવશે ખરો.

---

## નવું વાચન (ચાલુ)

### નાનો કોશ (ભા. ૧)

સં. : ભટ્ટ અને નાયક

અનડા બુક ડીપો–અમદાવાદ

કિં. (રૂ. ૧–૫૦)

ગુજરાતી ભાષા હવે પોતાની ચોક્કસ જોડણીનું ગૌરવ કરી શકે છે. ગુજરાત વિદ્યાપીઠે છેલ્લી પચીસી દરમ્યાન કરેલા અથાક પ્રયાસોનું આ શુભ પરિણામ કેવળ પાઠ્ય પુસ્તકો અને ઇતર વાચનનાં પુસ્તકોમાં જ નહિ, પણ ઠીક ઠીક પ્રમાણમાં સારાં સામયિકો (દૈનિક સહિતનાં)માં પણ જોવા મળે છે.

બીજી બાજુ, દર વરસે લાખ્ખો બાળકો અને પ્રૌઢો અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરતાં રહે છે; ત્યારે જોડણી–શુદ્ધિનો આગ્રહ બહુ જ જરૂરી છે. આવે વખતે 'ખીસા કોશ ' જેવો આ નાનો જોડણી કોશ રોજના વ્યવહાર માટે ઘણો ઉપયોગી ગણાશે.

ટૂંક સમયમાં તેની હજી સુધારેલી આવૃત્તિ થવા પામી છે, તે તેની ઉપયોગિતા બતાવે છે.

*

### ગ્રામદાન

લે. : હરિવલ્લભ પરીખ

પ્ર. : આનંદનિકેતન, રંગપુર (પો. પાનવડ–જિ. વડોદરા)

રંગપુર વિસ્તારમાં છેલ્લાં ઘણાં વરસથી શ્રી. હરિવલ્લભ પરીખ સંચાલિત આનંદનિકેતન ભૂદાનપ્રવૃત્તિનું એક મહત્ત્વનું કેન્દ્ર છે. તેના સંચાલકે પોતાના અનુભવ–સમજ અનુસાર આ પુસ્તિકામાં ગામડાંના લોકોનેય સમજાય તેવી ભાષા અને શૈલીમાં ગ્રામદાનના હેતુ અને વ્યવહારુ સવાલો અંગે ઉપયોગી માહિતી આપી છે. તે આવકાર પાત્ર છે.

*

### ભૂમિપુત્રની વાતો (સંકલિત)

પ્ર. : યજ્ઞપ્રકાશન રાવપુરા–વડોદરા, કિં.

સર્વોદય આંદોલનનાં વ્યાખ્યાનો દરમ્યાન અનેક સુંદર પ્રસંગ–કણિકાઓ વહેતી રહી છે. આમાંથી વ્યવસ્થિત વાતો ટુચકા તૈયાર થઈ ને ' ભૂમિપુત્ર 'માં વરસોથી છપાતા આવ્યા છે–જેમણે હજારો વાચકો માટે એક વિશિષ્ટ પ્રેરક વાંચનની ગરજ સારી છે.

આ પુસ્તિકામાં અગાઉના ૧–૨ અંકની જેમ જે પ્રસંગ–કથા–ટુચકા સંગ્રહિત થયા છે તેના સર્જકો વિનોબા, દાદા ધર્માધિકારી, જયપ્રકાશ, નવકૃષ્ણ ચૌધરી, રવિશંકર મહારાજ, શિવાજી ભાવે, મનુભાઈ પંચોલી જેવા ચિંતકો અને વિચારકો છે.

સર્વોદયનો વિચાર આવી પુસ્તિકાઓ રૂપે ઘેર ઘેર પહોંચતો થઈ શકશે.

# નકુમાહ : ગાંધીમાર્ગનો લડવૈયો

ગયે મહિને ઘાના (આફ્રિકા)ના વડા પ્રધાન નકુમાહ ભારતની મુલાકાત લઈ ગયા.

આફ્રિકા ખંડની પશ્ચિમે, સુવર્ણપટ્ટી-ગોલ્ડકોસ્ટ પર વસતા માનવીઓને બ્રિટિશ સલ્તનત સામે ગાંધીપ્રણિત અહિંસક સત્યાગ્રહના રાહે દોરનાર આ રાષ્ટ્રીય નેતાના લડતના આરંભ સમયના આ શબ્દો યાદ કરવા જેવા છે.

**'...સીધાં પગલાં ભર્યા વિના છૂટકો નથી એમ મને ચોક્કસ સમજાઈ ગયું. પણ એ 'સીધાં પગલાં' તે શું, એ કંઈ સમજાતું ન હતું.... શરૂઆતમાં તો મને સમજાતું નહિ કે ગાંધીજીનું અહિંસાનું તત્ત્વજ્ઞાન અસરકારક શી રીતે નીવડી શકે. એ તો તદ્દન કમતેજ ને નિરાશા અપાવે એવું દેખાતું હતું. સશસ્ત્ર ઉઠાવ વિના કોઈ પણ ક્રાંતિ સફળ જ શી રીતે થઈ શકે... એમ મને લાગતું હતું'...'**

પરંતુ હિંદમાં ગાંધીજીએ અજમાવેલ એ અહિંસાના અખતરાનું બારીકીપૂર્વક વિશ્લેષણ કર્યા પછી આફ્રિકન પ્રજાના આ નેતાએ એનો મર્મ પકડી લીધો તે એને સમજવા લાગ્યું કે, 'એક મજબૂત રાજકીય સંસ્થાનું પીઠબળ મળી જતાં (અહિંસક લડત) તે સંસ્થાનિક દેશોની મુક્તિનું સાધન જરૂર બની જઈ શકે.'

આખરે ૧૯૫૦ના જાન્યુઆરીની ૮મી તારીખે, જ્યારે એણે **'સીધાં પગલાં'** ભરવાની ઘોષણા કરી, ત્યારે એટલું ચોક્કસ થઈ ગયું હતું કે, તે ગાંધીજીની અહિંસાના પાયા પર જ હશે.

ગાંધીજીની લડત સાથે જેમને પનારું પડેલું તેવા બ્રિટનના તે વખતના સંસ્થાન મંત્રીએ એમને ચેતવ્યા પણ ખરા: 'જો જો હોં! અમારી વજ્રમુઠ્ઠીનો પ્રહાર નહિ ઝીલી શકો તમે!'

ને છતાં અસહકાર ને સત્યાગ્રહનો નિરધાર અડગ રહ્યો. અલબત્ત, કંઈ કરવા પગલું ઊપડે, તે પહેલાં તો નેતાઓ જેલના સળિયા પાછળ ધકેલાઈ ગયા, સખત મજૂરીની કેદ ઠોકાઈ ગઈ. તે છતાં પ્રજાનો જુસ્સો અણનમ રહ્યો. ને એનો પડઘો પાડ્યો પ્રજાએ ૧૯૫૧ની ચૂંટણીઓમાં. ધારાસભાના ચૂંટાઈને આવનાર સભ્યો માટેની ૩૮માંની ૩૫ બેઠક માટે પ્રજાએ પોતાના નેતાઓને ચૂંટી કાઢ્યા.

પ્રજાની અહિંસક લડતનો નેતા નકુમાહ જેમ્સ ફોર્ટની કેદમાં ચક્કી પીસતો હતો. તે પ્રજાના પ્રતિનિધિ તરીકે ચૂંટાઈ (૨૩,૧૨૨માંથી ૨૨,૭૮૦ના મત મેળવી) ગયો! ને પ્રજાના વડા પ્રધાન તરીકે નીમાઈ ગયો.

## સાદાં કપડાંમાં સંત: સ્વ. રેજિનાલ્ડ રેનોલ્ડ્ઝ

માથું મુંડાવ્યા વિના, દાઢી વધાર્યા વિના અને લંગોટી પહેર્યા વિના પણ માણસ અનાસક્ત, માનવપ્રેમી અને જીવ કરતાં સત્યની વધારે સંભાળ લેનારો હોઈ શકે છે, એ વાત જનક વિદેહીની આખ્યાયિકા જાણતા ભારતવાસીઓને પણ આજે કહેવાની જરૂર છે.

### વિરલ મનુષ્ય

સ્વ. રેજિનાલ્ડ રેનોલ્ડ્ઝને સાદાં કપડાંમાં ફરતા સંત કહી શકાય. શ્રી. કિંગ્ઝલી માર્ટિન એમને વિષે કહે છે:

"એ એક વિરલ મનુષ્ય હતા, ૧૭મી સદીના કોઈ ક્વેકર તેમનો યુગ છોડીને આપણી વચ્ચે આવી વસ્યા હોય એવા હતા-અથવા કદાચ, મને કયારેક લાગે છે તેમ, જંગી જાહેરાતના આ જમાનામાં વિશિષ્ટ વ્યક્તિત્વને અને સુપદ વસ્તુઓના જ્ઞાનને જીવડાવવાં હોય તો વધારે માણસોએ જેવી રીતે જીવવું જોઈએ તેવી રીતે જીવનારા હતા."

## અવ્યવહારુ તોયે નિઃસ્વાર્થ નિષ્ઠા

તમે એમને વ્યવહારુ કહી શકો પણ એમના એક પુસ્તક 'ધ વિઝડમ ઑફ જહૉન બુલમૅન'નો પાયાનો વિચાર જ એ છે કે, ગુલામીનો નાશ કરવા જેવી મહાન સિદ્ધિઓ વ્યવહારુ માણસોથી નહિ પણ અવ્યવહારુ માણસોની નિઃસ્વાર્થ નિષ્ઠાથી જ મેળવાય છે. ગઈ સાલ પેસિફિકમાં બ્રિટનના અણુઅખતરા સામે વિરોધ કરવા જનારી મંડળીમાં એ સ્વેચ્છાએ જોડાવા તૈયાર થયેલા. આફ્રિકામાં કાળાગોરા વચ્ચેનો ભેદભાવ દૂર થાય, એ એમના પ્રયત્નનું એક પ્રિય ક્ષેત્ર હતું. પચીસ જ વર્ષની વયે હિન્દુસ્તાનની સ્વતંત્રતાના કાર્યમાં ગાંધીજીને મદદ કરવા એ અહીં આવેલા. લૉર્ડ ઇર્વિન પરનો ગાંધીજીનો પત્ર પહોંચાડવા માટે ગયા તેને લીધે રેજિનાલ્ડ રેનોલ્ડ્ઝનું નામ ભારતમાં અને ભારત બહાર સારી પ્રસિદ્ધિ પામેલું.

## પોતાની ઓળખાણ

પણ એમની ઓળખાણ એટલાથી પૂરી ન થાય. એ સાહિત્યના મોટા પ્રેમી હતા અને લેખક હતા. પોતાની ઓળખાણ એમણે પોતે બહુ રસપ્રદ શૈલીએ આપી છે: "મારાં બે સ્વરૂપ છે, નંબર ૧ વાળો હું ગ્લાસ્ટનબરીમાં એક ક્વેકર કુટુંબમાં જન્મ્યો અને સેફ્રન વોલ્ડનની શાળામાં તથા બુક્બ્રુક કૉલેજમાં ભણ્યો. કુટુંબના ધંધામાં થોડો વખત અપયશવી ભાગ ભજવ્યા પછી ૧૯૨૯માં હિન્દુસ્તાન ગયો અને ત્યાં ગાંધી સાથે કામ કર્યું. પછીની પ્રવૃત્તિઓમાં "નો મોર વૉર મૂવમેન્ટ"નું અને "ફ્રેન્ડ્ઝ પીસ કમિટિ"-નું મંત્રીપદ. નંબર ૨ની ઉત્ક્રાંતિ ૧૯૪૦માં થઈ–એક કટાક્ષકાર અને ઐતિહાસિક ગલીકૂંચીઓના અભ્યાસી તરીકે, બન્ને હજી જીવે છે અને ઇથલ મેનિનને પરણેલા છે.

"નંબર ૧ની કૃતિઓ: 'વ્હાઇટ સાહેબ્ઝ ઇન ઇન્ડિયા, ધ વિઝડમ ઑફ જહૉન બુલમૅન, એ ક્વેસ્ટ ફૉર ગાંધી' અને અસંખ્ય લેખો.

"નંબર ૨ની કૃતિઓ: ક્લીનલીનેસ ઍન્ડ ગોડલીનેસ, ઑગ ઍન્ડ અધર ઑગર્સ, બીઅર્ડ્ઝ બૅડ્ઝ,

"...નંબર ૧ (૧૯૪૯–૫૦) ફરી ભારત અને અન્ય પ્રદેશોનો પ્રવાસ કરી આવ્યો છે અને હજી સક્રિય અને અંતરને અનુસરનારો છે. નંબર ૨ બ્રિટિશ મ્યુઝિયમમાં, પથારીમાં કે ચેલસીના કોઇક ભાગમાં કૉફી પીતો દેખી શકાશે. નંબર ૧ ધર્મ અને રાજકારણ જેવા ગંભીર વિષયો પર બોલનારો જાહેર વક્તા છે. નંબર ૨ વાતો ખૂબ કરે છે પણ જાહેરમાં ભાગ્યે જ, અને એ સદ્ભાગ્યની વાત છે; પણ રેડિયો ઉપર એ ઘણીવાર બંધ તોડી નાંખે છે."

આ માસની ૧૬ મી તારીખે ઑસ્ટ્રેલિયામાં ઍડેલેડ ખાતે રેજિનાલ્ડ રેનોલ્ડ્ઝનું અવસાન થયું. ત્યાંની સોસાયટી ઑફ ફ્રેન્ડ્ઝના નિમંત્રણથી તેઓ ત્યાં ગયેલા. અવસાન સમયે તેમની ઉંમર ૫૭ વર્ષની હતી.

## અંગ્રેજી શાસન પર તહોમતનામું

રેનોલ્ડ્ઝનું "વ્હાઇટ સાહેબ્ઝ ઇન ઇન્ડિયા" ભારતમાંના અંગ્રેજી શાસનનો ઇતિહાસ છે. નહેરુએ એનો ઉપોદ્ઘાત લખેલો. ૧૯૩૭માં એ પ્રસિદ્ધ થયું ત્યારે વિરોધનો મોટો વંટોળિયો વાયેલો.

કેટલાક વિવેચકોનો અભિપ્રાય એવો હતો કે તેમની પોતાની જ અત્યુક્તિથી તેમનો કેસ માર્યો ગયો છે. કેટલાકને મતે બ્રિટિશ પદ્ધતિ પર આવું નિરંકુશ તહોમતનામું ભાગ્યે જ બીજું લખાયું હશે. "બીઅર્ડ્ઝ"માં તમને વિદ્વત્તાનો પરિપાક અને જીવનની મોજ દેખાશે. "કેરો ટુ કેપ ટાઉન" (૧૯૫૫) એ તેમના આફ્રિકાના પ્રવાસનું પુસ્તક છે. "ન્યુયોર્ક ટાઇમ્સ"ના વિવેચકે એને વિષે લખેલું કે "ઘણાયે પ્રવાસીઓએ પગે ચાલીને, મોટરમાં, હોડીમાં ગાડામાં કે વિમાનમાં બેસીને આફ્રિકાનો પ્રવાસ કર્યો છે, પણ ભાગ્યે જ કોઈએ આવીને ઝાટકો લાગે તેવી ભાષામાં એને વિષે વાત કરી છે." આફ્રિકા વિષેનાં પુસ્તકોની વર્તમાન લડાઈમાં આ પુસ્તક તેના લેખકના સ્ફૂર્તિદાયક મૂર્તિખંડનથી અને તેના દૃષ્ટિબિન્દુના વાગે તેવા સ્પષ્ટ ઉચ્ચારણથી જુદું તરી આવે છે.

## એમનાં કટાક્ષકાવ્યો

છેલ્લા કેટલાક સમયથી બ્રિટિશ સાપ્તાહિક 'ન્યુ સ્ટેટ્સમેન'માં રેનોલ્ડ્ઝ કટાક્ષકાવ્યો લખતા. એ કટાક્ષકાવ્યોમાં પણ મોટે ભાગે તો ખ્રિસ્તી ધર્મને હાંસીપાત્ર બનાવતા રાજકીય નેતાઓ સામેનો તેમનો વિરોધ વાચા પામતો. સંસ્થાનવાદીઓ, રંગદ્વેષીઓ અને એવા બીજા જુલમગારો એમના કટાક્ષનો વિષય બનતા.

—યશવંત દોશી

(સદેશ: સાહિત્ય અને સાધના)

# પ્રવૃત્તિ ને પડઘા

આ વિભાગમાં

- ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધ યોગ્ય પ્રવૃત્તિઓ અંગે—
- ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ ( કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત )ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "વિશ્વમાનવ" ઉપકૃત થશે.

## વલ્લભ વિદ્યાપીઠ: સૈધ્ધાન્તિક પુનર્વિચારણા માટેનો નિમિત્ત-પ્રસંગ

વલ્લભવિદ્યાપીઠના ઉપકુલપતિ પદે શ્રી બાબુભાઈ જ. પટેલની નિમણૂક સરકારે કરી તે કેટલાકને મતે અયોગ્ય થયું; અને એ બાબત જાહેર વિરોધ વ્યક્ત પણ થયો.

આ વાતાવરણમાં જ વલ્લભવિદ્યાપીઠનો પ્રથમ પદવીદાન સમારોહ તા. ૧૩મી જાન્યુઆરીએ આવી પહોંચ્યો. જનતા પરિષદે તેનો બહિષ્કાર કરવાનું એલાન આપ્યું.

અને તા. ૧૩મીએ મુંબઈના ગવર્નર તથા કુલપતિ શ્રી શ્રીપ્રકાશને હસ્તક આરંભાતા પદવીદાન સમારંભ પ્રસંગે અશાંતિ, અવ્યવસ્થા ફેલાવવાના વિદ્યાર્થીઓ તરફથી પ્રયત્નો થયા. શ્રી શ્રીપ્રકાશ અને અન્ય મહેમાનો ઉપર ટોળાંઓએ ધૂળ નાખી અને પથ્થરમારો કર્યો.

સામે, પોલીસે ટીયર ગૅસ અને લાઠીનો ઉપયોગ કર્યો.

શ્રી બાબુભાઈની નિમણૂક સામેનો રોષ આ રીતે ટોળાંશાહી તોફાનોમાં અને ધર્ષણમાં પરિણમ્યો.

આ પ્રકારના બનાવો ભારતમાં નવી નવાઈના રહ્યા નથી... કોઈ પણ દેશમાં, જ્યાં રોજબરોજ અસંખ્ય નિર્ણયો લેવાતા હોય, જ્યાં અનેક પાર્ટીઓ અને વિચારો, ગમાઅણગમાઓ અને મતભેદો પ્રવર્તતા હોય, ત્યાં વિરોધના પ્રસંગો તો ઊભા થતા જ રહેવાના. ભારત જેવા વિશાળ અને લોકશાહીનાં નવા નિશાળિયા માટે સવિશેષ પ્રમાણમાં આવું બનવાનું.

**● પરંતુ, વિરોધના પ્રસંગો એટલે જ આક્ષેપો, અશાંતિ, પથ્થરબાજી, લાઠી અને બંદૂકબાજી તથા અંધાધૂંધી—શું આવું 'લૉજિક' અનિવાર્ય છે?**

આપણે ત્યાં આવું લૉજિક લગભગ લાગુ કરી દેવામ આવ્યું છે, એનું મૂળ **વિરોધોનાં કોઈ અમુક કારણોમા** રહેલું નથી; પરંતુ, એવા પ્રસંગો વખતે વિરોધ કરનારા અને વિરોધનો જવાબ વાળનારા જે **રીતે** વર્તે છે તેમાં રહેલું છે.

આજે તો સ્પષ્ટપણે એમ જણાઈ રહ્યું છે કે,—

* સત્તાધારી પક્ષ અને વિરોધ પક્ષ મોટે ભાગે સંકુચિત પાર્ટી-દૃષ્ટિએ જ વર્તે છે.
* વિદ્યાર્થીઓ તથા સર્વ સાધારણ નાગરિકોની સહજ લાગણીઓને થાબડી યા ઉશ્કેરીને સૌ પોતાના સંકુચિત પક્ષીય રાજકારણને આગળ આણવા મથે છે.

● શ્રી બાબુભાઈ પટેલની નિમણૂક પક્ષીય રાજકારણની દૃષ્ટિથી થયેલી છે એ છાપ સાચી જણાય છે.

● અને એમની સામેનો વિરોધ પણ જે રીતે થયો છે તેમાં ય કૉંગ્રેસવિરોધ સિવાયની વૃત્તિ દેખાતી નથી.

શ્રી બાબુભાઈની નિમણૂકને પક્ષે જરૂર એમ કહી શકાય કે, બાબુભાઈએ ધારાસભા અને પ્રધાનમંડળની કામગીરી દરમ્યાન બુદ્ધિ અને કાર્યદક્ષતા દાખવ્યાં છે; ઉપરાંત સેનેટના

સભ્ય તરીકે તથા ઈતર શૈક્ષણિક સંસ્થાઓના કાર્યકર તરીકે, અને કેટલીક સાહિત્યિક-સાંસ્કારિક પ્રવૃત્તિઓ સાથેય તેઓ સંકળાયેલા રહ્યા છે. આથી તેમને કોઈ પણ **સંચાલનીય સ્થાન** ઉપર મૂકવાથી તેના સંચાલનમાં તેઓ સફળતા દાખવી શકે એમ છે.

અમને આ બાબત શંકા નથી.

આમ છતાં, ઉપકુલપતિનું સ્થાન અને કાર્ય સંચાલનીય જવાબદારીનું હોવા ઉપરાંત ઘણે અંશે 'એકેડેમીક' છે. અને આજે જ્યારે શિક્ષણક્ષેત્રે અપરંપાર અંધાધૂંધીનો યુગ પ્રવર્તી રહ્યો છે, ત્યારે આ ક્ષેત્રના ઊંડા અભ્યાસી અને નિષ્ણાત એકેડેમિશિયનની નિમણૂક કરવાનું જ સુયોગ્ય ગણાય.

આપણે ત્યાં પ્રધાનમંડળોથી માંડી શિક્ષણ-સંસ્કાર અને સાહિત્ય કેન્દ્રોમાં પણ તે તે ક્ષેત્રની વિશિષ્ટ દક્ષતા તરફ ધ્યાન આપવાને બદલે, રાજકારણી અથવા બીજા પ્રકારની ક્ષેત્રબાહ્ય (extraneous) બાબતોના આધારે નિર્ણયો, નિમણૂકો થતાં રહ્યાં છે. પરંતુ આ **રસમ** કોઈ રીતે વાજબી નથી; એના જોર પર એવા જ નિર્ણયો ને નિમણૂકોનો બચાવ પણ યોગ્ય નથી. એ આપણી જાગ્રતિનું લક્ષણ નથી; એ સાચી દિશા તો નથી જ.

**શ્રી. બાબુભાઈની નિમણૂક તો પુનર્વિચારણા માટેનો નિમિત્ત-પ્રસંગ બનવો જોઈતો હતો. તેને બદલે પક્ષ-સંઘર્ષનો પ્રસંગ બની ગયો!**

આજસુધી ચાલતી આવેલી રસમોમાં પરિવર્તન કરવા ઈચ્છનારાઓનો, સાચા અર્થમાં **સૈદ્ધાન્તિક વિરોધ કરનારાઓનો** રાહ કદી પણ દ્વેષ, તોફાનો, પથ્થરબાજી મા અંધાધૂંધીનો હોઈ જ ન શકે.

તેમાંય સાહિત્ય-શિક્ષણ-સંસ્કાર ક્ષેત્રે પ્રવર્તતા મતભેદોના નિરાકરણમાં આવાં સાધનો સર્વથા ત્યાજ્ય લેખાવાં જોઈએ.

—**બો. ગાંધી**

## શ્રી. બબલભાઈ મહેતા

### (તેમના નિવેદનમાંથી)

"ઉપકુલપતિ નીમવાનો અધિકાર વલ્લભવિદ્યાપીઠના સ્ટેચ્યુટ પ્રમાણે કુલપતિનો છે અને એ રીતે એમણે એમની સૂઝ, શક્તિ પ્રમાણે મુદ્દત પૂરી થતાં નવી નિમણૂક કરી. બનવા જોગ છે કે એ નિમણૂક કેટલાકને પસંદ પડે અને કેટલાકને નાપસંદ પડે. નાપસંદ પડે એ પોતાનો વિરોધ-અભિપ્રાય પણ લોકશાહીમાં રજૂ કરી શકે. પણ વિરોધ રૂપે સમારંભનો બહિષ્કાર કરવા જતાં ધૂળ અને પથરા ફેંકાય તથા રાષ્ટ્રગીતનું અપમાન થયું. એથી વિરોધ નોંધાવવાની રીત ઝંખવાણી પડી ગઈ. અને આપણી કેળવણી વગોવાઈ આપણા પ્રદેશની એક વિદ્યાપીઠ અને આપણા પ્રદેશ સામે આંગળી ચીંધાય એવું થયું. આ પ્રસંગથી ઘણાને થયું કે એમ મને પણ દુઃખ થયું છે. બે દિવસો મેં પ્રાર્થનામય ઉપવાસમાં ગાળ્યા. મને એમ થાય છે કે આપણી વિદ્યાપીઠોના ચોગાનોમાં કદી પોલીસ બંદોબસ્તની જરૂરજ ન પડે એવું વાતાવરણ આપણે કેમ પેદા ન કરીએ? અને પોલીસે હોય તેને લાઠીનો કે ટીયર ગેસનો ઉપયોગ જ શા માટે કરવો પડવો જોઈએ?"

## વિજ્ઞાન સંમેલન:

### તા. ૨૭, ૨૮, ૨૯ ડિસેમ્બર: ૧૯૫૮

ઇન્ડિયન એકેડેમી ઑફ સાયન્સીઝનું ૨૪મું વાર્ષિક સંમેલન વડોદરામાં મહારાજા સયાજીરાવ વિદ્યાપીઠના આશ્રયે ભરાયું હતું. સંસ્થાના પ્રમુખ પ્રો. ચંદ્રશેખર વ્યંકટરામન પ્રમુખસ્થાને હતા અને વડોદરા વિદ્યાપીઠના કુલપતિ મહારાજા ફત્તેસિંહ ગાયકવાડે ઉદ્ઘાટન કર્યું હતું. ડૉ. જ્યોતીન્દ્ર મહેતાએ સ્વાગતનો બે બોલ કહ્યા હતા. સંસ્થાના અન્ય ફેલોની ઓળખાણ વિધિ પછી પ્રમુખશ્રીનું પ્રવચન વર્ણપટ (Infra red) વિષે હતું. તેમણે અણુઓની અંદરની રચના વિષે માહિતી આપતાં આ વિષય પર વિગતવાર વર્ણન કર્યું હતું. રાત્રે રંજન કાર્યક્રમ, વડોદરાના નૂતન સંસ્કાર કેન્દ્ર તરફથી આપવામાં આવ્યો હતો.

તા. ૨૮ મીને રવિવારે સવારે ડૉ. ભગવતીના પ્રમુખપણા નીચે 'મૂળભૂત કણોની ભૌતિકી' વિષે ચર્ચા હતી. તેમાં શરૂઆત મદ્રાસના પ્રોફેસર શ્રી અલાદી રામકૃષ્ણને સચોટ રીતે કરી હતી. સમયના પાછળ જવાની ગતિનો ખ્યાલ લઈ કરેલાં કેટલાંક અનુમાનોની રજૂઆત કરી હતી. ત્યાર પછી એમના વિદ્યાર્થીઓ તરફથી જુદાં જુદાં અંગો

વિષે માહિતી આપવામાં આવી હતી. બપોરે તે જ જગાએ અન્ય વિજ્ઞાનીઓ તરફથી સ્ફટિકોના જુદા પ્રકારોના ભૌતિક ગુણો તથા બીજા વિષયો જેવા કે સૂર્ય અને હવામાનની માહિતી પરથી મકાનની રચનાઓ તથા સ્ફટિક પર પડતા આઘાતથી થતા આકારો પર પ્રો. રામને માહિતી આપી હતી. એમણે જણાવ્યું હતું કે જુદા જુદા સ્ફટિકો પર પોલીશ કરેલા લોખંડના ગોળા ઊંચેથી નાંખીને જે આકાર સ્ફટિક પર પડે છે અને જે રીતે એ તૂટે છે તે દરેક સ્ફટીક માટે ભિન્નભિન્ન છે. અને એના પર એમણે કરેલાં અવલોકનોનો ઉલ્લેખ કર્યો હતો. સાંજે મધ્યસ્થ સરકારના ડૉ. એન. કેશવ પાનીકરે 'ભારતીય માછલી ઉદ્યોગ' પર જાહેર પ્રવચન કર્યું હતું. એમા માછલીઓના ઉદ્યોગને ગુજરાતમાં શાકાહારી લોકોને પસંદ ન હોવાથી પણ સારી ઉપજની દ્રષ્ટિએ ખીલવવાનો ઉદ્યોગ છે એમ જણાવી દેશમાં ક્યાં ક્યાં અને કેવા પ્રકારના પ્રયોગો થાય છે અને કયા સુધારા થઈ શકે, માછલીની જાત, તથા વધુ ઉપજ માટે કરવા જોઈતા સવિસ્તર પ્રયાસો વિગેરેની માહિતી આપી હતી. પ્રો. રામન પ્રમુખસ્થાને હતા. રાત્રે વડોદરાની મ્યુઝીક કૉલેજ તરફથી રંજન કાર્યક્રમ હતો; સંગીત, વૃંદવાદન વગેરેનો હતો.

ત્રીજા દિવસની સવારની બેઠકમાં પ્રાણી અને વનસ્પતિ શાસ્ત્રના વિષયોની ચર્ચાસભા યોજાઈ હતી, જેનું પ્રમુખસ્થાન મદ્રાસના પ્રો. ટી. સદાશિવમે સ્વીકાર્યું હતું. શરૂઆતમાં અમદાવાદનાં શ્રીમતિ જાનકી રામને જાતજાતનાં ફૂલોની કેવી રીતે વૃદ્ધિ થઈ તે સમજાવી, સ્લાઈડો દ્વારા હજારો વર્ષ પૂર્વેના પૃથ્વીના નકશો રજુ કરી, તે વખતે કઈ વનસ્પતિ ક્યાં થતી હતી અને દિવસે દિવસે તેની કઈ રીતે અને કેવા સંજોગોમાં વૃદ્ધિ થઈ તેની વિગત સમજાવી હતી. પ્રમુખ શ્રી ટી. સદાશિવમે 'ડાંગરમાં રોગ' એ વિષય ઉપર રસપ્રદ વ્યાખ્યાન આપ્યું હતું. (મળેલું)

## ભારતીય તત્ત્વજ્ઞાન પરિષદ

ભારતીય તત્ત્વજ્ઞાન પરિષદ (ઇન્ડિયન ફિલોસોફિકલ કૉંગ્રેસ)નું તેત્રીસમું અધિવેશન અમદાવાદમાં ડિસેમ્બરની ૨૭થી ૩૦ તારીખ સુધી પ્રો. બી. એલ. આત્રેના અધ્યક્ષપદે મળ્યું હતું. તેનું ઉદ્ઘાટન યુક્ત પ્રાંતના મુખ્ય પ્રધાન શ્રી સંપૂર્ણાનંદે કર્યું હતું. અને સ્વાગત પ્રમુખપદે ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી મગનભાઈ દેસાઈ હતા. ગયે વરસે આ સંસ્થાનું અધિવેશન કાશ્મીરમાં શ્રીનગર મુકામે મળેલું.

તત્ત્વજ્ઞાન પરિષદની સ્થાપના ૧૯૨૫માં ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણને કરેલી. એના સર્વપ્રથમ પ્રમુખ તરીકે કવિવર રવીન્દ્રનાથ ટાગોરની વરણી થયેલી. સંસ્થાના આજીવન સભ્યોમાં ડૉ. રાધાકૃષ્ણન, સર સી. પી. રામસ્વામી અય્યર, ડૉ. મલ્લશેખર, ડૉ. ડી એમ. દત્ત, ડૉ. હુમાયુન કબીર, મૈસુરના મહારાજા, કાશ્મીરના કરણસિંહ વગેરે નામાંકિત વ્યક્તિઓ છે.

અમદાવાદમાં સેંટ ઝેવિયર્સ કોલેજમાં મળેલા આ અધિવેશનનું ઉદ્ઘાટન ડૉ. સંપૂર્ણાનંદે કર્યું હતું, પ્રો. દામલે, ડૉ. મોદી, ડૉ. બાનરજી વગેરે ભારતીય પ્રતિનિધિઓ ઉપરાંત કેટલાક વિખ્યાત વિદેશી પ્રતિનિધિઓ પણ હાજર રહ્યા હતા. એમાં અમેરિકાના ડૉ. અને શ્રીમતિ યંગ, ડૉ. માર્ટિન ફોસ, પ્રો. ટ્રોય ઓર્ગન હતા. એ ઉપરાંત પ્રોફેસર હુક, પ્રોફેસર સેગ્રેટ તથા ઑસ્ટ્રેલિયાના પ્રોફેસર ગિબ્સન પણ આ અધિવેશનમાં હાજર હતા.

આ સમેલનમાં પાંચ વિભાગો રખાયા હતા. એમાં ગુજરાતી વિભાગનું અધ્યક્ષ સ્થાન પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજીએ લીધું હતું.

ડૉ. સંપૂર્ણાનંદે પોતાના પ્રવચનમાં જણાવ્યું હતું કે એ ઘણી કમનસીબીની વાત છે કે ભારતના વિશ્વવિદ્યાલયોમા ભારતીય તત્ત્વજ્ઞાનને હજુ સુધી તેની લાયકાત પ્રમાણેનું પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાન જેટલું સ્થાન આપવામાં આવ્યું નથી; કારણ કે આપણા ઉચ્ચ કેળવણી લીધેલા પ્રોફેસરો જેઓને સુશિક્ષિત ગણવામાં આવે છે અને જેઓ પ્રાશ્ચાત્ય ફિલસૂફી શીખવે છે, તેઓમાંના થોડાકને જ સંસ્કૃતનું જ્ઞાન હોય છે. તેઓનું ભારતીય તત્ત્વજ્ઞાન ઘણુંખરું સંસ્કૃતનાં અંગ્રેજી યા બીજી પાશ્ચાત્ય દેશોની ભાષામાં થયેલા તરજુમા પરથી પ્રાપ્ત થયેલું હોય છે. વધુમાં તેમણે જણાવ્યું હતું કે ભારતીય દર્શનમાં ન્યાય, વૈશેષિક, યોગ તથા વેદાંતમાં ઘણી સારી પ્રગતિ થઈ છે, છતાં હાલના ઘણા સુશિક્ષિત ભારતીયો ભારતીય દર્શનોની પ્રગતિથી અજ્ઞાત છે. દા. ત. અણુવાદ સંબંધમાં તેઓનું મન ડાલ્ટનના અણુવાદ પ્રત્યે દોડે છે. મહર્ષિ કણાદે પ્રતિપાદન કરેલા પરમાણુવાદના જ્ઞાનથી તેઓ વંચિત હોય છે. તે જ પ્રમાણે સાંખ્ય દર્શનમાં વિકાસવાદ-

ની ઘણી સારી ખીલવણી થયેલી જોવામાં આવે છે. છતાં ઘણા સુશિક્ષિતો તેનું જ્ઞાન ધરાવતા નથી. તેમજ વળી નવ્ય ન્યાય દર્શનની બાબતમાં ભારતે ઘણી સારી સિદ્ધિ મેળવી છે, છતાં તેનું પણ તેઓ જ્ઞાન ધરાવતા નથી.

ડૉ. અત્રેએ પ્રમુખ તરીકેના પોતાના પ્રવચનમાં જણાવ્યું હતું કે, આજના વૈજ્ઞાનિક વિકાસના યુગમાં વૈજ્ઞાનિક રીતે પણ ધર્મની આવશ્યકતાની ખાસ જરૂર છે. તેથી તેઓએ ધર્મના જ્ઞાન પર ખાસ ભાર મૂકયો હતો.

**ગુજરાતી તત્ત્વજ્ઞાન વિભાગની વિશેષતા**

ભારતીય તત્ત્વજ્ઞાન મંડળના ઉપલા અધિવેશનની બીજી ખાસ એ વિશેષતા હતી કે સદરહુ મંડળની કારકીર્દીમાં પહેલી જ વાર તેના વાર્ષિક અધિવેશનની સાથે તથા તેના અંગરૂપે પ્રાદેશિક તત્ત્વજ્ઞાન દર્શન વિભાગને જોડવામાં આવ્યો હતો. ગુજરાતી તત્ત્વદર્શન વિભાગની કાર્યવાહિનીની શરૂઆત ગુજરાત તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ પંડિતવર્ય શ્રી સુખલાલજીના મંગલ પ્રવચનથી થઈ હતી અને તેઓએ ગુજરાતી ભાષામાં 'ભારતીય દર્શનોની ઉત્પત્તિ તથા વિકાસ' એ વિષય પર અતિ વિદ્વત્તાભર્યું પ્રવચન કર્યું હતું. ત્યાર બાદ નવસારી ગાર્ડા કોલેજના પ્રિન્સીપાલ શ્રી એ. કે. ત્રિવેદીએ જ્ઞાન તથા ભક્તિ સંબંધી ભારતીય દર્શનને સ્પર્શ કરતો એક લેખિત નિબંધ ગુજરાતી ભાષામાં વાંચ્યો હતો. તેમ જ વળી બીજા પ્રાધ્યાપકોએ તથા વડોદરાના પુરાતત્ત્વવિદ્ શ્રી ગોવિંદલાલ ભટ્ટ તથા ઇતર તત્ત્વજ્ઞોએ તત્ત્વજ્ઞાનના જુદા જુદા વિષયો પર ગુજરાતીમાં પ્રવચન કર્યાં હતાં.

( સંકલિત )

# ઝેકોસ્લોવાક પપેટ શો

## ( કઠપૂતલી–ખેલ ) : અમદાવાદમાં

રંગભૂમિ ક્ષેત્રે અમદાવાદને એક નવીન વસ્તુ આ મહિનાની ઝાંખી ટ્રૂપને જોવા મળી અને તે ઝેકોસ્લોવાક પપેટ થીયેટરના પ્રયોગો. લાકડાનાં અને અન્ય પદાર્થોનાં નાનાં ઢીંગલા ઢીંગલીઓને દોરીથી અને બીજી વિવિધ રીતોએ હાલતાં ચાલતાં દર્શાવી, રમાડી, ખેલાવી, નચાવીને, થતો આ પ્રયોગ એની નવીનતા જેટલો એના જીવંતપણાથી આકર્ષક હતો.

ઝેકોસ્લોવેકિયામાં મનોરંજનનો આ એક ખૂબ પ્રાચીન પ્રકાર છે. ગઈ સદીમાં લગભગ ૭૮ કુટુંબો ઝેક દેશોમાં આવા ખેલો લઈને ઘૂમતાં ફરતાં હતાં. ચડતી પડતી ચાલ્યા કરી, પણ ખરી પ્રગતિ બીજા વિશ્વયુદ્ધ પછી થઈ. કઠપૂતળીના ખેલની કળાને ત્યાં ખૂબ સન્માન્ય ગણવામાં આવી છે. ૧૯૫૨ માં એકેડેમી ઓફ આર્ટસ ઓફ મ્યુઝિકમાં આ કળા માટે ખાસ 'ચેર' ઊભી કરવામાં આવી છે. અત્યારે ત્યાં ૧૩ ધંધાદારી અને લગભગ ૧૫૦૦ જેટલી શોખથી આ પ્રવૃત્તિ કરતી સંસ્થાઓ છે! કલાકારો પોતાની કલ્પનાઓથી વિવિધ આકારો-ચિત્રો ઉતારે છે. રાજકુમારો અને કુંવરીઓનો દાદાજી ને દાદીમા, નાનકડા સૈનિકો, ખેલાડીઓ અને વિદૂષકો, રાક્ષસ ને ગધેડાં, કૂતરાં, ને શિયાળ જેવાં પ્રાણીઓનાં ચિત્રો પરથી યંત્રોની મદદથી એન્જનિયર એ રમકડાંના હાથ, પગ, પંજા, દેહ તૈયાર કરે છે. બીજો એક કલાકાર એ ભાગોને ભેગા કરી કરામતી પૂતળાં તૈયાર કરે છે. કોઈ એ પૂતળાંને રંગવામાં રોકાયું હોય છે, કોઈ એને દાઢી મૂછ ને ઝુલફાં લગાવે છે; ને કોઈ એમને માટે રંગીન મજાનાં ભાતભાતનાં કપડાં સીવે છે. અને પછી એ પૂતળાં રંગભૂમિ પર રમવા ઊતરે છે.

'અંતે શું થશે?' એ નામના અમદાવાદમાં કરેલા પ્રયોગમાં રંગભૂમિ પર પડદો ઊઘડતાં લાકડાનાં ખોખાં, કબાટો, કેશકાઉન્ટર, નાનકડા પડદા વગેરેની સંકુલિત રચના જોવા મળી. એ લાકડાનાં સાધનો પર કયાંક પાછળથી હાથનાં મોજાંની જેમ રમકડાંમાં હાથ નાંખી, એમને નચાવાતાં હતાં. તો કયાંક પાછળના અદૃશ્ય હાથોથી સંચારિત થતી દોરીઓથી એમને હાલતાં ચાલતાં કરવામાં આવતાં હતાં. સંગીત અને નેપથ્યમાંથી પ્રાણીઓનાં પાત્રોમાં કુશળતાપૂર્વક કરાતા અવાજો રજુઆતના આકર્ષણમાં વધારો કરતા રહ્યા હતા. એકેએક હલનચલન, એકેએક અવાજ સૂચક હતા, જીવંત માનવીઓ કે પ્રાણીઓની હૂબહૂ નકલ જેવા હતા, એટલું જ નહીં એથીય કંઈક વધુ હતા. એ પ્રયોગના યોજક કલાકારોનાં કોઈ મિજાજની, કોઈ લાગણીની, દૃષ્ટિની અભિવ્યક્તિ સમા હતાં.

ઝેકોસ્લોવાકિયામાં બાળકોને નાગરિકત્વના, સ્વચ્છતાના ને શિસ્તના પાઠ રસ પડે તે રીતે શીખવાડવામાં, સરસ પરીકથાઓ, લોકકથાઓ રજૂ કરવામાં, જીવાતા જીવનનું સૌંદર્ય દર્શાવવામાં, અને કયારેક માનવીની નબળાઈઓ,

સામાજિક દૂષણોની મજાક કરવામાં, ઠેકડી ઉડાડવામાં આ ખેલનો સરસ ઉપયોગ થાય છે. પણ એનો સૌથી મોટો ઉપયોગ તો નિર્દોષ આનંદ પૂરો પાડવામાં આ થિયેટરનું 'જોય થિયેટર' નામ સાર્થક જ હતું. (ગુજરાત સમાચાર)

## 'દર્શન અને ચિંતન'નું બહુમાન

ભારતની મુખ્ય ભાષાઓમાં પ્રગટ થયેલી કૃતિઓ માટે દર વર્ષે સાહિત્ય અકાદમી તરફથી ભાષાદીઠ અપાતાં રૂા.૫૦૦૦નાં પારિતોષિકોમાં ૧૯૫૮ના વર્ષ માટે પારિતોષિકો મેળવનારાઓમાં ગુજરાતી ભાષામાં પંડિત સુખલાલજી, શ્રી રાજગોપાલાચારી, મલાયલમ ભાષાના દૈનિકના તંત્રી અને સીલોન ખાતેના અગાઉના હાઈ કમિશનર શ્રી કેશવ મેનન તથા હિંદી ભાષાના મહાપંડિત શ્રી રાહુલ સાંકૃત્યાયનનો સમાવેશ થાય છે.

શ્રી રાજાજીને તામિલ ભાષામાં રામાયણનું ગદ્ય રૂપાંતર કરવા માટે, શ્રી રાહુલજીને 'મધ્ય એશિયાકા ઇતિહાસ'ના બે ગ્રંથો માટે, શ્રી કેશવ મેનનને 'આત્મકથા' માટે તથા પં. સુખલાલજીને 'દર્શન અને ચિંતન' (તત્ત્વજ્ઞાનના નિબંધ-લેખો)ના બે ગ્રંથો માટે પારિતોષિકો એનાયત થયાં.

## થીએટર સેન્ટરના એક ઉપપ્રમુખ શ્રી ચંદ્રવદન મહેતા

નવી દિલ્હી ખાતે મળેલા ભારતીય નાટ્ય સંઘ (થીયેટર સેન્ટર, ઇન્ડિયા)ના આઠમા અધિવેશનમાં શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયને સંઘનાં પ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યાં હતાં. ઉપપ્રમુખો તરીકે શ્રી. આઈ. સી. જૈન, શ્રી. **ચંદ્રવદન સી. મહેતા**, ડૉ. રાઘવન, અને શ્રી. કાલીચરન પટનાયકની ચૂંટણી થવા પામી હતી.

*

મહારાજા સયાજીરાવ ત્રીજા સ્મારક સંશોધન સમિતિ (પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા યુનિવરસીટી)ના મંત્રી શ્રી ભોગીલાલ સાંડેસરા જણાવે છે :—

### ઇનામી નિબંધ, ૧૯૫૮-૫૯

કે. મહારાજા સયાજીરાવ ત્રીજા સ્મારક સંશોધનસમિતિ તરફથી **"ભારતના અર્થતંત્રમાં નાના ઉદ્યોગોનું સ્થાન"** એ વિષય ઉપર ઇનામી નિબંધ લખવાનો નિર્ણય થયો છે અને તે માટેની હરીફાઈમાં મુંબઈ રાજ્યના બનાસકાંઠા, સાબરકાંઠા, મહેસાણા, અમરેલી, વડોદરા, અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત જિલ્લાનો કોઈ પણ વતની ભાગ લઈ શકશે. હરીફાઈમાં ભાગ લેવા ઇચ્છનારે પોતાનો નિબંધ તા, ૧૫મી જૂન, ૧૯૫૯ સુધીમાં નીચેના સરનામે મોકલવો. શ્રેષ્ઠ નિબંધ લખનારને રૂા. ૦૦૦) અંકે રૂપિયા ત્રણસોનું ઇનામ આપવામાં આવશે. નિબંધ ફૂલસ્કેપ કાગળની એક બાજુએ સ્વચ્છ અક્ષરે લખવો. **નિબંધનો વિસ્તાર ઓછામાં ઓછા દસ હજાર શબ્દોનો હોવો જોઈએ અને તે ગુજરાતી, હિન્દી અને મરાઠી એ ત્રણમાંથી ગમે તે એક ભાષામાં લખી શકાશે.**

## ઊગમણો દેશ ( જાપાન )

લે. : કાકા કાલેલકર

નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ

કિં. રૂા. ૨–૦૦

કાકા સાહેબ જેટલા સાહિત્યકાર અને કેળવણીકાર છે તેટલા જ પરિવ્રાજક–પ્રવાસી પણ છે. ભારત સારી પેઠે ખૂંદ્યા પછી છેલ્લાં થોડાંક વરસોથી તેમણે વિદેશો પણ ખૂંદવા માંડ્યા છે. અને કાકાનુ તો જેમ જેમ ભ્રમણ વિશેષ તેમ તેમ તેમનું લેખન વધુ રોચક. જાપાનનો પ્રવાસ તેમણે બે વાર ખેડ્યો છે—૧૯૫૪માં અને ૧૯૫૭માં. પહેલો પ્રવાસ 'વિશ્વશાંતિ પરિષદ' પ્રસંગે બે અઠવાડિયાંનો, અને બીજી વાર 'બોમ્બ–પ્રયોગ વિરોધી પરિષદ' નિમિત્તે ચાર અઠવાડિયાંનો.

આ પુસ્તકમાં બંને પ્રવાસની નોંધ છે. પ્રથમ યાત્રાનું લખાણ ટૂંકી નોંધ ( ડાયરી–વાસરી ) ઉપરથી તૈયાર થયું છે; જ્યારે બીજા પ્રવાસ માટે તો કાકા સાહેબે લખેલા પત્રો જ આધારરૂપ બની ગયા છે.

કાકાસાહેબ પોતાના આ પુસ્તકને ભોજન પૂર્વે અપાતા પંચામૃત ( પ્રારંભના પીણા–એપીટાઈઝર ) તરીકે ઓળખાવે છે. એ કેટલું બધું સાચું છે !

કાકાસાહેબનું આ પુસ્તક ગુજરાતી જનસાધારણને જાપાની જીવનમાં ડોકિયું કરાવી, વધુ જાણવાની તૃષા જગાવી એપીટાઈઝર—પંચામૃતનું કામ અવશ્ય કરશે જ. આ પુસ્તકમાં જાપાની જીવનની અનેક રસદાયી માહિતી પીરસાઈ છે.

આ ઉપરાંત પણ—આ પુસ્તકનાં 'વિશ્વશાંતિની શોધમાં', 'હિરોશીમાને અંજલિ', 'ઘાતકતા સામે આસ્તિકતા' અને 'વિરાટ સંમેલન વિશે'— પ્રકરણો વિશ્વશાંતિ અને રાજકારણ વિષે કેટલીક જરૂરી વાતો પણ કહી જાય છે— તે તરફ ધ્યાન ખેંચવું જરૂરી છે. પરંતુ 'જાપાની ભૂમિ પર ગાંધીમાર્ગના પહેલા પ્રયોગના શાનદાર વિજય'ની કથા પણ 'જાપાની સત્યાગ્રહ' નામના પ્રકરણમાં આપી દઈ ખૂબ જ સુકૃત્ય કર્યું છે.

*

## અભિનવ રામાયણ

લે : સંતબાલ

નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ

કિં. રૂા. ૨–૫૦

મહર્ષિ વાલ્મિકી અને ગોસ્વામી તુલસીદાસનાં રામાયણો નો આધાર આ ગ્રંથને હોવો સહજ છે. પરંતુ લેખકની આ ગ્રંથ લખવા પાછળ વિશિષ્ટ દૃષ્ટિ રહેલી છે તે તેમના બે બોલમાંથી સ્પષ્ટ રીતે તરી આવે છે.

આપણા આજના વિજ્ઞાન યુગમાંય 'આખા વિશ્વની માનવજાતને એક વ્યાસપીઠ ઉપર બેસાડી શકે તથા પરસ્પરનો મૈત્રીભાવ અનુભવાવી શકે તેવા સાહિત્યમાં રામાયણનો નંબર શ્રેષ્ઠ' હોવાની લેખકની પ્રતીતિ છે. બીજી બાજુ–ગાંધીજીને વહાલું રામ અને રામાયણનું રતવન તથા ગાંધીજીની સાધના, લેખકનીય સાધનાનું પ્રેરણાબળ હોઈ તેમણે વૈજ્ઞાનિક યુગને અનુરૂપ ચિંતન અને સેવાની દૃષ્ટિથી આ ગ્રંથ તૈયાર કર્યો છે. આથી જ તો ચિંતન અને વ્યવહાર વચ્ચે સામંજસ્ય મેળવવાનો ઉદ્દેશ આખા ગ્રંથનું સળંગ સૂત્ર બની ગયો છે.

*

## શિક્ષણવિચાર ( વિનોબા )

પ્રકાશક : યજ્ઞપ્રકાશન, રાવપુરા—વડોદરા

કિં. રૂા. ૨–૦૦

વિનોબા તેમની ગુજરાત પદયાત્રા દરમ્યાન, તેમ

રસાળુએ મેકડો ભાષણો, અને વાર્તાલાપોનો લ્હાવો ગુજરાતને એક ધારું આપતા રહ્યા હતા. તે દરમ્યાન યજ્ઞપ્રકાશન તરફથી કાંઈ નહિ તો પચીસ જેટલાં પુસ્તકોની (દરેક હજારોની સંખ્યામાં) નકલો પ્રગટ થઈ પ્રજામાં પહોંચી ગઈ હતી. અને ભૂમિપુત્ર (દશવારિક સામયિક) ની ઉમેરણી કરીએ તો તેની અઢારેક હજાર નકલો દ્વારા જે વિચાર-ધોધ વહ્યો છે, તેય ભૂલવા જેવો નથી.

વિનોબા પોતે પોતાને એક શિક્ષક તરીકે જ ઓળખાવતા આવ્યા છે; અને 'જો મારું ચાલત તો હું આજીવન શિક્ષક જ બની રહેત' એવું ય ઘણીવાર તેમણે કહ્યું છે. છેલ્લે છેલ્લે તો, તેમણે સર્વાધિકારી રાજ્યસત્તાની શિક્ષણક્ષેત્ર ઉપરની પકડ અને ડખલ સામે પ્રહાર કરી, 'નવીન લોકનીતિને અનુરૂપ લોક શિક્ષણ'નો જે આદર્શ રજૂ કર્યો છે તે વિચારણીય છે.

'શિક્ષણવિચાર'માં વિનોબાનાં ૧૯૨૩થી ૧૯૫૮ સુધીનાં ૩૫ વર્ષના આ ક્ષેત્રના અભ્યાસ-ચિંતન અને અનુભવનો સારો એવો નીચોડ રજૂ થયો છે.

**શાંતિસેના** (વિનોબા) રૂ. ૧ ૨૫

યજ્ઞપ્રકાશન, રાવપુરા-વડોદરા

વિનોબાનું જો કોઈ આજે ચિંતનનું અને વ્યવહારનું પ્રાણસૂત્ર હોય, તો તે ગ્રામદાન-શાંતિસેના અને સર્વોદય-પાત્રની અખંડ ત્રિવેણીનું છે. તેમાંય વિનોબા પોતે કહે છે તેમ, તેમનો 'બધો દારોમદાર શાંતિસેના ઉપર છે.' 'શાંતિસેના' અંગેના વિનોબાના વિચારો પ્રમાણમાં નવા છે, અને હજી ઘણા વધુ વિકાસની શક્યતાથી ભરેલા છે: આ ગ્રંથદ્વારા આપણને સારી એવી ભૂમિકા મળી રહે છે.

*

## સર્વોદયવિચાર

લે: નારાયણ દેસાઈ

યજ્ઞપ્રકાશન : રાવપુરા-વડોદરા

કિં. રૂ. ૧-૬૦

વિનોબાજી પ્રેરિત સર્વોદય આંદોલનમાં નવી પેઢીના કહી શકાય તેવા તેજસ્વી શક્તિશાળી કાર્યકરોમાં સ્વ. મહાદેવભાઈના પુત્ર નારાયણનું સ્થાન મોખરે છે. (પિતૃખ્યાતા : મધ્યમા : એ ન્યાય અહીં લાગુ પડતો નથી) એમણે વિનોબાજીના ચિંતનને ઘણે અંશે આત્મસાત્ કર્યું જણાય છે.

આ પુસ્તકમાં તેમણે વર્તમાનયુગી સમસ્યાઓમાં ડોકિયું કરાવવા આરંભમાં આજના વિભિન્ન સમાજનું સ્વરૂપ આલેખ્યું છે; તથા 'મૂડીવાદ'ના વિકાસનાં કેટલાંક મહત્ત્વનાં લક્ષણોની ઐતિહાસિક રૂપરેખા અને ચર્ચા રજૂ કરી છે. સાથોસાથ તેના પ્રતિકારરૂપ 'સામ્યવાદ'ના વિચારની ય તુલના કરી છે: તથા મૂડીવાદ અને સમાજવાદના સંઘર્ષમાંથી પ્રકટેલ 'કલ્યાણ-રાજ્ય'નું બોદું સ્વરૂપ પણ રજૂ કર્યું છે. બાદ, ક્રાંતિની મૂલ્યમીમાંસાની માંડણી કરી લેખકે સર્વોદયનું ચિત્ર આલેખવા કોશિશ કરી છે. અને અંતે 'સર્વોદયનાં ગતિશીલ તત્ત્વો' દ્વારા તેના પરિવર્તનની ચાવી બતાવી છે. આમ, સર્વોદયને એક શાસ્ત્રરૂપે, વિજ્ઞાનરૂપે રજૂ કરવાનો આ એક સ્તુત્ય પ્રયાસ છે.

*

## પરોઢનાં શમણાં

લે. : હર્ષકાંત વોરા

પ્ર. : યજ્ઞપ્રકાશન રાવપુરા, વડોદરા

કિંમત ૦-૨૦

ભૂદાન સેવકે પોતાના કાર્ય અને પદયાત્રા દરમ્યાન જાતે અનુભવેલા કેટલાક પ્રસંગો પોતાના અંતરની અકળામણ અને સચ્ચાઈ પૂર્વક અહીં રજૂ કર્યા છે. અનેક પ્રસંગોમાં કરુણા અને નિરાશાની છાયા વરતાતી હોવા છતાં, લેખક શ્રદ્ધાવાન સાધક હોઈ 'પરોઢનાં સમણાં' એવું નામ આપે છે.

*

## ગ્રામસ્વરાજના પથિકોને

પ્રવક્તા : વિનોબા

આનંદનિકેતન, રંગપુર (પો. પાનવડ)

કિં. રૂ. ૧-૨૫

ગ્રામદાન અંગે વિનોબાજીની વડોદરા પદયાત્રા દરમ્યાનનાં પ્રવચનો આ પુસ્તિકામાં સંઘરાયાં છે. આ જીલ્લાના રંગપુર પ્રદેશમાં ગ્રામદાનો અને ગ્રામસંકલ્પો મોટા પ્રમાણમાં થયાં હતાં. એટલે; આ પ્રદેશમાં વિનોબાએ ગ્રામદાન અંગેના અનેક સવાલો ઉપર પ્રકાશ પાથર્યો, તે બહુ જ સૂચક ગણાય. ગ્રામદાન અંગે વિનોબાએ ગુજરાતમાં ઘણી વ્યવહારુ વાતો કરી છે. આ પુસ્તિકા આવી બધી માહિતી માટે ઉપયોગી થશે.

*

—તેલ અને લૂણેજ : ભાઈલાલભાઈ પટેલ
—હૃદયની સંભાળ : ડૉ. એ. ટી. સામાણી
—હૃદયની સંભાળ : વધુ વિચારણા :
ડૉ. એ. ટી. સામાણી
—આપણી પરદેશ નીતિ : કૃષ્ણલાલ શ્રીધરાણી

સંપાદક : વાડીલાલ ડગલી
પરિચય પુસ્તિકા નં. ૧૫, ૧૬, ૧૭, ૧૮.
દરેકની કિંમત ૦–૪૦ ન. પૈ.
પ્રાપ્તિસ્થાન ગુર્જર ગ્રંથરત્ન : અમદાવાદ

આગળ અમે ઊમળકાપૂર્વક આવકારેલ પુસ્તિકામાળાના આ ચાર વધુ મણકાને આવકારીએ છીએ. 'તેલ અને લૂણેજ' એ તો બરાબર તાકડે પ્રગટ કરીને સંપાદકે વિશેષ પ્રાપ્તિ કરી છે.

*

## ક્રાંતિને પગલે

લે. : પ્રભાવતી પજવાણી ( અસ્મિતા )
મુકુલ ભારતી બાળનિકેતન : માંડવી : વડોદરા
કિં. રૂા. ૦–૩૧

ભૂમિ અને ક્રાંતિનાં ગીતોનો આ સંગ્રહ છે. શ્રી જુગતરામ જેવા લોકસેવકે તેને આવકાર્યો છે.

*

## વિસ્તરણના વિસ્તારમાંથી ( From Extension Area )

લે : હાકોરભાઈ લ. નાયક
મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય–વડોદરા
કિં. ૦–૫૦

વિદ્યાર્થીઓ ગ્રામવિસ્તારો સાથે સંપર્ક સાધે અને એમના પ્રશ્નોનો અભ્યાસ કરે અને સેવા કરવા પ્રેરાય–એ હેતુથી ભારત સરકારે વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ માટે જે યોજના કરી છે, તેમાં સક્રિય રીતે ભાગ લેનાર એક વિદ્યાર્થીભાઈના અનુભવો અહીં રજૂ કર્યા છે. એમણે કેટલાંક સુધારા–સૂચનો પણ કર્યાં છે.

શ્રી હંસાબેન મહેતાએ આ પુસ્તિકાનો ટૂંકો આમુખ લખી લેખકના પ્રયાસને યોગ્ય રીતે ઉત્તેજન આપ્યું છે.

*

## પરમાણુ – આજે અને આવતી કાલે

લેખિકા : માર્ગારેટ હાઈડ
અનુવાદક – છોટુભાઈ સુથાર
પ્રકાશક :– વોરા એન્ડ કું. મુંબઈ, કિં. ૨–૦

**વિજ્ઞાનની** પ્રગતિ વિષે માહિતી આપતાં પુસ્તકોની ગુજરાતી ભાષામાં તીવ્ર ઊણપ છે, ત્યારે છોટુભાઈ સુથારના આ પુસ્તકને આવકાર આપતાં ઘણો જ આનંદ થાય છે. માર્ગારેટ હાઈડનું આ પુસ્તક ખૂબ જ સરળ અને સહેલાઈથી સમજી શકાય તેવી ભાષામાં લખાયેલું છે અને ઘણું જ લોકપ્રિય પણ છે. આ પુસ્તકની વિશેષતા એ છે કે અણુશક્તિ વિષેની સાધારણ માહિતી આપી, અણુશક્તિના ઉપયોગો અંગે વિસ્તૃત લખાણ રજૂ કરીને પુસ્તકને ખૂબ જ ઉપયોગી બનાવી દીધું છે. શરૂઆતમાં અમેરીકા વિષેની જે વીગતો આપી છે તે ગુજરાતી આવૃત્તિમાં ગુંચવણ ઊભી કરે છે.

છતાં, આટલા નાના પુસ્તકમાં આટલી બધી માહિતી એકઠી કરવા માટે માર્ગારેટ હાઈડને અને તેટલો જ સુંદર અનુવાદ ગુજરાતીમાં આપવા માટે શ્રી છોટુભાઈ સુથારને ધન્યવાદ ઘટે છે.

—મહેશ

*

## સાભાર સ્વીકાર

—Soviet Democracy ( A creative force ) 0–20 nP.
—Soviet Parliament 0– 0 nP.
—New Soviet Seven-year Plan ( Theses of N. S. Krushchov's Report to 21st CPSU Congress-

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ
અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે-

—સુરેશ હ. જોષી

## ચુમ્બનો ખંડણીમાં!

તું સ્ત્રી, સખિ, ને પુરુષ હું બન્યો,—એ હતું કયાં અધૂરું,
કે બન્નેના અણુઅણુમહીં યૌવનોન્માદ-જ્વાળા
ચેતાવીને અધમ વિધિએ વેર જન્માન્તરોનું
વાળ્યું! તે યે સહત સઘળું! ત્યાં વળી દોહ્‌ડાહ્યાં
ધાયાં, જોને, જગતભરનાં રમ્ય સંમોહનો સૌ:
ઘેને-ઘેર્યાં મધુ સમીરણો, શારદી ચન્દ્રિકાઓ,
ને વર્ષાના ઉર વિકલતા આણતા આર્દ્ર રાવો!
ને, તંયે હૈં...હથી શું કરવું!...ના મળ્યા દોષી રે'વા!
દૃષ્ટિમાંહી ખલક સળગે એટલો દારૂ ભારી
જાણી રાખ્યો અરત મુજ પે નેણનો તોપ-મારો!
જાણે મારા હત હૃદય પર રોપવો કામકેતુ
હોયે તારું જીવનભરનું એક અદ્વૈત લક્ષ્ય!
ચાલો! વીત્યા દિન શું સ્મરવા! મારે તો હવેથી
સામ્રાજ્ઞીને શિર ઝુકવીને અર્પવાં રોજ તાજાં

ચુમ્બનો ખંડણીમાં!

—કરસનદાસ માણેક

પિંગળની પોથીમાંથી મન્દાક્રાન્તા છન્દ નવો જ શીખેલો કાવ્યશાસ્ત્રનો વિદ્યાર્થી પહેલી જ પંક્તિ વાંચીને કવિની કાનપટ્ટી ઝાલીને બોલશે: કવિરાજ, શાન્તં પાપં, છન્દ સ્ખલિત થયો. તમારી સખીએ તો છન્દના દૃઢ બંધમાં ધસી આવીને ઉત્પાત મચાવ્યો!

જે કાલિદાસના 'મેઘદૂત'માંથી મન્દાક્રાન્તા શીખવાને બદલે પિંગળની પોથીમાંથી 'મભનતતગાગા' રટીને મન્દાક્રાન્તાને ઓળખતો થયો છે તેની બિચારાની, આ જ દશા થવાની! રંજુઓને, અનુષ્ટુપ નામનો છન્દ તો એક જ છે, પણ વાલ્મીકિએ એનું જુદું જ રૂપ પ્રકટાવ્યું, કાલિદાસે વળી એની ઓર જ છટા પ્રકટાવી, છન્દનું વ્યક્તિત્વ કુશળ કવિને હાથે પ્રકટ થાય; એથી આગળ વધીને આપણે એમ કહીએ કે, છન્દમાં કવિતા વ્યક્ત થાય છે, એમ કહેવાને બદલે કવિતા છન્દની શક્યતાને પ્રકટ કરે છે એમ કહેવું જોઈએ. આજની આપણી કવિતામાં કાવ્ય બાનીની એકવિધતા આ દૃષ્ટિએ તપાસવા જેવી છે.

ત્યારે અહીં તો કાવ્યના છન્દ પર સખીના સ્વચ્છન્દનો વિજય થયો તેથી કવિ કુછન્દે ચઢી ગયા, એમ કહીને આપણે ફકળી નહિ ઊઠીએ. આ કાવ્ય જ સખીના વિજયનું ને કવિની હારનું કાવ્ય છે. આ રીતે, પ્રથમ પંક્તિમાં જ,

મન્દાક્રાન્તાના જડ કાઠાને સહેજ નમનીય બનાવીને કવિએ કાવ્યવિષયની ઉચિત સ્થાપના કરી દીધી.

વારુ, આગળ ચાલો. કવિ પોતાને માથે (અથવા ઉપર) જે વીત્યું છે તેની વીતક કથની કહેવા બેઠા હોય એવી અદાથી આખી વાત કહે છે; ડોળ, અલબત્ત, કરુણને નિષ્પન્ન કરવાનો છે પણ આખરે નિષ્પત્તિ તો શૃંગારની જ કરવી છે. આ છદ્મવેશ ભાવને પહેરાવીએ ત્યારે ભાવ વધારે મોહક બને, આસ્વાદ્ય બને. કવિ ભાવના આ બહુરૂપીપણાને પારખે છે. બાકી તો આ બધા ભાવ આપણને ક્યાં અજાણ્યા હોય છે!

આ પ્રેમની જ વાત લો ને, દુષ્યન્ત અને શકુન્તલા મળ્યાં. દુષ્યન્તે શકુન્તલાને પ્રથમ કયે સ્વરૂપે જોઈ? કાલિદાસ કેમેરા ફેરવતો જાય છે, તે આપણી દૃષ્ટિ એની સાથે ફરે છે, સખી પાસે શકુન્તલા વલ્કલના સન્નદ્ધ બંધને શિથિલ કરાવે છે. મલ્લિનાથ કહેશે કે કવિએ કામશાસ્ત્રની ફલાણી કલમ અનુસાર યૌવનોદ્ગમ સૂચવ્યો. એ જ્ઞાનની આપણને કશી જરૂર નથી. આપણને તો એ આખી ચેષ્ટા, આપમેળે જ, આસ્વાદ્ય લાગે છે. શકુન્તલાનાં અંગોની વિવિધ લલિત ભંગી તપોવનમાં શી રીતે પ્રકટ કરવી? એ સમયે તપોવનમાં કણ્વમુનિ ભલે ગેરહાજર હોય, કાલિદાસ તો હાજર છે જ!

આજકાલનાં ચિત્રપટોમાં બને છે તેમ, શકુન્તલા એકાએક એક લતાકુંજમાંથી નીકળી બીજી લતાકુંજમાં સંતાતી, ગીત ગાતી ગાતી નૃત્ય કરવા મંડી પડતી નથી: એવી યોજના કરવી તો બહુ સરલ થઈ પડે, એને માટે કાલિદાસ સુધી પહોંચવું નહિ પડે. કણ્વમુનિએ શકુન્તલાને ભરતનાટ્યમ્ શીખવ્યું હતું કે નહિ તે આપણે જાણતા નથી, પણ કાલિદાસે એટલું કહ્યું છે કે શકુન્તલા મેનકાની પુત્રી છે, ને એટલું કાલિદાસને ને આપણને પૂરતું છે. ભ્રમર આવ્યો. સ્ત્રીસહજ કાતરતાથી શકુન્તલા ભયની મારી, ભ્રમરથી બચવાને, આમતેમ દોડવા લાગી. એની ભયત્રસ્ત આંખો, અંગનું લાસ્ય—બસ, કામ સિદ્ધ થઈ ગયું. પણ મલ્લિનાથ અહીં પણ દોઢડહાપણ કરીને કહેવાના: આ નાયિકા પદ્મિની છે તેનું સૂચન કરે છે. શકુન્તલાને આ સ્વરૂપે જોયા પછી એ પદ્મિની છે કે નહિ તે નક્કી કરવાની જરૂર આપણને કે દુષ્યન્તને રહેતી નથી, મલ્લિનાથને રહેતી હોય તો એમનું નસીબ!

પણ પછી તો કાલિદાસે બધાં સંમોહનો ભેગાં કર્યાં—સખીઓ કોઈ ને કોઈ બહાને જતી રહી; વસન્તઋતુમાં કોકિલનો પંચમસ્વર પણ સંભળાયો; લતાછદ્મનો પણ શકુન્તલાએ આશ્રય લીધો ને આખરે થવા કાળ તે થયું. આપણા કવિ કહે છે કે, આ બધું તો જે દીપ્ત હતું જ તેને વધુ ઉદ્દીપ્ત કરે છે, એટલું જ; કામ દીપ્ત થાય તે માટે એવા કશાની ય જરૂર ક્યાં પડે છે! સ્ત્રી અને પુરુષ હોય એટલું જ બસ છે. જૈવિક નિયમ અબાધપણે પ્રવર્તે છે. પણ 'અધમ વિધિ'નું કરતૂક તો જુઓ, આટલું બસ ન હોય તેમ તેણે નસેનસમાં યૌવનના ઉન્માદની જ્વાળાનો રસ રેલાવી દીધો. ઉન્માદ જ પૂરતો છે, પણ જ્યારે એ ય જ્વાળાની જેમ ભભૂકીને શિરાએ શિરાએ રેલાય ત્યારે આપણું શું ગજું! હવે સૂનો પેચ ફરવા માંડે છે ને જુલમના એક પછી એક આંટા કાવ્યના નાયકને વધુ ને વધુ સખત ભરડામાં લેતા જાય છે.

યૌવનોન્માદની જ્વાળા તો જાણે સમજ્યા, પણ એટલેથી ન અટકતાં જગતભરનાં બધાં સંમોહનાસ્ત્ર લાવીને મોરચો માંડી દીધો. પ્રેમમાં પડ્યા પછી એમ લાગવા માંડે કે જાણે ચન્દ્ર ખાસ આપણે માટે જ ઊગે છે, દક્ષિણાનિલની વ્યવસ્થા ખાસ આપણે માટે જ થઈ છે, ફૂલની સુવાસ આ પહેલાં આવી તો કદી આવી જ નહોતી! વાત જરા અટપટી છે: ચન્દ્ર, દક્ષિણાનિલ, એકાંત—આ બધાંને કારણે પ્રેમ થાય છે કે પ્રેમનો ઉદ્ગમ થયો હોવાને કારણે આ બધાંનું ચઢી વાગે છે? આ તો 'ઘૃતાધારે પાત્ર' વા 'પાત્રાધારે ઘૃત'વાળો ઘાટ થયો! આમે ય તે પ્રેમ જરા અટપટી ચીજ છે. જવા દોને, એ સંબંધમાં નાહકની મલ્લિનાથી આપણે કરવી નથી. આપણને તો કાવ્યના નાયકની દશા જેમ વધુ ને વધુ ખરાબ થતી જાય છે, તેમ તેમ એની વધુ ને વધુ અદેખાઈ આવે છે. અરે ભાઈ, અમે તો જાણીએ છીએ જે વસંત ન હોય ને ધીખતો વૈશાખ હોય, લતાગુલ્મ ન હોય ને ભારે ભીડવાળી બસમાં ઊભા હોઈએ, એકાંતની તો વાત જ ક્યાં, તો ય દૃષ્ટિના દોર છૂટા મૂકી દેવાય છે, મનનો કનકવો ચગે છે અને... આગળ વધવામાં માલ નથી.

આ બધા ઉદ્દીપન વિભાવો તો ખરા જ, પણ આલંબન જો નગણ્યિું હોય તો રસનો પરિપોષ નહિ થાય; પણ કવિને (સદ્)ભાગ્યે અહીં તો આલંબન પણ એવું તો સમર્થ રસપોષક છે કે બચવાનો કોઈ આરો નથી.

આમ, એક પછી એક વ્યૂહમાં નાયક હારતો આવે છે; ને હવે તો પ્રતિપક્ષીનો પ્રત્યક્ષ સામનો થયો. એને વિશે તો શું કહેવું! એનાં શસ્ત્રને દાણુ પહોંચી વળ્યું છે! શાન્તમથવા કિમિહોત્તરેણ. હારવા બેઠેલા કવિના આ નિઃશ્વાસમાં જ તૃપ્તિના ઉલ્લાસની વ્યંજના છે.

અહંકારને તમે સ્વરૂપજ્ઞાનથી, ઓગાળીને જીવશિવની અભેદાનુભૂતિને માણો અથવા તો પ્રેમમાં એનું આનંદથી નિઃશેષ વિગલન કરી નાખીને કૃતાર્થતા માણો—આ બે માર્ગ છે. આપણે માટે તો બીજો માર્ગ જ પથ્ય છે, વિદ્યતે નાન્ય પંથાઃ છેલ્લી પંક્તિઓમાં 'અદ્વૈત' 'લક્ષ્ય' 'હત હૃદય' વગેરે સંજ્ઞાઓ, જાણી કરીને, પ્રયોજીને કવિ કદાચ આ જ સૂચવી દે છે; પણ અહીં અભેદનો ઝંડો રોપવાનો નથી, અહીં તો 'કામકેતુ' ફરકાવવાની વાત છે. આપણા સંસ્કૃત આલંકારિકોની મદદ લઈને અહીં કહી શકીએ કે રસ અને રસ વચ્ચે ઉચ્ચાવચ્ચતાનો સંબંધ નથી. કોઈપણ ઉચિત રીતે પરિપોષ પામેલ, રસનો આસ્વાદ બ્રહ્માનંદ સહોદર છે.

વારુ, પણ આ તો બધી વીતી ચૂકેલી વાત થઈ, અત્યારે શી સ્થિતિ છે? વીતેલું યાદ કરવાથી એ જાણે ફરી વીતતું હોય એવો આનંદ થાય છે, તે છતાં કવિ ઊંડો નિસાસો નાખીને કહે છે:

**ચાલો, વીત્યા દિન શું સ્મરવા!**

પણ આ વિસામાની પાછળ ગુપ્ત ઇચ્છાનો અણસાર છે કે આવું ફરી ફરી વીત્યા કરતું હોય તો કેવું સારું! યુદ્ધ પૂરું થયું, પ્રથમ પંક્તિમાં ઉત્પાત મચાવીને ધસી આવેલી સખીનો વિજય પણ પૂરો થયો, ને હવે હારેલા કવિને ખંડણી આપવાની રહી. જરા છેલ્લી બે, અથવા અઢી, પંક્તિઓ ફરીથી જોઈએ:

**ચાલો! વીત્યા દિન શું સ્મરવા! આવિરે તો હવેથી**
**સામ્રાજ્ઞીને શિર ઝુકવીને અર્પવાં રોજ તાજાં**
**ચુમ્બનો ખંડણીમાં!**

કવિની ચાલાકી જુઓ: હાર થઈ એ તો 'સામ્રાજ્ઞી' શબ્દ વાપરીને કહી દીધું ને હવે હારેલાને રોજ દંડ ભરવો પડે છે! પણ એ શાનો? બીજી પંક્તિના છેડા સુધી આવીએ છતાં એ વાત કહેવાતી નથી, પણ 'તાજાં' શબ્દ આવે છે ને, આપણને થાય છે કે એવું તે શું 'તાજું' હશે? ત્યાં ધીમેથી, જનાન્તિકે, હારેલો શરમનો માર્યો બોલતો હોય તેમ, કાનમાં કવિ કહી દે છે: ચુમ્બનો ખંડણીમાં!

આ આટલી સરસ રીતે કહ્યું તેથી જ કવિ સામે એક ફરિયાદ કરવાની રહે છે. અમારી સલાહ છે (વણમાગી) કે કવિએ શીર્ષક રાખવામાં વધુ કાળજી રાખવી. 'ચુમ્બનો ખંડણીમાં' કહેવાને બદલે માત્ર 'ખંડણી' શીર્ષક રાખ્યું હોત તો છેલ્લી અર્ધી પંક્તિ ઓર બહેકી ઊઠી હોત; ખેર!

તો, વાત તો કોઈ નવી નથી. શૃંગાર કોને અજાણ્યો છે? પણ કાવ્ય ભાવને જણાવતું નથી, ભાવને રમાડે છે સંસારમાં ભાવને જાણીએ (કેટલું મૂલ્ય ચૂકવીને!) ને કાવ્યમાં ભાવને રમાડીએ આથી જ તો આપણને કવિતા વિના ચાલવાનું નથી. કવિનો ભાવ આપણા સુધી પહોંચ્યો કે નહિ એ પ્રશ્ન રસના વૈયાકરણને માટે ભલે રહેતો આપણે તો બંને પાસાં સરભર કરવાની ખટપટમાં પડતા નથી. આપણે તો માત્ર એટલું જ જોઈ લઈએ છીએ કે ભાવને રમાડે એવી ભાષા, એવો છંદ, એવાં બીજાં ઉપકરણો કવિએ યોજ્યાં છે ખરાં? ભાવ કવિતા પહેલાં નહોતો, એ તો કાવ્યમાં અવતીર્ણ થયા પછી સિદ્ધ થયો. આપણા દરેકના હૃદયમાં, આમ તો અમૂર્ત ભાવોનો આખો સાગર લહેરાય છે, પણ એ સમુદ્રમાંથી ઉર્વશીની જેમ ભાવચ્છવિ તો કવિ ઉપસાવી આપે છે.

તો અહીં આપણને એવું દર્શન થયું. ઘરમાંની નાનકડી ટબૂકડી કન્યકાને દરરોજ નવે રૂપેરંગે શણગારીને માતા ખુશ થાય છે. એ વહાલી લાગે છે માટે એને મેલાંઘેલાં વસ્ત્રોમાં લપેટીને ય એનું નવું રૂપ જોવાનું માને કુતૂહલ થાય છે. ગાલે મેશનાં ટપકાં કરે છે. તેમ તેમ વહાલની માત્રા તો વધતી જ જાય છે. તેમ જ કવિએ અહીં દરરોજ ચુમ્બન કરવાના પોતાના અધિકારને (જેની સૌ કોઈને ઈર્ષા થાય) પરાજયને રૂપે રજૂ કર્યો છે. આ વિપરીત રીતિને કારણે એની આસ્વાદ્યતાની માત્રા ખાસ્સી વધી ગઈ છે.

આપણી વૃત્તરચના દૈનંદિનીય વ્યવહારની ભાષાના કાકુઓની અર્થસમર્પક શક્તિને કેટલે અંશે લેખે લગાડે છે? શ્રી માણેક એને ઠીક ઠીક ખપમાં લે છે. ચવાઈ ને જૂના થઈ ગયેલા ભાવને નિરૂપવામાં જોખમ છે. જો કવિનામાં

[પાના ૬૧ ઉપર]

# ૨ : કલાનો વિકાસ

ખડકના આશરે ઘર બાંધી જીવતા આપણા આ ચિત્રના પુરાતન કલાકારભાઈ પાસે કદાચ કાળનાં બંધનો તોડીને કોઈ ઇજિપ્શિયન, ગ્રીક કે હિન્દુ કલાકાર પહોંચી ગયો હોત તો 'અરર' બોલી ઊઠત ! પહેલું તો એમને એ થાત કે ભાઈ ગુફા કે ખડકની ઓથે ખરબચડી સપાટી પર તે ક્યાંય ચિત્ર થતાં હશે ? અને વળી એક બે રંગના ચોક તે કેમ ચાલે ? અને કોઈક વધારે બુદ્ધિમાન તો આપણા આ પુરાતન બુશમેન ભાઈને શિખવવા પણ બેસી જાત, કે ભાઈ, માણસ બનાવવો હોય તો થોડું શરીરશાસ્ત્ર જાણવું જોઈ એ. અરે, સામે તમારો ભાઈ ઊભો છે એને જ જોઈ લ્યોને ! ૯ માથાં બરાબર એક શરીર, અને જ્યારે માણસ ઊભો રહે ત્યારે એક જ પગ ઉપર અને બન્ને પગ સીધા રાખવા હોય તો પછી બધું સીધું જ કરવું જોઈ એ—ત્યાં ઇજિપ્શિયન ભાઈ કૂદી પડતે, 'હા, મોં આડું રાખવાનું', શરીર સીધું રાખવાનું અને બંન્ને પગ પાછા આડા, તો જ એ સમતોલ માનસિક પરિસ્થિતિએ થયેલું ચિત્ર ગણાય.' વળી આપણા હિન્દી કલાકાર ભાઈ બીજી જ વાત કરતે—' નહિતર એને ત્રિભંગમાં પણ ઊભો રાખી શકાય; અને શરીરનું માપ પણ તાલ પ્રમાણે નક્કી કરી શકાય. તમારે કેટલા તાલની મનુષ્યાકૃતિ બનાવવી છે ?

પણ આવું બન્યું હોત તો પેલો બિચારો એ જગ્યા છોડીને માથાનો દુઃખાવો મટાડવા ક્યાંય નાસી છૂટતે—અને ચિત્ર દોરવું હોય, શિલ્પ કોરવું હોય તો આમ જ કરવું જોઈએ અને આમ નહિ, એવી નિયમોની ગૂંચવણે એને ત્યાર બાદ એકેય ચિત્ર પાડવા દીધું ન હોત. એ તો બિચારો સીધો સાદો શિકાર કરી જીવનારો, આ બધા નિયમ ઘડનારા કલાકારો પહેલાંનો એક માનવી હતો. એને કદાચ એય ખબર નહિ હોય કે પોતે કાંઈક કલાકૃતિનું સર્જન કરી રહ્યો હતો ! એના હાથમાં ચોક હતા અને સામે જરા ઓછી ખરબચડી એવી દિવાલ હતી. એને એય વિચાર નહોતો કરવાનો કે કયા પુરાણોમાંથી કયો પ્રસંગ આલેખું ? કારણ કે પુરાણો લખનારા હજી જન્મવાના હતાં. એ કોઈ દુઃખી દુઃખી થઈને મનને શાંત કરવા, ઊભરો ઠાલવવાય આકુળ થઈને બેઠો નહોતો. એને તો થયું કે કાલે ચાંદની રાતે મોટા મેદાનમાં જાતભાઈઓની ટોળીએ જે નૃત્ય કર્યું એ કેવું સુંદર અને મનમોહક હતું. પેલા બે જણ તો કેવું હરણનું મહોરું પહેરી લાવેલા ! અને બીજા બધા પણ ઊભા ઊભા, બેઠાં બેઠાં અને કેટલાંક તો વળી વળીને કેવી તાળીઓ પાડતાં હતાં ! અને પેલા ત્રણ ચાર જણ હાથમાં લાકડીઓ લઈને વાંકા વળીને કેવું કોઈ પશુ જેવું ચાલતાં હતાં ! એ પશુએ આ જોયું હોત તો બિચારું એ પણ બે ઘડી જોઈ રહેત.



## મનમાં ચિત્ર : દિવાલ પર આકાર

આમ જેમ જેમ સ્મૃતિએ મનમાં એક ચિત્ર દોરવા માંડ્યું તેમ તેમ હાથે એને એ ખરબચડી જેવી દિવાલ પર આકાર આપવા માંડયા. ડાબી અને જમણી બન્ને બાજુ સ્ત્રીપુરુષો ઊભાં રહી ગયાં. પણ કસરત કરતાં હોય તેવાં નહિ, વાંકા વળેલા, નૃત્યના રંગમાં રંગાઈ તાલ સાથે તાલ મિલાવતાં તાળીઓ પાડતાં. બધાયના બે હાથ ઊંચા થઈ ગયા છે, બધાયના પગ થનગની રહ્યા છે! અને જ્યારે નૃત્ય પૂર જોશમાં ચગેલું ત્યારે એક બે જણ તો નર્તકોની નજીક જઈને બેસી ગયેલાં. એમને આલેખવાનું કેમ રહી જાય? એક ભાઈ વળી ત્યાં દૂર દૂર ખડક પર બેસીને તાળીઓ પાડતા હોય. એમણે શો ગુનો કર્યો? અને વચ્ચે નાચતી આકૃતિઓ દોરવામાં તો એ એટલો તલ્લીન થઈ ગયો કે આકૃતિઓ ખરેખર હાથમાં લાકડીઓ કે એવું કશુંક લઈ ગોળગોળ ફરતી ખૂબ જ રંગમાં આવી નાચતી હોય તેવી બરાબર ઊપસી આવી! એક જણ તો સાવ જાણે સૂઈ જ ગયો હોય તેમ ફરે છે, બીજો વળી લાકડીના ટેકે ઊંચો થઈ જાય છે, અને પેલો બહાર નીકળી ગયેલો એક જણ-પેલી લાકડી પર કશુંક મૂકીને કેવું ચક્કર ચક્કર ફેરવે છે! હરણનાં મોં પહેરી નાચતા પેલા બે જણ સામે દૂરથી એક જંગલી પશુ કેવું તાકી રહ્યું હતું! એને પણ આલેખ્યું હોય તો?

## પ્રાકૃતિક આલેખન

આમ એણે ધાર્યું તેટલું આલેખ્યું અને બીજું પડતું મૂક્યું. એણે કાંઈ આ આકૃતિઓને આયોજિત કરવા પાછળ મહેનત લીધી કે વિચાર્યું નહોતું. ને એના અંગોપાંગોનો શરીરશાસ્ત્ર પ્રમાણે અભ્યાસપૂર્વક કર્યો ન હતો. એને માણસ દોરવો હતો ત્યાં મોંની જગ્યાએ એક ગોળાકાર જેવું મૂકી-દીધું—એને ગરદનના એક લીટાથી જોડી સાથે બે કોણાકાર મૂકી ઉપર ઊંચા ગયેલા હાથ અને બેચાર આંગળીઓ પણ ખરી! પેટ અને છાતી પણ સ્પષ્ટ દેખાય છે. અને વચ્ચેથી પહોળા તેમ જ નીચે આવતા પાતળા થઈ જતા મજબૂત પગનું પણ કેવું સ્પષ્ટ આલેખન છે! પુરુષ અને સ્ત્રીને જુદા પાડવાનું પણ કાંઈ અઘરું નથી. છાયાચિત્ર જેવા અને સળંગ પાતળા રંગસમૂહમાં અંકાયેલ ચિત્રમાં બીજી બધી વીગતો તો ક્યાંથી આલેખાય? એટલે પ્રાકૃતિક ચિહ્નોમાં સ્તનો દર્શાવીને જ એને જુદી પાડી શકાય—એટલે એવું એમ કર્યું! બીજાં શિલ્પોના અને ચિત્રોના નમૂના જોશો એમાં એણે પુરુષોના લિંગ સુદ્ધાંનું સ્પષ્ટ આલેખન કર્યું છે! એ પ્રાકૃતિક જ હતું એ જમાનામાં, કપડાંનો ઠઠારો કરવાનો તો એમને મોકો જ ક્યાં મળ્યો હતો? એટલે એમના ખુલ્લા જીવન જેવું જ ખુલ્લું શરીર એમણે એમના આલેખનોમાં દર્શાવ્યું હોય તેમાં શી નવાઈ?

પણ આ પ્રાકૃતિક આકારોને વળગી નહિ રહેવાની વૃત્તિને લીધે આકારોમાં એક જાતનો વળાંક પ્રવેશ્યો. રબર-ની જેમ આકારો જરૂર પડે ત્યાં વળેલા દેખાયા. પગ એ પગ ન રહ્યો, માથું એ માથું નહિ, પણ એક સમગ્ર સંબંધના એક ભાગ જેવી રેખા કે સમૂહ તરીકેનું એનું અસ્તિત્વ વધુ પ્રબળ બન્યું! તમારે જો આમાંની કારીગરી, અભ્યાસ કે કૌશલ જોવાં હોય તો તે આ જ. અને વળી પાછી પેલી ભરપૂર લાગણીનો પ્રવાહ તો એમાં છે જ. એ કાંઈ ઠંડા દિલે શાંતિથી પલાંઠી વાળીને વિસામા લેતાં લેતાં થયેલું ચિત્ર હોય એવું લાગતું નથી. એમાં તો જાણે એક જન્મેલી લાગણીને આકાર આપવાનો તરવરાટ છે, અને એથી જ પેલી નાચતી આકૃતિઓના પગમાં (પગનું ઓછામાં ઓછું વીગતાલેખન હોવા છતાં) કેવો થનગનાટ વરતાય છે! નૃત્ય અને સંગીતના આવા પ્રબળ આવેગમાં કોણ સ્થિર-શાંત બેસી રહે? એનું સ્મરણ થતાંય તાળી આપવાનું મન થઈ જાય એવું વાતાવરણ જાણે કે કલાકારે અનુભવ્યું છે; અને એ અનુભવના જોરે જ એને ચિત્રમાં બરાબર ઉતાર્યું છે.

## લાગણીને માપવા બુદ્ધિની ફૂટપટ્ટી!

તમે કદાચ પેલા ગ્રીક, ઈજિપ્શિયન કે હિન્દી કલાકાર ભાઈની જેમ શરીરરચના અને એવું બધું શોધવા જાવ તો તમને એ મળશે જ નહિ, કારણ કે ત્યાં એનું અસ્તિત્વ જ ક્યાં છે? પણ તમારી એવું જોવા ટેવાઈ ગયેલી આંખ એને શોધવા પ્રયત્ન કરશે તો તો તમે એને કદી નહિ સમજી શકો. પણ જો એની લાગણીઓનો જ વિચાર કરશો, પેલા

બધા આપણી સુધરેલી–સંસ્કૃતિના નિયમના પડો જરા કોરે મૂકશો, તો તરત તમને એનો બધોય મર્મ ગળે ઊતરી જતો લાગશે. લાગણીઓને માપવા માટે આપણે બુદ્ધિની ફૂટપટ્ટી વાપરીએ તે કેમ ચાલે ?

એક પળ માટે જ આપણા ગરબા–ગરબીના વાતાવરણનું જ ચિત્ર કલ્પો. વળી વળીને, ઘૂમી ઘૂમીને દાંડિયા રાસ લેતા નર્તકોની કલ્પના કરો. એમાંનો પ્રાણ, એમાંની સ્ફૂર્તિ, તરવરાટ બધુંય કેવું સૌથી આગળ ઊપસી આવતું લાગે છે! એનાં પગલાં કેટલાં છે, એક દાંડિયા સાથે બીજો દાંડિયો કેટલા સમયના અંતરે અથડાય છે, એ કે સાથે ગવાતું ગીત તાલને અનુકૂળ છે કે નહિ એ બધું આપણે વિચારતા નથી; પણ એની મેળે જ એ બધાંની ઘડ બેસી જતી લાગે છે, જાણે કે એ કૌશલ તત્ત્વ એક નાના શા ખૂણાનું પૂરક અંગ જ બની રહે છે; પરંતુ અગ્રસ્થાને તો રહે છે પેલો ભરપૂર ઉત્સાહ અને જોમ.

અને ફરી પાછું આ ચિત્ર જુઓ. એમાંથી ય જાણે એ તાળીઓના અવાજ ઊઠતા જણાશે, પગના ઠેકા સંભળાતા લાગશે, એમની કૂદાકૂદ, એમના વિવિધ ચાળાઓ અને જેમ ફાવે તેમ છતાં અમુક જાતના સમૂહમાં ગોઠવાયાની—બધાને એકતારે જોડતી કડી મળી આવશે—જોજો, રખે પાછા પેલા ગ્રીક શિલ્પીની માફક વિચાર કરવા બેસતા !

—ગુલામ મોહમ્મદ શેખ

[ પાના ૬૩થી ચાલુ ]

પૂરતી શક્તિ નહિ હોય તો એ ભાવ કવિને ડુબાડી દે. શ્રી માણેક 'મહોબ્બતને માંડવે' આસન જમાવીને બેઠેલા કવિ છે. એમની કવિતાનો મિજાજ જુદો છે. જ્યાં એ છાપાળવી ગદ્યાળુતામાં સરી પડતી નથી, જ્યાં એ વક્તવ્ય પરત્વે વધુ પડતી સભાન ને આગ્રહી નથી બનતી ત્યાં એ આપણને કૃતાર્થ કરે છે. પણ વૈશંપાયનનું શ્રી માણેકના પરનું આક્રમણ એ એક મોટું ભયસ્થાન છે. અહીં, સખીના વર્ચસ્નેે કારણે, વૈશંપાયન પાસે ફરકવાની હિંમત કરતા નથી.

## હિંદી નવાં પુસ્તકો

| | રૂ. |
|---|---|
| એકોત્તરશતી ( રવીન્દ્રનાથ ) [ ૧૦૧ કાવ્યો મૂળ બંગાળી ભાષામાં–દેવનાગરી લિપિમાં ] | ૯–૦૦ |
| મેરા જીવન સંઘર્ષ ( નેત્રહીન ભારતી યુવકકી કહાની ) | ૪–૦૦ |
| ગાતા જાએ બંજારા ( કાવ્ય ) સાહીર લુધિયાનવી | ૨–૫૦ |
| જનગીત ( કાવ્ય ) બચ્ચન | ૩–૦૦ |
| ગીતાંજલિ ( ટાગોર ) | ૭–૦૦ |
| સ્વતંત્ર ભારતમેં શિક્ષા ( હુમાયું કબીર ) | ૫–૫૦ |
| આત્મવિકાસ ( આનંદકુમાર ) | ૫–૦૦ |
| સાહિત્યિક સંસ્મરણ ( મેક્સિમ ગોર્કી ) | ૩–૫૦ |
| વિશ્વ સાહિત્યકી રૂપરેખા ( ભગવતીશરણ ઉપાધ્યાય ) | ૧૨–૦૦ |

| | રૂ. |
|---|---|
| આધુનિક રાજનીતિક વિધાન ( જગતના દેશોના બંધારણનો પરિચય ) | ૧૯–૦૦ |
| ઉપન્યાસ ઔર લોકજીવન ( રાલ્ફ ફોક્સ ) | ૪–૦૦ |
| ગાંધી શ્રદ્ધાંજલિ ગ્રંથ ( સર્વપલ્લી રાધાકૃષ્ણન ) | ૩–૦૦ |
| સ્વાધીનતા ઔર ઉસકે બાદ ( નેહરુ ) | ૫–૦૦ |
| ભારતકે પક્ષી ( સચિત્ર ) | ૧૨–૫૦ |
| ૧૯૮૪ ( નવલકથા ) જ્યોર્જ ઓરવેલ | ૩–૦૦ |
| ક્યા વહ પાગલ થા ? ( નવલકથા ) બાલ્ઝાક | ૨–૫૦ |
| સાગર કી ઓજ ( સાહસ ) | ૩–૦૦ |
| વિચાર તરંગ ( ચિંતન ) | ૨–૫૦ |
| અખ્તર શિરાની ( ઉર્દૂ કવિની શ્રેણીમાં ) | ૧–૫૦ |
| જાં નિસાર અખ્તર ( ઉર્દૂ કવિની શ્રેણીમાં ) | ૧–૫૦ |

# થોડાંક અંગ્રેજી નવાં પુસ્તકો

| | Rs.nP. |
|---|---|
| A Bunch of letters (Nehru) | 12-50 |
| Nehru & Democracy: By Donald R. Smith (The Political thought of an Asian democract) | 9-00 |
| Jawaharlal Nehru's speeches (1953-'57) | 6-50 |
| Diversities (essays) D. P. Mukerjee | 15-00 |
| The Pleasure of Philosophy (Will Durant) | 8-75 |
| Understanding History (Bertrand Russell) | 5-00 |
| Man against himself (Karl Menninger) | 7-50 |
| The need for Roots (Simone Weil) (Prelude to a declaration of duties towards mankind) | 7-50 |
| Rammohan Roy: by Iqbal Singh | 14-75 |
| The Indian Heritage (Humayun Kabir) | 5-50 |
| The Horizon of Marriage by Radhakamal Mukarjee | 15-00 |
| Principles of Economics (Keyed to Standard Textbook) by Clifford L. James | 7-50 |
| Poems by Faiz | 6-00 |
| Illusion and Reality (A study of the sources of Poetry) by Christopher Cauldwell | 7-50 |
| The Novel and the People: Ralph Fox | 0-75 |

| | Shillings |
|---|---|
| House of Commons: By Campion | 24-00 |
| History of Local Government in England | 30-00 |
| Russia: The Atom and the West (G. F. Kennan) | 10-00 |
| A History of Soviet Russia by E. H. Carr Vol. I (1917 to 1923) | 25-00 |
| Vol. II | 30-00 |
| Vol. III | 36-00 |
| Vol. IV (1923 to 1924) | 30-00 |
| History of Socialist Thought by G. D. H. Cole Vol. I | 25-00 |
| Vol. II | 30-00 |
| Vol. III & Vol. IV | 70-00 |
| Kean (A play) Jean Paul Sartre | 10-6 |
| Nekrassov (A play) Jean Paul Sartre | 12-6 |

| | Shillings |
|---|---|
| Collectd Stories of William Faulkner Vol. I | 15-00 |
| Vol. II | 15-00 |
| The Plague (A novel) Albert Camus | 12-6 |
| Caligula Cross Purpose (Two Plays) by Albert Camus | 10-6 |
| The Myth of Sisyphus by Albert Camus | 15-00 |
| Albert Camus (A Study of his work) Philip Thody | 18-00 |
| The Old man and the sea (Novel) Hemmingway | 7-6 |
| American Moderns (from Rebellion to Conformity) | 21-00 |
| Stephen Spenders' Autobiography: World within World | 8-6 |
| Studies in Dying Culture (Cauldwell) | 9-6 |
| Further studies in Dying Culture ,, | 9-6 |
| Feeling and Form (A theory of Art) Susanne Langer | 30-00 |

| | Rs.nP. |
|---|---|
| Sepoy Mutiny & Revolt of 1857 by R. C. Majumdar | 15-00 |
| Modern Philosophy of Education by Brubacher | 27-50 |
| 1857 (Surendranath Dutt) | 5-50 |
| Rebellion (1857) (A symposium) | 8-00 |
| How man became Giant (M. Ilin) | 3-00 |
| Gandhi in Champaron (Tendulkar) | 1-50 |
| Waiting for the Mahatma (G. K. Narayan) | 2-50 |
| The Stalin Era: Anna Louise Strong | 3-00 |
| Feudalism to Capitalism (Symposium) | 1-75 |
| American shadow over India (Natrajan) | 5-00 |
| A. Herzen (Philosophical & Literary essays) | 3-00 |
| N. G. Chernyshevsky ,, | 3-00 |
| N. A. Dobrolyubov ,, | 3-00 |
| V. G. Belinsky ,, | 3-03 |
| Medicine and health in Soviet Union Sigerist | 12-00 |

---




ગ્લાયકોડિન-ટર્પ-વસાકા
લેવાથી તમારી ખાંસી
જલદી મટી જશે

ખાંસી માટે તે ઘરગથ્થુ દવા છે.

એલેમ્બિક કેમીકલ વર્કસ કું. લિ., વડોદરા-૩.

Reg. No. B-7717 .

# વિશ્વ માનવ

## માનવીય ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા ઝંખતું માસિક

સંપાદક : ભોગીલાલ ગાંધી

## ૧૫





૧૯૫૯
માર્ચ

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૨૫૦



વાર્ષિક રૂ. ૭-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આન

[ પરદેશ–શિલિંગ ૧૫ ]



## લવાજમ ભરવાનાં સ્થળ

આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એ. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ત્રિપાઠી એન્ડ કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ઠક્કરની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., ટાવર રોડ : વડોદરા

વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ : આણંદ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો : અમદાવાદ

વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ : અમદાવાદ

લોકમિલાપ કાર્યાલય, પો. બો. ૨૩ : ભાવનગર

સંસ્કાર સાહિત્ય મંદિર, પો. બો. નં. ૮૪ : ભાવનગર

એસ. કે. મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા–૧

પ્રાણ ફોટોગ્રાફર, પો. બો. ૨૬૯, નાયરોબી ( ઈ. આફ્રિકા )

### છૂટક મળવાનાં સ્થળ

ગાંધી ન્યુઝપેપર સરવીસ, દીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ

વડોદરા

એ. જી. વોરા એન્ડ કાં., ટાવર પાસે : વડોદરા

૧૯૫૯ : માર્ચ

**લવાજમના દર**

વાર્ષિક રૂ. ૭–૮૦

[ પરદેશ ૧૫ શિ. ]

છૂટક નકલ ૬૨ પૈસા

વર્ષ ૧૯૫૮ની પૂરી

બાંધેલી ફાઈલ રૂ. ૮

કલોથ રેક્ઝિન રૂ. ૯

---

# વિશ્વમાનવ

[ માસિક ]

**જાહેરખબરના દર**

પૂઠું ૨જું રૂ. ૮૦

પૂઠું ૩જું રૂ. ૮૦

પૂઠું ૪થું (બે રંગમાં) રૂ. ૧૨૫

સાદું આખું પાનું રૂ. ૬૦

સાદું અડધું પાનું રૂ. ૩૫

# જ્યારે બાપુનો જીવનદીપ બુઝાઈ ગયો......

૩૦ જાન્યુઆરી ૧૯૪૮!

ગાંધીજીનો જીવનદીપ બુઝાઈ ગયો. ઇતિહાસની એ એક અંધકારમય ઘડી. એના પર થઈને અગિયાર વર્ષનાં નીર વહી ગયાં છે!

શું બન્યું હતું તે દિવસે?

અંતેવાસીઓ અને દર્શનાર્થીઓથી ઘેરાયેલા બાપુ બિરલાભવન (દિલ્હી)ના બગીચામાં પ્રાર્થના સ્થળે જઈ રહ્યા હતા....અધવચ્ચે જ, નથુરામ ગોડસેએ સામા આવી છેક નજીકથી રિવોલ્વરનું નિશાન તાક્યું, બાપુની છાતીમાં....

બાપુનો દેહ 'હે રામ' કરતો ઢળી પડ્યો.

આ કારમા પ્રસંગનો પ્રથમ સાક્ષી—બિરલા હાઉસનો માળી રઘુ (રઘુનાથ નાયક) આટલે વરસે એ ઘટનાની સ્મૃતિ તાજી કરે છે. અત્યંત સરળ સહજ નિર્દોષ ભાવે એ કહે છે:

'હું રોજ બાપુની સંધ્યા ટાણાની પ્રાર્થના વેળાએ હાજર રહેતો. પણ તે બાપુના દર્શનને માટે નહિ. પણ રખેને લોકો મારા ફૂલના રોપા ખૂંદી નાખે, તે ફૂલો ઉજ્જડ કરી નાખે એની ફિકરમાં.

'લિંક' નામના અંગ્રેજી સામયિકના પ્રતિનિધિને મુલાકાત આપતાં રઘુએ તે વખતની સ્થિતિનું વર્ણન કરતા કહ્યું:

હું અહીં ઊભો હતો, ગોડસે આટલે ઊભો હતો...મહાત્માજી આમથી આવ્યા ને પ્રાર્થનાની વેદી ભણી ઉપર જવા પગથિયાં ચડવા લાગ્યા...

ત્યાં કોક બોલ્યું—'મહાત્માજી, આજે સહેજ મોડા પડ્યા!'

મહાત્માજી કહે, 'હા, મોડો છું.'

ને એમ બોલી મહાત્માજી બે ત્રણ ચાર ડગલાં આગળ ચાલ્યા. ત્યાં નથુરામે એમના ભણી ત્રણ ચાર ડગલાં ભર્યાં. બંનેની વચ્ચે માંડ ચારેક ફૂટનું અંતર રહ્યું હશે. નથુરામે પોતાનાં કપડાંમાં સંતાડી રાખેલી રિવોલ્વર કાઢી, ને ધન...ધન...ધન કરતી ગોળી છોડી.

મહાત્માજી ચતાપાટ પડી ગયા.

મનુ ગાંધી ને આભા ગાંધી એમને બેય પડખે ચાલતાં હતાં, તે ય બંને એમની જોડે જોડે પડી ગયાં.

એટલામાં જે કોઈ હતાં એ બધાં એ આમતેમ નાસભાગ કરી મૂકી. મહાત્માજીની પાસે કોઈ જ ન મળે.

મેં ફટ દેતાકને ગોડસેને પછવાડેથી ઝાલી લીધો. ગોડસેએ પોતાની જાત પર ગોળી ચલાવી આપઘાત કરવા પ્રયાસ કર્યો. પણ મેં એને એવો ચપસીને ઝાલી રાખ્યો હતો કે એનાથી તેમ બન્યું નહિ. એણે હવામાં ગોળી છોડી.

એટલામાં પોલીસ આવી, ને એને પકડીને લઈ ગઈ. ગોડસેને છોડીને હું મહાત્માજી પાસે દોડ્યો. મેં એમનું માથું મારા ખોળામાં લીધું. જમીન પર લોહીનું ખાબોચિયું ભરાઈ ગયું હતું...ગાંધીજીનો શ્વાસ તૂટતો હતો...મારા ખોળામાં જ એમણે પ્રાણ છોડ્યો.

વરસો બાદ, 'ભારતના પ્રમુખે મને ૫૦૦ રૂપિયાનું ઇનામ ને એક સર્ટિફિકેટ આપ્યું'.

કેટલાક ભલમનસાહેબોએ મને કહ્યું કે, 'તમારી હિંમતનો બદલો તમને મળવો જોઈતો હતો, તે બીજાઓને મળી ગયો!...' પણ મને તો એમાં કંઈ એવું મોટું દેખાતું નથી. એમાં તે એવું છે જ શું તે? મેં જે કંઈ કર્યું, તે તો, એવે વખતે જે કોઈ એમની નજીક હોત, એણે કર્યું હોત.

પણ એમણે તો કોંગ્રેસને લખ્યું, સરકારને ને પ્રમુખને પત્ર લખી નાખ્યું. પણ એની કંઈ કિંમત નથી. બીજાઓએ પણ કંઈક ને કંઈક તો કર્યું જ છે. એક માણસે ગોડસેના હાથમાંથી રિવોલ્વર પડાવી લીધેલી. બીજા એક પોલીસે ગોડસેને મારી પકડમાંથી લઈ લીધો. એમની કદર કરવામાં આવી હતી.

પણ એ લોકો તો કહે છે: 'ગોડસેને પકડી લેનારો પહેલો તો તું જ ને?'

પણ પહેલો, બીજો કે ત્રીજો... એનો સવાલ જ ક્યાં છે?

# ચીની કમ્યુન : ઇતિહાસનો અભૂતપૂર્વ અખતરો

—ભોગીલાલ ગાંધી

૧૯૪૯માં ચીની-ક્રાંતિના વિજયે દુનિયાને દિંગ કરી દીધી હતી.

૧૯૫૮માં ફરી એકવાર ચીને વિરાટકાય કમ્યુનો રચીને દુનિયાને દિંગ કરી દીધી છે.

● આ અખતરો ચીની વિરાટ પ્રજાને ગુલામ બનાવવાનો એક નુસખો છે, કહી ઉગ્ર ટીકાકારો ઊકળી ઉઠયા છે.

● આ અખતરો જગતમાં રાજ્યવિહીન શોષણવિહીન અને સમાનતાના આદર્શોવાળો સમાજ રચવાનો, સૈકાઓ વર્ષોથી સેવાતી આવેલી ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાનો પ્રથમ ક્રાંતિકારી ભવ્ય પ્રયોગ છે, કહી ભાવુકો સામો પડકાર કરે છે.

ઉગ્ર વિવાદાસ્પદ અભિપ્રાયો હાલ બાજુ પર રાખી અનેક અભ્યાસીઓએ જાતમાહિતી અંતે, જે વાત પ્રગટ કરી છે તેના પ્રકાશમાં, આટલું તો, પહેલી નજરે જ આગળ તરી આવે છે—

---

* ચીને એની સ્વાધીનતાનાં દસ વર્ષ દરમ્યાન જે પ્રગતિ સાધી છે તેની ઝડપ અસાધારણ રહી છે. ૧૯૫૭માં તેણે સર્વસાધારણ ઉત્પાદનક્ષેત્રે અને ખાસ કરીને અન્ન-ઉત્પાદનક્ષેત્રે સહકારી (કો-ઓપરેટિવ) ખેતી દ્વારા 'ભવ્ય સિદ્ધિઓ' હાંસલ કરી છે.

* પરંતુ, ૧૯૫૮ના વર્ષ દરમ્યાન ચીને 'કમ્યુન'નો જે વિશિષ્ટ અખતરો આરંભ્યો છે, તેનું સ્વરૂપ અને તેની સિદ્ધિઓનો જે અંદાજ મળી રહ્યો છે તે જોતાં આ પ્રયોગ માનવ ઇતિહાસમાં અભૂતપૂર્વ છે.

૧૯૫૮ના એપ્રિલની વાત છે.

પીળી નદી અને યાંગત્સે નદીની વચ્ચેના પ્રદેશમાં વસનારી ૨૭ સહકારી મંડળીઓએ પોતાની જાતને 'કમ્યુન' સ્વરૂપે પલટી નાંખી — પોતાની તમામ મિલકત અને માનવ-શક્તિને સહિયારું રૂપ આપી દીધું.

આ સૌથી પ્રથમ કમ્યુન હતું* તેથી Weixing એટલે કે સ્પુટનિક ને નામે તે ઓળખાયું.

ખુદ માઓ ત્સે-તુંગ ગયા ઓગસ્ટ માસમાં આ કમ્યુનની મુલાકાતે ગયેલા. અને તેમણે જાતે તેને બહાલી આપી હતી.

પછી તો, પવનવેગે કમ્યુનનો વિચાર ફૂંકાયો. સ્થાનિક કમ્યુનિસ્ટ પાર્ટીની કમિટીઓ ઉપર હજારોની સંખ્યામાં અરજીપત્રો આવ્યા; અને ૩૧મી સપ્ટેમ્બરે તો ૧૦,૦૦૦ કમ્યુનો (જુદી જુદી કક્ષાનાં) અસ્તિત્વમાં આવી ગયાં.

૧૯૫૮ના ઓકટોબરની ૧લી એ 'ચીની રાષ્ટ્રીય દિન' આવે તે પૂર્વે તો, વિરાટ ચીનનો લગભગ આખો ગ્રામ-વિસ્તાર કમ્યુનોમાં જોડાઈ ગયો હતો.

**છ મહિના થતાં થતાં ૧૨ કરોડ ખેડૂ-કુટુંબોને, એટલે કે લગભગ ૫૦ કરોડની વસ્તીને, એટલે કે ચીની ખેડૂતોની ૯૯ ટકા વસ્તીને આવરી લેનારાં ૨૬૦૦૦ કમ્યુનો અસ્તિત્વમાં આવી ગયાં હતાં।**

અલબત્ત, આ કમ્યુનોમાં ૫૦૦૦થી માંડી ૭ લાખ જેટલી વસ્તીવાળાં કમ્યુનો હતાં; અને તેમના વિકાસની કક્ષા પણ જુદી જુદી હતી.

આપણે થોડાંક જાણીતાં કમ્યુન તરફ વળીએ.

હોપઈ પ્રાંતનું 'શુશુચ'(Hsushuch) કમ્યુન †

---

* અલબત્ત, ચેકિયાંગ નામના નાનકડા બેટ ઉપર ત્રણ વર્ષ પૂર્વે ત્યાંના માછીમારોએ કમ્યુનનો અખતરો કરેલો, તે સર્વપ્રથમ કહી શકાય.

† ૧૯૫૮ના ઓકટોબરમાં 'લિંક'(દિલ્હી)ના પ્રતિનિધિએ આ કમ્યુનની મુલાકાત લીધી હતી—તે એક જ દિવસે ૪૦,૦૦૦ ચીની અને વિદેશી પ્રવાસીઓએ તેની મુલાકાત લીધી હતી।

આ કમ્યુનની વસ્તી ૩ લાખની છે. તેમાં ૨૮૦ ગામડાં અને ૨૪૮ સહકારી ખેતરોનો સમાવેશ થયો છે.

આ જિલ્લામાં બીજાં ૬ કમ્યુન થયાં છે.

આ કમ્યુન વધુમાં વધુ આગળ વધેલું આદર્શ કમ્યુન ગણાય છે. કેમકે અહીં વધુમાં વધુ સમાનતા સિદ્ધ કરવામાં આવી છે. તથા ખોરાક, કપડાં, સાબુ, જોડા, ટુથબ્રશ-પેસ્ટ સુધ્ધાં નક્કી કરેલા જથ્થામાં વિના મૂલ્યે આપવામાં આવે છે. સહિયારાં રસોડાં અને સહિયારા ભંડારોની વ્યવસ્થા છે.

આ ઉપરાંત દર મહિને ૩થી ૮ ચીની ડૉલર (૬થી ૧૬ રૂ.)ની રોકડ રકમ, કામના ગુણ અને પ્રમાણ અનુસાર, આપવામાં આવે છે.

આ કમ્યુનના ચેરમેનને માસિક ૬ ચીની ડૉલર (૧૨ રૂ.) મળે છે. મકાનો સામાજિક માલિકીનાં છે. નાહવા માટે સહિયારાં 'બાથહાઉસ' છે; હજામત માટે સહિયારાં 'સલુન' છે; સીવણ માટે સહિયારાં 'દરજીખાતાં' છે.

ખોરાકમાં મકાઈ, બાજરી, ટમેટા મુખ્ય હોય છે; માંસ જવલ્લે જ. આ પ્રદેશ ડાંગર પેદા કરનાર ન હોઈ ભાત પણ જવલ્લે જ. રસોડાં અત્યંત ચોખ્ખાં છે; અને ખોરાક તંદુરસ્તી પોષક. કપડાંમાં વરસના પાંચેક વારનું ધોરણ છે.

કમ્યુનનું વ્યવસ્થાતંત્ર શિસ્તબદ્ધ સેનાના સ્વરૂપનું છે. સાધારણ રીતે એક ગામની એક ટુકડી (રેજિમેન્ટ); અને એક ટુકડી વળી પાછી પાંચ અથવા વધારે જૂથ (કંપની)માં વહેંચાઈ જાય છે; અને એક જૂથની વળી જુદી જુદી પલટણ (સેકશન અથવા પ્લેટુન) હોય છે

દા. ત. આ કમ્યુનમાં ૨૯૯ ટુકડી (રેજીમેન્ટ) છે, ૧૦૯૯ જૂથ (કંપની) છે; અને ૩૨૬૫ પલટણ (પ્લેટુન) છે—એટલે કે આશરે ૧૦૦-૧૦૦ની એક પલટણ છે.

આ પલટણનો મુખી જૂથના સરદાર નીચે, અને જૂથ ટુકડીના અધિકારી નીચે કામ કરે છે. પરંતુ આ દરેક કક્ષાએ કમ્યુનિસ્ટ પાર્ટીનું નેતૃત્વ હોય જ છે.

કમ્યુનની દિનચર્યા આ મુજબ છેઃ ૪-૩૦ વાગ્યે ઊઠી નાસ્તો કરી દરેક પલટણ નિયત સ્થળે પહોંચી જાય છે. ત્યાં પલટણનો મુખી તે દિવસના કામની સોંપણી કરે છે.

બપોરના જમણ વખતે વિરામની છુટ્ટી મળે છે. તે ઉપરાંત દિવસમાં બીજા ત્રણ 'વિરામ' (ઈન્ટરવલ) હોય છે. પહેલો વિરામ 'રાજકીય પાઠ' માટે, બીજો વિરામ 'ફોજી કવાયત' માટે, અને ત્રીજો 'શિક્ષણ-પાઠ' માટે.

૧૬ થી ૩૨ વર્ષની વયનો દરેક જુવાન અને ૧૭ થી ૨૨ વર્ષની યુવતીને ફોજી શિક્ષણ આપવામાં આવે છે.

## ચિલિ વિંગ પીપલ્સ કમ્યુન*

આ કમ્યુન હોનાન પ્રાંતના ચિંગચૌથી ઉત્તરે ૮૦ માઈલ દૂર આવેલું છે; ૧૯૫૮ના જુલાઈની ૨૦મીએ તે અસ્તિત્વમાં આવ્યું.

આ કમ્યુનમાં ૬૮ ગામનો સમાવેશ થયો છે.

આ રહેવાસીઓને ૧૪૬ ઉત્પાદક ટુકડીઓમાં વહેંચી નાખવામાં આવ્યા છે. તેઓ ડાંગર, કપાસ, શાકભાજીની વાડી, નાના ઉદ્યોગો, રસોડાં, બાલ-પાલણાં-ગૃહો, શાળાઓ, હૉસ્પિટલ, તથા બીજાં કામોમાં વ્યવસ્થિત રીતે વહેંચાઈ ગયેલા છે.

જમીન, ઓજારો, ગૃહઉદ્યોગો, રસોડાનાં વાસણોની માલિકી સહિયારી કમ્યુનની છે.

મકાનો પણ કમ્યુનની માલિકીના હોઈ પરણેલા અને કુંવારાઓને વ્યવસ્થિત રીતે વહેંચી આપવામાં આવેલાં છે.

ખાસ તો, આ કમ્યુન પોતે લોખંડ ગાળવાની ભઠ્ઠીઓ ચલાવે છે; ઓજાર સમારકામના કારખાનાં ચલાવે છે; આટા દળવાની ચક્કીઓ, સીવણ ખાતાં, ઈંટનળિયાંની ભઠ્ઠીઓ, ખાતરના પ્લાન્ટ, વગેરે ચલાવે છે.

આ કમ્યુનનાં ૨૨૮ સહિયારાં રસોડાં છે. તે દરેકમાં હોટલોમાં હોય છે તેવા જમવાના મોટા ખંડો છે.

આ કમ્યુનને ૧૩૫ જેટલાં બાલ-પાલણાં-ગૃહો છે; તેમાં એક અઠવાડિયાથી માંડી ૪ વરસનાં બાળકોની સંભાળ રખાય છે.

૧૩૦ કિંડરગાર્ટન-બાલગૃહો છે. તેમાં ૪ થી ૬ વર્ષનાં બાળકોને રાખવામાં આવે છે ને શિક્ષણ આપવામાં આવે છે.

બે માધ્યમિક શાળાઓ છે, તેમાં ૭ થી ૧૬ વર્ષના ૧૪૫૦ વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. ૩૬ 'રેડ એન્ડ એકસપર્ટ' (સમાજવાદી, ધંધાદારી અને ટેકનિકલ) શાળાઓ છે, ત્યાં ચૂંટેલા વિદ્યાર્થીઓને ખાસ કમ્યુનિસ્ટ અને ધંધાદારી શિક્ષણ અપાય છે. ઉપરાંત, તે મોટી હૉસ્પિટલ ચલાવે છે, તેમાં ૧૪ તબીબી વિભાગો છે, અને તેમાં મોટે ભાગે દેશી દવાઓનો ઉપયોગ થાય છે.

* ડૉ. એસ. ચંદ્રશેખરના પોતાના જાતઅનુભવનું બયાન

વૃદ્ધો માટે ૨૪ ‘ સુખીસદનો ’ ( હેપી હોમ્સ ) ચલાવવામાં આવે છે. તેમને અગાઉના જમીનદારોનાં ઘરોમાં રાખવામાં આવેલ છે. એમને પોતાનાં રસોડાં છે; અને બની શકે તેવું—કાંતવાવણવાનું અથવા બીજું હળવું કામ કરે છે.

આ કમ્યુનમાં સવારે ઊઠીને સ્ત્રીપુરુષો ખુલ્લામાં ૦ાા કલાક કવાયત કરે છે. પછી, નાસ્તા માટે પોતપોતાના સહિયારા રસોડે જાય છે. અને ત્યાંથી ‘ ઉત્પાદક ટુકડી ’માં વહેંચાઈ જઈ કામના સ્થળે પહોંચી જાય છે. મોટે ભાગે વલણ અને આવડતને આધારે કામ સોંપાય છે. પતિ-પત્ની કે બાળકો એક જ જૂથ યા ટુકડીમાં હોય એવું નથી. બપોરે સૌ કામેથી પોતપોતાનાં નક્કી થયેલાં સહિયારાં રસોડે જાય છે. ત્યાં ભાત, કેબેજ, શક્કરીઆં અને અવારનવાર ડુક્કરનું માંસ આપવામાં આવે છે. જમીને વળી પાછાં કામને સ્થળે પહોંચી જાય છે.

સાંજે સૌને વર્ગો હોય છે; ત્યાં રેડિયો ‘ પીપલ્સ ડેઈલી ’-ના અગ્રલેખો તથા ઉત્પાદનના નવા ‘આંકડાઓ,’ અને ‘ રાજદ્વારી ’ સમાચારો આપે છે; બાદ નાટક અથવા સિનેમાના કાર્યક્રમો, અથવા સરકસ, કવાયતના ખાસ ખેલ હોય છે. અને છેલ્લે પાર્ટીની ( ? ) મિટિંગ થાય છે. ત્યાં દરેક જણ હાજર રહે છે.

બાદ, સૌ ૮ કલાકના આરામ માટે વિખરાય છે.

**નાનાં ધાવણાં તથા બિમાર બાળકોની માતાઓ બાલ-પાલણાં-ગૃહ અને કિંડરગાર્ટન-માં ગમે તે સમયે જઈ શકે છે—જો કે ત્યાં તાલીમ પામેલી નર્સ હોય છે.**

આ કમ્યુનને ‘ **૧૬ ગેરંટીવાળું કમ્યુન** ’ એ નામે પણ ઓળખવામાં આવે છે. કેમ કે તેનાં રહેનારાં તમામને નીચેની ૧૬ જરૂરિયાતો વિનામૂલ્યે આપવામાં આવે છે.

(૧) કપડાં (૨) ખોરાક (૩) રહેઠાણ (૪) રહેવાની જગાએથી કામની જગાએ જવા માટે વાહન (૫) સગર્ભા સ્ત્રીઓને ૪૫ દિવસની રજા તથા સગવડો (૬) માંદગીની રજા અને દવાઓ (૭) વૃદ્ધાવસ્થામાં દેખરેખ (૮) મૃત્યુ પછી દાટવા-બાળવાની સગવડ (૯) શિક્ષણ (૧૦) બાળકોનો ઉછેર (૧૧) મનોરંજન (૧૨) લગ્નખર્ચ માટે મુકરર રકમ, ખાસ ભોજન વગેરે (૧૩) વરસે દિવસે બાર હજામત (૧૪) વરસમાં ૨૦ ખાસ ગરમ પાણીનાં સ્નાન-કાર્ડ (૧૫) કપડાંની સીલાઈ (૧૬) વીજળી.

આ ઉપરાંત, ખાસ કામગીરી બતાવનારને ૧થી ૫ યુઆન ( ખરીદશક્તિની દૃષ્ટિએ ૧ યુઆન = ૧ રૂા. જેટલી કિંમત ગણાય. ) માસિક રોકડા આપવામાં આવે છે.

## સર્વપ્રથમ કમ્યુન ‘ સ્પુટનિક ’

માઈકલ શાપિરો ( ચીન ઉપરનો અમેરિકી નિષ્ણાત ) **ચીનના સર્વપ્રથમ કમ્યુન**—ચેકફિસંગ ( સ્પુટનિક )ની મુલાકાતે જઈ આવી પોતાની નોંધ લખતાં જણાવે છે તે મુજબ—

આ કમ્યુનમાં પણ જાહેર રસોડાં છે; ઉપરાંત શિયાળાને માટે, રૂભરેલ, કાપડનો એક સૂટ, અને બીજા બે સાદા સુતરાઉ કાપડના સૂટ, જોડા, મોજાં, ટુવાલો, ધોવાના સાબુની ૭ ગોટીઓ અને ન્હાવાના સાબુની એક ગોટી, એક ટુથ બ્રશ અને બે ટુથ પેસ્ટ, સિનેમા અને નાટકના પાસ, હજામત અને ઊના પાણીના સ્નાન માટેના પાસ આપવામાં આવ્યા હતા.

આ અંગત જરૂરિયાતો ઉપરાંત, જન્મથી મૃત્યુ લગીની સામાજિક જરૂરિયાતો—વૃદ્ધો માટેનાં ‘ સુખીગૃહો ’ સહિતની સગવડો પૂરી પાડવામાં આવે છે. અલબત્ત, આ પ્રદેશના આ કમ્યુનોમાંથી કેટલાકમાં આગળ જણાવેલી ૧૬ જરૂરિયાતોમાંથી ૭—( ખોરાક, કપડાં, દવા, જન્મ-ખર્ચ, શિક્ષણ, રહેઠાણ, લગ્ન-મૃત્યુખર્ચ ) પૂરી પાડવામાં આવે છે.

આ પ્રકારની જરૂરિયાતો પૂરી પાડનારી મુખ્ય **સપ્લાય પદ્ધતિ**, ઉપરાંત **રોકડ પગારની** પદ્ધતિ પણ ચાલુ છે.

આ ‘ વેઈકિસંગ ’ કમ્યુનના ધારાધોરણ અનુસાર—

‘ આ સભ્યોને આપવાનું ‘ રોકડ મહેનતાણું ’ અંગેનો નિર્ણય સૌ ભેગા મળીને, કામનો પ્રકાર વિચારીને, ખાસ પરિસ્થિતિ, ટેકનિક અને કામ પ્રત્યેના વલણને લક્ષમાં લઈ નક્કી કરે છે. ( આ ઉપરાંત ) જેઓ વિશિષ્ટ પ્રકારની દક્ષતા દાખવે તેમને ‘ **ટેકનિકલ એલાવન્સ** ’ પણ આપવામાં આવે છે.

વધુમાં એક બાજુ, **ખાસ બોનસની** સગવડ છે; તો બીજી બાજુ, ખરાબ કુવડ કામ માટે **રોકડ પગાર કાપી લેવાનું** પણ રાખ્યું છે।

## શુશુઈ કમ્યુન

શાપીરો બીજા એક આદર્શ ગણાતા અને કદાચ ચીનના સૌથી મોટા **શુશુઈ કમ્યુન** વિષે જણાવે છે તે મુજબ—ત્યાં ૧૬ માંથી ૧૫ ‘ સંરક્ષણો ’ આપવામાં આવે છે. અને ત્યાં બે કક્ષાનું રોકડ પગારનું ધોરણ રાખવામાં આવ્યું છે.’

[ વિશ્વમાનવ : માર્ચ ’૫૯ ,

આ કમ્યુનના બજેટની થોડીક વીગત જોઈએ—

શુશુઈ કમ્યુનની વસ્તી ૭ લાખ ૨૦ હજારની છે!

કુલ આવકના ૧૮ ટકા ઉદ્યોગોની આવક છે. તે ૧૯૬૦-માં ૬૦ ટકા સુધી પહોંચવાની ગણતરી છે.

અને કુલ આવકમાંથી સભ્યોને નીચે મુજબ ટકા આપવામાં આવે છે.

| | | કુલ આવકના ટકા |
|---|---|---|
| ૧. | સભ્યોને 'સપ્લાય પદ્ધતિ' અને 'રોકડ પદ્ધતિ' બંને મળીને | ૪૩ |
| ૨. | સામુહિક જીવન પાછળનું ખર્ચ | ૫ |
| ૩. | કરવેરા | ૪ |
| ૪. | રિઝર્વ (અનાજ વગેરે) | ૫ |
| ૫. | ચોખ્ખો વધારો (મૂડીસંચય) | ૪૩ |
| | | ૧૦૦ |

હાલ વ્યક્તિઓને જે બદલો (સપ્લાય અને રોકડ પદ્ધતિ થઈને) આપવામાં આવે છે તે માથા દીઠ (વાર્ષિક) ૮૭.૬ યુઆન જેટલો છે. આવતે વરસે ૧૧૫થી ૧૫૦ યુઆન સુધી પહોંચવાની ગણતરી છે; અને ૧૯૬૨ સુધીમાં ૨૫૦ થી ૩૦૦ યુઆન ઉપર જશે.

અને આ કેવળ ધારણા નથી. આટલા ટૂંકા વખતમાં જ આ કમ્યુને જે પ્રગતિ કરી છે તે ઉપરથી આ શક્ય જણાય છે.

**૧૯૫૮ના અંત સુધીમાં મોટા ભાગનાં તમામ ખેતી–કામો યંત્રોદ્વારા કરવાનું અહીં શક્ય બન્યું છે. (૨૦ ટ્રેક્ટરો અને ૧૨ વાવેતર–યંત્રોનો તો અગાઉથી અંદાજ હતો જ.) અને ૧૯૫૯ના અંત સુધીમાં તો તે પોતે ટ્રેક્ટર પેદા કરી શકવાની ગણતરી રાખે છે!**

આ ચાર કમ્યુનો દ્વારા આપણને ચીનનાં ૨૬૦૦૦ કમ્યુનોનો સર્વસાધારણ ઢાંચો જાણવા મળે છે.

● અલબત્ત, હાલને તબક્કે આ બધાં કમ્યુનો એકસરખાં નથી.

● કેટલાંક આદર્શ-ગણાતાં કમ્યુનોમાં લગભગ તમામ ચીજ વસ્તુ (રહેવાનાં મકાનો, વાસણો, વપરાશની ચીજ-વસ્તુઓ, બેંકમાં પડેલી અંગત રકમો) કમ્યુનની માલિકી-ની છે.

તો બીજાં ઘણાં બધાં હજી આટલી હદે સામુહિક માલિકીનાં બન્યાં નથી. અને આદર્શ કમ્યુનોમાં **સપ્લાય પદ્ધતિ** મહત્ત્વનું સ્થાન ધરાવે છે; અને **રોકડ પદ્ધતિ** ગૌણ. ત્યારે બધાં કમ્યુનોમાં હજી આવું પ્રમાણ જણાતું નથી. વળી બધાં કમ્યુનોમાં બાળકોને માબાપથી જુદાં રાખવાની પ્રથા નથી.

આમ છતાં બધાં કમ્યુનોમાં જમીન, નાનાઉદ્યોગો, અને ઓજાર, ઢોરઢાંખર વગેરે કમ્યુનની માલિકી હેઠળ છે; અને જાહેર રસોડાં, બાળકો માટે પાલણાંગૃહો, વૃદ્ધો માટે 'સુખી સદનો'ની વ્યવસ્થા હોય છે. સપ્લાય અને રોકડ પદ્ધતિ ચાલુ છે.

દરેક સભાસદે (જુવાન ઉંમરનાં સ્ત્રી અને પુરુષને) લશ્કરી તાલીમ લેવી ફરજિયાત છે.

## ૨

એકંદર, કમ્યુનપદ્ધતિને પ્રતાપે ઉત્પાદનક્ષેત્રે અપૂર્વ સિદ્ધિ હાંસલ થઈ છે. આખા ચીનના વિવિધ ઉત્પાદનના કેટલાક મહત્ત્વનાં-આંકડા જોઈએ.

| | ૧૯૫૭ | ૧૯૫૮ |
|---|---|---|
| અન્નઉત્પાદન | ૧૮ કરોડ ૫૦ લાખ ટન | ૩૦થી ૩૫ કરોડ ટન |
| કપાસ | ૧।થી ૧।। કરોડ ટન | ૩।। કરોડ ટન |
| ઘઉં | ૨ કરોડ ૫૦ લાખ ટન | ૪ કરોડ ટન |

[એટલે કે ઘઉંનું ઉત્પાદન અમેરિકાનાં ઉત્પાદનથી વધારે અને સોવિયેત સંઘની નજીક જઈ પહોંચ્યું છે.]

| | | |
|---|---|---|
| ચોખા | ૬ કરોડ ટન | ૯ કરોડ ૬૫ લાખ |

[નવો પાક હજી અસાધારણ ઊતરવાની ગણતરી છે]

**એકંદર, અનાજઉત્પાદનમાં એક વર્ષમાં જ ૧૦ થી ૬૦%નો વધારો! તેય ચીન જેવા એક આખા ખંડ માટે! દુનિયાની ખેતીવાડીની તવારીખમાં આ સર્વપ્રથમ અસાધારણ નોંધપાત્ર બનાવ છે.'**

અને આની પાછળ મુખ્યતઃ 'સારી ઋતુ' જવાબદાર છે, એમ માનવું ભૂલભરેલું છે. આ વરસમાં જ, છેલ્લાં ૩૦ વર્ષ દરમ્યાન નહિ પડેલો એવો ૨૭૦ દિવસનો સૂકો દુકાળ પડ્યો હતો; અને તે ય ઘઉંનો મુખ્ય પાક ઉતારનાર હોપેઈ પ્રાંતમાં જ! હોપેઈ પ્રાંતનું અન્નઉત્પાદન તો વધુ આશ્ચર્યકારક ઘટના છે:

* હોપેઈ પ્રાંતમાં આગલા વરસે (૧૯૫૭) એકર દીઠ ૨૨૫થી ૨૭૦ રતલ કપાસ સાધારણ રીતે ઊતર્યો હતો; અને ૬૧૦ રતલ

વધુમાં વધુ ઊંચો આંક ગણાયો હતો; ત્યાં આ વરસે (૧૯૫૮) ૭૨૦થી ૯૦૦ રતલ સરેરાશ ઊતર્યો ! (અલબત્ત ખાસ-મશીન નીચેની ૧ એકર જમીન ઉપર ૯૦૦૦ રતલ ઊતર્યાની નોંધ પણ છે!)

ઘઉંની બાબતમાં તો તેઓ એકર દીઠ ૧૮૦૦ રતલને બદલે ૬૫૦૦ રતલની અપેક્ષા રાખે જ છે!

૧૯૫૮ના અન્નઉત્પાદનના આ આંકડા બતાવે છે કે, માથાદીઠ વાર્ષિક ઉત્પાદન ૧૦૦૦ રતલ છે!

આ રીતે, અન્નઉત્પાદનના ક્ષેત્રે ચીન અસાધારણ ઝડપે એક અત્યંત આગળપડતો દેશ બની ગયો છે. અને જોતજોતાંમાં તો દુનિયામાં અન્નની નિકાસ કરનારા દેશોમાં તે મોખરે આવી જવાની આગાહી કરી રહ્યો છે. ૧૯૫૯ સુધીમાં તો કોલસા અને લોખંડની બાબતમાં પણ ચીન આગળ નીકળી જશે.

## વિવિધ ઉત્પાદનના આંકડા

| | ૧૯૪૯ | ૧૯૫૨ | ૧૯૫૭ | ૧૯૫૮ |
|---|---|---|---|---|
| લોખંડ | | | | |
| (મિલયનટન) | ૦.૧૬ | ૧.૩૫ | ૫.૭૫ | ૧૧. ૦ |
| કોલસા ,, | ૭૦.૯૮ | ૬૩. ૫ | ૧૩૦. ૫ | ૨૭૦. ૫ |
| ક્રૂડ ઑઈલ ,, | ૦.૧૨ | ૦. ૪ | ૧.૪૬ | ૨.૨૫ |
| સીમેન્ટ ,, | ૦.૬૬ | ૨.૮૬ | ૬. ૭ | ૧૦. ૦ |
| ખાંડ ,, | — | ૦.૯૫ | ૦.૮૫ | ૧.૧૮ |
| મીઠું ,, | ૨.૯૬ | ૩.૪૬ | ૮.૨૭ | ૧૦.૧૭ |
| ચોખા ,, | ૪૮. ૬ | ૬૮. ૪ | ૮૬. ૭ | ૧૫૦. ૦ |
| ઘઉં ,, | ૧૩. ૮ | ૧૮. ૧ | ૨૩. ૫ | ૪૦. ૦ |
| સોયાબીન્સ ,, | ૫.૩૬ | ૯. ૫ | ૧૦. ૦ | ૧૨. ૦ |
| કપાસ | | | | |
| (હજાર ટન) | ૪૪૪ | ૧૩૦૪ | ૧૬૪૦ | ૩૨૨૫ |
| મગફળી ,, | ૧૨૬૮ | ૨૩૧૬ | ૨૫૬૧ | ૫૦૦૦ |
| તેલીબિયાં ,, | ૭૩૪ | ૯૩૨ | ૮૯૦ | ૧૭૮૫ |
| યંત્રથી બનાવેલ | | | | |
| કાગળ અને બોર્ડ ,, | ૧૦૮ | ૩૭૨ | ૮૯૦ | ૧૨૭૦ |
| ઇલેક્ટ્રીસિટી M.K.W.H. | ૪,૩૦૮ | ૭,૨૬૦ | ૧૯,૩૪૦ | ૨૭,૫૦૦ |
| ઇલેક્ટ્રીસિટી (કેપેસીટી) | ૧.૮૫ | ૧.૯૬ | ૪.૬૪ | ૬.૪૪ |
| કાપડ (મિ. વાર) | ૩૦૪૮ | ૪૧૮૭ | ૫૫૨૦ | ૭૦૦૮ |

નાના ઉદ્યોગોની દિશામાં તેમણે જે ફાળ ભરી છે તેય જબરજસ્ત છે.

બહુ જ જુદી જુદી સાઈઝની લોખંડ ગાળવાની ભઠ્ઠીઓનો અખતરો અચંબો પમાડે છે એવો છે.

**૧૯૫૮માં લગભગ ૬ કરોડ સ્ત્રી પુરુષો, મોટે ભાગે ખેડૂતો, લોખંડનું ઉત્પાદન વધારવા માટેની ઝુંબેશમાં જોડાઈ ગયાં હતાં. ૧૦ લાખ નાની હાથ-ભઠ્ઠીઓ કામ કરતી થઈ ગઈ હતી.**

પરંતુ ત્યારબાદ, આ અતિ નાની અને સાવ પ્રાથમિક કક્ષાની હાથ-ભઠ્ઠીઓને સ્થાને, યંત્ર ભઠ્ઠીઓનો અખતરો શરૂ થયો. અને નાની નાની ભઠ્ઠીઓમાંથી મધ્યમ-સાઈઝની ભઠ્ઠીઓ શરૂ કરી. આ ભઠ્ઠીઓનાં સ્થળો પણ એવાં પસંદ કરવામાં આવ્યાં કે મોટે ભાગે નજીકના પ્રદેશમાંથી કાચો માલ અને બળતણ મળી રહે, તથા વાહનવ્યવહારમાં સરળતા રહે.

**કમ્યુનો દ્વારા ચાલતી આવી નાની મોટી યંત્ર ભઠ્ઠીઓની સંખ્યા પણ ૬,૦૧,૦૦૦ જેટલી તો ગણાય છે.**

**પરંતુ આ અખતરાની આડે મુશ્કેલીઓ પાર વિનાની હતી—**

(૧) યંત્રભઠ્ઠીઓ માટે પૂરતાં યંત્રો (ભલે નાનાં યંત્રો) જોઈએ.

(૨) આટલી બધી ભઠ્ઠીઓને ચાલુ રાખવા અતિ મોટા જથામાં કાચું લોખંડ ખાણોમાંથી ખોદી કાઢવું જોઈએ અને પૂરતું બળતણ પણ હોવું જોઈએ.

(૩) આ કાચો માલ અને બળતણ (બંને એક ઠેકાણે ન હોય ત્યાં) જ્યાં હોય ત્યાંથી ભઠ્ઠીના સ્થળ સુધી વહી લાવવું જોઈએ (ભલે એ બંને સ્થળો વચ્ચે બહુ લાંબું અંતર ન હોય તોય).

(૪) અને આ બધી જરૂરિયાતો માટે પૂરતી મૂડી (ભલે મોટા મોટા ઉદ્યોગો જેટલી નહિ) જોઈએ.

(૫) આખરે તો આ પ્રચંડ વિકાસને પહોંચી વળવા પૂરતો નવો માનવ-શ્રમ ફાજલ હોવો જોઈએ.

(૬) અને આ બધું એવી રીતે થવું જોઈએ કે, જેથી રાજ્ય હસ્તકના મુખ્ય ઉદ્યોગો ઉપર તથા મુખ્ય વાહનવ્યવહાર ઉપર નવો મોટો બોજો ન પડે—કેમકે ચીનના રાજકર્તાઓ મુખ્ય મોટા જંગી ઉદ્યોગોને જરા પણ ઢીલમાં નાખવા ઇચ્છતા નથી.

આ બધી મુશ્કેલીઓ અથવા સમસ્યાઓના ઉકેલોનો

રસ્તો, ચીની પ્રજાએ જે રીતે અખત્યાર કર્યો છે તે ય તાજ્જુબ પમાડે એવો છે—

૧ ચીની પ્રજામાં રહેલી સહજ શોધકવૃત્તિ અને વ્યવહારુબુદ્ધિથી, કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહ વિના, તેની આમ પ્રજાએ આનો ઉકેલ આરંભ્યો છે. અનેક નવી નવી તરકીબો જાતે શોધી કાઢી, વધુમાં વધુ સરળ 'ટેકનિક' દ્વારા તેમણે કામને ગતિ આપી દીધી છે.

૨ તત્કાલ નાણાંની રીતે ભલે ઓછું રોકાણ કર્યું હોય, પરંતુ વિરાટ જનસંખ્યા, જે સાધારણ રીતે દેશને માથે ભારરૂપ અને ચિંતાજનક ગણાય તે જ, ચીનમાં તો, જબરજસ્ત મૂડીનું ઝરણું બની ગયેલ છે!

૩ માનવશ્રમને છૂટો કરવા અને વધુ વેગ આપવામાં કમ્યુન-પદ્ધતિએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. ૮ કલાક ઊંઘ+૪ કલાક ખાવાપીવા આરામના તે સિવાયના ૧૨ કલાક કામના બની ગયા છે. તેમાંયે સ્ત્રીઓ આજસુધી રસોડાં અને બાળકોની દેખભાળમાં રોજના રોજ કલાકો ગાળતી હતી. તે સમય, સહિયારાં રસોડાં થતાં, અને બાલ-પાલણાં ગૃહો તથા કિન્ડરગાર્ટનો થતાં બચી ગયો છે.

૪ કમ્યુનને કારણે નિર્વાહ-ખર્ચ ખૂબ જ ઓછું થતું હોઈ, અને ઉત્પાદન ઘણું જ વધ્યું હોઈ, અને બચત ઉપર કોઈનો વ્યક્તિગત અધિકાર ન હોઈ, જંગી બચતરૂપી નવી મૂડી મોટા પ્રમાણમાં ઊભી થઈ રહી છે.

૫ કાચો માલ અને બળતણ દૂર દૂરથી લઈ આવવા માટે રેલવે અને બીજાં સાધનો જ્યારે બહુ જ ઓછાં પડયાં છે, ત્યારે હજારોનાં હજારો સ્ત્રીપુરુષો પહાડો ઓળંગીનેય પોતાના અંગ ઉપર હોખંડ અને બળતણ વહી લાવ્યાં છે!

૬ આમ, રાજ્યના કેન્દ્રિત મોટા ઉદ્યોગોને અથવા વાહન-વ્યવહારને માથે ખાસ કશો બોજો નાખ્યા વિના ચીની આમજનતાએ નાના પાયા ઉપરના ગ્રામોદ્યોગો દ્વારા (અગાઉના હાથ-ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોને આ ગ્રામોદ્યોગોમાં સંકલિત કરી દઈ) ઔદ્યોગિક વિકાસની દિશામાં પ્રચંડ દોટ મૂકી છે.

આ તો ગ્રામ વિસ્તારોની વાત થઈ.

પરંતુ ચીની શહેરોમાં ય કમ્યુનના અખતરાઓ થયા છે, તે ધ્યાન ખેંચે છે. બીજાં અનેક નાનાં મોટાં શહેરોમાં આ દિશાના પ્રયાસો થયા છે, એ તો ઠીક, પણ એશિયાના સૌથી મોટા નગર શાંગહાઈમાં પણ અખતરા કરવાની હિંમત તેમણે ભીડી છે.

શરૂઆત ખાસ કરીને કામદાર લત્તાઓમાં, અને તેમાંય કામદાર સ્ત્રીઓથી થઈ છે. કામદાર સ્ત્રીઓને રસોડા અને બાળકોના ઉછેર તથા વૃદ્ધોની દેખભાળની જવાબદારીમાંથી મુક્ત કરીને એમણે આ માર્ગ સરળ બનાવ્યો છે.

શાંગહાઈમાં ૯૦ ટકા જેટલી કામદાર સ્ત્રીઓને ઘરકામથી મુક્તકરી કારખાનાં અને બીજા વ્યવસાયો (નાના ઉદ્યોગો, રેલવે, મકાન અને રસ્તા બાંધવા, નગર સફાઈ વગેરે)માં ખેંચવામાં આવી છે.

બીજી એક ટિએન્ટસિન નગરીમાં આ રીતે કુ સ્ત્રીઓને કામે લગાડી શકાઈ છે–તેમની સંખ્યા રાા લાખ જેટલી છે.

ચીનમાં કૂદકે ને ભૂસકે વિકસી રહેલી કમ્યુન–પદ્ધતિની આ અત્યંત આછી ઝાંખી છે.

૩

હવે, કમ્યુન–પદ્ધતિનો વિકાસ સમજવા માટે આનો આરંભ કેવી રીતે થયો, આટલા મોટા પ્રમાણમાં 'એકાએક' શક્ય કેવી રીતે બન્યું, તથા તેના વિકાસમાં કેવા મહત્ત્વનાં પગથિયાં હતાં, વગેરે મુદ્દાઓ ઉપર ઊડતી નજર નાખી લઈએ.

નિષ્ણાતો અને ચીની સત્તાધિશો બંનેની વાતો પરથી એટલું સ્પષ્ટ થાય છે કે—

સૌથી પ્રથમ તો આ વિકાસ એકાએક નથી, એ વાત સમજવી ખાસ જરૂરી છે. આ વિકાસના ચાર તબક્કાઓ છે:

**(૧)** ૧૯૪૯માં ચીની 'પીપલ્સ રિપબ્લિક'ની સ્થાપના થઈ. અને સમાજવાદના આદર્શની દિશામાં પગલાં મંડયાં. ૧૯૫૦–૫૨ સુધીમાં પરદેશી શાહીવાદ અને આંતરિક સામંતી બળો સામે પ્રથમ મોરચો લીધો. ઇજારદાર અને શાહીવાદ તથા સામંતી તત્ત્વોના ટેકેદાર બની ગયેલા થોડાક મૂડીદારી જૂથ સિવાયના સૌનો સહકાર લઈ, નિર્ણાયક પગલાં ભર્યાં. દા. ત. ખેત–સુધારાનો કાયદો કરી જમીનદારી પ્રથા નાબુદ કરી, જમીનો નાના ખેડૂતો અને ખેતમજૂરોને વહેંચી આપી. ઇજારદારી મૂડીદારી ઉદ્યોગોનો કબજો લીધો; રાજ્ય હસ્તકના મહત્ત્વના ઉદ્યોગો ઉપર ઝોક આપ્યો; સાથોસાથ સહકારી ઉદ્યોગો અને સહકારી ખેતીને ઉત્તેજન આપ્યું.

**(૨)** ૧૯૫૩માં પ્રથમ પંચ વર્ષીય યોજનાનો (૧૯૫૩–૫૭) આરંભ કર્યો. આ વર્ષોમાં નક્કર પરિણામની દૃષ્ટિએ ઘણી મોટી સફળતા પ્રાપ્ત થઈ શકી.

બલ્કે ૧૯૫૬ના અંતમાં તો, ઉત્પાદનનાં સાધનો ઉપરની ખાનગી માલિકીને સ્થાને રાજ્ય

હસ્તકની માલિકી અથવા સહકારી માલિકી પૂરે-પૂરી સ્થપાઇ ગઈ હતી.

* સહકારી ખેતરોમાં ૨૨ કરોડ ખેડૂત કુટુંબો એટલે કે ૯૬ ટકા ખેડૂતો સભ્ય તરીકે જોડાઇ ગયા હતા (લગભગ ૫૦ કરોડની વસ્તી). આવા સહકારી ખેતરોની સંખ્યા ૭,૮૦,૦૦૦ જેટલી હતી. દરેકમાં આશરે ૧૫૦ કુટુંબ (૬૦૦થી ૭૦૦ની વસ્તી); દરેકની પાસે આશરે ૩૦૦થી ૪૦૦ એકર જમીન.

૧,૦૦,૦૦૦ જેટલી હસ્ત ઉદ્યોગોની સહકારી મંડળીઓ પણ સ્થપાઈ ગઈ હતી—તેની સભ્ય સંખ્યા ૫૦ લાખ જેટલી હતી; એટલે કે આખા દેશના હસ્ત ઉદ્યોગોના ૯૨ ટકા સહકારીમાં જોડાઈ ગયા હતા.

* જે કોઈ ખાનગી ઉદ્યોગો રહ્યા હતા, તે ય 'રાજ્ય' અને 'ખાનગી' એવી **સાહિયારી વ્યવસ્થા** નીચે આવી ગયા હતા. ૧૯૫૬ સુધીમાં આવા ૭૦,૦૦૦ ઉદ્યોગો હતા. અગાઉના ખાનગી ઉદ્યોગોના ૯૯ ટકા ઉત્પાદન કરનારા અને ૯૯ ટકા કામદારોને રોકનારા આ સહિયારી વ્યવસ્થાવાળા ઉદ્યોગો હતા.

* કુલ ૨૯,૯૦,૦૦૦ ખાનગી દુકાનો અને ભંડારો હતાં, તે તમામને કાંતો રાજ્ય + ખાનગી = સહિયારી વ્યવસ્થા નીચે મૂકી દીધાં, અથવા તો સહકારી ધોરણે. એટલે કે, અગાઉ ખાનગી વેપાર ધંધામાં રોકાયેલા માણસોના ૮૫ ટકાને આમાં આવરી લીધા હતા.

* મોટર લોરી વગેરે ખાનગી વાહનવ્યવહારનાં ૯૫ ટકા અને ગાડાં વગેરેના ૭૭ ટકાનેય ઉપરની રીતે કાં તો સહકારી યા સાહિયારી વ્યવસ્થા નીચે આણી દીધાં હતાં.

**આ પ્રકારે ૧૯૫૬ના અંત સુધીમાં સહકારી અને સમાજવાદી અર્થતંત્રનો પાયો નખાઈ ગયો હતો.**

(૩) ૧૯૫૭માં આનાં ઘણાં સારાં પરિણામો ઉત્પાદન-ક્ષેત્રે દેખાયાં. તેમાં વળી આ વરસમાં 'વૈચારિક આંદોલન' જગાવ્યું; અને 'મૂડીવાદ કે સમાજવાદ?'ની ચર્ચાને રાષ્ટ્રવ્યાપી બનાવી, સરકારે પ્રચારમાં મણા ન રાખી. આની સાથોસાથ, 'સફાઈ' (જેઓ અનુકૂળ ન થાય તેમની)ની ઝુંબેશ પણ પૂરજોશમાં ઉપાડી.

આના પરિણામે વિરાટ પ્રજા 'શિસ્તબદ્ધ સેના' જેવી બડાઈ ચૂકી હતી.

૪

હવે આપણે જોઈએ કે રાષ્ટ્રવ્યાપી કમ્યુનના આ વિરાટ પ્રયોગ પાછળ કઈ મુખ્ય પ્રેરણાઓ કામ કરી રહી છે?

૧ ચીન જે ગતિએ દુનિયાના વિકસિત દેશોની હરોળમાં આવી જવા માગે છે, એ માટે એને રશિયાની અને બીજા કમ્યુનિસ્ટ દેશોની ભરપૂર મદદ છતાં, તેને ઘણો સમય લાગી જાય એમ છે. યેનકેન ઉપાયે આ ગાળો ટૂંકો કરવો રહ્યો!

**૨ સહકારી પદ્ધતિની મર્યાદાઓ તેને કઠવા લાગી હતી. તેની દ્વારા ધાર્યાં મૂડી, ધાર્યો શ્રમ, ને ધાર્યું બચત ન થઈ શકે, એ સ્પષ્ટ હતું. તેમાંય હવે સ્થાનિક ઉદ્યોગોનો વિકાસ કરવા માટે સહકારી-ખેતરોનો પાયો વિસ્તારવો જરૂરી બન્યો હતો.**

૩ વિકાસની સમસ્યા ગ્રામ વિસ્તારોના સહકારી ખેતરોને ય સતાવી રહી હતી. હવે તેમણે આગળ વધવું હોય તો મોટા પાયા પર નહેર યોજનાને અમલી બનાવવી જ રહી; ખરાબ જમીનને કામમાં લાવવી રહી, નવાં ખાતરો મેળવવાં રહ્યાં. અને છેવટે તો કાર્ય-દિનોમાં જબ્બરો વધારો કરવો રહ્યો. આને માટે ગામડી, તળપદા માર્ગો ને સાધનો ઉપરાંત યંત્રોનો ઉપયોગ અનિવાર્ય બની ગયો હતો. ટ્રેકટરો, લણણી અને પ્રેસિંગનાં યંત્રો, અનાજ છાડવાનાં યંત્રો, પાણીના પંપ ચલાવવાના યંત્રો, ટ્રાન્સપોર્ટનાં સાધનો વગેરે માટે મોટા પાયાપર યંત્ર-સાધના કરવાની હતી.

પોતાના જ આ વિકાસ માટે, નવાં સાધનો, નવી મૂડીની ખોટ વરતાવા લાગી હતી. અને ૧૯૫૬-'૫૭ના વરસમાં કેટલાકે પોતાની મેળે જ પોતાની જમીન, સાધનો અને બીજી મૂડીનું એકત્રીકરણ કરી, કામ કરવા માંડેલું; ને તેનું સારું પરિણામ તેમને દેખાયેલું. એટલે એમાંના કેટલાકે આ માર્ગે પહેલ કરીને કમ્યુનનો આરંભ કરી દઈ ને, સ્થાનિક કમ્યુનિસ્ટ પાર્ટીની રાહબરી માગી હતી. શરૂમાં ક. પાર્ટીએ રશિયાના સમૂહ ખેતરો, પૂર્વ યુરોપના (યુગોસ્લાવિયા, પોલાંડ, હંગેરી) દેશોના અનુભવો બાદ, એ દિશામાં ન જવાનું સલાહભર્યું ગણી તેમને વાર્યા હતા.

[પાન ૧૩૮ ઉપર]

## કોઈ આવે ?

કોઈ આવે ?
નીચું નમેલું આભ શું ચૂમી રહ્યું,
ચૂમી રહ્યું સ્નિગ્ધ વસુધાનું વદન,
ઉઠતા મધુ છાંટણે ઉન્ફુલ ધરણીના અધીરા શ્વાસ જેવી
ગંધ આવે,
ને બારણે ઢોળાય મારી દૃષ્ટિ શી અનિમેષ
—કોઈ આવે ?
ભીનો પવન અલ્લડ કુમારીના ગવન શો
છેડતો, છંછેડતો રસ્તે ચડેલાં સહુ સુમન,
શુષ્ક રજકણ માંહ્ય થઈ ને એકરૂપે
આ ધરાના રોમરોમે પ્રસરી ગયો કેવો અચિનો મેઘ કેરો સ્પર્શ !
પણ અમારા હૃદય પે ખાલી ચડેલી
એહને ખંખેરવા સંભાય ના હજી કોઈની અંગુલિના પ્રાણ.
ભૂલાં પડેલાં છાંટણાંયે
( વિધિતણા શા ખેપિયા ! )
મુજદ્વારે એ જ બસ જૂની પુરાણી વેદનાની વાત લાવે.
ક્યાં છુપાયા છો પ્રિયે ?
ભાવિના કયા ગર્ભમાં ક્યાં આપણું સંતાઈ બેઠું છે મિલન ?
( તુંય કો' અજ્ઞાન આગંતુક કને બસ અરપવાના
હૃદયનું કરતી હશેને ( કોણ જાણે ક્યાં ) જતન ! )
આંહી તો બસ એક મારી યાચના
( કોઈ વાંચ્છિત આપનારું હોય જો )
કે
જો કોઈ આવે
તો આ હૃદયનું બીજ એકલતા તણી અતિવૃષ્ટિથી
કહોવાય તે પહેલાં—જરી આવે.

—ગુલામ મોહમ્મદ શેખ

## કોણ આવે ?

આ કોણ આવે ?—
કે આગમનથી જેહના
સૂતેલ મારાં ( ટૂંટિયું વાળી પડેલાં )
ગાન ઊઠી કંઠ કેરા સાજને આજે સજાવે ?
કોણ આવે ?

સૂનું હતું આ ઓરડું.
હા, આવતા
સત્કારતા
વૈશાખ કેરા વાયરા ઊના ઊના !
ને દૂર દૂરે વિસ્તરેલા પંથ લાંબા—
સાવ સૂના...
ત્યાં કોણ આવી
જામતી રાતે પછીતે પ્રીતના પાવા બજાવે ?
કોણ આવે ?

આવી હતી
બસ નિષ્ઠુરા થઈને જ પેલી પાનખર
જેને લીધે મુજ જિન્દગીની
નાનકી સરિતા પરે
ઘેઘૂર થઈ ઝુકી રહેલા
કાળ કેરા વૃક્ષ પરથી
પાંદડાં પીળાં બધાં દિવસો તણાં
ખરતાં હતાં, સરતાં હતાં...
ત્યાં આજ મારે આંગણે આવી અચાનક
આ બધો વાસંતી વૈભવ કોણ લાવે ?
કોણ આવે ?

મેં તાપ શો વેઠ્યો હતો !
હું એકલો,
હા, એકલો
અંધારની સાડી તણા આસન પરે બેઠો હતો...

ત્યાં ફૂલગુલાબી વનમહીં
'એ કોણ અણજાણ્યું મને
આ મેઘધનુના દોરને ઝૂલે ઝુલાવે ?
કોણ આવે ?

આ કોણ આવે ?
મુજ જિન્દગીના કણકણે ઝંખા અહો કેવી જગાવે !
આવનારું આવવાનું હોય તો હો આવતું
પણ આજ ભોળા ઉરને એ આટલું શાને સતાવે ?
કોણ આવે ?*

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## નૌકાપરનો કાગ

( એક પ્રાકૃત મુક્તકનો ભાવવિસ્તાર )

દીઠો કદી
મઝધારમાં નૌકા ઉપર કો કાગ કાળો ?
ઊડવા જતો
ઘડીમાં અહીં, ઘડી તો ત્યહીં
ચક્કર લગાવે ચોદિશે
તીરછો ઊંચે
ગગને ધસે
કંઈ દૂર, વળી પાસે
વિચરતો—
ને આવતો પાછો ફરી ફરી
ત્યહીં જ તો
—નૌકા ઉપર ઠરતો :
એવી જ કંઈ
બનતાં બની ગઈ
વાત અવ આ બાવરા મુજ ઉર તણી !

## પ્રેમ : પરિચય

( એક પ્રાકૃત મુક્તકનો અનુવાદ )

છોને દૂર દૂર જાય
વાંક પણ અનેક થાય
રે ! ( વધુ શું ? ) અન્યમાં કદી ફસાય—
તોય ઉર એને ચ્હાય :
પ્રેમ એ, અસંશય
અવર સર્વ— પરિચય

—હરિવલ્લભ ભાયાણી

* આકાશવાણીના સૌજન્યથી

## સમદરતટે

હું
તાજગીથી ભર્યો ભમતો રહું;
( ફિરમરી જંજાળ ! )
આકાશમાં રમતો રહે રવિબાલ !
આ કશો સાગર વિશાળ;—
(—જાણે હૃદય પરમાત્મનું ! )
કાંઠા પરેથી દૂર થોડે
ઊંચી રહે રે નારિયેળી વૃક્ષ સો
વ્હેતા પવન જોડે !
ને
એની જ કૈં છાયા બધી રમતી રહે રેતી મહીં;
લંબાઈને કાંઠા પરેથી જલ લગી
શી છાળ સહુ પેસે
પડે ઊછળે
કશાં તોફાન;
( પ્રાત : સમષ્ટ્યું સ્નાન ! )

—સુરેશ દલાલ

## આ લીલા લીલા લીમડા તળે

: તર્જ :

આ લીલા લીલા લીમડા તળે
થાકેલો કોઈ સાહિયો મળે,
કરાર કેવો કાળજે વળે—
જો આપદાનો ભાગિયો મળે ?
કોમના ગરાસ તો ગયા,
મો'લના ઉજાસ તો ગયા;
હારીડા તણો લાવતો પતો
સજાત, દીન બેલિયો મળે !
હલેન દશા, એકલાપણું—
કશો ન લાભ, સાંખવું ઘણું :
માહરા સેતાન રુદેનો
કો ઠારનાર ગોઠિયો મળે !

—પતીલ

# મારે 'વિશ્વશાંતિ' ફરી લખવાનું હોય તો?

—શ્રી ઉમાશંકર જોશી

પાંચસોએક પંક્તિનું ખંડકાવ્ય 'વિશ્વશાન્તિ' ૧૯૩૧માં લખાયું હતું. ગાંધી–ઇરવિન સંધિનો સમય હતો. ફરીથી લડત આવશે, એવા ખ્યાલે કૉલેજમાં ફરી દાખલ થવાને બદલે શ્રી કાકાસાહેબ કાલેલકર પાસે ગુજરાત વિદ્યાપીઠમાં જઈ ને હું રહ્યો હતો. છ કલાક ખાદી અંગેનું કામ કરતો. સવારે સૌ વહેલા ઊઠે. વિદ્યાપીઠની લાંબી અગાશીમાં વહેલી સવારે આંટા મારતાં 'વિશ્વશાંતિ'ના ભાગો ઘાટ લેતા. પછી આખો વખત એ જ મનમાં ઘોળાયાં કરે. દિવસે ફાજલ સમયમાં પંક્તિઓ લખી લેતો. છઠ્ઠા ભાગમાંની પંદર પંક્તિઓ થોડા દિવસ પછી લખાયેલી. તે સિવાયનું આખું 'વિશ્વશાંતિ' પાંચ દિવસની સરજત છે.

આજે મારે 'વિશ્વશાંતિ' ફરી લખવાનું હોય તો?— એવા પ્રશ્નનો મારે જવાબ આપવાનો છે. પહેલું તો હું એ કહું કે ફરી શા માટે લખું? માણસે જિંદગીના આરંભમાં કાંઈક લખ્યું તે જેવું છે તેવું જ શા માટે ન રહેવા દેવું? કાવ્યકૃતિ રચાઈ ગયા પછી એ એનું આગવું અસ્તિત્વ ધરાવે છે, એના કર્તાથી પણ એ સ્વતંત્ર છે. એને જે કાંઈ જીવનશક્તિ ધારણ કરવા મળી હશે તે પ્રમાણે એની આયુષ્ય-યાત્રા ચાલશે.

પણ આરંભની કૃતિ હોય એટલે કદાચ કચાશવાળી હોય, આ જાતનો સંભવ અસ્થાને નથી,—જો કે કેટલાક કવિઓની આરંભની રચનાઓ પણ સુરેખ કલાકૃતિઓ હોય છે, અને તેમને પોતાની કાવ્યકૃતિને પછીથી છંછેડવાનો કોઈ હક્ક નથી. પણ કૃતિ કચાશવાળી હોય, અને કર્તા પછીનાં વર્ષોમાં પોતાને મળેલા કલાનુભવનો એને લાભ આપીને એને વધુ સુરેખ કરી શકે એમ હોય તો?

મેં મારા વાર્તાત્મક લખાણ અંગે એ જાતનો પ્રયત્ન કર્યો છે અને એ રીતના કૃતિને મઠારવાના, એમાં કાપકૂપ, સુધારા, ઉમેરા કરી કૃતિનો ઘાટ બરોબર ઉપસાવવાના પ્રયત્નોને સ્થાન જરૂર છે. કૃતિને પાકા ઘડાની સાથે સરખાવીએ તો એને તોડી, ફરી માટીમાં એનું પરિવર્તન કરી નવો ઘાટ. આપવાની ચેષ્ટા વધારે પડતી લાગે, પણ કૃતિને પથ્થરમાંથી કંડારાતા શિલ્પ સાથે સરખાવીએ તો જ્યાં ટાંકણાની જરીક વધુ કામગીરી માટે અવકાશ હોય, ત્યાં તે જરૂર આવકાર્ય છે એમ કહી શકાય. તેમ છતાં આની સામે પણ કોઈક વાંધો ઉઠાવશે કે ભાઈ, પાછલાં વર્ષોમાં કલાકર્મનો અનુભવ તમારો વધ્યો હોય, હથોટી કદાચ જામી હોય, ભાષા છંદ ટેકનીક વગેરે વધુ સમજાયાં હોય તો ભલે, એ બધાંનો પરચો તમારી હવે પછીની નવી કૃતિના સર્જનમાં બતાવજો. તમારો આભાર માનીશું. કૃપા કરીને તમારી આ કાચી કૃતિ જેવી છે તેવી અમારે માટે રહેવા દો. એની કચાશ જ અમારે માટે એક આકર્ષણરૂપ છે. મહેરબાની કરી એને અડશો નહીં.

'વિશ્વશાંતિ'ને ને મને લાગેવળગે છે ત્યાં સુધી એને અંગેનો પ્રશ્ન હું આ રીતે મૂકું. અત્યારે 'વિશ્વશાંતિ' જે રૂપે છે, તેવું ધારો કે દસ દિવસ પહેલાં જ મેં લખ્યું હોય તો આજે એને એ જ રૂપે પ્રગટ કરું? મને લાગે છે કે પ્રગટ કરવાનો મારો જીવ ન ચાલે. અને તેમ છતાં તેના કેટલાક ભાગમાં કશું જ સુધારવાનું મને ન સૂઝે. દા. ત. આરંભનો ભાગ "મંગલ શબ્દ". નરસિંહરાવભાઈએ એ બાવન પંક્તિમાંની કામગીરી વીગતે બતાવતી વખતે મારે અંગે જે સદ્‌ભાવ પ્રગટ કરેલો છે, તેને પાત્ર આ જિંદગીમાં થાઉં તો થાઉં—એ બાવન પંક્તિ જેવા પચાસ કે સો ખંડો સળંગ કદીક કરી શકું તો જ પાત્ર થઈ શકું. યોગ્ય રીતે જ, એમણે આખી કૃતિ 'વિશ્વશાંતિ' ઉપર લેખ ન લખતાં, "સાક્ષરયુગનું આવિર્દર્શન" એવો ચર્ચાનો વિષય નિશ્ચિત કરી, આરંભની બાવન પંક્તિને જ ઉદાહરણ તરીકે ઊંચકી લીધી છે. પછીના ભાગોમાં પણ કેટલીક કંડિકાઓ અને પંક્તિઓ એવી છે, જેને અત્યારે છેડવાનું કે છોડવાનું મન ન થાય. જેવી કે ત્રીજા ભાગ 'જીવનનો કલાધર'ના અંતની:

> 'અજાતશત્રુ, સ્થિતપ્રજ્ઞ, સૌમ્ય,
> ઝંખી રહ્યા બ્રહ્મચર્યે જ બ્રહ્મ.

નિષ્કામ ચર્યા નિરખી તમારી
પ્રત્યક્ષ ગીતા જીવતી નિહાળી!

* * *

સર્વમેધમહાયજ્ઞે, હોમી સર્વસ્વમાત્રને
તમે યે આજ શોભો છો વિશ્વરૂપ જગદ્ગુરો!

* * *

વિરાટની વ્યોમ વિષે પ્રશસ્ત
કો આંકતી અંગુલિ તારકાક્ષરે;
લખે, લખે, ને વળી રોજ ભૂંસતી,
ગીતા ગુણોની ન લખાય પૂરી.
ગાથા એવી અંતનીયે અધૂરી
પીછી જવા માનવગોષ્ઠમાં લખી.

પણ ગાંધીજીની જીવનકલાની ગાથા શબ્દો દ્વારા અધૂરી જ રહેવાની. એના આવા ઉદ્ગાર પછી ચોથો ભાગ 'કંકાલ-તાંડવ' આવે છે, તે આખી કૃતિની સાથે બરોબર મેળમાં છે કે કેમ એ પ્રશ્ન છે. એક મિત્રે મને ચેતવણી આપી પણ હતી, પણ તે કવિ ન હતા, તેથી કદાચ એમની વાત પ્રત્યે બરોબર ધ્યાન મેં આપ્યું નહિ હોય. પાંચમો અને છઠ્ઠો ભાગ ફરી સમગ્ર વિશ્વનો સંદર્ભ સ્ફુટ કરે છે અને કાવ્યના આરંભ સાથે અંતભાગનો સંવાદ સૂચવાય છે.

'વિશ્વશાંતિ'ના ૭ ભાગને સાંધનારું સૂત્ર હોય તો તે એક આદર્શ પ્રત્યેની અભીપ્સા. વિશ્વશાંતિમાં ભાવનામયતા-ની Unity-એકતા છે. જે ભાવનાને માનવજાતિએ વાસ્તવિકતા બનાવ્યા વિના છૂટકો નથી, તેનું નિર્દેશ ગાન કેટલીક પંક્તિઓમાં છે:

વસુંધરાનાં સહુ બાળકો મળી
બજાવીએ અંતર-એકતારા,
હૈયેહૈયાં પ્રેમગાને જગાવી
મન મન હાથમાં હાથ ગૂંથી
ને સ્કંધે સ્કંધ સંપે મિલાવી
ગજાવીએ સૌ જગડંબરે ઊંચી:
માનવી પ્રકૃતિ સૌને વસુધૈવ કુટુમ્બકમ્!
ને એ જશે શબ્દ અનંત વીંધી,
જ્યાં ઘૂમતી કોટિક સૂર્યમાલા,
જ્યાં શાંતિના સત્ય ચગે રસાળા,
યત્રૈવ વિશ્વં ભવત્યેકનીડમ્।

પણ અત્યારે તો, વિશ્વ એક હૂંફાળા માળા સમું છે, એવો ભાવ દૃઢ થવાને બદલે આપણી સૂર્યમાલામાં માનવે પ્રેરેલો નવો ગ્રહ કૌતુકભરી આશાની સાથે ભીતિનો-અશાંતિનો સંચાર પણ કરે છે. અત્યારે મારે 'વિશ્વશાંતિ' ફરી લખવું હોય તો ભાવનામયતાના બુલંદ ઉદ્ગારની સાથે સાથે વ્યક્તિની ને સમષ્ટિની ગંભીર અશાંતિના આલેખનો પણ કૃતિમાં સમાવેશ થાય એ જોઉં.

પણ 'વિશ્વશાંતિ'ને ફરી લખવા બેસું, એના કરતાં નવો જ પ્રયત્ન ન કરું? વરસો પહેલાં આ ગ્રંથક-પ્રણી જ 'કવિતાનો જન્મ' એ વાર્તાલાપમાં મારે કહેવાનો પ્રસંગ આવ્યો હતો કે, જેમાં સૂઝેલા એક વિશ્વને રંગભૂમિ બનાવતા બૃહત્કાવ્યનાટકની તૈયારી કરતાં કરતાં 'વિશ્વશાંતિ' ઉપપેદાશ હોય એ રીતે રચાઈ ગયું હતું. એ કાવ્યનાટક કદાચ કદી ન રચાય, સૂઝેલું એ રૂપે તો નહીં જ, તેમ છતાં 'વિશ્વશાંતિ' પાછળની જે વિભાવના છે, તેણે મને કદી છોડ્યો નથી.

અઠ્ઠાવીસ વરસ પહેલાં 'વિશ્વશાંતિ'ની પ્રસ્તાવનામાં મેં લખ્યું હતું: "મારી એક મુગ્ધ માન્યતા છે કે જ્યાં સુધી આ વિશાળ વિશ્વમંદિરના એકાદ ખૂણામાં પણ સત્ય, પ્રેમ કે સૌંદર્ય ઘવાતાં હોય, ત્યાં સુધી વિશ્વમાં અખંડ શાંતિ હોઈ શકે જ નહિ. બીજે ક્યાં શું છે તે આપણે શી રીતે જાણીએ? પણ આપણી પૃથ્વી પર તો પ્રતિપળે દુભાયેલા પ્રેમના નિઃશ્વાસના પડઘા શાંતિને અહોરાત પીંખી રહે છે એ સ્પષ્ટ છે. આખા વિશ્વની શાંતિ એક પૃથ્વીને જ પાપે થથરી જતી હોય તો તે અટકાવવા મનુષ્યજાતિએ એક પણ પ્રયત્ન બાકી રાખવો જોઈએ નહીં, અને એ પ્રયત્નો થયો પણ છે. શાંતિને માર્ગે બાપુએ જે કૂચ કરી છે તેની તૈયારીમાં જ આજલગીનું માનવજાતિનું જીવન વ્યતીત થયું છે. એ તૈયારી અને એ કૂચ—બંને મહાકાવ્યોની સામગ્રીથી ભરપૂર છે. એના પ્રમાણમાં આ નાનકડું કાવ્ય એ તો જલ-કણ સમું છે."

મનુષ્યના સામાજિક જીવનમાં અહિંસક વ્યવહારની શક્યતાઓને બને તેટલી વધુ ને વધુ વિસ્તારવી-એ દિશામાં ગાંધીજીનું અનોખું પ્રદાન છે, અને એ જ વિશ્વની શાંતિનો-એમણે સૂચવ્યું છે તેમ, ભલે ગમે તેટલો લાંબો ભાસે છતાં ટૂંકામાં ટૂંકો માર્ગ છે. એવી વિશ્વશાંતિનું ફરી ફરી ગાન કરવાની સતત ઇંતેજારી છે-અને આશા સેવું છું કે કંઈક તૈયારી પણ છે.

[ આકાશવાણી અમદાવાદ કેન્દ્ર ઉપર બોલાયું, તા. ૧૫-૧-૧૯૫૯ ]

# એક્સચેન્જ બીલ્ડિંગના પથ્થર

—ચુનીલાલ માડિયા

**મૂ**ઠી સાંકડી ને બાવા ઝાઝા ? ના, એ કહેવતમાં થોડો ફેરફાર જરૂરી છે.

પાયધૂનીથી કાલબાદેવી જવાનો રસ્તો એક તો પહોળાઈમાં સાંકડો અને તેમાં વળી આવતીજતી ટ્રામની બે લાઈન; અને આટલું ઓછું હોય તેમ વચ્ચોવચ્ચ કોટન એક્સચેન્જનું બીલ્ડિંગ માનવ ગિરદીમાં ઉમેરો કરે.

એ એક્સચેન્જ બીલ્ડિંગ-એને છેક છેલ્લે માળે નજર નાખવા જઈએ તો ગરદનને એક તરફ કાટખૂણે વાળ્યા વિના છૂટકો જ નહિ. એ આલિશાન ઇમારત, પંખીઓએ ગોખ બાંધ્યા હોય એવી એની બારીઓ અને પર્વતમાંથી કોતરી કાઢીને જ અહીં મૂકી દીધા હોય એવા ખડક શા ભૈરવ પથ્થરો—

અને આ માનવ ધમસાણમાંય એ પથ્થરોની વાટા—ચૂના-પ્લાસ્ટર વિનાની ખરબચડી પીઠ સાથે પોતાની નાગી પીઠ ઘસતાં પડેલાં-સૂતાં-બેઠેલાં માનવશરીરો.

બીચ ! ભિખારીઓ, મૂરખાઓ એટલુંય નહિ સમજતા હોય કે બીલ્ડિંગમાં દોડધામ કરી રહેલા વેપારીઓ અને દલાલો, ભાવની વધઘટ સાથે પોતાના છપ્પન ઇંચના ડગલાંઓની ખુલ્લા બટને વિહરતી પવનપાંખોને વિસ્તારતા, સંકોચતા, જ્યારે વાયુવિહાર કરી રહ્યા હોય ત્યારે હાથ લંબાવીને 'શેઠ એક આનાનો ભેળ આપશો ?' કહીને અરધી મિનિટ સુધી એની દોડ થંભાવવામાં એ માણસને કેટલું નુકસાન થાય છે ?

અને ભેળવાળાઓને અને ભિખારીઓને પ્રથમાક્ષર-સામ્ય ઉપરાંત પણ કંઈક અંદરખાનેથી પરસ્પર સમજૂતી કે કાવતરું કે એવું કંઈક હશે જ ને ? નહિતર સેવ, મમરા, કાંદા-કચૂંબર, મીઠું, મરચું જેવી મોંઘાપાડી ચીજો-થી ભરપૂર થાળ, વગર વીમો ઉતરાવ્યે, આ રઘવાયા બનીને દોડતા દલાલોના હાથપગની હડફેટે મૂકવાનું જોખમ ખેડે ખરા ?

ભિખારીઓ અને ભેળવાળા વચ્ચે આવો કોઈ નાતો હોય કે ન હોય, બન્નેના આર્થિક હિતોમાં કશું સામ્ય હો વા ન હો, એક હકીકત તો ખુલ્લી જ હતી કે એક્સચેન્જ બીલ્ડિંગના પથ્થરોને અઢેલીને ઊભેલા ભિખારીઓ, એક્સચેન્જ બીલ્ડિંગમાંથી બુલિયન બીલ્ડિંગ ને મહાજન બીલ્ડિંગ તરફ દોડાદોડી કરતા દલાલોને કહેતા: 'એય શેઠ, માવતર ! એક આનાનો ભેળ અપાવો, ભગવાન તમને દીકરો દેશે.'

ભિખારીઓના આશીર્વાદો કેટલીક વખત આભાર પ્રદર્શનને બદલે હાસ્ય પ્રેરે છે.

પણ અમેરિકન તાર ઉપર જીવનમરણનો ખેલ ખેલત આ જવાંમર્દોને બીલ્ડિંગની ભીંતને આધારે ખડકાઈ પડેલા આ બે દોકડાના ભિખારીઓના દીધેલા આશીર્વાદોની ખેવના હોય ખરી ? એ બેતમા લોકોને આશીર્વાદને સાટે શાપ આપો તો પણ ક્યાં સાંભળવાના છે !

આવી સ્થિતિને જ તો ગીતાકારે સ્થિતપ્રજ્ઞ દશા નહિ કહી હોય ? કોણ જાણે, પણ એ દલાલ બીલ્ડિંગના બારણામાંથી બહાર નીકળતો, ત્યારે પેલો ઠૂંઠિયો ભિખારી એનું ઠૂંઠું કપાળે અડાડીને એને સલામ ભરતો અને બીજે સાજે હાથે ભેળવાળાના થાળ તરફ આંગળી ચીંધવાનો જ ! પણ સટ્ટાખોરી ઉપર આવનાર સરકારી અંકુશની અફવાએ ગગડાવી મૂકેલ ભાવમાં ખરીદવા દોડતો એ જીવ, પોતાની શ્રવણશક્તિનેય બીજી શક્તિઓ સાથે, જાણે કે પગ માટે જ રોકી રહ્યો હતો.

નેત્રેન્દ્રિયનેય પણ એણે પગ ઉપર કેન્દ્રિત કરી હશે ?

હા, આંખની પાંપણો તો ખુલ્લી રહેવાના સ્વભાવને લીધે ઉઘાડી રહેતી, પણ એની કીકીની સામે આવતાં દશ્યો એ પૂરેપૂરાં જોઈ શકતો કે કેમ એ શંકાસ્પદ હતું.

એ શંકાને સત્ય ઠરવાનો સમય આવી પહોંચ્યો.

આજે લડાઈની કોઈ અફવાએ આવીને બજારને ચગડોળે ચડાવી હતી. દસ દસ ગાંસડીની તારવણી કરનારાઓથી માંડીને હજારોના સોદા કરનારાઓને આ અફવાએ ધંધો કરી મૂક્યાં હતાં.

ટેલિફોનની ઘંટડીઓનો ઘોંઘાટ વધી પડચો હતો.

એક હાથમાં ધોતિયાની છુટ્ટી ઊડતી પાટલી પકડી, બીજા હાથમાં સોદા નોંધવાની ચોપડી અને પેન્સિલ લઈ, એ બીલ્ડિંગની બહાર નીકળ્યો, ત્યારે પેલા ઠૂંઠિયાને કમબખ્તને એના મોંની એવડી લાંબી ગાળ સાંભળવાની કાનમાં ખૂજલી જ ઊપડી હશે ને તે આનાની ભેળ અપાવવાની કાયમી માગણીનું પુનરુચ્ચારણ કર્યું ?

એ તો પૈસાને બદલે ગાળ દઈ ને મહાજન તરફ ચાલ્યો ગયો અને પાછળ ઠૂંઠિયો મોઢું વકાસીને ઊભો રહ્યો.

પાછા વળતી વેળા પણ એની એટલી જ ઝડપ હતી. કદાચ થોડી વધી હોય તોપણ ના ન કહી શકાય; કારણ કે મહાજનના બીલ્ડિંગમાં એ વખતે એવી અફવા ઊપજી હતી કે, ગાંધીજી ઉપવાસ ઉપર જાય છે અને સટોડિયાઓએ ગાંધીજી ઉપર પણ તેજીમંદી માંડીને બજારને તંગ કરી મૂક્યું હતું.

આ વધારાની ઝડપ પગમાં ભેળવીને એ પાછો વળ્યો ત્યારે સારું થયું કે ઠૂંઠિયો એકસચેન્જ બીલ્ડિંગના પથ્થરને અઢેલીને નહોતો બેઠો, નહિતર આ વેળા તો એનો મિજાજ હાથ જ ન રહી શકત.

'એ સાલા ભિખારીએ જ જતી વેળા અપશુકન કરાવ્યા હશે !' આ આશંકા મનમાં આવી ન આવી ત્યાં તો ભેળવાળાનો થાળો પગની હડફેટે આવ્યો ને શેવ, મમરા, કચુંબર, મીઠું, મરચું બધાંની સાચા અર્થમાં ભેળ થઈ ને વાઘેશ્વરી માતાના મંદિર પાસે ઢગલો થયો.

હવે જ એની નેત્રેન્દ્રિય સતેજ બની અને ખબર પડી કે ભેળવાળાની વાંસઘોડી ને થાળા વચ્ચે છૂટાછેડા થઈ ગયા એ માટે પોતે ગુનેગાર છે.

રોણું, જોણું, ને વગોણું શું સ્ત્રીઓના જ ઇજારાની વસ્તુઓ છે ? ના, જોણું તો બે આંખે જોઈ શકનાર સહુને માટે છે. નહિતર, વાત કરતામાં જ આ ભેળઢગલા પાસે આવડું ટોળું શાનું જામે ?

ઘડીવાર પહેલાં પમ્પ-શૂઝની ચમચમાટી બોલાવતો જતો પેલો દલાલ બિચારો ખસિયાણો પડી ગયો.

પારકે પાદર પહોળા થવાનો પાંચિયા પટેલનો સ્વભાવ સર્વવ્યાપી જ હશે. કોઈએ ભેળવાળાની દયા ખાધી, કોઈએ દલાલને ઠપકો આપ્યો, બીજાઓએ એ ગરીબ માણસને થયેલું નુકસાન ભરપાઈ કરી આપવાનું સૂચવ્યું.

દલાલનો હાથ આમેય ડગલાના ખિસ્સામાં જાઉં જાઉં તો કરતો જ હતો, તેમાં આ સૂચનોએ આવીને એને હડસેલો માર્યો અને એની આંગળીઓ વચ્ચે રૂપિયા રૂપિયાની બે નોટો બહાર આવી ને ભેળવાળાના હાથમાં પડી.

પાછી અફવા આવી હતી કે, અલ-અલામીનને મોરચે જનરલ રોમેલ પીછેહઠ કરે છે. અને ફરી ઘંટડીઓના રણકાર વધી પડ્યા હતા એટલે ઝાઝો સમય એ ત્યાં થંભી શકે કે ભેળવાળાને આશ્વાસન આપી શકે તેમ નહોતો.

થોડી વારે એ ફરી સોદા-બૂક લઈ ને દોડતો બહાર આવ્યો ત્યારે ટોળું વિખરાઈ ગયું હતું, ભેળવાળો પણ ચાલ્યો ગયો હતો. પણ ઠૂંઠિયો આવીને એ ભેળના ઢગલા ઉપર તૂટી પડ્યો હતો.

ઠૂંઠિયાએ ઠૂંઠું ઊંચું કરીને એને સલામ તો ભરી, પણ મોંમાં શેવ-મમરાનો બૂકડો ઠાંસોઠાંસ હોવાથી કાંઈ બોલી ન શક્યો.

પણ મોંને એકલાને જ જીભ મળી છે એમ તમે સમજો છો ? ઠૂંઠિયાની આંખની જીભ મોંની જીભ કરતાંય વધારે લાંબી ને વધારે સચોટ હતી. એ આંખથી એણે જે કહ્યું, એ તો ઉર્દૂ શાયરીમાં આવે છે તેમ તાતી તલવારથીય વધારે કારી, વધારે ઊંડો ઝખમ કરે ને ?

[ નવા સંગ્રહ 'ગ્રહણ સકંલ, સાત રસ્તા'માંથી ]

# ઈ. એમ. ફોર્સ્ટર : અખિલાઈની આરત

> "Only connect the prose and the passion, and both will be exalted, and human love will be seen at its height. Live in fragments no longer. Only connect, and the beast and the monk, robbed of the isolation that is life to either, will die.";
>
> 'હાવર્ડ્સ એન્ડ'માંથી

—સુરેશ જોષી

ફોર્સ્ટરને પહેલી નવલકથા લખ્યાને આજે ચોપન વર્ષ થયાં, એની છેલ્લી નવલકથા પાંત્રીસ વર્ષ પૂર્વે લખાયેલી. આ જાનેવારીમાં, એની ૮૧મી વર્ષગાંઠને નિમિત્તે, ઇંગ્લૅંડના વિદ્યમાન નવલકથાકારો પૈકીના એક શ્રેષ્ઠ નવલકથાર કરીકે, એમનું બહુમાન થયું. એમનાં સમકાલીન નવલકથાકારોમાંના ઘણા આજે ભૂલાઈ ગયા છે — લૉરેન્સ અને કોન્રાડના અપવાદ સિવાય. તો પછી ફોર્સ્ટરમાં એવું તે શું છે કે જેને કારણે, આટલા લાંબા ગાળા દરમિયાન એકેય નવલકથા લખી નથી છતાં, પોતાનું સ્થાન એમણે દૃઢ રાખ્યું છે? બીજા યુદ્ધ પછી તો એમની નવલકથાઓનાં પુનઃમુદ્રણો પણ વધવા લાગ્યાં છે.

આમ જુઓ તો ફોર્સ્ટરમાં આકર્ષણને ટકાવી રાખવાને જરૂરી મનાતી એકેય વાત તમને દેખાશે નહિ. રાજકારણમાં આજે જેનો વધુ સ્વીકાર થતો હોય એવા કોઈ મતને એમણે, દીર્ઘદૃષ્ટિ વાપરીને, એમની નવલકથામાં નિરૂપ્યો નથી; ધર્મની વાત પણ એમની નવલકથામાં મહત્ત્વની નથી (એમની બે નવલકથાઓમાં પાદરીનો ઉપહાસ થયેલો છે!) શૈલીની દૃષ્ટિએ કે નવલકથાના સાહિત્યસ્વરૂપની શક્યતાઓને બહાર લાવવાની દૃષ્ટિએ પ્રયોગશીલ રહેવાની પણ એમની આગ્રહવૃત્તિ હોય એમ લાગતું નથી; તેમ જ રસાનુભવની મીમાંસામાં પોતાના તરફથી કશુંક ચોંકાવનારું અર્પણ એમણે કર્યું હોય ને એમની નવલકથાઓ એનાં નિદર્શનરૂપ બની હોય એવું પણ નથી, (એટલું જ નહિ પણ 'વહેવારુ નવલકથાકારો' વાચકોની નજર આગળથી લાંબા વખત સુધી દૂર ન રહેવાની તકેદારી રાખીને થોડે થોડે ગાળે કંઈકનું કંઈક લખ્યે રાખે છે તેવું કરવાની પણ એમણે કશી કાળજી રાખી નથી.) થોડું લખીને દૃઢ પ્રતિષ્ઠા મેળવવાનો કીમિયો એમણે હાંસલ કર્યો છે.

અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ ઉઘાડીને જોશો તો ફોર્સ્ટરને વિક્ટોરિયાના જમાનાના ઉત્તરાર્ધના મેરેડિથ વગેરે નવલકથાકારની પરંપરાના, જ્યૉર્જ ઇલિયટની જેમ 'નૉવેલ ઑવ આઇડિયા' આપનાર નવલકથાકાર કહીને ઓળખાવેલા દેખાશે. અમુક તત્કાલીન ઘટનાઓનું, વાચકના કુતૂહલમાં અંતરાય ઊભો કર્યા વિના, વસ્તુપ્રવાહને સરળ વહેતો રાખી, નર્મમર્મ યોજી, નિરૂપણ કરવું – આ સર્વસાધારણ ઢાંચાને ફોર્સ્ટર પણ સ્વીકારે છે; પણ એના કેન્દ્રસ્થાને, એના નવલકથાના વિશ્વનું સંવિધાન કરનાર, એનો મેરુદંડ બની રહેનાર, જે 'આઇડિયા' છે તેનું એણે પોતાની આગવી રીતે નિરૂપણ કર્યું, એમાં જ ફોર્સ્ટરનો વિશેષ રહેલો છે.

ઊંચી કોટિનો સર્જક નવી નવી વસ્તુના નિરૂપણથી પોતાનો વિશેષ દર્શાવતો નથી; એ જે ભાવનાને કેન્દ્રસ્થાને રાખે છે તે જ એવી સંકુલ અને સમૃદ્ધ હોય છે કે નવાનવા સંદર્ભો યોજીને, વિભિન્ન માનસલક્ષણવાળી પાત્રસૃષ્ટિ રચીને, એ ભાવનાના નવા નવા અંશોને પ્રકટ કર્યે જવાનું જ એને વધારે રુચે છે. આમ એની નવલકથાનું સ્થાપત્યવિધાન પેલી ભાવનાના ક્રમશઃ પ્રકટ થતા જતા આકારને સમાંતર રહીને આગળ વધતું રહે છે. આવો ક્રમિક વિકાસ એની રચનાઓને રેઢિયાળ અને બીબાંઢાળ બનતાં અટકાવે છે. એનાં સમકાલીનો પૈકી વર્જિનિયા વુલ્ફ, જોસેફ કોન્રાડ કે ડી. એચ. લૉરેન્સમાં પણ આ જ લક્ષણ દેખાશે.

ફોર્સ્ટરની કૃતિઓમાં વિધાયક બળરૂપે રહેલી આ ભાવના તે અખિલાઈની આરત. નકશો આપણને પૃથ્વીના બે ગોળાર્ધ બતાવે છે. માણસના ભાવજગતના પણ આવા ગોળાર્ધ હોય છે. એ જ્યાં જન્મે છે, ઊછરે છે ત્યાં જ જો એના જીવનની ઇતિ આવે તો એ પોતાને પૂર્ણપણે પામે નહિ. આથી પોતે જે ગોળાર્ધ પર છે તેને છોડીને એણે બીજા ગોળાર્ધની યાત્રા કરવાની જ રહે છે. આમ ભાવજગતના વિરુદ્ધ છેડેના ધ્રુવબિંદુઓને સાંકળી લેવાને માટેની

યાત્રા ફોર્સ્ટરની બધી જ નવલકથાઓમાં દેખાશે. એમ પણ કહી શકાય કે આ છેડાઓ એમની નવલકથાઓમાં ક્રમશઃ દૂર ને દૂર જતા જાય છે. પહેલી નવલકથામાં ઇંગ્લૅંડથી ઇટાલીની યાત્રા છે, તો પાંચમી નવલકથા 'એ પેસેજ ટુ ઇન્ડિયા'માં એક જુદા જ ખંડના જુદી જ સંસ્કૃતિવાળા રહસ્યમય દેશ સુધીની, લાંબી દોડ આપણને દેખાય છે. એકાંગીપણું એ માનવવિકાસની આડે આવતું સૌથી મોટું વિઘ્ન છે. જો કોઈ પણ વસ્તુની સાચી ઉપલબ્ધિ કરવી હોય તો શક્ય તેટલા દૂરના છેડા સુધી જિજ્ઞાસાને વિસ્તારવી જોઈએ. બે યુદ્ધો પછી જ્યારે ઇમારતોના ભંગારની વચ્ચે ઊભા રહીને યુરોપના માનવીએ જોયું તો એને લાગ્યું કે એ મૂલ્યોના ભંગારની વચ્ચે ઊભો છે! પોતે છિન્નભિન્ન થઈ ગયો છે. આવી સ્થિતિમાં ફોર્સ્ટરની અખિલાઈની આરત પ્રકટ કરતી નવલકથાઓનું આકર્ષણ અનેરું બની રહ્યું. આ અખિલાઈની આરત ફોર્સ્ટરે એની પાંચ નવલકથામાં કેવી રીતે નિરૂપે છે તે આપણે જોઈએ.

'એ પેસેજ ટુ ઇન્ડિયા' નામની ફોર્સ્ટરની નવલકથામાં પડઘો બહુ અગત્યનો ભાગ ભજવે છે. બોલાયેલો શબ્દ જેમ પાછો ફેંકાઈને, પરાવર્તિત થઈને, પડઘારૂપે સંભળાયા કરે તેમ માનવ માનવ વચ્ચેની આ અખિલાઈની ભાવના ફોર્સ્ટરની દરેક નવલકથામાં જુદે જુદે રૂપે પ્રતિધ્વનિત થયા જ કરે છે. ફોર્સ્ટરની નવલકથાની સૃષ્ટિમાં પણ, 'એ પેસેજ ટુ ઇન્ડિયા'માંની મરાબારની ગુફામાંના પડઘાની જેમ વાક્યો, કાર્યો અને વ્યક્તિઓ અનેકરૂપે પ્રતિધ્વનિત થયા જ કરે છે.

આ પ્રતિધ્વનિઓનો મૂળરૂપ ધ્વનિ તો આપણને ફોર્સ્ટરની 'ધ ઇટર્નલ મોમેન્ટ' નામની નવલિકામાં સૌ પ્રથમ સંભળાવા લાગે છે. ફોર્સ્ટરની નવલિકાઓનું મહત્ત્વ, એ કળાપ્રકારને એણે કરેલાં કોઈ વિશિષ્ટ પ્રદાન તરીકે નહિ તેટલું એ નવલિકાઓના એની નવલકથાઓ સાથેના સંબંધને કારણે છે. સમાજના જુદા જુદા થરનાં, અથવા એક જ થરના પણ જુદી રીતે ઊછરીને જુદાં જ મૂલ્યો ધરાવનારાં, માનવીઓ વચ્ચેનો સંઘર્ષ અને અમર થઈને રહેવાની પ્રબળ ઇચ્છાને કારણે રહેતી સંતતિની કામના–આ બે 'ધ ઇટર્નલ મોમેન્ટ' નામની નવલિકામાં બીજ રૂપે દેખાય છે. એનો જ, પાછળથી, બીજાંકુરન્યાયે ક્રમશઃ વિકાસ થતો રહ્યો છે.

## પહેલી નવલકથા: 'વ્હેર એન્જલ્સ ફિયર ટુ ટ્રેડ'

ફોર્સ્ટરની પહેલી નવલકથા 'વ્હેર એન્જલ્સ ફિયર ટુ ટ્રેડ' ઇ. સ. ૧૯૦૫માં પ્રકટ થઈ. સંક્ષિપ્ત, સરળ શૈલીમાં લખાયેલી, શૈલી કે સંવિધાનની દૃષ્ટિએ કશોય ઉલ્લેખપાત્ર વિશેષ ન બતાવનારી, પણ સહજતા અને અનાયાસતાની છાપ પાડનારી આ નવલકથા કોઈને પહેલી નજરે આંજી દે કે ભડકાવી મારે એવી નથી. સંક્ષેપમાં એનું વસ્તુ કંઈક આવું છેઃ શિષ્ટ અને સુઘડ રીતે સુરક્ષિત જીવન ગાળનાર સોસ્ટન નામના ઉપનગરના, મધ્યમ વર્ગના ઉપલા થરના હેરિટન કુટુંબની આ વાર્તા છે. એ કુટુંબના મોટા દીકરાની વિધવા લીલીઆ જરા ગામડિયણ ને અસંસ્કૃત છે. આવી લીલીઆને એની દીકરીનો ઉછેર સોંપી શકાય નહિ. આ લીલીઆને કાંઈક અંશે સંસ્કારવા સુધારવાના આશયથી, હેરિટન કુટુંબ સાથે નિકટની આત્મીયતાથી જોડાયેલી કેરોલિન એબોટ સાથે સમૃદ્ધ સંસ્કૃતિના પિયર જેવા ઇટાલીમાં મોકલવામાં આવે છે. કુટુંબની દીકરી હેરિયેટને આ પહેલેથી જ પસંદ નથી, પણ એના ભાઈ ફિલિપને ઇટાલીની સંસ્કૃતિનું ઘેલું લાગ્યું છે. ઇટાલી ગયા પછી કશુંક અણધાર્યું જ બને છે. તેત્રીસ વરસની લીલીઆ, હેરિટન કુટુંબની સખ્ત શિસ્તમાંથી છૂટીને, એનાથી બાર વરસે નાના, જીનો નામના યુવક જોડે, પ્રેમમાં પડે છે એમ જણાવતો કેરોલિનનો પત્ર હેરિટન કુટુંબને ચોંકાવી દે છે. તરત જ ફિલિપને, એની ભાભીને આવા અભદ્ર વ્યવહારમાંથી પાછી વાળીને ઇંગ્લૅંડ ખેંચી આણવા, ઇટાલી દોડાવવામાં આવે છે. પણ એ ઇટાલી પહોંચે છે ત્યારે વસંત પૂરબહારમાં જામી હોય છે. એનો પ્રભાવ ફિલિપના પર પણ પડે છે. જીનો કોઈ ભદ્ર કુટુંબનો નથી, એ તો સામાન્ય, દાંતના દાક્તરનો દીકરો, છે. હેરિટન કુટુંબની પ્રતિષ્ઠાને, એણે સ્વીકારેલા સામાજિક મૂલ્યોને, નીચાં પાડે એવું આ હડહડતું અનિષ્ટ આચરણ છે. ફિલિપ કશું કરે તે પહેલાં તો લીલીઆ અને જીનો પરણી જાય છે, ને એ પાછો વળે છે. પણ જીનો પ્રેમ કે એવું કશું સમજતો નથી, એને તો કોઈ તંદુરસ્ત પ્રાણીને હોય છે તેવી, સંતતિની જ કામના છે. લીલીઆ બાળકને જન્મ આપતાં જ મરી જાય છે. વળી આ બાળકને અભદ્ર વાતાવરણમાંથી બચાવી લેવાના ઉધામા શરૂ થાય છે; કેરોલિન, ફિલિપ અને એ બંને કામ પાર નહિ પાડી શકે એવા અવિશ્વાસથી હેરિયેટ, વળી ઇટાલી

જાય છે. કૅરોલિન આ ભાઈબહેન પહોંચે તે પહેલાં જીનો પાસે પહોંચી ગઈ હોય છે. એને હેરિટન કુટુંબમાં ઝાઝી શ્રદ્ધા રહી નથી, એ લોકોને પોતાની ભદ્રતાની જેટલી પડી છે તેટલી બાળકની પડી નથી તે એ જાણે છે. હેરિટન કુટુંબની જડ શિસ્તની પ્રતિક્રિયા રૂપે એણે જ લીલીઆને માટે આ પ્રેમનો માર્ગ મોકળો કરી આપ્યો હતો, માટે આ બાળક પ્રત્યેની પોતાની જવાબદારીને એ સ્વીકારી લે છે. સંગીતના એક સમારંભનું દૃશ્ય અહીં ફોર્સ્ટર યોજે છે ને એની પીડિકા ઉપર સેસ્ટન અને પટાલીને જોયાં કરે છે. હેરિયેટને આ બધું છીછરું ને અભદ્ર લાગે છે ને એ નાકનું ટેરવું ચઢાવે છે, પણ કૅરોલિન એ વાતાવરણમાં એકાકાર થઈ જાય છે ને ફિલિપમાં પણ નવા પ્રાણનો સંચાર થાય છે. આ પ્રસંગની પશ્ચાદ્ભૂમાં એ જીનોની પુત્રેષણાને વધારે સારી રીતે સમજી શકે છે. જીનો અને બીજાં બધાં પહોંચે તે પહેલાં કૅરોલિન જીનોને ઘરે પહોંચી જાય છે ને અહીં ફોર્સ્ટર એક બીજું સૂચક દૃશ્ય યોજીને કૅરોલિનને જીનોનો સાચો પરિચય થાય એવી ભૂમિકા યોજે છે. જીનોનું ઘર અસ્તવ્યસ્ત છે, સુઘડતાનું એમાં નામ નથી. પણ એ બધી અવ્યવસ્થા વચ્ચે ગંદા ધાબળા પર સૂતેલા બાળક તરફ કૅરોલિનની નજર પડે છે; ને પહેલીવાર જીવતા ધબકતા બાળકનો, પોથીમાંના બાળકનો નહિ, સાક્ષાત્કાર કૅરોલિનને થાય છે ને એ તરત જ સમજી જાય છે કે જીનોને મન આ બાળક એટલે એની પોતાની અમરતા. જીનો બાળકને છોડશે નહિ એની દૃઢ ખાતરી થયા પછી કૅરોલિન અને ફિલિપ પાછા વળવાની તૈયારી કરે છે. પણ હેરિયેટ કાંઈ નમતું જોખે એવી નથી. એ ચોરીછૂપીથી બાળકને લઈને ભાગે છે ને બગબર ગાડી ઊપડવાની હોય છે ત્યારે જ સ્ટેશને આવી પહોંચે છે. રસ્તામાં ગાડીને અકસ્માત થાય છે ને બાળક મરી જાય છે, ફિલિપને પણ ઈજા થાય છે. જીનો પ્રત્યેની સહાનુભૂતિથી ફિલિપ આ બાળકના મરણના ખબર એને આપવા જાય છે ત્યારે, એની અમરતા જ જાણે ઝૂંટવાઈ ગઈ હોય તેમ, એ પશુની જેમ ફિલિપના પર તૂટી પડે છે ને એના ઘવાયેલા હાથને મરડીને એને પદ્ધતિસર ગૂંગળાવી મારવા જાય છે. પાશવતાનું આ વર્ણન ભારે ઘેરા રંગથી થયું છે. અણીને સમયે કૅરોલિન હાજર થાય છે ને ફિલિપને બચાવી લે છે, એટલું જ નહિ, બંનેના હાથ મિલાવે છે. આ ક્ષણે ફિલિપને એક સાક્ષાત્કાર થાય છે. એ જીનો અને હેરિયેટની ક્રૂરતાનો વિવેક કરી શકે છે. જીનોની પશુતા એ ક્ષણિક આવેગ છે, પણ હેરિયેટની ક્રૂરતાની જડ એણે દૃઢ માનેલાં મૂલ્યોમાં હોઈ વધારે ઊંડી છે. હેરિયેટમાં સ્ત્રીત્વ જ નથી, એ કેવળ મૂલ્યોનો ભાર વહેનાર પૂતળી છે. ફિલિપ માત્ર નિરીક્ષક છે, એ કદી કોઈ કાર્ય કરવા જેટલું બળ એકઠું કરી શકતો નથી. પાછાં વળતાં એ કૅરોલિનને પરણવાની માગણી કરે છે. કૅરોલિન જીનોથી પ્રભાવિત થઈ છે. સંસ્કારિતા ને નીતિની સફેદ સફેદ વાતો છોડીને એ જીનોના આક્રમક પુરુષત્વને નિઃસંકોચ ઝંખે છે, પણ ગાડી આલ્પ્સની દક્ષિણ તરફની પાંખ વટાવીને ઉત્તર તરફ વળે છે. કૅરોલિનને મન ફિલિપ એ પ્રાણથી ધબકતો માણસ નથી. ફિલિપને પણ આની જાણ થાય છે, ને એ વાતને એ સ્વીકારે છે. આમ ઇટાલી સાથેના સંપર્કને કારણે જીવન વિશેની નવી દૃષ્ટિ પ્રાપ્ત કરીને, નવાં મૂલ્યો સ્વીકારીને, આ બંને પાછાં ફરે છે, પણ હેરિયેટ તો એવી ને એવી અચલ ને દૃઢ છે. એનાં મૂલ્યો એણે અકબંધ રાખ્યાં છે, પણ આવી અપરિવર્તનશીલતાનું જ બીજું નામ મૃત્યુ નહિ ?

આ વાર્તામાં પાત્રોનાં અકાળ અકારણ મૃત્યુ, અકસ્માત, ઘટનાનું કેટલીક વાર થયેલું કાકતાલીય સંયોજન, વાર્તા-પ્રવાહમાં લેખકની દરમિયાનગીરી—આવા સામાન્ય દોષો તો છે જ, તેમ છતાં નર્મમર્મથી ભરેલી એની શૈલી આ વાર્તાને રોચક અને સુખપાઠ્ય બનાવે છે. હવે પછીની એની નવલકથાનાં પાત્રોનાં કાઠું અને ગતિવિધિ પણ આ વાર્તા જ જાણે નક્કી કરી આપે છે, ને ફોર્સ્ટરનાં પાત્રો, દેવદૂતો પણ પગ મૂકતાં ભય પામે એવા, બીજા ગોલાર્ધનાં યાત્રી બની ચૂકે છે. આ નવલકથામાંનાં પાત્રો જ જાણે વધુ વિકાસ પામીને, નવા નવા સંદર્ભો અને પરિવેશમાં અભિલાષનો સાક્ષાત્કાર કરવાને મથતાં રહે છે.

## બીજી નવલકથા : 'ધ લૉન્ગેસ્ટ જર્ની'

ફૉર્સ્ટરની બીજી નવલકથા 'ધ લૉન્જેસ્ટ જર્ની' ૧૯૦૭માં પ્રગટ થઈ. આ નવલકથાના નાયક રિકિ એલિયટનો એગ્નિસ પેમ્બ્રોક સાથેના લગ્નનો અનુભવ કંઈક એ જ પ્રકારનો છે. વાર્તાની શરૂઆત ગંભીર તત્ત્વચર્ચાથી થાય છે. પ્રશ્ન આ છેઃ પદાર્થનું અસ્તિત્વ એની નોંધ લેનાર મનથી નિરપેક્ષ

છે ખરું ? નિરીક્ષકથી નિરપેક્ષ રીતે પણ પદાર્થનું અસ્તિત્વ હોઈ શકે એમ સ્ટુઅર્ટ આન્સેલ માને છે.' પ્રથમ દષ્ટિએ આ ચર્ચા કદાચ અપ્રસ્તુત લાગે, પણ વાસ્તવમાં એવું નથી. વાર્તાનું વસ્તુ એમાંથી જ અંકુરિત થાય છે. શું વાસ્તવિક છે ને શું આભાસી છે એની મથામણ આ વાર્તામાં મહત્ત્વનો ભાગ ભજવે છે. પૃથક્ જનને માટે સત્યનું સ્વરૂપ નક્કી કરવું ઘણું અઘરું છે, પણ એ વાસ્તવિકને બરાબર પિછાને છે. એગ્નિસ પેમ્બ્રોકને આપેલો મુલાકાતનો સમય રિકિ આ ચર્ચામાં ભૂલી જાય છે; ને ત્યાં એગ્નિસ ધસી આવે છે. રિકિના જીવનમાં પણ એ આમ જ ધસી આવીને એની નિયતિનું સ્થાન લઈ બેસે છે. એગ્નિસની ઉપસ્થિતિની નોંધ રિકિનો મિત્ર આન્સેલ લેતો નથી. એના આ અભદ્ર વર્તન બદલ રિકિ એને ઠપકો આપે છે ત્યારે આન્સેલ જવાબમાં જે કહે છે તેનો પ્રતિધ્વનિ આખી વાર્તામાં ઘુમરાયા કરે છે. આન્સેલ કહે છે કે ઘટનાઓ બે પ્રકારની હોય: એક તો જેનું સાચું અસ્તિત્વ હોય તેવી, વાસ્તવિક; ને બીજી રુગ્ણ માંદલી કલ્પનાના પરિણામરૂપ આભાસી; આત્મનાશ વહોરી લઈને જ એને વાસ્તવિકતાને સ્થાને સ્થાપવાનો પ્રયત્ન આપણે કરતા હોઈએ છીએ.

આવો જ આત્મનાશ આ નવલકથાનો નાયક રિકિ, નાયિકા એગ્નિસમાં રુગ્ણ કલ્પનાથી, પોતાને અભિમત એવા આભાસનો અધ્યારોપ કરીને, વહોરી લે છે. આ એનો જીવનની કરુણતાનું મૂળ કારણ બની રહે છે. કેમ્બ્રિજના સંસ્કાર એને આંતરિક સમૃદ્ધિને પોષનારું, બૌદ્ધિક ને આદર્શને સમર્પિત જીવન જીવવાને પ્રેરે છે, પણ એગ્નિસ તથા એનો ભાઈ એને વિરુદ્ધ દિશામાં જ ઘસડી લઈ જાય છે, ને આખરે રિકિનો કરુણ અંજામ આવે છે.

આ વાર્તામાં, એનું વસ્તુ સહી શકે તેના કરતાં કંઈક વધારે પડતું, ઘટનાનું પ્રાચુર્ય કોઈને લાગે તો નવાઈ નહિ. ભૂતકાળની અલંબ છાયા વર્તમાનના પર ઝળુંબી રહે છે. વાર્તા આગળ વધે છે તેમ ભૂતકાળની ઘટનાઓ ધીમે ધીમે પ્રકટ થાય છે. આ ઘટનાઓને રજૂ કરવા માટે ફોર્સ્ટરે, નવલકથાના કલાસ્વરૂપને હાનિ નહિ થાય એવી રીતે સૂક્ષ્મ દષ્ટિ વાપરવાની ઝાઝી દરકાર રાખી નથી. રિકિ પોતાના મિત્રોને પોતાના ભૂતકાળનો સીધો અહેવાલ આપવા જ બેસી જાય છે! વાર્તા શરૂ થાય છે તે પહેલાં રિકિનાં માતાપિતા મરી ચૂક્યાં હોય છે. રિકિનો પિતા આપખુદ, ઘમંડી ને તુમાખીખોર હતો; એની માતા નમ્ર ને સ્નેહાળ હતી. એને કોઈ ખેડૂત સાથેના સંબંધથી સ્ટેફન વોન્હામ નામનો જારજ પુત્ર થયો હતો. એ સ્ટેફનને ફેઈલિંગ દંપતીએ ઉછેરીને મોટો કર્યો છે.

એગ્નિસના પ્રણયની અગાઉના માણવાના દિવસો વીતી ચૂક્યા પછી એ રિકિને પરણે છે. એ રિકિથી વયમાં મોટી છે ને રિકિથી વિરુદ્ધનાં જ માનસલક્ષણ ધરાવનાર જેરાલ્ડ જોડે પ્રણયની ભરતી માણી ચૂકી છે. રિકિ આ જેરાલ્ડને, એ એગ્નિસ જોડે પરણી શકે એ હેતુથી, આર્થિક મદદ કરવા પણ તૈયાર થાય છે. પણ એથી તો જેરાલ્ડ ઊલટાનો એના પર વિફરે છે. આખરે એગ્નિસ અને એનો ભાઈ હર્બર્ટ રિકિને એમના તરફ વાળી લેવામાં સફળ નીવડે છે. આ સ્વાર્થાન્ધ ને ટૂંકી દષ્ટિના લોકોનું વર્ચસ્ આ વાર્તામાં ઝાઝું વરતાય છે. આ લોકો પણ બે પ્રકારનાં છે: એ પક્ષનાં એક પ્રકારનાં લોકો દુષ્ટ હૃદયનાં છે, તો બીજા પ્રકારનાં લોકોના હૃદયનો વિકાસ જ થયો હોતો નથી. રિકિનો પિતા અને એની ફોઈ મિસિસ ફેઈલિંગ દુષ્ટ હૃદયનાં છે, જ્યારે હર્બર્ટ બીજા પ્રકારનો છે. આ નવલકથામાં ફોર્સ્ટરે કુશળતાથી બે સામસામેના છેડાનાં પાત્રોની સૃષ્ટિ રચી છે! એક છેડે રિકિ તો બીજે છેડે જેરાલ્ડ, એક બાજુ રિકિના પિતા તો બીજી બાજુ મિસ્ટર ફેઈલિંગ, એક તરફ રિકિની માતા તો બીજી તરફ એની ફોઈ અને એગ્નિસ. આ નવલકથામાં ફોર્સ્ટરનાં પાત્રોને પરદેશયાત્રા કરવાની જરૂર પડતી નથી! સોસ્ટન અને કેમ્બ્રિજનાં મૂલ્યોની આ અથડામણ છે. આન્સેલ અને મિસ્ટર ફેઈલિંગ એક જ ગોત્રના લાગે છે.

ફોર્સ્ટરનાં બીજાં પાત્રોની જેમ જેરાલ્ડનું આકસ્મિક મૃત્યુ થાય છે, ને એ રીતે એગ્નિસના જીવનમાં જેરાલ્ડનું જે સ્થાન હતું તે પોતે પામે તો પોતાના પૂરક એવા જેરાલ્ડ સાથે એકરૂપ થવાય એવી કશીક ભ્રાંતિને વશ થઈને રિકિ એગ્નિસ પરનું સ્વામિત્વ સ્વીકારે છે. પણ આ સ્વામિત્વ એનાથી સ્થાપી શકાતું નથી, ને આથી એગ્નિસ પોતાનો પ્રભાવ રિકિના પર વિસ્તારે છે.

સ્ટેફન વોન્હામ એ રિકિનો ભાઈ છે એનો ઘટસ્ફોટ રિકિને માટે ભારે આઘાતજનક નીવડે છે, તેમ છતાં એના સ્વાભાવિક સૌજન્યથી એ દારૂમાં ચકચૂર રહેતા સ્ટેફનને ઉગારવા પ્રેરાય છે. સ્ટેફનને ખબર નથી કે રિકિ એનો ભાઈ

છે. એગ્નિસની ઇચ્છાને વશ થઈને રિકિ આ વાતની જાણ સ્ટેફનને થવા દેતો નથી. એની આ પરવશતા જોઈને એનો મિત્ર આન્સેલ પણ એને એકલો છોડે છે. છિન્નભિન્ન દાંપત્યના પ્રતીક સરખી ખોડવાળી દીકરીને એગ્નિસ જન્મ આપે છે, પણ પહેલી નવલકથામાં બને છે તેમ, આ બાળકી પણ મરી પરવારે છે.

સ્ટેફનને એ રિકિનો ભાઈ છે તેની જાણ થાય છે; આન્સેલને પણ આની જાણ થતાં એ રિકિના પર રોષે ભરાય છે ને ભ્રાતૃત્વના અધિકારથી વંચિત કરવાની એની આ કૃપણતાને બધાની હાજરીમાં ભાંડે છે. આની રિકિના પર ઘણી અસર થાય છે. એમાંથી એ મુક્ત થયો નથી ત્યાં સ્ટેફન આનું વેર લેવા ધસી આવે છે. રિકિ એને સમજાવીને બધા પ્રકારની મદદ કરવાની તૈયારી બતાવે છે, પણ આખરે બને છે એવું કે સ્ટેફન રિકિને એગ્નિસના સકંજામાંથી છોડાવવા કમર કસે છે. રિકિ એગ્નિસ વિશેની ભ્રાંતિમાંથી મુક્ત થાય છે ખરો, પણ કર્તાએ એનો વિનાશ નક્કી જ કર્યો હોવાથી, એ બીજી ભ્રાંતિને વશ થાય છે! સ્ટેફનમાં એને પોતાની મૃત માતાનાં દર્શન થાય છે, ને એને એ દારૂની લતમાંથી મુક્ત કરવા મથે છે. સ્ટેફનની અવદશા તે એની મૃત માતાની જ અવગતિ છે એમ એ માનવા લાગે છે. ધીમે ધીમે વાર્તા એના કરુણ અંત તરફ વળે છે ને કંઈક તાલમેલિયા લાગે એવી દુર્ઘટનાથી ફૉર્સ્ટર એનો અંત આણે છે. દારૂ પીને રેલવેના પાટા પર બેહોશ પડેલા સ્ટેફનને એ ગાડી નીચે કચડાઈ જતાં બચાવે છે, પણ એને હવે જીવવાની કશી હોંશ રહી નથી, એ પોતાના અંતને આવકારે છે. આ અંત પછી સ્ટેફનનો ઉદ્ધાર થાય છે ને એ રીતે રિકિનો અંત બીજાનો ઉદ્ધાર કરવામાં લેખે લાગે છે. સ્ટેફનના સંતાનમાં રિકિનો જીવનસ્રોત જાણે અતૂટ વહેતો રહે છે.

આ નવલકથા સંવિધાનની દૃષ્ટિએ અધૂરી, શિથિલ રચનાવાળી લાગે છે, પણ એમાંના સંઘર્ષની નાટ્યાત્મકતા એને સવિશેષ આસ્વાદ્ય પણ બનાવે છે. ફૉર્સ્ટરને પોતાને આ નવલકથા તરફ પક્ષપાત છે. ફેઈલિંગ દંપતીનું તથા આન્સેલના પાત્રનું આલેખન પણ ઉલ્લેખપાત્ર છે.

## ત્રીજી નવલકથા : 'એ રૂમ વિથ એ વ્યૂ'

૧૯૦૮માં પ્રકટ થયેલી 'એ રૂમ વિથ એ વ્યૂ' આમ તો મોટે ભાગે કાચા ખરડારૂપે ૧૯૦૩માં તૈયાર થઈ ગયેલી આ કથાનાં પાત્રો પણ ઇટાલીની યાત્રા કરે છે. વાસ્તવિક અને આભાસી વચ્ચેના વિવેકનો અભાવ આ વાર્તામાં પણ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. જીવનની સંકુલતાથી મૂંઝાઈને કલાનો આશ્રય લેનાર, જીવન અને કલા વચ્ચે વિવેક ન કરી શકનાર, પોતાની સંસ્કારિતાને કારણે શ્રેષ્ઠ હોવાનું અભિમાન સેવનાર સેસિલને આ વાર્તાની નાયિકા લ્યૂસી હનીચર્ચ પરણી જવાની તૈયારીમાં હોય છે. લીલીઆ જેમ કૅરોલિન સાથે સંસ્કારિતાની શોધમાં ઇટલી જાય છે તેમ લ્યૂસી પણ એની દૂરની સગી શાર્લોટ બાર્ટલેટ સાથે જીઓટોની કલાને વધુ સારી રીતે સમજવા ઇટાલી આવે છે. લ્યૂસી જીઓટોનાં ચિત્ર ખરીદવા ગઈ હોય છે ત્યારે બે ફ્લોરેન્સવાસી વચ્ચે પૈસા અંગે બોલચાલ થાય છે ને એમાંને એક બીજાને છૂરી હુલાવી દે છે. એના લોહીથી ચિત્રો રંગાઈ જાય છે. આ નાનીશી ઘટના પ્રતીકાત્મક બની રહીને આખી વાર્તામાં ધ્વનિવિસ્તાર સાધે છે. કલાના પર જીવનના લોહીનો રંગ છે. સંસ્કારસેવીની શારીરિક વાસ્તવિકતા પ્રત્યેની આંખમીંચામણી અને શરીરની વાસ્તવિકતાનો સ્વીકાર—આ બે વચ્ચેનો સંઘર્ષ આ વાર્તાના કેન્દ્રમાં રહેલો છે. જરા ચોંકાવી દે એવા ભારથી અનિષ્ટના અણસારને વાર્તામાં દાખલ કરી દેવામાં જરા અતિરેક થઈ ગયો છે એમ પણ કોઈને લાગે. વાર્તાનું વસ્તુ જરા પાંખું છે. બતોલિનીમાં આવીને જોતાં પોતાને માટે નક્કી થયેલો ઓરડો બહારનું દૃશ્ય જોઈ શકાય એવી, બારી વિનાનો છે એમ જાણતાં લ્યૂસી નિરાશ થઈ જાય છે. એ જ મકાનમાં પોતાના પુત્ર સાથે રહેતા મિ. એમર્સન ઉદારતાથી ઓરડાની અદલાબદલી કરવાનું સૂચવે છે. વિવેકમર્યાદા જાળવવા લ્યૂસી એ ઉદારતાનો સ્વીકાર કરતી નથી, પણ એમને પરિચિત એવા એક પાદરીની દરમિયાનગીરીથી આખરે ઓરડાની અદલાબદલી થાય છે. એમર્સનનો પુત્ર જ્યૉર્જ અને લ્યૂસી એક રીતે સરખી સ્થિતિમાં છે: બંને પરતંત્ર છે. જ્યૉર્જ કશાક અજાણ્યા વિષાદથી પરવશ છે; લ્યૂસી ભદ્રતાની કેદમાં પરવશ છે. એમના પરિચયમાં આકસ્મિકતાના અંશને ફૉર્સ્ટરે ટાળ્યો નથી. પેલા ઘવાયેલા ફ્લોરેન્સવાસીના શરીરમાં છૂરી હુલાવાતી જોઈને લ્યૂસીને અંધારાં આવે છે ને એ પડવા જાય છે ત્યાં જ્યૉર્જ એને ઝીલી લઈને આધાર આપે છે. ત્યાંથી વસ્તુનો વિકાસ શરૂ થઈ જાય છે. બીજા આનંદ-પર્યટનના પ્રસંગે પણ વૃત્તિપરનો કાબૂ અણધાર્યો ખસી

જતાં એ જ્યોર્જને ચુંબન કરવા દે છે. આ વાર્તામાં આવાં ત્રણ ચુંબનો આવે છે. આ ત્રણ ચુંબનોમાં ત્રણ બિન્દુ વચ્ચે લ્યૂસીનું, આ કથાનકમાંનું, જીવન સમેટાઈ જાય છે.

શાર્લોટની શિખામણને વશ થઈને લ્યૂસી જ્યોર્જ તરફથી વળી રોમમાં સેસિલ પાસે જાય છે. સેસિલ, જ્યોર્જના કરતાં જુદી જ ભૂમિકાએ રહીને, લ્યૂસીના પ્રેમને વશ થાય છે. લ્યૂસી એની સાથેના લગ્નના પ્રસ્તાવને સ્વીકારે છે ને આ પ્રસંગે લ્યૂસી જીવનનું બીજું ચુંબન એ સેસિલ તરફથી પામે છે. વિવાહના પ્રસ્તાવના સ્વીકાર પછી લાંબે ગાળે આ ચુંબન આવે છે, પણ સેસિલના પાત્રને જોતાં એ સ્વાભાવિક પણ છે. આ તબક્કે કથાનકમાં લ્યૂસીના ભાઈ ફ્રેડીનો પ્રવેશ થાય છે. એને સેસિલની કૃત્રિમતા જરાય રુચતી નથી. સેસિલે લ્યૂસીને કરેલું ચુંબન લ્યૂસીને જ્યોર્જે કરેલા પ્રથમ ચુંબનની યાદ અપાવવા પૂરતું જ મહત્ત્વ ધરાવે છે.

ત્યાં જ્યોર્જ, સેસિલની જ ગોઠવણીથી, બેન્કના કારકુનને રહેવા લાયક ઢંગધડા વગરના, મિ. ફ્લેકે બાંધેલા મકાનમાં રહેવા આવે છે. સેસિલનું આવું વર્તન લ્યૂસીને રુચતું નથી. પણ લ્યૂસી અને જ્યોર્જ ફરી મળે છે. ખુલ્લી હવામાં, સૂર્યના તડકામાં, જલક્રીડા કરતા જ્યોર્જને જોઈને, સેસિલ સાથેનો એનો વિરોધ, લ્યૂસીને પ્રત્યક્ષ થાય છે; એના લોહીમાં એ સળવળાટ અનુભવે છે. ટેનિસની રમતમાં સાથ આપવાને ફ્રેડી સેસિલને આગ્રહ કરે છે ત્યારે એના જવાબમાં સેસિલ કહે છે: "હું કાંઈ અખાડાબાજ નથી...કેટલાક એવા હોય છે જેમને પુસ્તકો સિવાય બીજામાં કશી ગતાગમ હોતી નથી, હું એ પૈકીનો છું." લ્યૂસી આ સાંભળે છે, ને એની આંખ પરથી પડળ સરી પડે છે. તે જ સાંજે સેસિલ સાથેના એના વિવાહ એ તોડી નાખે છે.

અહીં લ્યૂસીના જીવનનું ત્રીજું ચુંબન આવે છે. ઝાડીની પાછળથી આવીને જ્યોર્જ એને ચૂમી લે છે. લ્યૂસી જ્યોર્જ સાથે પરણવાનો નિર્ણય એકદમ કરી લેતી નથી. એ શાર્લોટની સલાહ મુજબ જ્યોર્જને નકારે છે. એ વખતે હવામાં ચાલી જતી વસંતનો ઉચ્છ્વાસ છે ને શિશિરનો ભણકાર છે. પાદરીના પર આ નવલકથામાં કટાક્ષ છે. લ્યૂસીએ વિવાહ તોડ્યો તે પાદરીને રુચે છે ને હવે લ્યૂસી કૌમાર્યવ્રત પાળશે એવી એને આશા બંધાય છે. ફોર્સ્ટરે પાદરીની આ મનોવૃત્તિની ઠીક ઠીક ઠેકડી ઉડાવી છે. એટલું જ નહિ, પણ ફ્લોરેન્સના પાદરી મિ. ઈગર જ્યોર્જની માતાના મૃત્યુમાં કારણભૂત હતો એવી વાત પણ ફોર્સ્ટર ઉમેરે છે! આ રીતે બીજો પાદરી મિ. બીબે લ્યૂસીના આત્માને માર નાંખવાનો પ્રયત્ન કરે છે. પણ અણધારી રીતે શાર્લોટ જ લ્યૂસીની વ્હારે ધાય છે ને લ્યૂસી જ્યોર્જને પરણે છે. પાછળથી જ્યોર્જ સમજાવે છે, એટલે કે ફોર્સ્ટર સમજાવે છે તેમ શાર્લોટના મનમાં ઊંડે ઊંડે લ્યૂસી અને જ્યોર્જ લગ્નસંબંધથી જોડાય એવી ઇચ્છા હતી. સપાટી પરથી એ એનં વિરુદ્ધ જાય એવું વર્તન કરતી હતી તેમ તેમ અંદરનં એની પ્રચ્છન્ન ઇચ્છા વધુ જોર પકડતી જતી હતી: જ્યોર્જને સેસિલ સાથે વિરોધાવવાની તક આપીને એણે લ્યૂસીના જ્યોર્જને માટેના પ્રેમને વધારે દૃઢમૂળ કર્યો. શાર્લોટના મનની આ મથામણ અને એણે એનો આણેલો ઉકેલ ફોર્સ્ટરને માટે લગભગ એક વળગણરૂપ બનેલી સમસ્યા તરફ આંગળી ચીંધે છે: એ સમસ્યા છે શુભ અને અશુભની સમસ્યા. ફોર્સ્ટર અહીં સ્પષ્ટ કરે છે કે શુભ અને અશુભ એ નામની જુદી જુદી બે વસ્તુ છે જ નહિ, શુભાશુભ નામની એક વસ્તુ જ છે. શાર્લોટના પાત્રથી આ વાત સ્પષ્ટ થાય છે: રિકિ ઇલિયટ આ વાત સમજી શક્યો નહિ, તે એની કરુણતાનું કારણ બન્યું.

## ચોથી નવલકથા: 'હાવર્ડ્ઝ એન્ડ'

ફોર્સ્ટરની ચોથી નવલકથા 'હાવર્ડ્ઝ એન્ડ' એની બધી નવલકથાઓના માનદંડરૂપ છે. એ ૧૯૧૦માં પ્રસિદ્ધ થઈ. કેટલાકને મતે, એ એની પાંચમી અને છેલ્લી નવલકથા 'એ પેસેજ ટુ ઇન્ડિયા'ના કરતાં પણ ચઢિયાતી છે. એમાં ફોર્સ્ટરની નવલકથાકાર તરીકેની શક્તિ પરિણતિને પામે છે. નવલકથાના સાહિત્યસ્વરૂપની ગુંજાયશને ચકાસવાનો પણ અહીં પ્રયત્ન છે નાની નજીવી લાગતી હકીકતને—ઘાસનાં તણખલાં, બિથોવનની પાંચમી સિમ્ફની, સદીજૂનું એલ્મવૃક્ષ—પ્રતીકનું રૂપ આપીને જુદે જુદે પ્રસંગે; જુદાં જુદાં પાત્રો પરત્વે એના વડે નવો નવો અર્થવિસ્તાર સાધીને એનાં આંદોલનોને વહેતાં કરી મૂકવાની શક્તિ આપણને અહીં દેખાય છે. એનો અણસાર આ પહેલાંની નવલકથામાં હતો ખરો, પણ અહીં એ વિકસેલે સ્વરૂપે જોવા મળે છે.

'હાવર્ડ્ઝ એન્ડ'નો વિષય તો, માનવમાનવ વચ્ચેના વ્યવહારનો, સનાતન વિષય છે. પણ આ વિષય અનંત

શક્યતાઓથી ભરેલો છે. 'ધ લૉંગેસ્ટ જર્ની'માં આન્સેલ કહે છે તેમ કેટલીક વ્યક્તિઓની સત્તા વાસ્તવિક હોય છે તો કેટલીક વ્યક્તિઓની સત્તા આભાસી હોય છે. આપણે, આપણી માંદલી કલ્પનાને વશ વર્તીને આપણને અભિમત એવો અધ્યારોપ એના પર કરીને, એને આભાસી રૂપે જોતા હોઈએ છીએ. એ નવલકથાની નાયિકા ઍગ્નિસ રિકિએ એના પર કરેલા આવા અધ્યારોપથી આવું આભાસી રૂપ પામે છે. તેવી જ રીતે એ રૂમ વીથ એ વ્યૂ'માંનો સેસિલ, જેની જોડે નક્કર વ્યવહાર ચલાવી શકાય, જેને ચાહી શકાય એવો માણસ નથી. પહેલી નવલકથામાંના ફિલિપનો જ એ ભાઈ છે. એવા માણસ જોડે વ્યવહાર રાખવો એ અનેક પ્રકારની સંકુલતા ઊભી કરે. આમ, ઉપસ્થિત છતાં વાસ્તવમાં અનુપસ્થિત અને અનુપસ્થિત છતાં પ્રભાવ વિસ્તારવાની દૃષ્ટિએ ઉપસ્થિત એવાં પાત્રો ફૉર્સ્ટરની નવલકથામાં આવે છે ને 'હાવર્ડ્ઝ એન્ડ'માં પણ એવાં પાત્રો છે. આ ઉપરાંત, એક ત્રીજી કોટિનાં પાત્રો પણ ફૉર્સ્ટરની નવલસૃષ્ટિમાં આવે છે. એ પાત્રોની ઉપસ્થિતિ આપણને, વાચકને, તો ઉત્કટ રીતે પ્રતીત થતી હોય છે, પણ એ જ વાર્તાસૃષ્ટિનાં પાત્રોનો એમના પ્રત્યેનો પ્રતિભાવ મોળો કે ઉત્કટ હોય છે.



● ઇ. એમ. ફૉર્સ્ટર ●

ભૌગોલિક દૃષ્ટિએ નહિ પણ વસ્તુ-વિકાસની શક્યતાની દૃષ્ટિએ આ કૃતિનું ફલક મોટું છે. અહીં પરદેશ જવાની જરૂર નથી, પણ જર્મન પિતા અને અંગ્રેજ માતાથી થયેલી બે યુવતીઓ માર્ગારેટ અને હેલન શ્લેગેલ એમાં છે. એ બંને બહેનો આધુનિક વિચારસરણી ધરાવતી, બુદ્ધિશાળી, સંગીતાદિ કળાની શોખીન અને ઉદારમતવાદી છે. સમાજરચના અને રાજકારણના પ્રશ્નોનો પણ એમને અભ્યાસ છે. આવી આ બહેનો એક છેડે મધ્યમ વર્ગના ઉપલા થરના સાધનસંપન્ન, કાર્યદક્ષ, વ્યવહારમાં સફળ અને સમાજમાં પ્રભાવ પાડનાર વિલકોક્ષ કુટુંબના સંપર્કમાં આવે છે (એ સંપર્કમાં આવવાનો પ્રથમ બનાવ દેવળમાં બને છે તે પણ સૂચક છે), તો બીજી બાજુ મધ્યમ વર્ગના નીચલા થરને છેડે લિયોનાર્ડ બાસ્ટ જોડે સંપર્કમાં આવે છે. (એ પ્રસંગ સંગીતના જલસામાં બને છે.) એ માંદલો, ગરીબીમાં ધસી પડવાની અણી પર આવેલો, વીમાકંપનીનો કારકુન છે, ને વધારામાં તુંડમિજાજી, બુદ્ધિહીન પોકળ સૌંદર્ય ધરાવનાર યુવતીને પરણેલો છે. પણ આ નવલકથાની આખીય સૃષ્ટિમાં સૌથી વિશેષ પ્રભાવ વિસ્તારનાર અને સંચાલક બળરૂપે કામ કરનાર તો છે રુથ વિલકોક્ષ. પણ, ફૉર્સ્ટરમાં ઘણુંખરું બને છે તેમ, એ નવલકથા આગળ વધે તે પહેલાં મૃત્યુ પામે છે. એ વિલકોક્ષ કુટુંબમાં પરણી છે, પણ એનું માનસ જુદા જ પ્રકારનું છે. એને ધરતીની ને કુટુંબના જૂના ઘરની માયા છે. ઘર એ એને મન કેવળ નિવાસસ્થાન નથી. આથી 'હાવર્ડ્ઝ એન્ડ' એ આ વાર્તામાં વિસ્તરીને ઇંગ્લૅંડ બની રહે છે ને એ ઇંગ્લૅંડ કોનું એવો પ્રશ્ન કેન્દ્રસ્થાને રહે છે. ફૉર્સ્ટરને નગરવાસીઓની કૃત્રિમ જીવનરીતિ માટે સમભાવ નથી, એનો સમભાવ રુથ વિલકોક્ષ પ્રત્યે છે તે સ્પષ્ટ છે. ધરતીની લીલોતરી, હરિયાળી તેથી જ તો આ વાર્તામાં પ્રતીકનું પદ પામી શકે છે. નવલકથાના પ્રારંભમાં જ આપણે રુથને હાથમાં ઘાસનાં તણખલાં લઈને એને વેરતી વેરતી જતી જોઈએ છીએ. એ બુદ્ધિના પર મદાર બાંધીને ચાલતી નથી. ભૂતકાળ અને એ ભૂતકાળ પાસેથી પ્રાપ્ત થતી સાહજિક સૂઝનું એને મન ઘણું મહત્ત્વ છે. વિલકોક્ષ બંધ ઓરડામાં પુરાઈ ને ધંધાના કાવાદાવામાં રચ્યાપચ્યા રહેનારા આદમી છે. આ હરિયાળી અને ખુલ્લી હવા એમનાથી જીરવાતી નથી. શરૂઆતમાં એક વિક્ષોભકારક બનાવ બને છે: હેલનને પોલ 'હાવર્ડ્ઝ એન્ડ'ના બગીચામાં ચૂમી લે છે ને એમાંથી જરા અટપટી પરિસ્થિતિ ઊભી થાય છે, પણ રુથ વિલકોક્ષ પોતાના પ્રભાવથી અને સાહજિક સૂઝથી અનિચ્છનીય સ્થિતિને નિવારે છે ને જાણે કશું જ ન બન્યું હોય તેમ ઝૂકીને ફૂલ સૂંઘે છે.

સ્ત્રી અને પુરુષ વચ્ચેના સંબંધો પણ માનવસંબંધની

સંકુલતામાં વધારો કરે છે. હેલન પોલ તરફ આકર્ષાય છે તે સ્ત્રીસહજ પુરુષની ઝંખનાથી. એના પિતા નથી, ને એના ભાઈનો ઉછેર મર્દની જેમ થયો નથી. આથી પુરુષની ઝંખના બંને બહેનોમાં પ્રબળ બને છે. એ ઝંખનાને વશ થઈ ને પોતાના પ્રિય પ્યાલો સાથે થોડી બાંધછોડ કરવા પણ એ તૈયાર થાય છે; પણ, પોલે ચુંબન કર્યું તેને બીજે જ દિવસે પોલને વિશે સેવેલો પોતાનો ખ્યાલ એક પોકળ ભ્રાંતિ છે, તે હેલનને સમજાઈ જાય છે. હેલન સાથેના સંબંધની વાતનો ઉલ્લેખ થતાં પોલ છોભીલો પડી જાય છે. હેલન આ માફ કરી શકતી નથી, ને આ પ્રસંગની પ્રતિક્રિયા રૂપે એ વિલકોક્ષ કુટુંબને ધિક્કારતી બની જાય છે, ને આ જ બનાવ એને લિયોનાર્ડ બાસ્ટ તરફથી ખેંચી લઈ જાય છે. રુથના મરણ પછી એના પતિ હેન્રિ વિલકોક્ષને જાણવા મળે છે કે 'હાવર્ડ્ઝ એન્ડ' વિલકોક્ષ કુટુંબને નહિ, પણ માર્ગારેટને મળે એમ એ મરણ વખતે લખી ગઈ છે. આ વાત હેન્રિ તથા એના પુત્રો ગુપ્ત રાખે છે. આમ જોઈએ તો રુથ અને માર્ગારેટમાં ઝાઝું સામ્ય નથી. બંનેનાં મૂલ્યો જુદાં છે. માર્ગારેટ નગરજીવનની નીપજ છે, એને તળપદી જીવનરીતિ જોડે કશો સંબંધ નથી; તેમ છતાં માર્ગારેટ અને રુથ અકળ રીતે એકબીજા પ્રત્યે આકર્ષાતાં હતાં, એ બંને વચ્ચે વ્યક્તિવ્યક્તિ તરીકેના સંબંધની શક્યતા હતી. આથી જ રુથના મરણ પછી પહેલીવાર, માર્ગારેટ બંધ પડી રહેલા અવાવરુ 'હાવર્ડ્ઝ એન્ડ' ને જોવા જાય છે ને પગથિયાં આગળ ઊગી નીકળેલી વનસ્પતિનું ઝૂમખું તોડીને બારણું ઉઘાડે તેની રાહ જોતી હોય છે ત્યારે રુથની નોકરડીને એનામાં ને રુથમાં એટલું તો સામ્ય લાગે છે કે એનાથી બોલાઈ જાય છે: 'તમે, શ્રીમતી વિલકોક્ષ?' ને માર્ગારેટ પણ આશ્ચર્યથી એનો પડઘો પાડે છે: "હું, શ્રીમતી વિલકોક્ષ!"—ને આ વાત સાચી પડે છે. હેન્રિ વિલકોક્ષ માર્ગારેટ જોડે પરણે છે: આ હેલન કેમેય સ્વીકારતી નથી, ને એની ઉગ્ર પ્રતિક્રિયા રૂપે સંસ્કાર'વાંચ્છુ, પણ પુરુષ તરીકે સાવ માંદલા, લિયોનાર્ડની તરફ એ વળે છે. અહીં એક બીજી વાત બહાર આવે છે. આ જ લિયોનાર્ડની પત્ની જેકી હેન્રિ વિલકોક્ષની એક સમયની રખાત છે. હેન્રિ લિયોનાર્ડનો સર્વનાશ કરવામાં કારણભૂત બને છે; એની સદ્ધર નોકરી છોડાવીને એને બીજી નોકરીએ વળગાડે છે, તે નોકરી છૂટી જાય છે. હેન્રિની દીકરીના સમપ્રસંગે હેલન એને મદદ મેળવવા માટે પોતાની સાથે ખેંચી લાવે છે, પણ જેકી હેન્રિની રખાત હતી એની જાણ થતાં માર્ગારેટ એ મદદ આપવા દેતી નથી. હેલનને આશ્રય આપવા સંબંધમાં માર્ગારેટ અને હેન્રી વચ્ચે મતભેદ ઊભો થાય છે. ચૈનિકોની કબર ઉપર થયેલી ટેકરીના પર ઊગેલા ઘાસમાં બેસીને આ સંબંધમાં બંને વાત કરે છે. 'હાવર્ડ્ઝ એન્ડ'ની ચાવી ઘાસ વચ્ચે પડી રહી છે. માર્ગારેટ અણજાણપણે ઘાસમાં એની આંગળીને રમાડી રહી હોય છે, ત્યાં એ ઘાસ સળવળતું હોય એવો એને ભાસ થાય છે ને આખરે વિલકોક્ષ 'હાવર્ડ્ઝ એન્ડ'માં હેલનને આશ્રય આપવા તૈયાર થાય છે. હેલનને લિયોનાર્ડથી થયેલું સંતાન પણ એ ઘરમાં આશ્રય પામે છે. આમ, ઘડીભરને માટે વિલકોક્ષ, શ્લેગેલ અને બાસ્ટ—ત્રણે કુટુંબો 'હાવર્ડ્ઝ એન્ડ'માં સ્થાન પામે છે. પણ એ ઝાઝું ટકતું નથી. લિયોનાર્ડ પોતાના હેલન સાથેના લગ્નબાહ્ય સંબંધથી પશ્ચાત્તાપમાં બળતો 'હાવર્ડ્ઝ એન્ડ'માં આવે છે. બીજાની નીતિની ચોકીદારી કરવાના સ્વભાવવાળો હેન્રિનો પુત્ર ચાર્લ્સ એને ફટકારવા શ્લેગેલ કુટુંબની પુરાણી તરવારની બુઠ્ઠી બાજુ એના પર ઉગામે છે ત્યાં હૃદય બંધ પડવાથી લિયોનાર્ડ મરણ પામે છે. એના પર પ્રાણઘાતક હુમલો કર્યાના આરોપસર ચાર્લ્સ જેલ ભોગવે છે. માર્ગારેટને બાળક ગમતાં નથી ને આખરે 'હાવર્ડ્ઝ એન્ડ' માર્ગારેટ પાસેથી હેલન પાસે; અને હેલન પાસેથી એના પુત્ર પાસે જાય એવી પરિસ્થિતિ નીપજી આવે છે! આમ રુથની ભાવનાનો વિજય થાય છે. પણ એકેય લગ્ન સુખી નીવડતું નથી. વ્યક્તિવ્યક્તિના સંબંધની વાત આવી અટપટી છે, એનું જ જાણે ભાન કરાવીને ફૉર્સ્ટર અટકી જાય છે. લિયોનાર્ડ જ્યારે મરી જાય છે ત્યારે પડતો પડતો એ પુસ્તકોની અભરાઈનો આધાર લે છે, ને એમાંનાં પુસ્તકો એની ઉપર પડે છે તે પણ સૂચક ઘટના છે. એ પુસ્તકોએ જ એનામાં જીવન વિશે ઘણી ઘણી અપેક્ષાઓ ઊભી કરી હતી, પણ જીવનમાંથી એ બિચારાને બહુ થોડું મળ્યું!

આમ ઘાસનાં તણખલાં, માર્ગારેટ 'હાવર્ડ્ઝ એન્ડ'માં પ્રવેશે છે ત્યારના એના હાથમાંના જંગલી વનસ્પતિનાં ઝૂમખાં, ચૈનિકોની કબર પરની ટેકરી પરનું ઘાસ, ઘાસમાં પડી રહેલી 'હાવર્ડ્ઝ એન્ડ'ની ચાવી, એ જ ઘાસમાં પડીને રમતો હેલનનો પુત્ર અને અંતમાં 'આવતે વર્ષે ઘાસ ખૂબ ઊંચું વધશે' એવો હેલનનો ઉદ્ગાર—આમ આ પ્રતીકોનો વિસ્તાર અહીં દેખાય છે ને અંતમાં વિલકોક્ષ કુટુંબનાં

મૂલ્યોની વિરુદ્ધનાં મૂલ્યોનું એ પ્રતીક બની રહે છે: તળપદી સંસ્કૃતિ, વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબંધો, ધંધાદારી ને તંત્રવાહક દુનિયા સામેનો હેલનનો બળવો, લિયોનાર્ડ બાસ્ટના પ્રતિનિધિરૂપ હેલનનું બાળક – આ બધાંને સાંકળનાર પ્રતીકરૂપ આ ઘાસ બની રહે છે; અને એને જ કારણે, રુથની મૂર્તિ મહિમાવન્તી બનીને આપણી દૃષ્ટિ સમક્ષ તરવરી રહે છે.

આવો જ પ્રતીકાત્મક ઉપયોગ ફોર્સ્ટરે બિથોવનની પાંચમી સિમ્ફનીનો કર્યો છે. જુદી જુદી વ્યક્તિઓ એ સંગીત સાંભળતી બેઠી છે, એની દરેકના પર જુદી જુદી પ્રક્રિયા થાય છે. લેખક એની હેલનના પર થતી અસરના [illegible] સૂચક રીતે, આપણું ધ્યાન ખેંચે છે. સંગીતની સૂરાવલી શરૂ થતાંની સાથે જ જાણે વિશ્વના વિશાળ પટ પર ભૂતોની વણઝાર ચાલી જતી દેખાય છે, એ ભૂતોમાં કશું આક્રમક હેલનને દેખાતું નહોતું, પણ એ કારણે તો એ ભૂતાવળ હેલનને વધારે બિહામણી લાગતી હતી. આ દુનિયામાં ઐશ્વર્ય કે પરાક્રમ જેવું કશું નથી એવું જ જાણે એમની મુખમુદ્રા સૂચવતી હતી. વચમાંના વિરામ પછી વળી પાછી એ ભૂતાવળ પ્રગટ થઈ. હેલન એનો પ્રતિકાર કરી શકી નહિ. એને બધે પોકળ શૂન્ય અને ભયની ઝુલારી દેખાઈ. ત્યાં બિથોવને જાણે એક પ્રચંડ ફૂત્કારથી એ ભૂતાવળને ભગાડી મૂકી; દેવ, દેવકલ્પ માનવો ને ઐશ્વર્યની ભરી ભરી સૃષ્ટિ હેલનની આંખ સામે વિસ્તરી ને એ બધું સ્પર્શક્ષમ છે કે નહિ તેની જાણે ખાતરી કરવા હેલન હાથ લંબાવવા પણ ગઈ. એને થયું: તો પછી પેલી ભૂતાવળ હતી જ નહિ? એ મનની કાયરતા અને અશ્રદ્ધામાંથી જ ઉદ્ભવી હશે? વિલકોક્સ કદાચ એમ જ માને. પણ બિથોવનને મન પણ એ ભૂતાવળ સાચી હતી. આ ઐશ્વર્યસૂચક સૂરાવલીમાંથી જ ભૂતાવળના ભણકાર સંભળાવા લાગ્યા ને એક ભૂત, બીજું ભૂત – ફરી આખી હાર ઘૂમવા લાગી. બિથોવને ફરી બીજા ફૂત્કારથી એને દૂર કરી, પણ એ ફરી આવવાની જ! હેલનની આ પ્રતિક્રિયાને આખી વાર્તાના વસ્તુ સાથે ગૂઢ રીતે સાંકળી દઈને ફોર્સ્ટરે એની સૂક્ષ્મ કલાદૃષ્ટિનો પરિચય આપ્યો છે.

**છેલ્લી પાંચમી નવલકથા: 'એ પેસેજ ટુ ઇન્ડિયા'**

ફોર્સ્ટરની છેલ્લી નવલકથા 'એ પેસેજ ટુ ઇન્ડિયા' છેક ૧૯૨૪માં પ્રસિદ્ધ થઈ. ફોર્સ્ટરની નવલસૃષ્ટિના કેન્દ્રરૂપ સમસ્યાને એ બને તેટલા વધુ ઊંડાણમાં જઈને નિરૂપે છે. આ નવલકથામાં ફોર્સ્ટરનાં પાત્રોને, ભારત સુધીની લાંબી યાત્રા કરીને, જુદી જ પ્રજા અને જુદી જ સંસ્કૃતિના સંપર્કમાં આવવાનું બને છે. ગંગાના ઉપલાણ પર આવેલું ચન્દ્રપોર ઘટનાનું સ્થળ છે. એમાં એક બાજુ હિંદીઓની ખદબદતી વસતિ છે તો બીજી બાજુ અંગ્રેજ અમલદારોનું, બ્રિટિશ સામ્રાજ્યના પ્રતિનિધિરૂપ, નાનકડું જૂથ છે. આ ચંદ્રપોરમાં ઑક્સફર્ડ કે કેમ્બ્રિજમાં શિક્ષણ પામેલા હિંદીઓ પણ છે.

આવા ચંદ્રપોરમાં ઇંગ્લૅંડથી બે યાત્રીઓ આવી પહોંચે છે: ચંદ્રપોરના એક અંગ્રેજ અમલદાર રૉનીની મા મિસિસ મૂર અને રૉની સાથે પરણવા ઇચ્છનાર એડેલા. એમને સાચું હિંદુસ્તાન જોવા જાણવાની ઇચ્છા છે. આ મિસિસ મૂર તે આગલી નવલકથાઓમાંની કૅરોલિન, શાર્લોટ, રિકિ એલિયેટની માતા, રુથ વિલકોક્સ—આ બધાંની સગોત્ર છે. એ પાત્રોનું પૂર્ણ વિકસિત રૂપ જાણે ફોર્સ્ટરે આ નવલકથામાં આપે છે. ઇંગ્લૅંડનો સંસ્કારવારસો ને નીતિની ભાવના તો એના લોહીમાં છે જ, પણ તે ઉપરાંત એને પોતાનું આગવું આંતરિક જીવન પણ છે, જે પાછળથી વધુ મહત્ત્વ ધારણ કરે છે. વિજેતાના વિશિષ્ટ અધિકાર ભોગવવાની વૃત્તિ, બંધિયાર મન, આપખુદી અને શાસક તરીકેની શાસિત પ્રત્યેની અસહિષ્ણુતાનો એ વિરોધ કરે છે.

ચંદ્રપોરમાંની બે વ્યક્તિઓ—જેમની પ્રત્યે ચંદ્રપોરનો અંગ્રેજી સમાજ બહુ વિશ્વાસની નજરે જોતો નથી—જોડે આ બે સ્ત્રીઓ સંપર્કમાં આવે છે. એ બે વ્યક્તિ તે ડૉ. અઝીઝ અને કૉલેજના પ્રિન્સિપાલ ફિલ્ડિંગ. ડૉ. અઝીઝનો પરિચય મિસિસ મૂરને મસ્જિદમાં થાય છે. એ વખતે અંગ્રેજી સમાજમાં કંઈક અપમાનિત થઈને એ ધૂંધવાતો હોય છે. મિસિસ મૂર એની પ્રત્યે સમભાવ બતાવે છે ને એમાંથી સદ્ભાવ જન્મે છે. એડેલા પણ આ રીતે એના પરિચયમાં આવે છે. અંગ્રેજો સાથેના સંબંધની ભૂમિકાનાં શક્યતા જોઈને ઉત્સાહિત થઈને ડૉ. અઝીઝ મરાબારની ગુફાનું પર્યટન ગોઠવે છે. આ પર્યટનમાં પ્રોફેસર ગોડબોલે અને ફિલ્ડિંગ પણ જોડાવાના હોય છે, પણ ગાડી ચૂકી જવાથી તેઓ જોડાઈ શકતા નથી. મરાબારની એક ગુફામાં મિસિસ મૂરને વિક્ષોભકર રહસ્યમય અનુભવ થાય છે ને એ

અઝીઝ અને એડેલાથી એકલી પડે છે. એ દરમિયાન એડેલા અઝીઝ સાથે આત્મીયતા અનુભવીને એને રૉની પ્રત્યે એ હવે ઉદાસીન છે એમ કહે છે. એ ગુફામાં અંધારામાં એના ક્લાયનોફ્યુલર્સનો પટ્ટો કોઈ ખેંચે છે. આથી એને વહેમ જાય છે કે અઝીઝે જ એના પર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો છે. આવા આરોપને કારણે ચન્દ્રપોરની અંગ્રેજ પ્રજા વિફરે છે. એ લોકો તો અઝીઝને અપરાધી માની જ ચૂક્યા છે—એમાં બે અપવાદ છેઃ ફિલ્ડિંગ અને મિસિસ મૂર. ફિલ્ડિંગ તો પોતાના મતની સ્પષ્ટ રીતે જાણ પણ કરે છે ને એ કારણે અંગ્રેજ સમાજથી તરછોડાય છે. રૉનીને પોતાની માતાના આઝીઝ પ્રત્યેના સમભાવનો અણસાર મળતાં એને એ ઇંગ્લૅંડ રવાના કરે છે, ત્યાં રસ્તામાં જ એ મૃત્યુ પામે છે. અદાલતમાં કામ ચાલતાં, એડેલા પ્રાથમિક ઉશ્કેરાટ શમી જતાં પોતાને થયેલી ભ્રાન્તિનો એકરાર કરે છે. અઝીઝ નિર્દોષ ઠરે છે, ફિલ્ડિંગ સાચો ઠરે છે, હિન્દીઓને આનંદ થાય છે, અંગ્રેજો ધૂંધવાય છે. 'એ પૅસેજ ટુ ઇન્ડિયા'નું વસ્તુ સંક્ષેપમાં આવું છે.

પણ વસ્તુના આ સારથી નવલકથાનો કશો જ ખ્યાલ આવી શકતો નથી. એનો સાચો પરિચય મેળવવાને એના રચનાકૌશલની વિશિષ્ટતાનો પરિચય કરવો જોઈએ.

પશ્ચિમી સંગીતના પ્રકાર સૉનાટાની જેમ આ કૃતિ જુદા જુદા ત્રણ ખંડોની બનેલી છેઃ મસ્જિદ, ગુફા અને મંદિર. ફૉર્સ્ટરે આ ત્રણ ખંડોનો સંબંધ હિન્દુસ્તાનની ત્રણ ઋતુઓ સાથે પણ જોડી બતાવ્યો છે, એ દરેક ખંડનાં પ્રાવેશિક પ્રકરણો સૂચનો, સંકેતોથી ખચેલાં છે. આ ત્રણે ખંડો સંતુલિત છે, એમની વચ્ચે તાણાવાણાના જેવો વિવિધ ભાત ઉપસાવતો સંબંધ છે. મસ્જિદવાળા પ્રથમ ખંડનું પ્રાવેશિક પ્રકરણ મરાબારની ગુફાઓના ઉલ્લેખથી શરૂ થાય છે; ચન્દ્રપોરની ભૂગોળનો પરિચય કરાવતાં મંદિરનો પણ ઉલ્લેખ છે. ગુફાવાળા બીજા ખંડના પ્રાવેશિક પ્રકરણમાં મસ્જિદનો ઇસ્લામનો નિર્દેશ નથી, પણ એમાં મંદિર અને હિંદુ ધર્મ વિશેનાં ગર્ભિત નિર્દેશો પુષ્કળ છે, ને આ બધું એ ખંડના નિરૂપ્યમાણ વિષયના વિરોધમાં છે; હિન્દુધર્મ કે ઇસ્લામથી પણ પ્રાચીન સમયના ભારત સાથે આ ખંડનો સંબંધ છે. મંદિરવાળા ત્રીજા ખંડનું પ્રાવેશિક પ્રકરણ પહેલા ખંડના પ્રાવેશિક ખંડની જેમ ગુફાનો નિર્દેશ કરે છે અને એમાં અઝીઝના કાર્યને પરિણામે ઇસ્લામી તત્ત્વ પ્રાધાન્ય ભોગવે છે. અહીં નિર્દેશો તેથીય વધુ સંકુલ આ ખંડોની રચના છે. યાંત્રિકરીતે ઉપજાવેલી કે ચાતુરીથી રચેલી આ કોઈ કરામત નથી; એની સંકુલતા તે સજીવ સપ્રાણ વસ્તુની સંકુલતા છે. આ સંકુલતા વસ્તુના વિકાસ સાથે વધુ ને વધુ સંકુલ બનતી જાય છે.

કોઈ ઘુમ્મટમાંથી અથડાઈને આવતા પ્રતિધ્વનિની જેમ આ નવલકથામાં શબ્દો, ઘટનાઓ અને વિચારો પ્રતિધ્વનિરૂપે પરાવર્તિત થઈ આવ્યા જ કરે છે. આ પડઘાની લીલા જોવા જેવી છે. આ નવલકથામાં આવતા બધા પડઘાના કેન્દ્રસ્થાને મરાબારની ગુફામાં મિસિસ મૂરને સંભળાતો પડઘો રહ્યો છે, એનો આકાર કેવી રીતે ક્રમશઃ ઉપચિત થઈને આવે છે તે જોઈએ: ચન્દ્રપોરના કલેક્ટરે હિન્દીઓ સાથે હળવાભળવા માટે એક મેળાવડો યોજ્યો છે. એમાં એડેલા અને મિસિસ મૂર બે હિન્દી સ્ત્રીઓ સાથે ભળવાનો પ્રયત્ન કરે છે, પણ બધું જ "ભદ્રતાની પડઘા પાડતી દીવાલમાં શમી જાય છે." આ પ્રસંગ પછી હિન્દુસ્તાન આવ્યા પછી પોતાના જીવનમાં થયેલા ફેરફારનો મિસિસ મૂર વિચાર કરે છે ત્યારે એને લાગે છે કે અત્યાર સુધી સેવેલા ધર્મ, ઈશ્વર વિશેના ખ્યાલો, જેમ એક પડઘો ધીમે ધીમે વિસ્તરીને આછો પડીને આખરે લોપ પામે તેમ, દૂર ને દૂર સરતા લાગે છે. ત્યાર પછી પ્રોફેસર ગોડબોલે ચાપાણીની સભાના અંતમાં શાસ્ત્રીય સંગીત ગાય છે. એના ગાનની અસર આ પરદેશી શ્રોતાઓ પર એવી તો અજબની થાય છે કે મરાબારની ગુફાના પર્યટને જવાના દિવસ સુધી એમાંથી એઓ મુક્ત થઈ શક્યા હોતા નથી. પછીથી મરાબાર જતી ધીમી ગાડીનો એકસૂરીલો અવાજ પણ એડેલા અને મિસિસ મૂરને મૂંઝવી નાંખે છે. એની પાસેના જ પાટા પરથી ચીસ નાંખીને દોડી જતા કલકત્તા મેલને સમજી શકાય તેમ છે, પણ હિંદના જેવો જ અસ્પષ્ટ ને અકળ આ એકસરખો 'પોમ્પર પોમ્પર' અવાજ કળ્યો જતો નથી. મરાબારની ગુફામાંથી પડઘાને સાંભળીને એડેલા અને મિસિસ મૂર અકળ રીતે અસ્વસ્થ બને છે. આ અસ્વસ્થતાને જ કારણે એડેલા અઝીઝે એના પર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો, એવી ભ્રાંતિમાં પડે છે. પણ સૌથી વધુ ઊંડી અસર મિસિસ મૂરના પર પડે છે. મંડુમાં તો આખું વાક્ય પડઘામાં જેમનું તેમ બોલનારને પાછું મળે છે. પણ આ ગુફામાં તમે અર્થપૂર્ણ મંત્રોચ્ચાર કરો, ફિલસૂફીના મર્મવાળું વાક્ય ઉચ્ચારો, એનો

બધો જ અર્થ લોપ પામીને કેવળ નિરર્થક 'બોઓઉમ' નાદ રૂપે પાછો આવે છે. આથી મિસિસ મૂર વિચારે ચઢે છે. એના જીવનના દૃઢ પાયારૂપ માન્યતાઓની બધી કાંકરી આ પડઘો ખેરવી નાંખે છે; એ બધા ભેદ ભૂસી નાંખે છે. હૈયામાં ઊગી કાવ્યપંક્તિ કે અશ્લીલ સિસકારો–પડઘામાં એ સૌનું એક જ પરિણામ! આથી ભૂત, વર્તમાન અને ભવિષ્યનો બધો જ અર્થ જાણે ભૂંસાઈ ગયો. 'હાવર્ડ્ઝ એન્ડ'માં બિથોવનની પાંચમી સિમ્ફની સાંભળતી હેલનની પ્રતિક્રિયા સાથે આ સરખાવવા જેવું છે. ફિલ્ડિંગ પણ આ પડઘાને, મિસિસ મૂરના મરણ પછી, સાંભળીને ઉદ્‌ગાર કાઢે છે: "મૂળ ધ્વનિ ગમે તેવો નિરુપદ્રવી હોય, એનો પ્રતિધ્વનિ હંમેશાં અનિષ્ટરૂપ બની રહેવાનો!" અવાજનો જાદુ, કોર્ટમાં કેસ ચાલતો હોય છે ત્યારે, ફરી આપણને જોવા મળે છે. સાક્ષી-પુરાવામાં કોર્ટમાં મિસિસ મૂરનું નામ દેવાય છે ને કોર્ટના કમ્પાઉંડમાં ઊભેલું ટોળું એ નામનો અપભ્રંશ ઉચ્ચાર 'એસ્મિસ એસ્મૂર'—જાણે કોઈ દેવીનું નામ હોય તેમ રટે છે. આ રટણની જાદુઈ અસર એડેલા પર થાય છે, એ ભ્રાંતિમુક્ત થાય છે, ને અઝીઝ પરનો આરોપ પાછો ખેંચી લે છે. આ બધું પત્યા પછીથી મિસિસ મૂરનાં બીજાં બે સંતાનો સાથે નિકટતા સાધ્યા પછી, એકવાર મંદિરમાંથી 'રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ રાધાકૃષ્ણ'નો જાપ સાંભળે છે. બે જાપની વચ્ચેના અવકાશમાં એણે કોર્ટમાં સાંભળેલા મિસિસ મૂરના નામનું રટણ એને ફરી સંભળાય છે.

આવું જ બીજું વિસ્તરતું-જતું પ્રતીક તે ભમરી ને મધમાખીનું છે. અઝીઝને મસ્જિદમાં મળીને આવ્યા પછી મૂર વસ્ત્ર ઉતારીને ખીંટીએ ભેરવવા જાય છે, ત્યાં ખીંટી પર નિદ્રાધીન થયેલી ભમરીને જુએ છે. મિસિસ મૂરને થાય છે કે હિંદુસ્તાનનાં કીટ, પતંગ કે પ્રાણીને ઘરબારનો વિવેક જ નથી. આ ભમરી અહીં નિરાંતે સૂતી છે, બહાર શિયાળવાં રડે છે ને એનો અવાજ દૂરથી આવતા પડઘમમાં ભળી જાય છે. એ ભમરીને ઉદ્દેશીને અત્યંત મૃદુ સંબોધન કરે છે. ભમરી તો જાગતી નથી, પણ એ સંબોધન રાત્રિની અસ્વસ્થતાને જાણે કે હસકાવી દેવાને બહાર વિસ્તરે છે. મસ્જિદમાં જતાં પહેલાં મિસિસ મૂર અંગ્રેજ અમલદારોની ક્લબમાંથી કંટાળીને આવી હોય છે. ત્યાં હિન્દીઓને પ્રવેશ નથી; ત્યાંથી એ મસ્જિદમાં જાય છે. ત્યાં કોઈ અંગ્રેજ જતો નથી. ભમરીને કરેલું સંબોધન મિસિસ મૂરના ભેદ-ભાવને માટેના અણગમા અને સાહજિક સદ્‌ભાવને વ્યંજિત કરે છે; તો એની સાથે સંભળાતો શિયાળવાનો રડવાનો અવાજ અને પડઘમનો અવાજ ભવિષ્યની આપત્તિનો સૂચક બની રહે છે. મિસિસ મૂરના મરણ પછી ગોડબોલે ધ્યાન ધરે છે, ત્યારે મિસિસ મૂરનું સ્મરણ થતાંની સાથે ભમરીનું પણ એને દર્શન થાય છે. આ રીતે ભમરીથી તે છેક બ્રહ્મ સુધીની સર્વવ્યાપી એકતાનો ભાવ એના ચિત્તમાં ઉદ્‌ભવે છે. ગોડબોલેના મિસિસ મૂર સાથેના સંબંધ પાછળની રહસ્યમય ભૂમિકાનું પણ એમાં સૂચન છે. વળી ઈશ્વરના રાજ્યમાં કોને પ્રવેશ મળે, એની પાદરીઓ સાથેની ચર્ચામાં કોઈ મજાકમાં પૂછે છે કે ભમરીને પ્રવેશ મળે ખરો? ત્યારે પાદરી કહે છે, જો આપણે ભમરીને સુદ્ધાં એમાં પ્રવેશવા દઈએ તો પછી આપણું શું મહત્ત્વ રહ્યું? ગોડબોલેને મન કશાનો નિષેધ નથી, બ્રહ્મમાં બધાનો જ સ્વીકાર છે. તે વિરોધ ભાવે મિસિસ મૂરને તરત યાદ આવે છે. છેલ્લે ભમરીના ડંખથી પીડાતો મિસિસ મૂરનો પુત્ર રાલ્ફ અઝીઝ પાસે સારવાર માટે આવે છે, ત્યારે નવાબના પુત્રના પર અંગ્રેજ દાક્તરે બેપરવાઈથી શસ્ત્રક્રિયા કરેલી, તેનું વેર લેવાની એને વૃત્તિ થઈ આવે છે; ત્યાં રાલ્ફ બોલી ઊઠે છે: "તમારા હાથ નિર્દય છે." ને તરત જ અઝીઝને મિસિસ મૂરનું સ્મરણ થાય છે ને અઝીઝના મનમાંથી વેરના ભાવને ભૂંસી નાંખે છે. અઝીઝ એને પૂછે છે: "કોઈ અજાણ્યાને જોઈને તમને એ તમારી પ્રત્યે મિત્રભાવ રાખે છે કે કેમ તેની ખબર પડી જાય છે ખરી?" રાલ્ફ સરળ જવાબ આપે છે: "હા." ને અઝીઝ કહે છે: "તો તો તમે અમારા જેવા જ છો:" આ બોલ્યા પછી એને યાદ આવે છે કે મસ્જિદમાંની મિસિસ મૂર સાથેની પહેલી મુલાકાત વખતે એણે મિસિસ મૂરને આ જ વાક્ય કહેલું! ને એ સહેજ ધ્રૂજી ઊઠે છે.

અહીં પણ માનવીમાનવી વચ્ચેના સંબંધની જ સમસ્યા છે. માર્ગારેટ અને રુથ વચ્ચે જેમ અકળ પ્રકારનો સંબંધ હતો, તેમ અહીં અઝીઝ અને ગોડબોલેનો મિસિસ મૂર સાથેનો સંબંધ છે. ફિલ્ડિંગનો પણ મિસિસ મૂર સાથેનો આવો સંબંધ છે ને એની પુત્રી સ્ટેલા સાથે એ પરણે છે, ત્યારે એ વધારે દૃઢ બને છે. પણ અન્ય નવલકથાની જેમ અહીં પણ એમનું દાંપત્યજીવન ગૌણ ઘટના બની રહે છે. માણસ માણસના મિલન વચ્ચે કેટલા અંતરાય છે! પ્રજા અને પ્રજા,

વચ્ચેનો ભેદ, સ્ત્રી અને પુરુષનો લિંગભેદ, સંસ્કૃતિ અને સંસ્કૃતિ વચ્ચેનો ભેદ, અરે ખુદ એક જ માણસની અંદર અટવાતાં વિરોધી વ્યક્તિત્વોએ ઊભો કરેલો ભેદ! આ બધામાંથી રસ્તો કરીને માણસ માણસને મળવા દોડે છે, એક દેશમાંથી બીજા દેશમાં, એક ખંડમાંથી બીજા ખંડમાં, એક હૃદયથી બીજા હૃદયમાં, પણ આખરે બને છે શું? આ નવલકથાનું છેલ્લું દૃશ્ય જુઓ. ગણપતિવિસર્જન જોયા પછી અઝીઝ અને ફિલ્ડિંગ ઘોડા પર પાછા ફરતાં હોય છે. અઝીઝને એકાએક ફિલ્ડિંગ માટે આત્મીયતાનો ઉમળકો આવે છે ને એ પોતાનો ઘોડો ફિલ્ડિંગની પાસે લઈ જઈ ને જાણે એને ભેટી પડવા ઇચ્છે છે. પણ કેમ જાણે ઘોડાને એ ગમતું નથી, ધરતીને એ ગમતું નથી, ડુંગરમાંથી પસાર થતી એ સાંકડી નળીમાં બે ઘોડા સાથે સાથે ચાલી શકે એમ જ નથી. ને જાણે નીચેનાં મંદિરો, મહેલો, તળાવ, જેલ, પક્ષી બધાં એક સાથે બોલી ઊઠે છે "ના, હમણાં નહિ," ને જાણે આકાશમાંથી એવો પડઘો પડે છેઃ "ના, ત્યાં નહિ."

મિસિસ મૂરને પણ શું મળ્યું? એની દૃઢ શ્રદ્ધાની, ખ્રિસ્તી ધર્મમાંની આસ્થાની જડ મરાબારની ગુફામાંના પડઘાને સાંભળતાં હાલી ઊઠી, ગોડબોલેના પરિચયથી એ વધુ વિશાળ રહસ્યની સમ્મુખ બની, પણ એને કશી ઉપલબ્ધિ થાય તે પહેલાં તો હિંદુસ્તાનમાંથી ને આખરે જિંદગીમાંથી એને ફોર્સ્ટરે વદાય કરી દીધી. જે એ ન પામી તે એનાં સ્મરણથી અન્ય પામે છે! આવી છે જીવનની વિચિત્ર ક્રૂરતા! છેલ્લી વેળાએ મુંબઈ જતાં મિસિસ મૂર ગાડીમાંથી આસિરગઢ ને જુએ છે ને પેલા ગુફામાંના પડઘાના વિચારમાં એને ભૂલી જાય છે, ત્યાં ગાડી વળાંક લે છે ને ફરીથી આસિરગઢ એને દેખાવા માંડે છે. એને બીજીવાર જોતાં મિસિસ મૂરને લાગે છે કે જાણે હિંદુસ્તાન જ કોઈ કહેવી રહી ગયેલી વાત યાદ આવતાં કહેવા આવે છે. એ વિચારમાં પડી જાય છે ને એને લાગે છે કે આસિરગઢ કહી રહ્યો છેઃ "હું અદૃશ્ય થતો નથી, લય પામતો નથી, હું ફરી ફરી આવીશ."

તો આમ અહીં નિકટ આવવાને બદલે બધાં એકબીજાથી દૂર જતાં લાગે છે. એડેલા અને રૉની એકબીજાને પરણી શકતાં નથી, ફિલ્ડિંગ સ્ટેલાને પરણે છે, પણ પરણ્યા પછી સ્ટેલાની ને એની વચ્ચેનું અંતર કેટલું બધું છે તે જાણે છે; ને મિસિસ મૂર તો બધાંથી –પુત્રથી, દેશવાસીથી, વિશ્વથી ને ઈશ્વરથી– છૂટી પડીને એકલીઅટૂલી હિન્દી મહાસાગરને તળિયે બેસે છે!

વાર્તાના પ્રારંભમાં જ જુદાં જુદાં પાત્રો પ્રત્યેના આપણા પ્રતિભાવોની દિશા ફોર્સ્ટર નક્કી કરી આપે છે ને પછી એને અનુસરીને જ આપણે આગળ વધી શકીએ છીએ. પણ અહીં વાચકને ઘણા પ્રશ્ન થાય છેઃ શું અંગ્રેજો આવી રીતે વર્તે? નવલકથામાં હિંદુઓ કરતાં મુસ્લિમો કેમ વિશેષ છે? ને તેમ છતાં હિંદુધર્મનો જ પ્રભાવ કેમ વિશેષ વરતાય છે? ને આખરે જુદાઈ? ફોર્સ્ટરે કરેલું અંગ્રેજ અમલદારોનું આલેખન એકાંગી છે, એવો આરોપ પણ મૂકવામાં આવે છે. હિન્દીઓનાં પાત્રો સમભાવથી ને સદ્ભાવની લાગણીથી આલેખ્યાં છે એ સાચું, પણ એ પૈકીના કોઈનામાં પ્રભાવ પાડે એવું તત્ત્વ ફોર્સ્ટરે ઉત્પન્ન કર્યું નથી એવી પણ એક છાપ પડે છે. સદીજૂની ગુલામીએ કદાચ એમનામાંથી એ તત્ત્વ હણી લીધું છે. પણ હિંદીઓ નબળા ને લાગણીપોચા છે ને અંગ્રેજો ખરાબ છે, તે એકાંગી તો લાગે છે જ. પાત્રોને પ્રસંગ આવરી લે છે. પાત્રોનું વ્યક્તિત્વ એવું પ્રબળ નથી કે જે પ્રસંગોને આવરી લે. બીજી રીતે કહેવું હોય તો એમ કહીએ કે અંગ્રેજ કાંઈક ઊંચી કાઠીનો, ફિલ્ડિંગના કરતાં કાંઈક ઊંચી કાઠીનો ને હિંદી અઝીઝના કરતાં કાંઈક વધુ વજનદાર હોવો જોઈએ.

* * *

આમ ફોર્સ્ટરની નવલકથાઓની મર્યાદાઓ સ્પષ્ટ છે પાત્રોનાં અકાળ મૃત્યુ, ઘટનાની કેટલીક વાર કાકતાલી યોજના અને અનુપસ્થિત પાત્રોનો જ કાર્યના વિકાસ અને નિયંત્રણમાં ઝાઝો ફાળો. સમસ્યા અને તેના ઉકેલનું સૂચન બરાબર હોય ત્યાંય એ નવલકથામાં વસ્તુવિકાસ દરમિયાન વિરોધી પરિબળો સાથેની નક્કર અથડામણમાં આવીને બરાબર ઘાટ પામે એમ હંમેશા બનતું નથી. વિરોધમાં પક્ષે મૂકેલાં પાત્રો કેટલીક વાર તુલ્યગુણ કે તુલ્યબળ હોતાં નથી. પહેલી નવલકથામાંનો જીનો હેરિટન કુટુંબના વિરોધમાં મુકાયો છે, પણ એ કશું વિધેયાત્મક નિષ્પન્ન કરી શકતો નથી માત્ર વિરોધરૂપે જ રહે છે, ને તેથી જ કદાચ કેરોલિન એને પામી શકતી નથી. ફોર્સ્ટર સત્તાધારી અને આપખુદ વ્યક્તિઓને ભાંડે છે પણ સાચા સત્તાવાહક કેવા હોય એની બહુ ઝાંખી આપણને થતી નથી. પુત્રેષણા ને સંતતિકામના

[ પાન ૧૩૩ ઉપર ]



# હેરોલ્ડ લાસ્કી :

## પ્રગતિશીલ અભ્યાસી લેખક-પ્રાધ્યાપક

[ જન્મ : ૩૦-૭-૧૮૯૪ ● અવસાન : ૨૪-૩-૧૯૫૦ ]

લાસ્કીનો જન્મ માન્ચેસ્ટરમાં યહૂદી (જ્યુ) કુટુંબમાં થયેલો. એમના પિતા નાથન માન્ચેસ્ટરના આગેવાન શહેરી અને વિનીત નેતા હતા. કાપડની આયાત-નિકાસના એમના વેપારને કારણે તેમણે ૪૯ વાર હિંદની મુલાકાત લીધેલી.

લાસ્કીનું બાળપણ ને હાઈસ્કૂલનું શિક્ષણ માન્ચેસ્ટરમાં જ પસાર થયું. લાસ્કીને ધાર્મિક રૂઢી ને અંધશ્રદ્ધા પ્રત્યે સૂગ હતી.

વિદ્યાપીઠના અભ્યાસ માટે માન્ચેસ્ટર છોડી તેઓ ઓક્સફર્ડ ગયા. આ વરસોમાં (લાસ્કી વિદ્યાર્થી હતા ત્યારે), તેમને પોતાથી ૯ વરસે મોટી ફ્રિડા (સ્કોટલેન્ડ—ગ્લાસગોમાં સુપ્રજનનશાસ્ત્રની પ્રાધ્યાપક) સાથે પ્રેમ થયો. અને આખરે એમનું લગ્નજીવન અત્યંત સંસ્કારી સન્નિષ્ઠ અભ્યાસીઓનું બની મહેકી ઊઠ્યું.

શિક્ષણ પૂરું થયા બાદ, જ્યોર્જ લેન્સબરી સંપાદિત 'ડેલી હેરલ્ડ'ના સંપાદનકાર્યમાં જોડાયા. પરંતુ પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું, અને લાસ્કીએ લશ્કરમાં જોડાઈ જવાનું ઠરાવ્યું.

અલબત્ત, તેમની શરીર-પ્રકૃતિની નાજુકતા આડે આવી. લશ્કરમાં પ્રવેશ ન મળ્યો. અને લાસ્કીની કાર્યદિશાએ પલટો લીધો : કેનેડામાં મેકગિલ યુનિવર્સિટીમાં ઇતિહાસના પ્રાધ્યાપક તરીકે જોડાઈ ગયા. ત્યાં ૧ વર્ષ અને બીજાં ૪ વર્ષ તેમણે હાવર્ડ યુનિ.માં ગાળ્યાં.

ત્યાં વળી, '૧૯૧૯માં બોસ્ટનની મશહૂર પોલીસ-હડતાલ પડી. લાસ્કીનો એના તરફનો પક્ષપાત સત્તાધારીઓને ખૂંચ્યો.

અને ૧૯૨૦માં લાસ્કી બ્રિટનની 'લંડન સ્કૂલ ઑફ ઇકોનોમિક્સ ઍન્ડ પોલિટિકલ સાયન્સ'માં જોડાઈ ગયા.

અને ૧૯૨૦થી ૧૯૫૦નાં એકધારાં ૩૦ વર્ષ તેમણે આ સંસ્થામાં જ ગાળ્યાં.

—જીવનનાં લગભગ ૪૦ વર્ષ દરમ્યાન લાસ્કીએ લંડનની ફેબિયન (સમાજવાદી) સોસાયટીમાં કારોબારીના સભ્ય તરીકે તથા પ્રમુખ તરીકે પોતાની સેવાઓ આપી હતી.

—બ્રિટિશ મજૂર આંદોલનના તેઓ એક અગ્રણી રહ્યા હતા. ૧૯૨૬ની આમ હડતાલમાં તેમણે નોંધપાત્ર ફાળો આપ્યો હતો.

—બ્રિટિશ લેબર પાર્ટીના તેઓ આગેવાન સભ્ય હતા. અને ૧૯૪૫-૪૬માં તેના પ્રમુખ હતા.

—બ્રિટિશ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાના વહીવટનો અનુભવ હતો.

—બ્રિટનની પ્રૌઢ શિક્ષણની સંસ્થામાં આશરે ૧૫ વરસ ઉપપ્રમુખ રહ્યા.

—૧૯૩૪ અને ૧૯૪૬માં રશિયાનો પ્રવાસ અને રશિયન રાજ્ય-પદ્ધતિ તથા ન્યાય પદ્ધતિનો અભ્યાસ કર્યો.

—બ્રિટનમાં ઔદ્યોગિક લવાદીનું વરસો સુધી કાર્ય કર્યું.

બ્રિટિશ લેખક 'સ્ટેફન હેચ'ના 'ધ ન્યૂ રીઝનર '(૧૯૫૭: અંક ૨)માંના 'હેરોલ્ડ લાસ્કી: એન [ઓલ્ડ] રીઝનર?' નામના લેખમાંથી કેટલાક મુદ્દાઓ અહીં રજૂ કર્યા છે:

૧ હેરોલ્ડ લાસ્કીની ગમે તેટલી કમજોરીઓ છતાં, તેમણે '**સમાજવાદ અને સ્વાતંત્ર્ય**'ના સંબંધ ઉપર કોઈ પણ માર્કસવાદી–સમાજવાદી લેખક કરતાં વધુ પ્રકાશ પાથર્યો છે, એ નિર્વિવાદ છે. તથા બ્રિટનના 'લેબર' અને 'કમ્યુનિસ્ટ' નેતાઓમાં આ એક જ પુરુષે રશિયન ક્રાંતિનું તથા બ્રિટન અને વિશ્વ ઉપર પડેલી તેની અસરનું સાતત્યપૂર્ણ સમતોલ મૂલ્યાંકન કર્યું છે.

લાસ્કીના પૃથક્કરણની ચાવી માહિતી ઉપરની તેમની અસાધારણ પકડમાં રહેલી છે. 'રાજ્ય એ તો સત્તાધારી વર્ગની કેવળ કાર્યકારી સમિતિ જ છે'– આવા પ્રકારનાં અતિ ચવાયેલાં અને સર્વસાધારણ બનેલાં સૂત્રોને સ્થાને તેમણે રાજા, પાર્લમેન્ટ કેબિનેટ, સિવિલ સર્વિસ, જ્યુડિશિયરી અને રાજકીય પક્ષો વચ્ચેના સંબંધોની વાસ્તવિકતાનું ઊંડું અવલોકન કર્યું. અને બ્રિટિશ બંધારણના સ્વરૂપનું આલેખન કર્યું.

તે જ રીતે બીજી બાજુ, બિનમાર્કસવાદીઓથી પ જુદા પડી બાહ્ય રીતે દેખાતાં કાનૂની સ્વરૂપો, પ્રણાલિકાગત સંસ્થાઓ, રિવાજો અને રૂઢ આચારો (કન્વેન્શન્સ)ના આંતર્ પ્રવાહો ઉપર વર્ગો અને વર્ગવિગ્રહોની કેવી અસર પડી છે તેનું પ અવલોકન કર્યું.

આથી તેઓ બંને બાજુના અંતિમ વેદિયાવેડાથી બચી ગયા.

૨ જ્યારે મરજાદી (ઓર્થોડોક્સ) કમ્યુનિસ્ટો બ્રિટન માટેય સમાજવાદના રાહ તરીકે અહિંસક પાર્લમેન્ટરી રાહનો સ્વીકાર કરવા તૈયાર ન હતા, બલ્કે તેના ઉગ્ર વિરોધી હતા, તેવા દિવસોમાં લાસ્કીએ આવી **શક્યતા** અને આવી **ઇચ્છનીયતા** બંને પ્રગટ કર્યાં હતાં; અને છતાં તેને વિષે તેઓ વધુપડતા આશાવાદી પણ ન હતા.

વળી જ્યારે સરકારી વર્તુળો ક્રાંતિને 'પ્લેગ' જેવી સમજતા હતા, ત્યારે લાસ્કી એ વાત સામેથી યાદ આપતા હતા કે, સ્થાપિત હિતો કોઈ પણ પ્રકારના દબાણ વિના, કેવળ સ્વેચ્છાએ જ પોતાનાં શોષણ હિતો જતાં કરે એવું માનવું અસ્થાને છે.

આમ સમતોલ દૃષ્ટિબિંદુ હોવાને કારણે, બંને બાજુએથી તેમને સહન કરવું પડયું હતું: સ્થિતિચુસ્તો તેમને 'ઉગ્ર ક્રાંતિના તરફદાર' કહેતા, તો ખુદ બ્રિટનની લેબર પાર્ટી એમના વિચારોથી ભડકી ઊઠી, એમને પક્ષમાંથી બરતરફ કરવાની વિચારણા કરવાની હદે પહોંચી ગઈ હતી!

૩ લાસ્કીનાં ૧૯૨૦ પૂર્વેનાં અને પછીનાં લખાણોમાં ઝોકનો જે ભેદ રહેલો છે, તે નહિ સમજવાને કારણે એમને અંગે બેઉ પ્રકારની ગેરસમજો પ્રવર્તે છે.

તેઓ પોતે જણાવે છે તે મુજબ ઓગણીસસો વીશ ત્રીશ દરમ્યાન તેમના ઉપર માર્કસવાદનો જે પ્રભાવ પડયો તેણે તેમના ચિંતનમાં ઘણો ભાગ ભજવ્યો હતો.

૧૯૩૦ પછી યુરોપમાં ફાસિવાદનો દોર જામ્યો. ત્યારથી યુરોપને માથે તોળાઈ રહેલા મૂડીવાદી–શાહીવાદી સમાજ-રચનાની ભીષણતાનું તેમને વધુ સ્પષ્ટ દર્શન થયું. બીજા વિશ્વયુદ્ધનાં પરિબળોનો તેમનાં લખાણોમાં સારો એવો પડઘો ઊઠયો.

૪ લાસ્કીનું ૧૯૩૨ પછીનું સૈદ્ધાન્તિક–તાત્ત્વિક વલણ સમજવું મહત્ત્વનું છે. (૧) **લોકશાહી અને મૂડીવાદ વચ્ચે આખરે મેળ ખાવો શક્ય નથી.** સાર્વત્રિક મતાધિકાર, પાર્લમેન્ટનું સાર્વભૌમત્વ, વાણી અને સંગઠનની સ્વતંત્રતા–આ બધાનો મેળ હમેશાં મૂઠભર સંપત્તિવાન વર્ગોનાં હિત સાથે ખાતો નથી હોતો. મૂડીવાદી લોકશાહીમાં કામદાર વર્ગ સામેનો ઝોક વધુ હોય છે. અને છૂટછાટો, સુધારા, ચૂંટણી, આમપ્રચારનાં અનેક સાધનો તથા બીજી પદ્ધતિઓ દ્વારા તેઓ અંતિમ જોખમને પાછું ધકેલી શકે છે ખરા, પરંતુ હંમેશને માટે નિવારી શકતા નથી. અને છેવટે તેઓ, પરિસ્થિતિ ગંભીર બની જતાં, એક યા બીજા સ્વરૂપના ફાસીવાદનું રૂપ સુધ્ધાં ધારણ કરે છે.

(૨) બ્રિટન જેવા દેશમાં, જ્યાં કામદાર વર્ગ બહુ મોટી બહુમતિમાં છે, ત્યાં તેમણે મૂડીવાદી લોકશાહીના આ વિરોધ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. આ રસ્તે જ કામદાર વર્ગ બંધારણ, કાનૂની પદ્ધતિ, પાર્લમેન્ટનું સાર્વભૌમત્વ વગેરે લોકશાહી સ્વરૂપોનો ઉપયોગ કરી પોતાની સરસાઈ સ્થાપી શકશે.

આ માર્ગે તેઓ વ્યવહારુ અને નૈતિક બંને ધોરણે વિચારતાં,

આ સિવાય તો જે એક માત્ર બીજો રાહ-પાર્લમેન્ટરી બહુમતી સિવાયનો-હિંસક બળવો તો ઊલટો ક્રાંતિકારીઓને એકલા પાડી દેશે, યાતનાઓ ઉતારશે અને નાગરિક સ્વાતંત્ર્યને જોખમમાં મૂકવા ઉપરાંત ખુદ વિજયને જ ખતરામાં મૂકશે.

(૩) સમાજવાદમાં પહોંચવાના રાહ દરમ્યાન પણ કામદાર વર્ગે નાગરિક સ્વાતંત્ર્યની રક્ષા કરવાની છે—એ તેનું ધ્યેય વિસરાઈ ન જવું જોઈએ. લાસ્કીની માન્યતા મુજબ, સંસ્કૃતિનું સમસ્ત ભાવિ આના ઉપર આધાર રાખે છે. ઇતિહાસના અભ્યાસે એમને એટલું શીખવ્યું હતું કે એકવાર જો નાગરિક સ્વાતંત્ર્ય છીનવાઈ જાય, તો પછી ફરી સહેલાઈથી પાછું સ્થાપી શકાતું નથી. અને સહિષ્ણુતાની ટેવ એ તો હવે એક નાજુક છોડ જેવી છે, જેને સહેલાઈથી ઉખેડી નાખી શકાય. અને પછી તો, દમનની પદ્ધતિઓ હિંસા અને વિચારોનું ફોજીકરણ—ભલે શરૂઆતમાં ‘તત્કાલ જરૂરનાં પગલાં તરીકે’ અમલમાં મુકાયાં હોય—પરંતુ ધીમે ધીમે સ્થાયી ભાવ બની જતાં હોય છે.

વળી, બીજા માર્કસવાદી વિચારકોથી તેઓ જુદા પડતા હતા કે, વાણીનું સ્વાતંત્ર્ય, અખબારી સ્વાતંત્ર્ય, સંગઠનનું સ્વાતંત્ર્ય, હેબિયસ કૉર્પસ એ કાંઈ ‘બૂઝર્વા સ્વાધીનતા’ નથી-ભલે એનો આરંભ એ કાળમાં થયો હોય; પરંતુ આ બધાં તો આપણા સૌના ભાવિ માટે અત્યંત મહાન સિદ્ધિઓ છે.

(૪) સોવિયેત રશિયામાં આવી ‘સ્વાધીનતા’ અસ્તિત્વ ધરાવતી નથી, એ વિશે એમને કશો ભ્રમ ન હતો અને એ વિશે એમણે કદી ભીનું સંકેલવાનું વલણ પણ દાખવ્યું ન હતું. એમણે તો રશિયાના પ્રવાસ દરમ્યાન ખુદ સ્તાલિનને ‘હેબિયસ કૉર્પસ’ દાખલ કરવા સલાહ આપેલી.

પરંતુ, આમ છતાં, તેઓને એટલી ખાતરી હતી કે, મરી રહેલી મૂડીવાદી સમાજરચના સાથે તો આ બધી સ્વાધીનતા-નો મેળ ખાવાનો જ નથી.

આ બધી સમજને કારણે, જ્યાં આ બધી સ્વાધીનતા-ઓનો જન્મ થયો છે અને પ્રમાણમાં વધુ સહિષ્ણુતા પ્રગટી છે, એવા બ્રિટનમાં સમાજવાદ અને સ્વાધીનતાનો સુમેળ સાધવાની એમની મુખ્ય ઝંખના રહી હતી.

૫ બ્રિટનની લેબરપાર્ટી અને તેની પ્રવૃત્તિનો એક ભાગ રૂપ હોવા છતાં, તેને વિષેનું તેમનું વલણ સ્પષ્ટ હતું :

બ્રિટિશ મજૂર આંદોલનનું ભાવિ બે વાત ઉપર આધાર રાખે છે. એક, એ જે પ્રણાલિકાગત સિધ્ધાન્તોથી સીંચાઈને બની છે તેનું પોકળપણું સમજવું : અને બીજું – માર્કસવાદી તત્ત્વજ્ઞાનનો યોગ્ય સ્વીકાર કરવો.

બ્રિટનના મજૂર આંદોલનમાંની એક પાંખ સમાજવાદની ઓછી પરવા કરી, સ્વાતંત્ર્ય ઉપર ઝોક આપતી હતી; તો બીજી પાંખ સ્વાતંત્ર્ય તરફ બેપરવા રહી સમાજવાદની ઉપાસના કરતી હતી.

લાસ્કી આ બેઉના કટ્ટર ટીકાકાર હતા. કેમ કે સમાજ-વાદ અને સ્વાધીનતા એક બીજાનાં વિરોધી નહિ; પૂરક હતાં. લાસ્કીનાં તમામ લખાણો પાછળની આ દૃષ્ટિ હતી.

### હેરોલ્ડ લાસ્કીના મુખ્ય ગ્રંથો

૧૯૧૭ : પ્રૉબ્લેમ ઑફ સોવરેન્ટી
૧૯૧૯ : ઑથોરિટી ઈન ધ મૉડર્ન સ્ટેટ
૧૯૨૧ : ફાઉન્ડેશન્સ ઑફ સોવરેન્ટી
૧૯૨૫ : એ ગ્રામર ઑફ પોલિટિક્સ
૧૯૩૦ : લિબર્ટી ઈન ધ મૉડર્ન સ્ટેટ
૧૯૩૩ : ડેમોક્રસી ઈન ક્રાઇસિસ
૧૯૪૩ : રિફ્લેક્શન્સ ઑફ ધ રેવોલ્યુશન ઑફ અવર ટાઈમ

તથા

ટ્રેડ યુનિયન્સ ઈન ધ ન્યુ સોસાયટી : અમેરિકન પ્રેસિડન્સી
રિફ્લેક્શન ઑન ધ કૉન્સ્ટિટ્યુશન : અમેરિકન ડેમોક્રસી
ધ ડાઈલેમા ઑફ અવર ટાઈમ્સ :
લૉ ઍન્ડ જસ્ટિસ ઈન સોવિયેટ રશિયા વગેરે

*

સંપાદન કાર્ય : ‘ડેઈલી હેરલ્ડ’;
તથા ‘પોલિટિકલ ક્વાર્ટરલી’.

# 'લોખંડી' પુરુષાર્થનાં પહેલાં કદમ

**ઇશુની** સાલ મંડાવા માંડી, તેનાં લગભગ ત્રણસો વર્ષ પહેલાં દિગ્વિજયે નીકળી પડેલો ગ્રીકનો મહાસેનાપતિ અલિકસુંદર (એલેકઝાન્ડર) હિંદવિજયની લાલસાએ ભારતની ભૂમિ પર ઊતરી પડેલો, તે વખતે કહે છે કે, પંજાબના રાજા પુરુએ એની હજૂરમાં બે ટન લોખંડનું નજરાણું ધરેલું.

આ હકીકતને મૂલવતાં ઇતિહાસકારો લખે છે કે, ભારતે કાંસાનો યુગ વટાવી, લોહયુગમાં બહુ વહેલો પ્રવેશ કરેલો.

પણ...તે પછીના ઇતિહાસકારોને એ હકીકત પણ નોંધવી પડશે કે જ્યારે લોહ-યુગ એની પ્રગતિની પરમ સીમાએ પહોંચી, યુરોપના દેશોને માતબર બનાવી રહ્યો હતો તેવે કાળે, લોહયુગના મોવડી ને મહાજન ગણાય એવા બ્રિટિશ રાજકર્તાઓના 'વડીલ બંધુત્વ'ના અમલ હેઠળ, બસો અઢીસો વર્ષ જેવો લાંબો કાળ ગાળ્યા છતાં, ભારત ઔદ્યોગિક રીતે 'તદ્દન પછાત' દેશ રહી ગયો...! યવન યોદ્ધા અલિકસુંદરને એ જમાનામાં બે ટન લોખંડની ભેટ ધરાવનાર દેશનાં કદમ, કરુણાજનક રીતે લથડી પડેલાં દેખાયાં છે!

પણ તે પછીની ત્રીજી હકીકત એ છે કે, વીસમી સદી અધવારતાં અધવારતામાં ભારતમાં કંઈક એવું બન્યું —આઝાદીનો એવો પવન વાયો—કે એક જ દસકામાં એ જાજરમાન દેશે પોતાની આળસ ખંખેરી ઊભા થવાનો પુરુષાર્થ આદરી દીધો.

**આપણા દેશમાં પ્રથમરાષ્ટ્રીય આ યોજનનો—આપણા નવનિર્માણનો પ્રથમ પુરસ્કાર તે આપણાં ભિલાઈ, રૂરકેલાને દુર્ગાપુરમાં ઊભાં થયેલાં લોખંડનાં કારખાનાં. આવતાં બે ત્રણ વર્ષમાં તો એ કારખાનાં, ૩૦ લાખ ટન લોખંડને પાટિયાં, પતરાં, પાટા, પટ્ટીઓ, સળિયા, દાંડા, પૈડાં, ધરીઓ રૂપે પલોટીને રાષ્ટ્રના ઉપયોગ માટે ધરવા માંડશે. બીજી પંચવર્ષીય યોજનાના અંત સુધીમાં ત્રણે કારખાનાં મળીને ૪૦.૫ લાખ ટન ઉપરાંતનો માલ પેદા કરતાં થઈ જશે.**

રૂરકેલા ને ભિલાઈનાં કારખાનાંમાં અત્યારે પહેલપહેલી બે બ્લાસ્ટ ફરનેસિસ (લોખંડ ગાળવાની ભઠ્ઠીઓ) કામ કરતી થઈ છે. તે પછી આ વર્ષના અંત પહેલાં આ બંને કારખાનાંમાં બીજી બે ભઠ્ઠીઓ તૈયાર થઈ જશે, એમ મનાય છે. આ ઉપરાંત દુર્ગાપુરના કારખાનામાં પણ એક ભઠ્ઠી કામ કરતી થઈ ગઈ હશે. જો કે સંપૂર્ણપણે ને પૂરેપૂરી તમામ શક્તિથી ઉત્પાદનના કામમાં લાગી જતાં પહેલાં પતાવી નાખવું પડે એવું ઘણું બાંધકામ હજી એમાં બાકી છે. છતાં આ પ્રથમ પ્રથમ ભઠ્ઠીઓનું કામ કરતા થવું એ ભારતને માટે લોહઉત્પાદનની દિશામાં એક અત્યંત શુભ ને સૂચક પગલું ગણાશે.

૬૦% ટકા લોહ ધરાવનારું—દુનિયામાં ઉત્તમ ગણાતું કાચું લોહ (આયર્ન ઓર) આપણા દેશમાં મળી આવે છે. ને અત્યારલગીમાં આવા કાચા લોહનો, સહેલાઈથી મેળવી શકાય એવા જથ્થાનો અંદાજ ૧,૦૦,૦૦૦,૦૦, ટન-નો ગણાય છે. મેંગેનિઝની ધાતુ બાબત પણ, આપણે ત્યાં ૪૬% તત્ત્વ ધરાવનાર ખનિજ મળી આવે છે. આ જાત-જાતની ખનિજ સંપત્તિ ઉપરાંત, આ બધાને—રાષ્ટ્રની સંપત્તિને આબાદીમાં પલટી આપનારાં માનવબળની પણ આપણે ત્યાં ખોટ નથી. આ બધી અનુકૂળતાઓને કારણે બીજા દેશોની સરખામણીમાં આપણો દેશ પોતાની પ્રગતિ બહુ સરળતાથી સાધી શકશે એ વિષે શંકા નથી.

## ભિલાઈ

ભિલાઈનું લોહનગર સોવિયેત રશિયાની નાણાં અને

નિષ્ણાતોની મદદથી ઊભું થયું. એમાં રૂા. ૧૩૦ કરોડનું ખર્ચ થયું છે. બીજાં બે કારખાનાં કરતાં પ્રમાણમાં આ આપણને સસ્તું પડ્યું છે. તથા પ્રમાણમાં બધું કામ બહુ સરળતાથી ને સમયસર થયું કહેવાય.

પહેલાં જે જગાએ ભિલાઈનું એક નાનકડું ગામડું હતું ને એની આસપાસ ઝાડીઝાંખરાંવાળું વિશાળ જંગલ પથરાયેલું હતું, તેની જગાએ એક ભવ્ય લોહનગરનું સર્જન કરવા, ૨૦૦ રશિયન નિષ્ણાતો સહિત ૬૦,૦૦૦ હિંદીઓએ રાતદિવસ પુરુષાર્થ કર્યો છે. સોવિયેત વિદ્યાપીઠોમાં કસબ શીખી લઈ તૈયાર થયેલ હિંદી ઇજનેરો ને યંત્રવિદોની ટુકડીઓ આવી આવીને એ કામમાં જોડાતી રહી છે.

ગયા ઓકટોબરની ૨૫મીએ ભિલાઈની પ્રથમ ભઠ્ઠીમાં આગ પેટાવવામાં આવી છે. એ દિવસથી પાંચ મહિના જતાં ભઠ્ઠી સંપૂર્ણપણે કામ કરતી થઈ જશે. અને આ વર્ષ અધવારતાં એમાં લોખંડ ગાળવા, ઢાળવાનું કામ શરૂ થઈ જશે. ને વર્ષના અંત સુધીમાં તો એનાં યંત્રો (રોલિંગ મિલ્સ) રાષ્ટ્રને ઉપયોગમાં લેવા લાયક વસ્તુઓનું ઉત્પાદન બજારમાં મૂકવા માંડશે.

ભિલાઈના કારખાના પાસે એકીસાથે ૨૦૦ ટન લોખંડ ગાળે એવી ૭ ભઠ્ઠીઓ (ઓપન હાર્થ ફરનેસીસ) છે. કારખાનાનાં યંત્રો, ૨ લાખ ટન જેટલા લોખંડનાં રેલવે પાટાઓ, ને સ્લીપર્સના સળિયા ઉત્પન્ન કરવા ઉપરાંત, ૧ લાખ ૬૦ હજાર ટન લોખંડમાંથી ભારે ઉદ્યોગો ઊભા કરવા માટે જરૂરી એવો માલ પેદા કરશે. ઉપરાંત બે લાખ ૬૦ હજાર ટન જેટલો મધ્યમ ઉદ્યોગો માટેનો સરસામાન ને ૧ાા લાખ ટન જેટલો માલ ફાઉન્ડરીના ઉદ્યોગો માટે પેદા કરશે.

## રૂહરકેલા

એ આપણું પશ્ચિમ જર્મનીની મદદથી ૧૭૦ કરોડના ખર્ચે ઊભું થયેલું સાહસ છે. ૧૯૫૩માં જર્મનીની કંપનીઓ સાથે આ બાબત હિંદે કરારો કર્યા, ૧૯૫૪માં કંપનીઓએ પેશ કરેલ રિપોર્ટમાં જરૂરી ફેરફારો કરી ભારત સરકારે એ કારખાનાનું કદ ને સ્વરૂપ પલટી નાખ્યું. ને એને કારણે આ કારખાનું કિંમતમાં આપણને મોંઘું પડ્યું હોવા છતાં, તદ્દન છેલ્લી ઢબનાં યંત્રો ધરાવતું હોઈ, અનેક પ્રકારે અત્યંત ઉપયોગી સાબિત થશે. તદ્દન તૈયાર થઈ ગયે, પોતાની સંપૂર્ણ શક્તિ વડે ઉત્પાદનકાર્યમાં લાગી જતાં, એ કારખાનુ ૨ લાખ ટન લોખંડનાં પાટિયાં, ૪ લાખ, ૭૦ હજાર ટન લોખંડનાં પતરાં, ૫૦ હજાર ટન લોખંડની ટિન પ્લેટસ ને ૫૦ હજાર ટનનો ફાઉન્ડરીનો માલ પેદા કરશે.

આ ઉપરાંત આ કારખાનામાં તદ્દન આધુનિક ઢબની સ્ટ્રીપ રોલિંગ (પતરાંની પટ્ટીઓને વાળવાના) યંત્રની વ્યવસ્થા છે. ત્રણે કારખાનાંમાં સૌથી વધુ ઉત્પાદન કરવાની શક્તિ રૂહરકેલામાં છે.

એની ૨૧૦ કોક ઓવન બેટરીમાંની કેટલીકમાં ગયા સપ્ટેંબર માસમાં જ અગ્નિ પેટાવવામાં આવ્યો હતો. આ ભઠ્ઠીઓ બળતાં કાર્બનાઈઝેશનને કારણે જે ગેસ પેદા થાય છે, તેને ઉપયોગમાં લઈ ૬૦ હજાર ટન રસાયણિક ખાતર પેદા કરી શકે એવો એક પ્લાન્ટ ચાલશે. અત્યારે સિંદરી ખાતે આવો એક મોટો પ્લાંટ ચાલે છે. પણ રૂહરકેલામાં રૂા. ૨૦ કરોડને ખર્ચે ઊભો થતો આ પ્લાંટ એથી પણ મોટો હશે. ને ૧૯૬૨ની શરૂઆતમાં તે કામ કરતો થઈ જશે, એમ મનાય છે.

## દુર્ગાપુર

આપણી બીજી પંચવર્ષીય યોજના હેઠળ દુર્ગાપુર ખાતે હાથ ધરાયેલ લોહનગર એ આપણું ત્રીજું રાષ્ટ્રીય સાહસ. એના ખર્ચનો અંદાજ ૧૦૮ કરોડનો છે. આ ત્રીજું સાહસ ભારત સરકાર અને બ્રિટિશ કંપનીઓનું સહિયારું સાહસ છે.

મુખ્યત્વે આ કારખાનું પૈડાં, ટાયરો, ને ધરીઓ પેદા કરવાના ઉદ્દેશથી નંખાય છે ને એની ૭ ઓપન હાર્થ ફરનેસીસ દ્વારા ૨૦૦ ટન ને એકમાં ૧૦૦ ટન કાચા લોખંડને પિંડદાન દેવાની શક્તિ સંગ્રહાયેલ હશે. એના લોહ-ઉત્પાદનનો આંક દસ લાખ ટન ગણ્યા, ૩ાા લાખ ટન ફાઉન્ડ્રી પીગ આયર્નનો મૂકવામાં આવે છે.

અહીં સામાન્ય ખાણોમાંથી નીકળતા કોલસાને ધોઈને એમાંથી ઉદ્યોગોમાં કામ લાગે તેવો કોક બનાવવાનું કામ હાથ ધરવા માટેનાં યંત્રો પણ ગોઠવવામાં આવ્યાં છે. આ કામ હાથ ધરતાં એની પેટા પેદાશ રૂપે પણ અનેક વસ્તુઓનું ઉત્પાદન હાથ ધરાશે.

આ ત્રણે ઉદ્યોગનગરો પોતાની. સંપૂર્ણ શક્તિથી ઉત્પાદનનું કામ કરતાં થઈ જશે, ત્યારે લોખંડના ઉત્પાદનમાં ૪૦૫ લાખ ટનનો વધારો થશે.

લોખંડના આ પાયાના ઉદ્યોગો પર જ આપણા દેશના ઔદ્યોગીકરણની પ્રગતિ ને એની ઝડપનો આધાર રહેલો છે.

ભારતની ત્રીજી પંચવર્ષીય યોજનાએ પોતાની પ્રગતિની મંઝિલનો આંક એક કરોડ ટનનો રાખેલ છે.

## 'INDIA WINS FREEDOM: By; Maulana Azad

[ Orient Longmans. Rs. 12-50 ]

* ૧૯૫૨માં શ્રી હુમાયુ કબીરે મૌલાના સાહેબને આત્મકથા લખવા વિનંતિ કરેલી. પરંતુ મૌલાના સાહેબને પોતાના અંગત જીવન વિષે કંઈ પણ લખવાની અરુચિ, એટલે એમણે એ વાત તો ટાળી. પરંતુ બ્રિટિશ સત્તાએ જે રીતે ભારતમાં ફેરબદલી કરી હતી તે બાબત ઘણી જ મહત્ત્વની હોઈ, અને તે વરસોમાં તેઓ કોંગ્રેસના પ્રમુખપદે હોઈ, છેવટે એ બાબત તેમણે શ્રી હુમાયુ કબીરને ખૂબ જ નિરાંતે અને આત્મીય રીતે દિવસો સુધી વાતો ( ઉર્દૂમાં ) કહેવા માંડી, જેની વિગતે નોંધ તે જ વખતે શ્રી કબીરે કરી લીધી.

બાદ, આ નોંધ ઉપરથી શ્રી કબીરે અંગ્રેજીમાં તેનો ખરડો તૈયાર કર્યો, અને મૌલાના સાહેબ તે બહુ જ ઝીણવટપૂર્વક વાંચી ગયા; ચર્ચા કરી, બેત્રણ વાર સુધારાવધારા કર્યા. પ્રેસમાં મોકલવાનો આખરી ખરડો આમ તૈયાર થઈ ગયો.

**પરંતુ છપાવવા પૂર્વે, તેમાં કેટલીક એવાં પ્રકારની સાથીઓની ટીકા હશે કે તે તત્કાલ પ્રગટ ન કરતાં ૧૦ વર્ષ પછી પ્રગટ થાય તેવું વિચારી, તેવાં ૩૦ જેટલાં પૃષ્ઠ સીલ કરીને તેની નકલ કલકત્તાની નેશનલ લાયબ્રેરીમાં, અને નવી દિલ્હીની નેશનલ આર્કિવ્ઝમાં રાખવામાં આવી છે.**

મૌલાના સાહેબની ત્યારે એવી ઇચ્છા હતી કે ૧૯૫૮ના નવેમ્બરે, એમની ૭૦મી જયંતિ-દિને એ પ્રગટ થાય.

અલબત્ત, આ પછી તો, એમણે આ ગ્રંથ ( ૧૯૩૭થી ૧૯૪૭ )ને નજરમાં રાખી, પ્રથમ ખંડ ( જીવનના આરંભથી ૧૯૩૭ સુધીનો ) અને છેવટનો ત્રીજો ખંડ ( ૧૯૪૮થી અંત સુધીનો ) લખવાનું ય વિચાર્યું હતું. અને પહેલા ખંડની રૂપરેખા તૈયાર કરી નાખી હતી.

પરંતુ, મૌલાના સાહેબની એ મનીષા પૂરી થાય તે પૂર્વે તેમનો દેહાંત થયો !

( પહેલા ખંડની રૂપરેખા, આ ગ્રંથમાં, ૧લા પ્રકરણ તરીકે આપી દેવામાં આવી છે ).

### ચકચાર ભર્યા સવાલો

આ ગ્રંથનું નામ જ 'India Wins freedom' છે: અને તેમાં ૧૯૩૭થી ૧૯૪૭ સુધીના બનાવોનું અવલોકન છે.

આ અવલોકનમાં મૌલાના સાહેબે ખૂબ જ ચર્ચાસ્પદ સવાલો અંગે પોતાનાં મંતવ્યો પ્રગટ કર્યાં છે; એટલું જ નહિ પણ, તેમની દૃષ્ટિએ ગાંધીજી, પં. નહેરુ, વલ્લભભાઈ વગેરે તેમના નીકટના અનેક સાથીઓની 'ભૂલો' ભારતના ભાગલા માટે જવાબદાર બની છે, એવાં વિધાનો પણ વાંચવા મળે છે. ક્યાંક ગાંધીજીને, ક્યાંક પં. નહેરુને, તે ક્યાંક સરદાર પટેલને તથા રાજેન્દ્રબાબુને તેમણે જવાબદાર ગણ્યા છે; ક્યાંક પં. નહેરુ માઉન્ટબેટન ( શ્રીમાન અને શ્રીમતી બેઉ ), કૃષ્ણમેનન વગેરેની 'ખોટી' અસર નીચે ઘસડાયાનો અણસારો છે.

અને એકંદરે, તેમણે એવો અર્થ ઘટાવ્યો છે કે જો આ બધી 'ભૂલો' ને 'અસરો'થી આ નેતાઓ બચ્યા હોત તો ભારતને માથે પાકિસ્તાન ( ભારતના ભાગલા ) રૂપી કમનસીબ ભાગલાનું દારુણ પરિણામ ન ઝીંકાયું હોત .....વગેરે.

**સ્વ. મૌલાના સાહેબે આ અને આવા અનેક સવાલો આ ગ્રંથમાં ઊભા કર્યા છે એ સારું જ છે. પરંતુ, દેશનેતાઓ જે રીતે વર્ત્યા તેના કરતાં મૌલાના**

* પ્રાપ્તિસ્થાન : ચેતન પ્રકાશન ગૃહ : વડોદરા

સાહેબની રીતે વર્ત્યા હોત તો શું પરિણામ આવ્યું હોત, તેની સ્વસ્થ અને ઊંડાણભરી વિચારણા હજી બાકી જ રહે છે.

## પં. નહેરુનાં મંતવ્યો

પંડિત નહેરુએ આ બાબત પોતાનાં મંતવ્યો સ્પષ્ટ કર્યાં છે—

* આ પુસ્તકમાં જે લખાયું છે–તેનો શબ્દેશબ્દ કાંઈ મૌલાના સાહેબના વિચારો રજૂ કરે છે, એવું માનવાને કારણ નથી. વળી મૌલાના સાહેબે જે મંતવ્યો રજૂ કર્યાં છે, યા પરિસ્થિતિ વિષેની કેટલીક વિગતો રજૂ કરી છે તેય સંપૂર્ણતઃ યથાતથા નથી. તથા પાકિસ્તાન રૂપી ભારતના ભાગલા, જે રીતે અને જે પરિસ્થિતિમાં સ્વીકારાયા તે એટલા બધા જટિલ પ્રસંગો હતા કે તે વખતની પસંદગી અંગે જુદા જુદા મતભેદો હોવાનું અને તેમાંથી નિર્ણયો કરવાનું અતિ દુષ્કર કાર્ય હતું–આજે કોની કેટલી જવાબદારી ગણવી એ શોધી કાઢવું શક્ય નથી; તથા એ વખતે જે પગલાં ભર્યાં તેના બદલે બીજાં કયાં ભરી શકાયાં હોત, ને પરિણામો કેવાં આવ્યાં હોત, તેનો આજે નિર્ણય કરવો શક્ય નથી. × × × ઉપરાંત, આ ગ્રંથમાં કેટલેક સ્થળે મૌલાના સાહેબ ઐતિહાસિક પરિસ્થિતિઓની રીતે વિચારવા કરતાં, અમુક વ્યક્તિઓને નજરમાં રાખી વિચારતા જણાય છે. વધુમાં, આમાં ચર્ચેલા કેટલાક મુદ્દા અંગે તેમણે પોતાના વિચારો અગાઉ કદી પ્રગટ કર્યા ન હતા.

આ ઉપરાંત એક વધુ નોંધપાત્ર બીના એ છે કે—

તાજેતરમાં (મૌલાના સાહેબના દેહાંત બાદ) આ પુસ્તક પ્રગટ કરવા અગાઉ જ્યારે શ્રી કબીરે પં. નહેરુને એવું સૂચવ્યું હતું કે, એ લખાણમાંનો કેટલોક ભાગ (જે ૩૦ પાનાં કાઢી નાખી છેવટના સુધારા કરી પ્રેસ માટે ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો હતો તેમાંથી ય) કઢાવી નાખવો જોઈએ,–આ બાબતમાં પં. નહેરુએ આપેલો સ્પષ્ટ જવાબ, પં. નહેરુ પોતે રાજ્યના શિરોમણી છે, ને તેમની સખત ટીકા પુસ્તકમાં થઈ છે તે ધ્યાનમાં લેતાં, અત્યંત દ્યોતક છે:

**મૌલાના સાહેબ જે પ્રગટ કરવા ઇચ્છતા હતા તેનું કાંઇ પણ લખાણ દબાવી દેવાનો વિચાર મને પસંદ નથી. અલબત્ત, એ પુસ્તકમાં કેટલાક એવા ફકરા હતા કે જે પ્રગટ કરવાનું હું પસંદ ન કરું; પણ મેં શ્રી કબીરને કહ્યું હતું કે—**

**મૌલાના સાહેબે આ ગ્રંથ જે રીતે પ્રગટ કરવા ઇચ્છયો હોય, તે જ રીતે તે પ્રગટ થવો ઘટે. એની આડે આવવાનો તમને કે મને અધિકાર નથી...... આમાંના કેટલાક ફકરા લોકોને ય ન ગમે. એ ટીકાત્મક છે, પરંતુ આપણે એનો જે છે તે રૂપે સ્વીકાર કરવો જોઇએ. નિખાલસ અભિપ્રાયો વ્યક્ત થાય તેની આપણે ચિંતા ન કરવી જોઇએ; એમાં આપણે કશો ફેરફાર ન કરવો જોઇએ...આમ આ પુસ્તક આ રીતે પ્રગટ થાય છે તેમાં કબીર કરતાં મારી જવાબદારી વિશેષ છે."**

*

આ ગ્રંથ વિષે ખાસ ખૂંચે એવી વાત એ છે કે, આમાં મૌલાના સાહેબની લેખનશૈલીની તાજગી નથી, કે તેમના વાર્તાલાપની નજાકત નથી. મૌલાના સાહેબની અતિ નમ્ર અને પોતાના સાથીઓ માટેની હૂંફભરી ટીકાને સ્થાને, બહુ જ શુષ્ક અને કેટલેક સ્થળે તો, 'સૌ ખોટા ને હું જ સાચો' ની છાપ પાડે એવું જોવા મળે છે!

ખેર...મૌલાના સાહેબના દેહાંત પછીય, એમના મનના કેટલાક વિચારો (ભલે શુષ્ક શૈલી ને ભાષામાં) જાણવા મળ્યા છે તેય ઘણું સારું જ છે.

---

[પાન ૧૨૬થી ચાલુ]

અમભગ બધી નવલકથામાં દેખાય છે, પણ કોઈ નક્કર પિતા કે પૂરો વિકાસ પામતું બાળક અહીં દેખાતાં નથી. બાળકો ભલટાં તરછોડાયેલાં જણાય છે. દાંપત્યસંબંધને વિશે પણ એવું જ છે. ફોર્સ્ટર પોતાને અભિમત સત્ય રજૂ કરે છે, પણ એ સત્યને અસ્તિત્વમાં આવતાં જે સંઘર્ષમાંથી પસાર થવું પડે તેનું સબળ આલેખન અહીં નથી.

આમ છતાં અભિલાષની આરત, ખંડખંડમાં જીવવાનું છોડીને બને તેટલે દૂર સહાનુભૂતિની ત્રિજ્યાને વિસ્તારવાનો ઉત્સાહ– આ બધાંની યુદ્ધોત્તર વિચ્છિન્ન દુનિયાને કદાચ વધારે જરૂર વરતાવા લાગી છે, ને તેથી જ ફોર્સ્ટરની નવલકથાઓ કદાચ લોકાદર પામતી જાય છે.

# ફ્રાન્સનો સંત ભારતની યાત્રાએ–



આ મહિને ફ્રાન્સનો એક સંત ભારતના સંત વિનોબાની મુલાકાત લેવા આવ્યો છે.

એનું નામ છે એબે પિયરી. ઈસુના નામે બાવો બની જંગલમાં નીકળી જવાને બદલે એણે પોતાના જ જનમની ભોમકાપર નિર્વાસિત બની ભૂખે દુઃખે રઝળતાં થઈ ગયેલ માનવીઓની સેવામાં ઝંપલાવ્યું. ને આ કળિયુગની કામધેનુ સમા 'અર્થ'નું નહિ પણ માનવ આત્માના પારસમણિનું તેજ, આજની અર્થવ્યવસ્થાથી ઝંખવાઈ ગયેલ આંખોવાળી માનવજાત આગળ છતું કર્યું.

૧૯૩૮થી એણે ગરીબોની સેવાનું, એમના સ્વમાનને સંકોરી ઝગતું કરવાનો યજ્ઞ આદર્યો છે. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ને તે પછી સામાન્ય જનતાને ગૂંગળાવી મારનાર સમસ્યાઓને હાથમાં લઈ પોતાની જાતને લોકસેવાના કાર્યમાં ડુબાડી દીધી છે.

પોતાનું આ સેવાવ્રત આચરતાં આચરતાં આ સંતે આજ લગી અઢીલાખ માઈલની યાત્રા કરી છે ને હજી તે ચાલુ જ છે.

તેઓ કહે છે કે, 'યુદ્ધની પરંપરા ચાલુ રહેશે ત્યાં લગી દુનિયામાં નિર્વાસિત, નિરાધાર, અનાથોની પરંપરા ચાલુ જ રહેવાની. એટલે હવે તો યુદ્ધને અટકાવવા કંઈક પુરુષાર્થ કરીએ. ને આજ લગીના આપણા અમાનુષી વ્યવહાર-ને કારણે જેઓ નિઃસહાય, નિર્વાસિત, નિરાધાર, અનાથ બની જીવી રહ્યાં છે, એમને સુખી કરીને, એમના હૃદયમાંથી ભૂતકાળનાં દુઃખોની સ્મૃતિનો દંશ નિર્મૂળ કરીએ!'

**એ કહે છે: બાઈબલ પછી દુનિયાને પ્રેરણા લેવા જોગ કોઈ ગ્રંથ પેદા થયો હોય તો તે છે મહાત્મા ગાંધીની આત્મકથા.**

૧૯૫૮ની સાલમાં યુરોપના મહાજનોએ 'શાંતિ' માટેનું નોબલ પારિતોષિક એનાયત કરી, એનું બહુમાન કર્યું હતું.

**[ એબે પિયરી વિષેના વિગતવાર પરિચય માટે જુઓ 'માનવ' ૧૯૫૮ માર્ચના અંકમાંનો લેખ: 'ઉકરડે ફેંકાયેલાઓનો અદનો સાથી.' ]**

---

[ પાન ૧૩૭થી ચાલુ ]

થવાને બદલે પૂરક અંગ પણ બની રહે છે. અહીં પણ પેલી લીટીઓ અને વચ્ચે આડા આકારોમાં લિપિ, એ બન્નેનો સંબંધ મનુષ્યાકૃતિઓ સાથે ઘણો જ નજીકનો છે.

આમ આડા પટ પર ઊભી આકૃતિઓ (લગભગ બધી જ) દોરાઈ, જેથી પેલી સમપ્રમાણતા તૂટી, પણ એમાંના વૈવિધ્યની એકરૂપતાને લીધે એમાં તોલન તો રહ્યું જ. એ અસમપ્રમાણ સમતુલા મેળવવાની વાતો જ્યારે આજનો કલાકાર કરે છે, ત્યારે પેલો ઇજિપ્શિયન તો છાતી તાણીને ઊભો રહે છે. અને કહે છે કે, મેં પાંચ હજાર વર્ષ પહેલાં એ શોધી કાઢયું હતું—તેમાં નવી વાત શી છે?

## સુધારો

અંક ૧૪ના પાના નં. ૭૩ ઉપરની આકૃતિમાં પાયોનિયર-૧ની જગાએ પાયોનિયર-૩ વાંચવું; અને પાયોનિયર-૨ની જગાએ પાયોનિયર-૧ વાંચવું.

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

# ૩: ઇજીપ્શિયન કલા—૧

—ગુલામ મોહમ્મદ શેખ

ચાલો, આજે જરા ઇજીપ્તનો રણપ્રદેશ ખુંદીએ. જ્યાં પાંચ પાંચ હજાર વર્ષથી આકાશ સામે અડીખમ શિર ધરી, ધારદાર અંગો વડે ગરમ હવાના અવકાશની છાતી ચીરતાં પિરામિડો ઊભાં છે. જ્યાં આમર્ન અને મેમ્ફીસનાં મહાકાય મંદિરો કાળપ્રવાહની સામે ડગમગ્યા વગર, સ્થિર દૃષ્ટિએ ભવિષ્યનાં રહસ્યમય ઉંડાણમાં મીટ માંડી ઊભાં છે. એમણે પ્રથમવાર (આપણે જાણીએ છીએ ત્યાં સુધી) આ પૃથ્વી પર, પ્રથમ જ એક સુવ્યવસ્થિત મહાન સંસ્કૃતિ જન્માવી, અને સાહિત્ય-કલાના અદ્ભૂત સર્જન દ્વારા ઇતિહાસનાં પાનાંઓ પર એક ઘેરી છાપ મૂકી ગયા.

એ ઇજિપ્શિયનોની સિદ્ધિઓનો વિચાર કરીએ, તો પણ પાર આવે એવું નથી. (આપણે એમનો પાંચ હજાર વર્ષ પહેલાનો કાળ ભૂલી જવાનો નથી) એમણે મહાકાય પથરો ખડકી મંદિરો, મહેલો અને પિરામિડો બાંધ્યાં. પહાડમાંના ખડકો કોરીને સેંકડો ફીટ ઊંચાં શિલ્પો કોર્યાં, અને મહામોટી શિલાઓ ખડકીને સ્ફિંક્સ જેવા શિલ્પનું પણ સર્જન કર્યું. એમને કપડાં વણતાં, ભાતભાતનાં ઘરેણાંઓ ઘડતાં, લખવા માટે કાગળ જેવું જ સાધન બનાવતાં, એવું કેટકેટલું આવડતું હતું, એમની પાસે એમની આગવી ચિત્રલિપિ અને એનું સાહિત્ય હતું, એમની પાસે એમનો આગવો ધર્મ પણ હતો. જે હિન્દુ ધર્મને ઘણી રીતે મળતો આવતો હતો. અને આ ઉપરાંત એમને સંગીતમાંય રસ હતો અને ચિત્ર-શિલ્પકલાની બાબતમાં તો તેઓ અત્યંત પાવરધા હતા.

*

આપણે એમાંનું એક ચિત્ર જોઈએ. એ ચિત્ર છે ડાઘુઓનું અને વિલાપ કરતી સ્ત્રીઓનું. લીનનના કપડાનો એક નાનો શો



ઇજીપ્શિયન કલાનો નમૂનો

[ આશરે ૫૦૦૦ વર્ષ પૂર્વે ]

ટુકડો જ કે વીંટી જીવન ગાળતો એ માનવ, આજે પાંચ હજાર વર્ષો પછી ઘણી રીતે ફેરવાઈ ગયો છે. સમય સ્થળનાં બંધનો અને સંજોગોની લાંબી પરંપરાએ એની મૂળ શિકલ ફેરવી નાખી છે, એમ કહીએ તોય ખોટું નથી. આપણે કહીએ છીએ કે, અમે ઘણી રીતે બદલાઈ ગયા છીએ–સાંસ્કૃતિક રીતે, સામાજિક રીતે, ધર્મની બાબતમાં વગેરે. ઘણીવાર તો આપણે એમ પણ કહીએ છીએ કે, આપણે ઘણી પ્રગતિ કરી નાંખી છે. પરંતુ ઇસુના જન્મ પહેલાં ત્રણ હજાર વર્ષ પહેલાંનો, પેલા પૂતળામાં પલટાઈ બેઠેલા ઇજિપ્શિયન કલાકારનો જીવ આવા વિચારો સામે ધીમું ધીમું મરકતો બેઠો છે. જાણે કે હમણાં કહેશે; ધીરો થા ભાઈલા ધીરો! તેં તારાં બાહ્ય રૂપરંગ અને વાઘા બદલ્યા, પણ મારા ભાઈ, પેલી લોહીના ધસમસતા પ્રવાહમાં ઉછળતી માનવીય લાગણીઓને તેં કેટલીક બદલી?' એ ઇજિપ્શિયન કલાકારનો પ્રશ્ન ભલે વચ્ચેના રણની ગરમ હવામાં ઓગળીને વરાળ થઈ જાય, પરંતુ એથી પ્રશ્નનું મહત્ત્વ ઘટી જવાનું નથી.

આપણને બધાને ખૂબ જ પરિચિત એવો આ પેલા ચિત્રનો વિષય છે. કોઈનું પણ મૃત્યુ થવું એ કેવી વિચિત્ર ઘટના છે! મૃત્યુ તો નિશ્ચિત છે જ. છતાંય એ વિચારોની ભાવના આપણા મનઃપ્રદેશમાં કેવો ખળભળાટ મચાવી દે છે! ઇજિપ્શિયનોની જેમ આપણે પણ પુનર્જન્મમાં માનીએ છીએ–અને મોક્ષની પણ વાતો કરીએ છીએ जीर्णानि वासांसि त्यक्त्वा સુધીની તાત્ત્વિક દૃષ્ટિ પણ આપણે કેળવી. છતાંય ભાગ્યે જ એવું કોઈ હશે કે જે આવી કોઈ પ્રિય-વિયોગની ઘડીએ પણ નિર્મમતા રાખી શકે. કારણ કે એ સંપૂર્ણપણે માનવીય વૃત્તિ છે. અને ઘણીવાર તો આપણને ઇતિહાસ પણ કહે છે કે, જગતની ઘણીય મહાન્‌કલાકૃતિઓનું સર્જન પણ એ વિયોગની ભાવનામાંથી જ ઉદ્‌ભવ્યું હતું.

એવું જ આ એક ડાઘુઓનું ટોળું છે. મૃત્યુ પછીના બીજા જન્મમાં ઇજિપ્શિયન્સ માનતા. એટલે એની બધીય માલમિલ્કત પણ તેઓ એ મૃત વ્યક્તિની સાથે જ દાટતા. આમાં કોઈએ બેસવાની ખુરશી ઉપાડી છે, તો કોઈએ ચંપલ સુદ્ધાં. કોઈનાય મોં પર કશો ભાવ નથી. (અને ભાવ બતાવવાની ચિત્રમાં જરૂર પણ શી? આ તે કાંઈ નાટક થોડું છે કે તમને હાવભાવદ્વારા એમની પહેચાન આપે?) બધાં કોઈ એક જ દિશામાં એક જ ગતિએ મરણોત્તર ક્રિયાનાં સાધનો લઈ ચાલી રહ્યાં છે. એમનાં મોં અને પગ આડાં દર્શાવ્યાં છે, પરંતુ છાતી તો ટટ્ટાર, સામી જ બતાવી છે. (આ જ એક ઇજિપ્શિયન કલાની ખાસિયત–જેને Law of Frontality કહે છે, પદાર્થનું સ્પષ્ટ અને વધુ સૂચકતાયુક્ત આલેખન જો સપાટ રંગસમૂહમાં અથવા રેખામાં કરવું હોય તો ઇજિપ્શિયનોએ અપનાવેલી આ રીત ઘણી દૃષ્ટિએ ગ્રાહ્ય થાય એવી છે). સંબંધી-સગાના મૃત્યુએ જાણે કે મોં અને પગની દિશા સ્મશાન ભણી ફેરવી દીધી છે–જાણે કે 'અરે, પ્રિય! હવે તો એ જ તારું રહેઠાણ'–કહેતાં ન હોય! પરંતુ પેલી ટટ્ટાર સામી છાતીના ખૂણે સંતાઈ બેઠેલું હૃદય કહે છે: 'ના, પ્રિય, ભગવાન ઓસાઈરીસ ઇચ્છશે તો આપણે પુનર્જન્મે ફરીને જરૂર મળીશું.' કોઈનું મૃત્યુ થાય, ત્યારે આપણને લાગે છે કે, જાણે આપણું જ એક અંગ ખોટું પડી ગયું–પ્રિયના મૃત્યુના આઘાતથી એક અંગ ખોટું પડી જવાની વાત તો સમજ્યા.........પરંતુ તત્કાલ પ્રાણત્યાગ કરવાની ઉત્કટ ભાવનાય આપણામાં કયાં નથી પ્રગટતી?

અમસ્તું પેલી રૂપમતીએ કહ્યું હશે કે, 'પ્રીતિ ઐસી કીજિયે, હાય કરે જીવ જાય!' આમાં પણ એવું જ બન્યું હોય તેવું નથી લાગતું? સ્મશાન ભણી દૃષ્ટિ ફેંકીને જાણે કે મોંમાંથી ઉદ્‌ગાર સરી પડે છે–'અરે રે! મારા જ લોહી માંસનો એક હિસ્સો આજે ધૂળમાં મળી ગયો!' એ પુત્ર હોય, પિતા હોય, પત્ની હોય કે પતિ હોય, પરંતુ પેલા એક મનુષ્ય–રક્તના પિંડમાંથી (જે ભૌતિક રીતે જુદાં હતાં, છતાંય એમાંનાં બધાંયની નસેનસમાં એક એવો તાંતણો હતો, જેના લીધે તેઓ અવિભાજ્ય હતાં) એક ભાગ તૂટી પડયો. મેળવવું એ જેટલી આનંદની વસ્તુ છે, એટલી જ કદાચ ખોવું એ દુઃખદાયક ઘટના છે. કોઈને કાંઈ ખોવું ગમતું નથી—

અને એટલે જ જાણે કે ખોવાની ક્રિયાએ મનુષ્યની ગતિ સુદ્ધાં બદલી નાખી. એણે ભલે મોટેથી વિલાપ ન કર્યો પણ કાંઈક એવું બન્યું કે જેણે એમને કોઈ વ્યથિત અભિવ્યક્તિ માટે મજબૂર કર્યા જ. આ ચિત્રમાંની આકૃતિઓની સ્થિરતા કોઈના મૃત્યુને આભારી છે, એવું કહેવાનો મારો આશય નથી–કારણ કે આવી કોઈ પણ જાતની ક્રિયાઓ નહિ દર્શાવતી, શાંત–સ્થિર–સાહિત્ય–નાટ્ય–કલાથી પર એવી આકૃતિઓનું આલેખન કરવું, એ જ ઇજિપ્શિયન

કલાની મુખ્ય લાક્ષણિકતા છે. એમણે શિકાર કરતા મનુષ્યને પણ આ ડાઘુઓની પદ્ધતિએ જ આલેખ્યો છે. પરંતુ મારે કહેવાનું એ છે કે, પેલી મનુષ્ય-શરીરની એક બીજા સાથેની વિષમતાની, છતાં લોહી માંસના એકત્વની—અહીં આકારોની સમાનતાની—ભાવના આ આકૃતિઓમાંથી કેવી પ્રગટ થાય છે!

*

જેમ નાટકમાં સ્ટેજ એનું માધ્યમ છે, અને એના પર એક પછી એક પાત્ર આવીને અદ્રશ્ય થઈ જાય છે, છતાં મનોપ્રદેશમાં એના વ્યક્તિત્વની સરળતા અડંગો જમાવીને બેસે છે. તેમજ અહીંનાં આવાં પટચિત્રોમાં ફલક એ એનું માધ્યમ છે અને એમાં એક પછી એક આકાર આપણી આંખોને એના એક એક અંગ પર ફેરવે છે, અને એ દ્વારા પોતાનો પૂરો પરિચય આપી રહે છે. જેમ નાટકમાં લેખક હોતો નથી. પરંતુ દરેક પાત્રના સંવિધાનમાં—એની ઉત્કટતા અને કચાશ વખતે એનું ચિત્ર પણ આપણા મનમાં હાજર હોય છે જ., તેવી રીતે અહીં પણ આ કલાકાર ચિત્રથી દૂર ભાગતો નથી.

નાટકમાં તો મોંના તેમ જ શરીરના હાવભાવ અને ભાષા દ્વારા પેલો નાટ્ય લેખક આપણી જોડે વાર્તાલાપ કરે છે. અહીં ચિત્ર તો જુદી જ વસ્તુ છે. એમાં તો ફક્ત આકારો છે, રંગો છે, રેખાઓ છે અને બાકી વધેલો અવકાશ છે. અને એ જ ચિત્રકારનાં સાધનો. એને પેલા નાટકનાં તત્વોને તો સ્પર્શ પણ નથી કરવાનો. એટલે જ એ પહેલા ચિત્રના આકારોને એકત્રિત કરે છે.

*

લાંબો એવો આ ચિત્રનો પટ છે—એમાં આકૃતિઓ પણ એવી જ આલેખું તો, એમાં શી નવાઈ કરી કહેવાય? (આપણે જેને Balance કહીએ છીએ ને તેની વાત અહીં આવે છે. ત્રાજવામાં બન્ને બાજુ આપણે એક સરખું વજન મૂકીએ અને જે સમતુલા જળવાય, તે Symmetrical Balance (સમપ્રમાણ તોલન) થયું. પણ ના, પેલો નાટ્યકાર જેમ પ્રણયની ભાવનાને ઉત્કટ બનાવવા માટે કોઈ બીજા જ ભાવને પ્રાધાન્ય આપે છે, જેમ કે એ બન્ને પ્રણયી પાત્રોને એક બીજાના આલિંગનમાં લપેટાયેલાં જ બતાવે, તો પણ એમના ઉત્કટ સાહચર્યની વાત કહી શકાય, પણ એ તો એ બન્ને પાત્રોને સાવ જુદાંજ રાખશે. અરે, એમને બોલવાય નહિ દે, છતાં તમારા મનમાં તો એવી ભાવના જન્માવશે કે જાણે એ બન્ને જનમોજનમનાં સાથી છે. આમ જે સમતુલા જળવાઈ, તે જુદા જ પ્રકારની થઈ. અને એમાં જ આપણને કાંઈક કલાતત્ત્વ જેવું લાગે છે—નહિ કે પેલી સીધી સાદી વાતમાં. , આ અસમપ્રમાણ તોલન—અહીં કેવી રીતે ઘુસી ગયું એવો તમને વિચાર આવશે, ખરું ને?

*

આપણા ઇજિપ્શિયન ભાઈ પણ એમ માંજ્યા જાય તેવા નહોતા. એમણે લાંબા અને આડા પટ પર બધી ઊભી આકૃતિઓજ આલેખી. પણ ઊભી એટલે કાંઈ ફૂટપટ્ટીથી દોરેલી હોય તેવી નહિ. એમનામાં એકત્વ તો ખરું જ, પણ સાથે સાથે થોડીક વિવિધતાય ખૂબીથી ઉમેરી દીધી (આગળ વસ્તુઓ ઉપાડી ચાલતી ત્રણ પુરુષાકૃતિઓનાં મો અને ધડ નીચેનું આલેખન સરખું છે, પણ એમના હાથ તપાસો તો? એમાં મનુષ્ય શરીરનો અભ્યાસ પણ છે અને વળી એક આકારને બીજા આકાર સાથે જોડી દેવાની સૂઝ પણ છે. પેલા ખુરશીના ઉપરના છેડાથી એ જ આકૃતિના નીચે જતા હાથ સુધી લંબાતી દૃષ્ટિનો વળાંક, દેવો બીજી આકૃતિના ઉપર વળેલા હાથની કોણી સાથે જોડાઈ જાય છે!) અને આ સ્ત્રીઓ પણ હાથ ઊંચા કરી કરીને, જાણે કે એ મૃત વ્યક્તિને પાછો બોલાવવા માટે વ્યર્થ વિલાપ કરી રહી છે!

આપણાં ગામડાંઓમાં પણ તમે મોટે અવાજે મરશિયામાં ગવાતુ સાંભળ્યું છે કે, 'આવી ખબર નો'તી કે તમે મોટે ગામતરે જાશો.' વગેરે. અહીં એમનું ટોળું એક વિખરાયેલા છતાં સુબદ્ધ સંબંધની લાગણી જન્માવે છે આમ તો એ બધી એક બીજાની પાછળ ઊભેલી છે—અને જરા આમ તો જરી તેમ. પરંતુ એમના વિખરાઈ ને નીચે લંબાતા વાળ અને અવ્યવસ્થિતપણે લંબાઈ, નીચેના ફલકની સીમા (ભૂમિ) રેખા પર ઢોળાઈ જતી કપડાંની રેખાઓ એમના અવ્યવસ્થિતપણાને પણ એક સૂત્રે બાંધે છે.

*

હજી ઉપરની થોડીક જગ્યા કોરી રહી જતી હતી. ત્યાં મનુષ્ય આકૃતિ તો ઉમેરાય તેવું નથી, તો પછી શું કરવું? પ્રસંગને વર્ણવતી કોઈ વાત લખી હોય તો શું ખોટું છે? ચિત્રમાં આવું લખવું એ કેટલે અંશે યોગ્ય છે, તે વિચારવા જેવી વસ્તુ છે. પરંતુ આવાં વર્ણનાત્મક (Narrative) ચિત્રોમાં એવી હકીકત ઘણીવાર ઉપયોગી થઈ પડે છે, અને લિપિ પણ ચિત્રાત્મક જ છે, એટલે ચિત્રવસ્તુમાં સ્ખલન રૂપ

[ જુઓ પાન ૧૩૪ ]

પરંતુ, હેવાલો મુજબ, લોકોની પોતાની જરૂરિયાતમાંથી પ્રગટેલી માંગણીનો વિજય થયો.

અલબત્ત, માઓ ત્સે-તુંગે આખી પરિસ્થિતિ સમજી જઈ ને તેને આવકાર આપ્યો ને પ્રથમ કમ્યુન 'વેઈકિસંગ' (સ્પુટનિક)નો આરંભ થયો, તે આપણે જોઈ ગયા છીએ.

કમ્યુન પદ્ધતિનું આ રહસ્ય સમજાવતાં, ચીની પ્લાનિંગ કમિશનના વાઈસ ચેરમેન લોહ કેન્ગ-મોએ તેમના 'ઇકોનોમિક રિસર્ચ મંથલી'માં નક્કર કારણો આપ્યાં છે.

**'આ પદ્ધતિથી મૂડીના સંચયનો આંક (rate of accummulation) એક ધારો ઊંચો લઈ જઈ શકાય છે; કમ્યુનનું ઉત્પાદન, એટલે કે તેની આવકનું પ્રમાણ ઘણું વધવા છતાં તેના પ્રમાણમાં કમ્યુનવાસીઓનું ખર્ચ વધતું નથી.**

જોકે, ૧૯૫૬ સુધીમાં જ ચીનનું મૂડી-સંચયનું પ્રમાણ કુલ રાષ્ટ્રીય આવકની સરખામણીમાં ઘણું ઊંચું હતું જ ('યુનેસ્કો'ના 'ઇકોનોમિક સર્વે' મુજબ)—

| | ટકા | | ટકા |
|---|---|---|---|
| ભારત | ૭ | બ્રહ્મદેશ | ૧૭ |
| પાકિસ્તાન | ૭ | ચીન | ૨૨ |
| સિલોન | ૧૦ | જપાન | ૨૫ |

અને ભારત ૧૯૬૦-સુધીમાં ૭ ટકાથી વધી ૧૧ ટકા ઉપર જવાની ગણત્રી રાખે છે. ત્યારે ચીન, કમ્યુન પદ્ધતિને આધારે ૧૯૫૮ સુધીમાં જ **૨૯ાા ટકાથી** ૬૦ ટકા સુધી પહોંચી ગયું છે!

લોએ પોતે કાઢેલા આંકડા મુજબ હોનાન પ્રાંતમાં ૧૯૫૮માં કમ્યુન-સભાસદની પાછળ સરેરાશ માથાદીઠ ૭૪ યુઆનનું ખર્ચ આવ્યું હતું—ખરીદશક્તિની રીતે, દરમહિને ૬ રૂપીઆ જેટલું! કમ્યુન-સભાસદની આટલી ઓછી 'આવક'નો બચાવ કરતાં લો જણાવે છે કે હોનાનમાં મધ્યમ ખેડૂતનું ખર્ચ સર્વ સાધારણ રીતે ૩૬ યુઆન અનાજ માટે + ૩ાા વાર કાપડ + જોડાની ૨ જોડી + ૧ જોડી મોજાં—જેટલું જ હોય છે; એટલે કે કમ્યુન-સભાસદનું જીવનધોરણ એના કરતાં તો ઊંચું છે!

**આમ છતાં, આ ઊંચું જીવનધોરણ કુલ ઉત્પાદન-કિંમતના ૩૦ ટકા જ છે. બાકીના ૭૦ ટકામાંથી કેટલાક ટકા સરકારને ટેક્સ રૂપે જાય છે; અને બાકીનો મોટો અંશ મૂડી-સંચય રૂપે રહે છે!**

કમ્યુન-પદ્ધતિ પાછળની આ આર્થિક પ્રેરણા છે.

૧૯૫૮ના નવેમ્બરની ૨૮થી ડિસેમ્બર ૧૦મી સુધીમાં મળેલી ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ કમિટીએ પણ કમ્યુનોના આ આર્થિક રહસ્યનો સ્વીકાર કર્યો છે:

'અગાઉ કરતાં હવે—શ્રમશક્તિને એકધારી વ્યવસ્થા નીચે લાવી શકશે; અને ઘણા મોટા પ્રમાણમાં તેને કામે લગાડી શકશે...પરિણામે ઉત્પાદનનું કાર્ય સરળ બનશે'

**પરંતુ એની બીજી પ્રેરણા પણ છે. અને તે કમ્યુનના ફોજી સ્વરૂપના તંત્રમાં રહેલી છે. ઉત્પાદન વધારવા માટે એ શિસ્ત જેમ ઉપકારક છે; તે જ રીતે, દરેક નાગરિકને ફોજી તાલીમ આપીને રાષ્ટ્રરક્ષાની ગેરંટી** પણ તેણે સાધી લીધી છે!

## ૫

ચીની કમ્યુનોની આ સિદ્ધિ પાછળ આટલાં કારણો ગણાવી શકાય:

૧. ચીનનો સમાજવાદી આદર્શ અને તે અનુસારની એકપક્ષી રાજ્યનીતિ ('શ્રમજીવી સરમુખત્યારી').

૨. રશિયા તથા બીજા કમ્યુનિસ્ટ દેશોએ આપેલી ભરપટ્ટે મદદ (નાણાં, તૈયાર યંત્ર-સાધનો તથા ટેકનિકલ એક્સપર્ટોની મદદ).

૩. રશિયા અને બીજા કમ્યુનિસ્ટ દેશોથી જુદા પડીનેય નવેસરથી અખતરા કરવાની દૃષ્ટિ અને હિંમત.

૪. ચીની પ્રજાની આપસૂઝ, શોધકશક્તિ અને ધગશ.

૫. ચીની પ્રજાની વિશિષ્ટતા: 'ગરીબી' અને 'કોરી પાટી'ની અવસ્થા!

માઓ ત્સે-તુંગે આ વાત સચોટ રીતે રજૂ કરી છે, તે ધ્યાન ખેંચે છે.

કોઈ પણ ખેતીપ્રધાન દેશ, જે વરસો થયાં અર્ધવસાહતી સ્થિતિમાં સબડતો રહ્યો હોય, અને ઔદ્યોગિક વિકાસમાં પાછળ રહ્યો હોય— તેવા દેશને માટે ચીનની પછાત દશા અને ચીનની પ્રચંડ વસ્તી ભારરૂપ ગણાય. પરંતુ, માઓ ત્સે-તુંગે આ 'ગરીબી' અને 'કોરી પાટી'-ને જ એક ઉપકારક લક્ષણ તરીકે ગણાવી છે! તે કહે છે—

"બીજી લાક્ષણિકતાઓ ઉપરાંત, ચીનની ૬૦ કરોડની પ્રજા સૌથી પ્રથમ તો, ગરીબ અને કોરી પાટી જેવી છે આ લક્ષણો ખરાબ દેખાય એવાં છે; પરંતુ હકીકતે આ શુભ લક્ષણો છે. ગરીબ પ્રજાને પરિવર્તન જોઈતું હોય છે; તે નવું નવું કાર્ય કરવા માગતી હોય છે, ક્રાંતિ વાંછતી હોય છે. કોરા કાગળ ઉપર કશા ડાઘ હોતા નથી; એટલે એના ઉપર સારામાં સારું અને નવામાં નવું લખાણ લખી શકાય. ઉત્તમ અને સુંદર ચિત્રનું આલેખન થઈ શકે."

ચીનની પાયાની કમજોરીને પાયાની શક્તિ રૂપે પલટી નાખવાની આ કુનેહ અને શક્તિ ક્રાંતિના વિજ્ઞાનમાં મહત્ત્વનું સ્થાન પામ્યા વિના નહિ રહે. *

**ચીનમાં ૬૦ કરોડની પ્રજા છતાં, માનવ-શ્રમ ઓછો પડતો હોવાની ફરિયાદો થઈ રહી છે!**

૬. -એ વાત યાદ રાખવા જેવી છે કે, ચીનના ઘણા ગ્રામ-પ્રદેશોમાં નાણાંનો વ્યવહાર ઓછો રહ્યો છે. અને સપ્લાય-પદ્ધતિ કોઈ ને કોઈ સ્વરૂપે હયાતીમાં રહી છે.+

વળી, કમ્યુનિસ્ટોએ જ્યારથી ચાંગકાઈ શેક યા પરદેશી શાહીવાદીઓની પકડમાંથી દેશને મુક્ત કરવા માંડ્યો હતો, આ બધાં વરસો દરમ્યાન, ખુદ કાર્યકરો અને અમલદારોને માટે ય મુખ્યતઃ 'સપ્લાય પદ્ધતિ' જ અમલી બનાવવામાં આવી હતી.

આને કારણે કમ્યુનોમાં 'સપ્લાય પદ્ધતિ' દાખલ કરવાનું સરળ બન્યું છે. પરિણામે, આવકનાં ધોરણોમાં બહુ મોટો ફેર પડી જવાનો અને પાછળથી નવા અમલદારી વર્ગો ઊભા થવાનો ભય ટળે છે.

બીજી પણ મહત્ત્વની વાત એ પ્રગટ થાય છે કે—ચીની પ્રજાએ એમના આ અખતરાને અંતે, અસાધારણ આત્મ-શ્રદ્ધા પ્રાપ્ત કરી જણાય છે: ચીની પ્રજા તો '**ધીમી**' છે, ચીની પ્રજા તો 'અણઘડ' છે, ચીની પ્રજા તો 'આળસુ' છે—વગેરે પુરાણયુગી માન્યતાઓને દેશવટો દેવામાં આવ્યો છે.

એટલું જ નહિ, પણ આ પ્રયોગને અંતે આજ પૂર્વે ખેતી-નિષ્ણાતોએ નક્કી કરી રાખેલા અનેક સિદ્ધાન્તો -કાનૂનો પણ જૂનવાણી બની ગયા છે! દા. ત —

* જમીન ઉપરના ઉત્પાદન અંગે 'લૉ ઓફ ડિમ્યુનિટિંગ રિટર્ન' (અમુક હદ પછી ઉપજ ઓછી થતી જવાનો નિયમ)

* વસ્તીનો વધારો ભૂમિતિની ગતિએ અને અન્નનો વધારો ગણિતની ગતિએ થવાનો કાનૂન (એટલે કે વસ્તી જેટલી ઝડપે વધે એટલી ઝડપે અન્ન ઉત્પાદન ન વધે)

* ઉત્પાદન અને ઉપભોગ વચ્ચે, સાધનો અને વિતરણ વચ્ચે બરાબર યથોચિત બેલન્સ જળવાવું જ જોઈએ; પૂરતી નાણાંકીય જોગવાઈ ન હોય તો તે મુજબ વિકાસ થાય જ નહિ-વગેરે!

૭. આ ઉપરાંત, ચીનમાં એકંદર મૂડીવાદી અર્થતંત્રનો ઓછો પગપેસારો થવાને કારણે, ચીની ગ્રામપ્રજામાં **સહિયારાપણાની** ભાવના પ્રમાણમાં વધુ હોવાનું જણાય છે. સહિયારી રીતે કામ કરવાનું અને વહેંચીને જીવવાનું તેમને સહજ લાગે છે. કેટલાંક સ્થળે તો, તેના સિવાય બીજી રીતે જીવવાનું અસ્વાભાવિક ગણાય છે—ખાસ કરીને, હૈનાન બેટ અને યુનાન પ્રદેશોમાં.

૬

ચીને આ કમ્યુનો દ્વારા લોકશાહી વિકેન્દ્રીકરણની દિશામાં શું કર્યું છે તે હવે જોઈએ.

કેટલાક વિચારકો કેવળ આર્થિક દિશાના ધરખમ અખતરા કરતાં આને ઘણું વધારે મહત્ત્વ આપે છે.

**આનું મુખ્ય કારણ એ છે કે, આ કમ્યુનો અસ્તિત્વમાં આવતાં, તે તે પ્રદેશનું અલગ સરકારી વહીવટીતંત્ર ઘણે અંશે નિર્મૂળ થઈ જઈ કમ્યુન-તંત્રમાં ઓતપ્રોત થઈ ગયું છે. દા. ત. પોલીસ, રેવન્યુ, અને અદાલતોનું વહીવટી કામ કમ્યુન કરે છે; અને રાજ્યનાં ઉપલાં ખાતાં સાથે કમ્યુનોનો સીધો સંબંધ બંધાઈ ગયો છે.**

**આટલા પ્રમાણમાં રાજ્યનું પ્રજાકીય કમ્યુનમાં વિલીનીકરણ થઈ ચૂક્યું છે, એટલે કે, રાજ-શાસન ઉપર લોક-શાસન સ્થપાયું છે, એવો દાવો કરવામાં આવે છે.**

---

* શ્રી વિનોબા સર્વોદયી ક્રાંતિને માર્ગે સર્વ પ્રથમ પછાત પણ 'કોરી પાટી'વાળી આદિવાસી પ્રજાને વધુ અનુકૂળ ગણી રહ્યા છે તે સરખાવવા જેવું છે.

+ ભારતમાં ગ્રામ પ્રદેશોમાં ઘણા લાંબા સમય સુધી અને કેટલેક સ્થળે હજુય નાણાના ઉપયોગ કરતાં 'સપ્લાય પદ્ધતિ'નું ચલણ વધારે રહ્યું છે; બાગીઆ-સાથી તથા હાળી-પ્રથામાં તો ખાસ.

તો વળી, ઔદ્યોગિકક્ષેત્રે વિકેન્દ્રીકરણ અંગે તે આ રીતે વિચારે છે—

* ચીનની ઉત્પાદનપદ્ધતિનો મુખ્ય આધાર તો કેન્દ્રિત જંગી ઉદ્યોગો જ રહેશે—જેનું સંચાલન છેલ્લામાં છેલ્લી ઓટોમેટિક પદ્ધતિએ રાજ્યહસ્તક થઈ રહ્યું છે. આ ઉદ્યોગોને ભોગે ચીન કશુંજ કરવા ઇચ્છતું નથી.

* બીજી બાજુ ગ્રામવિસ્તારોમાં ખૂબ નાના ગૃહ-ઉદ્યોગો ( હાથશાળ હાથઘાણી, હાથશટ્ટી વગેરે સહકારી પદ્ધતિ દરમ્યાન ૧૯૫૬–૫૭ મા ખાસ) લાખોની સંખ્યામાં ચાલતા હતા, તેની તરફદારી પણ હવે ચીન નથી કરતું. કેમકે એવા દ્વારા ઉત્પાદન રૂંધાય છે.

* ચીનના કમ્યુનો દ્વારા સંચાલિત ' નાના ' ઉદ્યોગો એટલે ગૃહ ઉદ્યોગો ને હાથઉદ્યોગો નહિ, પણ સ્થાનિક મધ્યમ ઉદ્યોગો, જેમાં વીજળી-યંત્રોનો ઉપયોગ થઈ શકે ને ઉત્પાદનમા ઝડપ લાવી શકાય.†

**આમ, ચીનનો આદર્શ એક બાજુ ' પાયાના ' મોટા કેન્દ્રિત ઉદ્યોગો અને ' પૂરક ' વિકેન્દ્રિત વીજળી ઉદ્યોગોનો છે.**

**૧૯૫૮નું વર્ષ 'ગ્રામવિસ્તારમાં વિકેન્દ્રિત યાંત્રિક ક્રાંતિ 'નું વર્ષ ગણી શકાય**

ચીની નેતાઓએ પોતાની આ નેમ, ૧૯૫૮ની વસંત ઋતુમાં મળેલી માન્નિગ અને ચેન્ગતાઉની પરિષદોમા જાહેર કરી દીધી છે—

' અગાઉ જે ઉદ્યોગો વડી સરકારનાં જુદાં જુદાં પ્રધાનમંડળો હસ્તક ચાલતાં આવ્યાં હતાં, તે બધાનું સંચાલન સ્થાનિક અધિકાર નીચે સુપરત કરી દેવામાં આવશે. અલબત્ત, આ કાર્ય નાના ઉદ્યોગોથી શરૂ કરીને, ધીમે ધીમે ભારે-મોટા ઉદ્યોગો સુધી અમલી બનાવવામાં આવશે. '

'આ જ પ્રકારનુ વિકેન્દ્રિકરણ સાંસ્કૃતિક, રાજકીય અને ન્યાય અદાલત ક્ષેત્રે પણ વિસ્તારવામા આવશે.'

† નોંધવા યોગ્ય બીના તો એ છે કે, આજે દુનિયામાં આશરે ૧૦ લાખ ટ્રેક્ટરોનું વર્ષિક ઉત્પન્ન થાય છે. પણ ચીને પોતાની તમામ ખેતીને યાંત્રિક ધોરણે મૂકવી હશે તો તેને એકલાને ૫૦ લાખ ટ્રેક્ટરની જરૂર પડવાની !

કમ્યુનના આંતરિક સંચાલનના મુખ્ય મુદ્દાની પણ અહીં નોંધ કરી લઈએ—

* ૧૮ વર્ષથી ઉપરનાં કોઈ પણ સ્ત્રીપુરુષ તેના સભાસદ બની શકે છે.

* તમામ નિર્ણયો કમ્યુનની જનરલ બોડી દ્વારા લેવાય છે.

* જે કેટલાંક તત્ત્વોને આગલાં વર્ષોમાં અમુક અધિકારોથી બાકાત રાખવામાં આવ્યા હોય, તેમને સભાસદ તરીકે નિર્ણય કરવાના અધિકાર આપવામાં નથી આવ્યા; પરંતુ શ્રમના વળતરમાં કશો ભેદભાવ રાખવામાં આવ્યો નથી.

## ૭

ચીની કમ્યુનોના પ્રયોગનો લગભગ ૭ મહિનાનો અનુભવ લીધા બાદ ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિની બેઠક (૧૯૫૮ના નવેમ્બરની ૨૮થી ડિસેમ્બર ૧૦ દરમ્યાન, ૧૩ દિવસ માટે) મળી હતી. તે વખતે પરિસ્થિતિ કેવી હશે તેનો ખ્યાલ, તેના ઠરાવો અને નિર્ણયો ઉપરથી આવે છે.

કમ્યુનિસ્ટ પાર્ટીની આ બેઠક સમક્ષ વ્યવહારના અને સિદ્ધાંતના બેઉ પ્રકારના સવાલો પાકી ગયા હતા.

૧. સૌથી પ્રથમ સવાલ હતોઃ સમાજવાદમાંથી સામ્યવાદી સમાજરચનામાં જવાના રાહનો. પાર્ટીમાં જ કેટલાકની એવી માન્યતા હતી કે, ગ્રામપ્રદેશોમાં કમ્યુનો સ્થપાતાં હવે ચીન સમાજવાદમાંથી સામ્યવાદી સમાજરચનામાં, કૂદકો મારી ચૂક્યું હતું; અને બે પાંચ વર્ષમાં તો, શહેરોમાં પણ કમ્યુનો સ્થપાઈ જતાં, પૃથ્વી પર પ્રથમ સામ્યવાદી ( ખાનગી માલિકી વિનાનો .અને ' દરેક માણસ શક્તિ મુજબ કામ કરે અને જરૂર મુજબ દરેકને મળે ' એવી) કક્ષાનો દેશ બની જશે.

આ બેઠકે આવી કલ્પનાઓને ઠંડી પાડી હતી. અને કમ્યુનિઝમ હજી ૧૫-૨૦ વર્ષ દૂર હોવાનું ભાખ્યું હતું. અને એવી રજૂઆત કરી હતી કે, —

**આ લોક-કમ્યુનોમાં કમ્યુનિઝમનાં ઘણાં તત્ત્વો છે, પરંતુ કમ્યુનો પોતે જ કાંઈ કમ્યુનિઝમ નથી:** કેમ કે હજી ઉત્પાદનનું ધોરણ બહુ જ નીચી કક્ષાનું છે; એટલે ' શક્તિ મુજબ કામ અને જરૂર મુજબ ઉપભોગ 'નું શક્ય નથી.

**ઉપરાંત, કમ્યુનમાં જે માલિકીનું તત્ત્વ છે તે હજી સામુહિક પ્રકારનું છે, અને સમસ્ત પ્રજાનું**

નહિ, કે જેમાં રાજ્ય પોતે કાચો માલ, ઉત્પાદન વગેરેની વહેંચણી સીધી રીતે કરી શકે.

માલિકીના સ્વરૂપ-લક્ષણને પલટવાની દૃષ્ટિએ કમિટીની આ બેઠકે બધાં કમ્યુનોનું ફેડરેશન યોજવાનો નિર્ણય લીધો: આ ફેડરેશનો ધીમે ધીમે સીધી વહેંચણીનું કામ વધુ ને વધુ પોતાને હસ્તક લેશે; અને પરિસ્થિતિ પકવ બનતાં આ ફેડરેશનો દ્વારા આખી પ્રજાની માલિકી પ્રસ્થાપિત થશે. આ પરિવર્તન ક્રમશઃ અને અમુક અમુક જૂથોમાં થતાં થતાં, છેવટે રાષ્ટ્રવ્યાપી ધોરણ પ્રાપ્ત કરશે; એને માટે વખત જોઈશે.

બીજો મુદ્દો એ હતો કે—હાલનાં આ કમ્યુનોની વિશેષતા 'સપ્લાય-પદ્ધતિ' હોવા છતાં, તત્કાલ 'રોકડ વળતર'ની પદ્ધતિને સમૂળી રદ કરવી યોગ્ય છે કે કેમ? કેટલાક કમ્યુનિસ્ટો આવું પગલું ભરવા માટે અધીરા હતા; કમિટીએ આ બાબત એવું ઠરાવ્યું કે આપણો હેતુ તો એ જ છે. પરંતુ ઉત્પાદનનું ધોરણ ખૂબ જ ઊંચું (સૌની જરૂરિયાતોને પહોંચી વળે એટલું) જાય તે પૂર્વે જ જો રોકડ વળતર સમૂળું બંધ કરવામાં આવશે તો તેથી આ સ્થિતિમાં કામ કરવાનું પ્રેરકબળ ઠંડું પડી જશે; અને ઉતાવળે ખેંચાઈ ને કમ્યુનિઝમમાં દાખલ થઈ જવાનું 'યુટોપિયાનિઝમ' ઠરશે માટે હજી લાંબા વખત સુધી, કામ મુજબ રોકડ વળતર આપવાનું ચાલુ રાખવું મહત્ત્વનું છે; એટલું જ નહિ પણ ઉત્સાહમાં વધારો કરવા **ક્રમશઃ હજી વધુ રોકડ વળતર આપવાનું જરૂરી રહેશે.**

આ પ્રકારના સૈદ્ધાંતિક સવાલો ઉપરાંત, વ્યવહારમાંથી ઊભા થયેલા સવાલો ઓછા મહત્ત્વના ન હતા.

સૌથી પહેલી વાત તો એ હતી કે, માત્ર ૭ મહિનામાં જ, (ગમે તેટલી પૂર્વભૂમિકા છતાં) ૫૦ કરોડ પ્રજાને કમ્યુનમાં જોડી દેવામાં આવી હતી તેનાં અનેક માઠાં પરિણામો દેખાઈ ચૂક્યાં હતાં.

રશિયામાં† ૧૯૨૯માં સ્તાલિને સમૂહખેતી અંગે કરેલા અને 'Dizzy with success'ને નામે ઇતિહાસમાં ઉતાવળિયા ઠરેલા પ્રયોગની સ્મૃતિ તાજી કરાવે તેવી આ ઘટના હતી.

એમ જણાય છે કે, સર્વસાધારણ રીતે, કમ્યુનનાં ધારાધોરણો અને વ્યવહાર કેટલેક અંશે લોકોને ત્રાસરૂપ બની ગયા હતા. ખાસ કરીને કેટલેક સ્થળે રોકડ વળતર સમૂળું બંધ કરવાના અખતરા થયા હતા, ખોરાક વગેરેમાં નીચું ધોરણ હતું, બાળકોને માબાપોથી તદ્દન જુદાં પાડવામાં આવ્યાં હતાં, અંગત વસ્તુઓની સમૂળી માલિકી રદ કરી હતી, જરૂરી આરામ આપવામાં આવ્યો ન હતો, કમ્યુનના દૈનિક જીવનમાં વ્યક્તિગત છૂટછાટો છીનવાઈ ગઈ હતી—વગેરે કડવા અનુભવો થયા હતા.

મધ્યસ્થ સમિતિએ એકંદર કમ્યુન-પ્રસંગને વધાવી લઈ વ્યવહાર વિટંબણાઓ હળવી કરવા નિર્ણયો લીધા. દા. ત.—

* સપ્લાય પદ્ધતિમાં પણ તેના ચોકઠાની અંદર વ્યક્તિગત પસંદગીની છૂટછાટોને સ્થાન હોવું જોઈએ.

* અંગત વસ્તુઓને કમ્યુનની માલિકી નીચે લઈ ન લેવી. દા. ત. કોઈના મકાનમાં વધુ જગા હોય તો તેની ખાલી જગા ઉછીની મેળવવા કમ્યુને તે સભ્યની સંમતિ લેવી જરૂરી છે. તથા સભ્યો પોતાની પાસે પોતાના ઘરની આજુબાજુ થોડાંક ઝાડ તથા મરઘાં-બતકાં વગેરે રાખી શકશે.

* દરેક સભ્યને દરરોજ ૮ કલાકની ઊંઘ મળે અને ૪ કલાક આરામ-આમોદ-મનોરંજન માટે મળે તેની ગેરંટી અપાવી જોઈએ.

* કમ્યુનના કેટલાક સભ્યોને ઘેર રાંધવાની પણ છૂટ અપાવી જોઈએ.

* બાલ-પાલણાંગૃહો અને કિંડરગાર્ટનો એટલાં બધાં સારાં હોય કે બાળકોને ત્યાં રહેવું ગમે, ને માબાપોને બાળકો ત્યાં રાખવાં ગમે; પરંતુ, **માબાપો ઇચ્છે ત્યારે તેમનાં બાળકોને પોતાને ઘેર લઈ જઈ શકે એવું હોવું જોઈએ.**

* નવ વર્ષથી ઉપરની ઉંમરનાં બાળકો શ્રમમાં ભાગ લઈ શકે; પરંતુ તે શ્રમ થોડાક **સમય માટે અને હળવા પ્રકારનો** હોવો જોઈએ.

* ઉત્પાદનની ટુકડીઓ (મિલિશિયા)નો સરદાર પોતે જ પાછો, એ જ વખતે, કમ્યુનનો ડાયરેક્ટર ન હોવો જોઈએ; અને "મિલિશિયા"એ કમ્યુનના કૌટુંબિક-આંતરિક જીવનમાં દખલ કરવી ન જોઈએ.

† રશિયામાં ૧૯૨૯માં સ્તાલિને હજારો કમ્યુનિસ્ટોને ગામેગામ દોડાવી આંખના પલકારામાં ૯૯ ટકા ખેતરોને સામૂહિક ખેતરોમાં જોડી દીધાં હતાં; તે પ્રસંગને પાછળથી 'Dizzy with success' ને નામે ઓળખાવવામાં આવ્યો હતો. અને આ ઝડપ દરમ્યાન ખેડૂતો ઉપર અયોગ્ય દબાણ થયાનો એકરાર પણ ત્યારે જ કરવામાં આવેલો.

* ઉપરાંત, હૂપેહ–પ્રદેશની પ્રાંતિક કમિટીના સુધારાને બહાલી આપી કે—હવેથી 'બૅરેક' અને 'ડારમેટરી'-માં એક સાથે રહેવાની (કેટલાંક કમ્યુનોમાં) વ્યવસ્થાને ઉત્તેજન આપવાને બદલે, પુરુષ, સ્ત્રી અને તેમનાં બાળકો પણ ભેગાં રહી શકે એવાં ઘર બંધાવવા તરફ ઝોક આપવો.

* સૌથી મોટો સવાલ તો શહેરોનો હતો. શહેરોના મધ્યમ વર્ગને હજી આ પ્રયોગ આકર્ષી શકયો ન હતો; બુદ્ધિજીવીઓનું વલણ પણ ટીકાત્મક હતું. શહેરની મધ્યમ-વર્ગી સ્ત્રીઓની સમસ્યા વધુ મુશ્કેલ અને નાજુક હતી.

**આથી શહેરોમાં કમ્યુનોની દિશામાં ઉતાવળ ન કરવાનો નિર્ણય લેવાયો.**

આમ, વ્યવહારની મુશ્કેલીઓ આગળ સેન્ટ્રલ કમિટીએ નમતું આપ્યું હતું. પરંતુ જે મુદ્દાઓ ઉપસ્થિત થયા હતા તેના તરફનું વલણ બદલાયું હોય તેવું જણાતું નથી; કેમ કે મુશ્કેલીઓના મૂળમાં 'લોકોની પછાત મનોદશા' જવાબદાર હોય એવું તેમનું મંતવ્ય હતું. આ વાત બે એક દૃષ્ટાંતો ઉપરથી સૂચિત થાય છે—

* કેટલેક સ્થળે સિંકીયાંગમાં તો રાતદિવસ કામ કરવાની—એટલે કે 'ભઠ્ઠી પાસે જ ખાવું' ને 'ભઠ્ઠી પાસે જ સૂઈ જવાની' પદ્ધતિ સામે અસંતોષ પ્રગટયો હતો. મિલિટરી શિસ્ત–પદ્ધતિ સામે અને ક. પાર્ટીની પ્રાદેશિક કમિટીઓ પાસે ફરિયાદો પહોંચી હતી.

પરંતુ તેના જવાબમાં આ કમિટિઓએ આ ફરિયાદોને 'ધનિક વર્ગની વૈચારિક અસર નીચે જીવતા ખેડૂતોનાં પછાત માનસ'ની ટીકા કરી, વધુ કડકાઈ ભર્યાં પગલાં લેવાનું ઠરાવ્યું હતું. અને કમ્યુનોની રક્ષા માટે ફોજને માથે પવિત્ર જવાબદારી હોવાની' હાકલ કરી હતી!

"કમ્યુન પદ્ધતિથી કુટુંબો છિન્ન ભિન્ન થઈ જવાના' અવાજ સામે તેમણે એવો જવાબ વાળ્યો છે કે, ચીની પ્રજા 'સામંતી યુગની પિતૃશાહી પ્રથાને તોડવા ઇચ્છે જ છે.' બીજા મૂડીવાદી દેશોમાં આ પદ્ધતિ, આમેય, સારા પ્રમાણમાં તૂટી ગઈ છે, અમે એનાથી એક કદમ આગળ વધી **લોકશાહી સંયુક્ત કુટુંબની** સ્થાપનાની દિશામાં ધપી રહ્યા છીએ!

## ૮

હવે આપણે 'સહકારી ખેતી' (કોઓપરેટિવ ફાર્મિંગ) 'સમૂહ ખેતી' (કલેક્ટિવ ફાર્મિંગ) અને 'કમ્યુન'ના ત્રણ પ્રકારો વચ્ચેના સંબંધો, તેનાં આવશ્યક લક્ષણો વિષે થોડીક ઐતિહાસિક અને સૈદ્ધાન્તિક વિચારણા કરીએ.

**૧. સહકારી ખેતીના** અનેક પ્રકારો હોય છે. કેવળ 'સર્વિસ' પૂરતી સહકારી ખેતીની વાત ભારતમાં આજે થઈ રહી છે. બીજો પ્રકાર: 'ઉત્પાદન પૂરતી' સહકારી પદ્ધતિ દાખલ કરવી; પરંતુ દરેકની જેટજેટલી જમીન હોય, ઓજારો હોય તેને અનુસરીને તથા કામના ગુણ-પ્રમાણને અનુસરીને બદલો વહેંચી આપવો. ત્રીજો **સમાજવાદી પ્રકાર** કહી શકાય: તેમાં **ઉત્પાદન અને વહેંચણી બંને સહકારી પદ્ધતિએ થાય છે.** અલબત્ત, આમાં પણ કામના ગુણ અને પ્રમાણ ('કાર્યદિન') અનુસાર બદલો અપાય છે.

૨. ચીને ૧૯૫૬માં સમાજવાદી સહકારી ખેતરોનો અખતરો આરંભ્યો હતો. તેમાં સૌથી મોટો ફેરફાર થયો હોય તો તે એ છે કે, હવે સભ્યોનાં પોતાનાં ઉત્પાદનનાં સાધનો (જમીન, સાધનો, વગેરે) કમ્યુનની માલિકીનાં બન્યાં છે; અને હવે બદલાની વહેંચણી તેની જૂની માલિકીના ધોરણે થતી નથી; પરંતુ અમુક ઓછામાં ઓછી જરૂરિયાતોના ધોરણે, **મુખ્યત: સપ્લાય-પદ્ધતિ** મુજબ અને **અંશત: 'કાર્યદિન'**ના ધોરણે રોકડ–નાણાંરૂપે થાય છે.

—અલબત્ત હજી મોટાભાગના કમ્યુનોમાં ઘર, કપડાં, બેડીંગ, ફર્નીચર, તથા સહકારી મંડળી અને બેંકમાંની ડિપોઝિટ રકમ ઉપરનો માલિકી હક્ક વ્યક્તિગત સભ્યનો રહેવાનો છે.

—એટલું જ નહિ, ઘરની આજુબાજુનાં ઝાડ, થોડાંક પાળેલાં પશુઓ અને મરઘાં–બતકાં, પણ વ્યક્તિગત માલિકીનાં રહે છે.

—તે જ રીતે અગાઉનાં સહકારી ખેતરોએ કરેલાં દેવાં પણ કંઈ રદ બાતલ થઈ જતાં નથી.

૩. ચીની નેતાઓ આજની પરિસ્થિતિને કમ્યુનિસ્ટ કક્ષા ગણતા નથી. બલ્કે સમાજવાદ અને કમ્યુનિઝમની વચ્ચેની આ કક્ષા ગણે છે.

તેઓ આ વાત સમજાવતાં (ડિસેમ્બર ૧૦મીની સેંટ્રલ કમિટીનો ઠરાવ) સ્પષ્ટતા કરે છે—

● આજના કમ્યુનની કક્ષા **સમાજવાદી સામુહિક માલિકીની કક્ષા છે.**

● પરંતુ તેને **'સમસ્ત પ્રજાની સમાજવાદી માલિકી' કહી શકાય નહિ.**

**પહેલી કક્ષા** (સમાજવાદી સામુહિક માલિકીની) એટલે અંશે સમાજવાદી છે કે, જેટલે અંશે, ખેડૂતના

વ્યક્તિગત અંગત સ્વાર્થને સામુહિક હિતને આધિન બનાવવામાં આવ્યો હોય. પરંતુ આ સામુહિક હિત ધરાવનારાં કમ્યુનો હજી અલગ અલગ હિત ધરાવનારાં ઘટકો છે; અને તેથી 'સમસ્ત પ્રજાનાં હિત'ની સામે ટકરાવાની શકયતા ખરી. પરંતુ, આમાંથી જ કમ્યુનોના ફેડરેશન દ્વારા તેઓ સમસ્ત પ્રજાના માલિકીવાળી કક્ષાએ જવાની ધારણા સેવે છે.

અને તે માટે, આજે રાજ્યની સત્તાના હાથમાં જે પાયાનાં સાધનો છે, તે કમ્યુન હસ્તક ચાલ્યાં જવાં જોઈએ.

૪. આનો અર્થ એ થયો કે, કમ્યુનોનું સ્વરૂપ અત્યારના સહકારી ખેતરોની જેમ કેવળ ખેતી-વિષયક ન રહી શકે. તેમને હસ્તક સ્થાનિક ઉદ્યોગોથી માંડી શિક્ષણ, સંસ્કાર તથા જીવનની બીજી વ્યવસ્થાઓ હોવી અનિવાર્ય છે.

**આમ, સૈદ્ધાન્તિક રીતે તેઓ એ વાતનો સ્વીકાર કરે છે કે, કેવળ સામુહિક માલિકીનાં કમ્યુન થવાથી સવાલ ઊકલી જતો નથી. કેવળ એના જ ઉપર ઝોક આપવા જતાં, કમ્યુનોનાં સંકુચિત હિતો ઊભાં થવા શકય છે.**

૫. વળી બીજો પણ સૈદ્ધાન્તિક સવાલ હજી તેમની સામે ઊભો જ છે. અને તે છે—ગ્રામ વિસ્તાર અને શહેરો વચ્ચે આર્થિક અને સામાજીક કક્ષાના ભેદોનો, તેમની વચ્ચેના સંઘર્ષનો.

અલબત્ત, કમ્યુનો હવે સ્થાનિક ઔદ્યોગિક કેન્દ્રો પણ બને છે; પરંતુ એથી મોટા ઉદ્યોગનાં મથકો (શહેરો) અને નાના તથા મધ્યમ ઉદ્યોગો (લોખંડ ગાળવાનાં કારખાનાં, ખાણો, ધાતુ ઉદ્યોગો, વીજળી ઉત્પાદન સહિત) અને ખેતી ઉત્પાદનના મથકો (ગ્રામવિસ્તારો) વચ્ચેનો વિસંવાદ કયારે કેવી રીતે ટળશે તે જોવાનું જ રહે છે.

*

ચીની કમ્યુનની કક્ષા વિષે આટલી સ્પષ્ટતા કર્યા પછી, રશિયામાંના **સમૂહ ખેતરોના** પ્રયોગો સાથે તેની સરખામણી કરી જોઈએ.

શરૂઆતમાં—વિશ્વ કમ્યુનિસ્ટ આંદોલનના નેતા ક્રુશ્ચોફના અભિપ્રાયો, જેવા પ્રકટ થયેલા જાણવા મળે છે, તેની નોંધ કરી લઈએ.

ક્રુશ્ચોફે તેના આ વિચાર અમેરિકન સેનેટર હ્યુબર્ટ એચ હમ્ફ્રેરી સાથેની મુલાકાતમાં પ્રગટ કરેલા, ને 'લાઈફ મેગેઝીન'માં છપાયેલા, તે અનુસાર—

'ક્રાંતિ પછી તરત અમેય આવા પ્રયોગો કરેલા. એ બિલકુલ નકામા ઠર્યા છે :ચીની કમ્યુન-પદ્ધતિ રશિયાનાં રાજ્ય ખેતરો અને સમુહ ખેતરેની સરખામણીમાં ઊતરતી છે. (આર્થિક બદલા રૂપી) પ્રેરકતત્ત્વ (Incentive) વિના ઉત્પાદન શકય નથી."

હમ્ફ્રેરી જણાવે છે કે વિશ્વ-સામ્યવાદના અગ્રણીને મોઢે માર્કસવાદના આ મર્મબિંદુનો ઈન્કાર અચંબો પમાડનાર હતો. એણે સામો પાછો પ્રશ્ન કર્યો કે, 'તમારું પ્રેરક-તત્ત્વ અંગેનું આ વિધાન મૂડીવાદી નથી શું?'

'તમને ઠીક લાગે તે નામ આપો; પણ એજ કામ કરી આપે છે,' ક્રુશ્ચોફે જવાબ આપ્યો હતો..

તો વળી,—

રશિયાના સમૂહ ખેતીના પ્રયોગો સાથે ચીની કમ્યુનના અખતરાને સરખાવતાં રેનેડ્યુમોં જણાવે છે કે, સોવિયેત રશિયા અને બીજા યુરોપી કમ્યુનિસ્ટ દેશોની નિષ્ફળતાનાં બે કારણ હતાં: એક તો; અતિશય કેન્દ્રિત સત્તાવાદ; અને બીજું, ખેતી-ઉત્પાદનના ભાવો ખૂબ જ નીચા રાખવામાં આવેલા (રશિયામાં ૧૯૫૧ સુધી અને બીજે હમણાં સુધી).

ત્યારે ચીની પ્રયોગો જોતાં એ વાતની ખાત્રી થાય છે કે ત્યાં જે થઈ રહ્યું છે તે કરોડો માનવીના સ્વય ઉત્સાહ-ઉછાળા વિના શકય નથી.

પરંતુ આ બધા છતાં, આપણે રશિયાની ખેતી-ક્રાંતિ અંગે ખૂબ જ વીગતે સૈદ્ધાન્તિક અને વ્યવહારુ વિચારણા કરી જનાર લેનિનનું દષ્ટિબિંદુ જોઈશું, તો જણાશે કે લેનિને એંગલ્સનો આધાર લઈને, કેટલાક મુદ્દા ખૂબજ સ્પષ્ટ કરેલા હતા—

૧. ખેડૂતોને સહકારી ધોરણે ચલાવવા જરૂરી હોવા છતાં, નાના ખેડૂતોની સંમતિથી જ પગલું ભરવું વ્યાજબી ગણાય. એ તૈયાર ન થાય ત્યાં લગી, રાજ્યે તેને બીજી રીતે મદદ કરતા રહેવું જોઈશે.

૨. ઉત્પાદનનાં ઇતર સાધનો ઉપર રાજ્યની માલિકી હોય તેવા દેશમાં, ખેડૂતોની સ્વૈચ્છિક સહકારી મંડળીઓ દ્વારા સમાજવાદ સ્થાપી શકાય. માટે એમને રાજ્યે લોન અને ઉત્સાહપ્રેરક બોનસ આપવાં જરૂરી છે.

૩. સામુહિક સમાજવાદી ખેતરોની બીજી કક્ષા તો દૂરના ભવિષ્યની વાત થઈ, વચલું પગથિયું કુદાવી જવું હિતાવહ નથી.

૪. સોવિયેત સંઘ જેવા વિરાટ દેશમાં સમૂહ ખેતીના સંગઠનોની પદ્ધતિઓ એક જ પ્રકારની હોઈ ન શકે."

લેનિનના મૃત્યુ બાદ સ્તાલિને જે પદ્ધતિ અખત્યાર

કરી તેમાં જમીનના સામુહીકરણ ( કલેકિટવાઈઝેશન ) ઉપર વધારે પડતો ઝોક અને ઉતાવળ થયાં. બળજબરીથી સામુહીકરણ થયાનું બન્યું.

સ્તાલિનના નેતૃત્વ દરમ્યાન, લેનિનની બે કક્ષાની જગાએ એક જ કક્ષા રહી ગઈ. સામુહિક ખેતીની—કલેકિટવ ફાર્મિંગની. આને જ agricultural artel તરીકે પણ ઓળખાવવામાં આવે છે. આ કક્ષામાં વહેંચણીનું 'સામાજિક ધોરણ' રાખવામાં આવ્યું હતું. એટલે કે સંપત્તિ બધી ભેગી અને બચતની વહેંચણી સરખે ભાગે.

આમ છતાં, ત્યાં પણ 'કાર્ય-દિન' અનુસાર રોકડ બદલાનું ધોરણ સ્વીકારાયું હતું, જેની આડ એડ હતી.

*

**તો, ચીની કમ્યુન અને રશિયાના સમૂહ ખેતરો** બંને વચ્ચે ખાસ ભેદ શો છે ?

**શું** ચીની કમ્યુનો રશિયાના સમૂહ ખેતરોની બીજી 'વેરાઈટી' જેવાં નથી ?

**સૌથી** પ્રથમ અને મહત્ત્વનો ભેદ એ છે કે-

ચીની કમ્યુનો કેવળ ખેતી વિષયક સામુહિક પ્રયોગો નથી.

**એકાંગી** ( કેવળ ખેતીનાં ) રશિયન સામુહિક ખેતરો **અને સર્વાશ્લેષી** ( ઉદ્યોગો, શિક્ષણ સહિતનાં ) ચીની કમ્યુનો વચ્ચે રાષ્ટ્રીય વિકાસની દષ્ટિએ, આભજમીનનો ફેર છે.

સર્વાશ્લેષી ચીની કમ્યુનોમાં લોકનીતિનાં ઘટકો બનવાની ગુંજાયશ છે.

પરંતુ ખેડૂતોનાં પોતાના વિકાસની દષ્ટિએ જે સવાલો રશિયન સામુહિક ખેતરો સામે ઉપસ્થિત થયા હતા, તેવા અહીં પણ થવાની સ્થિતિ દૂર થઈ નથી. ચીને સહકારી ખેતીના બહુ જ ટૂંકા ગાળાના પ્રયોગ બાદ 'કમ્યુન' ઉપર જે કૂદકો માર્યો છે, તેમાં વચલી કક્ષા કુદાવી જવાની ઉતાવળ નથી જ એમ કહી શકાય એવું નથી.†

† શ્રી બી. એન. ગાંગુલી તેમના લેખમાં એવું સૂચન કરે છે કે, ચીની પદ્ધતિ, આ બાબતમાં પણ, રશિયાના સમૂહ ખેતરોથી સાવ જુદા પ્રકારની ને જુદી કક્ષાની છે...કારણમાં તેઓ એમ જણાવે છે કે (૧) ચીનમાં કામ પ્રમાણે ( કાર્યદિન અનુસાર ) વળતર આપવાનું હજી છોડી દીધું નથી; (૨) ઘર, કપડાં, બિછાનું, ફર્નિચર, બેંક વા સહકારી મંડળીમાંની રોકડ જમા રકમ વગેરે ઉપર કમ્યુનના સભ્યો તેમની ખાનગી માલિકી ધરાવી શકે છે.

પરંતુ આ બન્ને વાત રશિયાના સમૂહખેતરોને વર્ષોથી લાગુ પડતી રહી છે।

ભલે ચીની રાજ્યકર્તાઓએ સૈદ્ધાન્તિક રીતે ઉપસ્થિત થયેલી સમસ્યાઓને હાલ તુરત તો, થોડીક છૂટછાટો આપી હળવી કરીને, ધૂમપ્રચાર દ્વારા લોકોને ગળે એનું 'સત્ય' ઉતારી દઈ ને, અને છતાંય જેઓ સહમત ન થાય તેમને 'દુશ્મનો અને પ્રગતિવિરોધી' લેખી દબાવી દઈ ને, પાછી ઠેલી હોય; પરંતુ કોઈ પણ પરિવર્તનની કસોટી તો, તે દ્વારા કેવળ આર્થિકજ નહિ, કેવળ ભૌતિકજ નહિ, પરંતુ સર્વાંગી માનવીય તત્ત્વોનો વિકાસ કેવો ને કેટલી હદે થઈ રહ્યો છે, તેનાથી જ અંકાશે. ચીની કમ્યુનના પ્રયોગમાંથી જે પાયાની સમસ્યાઓ જાગી છે તે આ છે—

**૧. સામ્યવાદી સમાજ રચનામાંય** અંગત વપરાશની ચીજ વસ્તુમાં ખાનગી માલિકીને સ્થાન રહેશે? વળતરનું કોઈ ધોરણ, વા જુદાં જુદાં ધોરણ, રહેશે ? યા કેવળ 'જરૂર મુજબ ઉપભોગ' જ રહેશે? એટલે કે, કેવળ **સામાજીક નૈતિક જવાબદારીની ભાવનાજ પ્રેરકબળ** બની જશે ?

૨. સામાજીક જીવનમાં **પાયાના ઘટક તરીકે કુટુંબનું સ્થાન** રહેશે ? માબાપોથી બાળકોને છૂટાં પાડીને ઉછેરવાના પ્રયોગોની માનવ જીવન ઉપર કેવી અસર થશે ?

૩. માણસના જીવનને ચોવીસે કલાકના **ફોજી શિસ્તબદ્ધ ચોકઠામાં** ગોઠવી દીધાથી એની ઊર્મિલ, સર્જક, આંતરિક, આત્મિક શક્તિ ઉપર કેવી અસર થશે ?

૪. આજના યુગમાં કોઈ પણ સામાજીક ક્રાંતિનો વિરાટ પ્રયોગ, જ્યાં સુધી અહિંસક લોકશાહીના પાયારૂપ, માનવીય મૂલ્યોના પાયા ઉપર ખોડાયેલો નહિ બને, ત્યાં લગી તેની તમામ અદ્ભુત ભૌતિક સિદ્ધિઓ શું હિંસક અંધસત્તા-વાદી સત્તાખોરીને જ પોષનાર નહિ બની જાય ?

આજે આપણે કોઈ આ બધાના ઉતાવળા જવાબો આપી શકવાના નથી. પરંતુ—

■ માનવીને કેન્દ્રમાં રાખી આ બધા સવાલોનો વિચાર કરવાનું એક-પાર્ટીની સરમુખત્યારીવાળા કમ્યુનિસ્ટ તંત્ર નીચે આજ પૂર્વે નહિ જેવું શક્ય બન્યું છે; ને આજલગીનું તેમનું વલણ જોતાં એવી આશાઓ ઓછી છે, એટલું જ આજે કહી શકીએ.

• કોઈ પણ રાષ્ટ્ર શોષણ વિહીન, લોકનીતિ આધારિત સામ્યવાદ-રામરાજ્ય-સર્વોદયમાં પરિવર્તન પામવા સાધનશુદ્ધિ ઉપર અનિવાર્ય રીતે પોતાનો ખીલો ખોડવો જોઈશે, એ હવે ઐતિહાસિક સત્ય છે.

આમ છતાં, ચીની અખતરાના ઐતિહાસિક તત્વો આ છે –

૧. સૌ કોઈ વ્યક્તિએ સંકુચિત વ્યક્તિ-હિતના ખાબોચિયાંમાંથી નીકળી સામુહિક હિતની સરિતામાં પોતાનુ જીવન વહેતું કર્યા વિના છૂટકો નથી.

૨. કેવળ ખાનગી મિલ્કતની નાબુદી જ નહિ, પરંતુ શ્રમના વળતરમાં પણ લગભગ સમાનતા નહિ હોય તો નવા વર્ગો. અને અંતરાયો જાગવાના છે, તે માટે પહેલેથી સાવધ રહેવું પડશે.

૩. બૌદ્ધિક અને શારીરિક શ્રમનો ભેદ નાબુદ થવો જ રહ્યો.

૪. તે જ રીતે, અમુક ભાડૂતી સૈનિકો અને બીજા પ્રજાજનો—એવો ભેદ પણ નાબુદ કરવો જ રહ્યો. દરેક નાગરિક પોતે રક્ષક હોય અને દરેક રક્ષકમાં નાગરિકની પૂરી સંસ્કારિતા હોય તે અનિવાર્ય છે.

૫. અંતે તો રાજ્યના ભાડુતી અમલદારો ( બ્યુરોક્રસી ) અને પ્રજાજનો વચ્ચેનો ભેદ પણ નાબુદ થવો જ રહ્યો. રાજ્યતંત્રનું અસ્તિત્વ વ્યવસ્થા પૂરતું જ રહી જાય; એટલે કે લોકોના ઘટકો રાજ્યની સતત ડખલ વિના પોતાનું તંત્ર દમનના સાધન વિના ચલાવે.

ટૂંકમાં રાજતંત્ર ઉપર લોકતંત્રનો વિજય અનિવાર્ય છે.

ચીની કમ્યુનોના અખતરામાં આ બધાં તત્ત્વો રહેલાં છે; અને છતાં લોકશાહી અધિકારોને અક્ષત રાખીને, આત્મિક સ્વાધીનતાના સિદ્ધાન્તને કેન્દ્રમાં રાખીને અહિંસક ધોરણે સામ્યવાદ-રામરાજ્ય-ના સર્વોદયની સ્થાપના અને સંચાલના કરવાની ગુંજાશ કમ્યુનિસ્ટ પાર્ટી અને કમ્યુનિસ્ટ રાજ્ય સત્તા પાસે છે ખરી ?

* જો એ કરી શકશે તો એમને હાથે પૃથ્વી પર સ્વર્ગ ઊતરશે.

* જો આજ લગીની પદ્ધતિ અનુસાર જ વર્તશે તો ભયંકર અંધસત્તાવાદ પૃથ્વીને આવરી લેશે.

---

## સંદર્ભ-સૂચી


1. China's Economic Growth
   (Four Articles) : Charles Bettleheim
2. Chinese Agriculture :
   Rene Dumont
3. Turning Labour into Capital :
   K. S. Gill
4. Agriculture and Communes :
   Dr. S. Chandrashekhar
5. People's Communes in China :
   B. N. Ganguli
6. People's Communes in China :
   Michael Shapiro
7. The Significance of China's Communes :
   D. D. Kosambi
8. Incentives in China :
   Reggy Durdin
9. An article by a British Visitor :
10. Communist World :
    (From August to up-to-date notes in LINK Weekly ) તથા ઇતર સામયિકોના સમાચાર અને તંત્રીલેખો

## નવું વાચન

● ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મીતાક્ષરી પરિચય ●

### ભારતનો સાંસ્કૃતિક ઇતિહાસ

લે. : ડૉ. વિજયસિંહ ચાવડા
[ અધ્યાપક : મ. સ યુનિ. વડોદરા ]
પ્ર. : આચાર્ય બુક ડેપો—વડોદરા
કિં. : રૂ. ૧૦-૦૦

ઇતિહાસનો વિષય તો હંમેશાં શાળા–કૉલેજોના અભ્યાસ-ક્રમમાં ચાલતો આવેલો છે; પરંતુ સર્વસાધારણ ઇતિહાસ અને સાંસ્કૃતિક ઇતિહાસ એ ભિન્ન પ્રકારના અભ્યાસો છે, એ વાત સમજી સ્વીકારીને આપણાં કેટલાક વિશ્વવિદ્યાલયોમાં 'ભારતનો સાંસ્કૃતિક ઇતિહાસ'નો વિષય દાખલ થવા લાગ્યો છે, એ એક શુભલક્ષણ છે.

ઘણા લાંબા સમય સુધી ભારતીય સંસ્કારિતા વિષે કાં તો અંધભક્તિપૂર્ણ 'અહોગાન'નું અથવા તો 'પછાત જંગલી પ્રજા' પ્રત્યેની ઉપેક્ષાનું વલણ રહ્યા બાદ, છેલ્લી પચ્ચીસી દરમિયાન, ભારત જેમ જેમ તેનું ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કરતું ગયું તેમ તેમ, તેના પ્રત્યેની દેશી-વિદેશી અભ્યાસીઓની દૃષ્ટિમાં પણ સારો એવો ફેર પડ્યો છે. અને પ્રમાણમાં વસ્તુનિષ્ઠ દૃષ્ટિ આવવા લાગી છે. પરિણામે વિશ્વસંસ્કારિતામાં ભારતીય સંસ્કારિતાના વિશિષ્ટ પ્રદાન અંગેના અભ્યાસનાં પાસાંઓ સારા પ્રમાણમાં સંશોધનનો વિષય બન્યાં છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં લેખકે અનેક નિષ્ણાતોના અભ્યાસ ગ્રંથોનો ઉપયોગ કર્યો છે અને એકંદર, આ ગ્રંથ વિદ્યાર્થીઓને લક્ષમાં રાખી તૈયાર થયો હોવા છતાં, અને મૌલિક સંશોધનનો કોઈ દાવો કરતો ન હોવા છતાં, ભારતની સંસ્કારિતાના વિકાસની રૂપરેખા જાણવા ઇચ્છનાર સૌ કોઈ ને માટે ઘણો ઉપયોગી થશે, એવી ખાત્રી આપે છે.

આ ગ્રંથમાં પ્રાગ્ ઐતિહાસિક ભારત અને સિંધુની સંસ્કૃતિથી આરંભી છેક વિદ્યમાન રાષ્ટ્રીય કૉંગ્રેસની સ્થાપના તથા તેના વિકાસ, ઉપરાંત સ્વાતંત્ર્ય પછીનાં અગિયાર વર્ષનો ટૂંકો પરિચય સુદ્ધાં આપવામાં આવ્યો છે, તે યોગ્ય જ થયું છે.

ગુજરાતમાં આજ પૂર્વે, સ્વ. શ્રી રમણલાલ વ. દેસાઈએ આ દિશામાં પ્રશંસ્ય પ્રયાસ કરેલો, તેની અત્રે નોંધ લઈએ છીએ. અને આ ગ્રંથને એક સ્તુત્ય પ્રયાસ તરીકે આવકારીએ છીએ.

આ ગ્રંથને ગુજરાત યુનિવર્સિટીના ગુજરાતી વિભાગના અધ્યક્ષ શ્રી. ઉમાશંકર જોષી તથા પ્રાચ્યવિદ્યામંદિર, (મ. સ. યુનિ.) વડોદરાના અધ્યક્ષ શ્રી ભોગીલાલ સાંડેસરાનાં 'આવકાર વચનો' પ્રાપ્ત થયાં છે, તેને આ ગ્રંથની ઉપયોગિતાની વિશેષ બાંહેધરી રૂપ લેખીએ છીએ.

*

### વિશ્વઇતિહાસની રૂપરેખા

લે. : ચંદ્રભાઈ કા. ભટ્ટ
(પ્રકાશક : લેખક પોતે)
પ્રાપ્તિસ્થાન : ચેતન પ્રકાશનગૃહ લિ. વડોદરા
રૂ. ૧૫-૦૦

શ્રી ચંદ્રભાઈ ઇતિહાસ, મનોવિજ્ઞાન અને શિક્ષણનાં ક્ષેત્રે એક અનુભવી અધ્યાપક તરીકે તથા લેખક તરીકે ગુજરાતને સુપરિચિત છે.

આ ગ્રંથ (પા. ૮૧૫; ૨૭ નકશાઓ; ૧૯૦ ચિત્રો)ના આરંભમાં 'ઇતિહાસ'ના સ્વરૂપની તાત્ત્વિક ચર્ચા કરવામાં આવી છે; અને ત્યાર બાદ વિશ્વ–ઇતિહાસના પિતામહ 'ઇજિપ્ત'થી આરંભી, બીજા વિશ્વયુદ્ધ સુધીનું વિહંગાવલોકન કરવામાં આવ્યું છે. અને અણુયુગના આરંભની અદ્યતન સમયની—વિશ્વશાંતિ કે વિશ્વસંહારની સમસ્યા ને સહઅસ્તિત્વની સમસ્યાને રજૂ કરી લેખકે પુસ્તકની ઉપયોગીતા-માં ઉમેરો કર્યો છે.

શ્રી ચંદ્રભાઈ પોતે વિચારક છે; આ ગ્રંથમાં એમના

આ ચિંતનનો પડઘો વારંવાર ઊઠે પણ છે—અલબત્ત, ઘણી વાર એમાં ક્યાંક એકાંતિક આગ્રહ પણ વરતાય છે.

એકંદર, ગુજરાતી ભાષામાં આ પ્રકારના ભૂજ અભ્યાસ ગ્રંથોમાં આ એક આવકારદાયી ઉમેરો છે. અને દરેક સંસ્થા–શાળા માટે આ ગ્રંથ ઘણો જ ઉપયોગી નીવડવાની આશા છે.

*

## નૂતન શિક્ષણ અને નૂતન મનોવિજ્ઞાન

લે: ચંદ્રભાઈ કા. ભટ્ટ

(પ્રકાશક: લેખક પોતે)

પ્રાપ્તિસ્થાન: ચેતન પ્રકાશન ગૃહ લિ. વડોદરા

રૂ. ૧૦–૦૦

શ્રી ચંદ્રભાઈએ આજથી લગભગ વીસ વર્ષ પૂર્વે 'મનોવિજ્ઞાનનો દૃષ્ટિકોણ' પ્રગટ કરીને એક વિશિષ્ટ દૃષ્ટિના આ ક્ષેત્રના અભ્યાસી તરીકે સ્થાન પ્રાપ્ત કરેલું. ત્યાર બાદ, તેમનું 'નૂતન શિક્ષણ અને મનોવિજ્ઞાન' પ્રગટ થયું. આ ગ્રંથ આ વિષયોના કૉલેજના વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને ઉપયોગી નીવડ્યો હતો; બાદ, તેની સુધારા વધારા સાથેની આવૃત્તિ આ ગ્રંથમાં પ્રાપ્ત થાય છે.

શિક્ષણ અને મનોવિજ્ઞાન જેવા જોડિયા વિષય ઉપરનો આવો ચિંતન–અભ્યાસનો સંયુક્ત ગ્રંથ ગુજરાતીમાં એવા પ્રથમ જ હોય, આ નવા ગ્રંથને અત્યધિક આવકાર મળવાની આશા રહે છે.

અમે ઇચ્છીએ છીએ કે, શ્રી ચંદ્રભાઈ આ યુગમાં સતત વિકસી રહેલા અતિ મહત્ત્વના અને અતિ ચર્ચાસ્પદ એવા આ બેઉ વિષયોનો અદ્યતન સિદ્ધાન્તિક અભ્યાસ કરી તેનો નીચોડ ગ્રંથ ગુજરાતની પ્રજા સમક્ષ રજૂ કરો.

*

## શાળાઓ માટેનો કાર્યક્રમ (પશ્ચિમ વિભાગ)

(૧૯૫૭–૫૮ તથા ૧૯૫૮–૫૯) મુંબઈ આકાશવાણી દ્વારા પ્રકાશિત.

આપણા બાળકોના વિકાસમાં, તેમના જ્ઞાનમાં અતિશય ઉપયોગી એવા વિજ્ઞાન, આરોગ્ય, ઇતિહાસ, ભૂગોળ, ભૂસ્તરશાસ્ત્ર, સાહિત્ય અને સામાન્યજ્ઞાનના વિવિધ વિષયો લઈ, મુંબઈ રાજ્ય રેડિયો ઘર તરફથી જે ખાસ પ્રયાસો થઈ રહ્યા છે, તેની કેટલીક માહિતી પૂરી પાડતાં આ બે પુસ્તકો (ઊભી સાઈઝ પૃ. ૧૦૦થી ૧૫૦) શિક્ષણ દૃષ્ટિએ ખૂબ જ ઉપયોગી નીવડે તેવાં છે.

નાના વિદ્યાર્થીઓની કક્ષા અનુસાર, અનેકાનેક વિવિધ વિષયો ઉપર, તે તે વિષયના જાણકારોદ્વારા આ વાર્તાલાપો રચાયેલા છે; અને સારા પ્રમાણમાં ચિત્ર–ફોટાઓ સાથે જ્ઞાન વિસ્તરણનો પ્રયાસ થયો છે.

અમને ખબર નથી કે આટલા ભરચક માહિતીના રેડિયો–કાર્યક્રમોમાંથી કેટલાનો કેટલા પ્રમાણમાં વિદ્યાર્થીઓને સીધો લાભ શ્રવણદ્વારા આપવાનું શાળાઓ તરફથી થાય છે; (આ કાર્યક્રમો અઠવાડિયામાં પાંચેક દિવસ રેડિયો ઉપરથી ૪ થી ૪–૨૦ અને ૪–૪૦ થી ૫ સાંભળાતા હોય છે) તથા પાછળથી આ પુસ્તકોનો ઉપયોગ કરી, એ જ્ઞાનને પરિપુષ્ટ કરવાનું બને છે; પરંતુ આવા કાર્યક્રમોનો અને તેના આવા ગ્રંથોનો ખૂબ મોટા પ્રમાણમાં ઉપયોગ થાય એ અત્યંત જરૂરી તો છે જ. આથી વિદ્યાર્થીઓના ચાલુ અભ્યાસક્રમમાં તથા ઇતર જ્ઞાનમાં ઘણો ઉપયોગી ઉમેરો થશે, એ નિઃશંક છે.

*

## અલ્લાહના બંદાઓ (ભા. ૧)

(લે. 'અંજુમન' વાલોડી

રૂપાયતન પ્રકાશન, જુનાગઢ    કિ. ૦–૩૭

આ પ્રકાશન સંસ્થાએ જે થોડાંક પણ હેતુ પૂર્ણ અને સુઘડ નાનાં પ્રકાશનો કર્યાં છે, તેમાં આ પુસ્તિકા મૂલ્યવાન ઉમેરો કરે છે. આ પુસ્તિકામાં પેગંબર સાહેબ તથા મુસ્લિમ સંત ફકીરોના જીવનના કેટલાક સુંદર પ્રસંગો ભાવવાહી શૈલીમાં રજૂ કર્યા છે.

*

## સોવિયેત સંઘનું આરોગ્યતંત્ર

લે: વ્લાદિમિર માયેસ્કી

મુંબઈ ખાતેની સોવિયેત કૉન્સ્યુલેટ

જનરલની માહિતી શાખા: કફપરેડ, મુંબઈ, ૮.

કિ. ૦–૨૦

સોવિયેતે વિજ્ઞાન, ઉદ્યોગ, શિક્ષણ અને આરોગ્ય ક્ષેત્રે અપૂર્વ સિદ્ધિઓ હાંસલ કરી છે, તે સર્વવિદિત છે.

આ પુસ્તિકામાં કામદારો, કિસાનો, માતાઓ તથા બાળકોને માટે તબીબી સંભાળ, તબીબી સારવાર, સૅનેટોરિયમ, તથા આરામગૃહો દ્વારા જે સગવડો આપવામાં આવે છે, તથા તબીબી કેળવણી અને આરોગ્ય જ્ઞાનનો જે પ્રચાર

કરવામાં આવે છે, તેનો ખ્યાલ ચિત્રો સાથે રજૂ કરવામાં આવ્યો છે.

*

## પરિવેશ :

લેખક-પ્રકાશક : ભાનુશંકર ઓધવજી વ્યાસ
પ્રાપ્તિસ્થાન : આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨
મૂલ્ય રૂ. ૨-૫૦

શ્રી. ભાનુશંકર વ્યાસનો આ પ્રથમ કાવ્યસંગ્રહ છે. એમાં મુક્તિ-સ્વાતંત્ર્યની ભાવનાનાં કાવ્યો વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. કવિની આ એક માર્ગે રોકેલી ભાવનામયતાએ જાણ્યે-અજાણ્યે એમની કવિતાને મુક્તપણે વિહરવા દીધી નથી. કાવ્યવિષયનું ક્ષેત્ર મર્યાદિત બની ગયું છે. કાવ્યપિંડ સારી રીતે આકાર ધારણ કરતો લાગે, ત્યાં તો એ 'ભાવના' આવીને એટલા જોરથી પોતાની છાપ એના પર મારી દે છે કે, બંધાવા આવેલો આકાર વેરણછેરણ થઈ જાય છે: અને જે કંઈ કહેવાનું હોય છે, તે સૂચિત ન રાખતાં આ ભાવના માથું ઊંચું કરીને સ્પષ્ટ શબ્દોમાં કહી દે છે. કવિની કલ્પના પર પણ એમની ભાવનામયતાનું આક્રમણ થયેલું જણાય છે. પરિણામે એકની એક વાતનું પુનરાવર્તન અનેક કાવ્યોમાં થઈ ગયું છે. ગૂંગળાતી કલ્પનાને કારણે કાવ્યની ભાષા અને બાની પણ પરમ્પરાનો આશ્રય લઈને સંતોષ માનતી જણાય છે.

'મૌક્તિકો સ્વાતિનાં', 'ચંચળતા', 'ઓરતા', 'त्वदते कः' જેવાં સોનેટકાવ્યોમાં કવિનું છંદપ્રભુત્વ અને 'અંતરે વસંત' અને 'એવીરે સૂરત તારી સાંપડી' જેવાં ગીતોમાં લયમાધુર્ય જણાઈ આવે છે. સંગ્રહનાં આ ઉચ્ચ કક્ષાનાં કાવ્યો છે. કવિ પાસે સારો શબ્દભંડોળ છે, છંદોરચનાની સૂઝ છે; અને તેથી એક પ્રકારનું અભિવ્યક્તિ-સૂત્ર એમણે મેળવી લીધેલું છે. પણ આ એક ભયસ્થાન છે. બીજાં મોટા ભાગનાં કાવ્યોમાં જોઈશું, તો જણાશે કે, એમનો ભાવના-વિષય આપણે જેને સાંભળવા ટેવાયેલા છીએ એવી રૂઢ પદાવલિથી કવિતાને શણગારીને નક્કી કરેલા માર્ગે લઈ જાય છે. ત્યાં કવિની ચિત્તભૂમિમાં ખીલેલાં કલ્પનાકુસુમોની સુવાસ આવતી નથી.

કવિ એમની ચિત્-શક્તિઓને આ બધા 'પરિવેશ'-માંથી મુક્ત કરીને, જીવનના વિશાળ પટપર મુક્તપણે વિહરવા દે અને પોતાનો નવો પરિવેશ' રચીને કાવ્યરચનાઓ આપે એવું આપણે ઇચ્છીએ. સોનેટરચના કવિને વધુ અનુકૂળ છે, એમ જણાય છે. શ્રી. ભાનુશંકર વ્યાસ એ કાવ્યપ્રકાર સારી રીતે ખીલવે. એવી આશા એમની પાસેથી રાખવાનું સહેજે મન થાય.

—અનિરુદ્ધ બ્રહ્મભ

*

## વલ્લરી

લે : રમણલાલ કોઠારી
પ્રકાશક : વોરા ઍન્ડ કું. પ્રા. લિ., કાલબાદેવી રોડ મુંબઈ-૨
મૂલ્ય : રૂા. બે

'વૃન્દાવન' પછી શ્રી રમણલાલ કોઠારીનો આ બીજો કાવ્યસંગ્રહ પ્રગટ થાય છે. આ કાવ્યકુસુમોને ધારણ કરતી કવિની કવિતાવલ્લરી વિશે કહેવું જોઈએ કે, એ વલ્લરી કવિની ચિત્તભૂમિમાંથી પૂરતું ખાતર મળ્યું હોય એમ લાગતું નથી. અધૂરા પોષણે ઊગી નિકળેલી એ વેલી છે. કવિની ચિત્તભૂમિનાં રસકસ વલ્લરીના મૂળ સુધી પહોંચતાં હોય એમ લાગતું નથી. કવિની ભાવના કવિતામાંથી સાર ખેંચવાને મુખ્યત્વે રહેલી જણાય છે. એટલું જ નહિ, કવિની પાસે એ 'સાર' અગાઉથી નક્કી કરેલો હોય છે. કવિતા પર પડતા આ સારના ભારથી અકળાઈને કવિનો ભાવોન્મેષ પણ ત્યાં જતાં સુધીમાં પોતાની ઉષ્મા ગુમાવી બેસે છે. 'હું બુદ્ધ થાઉં,' 'સંસાર,' 'બાકી ઘણું,' 'જીવનરીત' વગેરે કાવ્યો આ કારણે કરમી ગયેલાં લાગે છે.

'સાર'ના ભાર તળે દબાતી કવિતા મૂંઝાઈને સ્વચ્છંદી બનીને બીજો રસ્તો લે છે. ઊર્મિલીલાનો પોતે પન્થ લીધો છે, એવું મન મનાવીને, મુક્તપણે વિહરવા જતી કવિતા પોતાનું 'સત્ત્વ' ક્યારેક ગુમાવી બેસે છે. 'ટ્રેન જાતી હતી' અને 'દર્દોની જ્વાલા' એનાં ઉદાહરણો છે.

કવિની અનુભૂતિ જ્યારે ઉત્કટ હોય, ત્યારે ચિત્તભૂમિમાં થીજી ગયેલા રસકસને પણ વહેતા કરીને કાવ્યાવેલીના મૂળ સુધી પહોંચાડે; અને ત્યારે જ કવિતાવલ્લરી પર આવતાં કુસુમો રૂપે-રંગે-માધુર્યે સહૃદયને આકર્ષે. 'ન્હાની વાત', 'અબોલા', 'મેંદીનો રંગ', 'ટેકરી', 'આ વરસે' વગેરે 'વલ્લરી'નાં ઉત્તમ કાવ્યો છે. ઝબકતી વીજળીને 'આખિર અજંપાને અંકે રે જંપતી' કહીને કવિએ સુંદર રીતે એની ચપળતા-ચંચળતા વર્ણવી છે. કવિ પાસે શબ્દભંડોળ છે, લયની સૂઝ છે, છંદપ્રભુત્વ છે; પણ એ બધું

ત્યારે જ મૂલ્યવાન બને, જ્યારે કવિની ભાવાનુભૂતિની સાચી અભિવ્યક્તિ એ માર્ગે થઈ હોય.

આપણે ઇચ્છીએ કે, કવિની ચિત્તભૂમિમાં કવિતાવલ્લરી નિર્બંધ રીતે કવિતા બનીને જ પાંગરે અને કાવ્યદેવી એ વલ્લરીના વિકાસને માટે, કવિના શબ્દોમાં જ કહીએ તે "દયું ઉપર ખેડતી નિતની...કૃષિકારિણી" બનીને "આ બસ ગાઉં મારા જીવનનું નૂર" એ કવિની અભિલાષા પરિતૃપ્ત કરે.

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# નવાં અંગ્રેજી પુસ્તકો

## India Wins Freedom
By : Abul Kalam Azad
Most reveiling auto-biography full of inner stories of recent Indian National events Rs. 12-50

## Bihar Through The Ages
Ed. By : R. R. Diwaker, Ex. Governor of Bihar
Panorama view of Bihar thru 3000 years
Written by Internationally-famed eminant scholars
Rs. 20-00

## Common Sense & Nuclear Warfare
[ Addressed equally to East and West ]
By : Bertrand Russell Sh. 3/6

## Atomic Weapons in World Politics
Prof. : Sailendra Nath Dhar
An up-to-date comprehensive and critical survey of the world's most serious problem. Rs. 10-00

## Russia : The Atom & The West
By : George F. Kennan
[ The BBC Reith Lectures : 1957 ]
A most powerful plea for what is essentially a sane approach to world affairs
Sh. 10-6

## Bertrand Russell's Best
Selection from Author's ideas on Psychology, Religion, Sex, Marriage and Education, Politics, Ethics. Sh. 10/6

## Understanding History
By : Bertrand Russell
Very penetrating essays on the problems of Modern History Rs. 5-00

## Man Against Himself
By : Karl Menninger
A Book on the battle against Death
A sociological study Rs. 7-50

## Politics of Democratic Socialism
By : E. F. M. Durbin
An Essay on Social Policy

## Diversities
Ed. By : Prof. D. P. Mukerjee
Essays in Economics, sociology and other social Problems. Rs. 15-0

## Economic Surveys in Under-Developed Countries
By : P. K. Mukerjee
Rs. 18-5

## The Angry Decade
By : Kenneth Allsop
Critical essay on most Modern Thought in European Literature Sh. 21/

## Individual & The State
By : Chagla
Remarkable essays by a Remarkable personalit
Rs. 9-7

## The Economic Consequences of Automatic
By : Paul Einzig
Sh. 21/

## Caste & Communication in An Indian Village
By : D. N. Majumdar
Rs. 20-0

## Transfer of Power
By : V. P. Menon
( Story of integration of Indian States in Indian Republic ) Rs. 15-00

# થોડાંક ચૂંટેલાં અંગ્રેજી પુસ્તકો

## Economics History—Politics

Natural Economic Order (Silvio Gesell) Sh. 30-00
Indian Administration (A. Chanda) Sh. 25-00
Individual & The State (Chagla) Rs. 9-75
Introduction to Indian History (D. D. Kosambi) Rs. 18-75
Responsibility of People (Dwight Macdonald) Sh. 21-00
American Capitalism (John Kenneth Galbraith) Sh. 18-00
Why Co-operative Commonwealth : (Das) Rs. 2-00
The Way to Co-operative Socialism : (Dutt) Rs. 2-00
House of Commons (Campion) Sh. 24-00
History of Local Govt. in England (Redlich & H.) Sh. 30-00
Nehru & Democracy (Smith) Rs. 9-00
An Outline History of China Rs. 2-80
The Economic Consequences of Automation (Paul Einzig) Sh. 21-00
Russia Revisted (Louis Fischer) Sh. 25-00
Dragon & Sickle (on China) Guy Wint Sh. 4-00
Private Industry & Political Power Sh. 2-00
The End of An Era (K. M. Munshi) Rs. 17-50
Development of Capitalism in Russia (Lenin) Rs. 2-62
Mao's Selected Works Vol. I to IV Rs. 9-00
Diversities (Essays) D. P. Mukherjee Rs. 15-00
Man's Worldly Goods (Leo Huberman) Rs. 4-50
Caste & Communication in An Indian village (D. N. Majumdar) Rs. 20-00
Indian Economy Since Independence (H. Venkatasubbaih) Rs. 17-50
Principles of Economics (Clifford L. James) Rs. 7-50
Industrial change in India (George Rosen) Rs. 15-00
History of Gujarat Vol. II (Prof. Commisariat) Rs. 32-00
Understanding History (Bertrand Russell) Rs. 5-00
The Indian Heritage (Humayun Kabir) Rs. 5-50
History of Soviet Russia (E. H. Carr)
„ Vol. I (1917 to 1923) Sh. 25-00
„ Vol. II ( „ „ ) Sh. 30-00
„ Vol. III ( „ „ ) Sh. 36-00
„ Vol. IV (1923 to 1924) Sh. 30-00
Russia : The Atom & the West (G. F. Kennan) Sh. 10-00
History of Socialist Thought (G. D. H. Cole)
Vol. I Sh. 25-00
Vol. II Sh. 30-00
Vol. III & Vol. IV Sh. 70-00
Feudalism & Capitalism (Symposium) Rs. 1-75
Outlines of Political Science H. N. Sinha Rs. 10-00
Hindu Society at Cross Roads Panikkar Rs. 4-50
The Horizon of Marriage (Radhakamal Mukerjee) Rs. 15-00
Bihar Through The Ages (R. R. Diwakar) Rs. 20-00
The Transfer of Power in India (V. P. Menon) Rs. 25-00
Economic Surveys in Underdeveloped Countries (P. K. Mukherjee) Rs. 18-50
Men & Thought in Ancient India (Radhakamal Mukerjee) Rs. 5-00
A Survey of Indian History (K. M. Panikkar) Rs. 8-50
India & China ( „ „ ) Rs. 4-75
India Today & to-morrow : (Rajani Palm Dutt) Rs. 5-00
The Political Economy of Growth : (Paul Baran) Rs. 15-00

The Monetary & Fiscal Policy of India (K. C. Chacko) Rs. 15-00

The Use of force in International Relations (Appadorai) Rs. 5-75

Economic Developments in India (C. D. Deshmukh) Rs. 6-00

The Making of Indian Nation (Gokhale) Rs. 15-50

Keynesian Economics (A Symposium) Rs. 8-75

Democracy at Ease (David Goldblatt) Sh. 9- 6

Chain of History (Gregg) Sh. 21-00

No more War (Pauling) Sh. 16-00

World without Wars (J. D. Bernal) Rs. 20-00

## Science-Education-Philosophy

Social Psychology (V. V. Akolkar) Rs. 11-75

Man Learns to Write Sh 10- 6

Modern philosophies of Education (Brubacher) Rs. 27-50

Sex & Repression in Savage Society (Bronislaw Malinowski) Rs. 6-25

Freud & 20th Century (Benjamin Nelson) Rs. 7-50

The Pleasure of Philosophy (Will Durant) Rs. 8-75

The Need for Roots (Simone Weil) Rs. 7-50

Man Against Himself (Karl Menninger) Rs. 7-50

The Philosophy of the Enlightenment Rs. 7-50

The Sane Society (Erich Fromm) Sh. 25-00

Everyman's Encyclopaedia Vol. 1-12 Per Vol. Sh. 24-00

Common Sense & Nuclear Warfare (Bertrand Russell) Sh. 3- 6

Nuclear Explosions Rs. 7-50

Peace or Atomic War (Albert Schweitzer) „ 3-00

General Chemistry 5-62

Astronomy 2-00

Figures for Fun 1-25

Soil Nutrition 0-62

My Path in Science 1-25

Sound 0-50

Atomic Nuclears (M. Korsunsky) 3-00

Isotopes 0-31

The Atom & its Energy (Amalendu Das Gupta) 9-50

The Short History of Science (W. Cecil Dampier) 6-25

## Novels

Doctor Zhivago (Pastsernak) Sh. 21-00

Not By Bread Alone (Dudintsev) Sh. 18-00

The Thaw (Ilya Ehrenburg) Sh. 10-00

Julio Jurenito Sh. 18-00

Resurrection (Tolstoy) Rs. 3-19

Fathers & Sons (Turgnev) Rs. 2-00

Collected Stories of William Faulkner Vol. I Sh. 15-00

„ „ „ „ Vol. II Sh. 15-00

The Plague (Novel) Albert Camus Sh. 12- 6

The Myth of Sisyphus „ Sh. 15-00

Caligula Cross Purpose (Plays) „ Sh. 10- 6

Albert Camus (A Study of his work) Philip Thody Sh. 18-00

The Village Had No Walls (Madgulkar) Rs. 6-75

On The Eve (Turgnev) Rs. 1-56

Green and Gold (Ed. Humayun Kabir) Rs. 8-25

The She-wolf (Stories) Giovanni Verga „ 7-50

Complete Works of Shakespeare Sh 16-00

Poems by Faiz Rs. 6-00

Illusion & Reality (Cauldwel) Rs. 7-50

Kean (A play) Sartre Sh. 10- 6

Nekrassov (a play) Sartre Sh. 12- 6

The Reprieve („) Sh. 15-00

Four Great plays (Chekhov) Rs. 3-00

New Poets of England & America Rs. 7-50

## Art

Miniature Indian Artists (on Bendre) Rs. 2-00

Feeling & Form (a theory of Art) Susanne Langer Sh. 30-00

## Literature

Gujarat & its Litrature Munshi Rs. 6-00

Somnath Vol. I Rs. 7-50

Munshi: His Art & Work Vol. I, II & III Rs. 9-00

# થોડાંક ચૂંટેલાં હિંદી પુસ્તકો

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| બેકરી કા માલિક | ( મેક્સિમ ગોર્કી ) | ૩-૦૦ |
| સાહિત્યિક સંસ્મરણ | ,, | ૩-૫૦ |
| મેરે વિશ્વવિદ્યાલય | ,, | ૧-૩૭ |
| જનતા કે બીચ | ,, | ૨-૬૨ |
| માં | ,, | ૨-૫૬ |
| મેરા બચપન | ,, | ૧-૧૨ |
| તીન પીઢી | ,, | ૫-૦૦ |
| ગોર્કીકી શ્રેષ્ઠ કહાનિયાઁ ભા. ૧, ૨ | | ૬-૦૦ |
| પિતા પુત્ર ( તુર્ગનેવ ) | | ૪-૦૦ |
| કુલીન ઘરાના ( તુર્ગનેવ ) | | ૬-૧૯ |
| કુત્તેવાલી મહીલા ( ચેખોવ ) | | ૦-૫૬ |
| નગર કા પ્રથમ શિશુ | | ૦-૧૯ |
| ક્યા, વહ પાગલ થા ( બાલ્ઝાક ) | | ૨-૫૦ |
| યુદ્ધ ઔર શાન્તિ ( ટૉલ્સ્ટૉય ) | | ૬-૦૦ |
| નયા સૂરજ ( ચીની નવલકથા ) | | ૬-૫૦ |
| હિન્દિકી પ્રતિનિધિ કહાનિયાઁ | | ૨-૫૦ |
| મેરી પ્રિય કહાનિયાઁ ( આચાર્ય ચતુરસેન ) | | ૬-૦૦ |
| રૈન સંધેરી ( મન્મથનાથ ગુપ્ત ) | | ૬-૦૦ |
| હવા કે ઘોડે ( મન્ટો ) | | ૨-૨૫ |
| સડક કે કિનારે ( મન્ટો ) | | ૩-૫૦ |
| યાત્રા ( કમલા ચૌધરી ) | | ૩-૦૦ |
| પ્રતિશોધ ( એમિલ બ્રોન્ટી ) | | ૬-૦૦ |
| મન કે બંધન ( સમરસેટ મૉમ ) | | ૫-૦૦ |
| વિદ્રોહી આત્માએં ( ખલીલ જિબ્રાન ) | | ૨-૫૦ |
| સ્વપ્નસિદ્ધા ( માનિક બન્દોપાધ્યાય ) | | ૩-૫૦ |
| સાહિત્ય ( રવીન્દ્રનાથ ટાગોર ) | | ૨-૦૦ |
| એકોત્તરશતી ( ,, ,, ) | | ૮-૦૦ |
| ગીતાંજલિ ( ,, ,, ) | | ૩-૦૦ |
| આરતી ઔર અંગારે ( બચ્ચન ) | | ૪-૦૦ |
| જનગીતા ( બચ્ચન ) | | ૩-૦૦ |
| ગાના ભયે બંજારા ( સાહિર લુધિયાનવી ) | | ૨-૫૦ |
| સ્વતંત્ર ભારતમેં શિક્ષા ( હુમાયૂં કબીર ) | | ૫-૫૦ |
| વિશ્વસાહિત્યકી રૂપરેખા ( ભગવત શરણ ઉપાધ્યાય ) | | ૧૨-૦૦ |
| કબીર સાહિત્યકી પરખ. | ( પરશુરામ ચતુર્વેદી ) | ૫-૦૦ |
| રવીન્દ્રસાહિત્ય ઔર સમીક્ષા | ( અવધપ્રસાદ બાજપેયી ) | ૩-૦૦ |

*

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| વિશ્વ શાંન્તિકા સંદેશ | ( સ્વામી વિવેકાનંદ ) | ૦-૫૦ |
| ભક્તિ ઔર વેદાન્ત | ,, | ૨-૦૦ |
| કર્મ યોગ | ,, | -૦૦ |
| ભક્તિ યોગ | ,, | ૨-૦૦ |
| હિન્દુસ્તાનકી કહાની | ( મુલ્કરાજ આનંદ ) | ૨-૫૦ |
| અંતહીન કહાની | | ૧-૦૦ |
| નબ્બેસે શીખતક | | ૦-૭૫ |
| આદર્શ ભોજન | ( આચાર્ય ચતુરસેન ) | ૧-૦૦ |
| નિરોગ જીવન | | ૧-૦૦ |
| ઉપનિષદોં કી કથાએં | | ૧-૨૫ |
| આદર્શ કથાએં | | ૧-૨૫ |
| ચરિત્ર નિર્માણ કી કથાએં | | ૧-૨૫ |
| પશ્ચિમભારત કી કથાએં | | ૦-૭૫ |
| દેશવિદેશ કી લોકકથાએં | | ૦-૭૫ |
| ભારતીય શિષ્ટાચાર | | ૦-૭૫ |
| વિદ્યાપતિ | | ૨-૫૦ |
| મીરાંબાઈ | | ૧-૫૦ |
| સંત કબીર | | ૨-૦૦ |
| જીવન રશ્મિ | | ૨-૫૦ |

*

| પુસ્તક | લેખક | કિંમત |
|---|---|---|
| પક્કા ગાના | ( અશ્ક ) | ૩-૦૦ |
| નયે રંગ એકાંકી. | ,, | ૩-૨૫ |
| પૈંતરે | ,, | ૩-૨૫ |
| સુખદા | ( જૈનેન્દ્ર ) | ૪-૦૦ |
| વ્યતીત | ,, | ૩-૫૦ |
| તપોભૂમિ | ,, | ૫-૦૦ |
| બન્દૂક ઔર બીન | ( રાંગેય રાઘવ ) | ૩-૫૦ |
| શોભાકા દાન | ( વિનોદ રસ્તોગી ) | ૩-૭૫ |
| પ્યાસકે પંખ | ( યાદવેન્દ્ર શર્મા ) | ૨-૦૦ |
| દુખિયારી | ( મોપાસાઁ ) | ૪-૦૦ |

---

**Statement about Ownership and other particulars about Newspaper :**

## "VISHWA MANAV"

**to be published in the first issue every year after the last day of February.**

**FORM IV ( See Rule 8 )**

| | | |
|---|---|---|
| 1 | Place of Publication | Ramji Mandir Pole, Baroda |
| 2 | Periodicity of its Publication | Monthly |
| 3 | Printer's Name | Bhogilal C. Gandhi |
| | Nationality | Indian |
| | Address | Chetana Press Private Ltd., Nava Bazar, Baroda |
| 4 | Publisher's Name | Bhogilal C. Gandhi |
| | Nationality | Indian |
| | Address | Ramji Mandir Pole, Baroda |
| 5 | Editor's Name | Bhogilal C. Gandhi |
| | Nationality | Indian |
| | Address | Ramji Mandir Pole, Baroda |
| 6 | Names and addresses of individuals who own the Newspaper and Partners or Shareholders holding more than one percent of the total capital. | Chetan Prakashan Grih Private Ltd., Ramji Mandir Pole, Baroda |

I, Bhogilal C. Gandhi, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

Date, 1-3-'59

Bhogilal C. Gandhi
( Signature of Publisher )

# ચૂંટેલાં હિંદી પુસ્તકો

**ઉર્દૂ કે લોકપ્રિય શાયર**
( દરેક રૂ. ૧-૫૦ )

ગાલિબ: જીવની ઔર સંકલન
ઈકબાલ : „
જોશ મલીહાબાદી „
મોમન „
ફૈજ અહમદ ફૈજ „
સાહિર લુધિયાનવી „
હફિજ જાલન્ધરી „
ફિરાક ગોરખપુરી „
મીર તકી મીર „
મજાજ „
સરદાર જાફરી „
અખતર શીરાની „
જાંનિસાર અખતર „
દાગ „
ઝૌક „
જિગર „
'ચકબસ્ત' નવલખી „
'ફાની' બદાયુની „

**બાલ જીવની માલા**

| | |
|---|---|
| જગદીશચંદ્ર બસુ | ૧-૫૦ |
| ડારવિન | ૧-૫૦ |
| માદામ ક્યુરી | ૧ ૫૦ |
| વોલ્તેર | ૧-૫૦ |
| એડિસન | ૧-૫૦ |

**બાલોપયોગી જીવની દરેકના ૦-૫૦**

શ્રી કૃષ્ણ
સ્વામી વિવેકાનંદ
" રામતીર્થ
લોકમાન્ય ટિળક
મહાત્મા ગાંધી
લાલા લજપતરાય
સરદાર પટેલ
રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદ
જવાહરલાલ નેહરુ

ગુરુ ગોવિંદસિંહ
રવીન્દ્રનાથ ઠાકુર
ગૌતમ બુદ્ધ
બાલ શિવાજી
મહારાણા પ્રતાપ
સમ્રાટ અશોક
સરદાર ભગતસિંહ
ચન્દ્રશેખર આઝાદ
ગુરુ નાનકદેવ
વીર હનુમાન

**ઐતિહાસિક શ્રેણી**

| | |
|---|---|
| પ્રણવીર પ્રતાપ | ૨-૦૦ |
| ચાણક્ય ઔર ચન્દ્રગુપ્ત | ૪-૦૦ |
| મહારાની ઝાંસી | ૪-૦૦ |
| વીર મરાઠે | ૨-૫૦ |
| હરિસિંહ નલવા | ૨-૫૦ |
| દુર્ગાદાસ ઠાકોર | ૨-૫૦ |
| શિવાજી | ૨-૦૦ |
| વીર વૈરાગી | ૨-૦૦ |
| ખૂનકી હોલી | ૨-૦૦ |
| રાષ્ટ્ર પુરુષ | ૩-૦૦ |

**જ્ઞાન વિજ્ઞાન શ્રેણી**
( દરેકના રૂા. ૨-૦૦ )

એટમ કી કહાની
સમુદ્ર „ „
મૌસમ „ „
સિતારે „ „
ટેલીફોન „ „
ટેલસ્કોપ „ „
રસાયન „ „
વાયુયાન „ „
ઉત્તરી તથા દક્ષિણી ધ્રુવકી કહાની
જ્વાલામુખી ઔર ભૂચાલકી કહાની
પૃથ્વીકી કહાની
વનસ્પતિયોંકી કહાની
ધાતુઓંકી કહાની
મનુષ્યકી કહાની
જંતુ જગતકી કહાની

**કિશોર ઉપન્યાસ**
( દરેકના રૂા. ૧-૫૦ )

રોબિન હુડ
કઠ પુતલા
રોબિન્સન ક્રુસો
વીર સિપાહી
ગુલીવરકી યાત્રાએં
તીસમારખાં
જાદુ નગરી
ખજાને કી ખોજમેં
ડેવીડ કૉપરફિલ્ડ
કૈદી કી કરામત

**સંસ્કૃત-અમર-સાહિત્ય (હિંદીમાં)**

| | |
|---|---|
| કાદંબરી | ૩-૦૦ |
| હિતોપદેશ | ૨-૦૦ |
| વિક્રમોર્વશી | ૨-૦૦ |
| મૃચ્છકટિક | ૩-૦૦ |
| ઉત્તરરામ ચરિત | ૨-૦૦ |
| રઘુવંશ | ૩-૦૦ |
| પંચતંત્ર | ૩-૫૦ |
| મેઘદૂત | ૨-૦૦ |
| કુમારસંભવ | ૩-૦૦ |
| મુદ્રારાક્ષસ | ૨-૦૦ |
| અભિજ્ઞાન શાકુંતલ | ૨-૦૦ |
| સ્વપ્નવાસવદત્તા | ૨-૦૦ |
| વાલ્મિકી રામાયણ | ૩-૦૦ |
| કિરાતાર્જુનીય | ૧-૫૦ |
| ભાસકે નાટક | ૨-૦૦ |
| કૌટિલ્યકા અર્થશાસ્ત્ર | ૩-૫૦ |
| ધમ્મપદ | ૩-૦૦ |
| માલવિકાગ્નિમિત્ર | ૩-૦૦ |
| દશકુમારચરિત | ૩-૦૦ |

# વિશ્વ માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિ

સંપાદક : ભોગીલાલ ગાંધી



૧૯૫૯
એપ્રિલ


સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૨૫૦




## ૧૬




વાર્ષિક રૂા. ૭-૦૦ છૂટક ૦-૬૨ ન. પૈસા (૧૦ આના
( પરદેશ—શિલિંગ ૧૫ )

# થોડાંક વધુ 'આવકાર' વચનો

[ છેલ્લા ૭ માસ દરમ્યાન પ્રાપ્ત થયેલા આવકારોમાંથી કેટલાક ]

'માનવ–વિશ્વમાનવ' ની જીવનયાત્રા નિઃશંક યશસ્વી, બળૂકી છે, ચિકિત્સક બુદ્ધિ-જાગૃતિ વિના હવે કોઈ માનવ-સમાજને ચાલવાનું નથી તે છતાં આપણે ત્યાં કેવી ઉદાસીનતા છે ! × × × વિષયો–વિભાગોની વિપુલતા જોતાં માસિકનો વ્યાપ ઓછો છે. આજની અતિશય મોંઘવારી છતાં તેમાંથી માર્ગ કાઢીનેય વ્યાપ વધે એવી અપેક્ષા, તમારા કાર્યને યોગ્ય ન્યાય મળે તે માટે પણ રહ્યા કરે છે.

પાંચેક શિષ્ટ ગુજરાતી માસિકો માટે જે તૃષા રહે છે, તેમાં મારે માટે વિશ્વમાનવનું આદરભર્યું સ્થાન છે, એમ મારે નિખાલસતાથી કહેવું જોઈએ.

—રતિલાલ–અનિલ ( જૂનાગઢ )

ગુજરાતની નવી પેઢીને જે પ્રકારના વાચનની જરૂર છે તે આપવાનો તમે સફળ પ્રયત્ન કરી રહ્યા છો. ડિસેમ્બરનો પાસ્તરનાક વિષેનો લેખ મનનીય છે. આવી માહિતી અને વિશિષ્ટ દૃષ્ટિથી વિશ્વના એક મહાન કવિનો સાચો પરિચય આપ્યો છે. ખાસ કરીને જ્યારે બધી બાજુએથી એના વ્યક્તિત્વને અને વક્તવ્યને જુદી જુદી રીતે ઘટાવીને ગેર-સમજૂત ઊભી કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે પાસ્તરનાકનો સાચો પરિચય આપવા માટે ધન્યવાદ ઘટે છે.

—સુરેશ સંત ( ખંડવા )

## વાચકનો પત્ર

તંત્રી શ્રી–"વિશ્વમાનવ" વડોદરા,

'વિશ્વમાનવ'ના જાન્યુ. મહિનાના અંકમાં આવેલી ક્રાંતિકારોની સરસ કહાણીમાં, બંગાળના ક્રાંતિકારીના મસ્તકાંતરૂપ બનેલા "અભિનવ ભારત" વિશેની માહિતી આવી હોત તો તે અનુરૂપ થાત એમ લાગે છે. ભારતની ક્રાંતિકારી પરંપરાનો તે એક અમૂલ્ય તબક્કો હતો. ભલેને તે મધ્યકાલીન કે અજાણ હતી કે હિંસાવાદી હોય !

"વિશ્વમાનવ"ના ફેબ્રુઆરી ૧૯૫૯ના અંકમાં પૃ. ૮૭ ઉપર છપાતી આપતા 'સાહિત્ય અકાદમી'ના પારિતોષિકોની માહિતી છે તેમાં ૧૯૫૮ના સર્વશ્રેષ્ઠ મરાઠી સર્જન માટે શ્રી ચિંતામણરાવ કોલ્હટકરને, તેમની આત્મકથા "બહુરૂપી" માટે મળેલા સાહિત્ય અકાદમી પારિતોષિકનો ઉલ્લેખ થયો જોઈતો હતો. શ્રી ચિંતામણરાવ કોલ્હટકરને બે વર્ષ પહેલાં રંગમંચના શ્રેષ્ઠ અભિનેતા તરીકે "પ્રેસિડેન્ટનો ચંદ્રક" મળવાનું બન્યું હતું જ.

વડોદરા, ૬-૩-૧૯૫૯.

નારાયણ ગજાનન જોશી

'માનવ'.........ને ત્યાં અવશ્ય વાંચનો. છૂટા અંકો ખરીદતો થયો. છેવટે ના રહેવાતાં ગ્રાહક તરીકે નોંધઈ ગયો. ક્યારે ફરી આવે ને 'માનવ' મળે –એવી ઇચ્છા રહે જ છે... મારા જેમના ઘણુંખરા મિત્રો પૈસા ખરચી શકતા ન હોઈ, મારી નકલ નિયમિત વાંચે છે......"

—રાજેન્દ્ર મહંત ( ઉ.૫૧૦ )

છેલ્લા કેટલાય સમયથી હું એવાં એવા માસિકપત્રની શોધમાં હતો કે જે માનવીના મસ્તકને વધારતું હોય, માનવતાના હાર્દને સદા બુલંદ રાખતા મંથતું હોય, અને વિશ્વના સર્વ માનવીઓને એક બીજાની નજીક લાવતું હોય.

અને પછી માનવનો પ્રથમ અંક હાથમાં આવ્યો. હું જેની શોધમાં હતો તે મને એવી ગયું. 'માનવના પ્રથમ અંકથી લઈને ઠેઠ ડિસેમ્બરના અંક સુધી બધા જ અંકો મેં વાંચ્યા... 'સર્વોદય વિશેષ અંક'થી મહાન પ્રવૃત્તિ વિષે જાણવાની મારી ઇચ્છા પૂરી થઈ.

એસ. આર. ગોહવી (૬.૧૫)

ઉચ્ચ શ્રેણીના માસિકોમાં માનવનું મહત્ત્વનું સ્થાન ગણાય. તેવી સામગ્રી આવે છે, તે જોઈ "હું આનંદ થાય છે.

—ભોગીલાલ વઘ

માનવ ખરેખર સુંદર માસિક છે, જેના પ્રકાશન માટે આપને મોડેથી પણ અભિનંદન આપું છું.

—નિરંજન ( ગોરેગાંવ )

માનવનાં લખાણુંમાંના કેટલાક લેખો માટે હું મગરૂર છું–નમ્રતાભર્યાં હિંમત અને નિખાલસતા માટે (સી.પી. શાહ)

સર્વોદય-વિશેષ અંકમાંનો તમારો લેખ સર્વોદયની સાચી સમજણ આપનારો અને ઘણો જ પ્રકાશ પાડનારો તથા પ્રેરક છે–તે બદલ અભિનંદન.

સુરેન્દ્ર અને જીતેન્દ્ર બુટાલા ( મુંબઈ )

'વિશ્વમાનવ'નો તો હું ચાહક બની ગયો છું. મનની ભૂખ સંતોષે એવું એક માત્ર ગુજરાતી માસિક એટલે મારે મન 'વિશ્વમાનવ' એક-એક પાન એકાગ્રતાથી વાંચું છું.

પ્રા. હકૂમતરાય દેસાઈ ( સુરત )

# અમેરિકા : ગાંધીબોધ્યા સત્યાગ્રહને પંથે—

ડૉ. માર્ટિન લ્યુથર કિંગ અમેરિકાના વતની છે. અને હબસી કોમના સ્વમાનની રક્ષાર્થે, ૩૮૧ દિવસ સુધી ગાંધીબોધ્યા સત્યાગ્રહને માર્ગે અહિંસક લડત ચલાવી તેમણે દુનિયા-ભરમાં નામના પ્રાપ્ત કરી છે.

તેમણે તથા તેમનાં સંગીતકાર પત્નીએ ગયે મહિને જ ભારતનો પ્રવાસ પૂરો કરી વિદાય લીધી છે.

ઈશુ અને ગાંધીના આ અનુયાયી અભ્યાસી-ચિંતકે પોતાના પ્રથમ સત્યાગ્રહનો અનુભવ આ રીતે રજૂ કર્યો છે—

અમેરિકામાં ચાલી રહેલા રંગભેદને લગતા અન્યાય સામે લડવાની આ પદ્ધતિ અમારા માટે નવી હતી. આ લડત દરમિયાન અમે હબસીઓએ ૩૮૧ દિવસ સુધી ત્યાં ચાલતી બસોનો બહિષ્કાર કર્યો હતો અને અમારા નિવાસસ્થાનથી ફેક્ટરીએ પહોંચવાનું ગમે તેટલું દૂર હોય તો પણ અમે પગપાળા ચાલીને જવા આવવાનું શરૂ કર્યું હતું. પણ આ સામે અમારી ઉપર બળજંબરી સારા પ્રમાણમાં વાપરવામાં આવી હતી અને ભારે અપમાનભરી વર્તણૂક ચલાવવામાં આવી હતી. ધાકધમકીઓ પણ સારા પ્રમાણમાં આપવામાં આવી હતી. મારા ઘર પર બૉંબ ફેંકીને ઘરને ઉડાડી દેવામાં આવ્યું હતું; પણ અમે બધાં અણનમ અને અહિંસક રહ્યા હતા.

આખરે ૧૯૫૬ના નવેમ્બર માસમાં અમેરિકાની સુપ્રીમ કોર્ટે—મુખ્ય અદાલતે જાહેર વાહન-વ્યવહારમાં કાળા-ગોરાને અલગ બેસાડવાની નીતિને ગેરકાયદેસર જાહેર કરી હતી.

આમ, કાયદાની દૃષ્ટિએ વાહનવ્યવહારમાંથી તેમ જ જાહેર નિશાળોમાંથી પણ ગોરા-કાળાની વચ્ચે દાખવવામાં આવતો ભેદભાવ નાબૂદ થયો છે; એમ છતાં પણ પરસ્પરના વર્તન વ્યવહારમાં હજુ ઘણું ઘણું કરવાનું બાકી રહે છે. આ ભેદભાવ ત્યાંના ચાલુ જીવનમાંથી નાબૂદ થતાં હજુ દશ પંદર વર્ષ લાગવા સંભવ છે; પણ કાળા માણસો વિરુદ્ધના જે પૂર્વગ્રહો ત્યાંની ગોરી પ્રજામાં વર્ષોથી જડ ઘાલીને બેઠા છે અને જેની આસપાસ એક પ્રકારની જીવન પરંપરા ઘણા લાંબા સમયથી જામેલી છે તે નાબૂદ થવા માટે આ દશ પંદર વર્ષની મુદત બહુ લાંબી ન ગણાય.

એ તો હવે નિશ્ચિત છે કે આ કાળા-ગોરાનો—હબસી અમેરિકનનો—ભેદભાવ હંમેશાં માટે રોજબરોજના વ્યવહારમાંથી નાબૂદ થવો જ જોઈએ.

અમારી લડત કોઈ એક યા બીજા માણસ સામે નથી પણ એક પ્રકારની જીવનપદ્ધતિ સામે છે; અને તે નાબૂદ કરવામાં અહિંસક સત્યાગ્રહ અનુપમ ઉપાય છે, એ અમારા નાના સરખા આન્દોલનથી પણ સિદ્ધ થયું છે.

માત્ર સામે ઉપસ્થિત થયેલ એક યા બીજી પરિસ્થિતિને સામનો કરવા પૂરતો અહિંસાનો ઉપયોગ થવો ન જોઈએ પણ આપણાં સમગ્ર મનવાણી અને કર્મ આ ભાવનાથી પ્રેરિત અને પ્રભાવિત બનવાં જોઈએ. ઈશુ ખ્રિસ્તે આ માટે અમને પ્રેરણા આપી છે અને મહાત્મા ગાંધીએ આ વૃત્તિને અમલી બનાવવા માટેની અમને પદ્ધતિ શિખવી છે.

[ પ્રબુદ્ધ જીવનમાંથી

# 'ડૉ. ઝિવાગો' અને પાસ્તરનાકનું જીવનદર્શન

—ભોગીલાલ ગાંધી

રશિયન કવિ-સાહિત્યકાર બોરિસ પાસ્તરનાકની નવલકથા 'ડૉ. ઝિવાગો' પ્રગટ થઈ; લેખકને નોબેલ પારિતોષિક એનાયત થયું અને જોતજોતાંમાં તો તેના ઉપર જગભર ઝંઝાવત જાગ્યો!—આપણે સૌ આનાથી હવે તો પરિચિત છીએ (આ બધી માહિતી માટે જુઓ: 'વિશ્વમાનવ' ૧૯૫૮ ડિસેંબર અંક ૧૨મો.)

હવે તો, આપણામાંના અનેક ડૉ. ઝિવાગો નવલકથા જાતે વાંચી પણ લીધી હશે; અને ભાગ્યે જ કોઈ એવાં હશે જે આ નવલકથાના અસાધારણ સૌંદર્યલક્ષી લક્ષણથી આકર્ષાયા વિના, મુગ્ધ બન્યા વિના રહ્યાં હશે.

નવલકથામાં ઠેરઠેર વિસ્તરેલાં પ્રણય, જીવન, મૃત્યુ, સૌંદર્ય આદિ સનાતન ભાવોનાં આલેખનો વાચકને ચિંતનના ઊંડાણમાં ખેંચી ગયા વિના નથી રહેતાં; તથા રશિયન-પ્રકૃતિ અને ભૂમિનાં વિસ્તારભર્યાં સૌંદર્યમંડિત ચિત્રોની પકડ પણ જેવી તેવી નથી.

નવલકથાનાં બે મુખ્યપાત્રો ડૉ. ઝિવાગો અને લારાની પ્રીતિનો દોર તો (નવલકથાના પાછળના એક તૃતીયાંશ ભાગમાં ખાસ) આપણને એક ક્ષણ પણ એના પાશમાંથી અળગા નથી થવા દેતો! અદ્ભુત સઘન પ્રેમ જ જાણે આખી નવલકથાનો મજમતંતુ બની ગયો છે...પરંતુ, અહીં પ્રણયની સભરતા છતાં, પૂર્ણાહુતિ નથી. લારાના વિયોગમાં ઝૂરતા ઝિવાગોનો સતત આક્રંદ છતાં, ફલશ્રુતિ નથી. પ્રણયાનુભૂતિ વિનાની ક્ષણો અને એની ઝંખનાની બળકટતા ઘણી બધી વાર વાચક માટેય અસહ્ય બની જાય છે!

ઝિવાગો અને લારાનો પ્રીતિ-બંધ કેટલો બધો સઘન છે! બંનેના ઉછેરમાં અને સ્વભાવમાં પારાવાર ભેદ છે; બંનેના ક્રાંતિ પ્રત્યેના વલણમાં ભેદ છે; અને છતાં, બંને અવિભાજ્ય એકનાનાં સમોવડિયાં અંશો છે—એક જ સત્ય અને સૌંદર્યનાં બે પાસાં છે; એક જ રશિયન ભૂમિની બુદ્ધિજીવી શ્રેષ્ઠ અસ્મિતા અને જાગ્રતિનાં પ્રતીક છે!

ઝિવાગો જો રશિયન બુદ્ધિજીવીઓના અર્કરૂપ વધુ વ્યક્તિશીલ અને વધુ કઠોર છે; તો લારા રશિયન ધરતી સમી ધૃતિશીલ અને મમતામયી મૂર્તિ છે!

ઝિવાગોના ચિત્તમાં લારાનું આવું જ ચિત્ર છે: 'શહાદતને વરેલી, stubborn, સુપુષ્ટ તરંગી...પૂજનીય... અને કદિ ન ભાખી શકાય એવા વિનાશક હાવભાવોથી ભરપૂર રશિયન-ભૂમિસમી!'

અથવા તો, બીજી રીતે, લારા ઝિવાગોને મન જીવન-તત્ત્વની સીધી પ્રતિનિધિ છે, જિંદગીનો સીધો સ્વયમ્ આવિષ્કાર છે; અભિનયરહિત મૃદુ જીવનને જાણે વાણી અને શ્રવણનું લારા રૂપે અર્પણ છે!

અને—

ઝિવાગોના મૃતદેહ ઉપર ઝૂકીને અંતરની વેદના વહાવી રહેલી લારા અને ઝિવાગોની પ્રીતિની વાત લેખક આ રીતે કહે છે:

'એમણે એક બીજાને ચાહ્યાં હતાં તે કોઈ જરૂરિયાતને કારણે નહિ; એમણે એકબીજાને ચાહ્યાં હતાં, કેમ કે આસપાસની સમસ્ત સૃષ્ટિ અને પ્રકૃતિ એમને ચાહતી હતી, એમને જોઈ જોઈ ખુદ મલકાતી પ્રસન્નતા અનુભવતી હતી, માટે.'

ઝિવાગો અને લારા માટે આ સમસ્તની અખંડ

એકતા જ તો આણવાનું હતો !

એથી જ તો, અપરંપાર યાતનાએ વચ્ચેથી તેમણે અવિચ્છિન્ન એકતા સાધી હતી. અને તે દ્વારા જ તો તેમણે સમસ્ત સૃષ્ટિનો આનંદ, એનું રૂપ, એનું સૌંદર્ય માણ્યું હતું; અને પોતે એ બધાંના અંશરૂપ હોવાની લાગણી કદિ ગુમાવી ન હતી.

**એ બધાંને અંતે જ તો, જિંદગીની સમસ્યા, મૃત્યુની સમસ્યા, પ્રતિભાની સમસ્યા અને પ્રીતિની કમનીયતા તેઓ પામ્યાં હતાં.**

સત્ય, સૌંદર્ય અને પ્રણયની ખોજ આ નવલકથાનું પ્રેરક તત્ત્વ છે. પરંતુ જે વાસ્તવ ભૂમિ પર—યુદ્ધ-ક્રાંતિ અને પ્રતિક્રાંતિની પૃષ્ઠભૂમિ પર—આ ખોજ આરંભાઇ છે એના જ સહજ પરિણામ જેવો આરંભમાં સર્વત્ર વ્યાપેલો 'ભયંકર'-રસ (બીભત્સ રસ) ધીમે ધીમે ઓસરતો જઈ કરુણ રસમાં પરિણત થાય છે.

ડૉ. ઝિવાગો, લારા, અને એ બંનેનું ફરજંદ—Out of turn—પિતૃવિહીન, અજ્ઞાત રઝળતી ઘોમાં કન્યા તાન્યા ! અને આત્મહત્યા કરી છૂટનાર લારાનો પતિ એન્ટિપોવ !

ભયંકર કરુણનો પ્રપાત આ નવલકથાનો જાણે સ્થાયીભાવ બની જાય છે !

આમ છતાં, અંતે તો, આ કરુણ રસ પણ સર્વ રસોના અંતસમા શાંત રસમાં શમન પામે છે. ઘોરતમ બીભત્સના આઘાત પછી, કઠોરતમ કારુણ્યની ઝડી વરસે છે; પરંતુ અંતે તો નવાં અંકુરોનો જ અનુકંપ વરતાય છે !

જાણે કાદવમાંથી કમળ ખીલતાં હોવાની પ્રતીતિ થાય છે.

૨

બીજી રીતે પ, આ જ વાત લેખક કહી રહ્યો છે.

* લેખકે આખી નવલકથા દરમ્યાન ક્રાંતિકારોની કામગીરી, સિદ્ધિઓ અને તેમના વ્યવહાર-વર્તન પ્રત્યે ઠેર ઠેર એકધારી કટુતા અને કઠોરતા વ્યક્ત કરી છે. વર્ગ-વિગ્રહ અને માર્ક્સવાદ વિષે કેવળ અશ્રદ્ધા પ્રગટ કરી છે. ક્રાંતિના દાવાઓ અને સિદ્ધિ અંગેની બડાશોની ક્રૂર ઠેકડી ઉડાવી છે.

* ક્રાંતિ દરમ્યાનની અને ત્યારબાદની ભયંકરતાઓ ચોંકાવી મૂકે એવી રીતે આલેખી છે ! પરંતુ ક્રાંતિદ્વારા કોઈ શુભ પરિણામ પ્રાપ્ત થવાનો ભાગ્યે જ કોઈ ઉલ્લેખ જોવા મળે છે !

* અને છતાં આ નવલકથાના અંતમાં લેખકે, ડૉ. ઝિવાગોના અવસાન (૧૯૨૯) બાદ આશરે ૨૪ વર્ષે, (૧૯૫૩માં), તેના બે સાથી-સમવયસ્ક મિત્રો દુદોરોવ અને ગોર્ડનને ઝિવાગોની કવિતાઓ અને લખાણોનું પુસ્તક (ઝિવાગોના મૃત્યુ પછી, તેના ઓરમાનભાઈ યેવગ્રાફ અને તેના પ્રીતિ-મૂર્તિ લારાએ સંપાદિત કરેલ) વાંચતા બતાવ્યા છે. આ પ્રસંગનું લેખકનું આલેખન અત્યંત સૂચક છે:

'વૃદ્ધાવસ્થાએ પહોંચેલા, (એક સંધ્યાએ) બારીએ બેઠેલા આ બે મિત્રો અંતરની સ્વાધીનતાનો અનુભવ કરતા હતા...જાણે એ સંધ્યાએ જ નીચેની શેરીઓમાં ભવિષ્ય લગભગ સ્પર્શનીય બન્યું હતું. અને જાણે તેઓ પોતે એ ભાવિમાં પ્રવેશી ચૂક્યા હતા, અને હવેની પળથી એના અંશરૂપ બની રહ્યા હતા.

'આ પવિત્ર નગરી માટે અને સમસ્ત દેશ માટે જેમણે આ આખ્યાયિકામાં ભાગ ભજવ્યો હતો, એવા જીવતા રહેલાઓ માટે, અને તેમનાં બાળકો માટે, એમણે શાંતભર્યો આનંદ અનુભવ્યો : સુખનું મૂક સંગીત તેમનું હૈયું ભરી રહ્યું : તેમને વીંટળાઈ જઈ સર્વત્ર ફેલાઈ ગયું. અને જાણે એમના હાથમાંનું પુસ્તક તેઓ શી શી લાગણી અનુભવી રહ્યા હતા, તે જાણતું હતું અને પોતાનો ટેકો અને સ્વીકૃતિ તેમને આપી રહ્યું હતું !'

ઘડીભર તો, નવલકથાનો અંત વિચિત્ર લાગે છે.

લેખકે આખી નવલકથાને જે સૂરથી વારંવાર ભરી દીધી છે, એ સૂરના ફરી ફરી ઊઠતા ભણકારા, જાણે આપણને આશાના સંદેશા ભર્યા આ અંતની પ્રતીતિ કરાવતા નથી...આવી શ્રદ્ધા આપણે હૈયે, યુદ્ધ-ક્રાંતિ અને પ્રતિક્રાંતિના બસૂરા સૂરો જાગવા દેતા નથી.

પરંતુ—

આ વિરોધાભાસ પાછળ લેખકનું મૌલિક જીવન-દર્શન રહેલું છે. આપણે એનો સ્વીકાર કરીએ કે ન કરીએ, પરંતુ નવલકથાના સાચા અને સંપૂર્ણ આસ્વાદ માટે, લેખકની સાચી અને ઊંડી પિછાન માટે આ દર્શન સમજવું અનિવાર્ય છે.

સૌથી પ્રથમ તો—

૧૯૦૪થી ૧૯૫૩ની એક પૂરી અરધી સદી દરમ્યાન,

'આ ટેકનોલૉજીનો યુગ છે. ટેકનોક્રેટો લેખકોનો ઉપયોગ 'શક્તિ' તરીકે કરવા માગે છે.

'તેઓ લેખકો પાસે એવાં પુસ્તકો લખાવવા માગે છે, જે તરેહતરેહના સામાજિક હેતુઓ માટે કામ આવે—જેમ રેડિયો ઍક્ટિવ-આઇસોટોપ્સનો ઉપયોગ કરવામાં આવે છે, તેમ!

'મારી સમજ અનુસાર, લેખક, કલાકાર, આ કરી ન શકે. એવું કાર્ય સાવ નિરાળું છે. એ 'ઍક્યુમ્યુલેટર' (શક્તિસંચાયક યંત્ર) ને વધુ મળતું છે.

'લેખક (કલાકાર) વર્તમાન યુગનો ફોકસ્ટ છે-આજના સમૂહ-યુગ (Mass-age)નો તે એક-માત્ર વ્યક્તિવાદી-અવશેષ છે એના મરજાદી (orthodox) સમકાલીનોને તો એ અપો પાગલ જણાય છે...'

'સોવિયેત લેખકસંઘ ઇચ્છે છે કે હું ઘૂંટણીએ પડી ક્ષમા યાચું...પણ મને એ રીતે તેઓ નહિ નમાવી શકે.'

—બોરિસ પાસ્તરનાક

[એ. એમ વિલિયમ્સ સાથેની મુલાકાતના હેવાલમાંથી]

રશિયાને માથે, જે કાંઈ ગુજર્યું છે—એનું લેખકે કોઈ ઇતિહાસકાર, કોઈ સમાલોચક, કોઈ સંસારસુધારકની દૃષ્ટિએ નહિ, પરંતુ આંતરિક—આધ્યાત્મિક દશાની કલમે, કેવળ કલાકારની અદાથી આલેખન કર્યું છે.

પાસ્તરનાકનું ઇતિહાસ—દર્શન સામાજિક-ઐતિહાસિક દૃષ્ટિથી સાવ ભિન્ન છે—

પાસ્તરનાક વનસ્પતિના વિકાસમાં ઇતિહાસના વિકાસનું રહસ્ય જુવે છે:

'લગભગ અદૃશ્ય ગતિ, અદૃશ્ય વિકાસ, અદૃશ્ય પરિવર્તન! અંકુરમાંથી આખું ઉપવન ખીલી ઊઠે છે—આપણે એની ગતિને પકડી શકતા નથી... સમાજજીવન, ઇતિહાસ પણ અખંડ રીતે સતત પરિવર્તનશીલ હોવા છતાં આપણે એની ગતિશીલતા આપણી આંખોએ જોઈ શકતાં નથી...' (પા. ૧૦૯)

તોલ્સતોયને મળતી પાસ્તરનાકની આ ઐતિહાસિક દૃષ્ટિ છે:

'ઇતિહાસ બનાવી શકાતો નથી, ઘાસના તૃણને ઊગતું જોઈ શકીએ એનાથી અધિક ઇતિહાસને આપણે જોઈ પણ શકતા નથી.' (પા. ૧૧૦)

પાસ્તરનાકની ઇતિહાસ દૃષ્ટિનું એક બીજું પણ વિશિષ્ટ તત્ત્વ છે.

ગમે તેવી મોટી ઊથલપાથલોને તે આખા માનવ વિકાસના વિરાટ Scale ઉપર જુવે છે. એથી જ તો, તે અતિ સ્વસ્થપણે કહી નાખે છે:

'માણસ આટલું આંધળું કેવી રીતે હોઈ શકતું હશે— જેને મન બગાડનું ભાવિ ભાસે ઑક્ટોબર ક્રાંતિ ઉપર નિર્ભર છે!'

ત્રીજી વાત:

પાસ્તરનાકનું દર્શન અદ્વૈતનું છે. જીવનને એ એક એકમરૂપે સ્પર્શે છે, ભાગનારૂપે નહિ. વર્ગ-વિગ્રહની દૃષ્ટિ સર્વત્ર ભાગલા જુવે છે: બે પક્ષો, બે છાવણીઓ વચ્ચે કદિ મેળ ન ખાય એવો વિરોધભાવ માને છે. ત્યારે પાસ્તરનાક તો કહે છે: (બલ્કે લારાને મોઢે બોલાવે છે તેમ) 'કેવળ ખરાબ રીતે લખાયેલી નવલકથામાંજ લોકો બે છાવણીમાં ચોખ્ખા વહેંચાઈ ગયેલા હોય છે, જેમને એકબીજા સાથે કશો જ વ્યવહાર-સંબંધ ન હોય! સાચા જીવનમાં તો બધું ભેળસેળ હોય છે...' (પા. ૬૩)

આથી જ તો, 'જિંદગીના પુનરૂઘડતર'ના શંખોચ્ચારી દાવાઓ તરફ તે શંકાની દૃષ્ટિએ જુવે છે:

'જિંદગીનું પુનરૂઘડતર! જેઓ જિંદગીની એક ચીજ કદી સમજ્યાં નથી, જેમણે એમનો ધબકારો સુધ્ધાં અનુભવ્યો નથી, એનું હૈયું સ્પર્શ્યું નથી—એવાને મોઢે!...જિંદગી કંઈ કાચો માલ નથી, કે ઘટ ઘડી શકાય એવી ચીજ નથી. જિંદગી તો સ્વયં-નવ-નિર્માણનો સિદ્ધાંત છે; પોતે જ પોતાનો સતત રીતે નવો આકાર આપે છે, નવો ઘાટ ઘડે છે, પરિવર્તનો કરે છે અને રૂપાંતરો કર્યે જાય છે. તમારા કે મારા એને વિષેના સિદ્ધાંતોથી એ અનંત રીતે પેલે પાર છે' (પા. ૭૪-૭૫)

આથી જ તો, 'માનવ જાતનો આખરી હેતુ,' 'માનવ જાતની મુક્તિ' જેવા ઉદ્ગારો વિષે એ કઠોર બને છે. પુશ્કિન ને ચેખોવની જેમ જીવનની સર્વસાધારણ સચ્ચાઈમાંથી ઉદ્ભવતા વિકાસને જ એ સાચો સ્થાયી સત્ત્વગુણી વિકાસ માને છે.

અલબત, કેવળ ભૌતિક પરિણામની દૃષ્ટિએ એ કબૂલ

...

'હું સ્વીકારીશ કે તમે રશિયાના મુક્તિદાતા છો, તેના ઝળકતા સિતારા છો, તમારા વિના એ અજ્ઞાન અને દુઃખમાં ડૂબી પણ જાય...' (પા. ૭૬)

પરંતુ એની આંતરિક માનવીય-આધ્યાત્મિક દૃષ્ટિ આરપાર જુવે છે: અને એને પૂરી પ્રતીતિ છે કે આ બધા વિજયોનું મૂલ્ય ઘણું બધું પરિમિત છે.

એટલું જ નહિ, આ વિજયોની પ્રક્રિયા દરમિયાન જેટલે અંશે માનવીય મૂલ્યોનું ખંડન થયું છે, વિકૃતિ થઈ છે, તેટલે અંશે, માનવજાતના આત્યંતિક વિકાસ અને કલ્યાણની દૃષ્ટિએ, આ પ્રચંડ વિજયો અને મહાન અપૂર્વ ક્રાંતિઓનું મૂલ્ય સુધ્ધાં ખગડાયેલું જ રહે છે, ખંડિત બને છે.

અને એથી જ તો, જેમને એ રશિયાના મુક્તિદાતા તરીકે, ઝળકતા સિતારા તરીકે બિરદાવે છે, તેમને જ, એ જ વાક્યમાં એક જ શ્વાસે સંભળાવી દે છે:

'પરંતુ મને તમારામાંના એકેની કશી કિંમત નથી. તમે જહન્નમમાં જાવ...' (પા. ૭૬)

અહીં કાર્યકારણનું તાર્કિક લડાવનારને તે સ્પષ્ટ કહી નાખે છે:

'એક છે માટે બીજું હોવું જોઈએ, અમુક છે, માટે તમુક હોવું જોઈએ-એવાં અતિ ચવાઈ ગયેલાં સૂત્રોમાં મને વિશ્વાસ નથી.' (પા. ૭૬)

તે જ રીતે, શરૂઆતમાં તો આમ જ થાય, વિધ્વંસમાંથી જ સર્જન થાય, એક વાર બધું સાફ થઈ જવા દો, પછી જ નવેસરથી નવી ઇમારત રચાશે...વગેરે વાતમાં એની શ્રદ્ધા નથી.

ઝિવાગોની જેમ, પાસ્તરનાકની શ્રદ્ધા સાધ્ય-સાધન શુદ્ધિની છે. આજે જે બીજ વાવીએ છીએ, જે પાણી પાઈએ છીએ, તે અનુસાર જ ફળ પામીએ છીએ, એવી સાફ પ્રતીતિ લેખકને થઈ ચૂકી છે. અને માર્ક્સવાદની 'ઐતિહાસિક અનિવાર્યતા'નો એ ઇન્કાર કરે છે.

એક સ્થળે, વધુ ચર્ચામાં ઊતર્યા વિના જ ઝિવાગો નામદેવ્યાતોવને કહી નાખે છે: 'આપણે સામસામા હેતુઓ લક્ષમાં રાખી વાતો કરી રહ્યા છીએ, એટલે સો વરસ સુધી દલીલો કરશું તોય એક સરખી રીતે વિચારવાનું શક્ય નથી...' અને ઉમેરે છે! 'હિંસા દ્વારા કશું' જ સાધી શકાય એમ નથી...' વાત સ્પષ્ટ છે:

● ક્રાંતિકારીઓનો હેતુ એનકેન પ્રકારે સત્તા હાંસલ કરી, સત્તાના દોર દ્વારા આખી આલમનું નસીબ પોતાને હાથ રાખી, પોતાની રીતે તેનું કલ્યાણ કરવાનો હોય છે...

● પાસ્તરનાકનો હેતુ આવા કલ્યાણનો છે જ નહિ. અને આ રીતે જે સિદ્ધ થાય છે તેને તે સાચા કલ્યાણ તરીકે સ્વીકારવા જ તૈયાર નથી.

● આથી જ તો, ઝિવાગો ક્રાંતિ ફાટી નીકળે છે, ત્યારે તેને ઊમળકાપૂર્વક આવકારે છે (પા. ૩૨, ૩૮, ૪૦)—પરંતુ ક્રાંતિના મૂળ હેતુઓ કેવી રીતે સરકી જઈ વિકૃતિઓ એનું સ્થાન બથાવી પડે છે તેય તે જોઈ શકે છે: ક્રાંતિની મૂળ પ્રેરણા, ક્રાંતિ થતાંથતાંમાં તો, વિલીન થઈ ગઈ હોય છે! અને ત્યાર બાદ, દાયકાઓ—સૈકાંઓ લગી સંકુચિતતા જ સવાર થઈ બેસે છે! (પા. ૧૧૦)

ક્રાંતિની પ્રેરણા અને પરિણામ વચ્ચેના આ આભ-જમીન ભેદ અંગે, લેખકે એક અત્યંત ચોટદાર ઉક્તિ (ડુદોરોવના મોઢે, સાવ બીજા જ સંપર્કમાં, છતાં સુયોગ્ય રીતે), વ્યક્ત કરાવી દીધી છે: 'એક ચીજ ઉચ્ચ આદર્શ તરીકે વિચારાઈ હોય છે, પાછળથી તે જ બેરૂપ અણઘડ બની બેસે છે!' (પા. ૧૨૫)

લારાની ક્રાંતિ પ્રત્યેની દૃષ્ટિ ને સમજ આરંભમાં જુદી છે, એમ તે પોતે જ કહે છે (પા. ૬૩): અને છતાં, એને જેમ જેમ નવા નવા અનુભવો થાય છે તેમ તેમ એના વિચારો પણ ઉગ્ર અને કઠોર બન્યા વિના રહેતા નથી. એ કહે છે:

'જે કાંઈ સ્થિર થયેલું છે, ને ગોઠવાઈ ગયેલું છે, જે કાંઈ ઘર અને કુટુંબ સાથે સંપર્ક ધરાવે છે, એ બધું જ ધૂળભેગું થઈ ગયું છે, સર્વસાધારણ ઉત્પાતમાં ઘસડાઈ ગયું છે. જીવનની સમસ્ત માનવીય પદ્ધતિનો નાશ થઈ ચૂક્યો છે...' (પા. ૯૭)

'પ્રથમ, ઝારના અને ક્રાંતિના દિવસોમાં સામાજિક અનિષ્ટ રોગચાળાની જેમ ફેલાઈ ગયું...અસત્ય અમારી જિંદગીમાં પ્રવેશી ચૂક્યું.'

પાસ્તરનાક ક્રાંતિની બે કક્ષાઓ સ્પષ્ટ કરે છે: એક તો, જ્યારે સારાં તત્ત્વોને આવકાર-ઉત્તેજન મળતો હોય તે

પ્રથમ કક્ષા; ને બીજી—તેમને જ મોઢે ડૂચો મરાતો હોય તે કક્ષા. (પા. ૧૦૧)

ડૉ. ઝિવાગોનો અને સ્ટ્રેલનિકોવ–પાશાનો ભયંકર કરુણાન્ત પણ આજ વાત સૂચવે છે:

'ક્રાંતિની મૂળ પ્રેરણા બાજુ પર ફેંકાઈ જાય છે. અને–'વચગાળાના તબક્કાઓ જ, ઘડતરનો ગાળો જ આખરી સિદ્ધિ બની જાય છે.' (પા. ૬૨)

અલબત્ત, રશિયાના આ આખા ઇતિહાસના મૂળમાં યુદ્ધ (૧૯૧૪–૧૭નું પ્રથમ વિશ્વયુદ્ધ) રહેલું છે એમ પણ ઝિવાગો સૂચવે છે; (પા. ૪૦) અને લારા પણ એ જ વાત કહે છે: 'એકવાર યુદ્ધ જીવનમાં કૃત્રિમ છેદ ઊભો કર્યો એને પગલે પગલે, એના અનુસંધાનમાં ક્રાંતિ ને પ્રતિક્રાંતિ આવ્યાં!—સો.હુમાઝ, દમાડીન, અણુધડ! (પા. ૩૪)

યુદ્ધ જ તમામ કમનસીબીઓ માટે જવાબદાર છે... બસ ત્યારથી રશિયન ભૂમિ ઉપર જૂઠાણું ઊતર્યું"...પ્રથમ ઝારના અને પછી ક્રાંતિના દિવસોમા સામાજિક અનિષ્ટ રોગચાળાની જેમ ફેલાઈ ગયું...અસત્ય આ રીતે જિંદગીમાં પ્રવેશી ચૂક્યું...' (પા. ૯૯)

હકીકતે રશિયાના આ ઇતિહાસમાં યુદ્ધ, ક્રાંતિ, પ્રતિક્રાંતિ એવા જુદા સમય–ખંડો હતા નહિ; અને આ નવલકથામાં એવા ભેદો, સમયખંડની દૃષ્ટિએ તો નહિ જ, પરંતુ એકેય દૃષ્ટિએ–નિંદુરતા, અણઘડતા, અમાનવીયતાની દૃષ્ટિએ જુદા પાડી શકાય એવા નથી–આરંભ યુદ્ધથી થયો છે, એટલું જ! પાસ્તરનાક આ આખી નવલકથા દ્વારા આવું સૂચિત કરે છે.

નવલકથા દરમ્યાન લેખકે પોતે વ્યક્ત કરેલા વિચારો ઉપરાંત, ઝિવાગો અને લારાના મોઢે વ્યક્ત થયેલા વિચારો ઉપરથી આપણે એટલું કહી શકીએ કે—

* પાસ્તરનાક રશિયન ક્રાંતિને આવકારે છે, ત્યારે એના ઉચ્ચાશયી આદર્શોને આવકારે છે; અને ક્રાંતિને વગોવે છે ત્યારે તેનાં કૂડાં પરિણામોને કારણે. ક્રાંતિની સહજસ્ફૂર્તિ અને કરુણાને સ્થાને તંત્રબદ્ધ સત્તાત્મકતા વ્યાપક બની રહેલી તે ભાળે છે; ભિન્ન માનવતાને એકતા આપનાર માનવીય ગુણોને સ્થાને સત્તાશાલિતા વધુ વિકરેલી તે અનુભવે છે; જીવનની રિક્તતાને સુસંવાદિતાથી ભરી દેનાર સૂરને સ્થાને તે વિસંવાદી, ઘમંડી, બોઘરા અવાજોની ગૌરવ પૂજા થતી જુવે છે—આથી ત્રાસી ઊઠી આ પરિણામોનો તે તિરસ્કાર કરે છે.

પાસ્તરનાક જાણે છે કે આ પરિણામો દૂરગામી બન્યા વિના રહ્યાં નથી. બલ્કે ઉચ્ચાશયી આદર્શોની જ આડે આવી ઊભા છે.

પારતરનાકની આવી જીવનદૃષ્ટિ હોવાને કારણે જ તો, જેઓ એની આ નવલકથાને, બલ્કે એનાં કાવ્યો અને એની આત્મકથાત્મક સાહિત્યનાં લખાણો[†]ને ચીલાચાલુ સામાજિક ઐતિહાસિક દૃષ્ટિથી તોળવા જાય છે, તેઓ નિરાશ થાય છે; અને જેઓ સંકુચિત રાજકીય દૃષ્ટિએ તુલના કરે છે તેઓ કેવળ ધુંધવાઈ ઊઠે છે.

૩

આ બધા પછીય, આમાંથી જ રશિયન પ્રજા એક મહાન સિદ્ધિ તરફ આગળ જઈ રહી છે, એવીય તો પારતરનાકની શ્રદ્ધા છે!

રશિયન પ્રજાની વિશિષ્ટતામાં આ રહસ્ય રહેલું છે, એમ પારતરનાક પોતે સૂચવે છે.

* સૌથી પ્રથમ તો, ૧૯૪૧માં હિટલરે જ્યારે રશિયા ઉપર આક્રમણ કર્યું ત્યારે રશિયાની આમ જનતા ભયંકર સત્તાખોરીની યાતનામાં સબડી રહી હતી......

* આમ છતાં, એ પ્રજાએ બીજાં યુરોપી રાષ્ટ્રોની જેમ, હિટલરની શરણાગતિ સ્વીકારીને 'મુક્તિ'નો રાહ ખોળવાને બદલે, અસાધારણ વીર્ય અને શૂરથી વાહોમ કરી આનંદપૂર્વક આત્મસમર્પણનો પંથ ખેડ્યો...

પાસ્તરનાક નવલકથાના એક મુખ્ય પાત્ર દુદોરોવને મોઢે આ રહસ્ય પ્રગટ કરે છે—

'જ્યારે યુદ્ધ (૧૯૪૧ : બીજું વિશ્વયુદ્ધ) ફાટી નીકળ્યું ત્યારે જૂઠના અમાનુષી સત્તાની સરખામણીમાં યુદ્ધની ભયંકરતા અને ભયો—સાચેસાચા મોતનું તાંડવ સુધ્ધાં આશીર્વાદરૂપ બની ગયું–જાણે રાહત મળી ગઈ–કેમ કે ઘોર અક્ષરોનો પાશ એણે તોડી નાખ્યો હતો...' (પા. ૧૨૪)

---

† અંગ્રેજમાં પ્રગટ 'Safe Conduct' (ન્યૂ ડિરેક્શનની આવૃત્તિ). આ પુસ્તકમાં આત્મકથા, ૩૧ કાવ્યો, ઉપરાંત ગદ્ય લખાણો છે.

'આ મોત-ઓકતી મુક્તિની લડાઈમાં સૌએ સાચા આનંદપૂર્વક પાગલ ખુશીમાં આવી ઝંપલાવી દીધું હતું.'

રશિયન પ્રજાની ગળથૂથીનું આ એક લક્ષણ છે.

* ગમે તેવી કઠોર આંતરિક પરિસ્થિતિ સાથે અજબ વસ્થનાથી અનુકૂળ થઈ જઇ તે પોતાના દિવસો કાઢી નાખે છે...બહારના કશા ઊહાપોહ વિના !

* અને અસહ્ય લાગ્યું છે ત્યારે, અનેક રશિયન બુદ્ધિજીવીઓએ આત્મહત્યાનો રાહ અપનાવ્યો છે-પરંતુ, અંતરની શરણાગતિનો નહિ.

* ઉપરાંત, રશિયન પ્રજાને હૈયે રશિયન ધરતી માટેનો પ્રેમ ઘેલછાની હદે વસી ચૂકેલો દેખાય છે. ગમે તે સ્થિતિમાંય ધરતીનો દગાખોરી એને માટે શક્ય જ નથી. (ખુદ પાસ્તરનાકે, આટઆટલી હાલાકીઓ છતાં, વતન છોડી બીજે ક્યાંય જવાનો સ્પષ્ટ ઈન્કાર ભણ્યો છે ! )

આથી જ તો, ૧૯૪૧નું ખૂનખાર યુદ્ધ રશિયન પ્રજાને માટે એક માનસિક રાહતનો—અજબ આનંદભર્યા આત્મ-સમર્પણનો (શરણાગતિનો નહિ)-' આ પાર કે પેલે પાર 'નો પ્રસંગ બની ગયો.

અને આ આકસ્મિક ઘટનાનું અધિક રહસ્ય તો એ છે કે, આમાથી જ ' મુક્તિ ' માટેની એક નવી તક સર્જનારું તત્ત્વ પ્રગટવાની શક્યતા જાગી !

ડુદોરોવને મોઢે પાસ્તરનાક આ યુદ્ધનું રહસ્ય આ રીતે પ્રગટ કરે છે—

' આ યુદ્ધનું એક ખાસ લક્ષણ છે કે ક્રાંતિકારી દાયકાઓમાં એ એક કડીરૂપ છે. ઊથલપાથલો વખતે સહજ રીતે પ્રગટ થતાં કારણોના સીધાં કૃત્યોનો આ યુદ્ધ અંત સૂચવે છે...હવે આનુષંગિક કારણો કામ કરી રહ્યાં છે. હવે એનાં ' ફૂલોનાં ફળો જોવા મળે છે. ' (પા. ૧૨૪)

તાત્પર્ય કે, યાતનાઓના કાદવમાંથી હવે કમલ ખીલી રહ્યાં છે: હવે ' વણખરડ્યાં, વીરતાભર્યાં, મહાન હોડભર્યાં કદિ-ન-સૂઝ્યાં કાર્યો માટે તત્પર પાત્રો ' પ્રગટ થઈ રહ્યાં છે. ન માની શકાય અને આંજી દે એવા ગુણો આ પેઢીની નૈતિક ખુશ્બો છે. ' (પા. ૧૨૪)*

પાસ્તરનાકની શ્રદ્ધા પાછળનું આ દર્શન છે—

પ્રથમ વિશ્વયુદ્ધ, પ્રથમ અમજીવી ક્રાંતિ, પ્રતિ-ક્રાંતિ, ને સત્તાકાંડ,-આ બધાં કઠોર કર્મોની હેલીઓ ગળે આવી હોવા છતાં, પુશ્કિનથી આરંભી તાલ્સતોય સુધીનાં ધાવણે ઊછરેલી રશિયન પ્રજા ભયંકર જીવન ઘટનાઓ દરમ્યાન યે પોતાનું સ્વત્વ ગુમાવી બેઠી ન હતી. ગમે તેવી સ્થિતિમાંય,. રશિયન પ્રજાનો રશિયન ધરતી પ્રત્યેનો, ઘેલછાના હદે પહોંચેલો લાગે તેવો આત્મીયતાનો બંધ શિથિલ થવા પામ્યો ન હતો.-એટલે જ તો, છેવટે, આ પાશમાંથી મુક્તિ પામવાની ઘડી આવી ત્યારે હિટલરી પાશવી દળો સાથે ભળી જઈ માભોમને લાંછન લગાડવાનો માર્ગ અખત્યાર કરવાને બદલે જગતની તવારીખમાં ઉજ્જવલ અમર શહાદતને પંથે તે પળી શકી......

અને પાસ્તરનાક કહે છે તેમ, આ દુર્ઘટનામાં જ એક અણધાર્યું છતાં અનન્ય પરિણામ પ્રગટ્યું—નવી પેઢીની ખુશ્બો પ્રગટી !

પાસ્તરનાકની ભાવિ શ્રદ્ધાનું આ રહસ્ય છે.

---

* આ લેખમાં જ્યાં મૂળના ઉતારા આપ્યા છે, ત્યાં કૌંસમાં જે સંખ્યાંક આપેલ છે, તે આ નવલકથા ઉપરથી તૈયાર કરેલ સંક્ષિપ્ત કથા તથા આલોચનાત્મક પુસ્તક ' ઉદ્ધ્વસ્ત આકાશ ' (ચેતન પ્રકાશન ગૃહ લિ., વડોદરા રૂ. ૨-૭૫ )માંના પૃષ્ઠાંક છે.



*૧

ઝઝૂમ્યાં વાદળાં આભે
સ્થિતિ-ગતિ-પરિવર્તનો
હિંસ યુદ્ધો, રક્તભીની ક્રાંતિઓ, પ્રતિક્રાંતિઓ
એક વીંટે વીંટીને
ઝઝૂમ્યું આભ માથે
સર્વ આકારો ગળીને
—સર્વ ઇતિહાસો ભૂંસીને.

ઝઝૂમ્યું આભ માથે—
સર્વ ભાવો-ભાવનાઓ એકચક્રે દળીને
ઝઝૂમ્યાં પાપ-પુણ્યો—
સત્-અસત્ સૌ, શુભ-અશુભ સૌ
—એક ગ્રાસે ગ્રસીને

ઉન્મૂલ પૃથ્વી
ઉદ્ધ્વસ્ત આભ
ઉદ્‌ભ્રાન્ત નગ્ન માનવ!

ઉદ્‌ભ્રાન્ત નગ્ન માનવ—
અણુરેણુ વિશ્વાણુ શો, તથાપિ,
અસ્તિત્વના—
સાતત્યના સત્ સમો ઊભો હ્યાં સાદ્યંત—
સર્વ ઇતિહાસો, સર્વ ભાવો, પાપપુણ્યો અતિક્રમી
સ્વયં સાક્ષી, સ્વયં સર્જક
—માનવ!

—ઉપવાસી
(ભોગીલાલ ગાંધી)

માનવ-સંસ્કૃતિની અનનુભૂત કટોકટીનું આ ટૂંકા કાવ્યમાં સૂચન છે. ઇતિહાસની પરસ્પર વિરોધી ઘટનાઓ, માનવજીવનનાં પરસ્પર વિરોધી શુભ-અશુભ તત્ત્વો સુદ્ધાં જાણે સેળભેળ થઈ ઝઝૂમી રહ્યાં છે! ક્યાંય કશું સાતત્યે રહ્યું નથી. જાણે પૃથ્વી એનાં મૂળિયામાંથી ઊખડી પડી છે, ને એવું જ આકાશનું થઈ રહ્યું છે! માનવીનું તો પૂછવું જ શું!

આમ છતાં, માનવી અણુરેણુ અણુસમો, સાતત્યના સત્ સમો સાદ્યંત ઊભો છે—એ જ તો સાતત્યનો સાક્ષી અને સર્જક છે!

*૨

ઝંખું શું હું?
હું નવ જાણું.
જાણું કેવળ: અંતર આગ બળે વિષુઇંધન
(ને) જલ અગાધ સમંદર;
(પણ) જયમ ઊંડળે જલ
ત્યમ ત્યમ પ્રગટે અનલ અધિક
એવું તે શું અભ્યંતર?

હું નવ જાણું
આ તે કેવાં ઇંધન? કેવો મહેરામણ?
—કેવો અતલ વૈશ્વાનર?
રે, અંતર યે કેવું—શમાવે સર્વ સમાંતર!
ને ઝંખે અધિક અધિક
—પ્રહર, પ્રહર!

—ઉપવાસી
(ભોગીલાલ ગાંધી)

## મુક્તક

ઘેરાયલું આભ સમસ્ત અભ્રથી,
(યથા વ્યથા ભારથી કોક અંતર;)
પ્રગાઢ જામ્યાં ચહુ દિશાથી;
ભલું હવે જો વરસે; નહીં તો
આ આભ આખું પડશે સ્વયં તૂટી!
—શશિશિવમ્

* આ નિશાનીવાળાં બેઉ કાવ્યો મુંબઈ રાજ્ય સંગીત મહોત્સવના ઉપક્રમે તા. ૧૨ માર્ચે અમદાવાદમાં યોજાયેલ કવિ સંમેલનમાં રજૂ થયેલાં.

## કાલ રાતે

કાલ રાતે કોડિયાંનાં ઓલવીને તેજ
હું પેલા સડકના લૅમ્પ નીચે એકલો બેઠો હતો.

કાળી સડક ડામર તણી અતિ શાંત થઈ આડી પડી'તી
જેના પરે બેચાર ટીપાં તેજનાં બસ ચળકતાં'તાં,
પાસના મેદાન માંહે ફાલતું કાળા ઊઠેલું
ઘાસ પણ બે ઘડી ઝોલે ગયું'તું
ને ચાદરો ઓઢી તિમિરની કેટલીયે ઉચ્ચ મહેલાતો ય
ઊભી ઊભી ઊંઘતી'તી.

એક મારા પોપચાંનાં ફલેણુ નીંદર ઠેલતી'તી.

બેઠો હતો બહુ દૂર મારા ઘર થકી
( સુધરાઈ કેરા લૅમ્પ નીચે )
તોય એના કોડિયાનાં તેજ મારા દેહના
એકેક અણુ છંછેડતાં'તાં.
ભૂલવાના, ભૂલવા મથતો પળેપળ જે મનોરથ
એ બધાયે સામટા આવી ફરીથી તેડતા'તા

પાછો વળી દેખું ત્યહાં તો
શ્રાન્ત મારા હૃદયના જેવા જ પેલા બાગ કેરા આંકડા
ખુદનો જ પડછાયો બિછાવી પોઢવા મથતા હતા,
પાસની ઝાડી મહીં તમરાં સવારે પ્રગટનારી
કુમળી કળીઓને ગાતાં હાલરાં સુવાડતા'તાં,
ને હું જ બેઠો'તો વિકલ,
અજ્ઞાત મારાથીય, એકલ
કાલ રાતે રાહ પરના લૅમ્પ નીચે.

—ગુલામ મોહમ્મદ શેખ

## સ્મૃતિ તવ

સમી સાંજને સમે
આવી આવીને કરી અડપલાં સ્મૃતિ મને તવ દમે !

—સમી૦

પલક મહીં તો વ્યાપે ગ્લાનિ
ભીના નયનના ખૂણા;
પડી જતી આ લહરની વાગે
ચોટ કાળજે કૂણા.
હરીભરી આ સૃષ્ટિ છતાં પણ કશું મને નવ ગમે !

—સમી૦

ક્ષણભર તારો પરશ મધુરો,
સુણે શ્રવણ પણ વાણી;
—કને તું મારી : તેય છતાં પણ
ગયું તને કોણ તાણી ?
નયન મહીં તો સૂરત મધુરી સાંવરિયા તવ રમે !

—સમી૦

—સુરેશ દલાલ

## તું આવ !

હું રાહ જોઉં છું,
હવે તું આવ, વાસન્તી પવનની લ્હેરખી !
હું રાહ જોઉં છું,
હૃદય લહરાવ, વાસન્તી પવનની લ્હેરખી !

ગયાં થીજી હિમાળા વાયરે સૌ અંગ આ,
ગયા કરમાઈ ને ઊડી ગયા સૌ રંગ આ,
નવી ઉષ્મા, નવી દીપ્તિ હવે પ્રગટાવ,
વ્હેલી આવ, વાસન્તી પવનની લ્હેરખી !

નથી કો ગીત, રે ના ચીસ; એવી સ્તબ્ધતા ફેલાઈ છે !
શિશિરના માત્ર ઓળાની અહીં બાજી રહી ખેલાઈ છે !
હવે તું આવ,
વાણી લાવ, વાસન્તી પવનની લ્હેરખી !

હજી આ શ્વાસશ્વાસે ઝંખના મેં જાળવી,
મધુર તારી હજી મારે મૂરત છે ભાળવી;
સલૂણો તું હવે તારો વિજય ફરકાવ,
લે લે લ્હાવ, વાસન્તી પવનની લ્હેરખી !

હું રાહ જોઉં છું,
હૃદય બહેલાવ, વાસન્તી પવનની લ્હેરખી !

—હસિત બૂચ

## સ્વપ્નદૂત

જે સ્વપ્નશિશુઓને દીધું'તું રૂપ મેં,
ઘેરી મને આજે કરે જે હર્ષ કેરી કાકલી,
જાણું ન એઓ હોય, કે મારી વિદાયની સાથમાં
પોતેય કરમાઈ જશે, કો છિન્ન શાખે પુષ્પ શાં;—
આ ખ્યાલથી જ ઊઠે મૂંઝી મમ હૃદય વત્સલ દુઃખથી,
ને સૃષ્ટિનો ઉલ્લાસ જે, તે તાપમાં ઊડી જતો.
ફેરવું આખે શરીરે હાથ સ્નેહ થકી અને
સ્વપ્નશિશુઓ કાજ માગું આયુ મુજ લાંબુ બને, દુર્વર છતાં;
સાન્ત્વન લઉં એવા વિચારે કે હું લોકાન્તર જતાં
એમની જોઈ દશા માળાહીણાં શાવક સમી,
નિજ હૃદયને માળે હૂંફાળે સ્થાન દઈ,
કો દયાળુ મિત્ર રક્ષી પાળશે સંભાળથી.

હે સ્વપ્નશિશુઓ, દીર્ઘ આયુ, માન કે વૈભવ કશો
આ દીન સર્જકના તમોને દઈ શક્યો.
દુઃખ તેનું માત્ર અશ્રુજલે ગળી
તમ દૈન્યને માલિન્યને ચાહે વિદૂર હઠાવવા નાનાવિધે.
ઓ સ્વપ્નશિશુ અજ્ઞાત, હું જેને વિશે આશા ધરું
કે એક યુગથી અન્ય યુગનો દીર્ઘ પથ એ કાપશે;
તું આટલો સંદેશ મુજ તે અન્ય યુગમાં લઈ જજે,'
ને કાનમાં તેના ફક્ત આ વીનતી સંભળાવજે:
"અજ્ઞાત એક કવિ—નથી કંઈ કામ તેના નામનું—
એ કવિની બંસરીના સૂરથી જન્મ્યાં હતાં
કંઈ ગીતભાંડુઓ અમે,
પણ માર્ગમાં સાગર તણી ઝંઝા વિશે,
એક એક પછી બધાં ભૂલાં પડ્યાં,
એક હું અસહાય આ આગે બઢું.
કવિ તણી સુગભીર અંતરવેદનાનો મર્મસંદેશો વહી
ચાલું અનન્ત તણે પથે, કષ્ટો અનન્ત સહી સહી."

સૌ યુગ અને સૌ દેશ નિત્યે દૂતને સન્માનતા,
નવ દૂત કેરા માર્ગમાં વિઘ્નો કદી કો નાખતા;
વિઘ્ન પામે યજ્ઞ કેરો અશ્વ કો,
વિઘ્ન પામે દિગ્વિજય અર્થે ઘૂમન્ત કુંઆર કો,
ને વિઘ્ન પામે નદ઼ીતો કો નદ મહા;—
મેઘદૂત ન રોકશે કોઈ કદી.

મુજ કલ્પના જોતી—અનામી સ્વપ્નદૂત અનન્તને
માર્ગે પળંતો તત્ત્વ અન્વેષી શું નચિકેતા સમો.
દુર્ગમ પથે એકાકી એ ચાલી રહ્યો છે ઉન્નયન,
મેઘો કદી ઘેરે ગગન, ચપલા કદી ચમકી રહે,
વંટોળનાં તોફાનની આંધી મહીં અટવાય એ,
અથવા મરુનાં ઝાંઝવાંમાં માર્ગ એ ભૂલે કદી,
માર્ગભૂલ્યા ધ્રુવ સમો,
હિંસ્ર પશુ સંકુલ વને રાત્રી કદી એ નિર્ગમે,
ક્યાંક કરુણાનું મળે આતિથ્ય, ક્યાંક મળે નહીં,
ક્યારેક વડની છાંયમાં થાક્યું શરીર પસારતો,
ક્યારેક ભટકુ ટોળીમાં ભળી દૂર દૂર પથે જતો,
ક્યારેક દુર્ગમ પર્વતે કષ્ટે ચડે લઈ લાકડી,
ક્યારેક કો માછી દયાળુ નાવડીમાં પાર ઉતારી દીએ
છલતી નદી,

ક્યારેક એ જાતે તરે,
ક્યારેક કાઠે બેસીને એ હાય હાય કર્યા કરે.

કલ્પનામાં જોઉં છું—સંદેશ મુજ શિર પર ધરી
એ સ્વપ્નદૂત અનન્તને માર્ગે પળે છે દૂર દૂર.
—એ કલ્પના જાગે અને મુજ સ્નેહ ઊઠે થરહરી,
લઉં નિર્વિચારે સ્વપ્નશિશુઓ સર્વને છાતી સમાં;
કેમ જાણું કો જશે ? સેવું દુરાશા તોય કે
એ સ્વપ્નમાંથી એક તો યુગ યુગ તણું યાત્રી થશે *

[ અનુઃ નગીનદાસ પારેખ ] —કાલિદાસ રાય

## 'સુર-સાગર'×

કેં તાપણાં હવસનાં ભડકે બળે છે
ચારે કિનાર ફરતાં નિજ, ઠારવા તે
અદશ્ય અગ્નિ, દિનરાત મથંત વ્યગ્ર
જે એક વૃદ્ધ—
થાણું જમાવી અહીં શ્હેરની મધ્ય બેઠો
—'સુર-સાગર' નામનો તે !

૨૦-૨-'૫૯ —જગદીશ ત્રિવેદી

* ઓલ ઇન્ડિયા રેડિયોના દિલ્હી મથકેથી યોજાયેલ ભારતીય કવિસંમેલનમાં રજૂ થયેલ.

× રૂપચંદજી લત્તાની મધ્યમાં આવેલું વડોદરાનું સુર-સાગર તળાવ.

# મધ્યકાલીન સંતસાધના

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

આ પણ મધ્યકાલીન સાહિત્યપ્રવાહને અનેક ધારાઓએ મળીને સમૃદ્ધ બનાવ્યો છે. એમાં આખ્યાનધારા છે, લોકવાર્તાના સાહિત્યની ધારા છે, સામ્પ્રદાયિક સાહિત્યની ધારા છે તો વિશિષ્ટ એવી સંતસાધનાના ફળરૂપ જ્ઞાનધારા પણ છે. છેક નરસિંહથી માંડીને તે દયારામ સુધીના સમય સુધી આ ધારાના કવિઓએ એનું સાતત્ય જાળવી રાખ્યું છે. એમાંના મુખ્યત્વે છે નરસિંહ મહેતો, મીરાં, માંડણ, અખો, રામભક્ત, ધનરાજ, ધનદાસ, મનોહર, નરહરિ, ગોપાળ, બૂટિયો, ભાણદાસ અને વસ્તો વિશ્વંભર. વળી પ્રીતમ જેવા બીજા અનેક કવિઓએ પણ આ ધારાને પોષી છે.

આ બધા જ્ઞાનમાર્ગી કવિઓની કવિતામાં કેટલાંક સામાન્ય લક્ષણો જણાઈ આવે છે, જેને કારણે આ આખી પરમ્પરાનું સાતત્ય સુગ્રથિત રીતે જોવા મળે છે.

## જ્ઞાનનો મહિમા

આ પરમ્પરાના કવિઓએ જ્ઞાનનો મહિમા ખૂબ જ ગાયો છે. આ જ્ઞાન તે શાસ્ત્રોનું જ્ઞાન નથી. ગ્રન્થો તો ગરબડ કરે છે. આ જ્ઞાન છે અનુભવનું. આ અનુભવ તે આત્મા અને બ્રહ્મના સ્વરૂપનો. આ અનુભવ પણ અપરોક્ષ જ એમને અભિમત છે. આત્મસ્વરૂપની અપરોક્ષ અનુભૂતિ તે જ જ્ઞાન એમ કહેતાં અખો કહે છે: "કહે અખો વસ્તુજ્ઞાન વિના કુશળ ન હોય જંતને." ધ્યાતા અને ધ્યેય એક છે. એમને જુદા પાડનાર પરદાને જ્ઞાનખડ્ગ વડે છેદવાનો છે. નરહરિએ જ્ઞાનનો મહિમા ગાતાં 'જ્ઞાનગીતા' લખી તો ગોપાળે 'જ્ઞાનપ્રકાશ'માં એનો મહિમા ગાયો છે. બૂટિયાએ પણ કહ્યું છે કે, 'જ્યાં સુધી જીવની જાણ જાણી નહીં ત્યાં સુધી તાણુ ખેતાણ રહે છે.' અખાએ તો એની પ્રત્યેક કૃતિમાં જ્ઞાનનો મહિમા વર્ણવ્યો જ છે; છપ્પામાં એ કહે છે: 'જે અખા ઓળખે આતમા, તો સર્વ વાતની ભાગે તમા.'

## જ્ઞાની

આવું જ્ઞાન પામનાર વિરલાઓને બિરદાવતાં પણ તેઓ થાકતા નથી. એમને તેઓ 'અનુભવિયા,' 'મરજીવિયા,' 'મરમિયા,' 'શૂરા,' 'વીરા,' અને 'જ્ઞાની' કહીને ઓળખાવે છે. સ્વરૂપનો અપરોક્ષ અનુભવ પ્રાપ્ત કરવો તે જેવાતેવાનું કામ નહીં, એ તો 'શૂરા' હોવા જોઈએ. શિર સાટે જ આ અનુભવ મળે. પ્રીતમે કહ્યું છે તેમ, 'પરથમ પહેલું મસ્તક મૂકી વળતી લેવું નામ જોને.'

આવા અનુભવીની સ્થિતિ વર્ણવતાં ભાણદાસ કહે છે કે, એમની સ્થિતિ તો જેને સુંદર સ્વપ્ન આવ્યું છે એવા ગૂંગા (મૂંગા) માણસના જેવી છે, કારણ કે માનવીની વાણી એ અપરોક્ષ અનુભવને અભિવ્યક્ત કરવા અસમર્થ છે:

"ઉત્તમ સ્વપ્ન ગૂંગાને હતું કહી કોટિક સર્ગ તણું સુખ લહું
હર્ષભર્યો મન જાગ્યો સહી મનમાં આનંદ પામ્યો અહીં.
કે કહેવા ઘણું યે આગમે પછે મનમાંનો મનમાં વિરમે."

આવો અદ્ભુત જ્ઞાની સંસારમાં રહે છે પણ સંસારનાં દ્વન્દ્વો એને અસર કરી શકતાં નથી, કારણ કે એનો દેહ પ્રકૃતિવશ ભલે હોય, પણ એનું ચિત્ત તો પુરુષના સાન્નિધ્યમાં વિહરે છે. અનલપક્ષીનું દૃષ્ટાન્ત લઈ બૂટિયાએ અનુભવીની આ મહાદશાને સુંદર રીતે વર્ણવી છે:

"અનળ પક્ષી આકાશે વસ્યું ખાએ, તે ધરતી પાઈ ન મેલે રે હો
કહે બૂટિયાજી કોઈ અદ્ભુત જ્ઞાની આશા-નિરાશ થઈ ખેલે રે હો."

આવા જ્ઞાની સંતો સંસારથી વિમુક્ત હોવા છતાં તેનો ત્યાગ કરતા નથી, જલકમલવત્ રહીને લોકસંગ્રહાર્થે તેઓ પોતાનું વાર્યું કર્મ કર્યે જાય છે. જગતે એમને પજવવામાં કંઈ બાકી રાખ્યું નથી, પણ છતાંય ખુમારીથી તેઓ જગતમાં રહે છે. એ ખુમારી મીરાંના એક પદમાં બહુ જ સરસ રીતે અભિવ્યક્ત થઈ છે:

"મારું મનડું વીંધાણું રાણા, ચિતડું ચોરાણું રાણા;
શું રે કરું !
નિંદા કરે છે મારી નગરીના લોક, રાણા
તારી શિખામણ હવે મારે મન ફોક રાણા......મારું૦
ભરી બજારમાંથી હાથી ચાલ્યો જાયે રાણા
શ્વાન ભસે છે તેમાં હાથીને શું થાયે રાણા ?......મારું૦

આવા સંતોના વિચારમાં અને આચારમાં સંકુચિતતા નથી પણ વ્યાપકતા છે. એમના પંથમાં નાતજાતના ભેદભાવ નથી. નરસિંહ તો કહે છે કે, 'પક્ષાપક્ષી ત્યાં નહીં પરમેશ્વર, સમદૃષ્ટિને સર્વ સમાન.'

### સહજ સાધના

આ સંતોની એક નોંધપાત્ર વિશિષ્ટતા એ છે કે, એમની સાધના એ સહજસાધના છે, એમાં કાયાકષ્ટની વાત નથી. કાયાક્લેશમાં માનનાર સાધકને નરસિંહ કહે છે :

"જાગ ને જોગ જગન નરથી હવ્યા
ભૂખ વેઠી શીદ વ્રત કરતો
તીર્થની સેવના મેલ મનથી પરી
દેહ દમીને શાં જંજાળ કરતો"

આત્મસ્વરૂપની પ્રાપ્તિ એ તો આનંદની વાત છે. એના જેવો આનંદ બીજો કયો હોઈ શકે ? અખાએ આનંદની વાત કરતાં કહ્યું છે કે, 'અભિનવો આનંદ મારે, આજ અગોચર ગોચર હવું રે.' એ તો 'હસતો રમતો' હરિમાં ભળે છે. મીરાંનો અનુભવ પણ આ જ પ્રકારનો છે:

"માઈ મૈંને ગોવિંદ લીન્હો વણમોલ.
બ્રિંદાબનકી કુંજગલનમેં લીન્હો બજાકે મૈંને ઢોલ."

આ સંતો બાહ્યાચાર અને કર્મકાણ્ડને મહત્ત્વ આપતા નથી. અંતરની સૂઝ એ જ એમનો પંથ છે. આંતરસૂઝની જેમને પડી નથી અને જેઓ બાહ્યાચારમાં જ મચ્યા રહે છે, એવાઓને ટકોર કરતાં નરસિંહ કહે છે :

"શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે
શું થયું ધરી જટા ભસ્મલેપન કરે, શું થયું વાળલોચન કીધે
શું થયું તપ ને તીર્થ કીધાં થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજળ પાન કીધે
શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે
શું થયું ખટદર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે."

### જ્ઞેયનું સ્વરૂપ

અપરોક્ષાનુભૂતિમય જ્ઞાનથી આવા જ્ઞાનીઓએ જે જ્ઞેયનું સ્વરૂપ જાણ્યું, તેનું વર્ણન તેમણે કેવું કર્યું છે, તે જરા જોઈએ. નરસિંહે એનું સ્વરૂપ બતાવતાં ગાયું કે, 'નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો, તે જ હું, તે જ હું, શબ્દ બોલે.' અને પછી ઉપનિષદની વાણીનો પડઘો પાડતાં કહ્યું કે:

"બત્તીવિણ, તેલવિણ, સૂત્રવિણ જે વળી,
અચળ ઝળકે સદા અનળ દીવો;
નેત્રવિણ નીરખવો, રૂપવિણ પરસવો,
વણ જિહ્વાએ રસ સરસ પીવો."

અને—

"દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે"

જ્યાં 'ગ્રાહ્ય ગ્રાહક'નો ભાવ નથી એવા 'ધામ અનુપ'-ની વાત કરતાં અખો કહે છે કે :

"અનુભવ મોટો મોટા જાણે છે,
બુધ્ધ તે આપડી થયું મમાણે છે;
દીઠું સાંભળ્યું સહુએ વખાણે છે,
પણ અણચવ્યું કોઈક ઉરમાં આણે છે."

### ભાષામાં નવો પ્રાણ

અખાના આ 'અચવ્યા રસ'ને વર્ણવવો એ કપરામાં કપરું કામ છે. એ અપરોક્ષ અનુભવને વર્ણવવા એ અનુભવીઓએ ભાષાને અનેક પ્રકારના વળાંક આપ્યા છે. કોઈએ એનાં વર્ણનો નકારાત્મક (નેતિ નેતિ) કર્યાં છે, કોઈએ એનાં વર્ણનો હકારાત્મક કર્યાં છે. અખો કહે છે કે, 'મુજમાં સહુ, હું સર્વાતીત.' કોઈએ અવળવાણીનો આશ્રય લઈને આ અનુભવને વર્ણવ્યો છે. ખાસ કરીને તો આવા સંતોએ રૂપકગ્રન્થિઓનો આશ્રય લીધો છે. આ રૂપકગ્રન્થિઓ તેમણે પોતાના રોજ-બ-રોજના વ્યવહારમાંથી ઉપજાવી છે. નરસિંહ કહે છે કે :

"સંતો હમે રે વેપારિયા શ્રી રામનામના;
વેપારી આવે છે બધા ગામગામના.
હમારું વસાણું સાધુ સહુકોને ભાવે;
અઢારે વરણ જેને લેવાને આવે;
હમારું વસાણું કાળદુકાળે ન ખૂટે
જેને રાજા ન દંડે, જેને ચોર ના લૂંટે."

મીરાંએ એની આગવી રીતે એ જ્ઞાનમસ્તીને અભિવ્યક્ત કરી છે:

" મારી વાડીના ભમરા, વાડી મારી વેડીશ મા.
ફૂલડાં તોડીશ મા.
મારી વાડીમાં ેડાલા, ત્રિકમ ટાયો
ગોકુળ લેજે, ગોઓ છેડીશ મા. "

સંસ્કૃતની અટપટી પરિભાષા છોડી દઈ ને, સ્વરૂપની અપરોક્ષ અનુભૂતિને અભિવ્યક્ત કરવાનું કપરું કામ આ સંતોએ કર્યું છે. ભાષામાં એમણે જાણે કે નવો પ્રાણ પૂર્યો છે. ઘરગથ્થુ ઉપમાઓ અને દૃષ્ટાન્તો એમની વિશિષ્ટતા છે. ભાષાની અનેક શક્યતાઓને પ્રગટ કરી, મિતભાષિતાથી એમણે એમનો અભિનવો આનંદ વ્યક્ત કર્યો છે. વર્ણવવાની વસ્તુને તેઓ બહેલાવીને વર્ણવતા નથી. એમની ભાષામાં તો 'વસ્તુ'ને વર્ણવવાની સીધી પ્રૌઢિકતા હોય છે. આમ તેઓ પુષ્પિતા વાચામાં રાચનાર કવિઓ નથી. ભાષા તો એમનું એક સાધનમાત્ર છે. અખો તેથી જ ગાઈ ઊઠ્યો છે કે, 'ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર.'

## ગુરુમહિમા

અપરોક્ષાનુભવની પ્રાપ્તિ અર્થે સાચા ગુરુનો મહિમા આ પરમ્પરાના સંતોએ પણ્થાકથે ગાયા જ કર્યો છે. ઢોંગી ગુરુઓને વાણીનાં તાતા તીર મારતો અખો પણ સાચા ગુરુનો મહિમા તો અવશ્ય ગાય છે જ. 'અખેગીતા'ના પ્રત્યેક કડવાને અંતે 'સેવો હરિ ગુરુ-સંતને' કહીને અને 'ગુરુ તે બ્રહ્મ' કહીને એણે ગુરુનો મહિમા વર્ણવ્યો છે. મીરાંએ પણ ગુરુનું ઋણ વિસરવું ઉચિત ધાર્યું નથી: 'વસ્તુ અમોલિક દી મેરે સતગુરુ' કહીને એ ગુરુને બિરદાવે છે.

## સાહિત્યસ્વરૂપોનું ખેડાણ

ગુરુનો મહિમા ગાતા, અપરોક્ષ અનુભવને વર્ણવતા, અને એથી ભાષાને વિશિષ્ટ રીતે ખેડતા આ જ્ઞાનીઓએ અને સાહિત્યસ્વરૂપોમાં એમનું કાવ્યઝરણુ વહેવડાવ્યું છે. આખ્યા ના બાહ્ય સ્વરૂપનો ઉપયોગ કરી, એમણે કડવાબદ્ધ રચનાઓ આપી છે, સાખીઓ લખીને સાક્ષીસાક્ષાત્ થયેલા અનુભવ એમણે અભિવ્યક્ત કર્યા છે. ઘણાંઓએ કક્કા લખ્યાનું પ કહેવાય છે. પણ સંપૂર્ણાંશે તો એમણે પદપ્રકાર ખેડ્યો છે આ પરમ્પરાના અનુયાયીઓ તરીકે લગભગ બધા જ કવિઓએ 'ગીતા' લખેલી છે. નરહરિની 'જ્ઞાનગીતા,' અખાન 'અખેગીતા' અને વસ્તાની 'વસ્તુગીતા' એનાં જાણીત ઉદાહરણો છે; પરિવ્રાજક રહેલા આ સંત કવિઓએ મા ગુજરાતીમાં જ નહીં પણ વ્રજભાષામાં અને અખા જેવાએ તો પંજાબીમિશ્રિત ગુજરાતીમાં પણ પદો લખેલાં છે. આપણ સાહિત્યનો આ અમૂલ્ય વારસો છે.

## સિદ્ધિ

મધ્યકાલીન સમયમાં કેટલાક ધર્માંધ મુસલમાન સૂબાઓ ની ગુજરાત પર આણ વરતાતી અને મરાઠાઓના હુમલાઓ થતા, ત્યારે સમાજ વાડાઓમાં ગોંધાઈ ગયો હતો લોકોના જાનમાલની સલામતી નહોતી. લોકોની શ્રદ્ધા ડગમગી ગઈ હતી. એવે સમયે એ ડગમગતી શ્રદ્ધાના છોડને આત્મતત્ત્વની ન સરકી જાય એવી ભૂમિમાં રોપવાનું, બંધિયાર બની ગયેલા જીવનપ્રવાહને વહેવડાવવાનું અને સૌથી જુદા પડીને દૃઢ અવાજે પડકાર કરીને તત્ત્વની સૂઝ આપવાનું કપરું કાર્ય આ સંતોએ કર્યું છે. એ કંઈ જેવી તેવી સિદ્ધિ નથી. આપણું ગુજરાતી સાહિત્ય એનાથી ગૌરવવંતુ છે અને રહેશે.

---

## ગઝલ

ઘણાં દૃશ્યો અહીં એવાં અને એવાં સલામત છે,
પરંતુ હું કહી શકતો નથી કે તે છબિવત્ છે।
શિખરથી પણ નથી હોતું ઊંચું તરણું શિખર પરનું?
મને તૃણ માનનારાઓ ભલે માને તે પર્વત છે।
શિખરને એ ખબર છે કે નહીં, તે મેં નથી જાણ્યું,
તળેટીમાં રહું છું હું, અને બીજુમાંય પર્વત છે।
આભે કદી ગુલાબ ખીલ્યું? ક્યાંય કંટકો?
અહીં જ પાનખર છે અને છે અહીં વસંત!

## વનકેડી

આ બધી વનકેડીઓ જાતી શિખર પર
હું રહ્યો પાછળ (રખોપા જેમ કે?)
ને વળી મુજ રક્ષણે પાછળ રહી કંઈ કેડીઓ!

## માનવ છું ને?

હું માનવ છું અને તેથી મને ડંખી રહ્યા કાંટા,
સુમન ક્યાંથી મળે? નોંખો છું હું ઈશ્વરથી, પથ્થરથી!

રતિલાલ–અનિલ

[ વિશ્વમાનવ : એપ્રિલ '૫૯

' We of Nagasaki '* By : Dr. Takashi Nagai (Ace Books) Sh. 2-6 '

૧૯૪૫ના ઑગસ્ટની ૯મી તારીખે અમેરિકાએ જપાનની નગરી નાગાસાકી (અઢી લાખની વસતી) ઉપર બૉમ્બવર્ષા કરી બીજા વિશ્વયુદ્ધનો અંત આણ્યો! આ પૂર્વે હિરોશીમાને બૉમ્બનું નિશાન બનાવી તારાજ કરી જ દીધું હતું...

આ ઘોર પ્રસંગમાં થઈ જેઓ જીવતાં રહેવા પામ્યાં હતાં તેવાં આઠ જણ (બાળકો, યુવતીઓ, પુરુષો) ને મોઢે વર્ણવાયેલી આપવીતી અતિ ભયંકર ફીચેન બનાવી મૂકનારી કથની છે. બૉમ્બવર્ષા વખતનું વિનાશ-વર્ણન જવા દઈ, આ પ્રસંગે માનવજીવનમાં પાડેલી તરાડોનું ડાક્ટરે જે આલેખન કર્યું છે, તે બાહ્ય ભૌતિક વિનાશ કરતાંય અનેકગણું કાયમી અને વેધક છે...એ ડાક્ટરે લખેલી આપવીતીવાળું પ્રકરણ અહીં રજૂ કરેલ છે.

—સં. ]

# માનવજીવનની તરાડો

ગુજરાતીમાં ઉતારનાર : સુભદ્રા ગાંધી

એ વાતને તો આજે ચાર ચાર વર્ષનાં વહાણાં વાઈ ગયાં. ભગવાનની કૃપાદષ્ટિ ને આશીર્વાદ માટે અમે નાગાસાકીના લોકો એના ઋણી છીએ. સરકારની મદદથી પડી ગયેલાં ઘરો પાછાં ઊભાં થઈ રહ્યાં છે. આજે તો અમારી પાસે પહેરવા–ઓઢવા માટે પૂરતાં કપડાં ને રજાઈ–કામળા છે. ખોરાકની વાત પૂછો તો અમારાં પેટ ધરાયેલાં રહે છે... ખાનારાં મોઢાંની જ સંખ્યા ઘટી ગયેલી છે એટલે રતો રાખથી ઢંકાઈ ગયેલી જમીન પરથી કાટમાળ ને ભંગાર સાફ કરી, અમે વેરાનને શાકભાજીની વાડીઓમાં ફેરવી નાખેલ છે. બધાંને જોઈએ તેટલા ઘઉં, બટાટા ને શાકભાજી મળી રહે છે.

અમારા ચહેરા જુઓ તો પહેલાં કરતાં અનેકગણા ખુશનુમા દેખાય છે, ને અમે બધાં પડોશીઓ એક બીજા સાથે હળીમળીને પ્રેમપૂર્વક કેટલા સુખે આનંદે જીવતાં હોઈએ એવું લાગે છે. છતાં આ શહેરનાં વસનારાંઓને પરસ્પર એક બીજા સાથે બાંધી રાખનારું અંગત સંબંધનું તત્ત્વ નંદવાઈ ગયેલું છે.

## સતોરૂની કથની

એક દિવસ એ પણ હતો કે, સતોરૂનો ભાઈ માસારૂ રસ્તામાં ' પાણી પાણી ' કરતો ધા નાખતો પડ્યો હતો. શ્રી તનાકાએ એને એ સ્થિતિમાં જોયો પણ ખરો. પરંતુ એને ટેકો કરવા કે મદદરૂપ થવા એમણે કંઈ જ કર્યું નહિ!

અલબત્ત, જો કે, એ સ્થિતિમાં તનાકાને કશો દોષ દઈ શકાય એવું છે પણ નહિ...એ બિચારા એ વખતે કરી જ શું શકે એમ હતા? ને જે લોકો આ વાત જાણે છે, તેઓમાંથી પણ કોઈએ તનાકાને એ વિષે એક અક્ષર સરખો કહ્યો નથી. તેમ છતાં, જ્યારે જ્યારે સતોરૂને રસ્તામાં ક્યાંક તનાકાનો ભેટો થઈ જાય છે, ત્યારે ત્યારે એક અડધી પળને માટેય સતોરૂની આંખો આગળ એનો ભાઈ તરી આવે છે. હું જ્યારે સતોરૂ ને તનાકા વચ્ચેના સંબંધમાં પડેલા ચિરાડાની કે તડની વાત કરું છું, ત્યારે એનો અર્થ મારા મનમાં આ હોય છે. સતોરૂએ એની જિંદગીમાં કદી એ વિષે ફરિયાદનો કે ઠપકાનો એક શબ્દ સરખો ઉચ્ચાર્યો નથી. છતાં બંને વચ્ચે એક મૂંગી પણ ખૂબ ઊંડી ખાઈ રચાઈ ગયેલી છે. ને કદાચ બહુ લાંબા સમય સુધી એ પુરાવાની કોઈ આશા નથી...કદાચ કોઈ કાળે ય એ પુરાશે કે કેમ એ એક સવાલ જ છે.

ને સતોરૂની પોતાની જ વાત લોને? શું એ પોતે જ પોતાની મા ને ભાઈબહેનને ભૂલી સંરક્ષણના ભોંયરામાં ભરાઈ બેઠો નહોતો? હજી આજ સુધી પોતાના આત્માને ડંખ્યા કરનારી આ હકીકતને એ ભૂલી શક્યો છે ખરો? અલબત્ત, તે વખતે એ પોતે સાવ નાનો, નિશાળમાં ભણતો છોકરો જ હતો. વળી એના માથામાં ઘા પડેલો હતો, એવી હાલતમાં મા, બહેન ને ભાઈને બચાવવા નીકળી પડવાનો વિચાર એને ન સૂઝે કે એવો પ્રયાસ પણ એ ન કરી શકે, એ તદ્દન સ્વાભાવિક હતું. તેમ છતાં સતોરૂ એ માટે પોતાની

જાતને કદી માફ કરી શકયો નથી. એ પોતાની જાત પરનો ઇતબાર ગુમાવી બેઠો છે; એને લાગે છે કે, ખરેખરો કસોટી-નો કાળ આવ્યો, તે વખતે હું આવો સાબિત થયો! કેવળ સ્વાર્થી બની, મારો પોતાનો જ વિચાર કરી, દરમાં ભરાઈ રહ્યો! પોતાની જાત માટે આવો મત બાંધ્યા પછી જીવ્યે જવું, એ કેટલું દુઃખદાયક હશે! દુખિયારા સતોરૂની આ કેવી કરુણાજનક એકલતા!

## સાદાકોની કથની

સાદાકો મોરિયામા પણ એના બંધ હૈયામાં સતત શૂળની જેમ વીંધ્યા કરતા દંશનું દર્દ સંઘરતી જીવી રહી છે. બૉંબવર્ષાના સમયે કોઈ સખત આઘાતે એને પછાડી દીધેલી. પણ એને ખાસ કશી જ ઇજા થયેલી નહિ. ઘણાં બધાં જે હોનારતનો ભોગ થઈ ગયાં, તેમાંથી એ સાવ કોરી બચી ગઈ હતી. પણ સલામતી શોધતી એ ભોંયરામાં સંતાઈ રહેલી. એનાં માબાપ ને નાનાં ભાઈબહેન ત્યાં બાજુમાં જ, થોડાં ડગલાં દૂરના પોતાના ઘરમાં હતાં. પણ એમની સલામતીની ચિંતામાં ત્યાં સુધી દોડી પહોંચવાનું એ કરી શકી નહોતી. ને જ્યારે એનો ભાઈ શિંગેહારુ તિમોરના રણમેદાનેથી પાછો આવ્યો, ત્યારે એની આગળ પોતાના માબાપની અંતિમ ઘડીનું બયાન આપતાં, ભાઈની આંખ સાથે આંખ મેળવવાનું એને માટે અશક્ય બની ગયું હતું. ને શિંગેહારુ પણ આમ તો બરાબર સમજે છે, કે કોઈએ ગમે તે કર્યું હોત તો પણ, એ વખતની પરિસ્થિતિમાંથી કોઈ પોતાનાં માબાપને બચાવી શક્યું ન હોત. તેમ છતાં સાદાકોને એ કોઈ રીતે માફ કરી શક્યો નથી. જો કે, આ વિષે એ ભાઈબહેન વચ્ચે કદી કશી જ વાત થઈ નથી. પણ છતાં એ બંનેના સંબંધમાં એક ખાઈ આડી આવીને ઊભી રહી ગઈ છે, ને તે આજેય એવી ને એવી છે.

એ વસ્તુ પણ વારંવાર યાદ આવી જાય એવી છે કે, જ્યારે સાદાકોએ સંરક્ષણ-ભોંયરાની બહાર માથું કાઢયું, ત્યારે તેણે ત્યાં જ મોખરે ચાર બાળકોને પડેલાં જોયાં હતાં. પણ તે વખતે એ એમની મદદે દોડી પહોંચેલી નહિ...કારણ એણે માની લીધું કે 'એ તો મરી ગયાં છે.' સ્વાભાવિક જ હતું, કે આ બધો કાંડ જોઈ એ પોતે ડઘાઈ ગયેલી હતી, મુંઝાઈ ગઈ હતી. આખી દુનિયા જ એકાએક ઊથલપાથલ થઈ ગઈ હતી ત્યાં! ને છતાં એ મનમાં સમજે છે કે, એ છોકરાંની જગાએ જો રિત્સુકો હોત તો, એ જીવતી છે કે મરેલી એનો વિચાર કરવા પણ થોભ્યા વિના એ એની પાસે દોડી ગઈ હોત. રિત્સુકોએ પાણી માગ્યું, ત્યારે જ એ પોતાની જગાએથી ઊભી થઈ ને એણે જોયું કે, પેલાં છોકરાં મરેલાં નહિ પણ જીવતાં હતાં.

આ ચાર છોકરાંમાંથી સાદાકોને કોઈ નામ ઠપકો સાંભળવો પડયો હોય એવુંય નથી. કારણ કે તે પછી થોડીવારમાં એ ચારેય છોકરાં મરી જ ગયેલાં. એમેય નથી કે એ બાબત બાઈ કુજીતાએય (જેનાં બે છોકરાં એમાં હતાં) એને કદી બે વેણ કહ્યાં હોય. તેમ છતાં આજ દિવસ સુધી જ્યારે જ્યારે રસ્તે ક્યાંક એનો કુજીતા સાથે ભેટો થઈ જાય છે, ત્યારે ત્યારે એની છાતીમાં ઊંડો ચિરાડો પડી જાય છે ને એ અપાર વેદના અનુભવી રહે છે. ને તે વખતે ટળવળતાં છોકરાંના તાણમાં ખેંચાઈ જતા નાના નાના હાથ એની આંખો સામે તરી આવે છે.

## તાત્સુની કથની

તે પછી તાત્સુની વાત લો. એણે સગી આંખો આગળ પોતાની મા જેની અંદર જીવતીજાગતી સળગી રહી હતી તેવા શહેરને ભડકે બળતું જોયા કર્યું. પણ ત્યાં દોડી પહોંચીને માને બચાવી લેવાનો પ્રયાસ સરખો એણે કર્યો નહિ! છેક આજ સુધી પોતાની એ કાયરતાનું કલંક તાત્સુને સતાવી રહ્યું છે. ને ધારો કે એ આગમાં ઝંપલાવીને માને બચાવવા માટે એ દોડી ગઈ હોત, તોય એનો ઉદ્દેશ અસફળ જ રહ્યો હોત, એ વિષે કોઈનાય મનમાં રજમાત્ર શંકા નથી. પણ તેમ છતાં જ્યારે જ્યારે, પોતાનાં સાખપડોશી એવાં મુગીબેન, એ ભડકે બળતા નગરમાં ધસી જઈ, પોતાની દીકરીને ખોળતાં કેવાં ફરી વળેલાં ને એમાં એ કેવાં સખત રીતે દાઝી ગયેલાં, એ ઘટના એને સાંભરી આવે છે, ત્યારે શરમથી એનું માથું ઢળી પડે છે.

ને જ્યારે એનો નાનો ભાઈ માસાઈચી સાઈપાનના રણ-મેદાનેથી જીવતો પાછો આવ્યો, ત્યારે પહેલાં તો આત્મ-સંતાપથી એ ગરદન ઝુકાવી લે છે ને પછી ધ્રુસકે ધ્રુસકે રડી પડે છે. આજેય એ છોકરી સતત એવા ભય વચ્ચે જીવી રહી છે, કે કોણ જાણે કઈ ઘડીએ ભાઈ પૂછશે કે, 'એ બધું કેમ બનેલું તે મને કહે ને ત્યારે હું કયે મોઢે એનો સામનો કરીશ.' ને વાત પણ એમ છે કે, જ્યારે જ્યારે

મસાઈચીને ખ્યાલ આવે છે કે, પોતાની મા જીવતી બળીને ખાખ થઈ ગઈ, ત્યારે ત્યારે એના મિજાજનો પારો ખસી જાય છે. ને એ વખતે એ જે કંઈ કહે કે કરે છે, તે સાદાકોને મૂંગેમૂંગાં નરમ બનીને સહી લેવું પડે છે. આમ આ ભાઈ-બહેનના સ્નેહમાં એટમ બૉમ્બે પાડી દીધેલી તરાડ આજે પણ એવી ને એવી જોઈ શકાય છે.

મસાઈચીની લાગણીનો ખ્યાલ કરો. આટલાં બધાં વર્ષો, એ દરિયાપારના દેશોમાં લડાઈ ને મોરચે રહ્યો. એ બધા વખત દરમિયાન એના દિલમાં એક જ આશા હતી કે, કોક દિવસ તો એવો આવશે, જ્યારે હું પાછો મારા ઘર ભેગો થઈશ ને મારી માનો ડાહ્યો ડમરો દીકરો બનીને જીવીશ. જે દિવસે સઈપાન લડાઈમાં પડ્યું, તે જ દિવસે તોપના એક ગોળાનો ઘસરકો લાગતાં એના એક હાથની આંગળીઓ ઊડી ગયેલી. ને જ્યાં એ ને એના બીજા કેટલાક સાથીઓ નાસીને છૂપાઈ રહ્યા હતા, તે દરિયાકિનારા પર જ એ દુશ્મનના ઘેરામાં સપડાઈ ગયેલો. એના સાથીઓમાંના કેટલાય જણા આપઘાત કરીને મરી ગયેલા. પણ મસાઈચીએ તો ગમે તેવી હાલતમાં પણ, જીવતા રહેવાનો મક્કમ નિર્ધાર કરી લીધેલો હતો. એણે પોતાને માટે ગમે તેમ કરીને એક તરાપો તૈયાર કર્યો ને, એ તરાપાની મદદથી દૂરના એક નાનકડા ટાપુ પર પહોંચી જઈ, દુશ્મનના ઘેરામાંથી એણે પોતાની જાતને બચાવી લીધી હતી. વરસાદ ને ઘસારાથી એના શરીર પરનો ગણવેશ ફાટીને લીરા લીરા થઈ ગયો, ત્યાં લગી એ પેલા અજાણ્યા નિર્જન ટાપુ પર આદિ માનવની સ્થિતિમાં જેમતેમ જીવન ટકાવી રહ્યો હતો।

આટઆટલાં કષ્ટો વેઠ્યા પછી ને જીવજાનથી તમામ મુસીબતોનો સામનો કર્યા પછી, પોતે આખરે આશાભર્યો ઘેર પહોંચ્યો, ત્યારે જુએ છે, તો પોતાની માવડી જ ચાલી ગઈ છે! એમ પણ નથી કે એ એવું માનતો થઈ ગયો છે કે, તાત્સુ ને કૃષ્ણએ માને મારી નાખી છે. એ બરાબર સમજે છે કે, મારી મા પણ આવડી મોટી લડાઈની હોનારતનો જ એક ભોગ બની ગઈ છે. પણ એથી એના અંતરનું ધગ કાંઈ શમતું નથી. ને આ જ કારણે એ કોઈ રીતે શાંતિથી બહેનો સાથે જંપીને રહી શકતો નથી.

એ પોતે જાણે છે, ને બહેનો પણ સમજે છે કે, આખો વખત ધૂંવાંફૂવાં થતો, ને ગમે ત્યારે મિજાજ ગુમાવી, બહેનો પર ભડકો થઈ ઊડનારો ભાઈ આ રીતે પોતાના મનમાં ભરાઈ ગયેલી કડવાશને ઠાલવી લેતો હોય છે. ખરી રીતે એના પ્રકોપને પાત્ર કોઈ હોય તો તે એટમ બૉમ્બ જ છે. પણ એ એટમ બૉમ્બ તો ગયો—ક્યારે બાજુએ રહી ગયો—ને એમના જીવનમાં સદા કડવાશ વેર્યા કરતા આ રોજના નિરર્થક કજિયા જ રહી ગયા!

## માત્સુ મોરિયાચીની વાત

તે પછી માત્સુ મોરિયાચીની વાત લો. એને બિચારીને હજી સુધી ખબર જ નથી કે, પોતાના ભત્રીજા માતાઈચી સુઝીમોટોનું મોત ક્યાં ને કેમ થયું. પણ તેમ છતાં એ મનમાં ને મનમાં આશા સેવ્યા કરે છે કે, પોતાના ઘરના ભંગારમાંથી જે હાડકાં મળ્યાં, તે એનાં જ હોવાં જોઈએ.

એની પાછળની કલ્પના કંઈક આવી છે: જેવો ધડાકો થયો કે, તરત માતાઈચીને કાળજે ઘરવાળાંની ચિંતાએ ફાળ પડી હશે ને એણે લાગલી ઘર ભણી દોટ મૂકી હોવી જોઈએ. ને મહોલ્લામાં સળગતાં ઘરો વચ્ચે થઈ ને એણે પોતાને ઘેર પહોંચી જવા ફાંફાં માર્યાં હશે. ઘેર પહોંચતાં પહોંચતાં સંરક્ષણના ભોંયરા આગળ આવી જતાં ઘરવાળાંની શોધમાં ત્યાં એકવાર ડોકિયું કરી લેવા જતાં એ ગડથોલિયું ખાઈ ગયો હશે. ને આમ જ બેસુધ બની ઢળી પડેલા માતાઈચીની આસપાસ આગ ફરી વળતાં, એ ત્યાં જ બળીને ઢગલો થઈ ગયો હશે...ને આમ માત્સુનું, એની વહુનું ને છોકરાંનું નામ છેલ્લી ઘડીએ એના હોઠ પર જ વિલાઈ ગયું હશે.

સાદાકોનું કહેવું એમ છે કે, મેં માતાઈચીને નિશાળના મોટા આંગણામાં બાવરો બાવરો અહીંથી તહીં અથડાતો જોયેલો. પણ ડોસી કેમેય કરી એ વાતને સાચી માનવા તૈયાર નથી. માત્સુના મત પ્રમાણે માતાઈચી એક લાડકો ભત્રીજો, વહાલસોયો પતિ ને બાળવત્સલ પિતા હતો. ને એવી વસમી વેળાએ એ પોતાના કુટુંબ સિવાય બીજી કોઈ વસ્તુનો વિચાર કરતો હોય, એ વસ્તુ જ અસંભવ...અસંભવ. ને છતાં સાદાકો એને વિષે આવી વાત કરે છે તો એ એની આખરી ઘડી બગાડવા માટે જ—એના નામ પર કલંક લગાડવા માટે જ હોઈ શકે! પણ સાદાકો તો ભારપૂર્વક કહે છે: 'ના, મેં મારી સગી આંખે એને નિશાળના મેદાનમાં જોયો છે. તે હું શું ખોટું કહેતી હઈશ!' એમ

મને કોઈ જુઠ્ઠી પાડે, એ મારાથી સહન નહિ થાય!'

વળી સાદાકો એમ પણ કહે છે કે, સાંજને વખતે મેં સૅાજિરો ઉરાતાને પણ જોયેલો. જ્યારે આ બાજુ બીજી વાત એવી પણ છે કે, બરાબર એ જ ટાણે, ફુજી સૅાજિરોને રેંકડીમાં નાખી, ધકેલતી ધકેલતી કોબાના ડુંગર માથેના દેવળે પહોંચવા મથી રહી હતી! ને જ્યારે સાદાકોએ આ વાત સાંભળી, ત્યારે એના દિલને ધક્કો લાગ્યો. એ કપરા કાળે પોતે પોતાના મનની સમતા ગુમાવી તો નહિ બેઠી હોય! એવો પોતાને બારેનો અવિશ્વાસ એના મનમાં ફૂટી નીકળ્યો. ને એકવાર સૅાજીરો અંગેની પોતાની વાત ખોટી સાબિત થઈ, તે પરથી માતાઈચી બારેની પોતાની વાત પણ સાચી હશે કે કેમ, એ વિષે એના મનમાં શંકા જાગી! એને એમ થવા લાગ્યું કે, 'ખરે જ, મેં જે કંઈ જોયું તે હકીકત હશે કે પછી મારા મનની કલ્પનાનો જ કોઈ આભાસ હશે! ને એ બોગજ કાળા પછીથી પસાર થઈ રહેલા આ બધા જ દિવસો પણ કોક લાંબી ભયાનક ભ્રમજાળ તો નહિ હોય... ને?' આમ એ માનસિક દ્વિધાની સ્થિતિમાં જીવવા લાગી.

આમાં હવે મને જે કંઈ લાગ્યું છે તે આવું છે. હું માનું છું કે, સાદાકોએ જે માતાઈચીને જોયો એ જ ખરેખરો માતાઈચી. એ કાંઈ કલ્પનાનું સ્વરૂપ નહોતું. મને લાગે છે કે, માતાઈચી એ વખતે એર-રેઈડ વૉર્ડન તરીકેની ફરજ ને પોતાનાં બાળબચ્ચાં પ્રત્યેના પ્રેમ વચ્ચે ખેંચાતાણી અનુભવી રહ્યો હશે. તે વખતની આખી પરિસ્થિતિ એવી વિકટ બની ગયેલી હતી કે, ગમે તેવો માણસ પણ એકલે હાથે કશું જ કરી શકે એમ નહોતો. ને આ ખ્યાલે જ કદાચ 'આ કરું, કે તે કરું,' ના અસમંજસમાં પડી, તે એટલામાં અટવાઈ ગયો હશે... ઘેર દોડી જાઉં કે અહીં ફરજ પર ટકી રહું?...કામ કંઈ થાય કે ન થાય તોય ફરજ...તે ફરજ. આખરે એણે શહેરના હવાઈ સંરક્ષણ મથક પર પહોંચી જવા, નગરગૃહ (ટાઉન હૉલ) ભણી પ્રયાણ કર્યો હશે...ને એમ કરવા જતાં રસ્તામાં જ એનો દેહ પડ્યો હશે.

## મારી પોતાની વાત

હું આવી સમજુતી આપું છું, તેનું કારણ એ કે, તે દિવસે મારા પોતાના મનની સ્થિતિ પણ કેવી ડામાડોળ હતી, તે હું અનુભવે જાણું છું.

જેવો બૉમ્બનો ધડાકો થયો કે તરત જ, જેઓ શરીરે અપંગ નહોતા તેવા તમામ લોકોના બે વિભાગ થઈ ગયા. એક ભાગ જ્યાં કામ પર હતો, ત્યાં ને ત્યાં ટકી રહ્યો. બીજો, એવા લોકોનો, કે જે પલકમાં નાસી છૂટ્યો. હવે જે લોકો ફરજની જગા પર ટકી રહ્યા, ને પોતાનાં મિત્રો, સાથીઓ, ઘર, કુટુંબ, પોતાની કચેરી યા કારખાનાને બચાવવાની આશાએ મંડ્યા રહ્યા, તે તમામ લોકો થોડી જ વારમાં પોતે જે કંઈ વસ્તુને બચાવવા મથતા હતા તેમના સહિત આગની લપટોમાં ઢંકાઈ ગયા.

અમારી કૉલેજની ઇસ્પિતાલની પાછલી ભીંતને લગભગ ઘસાઈને ઊભેલો હોય, એમ પહાડ શરૂ થાય છે. એટલે અમારામાંનાં જે કોઈ ત્યાં રહી ગયાં, એ બધાંએ, જ્યારે આગ અમને ચોપાસથી ઘેરી વળવા લાગી, ત્યારે એ પહાડ પર ચઢી જઈ ત્યાં આશરો લીધેલો.

મારાં બધાં પડોશીઓએ પોતપોતાની વાત કહી, તેમ હું શી રીતે જીવતો રહી ગયો, એની મારી વાત કરું તમને. હવે તે વખતે સ્થિતિ એવી હતી કે, જે લોકો શહેરની વચ્ચોવચ હતાં, એમાં જેમણે આ કે તે નક્કી કરવામાં સ્હેજ પણ ઢીલ કરી કે વાર લગાડી, તેઓ બચાવની જે કંઈ આછી પાંખી શક્યતા હતી, તે ગુમાવી બેઠેલાં. ને જેઓ ઘડીનાય વિલંબ વિના નાસી છૂટ્યા, તેમાંય જેઓ રસ્તામાં કોકને કંઈક ટેકો કરવા થોભ્યા, તે બધા ત્યાં ને ત્યાં જ, આંખના પલકારામાં હતા ન હતા થઈ ગયા.

સામાન્ય રીતે એમ કહી શકાય કે ઍટમબૉમ્બનો તાપ વટાવી, અમે જે કોઈ બચી ગયેલાં છીએ, તે તમામ, ત્રાહિ ત્રાહિના પોકારો કરતાં પોતાનાં સગાં સ્નેહી ને મિત્રો ભણી આંખ મીંચી જઈ ને જ બચેલાં છીએ. કેટલાકે મને 'બચાવો, બચાવો' કહી પોતાનો ખભો ઝાલી ચીપકી રહેનાર પડોશીને હડસેલી દીધો હશે. કેટલાક પોતાની ઑફિસની ઘણી જરૂરી એવી ફાઈલો ને કાગળિયાં પડતાં મૂકી નાસી છૂટેલા હશે. કોઈ, દુકાનનો સામાન, તો કોઈ કારખાનાંમાં પોતાની જવાબદારી પર સોંપાયેલાં કામ, જેમનાં તેમ રહેવા દઈ નીકળી ગયેલા હશે. એમ નહિ ને છેવટ જો તેઓ પોતાનાં ઘરોમાં હશે, તો ત્યાં પણ આજ સુધી જેને મહામૂલી ગણી રાચતા એવી વસ્તુને પડતી મૂકીને નાસી છૂટેલા હશે. ટૂંકમાં બૉંબના કોપથી બચી જનારાં તમામને કેવળ સદ્ભાગી ગણીને બેસી ન રહીએ તો, ઓછેવત્તે અંશે તેઓ સ્વાર્થી, પોતાની જાતનું

હિત જોનારાં, ને યુસરેફૂન માનવીને નહિ, પણ પશુની વૃત્તિને અનુસરનારાં જ ગણાય. ...ને આ વસ્તુ અમે બરાબર જાણીએ છીએ...અમે બધાને – જે કોઈ બચી ગયાં છીએ તે તમામને–આ ભયકારી વજ્ર ધારની છરીના ઘા સમી બહેરી વેદનાથી પીડી રહેલ છે.

"ને ફરજ...ફરજ...તે કઈ બાજુની ગણવી ? પોતાની ઑફિસના દસ્તાવેજોને બચાવતો કારકુન–પોતાના કુટુંબને બચાવવા ધસી જવાનું ચૂકી જાય તેને ? માતાઈથી પોતાની ફરજ પર ટકી રહેવા ધસી ગયો...ઑફિસ તરફથી પોતાને સોંપવામાં આવેલ જવાબદારી નિભાવવા ખાતર. એને ખબર હતી કે એ વસ્તુ કેટલી નિરર્થક હતી, તેમ છતાં ! ને મારી વાત ?

## ફરજ ! મૃત્યુ ! જીવન !

હું તો મેડિકલ કોલેજ તરફથી નીમાયેલો પ્રાથમિક સારવાર ને બચાવખાતાનો ઉપરી હતો. મારા આ દરજ્જા બાબત હું એટલો જાગૃત હતો, એ દરજ્જો નિભાવવાની ને બચાવ સમિતિના હોદ્દેદાર તરીકે મારી પાસેથી આવે સમયે જે આશા રાખવામાં આવે, તેને પૂરી કરવાની મથામણમાં હું એટલો બધો વ્યસ્ત રહ્યો કે, પૂરા બે દિવસ લગી મારા ઘર ભણી નજર પણ કરી શક્યો નહિ – જ્યાં મારી પત્નીનુ મૃત કલેવર પડ્યું હતું ! ને મેં મારી ફરજ અદા કર્યાનો સંતોષ લીધો ! મારાં સંતાન, માકોસો ને કાયાનો મોટાં થશે, ત્યારે એમની દૃષ્ટિથી તેઓ મને આ બદલ કેવો સરપાવ આપવાનાં ?

બોંબ ફાટતાં જ વીજળીનો જે ચમકારો થયો, તે પછી પવનના સપાટાએ ચડી હું સખત પછડાયો–પછડાતાંની સાથે જ ઘોર અંધારું થઈ ગયું, ને હું કાળા કાળા ભંગાર ને કાટમાળ હેઠળ આખો ને આખો દટાઈ ગયો. ભાનમાં આવતાં મેં પહેલવહેલી જે લાગણી અનુભવી –તે ડઘાઈ જવાની...હું જીવતો રહી ગયો છું...એના ભાનની. કોઈ પણ ભોગે જીવતા બચી રહેવાની એ લાગણી હતી. 'આ હું હજી જીવતો છું...મૃત્યુ ક્યાંક આટલામાં જ મને શોધી રહ્યું હશે...એના પંજામાંથી છટકવા માટે હવે જાણે ક્યાં નાસી છૂટું ?'

બીજો વિચાર આવ્યો મને મારી પત્નીનો : એ ઘેર એકલી હશે, એને કેમ થયું હશે, શું થયું હશે ?' ને ત્રીજો વિચાર એ આવ્યો કે, 'જો હું ને માદોરી મરી ગયાં તો પછી અમારાં બાળકોનું શું થશે ? એમનું કોણ ?'

આ આટલા વિચાર મનમાં આવી ગયા, તે પછી છેક મને મારા વિદ્યાર્થીઓ, નર્સો ને કૉલેજના મિત્રોનો ખ્યાલ આવ્યો. ને તે પછી હું જ્યારે મારા દર્દીઓની ચિંતા કરવા જેવી સ્થિતિમાં આવ્યો, ત્યારે તો આકાશ પાછું ઉઘડી રહ્યું હતું. ને આસપાસ જોતાં મને સમજાઈ ગયું કે, લગભગ કશી જ ઈજા વિના, હું બચી જવા પામ્યો છું. ......ને આમ મારી બાબતમાં પણ, આત્મ-રક્ષણની સહજ વૃત્તિ ને ફરજ વચ્ચે, મેં ફરજને જ પહેલી પસંદગી આપી. એવો કોઈ દાવો હું કરી શકું એમ નથી.

મારી જોડે કામ કરનારા, પ્રાથમિક ઉપચારની ટુકડીના કાર્યકરો, જે બધા મારી આસપાસમાં જ હતા, તે બધાએ ભેગા મળી, હરિપનાલના દર્દીઓને સળગતા મકાનમાંથી ઉગારી લેવાનું કામ આરંભી દીધુ. દેખીતી રીતે એમ લાગે કે, જાણે મારી જાતને ભુલાવી દઈ, હું પરોપકારના નિઃસ્વાર્થ કામમાં મચી રહ્યો: એ બાબત આજ પહેલાં હંમેશ 'હું તો આમ જ કરું' એમ હું જાહેર કરતો આવેલો. પાછળથી સૌ લોકોએ આ બાબત મારી પ્રશંસા પણ કરી.

છતાં મારા મનમાં હું બરાબર સમજું છું કે, તે વખતની મારી આંતરિક હાલત કેવી હતી...મારા મનમાં કેવા વિચારો ચાલી રહ્યા હતા, જાણે કઈ ઘડીએ મારી પત્ની પાસે દોડી પહોંચું, એવું જ રટણ ચાલ્યા કરતું હતું. હકીકતે મૂર્છામાં પડેલી એક બાઈને સલામત ઠેકાણે પહોંચાડતાં પહોંચાડતાં મારું મન તો ક્યાંય મારી પત્નીના વિચારોમાં ખોવાઈ ગયું હતું...ને તે એટલે સુધી કે હું પોતે શું કરી રહ્યો છું, એ ય હું વિસરી ગયો હતો. પણ મારે તો સૌ કોઈની પ્રશંસા જોઈતી હતી. હું મારી જાતને એવા એક 'નિસ્વાર્થ વીર' તરીકે ઓળખાવવા માગતો હતો કે જેણે પોતાની જાતની પરવા કર્યા વિના, પોતાના કુટુંબનો પણ ખ્યાલ કર્યા વિના, ભડભડતી આગમાંથી લોકોને ઉગારવાનું કામ કર્યું ! લોકો મારે માટે આમ વિચારે—એ વિચારે જ હું એ કામ પર જડાઈ રહ્યો હતો. લોકો પાસેથી સન્માન પામવાની મારી ખેવના હતી. લોકો મારે માટે કહે કે, 'ના, ખરો નિષ્ઠાવાન માણસ ! એની ફરજ પરથી એ ડગ્યો નહિ.' ખરી રીતે, આવું માન મેળવવા માટે જરૂરી હતું, તે કરતાં જરા પણ વધારે જોખમ મેં ખેડ્યું નહોતું.

ત્યારે મારા વિદ્યાર્થીઓ ને નર્સોના મનમાં તો આવા કશા ગુમાનને ક્યાંય સ્થાન નહોતું. કે એમના પક્ષેથી

એવો કશો દેખાડો કરવાનો પ્રયાસ પણ ન હતો. તેઓ તો તે વખતે એ બળતા મકાનમાં જે દોડધામ કરી રહ્યાં હતાં, તેની પછવાડે એ જ સાદો ને સીધો સહજ વિચાર હતો: ' આગમાં સપડાઈ જનારા દર્દીઓને, મિત્રોને ને સાથીઓને ગમે તેમ કરીને પણ બચાવી લઈએ. ' પણ એ બધાને માથે રહી કામ કરાવનારો ને એ બધા કામનો જશ ખાટનારો હું પોતે—કેવું અસ્થિર માનસ ધરાવતો હતો !

આંતરિક રોગોવાળા દર્દીઓના વૉર્ડને આગ ભરખી ગઈ, તે વખતે એના પહેલા વૉર્ડમાં એક છેલ્લો દર્દી અંતરાયેલો રહી ગયેલો. એને કાઢી લાવવા માટે કેટલીક નર્સો ધસી જઈ રહી હતી...ત્યારે મેં જ એમને એમ કરતાં અટકાવેલી !

## ના, જોખમ છે, જવા દો !

ત્યારે એક નર્સ બોલેલી—' પણ દાક્તર, વૉર્ડમાં કોક રહી ગયું છે, જુઓ...સાભળો...! એ કોઈનો અવાજ આવ્યો...કોઈ આપણને બોલાવે છે...મહેરબાની કરીને મને જવા દો ! '

' ના, એમાં જોખમ છે...જો તમે ગયાં તો હવે પાછાં નહિ આવી શકો. '

' પણ, સાહેબ ! આપણે એને ત્યાં જ રહેવા દઈશું, એ તો બળીને ખતમ થઈ જશે ! '

' હા, પણ હવે એને માટે બહુ મોડું થઈ ગયું છે. આપણે કંઈ જ કરી શકીએ એમ નથી ! એની જવાબદારી મારે માથે. ' ને એમ બોલી, પાછા ફરી મેં હુકમ છોડયો— ' ઉગાર 'નુ કામ ( રેસ્કયુ વર્ક ) હવે બંધ કરી દો બધાં...' ને એ પછી સૂચના આપી—' ચાલો, આપણે ત્રણે કોરથી આગે ઘેરાઈ ગયાં છીએ. હવામાં હવે ઑક્સિજન રહ્યો નથી, આપણે બધાં બેભાન બની જઈશું'...ચાલો, ઉતાવળાં થાઓ—આ કોરથી પહાડી ચઢવા માંડો બધાં. '

ને પેલા વૉર્ડની બારીમાંથી આવતી ચીસો ભણી કાન બહેરા કરી, મેં મારી ટુકડીના લોકોને ભેગા કર્યા, ને હૉસ્પિટલને આગને ભરોસે છોડી દઈ, અમે ત્યાંથી નીકળી ગયાં ! દાવાનળમાં સળગતા જંગલની કોક કેડી પર થઈ નાસી છૂટતાં હોઈએ એવો દેખાવ હતો. જાણે ફુંફવાટા કરતી આગની લપટો અમારી આસપાસ ઊંચી ને ઊંચી જતી નાચી રહી હતી. પવનના ઝાપટામાં આમથી તેમ ડોલતાં, જાત સંભાળતા અમે ઊંચાં ઊંચાં ઝાડની માફક ઝઝૂમી રહેલ, ને તણખાનો વરસાદ વરસાવી રહેલ આગની લપટો વચ્ચે થઈને માર્ગ કાપી રહ્યાં હતાં. રસ્તે ચાલતાં અમારા વિદ્યાર્થીઓ ને નર્સોમાંથી કોક ઢળી પડતાં, અમે એમને ઊંચકીને, આગ એમને ન પહોંચી શકે એવા સલામત સ્થળ સુધી લઈ જઈ મૂકી દેતા.

હું બધાંને ઉતાવળાં ઉતાવળાં ચાલવા કહ્યા કરતો. મારા મનમાં રૉંટજનના સ્ટોર રૂમ વિષે ખૂબ ચિંતા પેસી ગઈ હતી. હૉસ્પિટલને છેક ચોથે મજલે એ ઓરડો હતો. પરંતુ આગ પણ છેક ત્યાં લગી પહોંચવા જ આવી હતી. એ ઓરડામાં છેલ્લાં ત્રીસ વર્ષોમાં જેટલા એક્સ રે ફોટા લીધા હશે, તે બધા સંઘરવામાં આવેલા. એ આખો ઓરડો એનાથી જ ઠસોઠસ ભરાયેલો હતો. ને એ ઓરડો ફાટ્યો, તે ઘડીએ જે ધુમાડો નીકળશે, તે ભયંકર ઝેરી ને જીવલેણ હોવાનો, એની મને ખબર હતી.

## આ ક્રૂરતા નહિં તો શું ?

અમારી સાથે એક નર્સ હતી. એને આમ દેખીતી રીતે તો તદ્દન નહિ જેવી ઇજા થયેલી હતી. પણ એ લગભગ ઢળી પડવાની હદે થાકી ગઈ હતી. એણે ચાલતાં ચાલતાં મારી બાંય ખેંચી, એમ કહેવા કે ' હવે મને ઉઠાવી લો. હું પડી જઈશ. '

મેં એના હાથ તરછોડી કાઢતાં કહ્યું, ' છટ્, તું ચાલી શકે એવી સ્થિતિમાં છે, ને તારો ઘા પણ કંઈ એવો મોટો નથી...ચાલ...ઝટ, પગ ઉપાડ, નહિ તો પેલો ગેસ આપણને બધાંને ખતમ કરી નાખશે. તારા કરતાં આ બીજા કેટલાય એવા છે જેની સ્થિતિ ઘણી ખરાબ છે. '

ને મેં એને આગ્રહભેર ચલાવી. પણ એની નબળાઈ એ કોઈ સામાન્ય થાકની નબળાઈ નહોતી. એ તો એણે અંદર લીધેલા રેડિએશનની અસર હતી. અમારી કેટલીક નર્સોની એ જ દશા હતી. પણ એમાંની એકેયને મેં કશી જ મદદ કરી નહિ ! એ બધી છોકરીઓ ઉપર ઉપરથી દેખાતી હતી એના કરતાં અનેક ઘણી બિમાર હતી. એમાંની કેટલીક તો લગભગ મૃત્યુની વેદનાભરી ઘડીઓ કાપી રહી હતી. પણ એ જાણ્યા કે સમજ્યા વિના, મેં એ બધાને એમના પગો પર જ ઊભાં રાખ્યાં, ને કશી જ મદદ આપ્યા વિના ચાલવાની ફરજ પાડી ! મને ઘણીવાર થાય છે કે, એ છોકરીઓનાં કુટુંબીઓ ને પેલી છેલ્લા વૉર્ડમાં જેની કબર બની ગઈ, તે દર્દીનાં સગાંવહાલાં મારા વિષે હવે શું માનતાં હશે !

અમે હરિપતાલથી બસોએક વારનું અંતર કાપ્યું હશે, ત્યાં રૅંટજનના સ્ટૉરેજવાળો ઓરડો ફાટ્યો.

મારી જમણા લમણાની ધોરી નસ તુટી ગઈ, મેં ઘણું લોહી ગુમાવ્યું ને હું ભાન ગુમાવી તૂટી પડ્યો. સર્જરી (વાઢકાપ)ના પ્રોફેસર શિમારેએ મારા ઘાની માવજત કરી. ટાંકા લઈ ને લોહી વહેતું બંધ કર્યું; પણ તે પછી થોડા વખતને માટે તો સૌને એમ જ લાગી ગયું કે હું ગયો. હું ભાનમાં આવ્યો ત્યારે મેં જોયું તો હું ઘાસમાં સૂતેલો હતો, ને ઊંચે આકાશમાં આમગાં લઈ રહેલ અણુવાદળ ધૂંધવાઈ રહ્યું હતું. ઘાની ધબકારા લેતી વેદના કળાતાં મેં મારા દાંત કચકચાવ્યા ને મારું મન વળી પાછું મારી પત્નીના વિચારે ચઢી ગયું.

એ જો જીવતી હોત, તો અત્યાર સુધીમાં જરૂર અહીં આવી પહોંચી હોત. અગાઉના હવાઈ હુમલાઓ વખતે પણ મારી ચિંતા કરતી એ સીધી કૉલેજ પર દોડી આવતી. આજે જ હું એને અહીં જોતો નથી. જરૂર એ મરી ગઈ હોવી જોઈએ. તે વિચારે મને કોઈક અસહ્ય એકલતામાં ડુબાડી દીધો. ઘાસ પર પડ્યો પડ્યો હું મેલા કદરૂપા આકાશ ભણી જોઈ રહ્યો હતો, ત્યાં મને મારી નજીકમાં આછી આછી ચંપાની સુવાસ આવી. મેં જોયું તો મારી પડખે જ તૂટી ગયેલ, ડાળ-પાંદડાં વિનાનું ચંપાના છોડનું ઠૂંઠું ઊભું હતું!

## મારો વાંઝણો પશ્ચાત્તાપ!

મને થયું કે, હું એ જ વખતે એની (મારી પત્ની) પાસે કેમ ન દોડી ગયો? ઘાસમાં પડ્યાં પડ્યાં મને આ જ એક વિચાર સતાવવા લાગ્યો. એ અહીં આવે, ત્યાં લગી એની રાહ જોયા કરવી, એ મારે માટે ઉચિત હતું શું? અલબત્ત—મારે હું હતો ત્યાં જ રહેવું જોઈતું હતું. કારણ પાર વગરનું કામ ત્યાં પડેલું હતું—તો એનો અર્થ એ જ કે, હું એની પાસે દોડી ગયો નહિ એ યોગ્ય જ હતું. પરંતુ હજી આજે પણ, જ્યારે જ્યારે હું એને બળતા ઘરમાં પડેલી કલ્પું છું, ત્યારે ત્યારે આ હૈયામાં શોકનાં ઘણ જાણે મને છિન્ન વિચ્છિન્ન કરી નાખે છે. × × ×

હું પડ્યો હતો, ત્યાંથી માત્ર અડધા જ માઈલને અંતરે મારા ઘરનું ખંડિયેર આવેલું હતું. એટલે હું ત્યાં પહોંચી જઈ શક્યો હોત,...ઘડી બે ઘડીને માટે ય. અલબત્ત, મેં ઘણું બધું લોહી ગુમાવ્યું હતું, મેં રેડિએશન પચાવ્યું હતું. તેમ છતાં, જો મારો કુટુંબ પ્રત્યેનો પ્રેમ એટલો તીવ્ર હોત, ને મારી પડોશીઓ પ્રત્યેની લાગણી એટલી જોરદાર હોત...તો મારી જાતને ઘસડતો ઘસડતોય હું ત્યાં જઈ પહોંચ્યો હોત. મારી પત્ની તો જાણે મરી ગયેલી હતી. પણ પાછળથી મેં જાણ્યું તે મુજબ, અમારા પરિવારમંડળનાં કેટલાંય સગાં સંરક્ષણ-ભોંયરાંમાં દાક્તરની રાહ જોઈ ને બેઠાં હતાં...બુઢ્ઢી માત્સુમોરિઉચી, તગાવાનાં છોકરાં ને બીજાં કેટલાંય ઘાયલ માંદા. એ લોકો મનમાં વિચારતાં હશે કે, 'આપણે કંઈ ફિકર કરવા જેવું નથી. ડાક્તર નાગાઈ તો આપણા પરિવારમંડળના જ છે. હવાઈ હુમલા પછી આપણી સારવારમાં કશી મણા નહિ રહે.' આજસુધી એ લોકો બધા આ જ વાત કર્યાં કરતાં હતાં ને?

પણ તે દિવસથી એ બધા પડોશીઓ ને મારી વચ્ચે એક મોટી ફાટ પડી ગયેલી છે. જો કે અમે કદી એકબીજા પાસે એ વિશે અક્ષર સરખો બોલ્યાં નથી.

## એટમ બૉંબના મૃત્યુનો ભય

ને બીજે દિવસેય હું એમની પાસે ન ગયો એનું કારણ શું? એ જ કે મને બીજો એવો બૉંબ પડવાની મનમાં બીક હતી. પહેલા બૉંબે અચાનક જ અમને ચમકાવી મૂક્યા હતા. એની જે પહેલી નિશાનીને અમે જોઈ, એ એનો આંજી નાખતો ચમકારો! મને મનમાં થયું કે, હવે તો ગમે તે ઘડીએ એવો ચમકારો થશે! એના ભયથી મારું શરીર ધ્રૂજતું હતું. ને એ બીક જ મને ભોંયરા બહાર પગ કાઢવા દે એમ નહોતી. એ બીકે જ હું રક્ષણની ઓથ વિનાની વેરાન ભૂમિ વટાવી, એકવાર મારા ઘરના ખંડીયેર સુધી પણ જઈ આવવાની હિંમત કરી શક્યો નહોતો......

આ પ્રકારની—હાડકાંનો રસ થીજવી દે તેવી મરણિયા બીક—એ અણુયુદ્ધની એક ખાસિયત બની રહેવાની. અણુબૉંબ માથે ભમતા હોય, ત્યાં ઘડી બે ઘડીની ગફલત પણ કોઈ ને પાલવશે નહિ. ક્ષણનો ય ભરોસો નહિ... આ પ્રકારના સતત ભયે અમારાં હાડકાં ઢીલાં કરી નાખ્યાં હતાં. માણસમાત્રની હિલચાલ જ થંભી ગઈ હતી...થીજી ગઈ હતી.

સદ્ભાગ્યે, અમારા આ અનુભવને અંતે થોડા જ વખતમાં લડાઈ બંધ પડી. પણ જો એ જરા લાંબી ચાલી હોત તો, આ સતત તોળાઈ રહેલ ભયની ચિંતામાં ને ચિંતામાં અમે બધાં ગાંડાં થઈ જાત.




# મહારાજની ૭૬મી જન્મગાંઠે—

શ્રી રવિશંકર મહારાજની ૭૬મી જન્મગાંઠ તેમના સ્નેહીઓએ છઠ્ઠી માર્ચે વલ્લભવિદ્યાલય–બોચાસણમાં ઊજવી.

આ ઊજવણીની સૌથી મોટી શોભા અને સુગંધ એ હતી કે, મહારાજ પોતે જ તે દિવસે હાજર રહેવાના ન હતા! તેઓ તો અજમેર સર્વોદય સંમેલન પૂરું થતાં, ચાલુ પદયાત્રાએ, આ ઊજવણી બાદ ઘણે સમયે ગુજરાતમાં પ્રવેશવાના હતા!

પૂજ્ય પુરુષોની જન્મ અને મૃત્યુ તિથિઓ ઊજવાય એ સહજ છે—કોઈ પણ દેશ અને યુગ માટે. પરંતુ જ્યારે એ વ્યક્તિઓ જીવંત હોય અને એમને પોતાને અગર તો, તેમના નીકટના સાથી–સ્નેહી–મિત્રોને એમની ઊજવણી માટે વાતાવરણ ઊભું કરવું પડે, ત્યારે ઉત્સવની સાહજિકતા નથી રહેતી; મર્યાદા નથી જળવાતી–અને જે વ્યક્તિની પ્રીતિ અને ભક્તિથી પ્રેરાઈને આપણે એમને અંજલિઓ આપવા માંડીએ છીએ તેમાં ય કશો વિવેક નથી જળવાતો—આવા સર્વસાધારણ અનુભવો, પછી મહારાજની જન્મતિથિ જે રીતે ઉજવાઈ ગઈ, તે બીના હૃદયને ખરેખરી ટાઢક આપનારી છે.

મહારાજને ગુજરાતમાં કોણ નહિ ઓળખતું હોય? ચાળીસ વરસથી એમણે જે રીતે 'બે છેડે ભીગુબતી' બાળી છે, એની વાત ભણ્યાગણ્યાને કાને પહોંચી હશે, એ અગાઉ લાખો અણપઢોને હૈયે પહોંચી ગયેલી હતી.

એમની પ્રવૃત્તિઓ અને સેવાઓના 'હેવાલો' 'કશી વિસાત'માં નથી. એનાથી મોટામોટા હેવાલો ઘણાબધા દેશભક્તોની ફાઈલો ને ડાયરીઓમાંથી હાથ આવશે.

મહારાજને તો નથી ફાઈલો ને નથી ડાયરીઓ–નથી આત્મકથાની આદત કે આવડત. એમને તો કામ કરતાં કરતાં નવું કરવાનું સૂઝે છે, ને

તા. ૭-૩-'૬૦ને રોજ મળેલ સંમેલને મહારાજને અંજલિરૂપે સેવાસમાજની સ્થાપનાનો ઠરાવ કર્યો છે.

વાતો કરતાં કરતાં વાણી નવું નવું વદે છે—એ જ તો એમનું પોતાપણું છે.

મહારાજને કહીએ, અમુક સિદ્ધાન્ત ઉપર, અમુક વિચાર ઉપર બોલો, તો એ બોલી શકતા નથી; ને કહીએ કે, અમુક અનુભવો લખો તો એ લખી શકતા નથી. 'લખાવવાનું' પણ ધાર્યે વખતે, ધારી રીતે એમનાથી થઈ શકતું નથી. એ રીતે તો એ સાચા 'સ્વયંસ્ફૂર્ત સર્જક' છે—માણસો સાથે સાચા અંતરથી વાતો કરવા માંડે છે ને બધી સ્ફૂરણા સહજ રીતે વહેવા માંડે છે—સિદ્ધાન્ત અને ચિંતન, સ્મરણો અને અનુભવો—બધું આકાર લેવા માંડે છે. જાણે એમના મુખને ક્યાં–ક્યું–શું બોલવાનું છે, તેની આપમેળે ખબર પડી જાય છે!

એવું જ તો એમના કામનું છે. પહેલેથી 'પ્લાન' કરી નવાં નવાં કામ હાથ ધરે છે, એના કરતાં એમનો પગ પોતાને અનુરૂપ કામ ભણી જ વળે છે—જોડા વિનાના પગને જ જાણે સાચું ગમ કર્યું, તેની બરાબર તાકડે સમજ પડવા માંડે છે! અને આખો દેહ એને વફાદારીથી ઉપાડી લે છે!

પણ એથી જ તો, મહારાજ ઘણી વાર સામા સાથીઓ માટે ને પોતાને માટે ય કફોડી સ્થિતિ ઊભી કરી દે છે!

* ક્યાંક અન્યાય થતો જોયો તો તરત મહારાજથી સાચું બોલાઈ જવાનું; સાચી સલાહ અપાઈ જવાની; સલાહ જ શું કામ, સહાય માટે એ પોતે દોડી પહોંચવાના! અને એકવાર તો, તનમનથી ઝંપલાવી પડવાના; ને ઠીક લાગ્યું તે કરવાનાંય!

—પછી એમની સામે વડીલો, મિત્રો, સાથીઓ ચીડાય, રોષે ભરાય; "મહારાજ આ તો ખોટું કર્યું" કહે; ને મહારાજ એમને સમજવાની કોશિશ કરે. "ખોટું કર્યું" એવું થોડું કે લાગે તો તરત એ કામ અધવચ્ચે છોડી દે.

—પણ સામાની વાત ગળે ન ઊતરે તો કારા થઈ ને કરવાનું કર્યા કરે! પછી સરદાર પટેલ હોય, મોરારજીભાઈ કે વિનોબા!

—અને મન પાકું કરી ન શકે, દ્વિધા થાય, ત્યારે શ્રદ્ધાપાત્ર સાથીઓ, વડીલોને અનુકૂળ થઈ વર્તે—ફળ આવવાનું આવે. પહેલાંથી, ફળની ગણતરી જ કાચી-પાકી એટલે મહારાજને ચિંતા શાની?

આમ, મહારાજની 'સ્વ' પ્રત્યેની જેવી શ્રદ્ધા, તેવી જ 'પર' પ્રત્યેની વફાદારી! કદિક બન્ને ભેગી થઈ સીધી પાર ઊતરે, ને કદિક સામસામી આડીય ઊતરે! અફસોસ શાનો?

મહારાજને બિરદાવવા-વંદવા માટે શબ્દ શોધું છું પણ જડતો નથી. 'લોકનેતા' તો નહિ જ. લોકસેવક? કર્મયોગી? જાણે કશો ભાવ જ આ શબ્દો પ્રગટ કરી શકતા નથી!

મહારાજ કેવળ એક જ નામે ઓળખાયા છે—'મહારાજ'–'મા'રાજ'!



# ટૂંકી સાલવારી



- ઈ. સ. ૧૮૮૪ : (સં. ૧૯૪૦ શિવરાત્રી) જન્મ (માતર તાલુકાના રઢુ ગામે. મૂળ વતન—મહેમદાબાદ તાલુકાનું સરસવણી).
  —કુટુંબ : બ્રાહ્મણ; પિતાનું નામ શિવરામ વ્યાસ, તે શિક્ષક. માતા-પિતા ગુજરી જતા મહારાજે ભતે યજમાનવૃત્તિ અને ખેતી સંભાળી.
- ઈ. સ. ૧૯૧૫ : ગાંધીજી આફ્રિકાથી આવ્યા ને મહારાજનો પુનર્જન્મ.
- ઈ. સ. ૧૯૨૦ : નાગપુર કૉંગ્રેસથી પાછા આવતા, લાલ પાઘડી ઉતારી. ખાદી ટોપી પહેરી; પરદેશી કપડાંની હોળી.
  —જોડા કોઈ ચોરી ગયું; ત્યારથી ખુલ્લા પગે.
- ઈ. સ. ૧૯૨૧ : બહારવટીઆં વચ્ચે પ્રેમસમાગમ!
- ઈ. સ. ૧૯૨૩ : નાગપુર ઝંડા સત્યાગ્રહમાં જેલ.
  —હૈડિયા વેરા સામે સરદાર વલ્લભભાઈની હાકલમાં સરદારને પડખે.
- ઈ. સ. ૧૯૨૪–૨૫ : પાટણવાડિયા ગુનેગાર કોમોની વચ્ચે સહજીવન! 'હાજરી'ની પ્રથા રદ કરાવી.
- ઈ. સ. ૧૯૨૭ : રેલ સંકટમાં રાહત કાર્ય.
- ઈ. સ. ૧૯૨૮ : બારડોલી સત્યાગ્રહ અને જેલ.
- ઈ. સ. ૧૯૩૦ : ધરાસણામાં મીઠાનો કાયદો તોડ્યો ને જેલ 'ક' વર્ગ મળેલો, પણ 'ક' વર્ગની સગવડ લીધી! 'સરકાર વર્ગો પાડે, પણ હું શેનો પાડું?'
- ઈ. સ. ૧૯૩૧ : રાસ ગામના સત્યાગ્રહનું સંચાલન.

* ઈ. સ. ૧૯૩૫ : સુણસરમાં રચનાત્મક કાર્ય.
* ઈ. સ. ૧૯ ૧ : બોરસદ, પ્લેગમાં કોલેરા—ખડેપગે સેવા.
* ઈ. સ. ૧૯૩૮ : હરિપુરા કોંગ્રેસમાં વિશાળ રસોડાનું સંચાલન (દોઢ આનામાં પૂરું ભોજન!)
* ઈ. સ. ૧૯૪૧ : અમદાવાદમાં હિંદુ-મુસ્લિમ રમખાણમાં શાંતિસ્થાપનામાં અગ્રણી (૭ દા'ડામાં ૮૩ શબનું દહન).
* ઈ. સ. ૧૯૪૨ : 'ચલે જાવ'ની લડતમાં જેલ.
* અમદાવાદની ગટરોમાંથી વ્યાસપુરને બચાવ્યું.
* ડાકોર મંદિરમાં હરિજન પ્રવેશનું નેતૃત્વ.
* ઉત્તર ગુજરાતમાં પાકિસ્તાન સરહદે સૂઈ જઈ નિર્ભયતાનો પ્રત્યક્ષ પાઠ.
* બનાસકાંઠામાં રચનાત્મક કાર્ય.
* ઈ. સ. ૧૯૫૧ : ભૂદાન આંદોલનમાં શામેલ.
* ઈ. સ. ૧૯૫૨ : ચીનમાં ભૂમિક્રાંતિની માહિતી માટેના પ્રવાસ.
* ઈ. સ. ૧૯૫૪ : બોધગયામાં વિનોબા સમક્ષ 'જીવનદાન'ની પ્રતિજ્ઞા.
* ઈ. સ. ૧૯૫૫ : અખંડ ભૂદાન-પદયાત્રા.
* ઈ. સ. ૧૯૫૫-૫૬ : સૌરાષ્ટ્ર, કચ્છ, ગુજરાત પૂરું કરી; ગુજરાતમાં વિનોબા સાથે અજમેર સુધીઃ સર્વોદય યાત્ર; ત્યાંથી આંધ્ર રસ્તે પગપાળા પાછા આવવા નીકળી ગયા છે.

આજ લગીમાં, એમાં જે કાંઈ સમાયું છે, એટલું બીજા કોઈ શબ્દમાં નહિ સમાય, એવું માનવું કહેવું પડે છે!

મહારાજ સાથેનો મારો જાત અનુભવ બીજા અનેક કરતાં પ્રમાણમાં ઓછો. આમ તો, ૧૯૨૮ થી શરૂ થયેલો ને આ ઘડી લગી હૂંફાળો રહ્યો છે.

૧૯૨૮માં બારડોલી સત્યાગ્રહનો આરંભ થયો; એક નાનકડા વિદ્યાર્થી તરીકે તેમાં ભાગ લેવા જઈ પહોંચ્યો. થોડાક દિવસો બાદ, બારડોલીથી વાંકાનેરની છાવણીમાં જવાનું નક્કી થયું ને મહારાજે પ્રથમ દીક્ષા આપી. બારડોલીથી વાંકાનેરની પદયાત્રાના પગલે પગલે, વાંકાનેર છાવણી કેવી છે, ફાવશે કે નહિ, ફાવડાવવા શું કરવું, કામ કેમ કરવું—વગેરે વાતો કરી મહારાજે મને ખુશાલભાઈને હાથ ધરી દીધો! આ પ્રથમ સંપર્ક પછી લગભગ તરત, ૧૯૩૦માં લસુંદ્રા સત્યાગ્રહમાં વળી મહારાજની દોરવણી મળી. બાદ લાંબાં વરસોના આંતરે જ્યારે જ્યારે મળવાનું થયું, ત્યારે ત્યારે ગઈ કાલનાં સાથી-સંગાથી જેવો જ સહજ ઉમળકો અનુભવાવે.

અને ૧૯૪૧નાં હિંદુમુસ્લિમ રમખાણોના કાતિલ દિવસોમાં સ્વ. મહાદેવભાઈપ્રણિત શાંતિસેનામાં જોડાયેલ સુભદ્રા, સરોજ અને વનમાળા (સુભદ્રા ગાંધી, સરોજ પટેલ, વનમાળા પરીખ)ને સાથે લઈ, મહારાજ પોતે એક દિવસે મસ્જિદમાં પહોંચી ગયા હતા. પોતાની એ 'મુરખામી'ની વાત ફરી ફરી યાદ કરી કહે છે–

'એ વખતે તો ભગવાને લાજ રાખી. છોકરીઓને કશું થયું નહિ··· પણ કંઈ અજુગતું થયું હોત તો–અરે, એમને બચાવવા જતાં હું તો મરી છૂટત, તોય, આખી દુનિયા મારી લાશ ઉપર થૂંકત ને કહેત 'ગધેડા, એવા દિવસોમાં છોકરીઓને ક્યાં લઈ ગયો–કંઈ વિચારેય ના આવ્યો?'

આમ કહેતાં કહેતાં મહારાજની આંખો પાણીથી ભીંજાઈ જાય છે; અને અંતરની એ આર્દ્રતાભર્યા હૈયે એ જુવાન છોકરીઓનીય હિંમતને ધન્યવાદ આપવા લાગી જાય છે—

મહારાજનું આવું દર્શનેય ઓછું સુખદ છે?

—સો. ગાંધી

આ વિષય ઉપર અભ્યાસી ચર્ચા-લેખ સંક્ષેપમાં
મુદ્દા સાથે લખી મોકલવા અભ્યાસીઓને આમંત્રણ—સંપાદક

# ભારતીય ક્રાંતિ માટે—

# સહકાર અને સમાજવાદનો સમન્વય

—પ્રબોધ ચોકસી

(૧) ગ્રામ-સંગઠનનો પાયો ગ્રામ-પંચાયતો અને સહકારી સમિતિઓ પર નાંખવો જોઈએ...ગામના બધા કાયમી રહેવાસીઓને, એમની પોતીકી જમીન ન હોય તોપણ, ગ્રામ-સહકારી સમિતિના સભ્ય થવાનો હક હોવો જોઈએ...ગામનાં સર્વ વિકાસ-કાર્યોનું નેતૃત્વ પંચાયતો અને સહકારી સમિતિ, એ બેએ જ લેવું પડશે...

(૨) કૃષિ વ્યવસ્થાનું ભાવિ સ્વરૂપ સંયુક્ત સહકારી ખેતીનું હોવું જોઈએ. એમાં ખેતરો, સંયુક્ત ખેતીને માટે એકઠાં કરવામાં આવશે, જો કે ખેતરોની માલિકી ખેડૂતોની રહેશે અને પોતપોતાનાં ખેતરોની પાંતી મુજબ એમને નફાનો ભાગ મળશે. તે સિવાય, જે લોકો ખેતરો પર જાતે કામ કરનારા હોય એમનું પોતીકું ખેતર હોય કે ન હોય તોપણ, એમને સંયુક્ત ખેતીમાંથી પોતપોતાનાં કામ પ્રમાણે ભાગ મળશે... સંયુક્ત ખેતીની શરૂઆત કરતાં પહેલાં, પહેલાં પગલાં લેખે આખા દેશમાં સેવા-સહકારી ('સર્વિસ કોઓપરેટિવ') સંગઠિત કરી દેવી જોઈએ. આ કામ ત્રણ વર્ષમાં પૂરું થઈ જવું જોઈએ. પરંતુ વચગાળામાં પણ જ્યાં શક્ય હોય, જ્યાં ખેડૂતોની સર્વસાધારણ તૈયારી હોય, ત્યાં સંયુક્ત ખેતી શરૂ કરી શકાય.

(૩) ભૂમિ-સુધાર વિશેની અનિશ્ચિતતા દૂર કરવાની તથા ખેડૂતની જિંદગીમાં સ્થિરતા આણવાની દૃષ્ટિએ, આજની તેમ જ આવતી કાલની, ખાનગી ખેડની ટોચ (Ceiling on holding) નક્કી કરી નાંખવી જોઈએ. સાથે જ વચલાં દલાલી તત્ત્વોને ઉખેડી નાંખવા માટે બધાં રાજ્યોએ ૧૯૫૯ના અંત સુધીમાં કાયદા કરવાનું કામ આટોપી લેવું જોઈએ..આ રીતે વધારાની જે જમીન મળે તેના પર પંચાયતોનો હક હોવો જોઈએ અને એની વ્યવસ્થા ભૂમિહીન ખેડૂતોની સહકારી મંડળીઓના હાથમાં રહેવી જોઈએ.

(નાગપુર કોંગ્રેસના ઠરાવમાંથી—આર્થિક-સમીક્ષાને આધારે)

*

**ના**ગપુર કોંગ્રેસનો સહકારી ખેતી વિશેનો ઠરાવ થયો તે ઉપરથી મુંબઈની કેટલીક બહેનોએ કોંગ્રેસ પ્રમુખ શ્રીમતી ઇન્દિરાબહેન ગાંધીને પત્ર લખીને સૂચવ્યું કે હવે ભૂદાનના પ્રચાર વિશે ફેર વિચાર કરવાનું જરૂરી થઈ પડે છે. અને જો શક્ય હોય તો શ્રી વિનોબાજીની પ્રવૃત્તિઓનો કોંગ્રેસના આ સહકારી આદર્શ સાથે મેળ બેસાડી લેવો ઘટે છે. આ પત્રની નકલ મને સહવિચાર માટે મોકલવામાં આવી છે.

સહકાર અને સમાજવાદ એ સર્વોદય સમાજ માટેનાં આવશ્યક તત્ત્વો છે. પણ એકલો સહકાર કે એકલો સમાજવાદ કે બંને છૂટાંછૂટાં તે જ હેતુ સારી શકે તેમ નથી—જેમ ઓક્સીજન કે હાયડ્રોજન એકલા કે છૂટા પાણીનો હેતુ સારી શકતા નથી તેમ. માટે આને વિશે થોડો ઊંડો વિચાર કરી લેવો જોઈએ.

### વ્યક્તિગતતા અને સામુહિકતા

સહકારની ભાવના ઉત્તમ છે તે વિશે બે મત નથી. ગાડીમાં ભીડ થાય ત્યારે બે જ રસ્તા છે: કાં લોક ધક્કામુક્કી

કરે ને કોઈ હેઠે પડે; કાં તો સહકારથી સાંકળોકડ સમાવેશ કરે ને હસતાં-ભેટતાં મુકામે પહોંચે.

ત્યારે સવાલ એ ઊભો થાય છે કે સહકારનુ સ્વરૂપ કેવું હોય? એનાં સંગઠન ને રચના કેવાં હોય?

આજ સુધીના સમાજની આર્થિક-સામાજિક રચના વ્યક્તિગત કે કૌટુંબિક ઢબની હતી. એમાં કેટલાક લાભ હતા. પણ ઉદ્યોગધંધાના સંયોગો પલટાતા ગયા, તેમ તેમ એ રચનાની હાનિઓ પણ વર્તાવા માંડી. અને તેથી આજે સહકારી અને સમાજવાદી રચના કરવાનુ કાળબળ ('તાલો કાલ-તકાદો') આપણે અનુભવી રહ્યાં છીએ.

ઇતિહાસના વલોણામાં દહીં અને પાણીની જેમ વ્યક્તિગતતા અને સામુહિકતા ઠલવાયાં છે. એ બંનેનું સારું શીળું મંથન થાય, નઠારું ગરમ ઘર્ષણ ન થાય, તો આપણે એક નવી ને વધુ સારી સમાજ-રચના રૂપી નવનીત પામવાનાં છીએ.

## સ્વત્વનાં ત્રણ સત્ત્વ

વ્યક્તિગત માલિકીમાં અમુક સારાં તત્ત્વો છે. તેને લઈ ને જ એ આટલા બધા પ્રતિકૂળ સંયોગો છતાં ટકી રહી છે.

—માલિકી એક તો પારિવારિક સલામતીની-રક્ષાની-બાંહેધરી આપે છે.

—બીજું, માલિકીમાં પોતીકાપણાની ભાવના હોય છે. પોતીકું કામ અને પોતીકાં સાધનોમાં મનુષ્યને રસ રહે છે. એને સાચવવાનો, વધારવાનો ને સુધારવાનો ઉમંગ એના દિલમાં ઊઠે છે. રસ (interest) અને અભિક્રમ (initiative) એ બે સ્વદેશીપતાનાં સારાં તત્ત્વો છે.

આમ માલિકી ઉર્ફે સ્વત્વ નાં આ ત્રણ સત્ત્વ છેઃ રક્ષા, રસ અને અભિક્રમ(Security, Interest & Initiative). માલિકીની સંસ્થા કે પરંપરા આ તત્ત્વોનાં પ્રયોજનથી પ્રગટી છે ને પુષ્ટ થઈ છે. જેમ વધુ મજબૂત ને વધુ ઊંચો થાંભલો ગોઠવાય ત્યારે જર્જર અને નીચો થાંભલો ખરી પડે, તેમ ખાનગી માલિકીનાં પ્રયોજનોને બીજી જે કોઈ પદ્ધતિ વધુ સારી રીતે પાર પાડી શકશે તે માલિકીનું સ્થાન લઈ શકશે. નહીં તો નવાં રંગરોગાન હેઠળ સીધી કે આડકતરી રીતે ખાનગી માલિકી જ ચાલુ રહેશે. વ્યક્તિગતતા અને સામુહિકતાનાં સારાં તત્ત્વોને બદલે એમનાં નઠારાં તત્ત્વો એકઠાં થશે, કારણ યુગ-પરિવર્તનકારી મંથનમાંથી જેમ અમૃત નીકળી શકે છે તેમ વિષ પણ નીકળી શકે છે, બલ્કે વિષ પહેલું નીકળે છે.

## સ્પર્ધામાંથી સંઘર્ષ

એક માણસ સારું કરે છે, ઝડપથી કરે છે. બીજો માણસ વધુ સારું કરે છે, વધુ હોંશિયારીથી ને વધુ ઝડપથી કરે છે. બંનેની આવી સ્પર્ધાથી ઉત્પન્ન વધે છે ને સુધરે છે. સમાજને માટે આવી સ્પર્ધા સારી છે.

પણ વસ્તી વધે છે, વ્યક્તિદીઠ વપરાશ વધે છે, ને વિજ્ઞાન પણ વધે છે; ભીડ, ભોગ, શ્રમ-વિભાગ અને કેન્દ્રીકરણ વધે છે. ને તેમ તેમ સ્પર્ધા કાતીલ સંઘર્ષમાં ફેરવાઈ જાય છે. સમાજના વર્ગો વચ્ચેની રેખા ફાટ બને છે. ને બે હિસ્સા સામસામા ઘસાય છે, અને અંદરથી પણ ખવાય છે.

આ ઘર્ષણ બે રીતે ખતમ થાયઃ કાં તો એક વર્ગ બીજાને હરાવીને કચરી નાંખે, કાં બંને મળીને સ્વેચ્છાએ પીગળી જઈ સમરસ થવાનો ઉપાય અજમાવે.

## સમરસ સમાજ માટે સહકાર દ્વારા વર્ગનિરસન

સમરસ ને સુખી સમાજ માટે વર્ગોનું નિરસન અનિવાર્ય છે. વર્ગો જેવા છે તેવા રહે અને બેની વચ્ચે સુમેળ રહે એવી વર્ગમેળની વાત વાઘ-બકરીના સરકસ જેવી છે. ચાબૂક-ના ચમત્કારથી એવું સરકસ સરજી શકાય ખરું, પણ એ તો છે: Rightist Dictatorship-અસમાનતાવાદી સરમુખત્યારશાહી.

તો શું સહકારી પદ્ધતિ આપણને વર્ગવિહીન સમરસ સમાજરચના તરફ લઈ શકે ખરી?

હા, સહકારી ભાવનાનો હેતુ જ સમરસ સમાજ છે. સંઘર્ષવાદીઓનો ઉદ્દેશ સમરસ સમાજ જ છે. પણ એમની પદ્ધતિમાં સંઘર્ષની પરાકાષ્ઠા મારફત સમરસના સાધવાની વાત છે. સાધ્ય-સાધન વિચારની દૃષ્ટિએ આ વિસંગત ને અવૈજ્ઞાનિક ઉપાય છે.

સમરસતા કે એકતાના બે પ્રયોગો પુરાણપ્રસિદ્ધ છે. દેવને પણ એકમાત્ર થવું છે, રાક્ષસને પણ એકમાત્ર થવું છે. રાક્ષસ તમામનો સંહાર કરીને એક ને અદ્વિતીય બનવાનો નિષ્ફળ પ્રયત્ન કરે છે. અલગ અહંકાર રાખીને દ્વંદ્વ ને દ્વેષ દ્વારા એકતા રચાય તોપણ તે સ્મશાનની જ હોય. દેવ પ્રેમ કરે છે, સૃષ્ટિ ને સમાજ સાથે ઐક્યભાવના સેવે છે, અને દેહ, બુદ્ધિ, અસ્મિતા વગેરેની વિવિધતા છતાં હાર્દિક એકતા સાધે છે. સિકંદર-નેપોલિયન ને હિટલર-સ્તાલિન

ખતમ થાય છે અને બુદ્ધ–ઇસુ ને ગાંધી–નહેરુ અમર થાય છે.

### વિજ્ઞાનયુગમાં સંઘર્ષ કાલગ્રસ્ત

સાંસ્કૃતિક કે ભાવાત્મક દૃષ્ટિએ તો આ વાતનો કોઈ નકાર નથી કરતું. પણ વાસ્તવિક ભૌતિક દૃષ્ટિએ શું આ ...યું કરશે? અણુ–વિજ્ઞાને ભૌતિક શક્તિની પરાકાષ્ઠા ...રી નાંખી છે. વિશ્વસંઘર્ષ એટલે વિશ્વવિનાશ એવું અશક્ય ...ભીકરણ વિજ્ઞાનના વિકાસે કરી નાંખ્યું છે. અને વસ્તી ...મ જ વિજ્ઞાનના વિકાસને કારણે સંકુલ બનેલી પૃથ્વી પર ...ે વ્યાપક કે અસરકારક વર્ગસંઘર્ષ વિશ્વસંઘર્ષ વિના પાર ...ે તેમ નથી. એટલે સંઘર્ષના માર્ગને વિજ્ઞાને 'આઉટ ઓફ-ડેઈટ' કાલગ્રસ્ત કરી નાંખ્યો છે.

એટલે સમરસ સમાજને માટે સહકારનો માર્ગ અનિવાર્ય ...ઈ પડ્યો છે.

### સહકારના ઓઠાવાળો સંઘર્ષ

પરંતુ માયાવી રાક્ષસ એમ મરતા નથી. એનું એક માથું ...પો તો બીજું ફૂટે. એના એક દેહને હણ્યો તો બીજો દેહ ...રણ કરીને આવે. સીતાને લોભાવવા મૃગ પણ બને ને ...રી જવા સાધુ પણ બને.

સંઘર્ષ સહકારનું જ સ્વરૂપ ધારણ કરી શકે છે. મૂડીવાદ અને મજૂરવાદ બંને સહકારી મંડળીઓ દ્વારા સંગઠિત થઈને સંઘર્ષને ઓર તીવ્ર બનાવી શકે છે.

માટે આપણે સ્પષ્ટ દૃષ્ટિથી ઠરાવી લેવું પડશે કે આપણી સહકારી પ્રવૃત્તિ ઉગ્ર, અસ્વસ્થ ને દીર્ઘ વર્ગવિગ્રહનો છૂપો અખાડો બનવાની છે કે શાંત, સ્વસ્થ અને શીઘ્ર વર્ગ–નિરસન માટેનું અહિંસક ક્રાંતિકેંદ્ર બનવાની છે?

આજની સહકારી પદ્ધતિમાં માલિકીની નાબૂદી નથી; સેવા સહકારીમાં તો સ્પષ્ટ–પણે નથી. સંયુક્ત સહકારીના વધુ લાભ માટે ખાનગી માલિકીઓ એકઠી કરવામાં આવે છે, કેન્દ્રીકરણ મારફત વિજ્ઞાન, યંત્ર અને યોજનાનો લાભ હાંસલ કરવામાં આવે છે.

### કેન્દ્રીકરણ–વિકેન્દ્રીકરણ–વિવેક

અહીં એ સમજી લેવું જોઈએ કે **કેન્દ્રીકરણ કે વિકેન્દ્રીકરણ કોઈ અંતિમ સત્ય કે અસત્ય નથી.** બંને મનુષ્યના હાથમાં મુકાયેલાં ઓજાર છે. બંનેના લાભ અને ગેરલાભ છે. બંનેમાં સત્યના અંશ રહેલા છે. સત્ય દૂર છે તેમ જ તે સમીપ પણ છે; બહાર છે તેમ અંદર પણ છે; વ્યાપકમાં છે તેમ વિશિષ્ટમાં પણ છે; સમૂહમાં છે તેમ વ્યક્તિમાંયે સત્ય છે; અવ્યક્ત મહાન સિદ્ધાંતમાં છે, તેમ વ્યક્ત જીવનવ્યવહારમાં પણ છે. સમગ્રમાં છે તેમ એકાગ્રમાં પણ છે. સર્વદેશીયતામાં છે તેમ સ્વદેશીયતામાં પણ સત્ય વસે છે. માટે કેન્દ્ર કે વિકેન્દ્રનો આત્યંતિક વિવાદ ખોટો છે. બંને વચ્ચે વિવેક હોવો જરૂરી છે. બંનેના લાભ હાનિ સમજીને રચના કરવી પડશે.*

### કેન્દ્ર-વિકેન્દ્રનાં આવાં ઝોલાંનું કારણ

મનુષ્યજાતિ અનેક વ્યક્તિઓમાં વિકેન્દ્રિત છે. બધાં માણસને ભૂખ લાગે છે. અને બધાં માણસ કંઈ ને કંઈ કરે છે, વિચારે છે. આખી સજીવ સૃષ્ટિ આમ વિકેન્દ્રિત છે. અને સાથે જ એનું એક થવાનું વલણ છે. સામુહિક જીવનના સર્વ પ્રકારો જેવા કે શ્રમ-વિભાગ, વર્ણવ્યવસ્થા, અર્થતંત્ર, યૂનો એ બધાં, આ વિવિધતાની સ્થિતિવાળાં મનુષ્ય જે ઐક્યલક્ષી ગતિ કરે છે, તેનાં પરિણામો છે.

પરંતુ એકતા કે વિકેન્દ્રિતતા બે જાતની છેઃ

( ૧ ) સ્વૈચ્છિક સજીવ અને ( ૨ ) અનૈચ્છિક યાંત્રિક.

અનિચ્છાએ, પરાણે, સધાતી એકતા યાંત્રિક હોય છે તે તેથી તેનાથી માનવતાનો હ્રાસ થાય છે. કેન્દ્રીકરણ કરનારા પણ તેને અનિવાર્ય અનિષ્ટ માનીને કરતા હોય છે, કારણ અમાનવીયતા કોઈ પણ મનુષ્યને સ્વાભાવિક રીતે જ ઇષ્ટ નથી લાગતી. **સ્વૈચ્છિક સજીવ ને માનવીય કેન્દ્રીકરણની શરત એ છે કે પહેલાં માનવોનાં હૃદય એક થાય અને પછી ક્રિયાઓ એક થાય.** ભાવાત્મક કે સાંસ્કૃતિક ઐક્ય જેટલું સધાય તેટલું ઔદ્યોગિક કે ભૌતિક કેન્દ્રીકરણ માનવને પચે. તે વિના કેન્દ્રીકરણ માનવતાને નબળી પાડે.

આજે તો સ્થિતિ એ છે કે ભૌતિક કેન્દ્રીકરણ ઘણું આગળ વધી ગયું છે, માટે ઝડપભેર તેને સમતોલ કરે

---

* પંડિત નહેરુએ પણ ૧૧મી માર્ચે મુંબઈમાં કહ્યું: "મને કોઈપણ જાતની સત્તાનું કેન્દ્રીકરણ નથી ગમતું–આર્થિક, રાજકીય કે ઔદ્યોગિક. એનાથી નુકસાન થાય છે...માટે જ્યાં જ્યાં મારો અવાજ પહોંચશે, ત્યાં ત્યાં હું એને રોકવા મથીશ...જ્યારે સત્તાનું વિકેન્દ્રીકરણ થાય છે, ત્યારે જ મનુષ્ય સ્વતંત્રતા માણી શકે છે...તેમ છતાં વિકેન્દ્રીકરણને છેલ્લે પાટલે પણ ન બેસાય. એક પાસે કેન્દ્રીકરણ તરફનાં વલણો અને બીજે પાસે વિકેન્દ્રીકરણની જરૂરિયાત—એ બે વચ્ચેની સમતુલા શોધવી, એ આધુનિક જીવનનો એક મહાન પ્રશ્ન છે."

તેટલી વ્યાપક આંતરિક એકતા અને નૈતિકતા માનવજાતિમાં પ્રગટાવવી પડશે. આ પરિસ્થિતિનો તગાદો છે.

### મૂડીવાદનાં કુલક્ષણો

તો સહકારી પ્રવૃત્તિને મૂડીવાદી કુલક્ષણોથી મુક્ત રાખવી એ આપણો પ્રશ્ન છે. મૂડીવાદી સમાજનાં કુલક્ષણ કયાં છે? **સ્વાર્થ-લોભ-મૂલક કેન્દ્રીકરણ-પ્રધાન સ્વામિત્વયુક્ત, વર્ગ-સંઘર્ષાત્મક સમાજરચના એ મૂડીવાદ છે.**

આપણે એ સાચવવું પડશે કે આપણી સહકારી સમાજવાદી સમાજરચનામાં પણ આવાં જ મૂડીવાદી લક્ષણો નવે નામે પેસે ને ફાલે નહીં.

તે માટે ત્રણ **નિષેધ** માનવા પડશે:

—સહકારનો ઉદ્દેશ **સ્વાર્થ** ન હોવો જોઈએ, સહકારની પ્રેરણા **લોભ**ની ન હોવી જોઈએ.

—સહકારમાં **કેન્દ્રીકરણની અતિશયતા** ન હોવી જોઈએ. જેટલું માનવીય ભાવાત્મક સંગઠન સધાય તેટલું યંત્ર-વૈજ્ઞાનિક કેન્દ્રીકરણ થાય.

—સહકાર **વર્ગીય ધોરણે** ન થવો જોઈએ. વર્ગીય સ્વાર્થોના **સંઘર્ષ** માટે સહકારી પ્રવૃત્તિનો ઉપયોગ ન થવો જોઈએ.

### માનવ-નિષ્ઠા સહકારનો પાયો

'સેવા-સહકારી' તેમ જ 'સંયુક્ત સહકારી' ખેતીમાં વધુ લાભનો ઉદ્દેશ હોય છે. પણ તેને બદલે ખરું જોતાં સહકારીમાં ઉદ્દેશ **સામાજિક જવાબદારી**નો હોવો જોઈએ. જેમ પરિવારમાં એકની ચિંતા સહુની ચિંતા હોય છે, તેવું સહકારીમાં પણ હોવું જોઈએ. કોઈ ભૂખ્યું, બેકાર કે નિરાધાર, દુભાયેલું ન રહે એ સહકારીનો મૂળભૂત ઉદ્દેશ હોવો જોઈએ. આ રીતે સહકારીમાં લોભને બદલે સામાજિક કર્તવ્ય (આત્મનિષ્ઠા) મૂળભૂત બની જાય. સ્વાર્થને બદલે સર્વ-સેવા, પ્રેરક બની જાય. વધુ ઉત્પાદન એ સ્વાર્થ-લોભનો નહીં પણ સમાજની ઉપાસનાનો વિષય બની જાય.

### 'સહકારી મૂડીવાદ'નો ભય

આમ ન કરીએ તો વિચારવા જેવો મુદ્દો એ ગણાશે કે લિમિટેડ કંપની અને સહકારી મંડળી વચ્ચે કેટલો અને કેવો ભેદ રહે છે, શું એ ભેદ નફા અને મતના જુદાં જુદાં ધોરણ પૂરતો જ રહેવાનો? એટલે કે એમાં difference of degree-શાખાભેદ-જ રહેવાનો કે કોઈ મૂળભૂત ભેદ પડવાનો? આ વાત સ્પષ્ટ સમજીએ નહીં તો આપણે હાથે એક નવી જાતના સહકારી મૂડીવાદ (Co-operative Capitalism) ની રચના થઈ બેસશે.

### સહકારી મૂડીવાદનાં અપલક્ષણો

સહકારી મૂડીવાદ એ સહકારી પ્રવૃત્તિનો વિનિપાત છે. એનાં લક્ષણો આવાં હોય:

**૧: વર્ગ-સંઘર્ષમાં વૃદ્ધિ**

એક તો તેમાં અમુક જ એક વર્ગના આગવાં હિત માટે સહકારી મંડળીઓ રચાશે; જેમ કે કેવળ ઉત્પાદકોની મંડળી કે કેવળ ગ્રાહકોની મંડળી, કેવળ માલિકોની મંડળી કે કેવળ મજૂરોની મંડળી. અરે, કેવળ વેપારીઓની સહકારી મંડળી પણ આ રીતે રચાય તો નવાઈ નહીં!

બીજું, આવી સામસામા વર્ગની સહકારી મંડળીઓ વચ્ચે હિતસંઘર્ષ ચાલે. દા. ત. એક દૂધ-ઉત્પાદકોની સહકારી બને અને બીજી દૂધ-ગ્રાહકોની સહકારી મંડળી બને; એક ખેડૂતોની મંડળી બને, બીજી ખેતમજૂરોની મંડળી બને, અને ત્રીજી અનાજનાં વાપરનારાઓની મંડળી બને. પછી આ મંડળીઓ મૂડીવાદી ઢબે સામસામી ખેંચતાણ કરે, જેનું સંગઠન જબરું, જેને માટે સંયોગો અનુકૂળ, તે વર્ગની મંડળી લાભ ખાટે. રાજકીય પક્ષોની ઉપર પણ આવી વર્ગીય મંડળીઓની અસર પડે, અને પક્ષસંઘર્ષ સાથે ભળીને વર્ગસંઘર્ષ વળી વધુ તીવ્ર બને. સ્વાર્થ વધુ સંગઠિત બને, વધુ મોટા આકારવાળો ને કેન્દ્રિત બને, તેમ તેમ વધુ તીવ્ર બને એ તો સ્પષ્ટ જ છે.

**૨: અતિકેન્દ્રીકરણ અને અર્થદાસત્વ**

બીજું એમાં અતિકેન્દ્રીકરણ આવે માણસને બદલે નાણાંનું બજારુ મૂલ્ય મુખ્ય બની જાય.

આવી વર્ગીય ઉત્પાદક મંડળીઓ મૂડીવાદી કંપનીઓની જેમ જ ધૂમ જાહેરખબરો, લાપકાખોરી, ઇનામી લાલચો, વગેરે બજાર સર કરવાની તમામ મૂડીવાદી ઢબની હરીફાઈઓ આદરે.

જેમકે, દૂધ ઉત્પાદક સહકારી મંડળી પણ, પોલસનની ખાનગી ડેરીની જેમ જ લાખો રૂપિયાની જાહેરખબરો કરીને માખણબજાર સર કરવા મથતી જોવા મળે છે. સહકારીમાંયે મૂડીવાદી અનિષ્ટો જેમનાં તેમ રહે છે, બલ્કે વધે છે. વર્ગીય સ્વાર્થોનો સંઘર્ષ વ્યાપકતર બને છે. યાંત્રિક કેન્દ્રીકરણ તો 'એશિયામાં સૌથી મોટું' (?) અને પરિણામ? પૈસાવાળો

પરદેશી ઊંઈ જૂની ભાષામાં ' મધુરાનો ડંસ ! માખણ ખાય' અને ઘરનાં ' ગોવાળિયાં ' છાશમાંથીય જાય ! મૂડીવાદીના ત્રિદોષોનો, સંનિપાત ! અને તેય પ્રતિષ્ઠિત ! એટલે પાછું કોઈથી કંઈ કહેવાય નહીં ! ને કહેવાય તો સંભળાય નહીં ! આજે મુંબઈ-કલકત્તા-મદ્રાસ વગેરેનાં શહેરી માખણ ભોક્તાઓ ખેડા-આદિનાં ઘી-દૂધ-વત્સો સાથે હરીફાઈ કરી રહ્યા છે. મહેમદાવાદનું ઘી-બજાર વણસી જાય તેમાં એ શું કરે? રીતસર મેળવાતા પાણી પ્રમાણે દૂધના ભાવ છડેચોક બોલાય તેમાં વાંધો શો ? ' ચોક્ખું ઘી ' ભવ્ય ભૂતકાળની ગાથા બની જાય તેમાં શું થાય? અમૂલના એજન્ટોની દુકાનોય મોટેભાગે 'ઘીનો સ્ટોક નથી' એવાં પાટિયાં ટાંગે છે. ટેબલ-બટર બનતાં બચે તો ઘી હોય ને? હવે તો એક જ સૌભાગ્ય પ્રાપ્ત થવું બાકી રહ્યું. આપણા આ અમૂલ્ય માખણની વિલાયતની મોલાતોમાં માગ જાગે તો બેડો પાર ! આપણે દૂધ-ઘી જેવાં આમિષ ને તેથી અહિંસા દૃષ્ટિએ ત્યાજ્ય પદાર્થોને સ્પર્શ પણ નહીં કરવાનું વ્રત લેવાનું અને શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ 'નવજીવન'ના માર્ચ અંકમાં ગવડાવે છે તે આધુનિક લોકગીત સમૂહમાં ઝીલી લેવાનું :

> " पहले घी से सबज़ो बनती थी,
> अब घी सबज़ी से बनता है । "

આપણી સહકારી-સમાજવાદી રચનામાં જો આ જ પ્રગતિશીલતા ગણાતી હોય, તો તો ખરેખર એમ જ કહેવાનું મન થાય કે " માફ કરજો મુરબ્બીઓ ! આના કરતાં તો **દૂધ-રોટલાની ઢબની સહકારી-સમાજવાદી રચના જ કરી આપો ને ! – ને નહીં તો છાશ-રોટલાની ઢબની** તો સહી ! "

### ' જવાબદાર સમાજરચના 'ને માટે શ્રી મોરારજીભાઈની હાકલ

આ લેખનાં પ્રૂફ જોતાં જોતાં હમણાં જ ( તા. ૨૩મી-એ ) શ્રી મોરારજીભાઈનું ખેડાના દૂધ ઉત્પાદક સહકારી મંડળી-ના કાર્યકરો સમક્ષનું તા. ૨૧ માર્ચનું સુંદર ઉદ્બોધન છાપાંમાં જોવા મળે છે.. એમણે એ પ્રવૃત્તિને ' સાચી સહકાર-ની ભાવના હોય તો કેવું વિશાળ કાર્ય થઈ શકે તેનો નમૂનો ' ગણીને ભવ્ય અંજલિ આપી છે. આ લેખની ટીકા આ અંજલિથી વિરુદ્ધ નથી પણ તેની પૂરક છે. બલ્કે આ ટીકામાં અંજલિ અધ્યાહાર-રૂપે પડેલી જ છે. સહકારની ભાવનાને આધારે આવડો મોટો પ્રયોગ નક્કર આકાર ધારણ કરીને ઊભો છે, તેથી જ ઉત્તમ કલ્યાણબુદ્ધિથી કંગલેલા મૂળ વિચારમાં જે કાંઈ બાકી રહ્યું છે, તેનાં પરિણામો જોવા મળી શક્યાં છે ને અંતર્નિરીક્ષણ રૂપ ટીકાથી આગળના વિચારને અને આચારને પરિશુદ્ધ કરી શકાય છે.

શ્રી મોરારજીભાઈ એ એ જ પ્રવચનમાં એક બીજી ઉત્તમ વાત કરી છે : " તમારે બીજો નિર્ણય કરવો જોઈએ. તે એ છે કે **તમારા ગામમાં કોઈ ભૂખ્યો ન રહે કે કોઈ કામ વગરનો ન રહે.** જો તમે આખા ગામમાં સમગ્ર વિચાર કરશો તો આ થઈ શકશે .. "

શ્રી મોરારજીભાઈ એ આ ઉદ્ગારો કાઢ્યા ત્યારે આ લેખ લખાઈ ચૂક્યો હતો અને તેમાં અંતે આ જ વાત કહેવાઈ હતી. એટલે " જવાબદાર સમાજ-રચના " અને તેને આધારે " જવાબદાર સ્વરાજ-રચના "ની છેલ્લા બે વર્ષથી સતત હિમાયત કરનાર એક નમ્ર લેખક તરીકે શ્રી મોરારજીભાઈની આ હાકલ સાંભળીને મને જે આનંદ થાય છે તે કહ્યો જાય તેમ નથી.

જ્યાં બને ત્યાં, જેમ બને તેમ વહેલી, આ મૂળભૂત આર્થિક સ્વરાજ્યના કર્તવ્યની જવાબદારી તમામ સહકારી મંડળીઓએ અને સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓએ ઉપાડી લેવી જોઈએ. તે વિના સહકાર અને સ્વરાજ અધૂરાં રહે છે, એમાં કશી શંકા નથી.

પરંતુ સાથે જ પૂર્ણ નમ્રતાથી એક તથ્યનું પુનરુચ્ચારણ કર્યા વિના રહેવાય તેમ નથી :

પોતાના જિલ્લા કે ક્ષેત્રનાં આવાં કર્તવ્ય બજાવવાની શક્તિ દૂરના બીજા કોઈ ક્ષેત્ર કે બજારના શોષણને આધારે ( અન્યક્ષેત્રનું શોષણ કરીને કે સ્વક્ષેત્રનું શોષણ થવા દઈ ને ) ન આવવી જોઈએ; ઉત્પાદનમાં સ્થાનિક સ્વયંપૂર્ણતા અને વ્યાપારમાં 'નફો નહીં', નુકસાન નહીં 'ની નીતિ સહકારી મંડળીએ શિરોમાન્ય કરવી જોઈએ. નહીં તો ભારત વગેરે દેશોનું શોષણ કરીને ને ભારતીય ગૃહઉદ્યોગો ભાંગીને, ઇંગ્લેંડે પોતાના રાજ્ય, મૂડીદારો તેમ જ મજૂરોનાં ખીસાં પણ તર કર્યાં હતાં. વિદેશી બજારોના શોષણમાંથી મજૂરોને લાભ મળ્યો તેથી ૧૮૩૨ની જહાલ ચાર્ટિસ્ટ ચળવળ ૧૮૬૦–૭૦ દરમ્યાન ઠંડી પડી ગઈ. માર્ક્સ તે કાળે ખતે લંડનમાં રહેતો, પણ ઇંગ્લેંડમાં ત્યારે એની વાત મજૂરોએ કાને ધરી નહીં. અને પોણોસો વર્ષ પછી તો ઇંગ્લેંડની મજૂર

સરકાર વિદેશી કમાણી વડે એક કલ્યાણ રાજ્ય પણ ચલાવતી થઈ.

**' દૂધને સાટે નાઈ લૉન ' એ સહકાર છે ?**

' વિદેશમાં, મૂડીવાદી નફારાજ ને સ્વદેશમાં સમાજવાદી કલ્યાણરાજ, એવી ઢબની પાશ્ચાત્ય રચના આપણા જિલ્લાઓ ને પ્રદેશો જો અપનાવે ( કારણ કાપડ અંગેનો અનુભવ શીખવે છે તે મુજબ વિદેશી બજારમાં તો લાંબો ગજ વાગે તેમ નથી ) ને એ રીતે કમાઈ ને અમુક સહકારી સમાજવાદી સિદ્ધિ બતાવે, તોપણ તે સરવાળે આખા દેશની દૃષ્ટિએ ભ્રામક જ સિદ્ધ થાય, એટલું જ નહીં, સ્થાનિકવાદી ( જિલ્લાવાદી-રાજ્યવાદી ) સંઘર્ષો પેદા કરનારી અને વિષમ વિકાસ—એક રાજ્ય સમૃદ્ધ, બીજું કંગાલ–એવો હાથીપગો વિકાસ ) કરનારી નીવડે. ઉપરાંત સ્થાનિક પ્રજાને પણ દૂધ અને નીતિને સાટે રોટલો ને નાઈ લૉન મળે. પણ તો તો ' લેને ગઈ પૂત ને ખો આઈ ખસમ ' વાળો ઘાટ થાય. દૂધ, રોટલો ને રામ ત્રણે રહેવાં જોઈએ; સ્થાનિક પેદાશ નાણાંના લોભ માટે નહીં, જીવનને સંપન્ન કરવા માટે હોય. આ ગાંધી-વિચારનું સ્વદેશી તત્ત્વ સહકારી પ્રવૃત્તિના પાયામાં જ પુરાવું જોઈએ, કારણ તે વિના વિષમ પરિણામો આજે નહીં તો કાલેય આવ્યા વિના રહે નહીં. આ લેખની ટીકા પાછળ જે આત્મીયતાભરેલું હાર્દ છે તે આ છે. અને મહત્ત્વની વસ્તુ શબ્દ નહીં હાર્દ છે.

**૪ : ઇજારાશાહી જેવી સામાજિક બેજવાબદારી**

સહકારી મૂડીવાદનું ચોથું લક્ષણ મૂડીવાદી બેજવાબદારી સહકારી મંડળીઓમાં પણ આવી જાય.

મૂડીવાદી ઉદ્યોગધંધા માલિકના નફા સિવાય બીજા કશાયને પોતાની જાતે જવાબદાર નથી હોતા. વેપારીને માથે એવી જવાબદારી જરાયે નથી હોતી કે માલ વેચતી વખતે ગરીબનું કે સમાજનું કાંઈ અહિત ન થઈ બેસે તેનું એ ધ્યાન રાખે. ઉત્પાદન ઓછું થવાથી, લોકોનું આરોગ્ય બગડવાથી, દુકાળ પડવાથી કે તંગી ઊભી કરવાથી પણ, જો નફો વધતો હોય તો તેમાં મૂડીવાદી બજારનીતિને વાંધો જણાતો નથી.

શું સહકારી મંડળીથી પણ આવી જ સામાજિક બેજવાબદારી સેવી શકાય ?

મૂડીવાદમાં ઇજારાશાહી એ સમાજને માટે સહુથી ખરાબ પદ્ધતિ છે. કોઈ જીવન-ઉપયોગી વસ્તુનો ધંધો કોઈ એક પેઢીને હસ્તક, એકહથ્થુ થઈ જાય તો તે મનફાવે તેવો લાભ લે છે. અનેક પેઢીઓ હોય ત્યારે તે cartel—મંડળ', કે મહાજન બનાવીને એકહથ્થુ ઇજારાનો લાભ અંકે કરે છે.

**ક્ષમતા અને સમતાના પરિપુ**

જિલ્લા-વ્યાપી સહકારી મંડળીઓ થાય ત્યારે ઇજારો એને આપોઆપ મળે છે.

એમાંથી બે જાતની બેજવાબદારી જન્મે છે. એક તો પોતાના ઉદ્યોગધંધાની કુશળતા અંગે અને બીજી સમાજ પ્રત્યે.

એમાંથી બે પ્રકારની હાનિ થાય છે : ઉદ્યોગમાં ક્ષમતા-ની હાનિ અને સમાજમાં સમતાની હાનિ.

ઇજારાથી ઉદ્યોગમાં ક્ષમતાની ત્રિવિધ હાનિ થાય છે—

૧. ઉત્પાદનમાં બગાડો અને ઘટાડો,

૨. વહીવટમાં અવ્યવસ્થા અને નાણાં-વ્યવહારમાં સડો,

૩. ઇજારદાર જાતે નવા સુધારા કરે નહીં અને બીજાની શોધખોળોને દબાવે. આનું વર્ણન રશિયાની એક તાજી જ બળવાખોર નવલકથા ' નોટ બાય બ્રેડ એલોન 'માં મળે છે. એક ઉપયોગી નવી શોધ કરનાર દેશભક્ત મનુષ્ય એકહથ્થુ ઉદ્યોગતંત્રની નોકરશાહીમાં કેવી કરુણ રીતે અટવાય છે તેની કથા લેખક દુદિન્તસેવે હૂબહૂ વર્ણવી છે. નોકરશાહી અમલદારોને એ ' મૂડીવાદી ' જ કહે છે. હકીકતે શું મૂડીવાદમાં કે શું સામ્યવાદમાં ઇજારો આવે એટલે નવો વિકાસ રૂંધાય જ. તેથી નવા વિકાસને માટે અનેક કેંદ્રોમાં ( વિકેન્દ્રોમાં ) નવું કરવાની( અસિકગની ) સ્વતંત્રતા જોઈએ.

ઇજારાથી સમાજમાં સમતાની હાનિ પણ ત્રિવિધ થાય છે :

૧. સમાજમાં જે અસમાનતા ચાલુ હોય તેને કાયમી કરવાનું વલણ રહે છે.

૨. વર્ગીય સહકારી મંડળી સામા વર્ગનું શોષણ વધુ પ્રમાણમાં ને વધુ પ્રતિષ્ઠિત રીતે કરી શકે છે.

૩. અતિકેન્દ્રિત સ્વરૂપને કારણે નવો ને સમર્થ નોકરશાહી વર્ગ જન્મે છે, જે શૈક્ષણિક, આર્થિક અને રાજકીય ક્ષેત્રે વધુ અધિકારો અને તકો મેળવે છે. રશિયન શિક્ષણનો ૬૦થી ૭૦ ટકા લાભ હોદ્દેદારનાં સંતાનો જ ખાટી જાય છે તે સામે ખુદ ખ્રુશ્ચેવે હમણાં ટીકા કરી છે. આ ' નવો વર્ગ ' સત્તાનું પણ એકહથ્થુ કેન્દ્રીકરણ કરવા તરફ વળે છે ને એમ નવી સરમુખત્યારીનો પાયો પૂરો પાડે છે.

**વર્ગમુક્ત, ગ્રામનિષ્ઠ, સામ્યયોગી ક્રાંતિ અર્થે સહકાર**

આ દોષોમાંથી બચવા માટે સહકારી પ્રવૃત્તિની મૂળભૂત સામાજિક પ્રતિજ્ઞા આવી હોવી જોઈએ : **વર્ગમુક્ત, ગ્રામનિષ્ઠ સામ્યયોગી ક્રાંતિ અર્થે સહકાર.**

સહકારી પ્રતિજ્ઞાનાં પહેલાં બે પદનું તાત્પર્ય વધુ સ્પષ્ટ રીતે સમજી લઈએ:

**૧ : "વર્ગમુક્ત"** એટલે કે—

—જે હિંસામૂલક, અસ્વસ્થ અને સ્વૈરસ્વચ્છંદ વર્ગ-સંઘર્ષ આજની પ્રાપ્ત સામાજિક પરિસ્થિતિમાં ચાલી રહ્યો છે, તેને વધારવો નથી, પરંતુ અહિંસક સ્વસ્થ અને સુયોજિત રીતે શીઘ્રતમ વર્ગ-નિરસન કરવું છે એવો માનવોચિત મૂળભૂત ઉદ્દેશ સહકારી પ્રવૃત્તિના સમસ્ત પુરુષાર્થનો રહેશે.

—જે સહકારી મંડળીથી જાણ્યે-અજાણ્યે વર્ગ-સંઘર્ષમાં વધારો થતો હોય અને સુયોજિત વર્ગ-નિરસનની પ્રક્રિયાની ગતિ વધતી ન હોય, તેને ખોટી કે નિષ્ફળ સહકારી મંડળી માનવામાં આવશે.

—કોઈ પણ એક વર્ગના આગવા હિતના ઉદ્દેશથી સહકારી મંડળી સ્થાપવામાં નહીં આવે, સર્વના સામાન્ય હિત માટે સ્થાપવામાં આવશે.

—પછાત વર્ગો ને દબાયેલા-કચડાયેલા વર્ગોનાં હિતનો ખ્યાલ સર્વ પ્રથમ કરવા જેવો છે, પણ તે નિમિત્તે પણ એમની અલાયદી વર્ગીય મંડળી નહીં કાઢવામાં આવે; બલ્કે સાર્વજનિક સહકારી મંડળીમાં જ એમનાં પછાતપણા તથા દલિતપણાના ઉપાય માટે વિશેષ વ્યવસ્થા કરવામાં આવશે.

—ઉદ્દેશની સાર્વજનિકતાની સાથે સાથે જ સભાસદો પણ સર્વવર્ગના હોય તેનો ખાસ ખ્યાલ રાખવામાં આવશે.

—ઉદ્દેશ તથા સભ્યપદ સહેજે સર્વસમાવેશક રહે તે દૃષ્ટિથી બહોળા વિસ્તાર પર એકવર્ગીય ધોરણે નહીં, પણ સ્થાનિક ગ્રામ* વિસ્તારના સર્વવર્ગીય ધોરણે મંડળી રચવામાં આવશે. એટલે કે એક તાલુકા કે જિલ્લાના તમામ જમીન-માલિકો કે તમામ ખેતમજૂરોની મંડળી ઊભી નહીં કરાય, પણ ૫૦૦૦ની વસ્તી થાય તેટલાં ગ્રામોના તમામ લોકોની મંડળી સ્થાપવામાં આવશે.

—જે મંડળીમાં સામસામા સર્વ વર્ગોના સભ્યો નિશ્ચિત પ્રમાણમાં નહીં હોય તેને સહકારી મંડળી નહીં, પણ વર્ગીય સંઘ માનવામાં આવશે. જેમકે વસ્તીના પ્રમાણમાં (ઓછામાં ઓછા આરંભે અડધા પ્રમાણમાં) ખેતમજૂરો જે મંડળીમાં સમાન દરજ્જાના સભ્યો ન હોય તે 'સહકારી ખેતીમંડળી' નહીં, પણ 'ખેડૂતોની રજિસ્ટર્ડ સંસ્થા' ગણાશે. આવી વર્ગીય સંસ્થાઓથી **'સહકારી સમાજવાદ'** આવી જશે એવો ભ્રમ સેવવામાં કે પોષવામાં નહીં આવે.

**૨ : ગ્રામનિષ્ઠ**

—ખાસ સ્થાનિક પરિસ્થિતિમાં ગ્રામયોગ્યે મંડળી રચવા છતાં તે મુખ્યત્વે અમુક વર્ગની જ મંડળી થાય એમ બને આવી સ્થિતિમાં પણ મંડળીના ઉદ્દેશો સાર્વજનિક હિતના જ રાખવામાં આવશે અને તે પ્રમાણે મંડળી વર્તે છે કે નહીં તેનો જવાબ જાહેર જનતાને જિલ્લાના સહકારી સંઘ કે સ્થાનિક સ્વરાજ સંસ્થા સમક્ષ (ગ્રામસ્વરાજને) આપવાને તે બંધાશે; અર્થાત્‌સહકારી પ્રવૃત્તિ ગ્રામનિષ્ઠ રહેશે. ગ્રામ પ્રત્યેની નિષ્ઠા એટલે અંતરથી કર્તવ્ય નિભાવવાની તેમ જ જાહેરમાં ખુલાસો કરવાની જવાબદારી.

—બીજાં જે કોઈ લઘુમતી હિતો હોય તેનું રક્ષણ કરવા અંગે પણ તે સ્થાનિક સ્વરાજ સંસ્થાને તેમ જ રાષ્ટ્ર તથા વિશ્વની બીજી નૈતિક સત્તાઓને જવાબદાર રહેશે. અર્થાત્ વિશ્વનિષ્ઠા રાખશે.

**ગ્રામનિષ્ઠા × વિશ્વનિષ્ઠા = લોકનિષ્ઠા**

વર્ગમુક્તિના કર્તવ્યનો વિચાર કરતાં આપણે ગ્રામનિષ્ઠા અને વિશ્વનિષ્ઠા પર આવી પહોંચ્યા. સમીપવર્તી ગ્રામ અને દૂરવર્તી વિશ્વ-એ બે સત્તા(હસ્તી)ને નવી રચના વફાદાર રહેશે. સત્તા જેમ સમીપની તેમ વધુ પ્રત્યક્ષ અને ઐહિક હશે, જેમ દૂરની તેમ વધુ અપ્રત્યક્ષ અને નૈતિક હશે. ગ્રામ અને વિશ્વ, ભૌતિક અને નૈતિક, પ્રત્યક્ષ અને પરોક્ષ એ બંને નિષ્ઠાઓના સમ્યક્ પાલનથી લોકનિષ્ઠા સિદ્ધ થાય છે. આ બે પૈકી દૂરની સત્તા તરીકે રાષ્ટ્ર પ્રત્યેની વફાદારી આજે કાનૂની અંકુશ હેઠળ પૂરતા બલ્કે થોડા વધારે પ્રમાણમાં જ પળાય છે. એટલે આજને માટે ગ્રામનિષ્ઠાને પ્રધાન માની તેને પ્રતિજ્ઞાના બીજા પદમાં મૂકી છે હકીકતે વિશ્વનિષ્ઠાની અવિરુદ્ધ અર્ધાંગિની હોય તે જ ગ્રામનિષ્ઠા ગણાય. વેદની ભાવના પ્રમાણે ગ્રામમાં વિશ્વ પોષાવું જોઈએ.

—લાભના લોભમાં ગ્રામ-કલ્યાણ વિશે આંધળું અને ગ્રામસમાજને બે-જવાબદાર એવું કેન્દ્રીકરણ અને યંત્રીકરણ

* 'ગ્રામ' એટલે ૫૦૦૦ જેટલી વસ્તી; પછી તે ગામની હોય કે શહેરની હોય.

નહીં કરવામાં આવે. ઉત્પાદન તથા બીજી બધી આર્થિક પ્રવૃત્તિ દૂરના બજારુ શોષણ માટે નહીં પણ ગ્રામના પોષણ માટે જ કરવામાં આવશે.

—સાંકડું ને આત્યંતિક સ્વાવલંબન નહીં પણ વિવેકપૂર્વકના વ્યાપાર દ્વારા વિકાસલક્ષી પરસ્પરાવલંબન સાધવાનો પ્રયત્ન રહેશે. વ્યાપાર-વિનિમયમાં નફો-નુકસાન સરખાં વર્જ્ય ગણાશે, અર્થાત્ '**શોષણ નહીં પણ પરસ્પર પોષણ**' એ વ્યાપાર-આદર્શ તથા વ્યવહારનો મંત્ર હશે.

—આ દૃષ્ટિએ મંડળીના ઉત્પાદન કે વ્યાપારથી જે લોકોના જીવન પર અસર પડતી હશે, તે લોકો મંડળીના સભ્ય હોય કે ન હોય, તોપણ તેમને તેમની સ્થાનિક સ્વરાજ્ય સંસ્થા દ્વારા જવાબ આપવાનું ઉત્તરદાયિત્વ તમામ સહકારી મંડળી શિરોમાન્ય કરશે.

—મંડળી પોતાના ક્ષેત્રની સમસ્ત જનતાને તો સ્થાનિક સ્વરાજ સંસ્થા દ્વારા નિયમિત ખુલાસા કરવા બંધાશે જ. કોઈ પણ માણસ સ્થાનિક સ્વરાજ્યમાં જઈને સહકારી મંડળીના વ્યવહાર સંબંધી પ્રશ્ન રજૂ કરીને ઉત્તર મેળવી શકશે. આવી જાહેરમાં જવાબ આપવાની જવાબદારી (answerableness) સ્વીકારવાથી સહકારી મંડળી આંતરિક સડા, અવ્યવસ્થા તેમ જ જે નાની મોટી સામાજિક બે-જવાબદારીઓ એને હાથે જાણ્યે-અજાણ્યે થઈ જતી હશે, તેમાંથી ભાનપૂર્વક ઊગરી શકશે. ક્ષમતા અને સમતા ને થતી હાનિનું નિવારણ થશે.*

—સહકારી મંડળી પોતાના સભ્યો પૈકી (અને વહેલી તકે સમસ્ત ક્ષેત્રની જનતા પૈકી) કોઈ પણ મનુષ્ય ભૂખ્યો, બેકાર કે લાચાર ન રહે તે માટે બનતું બધું જ કરી છૂટે. સાથે જ વિષમતા કાઢીને સમતા આણવાનો કાર્યક્રમ ઘડીને તે અમલમાં મૂકે. આ કાર્યક્રમની સામ્યયોગી ક્રાંતિ એ ત્રીજા પ્રતિજ્ઞા-પદમાં છણાવટ કરીશું. હમણાં 'જનતા અને જવાબદાર કઈ રીતે બને તે જોઈએ.

**આર્થિક-સામાજિક સલામતીની બાંહેધરી**

ભૂખ અને બેકારીનો પ્રશ્ન આજે ભારતમાં અને એશિયામાં અતિશય વ્યાપક છે. આપણે તેનું પણ કેન્દ્રીકરણ કર્યું છે, એટલે કે આ વ્યાપક સવાલના ઉકેલની જવાબદારી કેન્દ્રીય સરકારોને માથે નાંખી દીધી છે. અને તેથી તેનો કુંડગોળ આવતો નથી. દરેક વ્યક્તિના પ્રશ્નનો રાષ્ટ્રીય સરવાળો તો ગંજાવર બની જ જાયને! વિનોબા કટાક્ષ કરે છે તેમ, રોજ સવારના દરેકને દાતણ કરાવી આપવાના કામનું રાષ્ટ્રીકરણ કર્યું હોય તો જબરદસ્ત ને મહાવિકટ ઉદ્યોગ ખડો કરવો પડે! ભૂખ દરેક પેટમાં લાગે છે, કામ કરવાની સ્ફૂર્તિ પણ દરેક શરીરમાં જાગે છે, તેથી ભૂખ અને બેકારીની સમસ્યાને ઉકેલવાની વાસ્તવિક જવાબદારી વિકેન્દ્રિત રીતે જ બજાવી શકાય. તેને કેન્દ્રિત કરીને તો ઇંગ્લૅંડ અમેરિકા જેવા સમર્થ **કલ્યાણરાજ્યો** પણ તેનો પાર લાવી શકયાં નથી; જ્યારે તમામ પ્રગતિશીલોના પ્રહારો ને ગાળો ખાઈખાઈને ખોખરી થયેલી (ને કંઈક સુધરેલી પણ) **જ્ઞાતિસંસ્થાઓ** ઠીકઠીક સફળતાપૂર્વક પોતપોતાના વર્તુળમાં આ અઘરા સવાલનો કંઈક જવાબ આપી રહી છે. કુટુંબથી આગળની સામાજિક સલામતીની જ્ઞાતિસંસ્થાથી ચડિયાતી એવી બીજી કોઈ સંસ્થા હજી સુધી આપણે ખડી કરી શકયા નથી. અલબત્ત જ્ઞાતિસંસ્થામાં સંકીર્ણતા તેમ જ અસમગ્ર વર્ગીયતાનો દોષ છે જ, ને તે આપણે નથી જોઈતો. સહકારી મંડળી અને પંચાયત, સુધરાઈ વગેરે ગ્રામસ્વરાજ સંસ્થાઓ દ્વારા આપણે જ્ઞાતિસંસ્થાની સંકીર્ણતા વિનાની **આર્થિક-સામાજિક સલામતીની બાહેંધરી** ઊભી કરવી પડશે. તેથી "**કોઈને પણ ભૂખ્યો, બેકાર કે લાચાર નહીં રહેવા દઈએ**" એવો સંકલ્પ સહકારી પ્રવૃત્તિની ગ્રામનિષ્ઠાનું સહુથી મહત્ત્વનું અંગ બની જાય છે.

**૩: સામ્યયોગી ક્રાંતિ અર્થે :**

સમાજવાદી-સહકારીને માર્ગે ભારતીય ક્રાંતિની પ્રતિજ્ઞાનું આ જે ત્રીજું પદ છે તે અત્યંત મહત્ત્વનું છે અને તે છોડી

[પાન ૨૦૦ ઉપર]

* આવું જાહેર સ્થાનિક ઉત્તરદાયિત્વ માત્ર સહકારી મંડળી જ નહીં બલ્કે આખાયે સરકારી તંત્રે શિરોમાન્ય કરવું જોઈએ. તો લોકોના અનેક અસંતોષ, અજ્ઞાન અને ટીકાઓ દૂર થાય અને વહીવટનો સડો ને શિથિલતા નાબૂદ થાય. ખાનગી વેપારીઓ પણ આવું સામાજિક ઉત્તરદાયિત્વ અંગીકારીને પ્રગતિશીલ સમાજવાદી વેપારી બની શકે. આને માટે દરેક સ્થળે દર રવિવારે સ્થાનિક સ્વરાજ સંસ્થા (મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ, પંચાયત)ની રવિસભા મળવી જોઈએ જેમાં કોઇ પણ નાગરિક પ્રશ્ન પૂછીને તે જ અથવા પછીની રવિસભામાં ખુલાસો મેળવી શકે. સરકારી વહીવટ આ રીતે જનતાને જવાબદાર બને ત્યારે 'જવાબદાર સ્વરાજરચના' થઈ કહેવાય. પણ આવી રચનાનો આધાર જનતા પર છે. જે જવાબદાર છે, જે જાણે છે, તે જનતા છે. જે પ્રશ્ન કરે છે તે પ્રજા છે.

આસ્વાદ

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

—સુરેશ હ. જોષી

## લ્હેકંતા લીમડા હેઠે

સાંજરે લ્હેકંતા લીમડા હેઠે કે આંખિયું પ્હેલેરી સંભરી;
સાંભરે આ રે આંબલિયે પ્હેલેરી હૈયાની ફોરી'તી મંજરી.

રૂપેરી રંગમાં,
રજની ઓછંગમાં,
સાંભરે પ્હેલેરી કોઈ નવે પાણી અજાણી આ છલકી'તી છાતડી;
કાંક રે બોલી ને ઝાઝી અબોલી અમોલી એ ઝરતી'તી વાતડી.

ચૂતી'તી ચૂંદડી
લીલી રતુંબડી,
સાંભરે લ્હેરાતી કોક નવી લ્હેરે,
ને રંગ નવે ઘેરે આ ઉઘડી'તી આંખડી;
અંતરે અદબીડી નવલા પરાગે,
અનેરા કો રાગે એ ખીલી'તી પાંખડી.

સાંજરે લ્હેકંતા લીમડા હેઠે કે આંખિયું પ્હેલેરી સંભરી;
સાંભરે આ રે આંબલિયે પ્હેલેરી હૈયાની ફોરી'તી મંજરી.

—સુંદરજી ગો. બેટાઈ

સાંજને નમને પહોરે જ અમે ચાલ્યાં આવતાં હતાં. કશીક ઝાંખ જલ્પના ચાલતી હતી. એ એકાએક અટકી ગઈ ને અમે ઊભાં જ રહી ગયાં. કશું બોલવાનું સૂઝ્યું નહિ. આશ્ચર્યચકિત થઈ ને અમે એક બીજાની સામે જોયું ને પછી ઉપર જોયું તો લીમડો મંજરીને ખોબે ખોબે શીતળ સૌરભ પાઈ રહ્યો હતો. એણે અમને અવાક્ કરી દીધાં. સાંજવેળાની રતુમડી આભા આંખી પડી ન પડી ત્યાં પૂર્વમાંથી રજત પ્રકાશ રેલાઈ રહ્યો. ચાંદનીની શીતળતા ને લીમડાની મંજરીની સૌરભમય શીતળતાએ મળીને કંઈક એવું કર્યું કે શબ્દોના બુદ્બુદ્ આપમેળે શમી ગયા. આ કાવ્યની પહેલી પંક્તિ વાંચતાંની સાથે જ એ ધન્ય ક્ષણ સજીવ થઈ ઊઠી.

આપણી સ્મૃતિનો વ્યવહાર ખરે જ કંઈક વિલક્ષણ લાગે તેવો છે. કોઈક અનુભવની સ્મૃતિ અમુક રંગને જોવાથી જાગે છે, તો કશીક અણધાર્યો સ્પર્શ સ્મૃતિની ગુપ્ત મંજૂષાને એકાએક ખોલી નાખે છે, તો વળી કોઈકવાર છાનીછપની, પોતાની જાણ કરાવ્યા વગર, કયાંકથી આવી ચઢતી આછેરી સુવાસ ચિત્તમાં દૂરસુદૂરનો નહિવત્ થઈ ગયેલી લાગણીને સજીવન કરી દે છે.

આપણા જ હૃદયમાં થતી આપણી જ લાગણીઓ આપણને જ કેવી અજાણી હોય છે! એનો આકાર આપણી સમક્ષ પૂરેપૂરો ઉપસાવવાને માટે એની આજુબાજુનો આખો રૂપ, રંગ, સ્પર્શ, ગંધનો પરિવેશ સર્જવો પડે. જો કોઈ ને લાગણીનું પૂર્ણ રૂપ ઉપસાવવું છે તેને આ પરિવેશનું પુનઃસર્જન કરવું જ પડે. લતા પર કળી બેસતી જોઈએ, ને એ કળીને ફૂલને રૂપે પૂર્ણ થતી પણ આપણે જોઈ શકીએ છીએ. પણ આપણા હૃદયમાં થતી અનુભૂતિઓ વિશે આવું બની શકતું નથી. એને આકારમાં ઢાળવી પડે, ને એવો આકાર પ્રાપ્ત થાય પછી જ એ ગ્રાહ્ય બને, એનુ પુનઃ પુન. યથેચ્છાએ આસ્વાદન શક્ય બને.

કવિ સૂક્ષ્માતિસૂક્ષ્મ ને અત્યંત સંકુલ એવી લાગણીઓ-ને મારેના આવા આકાર શોધે છે. એ આકારને ઉપસાવવાને એ યથેષ્ટ પ્રમાણમાં પરિવેશ પણ સરજી આપે છે. પણ એ આકારની વિશિષ્ટતા એ કે એમાં જડતા ન હોય, સજીવતા હોય. હૃદયને એનો સંસ્પર્શ થતાં એક પ્રકારનું સ્પંદન શરૂ થાય, અર્થનું ચોસલું જ માત્ર હાથમાં ન આવે. એ સ્પંદનથી અભિષિક્ત થઈને ભાવસૃષ્ટિ નવી કાન્તિ ધારણ કરે. સૃષ્ટિની આ નવી કાન્તિ જોવા માટે આપણે કળા પાસે જઈએ છીએ. આપણા હૃદયની નાજુક, છટકિયાળ, સહેજ સરખા સ્પર્શથી અળપાઈ જનારી એવી, દરેક લાગણીનું પ્રતિરૂપ સૃષ્ટિમાં છે. એ લાગણીનો એ પ્રતિરૂપ સાથેનો સંબંધ જોડી આપીએ ત્યારે જ એ લાગણીને સાચું અસ્તિત્વ પ્રાપ્ત થયું કહેવાય. કવિ આટલું કરી આપે. પછી તમે એને ગાયા કરો, માણ્યા કરો. માર્ગ મોકળો થઈ ગયો, વિહાર કર્યા કરો. જર્મન કવિ રિલ્કેને કાવ્યસર્જનની સાધના દરમિયાન આ સત્યની દૃઢ પ્રતીતિ થઈ હતી ને એણે કહ્યું હતુંઃ "...even for what is most delicate and inapprehensible within us nature has sensuous equivalents that must be discoverable." લાગણીને શબ્દ દ્વારા યોજતા એના પ્રતિરૂપથી પ્રકટ કરવી કે શબ્દ વ્યવધાનરૂપ ન બને. એ લાગણીનો અર્થ ન સમજાવે, એને આસ્વાદ્ય આકારરૂપે સંવેદ્ય બનાવે.

અહીં જે લાગણી નિરૂપાઈ છે, તે સંસ્કૃત વૃત્તબદ્ધ કાવ્યમાં નિરૂપાઈ હોત તો કદાચ ઠીક ન લાગત. એનો 'હેકતો' લય ગીતમાં જ બરાબર પ્રકટ થઈ શકે. સંસ્કૃત વૃત્તરચનામાં વિદગ્ધતા–sophisticationને અવકાશ છે. ગીતમાં સાહજિકતા છે, એમાં ગણતરી ખપમાં ન આવે. ભાવનો રણકાર અહીં મુદ્રિત કરવો વિશેષ ફાવે. અહીં ભાવ જે નાની મોટી વીચિમાળાઓ પ્રકટાવે છે, તે જુઓ એટલે આ વાતની ખાતરી થઈ જશે. કોઈક વાર નાના તરંગો ઉપચિત થઈને મોટું મોજું બનીને છલકાય છે ને. એની છાલક એક પંક્તિથી તે બીજી પંક્તિના પૂર્વાર્ધ સુધી ઊછળે છે. આ ગીતનો એકવાર યથોચિત પાઠ કરશો કે તરત આ વાત સમજાઈ જશે.

સાંજ હતી, લીમડો 'હેકતો' હતો—વાયુનો સંચાર હતો, એ સંચાર ઘટાવાળા પ્રૌઢ લીમડાને પણ 'હેકતો' કરી મૂકે એવો હતો. એવા લીમડાની નીચે પહેલવહેલી વાર આંખને ભરી દે એવું કશુંક જોયું. ચૂંદડીની વાત તો છ સાત પંક્તિ આગળ વધ્યા પછી આવે છે. પણ આ પંક્તિ વાંચતાંની સાથે જ એ નૈત્રોત્સવાની છબિ અંકાઈ જાય છે. 'આંખિયું'માંનું બહુવચન બે ને બદલે ચાર આંખો તૃપ્ત થઈ, એમ માની લેવાની છૂટ આપે છે તે, લઇ લેવા જેવી છે. બંને એકબીજાને જોઈ ને તૃપ્ત થયાં. આજ પહેલાં આંખ ઘણું ઘણું જોતી હતી, પણ આંખો ધરાઈ જાય એવું, નેત્રોના નિર્વાણરૂપ, કશું દેખ્યુ નહોતું. એ તો આ હેકતા લીમડા હેઠે પહેલી વાર જ બન્યું. એ અનુભૂતિના નવોદ્‌ગમની સાથે આ પરિવેશનું ચિત્ર પણ અભિન્નભાવે ભળી ગયું. (જરા નજર કરી જુઓ,,કવિએ 'પહેલેરી' 'અજાણી' નવી'– આ શબ્દો આ નાનકડા ગીતમાં કેટલી બધી વાર વાપર્યા છે!) કવિએ 'સંભરી' શબ્દ અત્યંત સમુચિત યોજ્યો છે. 'સાંજરે' પછી 'સંભરી'ના સંસ્કાર ઝીલીને બીજી પંક્તિની શરૂઆતમાં તરત 'સાંભરે' આવે તે બરાબર બંધ બેસી જાય છે. લીમડાની મંજરીની સૌરભે એ પ્રણયના પ્રથમોદ્‌ગમની સ્મૃતિને સજીવ કરી, પણ કવિએ લીમડાની મંજરીનો અહીં ઉલ્લેખ કરવાને બદલે હૈયાની ફોરેલી મંજરીની જ વાત કરી છે, ને 'આ રે આંબલિયે' કહીને એ હૈયું મોરથી મઘમઘી ઊઠેલા આંબા જેવું સભર બની ઊઠયું એમ સૂચવી દીધું છે.

સાંજવેળા તો ઝાઝી ટકે નહિ. પછી આવે રજની, પણ એ 'રૂપેરી રંગ'વાળી રજની હતી. લીમડાની ધોળી ધોળી મંજરીઓના ગુચ્છ ને રૂપલાવરણી રાત–આવા ધન્ય મુહૂર્તે છાતી નવા પાણીએ છલકાઈ ઊઠી. સાંજ હતી ત્યારે

છલકાવાની વાત ન આવી, કારણ કે સાંજ છલકાતી નથી, એની લીલા પશ્ચિમ ક્ષિતિજને એક ખૂણે, પણ પછી રૂપલાવરણી રજની તો આખા આકાશમાં છલકાઈ ગઈ, એના રૂપલા રંગમાં લીમડાની મંજરીના ધોળા ગુચ્છ પણ ઓર બહેકી ઊઠ્યા, ને આથી 'નવે પાણી 'એ છાતી છલકાઈ ઊઠી. ને એમ બનવાને કારણે, એ અનુભવને લીધે, આપણે જ આપણને પોતાને અજાણ્યા બની ગયા! એવી સ્થિતિમા કાંઈ આવું બોલાય નહિ, આપણે આવું બોલવાનું રહે જ નહિ, કારણ કે આપણી સાથે આખી સૃષ્ટિ ત્યારે બોલવા લાગે, આપણે જે ન બોલીએ તે આપણા વતી એ પરિવેશ બોલી દે. એ લાગણી પણ એવી કે એને આખી શબ્દોમાં તો કહેવાય નહિ. થોડીક ચાંદનીના રૂપલા રંગે કહેવાય, થોડીક લીમડાની મંજરીની સૌરભની ભાષામાં કહેવાય, થોડીક પવનમાં ઝૂકતા લીમડાના લહેકામાં કવવાય, થોડીક લીમડાની ઘટામા લપાયેલા અધિકારની ભાષામાં કહેવાય. આથી જ કવિએ કહ્યું :

**કાંક રે બોલી ને બાકી અબોલી**

ને આપણી લાગણીની વાત જ્યારે આખી સૃષ્ટિને મોઢે કહેવા જેવી બને, ત્યારે એ 'અબોલી' જ બની રહે ને!

ઘ્રાણેન્દ્રિયની ગોચરતા દૃષ્ટિસીમાને પણ ઉલ્લંઘી જાય, માટે સૌરભની, ફોરવાની, મહોરવાની વાત પહેલાં થઈ. હવે દૃષ્ટિસીમામાં પ્રવેશ્યા ને 'લીલી રતુંબડી' ચૂંદડી ચૂવા લાગી. આ ચૂંદડીમાં નવોઢાના નવાનુરાગનો અનુસાર છે. ભાવની નવી જ આબોહવાની લ્હેરે લહેરાતી એ ચૂંદડીએ એક નવા જ લેશ રંગથી આંખોને આંજી દીધી, ને એ અંજનથી દિવ્ય આંખે જ્યારે સૃષ્ટિ જોઈ, ત્યારે એનું નવું જ રૂપ દેખાયું – એ નવા રૂપમાં રંગ અને સૌરભનું અજબ મિશ્રણ થઈ ગયું. એ નવી સૃષ્ટિના દર્શનના પ્રકાશનું કિરણ અંતરમાં પ્રવેશતાંની સાથે જ અર્ધપ્રસ્ફુટ પાંખડીઓ ખીલી ઊઠી ને 'નવલા પરાગે અનેરા કો ગગ'-ની અનુભૂતિ કરાવી. આવાં અનેક પરિમાણમાં આ લાગણી પૂર્ણ રૂપે અવતરી. આ કક્ષાએ 'ખીલી' શબ્દ વાપરવાની યોગ્ય વેળા આવી.

આ ક્ષણની સ્મૃતિથી કૃતાર્થ થયેલું હૃદય કંઈક કૃતજ્ઞભાવે, તો કંઈક અંશે ઉલ્લાસના છાકની અસર નીચે ફરીથી આ પંક્તિઓ ગૂંજે છે :

**સાંજરે લ્હેકંતા લીમડા હેઠે**
**કે આંખિયું લ્હેરી સંભરો;**
**સાંભરે આ રે આંબલિયે લ્હેરેરાં**
**હૈયાની ફોરં'તી મંજરી.**

આ કૃતજ્ઞતા ને ઉલ્લાસની લાગણીમાં આપણું હૃદય પણ સાથ આપીને આ પંક્તિઓ ગૂંજતું થઈ જાય છે.

---

# નવું વાચન (ચાલુ)

## ટૂંકા રસ્તા

લેખક : મોહનલાલ પટેલ

પ્રાપ્તિસ્થાન : ચેતન પ્રકાશન ગૃહ લિ. આનંદપુરા, વડોદરા રૂા. ૨–૫૦

'હવા તુમ ધીરે બહો 'થી પ્રસિદ્ધિ પામેલા વાર્તાલેખક-નો આ ત્રીજો નવલિકાસંગ્રહ છે. જે વાર્તા ઉપરથી આખા સંગ્રહનું નામકરણ કરવામાં આવ્યું છે, તે 'ટૂંકા રસ્તા' સંગ્રહમાં પહેલી મૂકી હોવા છતાં એક સુવાચ્ય પ્રણયવાર્તાથી વિશેષ કાંઈ નથી. જ્યારે 'સાતમી મહાવસ્થા' વાર્તા સારા નાટકીય પ્રસંગો ધરાવે છે, મતલબ કે વાર્તા કરતાં એકાંકી સ્વરૂપ એની વસ્તુને વધારે અનુકૂળ અને જોરદાર નીવડ્યું હોત! શ્રી પટેલ પાસે વાર્તા લખાવટની ફાવટ છે. વાર્તા લખવાના પ્રસંગો પણ એમને જડી રહે છે, પરિણામે વાચકને વાંચવી ગમે તેવી વાર્તાઓ મળી રહે છે એટલું જ આ સંગ્રહ માટે કહેવું પૂરતું છે. —'કાશ્યપ'

## સંતતિનિયમન અને વંધ્યત્વનિવારણ

લેખક : ડૉ. નવનીતલાલ વી પટેલ

પ્રાપ્તિસ્થાન : મહાજન બુક ડીપો: ગાંધી રોડ, અમદાવાદ કીં. રૂ. ૨–૫૦

આપણે ત્યાં આવા વિષય ઉપરનાં અભ્યસનીય અને માર્ગદર્શક પુસ્તકો ઓછા લખાય છે, એ હકીકત છે. ડૉ. પટેલે પોતે પોતાના અભ્યાસ અને અનુભવના આધારે આ અત્યંત ઉપયોગી એવું પુસ્તક તૈયાર કર્યું છે, અને તે તદ્વિષયના જિજ્ઞાસુઓએ વાચવા અને વસાવવા સરખું છે. પુસ્તકને સારા એવા પ્રમાણમા સચિત્ર કરવામાં પણ આવ્યું છે.

# ૩ : ઈજિપ્શિયન કલા—૨

—ગુલામ મોહમ્મદ શેખ



ગયે વખતે આપણે સહરાના રણની જે ધરતી ખૂંદી તેને જ ફરીવાર માપીએ. અને ગયે વખતે તો જરા ન ગમે એવી વાત હતી. આજે જરા જુદી જ છે. મરવાની કે રડવાકૂટવાની નહિ. પરંતુ જેણે ઇતિહાસ સર્જ્યો છે એવી વસ્તુ—સ્રીની.

રાજા અખ્નતનની રાણી નેફરટીટીની શિલ્પ-છબીનાં આ બે રેખાંકનો છે.

સ્રીએ તો કોને નથી આકર્ષ્યા ? એકે કવિ-કલાકારને આ સ્રીએ નવરો બેસવા દીધો નથી. બધી વસ્તુથી ધરાઈ બેસે ત્યારેય સ્રી તો જાણે કે એક શાશ્વત વિષય જેવી તૈયાર જ બેઠી હોય ! એ પુરાતન યુગથી અત્યાર સુધી ચાલતી આવેલી વાત છે. પેલા ગ્રીક શિલ્પીઓ તો એટલા લાગી પડેલા કે એમણે તો સૌંદર્યના આદર્શ સ્વરૂપોની રચના કરી અને વિનસ ઘડી. આપણો ભારતીય કલાકાર પણ કાંઈ ઊતરે તેવો નહોતો. એણેય શરીરના ભાગોની રચના તાલ (એક જાતનું માપ. એક માથું એટલે એક તાલ. અમુક જાતના દેવની કે મનુષ્યની મૂર્તિ અમુક તાલની જ થઈ શકે.)માં કરી. વિનસનું આરસ-દેહમાંથી પ્રવાહ થઈ નીચેની કપડાંની કરચલીઓમાં ઢોળાઈ પડતું સૌંદર્ય અને કોણાર્કની અપ્સરાના નાકની તીવ્રતાથી માંડીને, સ્તન પ્રદેશના વિશાળ ઘેરાવામાં ગૂમ થઈ જતું સૌંદર્ય—એ બધુંય આ નારી તત્વને જ આભારી છે. હજીય આપણી કવિતાના પગલે પગલે એની દેહલતા આળોટે છે અને નૃત્યના તાલે તાલે એની ઝાંઝરી રણક્યા કરે છે.



ઇજીપ્શિયન રાણી નેફરટીટી

આપણો ઇજિપ્શિયન કલાકાર પણ એમાં અપવાદ રૂપ નહોતો. એણેય એક એવી સ્રી સરજી કે આજે આપણે એની કહેવતો બનાવીએ કે એની ગરદન તો રાણી નેફરટીટીના જેવી છે. એણે આ સૌંદર્યની અભિવ્યક્તિના સાધન તરીકે સ્રીના એકેય ઉત્તેજક વિભાગોનો આશરો ન લીધો. એણે તો બનાવ્યું ફક્ત એક માથું—રાણી નેફરટીટીનું માથું (અને જગતના ઇતિહાસમાં પહેલું જ મોટામાં મોટું એનું પ્રદાન તે આ જ છબીચિત્રણ—Portraiture). એવું મુખ કે જેના તરફ એકવાર નજર નાખ્યા પછી ઊંચકી લેતાં ભારે કષ્ટ પડે. ધારદાર ભ્રમરના છેડા સુધી ખેંચાઈ જતી ચીતરેલી પાંપણનો લંબાણભર્યો પ્રવાહ, તમને કીકીના કાળાશમાં ડૂબકી ખવડાવતો ફેરવ્યાં કરશે અને લાંબુ, છતાં છેડેથી ઉન્નત ગર્વિષ્ઠ નાક રંગેલા હોઠ

(લીપસ્ટીક કે શું?)ના તીક્ષ્ણ આકારમાં બાંધી લેશે. અને આટઆટલા વૈભવને ઊંચકી રહેલી પાતળી લાંબી ગરદન કેવી નીચેના અલંકારોમાં ઓગળી જતી દેખાય છે! આપણે ત્યાં પાતળી કમરવાળી (કૃશોદરી=કિશોરી)નાં વર્ણનો ખૂબ જ છે, પણ આ પાતળી ગરદનવાળીનું શું? નાનું બાળક જેમ પેલા લપસણા લાકડાપરથી લપસી નીચે પડે, તેમ હસતું દસતું જ અને વળી પાછું ચઢીને ફરી પાછું લપસી આવે, એવી જ કાંઈ સ્થિતિ અહીંયાં આંખની થાય છે. દૃષ્ટિ ક્યાં લસરી પડી તે ખબર પડતી નથી, પણ પાછી એટલા જ કુતૂહલથી ઉપર લંબાય છે, અને વળી પાછી હેઠે લસરી પડે છે, તોય એનો કેડો છોડવાનું મન જાણે કે થતું જ નથી.

એનું મોં શાંત, સ્વસ્થ અને ભવ્ય છે. નાટકીયતા નથી. પણ વૈભવ તો અછતો નથી રહેતો. કેવી ટટ્ટાર અને સ્થિર એની દૃષ્ટિ છે, અને ઉપરનુ માથા પરનું, ટોપ જેવું પહેરેલું છે, તે પણ કેટલું મોટું! હોય જ ને! એનો પતિ સમગ્ર ઈજિપ્તનો સમ્રાટ હતો! ઇંગ્લૅંડની રાણીના ગાઉનનું કપડું એટલું લાંબું હોય છે કે પાછળ ત્રણચાર જણ તો એને ઘસડાતું અટકાવવા ઉપાડીને ચાલતાં હોય! પણ એ તો ફક્ત વૈભવની નિશાની. જ્યારે અહીં તો રસદૃષ્ટિ છે. આ કલાકાર તો માધ્યમનો ઉપયોગ કરી જાણે છે. ગરદનનો પાછો બાજુ લંબાઈ જતો વળાંક તોલાય કેવી રીતે? ઉપર કશોક ઉપરની દિશા દર્શાવતો આકાર હોય તો જ, અને એણે ટોપની દિશા પણ એવી જ બનાવી. ગરદન નીચેની બાજુ ઢળે તો ઉપરના બેય છેડા ઉપરની દિશામાં ફંટાય.

અહીં રેખાંકનમાં તો આના રંગની કેટલીક વાત કરું? (આ શિલ્પ વળી પાછું રંગેલુંય છે—અને એ પણ ઇજિપ્તની કલાની એક વિશિષ્ટતા.) પરંતુ એમની રંગદૃષ્ટિય ઊતરે એવી નથી. પણ એનું ગહન તો આમાંય જોઈ શકાય છે. મનુષ્ય-મુખની એકેએક બાજુને જાણે કે એ રુંવેરુંવામાં ઉતારી ચૂક્યો હતો. (ગાલ પરના હાડકાંનો અનુસાર, તેમ જ નાક, મોં વગેરેનું વાસ્તવિક આલેખન.) અને છતાંય એણે ત્યાં ખોટા અલંકારોનો કે વીગતોનો ઉપયોગ નહોતો કર્યો. એણે સ્મિતથી વેરાઈ જતું, કપડાં, વાળ વગેરેમાં ઢંકાઈ જતું મોં ન બનાવ્યું. એણે નાટક, સાહિત્ય અને બીજી કલાઓનાં બિનજરૂરી તત્ત્વોને બને તેટલાં છેટાં રાખ્યાં. (હા, એણે એને રંગ્યું એમાં ચિત્ર તત્ત્વને પ્રવેશ કર્યો કહેવાય.) અને એટલે જ આટઆટલાં વર્ષો વીત્યા છતાં એને કાળનાં ફરતાં મૂલ્યાંકનોની ધૂળ સ્પર્શી નથી, એ એવી ને એવી એક શાસ્ત્રીય કલાકૃતિ રહી છે.

કેટલાક લોકોનું કહેવું છે કે ભૌગોલિક શુષ્ક પ્રદેશના વાતાવરણના પ્રતિકારરૂપ એ પ્રદેશના લોકોની કેટલીક રહેણી-કરણી રંગીન હોય છે. આ કથન બધે લાગુ પાડી ન પણ શકાય. પણ ઇજિપ્તની આટલી સમૃદ્ધ અને મહાન કલાનો વિચાર કરતાં એનું સ્મરણ થઈ આવે છે. વિશાળ રણ જેવા જ શુષ્ક પ્રદેશમાં, એવા જ મૂકા પથ્થરના ત્રિકોણાકાર પિરામિડોની સાથે કેવો કલાપ્રવાહ વહી રહ્યો છે! તુતન-ખામનનાં સુવર્ણાસનો, મહોરાંઓ અને રામેસીસના સેંકડો ફીટ ઊંચાં મહાકાય મંદિરો અને એમાં ફળ-પાન જેવા આકાર-માં, છતને માથે મૂકી ઊભેલા થાંભલેથાંભલા પરનાં અંદર ખોદેલાં અર્ધશિલ્પો તેમ જ શિલ્પો—ઉપરાંત લાંબાં મોટા ચિત્રપટો અને આવાં અદ્‌ભુત છબી શિલ્પો! ખરેખર કલાકાર જાણે કે એના પૂર્ણસ્વરૂપે ખીલ્યો હોય તેવું અહીં દેખાય છે.

આપણે સુંદર-સુંદરતાની બહુ વાતો કરી અને કરીએ છીએ. પણ એક ભયસ્થાન છે. પેલી ગ્રીસની વિનસ, કોઈ ભારતીય યક્ષકન્યા કે આ નેફરટીટીને આપણે સુંદર કહીને વખાણીએ. પરંતુ અહીં સાથે આપેલું એક નિગ્રો મસ્તક છે, એને આપણે શું કહીશું? એનીય ડોક તો લાંબી અને ટટ્ટાર છે. એનીય ધનુષ્યાકાર આંખો છે, (એના નાક અને મો દુર્ભાગ્યે તૂટી ગયાં છે. પણ તમે એને કલ્પી શકશો કે એનું નાક બેઠેલું અને હોઠ જાડા હશે. તમે એને સુંદર નહિ કહો. ભલે ન કહો પણ એને કલાકૃતિ પણ નહિ કહો? શા માટે નહિ કહો? જેવું નેફરટીટીનું સ્વસ્થ અને સ્પષ્ટ આલેખન છે, તેવું જ એનું પણ છે. વિનસને ઘડતી વખતે શિલ્પકારના હૈયામાં જે આદર્શ સૌંદર્યની કલ્પના હતી, તે આ નિગ્રોકલાકારના હૈયામાં એવી જ કોઈ પ્રિયતમા-આકૃતિનું સર્જન કરતી વખતે નહોતી? વિનસ ભલે ગોરી રહી, અને આ મૂર્તિ ભલે સીસમ જેવી રહી, પણ એની પાછળ પણ એજ રૂડારૂપાળો કલાકારનો પ્રાણ ધબકે છે, એ ભૂલતા નહિ. અત્યાર સુધી આપણા શિલ્પને પણ પશ્ચિમી વિવેચકો નહોતા જ સ્વીકારતા ને? ભ્રમર તે આટલી બધી લાંબી હોય, કમર આટલી પાતળી અને વક્ષ આટલાં વિશાળ હોય કે?—પણ ત્યારે આપણે



એમ કહેતા હતા કે તેઓ આપણી સાંસ્કૃતિક ભૂમિકાને સમજી શકતા નથી. અત્યારે આપણે આપણા, ઇજિપ્તના કે ગ્રીસના નિયમો પેલા બિચારા આફ્રિકન ભાઈની કૃતિને લાગુ પાડીશું તો એ પણ એવું નહિ કહે ?

સુંદરતાની વ્યાખ્યા કરવા જતાં તમે કદાચ એને સુંદર ન પણ કહો ( પિકાસો તો એને વિનસથી ય સુંદર કહે છે !) પરંતુ એને લીધે એનું કલાકૃતિ તરીકેનું મહત્વ ઘટી ન જાય તેનું ધ્યાન રાખજો !

અને નેફરટીટી કે વિનસને પણ સુંદરી તરીકે નહિ, પણ શિલ્પ તરીકે જ જોજો. પછી એમાં ચામડીનું સૌંદર્ય નહિ, પણ જેમાંથી એ ઘડાયેલી છે, તે આરસ અને કલાકારની ભાવનાનું જ પ્રાબલ્ય રહેશે, એ બન્ને ગુણોને તમે બિરદાવજો. આમ જ આપણે કલાકૃતિ સાથેનો સાચો સંબંધ બાંધી શકીશુ—જ્યારે આપણે આપણી વિચારસરણીનું આરોપણ કલાકૃતિને નિરખવામાં નહી કરીએ. પરંતુ એને જ બોલવા દેશું. જાણે કે આપણે નાટકમાં પ્રેક્ષક તરીકે બેઠાં હોઈશું અને સામેની આકૃતિના રંગો બોલતા હશે, રેખાઓ નાચતી હશે; આપણે એમાં કૂદી નહિ પડીએ તોય તરબોળ થઈ જઈશું.

---

## નવું વાચન ( ચાલુ )

### છૂપો ખજાનો

લેખક : ગુણવંતરાય આચાર્ય
પ્રકાશક : વોરા ઍન્ડ કંપની લિ. ૩ રાઉન્ડ બિલ્ડીંગ કાલબાદેવી રોડ, મુંબઈ – ૨
કિં. રૂ. ૧–૨૫.

આર. એલ. સ્ટીવન્સનના પ્રખ્યાત પુસ્તક 'ટ્રેઝર આઈલેન્ડ' નો આ ભાષાનુવાદ છે. શ્રી આચાર્યે મૂળ વાર્તાને પોતાની દરિયાઈ કથનશૈલી – રંગીલી અને તેજીલી શૈલીનો સારો એવો ઓપ આપ્યો છે. પરિણામે કિશોર વાચકોને જકડી રાખે તેવી વાર્તા ઉઠાવદાર બની છે.

*

### ચંદરવો

લેખક : ચુનીલાલ મડિયા
પ્રકાશક : ઉપર મુજબ
કિં. રૂ ૧–૭૫

શ્રી મડિયાની અનેક વાર્તાઓમાંથી સોરઠી ગ્રામજીવનની અગિયાર વાર્તાઓને ચૂંટી કાઢવામાં આવી છે; અને તેમ 'વાની મારી કોયલ', 'શરણાઈના સૂર', 'માજનિયાં કૂતરાં', 'પોટકું' અને 'મોલમાં દીવા શગે બળે' જેવી શ્રી. મડિયાની જાણીતી કૃતિઓ સંગ્રહાયેલી છે.

*

### ચેતના : (ગુજરાત પ્રજાસમાજવાદી પક્ષનું માસિક)

તંત્રી : ઇશ્વરલાલ છો. દેસાઈ
દરેકની કિં. ૩ આના

૧૯૫૮ના વર્ષના અંકો જોતાં જણાય છે કે, પોતાના 'કેડર'ને ઉપયોગી માહિતી- હેવાલો આપવાનો તથા દોરવણી આપવાનો મુખ્ય હેતુ આ માસિકની પાછળ રહેલો છે. પરંતુ કેવળ પ્રચાર ઉપરાંત, સિદ્ધાન્તના ધોરણે જ્ઞાનવિતરણનો પ્રયાસ પણ અંશતઃ કરવામાં આવે છે, તે આવકારદાયી છે— અને આ પ્રયાસને વધુ વ્યાપક બનાવવામાં આવે એવી સૂચના સાથે આ સામયિકને આવકારીએ છીએ.

## પ્રવૃત્તિ ગોપડલા

### આ વિભાગમાં

- ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
- ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ ( કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત )ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "વિશ્વમાનવ" ઉપકૃત થશે.

---

## ગુર્જર સંસ્કારિતાની દ્યોતક ગ્રંથસામગ્રી

તા. ૨૦-૨-'૫૯ને રોજ વડોદરામાં એક યાદગાર સંસ્કાર-સમારંભ, વડોદરા યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ડૉ. જ્યોતીન્દ્ર મહેતાના અધ્યક્ષપદે ઉજવાઈ ગયો. વિદ્વાન યતિ શ્રી. હેમચંદ્રજીએ યુનિવર્સિટી સંચાલિત 'પ્રાચ્ય વિદ્યામંદિર' ને ભેટ આપેલી આશરે ૬૦૦૦ પ્રાચીન હસ્તપ્રતોના સંગ્રહનો ( જૈનાચાર્ય લોંકાગચ્છાધિપતિ શ્રી ન્યાયચન્દ્ર સૂરિજી તથા મહારાજ શ્રી સ્વરૂપચન્દ્રજી સ્મારક જ્ઞાનભંડારનો) તે દિવસે ઉદ્‌ઘાટનવિધિ ઉજવાયો.

આજ પૂર્વે વડોદરા પ્રાચ્યવિદ્યામંદિર પાસે લગભગ ૧૪ હજાર હસ્તપ્રતોનો સંગ્રહ હતો. તેમાં આ ૬ હજાર ઉમેરાય છે. આ દૃષ્ટિએ, વડોદરાનું પ્રાચ્યવિદ્યામંદિર ભારતનું એક ગૌરવશાળી સંશોધનકેન્દ્ર બની જાય છે.

આજનો યુગ મુદ્રણયુગ છે. આપણા સાહિત્ય, સંસ્કારિતા અને સમાજજીવન ઉપર પ્રકાશ પાડનાર હસ્તપ્રતો કાલક્રમે સર્વાંશે નાશ પામે તે પૂર્વે, અધિકૃત સંસ્થાઓને હસ્તક પહોંચી જાય, તેમાંથી **ખરેખર ઉપયોગી સાહિત્યનું** ચયન થઈ જાય, સંગ્રહિત થઈ મુદ્રિત થઈ જાય-એટલું કરવું એ આપણા આજના જમાનાની ઓછામાં ઓછી ફરજ છે.

આ પ્રસંગે પ્રગટ કરેલી પરિચય પુસ્તિકામાં જણાવ્યા મુજબ—

પ્રાચીન ભારતીય સંસ્કૃતિના વિકાસમાં ભારતના પ્રત્યેક સંપ્રદાયનો ફાળો છે. પ્રાચીન શ્રમણસંસ્કૃતિના બે મુખ્ય જાણીતા વિભાગો-જૈન અને બૌદ્ધ-એમનો હિસ્સો એમાં વિશિષ્ટ મહત્ત્વનો છે. વૈદિક અથવા હિંદુ, જૈન તેમ જ બૌદ્ધ સમ્પ્રદાયોએ એકમેક ઉપર ખૂબ અસર પાડી છે; અને આ તેમ જ બીજા અનેક નાના મોટા સમ્પ્રદાયના આચાર્યો કે પંડિતો ફક્ત પોતાના જ ધર્મના સાહિત્યનું નહિ પણ ભારતના પ્રત્યેક મુખ્ય સમ્પ્રદાયના સાહિત્યનું ઝીણવટથી અધ્યયન કરતા. આ રીતે જૈન કે બૌદ્ધ ગ્રન્થભંડારોમાંથી પુષ્કળ જૈનેતર કે બૌદ્ધેતર ગ્રન્થોની અમૂલ્ય હસ્તપ્રતો મળી આવી છે. વળી પ્રાચીન ગુર્જરદેશ હાલના ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ અને રાજસ્થાનનો મોટો ભાગ—જેને આપણે મારગુર્જરદેશના નામથી ઓળખાવીએ—તેની સાંસ્કૃતિક એકતા હતી અને એ સંસ્કૃતિના અભ્યાસ માટે, ખાસ કરીને ઈ. સ. ૧૦૦૦થી આજ સુધીના ઇતિહાસ માટે ભારતીય સંસ્કૃતિના પ્રત્યેક અભ્યાસીએ જૈન ભંડારોમાંથી મળતી પ્રચુર ગ્રન્થસામગ્રીનો અભ્યાસ કરવો અનિવાર્ય છે.

એ રીતે ૭ હજારથી પણ વધુ હસ્તપ્રતોનો આ સંગ્રહ ખૂબ મૂલ્યવાન છે. એમાં સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, વ્રજ હિંદી, તેમ જ મરાઠી ગ્રન્થો પણ છે. આમાં જૈન તેમ જ બ્રાહ્મણગ્રન્થો પણ છે. જૈન આગમસાહિત્ય, આચારાદિ ગ્રન્થો અને પ્રકરણ ગ્રન્થો ઉપરાન્ત, જૈન તેમ જ જૈનેતર ચરિત્રો, કાવ્યો, કથાઓ, નાટકો, સુભાષિતો, જ્યોતિષ, આયુર્વેદ, વ્યાકરણ, ન્યાયવૈશેષિક આદિના ગ્રન્થો, સ્તોત્રો, સ્તવનો, મંત્રશાસ્ત્રના ગ્રન્થો, પુરાણોમાંના સંગ્રહગ્રન્થો, ગીતા, પિંગલ-ગ્રન્થો, કામશાસ્ત્રના ગ્રન્થો, તેમ જ જૈન અને જૈનેતર રાસ, ચોપાઈ, સવૈયા, સજ્ઝાય, ફાગ, સ્તવનો, પ્રભાતિયાં, બારમાસા, બત્રીસીઓ, પદ્યાત્મક તેમ જ ગદ્યાત્મક કથાઓ, ચરિત્રો, કાવ્યો, નાટકો, ઐતિહાસિક કાવ્યો, હરિઆળી, હમચડી,

ઘૂઘરી જેવા કાવ્યપ્રકારો, વર્ણનગ્રન્થો, વિજ્ઞપ્તિપત્ર, જૂનાં પંચાંગોના નમૂના, સંગીતની રાગમાલાઓ, સામુદ્રિક શાસ્ત્રના ગ્રન્થો, સ્વરોદયશાસ્ત્રના ગ્રન્થો, બોલપત્રો, દંડકો, આલાપો વગેરે છે.

## ભાષાનો ઇતિહાસ

ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિનો, તેના પદ્ય અને ગદ્ય પ્રકારોનો છેલ્લાં લગભગ પાંચસો વર્ષોનો ક્રમબદ્ધ ઇતિહાસ આ સંગ્રહ રજૂ કરે છે. સ્તબકો—ટબાઓ એ મૂળ સંસ્કૃત અથવા પ્રાકૃત ગ્રન્થ સાથે એના શબ્દશઃ ગુજરાતી અર્થ રજૂ કરે છે. સંસ્કૃત-પ્રાકૃત ગ્રન્થોની સંસ્કૃતમાં ટીકાઓ રચાતી, તેવી જ રીતે ગુજરાતી બાલાવબોધો મળે છે. એક જ ગ્રન્થના અનેક સમયના ટબાઓ અને બાલાવબોધો મળે છે, જેથી ભવિષ્યના અભ્યાસીઓને વૈજ્ઞાનિક દૃષ્ટિથી ગુજરાતી ભાષા અને તેની જુદી જુદી બોલીઓનો અભ્યાસ કરવો સુગમ થઈ પડે એમ છે. આ જ રીતે એક જ ગ્રન્થ, જેમ કે શાલિભદ્રસૂરિનો પ્રાચીન ગુજરાતીમાં સં. ૧૨૪૧ આસપાસમાં રચાએલો બુદ્ધિરાસ—એની અનેક સમયની જુદી જુદી પ્રતો મળે છે. આ પ્રકારની બીજી અનેક કૃતિઓ છે. આવી રીતે જુદા જુદા અગત્યના ગ્રન્થોની, વિવિધ સમયની અને જુદાં જુદાં સ્થળોએ રચાએલી પ્રતો આ સંગ્રહમાં હોવાથી પ્રતોમાં પાઠફેરનો તુલનાત્મક અભ્યાસ કરી, ભાષાનો વિકાસ અને પરિવર્તન સમજી શકાય છે; તેમ જ મૂળ ગ્રન્થની ભાષા અને પાઠ નક્કી કરવાં સુગમ થઈ પડે છે.

આ સંગ્રહમાંની મોટા ભાગની પ્રતો ગુજરાત અને સૌરાષ્ટ્રનાં ગામો અને નગરોમાં લખાઈ છે. તેમ જ કેટલીક પ્રતો કચ્છ, મેવાડ અને મધ્ય ભારતમાં પણ લખાઈ છે. સંગ્રહમાં ઘણી પ્રતો દીવબંદર, ગોંડલ, વીરમગામ, પાટણ, અમદાવાદ, સ્તંભતીર્થ (ખંભાત), રત્નપુર, વડોદરા, સુરત, પોરબંદર, માંગરોલમાં લખાઈ છે.

આ સંગ્રહ મુખ્યતઃ કાગળ ઉપરની પ્રતોનો છે. કાગળ ઉપરની પ્રતો ઈ. સ. ૧૨-૧૩મા સૈકાની ક્વચિત્ જ મળે છે, એથી પૂર્વની મળી નથી. ચૌદમા સૈકાની પણ પ્રમાણમાં થોડીક જ પ્રતિઓ મળે છે. આ સંગ્રહમાં મળતી સૌથી જૂની પ્રત, જેની નીચે લેખન સંવત હોવાથી ખાત્રીપૂર્વક જેનો સમય આપી શકાય છે તેવી, સં. ૧૪૪૭માં લખાએલી કલ્પસૂત્ર તેમ જ કાલિકાચાર્યની કથાની પ્રાચીન પ્રતિ છે.

પ્રાચ્ય વિદ્યામંદિરના અધ્યક્ષ શ્રી. ભોગીલાલ સાંડેસરાએ આ પ્રસંગે વ્યાખ્યાન દરમ્યાન યોગ્ય રીતે જણાવ્યું હતું કે—

'આ હસ્તપ્રતોનો સંગ્રહ એ તો પરંપરાથી ચાલી આવતી વિદ્યાપીઠનું પુસ્તકાલય છે. પ્રાચીન ભારતમાં જે જે વિષયોનું ખેડાણ થયું હતું, તેમાંનાં ઘણાંખરાં પુસ્તકોનો આ સંગ્રહમાં સમાવેશ થાય છે. '**ગુજરાતી ભાષાની ઉત્ક્રાંતિના ક્રમબધ્ધ ઇતિહાસના અભ્યાસની દષ્ટિએ પણ આ સંગ્રહ ઘણો મહત્ત્વનો છે.**

'ગુજરાતમાં જ્ઞાનસાધનાની પરંપરા જૈનાચાર્ય શીલગુણસૂરિથી શરૂ થઈ. સોલંકી યુગમાં, સિદ્ધરાજ અને કુમારપાળના સમયમાં, આચાર્ય હેમચંદ્ર દ્વારા એ પરાકાષ્ઠાએ પહોંચી અને એ જ પરંપરાનો તંતુ આજ સુધી ચાલુ રહ્યો છે. જૈનો માત્ર આગમ સાહિત્યનો જ અભ્યાસ કરીને બેસી રહેતા નહિ. જ્યારે ભારતમાંથી બૌદ્ધધર્મ લુપ્તપ્રાય થયો હતો, ત્યારે પણ બૌદ્ધ તર્કશાસ્ત્ર જેવા નિર્વિશેષ વિષયનો (abstract subjectનો), એના કઠિન પ્રયોગોનો એક પ્રકારની માનસિક કેળવણી માટે–Rigorous training માટે-ચૌદમી પંદરમી સદીમાં અભ્યાસ કરવામાં આવતો હતો. અને આ બધાં શાસ્ત્રોનો અભ્યાસ જૈન યતિઓના વિદ્યામઠોમાં થતો. આ પ્રકારના સાર્વજનિક વિદ્યામઠો તે સમયની જ્ઞાનોપાર્જન માટેની જીવંત વિદ્યાપીઠો હતી.

'જૈન સાધુઓની જ્ઞાનાર્જન માટેની ઉપાસના અને જ્ઞાનભંડારોના સંરક્ષણ સંવર્ધન માટેની સતત જાગરૂકતાને પરિણામે, ગુજરાતમાં હસ્તપ્રતોની સમૃદ્ધિ Manuscript wealth of Gujarat અસાધારણ છે, એવો વિશ્વવિખ્યાત ભાષાશાસ્ત્રી ડો. આર. એલ. ટર્નરનો મત છે, તે સાચો છે. ગુજરાતમાં નવમી સદીના પ્રારંભથી શરૂ થયેલી જ્ઞાનસાધનાની પ્રાચીન પ્રણાલી આજે પણ ચાલુ છે, અને યુગપલટાને લક્ષમાં રાખીએ પ્રણાલી-પરંપરાની પુનઃસ્થાપના યતિ શ્રી હેમચન્દ્રજીએ આજે કરી છે; સાર્વજનિક ભાવથી સાર્વજનિક સંસ્થાને એમનો અમૂલ્ય સંગ્રહ આપીને એ પરંપરાને જીવંત બનાવી છે.'

યતિ શ્રી હેમચંદ્રજીએ એમની લાક્ષણિક શૈલીમાં વ્યાખ્યાન કરી અંતે ઉમેર્યું હતું કે—

## સાધનો છે સાધના ક્યાં છે?

અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓની જેમ, દક્ષિણ ભારતની પ્રાચીન દ્રવિડ કુળની ભાષાઓમાંથી વિકસેલી તામીલ, તેલુગુ, મલયાલમ, કર્ણાટકી જેવી અર્વાચીન ભાષાઓને એના ઉદ્‌ગમકાળમાં વિકસાવવામાં અને તેમાં સાહિત્યસર્જનની પ્રવૃત્તિ કરી તેમને સમૃદ્ધ કરવામાં પણ જૈનાચાર્યોનો નોંધપાત્ર ફાળો છે. પૂર્વાચાર્યોના પરિશ્રમથી સુલભ બનેલાં જ્ઞાનનાં સાધનો આજે પણ વિપુલ પ્રમાણમાં છે. આવાં સાધનો તો ઘણુંય છે પણ સાધના ક્યાં છે?'

## શિક્ષણક્ષેત્રે 'સમાનતા'નું આવકાર્ય કદમ

સમાજવાદી સમાજની સ્થાપના માટે જે ક્રાંતિ આપણે કરવા માગીએ છીએ, એમાં એક મહત્ત્વનું પગલું મુંબઈ રાજ્યે લીધું છે—અને એ છે ગરીબો માટે મફત શિક્ષણની જોગવાઈ.

**જેમનાં માતાપિતા કે વાલીઓની વાર્ષિક આવક રૂા. ૯૦૦થી ઓછી હશે, તેને બધા જ તબક્કે-પ્રાથમિક માધ્યમિક યુનિવર્સિટી-શિક્ષણ મફત આપવામાં આવશે.**

આ મફત શિક્ષણ માટે બધા જ વિદ્યાર્થીઓને જ્ઞાતિ કે ધર્મના ભેદ વગર લાયક ગણવામાં આવશે. આ યોજનાના અમલ માટે બજેટમાં રૂા. ૧૦૫ લાખ જુદા મૂકવામાં આવ્યા છે અમારી દૃષ્ટિએ આ યોજના એ ૧૯૫૯–૬૦ના અંદાજપત્રની ખાસ વિશિષ્ટતા છે.

### જાતિ અને જ્ઞાતિને ઉત્તેજન ન અપાય

અત્યાર સુધી પછાત વર્ગોના શિક્ષણને માટે આપણે ખાસ વ્યવસ્થા કરતા આવ્યા છીએ. આ પછાત વર્ગોનું વર્ગીકરણ જ્ઞાતિના ધોરણે આપણે કરતા હતા. આ એક દૃષ્ટિએ યોગ્ય તો ન હતું જ. સમાનતાની દૃષ્ટિએ જ્ઞાતિ એટલે જન્મના ધોરણે સમાજના અમુક લોકોને શિક્ષણની કે નોકરીની વિશિષ્ટ સગવડો આપવી એ અયોગ્ય ગણાય. આમ છતાં આપણે વિશિષ્ટ સગવડો આપતા હતા.

શ્રી જીવરાજ મહેતાએ આ પ્રસંગે ધારાસભામા બોલતાં કહ્યું, "સરકારને લાગે છે કે વ્યક્તિનું સ્થાન તેના જન્મથી ફેરવીને આર્થિક સ્થિતિ પર ખસેડવાનો સમય હવે આવ્યો છે. જીવનની તકોમાં સમાનતાનું ધોરણ હોય, તો એની સાથે શિક્ષણની તકોમાં પણ સમાનતાનું ધોરણ હોવું જોઈએ. શૈક્ષણિક-સમાનતા આપ્યા સિવાય આર્થિક સમાનતા મેળવી શકાય નહીં." અમે તો આગળ વધીને એટલું કહીએ છીએ કે શૈક્ષણિક સમાનતા વિના આર્થિક તેમ જ સામાજિક સમાનતા મેળવી શકાશે નહીં. જો શૈક્ષણિક સમાનતા સ્થાપી શકાય, તો વખત જતાં સામાજિક સમાનતા પણ શક્ય બનશે. આમ 'પછાત લોકો'ની વ્યાખ્યા 'આવક' કે 'આર્થિક સ્થિતિ'ને ધોરણે કરવી જોઈએ.

મુંબઈ રાજ્યે આખા ભારતમાં આ દિશામાં પ્રથમ પ્રયાસ કર્યો છે, એ ખરેખર નોંધપાત્ર અને પ્રશંસનીય છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી — ખાસ કરીને બીજા વિશ્વયુદ્ધ પછીથી — ભાવસપાટી ઉત્તરોત્તર ઊંચી ગઈ છે. આની વધારે ખરાબ અસર મધ્યમવર્ગના લોકો પર પડી છે. સંસ્કાર, સભ્યતા અને અમુક રીતે સમાજની સ્થિરતા જાળવી રાખનારો આ મધ્યમવર્ગ ધીમે ધીમે તૂટવા માંડ્યો હતો. શિક્ષણ મેળવવાનું પણ — ખાસ કરીને યુનિવર્સિટીકક્ષાનું–કે જેને માટે આ વર્ગનાં બાળકો ખાસ કરીને લાયક હોય છે — એમને માટે દુર્લભ થઈ પડ્યું હતું. ઉચ્ચ શિક્ષણની સગવડો મધ્યમવર્ગ માટે વધુ ને વધુ અપ્રાપ્ય બનતી જતી હતી. અને પરિણામે કદાચ આપણા સામાજિક તેમ જ સાંસ્કૃતિક ક્ષેત્રમાં કટોકટી ઊભી થઈ હોત. આપણાં નૈતિક તેમ જ સામાજિક ધોરણોમાં પણ કદાચ આપણને ન રુચે એવા ઝડપી ફેરફારો થયા હોત. આ મધ્યમવર્ગને મદદ કરવાની દિશામાં તમામ કક્ષાએ — માત્ર પ્રાથમિક કે માધ્યમિક કક્ષાએ નહીં, પણ યુનિવર્સિટીકક્ષાએ પણ — મફત શિક્ષણની જોગવાઈ કરવાનું જે પગલું ભરાયું છે, એ અતિ મહત્ત્વનું છે. આ પગલાં દ્વારા શિક્ષણ કે જે મધ્યમવર્ગની સંસ્કૃતિ કે સભ્યતાનો પાયો છે, જીવનાધાર છે એ એને મળી શકશે અને એની ઇચ્છા હોવા છતાં, માત્ર આર્થિક પરિસ્થિતિને કારણે જ એ ન મેળવી શકે એવી પરિસ્થિતિ નાબૂદ થશે.

**ઉત્તરોત્તર રૂા. ૯૦૦ની સપાટીથી વધારીને રૂા. ૧૫૦૦ની આવકવાળી વ્યક્તિનાં બાળકો પણ યુનિવર્સિટી કક્ષાનું શિક્ષણ મેળવી શકે, એવી વ્યવસ્થા થવી જોઈએ. તો જ મધ્યમવર્ગ જીવી શકશે, ટકી શકશે અને સમાજને ટકાવી શકાશે.**

### સાચી દિશાનું પગલું

મુંબઈ રાજ્યની સરકારે આ જે પગલું ભર્યું છે એ પહેલું કદમ છે, સાચી દિશામાં ભરાયેલું એ પગલું છે, એથી અમે એને આવકારીએ છીએ. સમાજવાદી સમાજની સ્થાપના માટે, શાંતિમય આર્થિક ક્રાંતિ માટે, આપણા સ્વપ્નનું અભિનવ ભારત—લોકશાહી અને સમાનતાના સિદ્ધાંત પર રચાયેલું ભારત—રચવા માટે આ પગલું જરૂરી અને અનિવાર્ય હતું. અમે આશા રાખીએ છીએ કે આગામી વર્ષોમાં મુંબઈ સરકાર હિંમતભેર આ દિશામાં વધુ ઝડપી પગલાંઓ ભરે.

—પોપટ વ્યાસ, સુરેશ દેસાઈ
( સૌમેસ પત્રિકામાંથી )

# ગુજરાતના સાહિત્ય-સર્જકો

## [ ચિત્રોમાં અને શબ્દોમાં ]

ગુજરાતના સંસ્કાર ઘડતર માટે એક અત્યંત અનિવાર્ય ઉપયોગી એવું આ પ્રકાશન છે.

મોટી સાઈઝ ( ૧૧×૯ ઈંચ )ના આ પુસ્તકમાં ૪૦ જેટલા ગુજરાતી સાહિત્ય-સર્જકો ( નરસિંહ મહેતાથી શરૂ કરી ચુનીલાલ મડિયા સુધીના )ની મોટી સુંદર તસ્વીરો છે; તથા સાહિત્યકારોના પ્રાથમિક પરિચયો પણ આપવામાં આવ્યા છે. ઉપરાંત શ્રી કલાવતી વહોરાનો 'ગુજરાતી સાહિત્ય: એક વિહંગાવલોકન 'નો 'આમુખ ' પણ જોડવામાં આવ્યો છે.

અમારી દૃષ્ટિએ આ ગ્રંથનું ખાસ આકર્ષણ સાહિત્ય-સર્જકોની સુંદર તસ્વીરો છે.

સહજ રીતે જ, નરસિંહ, મીરાં, અખો, પ્રેમાનંદ, શામળ, દયારામ વગેરેનાં મૂળ ચિત્રો પ્રાપ્ત ન હોવા છતાં, ગુજરાતના કલાગુરુ શ્રી રવિશંકર રાવળે ( ર. મ. રા. ) વર્ષો પૂર્વે એમનાં લાક્ષણિક ચિત્રો તૈયાર કરી, ગુજરાતને ચરણે અમર સાંસ્કૃતિક દેણગી અર્પણ કરી હતી. આ સંગ્રહમાં ર. મ. રા.ની આ વિખ્યાત તસ્વીરો રજૂ કરી તેને સ્થાયી મૂલ્ય આપી યોગ્ય જ કર્યું છે.

પરંતુ, નર્મદ-દલપતની પેઢીથી નવા યુગનો આરંભ થતો હોવા છતાં, [illegible] એમની [illegible] પષ્ટ તસ્વીરો ઉપલબ્ધ હોવા [illegible] નથી. આ સ્થિતિમાં, નવેસરથી ' રિટચ ' કરી તેની તસ્વીરો તૈયાર કરવાનું કાર્ય ખૂબ કૌશલપૂર્વક અહીં થયું છે, એય ખાસ આનંદની વાત છે.

વધુમાં, અદ્યતન સાહિત્યસર્જકોનાય ફોટાઓ મોટે ભાગે નવેસરથી લઈને, જે તસ્વીરો રજૂ કરવામાં આવી છે, તેમાંની ઘણી બધી જીવંત બની ગઈ છે. ( અલબત્ત, ધૂમકેતુ, ઉમાશંકર, જ્યોતીન્દ્ર દવેની તસ્વીરો વધુ પૂરતી ' રિટચ ' થઈ નથી ! )

એકંદર, લગભગ પોણા ભાગના જૂના લેખકોની તસ્વીરો રવિભાઈની પોતાની સર્જેલી, સંગ્રહેલી, મઠારેલી છે; અથવા તો, કેટલીક વિરલ છબીઓ રવિભાઈએ મિત્રો પાસેથી શોધીને મેળવી છે. અને ઘણાખરા નવા ફોટો એમની જ દોરવણી નીચે શ્રી સુમનભાઈ શેઠે ( મિર્ઝાગામ ) તૈયાર કરેલા છે; તો વળી, એ તૈયાર ફોટોગ્રાફ ઉપર હાથ-ચિત્રકામ કરનાર ભાઈ દામોદર ( બોરિવલી ) પણ રવિભાઈના જ શિષ્ય છે.

બિલકુલ નિઃસંકોચ રીતે કહી શકાય કે આ સાહિત્ય-સર્જકોના ચિત્ર સંપુટનું મોટા ભાગનું શ્રેય ગુજરાતના કલાગુરુ ર. મ. રા. ને છે. આટલી વૃદ્ધ વય અને નાદુરસ્ત તબિયતે તેમણે પાર પાડેલી આ યોજના માટે ગુજરાત તેમનું ઋણી રહેશે.

કલા અને સાહિત્ય ક્ષેત્રના યોગ્ય અધિકારીઓના સહકારમાં આ સંપુટ પ્રગટ કરવા માટે સી. સપ્લાયર્સના સંચાલકોને અભિનંદન ઘટે છે.

## કૅલેન્ડરોનાં કલા-પ્રસ્થાન

વરસોવરસ, નવા વર્ષની ખુશાલીમાં અપરંપાર વેપારી સંસ્થાઓ અને પેઢીઓ પોતાના ધંધાની જાહેરાત અર્થે 'કૅલેન્ડરો ' પ્રગટ કરે છે. આ પ્રથા વરસોવરસ ખૂબ જ ફૂલીફાલી રહી છે. સર્વસાધારણ પેઢીઓ પણ ભીંત અથવા ટેબલ કૅલેન્ડરો, ડાયરીઓ પ્રગટ કરતી થઈ ગઈ છે.

એક બાજુ ' માસ પ્રોડકશન ' થતાં કૅલેન્ડરોની કળા તથા ઉત્પાદનની ગુણવત્તા ગળાઈ ગઈ છે. પરંતુ બીજી બાજુ ખરેખરી સર્વાંગી ગુણવત્તા જાળવવાના પ્રયાસો પણ નજરે પડે છે.

૧૯૫૯નું નવું વર્ષ આ દિશામાં ઘણું સૂચક છે. પોતાની પેઢીની ' કેવળ જાહેરાત ' કરવાનો હેતુ, જાણે પાછળ નંખાઈ રહ્યો છે; અને ધંધામાં પણ ' કલાની કદર ' કરી, પોતાની

નામના બઢાવવાની વૃત્તિ આગળ આવી રહી છે.

આ સારું પગરણ છે :

• આપણે ત્યાં જેમ, સિનેમા મનોરંજનનું મુખ્ય અને સર્વસુલભ માધ્યમ છે; તે જ રીતે ઘેરઘેર લટકતું 'કેલેન્ડર' જ આપણાં કુટુંબો માટે સહજ-સુલભ કલાનો નમૂનો છે! આવી સ્થિતિમાં, કેલેન્ડરોમાં ખરેખર કલાદૃષ્ટિ વધુ ને વધુ સ્થાન પામે એ આવકારદાયી છે. અને આ રીતે કલાકારોને પણ ઉત્તેજન મળશે, એ ધુવમાં.

આ વર્ષનાં આવાં વિશેષ આવકારદાયી કેલેન્ડરોમાં કલિકો મિલ (અને સારાભાઈ કેમિકલ્સ)નું ૧૭મી સદીનું 'પીછક' ચિત્રવાળું (૧૬ રંગમાં રેશમી કાપડ ઉપર છાપેલું), ઇમ્પીરિયલ ટોબેકો કંપનીનું ૧૨ ચિત્ર પ્લેટવાળું (ભારતીય લોકકલાના નમૂનાવાળું), 'ઇન્ડિયન ટયુબ'નું 'રાજપુત કલા'નાં ચિત્રોવાળું, 'ઇન્ડો ફ્રમ'નું ૧૮મી સદીનાં ચિત્રોવાળું, ઓરિસ્સા ટેક્સટાઇલ મિલ લિ.નું 'ઉડિયા-ચરકલાનું,' કે 'દેવીદયાળ મેટલ ઇન્ડસ્ટ્રીઝ'નું પથ્થરનાં સ્થાપત્યનાં ચિત્રો ઉપર ધાતુની મૂર્તિવાળું, 'એર ઇન્ડિયા'નું સમકાલીન કૂતન કલાકારોનાં ચિત્રોવાળું કેલેન્ડર-આ નવા અખતરાઓ માં આગળ તરી આવે છે. આ ઉપરાંત, આઇ. સી. આઈ, બર્માશેલ જેવી મોટી પેઢીઓએ વરસોવરસની જેમ કેલેન્ડરો કાઢ્યાં જ છે.

## ખજુરાહો-સ્થાપત્યકલા-કેલેન્ડર

• આ બધામાં, આ વરસે વિશેષ ધ્યાન ખેંચવા યોગ્ય એક પ્રયોગ મુંબઈની એક મધ્યમ પેઢી—'ઓનેસ્ટી ટ્રેડિંગ કારપોરેશન' તરફથી પ્રગટ થયેલ કેલેન્ડર છે.

આ કેલેન્ડરમાં ખજુરાહોની સ્થાપત્યકલાના અત્યંત સુંદર કલામય ૭ ફેરો-આર્ટપ્લેટ આપવામાં આવી છે.

ખજુરાહોની કલા વિષે આપણે ત્યાં સાધારણ શિક્ષિત વર્ગમાં ય બહુ ઓછી જાણકારી છે. અને તેને વિષેની કલા-સમજ નહિવત્.

ગુપ્ત અને હર્ષના સામ્રાજ્યના પતન પછી, હિંદુ-સંસ્કારિતાના પુનરુજ્જીવનના જે પ્રયાસો થયા, તેમાં ૯ થી ૧૪મી સદી દરમ્યાનના ભારતીય કલાના ઇતિહાસમા ખજુરાહોની કલા મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

ખજુરાહોની આ કલા મંદિરોમાંનાં સ્થાપત્યો રૂપે પ્રગટ થઈ છે. (ઈ. સ. ૯૫૦ થી ૧૦૫૦ દરમ્યાન.) આજે તો એમાંનાં કેવળ ૨૦ જ મંદિરો હયાત છે-પરંતુ આ પ્રત્યેક મંદિર કલાના ભંડાર સમું છે.

આ સ્થાપત્યોમાં માનવ-સહજ-ભાવો (માનસિક અને શારીરિક આનંદ ઉલ્લાસના) ભરપટ્ટે વ્યક્ત થયા છે; તેમાંય, શૃંગાર, કામ-મિથુનનો સવિશેષ ભાવોદ્રેક પ્રગટ થયો છે, જેમાં શિવ, વિષ્ણુ, સૂર્ય, અગ્નિ આદિ દેવો તથા સુંદર નર્તિકાઓ, નર્તકો, પ્રણયીઓ, શ્રમજીવીઓ, ભક્તો સૌ શામેલ છે, એ એની ખૂબી છે. રોમાન્સ અને વાસ્તવિકતાનું અભિન્ન પ્રતિબિંબ આ શિલ્પોમાં ઝીલાયું છે!

આ કેલેન્ડરમાં સુંદર ફેરો-પ્લેટ ઉપરાંત, બાજુમાં જ જુદા રંગમાં ત્યાંનું એક લાક્ષણિક ચિત્ર પણ રજૂ થયેલું છે. અને દરેક ચિત્રની બાજુમાં તેની ખૂબી સંક્ષેપમાં સમજાવેલી છે.

આ કલા-કેલેન્ડરનો યશ તેના મુખ્ય સંયોજક જાણીતા કલાકાર શ્રી. આર. આગ્બેરકરને તથા ફોટોગ્રાફરો-શ્રી શિવકુમાર જોષી અને કનુ ભાલેરીઆને ફાળે જાય છે. બ્લોકો અને છાપકામની સુઘડતા અને સફાઈ પણ પ્રશસ્ય છે.

બધી રીતે, સુંદર સુઘડ છપાઈમાં, કલાના સર્વોત્કૃષ્ટ નમૂનાઓ રજૂ કરવા માટે આ પેઢીના સંચાલકોને અભિનંદન ઘટે છે.

## કલાપ્રેક્ષકોને પારિતોષિકો : એક નવો તરિકો

અમદાવાદના સરકાર કેંદ્રમાં તા. ૧૫ ફેબ્રુથી ૨૫ સુધી ભારત કલામંડળ તરફથી સ્થાનિક કલાકારોની કૃતિઓનું પ્રદર્શન થયું હતું. તે વખતે પ્રેક્ષકોમાં ચિત્રો વિશે ઊંડો રસ જાગૃત કરાવીને તથા લોકદૃષ્ટિ સમજવા સારુ યોજકો તરફથી દરેક પ્રેક્ષકને એક પત્રક આપવામાં આવ્યું હતું. તેમાં તેઓ પોતાને પસંદ પડેલાં પાંચ ચિત્રોને શ્રેષ્ઠતાના અનુક્રમે નોંધે તથા તે પસંદગી માટે પોતાનાં કારણો વીગતવાર જણાવે. આ પસંદગીનાં કારણ બતાવવામાં જેઓ યોગ્યતા સિદ્ધ કરે, તેવા ૫૦૦ જેટલાં પત્રકોમાંથી તારવી કાઢેલા, પાંચ પ્રેક્ષકોને સરખાં ઇનામો આપવાનું ઠરાવ્યું છે.

આ રીત અજમાવવાથી જોનારામાં નવા પ્રકારનો ઉમંગ જાગ્યો અને પોતપોતાની પસંદગી કરવા સારુ વારે વારે જુદાં જુદાં ચિત્રોની સરખામણી કરતાં લોકશિક્ષણનો એક કીમિયો જાહેર થયો છે.

કલા વિભાગમાં મુંબઈથી ભાઈ પ્રદ્યુમ્ન તન્ના, ધીમંત

મિસ્ત્રી અને વડોદરાથી શાંતિ દવે, કિશોરી કૌલ, જમુ ચૌધરી, મહેન્દ્ર પંડ્યા, દીનશા બલસારા, નરેન્દ્ર પટેલ, રમણ પટેલ, રાઘવ કનેરીયા વગેરે ૧૫૦૦ થી ૫૦૦ સુધીના ઇનામો પ્રાપ્ત કરી શક્યા છે—તેમને અભિનંદન.

## શ્રેષ્ઠકૃતિઓનું પ્રવાસી-પ્રદર્શન

**મુંબઈ રાજ્યનું ૪થું કલા પ્રદર્શન :** પૂનામાં તા. ૨૭ ફેબ્રુ.એ મુખ્ય પ્રધાન શ્રી ચૌહાણે ખુલ્લું મૂક્યું. પ્રથમ ત્રણ વર્ષો સુધી મુંબઈમાં આ પ્રદર્શન કર્યા પછી રાજ્યના બીજા પાટનગરની પ્રજાને લાભ મળે એ હેતુથી પૂનાથી શરૂઆત કરવામાં આવે છે. આશા છે કે તે પછી અમદાવાદ, વડોદરા, સુરત, નાગપુર, કોલ્હાપુર માટે વિચારણા થશે. આ પ્રદર્શન માટે રાજ્ય સરકારે દર વર્ષે શ્રેષ્ઠકલાકારોથી માંડી માધ્યમિક અને પ્રાથમિક શાળાઓની સ્પર્ધા પેઠે ઘણાં મોટાં પારિતોષિકો આપવાનું ધોરણ રાખ્યું છે; તેમ જ ઉત્કૃષ્ટકૃતિઓ માટે તામ્રપત્ર અને પ્રવાસ-છાત્રવૃત્તિ આપ્યા છે. આ પ્રદર્શનમાં ચિત્રકારોને, ખાસ કરી શિલ્પ કલાકારોને, અતિદૂરની કૃતિઓ મોકલવાનું મુશ્કેલ થતું હોવાથી ઘણી કૃતિઓ રહી જાય છે; તેમ જ આખા દેશને આ પ્રદર્શનની કક્ષાઓનું જ્ઞાન થતું નથી; તેથી શ્રેષ્ઠકૃતિઓનું પ્રવાસી-પ્રદર્શન તથા રંગીન સ્લાઈડો દ્વારા વ્યાપક કલા પ્રચારની કોઈ રીત અપનાવવાનું હતું છે.

## ગુજરાતની કલાપ્રગતિનો આંક

દિલ્હી લલિતકલા અકાદમી તરફથી આ વર્ષે ૧૯૫૯ના જાનેવારી માસમાં રાષ્ટ્રપતિએ ખુલ્લા મૂકેલા પ્રદર્શનમાં ગુજરાતની કલા પ્રગતિનો આંક ઠીક સચવાયો છે. આ વખતે કળાના વિવિધ સંપ્રદાયોને ન્યાય આપવા પ્રત્યેકનાં અલગ વિભાગો કરી, નિર્ણયસમિતિએ પારિતોષિકો આપ્યાં હતાં. ૧૧૨૬ કૃતિઓ રજુ કરનારા ૪૮૬ ચિત્રકારોમાં ભારતીય, યુરોપી અને આધુનિકોનાં જૂથો હતાં. તેમાંથી ૧૩૨ કલાકારોની ૧૮૬ કૃતિઓ (શિલ્પ, ચિત્ર અને ગ્રાફિક-મુદ્રણક્ષમ) સ્વીકારપાત્ર બની હતી. તેમાં ૧૮ જેટલા તરુણ ગુજરાતી કલાકારો સ્થાન પામ્યા હતા.

ઇનામપાત્ર બનેલા પૈકી અમદાવાદના તરુણ કલાકાર શ્રી બિહારીલાલ બરભાયાએ ભારતી પ્રણાલીમાં કરેલ ચિત્ર બદલ રૂા. ૧૦૦૦નું પારિતોષિક પ્રાપ્ત કર્યું છે. શિલ્પમાં આધુનિક પ્રકારની કૃતિ 'જૂથ' માટે વડોદરા યુનિની ફાઈન આર્ટ ફેકલ્ટીના શિલ્પ વિભાગના ભાઈ રાઘવ કનેરીયા એટલી જ રકમનો પુરસ્કાર પામ્યા છે; અને રાજકોટના શ્રી બળવંતરાય જોષીનું 'તુલસી વિવાહ'નું ચિત્ર પ્રશંસાપાત્ર ઠર્યું છે.

ભાઈ બિહારીલાલ બારભાયાની કારકિર્દી અમદાવાદમાં શ્રી રવિશંકર રાવળના ગુજરાત કલાસંઘમાં શરૂ થઈ, પછી

[ પાન ૧૮૮થી ચાલુ ]

વિચારણા માગી લે છે. તે માટે અનેક પ્રશ્નો છણવા પડશેઃ

—શું માલિકી જેમની તેમ રહેશે?

—માલિકી જેમની તેમ રહે ને તેથી અસમાનતા જેમની તેમ રહે, તો શું સમાનતાના વિકાસ વિના સહકારનો વિકાસ થઈ શકશે ખરો?

—ન થઈ શકે, તો શું માલિકીનું અપહરણ કરવું પડશે?

—શું અપહરણ શક્ય છે? ઇષ્ટ છે?

—શું માલિકીનું રૂપાંતર કરવું પડશે? એ શક્ય છે?

—આજના વિશ્વસંદર્ભમાં ને ભારતના વિશિષ્ટ સંયોગોમાં નાની માલિકીનું વાસ્તવિક સ્વરૂપ શું છે?–ક્રાંતિની દૃષ્ટિએ તેની 'સ્થિતિ' શી છે ને 'વૃત્તિ' શી છે?

—ભૂમિમાલિકીનાં વાસ્તવિક સ્તર કેવાં છે?

—ભારતીય ક્રાંતિનો ઘડવૈયો ને રખવૈયો કોણ બની શકે—'ઊજળા વર્ગનો કાર્યકર્તા' કે 'ખડેપગ ખેડૂત'?

—જો માલિકીના સારા પ્રગતિશીલ અંશો રહે અને નઠારા દુર્ગતિશીલ અંશો ટળે, એવી ઇચ્છા ને આવશ્યકતા હોય, તો તેને માટે આજની સ્થિતિમાં ઉપાય શો છે?

—શું સહકારી પ્રવૃત્તિ 'મૅનેજેરિયલ રેવોલ્યુશન' અને 'નવા વર્ગ'ના ખતરામાંથી બચી શકે?

—શું 'બેઠાબેઠ ખેડૂત' 'ખડેપગ ખેડૂત' અને 'જાત-ખેડૂત' એ ત્રણેના ભૂમિસ્વામિત્વનું ભૂમિપુત્રત્વમાં રૂપાંતર થઈ શકે? કેવી રીતે?

આ બધા પ્રશ્નોની વિચારણા એક સ્વતંત્ર લેખ માંગી લે છે અને તેથી આ લેખમાં હાલ તરત આટલાથી સંતોષ માનીશું.

'ભૂમિપુત્ર', વડોદરા, ૨૩મી માર્ચ ૧૯૫૯

ચાર વર્ષ શાંતિનિકેતનમાં કલાચાર્ય શ્રી નંદબાબુના હાથ નીચે અભ્યાસ કરી ડિપ્લોમા મેળવ્યો, ને હાલ વડોદરા સ. મ. યુનિવર્સિટીની હોમ સાયન્સ કૉલેજમાં ચિત્રના અધ્યાપક છે.

એમણે ઘણાં વ્યક્તિગત (one-man-show) પ્રદર્શનો કર્યાં છે. તેમનું એક ચિત્ર મૉસ્કો યુવક મહોત્સવ પ્રસંગે સોવિયત રાજ્યે ખરીદ્યું હતું. દિલ્હીમાં બિરલાભવનમાં ગાંધીજીના અવસાન સ્થાને-મંડપમાં શ્રી દયાલસિંહ શેખાવતના સાથી તરીકે ફ્રેસ્કો કર્યાં છે. વિશેષમાં દિલ્હીની પાર્લમેન્ટના ભવન માટે એક મોટું 'મુરલ ચિત્ર' કરવાનું કામ તેમને મળ્યું છે.

તેમની કલમમાં રાજપૂત શૈલીની રંગાવટ છે અને મોગલ કલમની સુકુમાર રેખાકૃતિઓ ઊતરી છે.

## સ્થાનિક ચિત્રકારોનું ચિત્રપ્રદર્શન

અમદાવાદમાં કલાપ્રવૃત્તિની એક લાંબી ઓટ પછી હમણાં તાજેતરમાં, બે ચિત્રપ્રદર્શનો યોજાયાં: એક ગયા જાન્યુઆરીમાં 'દર્શન કલ્ચરલ સેન્ટર' દ્વારા શ્રી. છગનલાલ જાદવનું વૈયક્તિક પ્રદર્શન, અને બીજું ગુજરાતમાં જાણીતા 'ભારત કલા મંડળ' દ્વારા યોજિત અને નગરપતિ શ્રી. ચંદ્રકાન્તભાઈ ગાંધીને હસ્તે ઉદ્‌ઘાટિત સ્થાનિક કલાકારોનું એક ચિત્ર-પ્રદર્શન હાલ સંસ્કાર કેન્દ્રમાં લભ્ય બનેલ છે.

આ પ્રદર્શનમાં લગભગ ૧૦૦ જેટલાં ચિત્રો મુકાયાં છે. પરંતુ તેમાં, મોટા ભાગના યુવાન કલાકારોનાં ચિત્રો વધારે ધ્યાન ખેંચે છે. જાણીતા કલાકારોમાં તો કલાગુરુ શ્રી. રવિશંકર રાવળ, શ્રી. રસિકલાલ પરીખ, શ્રી. કનુ દેસાઈ, શ્રી. દશરથ પટેલ, શ્રી. શાન્તિ શાહ વગેરે છે. યુવાન-કલાકારોમાં શ્રી. રશ્મિ ક્ષત્રી, શ્રી. બાલકૃષ્ણ પટેલ, શ્રી. માનસિંગ છારા, શ્રી. પીરાજી સાગરા, શ્રી. રમણિક ભાવસાર, શ્રી. કનૈયાલાલ યાદવ, શ્રી. શાન્તાબેન દોશી, શ્રી. દિવ્યકાન્ત ઓઝા, શ્રી. ઉષાબેન, શ્રી. શકરાભાઈ, શ્રી. છેલશંકર વ્યાસ, શ્રી. જશવંત દેસાઈ વગેરે. તે ઉપરાંત, બંગાળી ચિત્રકારોમાં શ્રી. પૂર્ણેન્દુ પાલ, શ્રી. દેવનાથ મુખરજી વગેરે છે. અન્ય જાણીતા ચિત્રકારોમાં શ્રી. ચંદ્ર અને શ્રી. ચકોરનાં ચિત્રો પણ રજુ થયાં છે. શિલ્પ કૃતિઓમાં શ્રી. યાદવરાય દોડીઆએ પણ પોતાની બે કૃતિઓ રજુ કરી છે.

આ પ્રદર્શનમાં શ્રી. સાગરા, શ્રી. રશ્મિ ક્ષત્રી, શ્રી. બાલકૃષ્ણ પટેલ, શ્રી. રમણિક ભાવસાર, શ્રી. કનૈયાલાલ યાદવ, શ્રી. દિવ્યકાન્ત ઓઝા, શ્રી. શાન્તાબેન દોશી, શ્રી. ઉષાબેન ઝવેરી, શ્રી. મુખરજી, શ્રી. પાલ વગેરેની કૃતિઓ, શૈલી તેમ જ વિષયોની દૃષ્ટિએ એકબીજાથી તદ્દન જુદી તરી આવે છે.

આ શૈલીઓ જોતા, ગુજરાતને એક નવી જ કલાની-પરંપરા લભ્ય બનશે એવી આશા દેખાય છે. વાસ્તવમ આ શૈલીઓ—ગુજરાતની જૂની શૈલીમાંથી એક નવા જ પ્રસ્થાનરૂપે પોતાનો પ્રદેશ સ્પષ્ટ કરતી હોય એમ લાગે છે

શ્રી રસિકલાલ પરીખ એ પણ પોતાના વિષયોને એ નવા જ આકારમાં ઘાટ આપી રહ્યા છે.

ખાસ નોંધપાત્ર કૃતિઓમાં શ્રી યાદવરાવ દોડીઆનાં બે શિલ્પો—સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ અને શ્રી રવિશંકર મહારાજ—આ બંને શિલ્પ કલાકૃતિઓ પ્રદર્શનનાં આગવાં આકર્ષણો છે. બીજી એક ખાસ વિશેષતા, ઉપરોક્ત નૂતન કલાકારોમાં શ્રી સાગરા, શ્રી રમણિક ભાવસાર, શ્રી કનૈયાલાલ યાદવ અને શિલ્પી શ્રી યાદવરાવ દોડીઆ વગેરે, કોઈ પણ કલાશાળાનો આશરો લીધા સિવાય, તદ્દન સ્વતંત્ર પુરુષાર્થથી પોતાની કલાસાધના કરી રહ્યા છે અને તેમાં પ્રગતિ સાધી રહ્યા છે, એ એક નોંધપાત્ર બીના છે.

## સાંસ્કૃતિક ક્ષેત્રના યુવાન કાર્યકરો માટે શિષ્યવૃત્તિઓ

આ શિષ્યવૃત્તિઓ સંગીત, નૃત્ય, નાટ્ય તથા લલિત કલાઓ (ચિત્રકલા, રંગચિત્રકલા તથા શિલ્પકલા) જેવા સાંસ્કૃતિક ક્ષેત્રે પ્રતિભાવંત યુવાન કાર્યકર્તાઓ માટે ખુલી છે.

ઉમેદવારની ઉંમર તા. ૩૦મી એપ્રિલ ૧૯૫૯ના રોજ ૧૮ વર્ષથી ઓછી અને ૩૦ વર્ષથી વધુ હોવી જોઈએ નહીં. અપવાદરૂપ કિસ્સાઓમાં વયમર્યાદામાં બંને તરફ બે વર્ષ સુધીની છૂટ મૂકી શકાશે. અરજીઓ સાથે રૂા. પનો પોસ્ટલ ઓર્ડર મોકલવો.

અરજીઓ માટેની છેલ્લી તારીખ ૩૦મી એપ્રિલ ૧૯૫૯ છે.

અરજીપત્રકો તથા અન્ય વિગતો નીચેનાં સરનામેથી મળી શકશે—

**મિનિસ્ટ્રી ઑફ સાયન્ટિફિક રીસર્ચ એન્ડ કલ્ચરલ અફેર્સ સેકશન-સા. એસ. ન્યુ દિલ્હી-ટી. એ. ૫૮/૪૫૫.**

## નવું વાચન

○ ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મીતાક્ષરી પરિચય ●

### સાહિત્યમીમાંસાના બે પ્રશ્નો :

વ્યાખ્યાતા : શ્રી ડોલરરાય માંકડ
પ્રકાશક : મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા
પ્રાપ્તિસ્થાન : પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા
મૂલ્ય : ૦-૫૦ નયા પૈસા

આ પુસ્તિકામાં મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના ગુજરાતી વિભાગના મુલાકાતી અધ્યાપક તરીકે આચાર્ય શ્રી ડોલરરાય માંકડે 'રસાભાસનું સ્વરૂપ' અને 'અલંકારની વ્યંગ્યતા' એ વિષય ઉપર આપેલાં બે વ્યાખ્યાનો પ્રગટ કરવામાં આવ્યાં છે.

વિદ્વાન વ્યાખ્યાતાએ રસાભાસનું સ્વરૂપ સમજાવતાં કેટલાંક મહત્ત્વનાં વિધાનો કરેલાં છે. મમ્મટના કહેવા પ્રમાણે જ્યાં વ્યંગ્યાર્થ વાચ્યાર્થની સરખામણીએ પ્રધાનપદે હોય, ત્યાં ઉત્તમ કાવ્ય હોય છે. શ્રી ડોલરરાય માને છે કે જ્યાં જ્યાં વ્યંગ્યપ્રધાનતા હોય, ત્યાં ત્યાં બધે જ ઉત્તમ કાવ્ય હોય એમ નહિ, પણ જ્યાં જ્યાં ઉત્તમ કાવ્ય હોય, ત્યાં ત્યાં વ્યંગ્યપ્રધાનતા હોય તે સાચું છે. આમ વ્યાખ્યાતાને મન વ્યંગ્યપ્રધાનતા એ એક જ ઉત્તમ કાવ્યની પરાકસોટી નથી. ઉત્તમ કાવ્યનું એ એક અનિવાર્ય લક્ષણ છે. એના જેટલું જ બીજું મહત્ત્વનું લક્ષણ ઔચિત્ય પણ છે, એમ વ્યાખ્યાતા નિઃસંદિગ્ધપણે પ્રતિપાદિત કરે છે. ઔચિત્યના ધોરણની અવગણના કરવાથી રસાભાસ થાય. મમ્મટે પણ રસાભાસના મૂળમાં અનૌચિત્યને સ્વીકારેલું છે. પણ વ્યંગ્યપ્રાધાન્ય અને ઔચિત્ય એ બે મહત્ત્વનાં ધોરણોને ઉત્તમ કાવ્યના પાયામાં સમાનકક્ષાએ લાવીને, બંનેના પરસ્પરોપકારક વલણને તપાસવાની વ્યાખ્યાતાની દૃષ્ટિ, એમની પર્યેષક વિચારણાની પરિચાયક છે. અભિનવગુપ્તને અનુસરીને વ્યાખ્યાતા કહે છે કે, રસાભાસ વિભાવોના આભાસ ઉપર જ અવલંબે છે. ભાવના પ્રાદુર્ભાવ માટે ઉદ્દીપન વિભાવ જેટલો સબળ હોય, તેટલો જ તેનાથી જનિત ભાવ અસરકારક હોય. જો આમ ન થાય તો આખું યે કાવ્ય કથળી જાય.

વ્યાખ્યાનને અંતે વ્યાખ્યાતા કહે છે: "અહીં કોઈ એમ કહે કે, તમે આભાસને અનૌચિત્ય કહો છો, તો પછી એમ પણ કહેશો જ કે, આભાસ કે અનૌચિત્યને કાવ્યમાં સ્થાન ન હોવું જોઈએ. અને એમ જો કહો તો કાવ્યનો પ્રદેશ કેટલો બધો મર્યાદિત થઈ જાય? આના જવાબમાં મારે જણાવવું જોઈએ કે, કાવ્યમાં આભાસને સ્થાન છે. ......કાવ્યાદિમાં તો આભાસને કદાચ વધુ સ્થાન હોય, કેમકે આભાસને પડછે વસ્તુનું સત્ય ભાન કરાવવાનું કવિને વધુ ઠીક પડે છે. આપણું વક્તવ્ય તો એટલું જ છે કે, આપણે વસ્તુને વસ્તુ તરીકે અને આભાસને આભાસ તરીકે જાણી લેવો જોઈએ........કાવ્યમાં આભાસનિરૂપણ સાધન છે, સાધ્ય નથી."

આ અવતરણ પરથી જણાશે કે વ્યાખ્યાતા કાવ્યમાં આભાસને સ્વીકારે છે. વળી આભાસને તેઓ અનૌચિત્ય પણ કહે છે. એટલે કે કાવ્યમાં તેઓ અનૌચિત્યને સ્વીકારે છે. (હું નમ્રપણે માનું છું કે વ્યાખ્યાતાને આ અભિપ્રેત નહીં હોય.) આ અર્થમાં આભાસનિરૂપણને સાધન તરીકે સ્વીકારીએ, તો એમ થયું કે સાધનમાં અનૌચિત્ય હોય તો ચાલે. પણ તો પછી પ્રશ્ન એ થશે કે, અનુચિત સાધન ઉચિત સાધ્ય તરફ લઈ જઈ શકે ખરું? મને એમ લાગે છે કે અહીં 'આભાસ' શબ્દની બે વિભિન્ન અર્થચ્છાયાઓ વ્યાખ્યાતાને અભિપ્રેત હશે. 'વિભાવોના આભાસ'માં રહેલો 'આભાસ' શબ્દ અયોગ્યતા કે બેહૂદાપણું સૂચવે છે, જે

અનૌચિત્યનો પર્યાય બની શકે. પણ કવિ જે 'આભાસ 'ને સ્વીકારે છે, તે તો છે ' illusion '-ભ્રમણા, બેહૂદાપણું નહીં.

બીજું વ્યાખ્યાન ' અલંકારની વ્યંગ્યતા ' ઉપરનું છે. એમાં વ્યાખ્યાતા કહે છે કે, અલંકાર જ્યારે વ્યંગ્ય હોય ત્યારે એનું જે મુખ્ય તત્ત્વ હોય તે વ્યંગ્યાર્થ રૂપે સૂચવાવું જોઈએ. અલંકારની વાચ્યતાનાં અને વ્યંગ્યતાનાં અનેક દૃષ્ટાંતો આપી વ્યાખ્યાતાએ પોતાના કથયિતવ્યને વિશદ રીતે રજૂ કર્યું છે. સમાસોક્તિ જેવા કેટલાક અલંકારોમાં અમુક જાતની વ્યંગ્યતા અંતર્ગત હોય છે, એટલે પ્રશ્નની સમજણમાં મુશ્કેલી ઊભી ન થાય એટલા માટે એવા થોડાક અલંકારો જુદા તારવી કથયિતવ્યની સ્પષ્ટતા કરેલી છે કે, અલંકારનું જે રૂઢ સ્વરૂપ છે તેને લીધે સ્વાભાવિક જ એમાંથી કંઈક વ્યંગ્ય થાય તે અલંકારની વ્યંગ્યના નથી. વ્યાખ્યાનમાં મુખ્યત્વે અલંકારધ્વનિનું સ્વરૂપ સમજાવ્યું છે અને એને અનુષંગે રસધ્વનિ અને વસ્તુધ્વનિ વિશે પણ વ્યાખ્યાતાએ જરૂરી માહિતી આપી છે.

આનંદવર્ધન અને અભિનવગુપ્તના ગ્રંથોનું પરિશીલન આ પાંડિત્યપૂર્ણ વ્યાખ્યાનોમાં પ્રતીત થાય છે. દૃષ્ટાંતો આપણા કવિતાસાહિત્યમાંથી પણ સારા પ્રમાણમાં આપીને વ્યાખ્યાતાએ કાવ્યશાસ્ત્રના સિદ્ધાંતોની ઊંડી સૂઝ આપવાનો સફળ પ્રયત્ન આ વ્યાખ્યાનોમાં કરેલો જણાઈ આવે છે. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના ગુજરાતી વિભાગદ્વારા સંચાલિત ' ગુજરાતી ભાષા-સાહિત્ય વ્યાખ્યાનમાલા 'ના પ્રથમ પુષ્પરૂપે પ્રગટ થયેલી આ પુસ્તિકાને આવકારતાં આનંદ થાય છે.

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

*

## સૂરમંગલ

લે. શ્રી હસિત્ બૂચ
પ્રકાશક : ભારત પ્રકાશન,
ટિળક માર્ગ, અમદાવાદ
મૂલ્ય : ૧-૭૫

શ્રી હસિત્ બૂચનાં નવ સંગીત-ઉપરૂપકો અહીં પ્રથમવાર પુસ્તકાકારે પ્રગટ થાય છે. એમાં ' શ્રવણ ', ' ભરતમિલાપ ' ' તેજકિરણ ' અને ' આનંદ ભયો ' એ ચાર મુખ્યત્વે કથાશ્રયી કૃતિઓ છે, જ્યારે ' છેલછબીલો ફાગણ ', ' મેઘમંગલ ', ' બ્રજેશ ', ' દીપોત્સવી ' અને ' પતિતપાવના પૃથ્વી ' એ પાંચ મુખ્યત્વે ભાવાશ્રયી કૃતિઓ છે. આ કૃતિઓના સાહિત્યસ્વરૂપના પ્રકાર વિશેની મનનીય ચર્ચા શ્રી ડોલરરાય માંકડે પુસ્તકના પુરોવચનમાં કરી છે. આવી કૃતિઓ ભાવનિરૂપણની કક્ષાએ રહેની હોય છે. એટલે ભાવપ્રધાન આ કૃતિઓમાં ભાવસબલતા કે ભાવઘનતા કર્તા જેટલે અંશે લાવી શકે તેટલે અંશે એની કૃતિ માતબર બને.

સંગીત આ કૃતિઓનું અવિનાભાવી તત્ત્વ બની રહે છે. એટલે એમાં ભાવ-લય-વાહી ગીતો મહત્ત્વનો ભાગ ભજવે એ સમજી શકાય એમ છે. આ કૃતિઓનાં મોટા ભાગનાં ગીતો શ્રી હસિત બૂચની ભાવવાહી લયબદ્ધ ગીતો રચવાની શક્તિનાં પરિચાયક બન્યાં છે. ઉપરાઉપરી આવતાં ગીતો ક્યારેક કૃતિને અપકારક પણ બની રહે એટલે કર્તાએ જરૂર પડ્યે છંદોનો ઉપયોગ કરી પાત્ર-સંવાદો પણ યોજ્યા છે. આમ થવાથી કૃતિના પોતમાં ફિસ્સાપણું મોટે ભાગે આવતું નથી. શ્રી બૂચનાં આ ઉપરૂપકોમાં એમણે જ્યાં જ્યાં કથાનો કે અનુશ્રુતિનો આશ્રય લીધો છે, ત્યાં ત્યાં એમને સારી સફળતા મળી છે. ભાવાશ્રયી કૃતિમાં ભાવની એક-વિધતા આવી જતી હોય, ત્યાં અભિવ્યક્તિભંગિની વિવિધતા ઉપર કૃતિની સફળતાનો આધાર રહે છે. કર્તા જો એ વિશે સભાન ન રહે તો કૃતિ બીજે રસ્તે ફંટાઈ જવાનું ભયસ્થાન રહે છે. ' દીપોત્સવી 'નું વલણ બોધાત્મક (didactic) બનવા તરફ જાણ્યે-અજાણ્યે રહ્યું છે. આ કે આવાં ઇતર વલણો આ સાહિત્યસ્વરૂપને ઉપકારક હોય એમ લાગતું નથી.

' શ્રવણ ', ' ભરતમિલાપ ' અને ' આનંદ ભયો ' એ ત્રણ કૃતિઓ સહૃદયની પ્રશંસાની અધિકારી બનશે એમાં શંકા નથી. ' શ્રવણ 'ની શરૂઆતમાં નેપથ્યમાં રહી પ્રભાતનું વર્ણન કરતા પુરુષકંઠમાં અગ્ધરા જેવા લાંબા પટનાળા છંદને કર્તાએ ઉચિત રીતે પ્રયોજ્યો છે. એ લંબાતો સૂર જાણે કે આખું વાતાવરણ એનાથી ભરી દે છે; અને એ ઊભા થયેલા નવા વાતાવરણમાં કૃતિની સૃષ્ટિનો ઝૂલણાના લાંબા ગંભીર સૂરે અસરકારક ઉઘાડ રચાય છેઃ

> " વિજન વાટે જતું કોણ પણ આ વને ?
> ચરણ કોના અહીં મન્ય ભોમે ? "

આવા જ અસરકારક ઉઘાડ ' પતિતપાવના પૃથ્વી ', ' છેલછબીલો ફાગણ ' અને ' તેજકિરણ 'માં પ્રતીત થાય છે.

આ તે કેવું? નવલ જરૂરથી અને કુશાદે સુખાંત બની શકી હોત. એમાં કયાંય કલાક્ષતિ ન આવત. કદાચ 'અવાઈ ગએલે અંત' એવી ટીકા થાત? પણ એમાંથી બચવા માટે જ હોય એમ શ્રી શિવકુમારે વાર્તાને કરુણાંત બનાવી છે. આ પ્રસંગે ભૂતકાળનો એક બનાવ યાદ આવે છે. સ્વ. રમણલાલ દેસાઈને એમની લોકપ્રિય નવલકથા 'કોકિલા'ને કલાક્ષતિ વહોરીને પણ પ્રકાશકનું માન રાખી 'સુખાંત' કરવી પડી હતી! શ્રી જોષીને ફરજીયાત રીતે તો 'અનંગરાગ'ને કરુણાંત નથી કરવી પડીને?

વાર્તાનું વસ્તુ નવું નથી, પણ વાતાવરણ નવું છે, કલકત્તાના ગુજરાતી સમાજમાંથી પાત્ર પસંદગી છે એટલે એનો બીબાંઢાળ જૂનો હોવા છતાં લખાવટ નવી લાગશે. શ્રી જોષી ઉપર બંગાળી અને અમરિકી નવલકથાના વાચનની અસર છે એમ કહેવું શું વધારે પડતું છે? મનોવિશ્લેષણ, ભાવસંઘર્ષ, ભદ્રસમાજનું આલેખન, જીવનની પોકળતા અને ગંભીરતા, એ બધું લેખકે સ્વસ્થતા અને કૌશલ્યથી આલેખ્યું છે એની પ્રતિતિ થયા સિવાય રહેતી નથી.

શ્રી. જોશી 'પ્રાસ્તાવિક'માં લખે છે કે 'વાતાવરણ અને પ્રસંગ તથા પાત્રચરિત્ર કલકત્તાના ગુજરાતી સમાજના રચાયાં છે.' પરંતુ અમને તો લાગે છે કે, અગુજરાતી વાતાવરણ અને અગુજરાતી પાત્રો ધરાવતી આ ગુજરાતી નવલકથા છે.

—'કાશ્યપ'

*

## સર્વોદય પાત્ર

પ્રવક્તા: વિનોબા, ધર્માધિકારી
પ્ર. યજ્ઞપ્રકાશન, ભૂમિપુત્ર: વડોદરા
૦–૭૧ ન. પૈ.

ભૂદાન આંદોલનની ફલશ્રુતિ 'ગ્રામ-સ્વરાજ' છે. અને 'ગ્રામદાન' એ દિશાનું વિરાટ પદ છે. તો, ગ્રામદાનના વિકાસ માટે 'શાંતિસેના' અનિવાર્ય છે, લોકઆધાર અનિવાર્ય છે. પરિણામે 'સર્વોદયપાત્ર'ની આવશ્યકતા...

આ આખી ચિંતનધારા નવી છે. આ પુસ્તિકામાં સર્વોદય વિચારના બે શ્રેષ્ઠ ચિંતકોના આ વિષયનાં પ્રવચનો રજૂ થયાં છે.

*

## ગ્રામદાન એટલે અભયદાન

પ્રવક્તા: વિનોબા (પ્રકાશક ઉપર મુજબ) ૦–૨૫

વિનોબાએ ગુજરાતની પદયાત્રાનો આરંભ કર્યો અને ગુજરાતમાં ગ્રામદાનની ભૂમિકાનું સ્વરૂપ પણ પ્રકટ માંડ્યું. 'ગ્રામદાન'થી જો કોઈને ય ભય વ્યાપે તો વિચારમાં જ દોષ એવી ભાવનાથી પ્રેરાઈ તેમણે આરંભથી 'અભેવચન' આપવા માંડ્યું; ને 'વ્યવહારુ ગ્રામદાન'ની ખોજ આરંભાઈ—જાણે ગુજરાતમાં ગ્રામદાનની નવી પેઢી ઊભી થઈ;

દરેકને કામ અથવા ખાવાનું મળી રહે, એક પણ ભૂખ્યો ન રહે; લોગો મળીને નક્કી કરે કે ગ્રામસભામાં આવીને કોઈ પણ કામ માગવાનો અધિકાર છે. અને તે આપવાની ગ્રામની જવાબદારી છે. અને કામ ન આપી શકાય તો ખવડાવવાની જવાબદારી છે....

'આટલું' જો તમે કરો (જમીનની વહેંચણી કર્યા વગર પણ) તો મને ચાલશે તેમ છે.'

ગ્રામ સમાજનો પાયો આ રીતે નખાશે.'

*

## ગાંધીજીના ગુજરાતને

પ્રવક્તા: વિનોબા (પ્રકાશક ઉપર મુજબ) ૦=૨૫

વિનોબાએ આશરે ૧૦૦ દિવસના પ્રવાસ દરમ્યાન ગુજરાતને ઢંઢોળતાં જે પ્રવચનો કર્યાં તેમાંનાં, 'શાંતિ સેના' અને 'ગ્રામદાન' અંગેનાં પ્રવચનો બીજી પુસ્તિકાઓ દ્વારા પ્રગટ થઈ ચૂકયાં છે. આ પુસ્તિકામાં ગાંધીના વારસદાર ગુજરાતીઓને ઉદ્દેશી ઈતર વિષયો અંગે કરેલાં ઉદ્બોધનોનો સમાવેશ છે.

*

## વિશ્વમંદિર

પ્રવક્તા: વિનોબા (પ્રકાશક ઉપર મુજબ) ૦=૮૫

અસ્પૃશ્યતા નિવારણ, મદિરા–માંસ ત્યાગ વગેરે સવાલોથી આરંભ કરીને વિનોબાએ ધર્મ મંદિરોને વિશ્વમંદિરો તરીકે સૌને માટે ખુલ્લાં મૂકવાનો આદેશ કર્યો છે; તેમણે બિહાર, ઓરિસ્સા, કેરલ, પંઢરપુર વગેરે સ્થળે તેવો પ્રયોગ પાર પાડયો છે. આ વિષયનાં વ્યાખ્યાનો અહીં રજૂ થયાં છે.

*

## ગીતાંજલિ (એક અધ્યયન)

લે: ગુરુદયાલ મલ્લિક
પ્ર. રૂપાયતન–જૂનાગઢ
રૂ. ૧–૨૫

કવિવર ટાગોર અને મહાત્મા ગાંધીના સહવાસ અને

પ્રેરણામાંથી જેમણે પોતાનું ઘડતર કર્યું છે, એવા યુગમાં ધર્મ ક્યાં છે? (પં. સુખલાલજી) દરેકના ૦-૪૦ ન.પૈ.

શ્રી દયાલનું સ્થાન મહત્વનું છે. આ પુસ્તિકામાં લેખકે ગુરુદેવ ટાગોરનાં ગીતાંજલિમાંનાં ગીતો ઉપરનું પોતાનું ચિંતન ભક્તિભાવપૂર્વક વાણીમાં રજૂ કર્યું છે. દરેક ગીત-ચિંતનને અંતે શ્રી નગીનદાસ પારેખે કરેલા ગીતોના અનુવાદો આપવામાં આવ્યા છે.

સુઘડ રીતે પ્રકટ કરેલ આ પ્રકાશન રૂપાયતન-સંસ્થાનું એક સુંદર પુષ્પ છે.

*

## મારો જેલનો અનુભવ :

લે. : ગાંધીજી

પ્ર. : નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ

૦-૬૦

ગાંધીજીએ સામાજિક ક્ષેત્રે; દીનતાની સામે, અન્યાયની સામે અહિંસક પ્રતિકારનો રાહ ચીંધ્યો. સત્યાગ્રહના વિવિધ સ્વરૂપો પ્રગટાવ્યાં, જાતે તેના પ્રયોગો કર્યા અને ભારતને તથા વિશ્વ આખાને એક નવી શકયતાથી આશાન્વિત કરી. આવા આ વિશ્વ-પ્રયોગનો આરંભ-પૂર્વ આફ્રિકામાં થયેલો. તે સમયના ગાંધીજીના જેલના અનુભવો આ પુસ્તિકામાં સંગ્રહિત થયા છે.

—

## પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ (૧૯થી ૨૨ મણકા)

આ બધી યોજનાઓ શા માટે? (વાડીલાલ ડગલી)

લોકશાહી જ શા માટે? (ઉષા મહેતા)

ઘરની જીવાત (વિજયગુપ્ત મૌર્ય)

સૌએ જાણવા જેવા વિષયો અંગેની આ પુસ્તિકાઓને આવકારીએ છીએ.

*

## સમાજજીવન માહિતી દર્શન

સંપાદક : માનભાઈ ન. ભટ્ટ

પ્રાપ્તિસ્થાન : જયહિંદ મિકેનિકલ વર્કસ

બંદર રોડ-ભાવનગર

કિં. ૨-૫૦ (પોસ્ટેજ ૦-૧૭)

ઉદ્યોગધંધા કારીગર-કારખાનેદાર વેપારી અને જીવન-વ્યવહાર ચલાવનાર સૌને ઉપયોગી થવાની ધારણાએ આ પુસ્તકમાં મ્યુનિસિપાલિટી, બેન્કિંગ, તાર ટપાલ, મજૂર ખાતું, રેલવે, સેલ્સટેકસ, ઇન્કમટેકસ, મિલ્કતવેરો, ગીરવી લેવડદેવડ, હવાઈ મુસાફરી, પરદેશ વ્યવહાર, મોટરવાહનધારો પોલિસખાતું, વીમો, ટેલિફોન, પ્રાથમિક સારવાર, અંગેની સર્વસાધારણ માહિતી ઉપરાંત, નાના કારખાનાંદારો માટે જરૂરી માહિતી આપી છે.

વધુમાં, વીજળી-ગેસ વેલ્ડિંગ, ધાતુ-રેણ કરવાની પદ્ધતિ તથા પ્રરાઢી, ઇમારતી લાકડું, પાઈપો, પંપ, સ્ટીલ શીટ, તાર, કબાટ વગેરે અંગેની માપ-વજન તથા ઇતર ટેકનિકલ જરૂરી માહિતી આપવાનો પ્રયાસ કરેલો છે.

અલબત્ત, કેટલીક માહિતી કેવળ ભાવનગર પૂરતી હોઈ મર્યાદિત છે.

એકંદર ઉપયોગી માહિતીનું આ પુસ્તક આવકારદાયી છે.





**નાની બચતમાં**
**તમારાં નાણાં રોકવાં**
**એટલે**
**રાષ્ટ્રને મદદ કરવી અને**
**સુરક્ષિત ભાવિને માટે જોગવાઇ કરવી**



નાની બચતની યોજના હરેક વ્યક્તિને તેનો લાભ મળે એવી દૃષ્ટિથી તૈયાર કરવામાં આવી છે. આ યોજનામાં નાણાં રોકનાર હરેક વ્યક્તિ પોતાની રકમ કેવળ સરકારી સીક્યુરિટીમાં જ રોકતી નથી પરંતુ નવીન ભારતના ઘડતરમાં ભાગીદાર પણ બને છે. ભારતની પ્રગતિનો આધાર કેવળ મૂડીદાર વ્યક્તિઓ ઉપર નથી પણ આ કાર્યમાં પોતાની મહેનત તેમ જ બચતનો ફાળો આપનાર આપણી આમજનતા ઉપર રહેલો છે. નવભારતના નિર્માણના આ મહાન કાર્યમાં ભાગીદાર બનવું એ આપણા સૌને માટે સન્માન અને ગૌરવનો વિષય બની રહેવો જોઇએ.






આ યોજનામાં નીચેના પ્રકારે નાણાં રોકી શકાય છે (૧) પાંચ રૂપિયા અથવા તેથી મોટા મૂલ્યવાળાં ૧૨ વર્ષનાં રાષ્ટ્રીય યોજના બચત સર્ટિફિકેટો ખરીદીને, (૨) રૂ. ૧૦૦ અને તેથી મોટા મૂલ્યવાળી ૧૦ વર્ષની ટ્રેઝરી સેવિંગ ડિપોઝીટ ખરીદીને, (૩) પોસ્ટ ઓફિસમાં બચત ખાતું ખોલીને, અથવા/અને (૪) ૧૫ વર્ષની એન્યુઇટી ખરીદીને.

વિશેષ માહિતી માટે નજીકની જ પોસ્ટ ઓફિસમાં, આ બાબત સંભાળતા જિલ્લાના બચત અધિકારીને કે આપના વિસ્તારની સ્થાનિક બચત કમિટીના કોઇ પણ આગેવાનને મળો અથવા લખો.

**ના ની બ ચ ત યો જ ના માં ના ણાં રો કો**

મુંબઇ સરકારના પ્રકાશન ખાતા તરફથી પ્રકાશિત



[ચિત્ર : ખત્રી ]



ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરામાં ભોગીલાલ શા [illegible] છાપી પ્રસિદ્ધ કર્યું [illegible]

# વિશ્વ માનવ

## માનવીય ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા ઝંખતું માસિક

સંપાદક : ભોગીલાલ ગાંધી

૧૭




વાર્ષિક રૂ. ૬-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આના)

[ પરદેશ-શિલિંગ ૧૫ ]





૧૯૫૯

મે

સંચાલન :

ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ

રામજી મંદિરની પોળ : વડોદરા






## લવાજમ ભરવાનાં સ્થળ

આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એ. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ઠક્કરની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., ટાવર રોડ : વડોદરા

વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ : આણંદ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો : અમદાવાદ

વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ : અમદાવાદ

લોકમિલાપ કાર્યાલય, પો. બો. ૨૩ : ભાવનગર

સંસ્કાર સાહિત્ય મંદિર, પો. બો. નં. ૮૪ : ભાવનગર

એલ. કે. મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા–૧

પ્રાણ ફોટોગ્રાફર, પો. બો. ૨૬૯, નાઇરોબી ( ઈ. આફ્રિકા )

### છૂટક મળવાનાં સ્થળ

ગાંધી ન્યૂઝપેપર સર્વીસ, ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ

વડોદરા

એ. જી. વોરા ઍન્ડ કું., ટાવર પાસે : વડોદરા


૧૯૫૯ : મે

**લવાજમના દર**

વાર્ષિક રૂ. ૭–૦૦

[ પરદેશ ૧૫ શિ. ]

છૂટક નકલ ૬૨ પૈસા

વર્ષ ૧૯૫૮ની પૂરી

બાંધેલી ફાઇલ રૂ. ૮

ક્લોથ રેક્ઝિન રૂ. ૯

---

**વિશ્વમાનવ**

[ માસિક ]

**જાહેરખબરના દર**

પૂઠું બીજુ રૂ. ૮૦

પૂઠું ત્રીજું રૂ. ૮૦

પૂઠું ચોથું (બે રંગમાં) રૂ. ૧૨૫

સાદું આખું પાનું રૂ. ૬૦

સાદું અડધું પાનું રૂ. ૩૫


૦

# સ્વાધીનતાનો અવાજ

જોમો કેન્યાતા આફ્રિકન પ્રજાના લાડીલા નેતા છે. ૧૯૫૩-ની સાલથી બ્રિટિશ સત્તાએ એમને જેલમાં પૂર્યા હતા—ને શાહી અદાલતમાં એમના પર 'રીતસર' આરોપ મૂકી, 'સાબિત' કરીને એમને ગુનેગાર ઠેરવી, સાત વર્ષની કેદની સજા ફરમાવી હતી !

આફ્રિકન પ્રજાના આ નેતાને લોકિટાઉન્ટ નામના એક વેરાન પ્રદેશમાં કેદ રાખવામાં આવેલ.

ખેર...જોમો કેન્યાતાની સાત વરસની મુદત પૂરી થતાં થતાંમાં તો બ્રિટિશ સરકારે તોળેલા ન્યાયનું ઢાંકણ ખુલી ગયું—

જે માણસ તાજનો સાક્ષી બનેલો ને જેની જુબાનીના આધારે જોમો ક્યાતાને માથે આ સાત વર્ષની કેદ લાદવેલી—તે માણસે જ, ગયા નવેમ્બર માસમાં, કમિશનર ઓફ ઓથ્સનો હોદ્દો ધરાવનાર એક હિંદી વકીલ પાસે જઈ એફિડેવિટ લખાવી કે,—

'જોમો કેન્યાતા તથા બીજા પાંચ જણાના કેસમાં મેં જે જુબાની લખાવી હતી, તે તદ્દન ખોટી હતી. આ ઉપરાંત વાદીને પક્ષેથી ઊભા કરવામાં આવેલા બીજા પણ અનેક સાક્ષીઓ પાસેથી આ કેસ અંગે ખોટી જુબાનીઓ કઢાવવામાં આવી છે—ને એ વિષે હું જાણકાર છું.

તાજના એક વખતના આ સાક્ષીનું નામ રાઉસન મચારિયા. આ સાહેબ પોતે એક નાનકડા દુકાનદાર છે. પોતાની વાતનો પુરાવો રજુ કરતાં એમણે, નૈરોબી ખાતેના એટર્ની જનરલની કચેરીએથી, પોતાને નામે મોકલાયેલ એક છૂપો પત્રમાંના મુદ્દાઓ ટાંકી પોતાને આ અંગે કેવી કેવી લાલચો આપવામાં આવેલ, તે પણ જાહેર કર્યું હતું—

(અ) યુનાઈટેડ કિંગડમ પહોંચવા માટેનું વિમાની ભાડું.

(બ) સ્થાનિક સરકારી વહીવટના શિક્ષણમાં બે વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરાવવાની ખાત્રી.

(ક) ઉપરાંત, આ બધા કામ દરમિયાન, જીવનનિર્વાહનું ખર્ચ આપવાની બાંહેધરી.

વળી—

—તાજના સાક્ષી બનવાને કારણે જ જો એ શખ્સનું ખૂન થઈ જાય, તો કેન્યા સરકારે એનાં કુટુંબના ભરણપોષણની, તેમ જ એનાં દીકરા-દીકરીઓના ભણતરની જવાબદારી પોતાને માથે ઉઠાવી લેવાની ખાત્રી આપી હતી.

—પણ જો એ શખ્સ ખૂનનું જોખમ વટાવી જઈ, યુનાઈટેડ કિંગડમમાં બે વર્ષનો પોતાનો અભ્યાસક્રમ પૂરો કરી, હેમખેમ પાછો આવે, તો કેન્યાની સરકારે એને કાયમી એવા સરકારી હોદ્દાની ભેટ ધરવાની તૈયારી બતાવી હતી.

આ આખું કાવતરું એના મુખ્ય શાગરિતે જ પ્રગટ કરી દીધું. આથી બ્રિટન ને આફ્રિકાની પ્રજામાં ને રાજકર્તાવર્ગમાં સુધ્ધાં જબરી ચકચાર જગાવેલી.

'બંધારણીય માર્ગે' ચૂંટાઈને, આફ્રિકન પ્રજાના પ્રતિનિધિ તરીકે ત્યાંની ધારાસભામાં બેસનાર શ્રી ઓયાએ બ્રિટનના સંસ્થાન મંત્રી સુધી આ એફિડેવિટની નકલો પહોંચતી કરેલી.

બ્રિટનની પાર્લમેન્ટમાં મજૂર-પક્ષના સભ્યોએ પણ આ બાબત જાહેર ન્યાયપંચ નીમવાની માગણી કરી, ખૂબ ઊહાપોહ જગાડેલો.

પણ આવી બધી વાતો સાંભળી સાંભળીને રીઢી થઈ ગયેલ કેન્યાની સરકારે નફ્ફટાઈથી કહી દીધેલું—

'અમે બધી તપાસ કરી ચૂક્યા છીએ. જાહેર ન્યાયપંચની કશી જરૂર નથી.'

*

આમ છતાં, સત્ય હતું તે તો છાપરે ચઢીને, પોકાર પાડીને આખરે છતું થયું જ. પણ હવે આ સાચી વાત પ્રગટ કરવા માટે, એની સામે બ્રિટિશ ન્યાયનો સાણસો ભીડાયો !

રાઉસન મચારિયાએ ન્યાયની કોર્ટમાં ખોટા સોગંદ કેમ ખાધા ? એ ગુના બદલ મચારિયાની ધરપકડ કરી, નૈરોબી ખાતેના એટર્ની જનરલે એની સામે અદાલતમાં ક્રિમિનલ કેસ માંડ્યો !

કયરોટ ફૂંડાને હસે કે, 'કેવું તુ છીછરું !' એવો જ આ ન્યાય ને ?

તાજનો પક્ષ મૂકી દીધો, એટલે હવે કેન્યાની સરકારે મચારિયાને ગુનેગાર ઠરાવવાની પેરવીમાં પડવું પડ્યું. પણ બ્રિટિશ શાહીવાદીઓને પડકારે એવી હકીકત તો એ બની કે, ડી. એન. પ્રિટ, જેઓ બ્રિટનના અતિ જાણીતા કાયદાશાસ્ત્રી છે, તેમણે મચારિયાને પક્ષે રહી કેસ લડવાની જવાબદારી પોતાને માથે લઈ લીધી.

● આખી આફ્રિકન પ્રજાએ મચારિયાના બચાવમાં લડાતા આ કેસને પ્રજા સમસ્તના બચાવનો કેસ બનાવી દઈ, એને માટે જરૂરી નાણાં ઉઘરાવવા માંડ્યાં ને કેન્યામાં એક અચ્છું, ખાસું પ્રજાકીય આંદોલન ઊભું થઈ ગયું.

જોમો કેન્યાતાને રાઉસન મચારિયાના કેસ વખતે કોર્ટમાં સાક્ષીના પીંજરામાં ખડા કરવામાં આવતા, તે વખતે હજારોની સંખ્યામાં કોર્ટની બહાર ટોળે વળતા આફ્રિકનો પોતાના નેતાનો જયઘોષ કરતાં.

એ વાત બતાવી આપે છે કે, આટઆટલાં દમન છતાં આફ્રિકન પ્રજાના આત્માને કચડી નાખવાની બ્રિટિશ શાહીવાદીઓની મુરાદ ફળી નથી.

**તા. ૯.—બ્રિટિશ કેદની ચક્કીનું સાત વર્ષનું ચક્ર પૂરું કરી, જોમો કેન્યાતા એપ્રિલના પહેલા અઠવાડિયામાં જ છૂટી ગયાના સમાચાર મળે છે.**







# ચીન-તિબેટ સંઘર્ષ અને ભારતનીતિ

## —એશિયાઇ ભાવના નિર્ણાયક સમસ્યા

—ભોગીલાલ ગાંધી

તિબેટનો મામલો થાળે પડી રહ્યો છે, કે વિસ્ફોટ પૂર્વેનો ધૂંધવાટ છે—આ ઘડીએ કહેવું મુશ્કેલ છે.

તિબેટના ધાર્મિક અને રાજકીય અધિષ્ઠાતા દલાઈ લામા જાનના જોખમે ભાગી નીકળી હેમખેમ ભારત આવી ગયા છે, અને પંડિત નેહરૂની એમની સાથેની એક મુલાકાત (તા. ૨૪-૪-૫૯) પણ થઈ ચૂકી છે.

પંડિત નહેરુની નીતિ સ્પષ્ટ છે : સીધી દખલગીરી કર્યા વિના પોતાની લાગવગ અને સમજાવટના જોરે તિબેટ-ચીનનું પુનર્મિલન કરાવી આપવું.

આની પાછળ પંડિત નહેરુની વેધક દૂરગામી સ્વસ્થ દૃષ્ટિનું દર્શન થાય છે. તેમણે પોતે, આ મામલા અંગે, ત્રણ હેતુઓ સ્પષ્ટ કર્યા છે.

**૧. તિબેટ ઉપરનું ચીનનું રાજકીય સાર્વભૌમત્વ સ્વીકાર્યા પછીય તિબેટની આંતરિક સ્વાયત્તતા અખંડ રહે.**

**૨. ચીન સાથેના ભારતના મૈત્રીસંબંધો પંચશીલના સિદ્ધાન્તોના આધાર પર અતૂટ રહે.**

**૩. ભારતની સરહદો બધી રીતે સુરક્ષિત રહે, અને ભારત પોતે 'કોલ્ડ-વૉર'નું સ્થાનક યા સાધન ન જ બને.**

પંડિત નહેરુની આ નીતિ સામે ભારે વાવટોળ ખડો થયો છે.

એક બાજુ—

* કેમ જાણે તિબેટ તદ્દન 'સ્વતંત્ર' રાષ્ટ્ર હોય, અને 'પરદેશી' ચીનનું તેના ઉપર આક્રમણ થયું હોય, એવા પ્રકારના બિનઐતિહાસિક, બિન-વાસ્તવિક વલણના આધારે ભડકો પેટાવવાના પ્રયાસો થઈ રહ્યા છે.

તો બીજી બાજુ—

* કેમ જાણે તિબેટનો મામલો ચીનનો ઘરેલુ મામલો હોય, કેમ જાણે એની આંતરિક સ્વાયત્તતાનો કોઈ મહત્ત્વનો અર્થ જ ન હોય, કેમ જાણે ચીન પોતાના સાર્વભૌમત્વના જોરે તિબેટ સાથે ગમે તે પ્રકારે વર્તવાનો, વરવાનો ધરાવતું હોય, એવું વલણ પ્રગટ થઈ રહ્યું છે.

આખી સમસ્યા સમજવા સારુ, આપણે આટલા મુદ્દા વિચારવા રહે છે :

* તિબેટ ઉપરના ચીનના સાર્વભૌમત્વનો ઇતિહાસ અને તેનું સ્વરૂપ.
* તિબેટની આંતરિક સ્વાયત્તતાનું સ્વરૂપ.
* તિબેટી બંડ પાછળનાં કારણો અને તેનું સ્વરૂપ.
* ભારત-ચીન-તિબેટના સંબંધો અને સમસ્યા.

---

**લામા-સત્તાનો આરંભ ઈ. સ. ૧૨૭૦થી થયો હતો – જ્યારે કુબલાખાને તિબેટી લામાઓને આંતરિક સર્વોપરિતા બક્ષી હતી.**

**દલાઈ લામાનું ભૌતિક સામ્રાજ્ય**

તિબેટ : ૫,૯૦,૦૦૦ ચો. માઈલ :

**દલાઈ લામાનું ધાર્મિક સામ્રાજ્ય**

**૧૦થી ૧૫ લાખ તિબેટી પ્રજા; ઉપરાંત ભૂતાન, સિક્કિમ, કાશ્મિર તથા ચીનના શિકાંગ, શિન્કિયાન્ગ, અને મોંગોલિયા પ્રદેશના લાખો પ્રજાજનો-આશરે ૪૦ લાખ (દલાઈ લામા તથા પંચમ લામાના અનુયાયીઓ)**

**લામાના મઠો**

* અનાજના મોટા ભંડારો
* જ્ઞાન-ઉપાસનાનાં સ્થાનકો
* રક્ષણ કેન્દ્રો
* જમીન, ઢોર અને બીજાં શોષણ કેંદ્રો

[ ૧ ]

## તિબેટ-ચીન સંબંધનો ઇતિહાસ

ઈ. પૂર્વે ૭મી સદીથી ચીન અને તિબેટ વચ્ચે પરસ્પર સંબંધો હોવાની ઇતિહાસમાં નોંધ મળે છે. પરંતુ ૭ થી ૧૩મી સદીમાં તાન્ગ અને સુંગ રાજવંશ દરમ્યાન તો તિબેટીઓ એટલા બધા શક્તિશાળી બન્યા હતા કે તેમણે ચીન ઉપર આક્રમણ કર્યું હતું ! એ વખતે તિબેટનું સામ્રાજ્ય ઉત્તરે ચીનના કાનસુ-શેનસી પ્રદેશથી માંડી દક્ષિણે ભારત સુધી અને પૂર્વે ચીનનાં શિકાન્ગ-ઝેસુઆન પ્રદેશ સુધી વિસ્તરેલું હતું.

આ પછી તેમના પતનના દિવસો આવ્યા.

બાદ, ચીની મોગલ યુઆન રાજવંશ (૧૬૬૭ સુધી) દરમ્યાન, આ રાજવંશ લામાધર્મી હોઈ, તિબેટ સારી સ્વતંત્રતા ભોગવી.

૧૬૫૩માં મંચુ રાજવંશની ચીન ઉપર સર્વોપરિતા સ્થપાતાં તેના નીમેલા ગવર્નરની સત્તા નીચે તિબેટ આવ્યું.

પરંતુ, ૧૭૧૯માં દલાઈ લામાએ મન્ચુ શહેનશાહ સામે બંડ પોકારતાં તિબેટને દબાવવા માટે ૨૦૦૦નું સૈન્ય મોકલવું પડેલું.

૧૭૨૬માં આંતરિક વિખવાદ શમાવવા શહેનશાહ યુંગ ચેંગે પોતાના એક અમલદારને તિબેટ મોકલ્યો હતો.

પરંતુ, આ પછી ૧૭૯૨ સુધી ચીન-તિબેટ વચ્ચે સતત (૧૭૧૯-૨૦, ૧૭૨૩, ૧૭૨૮, ૧૭૩૦, ૧૭૪૫, ૧૭૭૬, ૧૭૭૮, ૧૭૯૧) યુદ્ધો ચાલ્યાં જ કર્યાં.

૧૭૯૨થી ૧૮૯૪ દરમ્યાન ચીની વાઈસરોયનું થાણું તિબેટમાં રહ્યું, અને દલાઈ લામા સાથે સલાહ સંમતિનો સંબંધ રહ્યો. અલબત્ત, વહીવટી જગાઓની નિમણૂકનો અધિકાર ચીની શાહી સત્તા પાસે જ હતો. આ બધા સમય દરમ્યાન, દલાઈ-લામાને દૂર કરવાને બદલે, તેનું ધાર્મિક મહત્ત્વ અસાધારણ હોઈ; તેને કાબૂમાં રાખવાનો પ્રયાસ થતો રહ્યો હતો. તે એટલે સુધી કે, ચીનની રજા વિના દલાઈ લામાનો વારસ નક્કી થઈ શકતો નહિ !

છેલ્લી સદી દરમ્યાન ચીનની કમજોરી વધતી ગઈ તેમ તેમ ટિબેટ ઉપરનો કાબૂ કમજોર થતો ગયો. ચીને શિકાન્ગ ઉપરનો સંપૂર્ણ કાબૂ લઈ લીધો, તે પહેલાં તે પ્રદેશ ખંબા સરદારોના હાથમાં હતો. તો વળી, લ્હાસાની સરકારે પોતાની સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવા ૧૮૯૪, ૧૯૦૫, ૧૯૦૬, ૧૯૦૮, ૧૯૦૯, ૧૯૧૦, ૧૯૧૨, ૧૯૧૮ તથા ૧૯૩૦ અને ૧૯૩૨માં નિષ્ફળ પ્રયાસો કરી જોયા હતા.

### ચીનની કમજોરી અને બ્રિટિશ ચાલબાજી

આ વરસોમાં ભારતમાંની બ્રિટિશ સરકારનો રસ તિબેટની બાબતમાં વધી રહ્યો હતો.

વળી ૧૮૭૧માં રશિયન કર્નલ પ્રેજેવાલ્સ્કી પૂર્વ સરહદેથી 'ખામ' પ્રદેશ દ્વારા તિબેટમાં દાખલ થયો હતો. અને બ્રિટિશ સરકારે રશિયાનો ભારત ઉપર હુમલો થવાની ભીતિ વ્યક્ત કરી હતી.

બાદ, ૧૮૯૧માં ચીન-બ્રિટનના ભૂતાન અંગેના કરારમાં (કલમ ૬ઠ્ઠી) બ્રિટિશ-હિંદ અને તિબેટ વચ્ચે સીધો સંપર્ક રાખવા અંગેનો ઉલ્લેખ જોવા મળે છે.

૧૯૦૬માં લૉર્ડ કર્ઝનના અમલ નીચે, બ્રિટને યંગહસબંડને હિંદી સેના સાથે તિબેટ પર મોકલ્યો. અને 'લ્હાસા કન્વેન્શન' ઉપર સહીઓ થઈ. ચીનનું સાર્વભૌમત્વ તૂટતું હતું ત્યારે બ્રિટને આ દાવ નાખ્યો હતો.

આ કરાર (કલમ ૯) મુજબ-તિબેટી સરકાર બ્રિટનને પૂછ્યા વગર કોઈ પણ પરદેશી સત્તાને કોઈ પણ પ્રકારની છૂટછાટો ન આપે, અને પરદેશ સાથેના સંબંધોની બાબતમાં બ્રિટિશનો કાબૂ રહે !

આમ, બ્રિટને તિબેટની સરહદોને 'સીલ' કરી દીધી. **બ્રિટનની આ નીતિનું પરિણામ એ આવ્યું કે તિબેટી પ્રજા વર્ષો લગી દુનિયાથી અને ખાસ કરીને ચીનથી સાવ કપાઈ ગઈ.**

પરિણામે, તિબેટ પુરાણકાલીન પછાત હાલતમાં જ પડી રહ્યું !

પરંતુ આ પછી તરત જ, ૧૯૦૬માં ચીનના દબાણને વશ થઈ બ્રિટને ચીન સાથે કરાર કર્યા (પેકિંગ કન્વેન્શન) અને ચીનનું તિબેટ ઉપરનું સાર્વભૌમત્વ વળી પાછું સ્થપાયું.

૧૯૦૭માં 'એંગ્લો-રશિયન કરાર' થયા, તેમાંય તિબેટ ઉપરના ચીની સાર્વભૌમત્વનો સ્વીકાર હતો. ચીન દ્વારા જ તિબેટ સાથે રાજદ્વારી સંબંધો રાખવાની એમાં બાંહેધરી હતી.

૧૯૧૧માં મંચુ રાજવંશી સત્તાનો ચીનમાં અંત આવ્યો. ૧૯૧૧ થી ૧૯૪૯ દરમ્યાન ચીનમાં આંતર વિખવાદ ચાલુ રહ્યો. આ દરમ્યાન વળી બ્રિટનની નીતિ

તિબેટને અલાયદું અને પછાત રાખવાની રહી. બીજી બાજુ, આ ગાળા દરમ્યાન તિબેટ બહારની સીધી ડખલ અને હસ્તક્ષેપોથી બચી પણ ગયું.

વિલિયમ એચ ન્યુએલ કહે છે તેમ— 'છેલ્લાં ૫૦ વર્ષની, ચીનની મુશીબતનાં વર્ષો દરમ્યાનની, આ સ્વતંત્રતાને શાહીવાદી કાવાદાવાઓદ્વારા—વિશેષ કરીને બ્રિટન દ્વારા ઉત્તેજવામાં આવેલ છે.'

૧૯૧૨માં સુનયાટ સેને આખા ચીનની એકતા સાધવા પ્રયાસ કર્યો હતો, તેમાં તિબેટનો સમાવેશ હતો. ૧૯૩૪માં તો 'ચીની મિશન' વળી તિબેટમાં થાણું નાંખી ચૂક્યું હતું-૧૯૪૯માં તેને ધકેલી કાઢવામાં આવ્યું ત્યાં લગી.

સૈકાંઓ લગીની આવી અસ્થિરતાની પરિસ્થિતિનો છેવટે અંત આવ્યો—કમ્યુનિસ્ટ નેતૃત્વ નીચે ફરી પાછી ચીનની એકતા સ્થપાઈ અને ચીની સેનાએ વળી તિબેટમાં પ્રવેશ કર્યો ત્યારે!

[ ૨ ]

## કમ્યુનિસ્ટ ચીન અને તિબેટ

૧૯૪૯થી ચીન પર કમ્યુનિસ્ટોની રાજ્યસત્તાનો યુગ આરંભાયો. એ જ વર્ષના નવેમ્બરમાં ૧૨ વર્ષના પંચમ લામાએ ચીની સરકારને પોતાના વતનને 'મુક્ત કરવાની' અપીલ કરી!

ત્યાર બાદ, ૧૯૫૦ ફેબ્રુઆરીને દિવસે, ૧૫ વર્ષના દલાઈ લામાએ ચીન સાથે 'વાટાઘાટો' કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો!

પરંતુ, વાટાઘાટો થાય તે પૂર્વે તો ૧૯૫૦ના ઑક્ટોબરમાં ચીની ફોજે તિબેટમાં પ્રવેશ કરી દીધો હતો.

આની સામે દલાઈ લામાએ સંયુક્ત રાષ્ટ્રને અપીલ કરી હતી. પણ ચીનના તિબેટ ઉપરના સાર્વભૌમત્વ આગળ કોઈનું કાંઈ વળે એમ ન હતું.

૧૯૫૧ના મેમાં, પેકિંગ ખાતે ચીની-તિબેટી કરારો થયા. તે મુજબ 'તિબેટ ચીનનું 'ઑટોનોમસ' રાજ્ય બન્યું'. તિબેટની સ્થાનિક સરકારના વડા તરીકે દલાઈ લામા રહ્યા. અને કારભાર માટે દલાઈ લામાના પ્રમુખપદે 'પ્રેપરેટરી કમિટી' નીમવામાં આવી, જેમાં પંચમ લામા ઉપપ્રમુખ બન્યા.

પરંતુ, પરદેશ સાથેનો સંબંધ તથા રક્ષા—બે બાબતો ચીની અધિકાર નીચે રહી.

વાસ્તવમાં, ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની તિબેટ કમિટીના મંત્રી જનરલ ચિયાન્ગ કુઓ હુઆ તથા પ્રેપરેટરી કમિટીના મુખ્ય મંત્રી કાલૂન ન્ગાબાઉ ન્ગાવાન્ગ જિગ્મેને હસ્તક મુખ્ય સત્તા જઈ પડી હતી.

### તિબેટની પછાત દશા

૧૯૫૦ના ઑક્ટોબરમાં ચીની લશ્કરે તિબેટમાં પ્રવેશ કર્યો ત્યારે, ૧૪મા દલાઈ લામાના ખાસ વિશ્વાસુ તિબેટી વડાપ્રધાન ત્સારોન્ગ સાપેએ એક ખાનગી પત્રમાં સાફ સાફ લખ્યું હતું કે—

'ચીનાઓએ અમારા પ્રદેશનો કબજો લીધો છે એ દુર્ભાગ્યની વાત છે. પરંતુ. એક રીતે એ ઠીક જ થયું છે. અમે અમારી જાતે જે સુધારા કરવા નિષ્ફળ ગયા છીએ એ સુધારા તેઓ અમારી ઉપર લાદશે—છેવટે તો, તિબેટ સદાને માટે પછાત રહી ના શકે. એણે બદલાવું જ રહ્યું...'

ત્સારોન્ગ સાપેની વાત એક રીતે સાચી હતી.

૧૯૪૯માં કમ્યુનિસ્ટોએ ચીનમાં સત્તા હસ્તગત કરી ત્યારે તિબેટ પુરાણયુગી ધાર્મિક-સામંતશાહી દશામાં જ હતું.

* તિબેટની ⅔ જમીન મઠાધિપતિ મહંતોને હસ્તક પડી હતી.

* ભયંકર અર્ધગુલામ સર્ફ-પ્રથાઉપર જ આ મહંતશાહી અને જમીનદારશાહી જામેલી હતી.

* અવારનવાર તિબેટવાસીઓ ત્રાસી ઊઠીને શોષકો સામે બંડ જગવતા હતા.

* તો વળી, કેટલીકવાર મહંતો સુધ્ધાં ચીની પ્રતિનિધિના વહીવટ સામે બંડ પ્રેરતા હતા.

**પરંતુ, ધાર્મિક સામંતશાહી જાતે સુધારા કરીને પ્રજાને સુખ આબાદી આપી શકે એવી સ્થિતિ જ ન હતી; પછાત તિબેટ ઉપર સુધારા લાદવાની ઐતિહાસિક પરિસ્થિતિ કમ્યુનિસ્ટ ચીનને માથે આવી પડી હતી!**

### 'સુધારા'ની દોટ

અને સુધારાની દિશામાં તેમણે દોટ દીધી.

* વેઠની ભયંકર પ્રથાને બંધ કરી. અને મજૂરીના બદલામાં રોકડ નાણાંની પ્રથા દાખલ કરી.

* વેપારીઓ (ભારતી અને નેપાલી સુદ્ધિત) ચીન ખરીદતી વેળા અત્યંત નીચા ભાવો નક્કી કરતા હતા તેવું રહ્યું નહિ. (૧૯૫૨માં મણના ભાવ રૂ. ૩૦ હતા; તે રૂ. ૧૩૦ થી ૧૫૦ થયા.)

તે જ રીતે વિદેશી વેપારીઓ મનસ્વી ઊંચા ભાવે ચીજવસ્તુ વેચતા બંધ થયા. ચીની સરકારે ભાવો બાંધી આપ્યા અને મોટરરસ્તા બાંધી બજાર ખુલ્લું કરી આપ્યું.

* ખેતીમાં અને ઘેટાંઉછેરના વ્યવસાયમાં સુધારો થયો.

* જમીનદારોનો ત્રાસ હવે પહેલાં જેવો રહ્યો નહિ.

* બેકારીનું પ્રમાણ ઘણું ઘટ્યું.

આમ, ધીમે ધીમે સુધારા થતા ગયા. પરંતુ તિબેટીઓની ચીની 'હાન' પ્રજા અંગેની ભીતિ ટળી નહિ. ચીન અને તિબેટ વચ્ચેનું 'અંતર' કાયમ રહ્યું જ.

૧૯૫૩માં ચીને નવો રસ્તો અખત્યાર કર્યો.

* બહુ મોટા પાયા પર શાળાઓ ખોલી. અને મઠના પુરાણા ભણતરને સ્થાને નવયુગી જ્ઞાન આપવા માંડ્યું.

* તિબેટી જુવાનોને ઉચ્ચ શિક્ષણ માટે પેકિંગ વિશ્વવિદ્યાલયોમાં મોકલવામાં આવ્યા.

* બૅન્કો તરફથી મૂડીધિરાણ થવા લાગ્યું, સારું બી મળવા લાગ્યું.

* રસ્તા બાંધનારા, રસ્તા માપનારા, ખેતી નિષ્ણાતો, ઘેટાં-ઉછેરના નિષ્ણાતો, ગૃહઉદ્યોગના નિષ્ણાતો, દાક્તરો, નર્સો અને દાયણોની ટુકડીઓ ગામે ગામ ઘૂમવા લાગી.

* ઉપરાંત, સંસ્કાર ટુકડીઓએ ફરી ગીત-નૃત્ય-નાટકો દ્વારા નવું વાતાવરણ ગુંજતું કર્યું. ૧૯૫૪ના અરસામાં, તિબેટના અનેક જુવાનો પેકિંગ વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરી, પાકા કમ્યુનિસ્ટો બની પાછા આવ્યા. એટલે તો ઘરમાં જ સંઘર્ષના તણખા પ્રગટવા લાગ્યા.

### દલાઈ લામાની ગેરહાજરી દરમ્યાન

૧૯૫૪માં ચીની પ્રજાસત્તાકની સ્થાપનાના પ્રસંગે ચીને દલાઈ લામાને નૅશનલ પિપલ્સ કૉંગ્રેસમાં પેકિંગ ખાતે હાજર રહેવા જણાવ્યું. ત્યારે લોકોને ડર લાગ્યો કે 'રખેને એની ગેરહાજરીનો લાભ લઈને 'સુધારાઓ' જોરથી ઠોકી બેસાડવામાં આવે! છેવટે ઘણાની આનાકાની છતાં દલાઈ લામા ત્યાં હાજરી આપવા ગયા.

દલાઈ લામાની આ લાંબી ગેરહાજરી દરમ્યાન ભય સાચો પડતો લાગ્યો!

* સ્થાપિત હિતો ઉપરની પકડ સખ્ત થવા માંડી. અમુક નેતાઓને 'પ્રત્યાઘાતીઓ', 'શાહીવાદના પિઠ્ઠુઓ' તરીકે નવાજવા માંડ્યા.

* આ પછી તો કોઈ ઉમરાવો, અમલદારો ચીની રજા સિવાય જાત્રા સારુ પણ ભારતમાં જઈ ન શકે, એવો પ્રતિબંધ મુકાયો.

* અગાઉ કાલિમપોંગ અને દાર્જિલિંગમાં કેટલાંક તિબેટવાસીનાં બાળકો અભ્યાસ કરતાં હતાં, તેમને ય રોકવામાં આવ્યાં.

* લ્હાસામાંનાં તમામ મોટાં મકાનો કબજે કરવામાં આવ્યાં.

* ધર્મની ઉપર કડક ટીકા-પ્રહાર (ગીતો અને એવા સાંસ્કૃતિક કાર્યક્રમો દ્વારા) થવા લાગ્યા.

આવી સખ્તાઈ સામે અસંતોષ જાગ્યો. કેટલાંક માથાફરેલ તિબેટવાસીઓએ 'મિમાન્ગ' (ગુપ્ત બંગાવત)ની રચના કરી, અને ચીનાઓના હાથમાંથી તિબેટની 'આઝાદી' પાછી મેળવવાની પ્રતિજ્ઞા કરી.

*

ખામ પ્રદેશના બંડની વાત જાણીતી છે.

આ પ્રદેશમાં ચીનાઓએ બહુ જ આકરા જમીનસુધારા દાખલ કરવા ઘણા પ્રયાસો કર્યા. પરંતુ ત્યાંના મઠો જ સૌથી મોટા જમીનદારો હોઈને વિરોધ થયો. તેમની મિલકતો જપ્ત કરીને એમને દબાવવાની કોશિશ કરતાં, જવાબમાં હથિયારબંધ બળવો જાગ્યો.

ચીનાઓએ તરત સમાધાન કરી લીધું: જમીનસુધારા મોકૂફ રાખ્યા. અને ત્યાંની સ્થાનિક વહીવટી સમિતિના અગ્રણીપદે એ જ ખંપાઓને મૂક્યા. આમાંનો એક તોપગિયાલ હજી હમણાં લગી ખામ-પ્રદેશની વહીવટી કમિટીનો મુખી હતો; ઉપરાંત તિબેટની પ્રેપરેટરી કમિટીનો પણ સભ્ય હતો.

### માઓનું વચન: 'સુધારા-મુલતવી'

લાંબો સમય પેકિંગ રહી, તિબેટ પાછા ફરેલા દલાઈ લામાને એટલી ખાતરી થઈ ગઈ હતી કે, ચીનની સાથે બાથ ભીડીને કંઈ સારું પરિણામ આવવાનું નથી. ઘરના પ્રત્યાઘાતી ખંપા મઠાધિપતિ જમીનદારો તથા ગુપ્ત બંડખોર મિમાંગોની પ્રવૃત્તિથી ઊલટી તેમની ચિંતા વધી હતી. તેમની ખુલ્લી ટીકા કરી, તેમને શસ્ત્રોનો માર્ગ છોડી, શાંતિપૂર્વકનો

વાટાઘાટ–સમાધાનનો માર્ગ ચીંધ્યો.

બીજી બાજુ, ચીની 'સત્તાધીશો પણ સાવચેતીથી પગલું' ભરવા માગતા હતા.

૧૯૫૭ના ફેબ્રુઆરીમાં માઓએ 'સો ફૂલો એક સાથે ખીલે ખીલો'ની મશહૂર ઉદાર–નીતિનો પ્રારંભ કર્યો. અને તે ભાષણમાં (સુપ્રીમ સ્ટેટ કૉન્સિલ સમક્ષ) એમ પણ જાહેર કર્યું કે—

> 'હજી તિબેટમાંની પરિસ્થિતિ પક્વ નથી, માટે ત્યાં લોકશાહી સુધારા પાર પાડવામાં આવ્યા નથી. સેંટ્રલ પીપલ્સ ગવર્નમેન્ટ અને સ્થાનિક તિબેટી સરકાર વચ્ચે ૭ મુદ્દાનો કરાર થયો છે તે મુજબ પ્રસંગ આવતાં તિબેટની સામાજિક પદ્ધતિમાં સુધારા કરવાના રહે જ છે. પરંતુ આપણે અધીરા થવું ન જોઈએ. આ ક્યારે શક્ય બનશે? એના જવાબમાં એટલું જ કહી શકાય કે, જ્યારે તિબેટની મોટા ભાગની બહુમતી પ્રજા, તથા તેમના અગ્રણી નેતાઓ વ્યવહારયોગ્ય માને ત્યારે જ એ શક્ય બનશે. 'બીજી પંચવર્ષીય યોજના દરમ્યાન એટલે કે સન ૧૯૬૨ સુધી તો નહિ જ. પરંતુ ત્યાર બાદ, ત્રીજી પંચવર્ષીય યોજના દરમ્યાન શક્ય બનશે કે કેમ તે તો તે સમયની પરિસ્થિતિ અનુસાર નક્કી થઈ શકશે......'

### 'વચનભંગની દિશામાં'

પરંતુ, ૧૯૫૭નો અંત આવતાં આવતાં તો, માઓની 'ભલે સૌ ખીલો'ની ઉદાર નીતિ ક્યાંય સમેટાઈ ગઈ.

અને દક્ષિણ તિબેટમાં તો પુરાણી સામંતી સમાજ-પદ્ધતિ ઉપર દબાણ આણવાની શરૂઆત થઈ ગઈ.

નેશનાલિટીઝ એફેર્સ કમિશનના ઉપપ્રમુખ વાંગ ફેંગના જણાવ્યા મુજબ—

૧૯૫૮થી તો ઉત્તર તિબેટ (ચિંગહાઈ) તથા પૂર્વ તિબેટ (ખામ)માં સેંકડો ઢોરોના મોટા માલિકવર્ગ સામે સંઘર્ષ શરૂ થઈ ગયો; ત્યાંના મઠાધિપતિ–લામાઓ ઘણે ભાગે આવા માલિકો હોઈ તેમની સામે રોષ વાળવામાં આવ્યો... તિબેટના બીજા ભાગો ઉપર પણ આની અસર થઈ, અને નીચેના ત્રણ સિદ્ધાન્તોનો જોરશોરથી પ્રચાર કરવામાં આવ્યો:

—આર્થિક તંત્રમાંથી સામંતશાહી નાબૂદ કરવી.

—આર્થિક હિતો સાથે સંકળાયેલા મઠો સામે લડત કરવી.

—સ્થાનિક રાષ્ટ્રીયવાદ સામે લડત કરવી.

સાથો સાથ, આ દરમ્યાન તિબેટની ધરતીમાં અઢળક ખનિજસંપત્તિ (તેલ, ગૅસ, સોનાની ખાણો) હોવાની શોધ ચીને કરી લીધી હતી.

રાષ્ટ્રીય વિકાસ માટે, આ બધી શક્તિ–સંપત્તિનો ઉપયોગ કરવા ચીન અધીરું હતું. અને તિબેટને ચીન સાથે જોડનારી રેલવે લાઈન બાંધવાની તેણે શરૂઆત કરી દીધી.

તિબેટના 'સુધારા'ની પ્રવૃત્તિ ફરી હવામાં વરતાવા લાગી.

અને વળી શાંત પાણી ખળભળી ઊઠયાં.

### મુખ્ય ભૂમિ ચીનનાં વિરાટ કદમ

આ દરમ્યાન ચીને મુખ્ય ભૂમિ પર તો, અસાધારણ ક્રાંતિકારી પરિવર્તનો સિદ્ધ કર્યાં હતાં—

* ૧૯૫૬–૫૭માં આખા ચીનમાં ઉત્પાદનક્ષેત્રે સહકારી મંડળીઓ દ્વારા ખાનગી મૂડી–માલિકીની નાબૂદી કરવામાં આવી હતી.

* ૧૯૫૮માં તો જગતને તાજ્જુબ કરી દેનાર ચીની–કમ્યુનો રૂપી વિરાટ કદમ માંડી દીધું હતું.

* તિબેટ સિવાયના બીજા 'આંતરિક સ્વાયત્તતા' ભોગવતા લઘુમતી જાતિના પ્રદેશોમાંય સારા એવા સુધારાઓ દાખલ કરી શકાયા હતા.

એક તિબેટ જ બાકી હતું!

### નવું નિમિત્ત અને ભડકો

ત્યાં વળી, એક નવું નિમિત્ત પણ ભળ્યું:

૧૯૫૯ના એપ્રિલની ૧૭મીએ, પેકિંગ ખાતે 'નેશનલ પિપલ્સ કોંગ્રેસ' મળવાની હતી; તેમાં હાજર થવા દલાઈ લામાને આમંત્રણ હતું.

ખુદ દલાઈ લામા અને તેમના સાથીઓને આ તેડું જોખમકારક લાગ્યું: 'કદાચ, લામા ફરી પાછા આવવા જ નહિ પામે!'

પરિસ્થિતિ ગુંચવાયેલી હતી. તિબેટમાંના ધર્મ અને રાજ્યના બે પ્રતિમામાંથી પંચમ લામાએ ચીની રાહ અપનાવી લીધો હતો. દલાઈ લામાની એવી તૈયારી ન હતી. આમ છતાં, સીધી રીતે છંછેડીને, આક્રમણ કરીને દલાઈ લામાની આર્થિક રાજકીય સત્તા તોડવાનું ચીની રાજ્ય સત્તાને માટે અઘરું હતું. સદીઓથી ધર્મપંથની આસપાસ ઊભી થયેલી લામા-ઇમારત એ રીતે તોડી શકાય એમ ન હતી. એને ધીમે ધીમે કોરી નાખવાની ચીની નીતિ પણ હવે તો તિબેટવાસીઓને મન ભયરૂપ બની ગઈ હતી. અને દલાઈ

## નોબેલ-ઇનામ

ખોવાયલો—
વાડામહીં વન્ય પશુ સમો હું
શોધું જનો-આપ્ત, પ્રકાશ, મુક્તિ,
પૂંઠે પડયાનો રવ સંભળાતો ?
—માર્ગ અશક્ય શોધવો.
સરો તીરે ગાઢ નિબિડ જંગલ
ખીલા સમાં કૈં ફર વૃક્ષ રુંધતાં
પ્રકાશનો માર્ગ—હવે જવું ક્યાં ?
જવું રહેવું સરખું બધું મને !
શું મેં કર્યું દુષ્ટ, અકાર્ય જાણું ?
ખૂની બન્યો ક્રૂર ? હું આતતાયી ?
આ ભૂમિની સુંદરતા બતાવતાં
સાનુભૂતિમાં દુનિયા રડાવી મેં !
છતાં હવે તો નજદિક ભાળતો
હું અંત આ ક્ષુલ્લક જિંદગીનો
એવોય હો' કાળ જરૂર આવશે
બદનામીને સત્ય સ્વયં નિવારશે.

મૂળ: બોરીસ પાસ્તરનાક  અનુવાદક: વાસુદેવ પંડ્યા

## વ્યગ્રતા

દિન થયો રાત્રિ
અને રાત્રિ તો જાણે દિવસ...
આભ જેવું આભ પણ
કોણ જાણે ક્યાં દટાયું પૃથ્વીના કેવા ખૂણે ?
હું હસું—
પણ માત્ર એ કૈં હાસ્ય ના;
એની પૂઠળથીયે જતું ઊકાઈ રુદનનું ડૂસકું !
હું રડું—
પણ ના નહીં એ તો રુદન માત્ર;
મનમહીં વ્યાપી રહ્યો ભાવ સ્થાયી ભયં તણો—
( કંપી રહ્યાં મમ ગાત્ર ! )
ઊભા રહેવાને મને આપો ધરિત્રીનો ખૂણો
ને ન્યાળવાને વ્યોમનો એકાદ ખંડ;
આ આંખડી—
જેણે પીધી છે તેજની ધારા સિતારાઓ તણી :
એની ઉપર, એની ભણી—
શેરીઓના હે દીવા !
ઢાળશો ના રહેજ પણ તમ છાંપડી !

(મૂળકન્નડ) શંકર આર. મોકાશી  અનુ : સુરેશ દલાલ

## કવિની 'હાશ'

ફૂટપાથ પર
ખીલ્યો છ કાંચનાર.
પુષ્પ પાંદડે રમે છ
પોષની મૃદુ બપોર.
તે સમે
ગલિત કુષ્ઠ પાંગળો
ભીખારી આ
કરી શું હાથને ઊંચા
ધીમેથી ફૂલ તોડી એક
યત્નથી રમાડતો
સરી ગયો !
ક્ષણાર્ધનું જ દશ્ય એ
( હીરોશીમા પરે
ધીમે ધીમે ઝરે છ નીરધાર )
નેત્રને વિષે ભરી
હું 'હાશ' કહી
ઉપાડું પાય...

—લાભશંકર ઠાકર

## હું

હું ગમ વિનાની ગમાર
સાર અજાણી જગને મારગ કેંપા ખુલ્લું દ્વાર ?
એકલવાયું ઉરને લાગે
અમૂંઝણે પળ જાય,
સાંકડી કેડી ડગલું દેતાં
હૈયે શું નું શું થાય ?
કાંધ ઉપાડી ઘૂમતીફરતી ભવનો અહંકાર.

—રાજેન્દ્ર મહેર

એવી કે વિરહની મારી આ સંધિકા
( પલકમાં ઝૂકતી પ્રાતઃને ) સાગી ગૈ !

જતીન્દ્ર આચાર્ય

# સઆદત હસન મંટો

—ગુલામ મોહમ્મદ શેખ

# હમ બેચૈન હૈં

'બાળપણમાં મેં જે કાંઈ ઇચ્છયું, તેમાંથી કશાની પૂર્તિ થઈ નહિ. એમ કહી શકાય કે જે ઇચ્છાઓ પૂરી થઈ, તે મારાં ડૂસકાં અને આંસુથી લપેટાયેલી હતી. પહેલે-થી જ હું ઉતાવળિયો, ભાવુક અને આકરા સ્વભાવનો છું. અને મિઠાઈ ખાવાની ઇચ્છા થાય અને જો એ સમયસર ન મળે તો મારે માટે એ મિઠાઈમાં કશો સ્વાદ રહેતો નથી. એટલે જ મેં હંમેશાં મારા ગળામાં એક વિચિત્ર જાત-ની કડવાશ અનુભવી છે—અને આ કડવાશને ઉશ્કેરવામાં માત્ર ભજવ્યો એ નક્કર વાસ્તવિકતાએ—જેને મેં પ્રેમ આપ્યો, મારા હૃદયમાં સ્થાન આપ્યું, એણે મારી ભાવનાઓ-ને ઠેસ મારી, એટલું જ નહિ, મારી આ કમજોરી (પ્રણયનીરનો!)નો લાભ ઉઠાવ્યો.

'જ્યારે ચારે બાજુ માત્ર નિરાશા, નિરાશા જ દેખાઈ– એટલે કે જેને મેં હૃદયપૂર્વક પ્રેમ કર્યો—પણ એણે મારા પ્રણયને ન પિછાણ્યો, ત્યારે મારો સ્વભાવ પલટાઈ ગયો. મને એવું લાગ્યું કે જાણે કોઈ વિશાળ રણપ્રદેશમાં હું ભ્રમર સમાન છું. પરંતુ દૂર દૂર સુધી એકે ફૂલ શોધ્યું જડતું નથી. જ્યાં મેં પ્રણય કરવાનું-ચાહવાનું છોડી ન દીધું, પણ હમેશની જેમ કોઈ મારી વાત સમજ્યું નહિ. વહાણાં વાઈ ગયા બાદ મારા મિત્રોના વિશ્વાસઘાતો અને નિષ્ઠુરતા, ઘૃણા અને ઉપેક્ષા જ્યારે રહી રહીને યાદ આવવા માંડી, ત્યારે મારી છાતીમાં એક ભયંકર તોફાન મચી ગયું—મારા ભાવુક અસ્તિત્વમાં કુરુક્ષેત્ર મંડાઈ ગયું......

'હું ઘણુંય ઇચ્છું છું, મન વાળું છું, મારો અવાજ કર્કશ, કટુ ન બને, અને ક્યારેક તો હું એમાં સફળ પણ થાઉં છું. પરંતુ એ સમયે મારા કાને કોઈ અશુભ સમાચાર આવે, અથવા તો મારા સ્વભાવથી વિરુદ્ધ અનુભવવાનો પ્રસંગ આવી પડે—તો પછી હું મારી જાતને રોકી નથી શકતો. મારા મનના ઊંડાણમાંથી જે કંઈ પણ જન્મે છે, જીભના રસ્તે બહાર નીકળી આવે છે, એથી ક્યારેક મેં મારા સંબંધીઓ અને મિત્રોને નારાજ કર્યા છે, પરંતુ એનું કારણ હું નહિ, પરંતુ એ વિશિષ્ટ ક્ષણો છે, જ્યારે મારી હાલત કોઈ ગાંડા માણસથી વધારે સારી નથી હોતી...'

મંટોની જ વાર્તાના આ ફકરા છે. 'એના કેટલાક મિત્રોનું કહેવું છે કે, આ કાળા અક્ષરોમાં અનાયાસ દોરાયેલ પરિસ્થિતિ એ ખુદ મંટોના જ પોતાના જીવનનું એક પાનું છે. કારણ કે જીવતો હતો ત્યાં સુધી તો એણે કોઈ વાર પોતાના જીવનની ખાનગી વાતોની ચર્ચા કરી નહોતી, કે પોતે સહેલાં દુઃખો કોઈની આગળ વર્ણવી બતાવ્યાં નહોતાં. એ તો બધાયથી ઉલટો-ઊંધો હતો. એને કોઈની પડી નહોતી.

કૃષ્ણચંદ્ર કહે છેઃ 'તમે દોસ્તો-યેવ્સ્કીની પ્રશંસા કરશો તો એ તમારી પાસે સમરસેટ મોમના ગુણ ગાવા બેસશે. તમે મુંબઈની મજા વર્ણવો તો એ ભાઈસાહેબ 'અમૃતસરના ગીત ગાશે, તમે કોઈ મહાપુરુષની મહાનતાની વાત કરવા બેસો તો એ ગામના મોચીને મહાન સિદ્ધ કરવા પ્રયત્ન કરશે. તમે એના ઉપકાર-ની–આભારની લાગણી પ્રદર્શિત કરશો તો એ એલફેલ બકવા માંડશે ને જો એને ગાળ દેશો તો એ તમારે માટે પાંચસોના પગારની નોકરી શોધતો ફરશે...'

આવો વિચિત્ર હતો એ, અને એટલે જ એ સમયે જે કાંઈ સુષ્ઠુ સુષ્ઠુ લખાતું હતું, તેના પ્રતિકારરૂપે જ એણે જે વાર્તાઓ લખી, તેમાં એણે વેશ્યાઓ, મોચીઓ, તવાયફોને જ લક્ષમાં રાખ્યાં. એણે આ બધી અદૃશ્ય ગલીઓના અસ્પૃશ્ય વિષયોને અદ્‌ભુત રીતે પકડ્યા. અને એવી તો જોરદાર ભાષામાં રજુ કર્યા કે જેમાંથી ઉર્દૂ અને હિન્દી ભાષાઓની શ્રેષ્ઠ વાર્તાઓમાં ગણના થાય, તેવી વાર્તાઓ અસ્તિત્વમાં આવી સમાજે કરેલા અન્યાય અને જુલમનું બધું વિષ એણે વાર્તાઓમાં ઢોળી નાખ્યું. એની

વાર્તાઓનું વાસ્તવિક ચિત્રણ કાચા પારા જેવું છે, જેવા-તેવાને એ પચે ય નહિ. એ છડેચોક નગ્ન-ચિત્રણ કરતાં સંકોચાતો નથી. આદિમાનવ આદમના જેવો જ એ સ્પષ્ટવક્તા છે, જે કોઈ પણ જાતની માનવીય લાગણીને રોકવાનું જાણતો નથી. એટલે જ તો આપણે આજે એની મહાન લેખકોમા ગણના કરીએ છીએ ને!

પણ એ બધુય અત્યારે! અત્યારે કે જ્યારે એનો નાશવંત દેહ ખરેખર નાશ પામ્યો છે. જીવતો હતો ત્યારે તો–

કૃષ્ણચન્દ્રના જ શબ્દોમાં :

'એણે સમાજના નીચલા પડને ઉખેળીને પીસાયેલા, કચડાયેલા અને સમાજની અડફેટે ચડી વિકૃત થયેલ ચરિત્રો રચ્યાં–જે એમાંની વાસ્તવિકતા અને કલાતત્ત્વને કારણે ગોર્કીના 'લોઅર ડેપ્સ'નાં ચરિત્રોની યાદ આપે છે.

'ફેર એટલો જ કે એમણે (રશિયન પ્રજાએ) ગોર્કીના નામનાં સંગ્રહસ્થાન બાંધ્યાં, શિલ્પો મૂક્યાં, અને નગરો ય વસાવ્યાં; અને આપણે મંટો પર કેસ માંડ્યા, એને ભૂખે માર્યો, એને પાગલખાને પહોંચાડ્યો, દવાખાનાંઓમાં સડાવ્યો અને આખરે તો એટલો મજબૂર કરી મૂક્યો કે મનુષ્યને નહિ પણ શરાબની બોટલને જ એક માત્ર એની મિત્ર માને.

'અને આપણે માટે આ કાંઈ નવી વાત નથી. આપણે 'ગાલિબ'ના સાથે આમ જ વર્ત્યા હતા, 'હસરત'ની સાથે પણ આમ જ કર્યું હતું અને અત્યારે મંટોની સાથે પણ એવી જ રીતે વર્તીશું; કારણ કે મંટો કાંઈ એમનાથી ય મોટો સાહિત્યકાર નથી કે જેને માટે આપણે આપણી પાંચ હજાર વર્ષ પુરાણી સંસ્કૃતિની પરંપરા તોડીએ.'

અને કૃષ્ણચન્દ્ર એની સાથે ગાળેલા દિવસો સ્મરે છે:

'અજબ અકસ્માત છે. જ્યારે મંટોને હું પહેલીવાર મળ્યો, ત્યારે હું દિલ્હીમાં હતો અને આજે જ્યારે એનું અવસાન થયું, ત્યારે પણ દિલ્હીમાં જ છું. એ જ ઘરમાં છું જ્યાં આજથી ચૌદ વર્ષ પહેલાં એ મારી સાથે પંદર દિવસ રહ્યો હતો. ઘરની બહાર એ લાઈટનો થાંભલો છે, જ્યાં અમે બંને પહેલી વાર ભેટ્યાં હતા. આ અંડરહિલ રોડ છે, જ્યાં ઑલ ઇન્ડિયા રેડિયોની ઑફિસ હતી, અને અમે બંને એમાં કામ કરતા હતા. આ મેડન હોટલનું બાર છે, આ મોરી ગેઈટ છે, જ્યાં મંટો રહેતો હતો. આ જુમ્મા મસ્જીદનાં પગથિયાં છે, જ્યાં બેસી અમે .... ખાતા હતા, અને આ ઉર્દૂ–બજાર પણ છે. બધું ય એમનું એમ. બધેય રોજની જેમ કામ ચાલી રહ્યું છે. ઑલ ઇન્ડિયા રેડિયો પણ ઉઘાડો છે, મેડન હોટલનું બાર પણ અને ઉર્દૂ બજાર પણ. કારણ કે મંટો એક અદનો માણસ હતો. એ એક ગરીબ સાહિત્યકાર હતો. એ પ્રધાન નહોતો કે એના મૃત્યુને કારણે કોઈ ધ્વજ અર્ધી કાઠીએ ઊતરે. એ કોઈ સટોડિયો નહોતો કે બજાર એના નામનો શોક પાળે. એ કોઈ સિનેમાનો અભિનેતા નહોતો કે શાળા-કૉલેજ એના માટે બંધ રહે. એ તો એક ગરીબ સતાવાયેલ ભાષાનો સતાવાયેલ સાહિત્યકાર હતો. એ મોચીઓ, તવાયફો અને ઘોડાગાડીવાળાઓનો સાહિત્યકાર હતો. આવા ફાલતૂ માણસ માટે ભલા કોણ રડે, કોણ પોતાનું કામ બંધ રાખે?

'એટલે જ ઑલ ઇન્ડિયા રેડિયો ખુલ્લો છે, જેણે એનાં અનેક નાટકો અનેકવાર બ્રૉડકાસ્ટ કર્યાં છે, ઉર્દૂબજાર પણ ઉઘાડું છે, જેણે એનાં હજારો પુસ્તકો વેચ્યાં છે; અને હજુ વેચે છે. હું તો આજે એ લોકોનેય હસતાં જોઉં છું જેમણે મંટોના પૈસે હજારોની શરાબ પીધી છે. મંટો મરી ગયો તો શું થયું? ધંધો એ ધંધો. પળવાર માટે ય કાંઈ ન રોકાય.

...........

'આજે દિલ્હીમાં 'મિર્ઝા ગાલીબ' નામનું ચિત્ર (સિનેમા) ચાલે છે. એની વાર્તા મંટોએ અહીં મોરી ગેટમાં બેસીને જ લખી હતી. એક દિવસ આપણે મંટોના જીવનની પણ સિનેમા ઉતારીશું અને લાખો રૂપિયા પેદા કરી શકીશું –જેવી રીતે આજે એનાં પુસ્તકોની આવૃત્તિઓ પર આવૃત્તિઓ છાપીને હજારો રૂપિયા કમાઈએ છીએ...

'એ રૂપિયા, જેની મંટોને એના જીવનકાળ દરમ્યાન ભયંકર જરૂરત હતી, અને એ રૂપિયા આજે એનાં બૈરી-છોકરાંને બેઆબરુ થતાં બચાવી શકે તેમ છે...

'પણ આપણે એવી ભૂલ નહિ કરીએ. જો દુકાળના દિવસોમાં ચોખાના ચાર ગણા ભાવ લઈ ને આપણને હજારો મનુષ્યોનું લોહી પીને નફો કરતાં આવડે છે, તો એક ગરીબ સાહિત્યકારનું ખિસ્સું કાતરવું એ તે કઈ મોટી વાત છે? મંટોએ જ્યારે 'જેબકતરા' (ખિસ્સાકાતરુ) નામની વાર્તા લખેલી ત્યારે એને સ્વપ્ને ય ખ્યાલ નહિ હોય કે, એક દિવસ એને ખિસ્સાકાતરુઓની જમાતની સામે પડવાનું આવશે.

'અફસોસ મંટોના મૃત્યુનો નથી. મૃત્યુ અનિવાર્ય છે–મારા માટે અને બીજા બધાને માટે. અફસોસ એ વણલખાયેલ કૃતિઓનો છે, જે ફક્ત મંટો જ લખી શકતો હતો. ઉર્દૂ સાહિત્યમાં સારામાં સારા વાર્તાકારો જન્મ્યા, પણ મંટો બીજી વાર નહિ જન્મે, એની જગ્યા પૂરવા કોઈ નહિ આવે. આ વાત હું ય જાણું છું અને રાજેન્દ્રસિંહ બેદી પણ, ઇસ્મત ચુઘતાઈ, ખ્વાજા અહમદ અબ્બાસ અને ઉપેન્દ્રનાથ અશ્ક પણ. અમે બધાય એના પ્રતિદ્વન્દ્વી, એના ચાહનારા, એની સાથે ઝઘડનારા, એના માટે ઝઘડનારા મિત્રો અને સાથીઓ હતા. અને આજે જ્યારે એ અમારી વચમાં નથી, ત્યારે અમે બધાએ જાણે કે મૃત્યુના બોજાને ખભે નાખ્યો હોય તેવું લાગે છે. આજે જાણે કે અમારા બધાની જિન્દગીનો એક ટુકડો ભાંગી ગયો છે. કદી પાછી ન ફરે એવી આ ક્ષણો છે, જ્યારે અમે મંટોની બહુ નિકટ છીએ અને એક બીજાની નિકટતર. આ ક્ષણે અમે એની અધૂરી જવાબદારીઓ પૂરી કરવાની પ્રતિજ્ઞા કરીએ તો એની આત્મહત્યા નિષ્ફળ નહિ જાય...

'એને કાંઈ ગમતું નહોતું—પ્રગતિશીલ લેખકો કે અપ્રગતિશીલ પાકિસ્તાન કે હિન્દુસ્તાન, રશિયા કે અમેરિકા. કોણ જાણે એનો બેકરાર અને બેચેન પ્રાણ શું ઇચ્છતો હતો! એની જીભ ભારે કડવી હતી અને શૈલી કાંટા જેવી તીક્ષ્ણ અને નિર્દય. પણ એના એ સખત શબ્દોને, એની એ પરબચડી ભાષાને જરા ખોતરી તો જુઓ. એમાંથી જિન્દગીનો મધુરસ ટપકી રહેશે. એના તિરસ્કારભર્યા વલણમાં પ્રેમ હતો, નગ્નતામાં આવરણ, અને ચારિત્ર્યહીન સ્ત્રીઓની વાતોમાં એના સાહિત્યની સચ્ચરિત્રતા જ છુપાયેલી હતી. જિન્દગીએ એનો ન્યાય નથી કર્યો, ઇતિહાસ એક દિવસ જરૂર કરશે.'

એ મંટો આપણને 'નયા કાનૂન,' 'ખોલ દો,' 'ટોબાટેકસિંહ' અને 'હતક' તેમ જ 'બ્લાઉઝ' જેવી અજોડ વાર્તાઓ રચીને આપી ગયો–અને આપણે એની સાથે કેવી રીતે વર્ત્યા, અને આખરે એના સ્વભાવને વિકૃત બનાવીને જ જંપ્યા!

પણ જાહેરમાં વિકૃત એવા એ સ્વભાવની પાછળ કેવું દર્દભર્યું દિલ હતું, તે નીચેનું એનું લખાણ જ કહેશે:

'દેશના ભાગલાઓથી જે તોફાન મચ્યું, એનો હું ઘણા સમય સુધી વિરોધી રહ્યો અને છું પણ. પરંતુ પાછળથી મેં એને ય સલામ કરી. મેં એ રક્તના સમુદ્રમાં ડૂબકી મારી, જે મનુષ્યે મનુષ્યની જ નસોમાંથી વહાવ્યું હતું અને એમાંથી મહેનત અને ગ્લાનિનાં આંસુઓનાં થોડાંક મોતી વીણી લાવ્યો. એ ગ્લાનિ, જે એણે સગાભાઈનું રક્ત રેડતી વખતે પાડી નાખી હતી.

એણે ભાગલાની વાતો લખી, વેશ્યાઓની વાતો લખી, મનુષ્યના અંધારા ખૂણાના પાપો એણે છડેચોક આલેખ્યાં. એવું કરવા જતાં એણે જાતનું સમતોલન પણ ખોયું, સમાજની દૃષ્ટિએ નીચોય પડ્યો, અને કેટલાયની દુશ્મનાવટ વહોરી લીધી. એણે કોઈની પરવા ન કરી; પરવા કરી તો એક સાહિત્યસર્જનની જ, અને આ સાહિત્યસર્જન માટે એણે એના જીવનની, સંપત્તિની, આબરુની—બધાની આહુતિ આપી દીધી.

જીવનકાળ દરમ્યાન એના સાથીઓ અને હરીફોમાં ઉપેન્દ્રનાથ અશ્ક મુખ્ય હતા. એ બંનેને કદી બન્યું નહિ. બહારથી બંને એકબીજાના દુશ્મન જેવા જ રહ્યા. એકબીજાનાં કામ પણ બગાડ્યાં.

પણ અંદરખાનેથી ગજબનાક સાથીઓ હતા. પણ આ લાગણી એમાંથી એકે પ્રગટ કરી શક્યા નહિ, કે એકબીજાના અંતરનાં અંતર મિટાવી શક્યા નહિ.

પણ જ્યારે મંટોનું અવસાન થયું, ત્યારે કૃષ્ણચન્દ્રે લખેલ અંજલિ વાંચતાં વાંચતાં—

'અશ્ક' લખે છે:

'મારા પિતાએ મારી સામે પ્રાણ છોડ્યા હતા, પણ હું રડ્યો નહોતો, ખેર, પિતા સાથે મારે બનતું જ ન હતું પણ જ્યારે મારી મા મૃત્યુ પામી. ત્યારે ય મારી આંખમાં આંસુ આવ્યાં નહોતાં—અને મંટો પરની અંજલિ વાંચતાં વાંચતાં મારી આંખો ભરાઈ ગઈ, અધુરું વાંચીને, છાપું ફેંકીને અંદરના ઓરડામાં ચાલ્યો ગયો અને સાંજ સુધી ભરાઈ રહ્યો.

'અને મંટો મારો સગો નહોતો, ભાઈ નહોતો, દોસ્ત નહોતો–પણ દુશ્મન હતો—!'

મંટોનો પરિચય આપણે તો શું આપીશું? એણે પોતાની કબરની તખ્તીપર કોતરવા માટે લખેલું:

"અહીં સઆદત હસન મંટો દફનાયો છે. એના હૃદયમાં વાર્તાકલાના બધાં મર્મ–રહસ્ય દફનાયેલાં છે. અનેક મણ ધૂળના ભાર નીચે દટાયેલો હજી એ વિચારે છે, કયો વાર્તાકાર મોટો, એ કે ઇશ્વર?"

---

'મંટો મેરા દુશ્મન' અને બીજા લેખોને આધારે.

# આંગળી ચીંધ્યાનું પુણ્ય

શ્રી સરોજ પાઠકના નવલિકાસંગ્રહ 'પ્રેમઘટા ઝુકઆઈ'ને આવકાર

—ગુલાબદાસ બ્રોકર

આપણા ટૂંકી વાર્તાના સાહિત્યમાં હમણાં છેલ્લાં થોડાં વર્ષોમાં એક આવકારદાયક બીના બની છે. એ છે એ ક્ષેત્રમાં થએલું થોડી શક્તિશાળી સ્ત્રીઓનું આગમન. એ ક્ષેત્રમાં પણ, સાહિત્યનાં બીજાં અનેક ક્ષેત્રોની માફક, અત્યાર સુધી, માત્ર પુરુષોનું જ સામ્રાજ્ય પ્રવર્તતું. આગળનાં વર્ષોમાં, અલબત્ત, લીલાવતી મુનશીએ ટૂંકી વાર્તાઓ લખી હતી, અને એ પછીના ગાળામાં વિનોદિની નીલકંઠે અને એમની વાર્તાઓએ એ ગાળાના સાહિત્યરસિક વાચકોનું ધ્યાન પણ સારી પેઠે ખેંચ્યું હતું. પણ એકી સાથે અનેક સ્ત્રીઓ ટૂંકી વાર્તાઓ લખી રહી હોય, અને ગુણવત્તાની દૃષ્ટિએ પણ તે વાર્તાઓ પાછી, બહુધા, ઊંચી કોટીની હોય, એવું તો આ છેલ્લાં થોડાં વર્ષોમાં જ બન્યું છે. સ્ત્રીઓએ લખી છે અને સારી પણ છે, એટલે આ વાર્તાઓ ધ્યાન આપવા લાયક છે—એ દૃષ્ટિએ નહીં, પણ સરસ વાર્તાઓ છે, અને વળી સ્ત્રીઓએ એ વાત લખી છે—એ દૃષ્ટિએ નોંધપાત્ર અને નિરખવા લાયક અનેક વાર્તાઓ આ જમાનામાં લખાઈ છે, એ એક આનંદ પામવા લાયક હકીકત છે, એમ કહેવાનું તાત્પર્ય છે.

એ આનંદદાયક ઘટના સર્જવામાં જે બહેનોએ પોતાનો ફાળો આપ્યો છે, તેમાં આજે થોડાં વર્ષોથી વાર્તાઓ લખી રહેલ બહેન સરોજ પાઠકનો હિસ્સો પણ જેવોતેવો નથી. એટલે આજે જ્યારે " પ્રેમઘટા ઝુક આઈ " નામનો તેમની વાર્તાઓનો સંગ્રહ પ્રગટ થાય છે, ત્યારે ગુજરાતી સાહિત્યના સર્જનની દુનિયામાં પુસ્તકાકારે થતા તેમના પ્રથમ પ્રવેશને અંતઃકરણપૂર્વક આવકારતાં મને આનંદ થાય છે.

## સાર્થ આગમન

જીવવિજ્ઞાન ( biology ) કહે છે કે આપણાં બધાંયમાં, પુરુષોમાં અને સ્ત્રીઓમાં, બધાંયમાં—પુરુષના અને સ્ત્રીના બંનેનાં અંશો રહેલા છે. પુરુષમાં પુરુષના અંશની વિશેષતા છે; સ્ત્રીમાં સ્ત્રીના અંશની. પણ બંનેમાં બંને અંશો સારા એવા પ્રમાણમાં છે જ. અને એટલે તો આપણે પુરુષો અને સ્ત્રીઓ એકબીજાને સમજી શકીએ છીએ, જીરવી શકીએ છીએ અને એકબીજાની સાથે રહી શકીએ છીએ. એટલેસ્તો આપણે પુરુષો સ્ત્રીઓ વિશે, અને સ્ત્રીઓ પુરુષો વિશે, અને બંને એકબીજાનાં અંતરંગનાં ગૂઢાતિગૂઢ તત્ત્વો વિશે અવલોકન, નિરીક્ષણ અને અંતર્ગત સૂઝ દ્વારા વિધાનો કરી શકીએ છીએ, અને કલાના માધ્યમ દ્વારા તે બધાનું લગભગ યથાતથ કહેવાય તેવું નિરૂપણ પણ કરી શકીએ છીએ. અને છતાં પુરુષ એ પુરુષ છે અને સ્ત્રી એ સ્ત્રી. બંનેના ઘડતરમાં અનેક એવાં સૂક્ષ્મ અંગો રહી જતાં હશે, જેમાં વિજાતીય પાત્ર ગમે એટલું મથે છતાં પૂરેપૂરો પ્રવેશ ન પામી શકે. કદાચ એટલે એ અંગોને જોવા માટે પણ, અને આજ સુધી પુરુષની દૃષ્ટિએ જ સાહિત્યમાં સ્ત્રી સરજાતી રહી છે. એને બદલે સ્ત્રીની દૃષ્ટિએ સ્ત્રી કેવી સરજાય છે, એ જોવા માટે, અને વળી સ્ત્રીની દૃષ્ટિએ સરજાતો પુરુષ પણ કેવો ઘાટ પામે છે, એ જોવા માટે પણ, સાહિત્યના ક્ષેત્રમાં સ્ત્રીનું આગમન સાર્થ ગણાય.

એ કેટલું સાર્થ બની રહે છે, એ તો આ સંગ્રહની પહેલી જ વાર્તા " રૂપેરી પડદો " સબળ રીતે કહી જાય છે. તે વાર્તાની નાયિકા બેલાની રૂપેરી પડદા ઉપરની આસમાની સૃષ્ટિનું ઘેલછાભર્યું નિરીક્ષણ કરી કરીને બહેકી ગયેલી કાલ્પનિક સૃષ્ટિની નિરર્થકતાનું, અને એ નિરર્થકતાને અંતે અનિવાર્ય બની જતી નિરાશ દશાનું નિરૂપણ લેખિકાએ જે નાજુકાઈથી સંયમપૂર્વક અને સમજણભરી રીતે કર્યું છે, તે આપણને આપણાં મોટાં

મોટાં શહેરોમાં વસતી આવેલી અનેક બેલાઓનાં અંતરમાં હેલાઈથી પ્રવેશ કરાવી આપે, અને તેમને જોવાસમજવાની સમભાવભરી દષ્ટિ આપે એવું સમર્થ છે. કોઈ પુરુષ-લેખક પણ એ પાત્ર અને એ ઘટનાને નિરૂપી શક્યો હોત, પણ એના એવા નિરૂપણમાં અને આ નિરૂપણમાં જે ફરક પડી જાય, તે વાર્તા વાંચતાં જ ઊડીને આંખે વળગે એવો સ્પષ્ટ છે, એટલે એનું વિશેષ વિવરણ કરવું બિનજરૂરી છે.

### નાજુકાઈ, સંયમ અને સમજણ

એવી જ નાજુકાઈ, સંયમ અને સમજણ લેખિકાની બીજી અનેક વાર્તાઓમાં દેખાય છે. લેખિકા દિલ્હી રહે છે, અને એટલે દિલ્હીની દુનિયા એમનું પ્રિય નિરૂપણક્ષેત્ર થઈ પડી છે, એ પણ સરેરાશ પાઠકની વિશેષતા છે. એ દુનિયાનાં પાત્રોને તે કેટલી સિફતથી અને સચ્ચાઈપૂર્વક નિરૂપી શકે છે, તે જેમ પંજાબી 'બેલા'ની બાબતમાં જોઈ શકાય છે, તેમ ગુજરાતી 'સુરમા'ની બાબતમાં પણ એટલી જ સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. દિલ્હીની ઑફિસની અવળચંડી દુનિયામાં કામ કરતાં જાગી ઊઠેલી નાની એવી ઇચ્છાઓ અને આકાંક્ષાઓ ગુજરાતના નાના એવા ગામની ભલી, ભોળી, લજ્જાળુ અને સંકોચશીલ સુરમાને પણ છેક ક્યાં સુધી લઈ જાય છે, એનું જેટલું આકર્ષક તેટલું જ યથાર્થ નિરૂપણ લેખિકાએ કર્યું છે. એમાં પણ જ્યારે છેવટે દિલ્હીની નાઈટ કલબના સુરા અને સુંદરીથી તરબોળ થયેલા વાતાવરણમાં, 'ઇચ્છા વિરુદ્ધ છતાં અનિવાર્ય રીતે, સુરમાને ઘસડાતી આપણે જોઈ એ છીએ, ત્યારે તો આપણને થાય છે કે " પત્યું, One more unfortunate, એના અનિવાર્ય પતન તરફ ઘસડાઈ ગઈ," ને એ સાથે આપણે પણ એક સમભાવભર્યા દુઃખનો આંચકો અનુભવીએ છીએ—" આઈ નીડ...યુ "નું ગીત સાંભળીને એનો અર્થ અનુરાગનાં સૂરમાં પોતે જેવો આંચકો અનુભવે છે તેવો જ. પણ જેણે પોચટ અને લીસી ધરતી પર નહીં પણ ખરબચડી છતાંય મજબૂત ધરતી ઉપર પગલાં માંડયા હોય છે, તે પડતાં પડતાંયે જેમ સ્થિર બની જાય છે, તેમ દાદીમાની દુનિયાની ખડતલ ધરતી પર ચાલતા ટેવાયેલી સુરમા આ લપસણી ભોંય પરથી લપસતી લપસતી ઊભી થઈ જાય છે. અને " લીવ મી એલોન " કહી તે જ્યારે મક્કમ પગલે એ નાઈટ કલબમાંથી રવાના થઈ જાય છે, ત્યારે આપણે માનવમનના વૈચિત્ર્યના, અને તેને સન્માર્ગે ધારી રહેલાં અનેક જાણ્યાં અજાણ્યાં બળોનાં આપણને લાધેલાં સબળ દર્શનથી, કૃતાર્થ થઈ જઈ એ છીએ.

### સ્ત્રીમાનસનું સબળ દર્શન

પરંતુ સ્ત્રીના માનસના વૈચિત્ર્યનાં સૌથી સબળ દર્શન જે વાર્તામાં થાય છે, તે તો ' રાધાનો દીકરો ' નામની વાર્તા છે. એક સ્ત્રીની—રાધાની માતા તરીકે જે જે બનવાની અને સંતાનને જે જે બનાવવાની મહેચ્છા હતી, તે વિધિના વૈચિત્ર્યે અને પોતાના માનસની અનુચિત આગ્રહમયતાને કારણે શકય ન બનતાં, તેનામાં જે વિચિત્ર વિકૃતિ આવી જાય છે, તેનું એ વાર્તામાં અત્યંત સબળ નિરૂપણ થયું છે. અને અંતે મહેચ્છિત ફળ જ્યારે તેના વિકૃત બની ગયેલા માનસને મળી રહે છે ( ટીંગુના મૃત્યુરૂપે ) ત્યારે જાગૃત બની ગયેલું તેનું માનસ તેની પાસે જે વર્તન કરાવે છે, સ્વાભાવિક એટલું જ હૃદયદ્રાવક, અને મંજુબહેન પાસે જઈ પોક મૂકીને જે તે રડી ઊઠે છે ' ટીંગુ રે,—ઓ મારા ટીંગુડિયા રે...ઓ મારા દીકરા રે..." ( પૃ. ૧૨૦ ) કરતી,—તે તો ખરેખર અદ્‌ભુત બની રહે છે. શરૂઆતનો એ વાર્તામાં થયેલો લાંબો પથારો જો લેખિકા ટૂંકો કરી શકયાં હોત, અને સીધું છે એથીય વિશેષ કામ જો તેઓ સૂચનની શક્તિદ્વારા લઈ શકયાં હોત તો આ વાર્તા, સ્ત્રીના માનસના આ જાતના ગ્રૂઆતના તેના વિશિષ્ટ દર્શન-નિરૂપણને કારણે, આપણા સાહિત્યની ઉત્તમ વાર્તાઓમાંની એક થઈ પડી હોત. આમે ય, તે છે તે જ સ્વરૂપે પણ, આ સંગ્રહમાંની ઉત્તમ વાર્તાઓમાંની એક હોવા ઉપરાંત, આપણા સાહિત્યની એક નોંધપાત્ર કૃતિ તો તે બની છે જ, તેમાં શંકાને સ્થાન નથી.

### નારી હૃદયની વિવિધ સંવેદના

આ ત્રણ વાર્તાઓનો આટલી વીગતે ચિતાર પામનાર વાચકના મનમાં, કદાચ, અમુક પ્રશ્નો ઊઠ્યા જ હશે. આ બધી વાર્તાઓમાં નારી જ કેન્દ્રસ્થાને લાગે છે કે શું ? એની સંવેદના દ્વારા જ આ બધી વાર્તાઓ પોતાનાં રહસ્યો સ્ફુટ કરતી હશે ? તો...તો...?

પણ વાચક વધારે પ્રશ્નો ઉઠાવે, તે પહેલાં જ આપણે સ્પષ્ટતા કરી દઈએ. હા, આ વાર્તાઓમાંની મોટા ભાગની—લગભગ બધીયે બધી વાર્તાઓ નારીની સંવેદના દ્વારા જ કહેવાઈ છે, અને તેમાંની ઘણીયે વાર્તાઓમાં કેન્દ્રસ્થાને પણ નારી જ વસી છે. એ દ્વારા નારીનાં અનેકવિધ દર્શન કરવા મળે છે એ એને ગુણપક્ષે છે. ' રૂપેરી પડદો 'માં નારીનું

એક સ્વરૂપ જોવા મળે છે, તો 'સુરમા'માં વળી બીજું જ. 'રાધાનો દીકરો' તેનું તદ્દન વિશિષ્ટ સ્વરૂપ છતું કરે છે, તો 'સારિકા પંજરસ્થા' તેની લાચારીનું એટલું જ સબળ, અને વળી તદ્દન જુદી જ રીતે, એટલું જ વિશિષ્ટ સ્વરૂપ દર્શાવે છે. બીજી વાર્તાઓ પણ 'નહિ અંધારું, નહિ અજવાળું' કે 'વળાંક' કે 'છ આંખો' જેવી, એ જ રીતે વિધવિધ સ્વરૂપે નારીને રજૂ કરે છે. એમ નારીનાં વિધવિધ સ્વરૂપોનાં, સ્વભાવના, વર્તનનાં અને વિચારણાનાં દર્શનનો લાભ આ વાર્તાઓ વાંચનારા વાચકને મળે છે, એ તો એને ગુણપક્ષે છે જ. પણ તેની સાથે સાથે કદાચ, એક મર્યાદા પણ સર્જાતી જતી તો નથી ને, એ સંભાવના પ્રત્યે પણ લેખિકાનું ધ્યાન દોરવું જરૂરી લાગે છે. આમ થવાથી આ વાર્તાઓનું વિશ્વ સાંકડું તો નથી બની જતું ને, તે તેમણે જોવું રહ્યું.

જગત એટલું વિશાળ છે, અને તેની નાનામાં નાની એવી લીલામાં પણ એટલી વિવિધતા ભરી છે કે, એ વિવિધતાને નિરખતા નિરખતા કોઈ પણ માનવી એનો પાર પામી શકે જ નહીં. એટલે જ્યાંસુધી માનવીપ્રકૃતિનાં—આ વાર્તાઓના સંદર્ભમાં, નારીની પ્રકૃતિનાં પાસાઓના વૈવિધ્ય ઉપર તેજોમય પ્રકાશ પથરાતો જતો હોય ત્યાંસુધી તો કશો વાંધો નહીં; પણ એ દેખીતું વૈવિધ્ય હકીકતમાં એટલું વૈવિધ્ય નગે હોય, અને થોડાક જ ફેરફાર સાથે એકની એક જ વાત દોહરાતી હોય એવું બની જાય, એ સંભાવના સામે કોઈ પણ સજાગ લેખક–લેખિકાએ જાગૃત રહેવું જ રહ્યું. એમાં પણ એ લેખક કે લેખિકા, સરોજ પાઠક લખે છે એવી–કૌટુંબિક જીવનનાં મર્યાદિત ક્ષેત્રોની–ઝાઝે ભાગે લખતી હોય ત્યારે તો ખાસ! એટલે એ ભયની શક્યતા તરફ અંગુલિનિર્દેશ કર્યા વિના રહી શકાતું નથી.

## ઉચ્ચ કલાતત્ત્વની સિદ્ધિ

જેમ વૈવિધ્યની તેમ ગુણવત્તાની દૃષ્ટિએ પણ, આ લખવા જ બેઠો છું તો, લેખિકાએ એમની ઉત્તમ વાર્તાઓ-માં જે ઉચ્ચ કલાતત્ત્વની સિદ્ધિ સંપ્રાપ્ત કરી છે, તે સિદ્ધિને લક્ષમાં લઈ સામાન્યતામાં સરી પડતાં બચી જવાની તેમને સલાહ આપ્યા વિના પણ રહી શકાતું નથી. કેમકે જેમને આવી સડસડાટ વહી જતી કલમ મેળવવાનું સદ્ભાગ્ય વરેલું હોય છે, તેમને વહેલી મોડી સામાન્યને પણ અસામાન્ય ગણી એનું આલેખન કરવાની મર્યાદા નડવાની સંભાવના રહે છે જ. આ વાર્તાઓમાં પણ, એટલા મોટા સ્વરૂપમાં નહીં, તોયે સૂચક સ્વરૂપે પણ એ મર્યાદા માટેની શક્યતા તો દેખાય છે જ. દાખલા તરીકે 'રાધાનો દીકરો'માં જે સત્ય આટલી સુંદર રીતે દર્શાવાયું છે, એવું કશું 'દ્વિધા' વાર્તામાં બને છે ખરું? એમાં પણ પરાકાષ્ઠા અંતમાં આવે છે અને એ અંત તરફ જ આખી વાર્તા ગતિ કરતી હોય છે એ તો સ્પષ્ટ છે. પણ પહેલી વાર્તામાં એ ગતિનું વહન સ્વાભાવિક છે, વાર્તા પોતે એમ જ વહે છે, કેમકે એ બીજી કોઈ દિશામાં વહી શકે જ નહીં. ત્યારે 'દ્વિધા'માં વાર્તાની ગતિનું વહેણ એનું પોતાનું ન હોય, પણ લેખિકા એ વહેણને નિશ્ચિત દિશામાં વાળી રહ્યાં હોય એવો ભાવ ઉત્પન્ન થયા વિના રહેતો નથી. અને એટલે પાત્રો સ્વાભા-વિક ન બની રહેતાં થોડાંઘણાં કૃત્રિમ બની જાય છે, અને એમનું વર્તન અવાસ્તવિક નહીં તોયે અપ્રતીતિકર તો બની જ રહે છે. અને વાચકના મનમાં સહેજે પ્રશ્ન ઊઠે છે: "જો આમ જ હતું, તો ભાઈસાબ આમ શા માટે વર્તતા હતા? ને તમારી પત્નીને તો તમે ભલે હેરાન કરો, પણ અમનેયે શા માટે હેરાન કરી રહ્યા હતા?"

'મારો વર એવો હશે' પણ એવી જ સામાન્યતામાં સરી પડવાનું લક્ષણ સૂચવતી વાર્તા છે. જેને "વકીલ, ઇજનેર કે ડોક્ટર" વર તરીકે પસંદ ન આવતો હોય, કેમકે "એમના નામનો એવો ડંકો તો ન જ વાગે કે નામ પડતાં જ લોકો ઓળખવાનો દાવો કરે" (પૃ. ૭૧) એવી નિગમ પરણી પરણીને તે શું રેડિયોના ન્યુસ એનાઉન્સરને બધા ઓળખે એમ માની પરણવાનું પસંદ કરે? લેખિકા એમના હાસ્યની ઓથે નિગમના મનના વલણને યોગ્ય રીતે પારખવાનું અને નિરૂપવાનું આ વાર્તા પૂરતાં તો જરૂર ભૂલી જ ગયાં લાગે છે.

## શક્તિશાળી લેખિકાનું આગમન

આ બધી તો વાર્તાઓનાં વસ્તુ અને વિષય વગેરેની વાતો થઈ. પણ લેખિકાની ભાષા, શૈલી, આયોજનપદ્ધતિ, સૂઝ વગેરે બાબતો પણ નિરીક્ષણ કરવા યોગ્ય છે.

ભાષા સરળ છતાં વેગવંતી છે, શૈલી સુમધુર અને વસ્તુની જરૂર પ્રમાણે પોતાનું સ્વરૂપ બદલતી જતી અને યોગ્ય વળાંકો મેળવતી જતી હોય એ પ્રકારની છે, અને આયોજનપદ્ધતિમાં તો યોગ્ય પ્રયોગોને લેખિકા અવકાશ આપતાં રહે છે. 'સારિકા પંજરસ્થા' જેવી વાર્તામાં તેમણે

યોજેલી નવીન પદ્ધતિ અત્યંત સફળ અને હૃદ્ય પરિણામ આપનારી બની છે. પણ 'કેરાલ દર્શન'માં 'ગૃહપ્રવેશ'ની વાર્તાઓને મળતી આવતી પદ્ધતિએ વાર્તા લખવાનો પ્રયત્ન સ્પષ્ટ તો લાગે જ છે, પણ એટલો સફળ નથી લાગતો. પણ આઆઆગની વાર્તાઓમાં વાર્તાને યોગ્ય આયોજન પૂરું પાડવાની લેખિકાની શક્તિ સુસ્પષ્ટ સ્વરૂપે બહાર તરી આવતી દેખાય છે કે આપણા સાહિત્યમાં એક શક્તિશાળી લેખિકાનું આગમન થઈ રહ્યું છે, એ વાત સહર્ષ સ્વીકારવી જ પડે.

એ માટે લેખિકાની, વસ્તુના હાર્દમાં ઘણી બધી વાર પ્રવેશ પામી શકવાની, અંતર્ગત-સૂત્ર મુખ્યત્વે જવાબદાર લાગે છે. એનાં ઉત્તમ દૃષ્ટાંતો આપણે જોઈ ગયા છીએ; પણ એ ઉપરાંત બહુ જ ઉઘાડું અને બહુ જ સ્પષ્ટ નિરૂપણ જેમાં ચાલે નહીં એવી અને સૂક્ષ્મ કારીગરી દ્વારા અને માનસિક આઘાત-પ્રત્યાઘાતોના ઊંડાણભર્યા નિરૂપણ દ્વારા કૃતિના હાર્દને અજવાળવાનો કલાનો સૂક્ષ્મ પ્રયોગ જેમાં જરૂરી હોય, એવી વાર્તા લખવાનો પ્રયત્ન પણ લેખિકાએ કર્યો જ છે. 'નહિ અંધારું, નહિ અજવાળું' નામની વાર્તા એ પ્રયત્નની નિદર્શક છે. એમાં સામાન્ય રીતે ઉચિત ન અંશાય એવા વિનીતના વર્તનનું નાયિકાના માનસમાં સમ-વિષમ્યું સ્મરણ જળવાઈ રહ્યું છે, તે નિરૂપવામાં લેખિકાની કાબેલિયત દેખાઈ આવે છે. એ વિશાળ સમભાવની જોડે જીવનનાં આવાં પાસાંઓની જેટલી વિશાળ એટલી જ સૂક્ષ્મ સમજણ પણ ભળી શકી હોત તો ? તો એ એક ઉત્તમ વાર્તા બની જાત; પણ આમે એ કાવ્યમય તો બની જ છે. અને અનેક દિશાની, લેખિકાને આવી ગયેલી, અને ભવિષ્યમાં વધારે સબળ બનનારી, ફાવટનો તો એ ખ્યાલ આપે છે.

અને એટલે આવી વિધવિધ શક્તિઓનો સમૂહ જેમાં એકત્રિત થયો છે, એવો રસથાળ ગુજરાતની વાચક જનતા સમક્ષ બહેન સરોજ પાઠક ધરે છે, ત્યારે એને સત્કારતાં, અને એ થાળની વાનગીઓનો રસિકોને વિવેકપૂર્વક આસ્વાદ કરવા વીનવતાં મને ખરેખર અત્યંત હર્ષ થાય છે.

વચલાં થોડાં વર્ષોના ગાળા પછી હમણાં હમણાંના વર્ષોમાં ફરી પાછું ટૂંકી વાર્તાની કલાએ રસિકોનાં હૃદયને પોતા તરફ આકર્ષવા સબળ બીડું ઝડપ્યું હોય તેમ દેખાય છે. વિધવિધ નવી કલમો, સ્ત્રીઓ અને પુરુષો બન્નેની, જીવનનાં વિધવિધ ક્ષેત્રોને કલાના આ સુકોમળ માધ્યમદ્વારા અજવાળવાનો સબળ પ્રયત્ન અત્યારે કરી રહી છે. તેમાંની અમુકઅમુક કલમોને પોતાનું એક આગવું આકર્ષણબિંદુ વળગેલું હોય છે. બહેન સરોજ પાઠકની કલમ પણ એ અગ્રગણ્ય કલમોમાં એક છે. એને વળગેલ આકર્ષણ બિંદુએ, અત્યાર સુધી સામયિકોમાં છપાયેલી તેમની કૃતિઓ દ્વારા, સાહિત્ય-રસિક જનતાનું આકર્ષણ તો કરેલું છે જ. આ સંગ્રહના પ્રકાશનદ્વારા એ આકર્ષણ દીર્ઘકાલ પર્યંત સ્થિરત્વ પ્રાપ્ત કરે, અને એથી પ્રેરાઈ બહેન સરોજ પાઠક તેમણે આપી છે તેથાયે વિશેષ મૂલ્યવત્તાવાળી કૃતિઓ આપણને દીર્ઘકાલ પર્યંત આપતાં રહે, એવી શુભેચ્છા આ લખતી વખતે સહેજે જ હૃદયમાંથી સરી પડે છે.

વિલેપાર્લે, તા. ૨૫-૩-૧૯૫૫

---

## આકાશના આશ્વાસને

રાજકારણથી રહું હું દૂર ?  
ઠેઠ જંગલમાં રહ્યો છું, દૂર !  
પણ, રાજકારણ દૂર ક્યાં ?  
જલકમલવત્ હું રહું ?  
તે તો રહ્યો છું—  
હળ નથી નાખ્યું હજી એ ક્ષેત્રમાં !  
રાજકારણ ક્ષેત્ર ?–ના, ખુદ હળ દીસે !  
માનવી ખુદ ક્ષેત્ર છે !  
થાઉં કઠણ પથ્થર સમો ?  
બુઠ્ઠી કરી દઉં કોશ ?  
—તો રાજકારણ લાવશે સુરંગ !

માનવી મટતાં રહે શું ?  
માનવી મટવું નથી;  
સંત, સેવક, માં'સ્મા બનવું નથી.  
પોઢાડશે રણગાડીએ,  
ઓઢાડશે કોઈ ધ્વજ,  
શાંતિ હશે વાંચ્છી જીવનભર તે છતાં  
તોપખ ધૂકને ધડાકે લઈ જશે રે કોઈ ઘાટ !  
મારે જવું છે જિંદગીને વાટ,  
મરવું છે માનવ-ઘાટ,-  
આકાશના શાશ્વત સુરત આશ્વાસને !

—રતિલાલ 'અનિલ'



# બે દૃષ્ટિબિંદુઓ

**ભારતના રાષ્ટ્રે પોતાની આઝાદીનાં આટલાં વરસો દરમ્યાન પોતાની સ્વાધીનતાનો કેવો ઉપયોગ કર્યો છે? એનો આંક શું આવે છે?**

—સંક્ષિપ્ત અનુવાદક : ભરતરામ ભાનુસુખરામ મહેતા

## [ ૧ ]

## શ્રી ઉછરંગરાય ઢેબર

**[ કોંગ્રેસના પ્રમુખ હતા ત્યારે દર્શાવેલા વિચારો ]**

આપણા સ્વર્ગસ્થ રાષ્ટ્રપિતાએ અહિંસાનું શસ્ત્ર અપનાવ્યું હતું. ભારતની સ્વતંત્રતા નિર્દોષ લોકોના લોહીથી ખરડાય, એ એમને ખપતું નહોતું. તેઓ વિજયથી રાચતા તેની સાથેસાથે તેમને પરાજયનું દુઃખ દમતું.

આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ભારતે વિશિષ્ટ સ્થાન મેળવી લીધું છે એનું એ સ્થાન નહિ જેવું કે નાનુંસૂનું નથી. રાષ્ટ્રીય દૃષ્ટિએ પણ ભારતે નોંધપાત્ર પ્રગતિ સાધી છે. ભારતનું લોકશાહી રાજતંત્ર પ્રમાણમાં ઠીકઠીક સરળતાથી ચાલી રહ્યું છે. ભારતવાસીઓ સારા પ્રમાણમાં સજાગ થયા છે. પ્રમાણમાં તાજેતાજા ને નવેનવા ક્ષેત્રમાં પ્રજાની સમજશક્તિ ઠીકઠીક પ્રમાણમાં પરિપક્વ થતી જાય છે.

આર્થિક ક્ષેત્રમાં પણ ભારતે સ્પષ્ટ ધ્યેય સિદ્ધ કર્યું જ છે. એ પોતાના આર્થિક પ્રશ્નને હલ કરી શકશે તો જ જીવંત રહી શકશે. બાર વર્ષના ગાળામાં એણે જે સિદ્ધિ મેળવી છે તે કાંઈ નાનીસૂની નથી.

ભારતની એકંદર પરિસ્થિતિ ગંભીર જોખમોથી ને ભારે ભયથી તરબતર છે. ભારતના શિરે એટલી ભારે જવાબદારીઓ આવી પડી છે કે ભવિષ્યની મુશ્કેલીભરી મુસાફરી માટે એણે કટિબદ્ધ થવાનું છે. ભારતનું વર્તમાન રાજ્યતંત્ર પૂરતા પ્રમાણમાં સુસજ્જ છે કે કેમ, એ જ સવાલ પડતી વાત છે. દિલ્હી કલકત્તા-મુંબઈના રાજ્યવહીવટનું માળખું ભાવિ ઉન્નતિના પ્રતીક સમું છે કે કેમ, એ મુખ્ય પ્રશ્ન થઈ પડે છે. ભારતના આયોજન પંચના આંકડાઓ સંતોષકારક ને રાહતદાયક લાગે છે ખરા; પણ એ રાહત અંશતઃ મળે છે, અને તે માત્ર ક્ષતિજસ્પર્શી જણાય છે. ભારતની ખેતીવાડીનું ઉત્પાદન પ્રમાણમાં ઓછું છે. ભારતમાં ઔદ્યોગીકરણનો વા વાયો છે; પણ મંડીનું રોકાણ નહિ જેવું જ જણાય છે. આ રીતે આપણું કે આપણી ભાવપેઢીનું કશું યે ભલું થઈ શકે એમ લાગતું નથી. આપણા નિર્ધારેલા લોકકલ્યાણ રાજ્યની પ્રાપ્તિ માટે આપણે સૌએ ભગીરથ પ્રયત્નો કરવા પડશે જ.

હાલની ઘડીએ બેચાર બાબતો જરૂરી છે, એમ મને લાગે છે: (૧) અસરકારક ઉત્પાદન. (૨) સંતોષકારક સંચાલન. દેશમાં કરોડો લોકો વસે છે, તેમની માનવશક્તિ પહેલી બાબતની સિદ્ધિ માટે કામે લગાડી શકાય તેમ છે. કાચો માલ ને જરૂરી સાધનસામગ્રી ગામડાંમાં ભરપૂર પ્રમાણમાં મળી શકે છે; પણ તેમનો ઉપયોગ કરવાનું કોઈ ને ખરેખર સૂઝતું નથી, એ ખેદની વાત છે. એક મ્યાનમાં બે તલવાર શી રીતે માઈ શકે? દેશનું રાજ્યતંત્ર સમજપૂર્વક ને સહકારથી ચલાવવાનું હોય તો સંતોષકારક સંચાલન થયા વગર રહે નહીં, એ કહેવાની જરૂર રહેતી નથી. વળી, ગાડાને બે પૈડાં ચડાવવામાં આવે, તે પૈકીનું એક પણ પૈડું કામ આપતું ન હોય, અથવા નાનાં મોટાં બે પૈડાં ચડાવવામાં આવે, તો ગાડું કામ આપી શકે જ નહીં, એ દેખીતું છે. (૩) વળી નાનાથી મોટા સુધીના વપરાશમાં થતા બગાડ સામે મોરચો

માંડવો જોઈએ; તેમ જ દેશમાંની સાધનસામગ્રીનું વધુમાં વધુ સંરક્ષણ થવું જોઈએ. (૪) ગ્રામવાસીઓને મદદગાર થવાની જરૂર છે.

દેશની આ તાત્કાલિક જરૂરિયાતો લક્ષમાં રહેવી ઘટે.

**સામાજિક કાર્યક્ષેત્રમાં** પણ આપણી સિદ્ધિ ખાસ નોંધપાત્ર નથી. જે સમાજે બસોએક વર્ષ વીત્યે કાશ્મીરથી કન્યાકુમારી ને કચ્છથી કામરૂપ સુધી સરળતાથી સ્વતંત્રતા સાધી, તે સમાજના પ્રત્યાઘાતો જુદી જ જાતના હોવા ઘટે. ભાગલા પાડી રાજ્ય કરવાના વલણવાળી વિદેશી સરકાર તરફથી ઊભા થતા અંતરાયોનો મક્કમ સામનો કરી, જનતાની એકતા સાધવાનો ભગીરથ પ્રયત્ન આપણા આગેવાન નેતાઓ તરફથી બસો વરસથી થતો રહ્યો છે. આમ છતાં પણ આજે 'ધર્મ ઉપર ભય તોળાઈ રહ્યો છે,' એવો પોકાર આપણા ધર્મધુરંધરો કરે છે; 'જાતિઓનાં હિત જોખમાય છે,' એમ ભાષાવાદના તરફદારો પોકારી રહ્યા છે; અને 'પ્રાંતનું ગુમાન ને પ્રાંતની પ્રતિષ્ઠા નષ્ટપ્રાય થઈ રહ્યાં છે' એવા ઘુમાટા પ્રાંતવાદીઓ પાડી રહ્યા છે. આ બધું જોતાં કોના દિલમાં ગુસ્સો ન આવે? આનું કારણ શું હશે? એ જ જબરો કોયડો છે. ધર્મનું ધ્યેય તો ઉન્નતિ સાધવાનું છે. સંસ્કૃતિનું ધ્યેય તો ઐક્ય સાધવાનું છે. આવું હોવા છતાં પણ સાંકડાં મનનાં આંપુરુષોના હાથે આ બાબતોનો ઉકેલ થવા પામે છે, તો તેઓ અધોગતિનાં અને અનૈક્યનાં સાધનો બની રહે છે. આનો ઇલાજ શો? રાષ્ટ્રભાવના પાછી અપનાવવી, એ જ એનો ઉપાય છે. જે ગરવા ગાંધીએ રાષ્ટ્રીય માર્ગો છે, તેમની વાટે વિવિધ જનતાને કેળવવી ઘટે. 'ભારત મરે તો જીવે કોણ? ભારત જીવે તો મરે કોણ?' આ પ્રશ્નો વિચારણા માગી લે છે.

સ્વતંત્ર ભારત સંબંધી એક હકીકત ખૂબ દુઃખદાયક છે. શુદ્ધ સાધ્યોની સિદ્ધિ માટેનાં શુદ્ધ સાધનો રૂપી જે સીડીનાં પગથિયાં ઉપર ભારત ચડ્યું, તે જ સીડીને તે લાત મારી રહ્યું છે. સ્વાતંત્ર્યજંગનું એ જ હાર્દ હતું—ભારત સજીવ રહેશે તો તે સ્વર્ગસ્થ રાષ્ટ્રપિતાના મહાન ઉપદેશોને અનુસરવાનો હાર્દિક પ્રયત્ન કરીને જ. પરંતુ એ ભાવના કેટલી ઝડપથી ભુલાઈ રહી છે!

# [ ૨ ]

## આચાર્ય કૃપાલાની

**[કોંગ્રેસના માજી પ્રમુખ : પ્રજા સમાજવાદી પક્ષના નેતા]**

રાજ્ય અને રાજ્યની સરકાર મારફત જનતા પોતાની કામગીરી બજાવે છે. લોકશાહીમાં બહુમતીવાળો પક્ષ સરકારની રચના કરે છે. રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું સંચાલન પણ સરકાર તરફથી થતું હોય છે. વ્યક્તિગત જીવન, ખોરાક, કપડાંલત્તાં, મકાન, શિક્ષણ અને સ્વાસ્થ્ય જેવા પ્રશ્નો આજના જમાનામાં ગૂંચવણભર્યા થઈ પડ્યા છે, અને તેમના ઉકેલનો આધાર સરકારના હાથમાં જ હોય છે. ભૂમિહીનોમાં વહેંચી આપવા માટે અપૂર્વ ભૂદાન પ્રવૃત્તિથી લાખો એકર જમીન ભેગી કરવામાં આવે છે; પણ ખેડૂતોને વધારે સારી જાતની ને વધારે પ્રમાણમાં જમીન મળવા પામતી નથી.

આથી, સામાજિક, આર્થિક, રાજકીય અને નીતિવિષયક દૃષ્ટિથી, છેલ્લાં અગિયાર વર્ષ દરમ્યાન કૉંગ્રેસ સરકાર પ્રગતિ સાધી શકી છે કે કેમ, એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

સામાજિક ક્ષેત્રમાં અમુક અમુક સામાજિક કાયદા ઘડાયા છે; પણ રાષ્ટ્રની સામાજિક એકતા સધાઈ નથી. વિવિધ પ્રકારના ઝઘડાઓ વધી પડ્યા છે. શિક્ષિતો અને અશિક્ષિત જનતા વચ્ચે મોટું અંતર પડી ગયું છે. શ્રી નેહરુના દૈનિક વક્તવ્ય ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે.

આર્થિક ક્ષેત્રમાં સમાજવાદનો આદર્શ રજૂ થયો છે. આપણા અર્થતંત્રનું આયોજન થાય છે. બીજી પંચવર્ષીય યોજના અર્ધીપર્ધી પૂરી થવા આવી છે. ઘણી યોજનાઓ ઘડાઈ છે ને પૂરી સફળ થવા પણ આવી છે. આર્થિક પાયો મજબૂત રીતે નખાયો હોવાનો પ્રચાર કરવામાં આવે છે. છતાં પણ સમાજવાદની અસ્પષ્ટ વ્યાખ્યા પણ હજી અપાઈ નથી. ગાંધીજીના, રશિયાના, ચીની, ટિટોના, બ્રિટિશ કે બંડીય સિદ્ધાંત મુજબનો સમાજવાદ સ્થાપવો છે? એની વ્યાખ્યા શી રહેવાની છે? એ પ્રશ્નો ઊભા થાય છે. સ્પષ્ટ વ્યાખ્યાના અભાવે બધું જ સમાજવાદના ઓઠા હેઠળ ચાલી રહે છે. ઉત્પાદનની સાધનસામગ્રીનું સમાજીકરણ કરવું, અને અસમાનતાના અંતરને ઘટાડવું, એ સમાજવાદનું તથ્ય છે. આ બેઉ મુદ્દાની સિદ્ધિની વાત તો દૂર ને દૂર રહી છે. આપણી વિવિધ યોજનાઓના પ્રત્યાઘાતો આર્થિક પરિસ્થિતિ

આંસુ 'નો પાક લણે, એવું બને છે શાથી? આ યુગમાં જ્યારે લોકશાહી એના અધિકારો અને હકો સાથે ઘણા દેશોમાં સ્થપાતી હોય છે ત્યારે મોટા પાયા પરનું આર્થિક શોષણ શક્ય બને છે શા માટે?

આ બધાની શક્યતા માત્ર એક કે બે ધારણાઓ પર રહેલી લાગે છે: કાં તો બધાં જ માનવીઓ જન્મથી જ મૂર્ખ હોય, દયાહીન અને નિષ્ઠુર હોય; કે કાં તો શિક્ષણ, એના વિશાળ અર્થમાં, બુદ્ધિને સ્વતંત્ર કરવાના, સમભાવ જન્માવવાના અને લોકોમાં ભજવા-ઠગવાની વૃત્તિને પોષવાના આદર્શમાં નિષ્ફળ નીવડ્યું હોય.

### વિવેકશક્તિનો વિકાસ

પહેલો વિકલ્પ સ્વીકારવો અશક્ય છે. મારો અનુભવ અને મારી ચેતના માનવીની શક્તિના આવા સંપૂર્ણ તિરસ્કરણ માટે બંડ ઉઠાવે છે. માનવી ગમે તેમ તોયે ઉત્ક્રાન્તિની પ્રક્રિયાની અંત્ય નિર્મિત છે અને ભગવાનની પ્રતિકૃતિમાં એ બનાવાયો છે એમ મનાય છે. માટે, જો લોકો બુદ્ધિશક્તિનો ઉપયોગ કર્યા વિના અનૈતિક રીતે વર્તવાનું ચાલુ રાખે તો, શિક્ષણે જ, બીજી સામાજિક અસરો સાથે, આ પરિસ્થિતિની નામોશી ધારણ કરવી પડે. પ્રથમતઃ મારો વાંધો પ્રમાણમાં થોડા એવા લોકો સામે નથી જેઓ ન્યાયબુદ્ધિથી અને બીજી સારી માનવીય લાગણીઓથી વંચિત હોય અને જેઓ પોતાનાં તિરસ્કારયોગ્ય લક્ષ્યો માટે ઘણાં લોકોની જિંદગી અને સુખાકારી સાથે રમત રમતાં હોય. એ તો સમજી શકાય એવું છે કે કોઈપણ તંદુરસ્ત શરીર રોગના પ્રવેશનું ભોગ થઈ પડે. પણ સામાન્ય રીતે તો, એ રોગની સામે પદ્ધતિસર લડવાનું અને છેવટે એને ભગાડી મૂકવાનું કાર્ય કરે. હું ગંભીરપણે સ્વીકારું છું કે દરેક સમાજમાં અને દરેક દેશમાં એવા ગાડરિયા લાખ્ખો લોકો હશે જેઓ માનવી-ગીધડાંઓનો ભોગ સહેલાઇથી બનતાં હશે.

જો ઉચ્ચ શિક્ષણે સારાસારવિવેકની શક્તિને નીડરતાથી વિકસાવી હોત તો સ્વદેશાભિમાન, રાષ્ટ્રવાદ, સામ્રાજ્યવાદ, જાતિવાદ વગેરે બીજા ઊંચા અવાજોવાળા વિચારદોષો, જેમનું સામાન્ય લક્ષ્ય એક કે બીજા પાયા પર માનવજાતનું વિભાજન અને માનવીય સહીષ્ણુતાની અને બુદ્ધિમત્તાની મર્યાદાઓ નક્કી કરી ભેદરેખાઓ આંકવાનું જણાય છે, એમને દૂર કરી શકાયા હોત. જો ઉચ્ચશિક્ષણે માનવીની બુદ્ધિને પોષવામાં, વિકસાવવામાં ગંભીરપણે ફાળો આપ્યો હોત અને બધા જ શક્ય માર્ગોમાં માનવીની એકતા અને પરસ્પરાવલંબિતા ઉપર ભાર મૂક્યો હોત (જેને વિજ્ઞાને પ્રસ્થાપિત કરી છે પણ પૂર્વગ્રહદૂષિત મન એને સ્વીકારતું નથી), તો જાતજાતના પ્રકાર અને રૂપની ધર્માંધતા ધર્મમાં પ્રવેશી ન હોત, સમભાવ ગુનો ગણાયો ન હોત અને સહિષ્ણુતા દોષિત થઈ ન હોત.

આપણાં વિશ્વવિદ્યાલયોને આ વિચારણાનાં આ પાયાનાં પ્રશ્નો સાથે કંઇ નિસ્બત ન હોય એમ હું માની શકતો નથી. આપણાં વિશ્વવિદ્યાલયોએ મુખ્યત્વે કામ કર્યું છે અમુક નિયત થયેલા અભ્યાસક્રમમાં શિખામણ આપવાનું. એ અભ્યાસક્રમો જિંદગીનું નવઘડતર કરી શકે એ પ્રકારના ગતિશીલ જ્ઞાન માટે નહિ, પણ 'વિષયો' તરીકે કેટલીક પરીક્ષાઓ પસાર કરવામાં જરૂરી ગણાયા હોય! પહેલાં કેટલાંક વિશ્વવિદ્યાલયો એમની 'અનોખી સૃષ્ટિ'માં પુરાઈ રહેવાનું પસંદ કરતાં અને યુગનાં પ્રવર્તક બળોને એ સૃષ્ટિમાં આવતાં અટકાવવા પૂરો પ્રયત્ન કરતાં. એમનો બચાવ એ હતો કે તેઓ તો માત્ર 'વિદ્યાધામો' છે! હવે જ્યારે આપણે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી લીધેલું છે, આગલા સમયનો સારોખોટો વારસો મેળવી લીધેલો છે, ત્યારે તટસ્થ રીતે વિશ્વવિદ્યાલયના કર્તવ્યનું આપણે પુનર્પરીક્ષણ કરવું જોઈએ, અને નૂતન ભારતના સંદર્ભમાં એનાં યોગ્ય પ્રદેશો અને પ્રયોજનો નક્કી કરી લેવાં જોઈએ

### નિરીક્ષણભૂમિ

વિશ્વવિદ્યાલય એ અભ્યાસનો એકાકી મહેલ નથી, પણ રાષ્ટ્રીય જીવન પર અસર કરતાં બળોનાં સૂક્ષ્મ નિરીક્ષણ, પૃથક્કરણ, મૂલ્યાંકન અને સાચી દિશા માટેની 'નિરીક્ષણ-ભૂમિકા' છે. આપણાં મહાવિદ્યાલયોએ યોગ્ય વલણ ઘડવાનું કર્તવ્ય બજાવવા કરતાં, માહિતી આપવાના કાર્યને વધુ મહત્ત્વનું ગણેલું છે. એનાં કારણો એ હોઇ શકે કે વિદ્યાર્થીઓમાં યોગ્ય વલણનું ઘડતર કરવું એ કંઈક અંશે અઘરું કાર્ય છે અને કંઈક અંશે એ મતભેદોને જન્માવનારું પણ છે. વિદ્યાર્થીઓમાં સામાજિક મૂલ્યબોધ કેળવવાના અને જેમાં મોટે ભાગે અરાજકતા જોવા મળે છે એવી એમની વૃત્તિઓને યોગ્ય દિશામાં વાળવાના કાર્ય અંગે મહાવિદ્યાલયોમાં શિસ્ત અને શિક્ષણનું કાર્ય કરનારાઓએ વ્યવસ્થિત રીતે વિચારેલું બહુ ઓછું જોવા મળે છે. સંજોગોને અધીન રહીને વિદ્યાર્થીઓ એમના આદર્શો અને સામાજિક-રાજકીય

મતો, જ્યાંથી મળે ત્યાંથી મેળવીને, ગ્રહણ કરતા હોય છે. આવા મતો તેઓ મેળવે છે કાં તો અધ્ધરતાલ વાંચવામાં નજરે પડ્યું હોય ત્યાંથી, દૈનિકોમાંથી, કે કાં તો પોતાને ગમતા નેતા પાસેથી કે તારસ્વરે બોલતા ધાંધલિયા સૂત્રો પોકારનારા પાસેથી.

### રાષ્ટ્રીયજીવનનો પાયો

વિદ્યાર્થીઓ પરિવર્તનો અને સમસ્યાઓના જગતમાં રહે છે; અને એમાં તેઓ પોતાની રસવૃત્તિઓને માત્ર નિયત અભ્યાસ પૂરતી મર્યાદિત કરી નાંખે એવી એમની પાસેથી અપેક્ષા રાખવી એ અજુગતું લાગે છે. આ કહેવાતા 'અભ્યાસક્રમો' કમનસીબે વિચારની જડ પદ્ધતિઓ અને માત્ર માહિતીમાં જ મર્યાદિત થયેલા હોય છે. જો વિશ્વવિદ્યાલયોએ વિદ્યાર્થીઓની જગતને જાણવાની અને સમજવાની બૌદ્ધિક ઝંખનાને સંતોષી હોય, એમનાં આદર્શ અને ઉત્સાહને સાચી અને અસરકારક દિશાઓ બતાવી હોય તો તેઓ એમના મનના એક ખંડ માત્રને જ નહીં, પણ સંપૂર્ણ મગજને અને સમસ્ત વ્યક્તિત્વને એમાં પરોવતાં શીખે. જો વિચારો, માન્યતાઓ અને આદર્શોને સભાનપણે નિયોજિત છતાં મુક્ત એવા વિશ્વવિદ્યાલયના વાતાવરણમાં, બૌદ્ધિક રીતે વિકસાવવામાં ન આવે તો, અસરગ્રાહી યુવાનો તેમને જ્યાંથી મળશે ત્યાંથી એ બધું મેળવી લેશે; અને પછી એમની બિનજવાબદાર વર્તણૂક માટે શોક કરવા બેસવું યોગ્ય ગણાશે નહીં. તેઓ જીવનને અને જીવનદાતા જ્ઞાનને ઝંખે છે, પણ આપણે સામાજિક, આર્થિક, રાજકીય વગેરે પ્રશ્નોને અંદર લાવતાં ગભરાઈએ છીએ કે રખેને એ વિશ્વવિદ્યાલયના વાતાવરણને ડહોળી નાખે! અને એવા મહત્ત્વના પ્રશ્નો મોટેભાગે અજ્ઞાન સમૂહોની અથડામણોમાં નક્કી થતા હોય છે! જો આપણે આપણા વિદ્યાર્થીઓને આવા પ્રશ્નો માટેની સજાગતા, સમભાવિતા, વિવેચનાત્મક મનઃશક્તિ, કેળવાયેલી ન્યાયશક્તિ અને સૌથા વિશેષ તો સત્ય અને સામાજિક ન્યાય માટેની ધગશ નહીં આપી શકીએ તો આપણા રાષ્ટ્રીય જીવનને ઊંચું લાવવામાં આપણે કેટલે અંશે સફળ થઈશું એ વિચારવાનું રહે છે.

### મહત્ત્વનું સ્થાન

વિશ્વવિદ્યાલયોમાં નોંધપાત્ર કાર્ય કરવા માટેની એક પાયાની શરત એ છે કે વિદ્યાર્થીઓને બધા જ મુશ્કેલ અને મતભેદોવાળા પ્રશ્નો વિશે સંશોધન અને મતપ્રદર્શનનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય આપવું જોઈએ. વિશ્વવિદ્યાલય પ્રથમતઃ એક એવી જગા છે જ્યાં આવા પ્રશ્નો ચર્ચાય–શાંતિથી, તટસ્થતાથી અને રસિકતાથી. પણ જો એમાં છળકપટ પેઠું તો એનાં અનેક ભયસ્થાન પણ રહેલાં છે. [માનવીના જીવનમાં ડગલે ને પગલે ઊભા થતા વિજ્ઞાનના, સમાજશાસ્ત્રના, અર્થશાસ્ત્રના, રાજકારણના અને નીતિશાસ્ત્રના ગૂઢ પ્રશ્નોને દેશના ઉત્તમ ચિંતકો ચર્ચે વિચારે એવું વિશ્વવિદ્યાલય સિવાય બીજે ક્યાં થવાનું શક્ય છે? એવા પ્રશ્નોની બૌદ્ધિક સ્પષ્ટતા માટે જાહેર વ્યાખ્યાનમંચ કે બજાર ઉચિત સ્થળો નથી. સત્યને એક જ નહીં પણ ઘણાં પાસાંઓ છે અને વિવિધ માનવીઓ વિવિધ પંથે પોતાનું સાધ્ય સિદ્ધ કરે છે એવું સમજવાનો મોટો બોધપાઠ આપણે વિશ્વવિદ્યાલય સિવાય બીજે ક્યાં પ્રાપ્ત કરવા જઈશું? વિવિધતામાં માતબરતા રહેલી છે અને બહારથી લાદેલી એકતા જે આપણી વિશિષ્ટતાને અને વૈયક્તિક ભિન્નતાને ઓગાળી નાંખે છે તે તો પ્રભુના નિયમ વિરુદ્ધનું પાપ છે અને માનવીના સાચા સ્વભાવની અવગણના છે એ આપણે વિશ્વવિદ્યાલય વિના બીજે ક્યાં શીખવાના? બુદ્ધિનું પ્રાથમિક પ્રયોજન પ્રશ્નો ઊભા કરવાનું છે. વિચારવાનું છે, શંકાઓ ઉપસ્થિત કરવાનું છે અને નહીં કે વસ્તુઓને જેવી ને તેવી સ્વીકારી લેવાનું; અને આપેલા સત્ય કરતાં તો ઝંખના વધુ મહત્ત્વની છે એવું વિદ્યાર્થીની પાંગરતી બુદ્ધિ વિશ્વવિદ્યાલય વિના બીજે ક્યાં જાણશે?] વિશ્વવિદ્યાલયના કાર્ય વિશે વિચારતાં, નવસો કરતાં પણ વધારે વર્ષો પૂર્વે થઈ ગયેલા એક ચીની તત્ત્વવેત્તાના શબ્દો મને યાદ આવે છે: "જ્યારે બીજા લોકોને શંકા માટેની વૃત્તિ જ ન થતી હોય ત્યારે તમે જો શંકા ઉઠાવતા હો તો માનજો કે તમે પ્રગતિ કરી રહ્યા છો."

### સંસ્કારિતાનો ભંડાર

શંકા ઉઠાવવાની શક્તિએ અને ઉત્કંઠાની વૃત્તિએ જ હંમેશાં વિચારની સ્થગિત ટેવોને ધક્કો આપ્યો છે અને બૌદ્ધિક પ્રગતિની પ્રક્રિયાને ગતિશીલ કરી છે. એક અર્થમાં વિશ્વવિદ્યાલયો લોકોની સંસ્કારિતાનો ભંડાર છે અને તેમનું કાર્ય આ સંસ્કારિતાને એકમાંથી બીજી પેઢી તરફ કાળજીપૂર્વક સંક્રમિત કરવાનું છે. પણ બીજા એટલા જ સાચા

અર્થમાં, આ એવી જગાઓ છે જ્યાં એ પ્રકારની ઉત્તમ ચિત્ત-શક્તિઓને કેળવવામાં આવે જે આ સંસ્કારિતાના પાયાઓ અને મૂલ્યો જમાને જમાને વિવેચે અને નક્કી કરે. ખાસ કરીને ગતિશીલ એવા અર્વાચીન જગતમાં વ્યવસ્થાના સાધન તરીકે 'એકપંથી' ચિત્ત અસ્થાને છે. આ જગત એવા ચિત્તને આવકારે છે જે સજાગ હોય, જે ચંચળ હોય, જે પ્રારંભિક કાર્યભાર ઉપાડી વહન કરી શકે, જે નવી ઊભી થતી પરિસ્થિતિઓનો અને પ્રશ્નોનો તાગ કાઢે, જે નૂતનમાત્રને વગરવિચાર્યે આશ્લેષે નહીં કે જૂના માત્રને અંધશ્રદ્ધાથી પૂજે નહીં, પણ જે સારાસારવિવેકી ત્રાજવામાં બન્નેયને જોખી જુએ. મને લાગે છે કે આવા ચિત્તને વિકસાવવું એ, બૌદ્ધિક બાજુએ, વિશ્વવિદ્યાલયના શિક્ષણનું ઉચ્ચતમ લક્ષ્ય છે.

જ્યારે હું આ વસ્તુ પર ભાર મૂકું છું ત્યારે મારે એક સ્પષ્ટતા કરવી જોઈએ કે જીવનમાં માત્ર બુદ્ધિ જ યોગ્ય પથદર્શક છે એવું માનનાર 'અતિ બૌદ્ધિકવાદ'નાં ભયસ્થાનોને હું અવગણતો નથી. જીવનના સમતોલ દૃષ્ટિમાનની પ્રાપ્તિમાં જેને બર્ગસોં 'આંતરપ્રજ્ઞા' કહે છે તેને અને ધર્મમાં કેટલાક ચિંતકોએ પ્રેરણાને જે મહત્ત્વ આપ્યું છે તેને હું સ્વીકારું છું પણ આ ક્ષણે તો મારું લક્ષ આખું ચિત્ર દોરવાનું નથી, પણ શૈક્ષણિક પરિસ્થિતિની એક બાજુ પર ધ્યાન ખેંચવાનું છે. મારે જે કહેવાનું છે તે એ કે લોકોમાં જ્યારે 'દૃષ્ટિ' નથી હોતી ત્યારે તેમનું અધઃપતન થાય છે; અને એવી દૃષ્ટિ આપવી એ વિશ્વવિદ્યાલયનું એક મહત્ત્વનું કાર્ય છે. એ દૃષ્ટિ માનસિક મૂર્ખતાની નહીં પણ બુદ્ધિની નજીક હોવી જોઈએ, જે એમને અપરિવર્તનશીલતામાંથી ઉગારી લે. વિશ્વવિદ્યાલયને પોતાનું આ કાર્ય બરાબર કરવા ન દે એવાં કેટલાંક બળો ક્યારેક કામ કરતાં હોય છે. જ્યાં દ્રવ્યનું શાસન હોય છે કે સરમુખત્યારી હોય છે ત્યાં સર્જનાત્મક વિચારણા, જેને માટે સ્વાતંત્ર્ય અનિવાર્ય છે, તે ગૂંગળાય છે; તંદુરસ્ત વિવેચન હરી જાય છે અને નક્કી કરેલા મતો તથા 'નીતિ'ની જડતા જીવનના પ્રવાહને મંદ કરી નાખે છે અને પરિણામે 'દૃષ્ટિ' મરી પરવારે છે. ભલે સમય લડાઇનો હોય કે શાંતિનો હોય, વિશ્વવિદ્યાલયોએ વિચારસ્વાતંત્ર્યને અને બાહ્ય દખલગીરીને પ્રવેશવા ન દેતાં, સામાજિક, રાજકીય અને આર્થિક પ્રશ્નોને મૂલવવાના અધિકારને જાળવી રાખવો જોઈએ.

### જ્ઞાનની જ્વાળાઓ

આ પ્રશ્નની એક બીજી બાજુ પણ છે, જેને વિશે હું વધુ વિસ્તારથી કહેવા માગતો નથી. સફળ વ્યવસ્થિતતાની પ્રક્રિયામાં માત્ર એક સાધન તરીકે હું બુદ્ધિને ગણાવતો નથી. શૈક્ષણિક તેમ જ સામાજિક–રાજકીય કાર્યનું જેને લક્ષ્ય ગણી શકાય એવા ઉન્નત જીવનના ઘડતરમાં પણ બુદ્ધિ એટલું જ મહત્ત્વનું સાધન છે. લોકો ક્યારેક નૈતિક પ્રશ્નોની સામે ઘાતકીપણે, અન્યાયી રીતે કે ઉદાસીનતાથી વર્તે છે. એનું કારણ એ નથી કે તેઓ મૂળથી જ ઘાતકી કે નીચ છે. એનું કારણ એ જ છે કે તેમનામાં બુદ્ધિ વિકસી નથી. "ઓ પ્રભુ, તેમને માફ કર, કારણ કે તેઓ જાણતા નથી કે પોતે શું કરી રહ્યા છે." આમાં 'ન જાણવું' એ માનવીય દુઃખોનું કારણ છે. વેદશ પ્રચર એક જગાએ કહે છે તે પ્રમાણે, "માનવીમાં દુર્વૃત્તિ એના અંધકાર મગજને કારણે આવે છે, કારણ કે એ પ્રમાદી હોવાથી વિચારતો નથી. ઓ પ્રભુ! અમને અગ્નિથી જગાડ અમારા પર તારી જ્વાળાઓ મોકલ કે જેથી અમે અમારા મૃત વિચારોને બાળી નાંખીએ. એવી જ્વાળાઓ મોકલ, ઓ મહાનલ, કે જેનાથી અમે જોઈ શકીએ.'

પ્રમાદી ચિત્તમાંના મૃત વિચારોને અગ્નિસ્નાન કરાવવા આપણે સમાન રીતે કોઈ પણ અગ્નિને પ્રયોજી શકીએ તો તે અગ્નિ છે વિદ્યાનો. આપણે એની જ્વાળાઓ પ્રગટાવવાની છે. યુવાનોના અસ્થગિત ચિત્તના તણખાઓને બુઝાવી નાંખવા એનો રાખોડી તરીકે ઉપયોગ કરવાનો નથી. જીવનદાયી આદર્શથી પ્રેરિત શિક્ષણદ્વારા આપણે દયાનો મહાન ગુણ વિકસાવવાનો છે, જે સમસ્ત માનવજાતને આશ્લેષે. આપણાં વિશ્વવિદ્યાલયોમાંથી જો આપણે નિર્ભીક બુદ્ધિશક્તિ અને દયા-કરુણાના આ બે ગુણોને વિકસાવીએ તો ગૂંગળાતી માનવતા માટે મુક્તિનો શ્વાસ લેવાનાં આશાચિહ્નો ઓછાં નથી.

# દિલ્લીની હોળી

"હોરી ખેલે મલ્હારાવ મહારાજા." એ તો ગુજરાતનું એક જૂનું લોક ગીત છે. કાકાસાહેબ કાલેલકરે એક ઠેકાણે લખ્યું છે કે હોળીનો કાર્યક્રમ કોઈ જમાનાના બગડેલા શૂદ્રો-એ જ રચ્યો હશે." પણ હોળી તો હવે દિલ્હીના પ્રધાન મંડળોથી માંડી ઘર ઘરનાં સ્ત્રી પુરુષો અને બાળકોનો માનીતો તહેવાર બની ગઈ છે. હોળી-ઉત્સવમાં સંસ્કારી અને શૂદ્ર પ્રકારોનું મિશ્રણ થઈ ગયું છે. કવિઓ ફાગણનાં ગીત ગાય છે. અને યુવાનો અને યુવતીઓ રંગભરી પીચકારીઓથી ખેલે છે—"પીચકારી ન મારો શ્યામ..." આ વર્ષે તો યુનેસ્કોના મહામંત્રી હેમરશીલ્ડને પીચકારી ભરી રંગ મહાલવાની તૈયારી કરતા એક ફોટોગ્રાફમાં જોયા...આમ હોળી ભારતનો સર્વમાન્ય ઉત્સવ બની રહેલ છે અને જાતી, વર્ણ અને પદવીના ભેદો ભુલાવી ભ્રાતૃભાવ અને મૈત્રીનું પ્રદર્શન પણ બની છે; તો બીજી તરફ ભોપાલમાં હોળીના કારણે જ મોટો સમાજ-વિક્ષોભ ઉત્પન્ન થયાના ખબર વાંચીએ છીએ ત્યારે આ હોળીઉત્સવ માટે આદર કે શોક ધરવો તે સમજાતું નથી.

કાકાસાહેબ કહે છેઃ "દરેક તહેવારનું સ્વરાજ્ય-સરેકરણ થવું જોઈએ. કેમ કે સ્વરાજ્ય એટલે આત્મશુદ્ધિ અને નવજીવન."

ભારતીય સ્વરાજ્યમાં આ મંત્રો કેટલી અસર પહોંચાડી શકે તેનો ભારતના પાટનગરમાં હોળીનો રંગ જામે છે તે જુએ તે જ વિચારી શકશે.

આ વર્ષે બીજી વાર મને દિલ્હીમાં હોળીનો તહેવાર જોવાનો મળ્યો. પહેલી વાર નવી દિલ્હીમાં મુકામ હતો ત્યારે કોનોટ સરકસમાં હિંદુસ્તાન ટાઈમ્સના મકાનમાં સ્વ. યશવંત પંડ્યાના ઘરની અગાશીમાંથી હોળીની ઘટના જોઈ હતી. રોજ જ્યાં વાહનો અને માણસોની ભીંસથી નીચેની ધરતી દેખાતી નહોતી ત્યાં રસ્તા પર એક વાહન કે મનુષ્ય નહોતું. વચ્ચે વચ્ચે રંગ રંગે છંટાયેલાં ટોળાં નીકળી પડતાં. નીચેના મકાનમાંથી તેમના મિત્રો બહાર આવતા અને એક બીજાને મોંએ સાથે લાવેલા પડીકામાંથી ગુલાલ ચોપડતા. સરિયામ રસ્તા પર આથી વધારે ખેલ નહોતો પણ ગલીઓમાં કે તદ્દન દેશી બજારોમાં રંગથી રસ્તા પણ છંટાઈ રહ્યા હતા. કોઈ ટ્રામ બસ કે ખાનગી મોટર તો શું પણ સારાં કપડાં પહેરેલો મોભાદાર આદમી જવા હિંમત કરી શકે નહિ.

બીજીવાર આ વર્ષે ભારતના સ્વરાજ્યે હોળીની બોલબાલા વધારી દીધી હતી. દિલ્હીના મુસ્લિમભાઈઓ પણ મિત્રાચારીના રંગમાં હોળીને વધાવી રહ્યા હતા. પણ આ રંગના તાનમાં અનાડીપણું પણ ઘણું હતું. ગલીઓમાંનાં છોકરાં ઉપરથી રંગની પીચકારીઓ છોડતાં હતાં. અગત્યને કામે નીકળેલાં માનવીઓ તેમજ હોળી સાથે ધાર્મિક કે સાંપ્રદાયિક સંબંધ નહિ ધરાવતી કોમોને પણ હાલાકી ભોગવવી પડતી હતી. બજારો બંધ એટલે છુટક કમાણી કરનાર મજૂરો અને ફેરિયાઓને તો પેટમાં જ હોળી થતી લાગતી હશે. મને મિત્રોએ નોટીસ આપી દીધી હતી કે હોળીના બે દિવસો ત્યાનાં કામો અને મુલાકાતો મોકૂફ રાખજો. ઘેર છોકરાં કૂદી રહ્યાં હતાં. પીચકારીઓ, રંગનાં પડીકાં અને જૂનાં કપડાં તૈયાર કરી રાખ્યાં હતાં. હોળી એક નવો તનમનાટ અને ઉલ્લાસ તો જમાવતી હતી. લોકો થોડાં આનંદભર્યાં તોફાન મજાક દ્વારા રોજનાં રઘવાટ અને શિષ્ટાચારોથી મુક્ત તહેવાર માણી ભૂતકાળ ભૂલવા ઇચ્છતા હોય એમ લાગતું હતું.

દિલ્હીમાં શિષ્ટ સમાજોએ પણ હોળીને ઉવેખી નથી. રોજીંદા ન્યુસ પેપરોમાં ખબર હતી કે પં. નહેરુ સવારના આઠ વાગે કપડાં બદલી બહાર આવ્યા અને ભોજપરાઓએ હોલીનાં ગીત ગાયાં અને તેમના મુખ પર ગુલાલ, ગંધનું

અર્ચન કર્યું. મંડળીનાં બાળકોને લઈ નહેરુ બાગમાં ફર્યાં. આવી જ રીતે રાષ્ટ્રપતિને દ્વારે પણ સૌમ્ય પ્રકારે હોળીનો પ્રસાદ ફરી વળ્યો હતો. ઑફિસોમાં અને પેઢીઓમાં, સંસ્થાઓમાં નીચેના ઉપરના સૌ ભદ્રજનો એકબીજાને કપાળે ગાલે લેપન કરી ભેટતા. રંગ અને મૈત્રીનો હોળીનો એ સરસ સંદેશ હિંદુ, શીખ, મુસ્લીમ સૌએ આવકાર્યો હતો.

કેટલાક સંસ્કાર મંડળોએ રાત્રે કવિ સંમેલનો ઊજવ્યાં હતાં. મારા યજમાન ડૉ. ગુણવંતલાલના એક પિતાને ત્યાં મહિલા સમાજે આગળની સાંજે હોળીઉત્સવ યોજ્યો હતો. તેઓ ઘરઘરથી મીઠાઈ અને ખાદ્યોની તાસકો ભરી લાવ્યાં હતાં અને પાંચસાત તરુણીઓએ ગ્રામ્યનારીઓનાં વસ્ત્રો પરિધાન કરી ઢોલક અને તાળીઓથી હોળીનાં ગીતોની રંગત પીરસી હતી. દિલ્હીના મહાજન અને પડદાવાળા સમાજમાં આમ પુરુષો અને સ્ત્રીઓના મોટા સમુદાય વચ્ચે ઊભા થઈ કનૈયાની લહેરકડી હોરીઓ ગાઈ હતી, એ દૃશ્ય બહુ જ ઉલ્લાસ અને મધુરતાનું વાતાવરણ પેદા કરી શક્યું. મંડળની મહિલાઓએ પુરુષવર્ગને ચંદન અગરુ અત્તરથી સત્કાર્યા અને પછી મને પણ હોળીના ઉત્સવ નિમિત્ત ગાવા બજાવવા કહ્યું.

મને તો આશા હતી કે "ઘરઘર ઢોલક ઘરઘર તાનવાળું હિંદુસ્તાન" આજ જોવા મળશે. પણ ઑફિસ, બિઝનેસ અને કૉલેજના સંસ્કારવાળા આ નેકટાઈ કૉલરના સમાજમાંથી એક પણ ભાઈ આગળ આવી કંઈ રમૂજ ગીત પ્રહસન આપી શક્યા નહિ. દૂર રાખેલી ખુરશીઓની હારપર ચોંટી રહેલાઓને નજીક આવીને જાજમપર બેસાડતાં પણ પ્રમુખ મહિલાને બહુ મહેનત પડી.

બહેનો રંગભરી ચુંદડીઓ સાડીઓમાં રસવેલોની જેમ ગાતી ઝૂમતી હતી. પણ આજની કેળવણી પામેલો સૂટબંધી પુરુષવર્ગ તો જાણે તમાશો જોવા આવેલ ઑડિયન્સ જેવો મૂંગો જ હતો.

આજની કેળવણીએ એમના પર શું છુમંતર કર્યું છે કે તેઓ સમાજમાં એક સાદા માનવીની જેમ ભળી શકતા નથી. વાતો કરી શકતા નથી. એક બીજાના ખબર પૂછતા નથી. કેટલાંય કુટુંબો ત્યાં હતાં. કેટલાય જુદા જુદા ધંધાના અને અનુભવના માનવીઓ ત્યાં હતાં. પણ મુક્ત દિલના મેલાપ અને પરિચયો વિનાજ વિખરાઈ ગયાં. પણ હા ખાવાના ટેબલપર પહેલી ગિર્દી કરવામાં આ સહુ આગળ પહોંચી ગયા હતા. ખાવું એ પશુભાવ છે, આનંદ એ દૈવી ભાવ છે. સમાજ શેનો આદર કરશે?

હોળીના ઝાપટાંઓથી બચવા હું, રાત્રે જ કારલબાગમાં શ્રી રમણભાઈને ત્યાં સરકારી ક્વાર્ટર્સમાં પહોંચી ગયો. ત્યાં ઘરનાં બાળકો નાનાં હતાં પણ સવારમાં બીજાં છોકરાંઓને પીચકારીઓ લઈ ફરતાં જોઈ તેમણેય પીચકારી માટે પોકાર કર્યો. પરાના બજારમાં પીચકારી ક્યાંથી મળે? પણ નજીકમાં તેમના રોજના મોદીને પૂછતાં તેણે ઘડામાં સંતાડેલી ત્રણ પીચકારીઓ કાઢી આપી. કેટલા પૈસા? "અરે બાબુજી! લે જાઓ, ઐસેહી બચ્ચોં કે લિયે તો લાયા હૂં. યે મેરે બેપારકી ચીજ નહીં હૈ" વેપારીમાં બાળકો માટે આવો ઉમળકો વિરલ હોય છે. પછીથી શ્રી રમણભાઈએ કહ્યું કે આ વેપારી આર્યસમાજી છે અને હું એક ગુજરાતી છું એટલે મારી પ્રતિ બહુ સદ્ભાવ રાખે છે અને કહે છે પંજાબ ગુજરાતકા ઋણી હૈ. આપને હમકો દયાનંદસ્વામી દિયે હૈ.

બાળકોને પીચકારી મળી એટલે હોળીનું પ્રતીક મળી ગયું. આસપાસ છોકરાં જેને તેને પીચકારી મારવા ધસતાં હતાં. કોઈ સાઈકલ પર નીકળતો તે ય તેમને જોઈ જોરથી મારી મૂકતો. કોઈ ઠીક પોશાકના ભદ્ર માણસ મળે તો છોકરાંઓને ગોળના પૈસા આપી રીઝવી મુક્તિ પામતો. એકંદર આખો દિવસ છોકરાંઓમાં જ હોળી દેખાઈ.

હોળીનો બીજો દિવસ મોટી હોળીનો, એટલે તોફાનનો દિવસ એમ બધાં માને છે.

આ દિવસની સવાર દિલ્હીમાં તોબા કરાવે છે પણ બધાજ લોકો સંજોગોની રાહ જ જોતા હોય છે. બધું બે વાગ્યા સુધીમાં તો પતી જાય છે, એટલે નાહી ધોઈ જમી સારાં કપડાં પહેરી બહાર નીકળી શકે છે. આ વખતે મેં ઓખલા ખાતે જામિયાની કળાશાળાના મકાનમાં જયુભાઈ શાહ સાથે કાઢ્યો. ત્યાં પણ રાત્રે જ દાખલ થઈ ગયો હતો. પણ મને આર્ટ કૉલેજના વડા મારા મિત્ર અબુલકલામે ચેતવણી આપેલી કે "વિદ્યાર્થીઓ અમને છોડશે નહિ. હિંદુ કે મુસલમાન આ દિવસે પ્રેમભાવ દર્શાવવા રંગ લઈ આવશે જ અને અમારે બપોર સુધી બધું સહી લેવું પડશે."

દસ વાગે હું અને જયુભાઈ વાતો કરતા હતા ત્યાં

વિદ્યાર્થીઓ આવવા લાગ્યા. ભલા જયુભાઈ હસતે મ્હોંએ તેમને બારણા પર મળતા અને તેમના રંગલેપન વધાવી લેતા. એક આકૃતિ બતાવી મને કહ્યું, " આ જુઓ ખરી હોળીનું સ્વરૂપ અમારા ડાક્ટર સાહેબ." જોયું તો શરીર અને વસ્ત્ર પર રંગપેટીના બધા રંગોની ધૂપછાંવમાં એ પાત્ર માનવ છે કે કોઈ દૈવી રૂપ છે તે સમજાતું નહોતું. જયુભાઈને તે ભેટ્યા અને જયુભાઈના સંકેતથી મને કોરા રહેવા દઈ વંદન કરી વિદાય થયા.

જયુભાઈ તો જાણીતા યુવાન કલાકાર એટલે મેં વિનોદ કર્યો કે " જયુભાઈ આ તો જીવતું જાગતું મોડર્ન આર્ટનું સ્વરૂપ છે."

સાંજે ચાંદની ચોકમાં મારા ગુજરાતી મિત્રના ઘેર પહોંચ્યો ત્યાં ઊંચી વળગણીઓ પર ઘરનાં સ્ત્રી બાળક પુરુષનાં રંગભર્યાં વસ્ત્રો સુકાતાં હતાં. સમજ્યો કે અહીં પણ ભારે હોળી ખેલાઈ હતી.

ઘરનાં બધાં બહાર નીકળી ગયાં હતાં અને એક નોકર સૂતો હતો. પૂછ્યું તો કહે, ' બાજુમાં કોઈ મેળો છે. ' રાત્રે બધાં ભેગાં થયાં ત્યારે જાણ્યું કે એમને પણ હોળાનો એક નવો જ વિનોદપ્રસંગ બન્યો હતો.

## મહામૂર્ખ સંમેલન

ચાંદની ચોકના કેટલાક વિનોદી જુવાનોને બુઠ્ઠી સૂઝેલી કે હોળીમાં બેવકૂફીનું જ પ્રદર્શન થાય છે તો તેનું પણ એક વિશિષ્ટ સર્જન કેમ ન કરવું? ચાંદની ચોકમાંના બધાં કુટુંબોને આ સંમેલનની પ્રવેશપત્રિકા મોકલાઈ હતી. તેના પર પ્રમુખ શ્રીમાન ગર્દભરાજનું ચિત્ર હતું.

ચાર વાગે ચાંદનીચોકના કુમાર સીનેમા પાસેથી પ્રમુખશ્રીની છડીસવારી નીકળી. આગળ એક ઊંટપર સેક્રેટરીએ માથાપર બૂટ પહેર્યો હતો. ગળામાં ખાસડાનો હાર પહેર્યો હતો. પાછળ એક ટ્રકમાં ગર્દભરાજ હાર પહેરેલા દર્શન દેતા હતા. ઠરાવ્યા પ્રમાણે બે ત્રણ ઠેકાણે તેમનું રંગ ગુલાલ પુષ્પોથી સ્વાગત થયું. સંમેલન મંચપર તેમને પહોંચાડ્યા પછી સેક્રેટરીએ આદેશ આપ્યો: " આગળના ઊભા રહો, પાછળના બેસી જાઓ. તેણે ભાષણ કર્યું તેમાં પણ વ્યંગ હતો કે આજકાલ ગમે તે સ્વરૂપે ગર્દભોની બોલબાલા છે અને રાજકાજવ્યવહારમાં ધન કે સત્તા કે પદવીના પોશાકમાં તેઓ દીપી ઊઠ્યા છે, એટલે આજના પ્રસંગના તેઓ જ લાયક પ્રમુખ છે. પછી ઊલટાસુલટા લાગતાં પાત્ર પહેરવેશોનું એકપછી એક પ્રદર્શન થયું અને બીજા ઘણા હાસ્યપ્રેરક પણ અશ્લિલતાવિહીન પ્રયોગો કરી હોળીનું એક નવું સ્વરૂપ જાહેર કર્યું. હવે કદાચ આવાં સંમેલન વર્ષોવર્ષ ચાલુ રહેશે.

હોળી વિનોદ, રંગરાગ, મૈત્રી, દિલલગી, બહાદૂરી, ગાનતાન ખેલકૂદથી ભરપૂર એક મહાન સામાજીક ઉત્સવ બની રહે અને તેમાંથી અન્યની કનડગત, ભાંગફોડ, નુકસાન, કે ખૂનખરાબીનાં તત્ત્વો દૂર કરી શકાય તો લોકોને ટ્રેનની એક ધારી લાંબી મજલ પછી મોટા વિરામવાળા જંકશન પર જે ફુરસદ, પાણીપીણી અને મનની રાહત મળે છે, તેવો જ અનુભવ હોળીના તહેવારથી મળે. ગરીબ અને તવંગરને તે આનંદ ભોગવવાનું સરળ અને સુખકર થાય તો જ તે રાષ્ટ્રીય સંસ્કારમાં શોભાપ્રદ તત્ત્વ બની રહે.

—રવિશંકર રાવળ

---

# નવું વાચન

## દર્ભાવતી (ડભોઈ આર્ટ્સ કૉલેજનું વાર્ષિક મુખપત્ર) ૧૯૫૮-૫૯ ( અંક ૧ )

હજી પાપા પગલી માંડતી, આ વરસે જ શરૂ થયેલી નવી આર્ટ્સ કોલેજનું આ પ્રથમ પુષ્પ તેની સુઘડતા અને હાવકાઈની છાપ પ્રથમ પરિચયે જ પાડે છે. વિદ્યાર્થીઓ અને અધ્યાપકોના ગુજરાતી, હિંદી અને અંગ્રેજી લેખોના આ ગુચ્છમાં આચાર્ય શ્રી ભાઈલાલભાઈ કોઠારીનો 'દર્ભાવતી'-નો પરિચયલેખ તથા શ્રી ઈશ્વરલાલ દેસાઈનો ' ગુજરાતમેં હિંદી ' અને શ્રી શિવપ્રસાદ દવેનો ' શ્રીમદ્ ભાગવતમાં ગીતાતત્ત્વ ' તથા શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટનું કાવ્યગુચ્છ વિશેષ ધ્યાન ખેંચે છે.

[ પાને ૨૩૨થી ]

થાય રહ્યાં છે. એકંદરે જોતાં, આપણી સરકાર વધારે ખર્ચાળ બની છે અને ભારે પગાર લેતા ઉચ્ચ કક્ષાના અમલદારોથી ચાલતી થઈ છે. જે તપાસપંચો અને સમિતિઓ નિમાય છે, તેઓ તેમની કામગીરીની નજરે બેપ્રમાણ જણાય છે. તેમના રોજિંદાં અને ભથ્થાભાડાંનાં એલાવન્સના ભારે ખર્ચનો ભાર કરવેરા ભરતી ગરીબ જનતાના શિરે આવી પડે છે.

વળી ખરીદ–વેચાણ, કારખાનાં–નિરીક્ષણ વગેરે જેવા વિવિધ હેતુથી પરદેશોમાથી પ્રતિનિધિમંડળો દેશમાં આવે છે, તેમની પાછળ લખલૂટ ખર્ચ થાય છે. તદુપરાંત જે સબ્જેને પોતાને પૂરતી માહિતી ન હોય, એવા સભ્યોથી બનેલા દેશી તપાસપંચો પરદેશમાં વિવિધ હેતુથી જાય છે, તેઓ પણ વધુ ખર્ચાળ નીવડે છે. આવાં તમામ પ્રતિનિધિમંડળો આપણાં હૂંડિયામણનાં સાધનો ઘસડી જ જાય છે. વધુમાં આપણો લશ્કરી ખર્ચ વધતો જ રહ્યો છે. રદ થયેલાં અને જૂનાંપુરાણાં, તેમજ હવે પછીની લડાઈમાં ખપ ન લાગે તેવાં શસ્ત્રાસ્ત્રો ખરીદવા ખાતે બેફામ ખર્ચ થાય છે. ભગવાન કરે ને ભારતને એવી લડાઈમાં ભાગ લેવો ન પડે!

કાળાંબજાર, સંઘરાખોરી વગેરે જેવી બદીથી જનતાની નીતિમત્તા નષ્ટ થવા પામી છે. કરવેરા ભરવાની છટકબારીનો આશરો લેવાય છે, તેથી કરોડો રૂપિયા વેડફાઈ જાય છે. જનતા સાથે સીધા સંપર્કમાં આવતા નીચલી પાયરીના કર્મચારીઓમાં બેહૂદી પ્રવૃત્તિઓ વ્યાપી રહી છે. કાળાંબજાર કરનારાઓ, સંઘરાખોરો, અને અપ્રામાણિક અમલદારો તાગડધિન્ના કરતા લોકોની નજરે પડે છે, ત્યારે તેમની અંગત તેમ જ સામાજિક નીતિમત્તા નષ્ટ થવા પામે છે. આવી પરિસ્થિતિમાં ગુનાખોરી વધવા પામ્યા વિના રહે જ નહીં.

એકંદર વસ્તુસ્થિતિ ગમગીની ઉપજાવે તેવી છે. અનેકવિધ કારણોને લીધે જનતામાં અસંતોષ વ્યાપ્યો છે. સત્તાધારી નેતાઓ પણ સંતુષ્ટ છે કે કેમ, એ સવાલ પડતી વાત છે. ફેરવિચારણા અને સુધારા કરવાના નિશ્ચયના અભાવે કેવળ અસંતોષથી આપણો કાંઈ દહાડો વળે તેમ નથી.

---

# નવું વાચન

## FINE ARTS:

**( લલિતકલા વિદ્યાલય : વડોદરાનું મુખપત્ર )**

વડોદરાની ફાઈન આર્ટ્સ કૉલેજ આખા ભારતમાં પ્રથમ કક્ષાનાં લલિતકલાનાં અગ્રણી વિદ્યાધામોમાં એક છે. એના અધ્યક્ષ શ્રી માર્કંડ ભટ્ટની કાર્યદક્ષતા, શ્રી સુબ્રહ્મણ્યમ્ જેવાની વિદ્વત્તા, શ્રી બેન્દ્રે અને શ્રી શંખો ચૌધરી જેવાની કલાપ્રતિભાનું પોષણ મેળવતા વિદ્યાર્થીઓએ અહીં જે વિકાસ સાધ્યો છે એ તો દર વરસે યોજાતાં પ્રદર્શનો, હરીફાઈઓ અને મેળાવડાઓ વખતે આંખે ચઢેજ છે. પરંતુ આ મુખપત્ર, આજે તો આપણી સામે એનું કેટલુંક રહસ્ય લઈ હાજર થાય છે. આ રહસ્ય શ્રી બેન્દ્રેના 'Why do I paint?' માં શ્રી. પારિમુના 'We and our College'માં તથા 'સંપાદકીય' લેખમાં આપણી આગળ સ્પષ્ટ થાય છે. આ બધાં એક જ વાત સૂચવે છે:

અહીં સર્જકો માટે ખરેખરી ભૂમિકા છે. અહીં ચોકઠાબદ્ધ ઔપચારિક વ્યાખ્યાનો અને ટાઇમટેબલોથી જકડાયેલા કાર્યક્રમો કરતાં ઘણું મુક્ત અને એથી જ ઘણું સાહજિક પ્રેરક વાતાવરણ છે. અહીં અધ્યાપકો, અધ્યાપકો, વિદ્યાર્થીઓ વચ્ચેનો જે ગાંઠ છે તે કલા માટેની ધૂની તમન્નામાંથી પ્રગટેલી છે, અને એથી જ એ સ્થાયી પ્રેરક તત્ત્વ બની છે.

આવા આ નાનકડા જૂથના અગ્ર પ્રયાસોને અમારો ઊમળકાભર્યો આવકાર છે—એના આ 'લલિતકલા' મુખપત્ર તેય એટલો જ ઊમળકાભર્યો આવકાર છે.

## લોકકથાવલિ

**( લે: હિંમતલાલ મ. પરેલ, 'શિવં સુંદરમ્')**

પ્રાપ્તિસ્થાન : શ્રી ગુજરાત પુસ્તક ભંડાર, અમદાવાદ-૧

| | |
|---|---|
| ૧. મોતીની કઢી | રૂ. ૧–૦૦ |
| ૨. સંજર સરોવર | રૂ. ૧–૦૦ |
| ૩. કાકાએ આપી તે કબૂલ | રૂ. ૧–૦૦ |
| ૪. જુગજૂનું વેર | રૂ. ૧–૦૦ |
| ૫. ભાણો પગી | રૂ. ૧–૦૦ |

લોકવાર્તાઓના આધારે તૈયાર કરેલ બાળકો તથા પ્રૌઢોને ઉપયોગી પુસ્તિકાઓ.

**વાર્તા**

# ખુશિયો

—સઆદત હસન મંટો

ખુશિયો વિચારતો હતો......

બનવારી પાસેથી કાળી તમાકુવાળું પાન ખાઈને, એ એક દુકાનના ઓટલે બેઠો હતો. એ ઓટલા પર મોટે ભાગે મોટરનાં જુદાં જુદાં સ્પેરપાર્ટ્સ અને ટાયરો આખો દિવસ પડ્યાં રહેતાં હતાં. લગભગ સાડા આઠે એ દુકાન બંધ થતી અને ખુશિયો એનો સ્વામી થઈ બેસતો.

ખુશિયો કાળી તમાકુવાળું પાન ધીમે ધીમે ચાવતો હતો. ચાવતાં ચાવતાં એને લાગ્યું કે એના મોંમાં વધારે પડતી તંબાકુથી ઘાટું બનેલું પીક દાંતની આડમાંથી નીકળીને એના મોંના બીજા ભાગોમાં આમતેમ ફરી રહ્યું હતું. એથી એના મનમાં એવી લાગણી જન્મી કે એના બધા વિચારો પેલા દાંત નીચેના થૂંકમાં ધોવાતા હતા. કદાચ એટલે જ એણે થૂકવાની ઇચ્છા રોકી રાખી હતી.

પાન ચાવતાં ચાવતાં ખુશિયો હજી હમણાં જ-અર્ધા કલાક પહેલાં જ બની ગયેલી વાત યાદ કરતો હતો અને વિચારતો હતો.

રોજની જેમ ઓટલે બેસવાને બદલે તે દિવસે એ ખેતવાડીની પાંચમી ગલીમાં ગયો હતો. ગલીના નાકા પર જ પેલી મેંગલોરથી નવી આવેલી છોકરી કાન્તા રહેતી હતી. કોઈ કે ખુશિયાને કહ્યું હતું કે એ મકાન બદલવાની હતી, એટલે ખુશિયાને જરા તપાસ કરવા જવું પડ્યું હતું.

કાન્તાની ખોલીનો દરવાજો એણે ખખડાવ્યો. અંદરથી અવાજ આવ્યો—'કોણ?' અને ખુશિયો બોલ્યો—'એ તો હું ખુશિયો!'

અવાજ બીજા રૂમમાંથી આવ્યો હતો. થોડીવારે બારણું ઊઘડ્યું. ખુશિયો અંદર ઘૂસ્યો. જ્યારે કાન્તાએ અંદરની આંકડી બંધ કરી ત્યારે ખુશિયાએ પાછળ ફરીને જોયું.

અને એના આશ્ચર્યની સીમા ન રહી, કારણ કે કાન્તા બિલકુલ નગ્ન હતી, — એક નાનું શું કપડું હતું એના શરીરપર. પણ એ તો અર્થ વગરનું. એનાથી કશું ઢંકાતું નહોતું.

'કેમ, ખુશિયા, કેમ આવવાનું થયું?...હું નહાવા જ જતી હતી. બેસ તો ખરો...બહાર જરા એક કપ ચાહનું કહી આવ્યો હોત તો...તને ખબર તો છે, પેલો મૂઓ રામલો અહીંથી નાસી ગયો છે.'

ખુશિયાએ બિચારાએ કોઈ દિવસ કોઈ સ્ત્રીને આમ અચાનક નગ્નાવસ્થામાં નહિ જોયેલ. એ તો ગભરાઈ ગયો. શું કહેવું, તેની એને કાંઈ સમજણ પડી નહિ. આ નગ્નતા જોઈને પહોળી થઈ ગયેલી એની આંખો ક્યાંક સંતાવા માગતી હતી.

એ એકદમ કાંઈક આવું બબડી ગયો: 'જા...જા... તું નહાઈ લે!' પણ પછી અચાનક જાણે જુસ્સામાં જોર આવ્યું—'તું આમ જો આવું હતું તો પછી દરવાજો ખોલવાની શી જરૂરત હતી?. અંદરથી જ કહી દીધું હોત તો ચાલતે; હું ક્યાં નાસી જવાનો હતો? ફરી આવતે... પણ જા, હવે... જા, નહાઈ લે...'

કાન્તા હસી; 'જ્યારે તેં કહ્યું કે ખુશિયો છે, તો મને થયું કે શું વાંધો છે? આપણો ખુશિયો જ છે ને! ભલે આવતો!'

કાન્તાનું એ સ્મિત હજી ખુશિયાના મન-મસ્તિષ્કમાં તરી રહ્યું હતું. જાણે કે અત્યારે પણ કાન્તાનું નગ્ન શરીર મીણના પૂતળાની જેમ ઓગળી ઓગળીને એની અંદર રેડાઈ રહ્યું હતું.

એનો દેહ સુંદર હતો. પહેલીવાર ખુશિયાને લાગ્યું કે દેહના વેચાણ કરનારી સ્ત્રીઓના દેહ પણ સુડોળ હોય છે. રાખી શકે છે. એને 'એનું' આશ્ચર્ય પણ થયું. પણ સહુથી વધારે એને નવાઈ તો એવી લાગી કે એ પોતાની સામે સાવ નાગીપૂગી ઊભી રહી ગઈ—એને લાજ પણ ન આવી—કેમ ?'

કાન્તાએ જ એનો જવાબ આપી દીધો હતો ને... 'જ્યારે તેં કહ્યું કે 'ખુશિયો,' તો પછી મને થયું કે શું વાંધો છે! આપણો ખુશિયો જ છે ને...છો આવતો!'

કાન્તા અને ખુશિયો બેય એક જ ધંધામાં સંકળાયેલાં હતાં. એ કાન્તાનો દલાલ હતો, આ રીતે એનો એને કાન્તાનો...પણ એનો અર્થ એ નથી થતો કે એ એની સામે જ નગ્ન થઈ ને ઊભી રહે! જરૂર કાંઈ ખાસ વાત છે. કાન્તાના શબ્દોમાંથી ખુશિયો નવા નવા અર્થ કાઢવા મંડ્યો.

પણ આ અર્થ એક જ સમયે એટલા બધા સ્પષ્ટ અને સાથે સાથે અસ્પષ્ટ લાગતા હતા કે ખુશિયો એનો નિકાલ લાવી શક્યો નહિ. અત્યારે ય એને કાન્તાનું નગ્ન રૂપ દેખાતું હતું—એનું શરીર કેવું ઢોલ પર મઢેલા ચામડાની જેમ તંગ-ચુસ્ત હતું? પોતાની ઢળી પડતી નજરોની જાણે એને પરવા જ નહોતી. પોતાની એવી મૂઢાવસ્થામાંય ખુશિયો એના શામળા-સુંદર દેહ પર તાકી રહ્યો હતો, પણ કાન્તાનું તો રુંવાડુંય ફરક્યું નહોતું. બસ, કાળા પથ્થરની મૂર્તિ જેવી એ ઊભી હતી—સાવ લાગણીશૂન્ય.

"ભાઈ, મરદ જેવો મરદ-પુરુષ સામે ઊભો હતો. અમસ્થીય પુરુષોની નજરો તો કપડાંમાંથીય સ્ત્રીઓના દેહ સુધી પહોંચી જાય છે, અને રામ જાણે, વિચારમાં ને વિચારમાં તો એ ક્યાં ક્યાં જઈ પહોંચે છે! પણ પેલી તો ગભરાઈ પણ નહિ અને...અને એની આંખો, જાણે હમણાં સોડીમાં ધોવાઈને આવી ન હોય...એને થોડીક તો મરજાદ પાળવી જોઈએ ને! બજારુ છે તે તો સમજ્યા, પણ બજારુ સ્ત્રીઓય આમ નગ્ન તો નથી ઊભી રહેતી.

દલાલી કરતાં એને દસ વર્ષ થયાં. આ દસ વરસમાં તો એણે કેટલીય છોકરીઓ જોઈ નાખી હતી. દાખલા તરીકે પેલી પાયધૂનીના છેડે રહેતી છોકરી એક જુવાન છોકરાને ભાઈ બનાવીને રાખતી હતી, અને 'અછૂત કન્યા' (નામની ફિલ્મ)નું પેલું ગીત 'કાહે કરતા મુરખ, પ્યાર...પ્યાર' વાળું પોતાના તૂટેલા ગ્રામોફોન પર વારે ઘડીયે વગાડ્યા કરતી, કારણ કે એને અશોકકુમાર (અછૂત કન્યાનો મુખ્ય અદાકાર) સાથે પ્રેમ થઈ ગયો હતો. અને કેટલાય લોકો અને અશોકકુમાર સાથે મુલાકાત કરાવી આપવાનો વાયદો કરીને પોતાનો સ્વાર્થ સાધી ગયા હતા. ખુશિયાને એ પણ ખબર હતી કે પેલી દાદરવાળી પંજાબણ શા માટે હમેશાં પાટલૂન પહેરી રાખતી હતી. કોઈકે એ ગાંડીને ભરાવેલું કે 'પૂને-તમન્ના'માં કામ કરતી એક્ટ્રેસ 'મરાઠા'ના પગ બરાબર એના જેવા જ હતા. એ ફિલ્મ એણે અનેકવાર જોઈ અને જ્યારે એના સાથીદારે એને કહ્યું કે માર્લિન ડિટ્રીચે તો પોતાના સુંદર પગનો બે લાખ રૂપિયાનો વીમો ઉતરાવ્યો છે, અને પોતે હમેશ પાટલૂન જ પહેરી રાખે છે. આ સાંભળીને પેલી પંજાબણે પણ પાટલૂન પહેરવા માંડી હતી, એને બિચારીને નિતંબ પર પાટલૂન બહુ તાણીને પહેરવી પડતી તોય કંટાળી નહોતી. અને પેલી મઝગાંવવાળી દક્ષિણી છોકરી કોલેજના રૂપાળા છોકરાઓને ફસાવ્યા કરે છે, કારણ કે એને રૂપાળો દીકરો જોઈએ છે. પણ ખુશિયાને એય ખબર હતી કે તેની ઇચ્છા કદીય પૂરી થવાની નહોતી, કારણ કે તે વંધ્યા હતી. અને પેલી હંમેશ કાનમાં હીરાના આભૂષણ પહેરી રાખતી કાળી મદ્રાસી બાઈ, પોતાને ખબર હતી કે એના શરીરનો કાળો રંગ કદી નાબૂદ થવાનો નથી. તોય, દવાઓ પાછળ ધૂમ ખર્ચો કરી રહી હતી.

ખુશિયાને એ બધી છોકરીઓની અંદરની-બહારની બધી જાણ હતી. પણ એને એ ખબર નહોતી કે એક દિવસ કાન્તાકુમારી—બળ્યું એનું સાચું નામ, કોઈ દિવસ યાદ નહિ રહે—તે એની સામે સાવ નગ્ન બનીને ઊભી રહેશે. અને એને આશ્ચર્યમાં ડૂબાડી મૂકશે.

વિચારતાં વિચારતાં એના મોમાં ખૂબ થૂંક એકઠું થઈ ગયું. હવે એને બહુ ચાવવાનું રહ્યું નહોતું. પાનના નાના નાના રેસા હવે તો દાંતની પકડમાં આવવાને બદલે ફસકી જતા હતા. મલમલના કપડાંમાં પનીરને ધીરેથી દબાવીએ તેમ એના ખેંચાયેલા મસ્તક પર પરસેવાનાં ટીપાં ઊપસી આવ્યાં હતાં........

જેમ જેમ એ કાન્તાના નગ્ન દેહનો વિચાર કરતો હતો તેમ તેમ જાણે કે એને પોતાનું પુરુષત્વ ઘવાતું હોય તેમ લાગતું હતું. એને અપમાન થયા જેવું લાગતું હતું.

એકદમ એ મનમાં જ બોલી ઊઠ્યો : ભાઈ, આ અપમાન

નહિ, ત્યારે શું ?……એટલે કે એક છોકરી સાવ નગ્નાવસ્થામાં તમારી સામે ઊભી રહે-જરાય સંકોચાયા વગર……!

'અરે તું તો ખુશિયો !'……ખુશિયો નહિ પણ પેલો એની પથારી પર સૂઈ રહેતો બિલાડો જ જાણે !…ત્યારે બીજું શું વળી ?'

હવે એને ચોક્કસ લાગ્યું કે એનું અપમાન થયું છે. પોતે પુરુષ હતો અને એ માટે એ ઇચ્છતો હતો કે બધી સ્ત્રીઓએ—પછી તે ખાનદાન હોય કે બજારુ—એનો મલાજો પાળવો જોઈએ. વર્ષોથી ચાલતો આવેલો આ સ્ત્રી-પુરુષ વચ્ચેનો પડદો તૂટવો નહિ જોઈએ. એ તો બિચારો એટલા માટે કાન્તાને ઘેર ગયેલો કે તે ક્યારે મકાન બદલવાની છે અને ક્યાં જવાની છે. સીધી ધંધાદારી વાત હતી. જો ખુશિયો દરવાજો ખખડાવતી વખતે કાન્તા અંદર શું કરતી હશે, એનો વિચાર કરે તો એની કલ્પનામાં વધારેમાં વધારે આટલી વાતો આવે—

–માથે પટ્ટી બાંધીને સૂતી પડી હશે.

–બિલાડાના વાળમાંથી જંતુ કાઢતી હશે.

–પેલા ગંધાતા પાવડરથી બગલના વાળ ઉતારી રહી હશે.

બસ આટલું એના મગજમાં હતું. ઘરમાં તો એ બીજા કોઈને રાખતી નહોતી, એટલે તેવો વિચાર આવે તેમ નહોતો.

પરંતુ ખુશિયાએ આવું કાંઈ વિચાર્યું નહોતું. એ તો બિચારો કામ બાબત ગયો હતો ત્યાં તો અચાનક . એટલે કે કપડાં પહેરનારી કાન્તા, કહેવાનો અર્થ એ કે જેને તેણે હંમેશાં કપડાં પહેરેલી હાલતમાં જ જોઈ હતી, એની સામે સાવ નગ્ન થઈ ગઈ. સાવ નગ્ન જ કહોને ! એક નાનકડો ટુવાલ હતો, પણ એનાથી આખું અંગ થોડું ઢંકાય ? ખુશિયાને એવો અનુભવ થયો કે જાણે એના હાથમાં કેળાની છાલ રહી ગઈ છે અને ગર્ભ એની સામે વેરાઈ પડ્યો છે………ના, ના એને કોઈક બીજો જ અનુભવ થયો–જાણે કે એ પોતે ય નગ્ન થઈ ગયો છે. આટલેથી વાત પૂરી થઈ જાત તો તો ઠીક. પણ પેલી છોકરીએ હસીને કહ્યું–'જ્યારે તેં કહ્યું કે ખુશિયો', તો મને થયું કે આ તો આપણો ખુશિયો, શો વાંધો છે, છો આવતો !'—આ વિચાર એને કરડી ખાતો હતો.

'સા…હસતી હતી.' એ ફરી ફરીને બબડ્યો. કાન્તાની જેમ એનું સ્મિત પણ ખુશિયાને નગ્ન લાગ્યું. એનું સ્મિત જ નહિ, શરીર પણ જાણે કે રંધો ફેરવ્યો હોય તેટલું નગ્ન હતું.

એને પોતાનું બાળપણ યાદ આવ્યું. પાડોશની એક બાઈ એને કહેતી : 'દીકરા ખુશિયા, જા જોઉં દોડતો, અને આ ડોલ ભરી આવ.' એ ડોલ ભરીને લાવતો ત્યારે કપડાના પડદા પાછળ બેસીને એ કહેતી–'અહીં અંદર લાવ તો ખુશિયા, મેં મોં પર સાબુ લગાડ્યો છે. મને કાંઈ સૂઝતું નથી.' અને એ પડદો ખસેડી અંદર ડોલ મૂકતો. એ વખતે સાબુના ફીણથી ભરેલી નગ્ન સ્ત્રી એણે જોઈ હતી, પણ ત્યારે એના મનમાં ઉથલપાથલ જન્મી નહોતી

'અરે ભાઈ, પણ એ વખતે તો હું બાળક હતો. સાવ નિર્દોષ. બાળક અને પુરુષમાં તો આભ-ધરતીનો ફરક. બાળકની લાજ પાળવાની હોય ? પણ હવે તો હું સંપૂર્ણપણે પુરુષ છું. અત્યારે લગભગ અઠ્ઠાવીસની ઉંમર છે. અને અઠ્ઠાવીસ વર્ષના યુવાન પુરુષ સામે કોઈ ઘરડી સ્ત્રી પણ નગ્ન ન થઈ શકે !'

કાન્તા એને શું સમજી બેઠી હતી ? નવયુવાન પુરુષનું એકે લક્ષણ શું એનામાં નહોતું ? એ વાત સાચી કે કાન્તાને નગ્ન જોઈ ને એ ગભરાઈ ગયો હતો. પણ ચોરદૃષ્ટિથી એના અંગો જોતાં આશ્ચર્ય સાથે એના મનમાં એવો વિચાર નહોતો આવ્યો કે દસ રૂપિયામાં કાન્તા કાંઈ મોંઘી નહોતી અને પેલો દશેરાના દિવસે બે રૂપિયા વધારે પડવાને લીધે પાછો ચાલ્યો ગયેલો બેન્કનો કલાર્ક, ગધેડો નહોતો ? આ ઉપરાંત એક ક્ષણ માટે એના અંગેઅંગમાં એક જાતનું ખેંચાણ નહોતું જન્મ્યું ? હાડકે હાડકાં ભાંગી પડે એવી આળસ મરડવાનું એને મન નહોતું થયું ?……તો પછી એ મેંગ્લોરની છોકરીએ એને પુરુષમાંય ન ગણ્યો એનું કારણ શું ? અને પોતાને સાવ—સાવ ખુશિયામાં ખપાવીને પોતાનું સર્વસ્વ દેખાડ્યું !

એણે ગુસ્સામાં પાનની ઘેરી પિચકારી મારી. સડક પર રંગરોગાન થઈ ગયાં. ત્યાર બાદ ટ્રામમાં બેસીને એ ઘેર ગયો.

ઘેર નહાઈ-ધોઈને એણે નવું ધોતિયું પહેર્યું. એ જે મકાનમાં રહેતો હતો ત્યાં સલૂન હતું. એમા જઈ ને, અરીસામાં જોઈને એણે વાળ ઓળ્યા. પછી અચાનક કાંઈક ખ્યાલ આવ્યો ને એણે હજામને દાઢી બનાવવા કહ્યું. આજ ને આજ એ બીજીવાર દાઢી કરાવતો હતો એટલે હજામ બોલ્યો : 'કેમ ભાઈ, ભૂલી ગયા કે ! સવારમાં મેં જ દાઢી

બનાવેલી!' પણ દાઢી પર ઊંધો હાથ ફેરવી ખુશિયો બોલ્યો—'હજી થોડા વાળ રહી ગયા છે...'

સારી રીતે દાઢી બનાવડાવી, મોં પર પાવડર લગાવડાવી એ બહાર નીકળ્યો. સામે જ ટેક્સી-સ્ટેન્ડ હતું. મુંબઈના ખાસ પ્રકારના 'શી...શી...' એવા અવાજદ્વારા એણે ટેક્સી ડ્રાઈવરનું ધ્યાન ખેંચ્યું અને આંગળીથી એને ટેક્સી લાવવા ઇશારો કર્યો.

એ ટેક્સીમાં બેઠો કે ડ્રાઈવર પાછળ ફરીને બોલ્યો—'ક્યાં જવું છે, સાહેબ?'

આ ચાર શબ્દો અને 'સાહેબ'ના વિશિષ્ટ પ્રયોગથી ખુશિયો ખરેખર ખુશ થયો. સ્મિત કરતાં કરતાં એણે મિત્રભાવે જવાબ વાળ્યો: 'પછી કહીશ, પહેલાં ઓપેરા હાઉસ બાજુ ચાલો, લેમિંગ્ટન રોડ થઇને હોં કે?'

ડ્રાઈવરે મોંટરની લાલ ધજા નીચી પાડી. ટન્ટન્ ટોકરી વાગી અને ટેક્સી લેમિંગ્ટન રોડ ભણી ઊપડી. લેમિંગ્ટન રોડનો છેડો આવ્યો ત્યારે ખુશિયાએ ડ્રાઈવરને કહ્યું—'ડાબી બાજુ...'

ટેક્સી ડાબી બાજુ વળી. હજી ડ્રાઈવરે ગીયર પણ બદલાવ્યું નહોતું ત્યાં ખુશિયો બોલ્યો—'પલો સામેનો થાંભલો રહીને ત્યાં ઊભી રાખ...'

ડ્રાઇવરે બરાબર થાભલા પાસે ઊભી રાખી. દરવાજો ખોલીને ખુશિયો પાનવાળાની દુકાને ગયો, પાન લીધું અને દુકાન પાસે ઊભેલા એક માણસ સાથે થોડી વાત કરી અને પછી એનેય ટેક્સીમાં બેસાડી ડ્રાઈવરને કહ્યું: 'સીધી લઈ લે.'

ક્યાંય સુધી ટેક્સી ચાલતી રહી. ખુશિયો જેમ નિશાની કરે તેમ હેંડલ ફરતું રહ્યું. દમામદાર બજારો છોડી ટેક્સી એક ગલીમા દાખલ થઇ. ત્યાં ઝાંખું અજવાળું હતું અને લોકોની અવરજવર બહુ નહોતી. કેટલાક લોકો સડક પર પથારીઓ કરી સૂતા હતા. અને એમાંના કેટલાક તો કેવા દરસાર્યા ચંપી કરાવી રહ્યા હતા! ત્યાંથી આગળ નીકળીને ટેક્સી એક બંગલા જેવા મકાન પાસે પહોંચી અને ખુશિયાએ ત્યાં રોકાવા માટે ડ્રાઈવરને કહ્યું, 'બસ, અહીં ઊભી રાખ...'

ટેક્સી ઊભી રહી એટલે ખુશિયાએ પેલા પાનની દુકાન પાસેથી સાથે બેસાડેલા માણસને કહ્યું—'જા, હું અહીં રાહ જોઉં છું.'

મૂરખની જેમ ખુશિયા સામે તાકતો એ ટેક્સીની બહાર નીકળી સામેના લાકડાના મકાનમાં ઘૂસી ગયો.

ખુશિયો ટેક્સીની ગાદી પર આડો પડ્યો. એક પગ પર બીજો પગ ચડાવી એણે બીડી સળગાવી અને એક-બે ફૂંક મારી બહાર ફેંકી દીધી. એ જરા બેચેન હતો, એટલે એને લાગ્યું કે ટેક્સીનું એંજિન હજી ચાલુ છે. એના હૈયામાં ફફડાટ ભર્યો હતો એટલે એને લાગ્યું કે ડ્રાઈવરે બીલ વધારવા એમ કર્યું છે, અને તે જરા ગુસ્સામાં બોલ્યો—'આમ નકામું એંજિન ચાલુ રાખીને વધારાના કેટલા પૈસા લેવા છે?'

પાછળ ફરીને ડ્રાઈવર બોલ્યો: 'શેઠ, એંજિન તો બંધ છે...'

જ્યારે ખુશિયાને પોતાની ભૂલ સમજાઈ ત્યારે એની બેચેની ઓર વધી ગઈ, અને કાંઇ બોલવાને બદલે એ હોઠ ચાવવા મંડ્યો. પછી એકદમ વહાણછાપ કાળી ટોપી, જે અત્યાર સુધી એની બગલમાં હતી, કાઢી અને ડ્રાઈવરનો ખભો હલાવીને એ બોલ્યો, 'જુઓ, હમણાં એક છોકરી આવશે, અંદર આવે કે તરત જ મોટર ચાલુ કરી દેજે... સમજ્યોને? કાંઇ ગભરાવા જેવું નથી...હં કે!'

સામેના લાકડાના મકાનમાંથી બે વ્યક્તિ નીકળી. આગળ ખુશિયાનો દોસ્ત અને પાછળ સુંદર રંગીન સાડી પહેરેલી છોકરી.

ખુશિયો એકદમ ઉંબાડાની સીટપર જઈ બેઠો—જ્યાં અંધારું હતું. ખુશિયાના મિત્રે ટેક્સીનું બારણું ખોલ્યું—છોકરીને અંદર પૂરીને દરવાજો વાસી દીધો એજ સમયે છોકરીનો—કાન્તાનો ચકિત સ્વર, લગભગ ચીસ જેવો જ, સંભળાયો—'ખુશિયા, તું?'

'હા, હું.......પણ તને પૈસા તો મળી ગયા ને?' ખુશિયાનો અવાજ વધુ મોટો બન્યો...'અને ડ્રાઈવર, જુહૂ લઈ લે.' ડ્રાઇવરે સેલ્ફ દબાવ્યું. એંજિન ધણધણ્યું. કાન્તા કાંઈક બોલી પણ એ અવાજમાં કાંઈ સંભળાયું નહિ. ટેક્સી એક આંચકા સાથે આગળ વધી અને ખુશિયાના મિત્રને વિસ્મિત છોડીને પેલા અર્ધપ્રકાશિત ગલીમાં ગૂમ થઈ ગઈ.

ત્યાર બાદ કોઈ એ ખુશિયાને મોટરની દુકાનના પેલા ઓટલા પર જોયો નથી.

અનુ.: ગુલામ મોહમ્મદ શેખ

[ વિક્રમાનંદ : મે '૫૪

## દ. આફ્રિકા : કાળી ગુલામીનું લાંછન

છેક ૧૨ મી સદીથી માનવ અધિકારોની સ્થાપના માટે લડેલો દેશ બ્રિટન. મેગ્ના ચાર્ટા, હેબિયસ કોર્પસ, પાર્લમેન્ટ બિલ, બિલ ઑફ રાઈટસની ઝુંબેશો દ્વારા લોકશાહી અધિકારોની દિશામાં મોટી ફલાંગ ભરનાર દેશ બ્રિટન. અને 'કલ્યાણરાજ'નો આદર્શ પણ એનો.

પરંતુ ઘરમાં આઝાદી ને આબાદીની સાથે, એને જ હસ્તક પડેલાં સંસ્થાનોની વલે સરખાવી તો જુઓ.

એની શરમનો કોઈ અંત નથી.

બ્રિટનના આવા એક સંસ્થાન તરીકે એના શાસનનો સારો એવો આસ્વાદ ભારતની પ્રજાએ તો ચાખેલો છે જ. પણ એથીય બદતર અનુભવ, હજી આ દિવસોમાં ય દક્ષિણ આફ્રિકાની પ્રજા કરી રહી છે.

*

દક્ષિણ આફ્રિકા એટલે—

લાંબા દહાડાનો મહેમાન, જતે દહાડે ઘર પચાવીને બેસી જાય, એવો એનો ઘાટ છે. વેપાર કરવા ગયેલા ત્યાં ગયેલા ગોરા બ્રિટનવાસીઓ, ત્યાં જ ઘૂસી ગયા. વેપાર કરતાં કરતાં, રાજસત્તા જમાવી બેઠા. પછી બ્રિટનમાં રહીને સામ્રાજ્યની લગામ સંભાળતી સરકારે એક દિવસ એમને કહ્યું–'તમે આજથી સ્વતંત્ર છો.' એટલે ૧૯૧૦ની સાલથી દક્ષિણ આફ્રિકાની ભૂમિ ને પ્રજાનું હીર ચૂસનારાને છૂટી લગામ આપી દેવામાં આવી.

૧૯૧૦ ની સાલથી દક્ષિણ આફ્રિકા, બ્રિટિશ કૉમનવેલ્થમાં એક સભ્ય હોવા છતાં, બ્રિટનની લોકશાહીની જરાસરખી શેહ દક્ષિણ આફ્રિકાની ગોરી સરકારને અડતી નથી! આ વીસમી સદી અધવારી ગયા છતાં આફ્રિકાની મૂળ પ્રજા પર તો અંધયુગમાં ચાલતું હશે, તેથી ય ભૂંડું ગુલામીનું રાજ પ્રવર્તે છે.

*

દક્ષિણ આફ્રિકાની કુલ વસ્તી–૧, ૩૯, ૧૫,૦૦૦ની. તેમાં ત્યાંની મૂળવતની પ્રજા ૯૩ લાખ ૬ હજારની. ત્યારે ગોરાઓ, કે જે ત્યાંના આખા પ્રદેશમાં સરમુખત્યાર ને રાજકર્તા વર્ગ તરીકે જીવે છે, એમની વસ્તી માત્ર ૨૯ લાખ ૭ હજારની. બીજી ૧૭ લાખ ને બે હજારની જે વસ્તી છે, એમાં આપણા હિંદીઓ ને એવી બીજી પરચુરણ પ્રજાઓ છે.

દક્ષિણ આફ્રિકામાંથી નિકાસ થતા માલમાં જુઓ તો મુખ્ય ઊન, સોનું, હીરામાણેક, તાંબું, ને સુતરાઉ કાપડ. પણ કહે છે કે, મિલો ને કારખાનાં ઊભા કરવા માટેની મૂડીને દક્ષિણ આફ્રિકા આકર્ષી શકતું ન હોવાથી, ત્યાં સ્થાયી ઉદ્યોગોનો પાયો હજી નાખી શકાયો નથી. આ જમાનામાં કોઈ પણ દેશ પછાત રહી ગયો છે, તો એનું કારણ સ્પષ્ટ જ છે. એને દુનિયા આખી શાહીવાદી શોષણને નામે ઓળખે છે.

૧ કરોડ ને ૧૦ લાખની વસ્તી પર એકચક્રે રાજ કરનારા મુઠ્ઠીભર (૨૯ લાખ ૭ હજાર) ગોરા રાજકર્તાઓ પાસે ત્યાંની મૂળ વતની પ્રજા પર શાસન ચલાવવા માટેના કાયદા કેવા છે, એનો નમૂનો તો જુઓ! દક્ષિણ આફ્રિકાની સેનેટમાં કેપ પ્રાંતની આફ્રિકન પ્રજાના પ્રતિનિધિ તરીકે બેસનાર સેનેટર લેસ્લી રૂબીને એક પુસ્તિકા લખેલી છે, ને એમાં એમણે દક્ષિણ આફ્રિકાની સરકારે ત્યાંની કાળી પ્રજા માટે જે કાયદાઓ બનાવ્યા છે, તેનો વાસ્તવિક અર્થ શો થાય છે, તે દર્શાવતાં નિવેદનો કરેલાં છે. તેમાંથી થોડાં અહીં ટાંકીએ છીએ:

*

અમુક વિસ્તારોમાં મોટા અક્ષરે 'જોખમ' લખીને નીચે ચેતવણી આપતાં પોસ્ટરો લટકાવેલાં હોય છે. એમાં લખેલું હોય છે કે :—

આદિવાસીઓ! હિંદીઓ! ને રંગીન ચામડીવાળા લોકો! આ વિસ્તારમાં રાતના સમયે પ્રવેશ કરશો, તો ગુમ થયેલા માણસ તરીકે તમારું નામ જાહેર કરવું પડશે.

શસ્ત્રધારી ચોકીદારો નજરે ચઢતાં જ ગોળી છોડશે, જંગલી કૂતરાઓ તમારાં મુડદાંને ફાડી ખાશે. યાદ રાખો, અમે તમને ચેતવી દીધેલા છે!

*

કોઈ રેલવે સ્ટેશન પર એક જ વેઈટિંગ રૂમ હોય, તો સ્ટેશન માસ્તરે તે ફક્ત ગોરાઓના ઉપયોગને માટે જ રિઝર્વ રાખવી જોઈએ. એવી વેઈટિંગ રૂમમાં જો કોઈ આફ્રિકન યા રંગી ચામડીવાળો માણસ બેતમા બની પ્રવેશ કરશે, તો રાજનો ગુનેગાર ઠરશે. ને તે ગુના બદલ ૫૦ પાઉંડનો દંડ યા ત્રણ મહિનાની કેદને પાત્ર ઠરશે.

*

કોઈ પણ ગોરો માણસ, એક શહેરમાં ચૌદ વર્ષના વસવાટવાળા આફ્રિકનને પણ પોતાની મરજી થવા માત્રથી નોકરીએ રાખી શકશે નહિ. એમ કરશે, તો નોકરીએ રાખનાર ને નોકરી કરવા રહેનાર—બંને રાજના ગુનેગાર ઠરશે.

*

કોઈ ગોરો માણસ, કોઈ આફ્રિકનને ખાસ પરવાના વિના પોતાને ત્યાં સુથારી કામ, કડિયાકામ, ઇલેક્ટ્રીક ફિટીંગ યા એવું બીજું કારીગરીનું કામ સોંપી યા કરાવી શકશે નહિ.

મજુરખાતાના પ્રધાનની પરવાનગી વિના આવાં કામ કરાવનાર ને કરનાર બંને રાજના ગુનેગાર ઠરશે. આફ્રિકન તો એને માટે મુકર્રર કરેલા વિસ્તારની બહાર ક્યાંય કામ હાથ ધરી શકશે નહિ.

*

એક આફ્રિકન, પોતે જે શહેરમાં જન્મેલો, ને લાગલાગટ ૫૦ વરસ લગી ત્યાં જ રહેલો, પણ કોક કારણસર થોડા વખતને માટે-બે અઠવાડિયાને માટે પણ જો એ બીજે કોઈ સ્થળે જઈને રહેલો હશે, તો તે પોતાના જન્મસ્થળે પાછો જઈને વસી શકશે નહિ. ને ગયો જ તો હક્કની રૂએ ૭૨ કલાકથી વધારે વખત એ જગાએ રોકાઈ શકશે નહિ:

—ને આ કાનૂન હોવા છતાં જો એણે એમ કર્યું, તો એ રાજનો ગુનેગાર લેખાશે, એટલું જ નહિ, એ ગુના બદલ એને દસ પાઉન્ડ સુધીનો દંડ ભરવો પડશે. એ નહિ તો બે મહિનાની કેદ ભરી આવવી પડશે.

સ્થળબદલીના ગુનામાં જો એણે સપડાવું ન હોય તો એ માટે એણે અગાઉથી સરકારનો પરવાનો લઈ લેવો પડશે.

*

કોઈ પણ આફ્રિકનને રાજના કોઈ પણ ગુનાસર ૫૦ પાઉંડથી વધારે દંડ ભરવાની સજા થઈ, તો પછી-ભલેને ૫૦ વર્ષથી એ એ જ શહેરમાં રહેતો હોય, ને ત્યાં જ એનો જનમ થયેલો હોય, પરંતુ એ શહેરમાં ૭૨ કલાકથી વધારે વખત સુધી રહેવાનો અધિકાર એ ગુમાવી બેસે છે.

*

વીસ વરસથી લાગલાગટ એક જ શહેરમાં રહેતો હોવા છતાં, જો એણે શહેરની બહાર ક્યાંક નોકરી કરાવી હોય, તો, પછી એ શહેરમાં ૭૨ કલાકથી વધુ રોકાવાનો અધિકાર એ ગુમાવી બેસે છે.

*

કોઈ આફ્રિકન માણસ ભલેને યાદ વરસ થયાં એક જ શહેરમાં રહેતો હોય, ને ત્યાં જ નોકરી કરતો હોય, તેમ છતાં હક્કપૂર્વક, એ જગાએ તે ૭૨ કલાકથી વધુ રહેવાને અધિકારી નથી જ.

એક આફ્રિકન જનમથી જે એક જગાએ રહેતો હોય, હક્કની રૂએ એ પોતાની પરણાવી દીધેલી દીકરીને, ૧૮ વર્ષ વટાવી ગયેલ દીકરાને, ભાણેજ ભત્રીજા કે પોતરાંને ૭૨ કલાકથી વધુ સમય માટે પોતાની સાથે રાખી શકશે નહિ.

*

એક આફ્રિકન જનમથી માંડીને તે જિંદગીનાં પચાસ વરસ સુધી એક જ શહેરમાં રહેતો આવ્યો હશે, તો પણ તે હક્કની રૂએ-પોતાના કોઈ આફ્રિકન મિત્રને-૭૨ કલાકથી વધુ સમય માટે, પોતાની સાથે રાખી શકશે નહિ.

*

જે શહેરમાં જનમથી માંડીને તે ૧૪ વર્ષ લગી માણસ જીવ્યો હોય, ને જેણે ૯ વર્ષના ગાળા સુધી એક જ માલિકને ત્યાં રહી નોકરી કરી હોય, અને એની કમાણી પર જ આખું કુટુંબ નભતું હોવા છતાં-પોતાની પત્નીને, કુંવારી દીકરીને કે અઢાર વર્ષના દીકરાને-હક્કની રૂએ; બોતેર

કલાકથી વધુ સમયને માટે પોતાની સાથે રાખી શકશે નહિ.

*

ત્યાંના ગવર્નર જનરલને, કોઈ પણ કારણસર, ગમે તે સમયે, જરૂરી લાગ્યું, તો તેઓ જરૂરી ફતવો કાઢવાને અધિકારી છે. આવા ફતવાની રૂએ, તેઓ ગમે તે આફ્રિકનને અમુક પ્રદેશમાંથી હદપાર કરવાની સત્તા ધરાવે છે.

કોઈ પણ અદાલતને, કામચલાઉ સમય માટે પણ ગવર્નર જનરલે આપેલા હદપારીના આ હુકમને મુલત્વી રખાવવાનો અધિકાર નથી, કે નથી એને એ હુકમ સામે અપીલ કરવાનો અધિકાર. ને આ સત્તા એટલી તો આંધળી છે કે, ગવર્નર જનરલના આ ફતવા દ્વારા કોર્ટ જે માણસને આ પ્રદેશમાંથી હદપાર કરાવવા માગે છે, તે આ નહિ પણ બીજો છે—એવું ખુલ્લંખુલ્લા સાબિત થઈ જાય, તો પણ એ ફતવાનો અમલ પેલા માણસને કરવો જ પડે છે!

—પણ જો એની જ જગાએ આફ્રિકન સિવાયનો બીજો કોઈ જાતિનો માણસ હોય, તો આવો હદપારીનો હુકમ રદ થઈ શકે છે, સ્થગિત થઈ શકે છે—ને તત્કાલ પ્રદેશ છોડી જવાની ફરજ એને પાડવામાં નથી આવતી.

*

આખા દક્ષિણ આફ્રિકામાં, કોઈ પણ જગાએ કાળી ને ગોરી ચામડીવાળાએ, એક હોટલમાં, ભેગા બેસી ચા પીવી એ ગેરકાયદેસર છે. સિવાય કે એ માટે અગાઉથી એમણે ખાસ પરવાનો કઢાવ્યો હોય.

*

એ જ પ્રમાણે અગાઉથી ખાસ પરવાનો કઢાવ્યા વિના, કોઈપણ આફ્રિકન પ્રોફેસર ગોરાઓની કોઈ કલબમાં વ્યાખ્યાન આપે, તો તે રાજનો ગુનેગાર ઠરે છે. (આ 'ક્રિમિનલ ઑફેન્સ' ગણાય છે!)

*

આખા દક્ષિણ આફ્રિકામાં કોઈ પણ જગાએ, કોઈ પણ આફ્રિકન અધિકારની રૂએ, જમીનના કોઈ પણ ટુકડા પર, માલિકીહક્ક ધરાવી શકતો નથી. એટલું જ નહિ, હાલની સરકાર, ભવિષ્યમાં પણ આફ્રિકનોને આવો કોઈ અધિકાર આપવાનું વિચારતી નથી—આફ્રિકનોના વસવાટ માટે અલાયદા કાઢવામાં આવેલ વિસ્તારોમાં પણ આફ્રિકનો માટે, તસુ-ભાર ભૂમિ પર પણ માલીકી ધરાવવાનો સવાલ ઊઠતો જ નથી!

દક્ષિણ આફ્રિકાની ગોરી સરકારના રાજમાં, કોઈ પણ પોલીસ, કોઈ પણ જાતના વૉરંટ ઑર્ડર વિના, 'રાતે યા દિવસના **કોઈ પણ 'ઉચિત સમયે'** કોઈ પણ આફ્રિકનના ઘરમાં પ્રવેશી એની જડતી લઈ શકે છે—જો એને એવો વહેમ પણ હોય કે, આ ઘરમાં ૧૮ વર્ષનો દીકરો વગર પરવાને એના બાપ સાથે રહેવાનો ગુનો કરી રહ્યો છે!

*

કોઈ પણ ગ્રુપના માલિકોએ નીમેલા એજન્ટ પાસે, અમુક માલિકની નોકરીમાં જોડાવાનું કબુલ કર્યા પછી, જો કોઈ આફ્રિકન એ કામ પર ચઢવાની ના પાડશે, તો એ સરકારનો ગુનેગાર ગણાશે. ને એવા ગુના બદલ એને દસ પાઉંડનો દંડ ભરવો પડશે, ને દંડ ન ભરી શકે તો બે મહિનાની કેદની સજાને લાયક ઠરશે.

*

આદિવાસી ખાતાના પ્રધાન (મિનિસ્ટર ઑફ નૅટિવ અફેર્સ) એમને મન ફાવે ત્યારે, કંઈ પણ કારણ આપ્યા વિના, આફ્રિકન જાતિ યા કોઈ અમુક કોમ તરફથી ચાલતી નિશાળને સરકાર તરફથી અપાતી સબસીડી યા ગ્રાંટ બંધ કરી દઈ શકશે.

*

કોઈ પણ દેવળ તરફથી આફ્રિકન બાળકોના શિક્ષણને માટે કોઈ નિશાળ ચલાવી શકાશે નહિ. સિવાય કે તેને સરકાર તરફથી રજિસ્ટર્ડ કરવામાં આવી હોય. સાથે સાથે જ આદિવાસી ખાતાના પ્રધાનને એવી નિર્બંધ સત્તા આપવામાં આવેલ છે, કે એને જો એમ લાગે કે, અમુક નિશાળ ચલાવવાથી આફ્રિકન પ્રજાનું હિત સધાતું નથી, પણ અહિત થઈ રહ્યું છે, તો તે એ-શાળાને રજિસ્ટ્રેશન આપવાની જ ના પાડી દઈ શકે છે.

*

જો કોઈ પણ આફ્રિકન, હિંદી, યા રંગીન ચામડીવાળો પ્રજાજન, જાહેર જનતા માટેના બગીચામાં, ગોરાઓને જ બેસવા માટે અલાયદા રાખવામાં આવેલ બાંકડાનો, રાજના રંગભેદના કાનૂન સામે વિરોધ દર્શાવવાના હેતુથી ઉપયોગ કરશે. તો તેણે 'ક્રિમિનલ ઑફેન્સ' કર્યો ગણાશે. ને એ ગુના બદલ એને ૩૦૦ પાઉન્ડ દંડ યા તો ત્રણ વર્ષની કેદ ફટકારી શકશે. યા તો વધુમાં વધુ દસ ફટકાની સજા કરી શકાશે. આમાંની ગમે તે બે સજાઓ સામટી પણ ફટકારી શકાશે.

*

કોઈ પણ આફ્રિકન, ગમે તે સમયે, શહેરના કોઈ બીજા મકાનમાં કામ કરતા પોતાના મિત્રને મળવાને માટે જઈ શકશે નહિ. મિત્રને મળવાની જરૂર જણાતાં એણે અગાઉથી એ મકાનના માલિકની યા તો ત્યાંના રહેનાર માણસની પરવાનગી લેવી પડશે.

*

સ્થાનિક વિભાગના ઇન્સ્પેક્ટરને એમ લાગે કે, ગોરાઓના વસવાટ માટેના અલગ વિસ્તારના કોક ઘરમાં – રંગીન ચામડીવાળો માણસ આવીને રહેલો છે, તો તે દિવસના ગમે તે સમયે, ગમે તે ઘરમાં ઘૂસીને, ગમે તે માણસ પાસેથી જવાબ માગી શકશે.

*

કોઈ આફ્રિકન, બધા જરૂરી પરવાનાઓ સહિત કાયદેસર રીતે કોઈ શહેરમાં વસવાટ નાખીને રહેતો હોય, તો પણ તે હકની રૂએ પોતાનાં બીબાળકોને પોતાની સાથે રાખી શકશે નહિ.

*

કોઈ પણ આફ્રિકન કામદારે હડતાલમાં ભાગ લેવો, એ ગેરકાનૂની છે. એવો ગુનો કરનારને ૫૦૦ પાઉન્ડ સુધીનો દંડ, યા તો ત્રણ વર્ષની કેદની સજા થશે. જરૂર જણાતાં આ બંને સજાઓ સામટી ફટકારી શકાશે.

*

ગવર્નર જનરલને જો એમ લાગે કે, જાહેર સલામતીને માથે ગંભીર જોખમ છે, ને પ્રદેશના સામાન્ય, ચાલુ કાયદાથી કામ ચાલી શકે એમ નથી, તો તેઓ, ખાસ ફતવો કાઢીને, ગમે તે પોલીસને એટલી સત્તા આપી શકે છે કે, તે ગમે તે માણસની ધરપકડ કરીને, વગર કોર્ટમાં કેસ ચલાવ્યે, જેલમાં પૂરી દઈ શકશે.

*

૧૯૩૭ પછી સ્થપાયેલી હોસ્પિટલમાં, એનો કોઈ પણ સંચાલક, આદિવાસી ખાતાના પ્રધાનની પરવાનગી વિના (ખાસ તાકીદની પરિસ્થિતિ ઊભી થઈ હોય તે સિવાય) જો કોઈ આફ્રિકનને દાખલ કરશે, તો એ સરકારનો ગુનેગાર ઠરશે.

*

આદિવાસી ખાતાના પ્રધાનને ને શહેરના સ્થાનિક સત્તાવાળાઓને જો એમ લાગે કે, શહેરના કોઈ એક દેવળમાં રોજ ભેગા થઈ પ્રાર્થના કરનાર આફ્રિકનોને એટલી સંખ્યામાં ભેગા થવા દેવા, એ હિતાવહ નથી, તો તેઓ ફતવો બહાર પાડીને એ આફ્રિકનોને દેવળમાં પ્રાર્થના માટે ભેગા થતા અટકાવી શકે છે.

—સુ. ગાંધી

## પ્રવૃત્તિ પરિચય

આ વિભાગમાં

* ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
* ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ (કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત)ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "વિશ્વમાનવ" ઉપકૃત થશે.

## હાથમતી નહેર-યોજના

સવાલ કોઈ એકાદ યોજનાનો નથી. સવાલ ચોક્કસ દષ્ટિ અને નીતિનો છે.

મુંબઈ સરકારે સાબરકાંઠા જીલ્લાના ભિલોડા તાલુકામાં ફતેપુર નજીક હાથમતી નદીની ઉપર એક બંધ બાંધવાની યોજના તૈયાર કરી છે. આ યોજનાના પ્રતાપે હિંમતનગર નજીકના વિસ્તારમાં તથા હાલની હાથમતી યોજનાના વિસ્તારમાં થઈ ૮૨,૫૦૦ એકર જમીનને સીંચાઈ મળશે એવી સરકારી ધારણા છે.

ભારતના વિકાસ માટેની, તેમાંય સાબરકાંઠા જેવા પછાત પ્રદેશ માટેની આવી નહેર-યોજનાને કયો ગુજરાતી ઉમળકાપૂર્વક આવકાર આપવા નહિ ઇચ્છે?

અને આમ છતાં, આ યોજનાના આરંભે જ ખુદ સાબરકાંઠાની અને હવે તો ગુજરાતની પ્રજામાં અસંતોષ અને ધૂંધવાટ પ્રવર્તે છે, એ એક હકીકત છે. આવું બનવા પામ્યું છે, એ ખરેખર દુર્ઘટના છે.

પ્રજાના હિત માટે, સરકારે જાતે થઈને વિચારેલી યોજનાની બાબતમાંય કેવા છબરડા વળતા હોય છે, પાછળથી એક પછી એક કેવી ભૂલભૂલામણી સરજાતી હોય છે, અને અંતે કેવી રીતે રાજ્ય અને પ્રજા વચ્ચે વૈમનસ્ય પેદા થાય છે, એનું જાણે આ દષ્ટાંત—હવે પછી 'ફરી આવું ન બનો'નું સૂચન કરી રહેલ છે.

સૌથી પ્રથમ 'આ યોજના વિચારાઈ ત્યારે' નીચેના મુદ્દાઓનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો તે સ્પષ્ટ છે—

૧. ફતેપુર આગળ બંધ બાંધવો; તેમાં ૪૭૦૦ મિલિયન ક્યૂબિક ફીટ પાણી ભરાશે; અને તેથી ૫૮૦૦૦ એકર જમીનને પીતનો લાભ મળશે.

૨. આ બંધ બાંધતાં ૭૫૫૦ એકર જમીન ડૂબમાં જશે.

૩. આથી ૨૯૦૦ માણસો નિર્વાસિત બનશે.

૪. બંધનું ખર્ચ આશરે રૂા. ૯૦ લાખ થશે.

૫. ઉપરાંત, આ બંધ બાંધવા જતાં, ભવનાથ (ભુવનેશ્વર)-ના મંદિરને સુરક્ષિત રાખવા રૂા. ૧ લાખ ૨૦ હજારનું તથા કુંડને બચાવવા રૂા. ૩ લાખનું તથા એપ્રોચ રસ્તાનું રૂા. ૪ લાખનું વધુ ખર્ચ થશે. (ભુવનેશ્વરનું સ્થાનક ૭૦૦ વર્ષ પુરાતન છે, પુરાણ-પ્રસિદ્ધ છે. ધર્મ અને ઐતિહાસિક સ્મૃતિઓથી સંકળાયેલું છે.)

પરંતુ, આ ઉપરાંતના એક અત્યંત મહત્ત્વના સવાલ બાબત કદાચ તે સમયે પૂરતી વિચારણા થઈ નહિ હોય એમ જણાય છે—

**જેમની જમીનો ડૂબશે અને જેઓ નિરાધાર નિર્વાસિત બનશે, એમનો પુનર્વસવાટ કેવી રીતે કરવામાં આવશે?**

પ્રજાની અપેક્ષા અને લાગણી એવી હતી કે—

'આખા દેશના વિકાસ માટે આ યોજના ઘડાઈ છે. અમે મૂળ જમીન, ઘરબાર, સગાંવહાલાં, પરોશસંબંધીઓ છોડીને, અમારા મૂળ વસવાટ ઉપરથી ઊખડી જઈને,

નવેસરથી બીજે વસવાટ કરવા તૈયાર થયા છીએ—એ અમારી દેશ પ્રત્યેની ફરજ સમજીને; પરંતુ આ યોજનાને પરિણામે અમુક પ્રદેશના જમીનમાલિકને પાણીનો ખાસ લાભ એટલે કે આર્થિક લાભ થનાર છે. તો એમની સરખામણીમાં અમને નવા વસવાટ અંગે પૂરતી સંતોષકારક સગવડો અપાવી જોઈએ.'

પરંતુ સરકાર તરફથી આ પ્રકારની સ્પષ્ટ ખાતરીઓ અપાઈ નહિ; એને કારણે લોકોના મનમાં કચવાટ અને શંકા-ભીતિઓ તથા ખુદ સ્થાનિક કાર્યકર્તાઓના મનમાં પણ ઉદ્વેગ અને મુઝવણો વધતાં જતાં હતાં. શ્રી વિનોબાજી સમક્ષ (સાબરકાંઠામાં તેમની પદયાત્રા પ્રસંગે) આનો ઉગ્ર પડઘો પણ ઊઠયો હતો.*

હવે જાણવા મળે છે તે મુજબ, સરકારે આ બાબત સરકારી તથા બિનસરકારી સભ્યોની એક કમિટી નીમી છે અને આ બાબતનો ખરડો ધારાસભા સામે પેશ થયો છે!

અમે આશા રાખીએ છીએ કે, આ પગલાં પ્રજાની સહજ ન્યાયી ભાવનાને પહોંચી વળવા શક્તિમાન બનશે.

[ ૨ ]

પરંતુ, એક બીજો મુદ્દો અણધારી રીતે વધુ ગુંચવાયો છે:

આ બંધ બાંધવામાં ભવનાથનું મંદિર (આખા સ્થાનકને) બચાવી લેવાનો સ્પષ્ટ નિર્ણય મૂળ યોજનામાં છે; મૂળ યોજનાના નકશામાં પણ આ વાત સ્પષ્ટ છે; યોજનાના ખર્ચના આંકડા અને મુંબઈ રાજ્ય ઇરિગેશન કમિટીની માહિતીની નોંધમાં, ઉપરાંત વડીસરકારના પ્રધાન શ્રી નંદાજીનાં ભાષણોમાં (ભાવનાથની જાહેર સભા, તા. ૨૮-૧૨-'૫૬) અને ધારાસભામાં પુછાયેલા સવાલના જવાબમાં આ વાત ફરી ફરી સ્પષ્ટ કરવામાં આવી હતી.

**આમ છતાં, આ નિર્ણય પાછળથી ફેરવવામાં આવ્યો:**

**અને સુધારેલી યોજના મુજબ—**

* ૪૭૦૦ મિ. ક્યુ. ફીટના પાણીને બદલે વધારે પાણી-ભરાવો થશે, અને પરિણામે ૫૮,૦૦૦ એકર જમીનને પાણી મળવાને બદલે ૮૨,૫૦૦ એકરને પાણી મળશે.

* પરંતુ, ભવનાથનું મંદિર, કુંડ (આખું સ્થાનક) ડૂબી જશે.

આવા નિર્ણયથી પ્રદેશની પ્રજામાં જબરો આઘાત થયાની લાગણી પ્રસરી છે.

**સર્વ પ્રથમ તો પ્રજાને એ વાત સમજાવી શકાઈ નથી કે મૂળ યોજના મુજબ મંદિર-કુંડ સુરક્ષિત રહેતાં હતાં, તે હવે ડુબાડવાં જ પડે એવાં તે કયાં સબળ અનિવાર્ય કારણો સરકારને ફરજ પાડી રહેલ છે?**

સરકારે આ બાબત સૌથી પ્રથમ એવો ખુલાસો કર્યો હતો કે, મૂળ-યોજના અનુસાર મંદિરને બચાવવા જતાં જે ખર્ચની ગણત્રી કરી હતી, તે ખોટી હતી; રૂ. ૧૪ લાખ વધુ ખર્ચ થાય એમ છે. માટે નિર્ણય ફેરવવો પડ્યો છે. પ્રજામાં આનો પ્રત્યાઘાત એવો પડયો કે, થોડાક લાખ રૂપિયા બચાવવા ખાતર લાખો પ્રજાજનોની લાગણી દુભવવામાં આવે છે! અને અગાઉ આપેલાં સ્પષ્ટ વચનોનો ભંગ કરવામાં આવે છે!

લોકોના આવા વલણ સામે સરકારે એકદમ સિદ્ધાન્ત ઉચ્ચારી દીધો કે,—

રાષ્ટ્રીય યોજનામાં આવતાં ધર્મસ્થાનો લોકલાગણીના કારણે સરકાર બચાવવા જાય, તો વિકાસયોજના થઈ જ ન શકે.

પરંતુ લોકોને એ મૂળ વાત ન સમજાઈ કે મંદિર ડુબાવાનો સવાલ કયાંથી ઊભો થયો? મૂળ યોજનામાં મંદિર ડૂબતું જ નથી. એટલે રાષ્ટ્રીય વિકાસ સામે ધર્મસ્થાનને બચાવવાનો સવાલ જ ઊભો થતો નથી. મૂળ યોજના મુજબ સહજ રીતે જે ધર્મસ્થાન બચી જાય છે, તેને હવે ડુબાડવાની યોજના શા માટે કરવામાં આવે છે, તે મુખ્ય સવાલ છે.

સરકારે આના જવાબમાં વળી એવું જાહેર કર્યું કે, આ નવી યોજનામાં ૩ ફૂટ પાળ ઊંચી લેવાથી પાણીનો વધુ ભરાવો થાય છે ને વધુ જમીનને પાણી મળે છે; અને મંદિર બચાવવાનો ખર્ચ બચી જાય છે તે વધારામાં.

આની સામે એવી દલીલ થઈ કે, સરકારને વધુ પાણી જોઈતું હોય તો, મંદિર પાસેની યોજનાને ૩ ફૂટ ન વધારતાં ૩ ફૂટ પાણી લેવા માટે ઉપરના ભાગમાં બીજો નાનો બંધ બાંધી લઈને તેટલું વધુ પાણી મેળવી શકાય એમ છે. તેથી

* જો પૂરતો ન્યાય ન મળે તો શ્રી વિનોબાએ અહિંસક સત્યાગ્રહ કરવાની અને કોંગ્રેસી ધારાસભ્યોને રાજીનામું આપી દઈ પ્રજાની પડખે રહેવાની સલાહ આપી હતી.

મંદિર બચવા ઉપરાંત ત્યાંના સ્થાનિક લોકોને જ લાભ મળે છે. આવા નાના બંધની યોજના ઇડર રાજ્યે અગાઉ વિચારીય હતી...

આ વાત પણ સરકારને અનુકૂળ ન જણાઈ; ત્યારે એક નવી જ યોજના સરકાર પાસે રજૂ કરવામાં આવી. ફતેપુરથી બે માઈલ નીચે બંધ થાય તો—

* ૭૫૫૦ને બદલે ૬૦૦૦ એકર જમીન ડૂબે; (એટલે કે ૧૫૫૦ એકર જમીન બચી જાય).

* ૨૯૦૦ માણસોને બદલે ૨૦૦૦ માણસો નિર્વાસિત બને; એટલે ૯૦૦ માણસોના પુનર્વસવાટનું કષ્ટ અને ખર્ચ બચી જાય.

* બંધનું ખર્ચ ૯૦ લાખને બદલે ૧૩૭ લાખ થાય. એટલે કે, રૂા. ૪૭ લાખ વધુ ખર્ચ થાય; પરંતુ મંદિર-કુંડ બચાવવાનું ખર્ચ જ (આશરે ૨૨ લાખ) કરવું ન પડે.

* ફતેપુર આગળ બંધ બંધાતાં હિંમતનગર શામળાજી રોડનો અમુક ભાગ નાશ પામે છે; તે માટે ૧૨ માઈલનો નવો રસ્તો બંધાવવાનું ખર્ચ રૂા. ૧૦ લાખ થાય છે, તે આ યોજનાથી બચી જાય.

* ટૂંકમાં, મોટા ભાગનું વધારાના ખર્ચનું વળતર મળી રહે છે.

પરંતુ સરકારે તો રૂા. ૪૦ લાખનો ખર્ચ વધી જાય છે, એમ કહી તેનો પણ અસ્વીકાર કર્યો. (૪૭ લાખના કુલ વધુ ખર્ચમાંથી કદાચ રૂા. ૮ લાખ મંદિર બચાવવાના બાદ કર્યા હશે? પરંતુ ૧૫૫૦ એકર જમીન બચે, તેનું કોમ્પેન્સેશન બચે, ૯૦૦ માણસોનું ખર્ચ બચે, અને નવા રસ્તાનું ખર્ચ બચે—એની ગણતરી નહિ કરી હોય?)

પરંતુ આ બધાથી તો લોકોમાં અસંતોષ અને અવિશ્વાસ વધુ ધૂંધવાતો થયો. ત્યારે છેલ્લે છેલ્લે સરકારે જાહેર કર્યું છે કે—

**સરકારી ઇજનેરોએ વધુ વીગતે તપાસ કર્યા પછી એવું જણાયું છે કે, પહાડ આખો માટીનો છે; મંદિરની આગળપાછળ પાળી કરીને ય બચાવવાનો પ્રયાસ કરવામાં આવે તો પણ મંદિર લાંબો સમય ટકી નહિ શકે.**

**એટલે, ઘણો મોટો ખર્ચ કરીને, મંદિરને બચાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરવો સર્વથા વૃથા છે.**

આ પ્રકારની ઘડી મોડી મોડી જાહેરાતથી લોકોના અને કાર્યકર્તાઓના મનમાંય 'after thought'ની છાપ પડી. અને એકંદર પરિણામ ઊલટું આવ્યું—

* ધાર્મિક લાગણીને તો આઘાત થયો જ. અને તેનો પડઘો ધર્મ પરિષદ (૧૬-૧૭ માર્ચ) દ્વારા સ્પષ્ટ અને ઉગ્ર સ્વરૂપે પ્રગટ થયો.

* લોકોને સમજાવવામાં સ્થાનિક કાર્યકરોના હાથ પણ હેઠા પડ્યા.

* અને જેઓ કોંગ્રેસ સામે મોરચો માંડવા કોઈ પણ તક શોધતા હતા તેમને અનુકૂળ વાતાવરણ મળ્યું.

અમે માનવા તૈયાર છીએ કે—

**સરકારે છેલ્લે છેલ્લે આપેલું કારણ વાજબી હોઈ પણ શકે છે કે, ત્યાંની માટીવાળી જમીનને કારણે મંદિરની સ્થાયી રક્ષા થઈ શકે એમ નથી.**

અમે એ વાત માટે પણ સંતોષ પ્રગટ કરીએ છીએ કે—

**સરકારે રૂા. ૮ લાખને ખર્ચે અને તેટલી હદે 'સ્વયંભૂ ઇશ્વર'ને સાચવીને મંદિર ખસેડવાની ઇંતેજારી પ્રગટ કરી છે.**

વળી, અમે એ વાત પણ સ્પષ્ટ કરવા માગીએ છીએ કે—

**રાષ્ટ્ર વિકાસના હેતુ માટે કોઈપણ સંજોગોમાં કોઈપણ ધાર્મિક સ્થળની ફેરબદલી અથવા નાબૂદી થઈ જ ન શકે, એવું અમે માનતા નથી.**

પરંતુ અમે એટલી જ સ્પષ્ટતાપૂર્વક રજૂ કરવા ઇચ્છીએ છીએ કે—

* કોઈ પણ સરકારી યોજનાથી હજારો પ્રજાજનોનાં જીવન સાથે સીધો સંઘર્ષ ઊભો થવાની વકી હોય તેવી બાબતોને પાયાની મહત્ત્વની ગણી, તે બાબત પ્રજાને વધુમાં વધુ સંતોષ આપવાની ફરજ અને જવાબદારી સરકારે સ્વીકારવી જોઈએ.

તથા—

* જ્યારે ધાર્મિક સ્થળની નાબૂદી અને ધાર્મિક લાગણીનો સવાલ આવતો હોય ત્યારે પ્રજાને સદ્ભાવના પૂર્વક એની અનિવાર્યતા સમજાવવાના તમામ પ્રયાસો વ્યવસ્થિત રીતે થવા જોઈએ.

**સવાલ કેવળ હાથમતી યોજનાનો નથી.**

**સવાલ આમ પ્રજા પ્રત્યેની જવાબદાર નીતિનો છે.**

સવાલ આવી યોજનાઓ વખતે પુનર્વસવાટ તથા ધાર્મિક સ્થળો પ્રત્યેની પોતાની વધુમાં વધુ ફરજ અંગેની સ્પષ્ટ નીતિનો છે.

અમારા મન ઉપર, આ આખા કિસ્સાની વીગતો પરથી, એવી છાપ પડી છે કે—અંને મુદ્દા પરત્વે સારી એવી ઉપેક્ષાવૃત્તિ સેવાઈ છે.

આમ છતાં, આ આખી ઘટનાનો શુભ અને સમાધાનપૂર્વકનો અંત જોવા અમે ઇંતેજાર છીએ.

આ પ્રદેશના કાર્યકર્તાઓ તથા ધાર્મિક આંદોલનના અગ્રણીઓ સુદ્ધાં ભારતના નવઘડતર માટે આતુર છે, એવી અમારી શ્રદ્ધા છે, અને તેઓ પ્રજાને આવશ્યક ત્યાગ કરવાની તથા પ્રગતિના અવરોધક હોય તેવા પુરાણા આગ્રહો જતા કરવાની સલાહ આપશે, એવી અમારી અપેક્ષા છે.

તથા, સરકાર પોતે નિરાશ્રિતોના પુનર્વસવાટ અંગે વધુમાં વધુ ઉદાર વલણ દાખવશે અને મંદિર બચાવવા અંગેની તેની ઉત્સુકતા અને ઉત્કટતાની ખાતરી પ્રજાને કરાવશે, એવી અમે આશા રાખીએ છીએ. —ભો.

## સરકારી ઇનામો : થોડાંક સૂચનો

દર વરસે ગુજરાતી સાહિત્યનાં વિવિધક્ષેત્રનાં પ્રકાશનોને સરકાર તરફથી ઇનામો એનાયત થાય છે. છેલ્લાં થોડાંક વરસોની, અને ખાસ કરીને છેલ્લા વર્ષની આ યાદી જોયા પછી, નીચેનાં કેટલાંક સૂચનો લાગતાવળગતાને કાને નાખીએ છીએ—

૧. આખા વરસમા શ્રેષ્ઠ પુસ્તકોની પસંદગી કરતી વેળા, ‘આ વર્ષનું આ શ્રેષ્ઠ છે,’ કેમકે અમુક વિષય ઉપર માત્ર બેચાર જ પુસ્તક પ્રગટ થયાં છે, ને તેમાં આ શ્રેષ્ઠ ગણાય, એવું લૌકિક બહુધા કામ પુરતું જણાય છે; તેવી દૃષ્ટિ જતી કરી, જે પુસ્તકનું કાંઈક વિશેષ પ્રદાન હોય તેને જ ઇનામપાત્ર લેખવું જોઈએ.

બાકી, જે નવાં પુસ્તકો અંશતઃ યે નવા ઉન્મેષો, નવું ઓજસ, નવો અભ્યાસ, નવી દૃષ્ટિ, નવી કેડી પ્રગટ કરતાં હોય, તેમને જ શ્રેષ્ઠ ઇનામ લાયક ગણવાં જોઈએ.

૨. જો આવો આગ્રહ સેવાશે તો પછી, દર વરસે વધુમાં વધુ સંખ્યાને સંતોષવાની દૃષ્ટિએ અરધાં અરધાં ઇનામો વહેંચી આપવાની કોઈ જરૂર નહિ રહે.

લગભગ સરખી અને ઉચ્ચ કક્ષાનાં બે પુસ્તકોની વચ્ચે જ એવી વહેંચણીનો પ્રસંગ આવશે.

૩. જે કોઈ લેખકની એક કૃતિને એકવાર ઇનામપાત્ર લેખવામાં આવે પછી તેનાથી ઊતરતી કક્ષાની તે લેખકની કૃતિને ભવિષ્યમાં ઇનામ આપવું ન જ જોઈએ. દા. ત. પં. સુખલાલજી યા કાકા સાહેબના શ્રેષ્ઠ ગ્રંથનું એકવાર બહુમાન કર્યા પછી, તેનાથી ઊતરતી કક્ષાના અથવા તે ને તે ધોરણનાં તેમનાં નવાં લખાણોને, ફરી ફરી ઇનામ આપીને તો આપણે તેમના બહુમાનનું મૂલ્ય જ ઘટાડી દેતા નથી શું?

એટલે કે એકવાર ઇનામ જીતી જનાર લેખક, પોતાની આગલી કૃતિથી વધુ ઉચ્ચ કક્ષાનું લખીને જ પુનઃ પુરસ્કારનો અધિકારી ઠરવો જોઈએ.

૪. ઇનામો માટે જે કમિટીઓ નીમાય તેના સભ્યોએ, બીજું કાંઈ નહિ તો, પોતપોતાના ક્ષેત્રનાં તમામ પ્રકાશનો વાંચી જવાની ખાત્રી તો આપેલી હોવી જોઈએ, કેમકે આજે તો એવી યે શંકા જાગે છે કે, પૂરેપૂરાં પુસ્તકો વાંચી જવાના અભાવને કારણે બધા પરીક્ષકો ચોક્કસ રીતે ચોક્કસ અભિપ્રાય આપી શકતા યે નહિ હોય! ત્યાં ઊંડાણ ભરી ચર્ચા-વિચારણાનો સવાલ જ શો?

વળી અમુક નામો રજૂ થયા પછી, એને બદલે બીજાં નામો રજૂ કરવામાં, નામ સૂચવનારનું યા સૂચિત વ્યક્તિનું ‘અપમાન’ છે, એવું માની શરૂમાં જ, ભારપૂર્વક સૂચવાય તે તે નામો મોટે ભાગે સ્વીકારીને ચાલવાની રસમ ચાલતી હોય તો તેય ટાળવી જોઈએ; અને ન ચાલતી હોય તો શરૂ ન થાય તે માટે યે, પરીક્ષકોમાંના વધુ પક્વ અને પીઢ સભ્યોએ પોતે આગ્રહપૂર્વક લોકશાહી પ્રથા જાળવવા મથવું જોઈએ. સારી ચર્ચાવિચારણાને અંતે સર્વ સંમતિથી નિર્ણયો લેવાય તો જ તેની કિંમત છે. —ભો.

## મુંબઈ ‘વાર્તાવર્તુળ’

મુંબઈમાં યુવાન વાર્તાકારો શ્રી. રમણલાલ પાઠક અને શ્રી જશવંત મહેતાના પ્રયાસોથી તાજેતરમાં વાર્તાકારોના મંડળ “વાર્તાવર્તુળ”ની, સ્થાપના કરવામાં આવી છે.

સંસ્થાનો ઉદ્દેશ દર શનિવારે ભેગા મળી વાર્તાસાહિત્ય વિષે મુક્ત ચર્ચા કરવાનો, ગુજરાતના વાર્તાકારોને સ્પર્શતા પ્રશ્નો હલ કરવાના માર્ગો વિચારવાનો અને વાર્તાકારોની સર્જનપ્રવૃત્તિને વેગ આપવાનો છે. વર્તુળની બીજી જ બેઠકમાં વર્તુળના સભ્યોની એક એક નવી અપ્રકટ વાર્તા પસંદ કરીને સંગ્રહ પ્રસિદ્ધ કરવાનો ‘નિર્ણય લેવાયો’ છે.



એસિરિયન કલા

કલાનો આસ્વાદ

# ૫ : એસિરિયન કલા

—ગુલામમોહમ્મદ શેખ

ચાલો હવે ઇજિપ્ત છોડીને મેસોપોટેમિયામાં વિકસેલી ઈ. સ. પૂર્વે નવમીથી સાતમી સદી સુધીની એસિરિયન કલા-ભૂમિમાં પ્રવેશ કરીએ. ઇજિપ્ત છોડ્યા છતાં અહીં અચાનક પલટો આવી જાય એવું કશું નથી. ઉલટાનું એને જોતાં ઇજિપ્તની કલા ફરી યાદ આવી જાય એટલે કે એસિરિયન કલા એ જાણે ઇજિપ્શિયન કલાની બાળકી જ છે. માતાની મુખાકૃતિ જેવાં ઘણુંય સામ્ય છતાં તફાવત પણ એટલો જ.

એસિરિયન કલાનો સમય બહુ થોડો, બીજી પ્રણાલીઓની દૃષ્ટિએ તો !—ફક્ત બસોએક વર્ષનો. છતાંય એમાં એનું આગવું એવું ઘણુંય છે. ઘણા લોકો (વિવેચકો પણ) જગતના ઇતિહાસમાં એસિરિયન કલાને ઝાઝું મહત્ત્વ આપતા નથી. અને ઘણાં સમય સુધી તો વિવેચકોની કૃપાળુ નજરથી એ ઉપેક્ષાયેલી પણ રહેલ. ઉપેક્ષાની વાત કરતાં જાણીતા કલા-ઇતિહાસકાર વીલ ડ્યુરાંએ નોંધેલ એક વિચિત્ર રિવાજ યાદ આવે છે.

પશ્ચિમના દેશની જ વાત. (અત્યારે બરાબર યાદ નથી, પણ કદાચ જેની વાત કરવા બેઠો છું, તે મેસોપોટેમિયા હોય તો પણ નવાઈ નહિ.) એ પ્રદેશમાં એવો રિવાજ કે



દરેક પુષ્પતવયની કન્યાને લગ્ન પહેલાં કોઈ પરદેશી સાથે શારીરિક સંબંધ બાંધવો પડે. એ વિના લગ્ન થાય નહિ. પરદેશી એટલે સાવ અજાણ્યો જ, કોઈ બહારનો જ પુરુષ. અજબ જેવી આ પ્રથા. કોઈ બીજા દેશનો પ્રેમી પોતાની પ્રિયતમા કે પત્નીને બીજા સાથે સહચાર કરતી જોઈ ન કરવાનું કરી નાખે, એના તો કેટલાય દાખલા આપણી પાસે છે.

જ્યારે ઉપરોક્ત પ્રદેશનો પતિ તો પારકા પુરુષ પાસેથી આવેલી પત્નીને જ સ્વીકારે. (કહે છે કે આપણે ત્યાં દક્ષિણ ભારતના કોઈ પ્રદેશમાંય આવો રિવાજ હતો.) ખેર, જે હોય તે, આપણે સમાજ-શાસ્ત્રના વિષયમાં પડવું નથી. હવે પરદેશી સાથે સહચાર બાંધવા માટે એ પ્રદેશની સ્ત્રીઓ અમુક ઉંમરની થતાં જ અમુક નક્કી કરેલ જગ્યાએ બેસે. કદાચ ગામ બહારનું કોઈ મંદિર કે એવી જ જગ્યા, જ્યાંથી વટેમારગુઓ પસાર થતા હોય. એમાંથી ઇચ્છિત પુરુષ તેઓ મેળવી હરખાતી પાછી આવે. પ્રશ્ન એક જ ઊઠે છે. છેક આદમના સમયથી પુરુષ રૂપનો ભૂખ્યો રહ્યો છે.

દરેક દેશમાં કે દરેક જગ્યાએ દરેક સ્ત્રી રૂપાળી હોતી નથી. લગભગ અરધોઅરધ કદરૂપી કે સામાન્ય કક્ષાની હોય. પેલી રૂપાળી સ્ત્રીઓ તો પોતાના રૂપના આકર્ષણ દ્વારા કોઈને પણ આકર્ષી ધાર્યું કરાવે. પણ પેલી કુરૂપાનું શું? એને તો બિચારીને વર્ષો સુધી વાટ જોઈ બેસી રહેવાનું. રોજ પ્રાર્થના કરવાની કે એક દિવસ કોઈક પરદેશી આવશે, એને સ્વીકારશે અને પોતે લગ્ન કરવા માટે યોગ્ય ગણાશે.

પરંતુ એવું ક્યારે બને? 'પથેર પાંચાલી' નામના ચિત્રમાં એક ગીત આવે છે. એમાં એક ઘરડી-ખૂબ જ ઘરડી સ્ત્રી છે. ઘરના અને માનસિક સંઘર્ષોને કારણે એને એવી વ્યથા ઉપડે છે કે, હવે તો હરિ બોલાવી લે તો સારું. અને કોઈકવાર એ ગાય છે-'હરિ દિન તો ગેલો, શૌન્દે હોલો, પાર કરો આમારે...' અરે હરિ, દિવસ ઢળી ગયો, સંધ્યા થઈ, હવે તો પાર કરો. પછી બીજાં પુત્રમૃત્યુને યાદ કરતી કહે છે: મારી પાછળ આવેલાં કેટલાંયને તમે વહેલાં બોલાવી લીધાં, અને હું ઘણા સમયથી તમારાથી વિખૂટી પડેલી-અહીં રડતી બેસી જ રહી છું. હરિ! હવે તો આ ભવસાગર પાર ઉતારો. પેલી બિચારી કોઈ કુરૂપ કન્યાના હૈયાનો જ પ્રતિધ્વનિ જાણે કે. એ બિચારી કુરૂપા કદાચ વર્ષો સુધી બેસી જ રહે. એની નજર સામે જન્મેલી છોકરી યુવાન થઈને એની જ પડખે બેસવા જેવડી-કોઈ પરદેશીની રાહ જોવા જેવડી થાય. અને કદાચ હસતી રમતી ચાલી પણ જાય; પણ એનો વારો તો ન આવે તે ન જ આવે.

બહુ કરુણ વાત છે, નહિ? પણ એનો કોઈ ઉપાય નથી. ઈસુના જન્મ પૂર્વે સાતસો વર્ષ પહેલાં જન્મેલી આ એસિરિયન કલાનેય ઘણું શોષવું પડેલું-કોઈએ એના પ્રતિ બહુ ધ્યાન આપ્યું નહિ. અલબત્ત ઇજિપ્તની કલાનાં ઘણાં તત્ત્વો એમાં છે જ, છતાંય એનું પોતાનું આગવું પ્રદાન પણ અવશ્ય છે જ. એ જ સમયમાં મધ્યાહ્નકાળે પહોંચેલી ગ્રીક કલાને આપણે કેટલા ઉચ્ચ શિખરે ચડાવી મૂકી! વિનસનું નામ દરેકને મોઢે હોય, જેમાં મનુષ્ય શરીરની અનુકરણવૃત્તિનું તત્ત્વ જ વિશેષ પ્રમાણમાં છે. એમાં કારીગરી, કૌશલ અને આબેહૂબ આકૃતિ બનાવવાની પ્રભુતા છે, એટલે આપણે એને મહાન કહી. કાંઈ વાંધો નહિ, પણ એની પાછળ આવી બીજી પ્રણાલીઓ દબાઈ ગઈ તેનું શું?

હજારો વર્ષ પહેલાં પેલા ઇજિપ્શિયન્સ પશુ-પ્રાણી ચિત્રણમાં રસ ધરાવતા હતા. ત્યાર બાદ તો એ વસ્તુ કલાકારોને જાણે અભખે પડી ગઈ. ગ્રીક લોકો તો રૂપાળી સ્ત્રીઓ અને મજબૂત પુરુષોનું આલેખન કરવામાંથી નવરા જ ન પડ્યા, અને સદીઓ સુધી યુરોપ પર એની અસર રહી. પણ એક એસિરિયન કલાકાર હતો, એણે પશુઓને છોડ્યાં નહિ. એણે તો ઘોડાં, હાથી, બકરાં, ઘેટાં, ઊંટ અને સિંહ સુધ્ધાં પાડ્યાં.

એમનું જીવનેય કેવું! બસ લડવૈયાઓનું. હરપળ કોઈ ને કોઈ દુશ્મનનો સામનો કરવા તૈયાર બેસવાનું. શાંતિથી બેસવાનો વારો આવે તો, મોજશોખના વિષયો કેવા? શિકાર કરવો, ઘોડા ખેલવવા વગેરે. અને શિકારે ય કોનો? યોદ્ધાનો શિકાર પણ જેવો તેવો નહિ. ઘેટાં-બકરાં તો છોકરાં મારે. સિંહ-વાઘ મારે ત્યારે મૂછનો વળ સાચો. અહીં એક એવું જ ચિત્ર આપ્યું છે. આમ તો, બેય જુદાં જુદાં છે. એકમાં મરતી સિંહણ છે, અને બીજામાં તીર મારતા તેમ જ હથિયાર લઈ ઊભેલ યોદ્ધા છે.

પહેલાં મરતી સિંહણ જોઈએ. પશુ-ચિત્રણનું પૂરેપૂરું એને ભાન છે. પગના, પીઠના સ્નાયુઓ જ જુઓને! વળી પ્રમાણ પણ કેટલું આબેહૂબ છે! સિંહણના માથા પરથી દડતી દડતી સીમા-રેખા છેલ્લે નીચે ભાંગી પડેલા

પગોમાં સુઈ જાય છે! વચમાં પેલા ખૂંપી ગયેલા તીરનો (વચમાંથી દાખલ થાય છે ને! પહેલું તીર પાછળ ખૂંચેલું લાગે છે, જ્યારે બીજું વચમાંથી—આમ કલાકાર ભાઈ સપાટ-ફલક પર આપણને અંતરનો પણ ખ્યાલ આપે છે.) થોડો ધક્કો વાગે છે. નજર એના પરથી સરીને પાછી નીચે એના શરીર પર ફરી પડે છે. આમ બધીય રેખાઓ આવી રેલા જેવી જ છે. પેટ પરની રેખા જુઓ, એ પણ એવી જ રીતે વહી જતી, વચ્ચે વચ્ચે સ્નાયુઓમાં ચક્કર ચક્કર ફરતી, પાછી છેલ્લા પગોમાં ખોવાઈ જાય છે.

અને એમાં વીગતાલેખન પણ છે. એનાં આંખ, કાન, નહોર જુઓ. વળી આ મરતી સિંહણ છે. સિંહ એટલે વનનો રાજા અને આ એનીય સામ્રાજ્ઞી. ત્રણ ત્રણ તીર આરપાર ખૂંપી ગયાં છે. હવે તો પડવા સિવાય, દેહ છોડવા સિવાય આરો નથી. અને પાછળ તો બબ્બે તીર એકી સાથે ભોંકાઈ ગયાં છે-એટલે પેલા બે પગ તો મુડદાલ બની-ઢસડાઈ પડ્યા. પણ તોય એનો રુઆબ તો જુઓ! આગળના બેય પગ હજી એવા જ સાબૂત છે, ટટ્ટાર, આખા શરીરને ટેકો આપતા. અને મોં? પગ તો શું, આખું શરીરેય ભાંગી પડે, પણ આ ઉન્નત શિર ન નમે. એનો દમામ, દર્પ ભાંગવા કોઈ શક્તિમાન નથી, એનું શરીર છો ભાંગી નાખો. નસકોરાં ફૂલી ગયાં છે, કદાચ લોહી પણ વહી રહ્યું છે, અને એ મરતી વખતનો જાણે કે છેલ્લો હુંકારો કરે છે. કેવો હુંકારો! એની અંદર યાતના છે, પણ જાણે કે વાગ્યાના દર્દની નહિ, પણ દુશ્મનને ધૂળ ચાટતો નહિ કર્યાની અધૂરી ઈચ્છાનો.

આમ એમાં સિંહણના વ્યક્તિત્વની પૂરી રજૂઆત છે, ઉપરાંત અભિવ્યક્તિની પણ ખોટ નથી. કોઈને એમાં સ્નાયુઓ વધુ પડતા લાગે. અને એના વળાંકો પણ જરા stylised લાગે. પણ પશુદેહનું સૌષ્ઠવયુક્ત અને પ્રાણવાન આલેખન આકર્ષ્યા વિના નહિ જ રહે. અને આકારોની રચના ય જોઈએ.

ડાબી બાજુ ઉપરથી શરુ થતું મુખ જમણી બાજુ નીચે ઢળી જાય છે-એ એક દિશામાંની ગતિ થઈ. બીજો પગ (આગળનો) પણ એને અનુસરે છે. પણ એ એકધારી ગતિ ભાંગવા, બે તીર ઉલટી જ દિશામાં છે, અને પાછળનો પગ પણ. એટલે આખું structure પણ ભર્યું ભર્યું લાગે છે. સ્નાયુઓ, તેમ જ મોં વગેરેના સ્પષ્ટ ઝીણા આલેખનથી કોઈ એને જરા અનુપયોગી વીગતાલેખન માને.

પણ આપણે બીજા નમૂના જોઈએ, એટલે કે બીજી પ્રજાઓના, ગ્રીસના હેલેનીસ્ટીક યુગનું લાઓકૂન કે ચીનનું ડ્રેગન. એમાંનું વીગતાલેખન કેટલું? લાઓકૂનમાં દક્ષિણ ભારતના નટરાજના શિલ્પ જેવી પૂરક વીગતો કેટલી? પરંતુ અહીં એ ચર્ચા અસ્થાને છે. મૂળ વાત એ કે, એ બધા કરતાં અહીં સાદાઈ વધુ છે. અને સીધીસાદી જણાવમાં સચોટ અભિવ્યક્તિ કરવી એ કાંઈ જેવું તેવું લક્ષણ છે?

પરંતુ હવે આપણે જરા આમ પણ દૃષ્ટિ નાખીએ. બે બહાદુરો ત્યાં કેવા સજ્જ થઈને ઊભા છે! એક તીર તાણે છે અને બીજાના હાથમાં કશુંક શસ્ત્ર છે. અહીં પણ કલાકારનો વીગતાલેખનનો શોખ અછતો રહેતો નથી. આકારોમાં હલનચલન સ્પષ્ટ જોઈ શકાય છે. ઈજિપ્તની મનુષ્યાકૃતિઓ જેવી જડતા અહીં નહિ જડે. એને બદલે ધનુષ તાણીને, એક પગ પર ભાર દઈને (કલાકાર આમ શરીરશાસ્ત્ર પ્રમાણે સમતોલનનો નિયમ પણ જાણે છે) ઊભા છે. માથે મોટા મોટા ટોપ, એનો આકાર ઊભો, એટલે એમાં થોડો રસ ઉમેરવા માટે કલાકારે ખૂબીથી આડી લીટીઓ કરી છે. આવું એ ક્યાંય ચૂક્યો નથી. કપડાં અથવા આભૂષણો જુઓ. બધી આડી અને ઊભી તેમ જ એક બીજાનો છેદ કરતી લીટીઓની જ સંયોજના. અને રેખાઓ જ માત્ર. મૂળ શિલ્પમાંય એવી રેખાઓ કોરી છે, (અહીં તો એના પરથી કરેલું રેખાંકન છે.)

શિલ્પમાં રેખા દોરવી એય એક નવી જ વાત. પેલા ઈજિપ્શિયન પણ આમ કરતા ખરા અને પાવરધાય હતા. પણ એ સાવ ભાવાત્મક વસ્તુનો પ્રાણ આ એસિરિયન ભાઈએ ટકાવી રાખ્યો. પેલો ગ્રીક કલાકાર તો એને ભૂલી જ ગયો. ક્યાં છે રેખા? આપણા જીવનમાં આપણી દૃષ્ટિ સમક્ષ ચડતી વસ્તુઓને સીમા રેખા છે? નથી તો પછી કલામાં એનો ઉપયોગ શા માટે?

પણ આ એસિરિયન કલાકારનું એવું નહોતું. એ વિચારતો હોય કે ન હોય, આજે એની કલાકૃતિ જોતાં આપણે વિચારીએ. કવિતાનો દાખલો લઈએ. એમાં પ્રાસ, લય, ઢાળ વગેરે વપરાય છે, અને જરૂરી પણ મનાય છે. પરંતુ આપણે બોલચાલમાં ક્યાંય એવા કવિતાના લહેકાથી બોલીએ છીએ? બોલીએ તો હાંસીને જ પાત્ર થઈએ ને!

નાટકમાંયે સંવાદો બોલાતા હોય છે, પણ કેવા જુસ્સાથી સામાન્ય વાત પણ કહેવાતી હોય છે!

એનો ય એક પ્રસંગ (સાંભળેલો) યાદ આવે છે. જૂના સમયનાં નાટકોમાં કામ કરતા એક નિવૃત્ત અદાકાર શાકભાજી ખરીદવા ગયા. (એક વાત કહેવાની રહી ગઈ, એ ભાઈ હંમેશાં સ્ત્રીપાત્ર જ ભજવતા) પરંતુ શાકવાળીએ રીંગણાંનો ભાવ કાંઈક વધારે કહ્યો અને તરત જ એમનો નાટ્યપ્રિય (સ્ત્રી) જીવ ઊકળી ઊઠ્યો; તેઓ બોલ્યા: 'ન હોય! ન હોય! વીરા! (જો કે સામે શાકવાળી હતી), (રીંગણાંનો ભાવ આઠ આના ન હોય!' કદાચ નાટકના તખ્તા પર એટલા જુસ્સાથી કોઈ રજપૂતાણીનો (પાઠ ભજવતાં) એમના મોંમાં મુકાએલ એવો સંવાદ સાંભળી પ્રેક્ષકોએ એમને તાળીઓથી વધાવી લીધા હોત, પણ અહીં તો એમની ઠેકડી જ થઈ.

એટલે આપણે પેલા ગ્રીક શિલ્પીને એક જ પ્રશ્ન પૂછવાનો કે, ભાઈ! જે બધું, આપણે જીવનમાં જોતા હોઈએ તે જ કલામાં આવે? એ જવાબ આપે કે ન આપે. આપણે જ વિચારવાનું છે અને કહેવાનું છે, ના. કલા એટલે અનુકરણ માત્ર નહિ. એ જીવનનો માત્ર પર્યાય નથી, પણ એથીય કાંઈક વિશેષ છે, જે નવાં નવાં સત્યો શોધે છે. એટલે જ રેખા એ ભાવાત્મક તત્ત્વ છે. આપણી એશિયાઈ કલાઓમાં એનું મહત્ત્વ વિશેષ છે, કારણ કે આપણી દૃષ્ટિ પશ્ચિમની જેમ તર્ક-પ્રધાન નહિ, પણ ભાવ-પ્રધાન છે.

અને રેખાથી શું ન થાય? એક મનુષ્યનું આબેહૂબ મોં પણ પાડી શકાય. પણ પછી ત્યાં રેખા રેખા રહેવાને બદલે મનુષ્યનું મોં બની જાય છે. રેખાને ઓળખવા માટે, જેમ કોઈ મોટા માણસને મળવા માટે પટાવાળાની ચોકી વટાવ્યા સિવાય ન જવાય, તેમ પેલા માણસના મોંની સાથેનાં આપણા Associations દૂર કરવાં પડે. ઘણી વાર આપણે એ કરી શકતા નથી. સામાન્ય માણસો તો મૂંઝવણમાં પડી જાય છે.

જ્યારે આપણે આવો જૂની પ્રણાલિકાનો કે આધુનિક કલાનો નમૂનો જોઈએ છીએ, ત્યારે હોઠમાં આંગળી નાખીને ઊભા જ રહી જઈએ છીએ, ભાઈ, આમાં તો કાંઈ સમજાતું નથી!

કવિતામાં જ્યારે કોઈ નવો કવિ સીધી સાદી જબાનમાં તમારી સામે ફક્ત ચિત્ર દોરીને નાસી જાય, ત્યારે પણ વાચકની આ જ સ્થિતિ થાય છે. કવિને મન શબ્દો એનું વાહન છે. એ શબ્દોને રમાડે છે, શબ્દો દ્વારા એ ભાવ, લય, બધું રચે છે. એ જેવું ચિત્ર દોરે છે, એવું તો તમે રોજે રોજ જોતાં આવ્યાં હો છો, અને એણે જે શબ્દો વાપર્યા છે, એનું પૃથક્કરણ કરો તો ક્યારે ને ક્યારે તમે ય એ વાપરતાં જ હશો. પણ તમે જોયેલો કે વર્ણવેલો એ પ્રસંગ પ્રસંગ જ રહે છે, જ્યારે કવિ એ જ શબ્દોદ્વારા નવો જ અર્થ નિષ્પન્ન કરે છે.

ચિત્રકારનું વાહન તે રેખા, રંગ વગેરે. રેખાદ્વારા એ મોં બનાવે, કે ગમે તેવી આડી અવળી આકૃતિઓ દોરે. એવો આકાર તમે ય દોરી શકો, એવું મોં તમે ક્યાંક જોયું પણ હોય. છતાં કલાકાર એના વેગ, લય, અને construction અને સંયોજનાનો ઉચિત ઉપયોગ કરીને એમાંથી નવો મર્મ તાગવા મથે છે.

રેખાનો વિચાર કરીએ, તો રેખા એટલે આડી, ઊભી, વાંકીચૂકી, જાતજાતના મરોડવાળી લીટીઓ. અને કલાકારે એનો જ ઉપયોગ કરવાનો. એનાથી જ એણે ભાત રચવાની છે.

અહીં જુઓ. પેલા બન્ને સૈનિકોનાં કપડાંમાં ઊભી અને આડી રેખાઓ, દાઢીમાંય એવું, ટોપમાંય એવું, હાથની અને શરીરની આખી આકૃતિના વળાંકમાંય એવું. એમાં સૈનિકપણું છે. પણ જાણે કે સૈનિક ગૌણ છે, પણ રેખાઓ મુખ્ય છે. સ્નાયુઓને બદલે કોઈ એક બિંદુમાંથી ફૂટી નીકળતા લયપ્રવાહો જ! કપડાંની ભાતને બદલે આડી, ઊભી તેમ જ ક્રોસ ગતિઓ જ! ધનુષ્ય નહિ, પણ અર્ધ ગોળાકાર, વળી ગયેલી (રબ્બરની જેમ વળી શકે તેવી) નમનીયતા Elasticity જ!

વળી પાછા તમે વિચારવા બેસશો કે, ત્યાં હાથ મોટો થઈ ગયો, અને પ્રમાણ ખોટું પડ્યું. ખોટું પડ્યું તો છો પડ્યું. મનુષ્યશરીરનું પ્રમાણ ખોટું પડ્યું— પણ આકૃતિનું તોલન અને પ્રમાણ તો સચવાયું ને? મનુષ્યશરીરના વાસ્તવિક આલેખનના ભોગે એવું કરવું પેલા ગ્રીક શિલ્પીને ન પાલવે, પણ આપણને? ના, ભાઈ, ચિત્ર કે શિલ્પ એટલે માણસ નહિ, પણ માણસ (હોય તો ઠીક, ન હોય તો એની જરૂર પણ શી?) નું ચિત્ર કે શિલ્પ. કવિતામાં કવિએ કોઈ ખાસ પ્રસંગનું આલેખન કરવું જ જોઈએ,

[ પાન ૨૫૭ ઉપર ]

* મધ્યાહ્ન
* ઉત્તરાપથ
* સદ્‌ગત ચંદ્રશીલાને

# સમીક્ષા

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

**બુદ્ધિપ્રકાશ ( શ્રી વિદ્યાબેન સ્મૃતિ અંક )**

શ્રી વિદ્યાબેનને અંજલિ અર્પતા લગભગ ૪૦ જેટલા લેખો અને મુંબઈના રાજ્યપાલ સહિતના અનેક સંદેશાઓથી સભર આ ૧૩૦ પાનાના વિશેષ અંકમાં ગાંધીજીના હસ્તાક્ષરવાળા પત્રો પણ છે.

આ આખો અંક સહજ ઉષ્માભરી લાગણીઓથી નીતરતો છે, એ જેટલું આનંદદાયક છે, તેટલું જ કઠે એવું એ છે કે, એક આખા યુગના સામાજિક જીવનનું પ્રતિબિંબ પાડનારી આ પ્રતિભાવાન વ્યક્તિને સામાજિક પાર્શ્વભૂમિના તખ્તા ઉપર જીવંત કરે એવું મૂલ્યાંકન જ અહીં ખૂટે છે!

*

**મધ્યાહ્ન**

લે : કરસનદાસ માણેક
પ્રકાશક : વોરા ઍન્ડ કું. પબ્લિશર્સ પ્રા. લિ.
કાલબાદેવી રોડ, મુંબઈ–૨
મૂલ્ય : રૂપિયા ચાર.

‘આલબેલ,’ ‘મહોબ્બતને માંડવે’ અને ‘કલ્યાણયાત્રી’-ના ખ્યાતનામ કવિ શ્રી કરસનદાસ માણેક ઠીક ઠીક સમય પછી પણ ‘મધ્યાહ્ન’ લઈને આવ્યા છે, એ ઘટના એમની ‘વૈશંપાયનની વાણી’ની સાથે સાથે ચાલુ રહેતી કવિતા-પ્રવૃત્તિની નિદર્શક છે. શ્રી માણેકની કવિતા નિરાળી છે—વિષયે, શૈલીએ, સ્વરૂપે જોવા જઈએ તો પ્રત્યેક કવિ, જો એ કોઈનું અનુસરણ ન કરતો હોય અને પોતાની અનુભૂતિને પ્રામાણિક રહેતો હોય તો, નિરાળો જ હોય છે, અને આગળ જઈને કહીએ તો, કાવ્યમાત્ર નિરાળું હોય, અભિવ્યક્તિએ અને સ્વરૂપે એટલે શ્રી. માણેકની કવિતાના નિરાળાપણા વિશે કંઈક વધુ સ્પષ્ટ બનીને કહીએ તો કહેવાય કે એમની કવિતાનો પંથ ન્યારો છે, અને એ બન્યું છે એમની કવિતાની કેટલીક સાધક–બાધક લાક્ષણિકતાઓને કારણે

ભાવાવેગ એ શ્રી. માણેકની કવિતાનું આગળ તરી આવતું લક્ષણ છે ગીચ ઝાડીમાથી જોરદાર પવન સૂસવાટા કરતો પસાર થઈ જાય તેવી રીતે ભાવનો આવેગ શબ્દોના ઝુંડમાથી સૂસવાટા કરતો જાણે કે પસાર થતો શ્રી માણેકની કવિતામાં જોવા મળે છે. એ ભાવનો પ્રવાહ એટલો તો જોરદાર છે કે એ પોતાને ફાવે તે રીતે શબ્દોને ઉપયોગમાં લે છે. એને કારણે સાહજિકતાનુ બીજું તત્ત્વ શ્રી માણેકની કવિતામાં ઉમેરાય છે. કોઈ વિશિષ્ટ કૌશલને અનુરૂપ બનવાનું વલણ કાવ્યબાનીને લેવું પડ્યું હોય એમ લાગતું નથી. એટલે જ તો શ્રી. માણેકની કવિતામા આપણા વ્યવહારમા પ્રયોજાતી ભાષાના બોલચાલના કાકુઓ મોટેભાગે જળવાઈ રહેલા છે. શબ્દોને સ્વેચ્છાએ લગામ નાખીને પ્રયોજેલા નહી હોવાથી ભાષા એક પ્રકારના વિશિષ્ટ જોમને ધારણ કરે છે. ભાવાવેગને અનુરૂપ એ જોમવાળી ભાષાએ તેથી જ, કદાચ, સવૈયા, મુક્તધારા, ચારણી અને ગઝલ જેવા છંદોમા પોતાનો પથ મોટેભાગે કરી લીધેલો છે.

[પાન ૨૫૬નું ચાલુ]

એવું ખરું? એ તો ફક્ત ઉડુપનની જ વાતો લખે.

અને જેમ જેમ આપણે મનુષ્યાકૃતિને બદલે રેખાકૃતિને મહત્ત્વ આપતાં જઈશું, તેમ તેમ એની Abstract Values વધતી જશે એની પરિસીમા તે આધુનિક ચિત્રકારો પિકાસો અને માતીસના રેખાંકનો.

આટલું લખ્યા પછી પણ શું આ આકૃતિઓની રેખાઓમાં રહેલાં તત્ત્વો સમજાવવા પડશે? તમે જ શોધી કાઢો ને! સિંહણના આબેહૂબ આલેખન સાથે આ—Abstract Values કેટલી બંધ બેસે છે, તે સરખાવવાનું પણ ભૂલતા નહિ.

નાટકમાંયે સંવાદો બોલાતા હોય છે, પણ તેવા જુસ્સાથી સામાન્ય વાત પણ કહેવાતી હોય છે!

એનો ય એક પ્રસંગ (સાંભળેલો) યાદ આવે છે. જૂના સમયનાં નાટકોમાં કામ કરતા એક નિવૃત્ત અદાકાર શાકભાજી ખરીદવા ગયા. (એક વાત કહેવાની રહી ગઈ, એ ભાઈ હંમેશાં સ્ત્રીપાત્ર જ ભજવતા) પરંતુ શાકવાળીએ રીંગણાંનો ભાવ કાંઈક વધારે કહ્યો અને તરત જ એમનો નાટ્યપ્રિય (સ્ત્રી) જીવ ઊકળી ઊઠ્યો; તેઓ બોલ્યા: 'ન હોય! ન હોય! વીરા! (જો કે સામે શાકવાળી હતી), (રીંગણાંનો ભાવ આઠ આના ન હોય!' કદાચ નાટકના તખ્તા પર એટલા જુસ્સાથી કોઈ રજપૂતાણીનો (પાઠ ભજવતાં) એમના મોંમાં મુકાએલ એવો સંવાદ સાંભળી પ્રેક્ષકોએ એમને તાળીઓથી વધાવી લીધા હોત, પણ અહીં તો એમની ઠેકડી જ થઈ.

એટલે આપણે પેલા ગ્રીક શિલ્પીને એક જ પ્રશ્ન પૂછવાનો કે, ભાઈ! જે બધું, આપણે જીવનમાં જોતા હોઈએ તે જ કલામાં આવે? એ જવાબ આપે કે ન આપે. આપણે જ વિચારવાનુ છે અને કહેવાનું છે, ના. કલા એટલે અનુકરણ માત્ર નહિ. એ જીવનનો માત્ર પર્યાય નથી, પણ એથીય કાંઈક વિશેષ છે, જે નવાં નવાં સત્યો શોધે છે. એટલે જ રેખા એ ભાવાત્મક તત્ત્વ છે. આપણી એશિયાઈ કલાઓમાં એનું મહત્ત્વ વિશેષ છે, કારણ કે આપણી દૃષ્ટિ પશ્ચિમની જેમ તર્ક-પ્રધાન નહિ, પણ ભાવ-પ્રધાન છે.

અને રેખાથી શું ન થાય? એક મનુષ્યનું આબેહૂબ મોં પણ પાડી શકાય. પણ પછી ત્યાં રેખા રેખા રહેવાને બદલે મનુષ્યનું મોં બની જાય છે. રેખાને ઓળખવા માટે, જેમ કોઈ મોટા માણસને મળવા માટે પટાવાળાની ચોકી વટાવ્યા સિવાય ન જવાય, તેમ પેલા માણસના મોંની સાથેનાં આપણા Associations દૂર કરવાં પડે. ઘણી વાર આપણે એ કરી શકતા નથી. સામાન્ય માણસો તો મૂંઝવણમાં પડી જાય છે.

જ્યારે આપણે આવો જૂની પ્રણાલિકાનો કે આધુનિક કલાનો નમૂનો જોઈએ છીએ, ત્યારે હોઠમાં આંગળી નાખીને ઊભા જ રહી જઈએ છીએ, ભાઈ, આમાં તો કાંઈ સમજાતું નથી!

કવિતામાં જ્યારે કોઈ નવો કવિ સીધી સાદી જબાનમાં તમારી સામે શબ્દચિત્ર દોરીને નાસી જાય, ત્યારે પણ વાચકની આ જ સ્થિતિ થાય છે. કવિને મન શબ્દો એનું વાહન છે. એ શબ્દોને રમાડે છે, શબ્દો દ્વારા એ ભાવ, લય, બધું રચે છે. એ જેવું ચિત્ર દોરે છે, એવું તો તમે રોજે રોજ જોતાં આવ્યાં હો છો, અને એણે જે શબ્દો વાપર્યા છે, એનું પૃથક્કરણ કરો તો ક્યારે ને ક્યારે તમે ય એ વાપરતાં જ હશો. પણ તમે જોયેલો કે વર્ણવેલો એ પ્રસંગ પ્રસંગ જ રહે છે, જ્યારે કવિ એ જ શબ્દોદ્વારા નવો જ અર્થ નિષ્પન્ન કરે છે.

ચિત્રકારનું વાહન તે રેખા, રંગ વગેરે. રેખાદ્વારા એ મોં બનાવે, કે ગમે તેવી આડી અવળી આકૃતિઓ દોરે. એવો આકાર તમે ય દોરી શકો, એવું મોં તમે ક્યાંક જોયું પણ હોય. છતાં કલાકાર એના વેગ, લય, અને construction અને સંયોજનાનો ઉચિત ઉપયોગ કરીને એમાંથી નવો મર્મ તાગવા મથે છે.

રેખાનો વિચાર કરીએ, તો રેખા એટલે આડી, ઊભી, વાંકીચૂકી, જાતજાતના મરોડવાળી લીટીઓ. અને કલાકારે એનો જ ઉપયોગ કરવાનો. એનાથી જ એણે ભાત રચવાની છે.

અહીં જુઓ. પેલા બન્ને સૈનિકોનાં કપડાંમાં ઊભી અને આડી રેખાઓ, દાઢીમાંય એવું, ટોપમાંય એવું, હાથની અને શરીરની આખી આકૃતિના વળાંકમાંય એવું. એમાં સૈનિકપણું છે. પણ જાણે કે સૈનિક ગૌણ છે, પણ રેખાઓ મુખ્ય છે. સ્નાયુઓને બદલે કોઈ એક બિંદુમાંથી ફૂટી નીકળતા લયપ્રવાહો જ! કપડાંની ભાતને બદલે આડી, ઊભી તેમ જ ક્રોસ ગતિઓ જ! ધનુષ્ય નહિ, પણ અર્ધ ગોળાકાર, વળી ગયેલી (રબ્બરની જેમ વળી શકે તેવી) નમનીયતા Elasticity જ!

વળી પાછા તમે વિચારવા બેસશો કે, ત્યાં હાથ મોટા થઈ ગયા, અને પ્રમાણ ખોટું પડ્યું. ખોટું પડ્યું તો ભલે પડ્યું. મનુષ્યશરીરનું પ્રમાણ ખોટું પડ્યું—પણ આકૃતિનું તોલન અને પ્રમાણ તો સચવાયું ને? મનુષ્યશરીરના વાસ્તવિક આલેખનના ભોગે એવું કરવું પેલા ગ્રીક શિલ્પીને ન ભાવે, પણ આપણને? ના, ભાઈ, ચિત્ર કે શિલ્પ એટલે માણસ નહિ, પણ માણસ (હોય તો ઠીક, ન હોય તો એની જરૂર પણ શી?) નું ચિત્ર કે શિલ્પ. કવિતામાં કવિએ કોઈ ખાસ પ્રસંગનુ આલેખન કરવું જ જોઈએ,

[પાન ૨૫૭ ઉપર]

* મધ્યાહ્ન
* ઉત્તરાપથ
* સદ્‌ગત ચંદ્રશીલાને

# સમીક્ષા

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

**બુદ્ધિપ્રકાશ ( શ્રી વિદ્યાબેન સ્મૃતિ અંક )**

શ્રી વિદ્યાબેનને અંજલિ અર્પતા લગભગ ૪૦ જેટલા લેખો અને મુંબઈના રાજ્યપાલ સહિતના અનેક સંદેશાઓથી સભર આ ૧૩૦ પાનાંના વિશેષ અંકમાં ગાંધીજીના હસ્તાક્ષરવાળા પત્રો પણ છે.

આ આખો અંક સહજ ઉષ્માભરી લાગણીઓથી નીતરતો છે, એ જેટલું આનંદદાયક છે, તેટલું જ કઠે એવું એ છે કે, એક આખા યુગના સામાજિક જીવનનું પ્રતિબિંબ પાડનારી આ પ્રતિભાવાન વ્યક્તિને સામાજિક પાર્શ્વભૂમિના તખ્તા ઉપર જીવંત કરે એવું મૂલ્યાંકન જ અહીં ખૂટે છે!

*

**મધ્યાહ્ન**

લે : કરસનદાસ માણેક
પ્રકાશક : વોરા ઍન્ડ કું. પબ્લિશર્સ પ્રા. લિ.
કાલબાદેવી રોડ, મુંબઈ–૨
મૂલ્ય : રૂપિયા ચાર.

'આલબેલ,' 'મહોબ્બતને માંડવે' અને 'કલ્યાણયાત્રી'-ના ખ્યાતનામ કવિ શ્રી કરસનદાસ માણેક ઠીક ઠીક સમય પછી પણ 'મધ્યાહ્ન' લઈ ને આવ્યા છે, એ ઘટના એમની 'વૈશંપાયનની વાણી'ની સાથે સાથે ચાલુ રહેલી કવિતા-પ્રવૃત્તિની નિદર્શક છે. શ્રી માણેકની કવિતા નિરાળી છે— વિષયે, શૈલીએ, સ્વરૂપે. જોવા જઈએ તો પ્રત્યેક કવિ, જો એ કોઈનું અનુસરણ ન કરતો હોય અને પોતાની અનુભૂતિને પ્રામાણિક રહેતો હોય તો, નિરાળો જ હોય છે; અને આગળ જઈ ને કહીએ તો, કાવ્યમાત્ર નિરાળું હોય, અભિવ્યક્તિયે અને સ્વરૂપે. એટલે શ્રી. માણેકની કવિતાના નિરાળાપણા વિશે કંઈક વધુ સ્પષ્ટ બનીને કહીએ તો કહેવાય કે એમની કવિતાનો પંથ ન્યારો છે, અને એ બન્યું છે એમની કવિતાની કેટલીક સાધક–બાધક લાક્ષણિકતાઓને કારણે.

ભાવાવેગ એ શ્રી. માણેકની કવિતાનું આગળ તરી આવતું લક્ષણ છે. ગીચ ઝાડીમાંથી જોરદાર પવન સૂસવાટા કરતો પસાર થઈ જાય તેવી રીતે ભાવનો આવેગ શબ્દોના ઝુંડમાંથી સૂસવાટા કરતો જાણે કે પસાર થતો શ્રી. માણેકની કવિતામાં જોવા મળે છે. એ ભાવનો પ્રવાહ એટલો તો જોરદાર છે કે એ પોતાને ફાવે તે રીતે શબ્દોને ઉપયોગમાં લે છે. એને કારણે સાહજિકતાનું બીજું તત્ત્વ શ્રી. માણેકની કવિતામાં ઉમેરાય છે. કોઈ વિશિષ્ટ કૌશલને અનુરૂપ બનવાનું લક્ષ્ય કાવ્યબાનીને સેવું પડતું હોય એમ લાગતું નથી. એટલે જ તો શ્રી. માણેકની કવિતામાં આપણા વ્યવહારમાં પ્રયોજાતી ભાષાના બોલચાલના કાકુઓ મોટેભાગે જળવાઈ રહેલા છે. શબ્દોને સ્વેચ્છાએ લગામ નાખીને પ્રયોજેલા નહીં હોવાથી ભાષા એક પ્રકારના વિશિષ્ટ જોમને ધારણ કરે છે. ભાવાવેગને અનુરૂપ એ જોમવાળી ભાષાએ તેથી જ, કદાચ, સવૈયા, મુક્તધારા, ચારણી અને ગઝલ જેવા છંદોમાં પોતાનો પંથ મોટેભાગે કરી લીધેલો છે.

---

[ પાન ૨૫૯નું ચાલુ ]

એવું ખરું ? એ તો ફક્ત ઉડ્ડયનની જ વાતો લખે.

અને જેમ જેમ આપણે મનુષ્યાકૃતિને બદલે રેખાકૃતિને મહત્ત્વ આપતાં જઈશું, તેમ તેમ એની Abstract Values વધતી જશે. એની પરિસીમા તે આધુનિક ચિત્રકારો પિકાસો અને માતીસના રેખાંકનો.

આટલું લખ્યા પછી ય શું આ આકૃતિઓની રેખાઓમાં રહેલાં તત્ત્વો સમજાવવા પડશે ? તમે જ શોધી કાઢો ને ! સિંધુના આબેહૂબ આલેખન સાથે આ—Abstract Values કેટલી બંધ બેસે છે, તે સરખાવવાનું પણ ભૂલતા નહિ.

પણ, કદાચ, એને કારણે જ મોટાભાગની રચનાઓનું સ્વરૂપ એ પ્રકારનું બની ગયું છે કે એમાં કથયિતવ્યનું સંગોપન ન કરતાં, ભાષાની કોઈ વિશિષ્ટ નવી શક્તિ ન ઉપજાવતાં, સ્પષ્ટપણે કહી દેવાનું વલણ પ્રાધાન્ય ભોગવતું જણાય છે; અને પરિણામે didactic બનવાનું વલણ એ પ્રકારની રચનાઓ છોડી શકી નથી. એટલું જ નહીં, કથયિતવ્યને બહેલાવીને કહેવાની મોકળાશ એમાં કવિએ શોધી લીધી છે. સીધેસીધું વ્યક્ત થતું કથયિતવ્ય નીરસ ન બને માટે વિરોધોનો અને ખાસ કરીને વક્રોક્તિઓનો આશ્રય કવિએ સારા પ્રમાણમાં લીધો છે. એને કારણે કવિની વાણીમાં શબ્દચમત્કૃતિઓ પણ સારા એવા પ્રમાણમાં જોવા મળે છે. 'હું, માશુક, બદલતો રહું છું' જેવાં કાવ્યો એની યાદ આપે છે. મને લાગે છે કે વૈશંપાયનત્વની એ અસર છે. કથયિતવ્યને બહેલાવીને કહેવાની રીતનું બીજ પણ આધુનિક આખ્યાનપ્રકારની વૈશંપાયનની વાણીમાં જ રહેલું લાગે છે. એકના એક ભાવ પર શબ્દોનો, વિરોધોનો, વક્રોક્તિઓનો વારંવાર અભિષેક કર્યા વગર કવિને ચેન પડતું નથી. આ જાતની કવિતા સભાઓમાં ધારી અસર ઉપજાવી શકે.

પણ શ્રી માણેકની કવિતાને આ એક જ પંથ નથી. કવિચિત્તની વિશિષ્ટ અનુભૂતિને અસરકારક રીતે વ્યક્ત કરતાં કેટલાંક સૉનેટો અને ગીતો-ભજનોનો ઉલ્લેખ અવશ્ય કરવો જોઈએ.

પ્રણયની રંગીન ખુમારી, રાષ્ટ્રપ્રેમની અદમ્ય ભાવના, સ્વાતંત્ર્યસંગ્રામના અનુભવે આપેલી વિશિષ્ટ જીવનદૃષ્ટિ, અને એમાંથી ઉદ્‌ભવેલી માનવતાશ્રદ્ધા—આ બધાં શ્રી માણેકની કવિતામાં અનુસ્યૂત થઈને રહેલાં છે.

સંગ્રહને અંતે શ્રી જયાનંદ દવેએ કાવ્ય સમજવામાં ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિએ 'ટિપ્પણ' લખેલું છે. શ્રી માણેકની કેટલીક કવિતા પ્રાસંગિક હોઈને એની ભૂમિકારૂપે રહેલા પ્રસંગ વગેરે સમજવામાં આ ટિપ્પણ ઉપયોગી થઈ પડે એવું છે. બાકી કાવ્યમાંથી તાણીતૂસીને સૌંદર્યસ્થાનો શોધવામાં કે અર્થ ઘટાવવામાં ટિપ્પણકારો ક્યારેક પાછું વાળીને જોતા હોતા નથી એનો એક દાખલો 'સુહિણી' નામના પ્રથમ કાવ્યમાંથી જ જોઈએ. કાવ્યવસ્તુની અનુશ્રુતિ પ્રમાણે નાયિકા તે સુહિણી અને નાયક તે મેહાર. એટલે કે સુહિણી પ્રિયતમા અને મેહાર પ્રિયતમ. શ્રી જયાનંદ દવે લખે છે, "સૂફીવાદ અનુસાર પ્રિયતમા એ ઈશ્વરનું પ્રતીક છે. આમ, સુહિણી એ જીવાત્મા, મેહાર એટલે પરમાત્મા, સિંધુ એટલે સંસાર..." વગેરે. પણ સૂફીવાદ અનુસાર તો અહીં સુહિણી પ્રિયતમા હોવાથી જીવાત્મા નહીં પણ પરમાત્મા બને અને મેહાર જીવાત્મા બને; અને આમ થવાથી પરમાત્મા "સિંધુ એટલે સંસાર"-પાર કરીને જીવાત્માને મળવા જાય એવો અર્થ નીકળે, જે શ્રી જયાનંદ દવેનો ઇચ્છિત અર્થ નહીં હોવાથી પ્રિયતમ-પ્રિયતમા, જીવાત્મા-પરમાત્માનો વ્યતિક્રમ કરવા સુધી એમને જવું પડ્યું!

"આ કાવ્યો, હૃદયની જે ધરતીમાંથી ઊગ્યાં છે, તે ધરતી ઉપર, તેટલી ધરતી ઉપર, આ સત્તાવન વરસની ઉંમરે પણ મધ્યાહ્નનો સૂર્ય તપે છે" એ કાવવચનો એમની કવિતાપ્રવૃત્તિના ભાવિ સાતત્યની દૃઢ પ્રતીતિ કરાવે છે, એ આનંદની વાત છે.

*

**ઉત્તરાપથ**

લે: રમેશનાથ ગૌતમ (સ્વામી પ્રણવતીર્થજી)

પ્રકાશક: પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા.

મૂલ્ય: રૂપિયો ચાર.

મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા દ્વારા સંચાલિત "શ્રી સયાજી સાહિત્યમાળા"ના ૩૦૮મા પુષ્પરૂપે સને ૧૯૫૧માં પ્રથમવાર પ્રગટ થયેલા આ પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. આ નવી આવૃત્તિમાં લેખકે કરેલા ફરી વારના, અને પહેલાં રહી ગયેલા કેટલાક નવા માર્ગના પ્રવાસના ફળ રૂપ 'પુરવણી' અને પ્રથમ આવૃત્તિમાં નહિ મૂકવામાં આવેલું ગંગોત્તરીને પંથે સ્ફુરેલું એક કાવ્ય મૂકવામાં આવ્યાં છે.

ઉત્તરખંડે, અને એમાં યે ખાસ કરીને ચાર ધામની યાત્રાએ અનેક યાત્રીઓને આકર્ષ્યા છે. એના ફળ રૂપે કેટલાક યાત્રીઓએ એ પ્રવાસવર્ણનનાં પુસ્તકો લખેલાં છે. જુદા જુદા હેતુ પ્રમાણે એ યાત્રીઓએ કાં તો રોજનિશી રૂપે, કાં તો માહિતીગ્રંથ રૂપે કે કાં તો સૌંદર્યદર્શન રૂપે પોત પોતાના ગ્રંથોની રચનાઓ કરેલી જોવામાં આવે છે. એ ગ્રંથોમાં આ 'ઉત્તરાપથ'નું સ્થાન વિશિષ્ટ છે. એમાં પ્રવાસની દિનચર્યા-રૂપે પ્રવાસવર્ણન કરેલું છે. તે ઉપરાંત ઉત્તરાપથના યાત્રીઓ માટે આ પુસ્તક માર્ગદર્શક થઈ પડે, એ હેતુ પણ લેખકે રાખેલો છે. પણ લેખકને મન આ

બંને ગૌણ હેતુઓ છે. તેઓ જણાવે છે તે પ્રમાણે, " એ ભ્રમણનો મુખ્ય હેતુ હતો એનાં આધ્યાત્મિક મૂલ્યોનો કસ કાઢવાનો; અને કેટલેક અંશે, તિતિક્ષાની દૃષ્ટિથી એનો આનંદ લૂંટવાનો." બીજી એક જગાએ કહે છે, "આધ્યાત્મિક ચિંતન, મનન તથા અનુભવોનો ઉલ્લેખ જ કરવાનો મારો ઇરાદો હતો. સ્થૂલ પ્રવાસવર્ણન તેમાં ગૌણ સ્થાને હતું."

પણ પોતાના મુખ્ય હેતુને અનુલક્ષીને કરેલું લખાણ લેખકે આ પુસ્તકમાં બહુ ઓછા પ્રમાણમાં રહેવા દીધેલું છે. તેઓ કહે છે, "...જેવું તેવું પણ પ્રવાસવર્ણનનું રૂપ એને મેં અહીં આપ્યું છે. તેમાંથી અધ્યાત્મનો ભાર હળવો કરી નાંખ્યો છે, તો પણ મૂળ વસ્તુ એનાથી જ વ્યાપ્ત હોવાને કારણે, હજ્યે એમાં એ દૃષ્ટિના ઝોકવાળા વિચારોનું બાહુલ્ય વાચકને જણાય એ સંભવિત છે."

અહીં કહેવું જોઈએ કે એ દૃષ્ટિનો માત્ર ઝોક જ જણાય છે. 'આધ્યાત્મિક મૂલ્યોનો કસ કાઢનાર' તલગામી વિચારોનું બાહુલ્ય જણાતું નથી. 'અધ્યાત્મનો ભાર હળવો કરી' નાંખ્યાથી, કે કોણ જાણે કેમ, પણ તદ્વિષયક વિચારોમાં એક પ્રકારનું ધૂંધળાપણું લાગ્યા કરે છે. સ્વામી પ્રણવતીર્થ બનનાર શ્રી. રમેશનાથ ગૌતમની મુમુક્ષુ—અવસ્થાના માનસવિહારનું એ શરૂઆતનું સ્થિત્યન્તર હોઈ શકે.

આમ આ પુસ્તકમાં લેખકે પોતાના ગૌણ હેતુઓને પાછળથી પ્રાધાન્ય આપ્યું છે. એ હેતુઓને દૃષ્ટિ સમક્ષ રાખીને લખાયેલું આ સળંગ પુસ્તક નથી. "પ્રવાસ દરમ્યાન, જ્યાં અને જ્યારે બની શક્યું ત્યાં અને ત્યારે, લખવાનું જે કંઈ સાધન ઉપલબ્ધ હતું તેનો ઉપયોગ કરીને અનુભવો અને વિચારોનું ટાંચણ" જે "નિત્યનોંધરૂપે" લેખક કર્યા કરતા તેનાં "થોડાં પાનાં, તે જ આ 'નાનકડું' પુસ્તક." પોતાની આ નિત્ય નોંધ વિશે લેખક કહે છે કે, "આ નોંધ લખાતી હતી તે વખતે તેની પ્રસિદ્ધિનો ખ્યાલ મને બિલકુલ નહોતો. ઊલટ, એ કેવળ સ્વાધ્યાય માટે જ હતી."

આ રીતે 'ઉત્તરાપથ' એટલે મુખ્ય હેતુને ગૌણ બનાવી દઈને અને ગૌણ હેતુઓને મુખ્ય બનાવી દઈને, કેવળ સ્વાધ્યાય માટે જ લખાયેલી નિત્યનોંધોને પાછળથી પ્રવાસવર્ણનનું અપાયેલું સ્વરૂપ. પણ જોતાં લાગે છે કે એ સ્વરૂપમાં દિનચર્યાનું સ્વરૂપ મોટેભાગે જળવાઈ રહેલું છે. પ્રવાસવર્ણનની સળંગસૂત્રતા અને સુશ્લિષ્ટતા એને કારણે જોખમાયેલી જણાય છે. હેતુ બદલાતાં કેવળ સ્વાધ્યાય માટે જ લખેલી નોંધોનું સ્વરૂપ લેખકે પૂરેપૂરું બદલી નાખવું જોઈતું હતું, એમ લાગ્યા વિના રહેતું નથી. એ નોંધોનો ઉપયોગ માત્ર raw material તરીકે કરીને એ પછી વહી ગયેલા સમય દરમ્યાન ચિત્તમાં સ્મૃતિએ પૂરેલા વિવિધ રંગોની મદદ વડે પ્રવાસનું સુરેખ ચિત્ર લેખક ઉપસાવી શક્યા હોત; અને એમ થયું હોત તો નિત્યનોંધોમાં સ્વાભાવિક રીતે પુનરાવર્તન પામતી કેટલીક ચીજો એમની મેળે સમયની ચાળણીમાંથી ચળાઈ ગઈ હોત. પ્રવાસવર્ણનનું સ્વરૂપ જ એવું છે કે એમાં મોટેભાગે વનવિહારની સાથે સાથે માનસવિહાર પણ પોતાના રંગો પૂરે. મુમુક્ષુના માનસવિહારની શરૂઆતની કેટલીક આવેશમય લાગણીઓ, સમયના પ્રવાહમાં ચિત્તનું હીરદુકૂલ ધોવાતાં, પોતાની મેળે જ સ્થિરતા પ્રાપ્ત કરી લે છે. જો એમ થયું હોત તો પુસ્તકની શરૂઆતમાં દેખાતા માયા સામે આવેશમય પ્રકોપ દર્શાવતા કેટલાક ગદ્યખંડો સ્વામી પ્રણવતીર્થની દૃષ્ટિ-દ્યુતિ મેળવીને શાંત-ગંભીર રૂપે અવતર્યા હોત.

લેખક પાસે વિશિષ્ટ નિરીક્ષણશક્તિ છે અને નિરીક્ષણોને શબ્દબદ્ધ કરવા જરૂરી એવી રસળતી સરળ શૈલી પણ છે. ભાગીરથીના ગર્જનને સંતુષ્ટ બિલાડીના ઘુરઘુરાટ સાથે સરખાવતા અને હિમાચ્છાદિત શ્વેત પહાડોને આકાશનાં તારકમોતી ચણવા ડોક લંબાવી રહેલા રાજહંસો કહેતા લેખક વર્ણનોમાં તાઝગી લાવી શક્યા છે.

આપણાં તીર્થસ્થાનો વિશે યોજાયેલ અનેક લોકોક્તિઓ, અનુશ્રુતિઓ અને પૌરાણિક કથાનકો એ આપણી સંસ્કૃતિનું એક વિશિષ્ટ લક્ષણ છે. તીર્થસ્થાનોનો પ્રવાસી એ બધું જાણે તો પ્રવાસમાં એક જાતની વિશેષ મધુરતા એ માણી શકે. શ્રી રમેશનાથ ગૌતમ એના જાણકાર હોવાથી બને તેટલી જગાએ એમણે લોકોક્તિઓ અને કથાનકોનો વીગતે ઉલ્લેખ કર્યો છે. એટલું જ નહીં, પણ આપણને વિવેકમાન્ય થાય એવા અર્થો પણ એમણે ક્યારેક ઘટાવ્યા છે. 'ઉત્તરાપથ'નું આ પણ એક આકર્ષક તત્ત્વ છે.

આપણા પ્રવાસસાહિત્યમાં 'ઉત્તરાપથ'નું વિશિષ્ટ સ્થાન સ્વીકારીને કહેવું જોઈએ કે લેખકે પ્રવાસનું સુરેખચિત્ર એની સમગ્રતામાં આલેખ્યું હોત તો વાચકની અપેક્ષાને એ વધુ સારી રીતે સંતોષી શકત.

## 'સગદ્ગત ચંદ્રશીલાને

લે. સુંદરજી ગો. બેટાઈ
પ્રકાશક: સરલા જગમોહન,
દાદાભાઈ રોડ, વિલેપારલે, મુબઈ: ૨૪

શ્રી સુંદરજી બેટાઈનાં ધર્મપત્ની સૌ. ચંદ્રશીલાના અવસાનથી કવિચિત્તમાં જે વિક્ષોભ જન્મ્યો તે આ લગભગ ૨૬૦ પંક્તિના લાંબા કાવ્યમા વ્યક્ત થયો છે. એટલે આ કાવ્ય અંગ્રેજીમાં જેને Elegy–'કરુણપ્રશસ્તિ' કહીએ છીએ તે પ્રકારનું છે.

સ્વજન જતાં એક પ્રકારનો દુઃસહ આઘાત માનવી માત્રને લાગે છે એ વિષમ પરિસ્થિતિમાં ચિત્તની સમતુલા જાળવી રાખવી મુશ્કેલ બને. એમાં ય જીવનનું અરધું અંગ બનીને રહેલ પત્નીનું અવસાન થતાં ચિત્તની સમતુલા જાળવી રાખવી એ સવિશેષ મુશ્કેલ બની રહે. પણ પરમાત્મા દયાળુ છે. વિષમ સંજોગોમાં પૂર્વે અનુભવેલા સુખદ પ્રસંગોની સ્મૃતિ માનવીના ચિત્તની સમતુલા જાળવી રાખે છે. કદાચ, એ સુખદ સ્મૃતિના તાંતણે માનવીનાં મન–હૃદય વિક્ષુબ્ધ અવસ્થામાં પોતાની શક્તિઓ ટકાવી રાખે છે, અને બીજી બાજુથી જોઈએ તો સ્વજનની અનુપસ્થિતિમાં પૂર્વાનુભૂત સુખદ પ્રસંગોની સ્મૃતિ માનવીના તિતિક્ષાની કસોટી પણ કરે જ છે. એવે પ્રસંગે ચિત્ત પોતાનો જ આશ્રય શોધે છે; અને એવી પરિસ્થિતિમાં ચિત્તના આઘાત પ્રત્યાઘાત અનુકૂળ અભિવ્યક્તિ શોધીને જ જંપે છે. એકાદ રેમ્બ્રાં પત્નીના અવસાન પછી અંધારી કોટડીમાં પૂરાઈ ને તરાડમાંથી આવતા પ્રકાશને આધારે રંગ અને રેખાઓનાં માધ્યમદ્વારા ચૈતસિક પરિસ્થિતિને અભિવ્યક્ત કરી કલામાં નવો ચીલો પાડી જાય છે, કોઈ એકાદ ટેનિસન મિત્રના મૃત્યુ પછી 'In Memorium' લખીને અંતર્ગૂઢઘનવ્યથાને ચિંતનના માર્ગે દોરી જાય છે, કોઈ રિલ્કે દસ દસ કરુણપ્રશસ્તિઓ લખીને જગતસાહિત્યમાં મહત્ત્વનું સ્થાન પામે છે, તો કોઈ એક નરસિંહરાવ જેવા પુત્રવત્સલ પિતા 'હૃદયના લોહીના અશ્રુમાં લેખની બોળીને' એકાદ 'સ્મરણસંહિતા' ગુજરાતી સાહિત્યને અર્પી જાય છે.

શ્રી. બેટાઈને પણ એ પંથના અદના યાત્રી બનવાનો પ્રસંગ જીવનમાં આવ્યો અને કવિહૃદય પુકારી ઊઠ્યું:

"હવા હજી હવા; સન્ધ્યા હજી સન્ધ્યા; નિશા નિશા;
કિન્તુ ક્યાં એ સહસ્રધા; હર્ષાસન્ધ્યાનિશા પ્રિયા!"

ને સ્વજનની એ અનુપસ્થિતિમાં સજોડે રહીને જોયેલાં પ્રકૃતિ–સૌન્દર્યો જોવાને હવે મન પ્રેરાતું નથી. દશ્યનું અણુએ અણુ સ્વજનની ઉપસ્થિતિની યાદ તાજી કરે, જે જીરવવી મુશ્કેલ બની જાય. જગતનાં સૌન્દર્યસ્થાનો પણ પોતાની પ્રિય વ્યક્તિના સહચારમાં જ, કદાચ, વધુ સુંદર લાગતાં હોય છે. પ્રિયની અને પ્રિય તરફની પ્રીતિના નિઃશબ્દ પડઘા ઝીલીને જ જગત પણ નિત્ય નવા રૂપે ગોચર થતું હોય છે. પણ પ્રિય પાત્ર જતાં અટૂલું બનેલું હૃદય તો—

"વહેતી વારિલીલાને દેખતું ને ઉવેખતું,
રેવાનું સંગ લેવા જે માત્ર તેને જ ઝંખતું."

એકાકીપણામાં અને શોકમાં માનવીની વૃત્તિઓ અંતર્મુખ બને છે; અને ત્યારે પોતાની મર્યાદાઓનું એને ભાન થાય છે. એ ભાન થતાં અહમ્ વગેરે ઓગળી જાય છે અને વિશદ થયેલા ચિત્તમાં સ્વરૂપનું ભાન જાગે છે. કદાચ, ચિંતનની આ જ પૂર્વભૂમિકા હોય—

"હું એકલો!
એકલો કેમ!
ચાંદની
હજાર હાથે અણદીઠ ચન્દ્રની
રહી ભરી ચોગમ વત્સલા આ."

પ્રિયની અનુપસ્થિતિમાં પણ એનું ચૈતસિક સાન્નિધ્ય જીવનમાં બળ પ્રેરે છે. પ્રેમની સંતૃપ્તિ કદી થતી નથી, પણ એનો થોડો ઘણો પણ અનુભવ માનવીને હતાશ કેમ થવા દે? આત્માની અખંડિતતાને બાહ્ય જુદાઈ છેદી શકતી નથી. માનવીજીવનમાં કદાચ મોટામાં મોટું આ આશ્વાસન છે—

"તારા હૈયા તણાં પોતે ભાત મારી દર્શાવિત,
તારી ય ભાતથી પોત બન્યું મારું ય મંડિત;
પછી તો પોતને ભાત–બધું એક અખંડિત"

એ પોત–ભાતમાં વણાયેલી અખંડિતતાને મૃત્યુ ઊતરડી શકવાનું નથી. આ શ્રદ્ધા જ કવિ પાસે કહેવડાવે છે કે—

"વિખરે ખીણમાં તોયે પાર્વતી સ્થિરચંચલા
જોગને શિર;

છે હું હૈયે, ઓ દ્યુતિમંગલા!
ભલે સરી ગઈ લાગે મૃત્યુની ઘોર ખીણમાં!"

કાવ્યાન્તે કવિ કેવું ભવ્ય દર્શન ખડું કરે છે! મૃત્યુ પણ ભવ્ય નથી શું? લાંબા કાવ્યમાં બધી જ પંક્તિઓ કંઈ એક સરખી 'કવિતા' ન હોય. કાવ્યમાં વચ્ચે વચ્ચે આવતી કેટલીક પંક્તિઓ શ્રી. બેટાઈની હૃદયભાવની વિશુદ્ધિ અને ચિંતનશીલ પ્રકૃતિની પરિચાયક બની છે.

* ૧૯૪૭માં જ દિલ્હીમાં મળેલી એશિયાઈ પરિષદ-માં તિબેટી પ્રતિનિધિમંડળે સ્વતંત્ર રીતે ભાગ લીધો હતો.

* ૧૯૫૪ના એપ્રિલની ૨૯મીના કરાર મુજબ ભારતે બ્રિટિશ સમયની તિબેટનીતિનો સર્વથા ત્યાગ કરીને, ચીનનું તિબેટ ઉપરનું સાર્વભૌમત્વ સ્વીકારીને તિબેટ-ભારત વચ્ચેના વેપારી સંસ્કારી સંબંધો વધારવાનો હેતુ પ્રગટ કર્યો હતો.

* ૧૯૫૬માં ભારતે બુદ્ધની ૨૫૦૦મી જયંતીનો ઉત્સવ ઊજવ્યો ત્યારે દલાઈ લામા અને પંચમ લામાને ભારત આવવા દેવાની પરવાનગી ચીન પાસેથી લેવી પડી હતી. અને ભારત આવ્યા પછી, તિબેટ પાછા જવાની તેમણે આનાકાની કરી હતી; એટલું જ નહિ, પણ પંડિત નહેરુની સમજાવટ બાદ, તેઓ પાછા ફર્યા હતા, એમ પણ હવે તો જાણવા મળે છે.

વળી પં. નહેરુએ ચીની વડા પ્રધાન સાથે ચીન-તિબેટ સંબંધો અંગે મસલતો કરી હતી. ૧૯૫૬માં ચાઓ એન-લાઈએ તિબેટ અંગે થયેલી વાતો દરમ્યાન પં. નહેરુને તિબેટની આંતરિક સ્વાયત્તતા અંગે ખાત્રી આપી હતી—પં. નહેરુએ પોતે આ વાત પ્રગટ કરી છે (દિલ્હી તા. ૫-૪-૫૯)

## ચીન-તિબેટ ઘર્ષણ બાદ

ચીન-તિબેટ વચ્ચેનું નવું ઘર્ષણ શરૂ થયા પછી—

* ભારતે બિલકુલ હિચકિચાહટ વિના દલાઈ લામાને આશ્રય (Asylum) આપી, જગતભરના અનેક દેશોની એક ઉમદા પ્રણાલીને આગળ વધારી છે.

* દલાઈ લામા ભારતને રાજકીય પ્રચારનું કેન્દ્ર ન બનાવે તેવી તેમને વિનંતિ કરવામાં આવી છે.

તિબેટ બાબતમાં ડખલ કરવાની ભારતની રજ માત્ર ઇચ્છા ન હોવા છતાં, પં. નહેરુએ એ વાત પણ સ્પષ્ટ કરી છે કે—

* ભારતનો તિબેટમાં ઊંડી લાગણીપૂર્વકનો રસ છે. તિબેટ ભારતનું સાંસ્કારિક ફરજંદ છે.

અને ભારત તિબેટની પ્રગતિ જોવા ઇંતેજાર છે.

* બીજી બાજુ, ભારતમાંનું, કાલિમપોંગ તિબેટી 'વિદ્રોહની યોજનાનું મથક' ('કમાન્ડિંગ સેંટર') છે, એ પ્રકારના ચીની આક્ષેપનો ભારતે ફરી ફરી ખૂબ જ વીગતવાર રદિયો આપ્યો છે. (પં. નહેરુનાં એપ્રિલ તા. ૨૭, તા. ૫મી અને ત્યાર પછીનાં નિવેદનો)—

> ભારત તિબેટી બંડનું 'કમાન્ડિંગ સેંટર' છે એ વાત સાવ ગલત છે. વરસો થયાં ભારતની સરહદો ઉપર, તે જ રીતે કાલિમપોંગમાં તરેહતરેહના લોકો (એશિયાઇ, યુરોપી, અમરિકી, કમ્યુનિસ્ટ, કમ્યુનિસ્ટવિરોધી, સફેદ, લાલ, બ્લ્યુ, અને ગુલાબી તરેહતરેહના) જુદા જુદા નામે, બહાના હેઠળ જાસુસીનું કામ કરતા રહ્યા છે, તેમની સામે વારંવાર પગલાં ભરાતાં રહ્યાં છે. વળી એમના સંબંધો બીજા દેશો સાથે હોય છે; ત્યાં નિર્વાસિતોનાં મંડળો પણ છે. અને કાયદાની અંદર રહી તેમની પ્રવૃત્તિઓ ઉપર કાબુ રાખવામાં આવે છે, પગલાં ભરવામાં આવ્યાં પણ છે. પરંતુ ચીને કરેલ આક્ષેપ જુદા પ્રકારનો છે, ખોટો છે.

અલબત્ત, આ પછીય એના એ ચીની આક્ષેપો ચાલુ રહ્યા છે.

* ચીનને ભારતનું તિબેટ અંગેનું વલણ ગમ્યું નથી. એણે ભારતને ગર્ભિત રીતે એવી ધમકી પણ આપી છે કે—

> **જો ભારત તિબેટ અંગે ડખલગીરી ચાલુ રાખશે તો ભારતને તેના ઘરના ગુંચવાયેલા કોકડા અંગે (કાશ્મિર, નાગા પ્રદેશ?) તૈયારી રાખવી પડશે.**

* તો વળી, ચીનમાં તેની સરહદોના જે નકશા પ્રગટ થયા છે, તેમાં ભારતની ભૂમિનો પણ સમાવેશ કરી લેવામાં આવ્યાની ફરિયાદ લાંબા સમયથી ચીન સામે ભારત સરકારે ફરી ફરી કર્યા કરી છે. પરંતુ એ તો 'જૂના નકશા' છે, એટલા ખુલાસા પછી ય, એ નકશાઓનો ખુલ્લો બહોળો પ્રચાર ચાલુ જ છે—એવી ફરિયાદનો સંતોષકારક જવાબ હજી ભારતને મળ્યો નથી.

* ઉપરથી, ચીન તરફથી એવો પણ આક્ષેપ કરવામાં આવ્યો છે કે, ભારતની દાનત ભૂમિ-વિસ્તાર કરવાની છે.

આમ ચીન-ભારત વચ્ચેની મૈત્રીના સ્વસ્થ સંબંધો બગડી રહ્યા છે.

## પશ્ચિમી નીતિ : નહેરુ પર પ્રહાર

તો વળી, બીજે હાથે બ્રિટન અમેરિકાનાં સંખ્યાબંધ અખબારોએ તો નહેરુની 'નબળી તિબેટનીતિ' ઉપર સખત

# ધન-પ્રાપ્તિ કંઈ મુશ્કેલ વાત નથી—

એ
**પંપ** પર સવાર
થઈને આવે છે.





અને
**મોટર** પંર પણ !

બોર હોલ ટરબાઈન અને
સેન્ટ્રીફ્યુગલ પમ્પ તથા દરેક
પ્રકારની વિધુત મોટરનું
વિશ્વાસજનક પ્રાપ્તિ સ્થાન




QUALITY IS OUR CREED

**જ્યોતિ લિમિટેડ.**
વડોદરા-3.

# સાભાર સ્વીકારનોંધ

મુંબઈ સરકાર પ્રકાશિત (ડાયરેક્ટર ઑફ પબ્લિસિટી દ્વારા)

- —Disposal of Government Waste Lands:
- —Multi-purpose Ameliorative Schemes (1957-58)
- —Uniform Food Prices in Bombay State
- —Rehabilitation of Displaced Persons in Bombay State (A Decennial Retrospect)
- —Sugarcane this easy Way
- —Developments of Cottage Industries in Bombay State
- —મુંબઈ રાજ્યમાં સામુહિક વિકાસનો કાર્યક્રમ
- —દારૂમાંથી નવજીવન (કિં. ૬ નયે પૈસે)
- —ખેડે તેની જમીન (નવા ગણોતધારાની સાદી સમજ) (૦-૧૨ ન. પૈ)
- —વેચાણવેરો વસૂલ કરવાની કાર્યવાહીમાં સુધારણા
- —પંચવાર્ષિક યોજનામાં ખેતીનું સ્થાન
- —Bombay Beckons you (A tiny hand book)
- —Mahabaleshwar ( ,, )
- —Preserve & Protect Wealth of the wild
- —વન્ય સંપત્તિનું રક્ષણ કરો
- —મુંબઈ રાજ્યમાં વર્ગીકૃત જાતિઓ માટે વિવિધલક્ષી વિકાસ યોજનાઓ

*

SEATO (A threat to the peace & Security of peoples of Asia: By I. Farizov & G. Martysherer.

(સોવિયેત સંઘ સમાચાર વિભાગ—નવી દિલ્હી)

- —Soviet Parliament (U. S. S. R Embassy New Delhi) 0-20 nP.
- —Soviet Democracy ( ,, ) 0-20 nP.

**શ્રી સહજાનંદ દિગ્વિજય: વિશેષાંક**, જૂન: ૧૯૫૮ શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના શ્રી બાળ લાલજી મહારાજ શ્રી તેજેન્દ્રપ્રસાદજી મહારાજની પ્રથમ-પૂર્વ-આફ્રિકા પ્રવાસનો ખાસ અંક.

*

**Science Club of India Bulletin : French Literature** (Ed.: G. M Jadhav)
પ્ર. જી. એમ જાદવ, દાંડીઆ બજાર, વડોદરા.

## પ્રકીર્ણ

**વિશ્વ રચના (હિંદી)** સ્વામી સત્યભક્ત કૃત વૈજ્ઞાનિક દૃષ્ટિથી વિશ્વનું વિવેચન કી. ૦-૭૫.

**સ્વામી સત્યભક્ત** (સ્વામીજીનું જીવન તથા ચિંતન) કી. ૦-૧૨.

**સંગમ** (હિંદી માસિક) સત્યાશ્રમ, વર્ધા: વર્ષ ૧૭ અંક ૧થી૫ સત્ય સમાજ સંસ્થાપક સ્વામી સત્યભક્ત સંદેશ પ્રેરિત વાર્ષિક રૂ. ૩) છૂટક ૦-૨૫.

**શિક્ષણ સાધના** (પંચમહાલના શિક્ષણ કાર્યનો નાનો સર્વ સંગ્રહ) સંપાદકઃ કમળાશંકર પંડ્યા ડૉ. ચીમનલાલ મહેતા કી. ૧-૦૦.

**શ્રી મહીપતરામ રૂપરામ આશ્રમ** અમદાવાદ (૧૯૫૭નો અહેવાલ)

**રમતારામ** (ચિલ્ડ્રન્સ કલબ મુંબઈનું મુખપત્ર) વર્ષ ૭ અંક ૬ સંપાદક: સી. ડી. મરચંટ.

**સ્થિત પ્રજ્ઞ-દર્શન ઔર ભજન** (શ્રી પરમાનંદ પ્રકાશન મંદિર) મુંબઈ કી. ૧-૫૦.

**બિખરે મોતી** (લે. શાંતિલાલ ના. પંચોળી (તીન એકાંકી) વડોદરા.

**આપણું આગલું કદમ** લે. ઇશ્વરલાલ દેસાઈ (પ્રજા સમાજવાદી પક્ષ-ગુજરાત) કી. ૦-૧૨ ન. પૈ.

**નવસાક્ષર વાઙ્મયનિર્મિતિસાઠી આવશ્યક મરાઠી શબ્દસંગ્રહ** (મુંબઈ રાજ્ય, શિક્ષણ ખાતા-પ્રકાશન).

વિશ્વ

## માનવીય ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા ઝંખતું માસિક

સંપાદક : ભોગીલાલ ગાંધી

૧૯૫૯
જૂન

# ૧૮



વાર્ષિક રૂા. ૭-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આન
[ પરદેશ-શિલિંગ ૧૫ ]

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા
ફોન : ૨૪૫૦



## લવાજમ ભરવાનાં સ્થળ

આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એ. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ત્રિપાઠી એન્ડ કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ઠક્કરની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., ટાવર રોડ : વડોદરા

વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ : આણંદ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો : અમદાવાદ

વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ : અમદાવાદ

લોકમિલાપ કાર્યાલય, પો. બો. ૨૩ : ભાવનગર

સંસ્કાર સાહિત્ય મંદિર, પો. બો. નં. ૭૪ : ભાવનગર

એલ. કે. મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા–૧

પ્રાણ ફોટોગ્રાફર, પો. બો. ૨૬૯, નાઈરોબી ( ઈ. આફ્રિકા )

### છૂટક મળવાનાં સ્થળ

ગાંધી ન્યુઝપેપર સરવીસ, ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ

વડોદરા

એ. જી. વોરા એન્ડ કાં., ટાવર પાસે : વડોદરા

૧૯૫૯ : જૂન

**લવાજમના દર**

વાર્ષિક રૂ. ૭-૦૦

[ પરદેશ ૧૫ શિ. ]

છૂટક નકલ ૬૨ પૈસા

વર્ષ ૧૯૫૮ની પૂરી

બાંધેલી ફાઇલ રૂ.

ક્લોથ રેક્ઝિન રૂ. ૯

---

## વિશ્વમાનવ

[ માસિક ]

**જાહેરખબરના દર**

પૂંઠું ૨જું રૂ. ૮૦

પૂંઠું ૩જું રૂ. ૮૦

પૂંઠું ૪થું (બે રંગમાં) રૂ. ૧૨૫

સાદું આખું પાનું રૂ. ૬૦

સાદું અડધું પાનું રૂ. ૩૫

શ્રી રવીન્દ્રનાથ ઠાકુરની ૯૮મી જન્મતિથિ પ્રસંગે—



# આત્મ-પરિચય

[ પોતાની ૭૦મી જન્મગાંઠે કવિવરે આપેલા પોતાના પરિચય-લેખમાંથી ]

જીવનના એ દીર્ઘ ચક્રપથની પ્રદક્ષિણા કરતાં કરતાં આજે વિદાયની વેળાએ એ ચક્રને જ્યારે સમગ્ર રીતે જોઇ શકું છું ત્યારે એક વાત મને સમજાય છે કે–

મારા પરિચયમાં હું કવિ છું, એ સિવાય બીજું કશું કહેવાનું નથી. મારું ચિત્ત અનેક કર્મનિમિત્તે ઘણાને ગોચર થયું છે. પણ એમાં મારો સમગ્ર પરિચય નથી. હું તત્ત્વજ્ઞાની, શાસ્ત્રજ્ઞાની ગુરુ કે નેતા નથી—એક દિવસ મેં કહ્યું હતું કે 'ચાહું ન થાવા આ નવરંગે નવયુગનો ચાલક', એ મેં સાચું જ કહ્યું હતું.

જે લોકો શંખઘંટા વગાડીને મને ઉચ્ચાસને બેસાડવા ઈચ્છે છે તેમને હું કહું છું કે હું તો નીચલું સ્થાન લઈને જ જન્મ્યો છું...આ ફળ, માટી, ઘાસ ને વનસ્પતિ-ઔષધિ—એ બધાં વચ્ચે હું મારું હૃદય બિછાવી જાઉં છું. જેઓ માટીના ખોળાની પાસે છે, જેઓ માટીના હાથે ઊછર્યા છે, જેઓએ માટીમાં જ ઘૂંટણીઆં કરી આખરે માટીમાં જ વિશ્રામ લીધો છે, તે સૌનો હું મિત્ર છું.

હું કવિ છું.

આજે સિત્તેર વરસની વયે જનસાધારણ સાથેનો પરિચય નિશ્ચિત સ્વરૂપનો બન્યો છે. તેથી આશા રાખું છું કે જેઓએ મને સમજવાનો સહેજ પણ પ્રયત્ન કર્યો છે તેઓ એટલું તો સમજી જ શક્યા હશે કે, મેં જીર્ણ જગતમાં જન્મ લીધો નથી. મેં આંખ ખોલતાં જ જે જોયું તેને જોઈ રહેતાં, આજ સુધી પણ મારી આંખ થાકી નથી. મારા વિસ્મયનો અંત નથી. ચરાચરને આવરી લેતી અનાદિકાળની જે અનાહત વાણી અનન્તકાળની અભિમુખ થઈને ધ્વનિત થઈ રહી છે, તેનો પ્રતિધ્વનિ મારાં મન અને પ્રાણે પાડ્યો છે. જુગ જુગથી જાણે એ વિશ્વ વાણી સાંભળતો આવ્યો હોઉં એવું મને લાગે છે.

સૌરમંડળને એક ખૂણે રહેલી આપણી આ નાની શ્યામલા પૃથ્વીને આકાશના ઋતુ-દૂતો વિવિધ રસની વર્ણ-સજ્જાઓ સજાવી જાય છે. એ આદરના અનુષ્ઠાનમાં હૃદયનું અભિષેક-વારિ લઈ ને ઉપસ્થિત થવામાં મેં કોઈ દિવસ આળસ કરી નથી. 'યત્તે રૂપં કલ્યાણતમં તત્તે પશ્યામિ' એ ભાવને અનુભવવાને માટે દરરોજ પ્રભાત સમયે રાત્રિના અંધકારને એક ખૂણે સ્તબ્ધ બનીને હું ઊભો રહ્યો છું. જે અસ્તિત્વ-માત્રને આત્મીયતાના સંબંધે સાંકળનારું ઐક્ય સૂત્ર છે, જેના આનન્દે સદા મારા પ્રાણ અસંખ્ય રૂપના આવિષ્કારે અનેકવિધ ભાવે આનન્દિત થઈને બોલી ઊઠ્યા છે—'કો હ્યેવાન્યાત્ કઃ પ્રાણ્યાત્ યદેષ આકાશ આનન્દો ન સ્યાત્'—તે વિરાટ સત્તાનો મારા અનુભવને સંસ્પર્શ થાય એમ મેં સદા ઝંખ્યું છે.

—અનુ : સુરેશ જોષી

# રવીન્દ્ર-સાહિત્ય

## સો વર્ષ બાદ

આજથી સો વર્ષ પછી
કોણ તું જે વાંચી રહ્યો મારી કવિતાવાણી
કૌતુહલભર્યો,
આજથી શત વર્ષ બાદ?

આજની નવવસંત-પ્રભાતનો
લેશમાત્ર અંશ
આજના કો પુષ્પ, વિહંગ ગાન
આજનો કિંચિત્ રક્તરાગ
અનુરાગે સીંચી દઈ પહોંચાડી શકીશ શું હું
તારે હાથે
આજથી શત વર્ષ બાદ?

તોય તું એકવાર
ખોલી દઈ દક્ષિણદ્વાર
બેસીને બારીએ
સુદૂર દિગન્ત-દૃષ્ટિએ કલ્પના-અવગાહને ડૂબી
વિચારીને જોજે—
એક દિન શત વર્ષ પૂર્વ
ચંચલ પુલકજ્યોતિ સ્વર્ગ થકી આવી
નિખિલના મર્મસ્થાને સ્પર્શી ગઈ હતી.
બંધનહીન નૂતન ફાલ્ગુન-દિન
ઉન્મત્ત અધીર બની ઊઠ્યા'તા.

ઉડાવી ચંચલ પાંખે
પુષ્પરેણુ ગંધભર્યા દક્ષિણ સમીરે
સહસા દ્રુતવેગે આવી
યૌવનરાગે રંજિત કરી દીધી'તી ધરા
સો વર્ષ પૂર્વે!

એ દિને અજંપપ્રાણે, હૃદયમગન-ગાને
કવિ એક જાગી ઊઠ્યો'તો
કેટકેટલી કથા
કેટકેટલા અનુરાગે
પુષ્પસમ પ્રગટવા ઝંખી'તી ત્યારે
—એકદિન શતવર્ષ પૂર્વે!

આજથી સો વર્ષ પછી—
કોણ છે એ નૂતન કવિ
તારે ઘરે ગઈ રહ્યો છે ગાન—
આજનો વાસંતી આનંદ-સમારોહ
પહોંચાડયો છે મેં જેને કરે?
મારું વસંતગાન, તારા વસંત દિને
ક્ષણભર મર્મરી ઊઠો—
તવ હૃદય-સ્પંદને, નૂતન ભ્રમર ગુંજને,
પલ્લવ મર્મરે—
આજથી શત વર્ષ બાદ!

અનુ: ભોગીલાલ ગાંધી

---

## ભિક્ષા અને ઉપાર્જન

"વસુંધરા તું કેમ છે, આવી કંજૂસ છેક,
ખોદી ખેડી થાકીએ આપે દાણો એક.
દેવું છે તો દઈ દે પ્રસન્ન હસતે મુખ,
અમ સૌની પાંપણી કર્યે તને કહે શું સુખ?
વિના ખેતી જો ધાન દે, તેમાં શું નુકસાન?"
સુણી ધરિત્રી બોલિયાં, મુખ જેનું સ્મયમાન,
"મારું ગૌરવ એથી તો વધે માત્ર કંઈ એક,
પણ તેથી તો તાહરું લોપે ગૌરવ છેક."

[ અનુ: નગીનદાસ પારેખ ]

[ વિશ્વમાનવ : જૂન '૫૬

# સાર્થક જીવન

ચોમાસું પૂરું થયું હતું.

ખેતરોમાં ધાન લહેરાતું હતું.

જોઈને દુનિયા ખુશ હતી.

એવે વખતે આકાશમાં એક જળભરી વાદળી ફરવા નીકળી.

ધીરે ધીરે ડોલતી મલપતી એ જતી હતી.

એના રુવાબનો કંઈ પાર નહોતો.

એવામાં એને એક ખાલી વાદળી સામી મળી.

જળભરી વાદળીએ કહ્યું: 'અલી એ...ઈ ભિખારણ, બાજુએ ખસ! મારી સાગે આવીને ઊભતાં તને શરમ નથી આવતી?'

ખાલી વાદળીએ કહ્યું: 'કેમ, તમે કોણ છો તે?'

જળભરી વાદળીએ કહ્યું: 'એટલીયે તને ખબર નથી? હું શ્રીમંત છું.' મારી પાસે અપાર ધન છે!

ખાલી વાદળીએ કહ્યું: 'તેથી શું?'

જળભરી વાદળીએ કહ્યું: 'તેથી એ કે હું શ્રીમંત છું, માનપાત્ર છું! મારું જીવન સાર્થક છે; તું કંગાળ છે, અવગણપાત્ર છે—તારું જીવતું બેકાર છે!'

આ સાંભળી ખાલી વાદળીએ કહ્યું: 'હું કંગાળ છું' એ વાત ખરી, પણ મારું જીવતું બેકાર છે કે સાર્થક છે એ જાણવું હોય તો પેલા પવનને પૂછ!'

જળભરી વાદળીએ નાકનું ટીંચકું ચડાવી પવનને પૂછ્યું: 'કેમ રે, તું આ વિશે કંઈ જાણે છે?'

પવને કહ્યું: 'હા.'

'તો બોલી નાખ'

'બોલી નાખું કે આંખે દેખાડું? આ...જુઓ, પેલી ધરતી પર લીલીલીલી જાજમો પાથરેલી દેખાય છે?'

જળભરી વાદળીએ કહ્યું: 'દેખાય છે.'

'નદી નવાણોમાં પાણી લહેરિયાં લેતાં દેખાય છે?'

'દેખાય છે.'

'નાનાં મોટાં, સ્ત્રીઓ પુરુષો બધાં આનંદ કલ્લોલ કરતાં દેખાય છે?'

'દેખાય છે.'

'બસ, તો! એ બધા પ્રતાપ આ ખાલી વાદળીના છે. એ બધો એનો જશ ગવાય છે-એની પાસે પણ પહેલાં લખલૂટ દોલત હતી, પણ એ દોલત પોતાના એકલાના ઉપયોગ માટે સંઘરી ન રાખતાં એણે એનું છૂટે હાથે ધરતી પર દાન કરી દીધું! એક કાણી કોડીયે પોતાની પાસે ન

## 'તથ્ય' અને 'સત્ય'

મેં એક બૌદ્ધ-કથાને કવિતામાં ગુંથી છે. એનું નામ છે: શ્રેષ્ઠ ભિક્ષા.

એની વાત આવી છે.

એકવાર વહેલી પરોઢે ભગવાન બુદ્ધનો શિષ્ય અનાથપિંડદ શ્રાવસ્તી નગરીના રાજમાર્ગો ઉપર ભિક્ષા માગતો ચાલ્યો જાય છે;

'હે નગરજનો! ભગવાન બુદ્ધને કાજે ભિક્ષા આપો!

ધનિકોએ ધન આપ્યું. ઝવેરીઓએ રત્નો આપ્યાં. રાજકુટુંબની મહિલાઓએ હીરામોતીના હાર આપી દીધા. પરંતુ આમાંનું કાંઈ આ ભિક્ષુકની ઝોળીમાં આવ્યું નહિ—રસ્તા પર એમનું એમ બધું પડી રહ્યું!

સમય વહી ગયો. ભિક્ષુક આગળ ચાલ્યો.

નગરની બહાર એક સડકના છેડે અનાથ પિંડદે એક ભિખારી બાઈ ને જોઈ. એની પાસે કંઈ નહતું-સિવાય કે, શરીર પર એક જર્જરિત વસ્ત્ર!

વૃક્ષની આડમાં ઊભી રહી જઈ, એ સ્ત્રીએ પોતાના દેહ પરનું એકનું એક વસ્ત્ર પ્રભુના નામ પર ન્યોછાવરી દીધું.

અનાથપિંડદ બોલી ઊઠયો: 'ધન્ય છે...ઘણાં બધાએ ઘણું બધું આપ્યું પરંતુ પોતાનું સર્વસ્વ કોઈએ આપ્યું નથી! આટલે સમયે પ્રભુને યોગ્ય દાન મને મળ્યું છે – હું ધન્ય બન્યો છું!'

*

[ચાલુ પાન ૨૬૮ પર]

રાખી. તો આજે દુનિયામાં એનો જેજેકાર થઈ ગયો છે! તું એને ભિખારણ કહે છે, પણ દુનિયા એને શું કહે છે, ખબર છે?'

'શું કહે છે?'

'દાનેશ્વરી! દુનિયા એને પાંચે આંગળીએ પૂજે છે. એનું ધન સાર્થક થઈ ગયું! એનું જીવવું સાર્થક થઈ ગયું!

'અને મારું?'

'તારું શું? તારું કંઈ નહિ! ધનનો ભાર લઈ ને તું ફર્યા કરે. નહિ તને કોઈ બોલાવે કે ન તું કોઈ ને કામની, તારું જીવન ભારરૂપ છે.'

આ સાંભળી જળભરી વાદળીને બહુ લાગી આવ્યું.

તે રડું રડું થઈ બોલી: 'પવનદાદા, મારે યે મારું જીવન સાર્થક કરવું છે. મને કંઈ રસ્તો બતાવો.'

'પવને કહ્યું: 'ભિખારી થવું પડશે!'

'થઈશ.'

'તો ચાલ, આગળ થા!'

પવન જળભરી વાદળીને લઈ ચાલ્યો. ધરતી પર એક જગાએ ડાંગરના પાકને થોડા વરસાદની જરૂર હતી.

ખેડૂતો કાગને ડોળે વરસાદની રાહ જોઈ રહ્યા હતા.

તે જગા બતાવી પવને વાદળીને કહ્યું: 'અહીં ઠાલવી કાઢ તારું બધું ધન.'

વાદળીએ લાખ લાખ હાથ કરી ધન વેરવા માંડ્યું. ખેડૂતો ખુશ ખુશ થઈ ગયા.

ધરતી રાજી રાજી થઈ ગઈ.

એમને બધાને ખુશ જોઈ વાદળી પણ ખુશ થઈ ગઈ. તે બોલી: 'હાશ, આજે મારું જીવન સાર્થક થયું! ધનને વહેંચી દેવામાં આટલો બધો આનંદ હશે તેની આજે મને ખબર પડી!'

અનુ: રમણલાલ સોની

---

તથ્ય ને સત્ય (ચાલુ)

એક વિદ્વાન અને લબ્ધપ્રતિષ્ઠ ગૃહસ્થે મારી આ કવિતા વાંચતાં ભારે લજ્જા અનુભવી હતી. એમણે દલીલ કરી હતી: 'આ કવિતા બાળક-બાલિકાને વાંચવા યોગ્ય નથી...'

એવું જ છે મારું નસીબ! મારી સંગડી કલમને ખાડામાં પડવું જ રહ્યું!

મેં બૌદ્ધ ગ્રંથમાંથી મારી આ વાર્તા શોધી કાઢી હતી, પણ એનાથી તો સાહિત્યની આબરૂ જ નષ્ટ થઈ ગઈ! નીતિનિપુણ વિદ્વાનની નજરે 'તથ્ય' (વાસ્તવ જગત) જ મોટું બની ગયું, 'સત્ય' ઢંકાઈ ગયું!

*

## કર્તવ્ય ગ્રહણ

"કો લેશે મુજ કાર્ય આ?"
પૂછે સાંધ્ય રવિ,
જગત બિચારું સાંભળી
ઊભે મૂક છબી.
માટી કેરું કોડિયું
બોલ્યું, "મારા સ્વામ,
મુજ શક્તિ અનુસાર
હું કરીશ આપનું કામ"

---

## કીડાનો ન્યાય

પેઠો મહાભારત વિશે કો ખંતીલો કીટ,
કરડી કાણાં પાડિયાં આ પીઠથી તે પીઠ.
પંડિત પોથી જોઈને શિરે પછાડે હાથ,
કહે, "અરે ઓ કીટ તેં વાળ્યો આ શો દાટ?
દાંત સજાવા તાહરા, ભરવા તારું પેટ,
કેટલીય વસ્તુ રહી ગોળ ગગનની હેઠ."
કીટ કહે, "કાં શું થયું? અંગે શાને આગ?
એમાં એવું શું હતું? કેવળ કાળા ડાઘ!
જે જે હું સમજું નહીં, તે તે માનું ધૂળ,
આખું કરડી કાતરી નવ રહેવા દઉં મૂળ."

અનુ.: ન. પારેખ

# પાયાની વિચારણા : મૂડીવાદ અને સામ્યવાદની કટોકટી !

—ભોગીલાલ ગાંધી

લગભગ એક વર્ષ પૂર્વે, પં. નહેરુએ કૉંગ્રેસ કાર્યકરોને ઉદ્દેશી એક પરિપત્ર (૩૦ મુદ્દાઓ રૂપે) તૈયાર કર્યો હતો, જે પાછળથી 'બેઝિક એપ્રોચ' તરીકે પ્રગટ થયો હતો. વિશ્વમાનવે તેના ઑક્ટોબર–નવેમ્બર ૧૯૫૮ ના 'સર્વોદય વિશેષાંક'માં તેનો ગુજરાતી અનુવાદ ('પાયાની વિચારણા') પ્રગટ કર્યો હતો.

આ પછી, પં. નહેરુએ દિલ્હી યુનિવર્સિટીના પદવીદાન સમારંભ વખતે, ૧૯૫૮ના ડિસેમ્બરમાં, લખીને તૈયાર કરેલું પ્રવચન, અને ત્યાર બાદ, મૌલાના આઝાદ મેમોરિયલ (દિલ્હી)ના ઉપક્રમે આપેલ બે વ્યાખ્યાનો દ્વારા વિશ્વ અને ભારતની આધુનિક સમસ્યાઓ ઉપર વિશેષ ચિંતન વ્યક્ત કર્યું છે. 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા' પછીનાં પં. નહેરુના ચિંતનાત્મક વિચારો તરીકે આ લખાણો-વ્યાખ્યાનોનું અસાધારણ મહત્ત્વ છે.

સહજ રીતે જ 'પાયાની વિચારણા'એ દેશી-વિદેશી ચિંતકોનું સારું એવું લક્ષ ખેંચ્યું છે. તેમાં, સોવિયેત રશિયાના એકેડેમિશિયન શ્રી. યુડિને એની લાંબી ટીકાત્મક સમીક્ષા કરી છે (પ્રગટ : 'વર્લ્ડ માર્ક્સિસ્ટ રિવ્યુ'). આ સમીક્ષાના જવાબમાં અને તરફેણમાં કેટલાક લેખો પ્રગટ થયા છે, તેમાં શ્રી સંપૂર્ણાનંદ (યુક્ત પ્રદેશના વડા પ્રધાન) તથા શ્રી અજય ઘોષ (ક. પાર્ટીના મુખ્ય મંત્રી)ના લેખો મુખ્ય છે.

આ વિચારણા-ચર્ચાએ જગતના ચિંતક-વિચારકો સામે અનેક પાયાના મુદ્દાઓ ઉપસ્થિત કર્યા છે. આના પ્રકાશમાં, આમાંના કેટલાક મુદ્દાઓની, અહીં છણાવટ રજૂ કરી છે.

## ૧

## પં. નહેરુની વિચારણા

'પાયાની વિચારણા'ના પરિપત્રમાં પં. નહેરુએ જે કેટલાક અત્યંત મહત્ત્વના અને ચિંતનયોગ્ય મુદ્દાઓ રજૂ કર્યા છે, તેની નોંધ લઈએ.

૧ આજના યુગમાં, માનવીએ ભૌતિક વિકાસની (વિજ્ઞાન, ઉદ્યોગો આદિ) દિશામાં ઘણા મોટા અને નોંધપાત્ર વિજયો હાંસલ કર્યા છે. પરંતુ, બીજી બાજુ, નૈતિક તંતુ અને આત્મસંયમનો અભાવ જોવા મળે છે. ભૌતિક દુનિયા ઉપર વિજય મેળવનાર માનવી, પોતાને જ જીતવામાં નિષ્ફળ જતો દેખાય છે.

આજના પરમાણુ અને સ્પુટનિક યુગનો આ કરુણ વિસંવાદ છે.

વળી, એક બાજુ, વિજ્ઞાન અને ટેકનોલૉજીની આંજી દેનારી પ્રગતિ છે; તો બીજી બાજુ, ખુદ માનવસંસ્કૃતિ એક પ્રકારની જડતા અને થાક અનુભવી રહી હોય એવું જણાય છે !

૨ અગાઉ, ધર્મ, રૂઢિ, પરંપરા દ્વારા સમાજમાં અમુક પ્રકારની શિસ્ત જળવાતી હતી. આજના યુગમાં આ બળોની પકડ તૂટી છે. પરંતુ તેનું સ્થાન બીજી નૈતિક આધ્યાત્મિક શિસ્ત લઈ શકી નથી.

એક બાજુ, જૂની ધાર્મિક શ્રદ્ધાનો યુગ પૂરો થયો છે; બીજી બાજુ બૌદ્ધિક સમજણ, એના ગમે તેટલા ગુણો છતાં, અંદરના હાર્દને પકડવાને બદલે બાહ્ય સપાટીને જ સ્પર્શે છે !

વળી જ્યારે ભૌતિક અને આંતરિક શક્તિઓનો સુમેળ શક્ય બને અને એ માટે બાહ્ય પરિસ્થિતિ અનુકૂળ છે, ત્યારે બંને વચ્ચેનો વિસંવાદ ગહેરો બન્યો છે !

૩ અલબત્ત, વહેમ અને સામાજિક રૂઢીરિવાજોએ ધર્મનો સાચો આત્મા ગુંગળાવી માર્યો, અને સામાજિક

શ્રદ્ધા અને શિસ્ત તૂટવા માંડ્યાં, ત્યારે **સામ્યવાદે** એક પ્રકારે, કંઈક અંશે, નવી શિસ્ત અને શ્રદ્ધા પ્રગટ કરી હતી; અને ખાલી પડેલી જગા પૂરવા, માનવ જીવનને હેતુ બક્ષવા કોશિશ કરી હતી.

સામ્યવાદે મૂડીવાદી સમાજના વિસંવાદ ખુલ્લા કર્યા હતા: દા. ત. શોષણ, ગરીબી, અસમાનતા, વર્ગવિગ્રહ, યુદ્ધો વગેરે.

અને સામ્યવાદે ( રશિયા વગેરે દેશો ) વિજ્ઞાન, ઉદ્યોગ, શિક્ષણ વગેરે ક્ષેત્રે અદ્ભુત સિદ્ધિઓ હાંસલ કરી નવી પ્રગતિ સાધી છે

પરંતુ તેની પોતાની **જડતાને કારણે** તેણે નવા વિસંવાદો જન્માવ્યા છે: ૧ નૈતિક આધ્યાત્મિક મૂલ્યોની અવગણના. ( ૨ ) સ્થૂળ અને સૂક્ષ્મ સ્વરૂપના હિંસા, દમન અને બળજબરીના તત્ત્વને પ્રમુખ સ્થાન. ( ૩ ) સાધન-સાધ્ય વચ્ચે વિસંવાદ.

૪ મૂડીવાદ અને સામ્યવાદ **બંનેએ** ભૌતિક ઔદ્યોગિક પ્રગતિને નામે, ભયંકર પરિણામ લાવનારા કેન્દ્રીકરણની દિશામાં આંધળી દોટ મૂકી છે. **બંનેમાં** માનવી કેવળ હાથો બન્યો છે.

—મૂડીવાદ અને સામ્યવાદ **બંનેએ** હિંસા, દમન, દ્વેષને મુખ્ય સાધન તરીકે સ્વીકાર્યાં છે.

—**બંને** અસહિષ્ણુ બન્યાં છે; **બંનેને** મન માત્ર બે જ રંગ છે: સફેદ અથવા કાળો. અને તેથી તેમનાં વલણ અને કૃત્યોમાં જૂની ધર્માંધતાનો પડઘો સંભળાય છે.

—આજના વૈજ્ઞાનિક યુગમાં આ જૂનવાણી, અવૈજ્ઞાનિક તત્ત્વ છે.

૫ આજના આ વ્યાપક વિસંવાદને કેવી રીતે દૂર કરવો એ પાયાનો સવાલ છે.

આજની પરિસ્થિતિ નીચે મુજબનાં સૂચનો કરી રહી છે—

(૧) હિંસા ખૂબ જ ભયાનક અને સંહારક બની હોઈ, તે કોઈ પણ મોટા સવાલોનો નિકાલ લાવી શકે એમ નથી.

(૨) વ્યવહાર દૃષ્ટિએ પણ નૈતિક અને લોકશાહી માર્ગો ( સહઅસ્તિત્વ, પંચશીલ, શાંતિ ) અનિવાર્ય બન્યા છે.

(૩ ) ઉચ્ચ સાધ્ય માટે ઉચ્ચ સાધનો અનિવાર્ય બની ગયાં છે—નૈતિક સિદ્ધાંતની દૃષ્ટિએ જ નહિ, વ્યવહારની દૃષ્ટિએ પણ.

૬ કોઈ પણ રાષ્ટ્રીય વિકાસનો વિચાર કરતાં નીચેના મુદ્દાઓ લક્ષમાં લેવા જરૂરી બન્યા છે—

—વિશાળ અર્થમાં આપણી વિચારસરણીને આધ્યાત્મિક ભૂમિકા આપવી પડશે.

—લોકશાહી અને સમાજવાદને અનુરૂપ સાધનો વિચારવાં પડશે

—એટલું જ નહિ, લોકશાહી અને સમાજવાદ પોતે જ માનવકલ્યાણનાં સાધન માત્ર છે, એનું વિસ્મરણ થવું ન જોઈએ

—નવા પ્રકારનો ઉન્નત માનવસમાજ ઘડવા માટે તે પ્રકારના વિચારો અને શિક્ષણ ઉપર ઝોક આપવો પડશે.

—આ વિચારણા 'વેદાંત'ના તત્ત્વચિંતન તરફ આપણને લઈ જાય છે. પરંતુ, કોઈ પણ વિચારધારાનું યોગ્ય રીતે અનુશીલન કરતાં, કેટલેક અંશે તે આપણને અધ્યાત્મ-ચિંતન તરફ લઈ જાય જ છે. આજે ખુદ વિજ્ઞાન પણ અધ્યાત્મને સ્પર્શ કરવાની કક્ષાએ આવી પહોંચ્યું છે. આપણું મગજ ભૌતિક દુનિયાના પાયામાં રહેલા કોઈ તત્ત્વની ખોજ કરી રહ્યાનું જણાય છે. જીવનની આ સર્વવ્યાપ્ત કલ્પનાનો આપણે સ્વીકાર કરીએ તો, તે આપણને જાતિ, કોમ અને વર્ગની સંકુચિતતાનો ત્યાગ કરવામાં સહાયભૂત બનશે અને આપણને વધુ સહિષ્ણુ બનાવવામાં અને જીવનના સવાલોનો ઉકેલ લાવવાના કાર્યમાં વધુ સમજુ બનવામાં સહાયરૂપ થશે.

પં. નહેરુની 'પાયાની વિચારણા'ના આ મૂળભૂત મુદ્દા છે. આ ઉપરાંત, મૂડીવાદ, સમાજવાદ અને ભારતના માર્ગનો વિચાર કરતાં તેમણે કેટલાંક વિધાનો કર્યાં છે, તે આ પ્રકારનાં છે—

(૧) **મૂડીવાદ:** ખાસ કરીને ઔદ્યોગિક રીતે વિકસેલાં રાષ્ટ્રોનો વિચાર કરતા, મૂડીવાદે કલ્યાણરાજ ( વેલ્ફેર સ્ટેટ )નો આદર્શ ઘણે અંશે સિદ્ધ કર્યો છે. પરંતુ તેનામાં કંઈક જીવન્ત વસ્તુનો મૂળભૂત અભાવ જણાય છે.

—મૂડીવાદની સાથે હાથ મિલાવીને, લોકશાહીએ નિઃશંક રીતે મૂડીવાદના કેટલાંક અનિષ્ટોની ધાર બુઠ્ઠી બનાવી છે.

અને એક બે પેઢી પહેલાં તે જે પ્રકારનો હતો, તેવો તે રહેવા પામ્યો નથી.

—મૂડીવાદના સર્વસાધારણ વલણ ઉપર લોકશાહીની વિવિધ પ્રક્રિયાઓ અંતરાય નાખે છે. આથી તેના મૂળ અંશો જળવાઈ રહેલા હોવા છતાં, મૂડીવાદમાં કંઈક સમાજવાદી તત્ત્વો વિકાસ પામ્યાં છે.

—પરંતુ સામ્રાજ્યવાદ તથા સંસ્થાનવાદ પોતાના હાથ નીચેના રાષ્ટ્રની પ્રગતિનાં બળોને કચડી નાખે છે.

(૨) સમાજવાદ :

—દુર્ભાગ્યે સામ્યવાદનાં ઘણાં રાજકીય અંગોએ સમાજવાદની આપણી કલ્પનાને કલુષિત બનાવી છે. સામ્યવાદની લડતની ટેકનિક, હિંસા અને દમન ઉપરનો તેનો ઝોક આને માટે જવાબદાર છે. આપણે આ રાજકીય તત્ત્વો અને હિંસા આદિને અનિવાર્ય ન લેખી, તેનાથી અલગ રીતે સમાજવાદનો વિચાર કરવાનો છે.

—સમાજવાદ મૂડીવાદ કરતાં મૂળભૂત રીતે જુદા જ પ્રકારનો ઉકેલ દર્શાવે છે. છતાં બંને વચ્ચેનું અંતર ઘટવા લાગ્યું છે. સમાજવાદમાં રહેલી કેટલીક કલ્પના મૂડીવાદી માળખામાં સમાવી લેવામાં આવી છે.

—અવિકસિત પછાત દેશમાં સમાજવાદ આવે છે, ત્યારે તે પછાત અને ગરીબ સમાજવાદ હોય છે. કેવળ સમાજવાદની સ્થાપનાથી ગરીબી અને બીજાં દૂષણો દૂર થતાં નથી નવાં સાધનો, નવી ટેકનિકનો લાભ ઉઠાવીને ગરીબીને દૂર કરવી રહે છે.

પરંતુ આ કાર્ય આપણે એ રીતે પાર પાડવાનું રહે છે કે, પાયાનું માનવતત્ત્વ, વૈયક્તિક વિકાસ અને સમાનતાના તત્ત્વો જળવાઈ રહે; તથા જીવનને હેતુ બક્ષનાર, સંસ્કાર અને સંસ્કૃતિના પાયામાં રહેલાં જીવનનાં નૈતિક અને આધ્યાત્મિક અંગોનો વિકાસ થાય.

અંતે તો, કેવા પ્રકારનું માનવતત્ત્વ છે, એ જ મુખ્ય બાબત છે.

આને માટે વિકેન્દ્રીકરણ (મર્યાદિત અર્થમાં) જરૂરી અને ઇચ્છનીય છે.

૨

પં. નહેરુએ વ્યક્ત કરેલી આજના યુગની આ કટોકટી પશ્ચિમ અને પૂર્વના અસંખ્ય ચિંતકોનાં લખાણોમાં પણ વારંવાર પ્રગટ થઈ રહી છે. સમસ્ત ઔદ્યોગિક યુગે સર્જેલી માનવ-મૂલ્યોની કટોકટી વિષે મોટા ભાગનાઓ સચિંત પણ છે. અને આધ્યાત્મિક મૂલ્યોની (વિશાળ માનવીય સામાજિક અર્થમાં) પરવા વિનાની, કેવળ વૈજ્ઞાનિક અને ભૌતિક વિકાસ પાછળની આંધળી દોટ, સાધનોની પરવા કર્યા વિનાની સાધ્ય માટેની આંધળી ભક્તિ, વ્યક્તિગત યા સામાજિક જીવનની સમતુલા સ્થાપી નહિ શકે, એ વાત હવે લગભગ સર્વસ્વીકૃત બની રહી છે. અલબત્ત, આના નિરાકરણના ઉપાયો વિષે અનેક દૃષ્ટિભેદો પ્રવર્તે છે; પરંતુ માનવજાત સાથે તોળાઈ રહેલી અતિ જટિલ સમસ્યાના સ્વરૂપ વિષે અને ઉકેલ વિષે, વધુ ને વધુ ઊંડાણભર્યું અન્વેષણ કરવામાં, સંસારના સૌ કોઈ ચિંતકો પ્રવૃત્ત છે. અલબત્ત સૌ ચિંતકો પં. નહેરુની જેમ હજી 'અન્વેષણ'ની જ સ્થિતિમાં છે; હજી કોઈ ને પૂર્ણ સત્ય લાધી ગયું નથી, એ સાચું છે.

## શ્રી. યુદિનની ટીકા

પરંતુ આ બધા ચિંતકોમાં સોવિયેતના ચિંતકો અપવાદરૂપ છે. પં. નહેરુની 'પાયાની વિચારણા' અંગે સોવિયેત એકેડેમિશિયન શ્રી યુદિને જે ટીકાત્મક જવાબ આપ્યો છે, તે વાંચતાં ખરેખર નવાઈ જ લાગે છે. જાણે તેઓ તો આવી કોઈ કટોકટીનો જ ઇન્કાર કરે છે! અથવા, બહુ બહુ તો, તેમનું કહેવું છે કે—

• મૂડીવાદી દેશોને માટે નહેરુએ પ્રગટ કરેલી આધ્યાત્મિક કટોકટી બંધ બેસતી હશે. પરંતુ સમાજવાદી દેશો માટે તો આવો કોઈ સવાલ જ નથી—બલ્કે હોઈ જ ન શકે!

અને કેમ જાણે, પૂર્ણસત્ય પ્રકટ કરતા હોય એમ કહી નાખે છે—આજનાં આ બધાં અનિષ્ટો અને વિસંવાદો મૂડીવાદને આભારી છે. એટલું જ નહિ, શ્રી યુદિન તો આગળ વધી જણાવે છે કે—પં. નહેરુએ સામ્યવાદ ઉપર જે ટીકા કરી છે, એ તો પશ્ચિમી (મૂડીવાદી) પ્રચારકોની નિંદાનું જ પુનરાવર્તન છે! માનવીય મૂલ્યોનું પતન, દમન, હિંસા, વૈયક્તિક સ્વાતંત્ર્ય, જીવનનો નૈતિક પહેલુ વગેરેનો વિચાર પં. નહેરુ અદ્ધરતાલ કરે છે; નક્કર ભૂમિકા ઉપર નહિ.

નૈતિક તંતુના અને આત્મનિગ્રહના અભાવનો જવાબ આપતાં શ્રી યુદિન જણાવે છે —

૧. શાહીવાદીઓ અને તેમાંય અમરિકી શાહીવાદીઓ વિજ્ઞાનનો ઉપયોગ ગુનાહિત હેતુઓ માટે કરી રહ્યા છે, એ નિઃશંક છે. એ એમનુ નીચું નૈતિક ધોરણ સૂચવે છે. પરંતુ એટલા માટે આખી માનવજાતને એબ શું કામ લગાડવી? આની સાથે 'પ્રગતિશીલ માનવી'ને શો સંબંધ છે?

૨. આપણા આજના સમાજમાં 'વૈજ્ઞાનિક પ્રગતિ અને સાંસ્કારિક વિકાસ વચ્ચે ઘર્ષણ છે,' યા તો 'સંસ્કૃતિને જાણે માનસિક થાક લાગ્યો હોય એવી પરિસ્થિતિ છે,' આવુ કહેવું સત્ય નથી. આજના તમામ સંઘર્ષનું મૂળ મૂડીવાદ છે. માનવજાતની આર્થિક, આધ્યાત્મિક સહિતની સંપૂર્ણ મુક્તિને રૂંધનાર કાંઈ હોય તો તે મૂડીવાદ છે.

[ કેમ જાણે, શ્રી યુદિનનો દેશ વર્ગવિહિન સમાજવાદી' દેશ હોવાને કારણે ત્યાં ( સોવિયેત રશિયામાં ) સાંસ્કારિક, નૈતિક, આધ્યાત્મિક વિકાસ થયો જ છે. અને અતિકેન્દ્રિત ઉદ્યોગવાદે અને અતિકેન્દ્રિત રાજ્યસત્તાએ કશા પાયાના વિસંવાદો જન્માવ્યા જ નથી! ]

૩. પં. નહેરુ 'સ્વાધીનતા'ની વાત કરે છે, યુદ્ધના ભયની વાત કરે છે, 'દમન'ની વાત કરે છે. પરંતુ મૂળમાં અમરિકી, બ્રિટિશ, ફ્રેન્ચ શાહીવાદીઓ છે. તેમણે ઇજિપ્ત, સીરિયા, જોર્ડન, લેબનોન, અલ્જીરિયા વગેરેમાં ચલાવેલ નિર્બળ દમન, બર્બર યુદ્ધ આનાં જીવતાં જાગતાં નક્કર દૃષ્ટાંતો છે

[ કેમ જાણે, સોવિયેત રશિયાની અંદરના દમનો તથા હંગેરી, પોલાંડ અને યુગોસ્લાવિયા સાથેના તેના સંબંધો-ઘટનાઓનું શ્રી. યુદિનને સ્મરણ જ રહ્યું નથી! ]

૪. દરેક રાજ્ય હિંસાનું સાધન છે. સવાલ એટલો છે કે, કયો વર્ગ કોની સામે એનો ઉપયોગ કરે છે? હિંસા અનિવાર્ય છે. માનવજાત ફાસીવાદી ગુલામીથી બચી શકી, તે હિંસાને આભારી છે. હિંસાએ ઇતિહાસમાં પ્રગતિશીલ ભાગ ભજવ્યો છે.

કેમ જાણે, સોવિયેત રશિયામાં, સ્તાલિનયુગ દરમ્યાન, ૧૬-૧૭ વરસ સુધી, એકધારું હિંસા-દમનનું જે સામ્રાજ્ય પ્રવર્ત્યું, એ કેવળ દુશ્મન-દગાખોર વર્ગો અને વ્યક્તિઓ ઉપરનું જ હતું!

ક્રુશ્ચેવે પોતે સ્તાલિનયુગમાં, જૂના અને વફાદાર સેંકડો કમ્યુનિસ્ટો ઉપર મોટા પાયા પર ગુજરેલા અત્યાચારોની હકીકતો આપી છે, તે પ્રગતિશીલ કાર્ય હતું! કેમ જાણે ઇગરી નાજ, માલેન્કોવ, મોલોતોવ, વોરોશિલોવ, બુલ્ગાનિન ઉપરનાં બિનલોકશાહી દમનો દુશ્મનવર્ગ સામેનાં આત્મરક્ષણનાં જ પગલાં હતાં!

આ 'દુશ્મનો'ને શું કહેવાનું છે, તેની તક પણ ન આપીને કેમ જાણે 'સમાજવાદી લોકશાહી'ની તેમણે રક્ષા કરી છે! }

શ્રી યુદિન ઉમેરે છે—

૫. પં. નહેરુ વૈયક્તિક સ્વાતંત્ર્યની વાતો કરે છે. પરંતુ જ્યાં લગી ઉત્પાદનનાં સાધનો, સાંસ્કૃતિક સિદ્ધિઓ, અને 'સત્તા' મૂઠીભર મૂડીવાદીઓના હાથમાં રમે, જ્યાં લગી ભૂખમરો, બેકારી, જેલોનું અસ્તિત્વ રહે, ત્યાં લગી વૈયક્તિક સ્વાતંત્ર્ય જેવું કશું શક્ય નથી.

૬. વાણીસ્વાતંત્ર્ય, લેખનસ્વાતંત્ર્ય, અખબારસ્વાતંત્ર્ય, એ તો મૂડીવાદી દેશોમા મૂડીવાદને જ હસ્તક પડેલો ખાસ અધિકાર છે. મૂડીવાદી ઇજારદારો અને એમના વૈચારિક એજન્ટો, આવા બધા સ્વાતંત્ર્યની સુફિયાણી વાતો ડહોળી શકે છે. પરંતુ વાસ્તવમાં તો આ બધું કેવળ ઠઠ્ઠામશ્કરી જેવું જ હોય છે. પ્રચારનાં તમામ સાધનો મૂડીવાદી વર્ગની પાર્ટી તથા તેમની રાજસત્તાને આધીન હોય છે. શ્રમજીવી આમજનતા તેનો બહુ મર્યાદિત ઉપભોગ કરી શકે છે.

અને શ્રી. યુદિન ઉમેરે છે કે—

૭. આજ સુધીમાં 'કેવળ સમાજવાદે જ વૈયક્તિક અને સમસ્ત પ્રજાની સ્વાધીનતા માટેની પરિસ્થિતિ જન્માવી છે...' સમાજવાદી દેશોમાં રાજ્યસત્તા કામદાર-કિસાનોના હાથમાં છે. એટલું જ નહિ, કોઈ પણ ક્ષેત્રે છેલ્લો નિર્ણાયક અવાજ જો કોઈનો હોય, તો તે વિશિષ્ટ અધિકાર જનતાને જ આધીન છે...કમ્યુનિસ્ટ દેશોમાં પ્રજાને હસ્તક તમામ સાધનો છે; અને સાર્વત્રિક અને મફત શિક્ષણ તેમને આપવામાં આવે છે—વૈયક્તિક સ્વાતંત્ર્યની આ ચાવી છે. આના વિનાની વ્યક્તિગત સ્વાતંત્ર્યની બધી વાતો દંભી છે, મૂડીવાદી પ્રચાર છે.

અંતે તેઓ આખરી દાવો જાહેર કરી નાખે છે—

૮. કમ્યુનિસ્ટોએ કદી જીવનની ભૌતિક યા આધ્યાત્મિક બાજુ તરફ દુર્લક્ષ કર્યું નથી.



[ વિશ્વમાનવ : જૂન '૫૯.

કમ્યુનિસ્ટો અને તેમની પદ્ધતિઓ વિષે બીજા ગમે તે કહે, પણ સોવિયેત પ્રજા જ દુનિયાની મહાન ઔદ્યોગિક શક્તિ બની શકી છે. તેણે તો વિજ્ઞાન, ટેકનોલોજી અને સંસ્કારનો ઉચ્ચ વિકાસ સાધ્યો છે—અને એ પ્રજા સાચી વૈયક્તિક આઝાદી ભોગવી રહી છે! સોવિયેત પ્રજા પોતાના મુલકની સાચી માલિક બની શકી છે.

[ કેમ જાણે આવા દાવાઓ ફરી ફરી જાહેર કરવાથી અસત્ય સત્ય બની જતું હશે! કેવળ દુશ્મનોના પ્રચારની વાત બાજુપર રાખીએ તોય, સોવિયેતના અધતન શ્રેષ્ઠ પુરુષ ક્રુશ્ચેવના સ્વમુખે પ્રગટ થયેલ હકીકતો પછી ય આવા દાવાઓ હાસ્યાસ્પદ બને છે ]

એકંદર, શ્રી સુદિન સાંસ્કૃતિક કટોકટીને, માનવીય મૂલ્યોની કટોકટીને, આજના સાર્વત્રિક આંતરિક બાહ્ય વિસંવાદને કેવળ મૂડીવાદનું જ પરિણામ ગણાવે છે. આ દુનિયામાં જે કાંઈ અનિષ્ટો છે, તે મૂડીવાદને આભારી છે, એમ જણાવે છે.

અને સમાજવાદી–સામ્યવાદી દેશોમાં કોઈ વિસંવાદ નથી, કોઈ દમન નથી, શ્રમજીવી વર્ગને પૂર્ણ સ્વાતંત્ર્ય છે. આવાં અસત્ય વિધાનો સત્યને નામે, હકીકતોને નામે આપણી સામે બેધડક રજૂ કરે છે!

## ૩

## મૂડીવાદ : સમાજવાદ – બે ચિત્રો

એ વાત સાચી છે કે, મૂડીવાદી સમાજપદ્ધતિએ માનવગૌરવનો નિરવધિ હ્રાસ કર્યો છે. રોટીના ટુકડા માટે, જીવનની સાવ પ્રાથમિક જરૂરિયાતો પૂરી કરવા માટે માણસને જે હીન દીન દશામાં જીવવું પડે છે, એનો કોઈ સુમાર નથી. ઔદ્યોગિક રીતે પછાત દેશની તો વાત જ થાય એવી નથી. પરંતુ, ઔદ્યોગિક રીતે સુવિકસિત અને સુધરેલા ગણાતા દેશમાં, રોટી, કામગીરી, જીવનની પ્રાથમિક જરૂરિયાતો ઘણે અંશે મળી રહેતી હોવા છતાં, ત્યાંય શોષણ, છળકપટ, અસમાનતા, અન્યાય અને યુદ્ધ–સંહાર પાછળ માનવીનું હીર નૂર જે રીતે ચુસાઈ રહ્યું છે, એનો બચાવ થઈ શકે એમ નથી.

અને એ વાત એથી પણ વધુ સાચી છે કે, ઔદ્યોગિક રીતે, આગળ વધેલા દેશોની શાહીવાદી સુંગાળમાં પછાત દેશો ઉપર જે હિંસક સર્વસત્તાધીશ સત્તાનો દોર પ્રવર્તી રહ્યો હોય છે, એનો જોટો શોધવો મુશ્કેલ છે. એ સાચું છે કે, અંગત નફાખોરી શોષણ અને હરીફાઈના પાયા ઉપર જન્મેલો અને વિકસેલો મૂડીવાદ ગમે તેટલી છૂટછાટો મૂકવા છતાં સાચી માનવતાનો દાવો કરી શકે એમ નથી. ન્યાય, અહિંસા, સમાનતા, લોકશાહી, સ્વાતંત્ર્ય, બંધુતાની એની મર્યાદાઓ મૂડીવાદની **સ્વભાવગત** મર્યાદા છે.

**મૂડીવાદી** તંત્રમાં શોષણ, હરીફાઈ, નફાખોરી, અને અસમાન અધિકારો તથા સત્તાઓ માટે ભરપૂર અવકાશ હોઈ, આર્થિક ઇજારદારી ધરાવનારાં વર્તુળો રાજ-સત્તા, પક્ષસત્તા, ન્યાય અને પ્રચારનાં ઘણા બધાં સાધનોનો પોતાનાં હિત માટે ભરપટ્ટે ઉપયોગ કરી શકે છે; અને લોકશાહી, વ્યક્તિસ્વાતંત્ર્ય વગેરેને પાંગળાં બનાવી દે છે, આ હકીકત છે.

તે જ રીતે, મૂડીવાદી સમાજરચનાનો પાયો અંગત નફાખોરી હોઈને, મૂડીદારી–ઇજારદારો મોજશોખની વસ્તુઓથી માંડી યુદ્ધ-સામગ્રીનું ઉત્પાદન વધારી, કૃત્રિમ રીતે કટોકટી ટાળી, પોતાનું વર્ચસ્વ ટકાવી રાખવા મથે છે.

પં. નહેરુ મૂડીવાદ યા શાહીવાદના આ બુનિયાદી સ્વરૂપથી અજાણ નથી. એમ છતાં, તેઓ વિકસતા–પલટાતા ઇતિહાસ તરફ આંખો બંધ કરી, મૂડીવાદ ૧૦૦–૧૫૦ વર્ષ પૂર્વે જેવો હતો, તેવો ને તેવો જ રહ્યો છે, એવું અનૈતિહાસિક તથા અવાસ્તવ વિધાન કરી શકે એમ નથી.

* સંગઠિત જાગ્રત પ્રજાજનોના સેંકડો વર્ષોના પ્રયાસોને કારણે પૂંજીવાદને અનેક પીછેહઠો કરવી પડી છે, એના લોહિયાળ બદસ્વરૂપને આસ્તે આસ્તે પલટાવું પડ્યું છે, એ હકીકત, આજ સુધીના અસંખ્ય લોકશાહી વિજયો તથા વિકાસો—(ટ્રેડ યુનિયન હક્કો પાર્લામેન્ટનો વિકાસ, કાનૂની પદ્ધતિનો વિકાસ, 'આર્થિક કલ્યાણરાજ્ય'ની દિશામાં અસંખ્ય પગલાં—દા. ત. બેકારી, ઘડપણ, અકસ્માત–ઇન્સ્યુરન્સ, મકાન, જીવનની પ્રાથમિક જરૂરિયાતો, શિક્ષણ, દાક્તરી-સારવાર, આરામ, કામની સ્થિતિ આદિ અંગેના ક્રમશઃ સુધારા અને અધિકારો, ગૅરન્ટીઓ, ગેરંટીઓ) દ્વારા પ્રગટ થયું છે. ઇંગ્લેંડ, અમેરિકા આદિ દેશોમાં જીવનધોરણ એકંદર ઘણું ઊંચું ગયું છે અને બેકારીનું પ્રમાણ અલ્પ જેવું મળે છે. આ રીતે તેણે રોટી અને બેકારી તથા જીવનની પ્રાથમિક

જરૂરિયાતોનો સવાલ હલ નથી કર્યો, પણ ટતjપડા કરવામાં ઠીક ઠીક સફળતા પ્રાપ્ત કરી છે.

* આર્થિક આવકમાં સમાનતા આણવાના તેના પ્રયાસો નોંધપાત્ર ગણાય એવા છે. ઇંગ્લેંડમાં આવકની સમાનતા તરફ સારી એવી પ્રગતિ થઈ શકી છે.

(દા. ત. ઇંગ્લેંડમાં ૩૦ ટકા પ્રજાજનોને રાષ્ટ્રીય આવકના ૫૦ ટકા મળે છે; બાકીના ૭૦ ટકાની વચ્ચે ૫૦ ટકા જાય છે.)

* અલબત્ત, આ કલ્યાણરાજ્યોમાંય **મિલકતના માળખામાં** હજી નહિ જેવો જ પલટો થઈ શક્યો છે. એટલે કે, ખાનગી માલકિયત—શોષણનો પાયો હજી અડીખમ છે

દા. ત. ૧૦% પાસે ૮૦% રાષ્ટ્રીય મિલકત છે.

* તે જ રીતે વ્યક્તિસ્વાતંત્ર્ય અને લોકશાહીની બાબતમાંય, મૂડીવાદી પદ્ધતિનો ઘણી રીતે વિકાસ થયો છે.

આજના અનેક મૂડીવાદી દેશોમાં, (તેમને હસ્તકનાં સંસ્થાનોમાં નહિ), સ્વતંત્ર સત્તાધારી પક્ષ અને રાજ્યસત્તાના વિરોધમાંય પ્રેસ, અખબાર, સાહિત્ય, પ્રચાર, પ્રદર્શન, સંગઠન, સરઘસ, સભા, આદિને માટે ઘણો બધો અવકાશ હોય છે. ન્યાયની અનેક મર્યાદાઓ છતાં, 'બચાવ' માટે ઘણી સગવડો હયાત છે. અને ગજદારી ક્ષેત્રેય, ચૂંટણીની અપરંપાર મુશ્કેલીઓ અને મર્યાદા છતાં, તમામ પક્ષોને સારી એવી સગવડો અને છૂટછાટો રહે છે. પાર્લામેન્ટરી પદ્ધતિની લોકશાહીના અમલ દરમ્યાન યે, આપણે તેની મર્યાદા અનુભવતા હોઈએ તોય, આ સ્વતંત્રતા કેવળ કાગળ ઉપરની છે, એવું તો કહી શકાય એમ છે જ નહિ.

**આમ, મૂડીવાદી રચનાની સ્વ-પ્રકૃતિ અસમાનતા, અન્યાય અને શોષણની છે. છતાં તે મર્યાદિત રૂપે લોકશાહી અને સમાનતા તરફ ધકેલાઈ રહી છે.**

પં. નહેરુએ શું આ જ વાત કહી નથી? છતાં, શ્રી સુદિનને નહેરુ મૂડીવાદનો બચાવ કરનારા હોવાનો ભાસ થાય છે!

### સામ્યવાદી દેશોનું ચિત્ર

આજના સામ્યવાદી દેશો કેવું ચિત્ર રજૂ કરે છે?

* રશિયા ૪૦ વર્ષના ટૂંકા ગાળામાં અત્યંત પછાત હાલતમાંથી અતિ ઝડપે ઔદ્યોગિક પ્રગતિ સાધી શક્યું છે, અને આજે દુનિયામાં બીજા નંબરની મહાસત્તા તરીકે આગળ આવી ચૂક્યું છે; તેણે વિજ્ઞાન, ઉદ્યોગો, શિક્ષણ, દાક્તરી સારવાર અને ઇતર સર્વસાધારણ સગવડોની દિશામાં પ્રચંડ સિદ્ધિઓ હાંસલ કરી છે.

ચીન માટે ય આ વાત ઘણી રીતે લાગુ પડે છે.

* ઉપરાંત, સૌથી મોટી વાત એ છે કે, સામ્યવાદ વર્તુળના દેશોમાં, ખાનગી નફાખોરીની આર્થિક પદ્ધતિ હયાત જ ન હોવાને કારણે, યુદ્ધ માટેનાં જંગી શસ્ત્ર સાધનોના ખાનગી ઉદ્યોગોમાં રસ ધરાવનારા સમૂહો ન હોઈ સૌનું હિત રોજિંદા ઉપયોગની ચીજવસ્તુઓના ઉત્પાદનમાં વિશેષ હોય છે. યુદ્ધ-ઉત્પાદનમાં નાણાં વેડફવા કરતાં જીવન-ઉપયોગની ચીજવસ્તુઓ દ્વારા પ્રજાને સંતોષવા તરફ રાજ્યનું વલણ વિશેષ હોય છે.

મૂડીવાદી દેશોમાં ય પ્રજા શાંતિ જ ચાહતી હોય છે, પરંતુ ત્યાં યુદ્ધ-ઉદ્યોગોમાં સ્થાપિત હિત ધરાવનારાં વર્તુળો હોય છે અને રાજ્ય ઉપર તેમનો કાબૂ હોય છે

* વળી, ખાનગી મૂડીનું વર્ચસ્વ ન હોવાને કારણે સમાજવાદી સમાજરચનામાં પ્લાનિંગ માટે વધુ અવકાશ રહે છે; અને વિકાસની ગતિ ઝડપી રહે છે.

* એકંદર જોતાં, સમાજવાદી દેશોમાં જુદી જુદી વ્યક્તિ વચ્ચેની આવકનું અંતર પણ મૂડીવાદી દેશો કરતાં ઓછું હોય છે. છતાં, સ્તાલિનયુગમાં આ અંતર ૧-૪૦ જેટલું પહોંચ્યું હતું, તે યાદ કરવા જેવું છે.

આમ, આર્થિક-ઔદ્યોગિક ક્ષેત્રે સામ્યવાદી દેશોમાં વિકાસની અનેકગણી વધુ શક્યતાઓ પ્રગટ થઈ છે આમ છતાં, આ સિદ્ધિઓ પ્રજાના લોકશાહી સહકારને આધારે થઈ છે એવું કહી શકાય એમ નથી. (૧) ખુદ ઉત્પાદનનાં સાધનો (ઉદ્યોગ-કારખાનાં) ઉપર કામદારોનો અધિકાર નહિ. (૨) ઔદ્યોગિકતંત્રમાં **રાજ્યસ્થાપિત નોકરશાહો** અને કામદારો વચ્ચે લોકશાહી સંબંધનો અભાવ (૩) ઔદ્યોગિક ક્ષેત્રના તંત્રવાહક નોકરશાહો અને રાજ્યતંત્રના સંચાલકો વચ્ચેય લોકશાહી સંબંધોનો અભાવ (૪) શ્રમજીવીઓનાં સ્વતંત્ર સંગઠનો (ઉદ્યોગતંત્રો અને રાજ્યતંત્રના અન્યાયો સામે લડવા માટેનાં)નો અભાવ. (૫) કેવળ કમ્યુનિસ્ટ પાર્ટીની હયાતી અને સર્વોપરિતા.

—આ બધાં કારણોસર, આર્થિકક્ષેત્રે લોકશાહી અશક્ય બની હોઈ, આર્થિક-ઔદ્યોગિક વિકાસની રાજ્યની નીતિ, ગતિ અને પદ્ધતિની ચક્કીમાં સોવિયેતપ્રજા ઘસડાતી, પીસાતી આવી છે. આ આર્થિક પ્રગતિ બેશુમાર યાતના અને દમનની સાથે જ સંકળાયેલી છે, એ ભુલાય એમ નથી.

* તે જ રીતે સામ્યવાદી દેશોમાં વિજ્ઞાનીઓ, શિક્ષકો, દાક્તરો, કલાકારો, લેખકો આદિ બુદ્ધિજીવીઓને અનેક સગવડો, પુષ્કળ સંપત્તિ, ઉત્તેજન અને સન્માન આપવામાં આવે છે.

પરંતુ રાજ્યસત્તા અને સત્તાધારી વર્તુળની વિચારધારા સાથે અથડામણ ઊભી ન થાય ત્યાં લગી જ આ સગવડો, સહાય અને સન્માનના તેઓ અધિકારી રહે છે. વાસ્તવમાં, જે ક્ષેત્ર જેટલે અંશે ચાલુ રાજકારણથી અને સમાજ-કારણથી દૂર, જેટલે અંશે વધુ abstract, તેટલે અંશે ત્યા બૌદ્ધિક–સંશોધનાત્મક પ્રગતિની ગતિ અને શ્રેષ્ઠતા નોંધપાત્ર નજરે પડે છે; પરંતુ સમાજજીવન અને રાજકારણ, તત્ત્વ ચિંતન અને ઇતિહાસ વિજ્ઞાનના ક્ષેત્રે ભયંકર રૂંધામણ અને અંધસંમતિવાદ અચૂક જોવા મળે છે!

પાસ્તરનાકના દૃષ્ટાંત પછી તો તેની અવધિ જણાય છે.

રશિયાઈ-સામ્યવાદી રાષ્ટ્રોનો આ આંતરિક-paradox છે. એનો ગમે તેટલો ઇન્કાર કરવાથી તેની હયાતી નાબૂદ થઈ શકે એમ નથી.

**• કેવળ આર્થિક ક્ષેત્રે એક વર્ગનું બીજા વર્ગ દ્વારા થતું શોષણ દૂર થવાથી માનવીય સમાજ રચાઈ જતો નથી.**

• કોઈ પણ પ્રકારનાં શોષણ, દમન, અને બળજબરી વિનાના સમાજના આદર્શની દૃષ્ટિએ રશિયાનો સમાજવાદ હજી ઘણો જ પછાત છે. માણસનો સર્વાંગી સ્વાધીન વિકાસ થાય એવું વાતાવરણ હજી ત્યાં પ્રગટ્યું નથી.

*** એક વર્ગનું બીજા વર્ગ ઉપરનું આર્થિક શોષણ દૂર થયું હોવા છતાં તેનું સ્થાન રૂંધામણનાં નવાં સ્વરૂપોએ લઇ લીધું છે. સત્તાધારી વર્તુળો અને પ્રજા વચ્ચેની ખાઈ ચોંકાવનારી છે.**

તકવાદ અને ખુશામત દ્વારા પ્રગતિ સાધવાનું વલણ ચોંકાવનારી હદે વ્યાપક છે. બહારનો દેખાવ, બહારની વાણી અને અંતરની ભાવના, લાગણી અને સમજ વચ્ચે જબરજસ્ત અંતર વધી રહ્યું છે. રોટી અને સગવડ મળી જાય તો પછી નકામી બીજી ઉપાધિ શું કામ ઊભી કરવી? હવાન પરિસ્થિતિ અનુસાર આપણે આપણું જીવન મૂંગેમૂંગા ગોઠવતાં જાવ – જીવનના આદર્શો અને ઉન્નત ધ્યેય વિનાનું કેવળ ભૌતિક સગવડોમાં પર્યાપ્તિ માનનારું આવું વલણ વધતું દેખાય છે. (અનેક નવલકથાઓ સાક્ષી છે.)

* પ્રજાજનોને રોટી અને સગવડો આપીને, એમની સર્વાંગી, તાત્ત્વિક, સ્વતંત્ર વૈચારિક વિકાસની શક્યતાઓના ઝરાઓને જ સુકાવી દેવાની, અને જરૂર પડતા દમન દ્વારાય રૂંધવાની ક્રિયા, સામ્યવાદનું સૌથી મોટું લાંછન છે. બલ્કે–

**નેતાગીરીને હાથે જનતાનું આ એક પ્રકારનું શોષણ અને દમન જ છે–જેનું સ્વરૂપ આર્થિક ન હોઈ વધુ સૂક્ષ્મ પ્રકારનું છે.**

ગમે તેટલા ઉચ્ચ આદર્શો રાખવા છતાં, રોટી આપી સ્વતંત્ર વિચારનો વિકાસ જ રૂંધનારી ઇજારદારી સત્તા, મધ્યયુગી બર્બર Inquisitions ની અંધ-સંમતિવાદી પદ્ધતિને વધુ મળતી બની જાય છે.

સ્તાલિન-યુગે આવું ચોંકાવનારું સ્વરૂપ પ્રગટ કર્યું જ છે.

**સૌથી ખરાબ વાત તો એ છે કે, આ પદ્ધતિમાં માણસ કેવળ રૂંધાય છે, એટલું જ નહિ, પણ તે દિશાના વિકાસની શક્યતાઓ જ બંધ હોય છે! પરિણામે માણસ કેવળ રોટી ઉપર જીવનાર પ્રાણી નથી, નૈતિક મૂલ્યો, વિચાર સ્વાતંત્ર્ય, અને લોકશાહી તેને માટે પ્રાણવાયુ જેટલાં જ અનિવાર્ય છે એવી ભાવના જ, એવી જાગ્રતિ જ તેઓ જતે દિવસે ગુમાવી બેસે છે!**

એટલે કે, વળી પાછો માનવી એતલાના યૂનેપ્રિ કે'કાઈ જઈ, રોટી અને ભૌતિક સગવડોની દુનિયાનો દાસ બની એમાં જ સંતૃપ્તિ—જીવન સાર્થક્ય માની બેસે છે! માણસ ઇતિહાસનો જાગ્રત ઘડનારો અને દોરનારો બનવાને બદલે સદાકાળ માટે બાહ્ય પરિસ્થિતિનો દોર્યો (રાજ્યકર્તાવર્ગનો મુખ્ય હાથો બની) દોરવાયા કરતો, માનવ જીવનનો સંતોષ લૂંટવા મથે, એનાથી બદતર શાપરૂપ માનવજીવન માટે બીજું શું હોઈ શકે?

## ૪

# પાયાની સમસ્યા

આજના ઔદ્યોગિક યુગની બે મુખ્ય સમાજ–પદ્ધતિઓનું આ ચિત્ર છે પં. નેહરુને તેમની બંનેની માંડણીનું મૂલતત્ત્વ એક જ દેખાય છે—

**"અમેરિકાના અત્યંત વિકસિત મૂડીવાદી સમાજ તથા સોવિયેત સંઘમાં જે નવા પ્રકારની સંસ્કૃતિ રચાઈ રહી છે, તે બંનેની માંડણી તત્વત: તો એક જ મૂલતત્ત્વ પર થઈ રહી છે, અને તે છે– ઔદ્યોગીકરણ અને યંત્રીકરણની ચરમ કક્ષાએ પહોંચવાના બંનેના પ્રયાસો. એમની પદ્ધતિઓ વચ્ચે ફરક છે, પણ થોડોક જ. બંને દેશો વિરાટકાય યંત્રના ભક્ત છે.**

**"આજના વિશ્વની પ્રધાન અસમાનતા તો ઔદ્યોગીકરણની ટોચે પહોંચેલા સમાજો તથા હજી સુધી જ્યાં ઔદ્યોગીકરણનો વિકાસ નથી થયો તેવા સમાજો વચ્ચે જે ભેદ છે, તેમાં રહેલી છે."**

**(પં. નહેરુનું દિલ્હી યુનિવર્સીટી સમક્ષનું વ્યાખ્યાન : વિશ્વમાનવ જાન્યુઆરી ૫૯)**

પંડિત નહેરુનું આ વિધાન ઘણું જ મહત્ત્વનું છે.

* કેવળ રોટી અને જીવનની પ્રાથમિક જરૂરિયાતોનો સવાલ તો, આજે હવે, ઔદ્યોગિક રીતે વિકસેલા સમાજવાદી અને મૂડીવાદી બંને દેશોમાં, સારા પ્રમાણમાં ઊકલ્યો છે.

* આજે જે મુખ્ય ભેદ છે, તે ઔદ્યોગિક રીતે આગળ વધેલા, અને હજી અર્ધ વિકસિત, અર્ધ સાંસ્થાનિક જેવા પછાત દેશો વચ્ચેનો છે.

પરંતુ આથી ય આગળ વધીને આપણે જે સમજવાનું છે તે તો એ છે કે,—

* આજે જે માનવીય મૂલ્યોની કટોકટી જાગી છે, તેમાં કેવળ મૂડીવાદી કે સમાજવાદી સમાજ રચનાનો ભેદ મુખ્ય **નથી. બંને** પ્રકારની સમાજ પદ્ધતિમાં અતિ–કેન્દ્રિત અર્થરચના અને અતિ કેન્દ્રિત રાજ્ય સત્તાએ માનવીને લગભગ યંત્રમાનવ બનાવી દીધો છે. વ્યક્તિત્વના વિકાસને સ્થાને mass-ageનો માનવી પોતાના સ્વત્વથી જ 'હરાયો' (alienated) બની ગયો છે!

**માર્ક્સે સો વરસ પૂર્વે મૂડીવાદી સમાજ રચનામાં વિકસતા આવા અમાનવીયત્વ, અન્યાક્રાંતત્વ, હરાયાપણાનું કરેલું વર્ણન આજે તો મૂડીવાદ ઉપરાંત, સમાજવાદી દેશોમાં ય મહદ્અંશે લાગુ પડે છે!**

આથી તો પં. નહેરુ વિશાળ લોકશાહી, વ્યક્તિ સ્વાતંત્ર્ય અને માનવીય મૂલ્યોની રક્ષા માટે વિકેન્દ્રિત ઉદ્યોગો અને વિકેન્દ્રિત રાજ્યસત્તાનો આગ્રહ સેવે છે. ત્યારે, શ્રી સુદિન તો, કમ્યુનિસ્ટ તંત્ર હોય પછી, અતિ કેન્દ્રિત અર્થ રચના અને અતિ કેન્દ્રિત રાજ્ય-તંત્રને સહજ અનિવાર્ય માની લઈ, એનાં અનિષ્ટોનો વિચાર કરવા પણ તૈયાર નથી! આ પરથી તો એવું માનવાને કારણ મળે છે કે, પં. નહેરુ શ્રી સુદિન કરતાં વધુ સદ્દર માર્ક્સવાદી છે. તેઓ વધુ ઊંડાણમાં, વધુ ગંભીરપણે, ખાસ પરિસ્થિતિનો વધુ વાસ્તવવાદી તાગ લઈ શકે છે, સર્વાંગી અવલોકન કરી શકે છે.

**પં. નહેરુ અને શ્રી સુદિનની હિંસા–અહિંસા પ્રત્યેની દૃષ્ટિ** આનું એક વધુ ઉત્તમ ઉદાહરણ છે.

ઇતિહાસમાં હિંસાએ 'પ્રગતિશીલ' ભાગ ભજવ્યો છે, એવું કહી શ્રી સુદિન હજી આજે ય 'હિંસા'ના બળ ઉપર મુસ્તાક રહેવામાં ગૌરવ લેતા જણાય છે. એક જમાનામાં 'ગુલામી' પ્રગતિશીલ બળ હતું. ને એક જમાનામાં 'મૂડીવાદ' પણ પ્રગતિશીલ બળ હતું; ને અમુક પરિસ્થિતિમાં, ભારત ઉપરની વિદેશી બ્રિટિશ હકુમતે પણ, અમુક રીતે, પ્રગતિશીલ બળ તરીકે ફાળો ભજવ્યો છે—આ બધી ઐતિહાસિક પ્રગતિશીલતાને જોરે શું આજેય આપણે ગુલામી (જેના વિના સંસ્કૃતિનો આરંભ જ અશક્ય બન્યો હોત), મૂડીવાદ (જેના વિના સંસ્કૃતિનો વિકાસ અશક્ય બન્યો હોત) —આદિનો બચાવ કરી શકીશું? આજે હવે એમાં ગૌરવ લેવા જેવું કશું છે ખરું?

● એકવાર, સ્વીકારી લઈએ કે, જે પરિસ્થિતિમાં

રશિયામાં ક્રાંતિ થઈ, જે પરિસ્થિતિમાં તેનો વિકાસ થયો, તે પરિસ્થિતિમાં કેટલેક અંશે હિંસા અનિવાર્ય હતી. તથા હજી તેનો સર્વથા ત્યાગ કોઈ પણ રાજ્ય-રાષ્ટ્ર માટે વ્યવહાર્ય બન્યો નથી. પરંતુ આમ છતાં, એકબાજુ, એટમ-યુદ્ધના સર્વનાશક ભયને કારણે તથા બીજી બાજુ, વિજ્ઞાનની પ્રગતિ, નવી જાગૃતિ, લોકશાહી શક્તિનો વિકાસ અને આજલગીના અનુભવોને અંતે, હિંસાદ્વારા-યુદ્ધદ્વારા સમસ્યાનો ઉકેલ લાવવાની શ્રદ્ધા ક્રમશઃ તૂટી રહી છે, અને શાંતિમય સહઅસ્તિત્વ, પંચશીલ અને દમનને સ્થાને સમજાવટ તથા લોકશાહી ઢબ દ્વારા સર્વ સમસ્યાઓનો ઉકેલ લાવવાની નવી શ્રદ્ધા ક્રમશઃ પ્રગટી રહી છે.

—હિંસાની ગતિશીલતા ઓસરી રહી છે.

—અહિંસાની કાર્યસાધકતા વધી રહી છે.

**આમ, અહિંસાની દિશામાં વિચારવાની, વર્તવાની અને આગળ વધવાની શક્યતા વધી છે, આટલી વાત તો નિઃશંક છે—આ આરંભ હજી નિર્ણાયક બળ નથી બની ગયો એ છતાં.**

આવી નવી પરિસ્થિતિમાં હિંસાને સ્થાને અહિંસાનું સાધન કાર્યસાધક બને, એ દિશાનો પ્રયાસ વધારવો, એને માટેની શક્તિ અને શક્યતા વધારવી, અને એની સફળતા માટે શ્રદ્ધા પેદા કરવી, એ ખરી રીતે તો મોટામાં મોટી પ્રગતિશીલતા છે. અહિંસા, નૈતિક મૂલ્યો સ્થપાઈ ગયાં છે, નિર્ણાયક બની ચૂક્યાં છે, એમ માની એની દ્વારા જ સંઘર્ષનો અને વિસંવાદોનો ઉકેલ તત્કાલ શક્ય બન્યો છે, એવું તો કોઈ કહી શકે એમ નથી; પરંતુ, સવાલ દિશા અને જાગ્રત ગતિનો છે જ.

આ અર્થમાં, પં. નહેરુ શ્રી યુદિન કરતાં, વધુ સાચા દુરંદેશી વિચારક છે; એ વાત સ્પષ્ટ છે.

આ બધી વિચારણાને અંતે—

પં. નહેરુએ આજના આખા યુગને આંબરી લેતી મધ્યવર્તી સમસ્યા—ends and meansની સમસ્યાને સુયોગ્ય રીતે આગળ આણી છે.

અલબત્ત, આ સમસ્યાઓનો જવાબ પણ કેવળ જડ-માર્ક્સવાદી રીતે વર્ષો થયાં અપાતો રહ્યો છે—

* Absolute આદર્શો, મૂલ્યો જેવું કાંઈ છે જ નહિ.
* તમામ મૂલ્યો-આદર્શો કેવળ વર્ગીય જ હોય છે.
* જે પદ્ધતિઓ અને માર્ગો કામદારવર્ગના હિતવિકાસની દૃષ્ટિએ અનુકૂળ સાબિત થાય, જેને પરિણામે કામદારવર્ગ તેની સરમુખત્યાર સત્તા સ્થાપી શકે, તે સાધનો આપોઆપ ઉચ્ચ અને શુદ્ધ છે, વગેરે.

**આવી જડ વિચારણાનું પરિણામ; સાધન સાધ્યને કલુષિત કરે છે, તેનું દૃષ્ટાંત સામ્યવાદી તંત્રોએ આજ સુધીમાં પૂરું પાડ્યું છે.**

આમ છતાં શ્રી. યુદિનનું લૉજીક તો એવું એ છે—

* રશિયા અને બીજા સામ્યવાદી દેશોમાં ઉદ્યોગો, ઉત્પાદનના સાધનો, પ્રચારનાં સાધનો અને સાંસ્કૃતિક વિકાસનાં તમામ સાધનો ઉપર રાજ્યનો કાબૂ છે; અને રાજ્ય ઉપર કમ્યુનિસ્ટ પાર્ટીનો કાબૂ છે; અને કમ્યુનિસ્ટ પાર્ટી ક્રાંતિકારી કામદાર વર્ગની પ્રતિનિધિ પાર્ટી છે, માટે એનું પ્રત્યેક પગલું શ્રમજીવી આમજનતાના જ હિતમાં છે; માટે એ જ્યારે જ્યારે જે કાંઈ આદેશ આપે છે, ને કર્મ કરે છે, ને વાણી ઉચ્ચારે છે, એ બધું ( આપોઆપ ) શ્રમજીવી જનતાનાં જ હિતનું પ્રતિનિધિત્વ કરનારું બની જાય છે. માટે એનાથી કાંઈ પણ જુદું વિચારનાર, બોલનાર, વર્તનાર સૌ કોઈ ( આપોઆપ ) કામદાર-દ્રોહી, શ્રમજીવી-દ્રોહી, પ્રજાદ્રોહી, રાજ્યદ્રોહી, રાષ્ટ્ર-દ્રોહી, સમાજવાદ દ્રોહી, ગદ્દાર બની જાય છે!

બીજી બાજુ, જ્યારે જ્યારે જે કાંઈ કર્મ, વાણી, વર્તન, વલણ કામદાર વર્ગની સરમુખત્યાર સત્તાને જન્મ આપે છે, જન્મ્યા પછી ટકાવે છે, ને દૃઢ બનાવે છે, તે જ કેવળ ઇષ્ટ છે, તે જ કેવળ સત્ય છે, તે જ કેવળ ન્યાય્ય છે; તેમાં જ સ્વાધીનતા, નૈતિકતા અને આધ્યાત્મિકતા—સર્વ કાંઈ સમાઈ જાય છે...

—કેવું ભયંકર લૉજીક!

કેવળ એક જ કૃત્યમાં—સરમુખત્યારીની સ્થાપનામાં જ સમાનતા, સ્વાધીનતા, શાંતિ, નૈતિકતા, અને અધ્યાત્મની ફલશ્રુતિ આવી જાય છે!

—કેવું ભયંકર લૉજીક!

**આજના યુગમાં આનાથી વિશેષ અંધઇતિહાસવાદ, અંધદૈવવાદ, અંધકર્મવાદ બીજો કેવો હોઈ શકે?**

[ પાન ૨૬૧-૬૫૨ ]

## પ્રેમમાં છું | જયન્ત પાઠક

હું તમારા પ્રેમમાં છું
ઓળખ્યાં તમને નહોતાં ત્યારથી;
લોહીના કોઈ અવશ ખેંચાણથી,
કોઈ પુરાણી જુગ જૂની પહેચાનથી
હું તમારા પ્રેમમાં છું.
આ હાથ કાગળ શા લુખા બરછટ ચહેરે
કોઈ અણઘડ હાથની કલમે લખેલી
લિપિ હું વાંચી શકું છું.
શા વ્યગ્રતાના અક્ષરો વાંકાચૂંકા!
ક્યારેક સમજું અર્થ તો વળી કલ્પનાથી
ક્યારેક પકડું મર્મ ખૂબ મથી મથી.
આ તમારું હાસ્ય
જાણે ક્ષુબ્ધ સાગર નીર ઉપર સીત ફીણનું સારસ.
ને આ આંખમાં પાણી—
માછલી જેમાં તરે છે વેદનાની કોઈ અજાણી!
હોઠથી શબ્દો સરે
ભેંકારતા ઉરની ગુફાની ઉત્સરે.
તમને જોઉં છું ને આંખ આગળ માત્ર
તરતું ખાલીખમ કોઈ ભિખારી કેરું ભિક્ષાપાત્ર.
માનો રખે, હે દીન સખે
કે તમ વિશે હું કોઈ ખોટા વ્હેમમાં છું.
હું તમારા પ્રેમમાં છું.
રાતદિન, દિનરાત
મારા પ્રેમનો તલસાટ
હવે મારાથી જીરવાતો નથી.
તમને આપી આપીને ય શું આપી શકું હું?
પ્રેમ-જે ખાતો પીવાતો તો નથી.
ચાહ્યા વગર તોયે રહી શકતો નથી.
ને એક નાની આશ અંતરને ખૂણે
આવેશમાં આવી કદી એવી ધૂણે
કે સૂજી ઊઠે અણુઅણુ અસ્તિત્વનું
ઉત્કંપથી પડું પડું થતું આ આલયે વ્યક્તિત્વનું.
એક દિન તો આ ચહેરો
રુક્ષ, રંક, વિષાદઘેરો
મારે બદલવો છે.
રે નવેસરથી જ એને ઘાટ દેવો છે.
પણ પ્રેમથી એ કામ ભગીરથનું થશે!
આશ તો છે.
ને તેથી તો ફરીથી કહું છું કે
પૂરી ઓળખ વિના
લોહીના કોઈ અવશ ખેંચાણથી
પરિણામની પૂરી પતીજ વિના, વિના—
ઝંખનાના કોઈ ઘેઘૂર ઘેનમાં છું.
હું તમારા પ્રેમમાં છું.

## .... | જતીન્દ્ર આચાર્ય

કેવો હવાનો રંગ ને આમ ઉર ભર્યું ભર્યું!
ધરતી ઉપર મળ્યાં ન આ જગત નર્યું નર્યું ॥ ૧
ન બાગ, બાગવાન હું ન વાવવું છ કૈં
તોયે અજાણ હળથી આજ જીગર જોતર્યું! ॥ ૨
ના ટાંકણાં, હથોડી કે મારી હથોટી પણ,
હાથે કરીને દલમાં અદલ શિલ્પ કોતર્યું! ॥ ૩
મ્હોબત, જવાની, લાલીના સાગરને કો તર્યું?
ડુબાડી કાફલો બધો કો પાર ઊતર્યું? ॥ ૪
કાતર કળી ગઈ છે મનની વણકથી મુરાદ:
કરવું હતું ઉરેક એવું બ્લાઉઝ વેતર્યું! ॥ ૫
મૃત્યુ પછી અમર થવાનો કૈંકનો મકસદ
અહીં જીવી જીવીને કોઈ જીવનાં મર્યું! ॥ ૬
ના ભક્તિ, લગન, ફના કે ઉલ્ફતની ગતાગમ,
કોને મીરાંની જેમ આ હૃદય વર્યું વર્યું! ॥ ૭

[ વિશ્વમાનવ : જૂન '૫૯

## શરદપૂર્ણિમા | અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

કહ્યું હતું કોઈ કે :
આજે તો છે શરદપૂર્ણિમા.
થયું મને :
ચાલ જઈને જોઉં
નીલ સરોવરમાં તરતો
વાલ્મીકિનો એ મરાલ,
કે કાલિદાસની કોઈ યક્ષકન્યાનું
જોઈ ને મુખ બનું હું ન્યાલ,
કે ભાસ ભવભૂતિની કો
શ્વેતવસ્ત્રા 'અભિસારિકાની
વેણીમાંથી ખરી પડેલું
સૂંઘી લઉં હું એ ફૂલ,
કે સુણી લઉં હું
કો' મુગ્ધા પ્રિયતમાનો
પ્રીતનો એ પ્રથમ શબ્દ !

હું ચાલ્યો.
આસ્ફાલ્ટને રસ્તે સરી રહ્યા પગ,
જેમ કોઈક અબુધ બાળક કને
આવી ચડેલી ચોપડીનાં પાનાં ફરે તેમ.
રસ્તાની બન્ને ય બાજુ
ઊભાં હતાં આલિશાન મકાનો.
હું જતો હતો,
ખીણઘાટમાંથી પસાર થતા
કોઈ વાટમાર્ગુની પેઠે.
માનવીઓની વચ્ચે
જતાં ય એકલ.
મનના રૈતાળ પટમાં
કોઈક વેરી ગયું હતું શબ્દો :
આજે તો છે શરદપૂર્ણિમા !

—અને જોવાઈ ગયું આકાશ !
આકાશ ?
ના. ટુકડો.
જાણે કોઈ દુકાનદારે પડીકું બાંધવા
કાપી લીધેલો ન્યૂઝપેપરનો કકડો !
ને એ જોતાં તો મારી નજરને
ખેલવાં પડયાં દારુણ યુદ્ધ !
રોડ પરની લાઈટનાં
કિરણો તણાં ઝાલીને બાણ
ધવાતો હું આગળ ચાલ્યો.
નહોતી ખબર કે મારે
કયાં નાંગરવાનું છે વહાણ.

પરુના રેલા નીકળે તેમ
દદડતો હતો વીજળીનો પ્રકાશ
ને ઘા પર માખીઓ બણબણે
તેમ આવીને બણબણતા હતા
બાજુના મકાનોમાંથી
રેડિયોના અવાજો.
ને લોહીના ટીંપા જેવી
ચાલી જતી હતી મ્યુનિસિપાલિટીની બસ.

ટાવરમાં થયા દસ.
શ્વાસ લેવા જેવી જગા શોધીને
હું ઊભો,
સામે છેડે ઊભેલી
ઇમારતને નીરખતો
એની પાછળનું આકાશ
થતું જતું હતું તેજલ ;
ને થોડી વારે દેખાયા ત્યાં ઇન્દુ
જાણે કોઈના મૃત દેહ પર
થીજી ગયેલું અશ્રુ કરુ બિન્દુ !

હું ઊભો હતો.
મારી બાજુમાંથી કોઈક થઈ ગયું પસાર
અને બોલતું ગયું :
આજે તો છે શરદપૂર્ણિમા !*

* આકાશવાણીના સૌજન્યથી

ભીંત પર મોરો અરીસો છે જડ્યો
માનીને પ્રતિબિંબ મારું ન્યાળવા
સામે બરાબર થાઉં છું હું જ્યાં ખડો—
ત્યાં તો નજર ભરી દે કશો સુંદર નઝારો !
બીડ ખેતર ને લીલાંછમ વૃક્ષની હારો જ હારો !
ના આયનો—આ તો અરે બારી ઉઘાડી !
આ ન મુજ પ્રતિબિંબ, આ તો ખેત, વાડી !
પણ જે નિહાળ્યું
પ્રતિબિંબથી ઓછું ને પ્યારું;
ક્ષણ પછી મન એમ થાય :
ના આયનો ( ને ચીજ કઈ ના આયનો ? )
સાચો વધુ કે આ ય ?
ને નઝારો એ જ
સાચે જ
મારી વધુ રમણીય ના પ્રતિછાય ?

## હું શું કહું ? | સુરેશ દલાલ

બડભાગ્યની હે પળ ! તને
હું શું કહું ?
રે મને
અણજાણને
તું આવી ત્યારે ના પડી કૈંયે ખબર;
પણ જ્યાહરે તું વહી ગઈ જ્યારે, સખી !
એટલું યે ના તને સૂઝ્યું જરી ?
( કે ) ચાલ્યા જતાં તારે મને
મારવી'તી હેસને !
રે તોય હા હું તે પળે
( મોડો જતા ) જાગી જતે;
ને આજની રે આ દશા કાંઈક તો જુદી હતે !
આ તો અરે કમભાગ્યની ખોટી લીધી. ઊંડી કબર;
ને ભૂલથી વ્યાકુળ થયેલી ક્યારની મારી નજર
ચારે તરફ ઢૂંઢી વળે
કે તું અગર પાછી મળે...પાછી મળે !

: ગઝલ :

એક કાતિલ હુસ્ન શો કેર ચલાવ્યા કરે ?
સારા વિશ્વમાં જે અધિકાર જમાવ્યા કરે !
થયો રાજીખુશીથી ન એકે એહસાન કદી
યાદ ઝાલિમ કેરી, છતાં ય સતાવ્યા કરે !

કોણ જાણે નિરાધાર આશકની વેદના
એકલાં ખૂનનાં આંસુઓ જે વહાવ્યા કરે ?
કેવો વેધક સ્પર્શ સુકોમળ ચામડીનો ?
રોમ રોમ મહીં જે ઉલ્લાસ જગાવ્યા કરે !

ભલો કોઈ ગુનો જો થયો, પ્રભુની મરજી !
ભય-વ્હેમ વૃથા ગભરાટ ફેલાવ્યા કરે :
ખુશબો મધુરી મનમોહક ચ્હેરા તણી
અતિ માદક કેફની જાળ બિછાવ્યા કરે :

શરમાળ મુખે ન કશું ય કહી હું શક્યો
કેવા ભાવ વિલક્ષણ હૈયું છુપાવ્યા કરે !
શાંત એકાંતમાં પગલીઓ અગમ્ય પડે,
તાજાં ફૂલ સુવાસિત રોજ બિછાવ્યા કરે :

ઋતુઓ જ્યાં ફળે સઘળી ઋતુકાળ વિના,
એવા સ્થાનની અદ્‌ભુત કલ્પના આવ્યા કરે :
હરચીજ જહીં મનભાવની હાજર છે,
મોલ તોલ તહીં વચમાં કોણ લાવ્યા કરે ?

તહીં હો મુજ લાયક કાયમનો તકિયો
આશના નિજ ગર્દન જ્યાંય ઝુકાવ્યા કરે :
બીજું કાંઈ ન તો, બસ યારના હુકમે પરે
રસગીત અઝબ ખતીલ સુણાવ્યા કરે !

## ગ્રીષ્મ ચાલી ' | રતિલાલ-અનિલ

ગ્રીષ્મ ચાલી,
ભાઈ ચાલ્યો
ગ્રીષ્મની તવરાશ ગાળીને નિશાળે,
—અધવચાળે, છાંયડા શો !
—ગ્રીષ્મ ચાલી ?
કે હવે બેઠી ખરી ?

# દિવ્યા : બૌદ્ધયુગી નારીનો જીવન-સંઘર્ષ

—મો. ગાંધી : સુ. ગાંધી

તથાગત બુદ્ધના પરિનિર્વાણને ચારેક સૈકાં વીતી ગયાં, અને ભારતની ધરતી પર ગ્રીક યવનોનાં જુથોએ સ્થાયી રાજ્યકેન્દ્રોની સ્થાપના પણ કરી લીધી. ગ્રીક યવન રાજવી મિલિન્દે બૌધ ધર્મચક્રનું શરણુ સ્વીકારી, પોતાના તાબાના ગુલામોને મુક્તિ બક્ષી, રાજપાટનો ત્યાગ કરી, પ્રવ્રજ્યા ગ્રહણ કરી ભિક્ષુનો પંથ સાધ્યો હતો.

મિલિન્દના અવસાન બાદ બૌદ્ધ પ્રભાવમાં ઓટ આવી, ને મિલિન્દનો કોઈ વારસદાર ન હોઈ, મદ્રના કુલીન વંશોએ પોતાને ત્યાં ગણરાજ્યની સ્થાપના કરી. આ જનકુલ-ગણોમાં બ્રાહ્મણ વર્ગના આધિપત્ય નીચે અભિજાત વર્ગોનું વર્ચસ્વ વરતાવા લાગ્યું; અને ગ્રીક યવનો, દાસો, સાધારણ જનસમાજ ને તેમની વચ્ચેનો સંઘર્ષ અત્યાચાર વિરુદ્ધ ધારણ કરતો સાઓે એ દિવસોની આ વાત છે:

[ ૧ ]

કલાની અધિષ્ઠાત્રી રાજનર્તકી દેવી મલ્લિકાએ યોજેલા ભવ્ય મહોત્સવથી નવલકથાનો આરંભ થાય છે. અને આપણને એ યુગની એક વિશિષ્ટતાની ઝાંખી થઈ જાય છે.

રાજનર્તકીનું સ્થાન સમસ્ત રાજ્યમાં અપૂર્વ માનાર્હ છે. 'સરસ્વતી પુત્રી' તરીકે એનું બહુમાન છે.

અભિજાત કુલના પુરુષો ને સ્ત્રીઓ—સૌ કોઈ રાજનર્તકીનું સન્માનમયું અભિવાદન કરે છે. અને અભિજાત કુલની કુમારિકાઓ સુદ્ધાં એને ચરણે બેસી, અંતે 'સરસ્વતી પુત્રી'નું બિરુદ પામવામાં અહોભાગ્ય લેખે છે!

**હમ બેચૈન હૈં**

આજના આ મહોત્સવમાં મદ્રદેશની સાગલનગરીના ધર્મસ્થ ( ન્યાયમૂર્તિ )- મહાપંડિત દેવશર્માની પ્રપૌત્રી, આયુષ્મતી કુમારી દિવ્યાને શ્રેષ્ઠ નૃત્ય માટે 'પુષ્પકિરીટ' અર્પણ થયો છે. એ દિવ્યાએ સર્વશ્રેષ્ઠ ખડ્ગવીરનો 'પુષ્પમુકુટ' કુમાર પૃથુસેનને સ્વહસ્તે અર્પણ કર્યો છે!

પરંતુ, સાગલની પ્રણાલિકા અનુસાર, જ્યારે 'સરસ્વતી પુત્રી'નું સન્માન પામનાર કુમારી દિવ્યાને ફૂલોથી ઢાંકી દઈ, પાલખીમાં પધરાવી, ખભે ચઢાવી, તેના ગૃહદ્વાર સુધી લઈ જવાનો પ્રસંગ આવ્યો ત્યારે, કુલીન વંશના યુવકોએ એ અધિકાર શ્રેષ્ઠ ખડ્ગધારી વીરનાયક પૃથુસેનને આપવાનો ઇન્કાર કર્યો!

કારણ? કારણ કે તે ગ્રીક દાસ-પુત્ર હતો,—ભલેને આજે એનો પિતા શ્રેષ્ઠી—નગરશેઠ બન્યો હોય!

દાસપુત્રને આ અધિકારનો ઇન્કાર કરનાર ગણપરિષદના સંવાદક ( મંત્રી ) આચાર્ય પ્રવર્ધનનો પૌત્ર રુદ્રધીર હતો.

પૃથુસેન પ્રતિહિંસાથી સમસમી ઊઠયો...પણ સમયવર્તી ધીરજ ધરી ગયો ને ધર્મસ્થ (ન્યાયમૂર્તિ), દિવ્યાના પિતામહ દેવશર્માને આંગણે ન્યાયની ધા નાખતો ઊભો રહી ગયો!

અને આખરે, પરમ ન્યાયમૂર્તિને હાથે, પૃથુસેનના અપમાનનો અપરાધ કરનાર, આચાર્ય પૌત્ર રુદ્રધીરને ૨૦૦૦ દિવસના દેશવટાની શિક્ષા ફરમાવાઈ.

પણ આથી તો બળતામાં જાણે ઘી હોમાયું...!

એવે, દુશ્મન રાજ્યની ચઢાઈના આકરી સોટીના દિવસો આવી ગયા, ને ત્યારે ફરી એક વાર યવનપુત્ર પૃથસેને ક્ષાત્રધર્મ અને વીરકર્મનો પંથ પકડયો.

દિવ્યાનું હૈયું વિકળ બની ઊઠયું. વિયોગની આગલી સંધ્યાએ, છેલ્લું મિલન હોય એમ એણે અધીર પ્રેમીના હાથમાં આત્મસમર્પણ કર્યું તે પછી બંને વચ્ચે યુદ્ધનો ગાળો પડયો. ને લાંબા વિયોગને અંતે, પૃથુસેન ઘાયલ બની, વિજયીવીર તરીકે બહુમાન પામતો પાછો ફર્યો... પરંતુ સંજોગોની વિચિત્ર ગતિએ દિવ્યા સાથે તેનો મેળાપ ન જ થવા દીધો. ને તે પછી તો, પિતાની ઈચ્છા અને પૃથુસેનના મનની નબળાઈ—અવરોધની દિવાલ બની બંને વચ્ચે સદાને માટે ઊભી રહી ગઈ!

*

ને ત્યારે પૃથુના તેજને પોતાની કૂખે પોષી રહેલી દિવ્યાને માટે કોઈ આરો-ઓવારો ન રહ્યો. એક સંધ્યાએ ગુપ્ત રીતે એણે ગૃહત્યાગ કર્યો...કુસુમ રજમાં પોઢેલી પદ્મિની જાણે કાંટા-રાનમાં ફેંકાઈ ગઈ! દાસ-વ્યવસાયી ( ગુલામોનો વેપાર કરનાર ) શ્રેષ્ઠી ( શેઠ ) પ્રતૂલને હાથ પડી; ને ત્યાંથી, મથુરાપુરીના બીજા દાસ વ્યવસાયી ભૂધરને ત્યાં વેચાઈ ગઈ. બાદ ભૂધરે પણ એને, એના નવજાત શિશુ સાથે ૫૦ સોનામહોરમાં એક પુરોહિતને ત્યાં વેચી નાખી!

હવે દિવ્યા ' દારા ' દાસીને નામે, માલકણના બાળકને ધવરાવવા માટે, ગુલામ-ધાત્રી તરીકે જીવી રહી છે...!

પરંતુ, પોતાના બાળકને ટળવળાવી, ભૂખ્યું રાખી, માલકણના બાળકને અંતરનાં અમી ટોયા કરવાનું દારા માટે અસહ્ય બની ગયું... એ વિચારી રહી : ' શું પૃથુસેન સાથે પ્રેમ કરવો એ પાપ હતું? શું બાળકની માતા થવું એ પાપકર્મ છે? સમસ્ત સૃષ્ટિ ગર્ભ ધારણ કરે છે! મેં જ શું ગુનો કર્યો? હા—દ્વિજસમાજની આજ્ઞા વિના મેં ગર્ભ ધારણ કર્યો... એજ મહાપાપ! કેમકે, કર્મનાં ફળની વહેંચણી કરનારો તો દ્વિજસમાજ જ ને!'

અને એકાએક અભાગી દારાને કાને મથુરાપુરીની સડકો પરથા લહેરાતો બૌદ્ધ ભિક્ષુનો અવાજ ગોરંભાયો : ' હે દુઃખપીડિત માનવીઓ! તથાગતને શરણે આવો! ધર્મને શરણે આવો! સંઘને શરણે આવો!'

એ ઉદ્‌ઘોષ એના કાનોને વીંધી ગયો. એના હૈયા સોંસરવો ઊતરી ગયો......

જેઠ મહિનાની બળબળતી બપોરે, ચારે કોર હેમન્તની મધરાતશી નિસ્તબ્ધતા છવાયેલી હતી. તપી ઊઠેલા પવને જાણે આશરો ઢૂંઢવા વન-ઉપવનો ભણી દોટ મૂકી હતી! ત્યારે-દારા પોતાના શિશુને છાતી સરસો ચાંપતી, સુકોમળ શિશુની ચામડીને સૂર્યના તાતાં બાણથી બચાવી લેવા પોતાના અંગ પરના ચીરા હેઠળ સંતાડતી, એકાએક પુરોહિતને ઘેરથી ભાગી નીકળી!

એનું ધ્યાન ત્યારે કશામાં ન હતું. એની દૃષ્ટિ ધૂળથી ધૂંધળા બનેલા ને સૂર્યના તાપથી તપેલા આકાશ ભણી હતી જ્યાં ઘેરી ઘટાવાળાં અશ્વત્થ વૃક્ષોનાં ઝુંડમાં મહાબોધી ચૈત્યનું ગગનચુંબી શિખર માથું ઊંચું કરી ઊભું હતું!

સો કરતા પણ વધુ વરસોથી આ ચૈત્યનું શિખર સંસારના સંતાપોથી બળ્યાં ઝળ્યાં માનવીઓને અભિધર્મ ( બૌદ્ધધર્મ )ને શરણે આવવા આમંત્રી રહ્યું હતું!

અશરણ દારા શરણની ભિક્ષા અર્થે ચૈત્ય ભણી દોડયે જતી હતી!

*

વિહારનાં વિરાટ સિંહદ્વાર હજી ભીડેલાં હતાં. એ બંધ બારણાની પેલી મેર કરૂણા ને શરણનો દેશ હતો! દારાએ સિંહદ્વારે લટકતા પ્રચંડ ઘંટની દોરી તાણી. એના ઘેરા નિનાદથી વાતાવરણ ગાજી ઊઠયું—ને એમાંથી જાણે કરુણાના કણ વરસી રહ્યા!

થોડી વારે એક કરુણામૂર્તિ પ્રૌઢ સ્થવિરે દર્શન દીધાં. ધ્રૂજતા તને ને કંપતા સ્વરે દારા પોકારી ઊઠી : ' શરણ, દયામય ધર્મપિતા! શરણ!'

શાંત ગંભીર મુખે કૃપાહસ્ત ઊંચો કરી, સ્થવિરે એને આશ્વાસન આપ્યું : " ચિત્તને સ્થિર કરો, ઉપાસિકા!" ને પીંપળા હેઠળના ચોતરા પરના કુશાસન ( સાદડી ) પર બેસવા ઇશારો કર્યો.

દારાએ આસન ગ્રહણ કરતાં આંસુભરી આંખે યાચના કરી : ' કરુણાના હે સાગર! આ અભાગિયા શિશુને તથા એની માતાને શરણની ભિક્ષા આપો...શીલનું પાલન કરતી, ત્રિશરણમાં મોહનું વિસર્જન કરી, હું મુક્તિને પામવા મથીશ...'

સ્થવિરની શાંત ભાવશૂન્ય મુખમુદ્રા ભણી અપલક નેત્રે ક્યાંય લગી ટગી રહ્યા પછી, એણે શિશુને સ્થવિરનાં ચરણોમાં સુવાડી દીધો; ને ચોતરા પર માથું અડાડી, ફરી યાચના કરી : ' દેવ! આ અસહાયને કાજે ધર્મનું શરણ માગું છું.'

એનું પાલન કરતી, મોહમુક્ત બની, હું ચેરીધર્મ ગ્રહણ કરીશ...'

નિદ્રામાં પોઢેલા બાળકે કઠોર પથ્થરનો સ્પર્શ થતાં જાગી ઊઠી ચીસ પાડી. પ્રસંગની આ વિરૂપતાથી આંખો મીંચી દઈ, સ્થવિરે આદેશ આપ્યો, : 'દેવી! બાળકને ગોદમાં લઈ લે.' ને પછી સવાલ કર્યો : 'ચેરીધર્મ ગ્રહણ કરનારી તું કોણ છે?'

'ધર્મ–પિતા! હું આ અસહાય શિશુની માતા છું.'

'તું ચેરીધર્મ ગ્રહણ કરે તેમાં તારા **પતિની સંમતિ** છે શું?'

'ના દેવ, પતિ નથી મારે.'

'તો તારા **પિતાની સંમતિ** એમાં છે કે?' સ્થવિરે ફરીથી સવાલ કર્યો.

'ના દેવ, પતિ નથી, પિતા પણ નથી.' દારાએ માથું ધુણાવી સ્થવિર ભણી દૃષ્ટિ કરી કહ્યું :

સ્થવિર ઝુકાવેલી ડોકે ફરી પાછા બોલ્યા : 'જો પતિ નથી, પિતા નથી, તો શું તારા **પુત્રની સંમતિ** તેં મેળવી છે?'

'ના દેવ!' દારાએ વળી પાછી કાતર સ્વરે 'ના' ભણી જવાબ માગ્યો : 'દાસી શરણ માટે પ્રાર્થના કરે છે...'

સ્થવિરે અત્યાર સુધી ઢાળી રાખેલાં નેત્ર ઊંચાં કર્યાં; ને દારા સામે જોઈ બોલ્યા : 'દેવી! ધર્મના નિયમ અનુસાર સ્ત્રીના અભિભાવક (વાલી–રક્ષક)ની અનુમતિ સિવાય સંઘ કોઈ સ્ત્રીને શરણે ન લઈ શકે!'

દારા દિગ્મૂઢ બની સ્થવિરના મુખભણી તાકી રહી. એમને પોતાના આસન પરથી ઊઠતા જોઈ, હાથ જોડી એણે નિવેદન કર્યું : 'પરંતુ દેવ! ભગવાન તથાગતે તો વેશ્યા અમ્બપાલી (આમ્રપલ્લી)ને પણ સંઘને શરણે લીધી હતી!'

"વેશ્યા સ્વતંત્ર નારી છે, દેવી!" કહેતા સ્થવિર ઊભા થઈ ગયા.

હતબુદ્ધિ દારા ફાટી આંખે ને ઉઘાડા મોંએ સ્થવિર સામે તાકતી રહી ગઈ...સ્થવિર અદૃશ્ય થઈ ગયા...દ્વાર ભીડાઈ ગયાં!

*

સૂર્યના તાપથી ધીખી ઊઠેલો પવન સુસવાટા મારતો, પીંપળાનાં પાંદડાં હેઠળ આચરો ખોળતો રહી ગયો. દારા હતબુદ્ધિશી બેઠી જ રહી...એના કાનમાં કેવળ એ જ શબ્દોના ભણકારા વાગતા હતા: 'વેશ્યા સ્વતંત્ર નારી છે...'

થોડી વાર એ વિચારી રહી: 'વેશ્યા સ્વતંત્ર નારી છે... હું તો દ્વિજકન્યા..માતા...છું!'

અને ગુલામીનાં શ્વાસ રૂંધતાં પૂરમાંથી સ્વતંત્રતાનો પંથ ઢૂંઢતી દારા, શિશુને હાથમાં લઈ, બોલી ઊઠીઃ 'વેશ્યા સ્વતંત્ર નારી છે. ! તો મારા સંતાનને ખાતર હું વેશ્યા બનીશ...સ્વતંત્ર નારી બનીશ...!'

ને દિવસના ચોથા પહોરે, સૂર્ય મથુરાપુરીની ઊંચી અટારીઓની ઓથે સરી રહ્યો હતો ત્યારે, પોતાના શિશુને સુક્કાં સ્તને વળગાડી, થાકીપાકી નિસ્તેજ દારા એક પથિકને પૂછી રહી હતીઃ 'નાગરિક! ગણિકાઓના મહોલ્લાનો માર્ગ કયો?'

ને એ સાંભળી એની આસપાસ ટોળે વળતા નાગરિકો ઠેકડી ઉડાવતા એને પૂછતા હતા: "આ નારીને વળી ગણિકાના મહોલ્લાનો શો ખપ પડ્યો?"

"તો કોઈ વળી કહેતું હતું: 'તારા દેદાર તો જો! તું વેશ્યા બનશે, તો રતન સમી રત્નપ્રભાને કોણ યાદ કરશે?'

ત્યારે વળી એક જુવાન શીખ આપતો હતોઃ "અભાગણી! વિલાસી પુરુષના દ્રવ્યના બદલામાં તું એને શું આપી શકવાની છો? તું જ જ્યાં સર્વથા લુંટાઈ, ચુસાઈ, કુચ્ચો બની ગઈ છે ત્યાં: આવું જીવતર જીવવાનો તને શો મોહ રહ્યો છે? એના કરતાં તો જા, જઈ ને યમુનાના શીતળ જળ પ્રવાહમાં વિશ્રામ ખોળી લે...અથવા તો, ભૂખથી બચવા જ જો આ માર્ગે ધસતી હો, તો જા, યમુના તીરે શ્રેષ્ઠી પદ્મનાભના અન્નક્ષેત્રમાં પહોંચી જા...... દાનનો રોટલો પેટમાં નાખી, એ બિચારા દાનવીરને પુણ્યની કમાણી કરાવ...!

સંધ્યા ઓસરી રહી હતી. યમુનાનો શીલા જડિત આરો લોકોની ભીડથી ઊભરાઈ રહ્યો હતો. શ્રેષ્ઠી પદ્મનાભના અન્નક્ષેત્રને કંગાળ-ભૂખ્યાંની ઠઠ ઘેરી વળી હતી......પોતાની ગોદમાં આખો વખત ચીસો પાડી રડતા શિશુને, ને પોતાના ક્ષણે ક્ષણે ઢળી પડતા શરીરના બોજને, જેમ તેમ સંભાળતી, દારા અન્નક્ષેત્રના દરવાજા ભણી ધસી રહી હતી...

ત્યાં તો—"પકડો, પકડો—નાઠેલી દાસીને પકડો"ની બૂમ સંભળાઈ! માલિક પુરોહિતનો અવાજ દારા પારખી ગઈ...લોકોએ પણ પુરોહિતની સહાનુભૂતિમાં, નાસી છૂટેલી

દાસીને ઘેરી લેવા ઘોંઘાટ મચાવી મૂક્યો. ત્રણે બાજુથી ઘેરાયેલી દારાના મોં સામે કેવળ નદીના પ્રવાહ ભણીનો, એક જ માર્ગ ખુલ્લો હતો. દારાએ શિશુને છાતી સરસો ચાંપી દોટ મૂકી ! ને પુરોહિત તથા તેના સાથીઓ એને પકડી લે, એ પહેલાં તો, એણે યમુનાના ઊંચા આરા પરથી નદીનાં પાણીમાં ઝંપલાવી દીધું !

*

[ ૨ ]

જલવિહારે નીકળેલી, શૂરસેનની જનપદકલ્યાણી, રાજનર્તકી રત્નપ્રભાનો બજરો ત્યાંથી તદ્દન પાસે જ હતો. સ્વામિનીના આદેશથી એના સેવકોએ, એ ડૂબતી સ્ત્રીને તત્કાલ નદીનાં પાણીમાંથી બહાર કાઢી, બજરાનાં પાટિયાં પર સુવાડી દીધી ..એ વખતે એ મૂર્છિત સ્ત્રીનાં બાવડામાં, એની સુક્કી છાતીએ વળગી રહેલું બાળક, ઠરીને ઠીંગરું બની ગયેલું હતું.

કરુણાથી દ્રવતા હૈયે રત્નપ્રભાએ, એ શિશુને માની છાતીથી અળગું કર્યું, ને દાસીનું પાણીમાં ભીંજાયેલું શેવાળવાળું માથું પોતાના ખોળામાં લઈ લીધું...

રત્નપ્રભાની માયાભરી સારવારના જવાબમાં દારાએ આંખ ઉઘાડી, ને તરત બાવરો પોકાર કર્યો—' મારો શાકુલ ! મારો લાલ ! '

પણ એ અભાગી દારાને, પોતે ક્યાં છે, ને શાકુલનું શું થયું, એની ગમ પડે, તે પહેલાં તો પોતાના જીવનને ગળી જવા ધસતા રાહુ જેવા ચક્રધર–પુરોહિતની રાડ કાને પડી: ' એ દાસી મારી છે. મને પાછી સોંપો. એ ભાગેડુ છે. હું એને ન્યાયના દરબારમાં લઈ જઈ સજા કરાવવા માગું છું...' ભીષણ ભયથી કંપી ઊઠેલી દારા રત્નપ્રભાનો પાલવ પકડી કરગરી ઊઠી: ' આર્યે ! રક્ષા કરો. આ પુરોહિતના પંજામાંથી મને બચાવો. એ મારા શિશુના પ્રાણ લેશે... હું ગણિકા બનીને એ બ્રાહ્મણનું ઋણ અદા કરીશ...... આ દાસીપણું અસહ્ય છે. '

તે પછી ન્યાયના દરબારમાં ન્યાય તોળાયો : દાસી તથા દાસી–પુત્ર પ્રત્યે ક્રૂરતા આચરનાર તરીકે બ્રાહ્મણ ગુનેગાર સાબીત થયો. ને તેથી એમના પરનો સ્વામિત્વનો અધિકાર ગુમાવી બેઠો, ને દાસીપુત્રની હત્યા માટે ૨૦૦ સોનામહોરનો એને દંડ થયો।

પરંતુ, ગમે તેવી ક્રૂર પરિસ્થિતિ હોય, છતાં દાસ-દાસીને માટે, સ્વામીનું ઘર છોડી પલાયન થવું, એ સ્વામીના ધનની ચોરી બરાબર છે—એ અપરાધ બદલ ધર્મસ્થે દાસીની પીઠ પર ચાબુકના ચાર ફટકા મારવાની સજા કરી ! દાસીની શારીરિક અવસ્થા તદ્દન ભગ્ન છે, એમ જોતાં, એને ચાબુકને બદલે ચમ્મરના ચાર ફટકા મારવાની મંજુરી આપી, ન્યાયધર્મનું પાલન કર્યું.

*

તે પછી, ' દિવ્યા 'માંથી ' દારા ' ને દારામાંથી ' અંશુમાલા ' રૂપે એ રત્નપ્રભાના પ્રાસાદમાં રહેવા લાગી... પુત્રવિરહના શોકમાં ગરકાવ રહેતી દિવ્યાનો ત્રીજો અવતાર શરૂ થયો, ને જોતજોતાંમાં તો તે મથુરાપુરીની વિખ્યાત નર્તકી બની ઊઠી.

મથુરાપુરીના રસિકજનો અંશુમાલાના મોહક લાસ્ય ને એની અદ્ભુત કલા પર વારી જતા. ને આનંદથી વિભોર બની રત્નપ્રભાના આસન આગળ મહામૂલા ઉપહારોનો ઢગ ખડકી દેતા. એની આંખોના એક કૃપાકટાક્ષ માટે, એના મુખ પર એક આછી સ્મિતરેખા જોવા તેઓ તલસ્યા કરતા. પણ અંશુમાલા તો એમના ભણી આંખ ઊંચી કરીને જોતી સુદ્ધાં નહિ. એના અંતરની આંખો આગળ તો નાનકડા શાકુલનું હસતું ને કિલકિલાટ કરતું ભોળું મુખડું જ અહર્નિશ તર્યા કરતું.

અંશુમાલાના આંતરબાહ્યને આવરી રહેલ શોક ગ્લાનીની વાદળીને વરસીને હળવા થવાનો મોકો જ જાણે કદી આવ્યો નહિ.

ને નિજાનંદે ભરત એવા મારીશ નામના સામાજિક અન્યાયથી કટુ બનેલા એક દાર્શનિક યુવાને, મથુરા નગરીની જનપદ-કલ્યાણી રત્નપ્રભાના મહેમાન તરીકે આવી, અંશુમાલાના સ્વાંગ હેઠળ ઢંકાયેલી, પૂર્વપરિચિત કુમારી દિવ્યાને પકડી પાડી, ત્યારે ભૂતકાળ સાથેનો સંબંધ તાજો થતાં, પાછા એના રૂઝાયેલા ઘા ઉઘડી ગયા. ને મારીશના પ્રેમના આમંત્રણને સતત પાછું ઠેલતી, એ પોતાના ' સ્વતંત્ર નારીત્વ 'ની રક્ષા કરતી, અંતરમાં ડોળેલા પ્રેમના અંકુરને જેમ તેમ દબાવતી, કચડતી, નર્તકી—લોકનંદિની તરીકના પદને, પ્રાણપણે વળગી રહી.

*

પછી તો, દ્વિજ શિરોમણી રુદ્રધીર કે જેણે દિવ્યના

પ્રેમ ખાતર પ્રદ્યુસેન સાથે વેર બાંધ્યાં હતાં, ને એ વેરમાં અન્યાયભર્યું આચરણ કરવા બદલ, ધર્મરથને હાથે ૨૦૦૦ દિવસોનો દેશવટો વહોર્યો હતો, તે રુદ્રપીરનું એને નિમંત્રણ આવ્યું. અંશુમાલાને પોતાની કુળવધૂ તરીકે સ્વીકારી, કુળલક્ષ્મીનું સ્થાન આપવા ને તૈયાર, થઈ ગયો. રુદ્રપીરની ઉત્કટ ભાવનાશીલતા ને એના પ્રેમ વિષે દિવ્યાના દિલમાં પણ કશો સંદેહ ન હતો.

જ્યાં આખું જીવન નીચોવી, સમાજ પાસેથી કુળનારીત્વ ને "સ્વતંત્ર નારીત્વ" અંગે દ્વારા જે પાઠ શીખી હતી, તે કોઈ રીતે ભૂલી શકતી ન હતી; ને પગ આગળ ધરેલા 'કુલવધૂ'ના પદને એણે નમ્ર દુઃખિત હૃદયે પાછું ઠેલ્યું.

*

આ પછી એક દિવસ, મદની જનપદ કલ્યાણી, કલાની અધિષ્ઠાત્રી, સાગલની રાજનર્તકી દેવી મલ્લિકા, પોતાની ઉત્તરાધિકારિણીની ખોજ કરતાં કરતાં મથુરા નગરી જઈ પહોંચે છે. તે પોતાની જ એક વખતની શિષ્યા રત્નપ્રભાના આંગણે આવી, એના કીર્તિ મુકુટના મણી સમી અંશુમાલાની ભીખ માગી લે. છે. અને રત્નપ્રભા પોતાની કલા ગુરુ મલ્લિકાદેવીને ચરણે અંશુમાલાને ધરી દે છે.

અંશુને જોતાં દેવી મલ્લિકાની આંખો આગળથી ભૂતકાળના બનાવો ચિત્રપટીની ઝડપે સરી ગયા, ને એક નવું જ સત્ય પ્રગટ્યું. પોતાના આત્માના વ્હાલસોયા સંતાન સમી દિવ્યાને આલિંગનમાં ભીડી લઈ, દેવી મલ્લિકા ચોધાર આંસુએ રડી ઊઠી.

પોતાની કલાપીઠની ઉત્તરાધિકારિણીને શોધી કાઢી, સફળ મનોરથ બનેલાં દેવી મલ્લિકા સાગલ પાછાં પધાર્યાં હોવાથી, સાધારણ જન સમાજ ને અભિજાત સામંત સમાજ બેઉ આનંદમગ્ન, હર્ષપુલકિત છે.

દેવી મલ્લિકાને સંતુષ્ટ કરવા સમર્થ એવા નર્તકી રત્નનાં — રૂમઝૂમી શ્રેષ્ઠતાં દર્શન માટે આખું નગર અધીરું છે. ફાગણ માસની પૂર્ણિમાના મંગલ દિને, કલાની અધિષ્ઠાત્રીનો અભિષેક થવાનું જાહેર થયેલું છે. ને તે મુજબ આજે દર્શનાતુરોનો સાગર, ઉત્કંઠાના આવેગ ભર્યો લહેરાઈ રહ્યો છે.

વેદપાઠી બ્રાહ્મણોએ મંત્રપૂત અક્ષત, દુર્વા, કુમકુમનો થાળ મલ્લિકા સમક્ષ ઉપસ્થિત કર્યો. દેવી મલ્લિકાએ પોતાના જમણા હાથની વચલી આંગળી વડે કુમકુમ, અક્ષત લઈ, મુક્તાવલીઓની સેરો આથે ઢંકાઈ રહેલ ઉત્તરાધિકારિણીના લલાટે તિલક કર્યું.

શંખ, ભેરી, તુર્ય તથા નગારાનાં અવાજથી આકાશ ગોરંભી ઊઠ્યું. ઉત્કંઠાથી વ્યાકુળ બની વિશિષ્ટજનો પોત પોતાના આસન પરથી ઊભા થઈ ગયા. ને નવજન-પદ કલ્યાણીના પ્રથમ દર્શનના અભિલાષીઓ ભેટ સોગાદોન અભિષેકથી એના આસનને ઘેરી રહ્યા.

અભિષેક–તિલક કરી, દેવી મલ્લિકાએ ઘૂંટણીએ પડી કલાની નુતન-અધિષ્ઠાત્રીનાં ચરણોમાં વંદના કરી, ચારે શંખનાદ કર્યો. ને દેવીએ પોતાની ઉત્તરાધિકારિણીના મુખ ઢાંકી રહેલ મુક્તાવલીનુ આવરણ દૂર કર્યું.

ને...જનસમૂહ અદ્ધર શ્વાસે નૂતન જનપદ કલ્યાણીન મુખ પર દૃષ્ટિ રોપતાં સ્તબ્ધ બની ગયો!

આ તો તાત ધર્મરથની પ્રપૌત્રી દિવ્યા! વિષ્ણુ શર્માન પૌત્રી, દ્વિજ કન્યા, કુલ કન્યા દિવ્યા...!

સામંતવર્ગ ને અભિજાત સમાજ, મધપૂડામાં જાણે પથરે પડ્યો હોય એમ, ખળભળી ઊઠ્યો: પોકારી ઊઠ્યો:

'એક દ્વિજકન્યા વેશ્યાના આસન પર બેસી, જનત ભોગવિલાસનું પાત્ર બની, વર્ણાશ્રમ ધર્મને અપમાનિત નહિ કરી શકે.' ને અભિજાત વર્ગનાં નરમુંડોના સમૂહમાં એક પછ એક, અનેક તલવારો ચમકી ઊઠી!

મલ્લિકા સ્તબ્ધ અવાક બની ગઈ. દિવ્યા પણ થોડ વાર તો માથું ઢાળી મૂંગી મૂંગી બેસી રહી. પણ ક્ષણે પછી પોતાના આસન પરથી ઊભી થઈ, ધીમા પણ મક્કમ ડગલે, જન સમક્ષ આગળ વધતી, વેદીની કિનાર સુધી જઈ ઊભી રહી ગઈ. ને તેણે હાથ ઊંચો કર્યો કે આખી મેદની મંત્રમુગ્ધ પ્રાણીની જેમ શાંત બની ગઈ!

દિવ્યાએ મહાઅમાત્યના આસને બિરાજેલ, ને એક વખત પોતાને કુળલક્ષ્મી (વધુ) પદે સ્થાપવા અધીરા બનેલ રુદ્રપીરની સામે જોઈ સવાલ નાખ્યો:

'આચાર્ય આપનો આ બાબત શું મત છે?'

આચાર્યે માથું ઢાળી લઈ, ક્ષીણ સ્વરે જવાબ આપ્યો:

'વર્ણાશ્રમની વ્યવસ્થા ત્રિકાળ માટે સત્ય છે.'

એ જવાબ સાંભળી લઈ, સ્વીકૃતિના સંકેત રૂપે મસ્તક ઢાળી લઈ, દિવ્યાએ વેદી પરથી હેઠે ઊતરી ચાલવા માંડ્યું. રાજહંસીને જોતાં, સરોવરની લહેરો માર્ગ આપતી બાજુએ સરી જાય, એની માફક જનસમૂહે, દિવ્યાને માટે માર્ગ

મોકલો કરી આપ્યો. દેવદત્તની ભણી જોયા વિના, ઉન્નત મસ્તકે, પગપાળા રસ્તો કાપતી દિવ્યા નગરના દરવાજા બહારની એક પાન્થશાળામાં જઈ ઊભી રહી ગઈ, ને આવતી કાલે કયી દિશામાં યાત્રા આરંભવી, એ શાંતિથી નક્કી કરવા ને રાતવાસો ગાળવાના આશયથી એક અંધારા ઓરડામાં જઈ બેઠી.

પણ એની પાછળ પાછળ અહીં સુધી ખેંચાઈ આવેલા નગરજનોનો આખો સમૂહ, કૌતુહલ અધિરાઈ, વિરોધ તથા સમવેદનાના ભાવથી પ્રેરાઈ, આવેશથી સંચારિત બની, પાન્થશાળાના આખા આંગણાને અંદર બહાર ભરી રહ્યો હતો.

ને વળી, એ રાત્રીએ દિવ્યાના 'સ્વતંત્ર નારીત્વ'ને ખંડિત કરવાના આખરી પ્રયાસ લેખે, આચાર્ય રૂદ્રદત્તે પાન્થશાળામાં આવી, દિવ્યાના પગ આગળ બેસી, એને પોતાની કુલદેવીનું પદ સ્વીકારવા આજીજીઓ કરી.

દિવ્યાનો એક માત્ર નિશ્ચલ મક્કમ જવાબ હતો: 'આચાર્ય, કુલવધુનું આસન અતિ દુર્લભ સન્માન છે. એની આગળ હું મારું મસ્તક ઝુકાવું છું. પરંતુ એ જ્ઞાની આચાર્ય! મહાદેવી તરીકેનો એ અધિકાર તો પુરુષનો શિષ્ટાચાર માત્ર છે. નારીનું એ સન્માન નથી. એ તો એને ભોગવનાર પરાક્રમી પુરુષનો ઉપહાર માત્ર છે... જે ઉપહારને નારી પોતાનું સ્વત્વ ઓગાળી નાખીને જ પામી શકે. મને ક્ષમા કરજો... આ દાસી તો હીન રહીને પણ આત્મનિર્ભર બની રહેવા ઈચ્છે છે. સ્વત્વ ગુમાવી જીવવું એ એને મંજૂર નથી.'

'આચાર્યની અસીમ ક્ષમતા બુઠ્ઠી બની ગઈ, દિવ્યાની કઠિન મૂર્તિ ભણી વિવશ દૃષ્ટિએ જોતા તેઓ મૌન બેસી રહ્યા.

*

અને ત્યાં...

ભિક્ષુ પૃથુસેન, સમાજના દુઃખ તાપે સંતપ્ત નારીને શાંતિ બક્ષવા, એને અભિધર્મની (બૌદ્ધધર્મ) છાંયડી દેખાડતો આવી ઊભો.

એના પર દૃષ્ટિ પડતાં જ દિવ્યા કંપી ઊઠી. એની નજર સામે પોતાનો ભયંકર ભૂતકાળ સળવળી ઊઠ્યો. પણ ક્ષણિકમાં સ્થિરતા મેળવી લઈ, તપ્ત નયને, ને કંપિત સ્વરે દિવ્યાએ ભિક્ષુને સવાલ કર્યો:

'ભન્તે! ભિક્ષુધર્મમાં નારીને માટે સ્થાન ખરું?'

ધીરસ્વરે ભિક્ષુએ જવાબ આપ્યો, 'દેવી! ભિક્ષુનો ધર્મ નિર્વાણ છે. નારી એ તો પ્રવૃત્તિનો માર્ગ છે. ભિક્ષુના ધર્મમાં નારી-ત્યાજ્ય છે.'

દિવ્યાએ ધીમા પણ મક્કમ સ્વરે જવાબ આપ્યો: 'ભન્તે! આપ આપના ધર્મનું પાલન કરો, નારીનો ધર્મ નિર્વાણ નહિ, સૃષ્ટિ છે; તો પછી, ભિક્ષુ! એને પોતાના ધર્મનું અનુસરણ કરવા દો.'

અવસર પામી, પૂર્વ દેશથી ચાલ્યા આવતા એક પથિકે, દિવ્યા નજીક આવી કહ્યું: 'દેવી! હું મારીશ! તને મળવા માટે છેક મથુરાપુરીથી સાગલ સુધી ચાલ્યો આવું છું. આ મારીશ દેવીને રાજપ્રાસાદમાં મહાદેવીનું સ્થાન આપી શકે એમ નથી, કે નિર્વાણના ચિરંતન સુખનું આશ્વાસન આપી શકે એમ નથી. એ પોતે જ સંસારના ધુલિ ધુસર માર્ગનો પથિક છે; ને એ માર્ગે ચાલતાં, સંસારનાં સુખ દુઃખનો અનુભવ કરતો, ને એવા અનુભવોની પરસ્પર આપ લે માટે દેવીને વચન આપતો, દેવીના નારીત્વની કામના કરતો, પરસ્પર આશ્રયની આપ લે કરવા એ અહીં સુધી આવ્યો છે. આ નશ્વર જીવનમાં પણ એ તને સુખની ઝાંખી કરાવી શકે એમ છે, સંતતિની પરંપરા રૂપે એ દેવીને અમરતાનું વરદાન અપાવી શકે એમ છે.'

ને ભોંય પર બેઠેલી દિવ્યાએ ભીંતનો આશ્રય તજી, બેઉ હાથ લંબાવી દીધા: એનો સ્વર આર્દ્ર બની ગયો—

'મને આશ્રય આપો, આર્ય!'



# હિંદુ કુટુંબની કાયાપલટ : એક દૃષ્ટિબિંદુ

—નારાયણ ર. શેઠ
[સમાજશાસ્ત્ર વિભાગ : મ. સ. વિદ્યાલય-વડોદરા]

આજના નવા સંજોગોમાં, હિંદુ કુટુંબ, જ્ઞાતિ વગેરે સંસ્થાઓમાં પરિવર્તન થઈ રહ્યું છે, એ નિર્વિવાદ છે. દેશમાં થઈ રહેલા આર્થિક વિકાસને કારણે, ગામડાં અને શહેરો વચ્ચે વસ્તીની વધતી જતી હેરફેરને લીધે, તેમ જ પાશ્ચાત્ય કેળવણી અને સંસ્કૃતિની અસર હેઠળ, કુટુંબનાં માણસોના પરસ્પર સંબંધોનું સ્વરૂપ બદલાતું જાય છે. આ પરિવર્તનના મહત્ત્વ વિષે ભિન્નભિન્ન મત પ્રવર્તે છે. કેટલાક, એને આપણા સમાજનાં આગવાં પ્રથાગત મૂલ્યોનો નાશ કરનાર માને છે; બીજા એને સામાજિક ઉત્ક્રાન્તિ( evolution )ના અનિવાર્ય પરિણામ તરીકે સ્વીકારે છે; વળી કેટલાક, હિંદુકુટુંબ વ્યક્તિના વિકાસમાં મોટા અંતરાયરૂપ છે, એમ માની, એમાં થઈ રહેલા પરિવર્તનને શ્રેયસ્કર માની આવકારે છે. સમાજશાસ્ત્રીનું દૃષ્ટિબિન્દુ ઉપર જણાવેલાં દૃષ્ટિબિન્દુઓ કરતાં જુદું છે. કુટુંબ, જ્ઞાતિ, ધર્મ, આર્થિક જીવનપદ્ધતિ વગેરેને એ સમાજનાં પરસ્પર આધારિત અંગો તરીકે જુએ છે. આ દૃષ્ટિએ આખા સમાજમાં અને એના અંગરૂપ કુટુંબસંસ્થામાં થઈ રહેલા ફેરફારો, કુટુંબ અને સમાજની બીજી સંસ્થાઓ વચ્ચેના પરસ્પર સંબંધો પર શું અસર કરે છે, એની સમીક્ષા કરીએ.

આર્થિક વિકાસ અને પાશ્ચાત્ય સંસ્કૃતિ સાથેનો સંપર્ક શરૂ થતાં પહેલાં પણ સામાજિક ફેરફારો તો થયા જ કરતા. રાજકીય ક્ષેત્રે તો વારંવાર ઊથલપાથલો થતી, એ જાણીતી વાત છે. તે છતાં એ ફેરફારો માણસોના રોજબરોજના જીવનવ્યવહાર પર ઝાઝી અસર કરતા નહિ. જીવનની મુખ્ય જરૂરિયાતો માટે, સામાન્ય રીતે ગામ કે થોડાંક ગામોના સમૂહથી વિશેષ મોટા વર્તુળનું અસ્તિત્વ નહોતું. આથી સામાજિક, આર્થિક કે ધાર્મિક બાબતોમાં વ્યક્તિઓની બધી પ્રવૃત્તિઓ ઘણા નાના ક્ષેત્રમાં કેન્દ્રિત થયેલી હતી. દરેક ગામમાં મોટા ભાગનાં કુટુંબો ખેતી પર પોતાનું ગુજરાન કરતાં. એની માટેનાં ઓજારો અને જીવનની બીજી જરૂરિયાતોનાં સાધનો ઉત્પન્ન કરનારાં કુટુંબો નજીકમાં વસતાં. ખેતી અને નાના ઉદ્યોગો પર નભતાં કુટુંબો માલની પરસ્પર આપલે કરી, પોતાની જરૂરિયાતો સંતોષતાં. ગામ અથવા એની આસપાસના નાના વર્તુળની બહાર માલની હેરફેર નહિવત્ થતી. વાહનવ્યવહારનાં સાધનો ખૂબ મર્યાદિત હોવાને લીધે માનવસંબંધો એ વર્તુળની બહાર ભાગ્યે જ વિકસતા. દુષ્કાળના સમયે, જૂના ઉદ્યોગો પડી ભાગે ત્યારે કે નવા ઉદ્યોગો વિકસાવવાની તક મળતાં થોડે અંશે વસ્તીનું સ્થળાંતર થતું ખરું, પણ એને લીધે સમાજમાં મોટા પ્રમાણમાં પરિવર્તન થતું નહિ.

આવા સંકુચિત સમાજમાળખામાં કુટુંબસંસ્થાનું સ્થાન અતિ અગત્યનું હતું. સામાન્યતઃ દરેક સમાજમાં કુટુંબસંસ્થા પાયાની સંસ્થા તરીકે રહેલી છે. પણ પ્રથાગત હિંદુ કુટુંબની વિશિષ્ટતા એ છે કે, એ સંયુક્ત કુટુંબ છે. 'કુટુંબ' શબ્દ આપણે જુદા જુદા વખતે જુદા જુદા સંદર્ભમાં વાપરીએ છીએ. પતિ, પત્ની અને અપરિણીત બાળકોના નાના જૂથથી માંડીને, પિતા અથવા માતા તરફે સાત પેઢી સુધીનાં માણસોનો 'કુટુંબ'માં સમાવેશ કરી શકાય. પણ સામાન્ય રીતે એક મુખ્ય પુરુષ, એના બધા પુરુષ વંશજો તથા એ બધાની પત્નીઓ અને અપરિણીત પુત્રીઓ, આટલાં માણસો એક સંયુક્ત કુટુંબનાં સભ્યો ગણાય. આખા સમાજના એક ઘટક તરીકે સંયુક્ત કુટુંબનું શું સ્થાન હતું, એનો હવે વિચાર કરીએ.

પ્રથમ, સંયુક્ત કુટુંબ 'આગવું રહેઠાણુ જૂથ' હતું. કુટુંબના બધાં સભ્યો એક જ ઘરમાં રહેતાં અને એક જ રસોડે જમતાં. સંખ્યાવૃદ્ધિને પરિણામે એક જ ઘરમાં બધાં સભ્યોને રહેવું અશક્ય બનતું ત્યારે, થોડા સભ્યો પોતપોતાનાં સ્ત્રીપુત્રો સાથે મુખ્ય કુટુંબથી જુદા થઈ સ્વતંત્ર એકમો રચતા; પરંતુ વખત જતા એ જુદાં થયેલાં એકમો પોતે વળી સંયુક્ત કુટુંબો બનતાં. આમ, વ્યક્તિઓ અને એકમો બદલાતાં હોવા છતાં, હિંદુ કુટુંબનું સંયુક્તપણું જળવાઈ રહેતું.

આર્થિક ક્ષેત્રે, સંયુક્ત કુટુંબ પહેલાં ઉત્પાદનનું એકમ હતું. દુનિયામાં બીજેય ઘણે ઠેકાણે કુટુંબ ઉત્પાદનનું એકમ હતું અને છે. પરંતુ ઉત્પાદનના એકમ તરીકે હિંદુ કુટુંબનું વૈશિષ્ટ્ય એ છે કે, એ જ્ઞાતિસંસ્થાના માળખામાં કામ કરે છે. ધંધાની સમાનતા એ જ્ઞાતિનું અગત્યનું લક્ષણ હતું. ખેતી, વેપાર વગેરે વ્યવસાયો અનેક જ્ઞાતિઓ લાંબા સમયથી કરતી આવી છે. પરંતુ મોટા ભાગના ઉદ્યોગો તો અમુક જ્ઞાતિઓ (સુથાર, લુહાર વગેરે) લગભગ ઇજારા રૂપે જ સાચવી રહી હતી. ધંધાની અદલાબદલી કરવામાં ધાર્મિક અને વ્યવહારિક અડચણો નડતી. આ કારણે તેમજ જ્ઞાતિ જન્મથી નક્કી થતી હોવાને કારણે ધંધાનું જ્ઞાન વારસાઈ-માં આપવાનો પ્રથા અનિવાર્ય હતી. વળી, ઉદ્યોગધંધાનું પ્રમાણ મર્યાદિત હોવાને લીધે, માણસોને કુટુંબના વ્યવસાય સિવાય બીજો વ્યવસાય પસંદ કરવાની તક જવલ્લે જ મળતી. તદુપરાંત, રોજબરોજના વ્યવહારમાં કુટુંબના બધા સભ્યોની આવક કુટુંબની સંયુક્ત આવક ગણાતી અને એ રીતે ખર્ચાતી. "શક્તિ પ્રમાણે કમાઈને જરૂર પ્રમાણે ભોગવવું (From each according to his capacity to each according to his need)"–આ સૂત્રનું 'વ્યવહારુ ઉદાહરણ' સંયુક્ત કુટુંબ પૂરું પાડે છે.

ત્રીજું, સંયુક્ત કુટુંબ પોતાના સભ્યોને જ્ઞાતિ, ગામ વગેરે સાથે જોડતું એક અગત્યનું એકમ હતું. જ્ઞાતિના રીતરિવાજોનું કોઈ વ્યક્તિ ઉલ્લંઘન કરે, તો એની શિક્ષા એ વ્યક્તિના આખા કુટુંબને કરવામાં આવતી. લગ્ન કે મરણ જેવા પ્રસંગોએ હાજરી આપવા માણસો વ્યક્તિગત રીતે નહિ, પણ પોતાના કુટુંબનાં સભ્યો તરીકે જતાં. હિંદુ કાયદામાં પણ સંયુક્ત કુટુંબને એક વિશિષ્ટ એકમ તરીકે ગણવામાં આવ્યું છે. હિંદુ લગ્ન વ્યક્તિઓનું નહિ, પણ કુટુંબો વચ્ચેનું લગ્ન ગણાતું. વર કે કન્યાની પસંદગીમાં વ્યક્તિ કે

વંશજોને આશિષ પહોંચાડે છે'–આવી માન્યતા પુનર્જન્મમાં દૃઢ વિશ્વાસ ધરાવતી હિંદુ જીવન દૃષ્ટિ સાથે સુસંગત હતી, એને લીધે કુટુંબની સ્થાયિ આર્થિક અને સામાજિક એકતાને પોષણ મળતું.

આમ, સંયુક્ત કુટુંબ સમાજનાં બીજાં પાસાંઓ–ધર્મ, અર્થતંત્ર, જ્ઞાતિ વગેરે – સાથે સંકળાયેલું હતું. વ્યક્તિને પોતાની ઘણીખરી પ્રવૃત્તિઓ માટે, મુખ્યત્વે કુટુંબ પર જ આધાર રાખવો પડતો. કુટુંબનાં માણસોની સલાહ વિના માણસ જવલ્લે જ સ્વતંત્ર નિર્ણયો લઈ શકતો. આને પરિણામે વ્યક્તિ અને કુટુંબનાં બીજાં સભ્યો વચ્ચે ઘર્ષણ થાય, એ સ્વભાવિક હતું. પરંતુ એ ઘર્ષણ પિતા–પુત્ર, સાસુ–વહુ વગેરે પારસ્પરિક (interpersonal) સંબંધોની ફૂલગૂંથણીમાં વણાયેલું હતું. કુટુંબસંસ્થા (system) પર એ પ્રહાર કરી શકતું નહિ. કારણ કે, વ્યક્તિને કુટુંબ પ્રત્યે જેટલી જવાબદારીઓ હતી, એટલાં હક્કો પણ હતા. તેમ જ, લગ્ન, માંદગી જેવા પ્રસંગોએ કુટુંબનું સ્થાન લઈ શકે એવાં કોઈ સાધનો જ નહોતાં.

આવી ભૂમિકાએ, શરૂઆતમાં આપણે જેને નવા સંજોગો તરીકે ઓળખાવ્યા છે, તે શરૂ થયા. અંગ્રેજ અમલની શરૂઆતથી એના શ્રીગણેશ મંડાયા. અંગ્રેજ શાસકોની વહીવટી અગવડો નિવારવાના આશયથી ઘણા હિંદીઓને પાશ્ચાત્ય શિક્ષણ મળવા લાગ્યું. એ શિક્ષણ અને અંગ્રેજ પ્રજા સાથેના સંપર્કોથી, હિંદીઓ ધીરેધીરે પાશ્ચાત્ય સમાજરચના અને સંસ્કૃતિના સંપર્કમાં આવ્યા. આ દરમ્યાન પશ્ચિમમાં ઔદ્યોગિક ક્રાંતિની જમાવટ થઈ ચૂકી હતી.

હવે આપણા દેશમાંય એ ક્રાંતિની શરૂઆત થઈ:

માણસો એનામાં સમાઈ શક્યા નહિ, તેઓ નવા ઉદ્યોગોમાં ભાગ લેવા શહેરો ભણી વળ્યા.

આ ફેરફારોની કેટલીક સીધી અસરો સંયુક્ત કુટુંબ પર થઈ. નવા ઉદ્યોગ ધંધામાં ભાગ લેવા જે માણસો શહેરો ભણી વળ્યા, તેઓ વસવાટની દૃષ્ટિએ સંયુક્ત કુટુંબથી અલગ થયા. યંત્ર-ઉદ્યોગો તેમ જ બીજા શહેરી વ્યવસાયો સરળ રીતે ચાલી શકે, એ માટે એમાં રોકાયલાં માણસોમાં નિયમિતતા, ઝડપ, એકાગ્રતા વગેરે લક્ષણો આવશ્યક છે. એને લીધે એ માણસો પોતાના કુટુંબનાં બધાં કાર્યોમાં પહેલાંની માફક ભાગ લઈ શક્યા નહિ. વળી, જેમ જેમ કુટુંબના માણસો પોતાના પરંપરાગત વ્યવસાય છોડી નવા ઉદ્યોગધંધા અપનાવતા ગયા, તેમ તેમ કુટુંબની આર્થિક એકતા ઓછી થવા માંડી. શહેરોમાં વસતાં માણસો નવા જમાનાની સંપત્તિના સંપર્કમાં આવતાં, પોતાની જરૂરિયાતો વિશેના એમના ખ્યાલો બદલાવા માંડ્યા. જે વસ્તુઓ શહેરના માણસોને અનિવાર્ય લાગે, એ ગામડાંમાં મોજશોખની ચીજો ગણાય.

આમ થવાથી એક કુટુંબના શહેરમાં અને ગામડામાં વસતા વિભાગો વચ્ચે ઘર્ષણ ઉત્પન્ન થયું. કુટુંબથી દૂર થયેલા માણસો પોતાની કેટલીક જરૂરિયાતો ( માંદગી, આનંદપ્રમોદ વગેરે ) માટે કુટુંબને બદલે શહેરની સમાજ વ્યવસ્થા પર આધાર રાખતા થયા. પહેલાં માનવ વ્યવહાર મોટે ભાગે કુટુંબ, જ્ઞાતિ કે ગામ જેવાં નાનાં જૂથોના અંગત ( personal ) સંબંધોમાં મર્યાદિત હતો, એને બદલે હવે શહેર, પ્રાંત કે આખા રાષ્ટ્રના બિન-અંગત ( impersonal ) સંબંધોમાં ભળવા માંડ્યો. આર્થિક રીતે અને રહેણીકરણી જેવી બાબતોમાં માણસ કેટલેક અંશે આખા વિશ્વના વિશાળ સમાજચક્રનો ભાગ બન્યો.

સર્વસાધારણ દૃષ્ટિએ આપણી સમક્ષ ઉપર વર્ણવ્યું એવું ચિત્ર ખડું થાય છે. પરંતુ આપણા દેશમાં હજુ ઔદ્યોગીકરણ અને શહેરવિકાસની શરૂઆત જ થઈ છે. તેથી ઉદ્યોગો અને શહેરોની અસર હેઠળ આવેલાં માણસોનું પ્રમાણ ઘણું ઓછું છે. છતાં પણ, દેશમાં જે ફેરફારો થઈ રહ્યા છે, તે ઓછેવત્તે અંશે, સીધી કે આડકતરી રીતે સમાજના બધા થરો પર અસર કરે છે. સમાજનાં જુદા જુદા થરોમાં, શહેરો અને નવા ઉદ્યોગોની ઓછીવત્તી અસર પામેલા વર્ગોમાં, સંયુક્ત કુટુંબનું અસલી સ્વરૂપ કેટલે અંશે ટકી રહ્યું છે, એ વિશે નિર્ણયો બાંધવા જેટલી તુલનાત્મક માહિતી આપણી પાસે નથી. કુટુંબનું, આગવા એકમ તરીકે, સમાજશાસ્ત્રીય સંશોધન હજુ પૂરતા પ્રમાણમાં થયું નથી. આ મર્યાદા સ્વીકારીને, આપણા સમાજમાં થઈ રહેલા ફેરફારોની સંયુક્ત કુટુંબ પર **સામાજિક સંસ્થા તરીકે** શું અસર થાય છે એની વિચારણા કરીએ.

સંયુક્ત કુટુંબના જે સભ્યો નવા ઉદ્યોગધંધામાં ભાગ લેવા શહેરો ભણી વળે છે, તેમાંના ઘણાખરા કુટુંબની આર્થિક જરૂરિયાતોને પોષવાના આશયથી જાય છે. કુટુંબની વૃદ્ધિને પરિણામે, પોતાના અસલી વ્યવસાયમા નહિ સમાઈ શકતા માણસો નવી તકોનો લાભ લેવા જાય છે. જેઓ શહેરમાં કામચલાઉ વસવાટીઓ તરીકે રહે છે, તેઓ તો કુટુંબથી જુદા રહેવા છતાં, બીજી બધી બાબતોમાં સંયુક્ત કુટુંબના સભ્યો તરીકે ચાલુ રહે છે. પરંતુ જેઓ શહેરમાં સ્થિર ધંધો મેળવી, પોતાનાં સ્ત્રી-બાળકોને પોતાની સાથે વસાવે છે, તેઓ સંયુક્ત કુટુંબથી અલગ એકમ રચે છે, ત્યારે વસવાટની દૃષ્ટિએ, પશ્ચિમમાં જે કુટુંબપ્રથા વ્યાપક છે, એ જાતનું કેન્દ્રસ્થ ( nuclear ) કુટુંબ ઊભું થાય છે. પતિ-પત્નિને બાળકોના જૂથને પશ્ચિમના શાસ્ત્રીઓ શાશ્વત ત્રિકોણ ( eternal triangle ) કહે છે. પરંતુ અહીં જે એકમ રચાય છે, એ વસવાટની બાબતમાં કેન્દ્રસ્થ હોવા છતાં, પશ્ચિમની જેમ કેન્દ્રસ્થ કુટુંબની ભાવનાથી રચાતું નથી. શહેરમાં વસતા ઘણા માણસોની સાથે ભાઈ, બહેન કે ભત્રીજા જેવાં સગાંઓ વસતાં હોય છે.

તે ઉપરાંત, કુટુંબથી અલગ થયેલા ઘણા માણસો કુટુંબ સાથેના આર્થિક સંબંધો ટકાવી રાખે છે. શહેરોની પોસ્ટ ઑફિસોમાં, મિલો અને કારખાનાના પગારને દિવસે અનેક માણસો, પોતાના વતનમાં પૈસા મોકલાવવા એકઠા થયેલા નજરે પડશે. કુટુંબનું દેવું વગેરે ભરપાઈ કરવામાં માસિક વેતન મેળવતો માણસ સારી મદદ કરી શકે છે. શહેરમાં વસતો માણસ નિયમિત અથવા પ્રસંગોપાત પોતાના વતનમાં જાય છે, અને ન જઈ શકે તો સ્ત્રીબાળકોને મોકલે છે. લગ્ન, માંદગી, મરણ જેવા પ્રસંગોએ, શહેરમાં વસતો માણસ મોટે ભાગે સંયુક્ત કુટુંબ પર જ આધાર રાખે છે. આમ

શહેરના માણસો અનેક રીતે પોતાનાં કુટુંબો સાથે સંકળાયેલા રહે છે.

સંયુક્ત કુટુંબ વ્યક્તિને લગતી ઘણી બાબતો સાચવી લેતું હોવાથી, વ્યક્તિ પોતાના વ્યવસાય પર ધ્યાન કેન્દ્રિત કરી શકે છે.

વધુમાં, જે કુટુંબના માણસો શહેરો અને નવા ઉદ્યોગોના સંપર્કમાં આવે છે, તે કુટુંબ પર શહેરની રહેણીકરણીની અસર બીજાં કુટુંબો કરતાં વધારે થાય છે. નવા ઉદ્યોગોની પ્રતિષ્ઠાને લીધે એ કુટુંબોની પ્રતિષ્ઠા જ્ઞાતિમાં અને ગામમાં વધે છે. આમ પ્રતિષ્ઠાના ખ્યાલે પણ સંયુક્ત કુટુંબ પોતાના શહેરમાં વસતા સભ્યો સાથે સંપર્ક જાળવી રાખે છે.

વેપાર ઉદ્યોગમાં જે મૂડીની જરૂર પડે છે, એ પણ મોટે ભાગે સંયુક્ત કુટુંબ પૂરી પાડે છે. ગયે વર્ષે હિંદના માજી નાણાંપ્રધાન શ્રી કૃષ્ણમાચારીએ એવી ફરિયાદ કરી હતી કે, ઘણા માણસો મિલકતને સંયુક્ત ગણાવી, દર વર્ષે કરવેરામાંથી છટકી જાય છે. જ્યારે જ્યારે કુટુંબ, જ્ઞાતિ કે એવાં નાનાં એકમોનાં હિતો બગડવાનો સંભવ હોય છે, ત્યારે રાષ્ટ્રહિતને ભૂલી જઈ, નાનાં હિતો ભણી વળવાની વૃત્તિનો આપણે સારી પેઠે અનુભવ કર્યો છે.

શ્રાદ્ધ વગેરે કર્મકાણ્ડ દ્વારા હિંદુ કુટુંબ પોતાના સંયુક્તપણાને પોષતું, એ પરિસ્થિતિ હવે બદલાઈ છે. શ્રાદ્ધનું મહત્ત્વ ઘટતું જાય છે. પણ હિંદુ ધર્મનાં બીજાં કેટલાંક સૂત્રો આજના જમાનાને અનુરૂપ છે. પોતાના કુટુંબ, જ્ઞાતિ વગેરે પ્રત્યેનું ઋણ ચુકવવાની દરેક હિંદુ પોતાની ફરજ સમજે છે. વગવાળા કે સત્તાવાળા માણસો પોતાનાં કુટુંબીઓને સારે ઠેકાણે ગોઠવવા શક્ય એટલા પ્રયાસ કરે છે. ઘણે ઠેકાણે નિમણૂકો કરવામાં જૂનાં માણસોનાં સગાંસંબંધીઓને પસંદગી આપવાનો રિવાજ ચાલ્યો આવે છે.

ટૂંકમાં, ઔદ્યોગીકરણ અને શહેર વિકાસની અસર હેઠળ સંયુક્ત કુટુંબે પોતાની પ્રવૃત્તિઓનું વર્તુળ વધાર્યું છે. અત્યાર સુધી નાનકડા ગ્રામસમાજમાં વ્યક્તિઓના આર્થિક, સામાજિક, ધાર્મિક સંબંધોને પોતામાં વણી લઈ, પોતાનું અસ્તિત્વ જાળવી રહેલું સંયુક્ત કુટુંબ, હવે વિશાળ સમાજમાં અંતર્ગત થવા માંડ્યું છે.

સામાજિક પરિવર્તનની બીજી એક બાજુનો હવે વિચાર કરીએ. નવા જમાનાની જરૂરિયાતો પૂરી કરવા, આપણે જે શિક્ષણ અને જીવનદૃષ્ટિના સંપર્કમાં આવીએ છીએ, એના પર પાશ્ચાત્ય સંસ્કૃતિની ઊંડી છાપ છે. પશ્ચિમમાં સમૂહ કરતાં વ્યક્તિ અગ્રસ્થાને છે, તેથી પાશ્ચાત્ય ઢબનું શિક્ષણ મેળવી, વ્યક્તિ કુટુંબ વગેરે સંસ્થાઓથી વિમુખ બને છે, એમ ઘણીવાર કહેવામાં આવે છે.

આધુનિક શિક્ષણ મેળવનારાઓ વ્યક્તિવાદી વિચારસરણી સાથે, નવી સુખસગવડો અને નવાં સાધનોના સંપર્કમાં આવે છે. આ સાધનોના ઉપભોગમાં અડચણકર્તા કુટુંબનાં કેટલાંક પ્રથાગત તત્ત્વોથી તેઓ અસંતુષ્ટ બને છે. પરંતુ આપણે ઉપર જોયું તે પ્રમાણે, વ્યક્તિઓ વચ્ચેના સંઘર્ષથી કુટુંબસંસ્થા તૂટતી નથી. સંઘર્ષ પોતે સંસ્થાની અંદર અંતર્ગત છે.

વળી, કુટુંબ પ્રત્યે અસંતુષ્ટ બનેલા માણસો પ્રથમથી જ કુટુંબના ઉપકાર તળે આવેલા હોય છે. તે ઉપરાંત, જ્યાં સુધી લગ્ન જ્ઞાતિના વર્તુળમાં જ થાય છે, ત્યાં સુધી વ્યક્તિને પોતાના જીવનના એ અતિ મહત્ત્વના પ્રશ્ન માટે કુટુંબ પર જ આધાર રાખવો પડે છે. સાથે સાથે બદલાયેલા સંજોગોને અનુરૂપ થઈ, કુટુંબ પણ વ્યક્તિને પોતાની ઇચ્છાઓ દર્શાવવાની અને અમુક અંશે સિદ્ધ કરવાની છૂટ આપે છે. કુટુંબના માણસોની ઇચ્છા વિરુદ્ધ આંતરજ્ઞાતીય લગ્ન કર્યા પછી પણ, પતિ-પત્ની ઉભય, પોતના કુટુંબમાં એકરૂપ થઈ જતાં હોવાના અનેક દાખલા જોવા મળશે. આ રીતે સંયુક્ત કુટુંબ, સમય અનુસાર, પોતાના કાર્યક્ષેત્રમાં ફેરફાર કરી, વ્યક્તિસ્વાતંત્ર્યની વધતી જતી ભાવનાને અમુક અંશે પોષતી છૂટ આપી, પોતાનું અસ્તિત્વ જાળવી રાખે છે.

વ્યક્તિવાદી વિચારસરણીની અસર સમાજના શિક્ષિત વર્ગ પર થવાથી, તેમ જ એ શિક્ષિત વર્ગ જ રાજકારણ વગેરેમાં અગત્યનો ભાગ ભજવતો હોવાથી, વ્યક્તિને સંયુક્ત કુટુંબના " પંજામાંથી " મુક્ત કરતા કેટલાય કાયદાની ભેટ આપણને મળી છે. વખતો વખત સુધરતા જતા વારસાઈના કાયદા, સ્ત્રીઓના હક્ક વિષેના કાયદા વગેરે, વ્યક્તિસ્વાતંત્ર્યને પોષનારા છે. પરંતુ સામાન્ય રીતે આ કાયદાનો લાભ માણસો લેતા નથી; માત્ર તીવ્ર ઘર્ષણને પ્રસંગે જ એનો ઉપયોગ કરવામાં આવે છે, એ હકીકત ખૂબ સૂચક છે. કાયદાની દૃષ્ટિએ મળતા હક્કો કરતાં, કુટુંબના ચોકઠાંમાં

# સમાનધર્મા!

—રાધેશ્યામ શર્મા

મારા ચિત્ર-પ્રદર્શનનો એ ખરે જ છેલ્લો દિવસ હતો. અન્ય એકવ્યક્તિ પ્રદર્શનોના પ્રમાણમાં મને મળેલો 'રિસ્પોન્સ' નહિવત્ હતો. સાંજે ૭ વાગે તો પ્રદર્શનની પૂર્ણાહુતિ હતી. બરાબર પાંચે હું 'કલાભવન' પહોંચ્યો.

'કલાભુવન'નો સર્પાકાર દાદર ચઢી ઉપર પહોંચ્યો, ત્યારે કેટલાક કૉલેજિયનો અભિપ્રાય આપવાની 'વ્યુ બુક'-માં કાંઈક લખી અટ્ટહાસ્ય કરતા સામા મળ્યા. ભોંઠપ અનુભવતો હું હૉલમાં ગયો.

અત્યારે સામસામી દિવાલ પર લટકતાં મારાં ચિત્રો જ એક બીજાને નિરખતા હતાં!

નિસ્તબ્ધ શાન્તિ મો ફાડીને બધું જ ગડપ કરવા તરફડતી હોય એવી લાગી.

દેવદાર વૃક્ષના એક 'રિયાલિસ્ટીક' ચિત્રની ફ્રેમ પર મારા આશ્ચર્ય વચ્ચે એક કાળી દેવચકલી આવીને બેઠી. એની ક્રીડામાં મને રસ પડ્યો...થોડી વાર પછી તો પ્રદર્શનમાં હું જ ફરવા લાગ્યો, મારા હાથનાં આંગળાં પર બે દિવસથી સજ્જડ ચોંટેલા રંગના ડાઘાને બીજા હાથથી ઘસી કાઢવા કરતો.

એક ડગલું અહીં ભર્યું, અને મને મારા ગામનું તળાવ સાંભર્યું. મારું પ્રત્યેક પગલું પાણીમાં અવનવાં વર્તુળ રચતું...બાલ્યાવસ્થા-શિશુસહજ મૌગ્ધ્ય! એ વર્તુળો-નો પરિધ વિસ્તરતો સામેના કિનારે સ્પર્શી આવતો ત્યારે કેટલી મજા આવતી!

હું ખમચાયો.

પણ પેલા ખૂણામાં જ્યાં મારી અત્યાધુનિક ચિત્ર-કૃતિઓ ગોઠવવામાં આવી હતી ત્યાં, કલાકોથી નિરપંદ ઊભો હોય તેમ એક વૃદ્ધ ઊભો હતો. અરે! એ તો મને અતિ પ્રિય એવી એક ચિત્રકૃતિને એકાગ્રતાથી એકીટશે જોતો હતો. એનો ચહેરો હવે સ્પષ્ટ દેખાયો. એ શ્વેત-કેશીનાં ભ્રૂ-ભંગ અને દૃષ્ટિમાંથી એક પ્રકારની ગંભીરતા અજસ્ર નીતરતી હતી. તુરત મને ફ્રાન્સના એક અલ્પખ્યાત પણ પ્રતિભાશાળી ચિતારાનો પખવાડિયા પૂર્વે જોયેલો ફોટો સાંભર્યો. આનો ભૂખરો ઓવરકોટ પણ પેલાને મળતો હતો.

કોઈ નિગૂઢ આકર્ષણથી હું તેની પાસે જવા લાગ્યો. અમારી દૃષ્ટિ મળી. પહેલાંના ગાંભીર્યમાં નહાઈને હાસ્ય વહી નીકળ્યું. મેં શેકહેન્ડ કરવા હાથ લંબાવ્યો, પણ એને તો હાથ જ ક્યાં હતો?

પેલા ભૂખરા ઓવરકોટની બે બાંયો બારીમાંથી સૂસવતા પવનમાં ઝૂલતી, ફરફરી રહી હતી! એ શ્વેતકેશી વૃદ્ધની રેશમી નેક-ટાઈ!

એ ઘેરીભરી રેશમી નેક-ટાઈમાં સુંદર રીતે ચિતરાઈને જડાયેલું પક્ષી આજે ય મને યાદ છે!

## સૌંદર્યનો સંયમ

કહે પુરુષ, "વીરા અમે, યથેચ્છ આચરીએ,"
નારી જીભ કરડી કહે, "સુણી લાજી મરીએ."
"પદે પદે બાધા તને," પુરુષે ખાંપણ કહી,
કવિ કહે, "તેથી જ તો નારી સુંદર થઈ,"

મૂળ: રવીન્દ્રનાથ અનુ.: ન. પારેખ

# રાજ્યશ્રી અને સંઘમિત્રા

—ડૉ. એલ. એસ. બાવડેકર : અનુ : કિશોર જાદવ

## રાજ્યશ્રી

સમયની પગથાર પર રાજ્યશ્રીનું નામ સુવર્ણાક્ષરે અંકિત થયેલું છે. થાનેશ્વરના રાજાશ્રી પ્રભાકર વર્ધન અને રાણી યશોમતીનાં ત્રણે સંતાનોમાં એ સૌથી નાની રાજકુંવરી હતી. અને કનોજના કીર્તિવંત રાજાશ્રી હર્ષની એ બહેન હતી. એનો જન્મ ઈ. સ. પૂર્વે ૫૯૩માં થયેલો.

રાજશાહી ઠાઠમાં જ રાજકુંવરી રાજ્યશ્રી અને એના ભાઈઓ રાજ્યવર્ધન અને હર્ષવર્ધન ઊછર્યા હતા. એ સાથે રાજ્યશ્રીએ નૃત્ય, સંગીત અને બીજી કળાઓમાં પણ નિપુણતા મેળવી હતી. થોડા સમય બાદ કનોજના રાજા અવન્તીવર્માના રાજકુંવર શ્રી ગૃહવર્મા સાથે એનાં લગ્ન થયેલાં. ધર્મવિધિ પ્રમાણે થયેલી એ લગ્નક્રિયાની ભવ્યતા અને ભભકાની પ્રસિદ્ધિ દૂરદૂર સુધી ફેલાઈ હતી.

સમ્રાટ હર્ષનું જીવનચરિત્ર લખનાર બાણ પણ એની માહિતી આપતાં લખે છે કે, રાજમહેલને શણગારવા માટે દેશ-વિદેશમાંથી કુશળ કલાકારોને એ સમયે નિમંત્રવામાં આવેલા.

ઈ. સ. પૂર્વે ૬૦૫માં રાજા પ્રભાકર વર્ધનના મૃત્યુ બાદ, એના જ્યેષ્ઠ પુત્ર રાજ્યવર્ધનનો થાનેશ્વરની ગાદી માટે રાજ્યાભિષેક થયો. ત્યારે રાજા અવન્તીવર્માના મૃત્યુ પછી કનોજની રાજ્યગાદી પર આવેલા ગૃહવર્મા પર માળવાના રાજાએ ચઢાઈ કરી. એમાં ગૃહવર્મા કરપીણ રીતે મરાયો. એક ગુલામની સ્થિતિમાં રાજ્યશ્રીના પગે બેડીઓ પહેરાવી દઈ, એને કાન્યકુબ્જની તુરંગમાં કેદ કરી દેવામાં આવી. એ અરસામાં રાજ્યવર્ધને માળવા પર હુમલો કર્યો. પણ દગાખોરીથી દુશ્મનોએ એનું ખૂન કર્યું; ને કનોજ રાજ્યની પુનઃ પ્રાપ્તિનું કાર્ય હર્ષવર્ધને હુમલાખોરોને સખ્ત હાર આપી પૂરું કર્યું...ત્યારે રાજ્યવર્ધનના ખૂનના સમાચાર રાજ્યશ્રીના કાને પડતાં એ તુરંગમાંથી ભાગી છૂટી અને વિંધ્ય પ્રદેશનાં જંગલોમાં એના કાફલા સાથે છુપાઈ ગઈ.

છેવટે, હર્ષ ગૃહવર્માના એક મિત્ર-બૌદ્ધ ભિક્ષુક, દિવાકરમિત્રની સહાયથી એને શોધી શક્યો. પણ એ વેળાએ તો રાજ્યશ્રી ચિતામાં બળી મરવા તત્પર બની ગઈ હતી. ને એણે બૌદ્ધધર્મનો અંગીકાર કરવા પોતાની ઉત્સુકતા બતાવી. હર્ષે પણ, પોતાના દુશ્મનોને સંપૂર્ણપણે પરાજિત કર્યા બાદ, રાજ્યશ્રી સાથે બૌદ્ધધર્મ સ્વીકારવાની ખાત્રી આપી.

આમ જ્યારે હર્ષે કનોજરાજ્યને હસ્તગત કરી લઈ એના પર પોતાનું આધિપત્ય સ્થાપિત કર્યું, ત્યારે થાનેશ્વર રાજ્યને પણ કનોજ સાથે જોડી દઈ, પોતાની બહેન રાજ્યશ્રી સાથે એ રાજ્યકારભાર ચલાવવા લાગ્યો.

પોતાની આગવી જ બુદ્ધિક્ષમતાથી રાજ્યશ્રીએ બૌદ્ધ-ધર્મના સિદ્ધાંતોનો અભ્યાસ કર્યો. દિવાકરમિત્ર એની સાથે બૌદ્ધધર્મના સિદ્ધાંતોની ચર્ચા કરતો. અને જ્યારે ચીનથી આવેલ વિદ્વાન સાધુ હ્યુ-એન-સંગ મહાયાનગ્રંથ પર સંભાષણ આપતો, ત્યારે રાજ્યશ્રી પોતાના ભાઈની પડખે બેસતી.

યૌવનકાળ પહેલાં જ એ લગ્નગ્રંથીથી જોડાઈ હતી અને નાની ઉંમરમાં જ વિધવા બની હતી. બાણકૃત 'હર્ષચરિત' નામના જીવનચરિત્રમાં રાજ્યશ્રી વિષે ઘણી રસપ્રદ માહિતીઓ આપણને મળી રહે છે.

## સંઘમિત્રા

દરેક ભારતવાસી અને ભારતીય ઇતિહાસથી પરિચિત સૌ કોઈ ચક્રવર્તી અશોકના નામથી સુજાણ છે. આધુનિક રાજ્ય-કર્તાઓમાં એનું નામ ઘણું વંદનીય છે. પણ એની જ્યેષ્ઠ પુત્રી સંઘમિત્રાને કેટલા ઓળખે છે?

સંઘમિત્રાનો જન્મ ઈ. સ. પૂર્વે ૨૮૨માં એના પિતાના રાજ્યાભિષેક પહેલાં થયેલો. ઇતિહાસ એના જીવન અને કવન વિષે વિશેષ પ્રકાશ પાડતો નથી. પિતાના રાજમહેલમાં જ એને સર્વ સુખસગવડની જિંદગી સાંપડી હતી. પણ એણે તો જિંદગીનો નવો જ માર્ગ અપનાવ્યો. વિલાસમય જીવનને તજી દઈ, એ બૌદ્ધસંઘમાં જોડાઈ ગઈ. સંજોગોવશાત્ એ હકીકતે અશોકને પોતાના નીતિ શાસ્ત્રમાં સંન્યાસી પરત્વે જુદો જ અનુગ્રહ બંધાયો. અશોક ખરેખર માયાળુ પિતા હતો, અને પોતાનાં સંતાન, આલોક અને પરલોકમાં સર્વ સુખ સંપત્તિ ભોગવે, એવું એ ઇચ્છતો હતો.

ઈ સ. પૂર્વે ૨૬૪માં અઢાર વર્ષની ઉંમરમાં જ સંઘમિત્રાને ધર્મગુરુપદ આપવામાં આવ્યું. એ પદાર્પણવિધિ આચાર્ય આયુપાલ અને ઉપાધ્યાય ધર્મપાલે બજાવી હતી. એ પદાર્પણવિધિનાં ચાર વર્ષ અગાઉ જ તેનાં લગ્ન અગ્નિબ્રહ્મા સાથે થયેલાં. એણે સુમન નામના પુત્રને જન્મ આપ્યો હતો, જે ઈ. સ. પૂર્વે ૨૫૨માં સંઘમિત્રાના મોટાભાઈ મહેન્દ્ર સાથે ધર્મપ્રચારાર્થે સિલોન ગયો.

એકલા હિંદમાં જ નહિ, પણ વિદેશમાં ય બૌદ્ધ ધર્મના પ્રચાર માટે અશોકે ઘણો જ ઉત્સાહ દાખવ્યો હતો. ઈ. સ. ૨૫૭માં બૌદ્ધ ધર્મના પ્રસાર માટે કેટલાક ધર્મોપદેશકોને એણે દેશાવરમાં મોકલ્યા હતા. એના એક વર્ષ પહેલાં સિલોનના રાજા દેવનંપીયા તીસાયે બૌદ્ધ ધર્મના અનુયાયીઓનું મંડળ અશોકના દરબારમાં મોકલ્યું હતું. અને અશોકે પરસ્પર મૈત્રીભાવરૂપે સિલોનમાં પણ આવું એક મંડળ મોકલ્યું. એના અગ્રણીઓમાં એનો જ્યેષ્ઠપુત્ર મહેન્દ્ર અને પ્રપૌત્ર સુમન હતા. જેમ જેમ બૌદ્ધ ધર્મ સિલોનમાં ફેલાતો ગયો એમ, પવિત્ર પીંપળાના વૃક્ષની આવશ્યકતાની ઉણપ ત્યાં જણાવા લાગી. તેથી સુમને એક બીજા મંડળ દ્વારા પીંપળાના વૃક્ષની એક ડાળી મોકલવા અશોકને કહેણ મોકલ્યું. એને સિલોન લઈ જવાનું માન સંઘમિત્રાને મળ્યું. અને અશોક પોતાના સૈનિકો સાથે ભારે ધામધુમથી તામ્રલિપિ સુધી એને મૂકવા આવ્યો. ત્યાંથી આ મંડળે જળમાર્ગે તરફ પ્રયાણ કર્યું.

આમ, સંઘમિત્રા, ભારતીય સરહદને ઓળંગનારી જ નહિ, પણ સમુદ્ર પાર કરનારી સૌ પ્રથમ ભારતીય નારી હતી.

# ચિત્રકલા

## સાંપ્રત કલા-પ્રવાહો

—ગુલામ મોહમ્મદ શેખ

પ્રવૃત્તિઓ તો દરેક વર્ષની જેમ આ વર્ષે પણ ખૂબ જ થઈ. અકાદમી અને સોસાયટીનાં તેમ જ છૂટક પણ ઘણાં એકવ્યક્તિ-પ્રદર્શનો ભરાયાં. બધાંની સવિસ્તર નોંધ તો લેવાનું શક્ય નથી, એટલે મહત્ત્વની ગણાતી સંસ્થાઓ અને વ્યક્તિઓને લક્ષ્યમાં રાખી ગુજરાત અને ગુજરાત બહારની કલા-પ્રવૃત્તિઓની થોડી ચર્ચા કરીએ.

લલિત કલા અકાદમી એ આપણી રાષ્ટ્રીય સંસ્થા છે, એનાથી જ શરૂઆત કરીએ. દર વર્ષની જેમ આ વર્ષે પણ એનું પ્રદર્શન થયું. અને ઇનામો મેળવનાર કૃતિઓ ચર્ચાસ્પદ ગણાઈ. એ તો ઠીક, ચાર પાંચ જણની બનેલ પરીક્ષક સમિતિનો બહુમતીએ લેવાયેલ નિર્ણય દરેક કલા ચાહક વ્યક્તિને સંતોષ ન જ આપી શકે. પરંતુ લલિત-કલા અકાદમીએ આ વર્ષે અપનાવેલી કૃતિઓના વિભાગી-કરણની નીતિ સમજાય તેવી નથી. એનું કારણ અપાય છે કે અકાદમીની કમિટિમાં ચૂંટાયેલા એક કરતાં વધારે સભ્યોના આધુનિક કલા તરફી વલણને લીધે દર વર્ષે અપાતાં ઇનામોમાં ફક્ત ચિત્રની 'ગુણવત્તા'ને બદલે 'આધુનિકતા'ને જ લક્ષ્યમાં રખાતી હતી. તેથી ભારતની કેટલીક રૂઢ પદ્ધતિએ તેમ જ પશ્ચિમની 'એકેડેમિક' અથવા 'રિયાલિસ્ટીક' પદ્ધતિએ કામ કરતા કલાકારોને પ્રોત્સાહન મળતું નથી; તદુપરાંત અધિકારી હોવા છતાં તેઓ ઉપરોક્ત પુરસ્કારોથી વંચિત રહી જતા.

રાષ્ટ્રીય સંસ્થામાં આવો પક્ષપાત ન હોવો જોઈએ, એવા આશયથી ગયા વર્ષે કૃતિઓના ત્રણ વિભાગો પાડવામાં આવ્યાઃ (૧) આધુનિક (૨) એકેડેમિક અથવા રિયાલિસ્ટીક અને (૩) પૂર્વીય (અથવા તો ભારતીય). ત્રણે વિભાગોને ક્રમવાર ત્રણ ત્રણ ઇનામો અપાય અને એ સિવાયની કોઈ પણ વિભાગની નહિ છતાં બધાંમાં સર્વોત્તમ એવી કૃતિને સુવર્ણપદક અપાય એવું નક્કી થયું અને અમલ પણ થયો.

મોહમ્મદ યાસીનની 'આધુનિક કૃતિ' 'વરઘોડા'ને સુવર્ણ પદક એનાયત થયો. કૃતિઓની વિવેચનામાં આપણે ઊતરવું નથી. પરંતુ લલિતકલાએ અપનાવેલ આ નીતિની યોગ્યાયોગ્યતાનો તો વિચાર કરવો જ ઘટે. પહેલાં તો એ ખ્યાલ રાખવો જોઈએ કે ચિત્રોના વિભાગીકરણ થયાં પહેલાંનાં વર્ષોમાં પણ જે કૃતિઓને 'ભારતીય' અથવા 'પૂર્વીય' તરીકે ઓળખાવવામાં આવે છે, તેને પુરસ્કારો અપાયેલા. ખોડીદાસ પરમારના 'સૌરાષ્ટ્રમાં લગ્ન-પ્રસંગ'ને દસમાનો એક પુરસ્કાર તેમ જ જ્યોતિ ભટ્ટના 'કૃષ્ણલીલા'ને તો સુવર્ણ પદક પણ અપાયેલ. ઉપરાંત કેટલીક બીજી 'વાસ્તવવાદી' કૃતિઓને પણ ઇનામો મળેલાં. છતાં લલિતકલાને આવો નિર્ણય લેવો પડ્યો તે શું સૂચવે છે?

પાર્લામેન્ટમાં દરેક પ્રાંતના અમુક સભ્યો હોવા જ જોઈએ એવી રાજકીય નીતિનો અને કલાના પૂર્ણ રસશાસ્ત્રીય મૂલ્યોનો આપણે કેવી રીતે મેળ સાધી શકીશું? કોઈ એક કૃતિ 'આધુનિક' વિભાગમાં મુકાઈ ને પ્રદર્શિત થઈ, તો એનો અર્થ એ થશે કે એમાં 'ભારતીયતા' નથી? અને 'ભારતીય' ગણાયેલ કૃતિમાં આધુનિકતા નથી, એવો પણ એનો સ્પષ્ટ અર્થ થાય। આવી ઝાંખી અને અનિશ્ચિત વિચારસરણી લલિતકલા જેવી રાષ્ટ્રીય સંસ્થાએ અપનાવી, એથી ભારતીય કલાક્ષેત્રે એનો સારો એવો ઉહાપોહ પણ મચ્યો. વીસ આધુનિક તેમ જ સમકાલીન ચિત્રકલાના સ્થંભ ગણાય એવા કલાકારોએ એનો સક્રિય વિરોધ કર્યો. તેમ જ

ઓગણીસ ચિત્રકારોએ લલિત-કલાનું પ્રદર્શન ભરાય તે પહેલાં દિલ્હીમાં જ દરેક કલાકારે પોતે ચૂંટેલી કૃતિઓનું પ્રદર્શન ભર્યું.

*

લલિતકલાની એક બીજી વાત: 'ઇન્ટરનેશનલ એસોસીએશન ઓફ પ્લાસ્ટીક આર્ટ્સ' નામની સંસ્થાએ (જેનું મુખ્ય મકાન પારીસના યુનેસ્કો બિલ્ડીંગમાં છે) દરેક દેશના કલાકારોની સામાજિક અને આર્થિક પરિસ્થિતિ સુધરે, તેમજ બધા દેશો વચ્ચે સાંસ્કૃતિક સંબંધ વિકસે એ માટે પ્રવૃત્તિ આદરી છે. એના સભ્યો આખા જગતમાં છે. પૂર્વ-પશ્ચિમના કલાકારોની વર્તમાન પરિસ્થિતિ પર વિચારણા કરવા અને કોઈ ને કોઈ કારણસર બંધાતા રહી જતા સંબંધો બાંધવા માટે એમણે પૂર્વીય દેશોના કલાકારોની એક સામાન્ય સભા બોલાવવાનું નક્કી કર્યું. જાપાનનું આમંત્રણ હોવા છતાંય ભારતને એના સમૃદ્ધ ભૂતકાળ, તેમજ ઉત્સાહ ભર્યા વર્તમાન કલા-પ્રવાહોને કારણે પસંદગી મળી. નવી દિલ્હી નક્કી થયું. ઉપપ્રમુખ સાથે બીજા ત્રણ જુદા જુદા દેશોના પ્રતિનિધિઓની હાજરીમાં આ સભા ભારતીય તેમજ બીજા પૂર્વીય દેશોના કલાકારો સાથે વિચાર વિનિમય કરે તેવું નક્કી થયું. સ્વાભાવિક રીતે જ લલિતકલા અકાદમી પાસેથી આવા મોટા કાર્યની જવાબદારીની આશા રખાઈ. અને સમય પ્રમાણે (ફેબ્રુઆરી ૧૧, ૨ ૧૩,) બધા પ્રતિનિધિઓ અને ઉપપ્રમુખ પણ હાજર થયા. પરંતુ આશ્ચર્ય સાથે તેમણે જોયું કે, લલિતકલાએ પૂર્વના બીજા કોઈ દેશના કલાકારો તો શું પરંતુ ભારતીય કલાકારોને પણ આમંત્ર્યા નહોતા! ઉપરની તારીખના બે ત્રણ દિવસ અગાઉ દિલ્હીના સ્થાનિક કલાકારોને સામાન્ય આમંત્રણો અપાયાં હતાં. તેમણે પરદેશી પ્રતિનિધિઓની સામે એકબીજાની નિંદા કરી બેવકૂફીનું પ્રદર્શન કર્યું.

એક જ વર્ષમાં બનેલ આવા મહત્ત્વના બનાવોમાં ગેરવ્યવસ્થા અને સભ્યોની ગેરશિસ્તનો અતિરેક જોઈ કલા-પ્રવૃત્તિઓમાં રસ લેનાર, રસ ધરાવનાર વ્યક્તિના મનમાં પ્રશ્ન ઊઠે છે કે, આંતરરાષ્ટ્રીય કલા-ક્ષેત્રે ભારતીયકલાનું પ્રતિનિધિત્વ જાળવે તેટલો વિશ્વાસ લલિતકલામાં ક્યાં સુધી મૂકી શકાય?

*

સંસ્થા-પ્રદર્શનોમાં બોમ્બે આર્ટ સોસાયટી,-બોમ્બે સ્ટેટ, કલકત્તા ફાઈન આર્ટ્સ, શિલ્પીચક્ર, દિલ્હી ફાઈન-આર્ટ્સ. રફ્ટયર્સ એસોસીએશન વગેરેએ દર વર્ષની જેમ પ્રદર્શનો ભરી જૂનું 'ધોરણ' જાળવી રાખ્યું. દિલ્હી અને કલકત્તા ફાઈન આર્ટ્સ સોસાયટીએ તો આખાં તે ચિત્રો ટાંગ્યાં હોય તેવું લાગ્યું. બોમ્બે સ્ટેટ પ્રદર્શનમાં મનસારામ, કિશોરી કૌલ વગેરેના 'વચગાળાનાં' ચિત્રોને અઢીહજાર તેમજ દોઢહજારનાં ધરખમ ઈનામો અપાયાં. ઈનામો અને પ્રદર્શનની વ્યવસ્થા પાછળ સરકારના હજારો રૂપિયાનો ધુમાડો થયો. પરંતુ પૂના બહારના ઘણા કલાકારો જેમણે પારસલથી ચિત્રો મોકલાવેલાં, તેમને એમનાં ચિત્રો અને ફ્રેમ્સ છૂટી અથવા સાવ તૂટેલી હાલતમાં મળ્યાં. અને પ્રદર્શન ગોઠવવાની પણ યોગ્ય વ્યવસ્થા (ફક્ત વ્યવસ્થા-સમિતિ જ નહિ) થાય તો સારું, એવું પહેલી જ દૃષ્ટિએ પૂનાની એક સામાન્ય શાળામાં જેમ તેમ ગોઠવાયેલ કૃતિઓ મૂકાયેલી જોતાં લાગે તેવું હતું. અને જો ઈનામો કે વ્યવસ્થા-(સમિતિ'ની પાછળ હજારો રૂપિયાનો ખર્ચ કરવાની શક્યતા હોય, તો પ્રદર્શનના પુરસ્કૃત અથવા સારાં ગણી શકાય એવાં ચિત્રોનું સારું એવું મુદ્રિત પ્રકાશન થવું જોઈએ. (પ્રગટ થયેલ કેટલાંય કૃતિ-પસંદગી અને મુદ્રણની દૃષ્ટિએ ટીકા-યોગ્ય જ હતાં. પ્રથમ પુરસ્કાર એનાયત થયેલ ચિત્ર તો એમાં છાપ્યું જ નહોતું.) જરા વધારે કાળજી લઈ ને દર વર્ષે જો આવાં પ્રદર્શનોમાંથી યોગ્ય ચિત્રોની પસંદગી કરીને પ્રકાશન કરવામાં આવે, તો વિશાળ જન-સમૂહની કલા-દૃષ્ટિ વિકસાવવાની સાથે સાથે કલા-સાહિત્યને પણ સારું એવું પ્રદાન થએલું ગણાશે.

*

આ વર્ષે ત્રણેક પરદેશી મહેમાનો (જેમાંના બે તો ભારતીય જ) ભારત આવ્યા, તેમનો ઉલ્લેખ અસ્થાને નહિ ગણાય. જાપાનીઝ કલાકાર નોબુયા આબેએ મુંબઈ, વડોદરા વગેરે સ્થાનોની મુલાકાત લીધી. બીજા તે વિશ્વખ્યાત શિલ્પી મારીનો મારીની પાસે શિક્ષણ લઈ ફ્રાન્સમાં જ રહેલા શ્રી કૃષ્ના રેડ્ડી હમણાં જ અહીં પ્રદર્શન ભરી ગયા. મહાન કલાકારો સાથેના સાન્નિધ્યથી આવેલી સૂઝ, તેમ જ વિશાળ જગતના કલાપ્રવાહોના સતત સંપર્કથી સધાયેલી પરિપક્વતા, તેમ જ Techniqueના પ્રયોગોની બહુવિધ-શક્યતાઓનો એમનાં સહજ રેખાંકનો અને Etchingsમાં પરિચય થયો. ત્રીજા આવ્યા તે સૈયદ હૈદર રઝા. છેલ્લાં

આઠ વર્ષથી ફ્રાન્સમાં જ છે અને ત્યાં પણ Critique Award પામેલા. અનેક જાતની Textures વાળી વસ્તુઓના જરા પણ ઉપયોગ વિના, ફક્ત રંગોના વૈવિધ્યભર્યા ઉપયોગ દ્વારા કેવી અદ્ભુત ચિત્ર-માંડણી થઈ શકે છે, તે એમનાં ભૂમિદૃશ્યોએ સિદ્ધ કરી બતાવ્યું.

*

થોડીક ગુજરાતની પણ વાત કરીએ. અમદાવાદના કલાકારોએ ભેગા મળીને ચિત્રો તેમ જ મુદ્રણક્ષમ કૃતિઓ (Graphic Arts)નું એક પ્રદર્શન ભર્યું. પ્રદર્શનો થતાં રહે તે ઇચ્છનીય જ છે. પરંતુ જ્યારે કલા જેવા એક માત્ર સ્વૈરવિહારી ક્ષેત્રે ફક્ત લોકરુચિને જ લક્ષ્યમાં રાખી, એમને ગમે તેવું, સમજાય તેવું આપવાના જ પ્રયત્નો હવે અટકે તો સારું. ઉપરાંત આમાં તો પ્રેક્ષકોના અભિપ્રાયોની અપેક્ષા રખાઈ અને આવેલા અભિપ્રાયોમાંથી શ્રેષ્ઠ કરેલ અભિપ્રાય આપનારને ઇનામો અપાયાં ! કાર્યવાહક સમિતિએ એટલું લક્ષમાં રાખવું જરૂરી છે કે, વિશાળ જનસમૂહમાં કલારુચિ વિકસાવવામાં કલાના રસવિષયક મૂલ્યાંકનોને હાનિ ન પહોંચે. ચિત્રોને ધ્યાનથી જોઈ અભિપ્રાય આપવાના ઉત્સાહે નહિ, પણ અભિપ્રાયથી મળતાં ઇનામની લાલચે તો પ્રેક્ષક લોભાતો નથી ને ? અત્યાર સુધી પ્રદર્શન જોવા માટે ફી રાખવામાં આવતી, હવે જોવા માટે આપવામાં આવે છે ! પોતપોતાના વ્યવસાય તેમ જ બીજી અનેક જંજાળોમાં જકડાયેલી જનતાને કલા કે સાહિત્યક્ષેત્રે થઈ રહેલ નવ-પ્રયોગોની સાથે ચાલવાની નવરાશ નથી, એમને શિક્ષણ અપાવું જોઈએ, તે નક્કી; પણ પૈસાની લાલચથી ? તો પછી શબ્દવ્યૂહ રચનાનો પણ આપણે બચાવ કરવો જોઈએ. જનસમૂહને સાચી કલાદૃષ્ટિ પ્રાપ્ત કરાવવાનુ પ્રામાણિક ધ્યેય રાખનારાઓનું કર્તવ્ય છે કે, તેઓ બને તેટલી વધુ સંખ્યામાં કલાવિષયક સંમેલનો-ચર્ચાઓ યોજે, સહેલાઈથી સમજાય તેવી ભાષામાં લખાયેલાં પુસ્તકોનાં ભાષાંતર કરાવવા-ની જવાબદારી લે. અને ભારતની કે પશ્ચિમની સૈકાઓ જૂની કલાપ્રણાલીઓનો વિગત પણ સરળ ઇતિહાસ સહુને ઉપલબ્ધ થાય, એવાં પુસ્તકો પ્રકાશિત કરે, જેથી અધકચરા જ્ઞાને કોઈ પણ ચિત્ર પર અભિપ્રાય આપવાનો દરેક વ્યક્તિ જન્મસિદ્ધ અધિકાર ન સમજે.

આપણે ત્યાં શિક્ષણનો અભાવ છે અને ઉપર કહ્યાં તેવા પુસ્તકો પણ સહજ-પ્રાપ્ય નથી અને આધુનિક યુગનું યાંત્રીકરણ મનુષ્યને લાગણીઓના પ્રવાહ કે અનુભૂતિઓના સ્પર્શના સ્પંદનોથી દૂર ધકેલતું જાય છે. જોકે આ કે આવા બીજા અવરોધોમાં ય કલાપ્રવૃત્તિ કદી થંભી નથી જ. Impressionismથી માંડીને Abstract કલા સુધી કલાકારે નવી અભિવ્યક્તિ શોધવા મથામણ આદરી છે. પરદેશમાં તો એને સદીઓનાં વહાણાં વાયાં. આપણી કલાનાં પણ પુનર્મૂલ્યાંકનો થયાંને પણ વખત વીતી ગયો. પરંતુ આ બધાની સામે આંખ આડા કાન કરીને ગુજરાતના અગ્રણી કલાકારો અને સામયિકો સુદ્ધાં અવનીન્દ્રનાથ અને તેમના શિષ્યોએ શરૂ કરેલ કહેવાતી ' ભારતીય ' કલાના પંથે ' આગળ ' ધપતા રહ્યા. આધુનિક પ્રવૃત્તિઓ વિષે એક બીજા સમક્ષ છાની છાની હાયવરાળ કાઢી. એને સમજવાનો, અરે એના વિરોધનોય જાહેરમાં કદી હરફ ન ઉચ્ચાર્યો. અજંતાની પ્રવાહિતા અને મોનાલિસાના સ્મિત પર પુસ્તકો થાય તેટલું લખ્યું. પણ હજારો વર્ષ આગલી ઇજિપ્શિયન કલા, એસિરિયન કલા, બાયઝેન્ટાઇન, ગોથિક, રોમાનેસ્ક અને ભારતની પાલ, જૈન, અપભ્રંશ, મુગલ, રાજપૂત પ્રણાલિઓનો સૂક્ષ્મ અભ્યાસ કરવાનો કે રસદર્શન કરાવવાનો પ્રયત્ન ન થયો, તે ન જ થયો. દૂર દૂર સૌરાષ્ટ્ર કે ગુજરાતનાં શહેર કે ગામડાંઓમાં વસેલા રસિક જીવડાય બિચારા —અમદાવાદના કે એવા ચિત્રકારો, જેમનાં થોકબંધ ચિત્રો અમુક સામયિકોમા છપાવાને લીધે અદ્ભુત ગુણવત્તા ધરાવનારા ગણાય, તેમને ગુજરાતનાં તો શુ જગતના ય મહાન કલાકારો ગણતા રહ્યા, ને એવી ઢબે કામ કરતા પણ થયા—રહ્યા.

આનો હવાલો સૌરાષ્ટ્ર કલામંડળનાં પ્રદર્શનો તેમ જ એવી બીજી સંસ્થાઓ, જે બધાનો ઉલ્લેખ કરવાનું અહીં શક્ય નથી.

## પ્રવૃત્તિ ને પડઘા

### મફત પ્રાથમિક શિક્ષણ

તાજેતરમાં ( ૧૫મી મે ) મુંબઈ રાજ્ય તરફથી એવી જાહેરાત કરવામાં આવી છે કે :—

૧૯૫૯ના જૂનથી તમામ જાહેર પ્રાથમિક શાળાઓમાં ભણતાં બાળકોને ૭મા ધોરણ સુધી મફત શિક્ષણ આપવામાં આવશે ( હાલ આખાય રાજ્યમાં ૪થા ધોરણ સુધી મફત શિક્ષણ અપાય છે જ ). આથી ૮ લાખ વિદ્યાર્થીઓને ઉચ્ચ પ્રાથમિક શિક્ષણનો લાભ મળશે; અને તેનું વધારાનું ખર્ચ રૂ. ૨૦ લાખનું આવશે.

ભારતના બંધારણમાં ૧૪ વર્ષ સુધીનાં બાળકોને મફત પ્રાથમિક શિક્ષણ આપવાનો આદેશ થયેલો છે; તે દિશામાં મુંબઈરાજ્યે આ મહત્ત્વનું પગલું ભર્યું છે, તેને અમે ઉત્સાહ પૂર્વક આવકારીએ છીએ.

વળી અત્રે એ યાદ દેવરાવવું જરૂરી છે કે, થોડાક સમય પહેલાં મુંબઈ રાજ્ય તરફથી એવી જાહેરાત થઈ હતી કે, જે કુટુંબોની વાર્ષિક આવક રૂા. ૯૦૦) સુધીની હોય તેમનાં બાળકોને પોસ્ટ ગ્રેજ્યુએટ, ટેકનિકલ, ઇન્ડસ્ટ્રીઅલ અને પ્રોફેશનલ સહિતના ઉચ્ચ શિક્ષણના તમામ તબક્કે મફત શિક્ષણ આપવાની જોગવાઈ થશે. આથી રાજ્યની ૫ કરોડની વસ્તીમાંથી ગામડાંના ૭૦ ટકા તથા શહેરના ૪૧ ટકા લોકો લાભ લઈ શકશે.

મુંબઈ રાજ્યના આ નિર્ણયનો ખૂબ જ ઉત્સાહપૂર્વક આવકાર થયો હતો ( વિશ્વમાનવ : ૧૬ )

આજસુધી જન્મના ધોરણે લોકોનું પછાતપણું નક્કી કરવામાં આવતું હતું, અને ‘ પછાત ’ લોકોને વધુ સગવડો આપવાનું વલણ અખત્યાર કરવામાં આવતું હતું. આને બદલે આર્થિક ગરીબીને લક્ષમાં રાખી આવી ખાસ સગવડો ( રૂ. ૯૦૦ સુધીની આવકવાળાનાં બાળકોને મફત ઉચ્ચ શિક્ષણ ) આપવાનું વલણ ખરેખર આવકારપાત્ર છે.

આ બાબતમાં મુંબઈરાજ્યે ભારતભરમાં પહેલ કરી છે, અને જો ‘ પછાતપણા ’ની આ નવી વ્યાખ્યા અને દૃષ્ટિ ભારત સરકાર સ્વીકારશે તો, મુંબઈ સરકાર પોતે ૬૫ લાખની રકમ ખર્ચવા ધારે છે, તેટલી જ રકમ ( કેન્દ્રસરકાર પછાત વર્ગોની કેળવણી માટે આજેય જે ૫૦% ખર્ચ ઉઠાવે છે તે રકમ ) ભારત સરકાર તરફથી પણ મળી રહેતાં રાજ્ય સરકાર બીજા પછાત વર્ગોને હોસ્ટેલ, સ્કોલરશીપો વગેરેની વધુ સગવડ પણ આપી શકશે, એમ સરકારી યાદી જણાવે છે. —સો.

### અંગ્રેજીનો પ્રશ્ન

પ્રાથમિક શિક્ષણના ૫મા ધોરણથી અંગ્રેજી દાખલ કરવાની ચર્ચા ફરી ફરીને માથું ઊંચું કરતી રહે છે. હમણાં વળી મુંબઈ સરકારે માધ્યમિક શિક્ષણ સંબંધમાં નીમેલી એકીકરણ સમિતિએ તે દિશામાં ધક્કો મારી દીધો છે, એમ મુંબઈના શિક્ષણપ્રધાન થોડા વખત ઉપર મુંબઈ ધારાસભામાં બોલ્યા તે ઉપરથી જણાય છે.

પ્રધાનશ્રીએ એવી મતલબનું જાહેર કર્યું હતું કે મુંબઈ રાજ્યની નીતિ વડી સરકારના વિચારો જાણ્યા પછી છેવટની વિચારવામાં આવશે.

મુંબઈ સરકારે અંગ્રેજીને પ્રાથમિક શાળાઓમાં ફરીથી ઘુસાડી દેવાની હિલચાલો સામે અત્યાર સુધી ટક્કર ઝીલી છે અને આ માધ્યમિક સમિતિની ભલામણ સામે પણ તે સ્થિર રહી છે, એટલે સુધી ઘણું સારું છે. પરંતુ પ્રધાનશ્રીની ભાષા આપણને નિશ્ચિન્ત કરે તેવી નથી. મુંબઈ રાજ્ય-કે જેની બીજા ઘણા વિષયોમાં તેમ જ અંગ્રેજીના વિષયોમાં પણ બીજાં રાજ્યો કરતાં પ્રગતિશીલ નીતિ રહેલી છે, અને જેણે આ બાબતમાં બંધારણને બને તેટલું અનુસરવાનું વલણ રાખ્યું છે તેની પાસેથી આપણે વધારે મક્કમતા અને અડગતાની આશા રાખીએ છીએ. તેણે જે એના અધિકારની વાત છે તેવી બાબતમાં કેન્દ્રસરકાર પાસેથી હુકમ મેળવવાની આશા કરતાં પોતાની મક્કમ નીતિથી કેન્દ્રના હાથ મજબૂત

કરવા ધરે છે. બીજાં ઘણાં રાજ્યો અંગ્રેજી રાજ્ય-અમલમાં વર્તતા તે જ નીતિથી હજી "અંગ્રેજી નિશાળો" ચલાવી રહ્યાં છે તેમને શરમાવીને સાચી રાષ્ટ્રીય નીતિ તરફ વાળવા ધરે છે.

પરંતુ આ લોકશાહીના જમાનામાં સરકારોની છાતીને પણ લોકમતે જ બળ આપવાનુ રહ્યું છે. તેથી સાચો અવાજ તો લોકોમાંથી જ ઊઠવો જોઈએ કે અમારા બાળકોને તેમની પ્રાથમિક કક્ષાએ સાચું પાયાનું જ શિક્ષણ મળવું જોઈએ; પાયાને કાચો બનાવી તેમના શિક્ષણને અને જીવનને કાયમને માટે નબળું પાડનાર કોઈ પણ ફેરફાર અને ખાસ કરીને અંગ્રેજીને ઘુસાડવાનો પ્રયાસ અમે સાંખીશું નહિ.

લોકોમાંથી જ મક્કમ અવાજ ઊઠવો જોઈએ કે:

સરકારો પોતાના કારભાર હજુ પણ અંગ્રેજીમાં ચલાવ્યા કરે છે તે અમે વધારે વખત સુધી સહન કરીશું નહિ; યુનિવર્સિટીઓ હજી પણ અંગ્રેજીને જ શિક્ષણના માધ્યમ તરીકે વળગી રહી છે, દેશની વિદ્યા-સંસ્થાઓ તરીકે પ્રાદેશિક ભાષાઓ અને રાષ્ટ્ર-ભાષાઓ ખીલવવાની અને તેમાં નવા સાહિત્યોનો ધોધ વરસાવવાની તેમની કુદરતી ફરજ છે, તે બજાવવામાં તેઓ નબળાઈ બતાવી રહી છે તે અમે સહન કરીશું નહિ. તેઓ હંમેશને માટે અમારી ઊગતી પ્રજાને રાષ્ટ્રભક્તિવિમુખ બનાવતી રહે છે તે અમે સહન કરીશું નહિ.

કોંગ્રેસ આજે દેશની મોટામા મોટી અને રાજ્યકર્તા પક્ષની સંસ્થા હોઈ રાષ્ટ્રના અંતરમાં રહેલો આ અવાજ ઘોષિત કરવાનો, બીજા કોઈના કરતાં પણ, તેનો ધર્મ વિશેષ રૂપે છે.

બીજા પક્ષો પણ પોતાના પક્ષનું સાચું હિત સમજતા હોય તો તેમણે એવી નીતિને ટેકો આપવો જોઈએ, કે જેના વડે તેઓ જનતાની ઊંડામાં ઊંડી ભાવનાઓ સુધી પહોંચી શકે. તો જ કોઈક દિવસ તેઓ જનતામાં પોતાની વિચાર-સરણીને લોકપ્રિય કરવાની આશા સેવી શકે.

ભાષાનો આ પ્રશ્ન માત્ર નાનાં છોકરાંની નિશાળોની દુનિયાનો પ્રશ્ન છે, એમ સમજી દેશના જવાબદાર કાર્યકર્તાઓ અને સંસ્થાઓ ઘણીવાર તેને ગંભીર સમજતા નથી પરંતુ આજકાલ પ્રાંતવાદ અને ભાષાવાદ—દેશના જીવનને લગતા આ પ્રશ્નને ગંભીરતાથી વિચારવાની જરૂર છે.

ગુજરાતના નઈતાલીમના સેવકો તરીકે અમે આગ્રહ-પૂર્વક વિનંતિ કરીએ છીએ કે પક્ષો પોતાની સંકુચિત પક્ષીય દૃષ્ટિથી ઊંચા ઊઠી આ રાષ્ટ્રીય પ્રશ્નનો વિચાર કરે, અને સરકારો પણ, જનતાને નામે સ્વાર્થવશ લોકો જે વિચારો રજૂ કરે છે, તેનાથી ન દોરવાય.

અમે આશા રાખીએ છીએ કે સરકાર અને પક્ષ અંગ્રેજી શિક્ષણ જેવા નાજુક પ્રશ્નની બાબતમાં પવનની દરેક લહેર સામે નમી જવાનું વલણ ન બતાવતાં રાષ્ટ્રના વિશાળ સર્વાંગી હિતની દૃષ્ટિએ વર્તે.

(શ્રી દિલખુશભાઈ દિવાનજી તથા શ્રી જુગતરામ દવેના નિવેદનમાંથી)

---

## સાભાર સ્વીકાર

**વિચારદર્શન** (ભા. ૨): લે. કેદારનાથ. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ કિ. રૂા. ૧-૫૦. **મહાત્મા ગાંધીની કેળવણીની ફિલસૂફી**: લે. ડૉ. મણિભાઈ શિવાભાઈ પટેલ, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ કિં. રૂા. ૩-૦૦. **ધૂંદા**: લે. ડૉ. કુ. સુમતિ ક્ષેત્રમાડે, અનુ. ગોપાળરાવ મ. વિદ્વાંસ, પ્ર. આર. આર. શેઠની કું. મુંબઈ-૨ કિં. રૂા. ૪-૦૦. **ભોંયરું પ્રવેશ**: લે. રતિલાલ સાં. નાયક, પ્ર. અનડા બુક ડેપો, અમદાવાદ કિં. રૂા. '-૨૫. **મેંદીનાં પાન** (બીજી આવૃત્તિ): લે. અવિનાશ ...ાસ, પ્ર એન એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ કિં. રૂા. ૪-૦૦.

(જરૂરી અવલોકનો હવે પછી)

* ભારતીય તત્ત્વવિદ્યા
* શૂન્યશેષ




—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## ભારતીય તત્ત્વવિદ્યા

વ્યાખ્યાતા: પ્રો. પંડિત સુખલાલજી સંઘવી
પ્રકાશક: ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા,
સંચાલક, પ્રાચ્યવિદ્યામંદિર,
મહારાજા સયાજીરાવ યુનિ. વડોદરા.
મૂલ્ય: રૂપિયા ૩–૫૦

'મહારાજા સયાજીરાવ ગાયકવાડ પારિતોષિક વ્યાખ્યાનમાળા'ના ઉપક્રમે ઈ. સ. ૧૯૫૬–૫૭ના વર્ષમાં પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજીએ 'ભારતીય તત્ત્વવિદ્યા'ના શીર્ષક નીચે જે પાંચ વ્યાખ્યાનો આપ્યાં હતાં, તે અહીં પ્રથમવાર પુસ્તકાકારે પ્રગટ થયાં છે.

જગત, જીવ અને ઈશ્વરતત્ત્વના સાચા સ્વરૂપની અસંદિગ્ધ સૂઝની પ્રાપ્તિ અર્થે ભારતીય તત્ત્વચિંતકોએ વિભિન્ન ભૂમિકાઓ પર રહીને વિવિધ પ્રસ્થાનો કરેલાં છે. ભારતીય તત્ત્વવિદ્યાનું સાચું સ્વરૂપ એની સમગ્રતામાં અને સૂક્ષ્મતામાં સમજવું હોય તો એ વિવિધ પ્રસ્થાનોનો તુલનાત્મક અભ્યાસ જરૂરી જ નહિ, અનિવાર્ય પણ છે, એની પ્રતીતિ ડૉ. રાધાકૃષ્ણનના તદ્વિષયક એક સૂચક વિધાન પરથી થશે:

"The different views are not looked upon as unrelated adventures of the human mind into the realm of the unknown or a collection of philosophical curiosities.' They are regarded as the expression of a single mind, which has built up the great temple, though it is divided into numerous walls and vestibules, passages and pillars." (Indian Philosophy, Vol. 2. P. 763)

'ભારતીય તત્ત્વવિદ્યા'નાં પાંચ પાંડિત્યપૂર્ણ વ્યાખ્યાનોમાં એના અધિકારી વ્યાખ્યાતાએ ભારતીય તત્ત્વવિદ્યાની એ લાક્ષણિકતા ધ્યાનમાં રાખીને તુલનાત્મક દૃષ્ટિથી વિષયનું હાર્દ સમજાવવાનો સફળ પ્રયત્ન કરેલો છે. જીવ, જગત અને ઈશ્વરતત્ત્વના સ્વરૂપના તત્ત્વવિદ્યાના પાયાના પ્રશ્નો વ્યાખ્યાતાએ પોતાનાં વ્યાખ્યાનોના વિષય તરીકે સ્વીકારેલા છે. એ વિષયોને લગતાં દાર્શનિક પ્રસ્થાનોના માત્ર વિચારભેદો દર્શાવીને જ વ્યાખ્યાતા અટક્યા નથી. એ વિચારભેદો કઈ કઈ દૃષ્ટિમાંથી અસ્તિત્વમાં આવ્યા, કઈ કઈ રીતે વિકસ્યા, અને એમાં રહેલી પારસ્પરિક સમતા–વિષમતા કયા પ્રકારની છે, એ એમણે સંક્ષેપમાં પણ સૂક્ષ્મ રીતે દર્શાવ્યું છે. આ વ્યાખ્યાનોનો ઉદ્દેશ જણાવતાં તેઓ કહે છે—

"ઉદ્દેશ એ છે કે, પ્રત્યેક દર્શનવિદ્યાનો અભ્યાસી જગત, જીવ અને ઇશ્વર પરત્વે તે તે ભારતીય દર્શનો શું શું અને કઈ કઈ રીતે વિચારતાં આવ્યાં છે, તે સંક્ષેપમાં સમજી શકે અને એ વિચારનું તુલનાત્મક અધ્યયન પણ કરી શકે. મૂળ પ્રશ્નો પરત્વે સમજણ થાય તો એમાંથી વિગતે જાણવાની જિજ્ઞાસા ઉદ્ભવે અને એ જિજ્ઞાસા સંતોષવા તે મૂળ ગ્રંથો અવગાહવા ભણી વળે."

આ ઉદ્દેશ દૃષ્ટિ સામે રાખીને વ્યાખ્યાતાએ અભ્યાસીને ઉપયોગી થઈ પડે એવા અનેક મહત્ત્વના ગ્રન્થોની સૂચના પાદટીપોમાં કરી છે, જે એમના બહુશ્રુતત્વની પરિચાયક છે.

પંડિતજીએ તત્ત્વવિદ્યાના અભ્યાસીને દૃષ્ટિ સામે રાખીને વ્યાખ્યાનો આપેલાં હોઈ શરૂઆતમાં એમણે 'તત્ત્વ', 'તત્ત્વજિજ્ઞાસા', 'તત્ત્વચિંતન' અને 'દર્શન' જેવા કેટલાક મહત્ત્વના પારિભાષિક શબ્દો, એમની અર્થચ્છાયાઓની વિભિન્ન ભૂમિકાઓનો નિર્દેશ કરીને, વિગતે સમજાવ્યા છે. ભારતીય તત્ત્વચિંતનનો વિકાસક્રમ બતાવતાં તર્ક–કલ્પનમૂલક ચિંતન અને અનુભવમૂલક ચિંતન એ બે અંશોનાં લક્ષણોની વાત કરીને, જીવ–જગત–ઇશ્વરતત્ત્વ વિશેની વિચારણાનાં સોપાનો જેવા અધિભૂત, અધિવિજ્ઞાન અને અધિબ્રહ્મવાદનો સંક્ષેપમાં પરિચય કરાવીને વ્યાખ્યાતા તત્ત્વચિંતનની પ્રક્રિયાના પાયારૂપ કાર્યકારણભાવની વિચારણાનું સ્વરૂપ સમજાવે છે. જ્ઞાનમાં

અનુભવાતા સામાન્ય અને વિશેષ આકારો જેમાં સંભવે છે એવા વ્યક્ત કાર્ય-પ્રપંચના અંતિમ કારણની ગવેષણા કરતાં જે દાર્શનિક પ્રસ્થાનભેદો જન્મ્યા તેમનો, અને એ પ્રસ્થાન ભેદના દાર્શનિકોએ પોતપોતાની દૃષ્ટિ પ્રમાણે શોધેલા મૂળ કારણનો વ્યક્ત કાર્ય-પ્રપંચ સાથેનો સંબંધ જોડવા જે આરંભ, પરિણામ, પ્રતીત્યસમુત્પાદ અને વિવર્તવાદ સુધીની જે ઊર્ધ્વગામી યાત્રા ખેડી તેનો સૂક્ષ્મ પરિચય કરાવીને, તાત્ત્વિક મંતવ્યોની બાબતમાં દાર્શનિકોમાં જે પ્રબળ મતભેદ ક્યારેક જોવા મળે છે તેના મૂળમાં જેનું વત્તુંઓછું તારતમ્ય રહેલું છે એવી દાર્શનિકની પ્રમાણશક્તિની મહત્ત્વની વિચારણા એમણે સમજાવી છે. એ પછી કંઈક અંશે ઐતિહાસિક દૃષ્ટિએ દાર્શનિક વિચારપ્રવાહના વિશિષ્ટ સ્થિત્યન્તરો, ખાસ કરીને ઉત્તરકાલીન દર્શનસાહિત્યનાં આગળ તરી આવતાં વિશિષ્ટ લક્ષણો, વિચારણાની પ્રેરક દૃષ્ટિઓ અને દર્શનોનાં વિવિધ વર્ગીકરણો બહુ ઊંડાણમાં જઈને વ્યાખ્યાતાએ બતાવ્યા છે.

આવી સૂક્ષ્મ ભૂમિકામાં વ્યાખ્યાતાએ જગત-જીવ-ઈશ્વર-તત્ત્વ સંબંધી સાંખ્યવાદી, બ્રહ્મવાદી, ન્યાય-વૈશેષિક-વાદી, જૈન અને બૌદ્ધ ઇત્યાદિ મુખ્ય, અને એમના પેટા પ્રકારો જેવા બીજાં વિશિષ્ટ પ્રસ્થાનોએ જે મંતવ્યો રજૂ કરેલાં છે, તેમનો તુલનાત્મક દૃષ્ટિએ તલાવગાહી પરિચય કરાવ્યો છે. ભારતીય તત્ત્વવિદ્યા માત્ર તત્ત્વના નિરૂપણમાં જ એની પર્યાપ્તિ જોતી નથી. એણે તો મુખ્યત્વે અધ્યાત્મયોગની ભૂમિકા રચી છે, આ યોગમાર્ગનું અનુભવમૂલક જ્ઞાન ભારતીય દર્શનવિદ્યામાં જીવાતુભૂત તત્ત્વ તરીકે રહેલું છે. પણ આ અધ્યાત્મવિદ્યાની ચર્ચા, વ્યાખ્યાનોની એક મર્યાદા હોવાથી, પંડિતજીએ અહીં કરી નથી. ગુજરાત વિદ્યાસભાએ પ્રકાશિત કરેલો વ્યાખ્યાનાનો 'અધ્યાત્મ વિચારણા' નામનો વ્યાખ્યાનસંગ્રહ આના અનુસંધાનમાં જિજ્ઞાસુએ વાંચવો-વિચારવો યોગ્ય ગણાશે.

વિષયની વિશાળતા અને ગહનતા જોતાં આ વ્યાખ્યાનોમાં અભ્યાસીને અતિસંક્ષેપ લાગવા સંભવ છે. પણ વ્યાખ્યાનમાં નડતી સમયમર્યાદા જોઈએ તો જણાશે કે એવી પરિસ્થિતિમાં વ્યાખ્યાતા પોતાના વિષયને સાચો ન્યાય વિસ્તારમાં વિહાર કરાવીને નહિ, પણ ગહનતામાં અવગાહન કરાવીને જ આપી શકે. એવે વખતે વ્યાખ્યાતાને વિષયની પકડ એની સૂક્ષ્મતામાં અને સમગ્રતામાં ન હોય તો નિરૂપણમાં અસ્પષ્ટતા આવવાનું પણ ભયસ્થાન રહે. 'ભારતીય તત્ત્વવિદ્યા'ના આ વ્યાખ્યાનોનું અસંદિગ્ધ નિરૂપણ વ્યાખ્યાતાની વ્યાખ્યાનવિષયની ઊંડી સૂઝનું નિદર્શક બન્યું છે.

પર્યેષક દૃષ્ટિથી વ્યાખ્યાતાએ આપેલા આ વ્યાખ્યાનો વિદ્વદ્ભોગ્ય બન્યા છે એનું કારણ દર્શાવતાં એમણે કહ્યું છે: "તેનું એક કારણ તો એ છે કે જે સિરીઝના આશ્રયતળે મારે વ્યાખ્યાનો આપવાનાં હતા તેની કક્ષા સાધારણ કોટિની નથી. બીજું કારણ મારી સામે એ પણ રહ્યું છે કે તત્ત્વજ્ઞાનને લગતા જુદા જુદા પ્રશ્નો તેમ જ તેની સાથે સંબંધ ધરાવતી પરંપરાઓ, એ બધાનો સાચો ખ્યાલ મેળવવો હોય તો તે વિચારની ઉપરછલ્લી સપાટીએ રહેવાથી મળી શકતો નથી. જો કોઈ એના ઊંડાણમા ઊતરવા પ્રયત્ન ન કરે તો છેવટે તત્ત્વજ્ઞાનના વિષયો માત્ર સ્થૂળ અને વ્યવહારુ જેવા બની જાય. તેથી ઊલટું, જો કોઈ એનાથી બની શકે તેટલું એ વિષયોમાં ઊંડાણ કેળવવા પ્રયત્ન કરે, તો દિવસે દિવસે એ વિષય પરત્વે સાચું જ્ઞાન મેળવવાની દિશા ઊઘડે. વળી, જ્યારે આવા વિષયો ઊંડાણ પકડતા જાય છે, ત્યારે ક્રમે ક્રમે તેને ઉપયુક્ત એવી ભાષા-પરિભાષા પણ વધારે સ્થિર થાય છે, અને ઘડાય છે. આ સામગ્રી આગળ જતાં લોકભોગ્ય રીતે વિષયની રજૂઆત કરવામાં બહુ કામની નીવડે છે. સંસ્કૃત, પ્રાકૃત અને પાલિ જેવી શાસ્ત્રીય ભાષાઓમાં તો અનેક વિષયો પરત્વે સૂક્ષ્મ અને સૂક્ષ્મતર ચર્ચાઓ થયેલી છે, તેને લીધે જ તે તે ભાષાનું સાહિત્ય ગૌરવ અને સ્થાયિત્વ પામ્યું છે. અંગ્રેજી આદિ પાશ્ચાત્ય ભાષાઓમા તે તે વિષય પરત્વે લખનારાઓ બધું જ માત્ર લોકભોગ્ય થાય એ દૃષ્ટિએ નથી લખતા. જો એમણે એ જ માર્ગ સ્વીકાર્યો હોત તો, આજે છે તેટલું ગૌરવ પાશ્ચાત્ય ભાષાઓ અને તેના સાહિત્યનું કદી ન હોત, આ અને આવી બીજી વિચારણાથી મેં આ વ્યાખ્યાનોમાં લોકભોગ્યતાની સહેલી કેડી છોડી દીધી છે."

આવા ઉચ્ચ હેતુને દૃષ્ટિ સામે રાખીને પંડિતજીએ આપેલા વ્યાખ્યાનો ગુજરાતી સાહિત્યનું જ નહિ, ગુજરાતી ભાષાનું પણ ગૌરવ વધારે છે. માતૃભાષા પ્રત્યેની પંડિતજીની ઉચ્ચ ભાવનાએ એમને આ વ્યાખ્યાનો ગુજરાતીમાં આપવા પ્રેર્યા છે. ચિંતનાત્મક સાહિત્યનું ખેડાણ માતૃભાષાને સમૃદ્ધ બનાવે છે એ બાબતનું એક સૂચક વિધાન પંડિતજીએ

અગાઉ કરેલું જાણુમાં છે: "ગુજરાતી ભાષાની ક્ષમતા બીજી એકે ભાષા કરતાં ઓછી નથી, ઊલટું, તેની વિચાર કરવાની અને તેને વ્યક્ત કરવાની શક્તિ પ્રમાણમાં વધારે છે. સંસ્કૃત અને પ્રાકૃતનો તેને સાથ છે, ફારસી, ઉર્દૂ, અંગ્રેજી આદિનો પણ તેને સહયોગ છે. એવી સ્થિતિમાં તે ભાષાના સાહિત્યને તત્ત્વજ્ઞાનના ગુલાબી ફૂલની સૌરભથી સુવાસિત કરી મૂકવું એ એક જ ઋષિઋણ દેશઋણ કે સમયઋણ આપણા ઉપર બાકી રહે છે." ('દર્શન અને ચિંતન' ભા. ૨. પૃ ૧૦૪૮).

આપણે માટે એ ગૌરવની વાત છે કે એ 'ઋષિઋણ, દેશઋણ કે સમયઋણ' ગુજરાતના સાહિત્યસર્જકો અદા કરે તેમાં પ્રજ્ઞાચક્ષુ પંડિતજીએ બહુમૂલ્ય ફાળો આપવા માંડ્યા છે. "ભારતીય તત્ત્વવિદ્યા' પંડિતજીના જ સાહિત્યનું નહિ, પણ ગુજરાતી ચિંતનસાહિત્યનું એક મહત્ત્વનું સીમાચિહ્ન એ દૃષ્ટિએ બની રહેશે એમાં શંકાને સ્થાન નથી. આવો મૂલ્યવાન વ્યાખ્યાનસંગ્રહ આપવા બદ્દલ પંડિતજીના, અને એને સુંદર છપાઈમાં આકર્ષક રીતે બહાર પાડનાર સંસ્થાના આપણે અત્યંત ઋણી છીએ.

*

## શૂન્યશેષ

લે. ચુનીલાલ મડિયા
પ્રકાશક : આર. આર. શેઠની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨
મૂલ્ય : રૂપિયા ૨–૫૦

બે વિભિન્ન જીવનરીતિઓનો સંઘર્ષ એ આ નાટકનું પ્રેરક–ચાલક બળ છે. એક જીવનરીતિ છે શિબિર (આશ્રમ)ની અને બીજી છે વિજ્ઞાનીની. શિબિરની જીવનરીતિની એકાંગિતા નાટકકારના કટાક્ષોની ભોગ થઈ પડી છે. સંયમના ઓઠા નીચે દમનને પોષનાર એ રીતિ ભડકેલા અને બીધેલા માંનસનું પરિણામ છે એમ શિબિરમાં મહેમાન થઈને આવેલો વિજ્ઞાની પદ્મનાભ માને છે. ક્ષણે ક્ષણે એ ત્યાં સ્ખલન અને પ્રાયશ્ચિત્તની વાતો સાંભળે છે. હાસ્ય ત્યાં ફરકી શકતું નથી કારણ કે એ સંયમના અભાવનું સૂચક મનાય છે; અને સંયમનો અભાવ ચારિત્ર્યને શિથિલ કરી નાંખે છે, એવી શિબિરના આચાર્યની તર્કસરણી છે. ચોખલિયાં માણસો અને એમની આવી સંસ્થાઓ વિજ્ઞાની પદ્મનાભને મન 'જીવલેણ રોગ' છે. એની જીવનરીતિની દૃષ્ટિ શિબિરની જીવનરીતિની દૃષ્ટિ કરતાં ભિન્ન છે. એની એક સ્વગતોક્તિમાં આ ભિન્ન રીતિઓના સંઘર્ષનો ઉલ્લે. . ... ... ..

"...આ રૂઢિચુસ્તો અને નીતિચુસ્તોના ચકરડામાં મારે વિજ્ઞાનનો ચોરસ બેસાડવાનો...બાપ રે! આ શિબિર તો હજી ઇસવીસન પૂર્વેના જમાનામાં જીવે છે...માણસના આ બે હાથ...બન્ને હાથમાં એકેક ટિન..એક ટિનમાં ગાયનું ઘી..બીજા ટિનમાં સિગરેટ...સમાજવ્યક્તિના આ બે હાથમાં બે ભિન્નભિન્ન જીવનશૈલીનાં પ્રતીક...આ ભયંકર પેરેડોક્સ... આવા વિરોધાભાસમાંથી જ એક્ઝીસ્ટેન્શિયલિસ્ટ ફિલસૂફીનો ઉદય છે..." એક્ઝીસ્ટેન્શિયલિઝમ એટલે નિરાશાવાદ એવી માન્યતાને બળે નાટકનો અંત નાટકકાર એ પ્રમાણે લાવે છે.

શિબિરના કુલપતિને મોડે મોડે ભાન થાય છે કે 'શિબિરનો આજ સુધીનો વિકાસ એકાંગી ને એકમાર્ગી રહ્યો છે'; અને તેથી એ પદ્મનાભને કુલપતિપદ સોંપવાની વાત કરે છે. પણ પદ્મનાભ તો માને છે કે, "આ શિબિરના મુડદા ઉપર કેરોસિન રેડીને કાંડી ચાંપવા સિવાય બીજી કોઈ રીતે એની કાયા પલટ થઈ શકે એમ નથી." છેવટે શિબિર પર શિબિરનાં જ માણસો હુમલો કરે છે. વિજ્ઞાની પદ્મનાભ પોતાની જાત પર જ પ્રયોગ કરીને પોતાના જીવનનો અંત આણે છે. એ કહે છે કે, "આ અર્થહીન વિશ્વમાં માત્ર મૃત્યુનું જ સાર્થક્ય છે. મારી જિંદગી ભલે એળે ગઈ, મૃત્યુ શા માટે એળે જવા દઉં?...કોઈકને તો જીવાડતો જાઉં!...જયદેવને સૂચના આપી રાખું...હું ટાઈફોઈડનાં કલ્ચર લઈને સૂઈ જાઉં છું. એનું જે પરિણામ જણાય એની તબીબોને જાણ કરજે. તું જેને વારસો કહે છે એ આ જ છે, બાકી તો, વંધ્યત્વનો વૈભવ એ જ અમારો વારસો...બસ હું હવે શૂન્યમા ઓગળી જાઉં છું."

નાટકને અંતે પદ્મનાભે દોરેલું એક 'ઇમ્પ્રેશનીસ્ટ' ચિત્ર દીવાલ પર લટકી રહેલું દેખાય છે. એમાં સૃષ્ટિની અર્થહીનતા સમજાવવા માટે મૃત્યુનાં પ્રતીકોનો આશરો ચિત્રકારે લીધેલો છે. પદ્મનાભ તો માને છે કે આખી માનવજાત મરી જાય એમાં જ એની ભલીવાર છે. 'એકલી માનવજાત જ શા માટે? ભૂચર, જળચર, ખેચર, તમારાં કહેવાતાં સ્વર્ગો અને નરકો, પાતાળ, નાગલોક, ભવનો, ચૌદ બ્રહ્માંડો બધું જ ફરી પાછું શૂન્યમાં પરિણમશે...જગત આખું એક જબરદસ્ત 'ઝિરો' બની જશે!' એ શૂન્યશેષનું ચિત્ર દેખાય છે ત્યારે, એક કાળો નાગ ત્યાં પ્રવેશે છે. નાગના પ્રવેશથી નાટકકાર કદાચ એમ સૂચવવા માગે છે કે હવે બધું ખંડેર બની ગયું છે, નાગને રહેવા જેવું!

આમ નાટકમાં દર્શાવેલી બે ભિન્નભિન્ન જીવનરીતિઓનો સમન્વય નથી થતો, પણ બંને પોતપોતાના વિનાશને નોતરે છે; અને એને લીધે આખુંયે વસ્તુ નિરાશાવાદ આગળ આવીને અટકે છે. પ્રસ્તાવનાના શબ્દોમાં નાટકકાર જાણે કે પોતાનું મંતવ્ય જણાવી રહ્યા છે: " મનુષ્યનો મોટામાં મોટો દુશ્મન મનુષ્ય જ છે. પાંચપાંચ હજાર વર્ષથી માનવપ્રાણીઓ હાથે કરીને પોતાની ઘોર ખોદી રહ્યાં છે. એકએક માણસ આત્મનાશનાં કામમાં લાગી ગયો હોવાથી એમને વારનાર કે ઉગારનાર પણ કોઈ રહ્યું નથી...એ નિરાશાવાદ મારો નથી. જેમનાં ભેજામાં ભૂસું ન ભર્યું હોય પણ મગજ હોય, એ સહુ માનવીઓ આવી નિરાશા અનુભવે છે આ ફિલસફીનું નામ છે એક્ઝીસ્ટેન્શિયાલિઝમ "

નાટકનું વસ્તુ ગંભીર છે. પણ લેખકે નાટ્યરચનામાં ગંભીર નહિ પણ અગંભીર નિરૂપણરીતિનો આશ્રય લીધેલો છે. નાટકનો અંત કરુણ છે એટલે કોઈ આ નાટકને Tragedy કહેવા પ્રેરાય, પણ 'પ્રલયની કલ્પના હંમેશાં અટ્ટહાસ્ય જ પ્રેરે' એવી માન્યતાને કારણે નાટકારે નિરૂપણમાં પ્રહસનની રીતિનો આશ્રય લીધેલો છે. શિબિરની જીવનરીતિ કટાક્ષોની અને ઠેકડીની ભોગ થઈ પડેલી છે. એટલે આ દૃષ્ટિએ આ નાટકને 'Comedy of satire' કહી શકાય. નાટકનાં પાત્રો પણ, એ નાટ્યસ્વરૂપમાં હોય છે એવા, મોટેભાગે Types છે. આચાર્ય અને કુલપતિનાં પાત્રો stereotype બનવા સુધી ગયાં છે, અને એટલે અંશે Farceનાં લક્ષણ પણ આ નાટ્યકૃતિમાં છે. Allardyce Nicoll એક જગાએ 'Comedy of satire' નાં લક્ષણો જણાવતાં જે કહે છે તે આ નાટક માટે સાચું ઠરે છે. "...it depends occasionally on wit, but more generally on satire. Satire tends to grow more bitter and more severe and nearly always ends in pessimism." (The Theory of Drama: Page 221). એમાં નાટકકારનું ટીકાત્મક વલણ આંતરિક હોય અથવા બાહ્ય-ઉઘાડું પણ હોય. 'શૂન્યશેષ'માં એ વલણ આંતરિક નથી. અને એને કારણે એમાં મોટેભાગે સ્થૂળ હાસ્ય જોવા મળે છે. સંવાદોની ભાષા ધારદાર છે, પણ છીબી સાથેની વાતચીતમાં એ કંઈક કૃત્રિમ બની ગયેલી છે. શિબિરમાં ગવાતાં ભજનો નાટકકારે કુશળતાથી ironic situationsમાં મૂકેલાં છે. વળી નાટકના ત્રણે અંકોનો ઉઘાડ નેપથ્યમાંથી ભજન સંભળાતું હોય છે ત્યારે રચાય છે એ નોંધપાત્ર છે. નાટકને અંતે આવનાર શૂન્યશેષની અગમ્ય પરિસ્થિતિનાં એ સૂચક બન્યાં છે. પણ પ્રથમ અંકની શરૂઆત થતાં પહેલાં સંભળાતું ભજન જોઈએ તેટલું અસરકારક બની શક્યું નથી. આખા નાટકના પટ પર એની દૂરગામી છાયા પથરાતી હોવી જોઈએ, એટલું જ નહિ પણ શરૂઆતમાં પણ એણે એની નાટ્યાત્મકતા પુરવાર કરવી જોઈએ. શ્રી ઉમાશંકર જોષીના એક એકાંકી 'બેનરને બોલે'માં પરદો ઊપડતાં જ સીમાડો વીંધતી કોસિયાની ગીતપંક્તિ સંભળાય છે–

'મારા ઘીના ભરેલા પોડિયા!
નવાણિયા કૂવાના નીર ઝોકાળા મારે રે વીરા!'

એ દરમ્યાન બે સ્ત્રીઓ લણણી કરવાની તૈયારી કરે છે. ગીતપંક્તિ પૂરી થતાં એમની વાતચીત સંભળાય છે. સામાજિક એ વાતચીત સાંભળે તે દરમ્યાન પેલી પંક્તિનો રણકાર એના ચિત્તમાં રમ્યા કરતો હોય છે, બે સ્ત્રીઓની વાતચીતમાં દેખાતું છેટું છે તો કોસિયાના ગીતમાં એના સાથી બળદો અને કુદરત સાથે તદ્રૂપતા છે. સામાજિક આ બે વિરોધી ભાવોને માણે છે ત્યારે એને ખબરેય નથી હોતી કે પંક્તિમાં સૂચવેલો નવાણિયો કૂવો અને ઝોકાળા લેતાં એનાં નીર આ નાટિકામાં મહત્ત્વનો ભાગ ભજવવાનાં છે!

કર્યાવતવ્યના વાહક પાત્રોની સૃષ્ટિ ઊભી કરવામાં નાટકકારે ઉતાવળ કરી નાખી હોય તેમ લાગે છે. 'શેષમાં શૂન્ય'ની વિચારણા, કદાચ, નાટકકારને એટલી બધી તો ગમી ગઈ છે કે એના મોહમાં નાટકની ઇમારત ચણતાં એના પાયા તરફ જોવાનું એમને સૂઝ્યું જ નથી. નાટકની સૃષ્ટિ જોતાં જણાશે કે, જીવનસમસ્તનું, એની વિશાળતા, વિવિધતા, સૂક્ષ્મતા અને સંકુલતા ધ્યાનમાં લેતાં, પરિણામ આલેખવા માટેનું આલંબન બનવાની યોગ્યતા એનામાં નથી. આલંબન અને તજ્જન્ય પરિણતિ વચ્ચેની સંગતિનો અભાવ એ આ નાટકની એક મર્યાદા લાગે છે; અને એને કારણે જ કદાચ, નાટકકારમાં નાટકના સ્વરૂપ વિશેની સૂઝ અને નિરૂપણનો કસબ હોવા છતાં, વસ્તુસંકલના પણ કેટલીક જગાએ પાખી બની ગયેલી છે. પહેલા અંકનું લંબાણ એની સાર્થકતા પુરવાર કરી શકતું હોય એમ લાગતું નથી...પણ 'તખ્તાને અનુલક્ષીને રચાયેલી આ રચના'ની તખ્તાલાયકી વિશેનું મંતવ્ય તો એના થોડાક પ્રયોગો જોયા પછી જ આપવું યોગ્ય ગણાય.



ફોટો : કૃષ્ણ છાતપાર
વડોદરા મ્યૂઝિયમના સૌજન્યથી



# ૬ : વિનસ દ મેલો

(ગ્રીક શિલ્પ)

લે. : ગુલામ મોહમ્મદ શેખ

મેસોપોટેમિયા છોડીને આપણે ગ્રીસ આવી પહોંચ્યા છીએ. સોક્રેટીસ પ્લેટો અને હોમરના દેશમાં, મહાન સિકંદરની જન્મભૂમિમાં. બીજા કોઈ દેશ કરતાં પ્રાચીન ગ્રીસ વિષે યુરોપિયનોએ આપણને વધુ માહિતી આપી છે; કારણ કે હાલના અને પૂર્વના યુરોપનું માનસ-ઘડતર એ ગ્રીસની સૈકાજૂની સંસ્કૃતિમાંથી થયું છે. યુરોપમાં અનેક વર્ષો સુધી ગ્રીકસંસ્કૃતિની ત્યાંની કલા અને સાહિત્ય પર ગાઢી અસર રહી છે. હજી પણ ઘણા કલાકારો-સાહિત્યકારોને ગ્રીક-ધર્મશાસ્ત્રનાં પાત્રો પર સર્જન કરવાની ઈચ્છા રહે છે. એટલે આપણે પણ ગ્રીસને, એની કલાને ધ્યાનપૂર્વક તપાસ્યા વિના નહિ ચાલે. ગ્રીસમાં એવું તે શું હતું કે એણે અત્યાર સુધી સમગ્ર પશ્ચિમના કલા, સાહિત્ય અને સમાજજીવન પર ઘેરો ઘાલી રાખ્યો છે।

રાજકીય દષ્ટિએ જોઈએ તો સર્વ પ્રથમ પ્રજાસત્તાક રાજ્યરચનાની શરૂઆત ત્યાં થઈ. દરેક પ્રજાજનને જાહેરમાં બોલવાનો, વિરોધ કરવાનો જન્મસિદ્ધ અધિકાર હતો. સાહિત્યક્ષેત્રે પણ એમની રુચિ અને સૂઝ ઊંડાં હતાં. ફક્ત સાહિત્યકારો જ નહિ, પ્રજા પણ સાહિત્યનાં નવતર પ્રસ્થાનોમાં ઊંડો રસ ધરાવતી. એ સિવાય નાટ્ય જેવો પ્રકાર પણ ત્યાં ખૂબ જ પ્રમાણમાં વિકસેલ હતો. ગ્રીસે નાટકસાહિત્યને અજોડ એવી કેટલીય કરુણાન્તિકાઓ આપી છે. લોકોનો શોખ પણ એટલો કે એમણે એ માટે મહાકાય, હજારોની સંખ્યામાં બેસીને જોઈ શકાય એવાં નાટ્યગૃહો બાંધેલાં. આ ઉપરાંત શિલ્પકલા પણ કેટલીક વાર ફિડિયાસ, માયરોન, પોલીક્લીટસ જેવા શિલ્પીઓના ટાંકણે બેસી ઉચ્ચ શિખરો સર કરી આવી હતી. એટલે જ ગ્રીસ એટલે આધુનિક યુરોપિયન સંસ્કૃતિનું પારણું કહેવાય છે.

આપણે અત્યારે શિલ્પ સાથે જ સંબંધ છે. શિલ્પકલા ત્યાં ખૂબ જ વિકસી અને ચિત્રકલાનો એટલો વિકાસ કેમ ન થયો એનાં પણ કારણો છે. મૂળ વાત તો એ કે ત્યાં

આરસપહાણ પુષ્કળ પ્રમાણમાં મળી આવતો હતો. અને શિલ્પીના ટાંકણા માટે એ તદ્દન પોચો કે અતિ કઠોર નહિ પણ મધ્યમ કક્ષાનો હોઈ બહુ માફકસરનો હતો. ચિત્ર માટેની આટલી વિપુલ સંપત્તિ મળવાની વકી નહિ હોવાને કારણે એ કલા પૂર્ણપણે વિકસી ન હોય, તે સંભવિત છે.

જગતના ઘણા ધર્મપંથોએ 'અસાર સંસાર' કહીને છડેચોક જેનો નિરોધ કર્યો એ શારીરિક સૌંદર્યનું આકર્ષણ કોઈને છોડી શક્યું નથી. એમાંય કલાકારોએ તો અનેકવાર સમાજના નીતિ-નિયમોને તોડીને પણ એને જાહેર-માં પ્રદર્શિત કરવાના પ્રયત્નો કર્યા છે. ઇજિપ્શિયન કલામાં આપણને નગ્નચિત્રણ મળે છે, પરંતુ એમાં ગ્રીક કલાની જેમ મનુષ્ય-દેહના અત્યંત સપ્રમાણ સંયોજનની વાસ્તવિકતા ભાગ્યે જ મળે. નગ્નદેહનું આમ પ્રમાણસર પ્રથમ આલેખન કરનારા ગ્રીક કલાકારો જ. ફક્ત સુંદરતાના આકર્ષણ સિવાય એનું બીજું પણ એક કારણ છે, અને તે એમની સુદૃઢ શરીર પ્રત્યેની પ્રીતિ. અને એ માટે તો ત્યાં મોટા-મોટા મલ્લોની કુસ્તીઓ યોજાતી, અને પ્રજા ઉત્સાહથી તેમાં હિસ્સો લેતી. જીતનાર વીરપુરુષ નગ્ન વેશે પ્રજાની સમક્ષ પોતાના સુદૃઢ, ભરાવદાર અને સુંદર દેહનું પ્રદર્શન કરતો— એ જોવામાં પણ પ્રજાને ખૂબ જ રસ હતો. અને તેથી જ ગ્રીક કલાકારોને નગ્નતા પ્રત્યેની સૂગ કદી ન રહી. એમણે ખૂબ જ સ્વસ્થતા અને સરળતાપૂર્વક નગ્નદેહોનાં મહાકાય શિલ્પો પણ કર્યાં.

આમ આ સુંદર અને ભરાવદાર દેહની કલ્પનામાંથી જ, જેને આપણે અત્યારે 'મનુષ્યદેહના આદર્શ પ્રમાણો' કહીએ છીએ, તે પ્રથાનો જન્મ થયો.

શિલ્પો બધાં પુરુષોનાં તો થતાં જ નહિ, એ તો સમજી શકાય તેવી વાત છે. ફક્ત જે વિજયી વીરને પ્રજાએ એના કાર્ય બદલ વધાવ્યો હોય, તેનું કશુંક કાયમી સંસ્મરણ રાખવા માટે એનાં શિલ્પ ઘડવાની પ્રથા અસ્તિત્વમાં આવી હતી. આ રીતે ગ્રીક શિલ્પમાં મનુષ્ય દેહની સરળ રચના ( જે ઇજિપ્શિયન્સમાં હતી ) ને બદલે સ્નાયુઓ વગેરેનું બારીક અને સ્પષ્ટ આલેખન કરવાનો વિકાસ કેમ થયો તે સમજી શકાશે. આ સિવાય શિલ્પ થયાં તે રાજાઓ કે એવી કોઈ શક્તિશાળી અને આગળ પડતી વ્યક્તિઓનાં.

અને એ ઉપરાંત જે પ્રકાર બાકી રહ્યો તે દેવદેવીઓના શિલ્પ-ઘડતરનો. ગ્રીક લોકોનો એમનો પોતાનો ધર્મ અને ધર્મશાસ્ત્ર હતાં. એમાં એમને ઊંડી શ્રદ્ધા પણ હતી, એટલે વધારેમાં વધારે શિલ્પો થયાં તે આ દેવદેવીઓનાં. અને દેવદેવીઓમાંય ખાસ કરીને એપોલો ( કલાનો દેવતા ) અને વિનસ ( સુંદરતાની દેવી ) વગેરેનાં. એમાંય એમની કલા અને સૌંદર્ય પ્રત્યેની અભિરુચિ ઓછી ન રહી."

હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે તેમણે પણ દેવદેવીને મનુષ્ય સ્વરૂપે જ કલ્પ્યાં હતાં. પરંતુ આપણે દેવમાં રહેલા માનવેતર ( super-human ) લક્ષણને વ્યક્ત કરવા ચાર હાથ, દસ મોં કે એવા સ્વરૂપની કલ્પના કરી. ગ્રીક લોકો એથી જુદા પડ્યા. એમણે પણ પેલી માનવેતર વૃત્તિ તો જાળવી જ પણ બીજી રીતે. એમણે વિચાર્યું કે જગતમાં કોઈ મનુષ્ય બધી રીતે સંપૂર્ણ નથી. અને પૂર્ણ છે તે દેવ. અને આ જ એમનું માનવેતર લક્ષણ. શિલ્પમાં આ કેવી રીતે આવે ? પહેલું તો એ કે એ સુંદરતાનો નખશિખ અવતાર હોવો જોઈએ. એનાં પ્રમાણો એટલે આખા જગત માટે આદર્શ. આ દિશામાં અનેક કલાકારોએ સંપૂર્ણ આદર્શ પ્રમાણોવાળી આકૃતિ સર્જવાનો પ્રયત્ન કર્યો, એમાંનું એક તે આ કોઈ અજ્ઞાત કલાકારના ટાંકણાનું સર્જન, સૌંદર્યની દેવી વિનસ દ મેલો. ( કેટલાક ઇતિહાસ-કારો ફિડિયાસને એનો સર્જક કલ્પે છે. )

ઘણા કલાકારોને પોતાના જીવનમાં એક અભૂતપૂર્વ સૌંદર્યનું આલેખન કરવાની ઇચ્છા હોય છે. ફોટોગ્રાફીની શોધ પહેલા સ્ત્રીની શારીરિક દેહભંગીઓ અને રચનાને સૌંદર્ય માનવામાં આવતું, એ બધું ઊતરી આવ્યું છે ગ્રીસમાંથી. ઉપર કહેલ તેવી જ કોઈ એષણાને આકાર આપવા માટે કલાકારે અહીં (વિનસના શિલ્પમાં) બધી શક્તિઓ ખર્ચી નાખી હોય તેમ લાગે છે. એને અદ્ભુત મનુષ્યદેહનું સર્જન કરવાનું હતું, જેનું એકે અંગ ખામી વગરનું હોય તેવા દૈવી પાત્રનું–અને એ દૈવી પાત્ર પણ કયું ? સાક્ષાત સૌંદર્યની દેવી વિનસના દેહનું–એને શિલ્પ કરવાનું હતું. શારીરિક સૌંદર્યની બધી શક્યતાઓ ઠાંસી ઠાંસીને એ ભરી શકે તેમ હતો. વળી એને બહુ મર્યાદાઓ પણ નહોતી. દેવીને સંપૂર્ણ નગ્નસ્વરૂપે સર્જતાંય એને કોઈ રોકે તેમ નહોતું. ઇજિપ્તના કલાકારને એવી છૂટ નહિ હોય એવું આપણને એમનાં શિલ્પ જોતાં લાગે છે. અને ગ્રીક કલા પછીના ખ્રિસ્તી કલાકારોનેય એવી છૂટ લેવા-માં ધર્મ આડો આવતો હતો. અદ્ભુત સૌંદર્ય એમને

કપડાંની અગણિત કરચલીઓ અને માથા પાછળ મૂકેલ ચરુમાં વેરી નાખવું પડતું. પરંતુ રેનેસાંમાં ગ્રીક કલાના સિદ્ધાંતોનો પુનઃ સ્વીકાર થયો ત્યારે એ વસ્તુ નાશ પામેલી.

અને એણે વિનસને કંડારી. જરા ડાબી બાજુ ઢળેલી ગરદન અને જમણી બાજુ એના સમતોલન માટે જ નમી પડેલું મસ્તક. એક પગ પર ભાર દઈ ને ઊભા રહેવાને લીધે ઝૂકી ગયેલ ડાબો ખભો અને નીચે વિસ્તરેલી વિશાળ કમર કેવી અજબ ભંગિમા રચે છે ! અને નીચે ઢળી જતું કપડું જોયું ? હમણા જાણે કે સર્યું કે સરશે ! કમળના પુષ્પ જેવો વિનસનો દેહ ધીમે ધીમે જાણે બહાર આવી રહ્યો છે. ('એનો જન્મ પણ સુવાસરૂપે કમલપુષ્પમાંથી જ થયો હતો એવી માન્યતા છે.) વિનસના શરીરના અતિ સ્નિગ્ધ દેહની સાથે સરખાવતાં કપડું જરા ખરબચડું લાગે. કમળની સાથે સરખાવતાં એની રક્ષક પલ્લવ પાંખડીઓ પણ જરા આળી લાગે છેને ! સુંવાળપને રક્ષવા કાંઈ ક ખરબચડું જ જોઈએ, એવો કુદરતનો ક્રમ હોય એવું નથી લાગતું ?

આમાં તમે ક્યાંય રેખા નહિ શોધી શકો. એ તો એક સંપૂર્ણ પિંડ છે, એને ભાગો તોય પૂર્ણ અને જોડો તોય પૂર્ણ. જુઓને એના બંન્ને હાથ તૂટી ગયા છે, પણ એથી એની સંપૂર્ણતામાં જરાય આંચ આવતી નથી. પેલો તૂટેલો હાથ પણ જડી આવે તો આપણને ચોક્કસ એમાંની પૂર્ણતા સ્પર્શ્યા વિના ન રહે. હજુ પણ આમાંથી આપણે મસ્તક અને શરીર કે કપડાના ટુકડા કરીને જોઈએ તો એ ખંડિત સ્વરૂપેય એમની પૂર્ણતા સાબિત કરશે. આનું કારણ એ કે આ કૃતિમાં કલાકારની લાગણીનો પિંડ પાકો બંધાયેલો છે. એ લાગણીનો એક જ પ્રવાહ આની એક એક સપાટીમાં એકરસ થઈ ગયો છે. એટલે કે કોઈ જગ્યાએ વિશેષ અને ક્યાંક ઓછો, એવી રીતે નહિ. સહેલાઈથી આ સમજાય તેવી વાત નથી. પરંતુ દરેક Masterpiece કૃતિની આ જ લાક્ષણિકતા છે. કોઈ ઇજિપ્શિયન રાજાનું પોર્ટ્રેટ લો કે સારનાથના બુદ્ધની મૂર્તિ લો, આ પૂર્ણતા પહેલી સ્પર્શશે.

એ પૂર્ણતા એટલે જ શિલ્પનો પ્રાણ એમ આપણે કહી શકીએ. જુઓને, આપણે એના ઘડવાની ક્રિયા જ તપાસીએ તો ખબર પડશે કે કલાકાર કોઈપણ એક પથ્થરનો મોટો ટુકડો લઈ ને કોરવાનું શરૂ કરે છે. બે પથ્થરના ટુકડા એ લેતો નથી, કારણ કે એને એક જ શિલ્પ કરવું છે. અને એ એકત્વનાં પિંડને એ જાળવતો જ રહે છે. બને ત્યાં સુધી શૂન્યાવકાશને એ પ્રવેશવા દેતો નથી, બલ્કે પથ્થરને એના સાદામાં સાદા, સ્પષ્ટમાં સ્પષ્ટ અને ખંડિત નહિ પણ એક જ પૂર્ણ પિંડ સ્વરૂપને જાળવે છે. અને આની સાથે વં એ જો પોતાની અનુભૂતિઓનો પૂરો નિચોડ એમાં રજૂ કરી શક્યો તો પછી એ કાળપ્રવાહની સામે અડીખમ ઊભી રહી શકે તેવી અજોડ કલાકૃતિ બની રહે છે. અને ઉપરોક્ત અંશ પહેલી જ નજરે આપણી સામે આવે છે ત્યારે જાણે આપણને લાગે છે કે પેલા કલાકારે ભલે સંપૂર્ણ ચેતનાવસ્થામાં મનુષ્યદેહનાં આદર્શ પ્રમાણોનું વિનસની આકૃતિમાં આરોપણ કર્યું હોય, પરંતુ જાણે કે એ એની મેળે જ જન્મી હોય એવું લાગે છે. હમણાં જ જાણે કમળની પાંખડીઓ ખસી અને અંદરથી એથીય સુકોમળ ગાત્રોવાળો એનો દેહ ઊપસી આવ્યો ! પેલા કલાકારે તો જાણે એના શરીર પર ચોંટેલું નકામાં પથ્થરનું આવરણ ખસેડી નાખવાનું જ કાર્ય કર્યું—વિનસ તો પહેલાંથી જ જાણે એ આરસમાં આકાર લઈ ને બેઠી હતી !

અને એની બીજી એક લાક્ષણિકતા તે મોંપરની ભાવમુદ્રા. જરાક ઉપર વંકાયેલા હોઠના ખૂણામાંથી પાતળું સરખું સ્મિત આંગળાં લંબાવતું હોય પણ આપણે શોધવા જઈએ તોય ત્યાં સ્મિત ન મળે કે પછી કરુણા કે દુઃખનો આછો અણસાર થઈ આવે તેય ન જડે. ત્યારે શું એ જડતા ? ના. આવા બધાય ભાવોથી પર એવી કોઈ ન કળવી શકાય તેવી અભિવ્યક્તિ ત્યાં પહેરો ભરીને ઊભી હોય, તમને અંદરનો તાગ જ ન લેવા દેને ! રેનેસાંમાં લિયોનાર્ડો દા વિંચીએ પણ આવા પ્રયોગ કરેલા પણ એણે જૂનાં ગ્રીક (આર્કેઈક) યુગના શિલ્પની જેમ થોડું સ્મિત આલેખ્યું છે. પરંતુ આપણા શિવની જ મૂર્તિ લો ને ! ત્યાં પણ તમને એવી કાંઈ હસી–રડી પડાય તેવી ક્ષણિક અભિવ્યક્તિને બદલે જેને સંસ્કૃતમાં 'સહજ' કહે છે, તેવો કોઈ પરોક્ષ ભાવ મળે.

અને એટલે જ એમાથી તમે કોઈ એક સામાન્ય અર્થ ન કાઢી શકો કે તમારી વ્યવહારબુદ્ધિનું એકાદું મૂલ્યાંકન રજૂ કરી તમે એને માપી ન શકો. હસવું નહિ તો રડવું, રડવું નહિ તો વ્યંગ્ય એવાં કોઈ ધારેલાં પ્રમાણો ત્યાં કામે ન લાગે. અને જો તમને તમારાં ધારેલાં પ્રમાણોને અનુરૂપ જ એમાં હોય તો એની કલાકૃતિ તરીકેની ગુણવત્તા શી ?

[ વિશ્વમાનવ : જૂન '૫૯

પછી તો ગણિતના બે અને બે ચાર થાય, એ પ્રમાણમાં અને એમાં ફેર કેટલો?

એ તો તમારા જ્ઞાનભંડારને નાણી જુએ, તમારી અનુભૂતિને, ચેતનાને ચિમકી આપે-એનો વિસ્તાર કરે. તમારે ખૂબ જ પ્રયત્નપૂર્વક તમારી ગ્રહણશક્તિ અને પૂર્વાનુભૂતિઓના પુંજને ઉખેળવા પડે. પછી તમે કંઈક કહો કે 'આ', અને બીજી જ ક્ષણે ઇન્કાર કરી દો-'ના એ નહિ.' અને ફરી તમે એને શોધ્યા કરો, એ શોધ્યા કરવાનો જ આનંદ. કદાચ ભૂલેચૂકે ક્યાંક અણસારો વરતાય અને તમે આંગળી ચીંધી બેસો પણ બીજી ક્ષણે પેલા ઇશ્વર-પિપાસુ ભક્તની જેમ જ બોલી ઉઠો: 'નેતિ નેતિ'.

અને એ જ આમાંનું માનવેતર તત્ત્વ. છતાંય મનુષ્યદેહનાં બધાંય લક્ષણો એમાં મોજૂદ. પેલાં હળવેથી પાછળ દોડીને છુપાઈ જતા વાળના ગુચ્છ, ઉઘડ્યાં છે કે બંધ એનો ખ્યાલ ન આવવા દે તેવાં પોપચાં, ભ્રમર પરથી નીચે સરી પડતું નાક, પેલાં ન સમજાય તેવા હોઠ અને પાંપણના ઝરૂખા પર ટાંગેલ પડદા જેવું કપાળ, જેના પર કોઈના આગમનની પ્રતીક્ષા જેવી જ એકાદી લટ ઢળતી પડી કે પડશે તેવું લાગે. અને આખાય ચહેરાનો આટલો વૈભવ જાણે ધારણ કરી શકાતો ન હોય તેમ જરા ડાબી બાજુ નમી પડેલી નાજુક ગરદન અને એની પાછળ બેય ખભાનો ઢોળાવવાળો માંસલ પ્રદેશ કેવો ગરદનની પાછળ અર્ધો છુપાઇ ને અદીઠ એવાં પાર્શ્વગાત્રોની કલ્પનામાં ખેંચી જાય છે! ઉદ્ભવ સ્થાનની રેખા ન જડે તેવાં આપોઆપ ઉચિત પ્રદેશે ઊપસી આવેલાં સ્તન, વિશાળ કમર અને લાંબા એવા ઢોળાવ પરથી પેલા કપડાના પુંજને ખંખેરી નાખતો હોય તેવો અર્ધો દેખાતો જંઘાપ્રદેશ.

આમ છતાંય શિલ્પ તો રહે જ છે. પરંતુ આરસપહાણની સુંવાળી સપાટીનો કલાકારે પૂરો ઉપયોગ ચામડીની સ્નિગ્ધતા બતાવવામાં કર્યો છે, અને પથ્થરનો સફેદ રંગ પણ એ સુંદરતામાં કશુંક નવીન તત્ત્વ ઉમેરે છે. એટલે સાધ્ય અને સાધન બંનેનો સુમેળ સધાયો. એ માત્ર સ્ત્રીનું શારીરિક સૌંદર્ય જ ન રહ્યું, માત્ર આરસપહાણનું શિલ્પ જ ન રહ્યું, એ કોઈ ખાસ વ્યક્તિનું Duplicate મહોરું ન રહ્યું, પરંતુ એ બધું એમાં આપોઆપ આવી, પૂરક થઈને રહ્યું ત્યારે જ વિનસ બની શકી.

# નવાં અંગ્રેજી પુસ્તકો

**Biographies-Autobiographies**

| | Rs.nP. |
|---|---|
| Experiment in Autobiography (H. G. Wells) | 5-00 |
| Einstein (Philipp Frank) (His Life and Times) | Sh 18-00 |
| Call No man happy (Andre Maurois) | 4-06 |
| Mazzini (Salvemini) | 18-00 |
| Maharshi Karve (G. Chandarwakar) | Rs. 10-00 |
| Bal Gangadhar Tilak (D. P. Karmarkar) | 6-75 |
| Wrestling Soul (Life of N. Chandawarkar) | 6-25 |
| Eminent Indians | 7-25 |
| Subhash As I knew | 5-25 |
| Jawaharlal Nehru (The Man & his ideas) (By Y. G. Krishnamurthi) | 4-25 |
| Rammohan Roy (Iqubal Singh) | Rs. 14-75 |
| The Fall of a Titan (A novel based on Soviet Life) By Igor Gonzenko | 16-00 |

**Selected Stories: Annual Volumes**

| | |
|---|---|
| Winter's Tales Vol. I (1955) | 16-00 |
| Vol. II (1956) | 16-00 |

| | |
|---|---|
| Roots of Heaven (Romain Gary) | Sh. 18-00 |
| Treatise on the novel (Liddell) | 12- 6 |
| An Introduction to Study of Literature (Hudson) | 10- 6 |

| | Shillings |
|---|---|
| History of English Literature (I Vol. Ed.) | 30-00 |
| The Works of Shakespeare | 15-00 |
| Milton's Political works | 22- 6 |
| Odessey of Homer | 12- 6 |
| Pope's Political Works | 12- 6 |
| The Works of Chaucer | 12- 6 |
| Complete plays of Barrie | 35-00 |
| British Drama (Complete Survey) (By A. Nicoll) | 21-00 |
| Nobel Prize Winners | 25-00 |
| Nicolai Gogol | 10-00 |
| Russian Poetry (1917-55) Ed. by Jack Lindsey | 15-00 |

| | Rs.nP. |
|---|---|
| Green and Gold (Selected Bengali Stories) | 11-25 |

**Boris Pasternak**

| | Shillings |
|---|---|
| Doctor Zivago (Novel) | 21-00 |

| | Rs.nP. |
|---|---|
| Safe Conduct (Autobiography Story & Poems) | 6-75 |

**The Outsider**

| | Shillings |
|---|---|
| An Inquiry into the Nature of the Sickness of mankind in the mid-twentieth century (By Colin Wilson) [12th Impression within 2 years!] | 21-00 |

6 Great Thinkers
6 Great Dancers
6 Great Actors
6 Great Composers
6 Great Novelists
6 Great Christians
6 Great Missionaries
6 Great Inventors
6 Great Explorers
6 Great Doctors
6 Great Scientists
6 Great Aviators
6 Great Mountaineers
6 Great Englishwomen
6 Great Englishmen
6 Great Americans
6 Great Railwaymen
6 Great Sailors
When they were Girls
When they were Boys
Each 10- 6

**Folk Tales**

| | |
|---|---|
| Swiss-Alpine Folk Tales | 15-00 |
| English Fables & Fairy Tales | 15-00 |
| German Hero Sagar & Folk Tales | 15-00 |

| | |
|---|---|
| Girls who go wrong (Sullivan) | 16-00 |
| Talk to Girls (Mee) | 6-00 |
| Man Learns to Write | 10- 6 |
| 1000 Famous things | 15-00 |
| Book of Everlasting things | 15-00 |
| Down of Creation (Mansfield) | 7- 6 |

**Vanloon**

| | |
|---|---|
| Lives | 21-00 |
| Liberation of Mankind | 15-00 |

**Gunther-Series**

| | |
|---|---|
| Inside Russia | 25-00 |
| Inside Europe | 42-00 |
| Inside Asia | 42-00 |
| Inside Latin America | 42-00 |
| The way of Gandhi and Nehru By Abid Husain | Rs. 12-00 |

Shillings

**J. Krishnamurti**

First and Last Freedom 16-00
Commantaries on Living 16-00
Further Commantaries 16-00 on Living

**The Pleasure of Philosophy**
(An attempt at a Consistent Philosophy of Life)
By Will Durant Rs. 8-75

**End of an Era**
(Hyderabad Memories)
K. M. Munshi - Rs. 17-50

**India in the Time of Patanjali**
Orginal study in Ancient Indian Culture
By B. N. Puri Rs. 20-00

**World within World**
Autobiography of Eminent British Poet & Literature
Stephen Spender Sh. 8- 6

**To Live in Mankind**
(A Qnest for Gandhi)
By Rawinald Reynolds
Rs. 5-00

**Love Fredom and Socaity**
**Lewis Mumford**
The Transformation of Man
The Conduct of Life Sh. 21

**The Co-operative Movement in Bombay State**
By K. N. Naik Rs 10-50

**The Co-operative Movement in India**
[Revised 4th Edetion]
K. M. Hongh Rs 20-00

**The British Communits Party**
[A Historical Profile]
By Henry Palling Sh. 18-00

**Masters of Deceit**
(Story of Communism in America)
By Edgar Hoover Sh. 25-00

**Individual and the State**
(A Journey of an Enlightened Spirit)
M. C. Chagla Rs. 9-75

**The Printing Press in India**
Its Beginings and Early Development
By A. K. Priolker Rs. 20-00

**Man for Himself**
An Enquiry into the Psychology of Ethics (Erich from) Sh. 17-6

**Man & Society**
(Studies in Modern Social Structure)
Karl Mannheim Sh. 23-00

**Ahmad Shah Durani**
(Falther of Modern Afghanistan)
By Ganda Singh Rs. 22-50

**The Dance of Shiv**
By Anand Coomarswamy
forward By Ramain Rolland
Rs. 16-00

**Indian Art**
By Bharath Iyer Rs. 17-25

**Hindu View of Art**
Mulk Raj Anand - 18-00

**Flying to 3000 B. C** Sh. 16-00
(Story of Archaiology with illustrations & photography)
By Picrre Jeannerat

**Bhavan's Book**
Studies in Asian Socialism : Ashok Mehta
Reconstruction of Humanity : Sorokin
Hindu Civilization Vols. I, II : R. K. Mukerjee
Indian Inheritance Vols. I, II, III
(Literature, Philosophy and Religion)
Fundamental of India : R. K. Mukerjee
Gurjar Desh Vols. I, II : K. M. Munshi
Ramayan : Rajajee
Mahabharat ,,
Socialism of My Conception : Gandhijee

**અભ્યાસ ચિંતન**

| | |
|---|---|
| માર્કસવાદ | ૩-૦૦ |
| ચક્કર કલબ | ૨-૫૦ |
| ન્યાય કા સંઘર્ષ | ૨-૫૦ |
| રામરાજ કી કથા | ૨-૫૦ |
| બાત બાત મેં બાત | ૨-૫૦ |
| દેખા સોચા સમઝા | ૩-૫૦ |
| ગાંધીવાદ કી શવપરીક્ષા | ૨-૫૦ |
| નશેનશે કી બાત | ૨-૫૦ |

**લોહે કી દીવાર કે દોનો ઓર**
[ સોવિયેત રશિયાની યાત્રા ]
રૂ. ૭-૦૦

# નવાં હિંદી પુસ્તકો

રૈન અંધેરી ( નવલકથા ) ( મન્મથનાથ ગુપ્ત )
મેરી પ્રિય કહાનિયાં ( ,, ,, ) ૬-૦૦
,, ,, ( આચાર્ય ચતુરસેન ) ૭-૦૦
,, ,, ( રાંગેય રાઘવ ) ૭-૦૦
૧૯૮૪ ( જ્યોર્જ ઓરવેલ ) ૮-૦૦
નાગફની ( ભિખ્ખુ ) ૩-૦૦
ક્યા વહ પાગલ થા ? ( બાલ્ઝાક ) ૨-૫૦
દશકોણ ૬-૨૫
( Ten Readers Digest Books )
દો લાખ વર્ષ બાદ ( વેલ્સ ) ૨-૦૦
દર્શન, સાહિત્ય ઔર આલોચના ૩-૦૦
સાહિત્યિક સંસ્મરણ ( ગોર્કી ) ૩-૫૦

## યૌન વિજ્ઞાન

હેવલોક એલિસકૃત Psychology of Sex ૮-૦૦

---

હિંદી સાહિત્યકોશ ( જ્ઞાનમંડળ ) ૨૦-૦૦
વિનય પત્રિકા ( તુલસીદાસકૃત સટીક ) ૫-૦૦
પ્રસાદ કે નાટકોંકા શાસ્ત્રીય અધ્યયન ૫-૫૦
વાઙ્મય-વિમર્શ ( મિશ્ર ) ૫-૦૦
હિંદી સાહિત્ય ( હજારીપ્રસાદ )
સુદર્શન સુધા ૪-૦૦
ભક્તિ ઔર વેદાન્ત ( વિવેકાનંદ ) ૮-૦૦
શ્રીરામચરિતમાનસ ( ગીતા પ્રેસ ) ૩-૫૦

## ચૌખમ્બા વિદ્યાશ્રેણી

કાદમ્બરી ( એક સાંસ્કૃતિક અધ્યયન )
ડૉ. વાસુદેવ અગ્રવાલ ૧૩-૭૫
પાણિનીકાલીન ભારતવર્ષ ( ડૉ. અગ્રવાલ ) ૧૦-૦૦
હિંદુ સંસ્કાર ( રાજબલિ પાંડેય ) ૧૫-૦૦
હિંદી કાવ્યાદર્શ ( રામચંદ્ર મિશ્ર )
હિંદી હર્ષચરિત ૬-૦૦
સંસ્કૃત કવિદર્શન ( ભોલાશંકર વ્યાસ ) ૬-૦૦
હિંદી સાહિત્યદર્પણ ૧૮-૫૦
હિંદી દશરૂપક ૫-૦૦
હિંદી કાવ્યપ્રકાશ ૧૦-૦૦
હિંદી રસગંગાધર ૧૮-૦૦

અક્ષર અમર હૈં ( ગૈરોલા ) ૫-૦૦
ગણિતીય કોશ ૯-૦૦

## ઉ. પ્રદેશ હિંદી સમિતિ-પ્રકાશન

સંગીતશાસ્ત્ર ( વાસુદેવ શાસ્ત્રી ) ૬-૫૦
ભારતીય જ્યોતિષકા ઇતિહાસ ૪-૦૦
સંસ્કૃત આલોચન ( બલદેવ ઉપાધ્યાય ) ૪-૦૦
ભારતકા ભાષા સર્વેક્ષણ ( ગ્રિયર્સન ) ૭-૦૦
આધુનિક કવિ ભા. ૧ ૨-૫૦
,, ભા. ૨ ૨-૫૦
પથચિહ્ન ( શાંતિપ્રિય દ્વિવેદી ) ૨-૦૦

## હિંદી સાહિત્યકાર યશપાલનાં પુસ્તકો

સિંહાવલોકન ( આત્મકથા ) ભા. ૧ ૫-૦૦
,, ,, ભા. ૨ ૫-૫૦
,, ,, ભા. ૩ ૪-૫૦
જૂઠા સચ ( નવી નવલકથા ) ૧૧-૦૦
મનુષ્ય કે રૂપ ,, ૬-૫૦
દેશદ્રોહી ,, ૬-૦૦
દાદા કોમરેડ ,, ૪-૦૦
અમિતા ,, ૫-૦૦
અભિશપ્ત ( નવલિકા ) ૨-૫૦
વો દુનિયા ,, ૨-૫૦
જ્ઞાનદાન ,, ૨-૫૦
પિંજરેકી ઉડાન ,, ૩-૦૦
ભસ્માવૃત ચિનગારી ,, ૨-૫૦
ફુલોંકા કુર્તા ,, ૨-૫૦
ધર્મયુદ્ધ ,, ૨-૫૦
ઉત્તરાધિકારી ,, ૨-૫૦
ચિત્રકા શીર્ષક ,, ૨-૫૦
તુમને ક્યોં કહા મૈં સુંદર હૂં ,, ૩-૦૦
ઉતમી કી માં ,, ૮-૫૦
ઓ ભૈરવી ,, ૨-૫૦

## જૂઠા સચ

હિંદી સાહિત્યની જ નહિ, ભારતીય સાહિત્યની એક
નૂતન શ્રેષ્ઠ નવલકથા

લે : યશપાલ રૂ. ૧૧-૦૦

# ઔદ્યોગિક પ્રગતિના પ્રતીક...

## પંપ •
## વિદ્યુત મોટર •

ઔદ્યોગિક વપરાશનાં યંત્રોમા પંપ અને વિદ્યુત મોટરનું સ્થાન ક્યારથી મોખરે છે આ અત્યંત ઉપયોગી યંત્રો માટે 'જ્યોતિ' માર્કનો આગ્રહ રાખવાથી માલની જાત વિષે ચોકસાઇ કરવાની જરૂર રહેતી નથી 'જ્યોતિ' નામજ માલની ઊંચી જાતનું પ્રમાણપત્ર છે.



### જ્યોતિ પંપ

સર્વ પ્રકારની જરૂરિયાતો માટે
બોરહોલ ટરબાઇન પંપ, નૉન-ક્લૉગ,
હૉરીઝોન્ટલ સ્પ્લીટ-કેસીંગ અને 'યુનિબિલ્ટ'
સેન્ટ્રીફ્યુગલ પંપ



### જ્યોતિ વિદ્યુત મોટર

૬૦૦ હૉર્સ-પાવર સુધીની સ્ક્વીરલ કેજ
અને સ્લીપરીંગ મોટર...




'Quality is our creed.'

એજન્ટ –

વડોદરા અને સૂરત જીલ્લા માટે

**મેસર્સ મહેન્દ્રકુમાર એન્ડ કો.**




લહેરીપુરા રોડ : વડોદરા.


Alembic
ગ્લાયકોડિન
ટર્પ વસાકા
ગ્લાયકોડિન-ટર્પ-વસાકા
લેવાથી તમારી ખાંસી
જલદી મટી જશે
ખાંસી માટે તે ઘરગથ્થુ દવા છે.
એલેમ્બિક કેમીકલ વર્કસ કું. લિ., વડોદરા-૩.



[ ચિત્ર : ખત્રી ]

# ન વ જી વ ન

:નવીન ભાત

નવીન જાત

નવતર સુંદર કાપડ

પોપલીન, સાડી,
મલમલ, ધોતી,
વાયલ, દોરિયા,
લોંગક્લોથ
ટ્વીલ–ખમીસનું
કાપડ

**નવજીવન મિલ્સ લિ.,**
**કલોલ**
[ ઉત્તર ગુજરાત ]

# વિશ્વ માનવ

**માનવીય ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા ઝંખતું માસિક**

સંપાદક : ભોગીલાલ ગાંધી

## ૧૯





૧૯૫૯
જુલાઈ

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા



વાર્ષિક રૂ. ૭-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આના)
[ પરદેશ-શિલિંગ ૧૫ ]



## લવાજમ ભરવાનાં સ્થળ

આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

એ. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

એન. એમ. ત્રિપાઠી એન્ડ કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

એન. એમ. ઠક્કરની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., ટાવર રોડ : વડોદરા

વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ : આણંદ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો : અમદાવાદ

વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ : અમદાવાદ

લોકમિલાપ કાર્યાલય, પો. બો. ૨૩ : ભાવનગર

સંસ્કાર સાહિત્ય મંદિર, પો. બો. નં. ૨૪ : ભાવનગર

એલ. કે. મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા-૧

પ્રાણ ફોટોગ્રાફર, પો. બો. ૨૬૯, નાઈરોબી ( ઈ. આફ્રિકા )

### છૂટક મળવાનાં સ્થળ

ગાંધી ન્યુઝપેપર સરવીસ, ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ

**વડોદરા**

એ. જી. વોરા એન્ડ કાં., ટાવર પાસે : વડોદરા


૧૯૫૯ : જુલાઈ


**લવાજમના દર**

વાર્ષિક રૂા ૭-૦૦

[ પરદેશ ૧૫ શિ. ]

છૂટક નકલ ૬૨ પૈસા

વર્ષ ૧૯૫૮ની પૂરી

બાંધેલી ફાઈલ રૂા. ૮

ક્લોથ રેક્ઝિન રૂા. ૯

---


## વિશ્વમાનવ

[ માસિક ]


**જાહેરખબરના દર**

પૂંઠું રજું રૂા. ૮૦

પૂંઠું ૩જું રૂા. ૯૦

પૂંઠું ૪થું (બે રંગમાં) રૂા. ૧

સાદું આખું પાનું રૂા. ૬

સાદું અડધું પાનું રૂા. ૪

—પ્લેટો

મારા મતે તો કોઈપણ રાજ્યનું સાચું ને તંદુરસ્ત બંધારણ મેં વર્ણવી બતાવ્યું, તેવું હોવું જોઈએ. પણ જો તમારે, તાવની ગરમીથી સડસડતું રાજ્ય પણ જોઈ લેવું હોય, તો એમાં મને કંઈ વાંધો નથી. કારણ, મને લાગે છે કે, તમારામાંના ઘણા લોકો એવા છે, જેમને સાદગીભરી જીંદગીથી સંતોષ નહિ વળે. એ લોકોને એમાં સોફા ઉમેરવાની જરૂર જણાશે, ટેબલ ને બીજું ય ઘણું રાચરચીલું જોઈ શે. એમને મોજશોખની ઝીણી ઝીણી સગવડો, અત્તર, ફુલેલ, ને ઉચ્ચ કક્ષાની ગણિકાઓ જોઈ શે. ખોરાકમાં પણ કેક જોઈ શે. ને તે એક જાતની નહિ, અનેક જાતની. ને આ ભાતભાતની પ્રત્યેક વાનગી મેળવવા માટે આપણે, મેં અગાઉ કહી તેવી જીવનની જરૂરિયાતો—ઘર, કપડાં ને જોડા—કરતાં ક્યાંય આગળ જવું પડશે. એને માટે ચિતારાની કળાને ને ફુલવેલના કસીદાકારને ( ભરત ભરનારને ) આપણે તૈયાર કરવા પડશે. એને માટે સોનું ને હાથી-દાંત, ને એવી એવી બીજી અનેક ચીજો જોગવવી પડશે.

—એ તો ખરું સ્તો....એણે કહ્યું.

તો પછી આપણે આપણા રાષ્ટ્રની સીમાઓને વિસ્તારવી પડશે. કારણ પહેલાંનું તંદુરસ્ત, નાનું રાષ્ટ્રીય એકમ એ બધાંને પહોંચી વળવા માટે બિલકુલ અપૂરતું હશે. હવે પછીથી શહેર આખાને આપણે એવા ધંધાઓથી ઉભરાવી દેવુ પડશે, કે કુદરતી રીતે જીવતાં જેનો કશો જ ખપ ન પડ્યો હોત.

નવી રીતે જીવવા જતાં શિકારીઓ ને નટનટીઓની આખી જમાત ઊભી કરવી પડશે જેમાંના મોટા ભાગના લોકોને માત્ર આકાર ને રંગમા જ મચ્યા રહેવું પડશે; બીજાઓને વળી સંગીતની જ સાધના પાછળ લાગવું પડશે. સાથે સાથે કવિઓ, ભાટ-ચારણો, બાજીંદાઓ નૃત્યકારો ને એ બધાના કોન્ટ્રાક્ટરો ઊભા કરવા પડશે સાથેસાથે તરેહતરેહની વસ્તુઓ પેદા કરનારા ને સ્ત્રીઓને માટે અવનવા પોષાકો તૈયાર કરનારા પણ જોઈ શે જ.

વળી આજના જેટલાં દાસદાસીઓ કામ નહિ ચાલે. બધી કળાઓના શિક્ષકો પણ જોઈ શે, ને લીલી સુકી આયાઓ ને પરિચારિકાઓ ને શૃંગારકલામા નિપુણ એવી દાસીઓ જોઈ શે. હજામો, તેમ જ ભાતભાતની મિઠાઈઓ ને પકવાન બનાવી જાણનાર કંદોઈ રસોઈયા જોઈ શે. પહેલાંના રાજ્યમાં જેની કદી જરૂર પડી નહોતી; ને એથી આપણે કદી રાખતા નહિ, એવા ડુક્કરોના વાડા રાખનાર ગોવાળિયા પણ જોઈ શે. એ બધાંને

ભૂલી ગયે ચાલશે નહિ. ને આ તો શું, પણ જો લોકો ખાતા હશે, તો તો બીજાં પણ અનેક પ્રકારનાં પ્રાણીઓ જોઈશે.

—અલબત્ત....એ તો જોઈશે જ.

ને આ રીતે જીવતાં હોઈશું તો આપણને પહેલાં કરતાં અનેક ગણી જરૂર શરીરશાસ્ત્રીની પણ પડવાની જ.

—હા, ઘણી વધારે.

ને એટલે જ, જે દેશ આજ સુધી, એના મૂળ વતનીઓને પોષવા માટે પૂરતો હતો, તે ઘણો જ સાંકડો પડવા માંડશે, નાનો લાગવા માંડશે.

—એ તો એમ પણ બને.

તો, આપણા પડોશીના ખેતરની ચીરી દબાવવાની આપણને જરૂર ઊભી થશે....ખેડ માટે ને ચારા માટે. ને એને પણ એવી જ જરૂર ઊભી થશે—આપણા ખેતરની ચીરી દબાવવાની—જો એણે પણ આપણી જેમ, પોતાની જીવનની જરૂરિયાતોની સીમા વધારી દીધી હશે તો, એણે પણ અમર્યાદ ધનસંચય પાછળ જ જાતને સમર્પી દેવી પડશે.

—એ વાત તો સૉક્રેટિસ, અનિવાર્ય લાગે છે.

ને તો પછી, આપણે યુદ્ધે ચઢવું પડશે, ગ્લાઉકોન! બોલ, વાત ખરી કે ખોટી?

—તદ્દન સાચી વાત, સૉક્રેટિસ! ગ્લાઉકોને જવાબ આપ્યો.

---

# ગુજરાતી વિવેચન સાહિત્ય ઉપર માકર્સવાદની અસર

—ભોગીલાલ ગાંધી

## ૧

'ગુજરાતી વિવેચન સાહિત્ય ઉપર માકર્સવાદની અસર'—આજના આપણા આ વિષય ઉપર આવતા પૂર્વે, આપણે થોડીક ભૂમિકા જોઈ લેવી આવશ્યક થશે.

આની ભૂમિકા બે પ્રકારની છે: ૧. રાષ્ટ્રીય ૨. આંતરરાષ્ટ્રીય. સર્વસાધારણ રીતે, સાહિત્યિક વલણને સમજવા રાષ્ટ્રીય પૃષ્ઠભૂમિ સમજવી આવશ્યક છે: તે જ રીતે—માકર્સવાદનો વિચાર વ્યાપક તત્ત્વચિંતનનો હોઈ, અને તેનો સંબંધ આંતરરાષ્ટ્રીય આર્થિક–રાજકીય વિકાસની સાથે અવિચ્છિન્ન બની ગયો હોઈ, આપણે આંતરરાષ્ટ્રીય પરિબળોની પૃષ્ઠભૂમિનો વિચાર કરવો પણ આવશ્યક છે.

આપણી રાષ્ટ્રીય ભૂમિકાના મુદ્દા:

(૧) ભારત ઉપરના લાંબા વિદેશી વર્ચસ્વનાં પરિણામો: ગાંધીજી જેને ચતુર્વિધ શોષણ કહેતા હતા તે. (૨) ગાંધીજી પૂર્વેના મવાળો—વિનીતો અને આતંકવાદી દેશભક્તોના, પ્રજાને રાષ્ટ્રીય મુક્તિને મોરચે સંગઠિત કરી વિદેશીને હંકાવવા માટેના, નિષ્ફળ પ્રયાસો. (૩) ગાંધીજીની રાષ્ટ્રીય મુક્તિની અહિંસક લડત: તે દ્વારા નવી રાષ્ટ્રીય જાગૃતિનાં વ્યાપક બળોનો વિકાસ. (૪) આ મુક્તિયજ્ઞમાં ભાવના અને સીધા કાર્ય દ્વારા (જેલોમાં જવા સિખ્ખે) યુવાન બુદ્ધિજીવી વર્ગનો ફાળો. (૫) સાહિત્યમાં સત્ય, શિવ અને સુંદરની સાધના માટેની નવી અનુકૂળ આબોહવા.

આ આપણી રાષ્ટ્રીય ભૂમિકા.

આંતરરાષ્ટ્રીય ભૂમિકાના મુદ્દાઓ:

(૧) પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન રશિયામાં સમાજવાદી કામદાર ક્રાંતિ, અને પ્રથમ વિશ્વયુદ્ધ બાદ યુરોપભરમાં પ્રસરેલી છિન્નભિન્નતા.

(૨) ૧૯૨૯ની આર્થિક કટોકટી પછી વધુ ઉગ્રતા.

(૩) ફાસિવાદનો જન્મ અને ઉદય.

(૪) લોકશાહી મૂડીવાદી દેશોની કમજોરી.

(૫) બીજા વિશ્વયુદ્ધનો તોળાતો ભય.

(૬) ફાસિવાદના વર્ચસ્વનો, અને પરિણામે તમામ સામાજિક માનવીય મૂલ્યોના વિનાશનો ભય.

આવી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં પ્રથમ આશાનું કિરણ ગણાવી શકાય તેવાં પરિબળો—

(૧) સ્પેનના આંતરવિગ્રહ સામે યુરોપ આખાના અર્ક સમા બુદ્ધિજીવીઓનો મોરચો (ઇન્ટરનેશનલ બ્રિગેડ)—જાણે ગુમાવેલી શ્રદ્ધાની પુનઃ પ્રાપ્તિની આશા પ્રગટી!

(૨) આંતરરાષ્ટ્રીય પ્રગતિશીલ લેખક આંદોલને જાણે મશાલ પેટાવી! (આરંભ ૧૯૩૫માં લંડન, અને બાદ પારિસમાં આંતરરાષ્ટ્રીય સાહિત્યકારોનાં સંમેલનો)

(૩) આ આંદોલન વ્યાપક બન્યું; અને રોમાં રોલાં, થોમસ માન અને મેક્સિમ ગોર્કીના નેતૃત્વ નીચે, સ્ટેફન ઝવેઈગ, ટોલર, પાબ્લો નેરુદા, ઇગ્નાઝિયો સિલોન, ઑડેન, સ્પેન્ડર, આન્દ્રે માર્લો, આન્દ્રે જીડ, આન્દ્રે માલરો, જ્યાં પોલ સાર્ત્રે, કોએસ્લર, અપ્ટન સિંક્લેર, લુઈ આરાગોં, લોર્કા, ક્રિસ્ટોફર કોડવેલ. રાલ્ફ ફોક્સ અને બીજા અસંખ્ય લેખકોએ પોતાની જાતને 'પ્રગતિવાદ' સાથે ઓતપ્રોત કરી; અને 'પ્રગતિવાદ' એટલે માર્ક્સવાદ, સમાજવાદ, અને ઘણાને મન સોવિયેત રશિયા પણ—એવી ભાવના પ્રકટી.

માકર્સવાદી વિચારણા પ્રત્યેના સૈદ્ધાંતિક આકર્ષણનાં મૂળમાં સાહિત્ય પ્રત્યેનું તેના પ્રવર્તકોનું–પુરસ્કર્તાઓનું આદિ વલણ પ્રેરકબળ રૂપે ગણાવી શકાય—દા.ત.

(૧) માર્ક્સનું બાલ્ઝાક અને શેક્સપીઅર અંગેનું મૂલ્યાંકન—'મહાન વાસ્તવવાદી' તરીકેનું.

(૨) એંગલ્સનું 'ઍપિક' અને ૧૯મી સદીના નવલકથાકારો અંગેનું દૃષ્ટિબિંદુ: સામાજિક સત્યનું અપૂર્વ પ્રતિબિંબ તેમાં સચવાઈ રહ્યું છે—એ પ્રકારનું.

(૩) તોલ્સતોય 'રશિયન ક્રાંતિનો અરિસો' છે, એ પ્રકારનું લેનિનનું પૃથક્કરણ.

( ૪ ) ગોર્કીએ કરેલું 'ક્રાંતિકારી રોમાન્સવાદ'નું દર્શન વગેરે.

સાહિત્યમાં માર્ક્સવાદી જીવનદર્શનનું આદિ રહસ્ય આ છે—

**( ૧ ) તેની ઐતિહાસિક વિરોધવિકાસવાદી, ભૌતિકવાદી દૃષ્ટિ (વર્ગતત્ત્વ સહિતની). હકીકતે, માર્ક્સવાદને બીજાં દર્શનોથી જુદું પાડનારું પ્રમુખ વિશિષ્ટ તત્ત્વ જ આ ગણાવી શકાય.†**

( ૨ ) સાહિત્ય અને કલામાં 'સામાજિક તત્ત્વ' ( social content ) હોવા અંગે તેનો ખાસ આગ્રહ; તથા સર્જકને તેના સર્જનકાર્ય માટે સર્વોચ્ચ તક પ્રાપ્ત થાય તેવો શોષણરહિત, સમાનતાવાદી, સમાજવાદી સમાજનો આદર્શ.

( ૩ ) બહારની સપાટી ઉપરનાં પરિબળો કરતાં **આંતરિક વાસ્તવતા** ઉપરનો તેનો ખાસ ઝોક; યાંત્રિક છબીવાદી તથા નેચરાલિસ્ટિક કલા સામેનો તેનો વિરોધ; સાહિત્યમાંનાં કામુક તથા નવ-ફ્રુડિયન વલણો સામેનો તેનો વિરોધ.

—આ રીતે, જાગતિક-પરિસ્થિતિ પ્રગતિવાદને સર્વ રીતે અનુકૂળ બની ચૂકી હતી. આ પાર્શ્વભૂમિમાં હવે ભારત તરફ દૃષ્ટિ કરીએ.

તંદુરસ્ત રાષ્ટ્રવાદી માનવતાવાદી પરંપરાવાળા ભારતીય લેખકો આવા પ્રગતિશીલ તત્ત્વને આવકારવા ઉત્સુક હોય એ સહજ છે. અલબત્ત, સૌ કોઈ તેમાંના 'વર્ગીય દૃષ્ટિબિંદુ'ને અપનાવવા તૈયાર હતા, એવું નથી.

—એકંદર, આ નવીન પ્રગતિશીલ તત્ત્વનું જોર બંગાળી, ઉર્દૂ, હિંદી ભાષા જૂથોમાં વધુ પ્રમાણમાં દેખાતું હતું.

( ટાગોર, પ્રેમચંદ, સરોજીની નાયડુએ આ આંદોલનને આશીર્વાદ આપ્યા હતા, અને ભારતની મુખ્ય મુખ્ય ભાષાઓના મોટા ભાગના ઉચ્ચ કક્ષાના લેખકો તેમાં જોડાયા હતા. )

ગુજરાતી સાહિત્યકારોમાંનાય મોટા સમૂહને આ આંદોલનમાં પોતાની અભિલાષાઓનો પડઘો સંભળાયો. જો કે, શ્રી બ. ક. ઠા, રા. વિ. પાઠક, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, ધૂમકેતુ, મેઘાણી જેવા અગ્રણી સાહિત્યકારો આ આંદોલનમાં રીતસર જોડાયા ન હતા; અને તેનું નેતૃત્વ સ્વીકાર્યું ન હતું. પરંતુ આ આંદોલન પ્રત્યે તેમણે ગંભીર રીતે લક્ષ આપવા માંડ્યું હતું. અને આમાંના અનેક સહાનુભૂતિપૂર્વક તેની લગભગ બધી પ્રવૃત્તિઓમાં ભાગ લેતા રહ્યા હતા.

પરંતુ બીજા અનેક પ્રતિષ્ઠિત અને યુવાન સાહિત્યકારો આંદોલનને અપનાવતા થયા હતા.

**મુંબઈમાં :** આરંભથી આ આંદોલન પાછળ શ્રી સોટવાળા જુથ ( શ્રી રવિશંકર મહેતા, બકુલેશ, જીતુભાઈ આદિના નેતૃત્વ નીચેનું ) મહત્ત્વનું સ્થાન ધરાવતું હતું. તેમને તેમનું અઠવાડિક પત્ર 'પ્રજામિત્ર' હતું. ઉપરાંત ખાસ તો 'નવયુગ' માસિક ( સંપાદક : નરહરિ ભટ્ટ ) પણ હતું. આ જૂથ મરાઠીમાંના 'નવમતવાદ' સાથે ઘણે અંશે મળતું હતું, એમ કહી શકાય.

જો કે, મુંબઈમાંના ગુજરાતી પ્રગતિશીલ આંદોલનનું નેતૃત્વ તો શ્રી ઉમાશંકર જોષીએ આરંભથી ઉપાડી લીધું હતું.

---

† **સાહિત્યક્ષેત્રે 'માર્ક્સવાદની અસર'નો** વિચાર કરતાં અહીં આપણે કેટલાંક મુદ્દાની સ્પષ્ટતા કરી લઈએ :

**એક તો :** કેટલાકે ગરીબોનાં દુઃખો આલેખ્યાં, કેટલાકે શ્રમિકોની પ્રશસ્તિ ગાઈ, કેટલાકે ધનિકો અને શોષકો સામે રોષ પ્રગટ કરતી કવિતાઓ કે વાતો લખી, કેટલાકે સમાનતાવાદી રામરાજ્યની અભીપ્સા પ્રગટ કરી, તો કેટલાકે શોષણવિહીન સમાજનું આદર્શચિત્ર રજૂ કર્યું, એટલાથી આપણે એના ઉપર માર્ક્સવાદની અસર હતી એમ કહી ન શકીએ. આવું તો, આદિ સમયથી લખાતું આવ્યું છે, અને 'યુટોપિયનો' તરીકે વિખ્યાત બનેલા લેખકોએ સામાજિક અન્યાય-શોષણ-દમન સામે અપરંપાર ફટકા વીંઝ્યા હતા; અને એમાંના અનેક માર્ક્સ પૂર્વે થઈ ગયા હતા......

**બીજી વાત :** આપણે જ્યારે 'માર્ક્સવાદની અસર'ની વાત વિચારવા બેઠા છીએ ત્યારે તેનો લખનાર જાગ્રત માર્ક્સવાદી છે કે નહિ, તે મહત્ત્વનો સવાલ ન હોવો જોઈએ. કેટલાકને માર્ક્સવાદની કશી જ માહિતી ન હોવા છતાં, તેમણે સમાજજીવનની એવી તસ્વીર રજૂ કરી હોય છે કે જેમાં આપણને માર્ક્સવાદના જીવનદર્શનનું અર્ક પ્રગટ થયેલું જણાય છે.

ગુજરાતમાં : આ આંદોલને વિશાળ મૂળિયાં નાખ્યાં હતાં.

—તેની પ્રવૃત્તિઓમાં ત્યારે જોમ અને જોશ બંને વરતાતાં હતાં. (૧) મેક્સિમ ગોર્કી, પ્રેમચંદજી, શરદબાબુ અર્ન્સ્ટ ટોલર, વગેરે વિખ્યાત સાહિત્યસ્વામીઓની મૃત્યુતિથિઓના પ્રસંગની જાહેર સભાઓમાં તથા 'શ્રમજીવી સાહિત્ય', 'પ્રગતિશીલ સાહિત્ય', અંગેના શ્રી સરોજીની નાયડુ તથા શ્રી. લિયોનાર્ડ સાથેના વાર્તાલાપોમાં, તથા ગુજરાતી, ભારતીય ગ્રંથોનાં વિવેચનો માટેની જાહેર સભાઓમાં અસાધારણ મોટી સંખ્યા (૨) સંમેલનોમાં (બે વાર અમદાવાદમાં) ગંભીરતા અને ઉંડાણ (૩) આ ઉપરાંત ગુજરાતના અગ્રણી સામયિકોમાં ચર્ચા લેખો 'માનસી', કલમ કિતાબ, ઊર્મિ, આઝાદ હિંદ, *સંદેશ આદિમાં) ની ગાજવીજ, ઉપરાંત (૪) ૧૯૪૦માં,* પ્રગટ થયેલ 'સાહિત્ય અને પ્રગતિ' નો ગ્રંથ આખા આંદોલનની કલગી રૂપ હતો. ગુજરાતના લગભગ તમામ ખ્યાતનામ લેખકોએ આ ગ્રંથ દ્વારા સાહિત્યમાં 'પ્રગતિશીલતા' અંગેના પોતાના વિચારો પ્રગટ કર્યા હતા. અને 'કાવ્ય અને પ્રગતિત્વ (ઉમાશંકર) માર્કસવાદ અને સાહિત્ય (નીરુ દેસાઈ), સાહિત્ય અને પ્રગતિ (ભોગીલાલ ગાંધી) વગેરે લેખોમાં લંબાણપૂર્વક સાહિત્યિક સમસ્યાઓની છણાવટ થઈ હતી. આ ગ્રંથમાં સ્વ. શ્રી હીરાલાલ ઝવેરીવાળાએ 'શેક્સપીઅરનું સામાજીક અને રાજકીય દષ્ટિબિંદુ' જેવા વિષય ઉપર નવીન દષ્ટિબિંદુથી પૃથક્કરણ આપ્યું હતું. મરાઠી અને અંગ્રેજી નવી કવિતાનાં આંદોલનોનો પરિચય પણ આ ગ્રંથમાં રજૂ થયો હતો.

**આ ગ્રંથ ૧૯૩૬થી ૧૯૪૦ સુધીનાં વર્ષો દરમ્યાનનાં પ્રગતિશીલ આંદોલનનો, તથા તેણે પ્રગટાવેલી નવીન સાહિત્ય-દષ્ટિ અંગેના વિવેચનાત્મક વલણોનો સારો એવો પરિચય આપે છે.**

(ગુજરાતમાંના આ આંદોલનના અગ્રણીઓ સ્વ. શ્રી રમણલાલ વ. દેસાઈ, સ્વ. શ્રી નવલરામ ત્રિવેદી, શ્રી સુંદરમ્ તથા શ્રી ભોગીલાલ ગાંધી હતા.)

આ આંદોલનની અંદર એકંદર બે વલણો દષ્ટિગોચર થતાં હતાં :

(૧) જેમણે 'માર્કસવાદ'નો તથા મોટે ભાગે 'સોવિયેત-વાદ'નોય અંગીકાર કરી લીધો હતો—અને જેઓ તેના પ્રકાશમાં સાહિત્યનું સર્જન અને વિવેચન કરવામાં પ્રવૃત્ત હતા, તેવો માર્કસવાદી-સામ્યવાદી નાનો સમૂહ.

(૨) આ રીતનો સ્વીકાર ન કર્યો હોવા છતા, જેઓ ખાસ તો 'સમાજવાદ' અને 'સામાજિક ન્યાય'ના આકર્ષણે 'પ્રગતિવાદ' તરફ દોરવાયા હતા તેવા પ્રગતિવાદી વાસ્તવવાદીઓનો મોટો સમૂહ.

એકંદરે, બંને વલણો સાથે રહી સર્જન તથા વિવેચન ક્ષેત્રે કાર્યરત હતા.

(૧) કવિતામાં પ્રથમ વલણના મુખ્ય પ્રતિનિધિઓ શ્રી સ્વપ્નસ્થ તથા ઉપવાસી હતા; ટૂંકી વાર્તામાં સ્વ. બકુલેશ, *અને જયંત ખત્રી હતા (પાછળથી શાંતા ગાંધી તથા રમેશ* સંઘવી ઉમેરાયા હતા.); પત્રકારત્વ, રાજકીય સાહિત્યમાં શ્રી રવિશંકર મહેતા, ઇંદુલાલ યાજ્ઞિક, ડૉ. સુમંત મહેતા, ચંદ્રભાઈ કા. ભટ્ટ, ધનવંત ઓઝા, અને ભોગીલાલ ગાંધી હતા; નાટકો અને રંગભૂમિના ક્ષેત્રે શ્રી જશવંત ઠાકર અને દીના ગાંધી હતાં.

(પ્રવૃત્તિ : નવયુગ, ફૂલવાડી, નવી રોશની (માસિકો) નવી દુનિયા, ચાલો વિચારીએ—ચલટીએ—ગ્રંથમાળાઓ; પ્રજામિત્ર, આઝાદ હિંદ; લોકયુદ્ધ સાપ્તાહિકો).

(૨) બીજો પ્રવાહ : શ્રી સુંદરમ્, શ્રી ઉમાશંકર જોષી, કરસનદાસ માણેક વગેરે કાવ્યક્ષેત્રે, જયંતિ દલાલ, પ્રોકર, પન્નાલાલ ટૂંકી વાર્તાના ક્ષેત્રે, શ્રી ચંદ્રવદન મહેતા નાટકક્ષેત્રે તથા સ્વ. શ્રી રમણલાલ વ. દેસાઈ નવલકથાક્ષેત્રે મુખ્ય હતા.

સાહિત્ય-વિવેચનના ક્ષેત્રે કેવી પરિસ્થિતિ હતી, એનો આપણે વધુ વિગતે પરિચય કરીશું.

માહિતીરૂપે પ્રથમ એટલી નોંધ કરી લઈએ કે પ્રગતિશીલ દષ્ટિએ સાહિત્ય-વિવેચન કરનારાઓમાં સ્વ. શ્રી નવલરામ ત્રિવેદી, શ્રી સુંદરમ્, શ્રી ઉમાશંકર જોષી સ્પષ્ટ, ઉગ્ર વિચારો વ્યક્ત કરતા રહ્યા હતા; તો વળી રવિશંકર મહેતા તથા શ્રી ભોગીલાલ ગાંધી માર્કસવાદી વિચારધારાનું પ્રતિનિધિત્વ આ ક્ષેત્રે કરતા હતા.

અને આનું ઉદાહરણ વળી તેમને સુંદરમ્‌ના એક કાવ્યમાં મળી રહે છે.

તેઓ શ્રી સુંદરમ્‌નાં કાવ્યોમાં ' શાસ્ત્રશુદ્ધતાનો આગ્રહ વધારે રખાય એ ઇચ્છવા જોગ છે, ' એવી ભાવનાએ એ કાવ્યની પાછળના ' પોચટ માનવવાદ 'ને બહાર આણે છે :

( ગાંધીજીનો,) આવો ' માનવવાદ માનવ સમાજના શોષણનાં ષડ્યંત્રોનાં ચક્રમાં સ્નેહ ઊંજવાનું જ—અને એમને ચાલુ રાખવાનું જ કામ કરે છે ' ખરી રીતે તો સુંદરમ્‌ ' ફૂટ એ શરીરને જેને ન શોભી પટ ફાટવું શકે ' એમ કહેવાને બદલે ' ફૂટ એ સમાજને જેમાં કોઈ પણ મનુષ્યને શોભી પટ ફાટવું શકે, ' એમ કહેવું જોઈએ... '

આટલું કહી નાખ્યા પછી, સાહિત્યસર્જનની દિશામાં ગેરસમજ ન થાય એ ખાતર, તેઓ ઉમેરે છે—

" પણ બીજી તરફ એ કહેવું જરૂરી થઈ પડે છે કે, આઘાત ખાતર આઘાત આપવાની વૃત્તિનો કાવ્યમાં કાંઈ અર્થ નથી. વાસ્તવિકતા ખાતર વાસ્તવિકતા, કલા ખાતર કલાના વાદ કરતાં ભાગ્યેજ વધારે ઇચ્છવા જેવો હોય. વાસ્તવ જગતના જે અંશો કવિ કાવ્ય-સામગ્રી તરીકે ઉપાડી લે તેને કાવ્યસૃષ્ટિની વાસ્તવિકતા સાથે સંવાદી બનાવવાની એનામાં તૈયારી અને તાકાત જોઈએ. માત્ર મજૂર, શ્રમમાહાત્મ્ય, નરનારી સમાનતા, ગમે તે વિષયને કાવ્યમાં આગંતુક રૂપમાં જ પ્રવેશ કરાવવાથી તો જૂની પ્રણાલિકાના કવિઓ ચંદ્ર, તારા, કમલ, મદિરાક્ષી, એ તત્ત્વોને જોરે કાવ્યતત્ત્વ સિદ્ધ કરવા જતા એના જેવો જ દેખાવ થશે...અગાઉ છુટકારા-ની કવિતા વિરુદ્ધ કહ્યું છે તે વિષે બે શબ્દ અહીં યોગ્ય ગણાશે. માનવી ચિત્ત છુટકારો શોધે છે. ઊંઘ, સ્વપ્ન, પ્રણયોપચાર, રમતગમત વગેરે દ્વારા, એ પણ એક અનુપેક્ષણીય વાસ્તવિકતા છે.-એનું વર્ણન માત્ર પ્રાગતિકતાનું દ્રોહી છે એમ ન કહી શકાય. માત્ર એ છુટકારાની વૃત્તિને જ જીવનસમગ્ર ગણાવતી—બીજું કાંઈ જોઈ જ ન શકતી, કવિતાની સામે જ મારે કહેવાનું છે."

આટલી રીતે અવતરણો જોયા બાદ, આપણે એટલું જરૂર કહી શકીએ કે, એ વરસોમાં ગુજરાતના કોઈ પણ બિનમાર્ક્સવાદી લેખક કરતાં, અને અનેક માર્ક્સવાદી લેખકો કરતાં ય, શ્રી. ઉમાશંકરે વધુ જલદ અને ખુલ્લા વર્ગસંઘર્ષની ભાષામાં પોતાનાં મંતવ્યો પ્રગટ કર્યાં હતાં.

તો વળી, એ વરસોમાં શ્રી. ઉમાશંકર કરતાં ય કદાચ વધુ ઉગ્ર રીતે ગુજરાતી સાહિત્ય, ઇતિહાસ અને પ્રવાહોનું અવલોકન શ્રી. નવલરામ જ. ત્રિવેદીએ કર્યું છે. પરંતુ એમાં નથી ઊંડાણ, વિશદતા કે મૌલિકતા ( જુઓ : પાંત્રીશીનું ગ્રંથસ્થ વાઙ્‌મય ( શેષ વિવેચનો ); પ્રગતિમાન સાહિત્ય : ૫-૭-૩૬ ને રોજ પ્રગતિશીલ સાહિત્યસંમેલન -અમદાવાદના પ્રમુખપદેથી ભાષણ )

આ સંદર્ભમાં, આ સ્થળે, સ્વ. પ્રો. હીરાલાલ ગોદીવાળા-ના લેખ 'શેક્સપીઅરનું સામાજિક અને રાજકીય દૃષ્ટિબિંદુ' તરફ પણ ખાસ ધ્યાન ખેંચવું જરૂરી છે.

● આજે આ બધાં મંતવ્યો આપણને, અને ખુદ લેખકનેય મોટે ભાગે, અસંતોષકારક લાગે એવો પૂ સંભવ છે. પરંતુ એ જમાનામાં માર્ક્સવાદી અસર આપણ અગ્રણી સાહિત્યકાર ઉપર ( અલબત્ત, દુનિયાનાં ને ભારતન સંખ્યાબંધ અગ્રણી સાહિત્યકારોની જેમ ) કેટલી હદે ય હતી, તે જાણવાની આ પારાશીશી છે.

## ૪

પ્રગતિવાદના આવા પૂણ્યપ્રકોપ સામે બીજી સાહિત શાખાઓને શું કહેવાનું છે તે સંક્ષેપમાં જોઈએ.

**ગાંધીવાદી શાખા :** ( મુખ્ય પુરસ્કર્તા : કાકા કાલેલક કિ. મશરૂવાળા, મગનભાઈ દેસાઈ).

આ શાખાના અગ્રણી શ્રી કાકા કાલેલકરે, આજર ૩૭ વર્ષ પૂર્વે, ૧૯૨૬માં સુરત ખાતેના તેમના ભાષ દ્વારા ' કલા ખાતર કલા 'ના પુરસ્કર્તાઓને સણસણ ખુલ્લો પડકાર આપી દીધો હતો, એ સુવિદિત છે. ગાંધીવા માનવતાવાદી શાખા ' જીવન ખાતર કલા 'ના આદર્શ અપનાવી ચૂકી હતી.

તો, શ્રી મગનભાઈ પ્ર. દેસાઈએ પ્રગતિવાદીઓ અથવ માર્ક્સવાદીઓની વર્ગસંઘર્ષની દૃષ્ટિ અને નીતિનો ધરખમ વિરોધ પ્રગટ કર્યો છે, તથા શ્રમજીવી સરમુખત્યારીન પરિણામો વિષે સાવચેત રહેવા જણાવ્યું છે †

શ્રા મશરૂવાળા ' પ્રગતિ 'ની જ વ્યાખ્યા કરતાં કહે છે પ્રગતિ એટલે સત્ય પંથે આગળ પગલું, તેજ રીતે, સર્વકાળ માટે પ્રગતિકારી હોવું જરૂરી છે. ભલે પછી તે આદર્શવાદ હોઈ આજના જમાનામાં ગગનવિહારી ( તેથી કરીને પ્રગતિ વિરોધી ) હોવાનુ લાગે. પણ તે ઊંચા ધ્યેયને દેખાડનાર હોવાથી પ્રગતિશીલ જ કહેવાય †

† ' સાહિત્ય અને પ્રગતિ ' પુ. ૧

સૌ ગાંધીવાદીઓ સત્ય, શિવ, સુંદરની એકતામાં માને છે. અને 'પ્રગતિશીલ' એવું બિરુદ અસ્થાને (irrelevent) ગણે છે.

ત્રીજી શાખાને આપણે પરંપરાવાદી કહી શકીએ. તેમના અગ્રણી શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી તથા વિજયરાય વૈદ્ય હતા.

–તેઓ પ્રગતિશીલતાને કેવળ અનાવશ્યક ધાંધલ ગણાવે છે. એ કલ્પના પોતે જ રોગનું ચિહ્ન છે ત્યાં એ રોગ શી રીતે મટાડનાર છે એવો સવાલ કરી જણાવે છે કે–'સમાજમાં એવાં બળો પ્રવેશ પામ્યાં જે સાહિત્યકારને, કલાકારને પોતાનો દાસ બનાવે, તેની કલ્પનાને સ્વતંત્રતાને પ્રગતિશીલતાને નામે છીનવી લે.

–સાહિત્યથી બહારના પ્રદેશની કસોટી સાહિત્યમાં પ્રવેશની ન જોઈએ, એ એમનો આગ્રહ છે. એક વખત સાહિત્યકારના આદર્શમાં પ્રગતિશીલતાની, સાહિત્યથી બહારના પ્રદેશની કસોટી મળી એટલે એની નજર વધારેમાં વધારે સત્તાવાળા, વધારેમાં વધારે પ્રચાર પામવાની અનુકૂળતા ધરાવનાર વિચારતંત્ર ઉપર, ઘણું ખરું રાજકીય કારભારીઓના વિચારતંત્ર ઉપર, ઠરવાની. કોઈવાદ ઉપર સાહિત્યકારની દૃષ્ટિ ચોંટી પછી તે એની ગ્રંથિ બની જાય છે. જીવનને સમજવા તેનું તાટસ્થ્ય ઓછું થાય; કૃતિ પ્રચાર કૃતિ જ બને.

–પ્રગતિશીલ વિશેષણ સાહિત્યને કે સમાજને ઉપકારક નહિ નીવડે. 'પ્રગતિશીલ' બિરુદ irrelevent અને redundant છે.

સમન્વયવાદી શાખા

હજી કોઈ નિશ્ચિત પ્રણાલિકાગત વિવેચન-શાખા સાથે નહિ સંકળાયેલા વિવેચક શ્રી રામનારાયણ પાઠકની આ ક્ષેત્રે વિશેષતા એ છે કે, તેમણે શુદ્ધ પ્રગતિવાદ કે શુદ્ધ કાવ્યવાદનાં વમળોથી દૂર રહી, જેને તેઓ પોતે એ સમયના વિવેચનના ગણુ કૂટ પ્રશ્નો તરીકે ઓળખાવે છે તે 'સાહિત્ય અને જીવન,' 'વાસ્તવવાદ અને ભાવનાવાદ,' તથા 'પ્રગતિવાદી સાહિત્ય' ઉપર સવિસ્તર વિવેચન કર્યું છે. તેમાં તેમની સ્પષ્ટ સમન્વયવાદી દૃષ્ટિ આગળ તરી આવે છે. (જુઓ: આપણા વિવેચનના કેટલાક કૂટ પ્રશ્નો : સાહિત્ય વિમર્શ)

અહીં આપણે એક વધુ ઉલ્લેખ શ્રી. ઝવેરચંદ મેઘાણીનો કરી લઈએ.

તેમનાં લખાણો અને જીવન જો કે આપણને તેમની પ્રગતિશીલ જીવન અને સાહિત્ય દૃષ્ટિની પ્રતીતિ કરાવતી હોવા છતાં, તેઓ સાહિત્યમાં 'પ્રગતિશીલ' એવા કોઈ જુદા 'વાડા'નો સખ્ત વિરોધ કરતા રહ્યા હતા. (જુઓ ચર્ચા : કલમ કિતાબ ; પુનર્ મુદ્રિત : મેઘાણી કૃત પરિભ્રમણ ખંડ ૧ થી ૩)

## ૫

માર્કસવાદ અને રશિયાની અસર નીચે વિકસેલા 'પ્રગતિશીલ સાહિત્ય' આંદોલનનો અને તે દ્વારા વિવેચન સાહિત્યમા જાગેલી સમસ્યાઓ પરત્વેનાં વિવિધ શાખાઓનાં દૃષ્ટિબિંદુઓનો ટૂંકો પરિચય આપણે લઈ ચૂકયા છીએ. પરંતુ, હવે આ વહેણુ કેવો વિકાસ સાધે છે—એ જોવા આતુર બનીએ, આ આંદોલન કોઈ ચોક્કસ ઘાટ લેવા પામે, તેની કોઈ સ્થાયી અસર મૂકી જવા જેટલાં સ્વસ્થતા અને ઊંડાણુ પ્રગટ કરે તે પૂર્વે જ, આપણે જોઈશું કે પરિસ્થિતિ પલટાઈ ગઈ હતી!

બીજા વિશ્વયુદ્ધે અનેક અણુધાર્યાં નવાં પરિબળો દ્વારા આખા પ્રવાહને જુદો જ વળાંક આપી દીધો હતો!

આ નવાં પરિબળો તે—

(૧) યુદ્ધ પૂર્વે જ રશિયાએ આંતરરાષ્ટ્રીય રાજકારણને ક્ષેત્રે જે વ્યૂહનીતિ અખત્યાર કરી હતી તેથી અનેક પ્રગતિશીલો આઘાત પામ્યા હતા. (દા. ત. ફિનલૅંડ, પોલાંડ, —હિટલર સાથે કરાર)

(૨) યુદ્ધ પૂર્વે અને યુદ્ધ દરમ્યાન ભારતીય કમ્યુનિસ્ટોએ રશિયાનુસારી જે નીતિ સ્વીકારી હતી તેથી અનેક સાથીરાહીઓ પણ આઘાત પામ્યા હતા.

(૩) અલબત્ત, યુદ્ધ દરમ્યાન રશિયાએ દાખવેલ શહાદત અને દેશાભિમાનથી આખી દુનિયા ચક થઈ જવા પામી હતી. અને ગુજરાતી કવિઓમાં શ્રી સુંદરમ્, રામપ્રસાદ, કરસનદાસ માણેક, સ્નેહરશ્મિ, ઉપવાસી વગેરેએ અત્યંત પ્રભાવિત બની કેટલીક સુંદર કૃતિઓ સરજવી હતી.

('સાહિત્ય અને સંસ્કાર' ૧૯૪૪: 'બિંદુ'માંની સોનેટમાળા)

આ દરમ્યાનનાં વર્ષોમાં માર્કસવાદી જૂથે જે કેટલીક પ્રવૃત્તિઓ ચાલુ રાખી હતી, તેમાં નોંધપાત્ર ગણાય તેવી છે : 'સાહિત્ય અને સંસ્કાર' (૧૯૪૪) નામનો મુખ્યતઃ

માર્કસવાદી દૃષ્ટિના લખાણોનો પ્રતિનિધિ સંગ્રહ.

ત્યારબાદ, ૧૯૪૫માં આ જૂથનાજ પ્રયાસથી, પરંતુ ત્યારસુધીમાં ' પ્રગતિવાદ ' ને લગભગ સલામ કરી ગયેલા યા ઉપર છલ્લી સહાનુભૂતિ ધરાવનારા કેટલાક જાણીતા સાહિત્યકારોના સહકારમાં, ' **સાહિત્ય અને પ્રગતિ** 'નો બીજો ગ્રંથ પ્રસિદ્ધ થયો

હકીકતે, આ વરસો ગુજરાતમાં ' પ્રગતિવાદ ' માટેની ઓટનાં બની ચૂકયાં હતાં.

પરંતુ યુદ્ધ પૂરું થયા બાદ, આ અરસામાં જ રશિયામાં ' ઝ્દાનોવવાદે ' સાહિત્ય અને કલામાં જે ' ડંડાવાદ ' ચલાવ્યો, તેમાં બીજા ક્ષેત્રોમાંના ' સ્તાલિનવાદ 'નો જ પડઘો હતો.

● સોવિયેત પદ્ધતિમાં રહેલા તમામ વિસંવાદો, અને કલા-સાહિત્યના ક્ષેત્રની માર્કસવાદની વિકૃતિઓએ ' સમાજવાદી વાસ્તવવાદ 'ને નામે તેનું જે બદરૂપ પ્રગટ કર્યું તેથી સલભલા સર્જકસાહિત્યકારો ચોંકી ઊઠ્યા.

( દા. ત. રશિયાના મહાન સર્જક દોસ્તોયેવ્સ્કી વિષેનું તેમનું તિરસ્કારભર્યું વલણ, તથા વિદ્યમાન સાહિત્યકારોમાં ઝોશેન્કો, આખ્માતોવા વગેરે સર્જકો ઉપર તથા હંગેરીના વિશ્વવિખ્યાત વિવેચક જી. લુકાસનાં વિવેચનો ઉપર પાર્ટી-નેતાઓ અને સરકારી નોકરશાહોને હાથે જે પ્રકારના આક્ષેપો થયા તે; તથા યુરોપમાં સાર્ત્ર, મોરિઆક, માલરો, કોએસ્લર ઇત્યાદિ ઉપર ઝ્દાનોવ પદ્ધતિએ થયેલા પ્રહારો; ઉપરાંત, અતિ સાધારણ કૃતિઓને લેનિન પારિતોષિકોનું બહુમાન. બીજી બાજુ, પાસ્તરનાક જેવાની કૃતિઓનું વર્ષો સુધી લાગટ રુંધામણ વગેરે...

( **તથા** ભારતમાં પણ ટાગોર, શરદબાબુ, આદિ-મહાકાવ્યો, ભારતીય સંસ્કૃતિ અને સંસ્કારિતા તરફનાં એકંદર વલણો; પાછળથી ( ૧૯૪૮-૫૦ દરમ્યાન ) પ્રગતિશીલોના મુખ્ય પુરસ્કર્તા શ્રી મુલ્કરાજ, અબ્બાસ, રાહુલજી, તારાશંકર ઇત્યાદિ ઉપરના આક્ષેપો; અને પ્રગતિશીલતાના વ્યાપક ધોરણને સ્થાને, બી. ટી. રણદીવે-શાસનકાળ દરમ્યાન, શ્રી કૃષ્ણચંદ્ર, રામબિલાસ શર્મા, ભવાની સેન આદિ ધુરંધરોની કલમે હદપારની વિકૃતિ )

**આ બધાંએ પ્રગતિશીલ સાહિત્ય, અને માર્કસવાદી દૃષ્ટિ અંગે જે આબોહવા પેદા કરી તેણે સાહિત્ય અને કલાના ક્ષેત્રમાંના તેના પાયાને જ લગભગ ખોદી નાખ્યો.**

## ૬

**૧૯૫૦ પછીના** આખા દાયકા દરમ્યાન તો, માર્કસવાદી અસર ગુજરાતી સાહિત્યના કોઈ પણ સ્વરૂપ ઉપર લાગ્યે જ જોવા મળે છે.

આ છતાં—તાજેતરનાં વર્ષોમાં આ દિશાનાં બે પ્રયાસોની નોંધ જરૂરી ગણાશે: એક પ્રયાસ છે—શ્રી ધનવંત ઓઝાનો પત્રકારિત્વની કક્ષાનો ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ ( સાહિત્યકથા ), તથા શ્રી અશોક હર્ષના કડક પત્રિકારિત્વની કક્ષાના વિવેચનલેખો. **બીજો** પ્રયાસ છે આ વ્યાખ્યાનકારનો પોતાનો—**વિશ્વમાનવ** દ્વારા, સામાજીક-રાજકીય-સાંસ્કૃતિક—સાહિત્ય ક્ષેત્રની વિવેચનાનો. અલબત્ત, **પ્રથમ-પ્રયાસ** ( શ્રી ઓઝા અને અશોકનો ) અણઘડ પ્રણાલિકાવાદી જડમાર્કસવાદની દિશાનો છે; તો **બીજો પ્રયાસ** પ્રણાલિકાવિરોધી ' રિ-વિઝનિઝમ '-' પુનર્વિચારણાવાદી દિશાનો છે ', એમ માર્કસવાદી સૂત્ર-ભાષામાં જરૂર કહી શકાય.

*

આમ, આપણે બહુ ટુંકાણમાં ૧૯૩૬થી ૧૯૫૯નો પ્રવાસ પૂરો કરીએ છીએ.

અને આપણે એવા અભિપ્રાયો ઉપર જરૂર પહોંચી શકીએ છીએ કે—

( ૧ ) પ્રગતિશીલ સાહિત્ય-આંદોલનમાં માર્કસવાદી જૂથની જવાબદારી રોજબરોજના આંદોલન પરત્વેની રહેવા છતાં, સાહિત્ય ક્ષેત્રે આ જૂથ કદિ વર્ચસ્વ ધરાવી શક્યું નથી.

( ૨ ) આ માર્કસવાદી જૂથ દ્વારા જે સર્જનાત્મક તથા વિવેચનાત્મક સાહિત્ય પ્રગટ થવા પામ્યું છે, તેમાં થોડાક નોંધપાત્ર અપવાદો ( ડૉ. જયંત ખત્રીની અનેક વાર્તાઓ, બકુલેશ, સ્વપ્નસ્થ, ર. સંઘવીની કેટલીક વાર્તાઓ, રવિભાઈ મહેતા તથા ભો. ગાંધીના કેટલાક આલોચનાત્મક લેખો, સ્વપ્નસ્થ તથા ઉપવાસીની કેટલીક કવિતાઓ, ખાસ કરીને સ્વપ્નસ્થનો એક ઘણો જ સાહસખોર અલ્પસફળ, છતાં અતિનોંધપાત્ર પ્રયોગ ' ધરતીને- ' તથા કેટલાક અન્ય પ્રયોગો ) બાદ કરતાં મોટા ભાગનું વલણ અણઘડ પ્રચાર તરફ વધુ રહ્યું છે; સિદ્ધાન્તમાં સાહિત્યમાત્ર માટે કલાતત્ત્વનાં

ધોરણો અનિવાર્ય હોવાનું સ્વીકારાયા છતાં, એકંદર એણે સાહિત્ય-સર્જનનાં ખોટાં મૂલ્યો, ખોટા ખ્યાલો, ખોટી કસોટીઓને ઉત્તેજન આપ્યું છે; પરિણામે તેનાં સારાં તત્ત્વો-દ્વારા સર્જન શક્તિને પ્રેરવાના મુખ્ય કર્તવ્યમાં તે નિષ્ફળ ગયેલ છે.

( ૩ ) અલબત્ત, **સર્વસાધારણ પ્રગતિશીલ વલણે** સર્જક તથા વિવેચનસાહિત્યને સામાજિક જાગૃતિ, અને હેતુ-પૂર્ણતા જેવાં વિધાયક તત્ત્વો બક્ષવામાં ફાળો આપ્યો છે, એના તરફ પણ દુર્લક્ષ થવું ન ઘટે.

( ૪ ) એકંદર, ગુજરાતી સાહિત્ય ઉપર માર્કસવાદની કોઈ સ્થાયી અને તલસ્પર્શી અસર થઈ નથી; ગુજરાતી સાહિત્યનો સર્વસાધારણ ઝોક કદિ વર્ગ-દૃષ્ટિને અપનાવતો થયો નથી; વિવેચનમાં ઐતિહાસિક ભૌતિકવાદી દૃષ્ટિનો પુરસ્કાર થયો નથી.

## ઉપસંહાર

આપણે સૌ જોઈ ગયા કે,–૧. માર્કસવાદની અસર આપણા સાહિત્ય ઉપર (અને ભારતની મોટા ભાગની ભાષાઓના સાહિત્યમાંય) અમુક સમય માટે સારા એવા પ્રમાણમાં હતી. ૨. તે ઝડપભેર ઓસરી ગઈ (બીજી ભાષાઓમાં વધતી ઓછી ઝડપે) ૩. અંતે આજે તો, નષ્ટપ્રાય બની ગઈ છે. (બીજી ભાષાઓમાં—ખાસ તો, ઉર્દૂ હિંદીમાં કેટલેક અંશે હજી જળવાઈ રહી છે).

આમ શાથી બન્યું? જુદા જુદા યુગે જુદાં જુદાં બળોની અસર સમાજ ઉપર થતી હોય છે. તેમાંથી કેટલાંક વ્યાપક અને બલિષ્ઠ બળો સાહિત્યકાર ઉપર પણ અસર જમાવતાં હોય છે—સાહિત્યમાં એનો પડઘો અચૂક ઊઠતો જ હોય છે.

સાહિત્ય-વિવેચન માટે આ પ્રક્રિયાનો અભ્યાસ મહત્ત્વનો ગણાય.

સાહિત્યકાર વા સર્જકની સામેની સમસ્યા કોઈ રાજકીય નેતા વા અર્થશાસ્ત્રી, સમાજસુધારક વા વિજ્ઞાનીના કરતાં અનેક ગણા ભિન્ન પ્રકારની હોય છે! કલાકારની સામે બેવડી સૃષ્ટિ હોય છેઃ એક વાસ્તવતાની, બીજી રહસ્યની; એક ઉપરની સપાટીની, બીજી આંતરિક પ્રવાહોની; એક સમાજ વિકાસનાં સ્થૂળ પરિવર્તનોની, બીજી એની પાછળ રહેલાં મૂલ્યોના વિકાસની; એક ભૌતિક, બીજી આધ્યાત્મિકઃ આનો અર્થ એ નથી કે આ બે સૃષ્ટિઓ એક બીજાથી વિરોધી છે બલ્કે, કલાકાર આ બંનેની એકતા દ્વારા જ સર્જકતા સાધી શકે છે. બંનેમાંથી એકનો એ ઇન્કાર કરતો નથી. પરંતુ ગણિતની જેમ ભેગાં કરી એકતા સાધી શકતો નથી. આ બંનેના fusion દ્વારા તે જે નવીનતર સૃષ્ટિ રચે છે – તે કલાનું આગવું સર્જન બની જાય છે, જેમાં 'સત્યમ્ શિવમ્ સુંદરમ્'નું એકત્વ સહજ બને છે; અને તમામ વિસંવાદો ઓગળી જાય છે.

આવું રસાયણ સર્જનની પ્રક્રિયા માટે અનિવાર્ય છે. **તત્ત્વદૃષ્ટિએ સર્જનની પ્રક્રિયા 'અદ્વૈત'ની સાધનાની જ પ્રક્રિયા છે.**

આવી સર્જન સાધનામાં જ્યાં લગી કોઈ નિશ્ચિત 'દર્શન', 'આદર્શ', 'વાદ', વા અન્ય 'નિષ્ઠા' સહાયરૂપ થાય ત્યાં લગી તેને સાહિત્ય સૃષ્ટિમાં આવકાર મળે છે. આ નિષ્ઠા સર્જનની આડે આવે જ આવે, એવો કોઈ અફર સિદ્ધાન્ત તારવી નહિ શકાય. પરંતુ, 'દર્શન', 'આદર્શ', 'વાદ', યા અન્ય નિષ્ઠા જેટલે અંશે abstract સ્વરૂપનાં વધુ, તેટલા પ્રમાણમાં તે ઓછા આડે આવવાની સંભાવના વધુ; અને આવી નિષ્ઠાઓ જેટલી વ્યાપક અને સહજ તેટલા પ્રમાણમાંય આડે આવવાનો ભય ઓછો (ભક્તો અને સંતોની વાણીમાં **ઘણીવાર** (હમેશાં નહિ) ઉચ્ચકક્ષાનું સાહિત્ય તત્ત્વ દેખાય પણ છે). પરંતુ જેમ જેમ સામાજિક-ભૌતિક આદર્શો (સમાજ સુધારો, રાષ્ટ્રીય મુક્તિ, ગાંધીવાદ, માર્કસવાદ વગેરે) સાથેની આ નિષ્ઠાની કડી વધુ સીધી તથા તેની સિદ્ધિ માટેની પ્રક્રિયા જેમ જેમ વધુ સ્થૂલ સ્વરૂપની, તેમ તેમ ભય વધુ, એવું જરૂર કહી શકાય.

પરંતુ, જીવન દર્શન—નિષ્ઠા, પોતે જ તો સર્જનનું પ્રેરક તત્ત્વ છે. એને કલાસર્જનની આડે આવનારું તત્ત્વ માનવું એ જીવન અને સર્જન બંનેનો ઉપહાસ કરવા બરાબર છે.

જેનાથી જાગ્રત રહેવાનું છે તે છે, જીવનદર્શનની સંકુચિતતા, જડતા, ઉપરછલ્લાપણું. અને સાહિત્યમાં તેનો સંકુચિત દુરાગ્રહ.

જે 'દર્શન', જે 'વાદ', જે 'નિષ્ઠા' સંકુચિતતાને અને દુરાગ્રહને પોષનારાં બનવા માંડે છે, ત્યારે તે કલા સર્જન-ની આડે આવે જ છે.

● માર્કસવાદી જીવનદર્શને ઇતિહાસના વિકાસની સમજણનાં અનેક ઊંડાણો છતાં કર્યાં છે. અંધારા ખૂણાઓ

[પાના ૩૨૫ ઉપર]

## સવાર

ના ના, કશું એ તો નથી,
રાત આખી બોલવા કોઈ મથી
થાકી ગયું
માત્ર એના મૌનનો અણસાર;
કે દિશાને ઉમ્બરે
ગઈ કાલનું જે ઠોકરાયું પ્રેત
તેનો હશે આ રક્ત તિરસ્કાર?
કે તેજનાં કિરણોતણી આ બાણશય્યા-
પર સૂતેલા નીલ નભના હોઠનો સિસકાર?
કે પછી અંધારકેરા દર મહીંથી
છેડાઈ છંછેડાઈ ને માંડી ફેણ આ સૂરજે,
એનો હશે ફૂત્કાર?
કે તુષાર
પર્ણેપર્ણે જાય મૂકી કેટલાં કોમળ
અનુસ્વાર?
કે ફોડી ઈંડું મત્સ્યનું
જીવન શાવક નીકળે છે બ્હાર,
તેના પ્રથમ ઉચ્છ્વાસનો આ સાર?
ઊગી સવાર?

—સુરેશ હ. જોષી

## નગરી

આ વ્યસ્ત નગરી
વંધ્ય નારી સમી
બ્હાવરી અજડ
હાંફતી લથડબથડ, સ્વતઃ નિજ ભારથી.

આ વ્યસ્ત નગરી
અંગ તોતિંગ
—ભૂંડા ભગંદર રોગથી બેરૂપ
કોટને કાંગરે—
કાંગરે સૂતી આ વ્યસ્ત નગરી!
હાંફતી લથડબથડ સ્વતઃ નિજ ભારથી.

આ વ્યસ્ત નગરી
પ્રલયના પેટમાં સરકતી ભૂખને
અહરનિશ ભરખતી
વિરૂપ, વિફલ
—અજગરશી લથડબથડ!

—ઉપવાસી

## વિમોચન

પગથિયા પર સાંજનો તડકો પડેલો
શબ સમો નિશ્ચેત; બેઠો કાગડો
મૂંગો મૂંગો ત્યાં વાડ પરના થાંભલે.
ને શિરીષનું વૃક્ષ ઊભું ચૂપ.
પેલો સ્થિર કાચિંડો..
સાંજની ગમગીન વેળાના ભયાનક ભારમાં
અસ્તિત્વ આ કચડાય તે પ્હેલાં
કચડીથી
લ્હેર નાજુક રેશમી સૂરો લઈ
સ્પર્શી મને બસ સ્હેજ
ને ઊંચકી ગઈ
કલકલ નદીને તીર, વેકુર સ્નિગ્ધ ભીની,
વાયરો, પગલાં શિશુનાં, છીપલાં
હોડી અને ઘેરો છલકતો કંઠ માછીમારનો
હાથમાં લઈ જ્યોત્સ્ના
ધીમે પગે ભીની નદીની રેતમાં
હું ચાલતો......ને વાયરે
ફરફર ફરકતાં વસ્ત્ર મારાં...

—લાભશંકર ઠાકર

# તું ?

તું ?
તું જ ક્યાં સામે મળી !
માંડ મારી જિન્દગી
ચઢતી હતી દુર્ગમ ચઢાણો
ઢાળ થઈ તું ક્યાં ઢળી !
તું જ પાછી........?
શા પ્રયાસે વાળિયાં પાછાં હતાં મેં લોચન
જેવું લહે જલ
ધન તણા પરિરંભણોથી મોચન !
ત્યાં જ તું પાછી પ્રસારી પાલવો
ઝરણું બની વહી નીકળી !
(જળ, પ્રવાહે ભેળવી લેવા જ તો !)
'હાશ' મેં માન્યું જરી અમૃતતણી વિપદા ટળી
(મીનને બસ નીરનીયે જીવન-કારા ગઈ ટળી)
અવ ઉપર બસ ગંભીર અવકાશો તણી અલકા અને
સૌંદર્યની વસુધા તણી અક્ષય સદા યૌવન પ્રપા:
હાશ ! છૂટ્યો !
રે, પરંતુ...કંઠમાંહે પ્યાસ થઈ તું ગઈ ભળી !
ત્યાંય તું......!
મુજ ઉપવનોના મોહ મેં ફેંક્યાં ઉતારી આવેરાં
શરદનું જ્યમ આભ ફેંકે ઘન તણા સૌ અંચળા
પણ કંટકો ?
બસ એ જ ના ફેંકી શક્યો હું
ને ફૂટી તું ત્યાં જ પાછી પહલવી !
(શી ખબર, તું ફૂલ હર કાંટે હશે નિતની હળી !)
નૈન ખીડું !—તું સ્વપન
નૈન ખોલું—તું ભ્રમણ
કાસારનો આધાર તારે ?
જા ફરી પાછી, હવે
દર્પણ બનાવી મુજ સપાટી જલ તણી, તું ડોકિયું
કાં કર લળી ?
જંપવા તું દે મને આ રાતના એકાંતમાં
(હું તને શી રીત લેતો જાઉં મુજ સંગાથમાં ?)
જોજે ન ડોકાતી વળી ઉષા બનીને પ્રાતમાં !

—શાયર

# વિદાય ટાણે

મારી વિદાય ટાણે
કોણ રે રુવે, પડતું કોનું ડૂસકું મારે કાને ?
—મારી૦
સંગમાં તારી વીતતા ચાલ્યા
સુખ ને દુઃખના દિન;
એક વીણા પર ગાઈ રે લીધું
ગાન, બની તલ્લીન
આનંદ એનો હાય રે કેવો, કોઈ રે ક્યાંથી જાણે ?
—મારી૦
મરણ મારા દેહનું, તો યે
સ્મરણની સૌરભ
વ્યાપશે તારા જીવને; એનું
થાય મને ગૌરવ
કોઈ ને કોઈ સ્થાને
મળશું પાછા ફરી ફરીને શ્રદ્ધા મારે પ્રાણે !
—મારી૦

—સુરેશ દલાલ

---

[પાન ૩૨૩થી]

પર અપૂર્વ પ્રકાશ પાથર્યો છે. આ દર્શન સર્જનનું પ્રેરક તત્ત્વ બની શક્યું છે. પરંતુ આપણે આ નિબંધમાં જોઈ ગયા તેમ, તેની સાહિત્ય-કલા-ક્ષેત્રની વિકૃતિઓનો પાર રહ્યો નથી. અને સર્જન ક્ષેત્રે તે liberating force બનવાને બદલે enslaving force બની બેઠું !

અંતે, આપણે બેધડકપણે એટલું કહી શકીએ કે માર્ક્સવાદ જ શું કામ, કોઈપણ 'વાદ' કલા-સર્જનને અણઘડ રીતે સ્પર્શવા જતાં, અને એના ઉપર વર્ચસ્વ ધરાવવાનો પ્રયાસ કરવા જતાં, સર્જનના આત્માને જ રુંધાવી માર્યા વિના નહિ જ રહે. *

* ઇન્ડિયન કમિટી ફોર કલ્ચરલ ફ્રીડમ અને એશિયન ઓફિસ ઓફ ધ કોંગ્રેસ ફોર કલ્ચરલ ફ્રીડમના ઉપક્રમે મુંબઈમાં તા. ૬ તથા ૭મી જૂન ૧૯૫૯ના બે દિવસો દરમ્યાન મળેલ ગુજરાતી-મરાઠી સાહિત્ય-સેમિનાર માટે તૈયાર કરેલ નિબંધ.

# ભંગારનગર ભણી...

આફ્રિકન પ્રજાના પ્રાણ સાથે એકરૂપ બની જનાર અંગ્રેજ લેખક એલન પેટનકૃત 'Cry, The Beloved Country' (રૂા. ૨-૭૦) નવલકથાનું એક પ્રકરણ × × × આ લેખકની બીજી નવલકથા છે—Too Late the Phalarope તથા અભ્યાસ પુસ્તક છે—Hope for South Africa.

—સુભદ્રા ગાંધી

**હમ બેચૈન હૈં**

બધા રસ્તા જોહાનિસબર્ગ ભણી જ દોરી જાય છે. તમે કાળા હો યા ગોરા, એ તમને જોહાનિસબર્ગ ભણી જ લઈ જવાના.

ખેતરમાં પાક બગડ્યો, ને બીજું કોઈ કામ હાથ લાગે એમ નથી, તો ઊપડો જોહાનિસબર્ગ. મહેસૂલ ભરવાનું આવ્યું છે, તો પહોંચો જોહાનિસબર્ગ. કંઈક કામની શોધમાં છો, તો જાઓ-જુઓ, જોહાનિસબર્ગમાં. ખેતરના હવે વધારે ટુકડા પાડી શકાય એમ નથી ને બધાંનું એટલામાં પૂરું થાય એમ નથી, તો ઘરનાં થોડાંક માણસે જોહાનિસબર્ગનો રસ્તો લીધે જ છૂટકો. છોકરાને જનમ આપવાની વાત હોય, ને તે છાનું રાખવા જેવું હોય, તો એ કામ જોહાનિસબર્ગમાં જ પતશે.

ત્યાં જનારા કાળા લોકોએ એલેક્ઝાન્ડ્રા, સોફિયા ટાઉન, યા ઑરલેન્ડો જવાનું, ને ત્યાં જઈ ઓરડી ભાડે રાખવા મથવાનું, યા કોઈના ઘરનો ભાગ વેચાતો લઈ ત્યાં રહેવાનું.

આવનાર સૌ કોઈને મોઢે એક જ સવાલ છે: ને સામેથી જવાબેય એક સરખા જ છે!

—તમારે ત્યાં ઓરડી ભાડે આપવાની છે?

—ના, મારી પાસે ઓરડી નથી.

—તમારે ઓરડી ભાડે આપવી છે?

—ના, એ તો અપાઈ ગયેલી છે.

—તમારી પાસે ભાડે અપાય એવી એકાદી ઓરડી હશે?

—હા, ઓરડી છે ખરી, પણ મારે એ ભાડે આપવી નથી. મારી પાસે બે ઓરડી છે, પણ કુટુંબમાં અમે બધાં મળીને છીએ ૭ જણ. ને એમાં છોકરાં પણ હવે તો મોટાં થયાં.....પણ...નિશાળની ચોપડીઓ માટે પૈસા જોઈએ. મારો વર બિમાર રહે છે. એને સારું હોય ને કામ પર જાય, ત્યારે અઠવાડિયે પાંત્રિસ શિલિંગની અમારી કમાણી. એમાથી ૭ શિલિંગનું ઘરભાડું ભરવાનું. ત્રણ શિલિંગ બસભાડાના. મરીએ ત્યારે ઘરનાં સૌ કોઈને સૌજન્યું 'કફન' મળે, એ માટે એક શિલિંગ તો વેગળો મૂકવો જ રહ્યો. એક શિલિંગ ચોપડીઓમાં જાય. ત્રણ શિલિંગ કપડાંના ગણો. તાણી તૂંસીને જેમ તેમ એટલામાં નભાવવાનું. એક શિલિંગ મારા વરની શરાબ માટે, ને બીજો એક એની તંબાકુ માટે—એને કાજે આટલું કાઢવું પડે છે, પણ તે માટે હું જીવ સાંકડો કરતી નથી. કારણ એ ખાનદાન માણસ છે. એ કદિ 'જુગાર' ખેલતો નથી કે પારકી બૈરીઓ પાછળ પૈસા વેડફતો નથી. આ ઉપરાંત અમે એક શિલિંગ કાઢીએ છીએ દેવળ માટે, ને એક શિલિંગ માંદગીનો.

—આ પછી જે સત્તર શિલિંગ બચ્યા, તેમાંથી ૭ જણાંનાં પેટ ભરવાનાં...અમે હંમેશ ભૂખ્યાં જ હોઈએ છીએ....

...હા, મારી પાસે ઓરડી છે, પણ હું એ ભાડે આપવાની નથી...વારુ, પણ તમે ભાડું કેટલું આપો, એ તો કહો?

—અઠવાડિયે ત્રણ શિલિંગ.

—એટલાથી શું થાય?

—તો ત્રણ શિલિંગ ને ૭ પેન્સ.

—ત્રણ શિલિંગ ને ૭ પેન્સ?...એકાંત મળ્યાથી કંઈ પેટ ભરાવાનું હતું! હા, છોકરાં મોટાં થાય, એટલે એકાંતની જરૂર ખરી, પણ એનાથી કંઈ પેટનો ખાડો ઓછો જ પૂરાવાનો હતો?... વારુ, તો તમારા ત્રણ શિલિંગ ને ૭

પેન્સ મને મંજુર છે.

શું ફાચડાફાચડી ભીડ! પણ ઘર કંઈ એથી ફાટી ઓછું જ ગયું! બે ઓરડીમાં દસ માણસ—બધાંની આવજા માટે એક જ બારણું, ને સૂઈ જાઓ, ત્યારે માણસને તમારા ઉપર થઈને ચાલવું પડે...! એ ગમે તેમ... પણ છોકરાંના પેટમાં બે કોળિયા અન્ન તો પડ્યું. ને કદાચ મહિને એકાદ વખત સિનેમાનો જોગ પણ થાઈ જાય!

*

(ઓરડી ભાડે આપ્યા પછીની ફરિયાદ)

મને આ બાઈ નથી ગમતી. મારા ધણી સામે એ જે રીતે જુએ છે, એ નથી ગમતું......

મને આ છોકરો નથી ગમતો. એ મારી દીકરી સામે જે રીતે જુએ છે, એ નથી ગમતું...

મને આ માણસ નથી ગમતો, એ મારી સામે જુએ છે, મારી દીકરી તરફ જુએ છે, એની એ નજર મને જરાય રુચતી નથી.

—માફ કરો, પણ હવે તમે અહીંથી જાઓ.

—પણ અમે જઈએ ક્યાં?

—માફ કરો. પણ અમારું ઘર હવે બહુ ઉભરાઈ ગયું છે. આટલાં જણાંથી એમાં રહેવાય એમ નથી.

—અમે ઘર માટે અમારાં નામ નોંધાવી દીધેલાં છે. અમને ઘર મળે ત્યાં લગી જરા થોભી જાવને?

—અરે, પણ આ ઑરલેન્ડોમાં એવાય લોકો છે, જેઓ પાંચ પાંચ વરસ થયાં ઘર મળવાની રાહ જોતા બેઠેલા છે!

—પણ મારો એક ભાઈબંધ છે, એને માત્ર એક જ મહિનો રાહ જોવી પડેલી.

—હા, મેંય એવું સાંભળ્યું છે ખરું.

*

—લોકો કહે છે, કે લાંચ આપો તો તમારું કામ થઈ જાય ખરું.

—પણ, અમારી પાસે તો લાંચ આપવા માટે પૈસા જ ક્યાં છે?

—મને બહુ અફસોસ છે..પણ આ ઘર. હવે બહુ ભરાઈ ગયું છે.

હારનો. આ ઘર ભરાઈ ગયું છે, પેલું ભરાઈ ગયું છે, કારણ, જે ઊડ્યું તે જોહાનિસબર્ગ ભણી 'ચાલ્યું' આવે છે. ટ્રાન્સકેઈથી, ફ્રી સ્ટેટમાંથી, ઝુલુલેન્ડ ને સેકુકુનિલેન્ડ-થી. ઝુલુ લોકો, સ્વાઝીઝ લોકો, શાન્ગાઆન, બાવેન્ડા, બાપેડી, બાસુટો, ઝોસાસ, ને ટેમ્બુઝ, પોન્ડોસ ને ફિન્ગોસ લોકો... તમામનો પ્રવાહ જોહાનિસબર્ગ ભણી જ વહી આવે છે.

માફ કરો. પણ હવે તમે અહીંથી જાઓ.

—એક અઠવાડિયા માટે જરા થોભી જાવ એથી વધારે કશાની માગણી નથી.

વારુ ત્યારે જાઓ, એક અઠવાડ્યું વધારે.

*

—તમારે ત્યાં ઓરડી ભાડે આપવાની છે?

—ના, મારી પાસે એવી ઓરડી નથી.

—આ તો ભાડે અપાઈ ગયેલી છે.

—તમારી ઓરડી ભાડે આપશો?

—હા, મારે એક ઓરડી ભાડે આપવા જેવી છે ખરી, પણ નથી આપવી. કારણ, મેં જોયું છે કે, પારકી બૈરીઓ ઘરના ધણીઓને ખેંચી જાય છે. આદમીઓ ઘરની વહુઓને ભમાડી જાય છે. છોકરાઓ કોઈના ઘરની દીકરીઓને બગાડે છે, છોકરીઓ ઘરના દીકરાઓને ફજેતીએ ચઢાવે છે...પણ મારો ધણી અઠવાડિયે ચોત્રીસ જ શિલિંગ કમાઈ લાવે છે...ને એમાં...

—આજે ઘર મળે, કાલે ઘર મળે, એમ કરતાં આજે પાંચ પાંચ વરસ રાહ જોયા પછી પણ હતા ત્યાંના ત્યાં જ છીએ, એમાં જરાય ફેર નથી.

—બીજાના ઘરમા રહેનારા લોકોની વસ્તી એકલા ઓરલેન્ડોમા દસ હજારની છે.

—ડ્રુબુલા (હબસી નેતા) શું કહે છે, એ સાંભળ્યું છે તમે? એ કહે છે કે, આપણે ઑરલેન્ડોમાં આપણાં પોતાનાં ઘર ઊભાં કરી લેવાં જોઈએ.

—પણ ઘર ઊભાં કરવા માટેની જગા જ ક્યાં છે?

—ડ્રુબુલા કહે છે: રેલ્વે લાઈનની બાજુમાં જે ઉઘાડું મેદાન છે, તેના પર.

—પણ તે ઘર બાંધવાં શેનાથી?

—જે જડશું, ને હાથ ચઢશું એનાથી. કોથળા, પાટિયાં, જંગલમાંથી ઘાસ ને પ્લાન્ટેશનમાંથી વળીઓ, થાંભલીઓ લાવી ને.

—પણ પછી વરસાદ પડશે ત્યારે?

—તમારાં સોએ વરસ પૂરાં!...બધાંએ મરી જવાનું.

—ના, વરસાદ સુધીમાં તો કહે છે કે, કદાચ એ લોકો આપણને બીજાં ઘર બંધાવી આપશે.

—આ તો નરી બેવકૂફી જ છે...શિયાળામાં આપણું શું થશે?

છ છ વરસ એક ઘર રાખવા માટે રાહ જોવાની. ઘર તો બધાં ભરાઈ ગયેલાં.. ને છતાં વસ્તી ઊભરાયા જ કરે! કારણ જોહાનિસબર્ગ ભણી આવનારા લોકોનો પ્રવાહ અટકતો જ નથી! કહે છે કે, યુરોપમાં ને ઉત્તર આફ્રિકામાં જબરી મોટી લડાઈ સળગેલી છે, ને એટલા માટે નવાં ઘર બાંધવાનું કામ હમણાં સાવ અટકી પડ્યું છે.

*

પણ એની તો તમને ખાત્રી છે ને કે, ઘર માટેની યાદીમાં મારું નામ છે?'

—હાસ્તો, યાદીમાં તો તમારું નામ છે જ.

—કેટલામું નામ આવે છે મારું?

—એ તો હું શી રીતે કહું? પણ બનતાં સુધી તમારું નામ છ હજારમે નંબરે હોવું જોઈએ.

યાદીમાં છ હજારમો નંબર? એનો અર્થ એ જ કે, મને કદિ ઘર મળવાનું જ નહિ. ને આજે છું ત્યાં તો હું લાંબો વખત રહી શકું એમ છું જ નહિ. સગડી વાપરવા બદલ અમારે ઝગડો થયો, છોકરાં બાબત ક્લેશ ચાલ્યા જ કરે છે, ને મને પેલા માણસની નજર બિલકુલ પસંદ નથી. એ કેવી આંખે મારી સામે તાકતો હોય છે!

રેલ્વે લાઈનની બાજુમાં ખાલી જમીન છે...પણ શિયાળે ચોમાસે અમારી શી દશા? એ લોકો કહે છે, તમે બધાં ત્યાં જતાં રહો. આજથી ચૌદ દિવસની અંદર. તેઓ કહે છે, બધાં મળીને પાટિયાં વીણી લાવો, ગુણિયાં, પતરાં ને વળીઓ થાંભલીઓ માટે લાકડાં ભેગાં કરો.

ને કહે છે, અમારે મહિને એક જ શિલિંગ કમિટીમાં ભરવાનો. ને એ લોકો અમારી તમામ ઘરવખરી ખસેડી આપશે. અમારે માટે સંડાસ પણ ઊભાં કરી આપશે. પણ... વરસાદના ને ટાઢના દિવસોમાં ત્યાં અમારી શી દશા?

*

—મારા માટે ઘરની કંઈ જોગવાઈ થઈ ખરી?

—ના, હજી તો કંઈ થયું નથી.

—પણ, મારું નામ તો છેલ્લાં બે વરસ થયાં તમારી યાદી પર છે.

—તમે તો હજી સાવ નવા કહેવાઓ.

—ને એ વાત ખરી, કે જો પૈસા આપીએ તો—?

પણ પેલો માણસ મારી વાત સાંભળે તો ને? એ તો ક્યારનો બીજાની જોડે વાતે વળગ્યો! પણ ત્યાં તો એક બીજો માણસ ઊઠીને મારી નજીક આવે છે. એ ક્યાંનો છે એની મને કશી ખબર નથી; ને એ જે કંઈ કહે છે, તે સાંભળીને તો હું અચંબામાં પડી જાઉં છું.

—બહુ દુઃખની વાત છે, કે એમની પાસે તમને આપવા માટે ઘર નથી...શ્રીમતી સેમે! એ તો ઠીક, પણ એક બીજી વાત કરું. મારાં પત્ની કમિટીના કામ બાબત તમારી સાથે કંઈક વાત કરવા માગે છે. આજે સાંજે, સાત વાગે.. અમારું ઘર તો તમે જોયું જ હશે. નં. ૧૭૮૫૨. ડચ રિફોર્મ્ડ ચર્ચ પાસે. લો, તમારી સગવડ માટે હું તમને આ નંબર લખી આપું છું...વારુ, ત્યારે આવજો.

પણ હું એને જવાબ વાળવા જાઉં છું, ત્યાં તો એ ક્યાંનો ક્યાં ગાયબ!

ઓહ! આ માણસે તો મને મુંઝવણમાં નાખી દીધી કોણ એની પત્ની? હું તો એને ઓળખતી ય નથી. ને આ કમિટી વળી કઈ? મારે તો કોઈ કમિટી સાથે કશી જ લેવાદેવા નથી.

—ઓહ! પણ તું તો સાવ બાઘી બાઈ છે! સમજી નહિ? એ તારી સાથે પૈસાની રકમ બાબત વાત કરવા માગે છે...ઘર મળે તો તું એને કેટલા આપવા તૈયાર છે?

—વારુ, વારુ, હું જઈશ ત્યારે તો. હું માનું છું કે એ વધારે પડતું તો નહિ જ માગે. અઠવાડિયે સાડત્રીસ શિલિંગની કમાણી ઉપર કોઈ વધારે તો આપી જ શું શકે?...પણ ઘર તો મારે જોઈએ જ. અત્યારે રહીએ છીએ એ જગાએ તો હવે મને બીક લાગવા માંડી છે...બધાં સારાં માણસો સૂઈ જાય છે, તે પછી કોણ જાણે કેવાય લોકોની આવજા ત્યાં શરૂ થઈ જાય છે!

—કેટલા બધા જુવાનિયાઓનાં ટોળાં આવજા કરતાં હોય છે, જાણે કદિ ઊંઘતાં જ ન હોય, જાણે એમને બીજું કશું કામ જ ન હોય!

—કેટલાં બધા લુગડાં! સારાં સારાં...ગોરા લોકોનાં લુગડાં! મને લાગે છે કે, જરૂર એ ઘર પર એક દહાડો

આફત ઊતરવાની. ને મેં ને મારાં વરે તો કદિ આવું બધું જોયેલું નથી...મારે ઘર લીધા વગર હવે છૂટકો જ નથી.

—પાંચ પાઉન્ડ તો બહુ કહેવાય ભાઈ! મારી પાસે એટલા પૈસા જ ક્યાં છે?

—એક ઘર માટે પાંચ પાઉન્ડ કંઈ વધારે નથી, સેમબેન!

—પણ આ તો મારું નામ યાદીમાં ઉપર મૂકાવવા માટે જ ને?

—પણ એમાંય ઓછું જોખમ નથી. યુરોપિયન મેનેજરે કહી દીધું છે કે, જો કોઈને પણ યાદીની બાબતમાં છેડછાડ કરતાં મેં જોઈ લીધો, તો એની સાથે સખત હાથે કામ લઈશ.

—તે હશે ભાઈ; પણ મારી પાસે તો એટલા પૈસા જ નથી.

પણ હું પાછી વળું, તે પહેલાં તો એની પત્ની ત્યાં આવી ચઢી, બીજી એક બાઈને સાથે લઈ ને.

—જરૂર તમારી કંઈક ભૂલ છે, સ્વામી! હું આ બાઈને ઓળખતી નથી. એ અમારી કમિટી પર નથી.

—ઓહહો! મારી ભૂલ થઈ ગઈ. દિલગીર છું, માફ કરજો શ્રીમતી સેમ! મેં માન્યું કે તમે કમિટી પર હશો. આવજો, ફ...રી પેરે રહેજો.

પણ હું રૂડી પેરે રહેતી નથી. ને એ રૂડી પેરે રહે કે જહાન્નમમાં જાય, એની પરવા ય કરતી નથી. ને મારું ય નસીબ ક્યાં સીધું ચાલે છે! હું થાકથી કંટાળી ગયેલી છું. એકલવાયી છું, ઓ મારા સ્વામી! શા માટે આપણે આપણું વતન ને આપણા લોકોને છોડીને આટલે આવ્યાં? ત્યાં ગુજરાન પૂરતું નહોતું મળતું, છતાંય અહીંના કરતાં તો લાખદરજ્જે સારું હતું. ત્યાં બધાંને માટે ભરપેટ ખોરાક રહેતો, પણ જો કંઈ ખૂટતું, તે બધાં વહેંચીને, ભેગાં બધાંએ તો ખાતાં હતાં.

ને બધાં જે ગરીબ હોઈએ, ત્યાં પછી ગરીબી એવી કઠતી નથી. ને ત્યાંની પેલી નદીનો કાંઠો, કેટલો ખુશખુશા! તમે કાંઠે બેસી લુગડાં ધોયા કરો. પથ્થર પર થઈ, ખળખળ કરતાં પાણી વહી જતાં હોય, ને પવન વીંઝણો હોય તો તમને ટાઢક આપતો હોય!

આજથી બે અઠવાડિયાંની મુદ્દત છે. એટલા વખતમાં અમારે આ ઘરમાંથી ખસી જવાનું છે.

—ચાલો સ્વામી! ચાલો, આપણે પાટિયાં, પતરાં, ને ગુણિયાં, વાંસડા ભેગા કરી લાવીએ. આપણે રહીએ છીએ એ જગા હવે મને બિલકુલ ગમતી નથી...

બારાગ્વાનાથ હોસ્પિટલ આગળ ઘણાં બધાં લાકડાં ખપાટિયાં પડેલાં છે, મકાન બાંધનારા બધો કાટમાલ ત્યાં પડતો મૂકીને ચાલ્યા ગયેલા છે. રિફોર્મેટરી આગળ છાપરું ઢાંકવા માટેનાં પતરાં પડેલાં છે. એ લોકો એનાં વડે પોતાની ઈંટો ઢાંકી રાખે છે.

ચાલો, આજે રાતે જઈને, આપણે એ બધું ભેગું કરી લાવીએ. નેન્સીફિલ્ડ સ્ટેશન આગળ કોથળાની ગાંઠીઓ વાળી વાળીને એની થપ્પીઓ ખડકેલી છે. ચાલો, આજે રાતે જઈને એમાંથી થોડી ઢસડી લાવીએ. તાજની ખાણો આગળ કેટલાં બધાં ઝાડ છે! એક રાતે ત્યાં જઈને છાનાંમાનાં વળીઓ, થાંભલીઓ માટે થોડાંક લાકડાં વહેરી લાવીએ.

*

આજે ઓરલેન્ડોમાં એ બધાં કામે લાગી ગયાં છે. એકે એક ઘરોમાં દીવા પ્રગટે છે. હું પતરાં ઊંચકી જાઉં છું, છોકરાંની મા, તમે ને છોકરાં મળીને આ થાંભલીઓ લઈ આવો – ને નાનકા, તું, તારાથી ઊંચકાય એટલા કોથળા ઊંચકતો આવ ...બધાં રેલ્વે લાઈનના મેદાનમાં ભેગાં થવાનું છે. આ બધા લોકો ત્યાં જ જાય છે. જુઓ તો, કેટલા બધા લોકોની હરફર, કોદાળીના ટચકા, ને હથોડાના ઘા ત્યાંથી સંભળાય છે?

એ સારું છે કે, આજની રાત જરા હુંફાળી છે ને વરસાદનું નામ નથી. 'આભાર તમારો ભાઈ કુથુલા! જમીનનો આટલો અમથો ટુકડોય અમારે માટે બસ છે. આભાર, ઘણો આભાર, તમારો ભાઈ કુથુલા! આ લો, તમારી કમિટિના ફાળામાં અમારો એક શિલિંગ.'

આમ, અંધાર ભર્યે...એક રાતમાં...ઓરલેન્ડોમાં ઊભું થઈ ગયું! લોકો સવારે ઊઠીને જોશે, ત્યારે અચંબો પામી જશે. ભંગારમાંથી ઊભાં થયેલાં ખોરડાંમાંથી ધુમાડો નીકળવા લાગ્યો. એકબે ખોરડાંમાં તો ધુમાડિયાંનાં ભૂંગળાં સુધ્ધાં દેખાય છે. કિલપટાઉન પોલિસ થાણા આગળ મેં એકબે સરસ ભૂંગળાં પડેલાં તે જોયાં હતાં, પણ એને હાથ અડકાડવાની મૂર્ખામી હું કરું!

રાતોરાત ભંગારનગર ઊભું થઈ ગયું. છાપાં બધાં આગામ સમાચારથી જ ઉભરાઈ ગયેલાં છે. મોટા મોટા અક્ષર ને કેટલી બધી છબીઓ!

જુઓ, આ અમારા ઘર આગળ મારા પતિ ઊભેલા છે. અફસોસ! એ છબી માટે હું જરા મોડી પડી ગઈ! સ્ક્વૅટર્સ...એ લોકો અમને સ્ક્વૅટર્સ એટલે 'અડ્ડા જમાવીને બેસી જનારા' કહે છે.

ગુણપાટ, ખપાટિયાં ને ટીનનાં પતરાંના આ આખા ગામમાં કોઈને ભાડું આપવું પડવાનું નથી. માત્ર કમિટીને એક શિલિંગ ભરવો પડશે તે જ.

રાતોરાત ઊભું થઈ ગયું આ ભંગારનગર! મારા બાળકને સખત ખાંસી ઊપડી છે, ને એનું કપાળ તો અંગારાની જેમ ધીખે છે. એને હાથમાં લેતાં પણ મને બીક લાગે છે...આ બધું પેલી ઘરબદલીની પહેલી રાતનું પરિણામ. દિવાલની તરાડોમાં થઈને પવન સોંસરો અંદર પેસી જાય છે. આજે તો ઠીક, પણ ચોમાસે શિયાળે શું કરીશું?... છાનાં રહો મારાં બાળ...છાનાં રહો. જો, મા તારી પડખે જ છે. ખમ્મા મારા લાડકડાને...હવે વધારે ખાંસીશ ના, બેટા!' જો, મા તારી પડખે જ છે.

*

બાળકની ખાંસી તો બહુ વધી ગઇ, ને એનું કપાળ તો ધગધગી ઊઠ્યું! ખમ્મા મારા પેટ. તારી મા તારી પડખે જ છે... બહાર હાહા હીહી-ને ઠઠ્ઠામશ્કરી ચાલે છે. કોદાળી ને હથોડાના ધમધમ અવાજ સંભળાય છે. ને કોઈક અજાણી ભાષામાં લોકો જાણે કોણ શીય વાતો કરે છે. મને કશું સમજાતું નથી. પોઢી જા મારા બાળ, જંપી જા. તારો જન્મ થયેલો, ત્યાં તો એક ખૂબ રઢિયાળી પર્વતની ખીણ હતી ને ત્યાં પથરા પર થઈ દડતાં પાણી ગીત ગાતાં વહી જતાં, ને વાયુ તને વીંઝણો ઢાળવાનું કામ કરતો. ચારો ચરવા નીકળેલાં ઢોર નદીકાંઠે આવતાં ને ઝાડની છાયામાં જઈ ઊભાં રહેતાં...ખમ્મા મારા બાળ! ઓ પ્રભુ, એને તું શાંતિ આપ. ઈશુ, અમારા પર મહેર કર. ઓ ગોરા આદમી, અમારા પર દયા લાવ જરી!

*

—ભાઈ કુણુલા! દાક્તર ક્યાં મળે?

—દાક્તર સવારે આવશે મારી બેન. તું શાંતિ રાખ, ફિકર ન કર, કમિટી એને પૈસા ચૂકવશે.

—પણ મારું બાળક મરવા પડ્યું છે...જુઓ, આ લોહી...!

—હવે સવાર થવામાં વાર જ કેટલી છે?

—બાળક મરણ પથારીએ પડ્યું હોય, ને માનું હૈયું ભયથી ફફડી ઊઠ્યું હોય, ત્યારે એ કાળ બહુ લાંબો થઈ પડે છે...એને અબઘડી ન બોલાવી લાવો, ભાઈ કુણુલા?

—માડી, હું, જઈને જોઉં છું, અત્યારે જ એને બોલાવી લાવું છું...

—ભલું થજો તારું, ભાઈ કુણુલા!

*

બહાર ગાનતાન ચાલે છે. તાપણા ફરતા વિંટળાઈ લોકો ગીતો લલકારે છે...'પ્રભુ! અમારી મા ભોમકાની રક્ષા કર... અમારા આફ્રિકાને બચાવ...' વાહ, ગીત છે પ્રભુ, આફ્રિકાના આ નાનકડા ટુકડાને તું બચાવ. એ મારા લોહીમાંસનો બનેલો, મારો પોતાનો છે, એને મેં પ્રસુતિની વેદના વેઠી જન્મ આપેલ છે, એને મારાં થાનેલાંનું ધાવણ પાઈ, હૈયાનું અમી સીંચી ઉછેરેલ છે. મેં આ બધું કર્યું છે, કારણ એ જ તો સ્ત્રીની પ્રકૃતિ છે...ઓ મારા નાનકા! બેટા, જોતો, આ રહી તારી મા...ઓ દાક્તર તમે વહેલા નહિ જ આવો કે?

—મા, મેં દાક્તરને તેડું મોકલી દીધું છે. કમિટીએ પોતાની મોટર મોકલી દીધી છે, દાક્તરને તેડી લાવવા... કાળો દાક્તર, આપણું પોતાનું માણસ.

—તમારો પાડ કદી નહિ વિસરું. ભાઈ કુણુલા!

—માડી! આ લોકોનો ઘોંઘાટ બંધ કરાવી દઉં?

—ના, ના, એની શી જરૂર છે! એને તો એવું કશું ભાન જ ક્યાં છે તે?

ગોરો દાક્તર મળ્યો હોત તો કદાચ સારું થતે...પણ એ નહિ તો ગમે તે. ઝટ આવે એટલે બસ...આ આટલો બધો ઘોંઘાટ...આ બધી પરાઈ બોલીમાં ચાલતી હોહા બંધ થઈ ગઈ હોત, તો કદાચ કંઈક સારું લાગત ખરું!... સ્વામી મારા...મન મારું બહુ ગભરાઈ ઊઠ્યું છે. એના કપાળનો આ ધિખારો તો જુઓ! મારો તો હાથ બળી જાય છે!

*

હવે અમારે દાક્તરની જરૂર જ ક્યાં રહી છે? નહિ ગોરો, કે નહિ કાળો. બેમાંથી એકેય દાક્તર એને હવે કશા

[ વિશ્વમાનવ : જુલાઈ '૫૯

જ કામનો રહ્યો નહિ, ઓ મારા બાળ! મારા પેટ! ઓ મારી માનતાના ફુલ! તારા ગાલને બે હથેળી વચ્ચે લઈ રમાડવા, એ મારો કેવડો મોટો આનંદ હતો! તારા ટચુકડા હાથની પકડ, તારી એ કુંળી કુંળી આંગળીઓનો સ્પર્શ, ચાનેલું મોંમાં લઈ, બચ બચ ધાવતા એ મુખડાની ખેંચ... બધું કેટલું મીઠું, આનંદદાયક હતું. આ છે સ્ત્રીની પ્રકૃતિ! આ છે એની ગતિ...ધારણ કરવું, વહેવું, જન્મ આપવો, અવશ જોઈ રહેવું...ને અંતે ખોવું!

*

ગોરાઓ આવ્યા ભંગારનગરમાં. એમણે અમારી છબીઓ પાડી. હાલતી ચાલતી છબીઓ...સિનેમા માટેની. એ આવ્યા ને આવીને મૂંઝવણમાં પડી ગયા. અમારે માટે તેઓ શું કરી શકે? અમે ને અમારા જેવાં કેટલાં બધાં છે...! પણ એમને ય થયું કે, આ બધાં શયતાનનાં બચ્ચાંનુ વરસાદમાં શું થશે?

ખેર...પછી તો, નવાં માણસો આવ્યાં. મશીનો આવ્યાં. ને એમણે અમારે માટે કામચલાઉ ઘર તૈયાર કરવા માંડ્યાં. પેલો કુણુલા બહુ હોંશિયાર માણસ છે હોં. એ કહેતો જ હતો કે આમ થવાનું. ને હજી તો અમારે માટે ઘર બાંધવાની શરૂઆત કરે છે, ત્યાં તો રાત પડતાં પડતાંમાં બીજાં કેટલાંય આવી ચઢ્યાં...છેક પિંમવિલે, એલેક્ઝાન્ડ્રા ને સોફિયાટાઉનથી. ને એમણે પણ ઘાસફુસ ને ટીનપાટનાં ખોરડાં ઊભાં કરી દીધાં.

એને બીજે દિવસે વળી બીજા ગોરાઓ આવ્યા. પણ આ વખતે દયા નહિ, રોષ વરસાવના. પોલિસ આવી ને એણે પેલાં તમામને ત્યાંથી તગેડી મૂક્યાં. એ તગેડી મૂકેલાંઓમાં કેટલાંક તળ ઓરલેન્ડોનાં છે. જે ઘર મૂકી મૂકીને એ આવેલાં, એ ઘેર પાછાં ગયાં. પણ ત્યાં જઈ ને જોયું તો એમની જગાએ બીજાં આવી ને વસી ગયેલાં. ને હવે એમને તો પગ મૂકવાનું ય ઠામ ન રહ્યું. એમને જગા કરી આપવા હવે કોઈ જ તૈયાર નહોતું.

*

ભંગારનગરમાં રહીએ છીએ, એમ કહેવું એમાં શરમાવા જેવું કંઈ નથી. એની વાતો તો છાપામાં છપાઈ ગયેલી છે. ને આ જુઓ, મારા પતિ અમારા ઘરની બાજુમાં ઊભેલા છે એની છબી. અહીંના એક માણસ પાસે કરબનનુ છાપું છે, એમાં પણ એ છબી છે. ઘરની પડખે ઊભેલા મારા પતિની છબી! તમારું ઠામઠેકાણું લખાવો, એમાં ખુશાલ લખાવી દો: રહેઠાણ: ભંગારનગર. ભંગાર-નગર કહ્યું, એટલે સૌ કોઈ જાણે કે એ ક્યાં આવ્યું. ને તે ઉપરાંત નંબર છે. કમિટીએ તમને આપેલો ઘરનો નંબર લખાવી દીધો, કે બસ.

પણ...ચોમાસામાં આપણે શું કરીશું? શિયાળામાં આપણી શી વલે? કેટલાક કહે છે: જુઓ, પણે...પેલી ટેકરી પર ઘર દેખાય છે? એ હજી અધૂરાં છે, પણ એમને માથે છાપરાં નંખાઈ ગયાં છે. એક રાતે વળી બધાં ત્યાં ધસારો લઈ જઈશું. ત્યાં, એ છાપરાં હેઠળ જતાં રહીશું કે વરસાદથી તો બચાશે. ટાઢનો પણ ઉપાય એમ જ થઈ રહેવાનો.

*



# રશિયામાં શિક્ષણ-સમસ્યા :
## ( ખ્રુશ્ચોવના હેવાલને આધારે )

—જનકશંકર મનુશંકર દવે

જે પ્રવેગ ગતિથી વિજ્ઞાન અને તેની પાછળ પાછળ યંત્રવિદ્યા આગેકૂચ કરી રહ્યાં છે તેને લીધે દુનિયાભરમાં, દેશદેશના આર્થિક તેમ જ સામાજિક જીવનમાં ખૂબ ઝડપી ફેરફારો થતા રહ્યા છે. આને કારણે, શિક્ષણના ક્ષેત્રમાં પણ અનેક નવી સમસ્યાઓ ઊભી થાય છે. આથી આજે અનેક દેશોમાં પ્રચલિત શિક્ષણપ્રથા પ્રત્યે અસંતોષ જાગ્યો છે અને શિક્ષણની આખી પદ્ધતિ વિષે નવેસરથી વિચાર કરવાની જરૂર ઊભી થઈ છે.

થોડા સમય પહેલાં રૂસમાં શ્રી. ખ્રુશ્ચોવે ત્યાંની શિક્ષણ-પ્રથાને સુધારવા માટે એક નોંધ તૈયાર કરી હતી. એ નોંધ વાંચતાં એક રસપ્રદ ઘટના તરફ આપમેળે ધ્યાન દોરાય છે. રૂસની આર્થિક તેમ જ સામાજિક વ્યવસ્થા આપણા દેશની વ્યવસ્થા કરતાં ઘણા જુદા પ્રકારની હોવા છતાં ત્યાંની શિક્ષણ-સમસ્યાઓ આપણા જેવી જ છે. અને તેથી જ્યારે આપણી શિક્ષણપ્રથા હજી મંથનકાળમાં છે, આપણે શિક્ષણક્ષેત્રે અનેક પ્રયોગો વિચારી રહ્યા છીએ, ત્યારે શ્રી ખ્રુશ્ચોવની નોંધમાં દર્શાવાયેલા વિચારો જાણવાનું જરૂર ઉપયોગી થઈ પડશે.

શ્રી. ખ્રુશ્ચોવે આ નોંધ પક્ષની મધ્યસ્થ સમિતિ, પ્રાદેશિક સમિતિના મંત્રીઓ, શિક્ષણમાં રસ લેતા બીજા અનેક સાથીઓ, તેમ જ નાગરિકો સાથે ચર્ચા કર્યા બાદ તૈયાર કરી છે. એ નોંધને કૉમ્યુનિસ્ટ પાર્ટીની મધ્યસ્થ સમિતિએ (Presidium) બહાલી આપી છે. એટલે એ નોંધ એક વ્યક્તિના વિચારો માત્ર નથી. એનું મૂલ્ય એથી ઘણું વધારે છે.

નોંધમાં શ્રી. ખ્રુશ્ચોવે રૂસની વર્તમાન શિક્ષણપ્રથા વિષે તલસ્પર્શી ટીકાઓ કરી છે. એને તેના યોગ્ય સંદર્ભમાં સમજવા માટે રૂસની વર્તમાન શિક્ષણપ્રથા વિષે થોડીક માહિતીની જરૂર છે.

૧૯૧૮ની લોકક્રાંતિ પહેલાંના રૂસની શિક્ષણપ્રથા બ્રિટિશ શાસનકાળ દરમ્યાન આપણા દેશમાં જે પ્રથા હતી, તેને મળતી જ હતી. એનો ઉદ્દેશ વિદ્યાર્થીને માત્ર કેટલુંક તાત્ત્વિક (abstract) જ્ઞાન આપવાનો જ હતો. ભણવાનું પૂરું કર્યા પછી વિદ્યાર્થીનું શું થાય છે, તેની દરકાર એ પ્રથાને નહોતી. ક્રાંતિ સફળ થઈ અને રાજ્યની લગામ સામ્યવાદી પક્ષના હાથમાં આવી; તે પછી શિક્ષણવિષયક દૃષ્ટિમાં મોટો ફેર પડ્યો. શિક્ષણને વ્યાપક તેમ જ સમાજોપયોગી બનાવવાની નીતિ સ્વીકારાઈ અને તેના જ એક અંગ તરીકે શ્રમને વિશેષ મહત્ત્વ અપાયું. ક્રાંતિ થઈ તેનાં ઘણાં વર્ષો પહેલાં લેનિને કહ્યું હતું કે, ઉત્પાદક શ્રમ સાથે શિક્ષણને સાંકળીને જ આપણે સામ્યવાદી રચનાને અનુરૂપ તાલીમ યુવાનોને આપી શકીએ. કાર્લ માર્ક્સે પણ સામ્યવાદ માટે, મહેનતની ટેવ પાડવાની જરૂર પર ભાર મૂક્યો જ હતો. વળી, બિસ્માર બનેલી અર્થરચનાનો પણ ઝડપી વિકાસ સાધવાનો હતો. આથી નવી નીતિમાં ઔદ્યોગિક અને ઇજનેરી શિક્ષણને વધુ મહત્ત્વ આપવામાં આવ્યું.

ક્રાંતિ પછીનાં ચાલીસ વર્ષોમાં શિક્ષણને વ્યાપક બનાવવાની તેમ જ એને વિજ્ઞાન અને ઉદ્યોગોની કેળવણી તરફ વાળવાની દિશામાં ઘણી પ્રગતિ થઈ. એ અંગે શ્રી ખ્રુશ્ચોવે પોતાની નોંધમાં આપેલી માહિતી નીચે મુજબ છે :

*

૧૯૧૭ની ક્રાંતિ પહેલાં રૂસની પ્રાથમિક તેમ જ માધ્યમિક શિક્ષણ સંસ્થાઓમાં નોંધાયેલા વિદ્યાર્થીઓની સંખ્યા ૯૬ લાખની હતી. ૧૯૫૭-૫૮માં આ સંખ્યા ૨૮૭ લાખની થઈ. એમાં પ્રૌઢશિક્ષણની શાળાઓનો લાભ લેનારાઓની સંખ્યા ઉમેરવામાં આવે, તો એ સંખ્યા કુલ ૩૯૬ લાખ પર પહોંચે છે. માધ્યમિક શાળાઓનાં ઉચ્ચ ધોરણોમાં ભણનારાઓની સંખ્યા આ ગાળા દરમ્યાન ૪૦ ગણી થઈ હતી. વળી, ઉચ્ચ, માધ્યમિક અને વિશિષ્ટ કેળવણીના ક્ષેત્રમાં પણ ઘણી પ્રગતિ થઈ છે. ક્રાંતિ પહેલાંના સમયમાં આવા વિદ્યાર્થીઓની સંખ્યા ૧ લાખ ૮૨ હજારની હતી. અત્યારે એ ૪૦ લાખ ઉપર પહોંચી છે. આજે રૂસમાં, કૉલેજ તેમ જ હુન્નરઉદ્યોગની કેળવણી પામેલા ૬૦ લાખ નિષ્ણાતો કામ કરે છે.

માત્ર વ્યાપકતાની દૃષ્ટિએ જ પ્રગતિ થઈ છે એવું નથી. જુદાં જુદાં અનેક ક્ષેત્રોમાં અને ખાસ કરીને વિજ્ઞાનના ક્ષેત્રમાં રૂસના નિષ્ણાતોએ મેળવેલી સિદ્ધિઓ પણ જગજાહેર છે.

ક્રાંતિ પછી શિક્ષણને ઔદ્યોગિક ઝોક આપવામાં આવ્યો, ત્યારે પહેલાં તો રાષ્ટ્રની આર્થિક સ્થિતિ સુધારવા માટે ઉત્પાદક કામની તાલીમ પામેલા સ્નાતકો તૈયાર કરવાનો પ્રશ્ન મોખરાનો બન્યો. માધ્યમિક શાળાઓમાં ખેડૂત-મજૂરોનાં બાળકોની સાથે સાથે ઇજનેરો, ઑફિસમાં કામ કરતા માણસો, વૈજ્ઞાનિકો વગેરે બુદ્ધિજીવી વર્ગનાં બાળકો પણ હતાં. આ બધાંને ઉચ્ચ શિક્ષણ માટે તૈયાર કરવાના ધ્યેયથી માધ્યમિક શાળાઓએ કામ કરવા માંડ્યું. પરંતુ ઉત્પાદન સાથે જોડાયા હોય એવા વિદ્યાર્થીઓ ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓને પૂરતા પ્રમાણમાં આ શાળાઓ આપી શકી નહિ, તેથી સરકારે શ્રમજીવીઓની ખાસ શાળાઓ ઊભી કરી, તેમાં પુખ્ત ઉંમરના શ્રમજીવીઓને દાખલ કરી શિક્ષણ આપવા માંડ્યું. પાછળથી આની જરૂર રહી નહિ, એટલે આવી શાળાઓ બંધ કરવામાં આવી.

આજે રૂસમાં દસ ધોરણો સુધીનું—અર્થાત્ માધ્યમિક કક્ષા સુધીનું શિક્ષણ સાર્વત્રિક છે. સામ્યવાદી પક્ષની વીસમી કોંગ્રેસ પછી શાળાઓમાં શ્રમની તાલીમ દાખલ કરવામાં આવી છે. પ્રાથમિક શિક્ષણ ચાર ધોરણ સુધીનું ગણાય છે. માધ્યમિક શિક્ષણમાં પાંચમાથી સાતમા ધોરણ સુધી બધા વિદ્યાર્થીઓને અઠવાડિયે બે કલાક શાળાની વર્કશૉપમાં કામ કરવાનું હોય છે. આઠમા ધોરણથી દસમા ધોરણ સુધી અઠવાડિયે બે કલાક ખેતી, યંત્રો તેમ જ વીજળિક સાધનોના પ્રત્યક્ષ જ્ઞાન ઉપરાંત, વર્ષમાં ૬ થી ૮૦ કલાક સામુહિક ખેતરો કે કારખાનાંઓમાં વ્યાવહારિક તાલીમ ફરજિયાત બનાવવામાં આવી છે. બાકીના વખતમાં એમને સામાન્ય જ્ઞાનના વિષયો શીખવવામાં આવે છે. દશ વર્ષને અંતે જાહેર પરીક્ષા થાય છે. એમાં સુવર્ણચંદ્રક કે રૌપ્યચંદ્રક મેળવનાર એટલે કે આપણી ભાષામાં પહેલા કે બીજા વર્ગમાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીને ઉચ્ચ શિક્ષણમાં પ્રવેશ મળે છે. કેટલાક વિદ્યાર્થીઓ વિશિષ્ટ તાલીમ આપતી શાળાઓમાં જોડાય છે.

ક્રાંતિ પછીના પ્રથમ વર્ષોમાં માધ્યમિક શાળાઓ અંગે જે નીતિ અપનાવાઈ તેને પરિણામે, માધ્યમિક શાળાઓ ઉચ્ચ શિક્ષણ માટેના વિદ્યાર્થીઓ તૈયાર કરવાની શાળાઓ માત્ર બની ગઈ. અને આગળ ગણાવેલી બધી સિદ્ધિઓ છતાંય શાળાઓની શિક્ષણપદ્ધતિમાં ઝાઝો ફેર પડ્યો નહિ. અને માધ્યમિક તેમ જ ઉચ્ચ શિક્ષણની પ્રથામાં અનેક ખામીઓ રહી. એ ખામીઓ પણ શ્રી ક્રુશ્ચોવની નોંધમાં જ જણાવવામાં આવી છે. આવી જ ખામીઓ આપણી શિક્ષણપ્રથામાં પણ છે, એટલે એ અંગેની ચર્ચા રસપ્રદ થઈ પડશે. એ ખામીઓ નીચે મુજબ ગણાવી શકાય:

(૧) સૌથી પહેલો દોષ જે શ્રી ક્રુશ્ચોવે બતાવ્યો છે તે એ છે કે, શિક્ષણનો જીવનથી વિચ્છેદ થયો છે. દાખલો આપતાં એ કહે છે કે, ખેતીવાડીની શિક્ષણસંસ્થાઓ ખેતીનું શિક્ષણ ખેતરોમાં નહિ, પણ નાના નાના બાગ બનાવીને તેમાં આપે છે. વળી, પશુપાલનનું શિક્ષણ નમૂનાઓ (models) દ્વારા અપાય છે. આને લીધે વિદ્યાર્થીઓને યોગ્ય વ્યવહારજ્ઞાન મળતું નથી. આથી, ખેતીના સ્નાતકોને જ્યારે ખેડૂતોને મદદ કરવા મોકલવામાં આવે છે, ત્યારે ખેડૂતો ફરિયાદ કરે છે કે, આવા જુવાનિયાઓને અમારે ત્યાં શા માટે મોકલવામાં આવે છે? અમને એ કશા કામના નથી. એમની તાલીમમાં પણ એક જણ કામ કરતો હોય છે અને દસપંદર બીજા તેનું માત્ર નિરીક્ષણ જ કરતા હોય છે.

(૨) માધ્યમિક સંસ્થાઓનું શિક્ષણ છોકરાછોકરીઓને જીવનલક્ષી તાલીમ આપવાને બદલે માત્ર ઉચ્ચશિક્ષણ માટેની તૈયારી કરાવે છે. વિદ્યાર્થીઓ તેમ જ તેમનાં માબાપો

પણ એ જ ઇચ્છતાં હોય છે. પરંતુ, માધ્યમિક શિક્ષણ લેનાર બધાંને ઉચ્ચ શિક્ષણની મોકળાશ હોતી નથી અને મોટા ભાગને અભ્યાસ છોડવો પડે છે, ત્યારે એમની પાસે પ્રત્યક્ષ જીવન માટે કોઈ કામની કેળવણી હોતી નથી.

"(૩) માધ્યમિક કક્ષા સુધીનું શિક્ષણ સાર્વત્રિક તેમ જ મફત બનાવાયું હોવા છતાં, શાળામા નોંધાતા વિદ્યાર્થીઓની સંખ્યામાંથી repeaters (ઉપર નહિ ચઢાવાયલા) વિદ્યાર્થીઓની સાથે પણ કુલ વિદ્યાર્થીઓના માત્ર ૮૦ ટકા જ સાતમા ધોરણ સુધીનુ શિક્ષણ પણ પૂરું કરે છે.

(૪) માધ્યમિક શાળાન્ત પરીક્ષામાં સુવર્ણચંદ્રક મેળવનારને જ ઉચ્ચ શિક્ષણ માટે સગવડ છે. તેથી શિક્ષકો ઉપર ગેરવાજબી રીતે દબાણ લાવવામાં આવે છે અને ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓમાં પ્રવેશ માટે પણ લાગવગશાહી ચાલે છે.

(૫) કોલેજોમાં વિદ્યાર્થીઓ વિષયોની પસંદગી કોઈ પણ ચોક્કસ ધોરણ વિના, ધૂન પ્રમાણે કરે છે, અને અમુક વિષયની કોલેજમાં પ્રવેશ ન મળતાં તદ્દન જુદા જ વિષયની કોલેજમાં પ્રવેશ મેળવવા મથે છે. અભ્યાસ પૂરો કર્યા પછી પણ પોતે જેની કેળવણી લીધી હોય એ જ ક્ષેત્રમાં કામ કરવાનું અનુકૂળ ન લાગતા કોઈ જુદા જ ક્ષેત્રમાં જોડાઈ જાય છે.

(૬) હજી પણ મોટા ભાગના જુવાનો શારીરિક શ્રમને બૌદ્ધિક કામ કરતાં હલકા પ્રકારનું ગણે છે અને એથી માધ્યમિક શિક્ષણ પૂરું કર્યા પછી કારખાનાં કે સામુહિક ખેતીના ક્ષેત્રમાં કામ મેળવવાને બદલે ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓમાં ભરતી થવાની લાલસા રાખે છે.

(૭) ખેડૂતો અને મજૂરોનાં છોકરાછોકરીઓની પૂરતી સંખ્યા ઉચ્ચ શિક્ષણ મેળવી શકતી નથી. મોસ્કોની વિદ્યાપીઠમાં પણ એમની ટકાવારી માત્ર ત્રીસ કે ચાલીસ જેટલી જ છે."

*

આપણી શિક્ષણપ્રથામાં લગભગ આ બધા જ દોષો છે એની કોણ ના પાડી શકે ? કેટલાક દોષો તો કદાચ વધુ તીવ્ર સ્વરૂપે છે.

સ્વરાજ મળ્યા પછી આપણે પણ દેશની ગરીબી દૂર કરવા આર્થિક વિકાસ પર ખાસ ભાર મૂકી, ઔદ્યોગિક શિક્ષણને ખાસ અગત્ય આપવા માંડી છે. ચાલીસ વર્ષના સામ્યવાદી અમલ અને સંસ્કારઘડતર પછી પણ જો રૂસમાં લોકો શારીરિક કામને હલકું ગણતા હોય અને પોતાનાં બાળકોને એમાંથી બચાવવા તરકીબોનો આશરો લેતા હોય તો એનો અર્થ એ થયો કે, મૂલગત રીતે માનવ સ્વભાવ સર્વત્ર એક જ પ્રકારનો છે. આથી શ્રી ખ્રુશ્ચોવે ઉપર જણાવેલી ખામીઓ દૂર કરવા જે સૂચનો કર્યાં છે તે વિચારી જોવાનું લાભદાયી છે.

શ્રી ખ્રુશ્ચોવનાં સૂચનો નીચે મુજબ છે :

(૧) શાળાઓમાં વિદ્યાર્થીઓને એવી કેળવણી આપવી જોઈએ કે જેથી ભવિષ્યમાં પોતે સમાજોપયોગી કામ કરીને જ જીવવાનું છે એવી સમજ એમનામાં જાગે. આવા સંસ્કાર પહેલા ધોરણથી જ પડવા જોઈએ.

(૨) સમાજને ઉપયોગી એવું કોઈ પણ કામ, પછી ભલે તે શારીરિક શ્રમનું હોય તો પણ તે 'પવિત્ર કાર્ય' છે, એવું સૂત્ર બનાવવું જોઈએ. એઓ કહે છે :

'The most important thing here is to issue a slogan sacred for children attending school, that all children must prepare for useful work..And any work at a factory, collective farm, a machine and a tractor station, an industrial establishment, a repair technical service station or in an office ..any honest useful work for society is sacred work and necessary for every person who lives and enjoys the benefits of society.'

(૩) જેઓ વિજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતોના જાણકાર હોય અને સાથે સાથે પદ્ધતિસર શારીરિક-શ્રમ કરવાને શક્તિમાન હોય, એવા સર્વાંશ કેળવાયેલા માણસો ઘડવાનું કેળવણીનું ધ્યેય હોવું જોઈએ.

(૪) આ માટે એમણે માધ્યમિક શિક્ષણની પુનર્વ્યવસ્થા કરવાનું જણાવ્યું છે અને બે કે ત્રણ વિકલ્પો સૂચવ્યા છે :

દશ વર્ષના સાર્વત્રિક શિક્ષણના બે ભાગ પાડવા. આઠ વર્ષ સુધી સામાન્ય જ્ઞાન વિવિધ ઉદ્યોગલક્ષી કેળવણીનો પાયો નાખનારું તેમ જ શ્રમની ટેવ, સામ્યવાદી નીતિસિદ્ધાંતોની સમજ, શારીરિક વિકાસ અને તંદુરસ્ત સૌંદર્યભાવના કેળવે એવું શિક્ષણ આપવું. પછીનાં બે (કે ત્રણ) વર્ષનું શિક્ષણ અલગ અલગ શાખાઓમા ભલે વિભક્ત થાય. મુખ્ય વાત એ હોવી જોઈએ કે, કોઈ પણ ધંધાની પ્રત્યક્ષ તાલીમ સાથેનું શિક્ષણ અપાય. ગામડાંઓનાં ખેતરોમાં, પશુપાલન-

કેન્દ્રોમાં કે ગૃહઉદ્યોગોનાં કેન્દ્રામાં તાલીમ આપવી અને શહેરોમાં કોઈક કારખાનામાં કે ધંધાની સંસ્થામાં તાલીમ આપવી.

(૫) ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓમાં પ્રવેશ આપતાં પહેલાં જાહેર પરીક્ષા ઉપરાંત વિદ્યાર્થીની વૃત્તિ, એ જે વિષયનું આગળ શિક્ષણ મેળવવા માગતો હોય તે વિષયનો વ્યાવહારિક અનુભવ તથા કામની નોંધ ( Record ) અને જ્યાં કામ કર્યું હોય તે સંસ્થાનો અભિપ્રાય એ બધી વાતોને ધ્યાનમાં લેવી જોઈએ.

(૬) સાહિત્ય-કલાના વિષયોની કૉલેજોમાં મર્યાદિત સંખ્યામાં જ વિદ્યાર્થીઓની ભરતી કરવી, અને જેમનામાં આ અંગેની ખાસ પ્રકારની પ્રતિભા હોય તેમને જ પ્રવેશ આપવો. ખેતી તેમ જ ઉદ્યોગો અંગેની મહાશાળાઓ ખેતરોમાં અને કારખાનાંઓમાં જ ચલાવવી. દાક્તરી તાલીમ વગેરેના અભ્યાસમાં પણ પ્રત્યક્ષ કામને જ મહત્ત્વ આપવું.

આમાંથી ચોથા મુદ્દાને એમણે વધારે અગત્ય આપી છે. એઓ કહે છે કે, આ રીતે વિદ્યાર્થીઓને જીવનમાં ઉપયોગી એવી તાલીમ શિક્ષણની સાથેસાથે જ આપી શકાશે, એ એનો મોટામાં મોટો ફાયદો છે. તાલીમની આ રીત અખત્યાર કરવાથી વિદ્યાર્થી કામદારો માટે કામ મેળવવાનો પ્રશ્ન ઊભો થશે. એનો ઉકેલ શોધવાની એક ખાસ ફરજ આયોજન પંચ ( Planning Commission ) ઉપર જ નાખવી.

મને લાગે છે કે આપણે ત્યાં પણ ભવિષ્યમાં બેકારી ટાળવા માટે તેમ જ શિક્ષણ પૂરું કરી જીવનમાં પ્રવેશ કરતા વિદ્યાર્થીઓને યોગ્ય ભાથું આપવા, માટે આપણે પણ આ પદ્ધતિ અપનાવી શકીએ કે કેમ તેનો વિચાર કરવો જોઈએ.

*

કેળવણીના વિતરણ અંગે શ્રી ક્રુશ્ચેવે નીચે પ્રમાણે વિકલ્પો સૂચવ્યા છે.

૧. સાતમા કે આઠમા ધોરણ સુધીના શિક્ષણ બાદ બધા વિદ્યાર્થીઓને સામુહિક ખેતરો, ઔદ્યોગિક કેન્દ્રો વગેરે સ્થળોએ સમાજોપયોગી શ્રમમાં જોડી દેવા, અને માધ્યમિક કક્ષાના બીજા વિષયોની તાલીમ માટે પણ ત્યાં જ વ્યવસ્થા કરવી.

૨. સાત કે આઠ ધોરણના શિક્ષણ પછી જેમની વધુ અભ્યાસની ઇચ્છા કે લાયકાત ન હોય, તેમને સીધા જ કામમાં ભરતી કરવા અને વધુ શિક્ષણમાંથી મુક્તિ આપવી. આ રીતે અભ્યાસ છોડી દીધા પછી, પાછળથી આગળ ભણવાની ભૂખ જાગે તો તેમને માટે રાત્રિશાળા તેમ જ ટપાલ દ્વારા શિક્ષણની વ્યવસ્થા વિકસાવવી. આમાંનો કોઈ વધુ આગળ અભ્યાસ કરવા માગે તો રાત્રિશાળાનું પ્રમાણપત્ર મેળવી, માધ્યમિક શાળાના ઉપલા વર્ગમાં દાખલ થઈ શકે એવી વ્યવસ્થા રાખવી.

૩. વર્તમાન શાળાઓ ચાલુ રાખવી પણ તે બે શરતેઃ (૧) શ્રમની ટેવ પાડવામાં આવે અને (૨) યુનિવર્સિટીઓમાં દાખલ થવા માટે બે કે ત્રણ વર્ષના ઉત્પાદક શ્રમનો રેકર્ડ હોવો જોઈએ. આવી શાળાઓમાં શાસ્ત્રો માટેની વિશેષ સમજવાળા વિદ્યાર્થીઓને ભરતી કરી શકાય. વિશિષ્ટ શિક્ષણની સંસ્થાઓ પણ ચલાવવી.

૪ મોટા ઉદ્યોગોને પોતાની શાળાઓ ચલાવવાનું સૂચવવું. ( આપણે ત્યાં રેલવેખાતું પોતાના નોકરિયાતો માટે કેટલીક જગ્યાએ શાળાઓ ચલાવે છે.) પહેલાં રૂસમાં આ પ્રકારની શાળાઓ ચાલતી, તેને ફરી સજીવન કરવાની શ્રી ક્રુશ્ચોવની ભલામણ છે.

ઉદ્યોગની સાથે સાથે શાળાની તાલીમ લેના વિદ્યાર્થીઓને ખાસ સગવડ આપવાનું સૂચન પણ એમણે કર્યું છે.

શ્રી ક્રુશ્ચોવે સ્ત્રીકેળવણી વિષે પણ કેટલીક સૂચના કરી છે. આજે રૂસમાં સ્ત્રીઓને લગભગ બધાં ક્ષેત્રોમાં પુરુષોના જેટલી જ સમાન તકો છે. સામુહિક રસોડાની પ્રથા પણ છે અને તેને વધુ વિકસાવવાની સરકારની નેમ છે. છતાં શ્રી ક્રુશ્ચોવ કહે છે કે, સ્ત્રીઓને માથે કેટલીક કૌટુંબિક ખાસ જવાબદારીઓ રહેલી છે. એ માટે એમને કેટલીક વિશિષ્ટ કેળવણી આપવી જોઈએ. રસોઈ, દરજીકામ, બાળ-ઉછેર વગેરે વિષયો શીખવવાનું એમણે સૂચવ્યું છે. છેલ્લે, કેળવણીમાંથી પાળી પદ્ધતિ ( Shift System ) નાબૂદ કરવાની માગણી એમણે કરી છે. અલબત્ત, એનાં કારણોની ચર્ચા એમણે કરી નથી એ કમનસીબી છે.

સાહિત્ય

# કવિ અને રંગભૂમિ

—સુરેશ જોષી

કવિને વિશે 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' એ કહેતી તો જાણીતી છે જ. કવિતાનું વર્ચસ્ સાહિત્યમાં ઘણું છે. તમે નવલકથામાં કાવ્યાત્મક અંશો આણો તો તે રોચક બને, પણ નવલકથામાં નિબન્ધ આણો તો વિવેચકો ચડભેડી ઊઠે ને વાર્તારસિક વાચક એટલાં વાનાં ઓળંગી જાય.

નવલિકા અને કવિતા પણ ઘણી વાર અડોઅડ આવી જાય છે. નાટકમાંય કવિતા હોય છે, એ તો કાલિદાસ અને ભવભૂતિનો વારસો ભોગવનારને ભાગ્યે જ કહેવું પડે. આપણું સંસ્કૃત નાટક એટલે દશ્ય અને શ્રાવ્ય કાવ્ય. આમ નાટક તો કાવ્યનો જ પ્રકાર ગણાતું. સંસ્કૃતમાં તો કવિતાને ખોળેથી નાટક હેઠું ઊતર્યું જ નથી. વાતચીતની છટા, ટોળટિખ્ખળ વિદૂષકના ગદ્યમાં સાંભળવા મળે. રાજા નાયિકાનું વર્ણન કવિતામાં કરે, નાયિકા પ્રિયતમને પત્ર કવિતામાં લખે, વૈતાલિક સમયનું ભાન કરાવવાને કવિતામાં એનું વર્ણન કરે. સહેજ ડગલાં બે ડગલાં ભર્યાં કે કવિતા હાજર જ છે.

આપણી જૂની રંગભૂમિમાં સંગીતને નિમિત્તે કવિતા આવી. પણ એને સાહિત્યિક પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય એવી કક્ષાની એ નહોતી. મૂળ વસ્તુ જોડે ચાલતા 'કૉમિક'ને અનુરૂપ, સ્થૂળ હાસ્યથી ભરેલાં જોડકણાં પણ એમાં આવે, નાયિકાઓ વિરહનો વિલાપ પણ ગીતમાં કરે, કદિક બેતબાજી પણ ચાલે. પણ આ બધું સાહિત્યિક કવિતાના દરબારમાં બિરાજી શકે એવું નહિ. આથી નાટકના કવિ અને નાટકની કવિતાનો જાણે એક જુદો પ્રકાર જ ઉદ્ભવ્યો. એ મોટે ભાગે સંગીતનિર્ભર. એમાં સ્થૂળતા ઘણી, મોટે ભાગે એ નાટકના વસ્તુને અનુસરીને ચાલનારી. એની એક આંખ પ્રેક્ષક પર મંડાયેલી.

જેને સાહિત્યિક નાટક કહી શકાય એવાં 'કાન્તા' અને 'રાઈનો પર્વત'માં સંસ્કૃત નાટકની પરંપરાને અનુસરીને કવિતા આવે છે, પણ એ પરંપરાનું અનુકરણ છે. સંસ્કૃત નાટકની આબોહવામાં કાવ્યોચ્છ્વાસ ઝાઝો કૃત્રિમ લાગતો નહિ, પણ આ બે નાટકોમાં આવતા શ્લોકોમાંની કવિતા તે નાટ્યવસ્તુના વિકાસ સાથે સર્વથા મર્મગત સંબંધ ધરાવતી હોય એમ લાગતું નથી. એ બહુધા અલંકરણાર્થે વળગાડેલી ટીપકીના જેવી લાગે છે.

પણ એ તબક્કે આપણી નાટ્યવિભાવના હજુ સ્પષ્ટ થતી આવતી હતી. આપણી એક આંખ મેકબેથ અને હૅમ્લેટ તરફ હતી, તો બીજી આંખ શાકુન્તલ અને ઉત્તરરામચરિત તરફ હતી. શુદ્ધ પદ્યનાટકની કલ્પના હજુ ઊગી નહોતી. આજે આપણી નાટકની વિભાવના કંઈક વધુ સ્પષ્ટ બની છે, ને તેથી કવિનો 'રંગભૂમિ' સાથેનો સંબંધ કે નાટકનો કવિતા જોડેનો સંબંધ ફરી એકવાર વિચારી જોવાની જરૂર ઊભી થઈ છે.

કવિ રંગભૂમિને કઈ રીતે ઉપકારક નીવડી શકે ? આ પ્રશ્નને આપણે અનેક દષ્ટિએ વિચારવો પડશે. નાટક નાટક બને એમાં જ એની સાર્થકતા. એ કાવ્યમય નાટક બને એ હંમેશાં ઇષ્ટ ન પણ લેખાય. એક મત એવો છે કે, નાટક એ સાહિત્યનું સૌથી વિશેષ objective–પરલક્ષી સ્વરૂપ છે.

જ્યારે કવિની પ્રતિભા પરિણતિને પામે છે, ત્યારે એ વધુ ને વધુ પરલક્ષી સ્વરૂપ તરફ વળે છે, ને આખરે નાટક સુધી આવી પહોંચે છે. શેક્સપીયર આવો કવિ હતો. અંગ્રેજ કવિ ટી. એસ. એલિયટ પણ એની સર્જનપ્રવૃત્તિના છેલ્લા તબક્કામાં પદ્યનાટક તરફ વળ્યો. આપણા સાહિત્યમાં પણ આજકાલ પદ્યરૂપક, પદ્ય–નાટક, આ નામો બોલાવા લાગ્યાં છે.

[ વિશ્વમાનવ : જુલાઈ '૬૬ ]

તો આ પદ્યરૂપક કે પદ્યનાટક એ શી વસ્તુ છે? સૌને સ્વીકાર્ય એવી એક વાત તો એ કે, એ સૌ પ્રથમ રૂપક કે નાટક તો હોવું જ જોઈએ; રૂપક કે નાટકનાં જે લક્ષણો હોય, તે એનામાં હોવાં જ જોઈએ. પછી આવે પદ્ય. અહીં એક મહત્ત્વનો વિવેક આપણે કરી લેવાનો રહેશે આ નાટક પદ્યમાં લખાય છે, પદ્ય એનું વાહન છે. એ અમુક અંશોમાં કાવ્યમય બનેય ખરું. પણ એ સળંગ કાવ્યનાટક છે, એમ સમજવાનું નથી.

સાથે બીજી એક વાત પણ નોંધી લઈએ. કોઈ નાટકનું વસ્તુ કાવ્યમય હોય, અને છતાં એ ગદ્યમાં લખાયું હોય એમ પણ બને. રવીન્દ્રનાથ, મેટરલિંક, ચેખોવનાં કેટલાંક નાટકો આના નિદર્શનરૂપ છે. આમ લખવાનું છે તો નાટક, એનું વાહન પદ્ય પણ હોઈ શકે, ગદ્ય પણ હોઈ શકે. આ સંબંધમાં એક સાદો નિયમ એ છે કે, જ્યાં સુધી નાટકનું કામ ગદ્યથી ચાલતું હોય, ત્યાં સુધી પદ્યનો આશ્રય લેવો ન ઘટે. ગદ્યના ઉપર થોડા પદ્યના લપેડા કરીએ, કે ક્યાંક ક્યાંક શોભામાં અભિવૃદ્ધિ કરવાને પદ્યનો કે કવિતાનો આશ્રય લઈએ, તો બાવાના બેઉ બગડ્યાવાળો ઘાટ થાય!

નાટકનો પ્રેક્ષક અને કાવ્યનો આસ્વાદ લેનાર સહૃદય રસિક—એ બેનો સરવાળો કરતાં જે વ્યક્તિ આપણને સાંપડે, તે કાવ્યનાટકનો સાચો અધિકારી ભાવક ગણાય. પણ એવો સરવાળો કંઈ થોડો જ કરી શકાય? નાટક જોનારની પ્રથમ અને વાજબી અપેક્ષા, એ જે જુએ છે, તે નાટક હોય એ છે. એમાં આવતી કવિતા નાટકમાંથી જુદી તરી આવે એવી કવિતા તરીકે પોતાના તરફ ધ્યાન ખેંચે એવી ન હોવી જોઈએ. નાટકમાં એણે પોતાનો વિઃશેષ લોપ સાધ્યો હોવો જોઈએ. કવિતાએ નાટકમાં પ્રવેશતાં આટલી શરત સ્વીકારવાની રહે છે. નાટકમાં યોજાતું પદ્ય એ સાધન છે, સાધ્ય નથી, એનું વિસ્મરણ ન થવું જોઈએ.

તો નાટ્યકારને પદ્યનો ખપ શાથી પડે છે? પદ્ય કદાચ ગદ્ય કરતાં વધુ નમનીય છે, અથવા બીજી રીતે કહીએ તો, લાગણીઓના આવર્તન પ્રત્યાવર્તન ને ક્રિયાના કેટલાક આવેગોને સુરેખ રીતે ઉપસાવી આપવાનું ગદ્યનું ગજું હોતું નથી. આવી પરિસ્થિતિમાં ગદ્ય કંઈક બરડ લાગે છે. એટલું જ નહિ પણ નાટકમાં આપણા કેટલાક આદિમ આવેગો વચ્ચેના સંઘર્ષનું નિરૂપણ થતું હોય, ત્યારે એનો લય પકડવો પદ્યને વિશેષ ફાવે છે. એથી ઊલટું, ઘટનાની આરોહણા ગદ્યને વિશેષ અનુકૂળ હોય, એટલે કે લાગણી કે ઊર્મિ કે ક્રિયા ઉત્કટતાને ન પામ્યાં હોય, ત્યારે ગદ્યને બદલે પદ્યનો આશ્રય લેવાનું ઉચિત ન ગણાય.

શેક્સપિયર જેવો નાટકકાર સવ્યસાચી બનીને ગદ્ય અને પદ્ય બંનેને સમર્થ રીતે પ્રયોજે છે, પણ એમ કરનાર પાસે શેક્સપિયરની માર્ગચર્યાની અપેક્ષા રહે; શ્રોતાને જાણી કરીને આંચકો આપવો હોય, ગદ્ય જ આંગળી ઝાલીને સ્વાભાવિક રીતે આપણને પદ્યના સીમાડા સુધી પહોંચાડી જતું હોય, ત્યાં પદ્યનો વિનિયોગ ઇષ્ટ લેખાય. આમે ય તે આપણાં ભજવાતાં નાટકોનું ગદ્ય વ્યવહારના સ્તરના ગદ્યથી જુદી તરેહનું તો હોય જ છે. એમાં પ્રયોજાતા કાકુઓ, મરોડ, વિરામ, કંઈક જુદા સ્વરૂપનાં હોય છે, એના વિન્યાસની ભંગી પણ જુદી હોય છે.

નાટક જોનાર આટલું અંતર તો સ્વીકારવાને ટેવાઈ ગયો છે. પણ એનો જ્યારે અતિરેક થાય, ત્યારે એ 'વધુ પડતું નકલી છે' એમ કહીને પોતાનો અણગમો વ્યક્ત કરે છે. આ શ્રોતાને તમે પદ્ય સુધી ખેંચી લઈ જાવ ત્યારે પૂરતી અભિપ્રાયતા ઉપજાવી આપી હોવી જોઈએ; નહીં તો લય સાથે પોતાનો મેળ બેસાડવાનો પરિશ્રમ જ એને કલેશકર નીવડે, ને એ નાટક સુધી પહોંચતાં થાકી જાય.

સળંગ કાવ્યાત્મક નાટક નહિ બને એમ નહિ, પણ સર્જક અને શ્રોતા બંને એકધારી કાવ્યમયતાને સરજી જીરવી શકે કે કેમ, એ પ્રશ્ન રહે છે. સમકાલીન વસ્તુનું નિરૂપણ કરતા નાટક માટે પદ્યનો આશ્રય લેવો હોય, તો દૈનંદિનીય માનવ-વ્યવહારના સ્તર સુધી પદ્યને ખેંચી લાવવું જોઈએ. પદ્યની નમનીયતા નાટકકારને ખપમાં તો આવશે જ, પણ પછી બધું કાવ્યમય બનાવવાનો દુરાગ્રહ ન રાખવો જોઈએ. જે ઘટના બનતી હોય છે, તેની સાથે સંકળાયેલી ઊર્મિના સ્તરને કાવ્ય સુધી પરાણે ખેંચી લઈ જવાથી ઘટનામાં કૃત્રિમતા પ્રવેશે, પાત્રોની ઉક્તિમાં કૃત્રિમતા પ્રવેશે અને પરિણામે નાટકને ખમવું પડે.

નાનાલાલનાં નાટકોમાં એકેએક ઘટનાને કાવ્યના સ્તર સુધી ખેંચી જવાનો આવો પ્રયત્ન દેખાય છે. આથી કાર્ય-વેગ થંભી જાય છે. પાત્રભેદ ભાષાભેદ જળવાતો નથી. માત્ર કવિને અભિમત ભાવનાનું, ઘણીવાર વાગાડંબરમાં સરી પડતું આભાસી કાવ્યરૂપ જ આપણને મળે છે.

બીજી બાજુ ઉમાશંકર કૃત 'પ્રાચીના'માં નાટકના

[ પાનાં ૩૪૬ ઉપર ]

# ત્રીજી પંચવર્ષીય યોજના : બે દષ્ટિબિંદુ

અનુ : 'રામાનુજ'

## [ ૧ ]

## ઈ. એમ. એસ. નંબૂદિરિપાદ

કેરળ રાજ્યના આ ખ્યાતનામ પંત પ્રધાનનાં મંતવ્યો નોંધપાત્ર છે. એમનું કહેવું એ છે કે, બીજી પંચવર્ષીય યોજના માટે જે ત્રણ પ્રકારનો કાર્યક્રમ ઘડ્યો હતો, તે જ ત્રીજી પંચવર્ષીય યોજનાને અંગે મોટા ભાગે ઠરાવવો ઘટે; જેમ કે—

( ૧ ) સંખ્યાબંધ ભારે ઉદ્યોગો સ્થાપવા. આપણા અર્થતંત્રનું ઉદ્યોગીકરણ ઝપાટાભેર થઈ શકે, તેટલા માટે પરદેશોની સાધનસામગ્રી ઉપર આધાર ન રાખતાં તે આપમેળે પગભર થઈ શકે એ જરૂરી છે.

( ૨ ) મોટા અને મધ્યમ કદના ઘણા બધા ઉદ્યોગો વિકસાવવા; આધુનિક ઢબના પણ નાના પાયા ઉપરના ઉદ્યોગો શક્ય તેટલા વધારે પ્રમાણમાં વિકસાવવા; અને ગ્રામોદ્યોગોને સંરક્ષણ આપવું તથા આધુનિક ઢબે તેમને ચાલતા કરવા. એક તરફ આપણી વિપુલ જનતાની વપરાશની જરૂરિયાતોને પહોંચી વળવા, અને બીજી તરફ ગ્રામ વિસ્તારમાં અને અર્ધશહેરી વિસ્તારમાં વસતા સંખ્યાબંધ બેકારોને રોજી પૂરી પાડવા, આ સૌ જરૂરી થઈ પડે છે.

( ૩ ) ખોરાકીની અને ઔદ્યોગિક કાચા માલસામાનની બાબતમાં આપણી પ્રજાની જે જરૂરિયાતો છે, તે પૂરી પાડી શકાય તેટલા માટે સઘન ખેતીની વૈજ્ઞાનિક પદ્ધતિને અપનાવીને ખેતીવાડીના ઉત્પાદનમાં શક્ય તેટલો વધારો સાધવો.

બીજી રીતે કહીએ તો, નવા કાર્યક્રમો ઊભા કરવાની જરૂર નથી, પણ અગાઉના ઠરાવાયેલ કાર્યક્રમોને સફળતાપૂર્વક પાર પાડવાની જરૂર છે.

**મંદતા :** બીજી પંચવર્ષીય યોજનાને અંગે જે કાર્યક્રમો ઘડ્યાં હતા, તેમને પાર ઉતારવામાં આપણે કેટલે અંશે સફળતા મેળવી છે ? એ યોજના અમલમાં મુકાતી હતી, તે દરમ્યાન જે મુશ્કેલીઓ ઊભી થવા પામી હતી, તેને લીધે તેના ઘડવૈયાઓની કલ્પેલી મનોભાવનામાં મંદતા પ્રવેશી હતી, એ વિષે હવે કોઈ પણ ના પાડતું નથી.

જુદી જુદી વ્યક્તિઓએ, જુદી જુદી રીતે, આ મુદ્દાનો ખુલાસો કર્યો છે. દાખલા તરીકે, કેટલાક લોકો એવી દલીલ કરે છે કે, જે યોજના " બેહદ અતિલોભી " અને " પ્રજાની શક્તિમત્તા બહારની " હતી, તે યોજનામાં સદરહુ મુશ્કેલીઓ અંતર્ગત જ હતી. બીજા કેટલાક લોકોનો એવો અભિપ્રાય થયો છે કે, ખાસ કરીને ભારે ઉદ્યોગને અનુલક્ષીને ઉદ્યોગીકરણ ઉપર પ્રસ્તુત યોજનામાં જે ભાર મુકાયો હતો, તે ખોટો હતો. કારણ કે તેના પરિણામે ખેતીવાડીને ધક્કો લાગ્યો અને ઉદ્યોગનો અપ્રમાણ વિકાસ થવા પામ્યો. બીજા કેટલાક માણસોનું મંતવ્ય એ છે કે, ખેતીવાડીના અને ઉદ્યોગોના ઉત્પાદનમાં જે વિકાસ બેશક સધાયો, તે વસતીવધારા સાથે કદમ કદમ મિલાવી શક્યો નહીં, તેથી સદરહુ હાલની મુશ્કેલીઓ ઊભી થવા પામી હતી. આ અને આવા અનેક ખુલાસા રજૂ કરવામાં આવે છે.

આપણી વર્તમાન મુશ્કેલીઓના આ બધા ' ખુલાસા ' મારા મતે તો ખોટા છે. આપણા અર્થતંત્રમાં જે સ્વાભાવિક શક્યતાઓ ભરી પડી છે, તેનું અતિ ઓછું મૂલ્યાંકન એ ખુલાસા કરે છે. ભારે ઉદ્યોગો, હળવા પણ મોટા પાયા ઉપરના ઉદ્યોગો, મધ્યમ પ્રકારના અને નાના

પાયા ઉપરના ઉદ્યોગો તથા આધુનિક ઢબના ગ્રામોદ્યોગો એક સાથે વિકસાવવા, ખેતીવાડી ખિલવવી અને એવા બીજા ધંધા જમાવવા, વગેરે વગેરે વિષે બીજી પંચવર્ષીય યોજનામાં જે કલ્પ ધારવામાં આવી હતી, તે કેવળ અશક્ય તો નહોતી જ–નથી. પરંતુ આપણા અર્થતંત્રને અંગે જે વિવિધ સાધનસામગ્રી વણવપરાયેલી પડી છે, તેનો ઉપયોગ આપણે યથાયોગ્ય રીતે કરીએ, તો આવી સિદ્ધિ પ્રાપ્ત થઈ શકે.

**આપણા દેશમાં જે અખૂટ માનવશક્તિ સુલભ છે, તેનો ઉપયોગ કરી લેવા તરફ યોગ્ય લક્ષ અપાય તો આંતરિક અને બાહ્ય આર્થિક સાધન-સામગ્રીની સમસ્યાનો—બીજી પંચવર્ષીય યોજનાના કહેવાતા 'એકીલીઝ હીલ'ના પ્રશ્નનો—નિકાલ સહેલાઈથી થઈ શકે તેમ છે.**

**ભૌતિક સાધનસામગ્રી :** 'નાણાંકીય આયોજન' (ફિનાન્શિયલ પ્લાનિંગ)નું વિરુદ્ધાર્થી જે 'ભૌતિક આયોજન' (ફિઝિકલ પ્લાનિંગ) કહેવાય છે, તે ખરું જોતાં, આપણી પ્રજાની સાધનસામગ્રીના સદુપયોગને અનુલક્ષીને જ કહેવાય છે. અમુક અમુક યોજનાઓ પાછળ અમુક કરોડ રૂપિયા ખર્ચાયા અને તેમાંથી અમુક કરોડ રૂપિયા નફો મળ્યો, એનો જ વિચાર "નાણાંકીય આયોજન" ઘડનારા લોકોને આવતો હોય છે.

પરંતુ "ભૌતિક આયોજન"ના ઘડવૈયાઓને જુદા જ વિચાર આવતા હોય છે. અમુક લાખ બેકાર મજૂરોનો ઉપયોગ કરવાથી, તથા અમુક કાચા માલનો અને અમુક યંત્રસામગ્રી-નો ઉપયોગ કરવામાં આવ્યો, તેથી પોલાદના અને બીજા માલના અમુક લાખ ટનનું ઉત્પાદન થયું, અમુક કિલોવૉટ જેટલી વિદ્યુતશક્તિ પેદા થઈ, અમુક લાખ ટન જેટલી ખાદ્ય દાણાદૂણીનું ઉત્પાદન થયું, વગેરે વગેરે આદર્શો એમની નજર સામે હંમેશાં ઘૂમતા હોય છે. નાણાં વાપર્યાં તેના પરિણામમાં ભૌતિક સાધનસામગ્રીનો ઉપયોગ થયો અને સંપત્તિનું ઉત્પાદન થયું, એવી "નાણાંકીય આયોજન"ના ઘડવૈયાઓની ગણતરી હોય છે; પણ "ભૌતિક આયોજન"ના ઘડવૈયાઓ તો નાણાંના ઉપયોગને, વપરાયેલી ભૌતિક સાધનસામગ્રીના અને ઉત્પન્ન થયેલી સંપત્તિના સૂચક ચિહ્ન તરીકે જ લેખે છે.

કમનસીબે, બીજી પંચવર્ષીય યોજના ઘડાઈ તે વખતે ભૌતિક આયોજનનો ઉલ્લેખ માત્ર ઉપરછલ્લી રીતે જ થયો હતો. રાજ્યનીતિની અને વ્યવહારની નજરે એ આદર્શમાં જે કાંઈ અર્થભાવના ભરી પડી હતી, તેનો સ્વીકાર થયો નહોતો. એટલું તો ખૂબ સૂચક છે કે, બીજી પંચવર્ષીય યોજનાની મૂળ ભલામણોમાં ભૌતિક, તેમ જ નાણાંકીય દૃષ્ટિએ લક્ષ્યાંકોનો સમાવેશ કરવામાં આવ્યો હતો; પણ પાછળથી એ યોજનાનું પુનરાવલોકન કરવામાં આવ્યું તથા નવેસરથી મૂલ્યાંકન કરવામાં આવ્યું, ત્યારે નાણાંકીય વિચારણા પ્રધાન બની હતી.

સદરહુ યોજના ઉપર "કાતર ફેરવીને" ૪૮૦૦ કરોડ રૂપિયાના ખર્ચમાં ઘટાડો કરીને, ૪૨૦૦ કરોડ રૂપિયાનો ખર્ચ, નહીં તો, ૪૫૦૦ કરોડ રૂપિયાનો ખર્ચ કરવા વિષે હાલમાં જે નિર્ણય લેવામાં આવ્યો છે, તેનાથી અસલ ભૌતિક લક્ષ્યાંકોમાં કાપકૂપ કરવાના પ્રશ્નનો નિકાલ થઈ શકતો નથી.

**ભૂલભરી કાર્યસરણી :** બીજી પંચવર્ષીય યોજનાના અનુભવમાંથી સૌથી વધારે મહત્ત્વનો જે પાઠ શીખી લેવાનો છે, તે આ યોજનાની કાર્યસરણીમાં થયેલી ભૂલ સુધારી લેવાનો છે. આપણા દેશમાંથી જે કાંઈ સાધનસામગ્રી ઉપલબ્ધ થઈ શકે, તેનો–વિશેષે કરીને તમામ માનવશક્તિનો ઉપયોગ સારામાં સારી રીતે આયોજનથી થઈ શકે તેમ છે, એમ મધ્યસ્થ સરકારના આયોજનપંચે તેમ જ રાજ્યતંત્રનાં તમામ કક્ષાના વિકાસખાતાંએ સમજી લેવું ઘટે છે.

વધુ નાણાંકીય રોકાણ કર્યા વગર અથવા વધારાના નજીવા નાણાંકીય રોકાણથી વધારે પ્રમાણમાં ઉત્પાદન શી રીતે કરી શકાય, તેમ જ બિનનાણાંકીય સાધનસામગ્રીનો વધુ બુદ્ધિશાળી ઉપયોગ કરવાથી ઉત્પાદન પરત્વે કેવી રીતે વધારો સાધી શકાય, એની વિચારણા જ દરેક ખાતાને તેમ જ ખાસ કરીને વિકાસખાતાને માર્ગદર્શક નીવડવી જોઈએ.

વિકાસની સમસ્યાનો ઉકેલ લાવવા માટે આવી કાર્ય-સરણી કે વિચારસરણી અપનાવવામાં આવે, તો આપણી સાધનસામગ્રીને વિકસાવીને અને આપણા એકંદર અર્થ-તંત્રને પ્રગતિશીલ બનાવીને, કાર્યસિદ્ધિ મેળવી શકાય તેમ છે, એમાં તો કોઈ શંકાને સ્થાન નથી. ચીન દેશે છેલ્લાં બે વર્ષ દરમ્યાન–ખાસ કરીને છેવટના બે મહિનામાં 'હનુમાન

ફેદી'ના મુદ્રાલેખદ્વારા જે ઝડપી પ્રગતિ સાધી છે, તેને લગતાં વધુ ને વધુ નિવેદનો બહાર પડવા લાગ્યાં છે—આ બધાને નજરમાં લેતાં, આ મુદ્દા વિષે કોઈ શંકાને સ્થાન રહેતું નથી.

અલબત્ત એવો વાંધો ઉઠાવી શકાય કે, આપણે ચીન દેશના દાખલાને અનુસરી શકીએ નહીં, કારણ કે ત્યાં જે સામાજિક અને રાજકીય કાર્યપદ્ધતિ અપનાવાઈ રહી છે, તે આપણી કાર્યપદ્ધતિથી મુદ્દામ જુદી પડે તેવી છે.

પરંતુ મુદ્દાનો પ્રશ્ન આ છેઃ આપણી પોતાની સામાજિક અને રાજકીય કાર્યપદ્ધતિ વડે, આપણી વિપુલ જનતાની શક્તિ સક્રિય કાર્યક્રમ અંગે આપણે એવી રીતે કામે ન લગાડી શકીએ કે, જેથી ભલે ચીનને આપણે પાછળ પાડી ન દઈએ તો પણ, તેની સાથે કદમ કદમ મિલાવીને પ્રગતિ સાધી શકીએ? આપણે તેમ ન કરી શકીએ, તો આપણી સામાજિક અને રાજકીય કાર્યપદ્ધતિ ચીનની તેવી પદ્ધતિથી ચડિયાતી હોવાનો દાવો આપણે શી રીતે કરી શકીએ? આ પ્રશ્ને આયોજનપંચના સભ્યોના અંતઃકરણને જાગૃત કરવાં જોઈએ.

[ ૨ ]

## એ. સત્યનારાયણ રાજુ

કોંગ્રેસના આ મંત્રીનાં મંતવ્યો લક્ષમાં લેવા જેવાં છે, એમનું કહેવું એવું છે, કે—

કોંગ્રેસના અવાડી ખાતેના અધિવેશનમાં સામાજવાદી સમાજરચનાનું ધ્યેય નક્કી થયું, તેનો અર્થ એ હતો કે ભવિષ્યમાં જ્યારે જ્યારે આયોજન હાથ ધરવામાં આવે, ત્યારે ત્યારે તમામ પક્ષોની સહેચ્છા કેટલે અંશે હાંસલ થઈ શકે તેમ છે, એનો તેમ જ ઉત્પાદન પરત્વે કેટકેટલી શક્યતાઓ છે, એનો વિચાર અવશ્ય થવો જોઈએ. બીજી પંચવર્ષીય યોજના તો કેળાંની લૂમ જેવી મહાકાંક્ષાઓની લૂમ સુપ્યતઃ હતી.

સાચા આંકડાઓથી અને યોગ્ય વલણથી એ મહાકાંક્ષાઓ સંસ્કાર પામી હતી. એ યોજના પાયામાં જ સંગીન હતી, અને દેશની જરૂરિયાતોની નજરે એનું કદ પણ વધારે પડતું લેખી નહોતું. પરંતુ એની સફળતાનો આધાર અનેક મુદ્દાઓ ઉપર રહેતો હતો.

એવા થોડાક મુદ્દાઓ આ રહ્યા; (૧) ખેતીવાડીના ઉત્પાદનમાં – ખાસ કરીને ખાદ્યખોરાકીની ચીજવસ્તુઓના ઉત્પન્નમાં–ક્રમશઃ પ્રગતિ સાધવી; (૨) ભાવતાલની કક્ષા લગભગ સ્થિર રહે તેમ કરવું; (૩) ઘરઘરની કૌટુંબિક બચત-રકમો વધારે પ્રમાણમાં ભેગી કરવી; (૪) નિકાસના વળતરમાં ક્રમેક્રમે વધારો થતો રહે તેમ કરવું; (૫) પરદેશી હૂંડિયામણનાં જે સાધનો ઉપલબ્ધ હોય તેમનો ઉપયોગ ખૂબ સંભાળપૂર્વક કરવો; અને છેલ્લે (૬) યોજનામાં અંતર્ગત થયેલા કાર્યક્રમો હાંસલ કરવાના કામે આમજનતા ખૂબ મોટા પ્રમાણમાં ભાગ લે,—આ બધા મુદ્દાઓ દેખીતી રીતે યોજનાના ઘડવૈયાઓના અંકુશની બહારના હતા.

કંઈક અંશે ઉપરાછાપરી ખરાબ આબોહવા અનુભવાઈ તેથી, તેમ જ કંઈક અંશે વહીવટી તંત્ર નિષ્ફળ નીવડ્યું તેથી, ખેડૂતવર્ગનો ઉત્સાહ પડી ભાંગ્યો. આના પરિણામે ખાદ્ય ચીજવસ્તુઓના ઉત્પાદનમાં નેત્રીપી સિદ્ધિ થવા પામી; વળી નિકાસવ્યાપારની અસંતોષકારક પ્રવૃત્તિઓને લીધે, આયાતોની ઉચ્ચ કક્ષાને લીધે, તેમ જ આયાત કરેલા માલના વધારે ભાવતાલને લીધે, વગેરે વગેરે કારણોને લઈને પરદેશી હૂંડિયામણ સંબંધે કટોકટી ઊભી થવા પામી; અર્થતંત્રમાં પૂરતા પ્રમાણમાં ઓતપ્રોત ન થાય એવી રીતે અતિઘણાં ઉધાર નાણાં ઊભાં કરવામાં આવ્યાં; તેથી ભાવતાલ ઉપર ફુગાવાનું દબાણ થવા પામ્યું; દેશની આમજનતાએ ધારેલા પ્રમાણમાં ભાગ ન લીધો, આ બધાં કારણોએ સદરહુ યોજનાના અમલ દરમ્યાન ત્રીજા વર્ષમાં તેના ઉપર પછાત પડી—કહો કે, જાણે વાવાઝોડું ફરી વળ્યું.

લોકશાહી આયોજનની નજરે વિચાર કરીએ તો, પ્રયત્ન અને પરિણામ વચ્ચેના મોટા અંતરને લીધે પ્રસ્તુત યોજના માટેનો પ્રજાકીય ઉત્સાહ વિશેષતઃ મોળો પડી જઈ શકે. સામાન્યતઃ આપણી જનતા તરબતર સ્થિતિ ભોગવતી નથી, એટલે એની ઐહિક સુખસગવડ વિષે સુધારો થવા પામે, એ માટે એ અધીરી બની ગઈ છે.

ખાસ કરીને બીજી પંચવર્ષીય યોજના જે મુશ્કેલીઓમાંથી પસાર થઈ રહી હતી. તેમનાથી પ્રેરાઈને એવું સૂચન પણ થવા પામ્યું છે કે, આયોજનની બાબતમાં હવે આપણે જરા થાક લેવો જોઈએ. પરંતુ ભારતની પરિસ્થિતિના પાયામાં એવી વસ્તુસ્થિતિ બની પડી છે કે, તે આપણને ભાગ્યે જ નિરાંતનો શ્વાસ લેવા દે. ખરું જોતાં તો આપણે

-[ વિશ્વમાનવ : જુલાઈ '૫૯

ત્રીજી પંચવર્ષીય યોજના વધારે મોટા પાયા ઉપર ઘડવી જોઈએ, અને તેમ કરતાં આપણે બીજી પંચવર્ષીય યોજનાના અમલમાં મળેલા અનુભવોનો ઉપયોગ કરી લેવો ઘટે.

**ખેતીવાડી—સર્વોચ્ચ પ્રાધાન્ય :** ત્રીજી પંચવર્ષીય યોજનાના આશયો બીજી પંચવર્ષીય યોજનાના આશયોથી મુદ્દાસર ફેરફાર ન હોઈ શકે, પરંતુ કેટલાક મુદ્દાઓ ઉપર વધારે ભાર મૂકવો જોઈએ અને જનતાના કેટલાક વિભાગો તરફ વધારે ધ્યાન દેવાનું જોઈએ.

**ખેતીવાડીની બાબતને સૌથી ઊંચું પ્રાધાન્ય આપવું ઘટે, કારણ કે કોઈ પણ મોટી યોજના મજબૂત પાયાના આધારે ટકી રહી શકે, અને ઉદ્યોગીકરણ માટે જે બચતો જરૂરી છે, તે એ રીતે જ પૂરી પાડી શકાય. વળી બેકારીની નાબૂદીના શુભ હેતુથી ત્રીજી પંચવર્ષીય યોજનાનું ઘડતર થવું જોઈએ.**

હવે તો એવી બીક સેવાય છે કે, બીજી પંચવર્ષીય યોજનાના અંતે દેશમાંના બેકારોની સંખ્યા આશરે સિત્તેર લાખ જેટલી થવા જશે. પ્રસ્તુત યોજનાની શરૂઆતમાં એ સંખ્યા લગભગ પચાસ લાખ જેટલી હતી. વેગીલા ઉદ્યોગીકરણ ઉપરાંત, તેમ જ દેશની શૈક્ષણિક પદ્ધતિને ટેકિનકલ ઝોક આપવા ઉપરાંત, વાજબી આવક પૂરી પાડે તેવા અને પાયાના ઉદ્યોગો સાથે સંકળાયેલા હોય તેવા નાના પાયા ઉપરના ઉદ્યોગો સ્થાપવા જોઈએ. દેશની બેકારીની સમસ્યા ઉપર એ રીતે જ અસર પહોંચી શકે તેમ છે.

પહેલી અને બીજી પંચવર્ષીય યોજના હેઠળના જાહેર ખર્ચનો લાભ ગ્રામવર્ગમાં તેમ જ શહેરોમાં વસતા ભૂમિહીન બેરોજગાર લોકોને મળવા પામ્યો નથી ત્રીજી પંચવર્ષીય યોજના ઘડવાની વેળાએ એટલું ધ્યાનમાં રહેવું ઘટે, કે આપણી જનતાના એ બે વિભાગોને લાભ થાય તેમ કરવું. આયોજન વિષે તેમ જ ખેતીવાડીની વ્યવસ્થા પદ્ધતિ વિષે નાગપુર ખાતેના કોંગ્રેસના અધિવેશનમાં જે ઠરાવો પસાર થયા હતા, તેમાં ત્રીજી પંચવર્ષીય યોજનાના પાયાના સિદ્ધાંતો વિષે ભારપૂર્વક જણાવવામાં આવ્યું છે, તેથી ગામડાનું જે જનતું અર્થતંત્ર ધીને ધીમે વિકસવું જોઈએ, તે બાબતમાં આગ્રહપૂર્વક માર્ગદર્શન આપવામાં આવ્યું છે. દરેક વ્યક્તિ વધારેમાં વધારે કેટલી જમીન ધરાવી શકે, એ વિષે જે ભલામણ થઈ છે, તેનો હેતુ તો એ છે કે, એ રીતે કેટલીક જમીન છૂટી થઈ શકે, અને દેશમાંના અસંખ્ય ભૂમિહીન શ્રમજીવીઓ સહકારના ધોરણે તેના ઉપર સ્થિર ને સ્થાયી થાય.

**વપરાશમાં ઘટાડો :** વસ્તીવધારો અને ખર્ચ-ઉત્પાદન વચ્ચેનું પ્રમાણ વધુ ને વધુ પ્રતિકૂળ બનતું જાય છે. આ હકીકત ધ્યાનમાં લીધી હોય, તો ત્રીજી પંચવર્ષીય યોજનાનું કદ વસ્તુતઃ ૧૧,૦૦૦ કરોડ રૂપિયા જેટલું રહેવું જોઈએ. આવી જંગી યોજના માટે નાણાંની જોગવાઈ કરવા માટે આપણી ખરેખરી તેમ જ શક્ય તમામ ઘરઘરની કૌટુંબિક બચતો ભેગી કરવી પડશે.

આપણા પરદેશ—વ્યાપારની હાલની વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઈશું તો આપણા નિભાવ માટેની આયાતો પૂરતાં અને અત્યારસુધીમાં આપણે જે ઉધાર રકમો ઉપાડી છે તે ભરપાઈ કરવા પૂરતાં જ નાણાંની જોગવાઈ આપણે કરી શકીશું. આથી પ્રસ્તુત યોજના દરમ્યાન જે કાંઈ પરદેશી હૂંડિયામણની જરૂર પડશે તે તમામ બીજા પાસેથી આપણે ઊછીની મેળવવી પડશે.

વપરાશમાં અને બિનજરૂરી આયાતોમાં ઘટાડો કરીને ને નિકાસોને વેગ આપીને, એવી લગભગ અર્ધોઅર્ધ જેટલી રકમની જોગવાઈ આપણે કરવી પડશે. ટાળી શકાય એવા અને ધામધૂમિયા તમામ ખર્ચા બંધ કરી દેવા પડશે. પ્રજાતંત્રપણામાંથી મુક્ત થતા લોકશાહી દેશના આયોજનમાં મહાન આત્મભોગ અંતર્ગત હોય છે, એ સમજવા જેવું છે.

આયોજનને સફળ કરવા માટે આપણી પાસે જે આત્મભોગની આશા રાખવામાં આવે છે, તેની સાથે પ્રજા તરીકે આપણે એકરાગ બની શકયા નથી, એમ મને પોતાને તો લાગે છે જે થોડીક વ્યક્તિઓએ સમર્પણ સાધ્યું છે, તેમને અપવાદ તરીકે ગણીએ તો ચાલે. ભારત પોતાના પ્રયાસો કરવામાં પૂરેપૂરો કટિબદ્ધ બને, એ કેટલું બધું જરૂરી છે, એ વાત અપવાદરૂપ વ્યક્તિઓ સિવાયની બીજી કોઈ વ્યક્તિઓના ધ્યાનમાં હજુ સુધી આવ્યું નથી.

અંતમાં એટલું કહેવાનું કે, લોકશાહી આયોજન અંગેની સાધનસામગ્રીના વિકાસનો સાચો આશય તો વ્યક્તિઓનું કલ્યાણ અને સુખ સાધવાનો હોય છે. લોકોની બુદ્ધિ, શક્તિ

[ પા. ૩૪૩ ઉપર ]

## ચિત્રકલાના સાંપ્રત પ્રવાહો : હૈયાવરાળ ?

'ચિત્રકલાના સાંપ્રત પ્રવાહો' ઉપર જૂન ૧૯૫૯ના વિશ્વમાનવના અંકમાં ભાઈ ગુલામ મોહમ્મદ શેખે કલાપ્રવાહોનો પરિચય આપવાને બદલે કલાના વિવાદો પર વિશેષ ધ્યાન આપ્યું છે. ફ્રાંસ જર્મની અમેરિકા વગેરેમાં કલા ક્ષેત્રે જે ક્રાન્તિ થઈ રહી છે તે ઝડપે અહીં થતી નથી તેનું એને દુઃખ છે અને તેથી સ્થાપિત પ્રણાલીઓ અને શૈલી માટે જાહેરમાં જે 'હૈયાવરાળ' કાઢી છે તેની તેમના જ શબ્દોમાં નોંધ લઈને તેમનું સાંત્વન કરવાની જરૂર લાગે છે.

"આપણે ત્યાં શિક્ષણનો અભાવ છે અને ઉપર કહ્યાં તેવાં પુસ્તકો-(લેખમાં નામો નથી) પણ સહેજે પ્રાપ્ય નથી અને આધુનિક યુગનું યાંત્રીકરણ મનુષ્યને લાગણીઓના પ્રવાહ કે અનુભૂતિના સ્પંદનોથી દૂર ધકેલતું જાય છે."

આમ દોષનો ટોપલો આ યુગને માથે પ્રથમ નાખી આગળ લખે છે :

**"આવા અવરોધોમાંય કલાપ્રવૃત્તિ કદી થંભી નથી.** expressionistથી માંડી abstractionist સુધી કલાકારે નવી અભિવ્યક્તિ શોધવા મથામણ આદરી છે પરદેશમાં તો એને સદીઓનાં વહાણાં વાયાં."

પરદેશની કલાઓનાં આ નવાં સ્વરૂપો માટે તેમને ગુજરાતી ભાષાના શબ્દો જડયા નથી અને તેનું સ્વરૂપ તે પોતે સ્પષ્ટ સમજાવી શકયા નથી; છતાં વળી લખે છે—

"ઑર્પણીકર્લા (!)નાં પણ પુનમૂલ્યાંકનો થયાં તેને પણ વર્ષો વીતી ગયાં."

ભાઈ, અધીરા ન થાઓ ! ૧૯૧૦ પહેલાં કોઈ નહોતું માનતું કે ભારતમાં શ્રેષ્ઠ કલાકૃતિઓ પડી છે. યુરોપના શિક્ષણે આપણા શ્રેષ્ઠજનો ઉપર ત્યાંની સંસ્કૃતિની એવી ઘેરી છાપ પાડી હતી કે તેને લીધે ભારતનું કંઈ પણ તેમને સારું લાગ્યું નહોતું.

પ્રાચીન સાહિત્ય, સંગીત, વૈદક અને તત્ત્વજ્ઞાન કશામાં ભારતનો એકડો ગણાતો નહિ, તો પછી ચિત્ર અને શિલ્પની વાત જ કોણ કરે ? એવી સ્થિતિમાંથી મુક્ત કરનારા મહર્ષિ ડૉ. આનંદકુમાર સ્વામી, હેવલ, અવનીન્દ્રનાથ, ભગિની નિવેદિતા જેવી વ્યક્તિઓના પ્રયાસોની કંઈ જ કિંમત નથી ?

આઠ વર્ષથી વડોદરા યુનિવર્સિટીમાં કલાની પદવી પર્યંતના અભ્યાસનો પ્રબંધ થઈ ચૂકયા છે અને તેનું સંપૂર્ણ સર્વાંગ શિક્ષણ અપાય છે, છતાં ભાઈ શેખ લખે છે '**શિક્ષણનો અભાવ છે, ગ્રંથો પ્રાપ્ય નથી.**" કલાવિદ્વાન કૌશલપ્રવીણ અધ્યાપકો અને સારા નિશાળ વિદ્યાર્થીઓએ જનતામાં કલાનાં મૂલ્યો અને સમજણ આપવા શું કર્યું એ કોઈ પૂછી શકે કે નહિ ?

પણ, શ્રી શેખે તો દોષનો ટોપલો બીજે ધકેલ્યો છે :

"ગુજરાતના અગ્રણી કલાકારો અને સામયિકો સુધ્ધાં અવનીન્દ્રનાથ અને તેમના શિષ્યો (શ્રી નંદ, બસુ આદિ) એ શરૂ કરેલી કહેવાતી 'ભારતીય' કલાના પંથે આગળ ધપતા રહ્યા. આધુનિક પ્રવૃત્તિઓ વિષે એકબીજા સમક્ષ છાની છાની હૈયાવરાળ કાઢી એને સમજવાનો અરે ! એના વિરોધનોય જાહેરમાં કદી હરફે ન ઉચ્ચાર્યો...જૈન, અપભ્રંશ, મુગલ, રાજપૂત પ્રણાલીઓનો 'સૂક્ષ્મ અભ્યાસ કરવાનો કે રસદર્શન કરાવવાનો પ્રયત્ન થયો તે ન જ થયો."

પરદેશની કળાઓ વિષેનું આપણું અજ્ઞાન સ્વીકારી લઈએ. પરદેશની શ્રેષ્ઠ કળાકૃતિઓ આપણા દેશમાં પ્રત્યક્ષ જોવાનું સુપ્રાપ્ય ન થાય ત્યાં સુધી એ વિષે કંઈ બોલવું કે લખવું અપ્રમાણિત કહેવાય. પરંતુ કલકત્તા યુનિવર્સિટીના બાગીશ્વરી વ્યાખ્યાનો, ઓરીએન્ટલ આર્ટ સોસાયટીનાં જર્નલો, રૂપમ્‌ની ફાઈલો, કુમારસ્વામીના પ્રાતઃપ્રાસંગિક મહાગ્રંથો, લેખો ને ચિત્રસંપુટો, હેવલ, નાનાલાલ મહેતા-કાર્લ ખંડાળાવાળા વગેરેના પ્રયત્નો અને વધારામાં સરકારી તંત્રે પ્રગટ કરેલા અજંટા-ઈલોરા અને અન્ય પ્રાચીન કલાધામોના ચિત્રસંપુટો, પોસ્ટકાર્ડો, સંશોધિત કલા સાહિત્ય અને રસ નિરૂપણ કરતા ગ્રંથોએ તમારા મનમાં કશી જ ઊર્મિ જગાવી નથી ? કે તેમને માટે કદરનો શબ્દ પણ તમારી પાસે નથી ?

ગુજરાતના કલાકારો હજુ એક પચ્ચીસી વટાવી શકયા નથી તે બિચારા કલાકારો ! મરુભૂમિમાં 'જળનું એક માટલું' લઈ પરબ માંડી બેઠા છે તેની હાલત કોણ જાણે છે ? તમે જ લખ્યું છે : 'દૂર દૂર સૌરાષ્ટ્ર કે ગુજરાતના

શહેર કે ગામડામાં વસેલા એવા અનેક રસિક જીવડા – અમદાવાદ અને બીજાં સ્થળના ચિત્રકારો – સૌરાષ્ટ્ર કળામંડળનાં પ્રદર્શનો...'

એ બધાં શું નથી કરી શકયા તે કહી નાખવું સહેલું છે; પણ શું કરી શકયા છે એ તરફ નજર કરી શકયા હોત તો જણાત કે તેમના નજીવા પ્રયત્નોથી કળાની સેવામાં બની શકે તે કરી છૂટવાની તમન્નાએ સમાજના નીચેમાં નીચેનાં તળમાંથી કેટલાય કલાભક્તો અને કલાસાધકોનું જૂથ ઉપર લાવવા પ્રયત્ન કર્યો છે. (ભાઈ ગુલામ મોહમ્મદ પોતે આ વાતથી અજાણ હોય એ સંભવતું નથી). અને ગુજરાતના ઇતિહાસમાં આ વાતની નોંધ નહિ હોય તો ગુજરાતના કલાચિંતકો, નગુણો સરવાળો બનાવશે.

ગુજરાતના પત્રકારત્વે તો હાજીના વીસમી સદીથી આજ સુધી જ્યાં જ્યાં કલાની જે કંઈ ઝાંખી થઈ તે પર પ્રેમ અને મમતાથી કદર બતાવી છે. સાધન અને શક્તિ અલ્પ હતાં, એ ખરું પણ ભાવ અધૂરા નહોતા. સામયિકોએ અને દિવાળી અંકોએ ગુજરાતના ચિત્રકારોને લાડથી આવકાર્યા છે. વડોદરાની 'આધુનિક' કલાપ્રવૃત્તિ પર અમદાવાદના પત્રકારિત્વમાં જેટલું લખાયું છે તેટલું કદાચ વડોદરામાં થયું નહિ હોય. 'બરોડાગ્રૂપ'નાં ચિત્રોનું એક સુવાંગ પ્રદર્શન અમદાવાદના કલાકેન્દ્રમા આમતૌર પર રજૂ થયું હતું એ પણ લેખકના ખ્યાલ બહાર રહ્યું છે! વડોદરાના અધ્યાપકો અને શ્રેષ્ઠ વિદ્યાર્થીઓને અમદાવાદના પત્રોએ બિરદાવ્યા નથી એમ પણ કહેવાશે નહિ.

*

મૉડર્ન આર્ટ વિશે કોઈ જાહેર ચર્ચા કરતું ન હોતું કારણ કે કોઈ નવીન પ્રયોગના પગરણ જોયા વિના પહેલાથી તેને ઉવેખવી એ સંસ્કારનું લક્ષણ નથી. કોઈ સમજતું ન હોય કે કોઈ સમજાવનારું ન હોય, તેમ જ પ્રતીતિકર કલાકૃતિઓ જોવા મળતી ન હોય ત્યાં એક પરદેશથી આયાત થયેલા કલાપ્રકારની ચર્ચા ધૃષ્ટતા જ લેખાય. છતાં ભારતમાં મોટા રાજ્યપ્રધાનોથી માડી પ્રોફેસરો અને વિદ્વાનો સુદ્ધાં આ નવા પ્રયોગોના નમૂના પ્રત્યક્ષ જોતાં કે ચોપાનિયાંમાં જોતાં ગુંચવાતા ઊભા રહે છે એ હકીકત છે. સમજ્યા વગર વાહવાહ કરવી એ પણ અપ્રમાણિક વર્તન ગણાય. પ્રદર્શનોમાં નજર સાથે સંદાયેલા નમૂનાઓ જોનારમાંથી કોઈ—બીજાને—પ્રતીતિ કરાવી શકતું નથી. પોતાનો અણગમો તેઓ આ રીતે જાહેર કરતા નથી, એટલે શું એ બધી લાગણીઓના પ્રવાહો કે અનુભૂતિઓનાં સ્પંદનોથી દૂર ધકેલાતા જાય છે? એમના મૌનથી ભાઈ ગુલામ મોહમ્મદની ધિરજ ખૂટી છે, એટલે મોંમા આગળાં નાખી તેમના અભિપ્રાય જાણવા આતુર બન્યા છે. તો ભાઈ! સ્પષ્ટ શબ્દોમા જાણી લો કે, એમના અભિપ્રાયે મૉડર્ન આર્ટ, ખાસ કરી ઍબ્સ્ટ્રેક્શનિઝમ (વસ્તુવિલોપન) કોઈને સમજાતું નથી અને તેને કલાક્ષેત્રે પ્રવેશેલું ગાંડપણ કે ધૂન ગણે છે; કલાકારનું એકલાનું તે બાથરૂમ મ્યુઝિક (એકાંતી રાગડો) લાગે છે. એ લોકો આમ કહે છે, તો ભાઈ ધિરજ રાખજો, કોઈને પરાણે કોળિયો ગળે ઉતારાય નહિ.

ગુજરાતના અલ્પધનસમા તરુણ કલાકારોને કોઈએ 'વ્યોમદીપ નભબિંદુ તો ગૃહદીવડા શું ખોટા?' સમજી બિરદાવ્યા હોય તો તેમને મહાન ગણવાની ફરજ તમારા પર કોણ નાખે છે? કાળના પ્રવાહમાં કોણું મોટું અને કોણ નાનું એ નક્કી કરવું ઇતિહાસના હાથમાં છે. ધિરજ અને શાંતિ રાખી પ્રશ્ન કળવાય એવું કંઈક કરો.

—ર. મ. રાવળ

(પાન ૩૪૧થી ચાલુ)

જેમને ભાવનારૂપી હથિયાર કે ઓજાર વડે પ્રસ્તુત વિકાસ હાંસલ કરી શકાય તેમ છે. પહેલી બે પંચવર્ષીય યોજનાઓએ એટલું તો પૂર્ણાંશે સ્પષ્ટ કર્યું છે કે, નીચેથી ઉપર સુધીનું લોકશાહીનું મુદ્દાનું ઘડતરકામ ધાર્યા પ્રમાણે થઈ રહ્યું નથી. સ્થાનિક સ્વરાજ્યની પરંપરાગત આપણી સંસ્થાઓની દેખીતી અયોગ્યતાઓ ખુલ્લી પડી ગઈ છે.

આથી ત્રીજી પંચવર્ષીય યોજનાના ઘડવૈયાઓ સામે મુખ્ય કામ તો એ ખડું થાય છે કે, ગામડાંમાંની આ સંસ્થાઓને નવેસર પ્રાણશક્તિ બક્ષવી. તેમની મારફત સ્થાનિક રહીશો સ્થાનિક વિકાસ યોજનાઓમાં સક્રિય ફાળો આપે, એટલું જ નહીં પણ, તેમની પકડમાં અને સમજણમાં આવે તેવા પ્રકારનો લોકશાહીનો અમલ શી રીતે થઈ રહ્યો છે, એ પણ તેમના ધ્યાનમાં ઊતરે.

પ્રકાશશાસ્ત્રની શોધ પછી હેમિલ્ટનને ખ્યાલ આવ્યો કે તેણે જે રીત ( Method ) શોધી કાઢી હતી, તે ગતિશાસ્ત્રમાં ( Dymanics ), મુખ્યત્વે કરીને principle of least actionને એ એટલી જ સહેલાઈથી લાગુ પડે છે. તેની આ બીજી શોધથી હેમિલ્ટને વિજ્ઞાનમાં પોતાનું નામ અમર કરી દીધું.

અરે એટલે સુધી કહી શકાય કે, જો ભૌતિકશાસ્ત્રમાં પ્રયોગો અત્યાર જેટલા પ્રગતિ પામેલા હોત તો, આજથી સો વર્ષ પહેલાં જ વિજ્ઞાને હેમિલ્ટનના Dynamicsથી તે દ. બ્રોગ્લીના wave–mechanics સુધીની ફલાંગ ભરી હોત. આ ઉપરાંત હેમિલ્ટને કરેલી બીજી શોધ તે એલજીબ્રાના ક્ષેત્રમાં છે. તેણે quarternionsની શોધ કરી. હેમિલ્ટને તેની જિંદગીનાં છેલ્લાં વીશ વર્ષ આ નવી એલજીબ્રા શોધવામાં જ ગાળ્યાં.

પણ હેમિલ્ટન ફક્ત એક મહાન ગણિતશાસ્ત્રી તરીકે જ જાણીતો નહોતો; સાહિત્યિક જગતમાં તેના અનેક મિત્રો હતો. વર્ડ્ઝવર્થ, કોલેરિજ, મેરિયા એજ્વર્થ, ફેલિસિયા હેમાન્સ અને ઓબ્રી દ' વેરેનો તે ખૂબ નિકટનો મિત્ર હતો. આ બધા સાથે તે અનેક લાંબા પત્રવ્યવહાર કરતો. તેની મહત્ત્વાકાંક્ષા સાહિત્ય તેમ જ વિજ્ઞાન બંને ક્ષેત્રે કાર્ય કરવાની હતી.

તેણે અનેક કવિતાઓ લખી હતી. આમાંથી ઘણીખરી તે વિવેચન માટે વર્ડ્ઝવર્થને મોકલતો. ઈ. સ. ૧૮૨૯માં વર્ડ્ઝવર્થ તેને તેના રહેઠાણ સ્થળે ડન્સિન્કમાં મળવા આવ્યો હતો. હેમિલ્ટનની વિજ્ઞાનક્ષેત્રની પ્રશસ્ત પ્રવૃત્તિ જોયા પછી વર્ડ્ઝવર્થે તેને સલાહ આપી–" તારા માટે તો ભવિષ્યનો પંથ વિજ્ઞાન છે, કાવ્ય નહિ; આ બંનેને એક વ્યવસાય તરીકે કેળવવાનો લોભ તું જતો કર ". આ પછી તેણે કાવ્યને ખૂબ જ દુઃખપૂર્વક જાકારો આપ્યો. પણ આ જાકારો, આ સલાહ ક્ષણભંગુર નીવડી. કારણ ત્યાર પછી તે આખી જિંદગી કવિતા લખતો રહ્યો. તેની કવિતાનું નબળું પાસું ( જે લગભગ દરેક કવિમાં હોય છે ) એ હતું કે, તે બધી નિરાશામય હતી; કારણ કે પરણ્યા તે પહેલાં તેને પ્રેમમાં બે નિરાશાઓ સાંપડી હતી. જો કોઈએ હેમિલ્ટનને ખુશ કરવો હોય તો તે તેની વિજ્ઞાનની શોધો કરતાં તેનાં કાવ્યોનાં વખાણ કરવાથી વધારે સહેલું પડે.

આવી એક જાજવલ્યમાન પ્રતિભા આધુનિક ભૌતિકવિજ્ઞાનની મહાન ઇમારત રચવામાં પોતાનો ફાળો આપી, સમયના અનંતપથ પર પોતાની પગલીઓ પાડી, ઈ. સ. ૧૮૬૫ના ઑગસ્ટમાં ૬૦ વર્ષની વયે દુનિયામાંથી અસ્ત પામી.

---

[પાન ૩૩૭થી ચાલુ ]

એક અંશ, સંવાદનો આશ્રય લેવાયો હોવાથી પદ્ય નાટકનો આભાસ ઉત્પન્ન થાય છે. પણ સંવાદથી નાટક બનતું નથી. 'પ્રાચીના'માં વસ્તુનું વિભાવન નાટક રૂપે નથી થયું, કાવ્યરૂપે જ થયું છે, ને કાવ્યને આવશ્યક હોય, તો સંવાદનો આશ્રય લઈ શકાય. કાન્તનાં પ્રસંગકાવ્યોમાં પાત્રોનો સંવાદ આવતો પણ ખરો. આથી 'પ્રાચીના'માં કવિનો લાભ નાટકને મળ્યો અને પદ્યનાટક યોજાયું, એમ કદાચ કહી ન શકાય.

પરીકથાની સૃષ્ટિના જેવું વાતાવરણ હોય, સર્જક જાણી કરીને કપોલકલ્પિત વસ્તુને આધારે વાસ્તવિકનું નિરૂપણ કરવા ધારતો હોય, વસ્તુ આપણા જમાનાથી ઠીક ઠીક દૂરનું, પૌરાણિક હોય, ત્યાં શ્રોતા પાત્રને મુખે ઉચ્ચારાતા પદ્યથી આંચકો નહિ અનુભવે. પાત્રોની જુદી વેશભૂષા, જુદો જ પરિવેશ, એને પોતાના સમયમાંથી ઉપાડીને એક જુદા જ સમયમાં લઈ જાય છે. આથી ત્યાં એ પદ્યની અભિપ્રાયતા વિશે શંકા ઉઠાવવા પ્રેરતો નથી.

આપણે ત્યાં સાહિત્યિક નાટક અને રંગભૂમિ વચ્ચેનું અંતર હજી ટાળવાનું બાકી છે. આથી કવિ રંગભૂમિથી ખાસ્સો દૂર છે. સાચું પદ્યનાટક સરજાવાને હજી વાર છે. પદ્યનાટક લખનારને નાટકનો ભોગ આપ્યા વિના પદ્યનો સાર્થક માધ્યમ તરીકે વિનિયોગ કરવાનો રહેશે ને એમ કરતાં કાવ્યનું નિર્માણ કરવાના પ્રલોભનમાંથી મુક્ત રહેવું પડશે.

આકાશવાણી અમદાવાદ-વડોદરાના સૌજન્યથી.

# નાટ્ય તાલિમ શિબિર

[ ગુજરાત યુનિવર્સિટી સંચાલિત: સુરત : ૪ મેથી ૨૫ મે, ૧૯૫૯ ]

ગુજરાત યુનિવર્સિટી સાથે સંકળાયેલાં મહાવિદ્યાલયોમાં નાટકની પ્રવૃત્તિ વ્યવસ્થિત રીતે ચાલે, એ માટે રસ ધરાવતા અધ્યાપકોને યોગ્ય અને જરૂરી તાલીમ આપવાનું સ્તુત્ય પગલું ગુજરાત યુનિવર્સિટીએ ભારતની તમામ યુનિવર્સિટીઓમાં પ્રથમ લીધું અને ૧૯૫૭ના મે માસમાં આવો તાલીમ શિબિર પોરબંદરમાં યોજી, લગભગ ૨૧ જેટલાં અધ્યાપક ભાઈબહેનોને નાટકની તાલીમ આપી. એ શિબિરને મળેલી સફળતાથી પ્રેરાઈ ને ગુજરાત યુનિવર્સિટીના કાર્યવાહકોએ આ વર્ષે પણ આવો બીજો શિબિર ઉનાળાની રજાઓ દરમિયાન યોજવાનું નક્કી કર્યું ને ઉપકુલપતિ શ્રી મગનભાઈ દેસાઈના અધ્યક્ષપણા નીચે, આ કાર્યને વ્યવસ્થિત રૂપ આપવા માટે એક પેટાસમિતિની નિમણૂંક કરી. આ સમિતિએ શિબિરના સંચાલક તરીકે, પોરબંદરના શિબિરનું સફળ સંચાલન કરનાર અને નાટ્યશાસ્ત્રના ઊંડા અભ્યાસી ડૉ. ધીરુભાઈ ઠાકરને પસંદ કર્યા અને તેમના સહાયકો તરીકે, સુરતની સર કે. પી. કોલેજ ઑફ કૉમર્સના ગુજરાતીના અધ્યાપક શ્રી હકૂમત દેસાઈ તથા શ્રી પ્રફુલ ઠાકોર ને પસંદ કર્યા.

### તાલિમ વર્ગો

શિબિરનો મુખ્ય ઉદ્દેશ આવેલાં અધ્યાપકોને નાટ્ય તંત્રની સૈદ્ધાંતિક અને પ્રાયોગિક તાલીમ આપવી એ હતો. આ ઉદ્દેશને અનુલક્ષીને એવી વ્યવસ્થા કરવામાં આવી કે, નાટકનાં જુદાં જુદાં પાસાં – જેવાં કે નાટકની પસંદગી, રંગમંચની વ્યવસ્થા, નાટ્ય - લેખ (અં. પ્રોડકશન સ્ક્રીપ્ટ) વિશે મુખ્ય સંચાલક ડૉ. ધીરુભાઈ ઠાકરે રોજ એક કલાક વર્ગ ચલાવવા; નાટ્યશાસ્ત્રના જુદા જુદા નિષ્ણાતોને નિમંત્રણ પાઠવી તેમની પાસે તેમના રસ અને અભ્યાસ અનુસાર વ્યાખ્યાનો કરાવવાં અને વ્યાખ્યાનોને અંતે તેમાંથી ઉપસ્થિત થતા મુદ્દાઓની ચર્ચા કરવી; આવેલાં અધ્યાપકો વચ્ચે નાટ્ય પ્રવૃત્તિ અંગે ચર્ચાઓ ગોઠવવી અને પ્રાયોગિક તાલીમ તરીકે નાટકોનું વાંચન કરવું; તેમ જ શક્ય હોય તો પસંદ કરાયેલાં નાટકોનાં દૃશ્યો તખ્તા પર રજૂ કરવાં.

ડૉ. ધીરુભાઈએ પોતાનાં વ્યાખ્યાનોમાં માત્ર સિદ્ધાંતોની ચર્ચા ન કરતાં, નાટ્યશાસ્ત્રના સિદ્ધાંતો વ્યવહારમાં કેટલે અંશે મૂકી શકાય છે અને પોતે એ વ્યવહારમાં મૂકતાં ક્યાં સફળ થયા અને ક્યાં તેમને મુશ્કેલી જણાઈ, તેનો અનુભવનીચોડ પણ આપ્યો.

આ વ્યાખ્યાનો તો રસપ્રદ હતાં જ, પણ તે પછી થતી ચર્ચાઓ તેથીય વધુ રસપ્રદ નીવડતી અને એમાં જુદા જુદા અધ્યાપકોના અનુભવો પણ જાણવાના મળતા.

### નિષ્ણાતોનાં વ્યાખ્યાનો

વ્યવસ્થાનાં બીજા અંગરૂપે શિબિરના મુખ્ય સંચાલક તરફથી, રંગભૂમિને ક્ષેત્રે કેટલીક જાણીતી વ્યક્તિઓ ઉપરાંત નાટ્યકલાના કેટલાક નિષ્ણાતોને વ્યાખ્યાનો આપવા માટે આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. શિબિરમાં જે વ્યાખ્યાનો થયાં, તે મોટે ભાગે ત્રણ પ્રકારનાં હતાં. નાટ્યતંત્રની સૈદ્ધાન્તિક ચર્ચા કરનારાં, નાટકનાં વિશિષ્ટ અંગો પર પ્રકાશ પાડનારાં અને શિષ્ટભાષાના અન્ય પ્રાદેશિક નાટ્યસાહિત્યનો પરિચય આપનારાં.

આ પહેલા પ્રકારનાં વ્યાખ્યાનોમાં પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું "નાટકમાં રસાવબોધ" પરનું વ્યાખ્યાન, ડૉ. રમણભાઈ પરેખનું "નાટક–એક સાંસ્કૃતિક પ્રવૃત્તિ" પરનું વ્યાખ્યાન, પ્રિન્સિપાલ રમણલાલ સી. મહેતાનું "સંગીતનાટક અને બેલે" પરનું વ્યાખ્યાન, શ્રી ચંદ્રવદન મહેતાનું "ભરતનાટ્ય- શાસ્ત્ર" પરનું વ્યાખ્યાન, શ્રી ધનંજય ઠાકરનું "નાટકનું મૂલ્યાંકન" એ વિષય પરનું વ્યાખ્યાન, આચાર્ય શ્રી યશવંત શુક્લનું "'રાઈનો 'પર્વત' અને

જયા-જયન્ત ' અભિનયતાની દૃષ્ટિએ " એ વિષય પરનું વ્યાખ્યાન, તેમ જ શ્રી પીતાંબર પટેલનું ' લોકજીવન અને નાટક ' પરનું વ્યાખ્યાન – આટલાં મુખ્ય ગણાવી શકાય.

બીજા પ્રકારનાં વ્યાખ્યાનોમાં શ્રી જશવંત ઠાકરનું " પ્રકાશયોજના " પરનું વ્યાખ્યાન, શ્રી જગદીશ દવેનું " ઉચ્ચારણશુદ્ધિ " પરનું વ્યાખ્યાન, શ્રી રતુભાઈ પરીખનું " મેક-અપ " પરનું વ્યાખ્યાન, શ્રી જયન્તી દલાલનું " સ્વગતોક્તિ " પરનું વ્યાખ્યાન, શ્રી બલરાજ સહાનીનું, " અભિનય-નાટકમાં અને ફિલ્મમાં " એ વિષય પરનું વ્યાખ્યાન, તથા શ્રી જયશંકર સુંદરીનું "અભિનય કલા" આદિ પરનાં વ્યાખ્યાનોનો સમાવેશ થાય છે.

અને ત્રીજા પ્રકારનાં વ્યાખ્યાનોમાં આચાર્ય શ્રી કાલિદાસ દેસાઈનું " પશ્ચિમના નાટકનાં સ્વરૂપો " વિશેનું વ્યાખ્યાન, આચાર્ય શ્રી હર્બર્ટ ડીસોઝાનું " આધુનિક યુરોપીય નાટક " પરનું વ્યાખ્યાન, પ્રોફે. જે. પી. પરીખનું " સંસ્કૃત નાટકનું સત્ત્વ " એ વિષય પરનું વ્યાખ્યાન, શ્રી ચંદ્રવદન મહેતાનું " આધુનિક ભારતીય નાટક " પરનું વ્યાખ્યાન, શ્રી શિવકુમાર જોષીનું " બંગાળી રંગભૂમિ " પરનું વ્યાખ્યાન અને શ્રી પ્રફુલ્લ ઠાકોરનો " મરાઠી રંગભૂમિ " વિષે આપેલો વાર્તાલાપ – મુખ્ય ગણાવી શકાય. શિબિરાર્થીઓ પૈકી શ્રી બકુલ ત્રિપાઠીએ પણ " નાટક, રંજન અને બોધ " એ વિષય પર એક વ્યાખ્યાન આપ્યું હતું.

ગુજરાત યુનિવર્સિટી જો આ વ્યાખ્યાનો પુસ્તિકારૂપે પ્રસિદ્ધ કરે, તો આ વિષયમાં રસ ધરાવનાર સહુ કોઈ માટે આવાં સુંદર અને વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનો સુલભ બને.

## પરિસંવિવાદો

વ્યાખ્યાનો ઉપરાંત તાલીમ અર્થે આવેલાં અધ્યાપક ભાઈ-બહેનો વચ્ચે ચારેક જેટલા પરિસંવિવાદો પણ યોજાયા હતા. હકૂમત દેસાઈએ અર્વાચીની પીઠિકા બાંધી આપ્યા પછી ' પલ્લવી પરણી ગઈ ' નાટકની ઝીણવટથી ચર્ચા થઈ, અને એને અંગે જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓની છણાવટ થઈ. બીજો સંવિવાદ ' કૉલેજમાં વાર્ષિક ઉત્સવો " એ વિષય પર થયો. આની પીઠિકા શ્રી પ્રફુલ ઠાકોરે બાંધી આપી, અને પછી તે વિષય પર સુંદર ચર્ચા થઈ. ત્રીજો સંવિવાદ વિદ્યાર્થીઓનું શિસ્ત અને સંસ્કારપ્રવૃત્તિ " એ વિષય પર યોજાયો. આ સંવિવાદ માટે ચર્ચાના મુદ્દા ડૉ. ધીરુભાઈએ રજૂ કર્યા અને રજૂ થયેલા મુદ્દા પર સારી ચર્ચા થઈ. શ્રી ચંદ્રવદન મહેતા શિબિરમાં રોકાયા, એ તકનો લાભ લઈ, તેમની સાથે પણ નાટકનાં ઘણાં અંગો વિશે અનૌપચારિક ચર્ચા થઈ. આ દરેક ચર્ચાનું સ્તર ઘણું ઊંચું રહેતું અને અધ્યાપકો તેમાં ઉત્સાહ તેમ જ ખંત પૂર્વક સક્રિય ભાગ લેતા. આ ઉપરાંત દરેક વ્યાખ્યાનને અંતે થતી પ્રશ્નોત્તરીમાંથી પણ નાટકનાં અનેક પાસાં વિશે શિબિરાર્થીઓને ઘણું જાણવાનું મળી રહેતું.

## પ્રાયોગિક તાલીમ

પ્રાયોગિક તાલીમમાં નાટ્યવાચનનો કાર્યક્રમ પણ હતો. ચંદ્રવદન મહેતાએ " અકબરશાહ "ની સ્વગતોક્તિ વાંચી બતાવી. શ્રી જશવંત ઠાકરે " ઉત્તરરામચરિત " ના કેટલાક ભાગનું વાચન કર્યું હતું. શ્રી જયન્તી દલાલે પણ તે જ નાટકના બીજા ભાગોનું વાચન કર્યું હતું. અને શ્રી જયશંકર સુંદરીએ " શર્વિલક "ના કેટલાક પ્રવેશો વાંચી, નાટક કેમ વાંચવું, તેની પ્રત્યક્ષ તાલીમ આપી હતી. શિબિરમાં મળેલી તાલીમ માત્ર સૈદ્ધાંતિક ન રહેતાં, કંઈક વ્યાવહારિક પણ બને એ હેતુથી ' શાહજહાન ' નાટકનાં કેટલાંક દશ્યો અને " કાકાની શશી "નો છેલ્લો પ્રવેશ ભજવવાનું નક્કી કરવામાં આવ્યું.

જેઓ અભિનય કરી શકે એમ હતાં, તેમને એ જવાબદારી સોંપવામાં આવી. બાકીનાઓને Book Stage workers તરીકે જુદી જુદી કામગીરી સોંપવામાં આવી. પોતાની પ્રતિષ્ઠા કે મોભ્ભાનો ખ્યાલ કર્યા વગર દરેક અધ્યાપકે પોતાને સોંપાયેલી જવાબદારી સહૃદયતા અને સંનિષ્ઠાપૂર્વક અદા કરી.

છેલ્લા બે દિવસ તો તેમને શ્રી. જયશંકર સુંદરી જેવા કુશળ દિગ્દર્શકના દિગ્દર્શનનો લાભ પણ મળ્યો. શિબિરના આગલા દિવસે, એટલે કે તા. ૨૩મીએ આ બંને નાટકો એમ. ટી. બી. કૉલેજના મધ્ય ખંડમાં આમંત્રિત મહેમાનોની હાજરીમાં ભજવાયાં.

## મુલાકાતીઓ

૨૧ દિવસના મુકામ દરમિયાન શિબિરની મુલાકાતે કેટલાક મહાનુભાવો પણ આવી ગયા. શિબિરનો મંગલ પ્રારંભ સુરત નગરપાલિકાના પ્રમુખ શ્રી ગોરધનદાસ ચોખાવાળાના હસ્તે થયો હતો. સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠના ઉપકુલપતિ શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ અને ભારત સરકારના નાણાંપ્રધાન શ્રી મોરારજીભાઈ દેસાઈ પણ એ રીતે

ઊડતી મુલાકાતે આવી ગયા. વચ્ચે એક દિવસ યુનિ. રજિસ્ટ્રાર શ્રી કંચનભાઈ પરીખ પણ આવી ગયા.

### પૂર્ણાહુતિ

ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી મગનભાઈ દેસાઈ પણ શિબિરમાં આવ્યા હતા અને પૂર્ણાહુતિ સમારંભ તેમના હસ્તે થયો હતો. સહુના આનંદ વચ્ચે તેમણે એવી જાહેરાત કરી હતી કે, સાંસ્કારિક પ્રવૃત્તિઓને વ્યવસ્થિત રૂપ આપવા માટે યુનિવર્સિટી ધોરણે કંઈક નક્કર પગલાં ભરાશે. અને આજે જેમ દરેક મહાવિદ્યાલયમાં શારીરિક શિક્ષક રાખવાનું ફરજિયાત છે, તેમ એ દિવસ પણ હવે દૂર નથી, જ્યારે દરેક મહાવિદ્યાલય માટે એક સંસ્કાર-શિક્ષક રાખવાનું પણ ફરજિયાત બનશે.

ગુજરાત યુનિવર્સિટી આ રીતે શિબિરો યોજી વધુ ને વધુ અધ્યાપકોને તાલીમ આપે એવી આપણે આશા રાખીએ.

**[ ગુજરાત સમાચાર ૨૦-૬-૫૯ 'સંસ્કાર માધુરી :' શ્રી પ્રફુલ્લ ઠાકોરના હેવાલમાંથી. ]**

## એશિયાઈ-ફોટોગ્રાફી

'એશિયન ફોટોગ્રાફી' નામનું એક અપૂર્વ ફોટોકલા સંપૂટ ભારતમાં જ છપાવીને, ફેડરેશન ઑફ ઇન્ડીઅન ફોટોગ્રાફી તરફથી, શ્રી આર. ગાંગુલીએ અરવિંદઆશ્રમ પોંડિચરીથી પ્રસિદ્ધ કર્યું છે. ૮×૧૦ સાઈઝમા આર્ટ પેપર ઉપર પૂરાં ઉઠાવદાર એંસી ચિત્રો અને ચોવીસ પાનનું લેખનસાહિત્ય, ભારત, ચીન, જપાન, હોંગકોંગ, મલાયા, સિલોન, સીંગાપુર, વીએતનામની શ્રેષ્ઠ ફોટોકૃતિઓ, ને તે તે દેશની ફોટોગ્રાફીના વિકાસની સૂચના આપતા લેખોવાળું, સુંદર બાંધણીનું આ વોલ્યુમ ભારતની પ્રકાશન કલાનો ડંકોનિશાન બને છે. નજરે જોયા પછી પણ ભારતમાં આ કામ થયું છે એની ખાત્રી કરવા અંદરનાં પ્રકાશક-મુદ્રકોનાં નામ જોવાની ઇચ્છા થાય. છતાં પુસ્તકનું મૂલ્ય છે માત્ર પંદર રૂપિયા.

એશિયામાં ફોટોગ્રાફીનો વિકાસ યુરોપ અમેરિકા કરતાં ઘણાં વર્ષો પાછળથી શરૂ થયો હશે. પણ હવે તરુણ અને પીઢ કલાકારોએ ચિંતન અને અભ્યાસથી વિકસેલી દૃષ્ટિનો યોગ કરી, પોતપોતાના દેશની સંસ્કૃતિનાં ગૂઢ સ્વરૂપોને ફોટોગ્રાફીથી દૃષ્ટિગોચર કરી બતાવ્યાં છે. ૧૯૪૭ પછીનો આ બધો ફાલ આવાં વિશેષણોથી અભિનંદી શકાય ; visual consciousness of our time: આપણા યુગની દૃષ્ટિગોચર થયેલી આત્મચેતના, something specifically individual: કશુંક નિશ્ચિતરૂપે વ્યક્તિસંપન્ન, Humanized Individualised photography: માનવીયતાથી ભરપૂર છતા સ્વસંપાદિત ફોટોગ્રાફી.

એશિયાના જુદા જુદા દેશોના કલાકારોએ પોતાની સૃષ્ટિમાથી જે સમકાલીન ચિત્રો કર્યાં હતાં, તેમાંથી વીણી કાઢેલાં આ ચિત્રો વડે કોઈ અનેરો ચિત્રસંપૂટ બન્યો છે, જેમાં એશિયાની પ્રજાઓનાં લોકજીવનનાં, ગ્રામ્ય કે નાગરિક, ધાર્મિક કે વન્યજીવન, કલાદૃષ્ટિએ પકડેલાં નોખાં નોખાં સ્વરૂપો આ પુસ્તકનું આકર્ષણ અને રસનિરૂપણ અનેક રીતે વધારી દે છે.

જેમણે "માનવ કુટુંબ" નામે વિરાટ ફોટો પ્રદર્શન જોયું હશે, તેમને સમજાયું હશે કે, ફોટોગ્રાફી કેટલા પ્રબળ આવેગથી માનવ પરિવારની એકતાની હિમાયત કરે છે! ફેડરેશન ઑફ ઇન્ડીઅન ફોટોગ્રાફીનું આ બીજું પુસ્તક છે. એવું જ સમૃદ્ધ પ્રકાશન ગયા વર્ષમાં કરેલું, તે 'આજની ભારતીય ફોટોગ્રાફી' (contemporary Indian photography) માત્ર સાડાતેર રૂપિયામાં ભારતનું આંતરપ્રાંતીય પ્રતિનિધિ બની શકે તેવું છે.

બંને સંપૂટો ગમે તે મંગલ પ્રસંગે, દેશમાં કે વિદેશમાં શ્રેષ્ઠ ઉપહાર બને તેવા છે અને કોલેજો, હાઈસ્કૂલો અને પુસ્તકાલયો માટે તો અપરિહાર્ય છે.

(જનસત્તા) —રવિશંકર રાવળ



## નવું વાચન

● ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મિતાક્ષરી પરિચય ●

### રવીન્દ્ર સૌરભ
કાકાસાહેબ કાલેલકર
નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ
રૂ. ૨-૫૦

કવિવર ટાગોરની લિપિકાનો આ ગુજરાતી અનુવાદ છે. આમાં કવિની એક વિશેષ પ્રતિભાનું દર્શન થાય છે; તેમના ગદ્યની ફુમાશ, કાકાસાહેબની આહ્‌લાદક કલમે, અહીં મળે છે. ઉપરાંત વિશેષ લાભ એ પણ મળ્યો છે કે, દરેક પ્રકરણને અંતે નિરૂપણ તરીકે કાકાસાહેબે પોતાની રીતે ટાગોરની ચિંતન કણિકાનો રસાસ્વાદ કરાવ્યો છે.

*

### હિંદના જવાહર
લે: મણીભાઈ ભ. દેસાઈ
નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ
રૂ. ૧-૦૦

પં. નહેરુની અંગ્રેજી આત્મકથાનો ગુજરાતી સંપૂર્ણ અનુવાદ આપ્યા પછી, અને કિશોરો માટેની તેની સંક્ષિપ્ત આવૃત્તિ પણ તૈયાર કર્યા પછી, અનુવાદકે મુખ્યત્વે પંડિતજીના ગ્રંથોના આધારે આ નાનકડું જીવન ચરિત્ર, સ્વતંત્ર રીતે તૈયાર કર્યું છે. ને તે વિદ્યાર્થીઓ તથા સાધારણ વાચન કરી શકતા પ્રૌઢોને ઉપયોગી અને માર્ગદર્શક થાય તેવી કાળજી આ પુસ્તકમાં લેવાઈ છે. અલબત્ત, આમાં ૧૯૪૭ સુધીનો જ સમયખંડ લેવામાં આવ્યો છે. આઝાદી પછીનાં વરસો દરમ્યાનની પં. નહેરુની પ્રવૃત્તિનો ય આછો ખ્યાલ જો અહીં આપવામાં આવ્યો હોત તો સારું થાત.

આ પુસ્તકને વડોદરા વિભાગ પુસ્તકાલય મંડળની નવમી શિષ્ટવાચન પરીક્ષા માટે માન્ય કર્યું છે, તે યોગ્ય જ છે.

*

### ગાંધીજીના પાવન પ્રસંગો : (ભા. ૩)
લલ્લુભાઈ મકનજી
નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ
રૂ. ૦-૩૫

સમાજશિક્ષણને નજરમાં રાખી આ પુસ્તિકામાં ગાંધીજીના જીવનના ૧૨ પ્રસંગો આલેખવામાં આવ્યા છે.

*

### ઘઉં ( શ્રી સયાજી ગ્રામ વિકાસમાળા : પુષ્પ : ૨૫)
મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય–વડોદરા
લે : માર્તંડ શિવભદ્ર પંડ્યા

આપણા જીવનની રોજની ઉપયોગી વસ્તુ–ઘઉં વિષે ભરપૂર માહિતી (ઇતિહાસ, ઉત્પાદન અને ઉપયોગોના ક્ષેત્રે) અહીં રજૂ કરવામાં આવી છે.

*

### ઉષા ( સાહિત્ય-દર્શન ) ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ–૭
સંપાદક : અમૃતલાલ પરીખ

આજે લગભગ મોટા ભાગની શાળાઓ પોતાનાં સામયિકો પ્રસિદ્ધ કરે છે. એ બધાં સામયિકોમાં શાળાનાં બાળકો પોતાને મનગમતા કોઈ પણ વિષય પર લખે છે અને પછી એ બધાં પ્રસિદ્ધ થાય છે.

પરંતુ, કોઈ પણ એક ખાસ દૃષ્ટિપૂર્વક, એક વિષય ( સાહિત્ય-દર્શન ) લઈને અંક પ્રગટ કરવાનો આ પ્રયાસ વધુ સ્તુત્ય છે. આ અગાઉ ' ઉષા 'ના ' કલાદર્શન ' તેમ જ ' ઇતિહાસદર્શન ' કરાવતા બે વિશિષ્ટ અંકો પ્રકટ કરવામાં આવ્યા હતા. એ જ પ્રણાલિકાને અનુસરી આ વખતે ' સાહિત્યદર્શન 'નો અંક પ્રકટ કરવામાં આવ્યો છે. કિશોરોના જ્ઞાન-વિસ્તાર માટે આવા પ્રયાસો આવકારપાત્ર છે.

*

## વનસ્પતિશાસ્ત્રની પરિભાષા

ગુજરાત વિદ્યાપીઠ – અમદાવાદ – ૧૪

રૂા. ૦–૪૪.

આ શ્રેણીદ્વારા આજ પૂર્વે ગણિત, પદાર્થ–વિજ્ઞાન અને રસાયણ તથા અર્થશાસ્ત્રની પરિભાષાની પુસ્તિકાઓ પ્રગટ થઈ ચૂકી છે. આ ચોથો મણકો છે. અને હવે 'રાજકારણ'ના પારિભાષિક શબ્દોની પુસ્તિકા તૈયાર થઈ રહી છે.

હવે ગુજરાત યુનિવર્સિટીએ ઉચ્ચ શિક્ષણ ગુજરાતી ભાષા દ્વારા આપવાનું ઠરાવ્યું હોઈ, તથા દિવસે દિવસે ગુજરાતી સાહિત્યનું સર્વાંગી ખેડાણ વધી રહ્યું હોઈ આવી પુસ્તિકાઓ ઘણા ઉપયોગની છે.

*

## મુશાયરાની કથા : હરીન્દ્ર દવે

## પ્રજા અને પોલિસ : પ્રભુદાસ પટવારી

પરિચય પુસ્તિકા પ્રવૃત્તિની આ ૨૩–૨૪મી પુસ્તિકાઓ પ્રગટ થતાં તેની પ્રથમ શ્રેણી પૂરી થાય છે.

## શ્રેષ્ઠ કિશોરકથાઓ

વોરા ઍન્ડ કું. મુંબઈ

સંપાદક : જયંત બક્ષી

રૂા. ૧–૭૫

કિશોરો માટે ચૂંટી કાઢેલી ૧૩ વાર્તાઓનો આ સંગ્રહ કિશોરોને આવશ્યક વાચન પૂરું પાડે છે.

*

## મનના મેલ (ત્રિઅંકી નાટક)

હકૂમત દેસાઈ

ધ પોપ્યુલર બુક સ્ટોર : સૂરત

રૂા. ૧–૫૦

નરસિંહ મહેતાની જીવન ભાવનાને કેન્દ્રમાં રાખી આ નાટક લખવામાં આવ્યું છે. જાણીતા વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ જણાવે છે તેમ, ચમત્કારનો આશરો લીધા વિના, આદર ઊપજે એવું ભાવનું આલેખન કરવું, એ કઠિન કાર્ય લેખકે પાર પાડ્યું છે.

*

## ધરતીના ધણી (એકાંકી નાટક) (બીજી આવૃત્તિ)

લે : હકૂમત દેસાઈ

ધ પોપ્યુલર બુક સ્ટોર : સૂરત

રૂા. ૦–૭૫

ભૂમિસમસ્યા પર પ્રકાશ પાથરતી આ નાટિકાને શ્રી જયપ્રકાશ નારાયણનો આવકાર પ્રાપ્ત થયો છે. આ તેની બીજી આવૃત્તિ છે.

## પંચાયત રાજ (ગાંધીજી)

સંકલન : આર. કે. પ્રભુ

નવજીવન પ્રકાશન મંદિર – અમદાવાદ

રૂા. ૦–૩૦

શ્રી પ્રભુ ગાંધી – વિચાર અને સાહિત્યના અભ્યાસી છે. તેમની દ્વારા નાની પુસ્તિકાઓ રૂપે ગાંધીજીના વિચારોનું દોહન કરી, સંક્ષેપમાં ગુજરાતીમાં પ્રગટ કરવાની યોજનામાં આ પ્રથમ પુસ્તિકા છે. હવે પછી સંતતિનિયમન, વિશ્વશાંતિ, ગીતાનો સંદેશ, શાકાહારનો નૈતિક આધાર વગેરે પ્રકટ થનાર છે.

*

## સાધના (મરાઠી અઠવાડિક) કુમાર વિશેષાંક :

સંપાદક : શ્રી યદુનાથ થત્તે

સાધના પ્રેસ, ૪૩૦ શનવાર પેઠ, પૂના–૨

સાને ગુરુજી સ્થાપિત 'સાધના' (મરાઠી અઠવાડિક) છેલ્લાં ૧૧ વરસથી એનું ઊંચું પત્રકારત્વનું ધોરણ જાળવી નિયમિત રીતે પ્રગટ થતું રહ્યું છે.

આ અઠવાડિકમાં રાજકારણ, સમાજજીવન, ચિંતન-દર્શન, સાહિત્ય તથા ઇતર વિષયો ઉપર અધિકૃત અભ્યાસીઓની કલમે લેખો પ્રગટ થતા રહ્યા છે. એટલું જ નહિ પણ, ઘણી વિવાદાસ્પદ સમસ્યાઓ ઉપર વિવિધ દષ્ટિએ પ્રકાશ પાડવાનો પ્રયાસ પણ થતો રહ્યો છે. કોઈ પણ અઠવાડિક માટે આ ગૌરવભરી સિદ્ધિ છે.

અમારી સામે જે કુમાર વિશેષાંક (૧૧ જૂન, ૧૯૫૯) અવલોકનાર્થે રજૂ થયો છે, એની વિષય અને લેખક-સૂચી જોતાં જ, સંપાદક મંડળે તદ્‌વિદોનો જે સહકાર પ્રાપ્ત કર્યો છે, તેનો અંદાજ આવી જાય છે. એટલું જ નહિ

પણ, બાળકોનાં લખાણો અને ચિત્રોથી (કેટલાંક બહુરંગી ચિત્રો સાથે) ભરપૂર આ આખા દળદાર (ડેમી ૪ પેજી પૃ. ૧૧૨) અંકની સુઘડતા, સફાઈ અને કલાત્મકતા તો સવિશેષ ધ્યાન ખેંચે તેવી ને અનુકરણીય છે

અમે આવા આ ઉચ્ચ કક્ષાના સામયિકનું સ્વસ્થ-દીર્ઘજીવન વાંછીએ છીએ.

*

## દિવાને-માણેક (સદ્ગુરુ શ્રી માણેકકૃત પ્રેમગીતા) —ભાગ ૧

કર્તા : ડૉ. માણેક મહેતા

પ્રકાશક : માણેક મહેતાકૃત પ્રકાશન સાહિત્ય સમિતિ
C/o. જીવદયા, સેવા અને આત્મજ્ઞાન મંડળ, નંબર ૧ એ, આનંદનગર, ફોરજેટ સ્ટ્રીટ, મુંબઈ ૨૬

રૂ. ૫-૦૦

ક્રાઉન ૮ પેજી સાઈઝનાં લગભગ ૪૦૦ પૃષ્ઠના પાકા બાઈન્ડીંગના આ ગ્રંથને પ્રકાશકોએ 'દિવ્ય પ્રેમનાં પુષ્પો' (The Flowers of Divine Love)ને નામે રજૂ કર્યો છે. આ ગ્રંથમાં શ્રી મહેતાકૃત પ્રભુપ્રેમ (પ્રકટ ઇલાહી) નાં ગાયનો, ગઝલ, કવાલી, સાખી, ભજનો મુખ્યત્વે સંગ્રહાયેલાં છે, જેની સંખ્યા ૪૧૪ જેટલી છે. ઉપરાંત અંગ્રેજી સુભાષિતો અને નોંધ, તથા પત્રવ્યવહારોનો પણ આમાં સમાવેશ થયો છે.

શ્રી મહેતાનું જીવનચરિત્ર આ પુસ્તકના આરંભમાં આપવામાં આવ્યું છે, તેના ઉપરથી તથા અનેક મિત્ર-સ્નેહીઓએ અર્પેલી ભાવાંજલિઓ ઉપરથી પણ આ કર્તા (જેમનો સદ્ગુરુ તરીકે ઉલ્લેખ ગ્રંથમાં જોવા મળે છે)નો પરિચય પ્રાપ્ત થાય છે.

*

## ૐકાર (૧૯૫૮-૫૯)

વિસનગર-આદર્શ વિદ્યાલયનું આ વાર્ષિક મુખપત્ર છે. તેમાં ગુજરાતી, અંગ્રેજી, હિંદી, સંસ્કૃત વિભાગનો સમાવેશ થાય છે. સંસ્થાના આચાર્ય શ્રી જતીન્દ્ર આચાર્યનું માર્ગદર્શન અહીં લેખે લાગ્યું જણાય છે.

# કેરળ : લોકશાહીની કસોટી

—ભોગીલાલ ગાંધી

કેરળની કમ્યુનિસ્ટ સરકાર સામે કેરળની અંદર વ્યાપક વિરોધ વંટોળ જાગ્યો છે.

કેરળ કોંગ્રેસ, પ્રજા સમાજવાદી પક્ષ, લોહિયા સમાજવાદી પક્ષ, રેવોલ્યુશનરી સોશિયાલિસ્ટ પાર્ટી, મુસ્લિમ લીગ, નાયર સોસાયટી, કેથોલિક જૂથ; તથા આ બધાંની અસર નીચેના મજદૂરસંઘો, મહિલાસંઘો, વિદ્યાર્થીસંઘો; ઉપરાંત કેટલાક તટસ્થ સંઘો અને મંડળો; તેલીચેરી, કાલિકટ, પાલઘાટ, ત્રિચુર, એર્નાકુલમ, કોટ્ટાયમ, ક્વિલોન વગેરે શહેરોની મ્યુનિસિપાલિટીઓ; ત્રાવણકોર-કોચીનની જ ૮૯૪ જેટલી પંચાયતો; સમગ્ર કેરલનું પ્રતિનિધિત્વ ધરાવતું 'કેરલા એડવોકેટ એસોસિયેશન,' તેલીચેરી, કાલિકટ, પાલઘાટ, એલેપ્પી વગેરે શહેરોનાં 'બાર એસોસિયેશન્સ;' તથા ૩૨ દૈનિક અખબારમાંના ૨૬ દૈનિક પત્રો (બાકીનાં છમાંથી ૪ કમ્યુનિસ્ટ સંચાલિત છે)—આટલા વિશાળ પ્રમાણમાં કમ્યુનિસ્ટ સરકાર સામે વિરોધ જાગ્યો છે—તેને રાજીનામું આપવા ઠરાવો કરી પડકાર કરી દીધો છે.

અને પંદર દિવસમાં તો ૧૫૦૦૦ જેટલાની ધરપકડો થઈ ચૂકી છે, અને ત્રણ ત્રણ વારના ગોળીબારોમાં ૧૧ જેટલી લાશો પડી ચૂકી છે.

તહોમતનામું ?

આ લડતની પાછળનાં મુખ્ય કારણો એકંદર આ પ્રમાણે દર્શાવાયાં છે :

૧ કેરળ સરકારનો ખેતીવિષયક ધારો જમીનધરાવનારાઓનાં જ હિતોનો વિરોધી છે.

૨ સરકારી નોકરીઓમાં પછાત કોમની ખાસ સંખ્યાની બાબતમાં સરકારે એઝુવા કોમ (૨૭% વસ્તી) આગળ નમતું જોખી, અન્ય કોમોનાં હિતોને જોખમમાં મૂક્યાં છે.

૩ કેરળ સરકારનો શિક્ષણવિષયક ધારો ખાનગી માલિકીની શાળાઓનું નિકંદન કરનારો છે; અને તેની દ્વારા શિક્ષકોની સલામતી સાધવાનો જે દાવો કરવામાં આવે છે તે છેતરામણો છે.

૪ શિક્ષણનાં પાઠ્ય પુસ્તકોમાં કમ્યુનિસ્ટ પ્રચારનાં અને ધાર્મિક લાગણીઓ દુભવનારાં લખાણો છે.

૫ નવી સહકારી મંડળીઓ જો કમ્યુનિસ્ટોને હસ્તક હોય તો તરત રજિસ્ટર કરવામાં આવે છે; તેમને ભરપટ્ટે નાણાં ધીરવામાં આવે છે, જે ચવાઈ જાય છે. ત્યારે બીજા પક્ષવાળાઓને કાયદેસરની સગવડથી બાકાત રાખવામાં આવે છે.

૬ સરકાર માટે જમીનની ખરીદી, ઔદ્યોગિક લોનની વહેંચણી, તથા જાહેર કામ અંગેના કોંટ્રાકટોમાં પણ કમ્યુનિસ્ટોને મદદ કરવાની અને પાર્ટીફંડ ભેગું કરી લેવાની નીતિ અખત્યાર કરવામાં આવે છે.

૭ સરકારી નોકરીઓમાં કમ્યુનિસ્ટોને ઘુસાડવામાં આવે છે; અથવા નોકરીમાં હોય તેમને કમ્યુનિસ્ટ પક્ષના ખાંધિયાની જેમ કામ કરવા માટે દબાવવામાં આવે છે.

૮ પોલીસ કમ્યુનિસ્ટ પાર્ટીની તાબેદાર હોય તે પ્રકારનું વર્તન તેની સાથે કરવામાં આવે છે; અને બિનકમ્યુનિસ્ટો ઉપર દમન ગુજારવાની ફરજ પાડવામાં આવે છે.

૯ કાનૂનની રક્ષા બિલકુલ થઈ ન શકે એવું વાતાવરણ રાજ્યભરમાં પેદા થઈ ગયું છે; અને ગમે તેવા ગુના કરવા છતાં કમ્યુનિસ્ટો કાનૂનની પકડમાંથી મુક્ત રહી શકે છે.

૧૦ આર્થિક રીતે, કેરળ સરકારની સ્થિતિ ખરાબ

છે. તિજોરી ખાલી થઈ ગઈ છે.

૧૧ પંચવર્ષીય યોજનાઓ અને ઉદ્યોગોનો વિકાસ રૂંધાઈ ગયો છે; ગરીબી વધી રહી છે. બેકારી અને ભૂખમરો અતિ વ્યાપક બન્યાં છે.

૧૨ લોકોનાં જાનમાલ-મિલકત પણ સલામત નથી.

૧૩ રુશ્વતખોરી અને વગવસીલાપણું ધૂમ વધ્યું છે.

૧૪ એકંદર, આખું રાજ્યતંત્ર પોતાના પક્ષને જ મજબૂત બનાવવા માટે, બીજાનાં હિતોને ભોગે, ચલાવવામાં આવે છે.

૧૫ નવી ચૂંટણીમાં પોતે ફરી ચૂંટાઈ આવે તે માટે આજથી મતપત્રકોની યાદીઓમાં પણ છેડછાડ શરૂ થઈ ગઈ છે.

૧૬ કમ્યુનિસ્ટ પાર્ટી અને સરકાર બંને એક જ હોય તે રીતે આખો વ્યવહાર ચાલી રહ્યો છે.

૧૭ કમ્યુનિસ્ટ સરકાર કોઈ પણ પ્રકારે કમ્યુનિસ્ટ પાર્ટીની ભાવિ સરમુખત્યારીનો રાહ આજથી ચોખ્ખો કરી રહી છે.

તા. ૧૨મીએ 'મુક્તિ દિન' ઊજવતાં પ્રગટ કરેલ જાહેરનામાંમાંના આ મુખ્ય આક્ષેપો છે.

### લડતના સુકાનીઓ

આવા આ જંગની અંદરનાં બળો અને તેમના વ્યૂહનો ખ્યાલ લેવો જરૂરી છે. આપણને ઉપરઉપરથી દેખાય એનાથી એ ઘણાં વધુ અટપટાં છે.

સૌથી આગળના મોરચે ઊભા છે: શ્રી મન્નથ પદ્મનાભન. તેઓ **નાયર સરવીસ સોસાયટી** (સ્થાપના ૩૧-૧૦-૧૯૧૪) ના વડા છે.

આખા રાજ્યમાં નાયર કોમની વસ્તી લગભગ ૨૦% (આશરે ૩૦ લાખ) છે. આ કોમમાં જમીનદારોનું પ્રમાણ વધુ છે; તથા વરસો થયાં સરકારી નોકરીઓમાં તેમનું પ્રમાણ તેમની વસ્તી કરતાં ઘણું મોટું રહ્યું છે. (આજેય ૨૦% વસ્તી અને ૪૦% સરકારી સ્થાનો પર નોકરી).

સહજ રીતે જ, ખેતીવિષયક કાયદો તથા પછાત વર્ગની અનામત નોકરીઓ ચાલુ રહે એ તેમને પોતાના હિતનાં વિરોધી પગલાં જણાય છે.

ઉપરાંત, નાયર સોસાયટી હસ્તક આજે ૩૫ હાઈસ્કૂલો, ૧૫ માધ્યમિક શાળાઓ, ૪ ફર્સ્ટ ગ્રેડ કોલેજો, બે શિક્ષક-તાલીમ-કોલેજો અને એક પોલિટેકનિક શાળાનું સંચાલન છે. જેનું બધું થઈને બજેટ રૂ. ૨૫ લાખનું છે. આ કારણેય શિક્ષણક્ષેત્રે કોઈ નવાં બંધનો, નિયમનો લાદે તેવા શિક્ષણકાયદાનો તેમને વિરોધ છે. વળી, આ સોસાયટીએ ત્રાવણકોર-કોચીન દેશી રાજ્યના રાજ્ય-અમલ દરમ્યાન સર સી. પી. રામસ્વામી આયરનાં ખ્રિસ્તીવિરોધી વલણને ટેકો આપ્યો હતો; અને લાંબો સમય રાષ્ટ્રવિરોધી વલણ ધરાવ્યું હતું.

**પરંતુ, કેરળની કમ્યુનિસ્ટ સરકારના રાજ્ય-અમલ દરમ્યાન, 'કૃષિ-કાનૂન', 'કેળવણી-કાનૂન' તથા 'અનામત જગાઓ' અંગેના આંદોલનની તેણે આગેવાની લીધી છે; અને આખરે, સમસ્ત કેરળને કમ્યુનિસ્ટ સરકારના બંધનમાંથી મુક્તિ અપાવવાની લડતનું નેતૃત્વ સંભાળ્યું છે.**

*

બીજો મહત્ત્વનો મોરચો સંભાળનાર છે—**ખ્રિસ્તી કેથોલિક પંથ.**

કેરળમાં કેથોલિક ખ્રિસ્તીઓની સંખ્યા ૨૧,૫૦,૦૦૦ની છે. બીજા પંથના ખ્રિસ્તીઓ ૧૩,૫૦,૦૦૦ છે.

કેરળનાં ખ્રિસ્તી દેવળો પાસે અઢળક ધનસંપત્તિ છે. તેમાં કેરળના અગાઉનાં રજવાડી કુટુંબોનો તથા પશ્ચિમી દેશોનો પણ ઘણો મોટો ફાળો છે. આ બધી ધનસંપત્તિનો તમામ એકહથ્થુ વહીવટ (પોતે નીમેલી પાદરી કમિટી દ્વારા) બિશપને હસ્તક છે. વધુમાં, આ કેથોલિક પંથનું અસાધારણ વર્ચસ્વ શિક્ષણક્ષેત્રે છે. એમને હસ્તક આખા રાજ્યની ૭૦૦૦ ખાનગી શાળાઓમાંથી ૩૦૦૦થી વધુ શાળાઓ છે.

આ સંસ્થાઓમાં કેટલાંક અનિષ્ટો વરસો થયાં ચાલતાં આવ્યાં છે–દા. ત. શિક્ષકોની લાયકાતના ધોરણ અંગે આંખઆડા કાન કરવા; શિક્ષકને નોકરીએ લેતાં પૂર્વે મોટી રકમો તફડાવવી; શિક્ષકોને આપવાના પગારો ઓછા, ને લખાવી લેવાના વધારે; બીજી સરકારી શાળાઓ જેવી રજાઓ અને ઇતર સગવડોનો અભાવ.

સર સી પી. અગાઉ આને અંગે કેટલાક સુધારા કરવા ગયા ત્યારે તેમને મોટામાં મોટો વિરોધ આ કેથોલિક-શાળા-અધિકારીઓ તરફથી જ વહોરવો પડેલો, અને પ્રયાસ પડતો મૂકવો પડેલો.

કેરળ સરકારના કેળવણી-ખરડામાં આ બાબત કડક સુધારાઓ રજૂ થયા, ત્યારથી તેમના ઉપરયે કેથોલિક-પોપ'

ઊતર્યો. અને આ તો ધર્મ ઉપર, દેવળ ઉપર, આક્રમણ છે; આ તો બધાને નાસ્તિક-કમ્યુનિસ્ટ બનાવી દેવાનો દાવ છે વગેરે પ્રચાર શરૂ થયો હતો.

**કેરળની કમ્યુનિસ્ટ સરકાર સામે, ગયા વરસથી પ્રથમ મોરચો ખડો કરવાનું શ્રેય કોઈને હોય તો તે કૅથોલિક જૂથને છે.**

*

આ યુદ્ધમાં કેરળ કૉંગ્રેસનું સ્થાન હવે જોઈએ.

કેરળમાં કૉંગ્રેસ નબળી છે, એક વાર સત્તા ભોગવી ચૂકી છે; અને બદનામ પણ છે. અંદરઅંદરના વિદ્વેષો-વિખવાદો પણ પારાવાર છે.

વળી, કૉંગ્રેસથી કેરળ સરકારના 'શિક્ષણકાનૂન', 'કૃષિ-કાનૂન' તથા 'અનામત જગા'ઓની બાબતમાં ખુલ્લો વિરોધ તો થઈ શકે એમ નથી. આ કાનૂનોમાંના નાના નાના વાંધાઓ ઉપર, સ્થાપિત હિતોનો પક્ષ લઈ, લડતનાં ઢોલ પીટવાનું એને માટે સરળ નથી.

વળી, પં. નહેરુનો સ્પષ્ટ આદેશ કોમી હિતો સાથે ન જોડાવાનો, અને બંધારણીય સિવાયની બીજા કોઈ પ્રકારની લડતોમાં ન સંડોવાવાનો રહ્યો છે, એ પણ એમને માટે એક મોટી મુશ્કેલી ગણાય!

આમ છતાં, બીજી બાજુ, આવડી મોટી લડતથી દૂર રહેવામાં પોતાની જે કાંઈ મૂડી છે તે ગુમાવી દેવાનો ભય હતો.

આથી અમુક મર્યાદામાં લડતમાં જોડાવું-એવું વિચાર્યા છતાં, તે ધીમે ધીમે, વધુ ને વધુ ઘસડાતી રહી છે.

પરંતુ, એક વાત એટલી જ સાચી છે કે, કૉંગ્રેસ આ મોરચામાં હોવાને કારણે લડતને રાજકીય રૂપ અને મહત્ત્વ પ્રાપ્ત થયું છે.

### સંગ્રામ સમિતિઓ

આમ, વરસો સુધી સામસામા વિદ્વેષને મોરચે ઝૂઝનારા નાયર જૂથ અને કૅથોલિક-જૂથ વચ્ચે હવે દોસ્તી બંધાઈ છે. તેમનાં જમીનદારી, શિક્ષણ-વ્યવસાય અને અનામત નોકરીઓ અંગેનાં હિતોએ તેમને એકત્ર કર્યાં છે.

કેરળની કુલ વસ્તી ૧।। કરોડની ગણતાં આ બંને કોમોની સંખ્યા જ લગભગ ૫૦ લાખ = ૩૩ ટકા જેટલી થઈ જાય છે!

**લડતની મુખ્ય સરદારી મન્નથ પદ્મનાભનના નેતૃત્વ** નીચેની 'શાળા-વ્યવસ્થાપકોની લડત સમિતિ' (વિમોચન સમર સમિતિ)ના હાથમાં છે. તેમાં નાણું અને સ્વયંસેવકોની મદદ કૅથોલિકોની છે.

**લડતની ઉપ-નેતાગીરી** કૉંગ્રેસ, પ્રજાસમાજવાદી પક્ષ તથા મુસ્લિમ લીગની બનેલી સ્ટેન્ડિંગ કમિટીની છે. આ બંને સમિતિઓ પરસ્પર સહકારથી કામ કરે છે.

પરંતુ લડતની પદ્ધતિઓ વિષે પણ તેમની વચ્ચે એકવાક્યતા નથી.

આ રીતે, કેરળની કમ્યુનિસ્ટ સરકાર સામેનો મોરચો એક રીતે વ્યાપક છે, તો બીજી રીતે બોદો પણ છે.

### બોદો મોરચો

કમ્યુનિસ્ટ સરકાર ઉપર મૂકવામાં આવેલા આક્ષેપોની બાબતમાં પણ તેમની સ્થિતિ જોઈએ તેવી સધ્ધર નથી.

૧. લડત મધદરિયે પહોંચી જવા છતાં હજી, વચન આપવામાં આવેલું, વ્યવસ્થિત પુરાવાઓ સાથેનું તહોમત-નામું પણ રજૂ થઈ શક્યું નથી!

૨. કૃષિ-કાનૂન, કેળવણી-કાનૂન તથા 'અનામત જગાઓ' અંગે કમ્યુનિસ્ટ સરકારનાં પગલાંને બિનલોકશાહી વા પ્રજાહિત-વિરોધી કહી નાખી, એક ફટકે ઉતારી પાડવાનું સરળ નથી.

**સમાજવાદી આદર્શને ગંભીરતાપૂર્વક સ્વીકારનાર ખુદ કૉંગ્રેસીઓ પણ એવું વલણ લઈ શકતા નથી.**

૩ કેળવણી-ધારાનો ઇતિહાસ તો વધુ સૂચક છે: ગયા વરસે 'કેળવણીનો ખરડો' રજૂ થયો ત્યારે જ કૅથોલિક જૂથ તરફથી જબ્બર વિરોધ જાગ્યો હતો. સુપ્રિમ કોર્ટ સુધી મામલો પહોંચ્યો હતો. સુપ્રિમ કોર્ટે તેમાંની કેટલીક કલમો સુધારવાનો ચુકાદો આપ્યા બાદ, તે કલમો સુધારીને કેરળ ધારાસભાએ ખરડો પસાર કર્યો છે. અને ખુદ **રાષ્ટ્રપ્રમુખની સંમતિ તેને મળી ચૂકી છે (૧૯૫૯ ફેબ્રુઆરી). એટલે એ કાનૂનમાં બીજી ખોડખાંપણો રહી હોય તોય, દેશની સર્વોચ્ચ ન્યાયસત્તા અને સર્વોચ્ચ રાજ્ય-સત્તાની બહાલી મેળવવા જેટલો સંતોષકારક તો તે ઠર્યો જ છે.**

૪. વળી મોટા ભાગના આક્ષેપો વિરોધપક્ષો તરફથી

વારંવાર મુકાતા રહ્યા છે. કોંગ્રેસના મોવડી મંડળ સુધી તથા વડાપ્રધાન સુધી એને અંગે ફરિયાદો થતી રહી છે. અને તેમને વચ્ચે પડવા તથા કમ્યુનિસ્ટ સરકારની 'ગેર-નીતિ' અને 'અંધાધૂંધીની પરિસ્થિતિ' સામે તત્કાલ પગલાં ભરવા સૂચનો થતાં રહ્યાં છે. **આ ફરિયાદોમાં ગમે તેટલું તથ્ય જણાયું હોય તેમ છતાં, વચ્ચે પડી પગલાં ભરવા જેવી નક્કરતા રાષ્ટ્રપ્રમુખને અથવા વડાપ્રધાન પં. નહેરુને જણાઈ નથી, એય સ્પષ્ટ છે.**

૫. કેરળ સરકાર સામેની અનેક ફરિયાદો ભારતની બીજી કોઈ પણ પ્રદેશ-સરકાર સામે ઓછે વત્તે અંશે થઈ શકે એવી છે ને થતી આવી છે—એ વાત પણ નાનીસૂની નથી. દા. ત. શિક્ષણ અને પાઠ્યપુસ્તકોમાં સરકારની ડખલ અને પોતાની વિચારણાનો પ્રચાર; સહકારી મંડળીઓ, સરકારી નોકરીઓ વગેરેમાં પક્ષપાતીપણું—સામા વિરોધ-પક્ષ ઉપર તો અવિશ્વાસ જ; લાંચરુશ્વત, વગવસીલાપણું, સરકારી અમલદારો ઉપર પાર્ટી આગેવાનોની દાદાગીરી. પાર્ટી અને સરકાર એક જ હોય તેવો વ્યવહાર, નવી ચૂંટણીઓ નજરમાં રાખી અમુક સ્તરના લોકોને જીતી લેવાની દૃષ્ટિ અને તે અનુસાર વ્યવહાર—વગેરે અન્યાયી અને બિનલોકશાહી તરીકાઓ.

૬. કેરળની સરકાર કે કમ્યુનિસ્ટ પક્ષ પોતે આ બધાં દૂષણોથી 'પર' હોવાનો દાવો કરે, એનો સ્વીકાર ભલે આપણે ન કરીએ; પરંતુ બીજા પ્રદેશો કરતાં આ સરકાર આ બાબતોમાં **બદતર** છે, એવુંય પુરવાર કરવાનું હજી બન્યું નથી. આથી કરીને તો, એની સામે તપાસપંચ યા બીજાં પગલાં ભરવાનાં સૂત્રો બોદાં બનતાં રહ્યાં છે.

### પરિસ્થિતિની વિશેષતા

● અલબત્ત કેરળ સરકાર પોતાનાં દૂષણોને ઢાંકવા માટે બીજા પ્રદેશોની સરકારો સામેના આવા જ પ્રકારના આક્ષેપો આગળ ધરીને સામાનાં મોઢાં બંધ કરી શકે છે।

● અને કેરળમાંના વિરોધપક્ષો (ખાસ કરીને કોંગ્રેસ તથા પ્રજાસમાજવાદી) હજી ગઈ કાલ સુધીના પોતાના જ રાજ્યતંત્રની બુરાઈઓ ભૂલી જઈ, 'લોકશાહીની રક્ષા'નો ઝંડો ઊંચો કરી કમ્યુનિસ્ટ સરકારને તોડી પાડવાની લડતો આદરી શકે છે।

છતાં, કમ્યુનિસ્ટોએ આ વાત યાદ રાખવી જરૂરી છે કે—

● બીજા રાજ્યપ્રદેશોમાં ત્યાંની સરકાર સામેના મોરચ એક યા વધુ ચોક્કસ મુદ્દા ઉપરના જ હોય છે. અને તેમ અમુક જ વિરોધ પક્ષો જોડાયેલા હોય છે. પરંતુ કેરળમ કમ્યુનિસ્ટો અને તેમના તરફદાર સંગઠનો સિવાયનાં તમાર પક્ષો અને અનેક સંગઠનો, (સમસ્ત પ્રજાના કેટલા ટકા ર બહુમતિ કે લઘુમતિ કહેવું શક્ય નથી; પરંતુ એકંદર ઘણો મોટો સમૂહ) કેવળ અમુક મુદ્દાઓ પૂરતા જ નહિ **સમગ્રતયા** કમ્યુનિસ્ટ સરકારની એકંદર નીતિ સામે રોષે ભરાયેલા છે, એવું જણાય છે; તથા બીજા કોઈ પણ રાજ્ય-પ્રદેશમાં હશે એના કરતાં આંતરિક વેરઝેરની વૃત્તિ ને પ્રવૃત્તિ વધુ વ્યાપક સ્વરૂપ ધારણ કરી ચૂકી છે.

તો બીજી બાજુ, કોંગ્રેસે પણ, આ જ વાત જુદા અર્થમ સમજી લેવી જરૂરી છે કે–

બીજા પ્રદેશોમાં રાજ્ય-સરકારો સામે વિરોધપક્ષો (કમ્યુનિસ્ટ, સમાજવાદી વગેરે) કોઈ ને કોઈ ચોક્કસ મુદ્દાઓ પર સત્યાગ્રહો ને લડતો ચલાવે છે. તેની અને કેરળમાંના આંદોલન વચ્ચે પાયાનો ભેદ છે—

● બીજા પ્રદેશમાંનાં આંદોલનો અમુક ચોક્કસ મર્યાદિત હેતુ પૂરતાં હોય છે.

● ત્યારે કેરળમાં તો પાર્લમેન્ટરી લોકશાહી પદ્ધતિએ ચુંટાઈ આવેલી એક સરકારને બિનપાર્લામેન્ટરી-પદ્ધતિએ ઉથલાવી પાડવાનું બીડું ઝડપવામાં આવ્યું છે!

**સિદ્ધાંત દૃષ્ટિએ, જરૂર એમ કહી શકાય કે–જ્યારે આંતરિક રીતે બધા બંધારણીય માર્ગો લેવાઈ ચૂક્યા હોય, અને કેન્દ્ર સરકાર પણ રાજ્ય સરકારની તરફેણમાં આંખમીચામણાં કરતી હોય, ત્યારે ભલે બંધારણમાં હોય કે ન હોય, તોય પોતે ચૂંટેલી સરકારને પાછી બોલાવવાનો યા અધવચ્ચે ખસેડવાનો પ્રજાનો અધિકાર સ્વીકારવો જ રહ્યો.**

**પરંતુ કેરળમાં આખરી 'હટી જાવ'નું આંદોલન આરંભવા પૂર્વે તમામ લોકશાહી પાર્લામેન્ટરી માર્ગો લેવાઈ ચૂક્યા નથી, એ દીવા જેવી સ્પષ્ટ હકીકત છે.**

### લોકશાહીના મૂળ પર ઘા

કેરળ સરકાર ઉપરના આક્ષેપો કેટલે અંશે સાચા ખોટા

છે, એ વિષે મતભેદ અને વિવાદ હોઈ શકે છે. પરંતુ, જેઓ કટ્ટર કમ્યુનિસ્ટ વિરોધી હોવા છતાં, ભારતની નવીસવી લોકશાહીની રક્ષા માટે સચિંત છે તેવા અનેક નેતાઓ—રાજાજી, કુંઝરુ, ધીરેન્દ્રભાઈ (સર્વોદયી નેતા), ઉપરાંત ભારતભરના પ્રમુખ અને પ્રતિનિધિ અખબારોમાંનાં મોટા ભાગનાં, (વધુમાં, બ્રિટનનાય કેટલાક રાજપુરુષો અને અખબારો)–આ સૌએ આટલી વાત તો સ્પષ્ટ અને બેધડક રીતે વારંવાર જાહેર કરી દીધી છે કે—

* કેરળ સરકાર વ્યવસ્થિત રીતે, પાર્લમેન્ટરી બંધારણી લોકશાહી પદ્ધતિએ, ચુંટાઈ ને આવેલી સરકાર છે; તેના અન્યાયો અને અનિષ્ટો સામેની લડત બંધારણી લોકશાહી પદ્ધતિએ ચલાવવી જોઈએ.

* **બંધારણી રીતે આવેલી સરકારને ગેરબંધારણી રીતે ઉખાડી નાખવાની લડત લોકશાહીના મૂળ ઉપર જ ઘા કરવા સમાન છે.**

રાષ્ટ્રની પ્રમુખ સંસ્થા કોંગ્રેસને હાથે આવું પગલું નથી તો પોતાના જ પક્ષ માટે હિતાવહ, કે નથી ભારતીય લોકશાહીના વિકાસ માટે હિતકારી.

### સૌથી મોટી દુશ્ચિંતા

આજે સૌથી મોટી સમસ્યા અને ચિંતા ભારતની લોકશાહીની રક્ષા અને વિકાસની છે.

ભારતમાં નવી સવી લોકશાહી (પાર્લમેન્ટ પદ્ધતિની)-નો પ્રયોગ આરંભાયો છે. એની પોતાની આંતરિક કમજોરીઓનો પાર નથી. અને ભારત બહાર–પડોશમાં જ તો લોકશાહીની ઇમારતો કડડભૂસ તૂટતી ચાલી છે. ત્યારે લોકશાહીના પાયાની બાબતમાં જ બેદરકાર બની, કમ્યુનિસ્ટ વિરોધના આવેશમાં બેફામપણે વર્તવાથી તો, પોતાનું જ નાક કાપી અપશુકન કરવા જેવું થઈ રહ્યું છે. આજે કોંગ્રેસ કેરળમાં જે રીતે વર્તે છે એનો વધુ અણઘડ અને જૂની પ્રત્યાઘાત કમ્યુનિસ્ટો બીજી રાજ્ય સરકારોની સામે પાડશે જ એ વાત પણ શ્રી. ડાંગેની ધમકી પછી તો વધુ ખુલ્લી થઈ છે.

(આજના છેલ્લા સમાચાર અનુસાર, બંગાળ અને પંજાબની કોંગ્રેસી સરકારો સામે કમ્યુનિસ્ટો અને વિરોધપક્ષો તરફથી તહોમતનામાં તૈયાર થઈ રહ્યાં છે!)

**આજે તો બેઉ બાજુથી, કેરળમાં જે પદ્ધતિઓ અખત્યાર થઈ રહી છે, ને જે mood વરતાય છે તે જોતાં તો આપણે હિંસક આંતરવિગ્રહની દિશામાં ઘસડાઈ રહ્યાની ભીતિ જાગે છે!**

● આવે તબક્કે, કાં તો રાજ્ય સરકાર રાજીનામું આપી દે, કાં તો રાજ્ય સરકારને હાંકી કાઢી રાષ્ટ્ર પ્રમુખની સત્તા સ્થાપી દેવામાં આવે–આ પ્રકારનાં સૂત્રો નથી હિતાવહ, નથી વ્યવહારુ.

પં. નહેરુએ કેટલાંક સૂચનો કર્યાં છે, તેમાં નવી ચૂંટણીનું સૂચન પણ કર્યું છે; પરંતુ એ બાબતનો નિર્ણય કમ્યુનિસ્ટ સરકાર ઉપર છોડી દીધો છે. અને શ્રી. નંબુદ્રીપાદે પં. નહેરુનાં બે સૂચનો પોતાની રીતે સ્વીકાર કર્યાનું જાહેર કર્યું છે; પરંતુ 'નવી ચૂંટણી' બાબતમાં સંપૂર્ણ અસંમતિ દર્શાવી છે.

કોકડું ગુંચવાયેલું છે; ગંભીર પરિણામો લાવનારું છે, એ નિઃસંદેહ છે.

### સમાધાન અશક્ય નથી

આમ છતાં, અમને નિશ્ચિત રીતે લાગે છે કે, નીચેના મુદ્દાઓ ઉપર કોકડું ઉકેલવાના પ્રયાસ થાય તો ભારતની લોકશાહીને માથે ઝઝૂમી રહેલી આફત દૂર થઈ શકે એમ છે—

૧. શિક્ષણ ધારામાં (સરકારી ગ્રાન્ટ લેતી શાળાઓ માટે) શિક્ષકોની ભરતી કરવાનું કામ કમિશન હસ્તક રાખવામાં આવ્યું છે, તે પ્રકારની કલમ† રદ કરવી.

૨. ઈતર અર્થાંસ્પદ મુદ્દાઓ અંગે સર્વપક્ષી પરિષદ દ્વારા સમાધાનના પ્રયાસો કરવા.

૩. ગોળીબારની નિષ્પક્ષ તપાસ કરવી.

૪. ગંભીર પ્રકારના આક્ષેપોની બાબતમાં નિષ્પક્ષ તપાસ કરવી.

૫. જે મુદ્દાઓ અંગે સમાધાન અશક્ય બને તે બાબતમાં પં. નહેરુ જેવાની દરમ્યાનગીરી દ્વારા ઉકેલનાં પ્રયાસો કરવા.

આ બધા મુદ્દાઓ અંગે, શ્રી નંબુદ્રિપાદે સર્વપક્ષી

† કલમ ૮, ૯, ૧૧ અને ૧૨ અનુસાર શિક્ષણની તમામ ફી સરકારને આપવી; શિક્ષકના પગારો સરકાર આપે; પબ્લિક સર્વિસ કમિશન શિક્ષકોની પસંદગી કરે; આ પ્રકારની શરતો સરકારી ગ્રાન્ટ લેતી શાળાઓ માટે ફરજીઆત બને છે.

રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ બોલાવી યોગ્ય સમાધાન શોધવાનું પોતાનું વલણ પ્રગટ કર્યું જ છે. અને કેટલાક મુદ્દાઓમાં સમાધાન ન થતાં પં. નહેરુની લવાદીનું સૂચન પણ કર્યું છે.

### નિષ્ઠાની કસોટી

દેશની સૌથી પ્રમુખ સંસ્થા તરીકે અને લોકશાહીની સંચાલનાના પુરસ્કર્તા બળ તરીકે આજે પ્રથમ જવાબદારી કૉંગ્રેસને શિર છે. પક્ષીય અને સ્થાનક હિતોથી પર જઈને કૉંગ્રેસના મોવડી મંડળે હવે સ્પષ્ટપણે બિન બંધારણી અને કોમીવાદ-મિશ્રિત આંદોલનથી દૂર થઈ જવા કેરળની કૉંગ્રેસ-ને આદેશ આપી દેવો રહ્યો; એમાં જેટલો વિલંબ થઈ રહ્યો છે, તેટલું જોખમ વધી જ રહ્યું છે. તો બીજી બાજુ, ભારત-ની નવી લોકશાહીની રક્ષા કરીને, તેના દ્વારા સમાજવાદ અને અંતે વર્ગવિહિન, રાજ્ય વિહિન સામ્યવાદનું સ્વપ્ન સિદ્ધ કરવા માટે કમ્યુનિસ્ટો ખરેખર પ્રામાણિક અને કૃતનિશ્ચય હોય તો, તેમણે પોતે પોતાની નિષ્ઠાની પ્રતીતિ કરાવવા, બહુ અસાધારણ કે અસંભવિત અને અવ્યવહારુ નહિ, પરંતુ આજની વાસ્તવિક પરિસ્થિતિમાં શક્ય એવું સાચી દિશાનું હિંમત ભર્યું પગલું ભરવું જ રહ્યું. આવી નૈતિક જવાબદારી હમેશાં રાજ્યધુરા વહેનાર ઉપર જ વિશેષ રહે છે. એ દૃષ્ટિએ અહીં કમ્યુનિસ્ટોને શિરે એ વિશેષ છે. બીજા પ્રદેશોમાં કૉંગ્રેસને માથે આજ લગી આવી જવાબદારી રહી જ છે. અને ગોળીબાર જેવા પ્રસંગે યા બીજી મહત્ત્વની ઘટનાની બાબતમાં, ચુકાદો પોતાની વિરુદ્ધ જવાનો ભય છતાંય, કૉંગ્રેસી સરકારોએ અનેકવાર તપાસપંચો દ્વારા ન્યાય કરાવ્યો છે. હવે કમ્યુનિસ્ટોએ એ દિશામાં એક વધુ નક્કર કદમ બઢાવવું કર્તવ્યરૂપ છે.

હકીકતે તો, સત્તામાં આવનાર તમામ પક્ષ-સરકારો માટે, ' code of behaviour ' નક્કી કરવાની જરૂરિયાત પહેલાં કદિ નહિ એટલી આજે છે. કૉંગ્રેસ અને કમ્યુનિસ્ટ પક્ષ, પોતપોતાની જવાબદારી સમજીને આવો ' code ' ઊભો કરવાની દિશામાં કદમ બઢાવીને ભારતની નવજાત લોકશાહીની રક્ષા કરે—હરીફાઈ કરે—એમાં જ તો એમની નિષ્ઠાની કસોટી રહેલી છે.

*

* આ સ્થળે શ્રી વિનોબા-પ્રેરિત સર્વોદય-શાંતિ-સેનાનું સ્મરણ અચૂક રીતે થાય છે. એક તો ભારતમાં આજની આ અશાંતિનું પૂર રોકાવનારું છે; અને બીજું તો, શાંતિ સેનાના સરદાર તરીકે નીમાયેલા શ્રી કેલપ્પન કેરળમાં જ રહે છે. અલબત્ત તેમણે આરંભમા ઉપવાસ આદરેલા...પરંતુ અપેક્ષા તો એવી રહે છે કે, ભારતના ૮૦૦-૧૦૦૦ જેટલા શાંતિ સૈનિકો જો કેરળની ભૂમિ પર ઉતરી પડયા હોત તો શ્રી વિનોબાજી જે વાંછી રહ્યા છે, તેનું એક અતિ મહત્ત્વનું અને ઉજ્જવળ પ્રકરણ આરંભાઈ જાત.:.

---

## સર્વસેવાસંઘના અધ્યક્ષ શ્રી ધીરેન્દ્ર મજૂમદારના નિવેદનમાંથી

કેરલમાં લોકશાહીની હત્યા થઈ રહી છે એ સાચું છે. પરંતુ **એટલી જ માત્રામાં** એ પણ સાચું છે કે ભારતના બીજા પ્રાંતોમાં પણ લોકશાહી પર સૈનિકશાહીનું નિયંત્રણ છે. આ સમસ્યા કેવળ કેરલની સમસ્યા નથી, આ તો પૂરા દેશની, અને કેટલીક હદે તો પૂરા વિશ્વની સમસ્યા છે.

હું માનું છું કે જ્યાં સુધી જનતા ઉપર શાસન કરવાનું યોગ્ય ગણાતું રહેશે, ત્યાં સુધી શાસનના વિરોધમાં અહિંસાત્મક વિદ્રોહ કરવાનું પણ યોગ્ય ગણાશે. આજની પ્રતિનિધ્યાત્મક લોકશાહીમાં જનતા પોતાના ઉપરના સંકટને ટાળવા માટે પાંચ વર્ષ સુધી ( નવી ચૂંટણી સુધી ) રાહ જોઈ બેસી રહી શકે નહિ. પરંતુ આપણે એ વાત જરૂર જોવી જોઈએ કે આખરે કેરલમાં કોઈ જનસંકટ છે, કે પછી રાજનૈતિક ઝપાઝપી અને સત્તા પ્રાપ્ત કરવાની આકાંક્ષા છે. × × × અન્ય પ્રાંતોની શિક્ષણનીતિ અને કેરલની શિક્ષણનીતિમાં મને મૌલિક અંતર દેખાતું નથી. વિરોધ શિક્ષણનીતિનો નથી, બલ્કે એ કમ્યુનિસ્ટો દ્વારા કરાઈ રહી છે, એ વાતનો છે. આજની લોકશાહીનો સૌથી મોટો દુર્ગુણ એ છે કે તેમાં જનતાનાં હિતોનું મહત્ત્વ એટલું નથી, જેટલું રાજનૈતિક પક્ષોના સ્વાર્થોનું છે તથા સત્તા પ્રાપ્ત કરવાનું છે.

( તા. ૧૨ જૂન : વારાણસી )

# SELECTED ENGLISH BOOKS

## HISTORY-POLITICS-ECONOMICS

**Revolution in a Chinese Village**
By David and Isabel Crook (Int. Lib) Sh. 21/-

**Revolution in Iraq**
[An essay in comparative Public opinion]
By Caractacus (Goll) Sh. 16/-

**Asia and western Domination**
[A Survey of the Vasco Da Gama Epoch of Asian History]
By K. M. Pannikar (G. A.) Sh. 11/-

**India in the time of Patanjali**
By B. N. Puri (B. V.) Rs. 20

**The Printing Press**
[Its Beginnings and Early Development]
A. R. Priolkar Rs. 20-00

**Freedom Chooses Slavery**
J. Freire d' Andrade (G. A. U.) Sh. 15/-

**Conviction**
[Articles on Burning Problems by 12 Angry Young Men] Sh. 18/-

**Tribune**
Anthology by Eminent writers
[A Unique history of last two decades] Sh. 18/-

**Glory without Power**
[A study of Trade Unionism in our present Society]
Richard Clements Sh. 11-6

### LEWIS MUMFORD ON HISTORY

**Technics and Civilization**
(1st Volume in the Series) Sh. 30

**The Cultures of Cities**
(2nd Volume in the Series) Sh. 50

**The Condition of Man**
(3rd volume in the Series) Sh.

**Ideas, Peoples and Peace**
(A positive approach to a first and lasting Peace) Chester Bowles Sh. 7-6

**Understanding India**
Collection and Speeches ranging over Cultural to Political topics
By G. L. Mehta Rs. 12-75

**Jamsetjee Nusserwanji Tata**
Frank Harris Rs. 15-00

**The Story of Man**
(Human evolution to the end of Stone Age)
H. E. L. Mellersh (Hut) Sh. 21/-

### ALDOUS HUXLEY

| | Sh. |
|---|---|
| **Brave New World Revisited** | 12-6 |
| **Adonis and the Alphabet** | 18-0 |
| **The Doors of Perception** | 7-6 |
| **Heaven and Hell** | 7-6 |
| **Science, Liberty and Peace** | 4-0 |
| **End and Means** | 10-6 |

**Roman Society in the Last Century of the Western Empire**
(From the fall of paganism to the advent of the barbarians) By Samuel Dill (Meridian) Rs. 10-00

**The Man of the Renaissance**
(Essays on 4 lawgivers: Savonarola, Machiavelli, Castiglione, Aretino) Ralph Roeder (Meridian) Rs. 10-00

### EDUCATION & SCIENCE

**J. Krishnamurti:**
**The First and Last Freedom** Sh. 1[illegible]-0
**Commentaries on Living** Sh. 16-00
**Commentaries on Living** (2nd Series) Sh. 16-0

**The Social Purpose of Education**
By K. G. Collier (Int. Lib) Sh. 21-0

**Can People Learn to Learn ?**
Brock Chisholm ( G. Alen ) Sh. 15-0

What is Science ( Symposium )
[ 12 eminent Scientist and Philosophers explain their Various fields to the layman ]
( Gol ) Sh. 21-0

Great Discoverers in Modern Science
By Patrick Pringle ( Harrap ) Sh. 8-6

The General Projective Theory of Curves
By Buchin Su Rs. 12-00

Tables of Thermodynamic Properties of Combustion Gases Rs.

Text Book of Physiology
By K. M. Bykov Rs. 8-50

General Chemistry By N. Glinku Rs. 5-00

Geochemistry for Everyone Rs. 5-00
By G. Fersman

Energetics Rs. 2-50

Mathematics for Engineers (P. I.) ( W. N. Rose )
Vol. I Rs. 15-00 Vol. II Rs. 11-00

Introduction to Mathametical Statistics ( Paul G. Hoel ) 12-50

Practical Guide to Library Procedure
Bimal Kumar Datta Rs. 6-50

## ART-LITERATURE

### HERMITAGE MUSEUM

( The Art Treasures of USSR ) Rs. 35-00

•

### Ananand Coomarswami

The Transformation of Nature in Art 8-75

Cristian and Oriental Philosophy of art 8-75

The Culture and Art of India
By : Radhakamal Mukerjee Sh. 50-0

Existentialism [ From Dostoyevsky to Sartre ]
( Mentor ) 7-50

Enjoying Modern Art ( Mentor ) 3-00

50 Great Artists ( Bantam ) 4-50

The Consecrated Urn
( An Interpretation of Keats in terms of Growth and Form )
By Bernard Blackstone Sh. 45-0

Storming the Heavens
( Colour pictures ) Rs. 2-3

Ragas and Raginis
Amiya Nath Sanyal
( At Specially reduced price ) Rs. 5-0

Stanislavsky ( My life in Art )
Autobiography of a Great Artist

### BORIS PASTERNAK

Dr. Zivago ( Novel ) Sh. 21-

The Last Summer ( Novel ) Sh. 12-

Safe-Conduct ( Autobiagraphy, Stories and Poems) Rs. 6-7

**Our Friend James Joyce**
By Mary & Padraic Colum Sh. 16/-

Some Principles of Fiction By Robert Liddel
Sh. 12-

**The Art of French Fiction By Martin Turnell**
( Eassays on Stendhal, Zola, Prevost, Maupassant, Gide, Mauriac, Proust Sh. 3

## NEW DIRECTION SERIES

New Direction ( Prose & Poetry ) No. 16
Rs. 7-50

Lorca : 3 Tragedies Rs. 6-25

15 Short Stories (By R. V. Cassill, Herbert Gold, James B. Hall ) Rs. 7-50

30 Stories ( Kay Bayle ) Rs. 7-50

Poems from the Greek Anthology Rs. 5-00

Selected Poems of Ezra Pound Rs. 6-25

Flowers of Evil ( Poems ) By Baudelaire 6-.5

Illuminations ( and other prose poems )
By Rimbaud Rs. 6-25

*

Webster's New World Dictionary of the American Language Rs. 3-00

Human Types ( An Introduction to Social Anthropology ) By Raymond Firth Rs. 3-00

Mythology (Timeless Tales of Gods & Heroes)
Edith Hamilton Rs. 3-00

Man ( His First Million Years ) Ashley Montagu
Rs. 3-00

Towards New Horizons (Three Valuable Chapters from Shri Pyarelal's ' The Last Phase')
Pages 220 Rs. 2-00

# ચેતન પ્રકાશન ગૃહ (પ્રાઇવેટ) લિમિટેડ

રામજી મંદિર પોળ : વડોદરા

## સંગમ

હિંદીના સુવિખ્યાત નવલકથાકાર
શ્રી વૃંદાવનલાલ વર્માની નવલકથા
અનુ. : નટવરલાલ વ્યાસ રૂ. ૫-૦૦

**પ્રેમઘટા ઝુક આઈ**
[ શ્રી ગુલાબદાસ બ્રોકરની પ્રસ્તાવના સાથે ]
શ્રી સરોજ પાઠકની આહ્લાદક નવલિકાઓ રૂ. ૪-૦૦

**બીજી થોડીક**
શ્રી સુરેશ જોષીનો 'ગૃહપ્રવેશ' પછીનો નવો
વાર્તાસંગ્રહ રૂ. ૨-૭૫

**ટૂંકા રસ્તા**
શ્રી મોહનલાલ પટેલનો નવો વાર્તાસંગ્રહ રૂ. ૨-૫૦

**આંસુનાં તોરણ**
શ્રી પ્રાણુ પટેલની અતિ હૃદયવેધક નવલકથા રૂ. ૪-૦૦

**તોરણ**
શ્રી ભગવાનદાસ પટેલ કૃત કાવ્યસંગ્રહ રૂ. ૧-૫૦

**પ્રેમાવતાર-ચૈતન્યદેવ**
પરમ સંતનુ ભાવપૂર્ણ જીવન રૂ. ૩-૦૦

## ચિંતન

**સર્વોદય-વિજ્ઞાન**
સર્વોદય ચિંતન અને વ્યવહારસાધનાનો સર્વાંગી
અભ્યાસગ્રંથ રૂ. ૩-૫૦ [ સંપાદક : ભોગીલાલ ગાંધી ]

## બાળસાહિત્ય

**કાશીનો પંડિત**
શ્રી રમણલાલ સોનીનાં ચૂંટેલાં ઉત્તમ બાળકાવ્યો
સચિત્ર : રૂ. ૧-૭૫

**થથા થેઈ ! થેઈ ! થેઈ**
તથા
**છબીલો લાલ**
શાળા-સંસ્થાઓમાં ભજવવા માટે ઉત્તમ ચૂંટેલા નાટકો
દરેક ભાગની કિં. રૂ. ૧-૫૦

## ગુજરાતીમાં

નોબેલ ઇનામ વિજેતા પાસ્તરનાક કૃત
**Dr. ZIVAGO**
નવલકથાની વાર્તાનો હૃદયંગમ પરિચય
લેખક અને નવલકથાનું આલોચન

**ઉદ્ધ્વસ્ત આકાશ**
લે : ભોગીલાલ ગાંધી રૂ. ૨-૬૫
માનવના ગ્રાહકોને રૂ. ૨-૦૦ માં
[ રજી. પોસ્ટ ખર્ચ માટે ૦-૬૨ જુદા ]

**અનોખી પ્રીત**
[ કાર્લ એન્ડ અના તથા ટાગોરકૃત નષ્ટ નીડ ]
બે મશહૂર પ્રેમકથાઓ રૂ. ૨-૭૫
અનુ : ભોગીલાલ ગાંધી

**બ્રોકરની શ્રેષ્ઠ વાર્તાઓ**
નામાંકિત લેખકની પોતે ચૂંટેલી શ્રેષ્ઠ નવલિકાઓ
[ પ્રા. સુંદરજી બેટાઈના અભ્યાસી પ્રવેશક સાથે ] રૂ. ૪-૨૫

**પલટાતો જમાનો**
રશિયન સાહિત્યસ્વામી તુર્ગનેવની ઉત્કૃષ્ટ નવલકથા
અનુ. : ભનુભાઈ વ્યાસ 'સ્વપ્નસ્થ' રૂ. ૫-૦૦

**ચેખોવની શ્રેષ્ઠ નવલિકાઓ**
મહાન સર્જકની શ્રેષ્ઠ નવલિકાઓનો સંગ્રહ
અનુ. : પ્રા. જયંત પાઠક * રમણલાલ પાઠક
[ અભ્યાસી પ્રવેશક સાથે ] રૂ. ૫-૨૫

**વિશ્વસાહિત્યની શ્રેષ્ઠ વાર્તાઓ**
જગતની ૧૭ ભાષાઓની પ્રાતિનિધિ
શ્રેષ્ઠ ૨૫ નવલિકાઓનો સંગ્રહ
રૂ. ૫-૫૦
અનુ. : ભોગીલાલ ગાંધી * સુભદ્રા ગાંધી
[ પ્રા. સુરેશ જોશીના અભ્યાસી પ્રવેશક સાથે ]

**પરાજિત પ્રેમ**
અભિનવ પ્રણયની મૌલિક નવલિકાઓ
[ રજી આવૃત્તિ ] રૂ. ૬-૫૦
લે. : ભોગીલાલ ગાંધી



[ચિત્ર : ખત્રી]

# વિશ્વ માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિક

## ૨૦




વાર્ષિક રૂ. ૭-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આના)

[ પરદેશ-શિલિંગ ૧૫ ]





૧૯૫૯

ઑગસ્ટ

સંચાલન :

ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ

રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૪૫૦






## લવાજમ ભરવાનાં સ્થળ

આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એ. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ત્રિપાઠી એન્ડ કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ઠક્કરની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., ટાવર રોડ : વડોદરા

વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ : આણંદ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો : અમદાવાદ

વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ : અમદાવાદ

લોકમિલાપ કાર્યાલય, પો. બો. ૨૩ : ભાવનગર

સંસ્કાર સાહિત્ય મંદિર, પો. બો. નં. ૭૪ : ભાવનગર

એલ. કે. મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા–૧

પ્રાણ ફોટોગ્રાફર, પો. બો. ૨૬૯, નાઈરોબી ( ઈ. આફ્રિકા )

### છૂટક મળવાનાં સ્થળ

ગાંધી ન્યુઝપેપર સર્વીસ, ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ

વડોદરા

એ. જી. વોરા એન્ડ કું., ટાવર પાસે : વડોદરા

૧૯૫૯ : ઑગસ્ટ

લવાજમના દર

વાર્ષિક રૂ. ૭–૦૦

[ પરદેશ ૧૫ શિ. ]

છૂટક નકલ ૬૨ પૈસા

વર્ષ ૧૯૫૮ની પૂરી

બાંધેલી ફાઈલ રૂ. ૮

કલોથ રેક્ઝિન રૂ. ૯

---

## વિશ્વમાનવ

[ માસિક ]

# આર્થિક બર્બરતાનો યુગ

—શ્રી. અરવિંદ

આમ એક બાજુથી વિજ્ઞાને આપણે માટે બૃહત્તર ને ઊંડાણવાળી સંસ્કૃતિની ભૂમિકા ઊભી કરી છે, તો બીજી બાજુથી એના ભૌતિકવાદી ઝોકને કારણે જ, સાચા ભૌતિકવાદના અવતરણમાં પણ રુકાવટ પેદા કરી છે. ને એણે જે જંગલી મનોદશા સર્જી છે, એણે કંઈક અંશે, આડકતરી રીતે મનુષ્યજાત અને એની સંશોધનની સિદ્ધિઓ પ્રત્યે જે જાતનું વલણ કેળવ્યું છે, એથી એક પ્રકારની જંગાલિયત જ અમલમાં આવી ગઈ છે — આ સિવાય એને બીજું કંઈ નામ આપી શકાય એમ નથી — જોઈએ તો એને ઔદ્યોગિક, વ્યાપારિક યા તો આર્થિક યુગની બર્બરતા કહો — જે આજે પૂર્ણત્વની ટોચે પહોંચી ગયેલ છે

આર્થિક બર્બરતા માનવીના મનને ઘેરી વળી છે. ને ભુલાવામાં પડેલો માનવી એ મનને જ પોતાનું સર્વસ્વ માની બેઠો છે. ને એ મનનાં ઝાંવાને સંતોષવા, એને જ પોતાના જીવનનું મુખ્ય ધ્યેય માની બેઠેલો છે!

જીવનની ખાસિયત શી? તો કહે, 'વાસના ને સ્વામિત્વની વૃત્તિ.' શારીરિક જંગાલિયત કેવળ શરીર ને શારીરિક બળના વિકાસમાં જ રાચે છે. શારીરિક તંદુરસ્તી ને શારીરિક બળની સાહ્યબીમાં સરસાઈ એ જ જીવનને માપવા માટેની એની કાઠી હોય છે. એ જ એના જીવનનું મુખ્ય ધ્યેય છે.

એની દૃષ્ટિએ, કોઈ સંસ્કારી, ઉમદાદિલ, વિચારવાન, નીતિમાન યા ધાર્મિક વ્યક્તિ નહિ, પણ આ સમાજમાં ઊંચી પાયરીએ ચઢવામાં સફળ થયેલો માણસ જ આદર્શ પુરુષ છે. દુનિયામાં જન્મ લેવો, ઊંચી પાયરીએ પહોંચવું, સફળ થવું, પેદા કરવું, ભેગું કરવું, ને એના પર સ્વામિત્વ બજાવવું... એને માટે જ એનું અસ્તિત્વ છે.

પૈસો ભેગો કરવો, વધુ ને વધુ મિલ્કત જમાવવી, સંપત્તિના ભંડોળમાં એક પછી એક મણકા ઉમેર્યે જવા, કુબેરભંડારી કહેવડાવવું; દેખાવ, દબદબો, મોજમજા, ગુંગળાવી નાખે એવો કલા-વિહોણો વૈભવવિલાસ, ને અકરાંતિયાં સુખસગવડ, સુંદરતા ને ખાનદાની વિહોણું જીવવું; ટાઢીબોળ, રસકસ વિહોણી વિકૃત ધર્મભાવના, જેમાં રાજકારણ ને સરકાર પણ એક વ્યાપાર, આનંદોપભોગ પણ એક ધંધો બની ગયેલ છે — એનું નામ જ 'કમર્શિયાલિઝમ'!

આ કમર્શિયાલિઝમ — ધંધાદારીપણાના કીચડમાં ફસાયેલા માણસને મન, સૌંદર્ય એ બિનઉપયોગી ઉપદ્રવકારક (ન્યુસન્સ) વસ્તુ છે, કવિતા એ તુચ્છ, બનાવટી, ખોટા દેખાડો કરવા માટેની ને આપ-જાહેરાત માટેની વસ્તુ છે!

એને મન સંસ્કારિતા એટલે સગવડ, નીતિમત્તા એટલે સામાજિક શિષ્ટતા યા ભદ્રતા (રિસ્પેક્ટેબિલિટી)! એને મન રાજકારણ એટલે—ઉદ્યોગોને પ્રોત્સાહન—નવાં નવાં બજારોનું ઉદ્ઘાટન ને વેપારની ધજા હેઠળ સોદાનું આર્થિક શોષણ! એને મન ધર્મ—એ બહુ બહુ તો (ફોરમાલિસ્ટિક) આચારમાં શુદ્ધતા દેખાડવાનું સાધન, યા તો પોતાના મનની અમુક ભલી 'વાઈટેલિસ્ટીક' લાગણીઓને સંતોષવાનું સાધન માત્ર છે.

આજના સ્પર્ધાયુક્ત ઔદ્યોગિક સમાજમાં યા તો સામાજીકરણ પામેલા અસ્તિત્વમાં (જીવનમાં)

માણુસને સફળતા મેળવવા માટે તૈયાર કરી આપે, એટલે જ અંશે એને મન કેળવણીનું ખરું મૂલ્ય છે. વિજ્ઞાન શેને માટે? તો કહે, નવી નવી ઉપયોગી શોધખોળો માટે, સુખસગવડો ને ઉત્પાદનનાં નવાં નવાં યંત્રો કે જેનાથી એ હમેશાં પોતાની જાતને શસ્ત્રસજ્જ રાખી શકે, એને માટે. એ જ્ઞાન એને ખપનું છે, કારણુ એ એની સંગઠન ને વ્યવસ્થાશક્તિને વધારનાર છે, ઉત્પાદનને વેગ આપે એવાં ધારાધોરણુની સૂઝ આપનાર રસાયણુ છે.

ધનાઢ્ય શાહુકાર, સફળ ઉદ્યોગપતિ ને ઉદ્યોગોના સંચાલનની લગામ સંભાળનારાઓ જ આ ધંધાદારી યુગના 'મહાનુભાવો' છે. ને એ જ એના—ભલે દેખીતી રીતે તેમ ન પણુ લાગતું હોય, છતાં—ખરેખરા રાજ્યકર્તા છે.

આજના યુગની જંગાલિયતનું ખરું તત્ત્વ છે માણુસની આર્થિક સફળતા માટેની આંધળી દોટમાં, એને સંતોષવા માટેનાં વલખાંમાં, એના ઉત્પાદનના બાહુલ્યમાં. ધન સંચય માટેની એની લાલસા, એનું સ્વામિત્વ, એનાં મોજમજા, સુખસગવડ, એશઆરામ...એ તમામની પાછળ, કેવળ આનંદ ઉપભોગ સિવાય બીજો કશો જ હેતુ નથી.

સમગ્ર માનવીય અસ્તિત્વમાં, માણુસની શારીરિક જરૂરિયાતોને સંતોષવા માટે, અનિવાર્ય સગવડ કરી આપનાર ચીજો તરીકે આ બધી વસ્તુઓને સ્થાન છે ખરું.

એક સમગ્ર માનવીય અસ્તિત્વમાં, માણુસની શારીરિક જરૂરિયાતોને પણુ એક અગત્યનું સ્થાન છે, એની ના નહિ. પરંતુ એથી એ વસ્તુ એની મર્યાદા વટાવી જાય એ ઉચિત નથી.

માણુસ સમાજમાં સુખ સગવડભર્યું સ્વસ્થ જીવન જીવે, એ ઇચ્છવા જોગ વસ્તુ છે. પરંતુ શરત એટલી જ કે, એ ખરેખર સાચું ને સુંદર જીવન હોવું જોઈએ. જીવન કેવળ જીવ્યે જવા માટે નથી, કે શરીર કેવળ શરીરના ધર્મ સંતોષવા માટે નથી. પરંતુ એ બંને પોતાના કરતાં કંઈક ઉચ્ચતમ, સુંદરતમની સાધના માટેનું ઉપકરણુ માત્ર છે. માણુસના માનસજીવનની એ ઉચ્ચતમની સાધના કાજે, આ જીવન ને શરીર બંનેને જોતરવાનાં છે. સત્ય, શિવ ને સુંદરના કસોટીપથ્થર પર ચઢાવી, એમને તાવતાં તપાવતાં, શુદ્ધ કરતાં રહેવાનું છે—જ્યાં સુધી એ સત્ય, શિવ અને સુંદર માનવજીવનમાં ઓતપ્રોત બની જઇ, એને પૂર્ણ ન બનાવી દે ત્યાં સુધી.

ને એટલા જ માટે, આ ધંધાદારી યુગમાં આર્થિક સફળતા, ઇન્દ્રિયસુખનો સંતોષ, ઉત્પાદનની ધૂન ને માલિકીના હિણુપતભર્યા, વિકૃત આદર્શોનો સંભાર લઈને, માણુસનો આત્મા અમુક વખત સુધી તો થોડા લાભો ને અમુક અનુભવો મેળવવા પાછળ ભમશે. પરંતુ એમાં એને પરમ શાન્તિનો અનુભવ કદિ જ મળવાનો નથી.

ને છતાં લાંબા કાળ સુધી જો એ એની જ પાછળ મચ્યો રહેશે, તો જીવનનું ઝરણું રૂંધાઈ જશે. એનું અકરાંતિયાપણું જ એના અંતનું કારણુ બની જશે.



[વિશ્વમાનવ : ઑગસ્ટ'૬૭

# પાયાની વિચારણા : નવી ક્ષિતિજે–ગાંધીદર્શન

—ભોગીલાલ ગાંધી

**વિશ્વમાનવના જૂન '૫૯ના અંકમાં આપણે 'પાયાની વિચારણા' શીર્ષક નીચે પં. નહેરુ અને શ્રી ક્રુદિનનાં દૃષ્ટિબિંદુઓ દ્વારા રજૂ થયેલી 'મૂડીવાદ અને સમાજવાદ' ની કટોકટીનું સ્વરૂપ જોઈ ગયા હતા.**

આખા જગતને મૂંઝવી રહેલી આપણા યુગની પાયાની સમસ્યા જ આ છે—

૧ ઔદ્યોગિક-વૈજ્ઞાનિક-ભૌતિક વિકાસની દિશામાં અસાધારણ પ્રગતિ અને સિદ્ધિઓ હાંસલ થઈ છે, ને થઈ રહી છે. માનવીને એની અનેક પ્રાથમિક સંકડામણો, રૂંધામણો અને અજ્ઞાન તથા લાચારીમાંથી નીકળવાની અપૂર્વ નવી તકો હવે સાંપડી છે. અને કંઈક અંશે તે તે ભોગવતો પણ થયો છે.

૨ પરંતુ આનું ગૌરવ લઈ શકે, યા સંતોષ લઈ શકે એવી કોઈ સ્થિતિએ તે પહોંચ્યો નથી. બલ્કે, બન્યું છે ઊલટું જ: માનવી માનવ મટી 'યંત્ર' બની રહ્યો છે. સ્વતંત્ર વિચારક, સર્જક અને ઇતિહાસનો જાગ્રત સંવાહક મટી તે જડ પરિસ્થિતિથી દોરવાતું ઘસડાતું અસહાય પ્યાદું બની રહ્યો છે! પોતાના વ્યક્તિત્વના સર્વાંગી વિકાસને માટે જ જે માનવસમાજ તેણે સરજ્યો હતો, તે જ સંસ્કૃતિ તેને ગળે ટૂંપો દઈ રહી છે! પોતાથી જ પોતાને પરાયો બનાવી દેનારી', 'પોતાના જ પણું છીનવી લેનારી' બિનલોકશાહી અતિકેંદ્રિત સંસ્થાઓ અને સત્તાઓ તેનું ગુંગળામણ કરી રહેલ છે; તેના અસ્તિત્વનો જ ઇન્કાર કરી રહેલ છે! આ આખી ઔદ્યોગિક સંસ્કૃતિનું માળખું જ એવું છે કે જેમાં કોઈ વ્યક્તિ, કોઈ વર્ગ, કોઈ સમૂહ (શોષક સુદ્ધાં) પોતાનું 'વ્યક્તિત્વ', 'સ્વત્વ' જાળવી શકે એવું રહ્યું નથી.

૩ આ અનિષ્ટોના મૂળમાં આર્થિક શોષણ અને આર્થિક અસમાનતાવાળી મૂડીવાદી સમાજ-રચના હોઈ, તેનો વિલય થતાં, અને આર્થિક શોષણરહિત સમાનતાના પાયા પર રચાયેલ સમાજવાદી સમાજ-રચના અસ્તિત્વમાં આવતાં, બધું હેમખેમ પાર ઊતરશે એવી શ્રદ્ધા, ધારણા અને ગણત્રી ખોટી પડતી જણાય છે. મૂડીવાદની પાછળ રહેલી આર્થિક-પ્રેરણા દૂર થયા પછીય, માર્ક્સે ભાખેલા નૂતન માનવ માટેની ભૂમિકા સરજાઈ નથી; બલ્કે નૈતિક મૂલ્યો અને સર્વાંગી સંસ્કારી વિકાસની દૃષ્ટિએ એવી ભૂમિકા પાછળ ધકેલાઈ રહી છે!

૪ ભારતની જેમ, નવી સવી રાષ્ટ્રીય સ્વાધીનતા પ્રાપ્ત કરેલા, ઔદ્યોગિક રીતે પછાત અવિકસિત દેશો માટે તો, સમસ્યા બેવડી મુંઝવનારી છે—

* પોતાની આર્થિક પછાત દશા દૂર કર્યા વિના, તેના વિકાસનો પાયો જ બોદો રહે; અને તેની સ્વાધીનતા પણ નામની બની જાય—એવો ભય વરતાય છે.

* બીજી બાજુ, ઝડપી આર્થિક પ્રગતિ માટે મોટા ઉદ્યોગોનો વિકાસ અનિવાર્ય જણાય છે! અને મોટા ઉદ્યોગો વિકસાવવા જતાં, આર્થિક ક્ષેત્રે કેન્દ્રીકરણ માથું ઉચું કરતું દેખાય છે! રાજ્યહસ્તકનો ઔદ્યોગિક–આર્થિક વિકાસ કરવા જતાં, સર્વગ્રાસી રાજ્ય સત્તા (etatism=

dalism ) અનિવાર્ય બનતી જણાય છે !

—આર્થિક આબાદી અને શોષણ રહિત સમાનતા

—દૃઢ રાજકીય વિકાસ અને લોકશાહીની રક્ષા

—સુખ સગવડો અને સંસ્કારિતા

—વિજ્ઞાન અને નૈતિકતા

—સામુહિક જીવન અને વૈયક્તિક ગૌરવ

આ બધા વચ્ચેના વિરોધાત્મક વિષવર્તુળો વિસ્તરી રહ્યાં છે !

આજના સમસ્ત ઔદ્યોગિક યુગની આ સર્વગ્રાસી સમસ્યા છે.

*

આવી આ પાયાની સમસ્યાની વિચારણા પરત્વે દુનિયા ભરના અનેક અદ્યતન ચિંતકોએ પારાવાર મંથનો આદર્યાં છે. તેમાંના અનેકે અત્યંત સબળ રીતે આ પરિસ્થિતિ પર વેધક પ્રકાશ પાથર્યો છે; અને આંશિક ઉકેલો ચીંધ્યા પણ છે. અલબત્ત, તેમ છતાં આ બધા ચિંતકો ઉકેલ વિષે નિશ્ચિંત નથી; બલ્કે, વધુ ને વધુ વણસી રહેલી પરિસ્થિતિ વિષે વધુ ને વધુ સચિંત થે છે.

આ સૌ ચિંતકો અને તદ્‌વિદોના મંથનોનું દોહન ' ઔદ્યોગિક યુગની સમસ્યા ' એ લેખમાળા રૂપે લવિષ્યમાં રજૂ કરવા ધાર્યું છે.

આજે તો, એક બીજા જ છેડેથી આ આખી સમસ્યાનો બારસો ઉકેલ, પોતાની મૌલિક-આગવી રીતે ચીંધી જનાર અને આખા યુગ ઉપર તેની દૂરગામી અસર પાથરી જનાર યુગ-વિભૂતિ મહાત્મા ગાંધીની ' પાયાની વિચારણા 'થી અહીં આરંભ કર્યો છે.

આ લેખમાં ગાંધીજીના વિચારોની કડીઓ ગોઠવીને સરળ રીતે રજૂઆત કરવાનો નમ્ર પ્રયાસ છે.

અલબત્ત, ગાંધીજીએ પોતે આ વિચારો શૃંખલાબદ્ધ-વ્યવસ્થિત-શાસ્ત્ર-ની રીતે રજૂ કર્યા ન હતા. એને કડીબદ્ધ રીતે રજૂ કરવાનો નોંધપાત્ર પ્રયાસ ગાંધીજીના અંતેવાસી-સાથી શ્રી પ્યારેલાલજીએ તેમના શકવર્તી ગ્રંથ : Mahatma Gandhi : The Last Phase ' ( બે ખંડ-નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ )માં પ્રકરણ ૨૧, ૨૨, ૨૫માં કર્યો છે. અહીં આ પ્રકરણો ( તેનું જુદું પુસ્તક:Towards New Horizon)તથા શ્રીપ્યારેલાલની બીજી બે પુસ્તિકાઓ-'A Nation Builder at Work ' અને Gandhian Techniques in Modern World ' ( ૧૯૫૩ )નો આધાર લીધો છે-તે માટે તેના લેખક તથા પ્રકાશકના ઋણી છીએ.

## ૧

## ગાંધીજીનું આદર્શ રામરાજ્ય

ગાંધીજી જેને ' રામરાજ્ય ' તરીકે ઓળખાવતા આવ્યા છે તે આદર્શ સમાજનું ચિત્ર લગભગ આ રીતે ઊપસી આવે છે—

● રામરાજ્યનો આધાર હશે ગ્રામજીવન – ખેતી, પશુપાલન, ગ્રામોદ્યોગો. મોટે ભાગે સ્વયંસંપૂર્ણ નાનાં-નાનાં ઘટકો ( બહુ બહુ તો થોડાંક ગામડાંનું એક ઘટક ); અને સંયમી સંતોષી જીવન. શરીરશ્રમ કર્યા વિના રોટલો ન મળે એવી શિસ્ત. એટલે કે કોઈ બેઠા ખાઉ નહિ, કોઈ શોષક નહિ.

ગાંધીજી આજના શોષણના મૂળમાં કોઈ અમુક વર્ગ યા વ્યક્તિઓને જવાબદાર લેખવાને બદલે, આજની શહેરી ઔદ્યોગિક સંસ્કૃતિને જ જવાબદાર લેખે છે :

સામુહિક પદ્ધતિના ઉદ્યોગવાદથી ગ્રામપ્રદેશનું ' સીધું યા આડકતરું શોષણ થયા વિના નથી રહેતું. હરીફાઈ અને બજારને કારણે આવી પરિસ્થિતિ ઊભી થાય જ છે. '
( હરિજન ૨૯-૮-૧૯૩૬ )

આજનાં શહેરો ગ્રામપ્રજાના સર્વાંગી શોષણ ઉપર ઊભાં છે. આજના શહેરી ઉદ્યોગો માટે જોઈતો કાચો માલ ગામડાંએ પેદા કરવો રહે છે; શહેરો એ મનગમતા ભાવે ખરીદે છે; પાકો માલ પાછો ગામડાંમાં જ શહેરોના મનપસંદ ભાવે ઠલવાય છે. દરેક બાબતમાં શહેરોની જરૂરિયાતો તરફ જ પ્રથમ લક્ષ અપાય છે. ભણેલી મુઠીભર પ્રજાની જરૂરિયાતો પાછળ રાજ્યનાં મોટાં બજેટો ખર્ચાય છે. ગાંધીજી આને **શહેરી સંસ્થાનવાદ** તરીકે ઓળખાવે છે. અને દૃઢ રીતે માને છે કે,

ગ્રામોદ્યોગો જ ગ્રામ વિસ્તારને વિવિધ પ્રકારના શહેરી-

શોષણ અને દમનથી મુક્ત કરી શકે; આર્થિક અને સામાજીક અસમાનતાનો અંત આણી શકે.

ગાંધીજીને મન સાચી લોકશાહી માટેનું કોઈ 'લંગર' હોય તો તે ગામડાં છે.

ગાંધીજી તો કહેતા : 'મારી યોજના અનુસાર, ગામડાંમાં જે ચીજ વસ્તુઓ પેદા થઈ શકતી હોય તે શહેરોમાં પેદા કરવા દેવામાં નહિ આવે. ખરી રીતે શહેરોનું મુખ્ય કામ ગામડાંની ઉત્પાદન વસ્તુઓનો નિકાલ કરી આપવાનું હોવું જોઈએ......ગામડાં પોતે તો પોતાની જરૂરિયાતો પેદા કરી લેતાં હોવાં જોઈએ.

(હરિજન ૨૮-૧-૧૯૩૯)

ગાંધીજી પોતાના આદર્શ ગ્રામસ્વરાજ્યનું ચિત્ર આ રીતે આલેખે છે—

'મારું આદર્શ ગ્રામસ્વરાજ પોતે જ સ્વપર્યાપ્ત પ્રજાસત્તાક હશે. પોતાની પ્રાથમિક રોજીંદી જરૂરિયાતો (અનાજ, કાપડ આદિ) માટે તે સ્વાવલંબી હશે; બીજી અનેક જરૂરી બાબતોમાં પરસ્પરાવલંબિત રહેશે. ઉપયોગી વેપાર-પાક (મની ક્રોપ) પણ પેદા કરશે. શક્ય હશે ત્યાં લગી તમામ પ્રવૃત્તિ સહકારી ધોરણે ચાલશે. ગ્રામપંચાયતનું કાર્યક્ષમ બળ, સત્યાગ્રહની ટેકનિક સહિતની અહિંસા, તથા અસહકારના શસ્ત્રમાં પર્યાપ્ત રહેશે. અમુક ઓછામાં ઓછી લાયકાત વાળાં પુખ્ત વયના સ્ત્રી પુરુષો પંચાયતની ચૂંટણી કરશે; આ પંચાયતોને આજના અર્થમાં સજા કરવાની સત્તા નહિ હોય; પરંતુ કાનૂન, ન્યાય અને કાર્યસંચાલન એક વર્ષ માટે તે કરશે. અહીં સંપૂર્ણ લોકશાહી હશે, જેનો આધાર હશે વ્યક્તિસ્વાતંત્ર્ય. × × પરંતુ પ્રત્યેક વ્યક્તિ તેના ગામ માટે, ગામ તેનાથી વિશાળ ગ્રામ-સમૂહ માટે, અને એ રીતે વધુ ને વધુ વિશાળ વર્તુળ માટે મરી ખપવા તૈયાર રહેશે. આ સમાજ-રચના પિરામિડના જેવી નહિ હોય,—ભારેખમ પાયા ઉપર ચઢી મહાલતી નહિ હોય; પરંતુ સમુદ્રના જેવી વિશાળ ને વધુ વિશાળ વર્તુળો સર્જતી એ રચના હશે. એટલે કે, બહારનો અતિ વિશાળ પરીઘ આંતરિક નાનકડા વર્તુળને કચરી નાખવાની સત્તા ધરાવતો નહિ હોય; પરંતુ એથી ઉલટું, પોતાની અંદરનાને બળ આપનારી અને એનામાંથી પોતાનું બળ પામનારી સામુદ્રિક-રચના હશે... જેમાં કોઈ પહેલું ને કોઈ છેલ્લું નહિ હોય.'

(હરિજન : ૨૬-૭-૧૯૪૨)

ગાંધીજીનું એકંદર આર્થિક માળખું આ પ્રકારનું છે—

(૧) વ્યક્તિગત ખેડૂતની માલિકીવાળી, સહકારી પદ્ધતિની નાનાપાયાની 'ઇન્ટેન્સિવ' ખેતી—અને નહિ કે, સામુહિક માલિકીવાળી, મોટા પાયાપરની યાંત્રિક ખેતી.

(૨) ખેતીને પૂરક થાય તેવા ગૃહઉદ્યોગો.

(૩) પશુપાલન અને જમીનમાંથી જેટલો રસકસ ખેંચી લેવામાં આવે તેટલો જમીનને પાછો મળે તે પ્રકારનું ખેતી, પશુપાલન, અને વૃક્ષ-વનસ્પતિના ઉછેર વચ્ચેનું સમતોલપણું.

(૪) યંત્રની હરીફાઈ સામે માણસો અને પશુશક્તિને રક્ષણ મળે તે પ્રકારની વ્યવસ્થા.

## ૨

ગાંધીજીએ આલેખ્યું રામરાજ્યનું ઉપરનું ચિત્ર શું જૂનવાણી પછાતપણાનું, સામાજીક પ્રત્યાઘાતનું, અને બિનવૈજ્ઞાનિક વૃત્તિનુ નિદર્શક છે?

અલબત્ત, પ્રથમ દષ્ટિએ તો આવી જ છાપ પડે છે. પરંતુ ગાંધીજી અખૂટ દઢતા અને આગ્રહ પૂર્વક આજની પરિસ્થિતિમાં શાથી આને એકમાત્ર તરણોપાય તરીકે આગળ ધરી રહ્યા હતા? પ્યારેલાલજી કહે છે કે આનું કારણ એટલું જ છે કે, ગાંધીજી આપણા જમાનાથી ઘણું દૂરનું—આગળનું જોઈ શકનારા આર્ષદષ્ટા ઋષિ હતા.

અને ગાંધીજીને પૂછીએ તો તેઓ ઊલટા સામું જ પૂછે : તમે જેને પ્રગતિ કહો છો, જેને નવવાણી (જૂનવાણી સામે) કહો છો, એનું રૂપ કેવુંક છે, જરા જાતે જ જુઓ, વિચારો.

● વધુ ને વધુ ઉત્પાદન, મોટાં ને મોટાં બજાર, વધુ ને વધુ યંત્રો—એ કે બીજું કાંઈ?

● આ બધા પછીય, જેને માટે, જેને નામે આ બધો સમારોહ થઈ રહ્યો છે, એની શી દશા? વિચારો. અને એનાથી અકળાઈ ઊઠયા હો તો પછી, પ્રગતિની સમજમાં જ ધરમૂળથી ફેરફાર કરવો રહ્યો.

### યંત્ર, ઉદ્યોગો, અને કેન્દ્રીકરણ

ગાંધીજી વારંવાર એક વાતની સ્પષ્ટતા કરતા રહ્યા હતા કે હું વર્તમાન જમાનાના વિજ્ઞાનનો વિરોધી નથી; હું યંત્રોનો, પ વિરોધી નથી. તેમના મતે—

વ્યવહાર-સંપર્ક આદિ માટે રેલવે, તાર, ટપાલ, વગેરે જરૂરનાં ગણાય. અને નાનાં યંત્રોનો ઉપયોગ પણ જરૂર કરવો જોઈએ. પરંતુ તે બે શરતે—એક તો, યંત્રોને જોરે એક વ્યક્તિ યા જૂથ બીજાનું શોષણ કરી શકે એવું

બનવું ન જોઈએ. અને બીજું, યંત્રોને કારણે બેકારી ન આવવી જોઈએ. બાકી, માણસના એકધારા-શુષ્ક શ્રમને હળવો બનાવે તેવાં યંત્રોને તો ગાંધીજી ઊમળકા પૂર્વક આવકાર આપતા. વારંવાર તેઓ સીવવાના 'સિંગર' સંચાનો ઉલ્લેખ કરતા જ રહેતા.

### માનવીય મૂલ્યોનું અર્થશાસ્ત્ર

પરંતુ ગાંધીજીનું અર્થશાસ્ત્ર જુદા પ્રકારનું હતું. તેઓ જાણતા હતા અને સ્વીકારતા હતા કે, યંત્રને પોતાની એક પ્રકારની મોહકતા હોય છે. કેમ ન્યાણે, એના દ્વારા નવા નવા વ્યવસાયો અને નવી નવી કામગીરી પેદા થતી હોય એવો આભાસ થાય છે. પરંતુ લાંબે ગાળે તો બેકારી જ વધે છે! એક યંત્ર અનેક માનવીનું કામ કરે છે; યંત્રો સુધરતાં જાય છે, માનવો બેકાર બનતા જાય છે. એક 'કાબેલ' કારીગર આવે છે ને નવ 'અણઘડ' ફેંકાઈ જાય છે! વળી નવા ઉદ્યોગો, વળી નવી નોકરીઓ, નવી બેકારીઓ —એનું ચક્ર ચાલ્યા જ કરે છે. 'ઑટોમેશન' આવતાં તો પરિસ્થિતિ વણસી રહી છે. ગાંધીજી દૃષ્ટાંત રૂપે વાહનવ્યવહારની પ્રગતિની વાત યાદ કરાવે છેઃ

મોટરો, રેલવે, એરોપ્લેનો આવવાથી લાંબા અંતરો ટૂંકડા બન્યા; પણ એથી આરામ કે નિરાંત ગણી ખરી? એથી તો ઊલટી દોડધામો વધી. ઉધમાતો વધ્યા ને અંજપા વધ્યા. આરામ આપવા માટેનાં સાધનોનું પરિણામ ઊંધું જ આવ્યું!

તે જ રીતે, યંત્રોને કારણે ઉત્પાદન શક્તિ વધી, કાર્ય-કૌશલ્ય વધ્યું; પરંતુ યંત્રને માટે અનુકૂળ સામગ્રી પાછળનું ખર્ચ પણ અત્યંત વધ્યું; ને કરકસરને સ્થાને દુર્વ્યય ને ઉડાઉપણું વધ્યાં. વ્યક્તિગત લક્ષ આપવાને સ્થાને બેપરવાઈ, ને વ્યક્તિગત રસને સ્થાને વેઠ-ઉતાર-વૃત્તિ વધી!

આમ તો, યંત્ર-ઉત્પાદિત માલની કિંમત ઘટી હોવાનું કહેવાય છે. કાગળ ઉપર, આંકડા પૂરતી તો ખરી જ વાત છે. પરંતુ વ્યવહારમાં જુવો તો યંત્રે એક સવાલ ઉકેલ્યો હશે, ત્યાં બીજા બે પેદા કર્યા હશે! અને નવી નવી વિકસતી સમસ્યાઓને પહોંચી વળવાની હામ નિત્ય વિકસતા વિજ્ઞાને પણ હજી દાખવી નથી.

આજના જીવન વ્યવહારે કેન્સર, ડાયાબેટિસ, હૃદયરોગ ને નર્વસ-ટેન્શનના અન્ય રોગોની જે દેણગી આપી છે, એની આગળ, એની રામબાણ દવાઓ અને આબાદ ઑપરેશનોની શી કિંમત? પહેલાં કુદરતી બાક્ષસ સમું—સહજ સ્વસ્થ કુદરત-સાન્નિધ્યનું જીવન છીનવી લેવું, ને પછી એને જગા આ રોગો ને કૃત્રિમ ઉપચારો અને દવાઓથી ભરવી એક બાજુથી, ઉદ્યોગોને કારણે માલ સસ્તો પડ્યો લાગે ને બીજી બાજુ માનવ-તંદુરસ્તીનાં દાન ચૂકવવાં પડે! દુશ્ચિંત અને હાયવરાળાપા જુદા જ. માણસની સંતતિ ઉપર એની થનારી અસરનું તો પૂછવું જ શું? પરંતુ આ તો દેખાય નહિ તેવું ખર્ચ, ભવિષ્યમાં જણાનારો દંડ—એટલે આજનું ઉત્પાદન તો સસ્તું જ લાગે—આજના ચોપડે એની નોંધ જ ક્યાંથી હોય! નાણાંકીય સંપત્તિની ગણત્રીના ચોપડે 'પ્રગતિ', 'આબાદી' અને 'સસ્તાપણું' જ જમા બોલતું હોય!

ગાંધીજી કહેતાઃ

ખાદી મોંઘી પડે છે, ને મિલ-કાપડ સસ્તું. પરંતુ મિલનું કપડું બનાવવા પૂર્વે ગામેથી રૂ, કોલસા, અન્ય સાધનસામગ્રી ઉપાડી શહેરો સુધી લઈ જવી પડે, અને શહેરી મિલોનું કાપડ ગામડે લઈ જવું રહે—આ બધા પાછળ સખરૂટ શ્રમ અને ખર્ચ થાય તે સસ્તું ગણાય કે ગામડાંનું રૂ ત્યાં જ કાપડરૂપે તૈયાર થાય તે? મિલકાપડ પાછળ ખર્ચાતી મોટી રકમો આખરે તો કરવેરા રૂપે જ વસૂલ થતી હોય છે... અને સરકાર તરફથી સીધી મદદ અગર સગવડો અપાય તે તો જુદી જ.

ગાંધીજીને કોઈ પછાત પ્રકારનાં સાધન-યંત્રો વાપરવાનો પક્ષપાત ન હતો. સુખસગવડોનો તેમને દ્વેષ ન હતો. પરંતુ સુખ સગવડને નામે કોઈ કશી મર્યાદા વિનાની, ગણત્રી ને સમજ વિનાની નર્યી લોલુપતા પાછળ દોટ મૂકવી એક વાત છે, ને બધી બાજુની ગણત્રી કરી, લાંબી દૃષ્ટિએ જીંદગીનો સર્વાંગી વિચાર કરી, મર્યાદિત રીતે ઉપભોગ કરવો બીજી વાત છે. એમાં કયું સંસ્કારી? કયું પ્રગતિશીલ? કયું જૂનવાણી ને કયું નવવાણી?

● યંત્ર ખાતર યંત્ર, ઉત્પાદન ખાતર ઉત્પાદન, પૈસા ખાતર પૈસા, વિજ્ઞાન ખાતર વિજ્ઞાન? કે જીવનના વિકાસમાં મદદરૂપ થાય તેટલા પૂરતાં આ બધાં સાધનો હોય તે વધુ યોગ્ય?

● જ્યાં લાખો માણસોની શક્તિ પડેલી છે તેવા દેશમાં, માનવ શક્તિને વેડફવા દઈ, યંત્રો દ્વારા સમૂહ-ઉત્પાદન કરવું સારું કે, માનવ શક્તિનો પૂરો ઉપયોગ થઈ શકે અને ઉત્પાદન ભરપટ્ટે વધે તેવો માર્ગ અખત્યાર કરવો સારો?

ઉત્પાદનનાં ઢગલાંની કિંમત વધારે કે માનવીનાં સ્વસ્થ જીવનવ્યવહારની ?

ગાંધીજી કાંઈ એ વાત વિસરી ગયા ન હતા કે, ‘ ગરીબને માટે તો અર્થજીવન એ જ અધ્યાત્મ છે. એમની આગળ તો ભગવાનની વાત પણ મિથ્યા છે. એમણે તો એમના જીવનમાં કોઈ ભગવાનનું દર્શન કર્યું હોય તો તે ત્રાસ, દુશ્મનાવટ, અને દયાહીન ભગવાનનું જ !

પરંતુ આ છતાં તેમને એ વાતની પણ પાકી ખાત્રી હતી કે, કેવળ ભૌતિક સગવડો આપીને એને સાચું માણસાઈનું જીવન આપી નહિ શકાય.

નૈતિક અને ભૌતિક બેમાંથી એકને બીજા કરતાં આગળ મૂકવાની, એકને ભોગે બીજું હાંસલ કરવાની વાતમાં જ તેમની શ્રદ્ધા ન હતી.

૩

## રાજ્યસત્તા, લોકશાહી અને સ્વાધીનતા

લોકશાહી વિશેની ગાંધીજીની માન્યતા પણ ચોક્કસ દૃષ્ટિવાળી હતી. આજની લોકશાહીની કટોકટીનું સ્વરૂપ તેમણે સારી પેઠે જોઈ લીધું હતું. આર્થિકક્ષેત્રે તથા ઉત્પાદન-માં વ્યક્તિગત માલિકી અને મૂડીસરોની ઇજારદારીને ડામવા માટે, બેફામ વ્યક્તિવાદને બાંધવા માટે, રાજ્યની ઇજારદારીનો માર્ગ તેમને અત્યંત ભયાવહ દેખાઈ ચૂક્યો હતો. એ રસ્તે વ્યક્તિસ્વાતંત્ર્ય તો જશે જ, પરંતુ નવી અસમાનતા ઘર કરશે એવી તેમની ખાત્રી હતી. વ્યક્તિવાદી સ્વાર્થની સામે રાજ્યમાલિકી સ્થાપવામાં આવતાં બકરું કાઢતા ઊંટ દાખલ થઈ જશે ! અને એક વાર રાજ્યને ડખલ કરવાની આદત પડી, પછી તો તે વધતી જ જવાની; તેનો અંત જ નહિ આવવાનો. માણસની એકેએક નાનીમોટી પ્રવૃત્તિમાં રાજ્યની આણ પ્રવેશવાની.

આજે તો રાજ્યને હસ્તક ઉત્પાદન, વિતરણ, ઉપરાંત પ્રચારનાં તમામ મુખ્ય સાધનો હોય છે—પ્રેસ, રેડિયો, સિનેમા વગેરે. અને તેના દ્વારા લોકોનાં માનસ ઘડવાની ચાવી પણ રાજ્યને હસ્તક હોય છે ! આની સામે લોકોની પાસે થોડાંક જ ભાગ્યે જ-કશાં સ્વતંત્ર સબળ સાધનો હોય છે. તેમાં ય વળી, જે દેશોમાં પાર્લમેન્ટ પદ્ધતિની થોડી ઘણી ય લોકશાહી હયાત નથી, વિવિધ પક્ષોને સ્થાન નથી, સભા સંગઠનોનો વ્યક્તિગત અધિકાર નથી, અખબારો અને પુસ્તકોના પ્રકાશનોનો વ્યક્તિગત યા સ્વૈચ્છાગત સમૂહોને અધિકાર નથી, એવા દેશોમાં ( સામ્યવાદી ) તો પૂછવું જ શું ? અથવા જે દેશોમાં એવાં સાધનો ઉપર બેહદ દમન ( સાંસ્થાનિક અર્ધ ગુલામ દેશો ) પ્રવર્તતું હોય, અથવા એવી તાકાત અમુક હદે વિકસતાં દબાવી દેવામાં આવતી હોય ( મોટા ભાગના લોકશાહી દેશો ) ત્યાં લોકોના હાથમાં કઈ લોકશાહી શક્ય બને ? એની સામે સ્વરક્ષાનુંય કયું સાધન રહે છે ?

ગાંધીજીને મતે તો, જે પ્રજા પોતાના જ પગભર ઊભી છે,—એટલે કે, ખાનગી માલિકો યા સમૂહગત માલિક જેવાં રાજ્યતંત્ર ઉપર જ જીવનની બધી બાબતોનો આધાર રાખીને બેઠી નથી, તેવી પ્રજા જ આમાંથી ઊગરી શકે છે. આવી પ્રજાને પોતાના જીવન ગુજારા માટે યા વિકાસ માટે કોઈના ઓશિયાળા બનવાની ગરજ જ ન હોઈ, તેને સ્વતંત્ર રીતે વર્તતાં, વિચારતાં કોઈ રોકી નહિ શકે. અને ઘટકો નાનાં હોઈ મોટાભાગના નિર્ણયો તે આપ સૂઝથી લઈ પણ શકશે.

ગાંધીજીને મન લોકશાહીની સાદીસીધી કસોટી આવી હતી : સાધારણ માણસ પણ જાગ્રતપણે સમજપૂર્વક પોતાનું જીવતર ઘડી શકે એવી પરિસ્થિતિ અને તક. થોડાક માણસોના હાથમાં સત્તા સુપ્રત કરવાથી આ કદિ બની શકવાનું નથી પરંતુ જેમના હાથમાં તંત્ર હોય તેમના તરફથી તેનો દુરુપયોગ થતાં, દરેક માણસ તેનો સામનો કરી શકે તેવી શક્તિ પ્રત્યેક પ્રજાજનને હોવી જરૂરી છે. એટલે કે સત્તા ઉપર કાબૂ અને નિયમન રાખી શકે એટલા પ્રમાણ-માં આમપ્રજાને શિક્ષણ આપી તૈયાર કરવી અનિવાર્ય છે.

પરંતુ ઔદ્યોગિક યુગમાં તો ‘ટેક્નોલોજી’નું જ વર્ચસ્ હોઈ, બહુ જુજ માણસો જ તેને અંગે સૂઝ સમજ અને નિર્ણાયક શક્તિ ધરાવી શકે છે। એટલે એમને હાથ જ સત્તા આપોઆપ રહેવા પામે છે.

● એ વાત સાચી છે કે, જે માણસને જીવનની રોજીંદી જરૂરિયાતો પણ પૂરી મળતી નથી, તેને માટે લોકશાહી અને વ્યક્તિસ્વાતંત્ર્યનો કશો જ અર્થ રહેતો નથી. પરંતુ બીજી બાજુ, એ પણ સત્ય છે કે કેવળ ભૌતિક આબાદી પાછળ વધુ ને વધુ પડવાથી પણ છેવટે તો, લોકશાહી અને વ્યક્તિસ્વાતંત્ર્યનો નાશ જ થાય છે. કૂદકે ને ભૂસકે વધતા

સમૂહ-ઉત્પાદન પાછળની દોટનું આ જ પરિણામ આવ્યું છે. સાધારણ માનવીને તો આ ઉત્પાદન કોણ કરે છે, શું કામ કરે છે, એ કોના લાભમાં છે, એથી કોની ગરજ સરવાની છે, એને અંગે પોતાની શી જવાબદારી છે, અને તે કઈ રીતે સહજ રીતે પૂરી પાડી શકે એમ છે— આજના કામદાર–કારીગર–કારકૂન કે વ્યવસ્થાપકને આની કંઈ જ સૂઝ સમજ નથી. એ તો ઉત્પાદનરૂપી (બહુ બહુ તો યોજનાબદ્ધ ઉત્પાદન) યંત્રનો એક સ્ક્રૂ માત્ર છે. એને પોતાને એની તાલિમ નથી. સૂઝ નથી, સગવડ નથી ને અધિકારયે નથી કે પોતે એને અંગે કોઈ ચોક્કસ નિર્ણય આપી શકે. એને માટે તો સાચી રોજીંદી વ્યવહારુ લોકશાહી જેવી કોઈ ચીજ હયાત જ નથી ! સમાનતાનો કોઈ સવાલ જ ઊભો થતો નથી ! ત્યાં વ્યક્તિસ્વાતંત્ર્યનું સ્થાન જ ક્યાં ને કેવું હોઈ શકે ?

૪

## રાજ્યમાલિકી-ટ્રસ્ટીશીપ અને સમાજવાદ

ગાંધીજી આ બધાનો ઉકેલ શોષણરહિત સમાનતાવાદી સમાજમાં—એટલે કે સમાજવાદના આદર્શોમાં જ જોતા હતા. તેઓ, પણ માર્ક્સની જેમ ગુલામી, કંગાલિયત, શોષણ અને યંત્રવત્ જીવનનો દસરડો જોઈ ક્વી ઊઠ્યા હતા. આમ, બંનેની પ્રેરણા કરુણાની હતી; ને બંને નૂતન સંસ્કારી, સમાન, શોષણ રહિત સમાજ રચના ઝંખતા હતા. પરંતુ, આજના આર્થિક–રાજકીય શોષણદમન નિવારવાનો ગાંધીજી એવો રાહ ઢૂંઢતા હતા કે ભવિષ્યમાં પણ કોઈ પણ પ્રકારનું દમન, શોષણ સમાજમાં પ્રવેશવા જ ન પામે.

સમાજવાદના આદર્શોમાં ગાંધીજીની શ્રદ્ધા અખૂટ હતી. અને સમાન વહેંચણીના તેઓ કટ્ટર પક્ષકાર હતા. (સાને સમાન તક હોવી એ દરેકનો નૈતિક અધિકાર લેખતા હતા) અને માર્ક્સની જેમ સૌ પોતાની જરૂર મુજબ ઉપભોગ કરે અને શક્તિ મુજબ કામ કરે એ એમનોય આદર્શ હતો. (૨૫-૮-૧૯૪૦) અલબત્ત, જરૂરિયાત અંગેની ગાંધીજીની કલ્પના જુદી હતી. ભૌતિક ઉપભોગ વધાર્યે જવાની બાબતમાં તેઓ હમેશાં સાવચેતીનો સૂર કાઢતા. એની લાયમાં, એ સ્ને સરકતાં સરકતાં કેન્દ્રિત ઉદ્યોગો, રાજ્યમાલિકી, સર-મુખત્યાર સત્તા અને અંધસંમતિવાદનાં ચોક્કસ પરિણામોથી તેઓ ભડકતા હતા.

મૂડીવાદ અને સમાજવાદ બેઉનાં કેટલાંક સરખાં **તત્ત્વોથી** તેઓ સજાગ હતા. દા. ત.—

* ઉપયોગિતા અને કૌશલ્ય જ બંનેને મન છેવટની કસોટીઓ છે.

* બંને પદ્ધતિ આરંભમાં ખેતી પર ઉદ્યોગોનું, અને ગ્રામસમાજ ઉપર નગરોનું વર્ચસ્ સ્થાપે છે. અને અંતે, ખુદ ખેતીને ય ઔદ્યોગિક કારખાનું બનાવી મૂકે છે, જ્યાં 'પગારદાર ફોજ' કામે લાગે છે.

* બંનેને મન પ્રગતિની કસોટી કેવળ ભૌતિક–બલ્કે, આર્થિક પ્રગતિમાં જ સમાઈ જાય છે. નૈતિક મૂલ્યો પ્રત્યે બંને ઉપેક્ષા સેવે છે બંને વ્યક્તિ સ્વાતંત્ર્યની અને અંધ સંમતિવાદની પોષક બની જાય છે.

* મૂડીવાદી લોકશાહીમાં ઉત્પાદનનાં સાધનો અને તેના વિતરણ ઉપર **આર્થિક ઇજારદારીનું** વર્ચસ્ હોય છે– ત્યારે રાજકીય મરજુખત્યારીવાળા તંત્રમાં **રાજકીય સત્તાની ઇજારદારી** હોય છે. અને **બંનેમાં** બુદ્ધિજીવીઓ, નગરવાસીઓ, યંત્રવિદ્યાના જાણકારો અને વિશેષજ્ઞોની **ઇજારદારી** જામે છે. બાહ્ય રૂપ બદલાય છે, પરંતુ અસમાનતા અને ઇજારદારી ચાલુ જ રહે છે.

* વ્યક્તિગત માલિકી રાજ્યમાલિકી રૂપે રૂપાંતર થયા પછી ય, માલિકી અને ઉત્પાદકો વચ્ચે વિરોધ સંઘર્ષ ચાલુ રહે છે. નવા વર્ગો નહિ તો સમૂહો ઊભા થાય છે; જેમને આર્થિક નહિ તોય, રાજકીય સ્થાપિત હિતો હોય છે.

ગાંધીજીને આ બધાં પરિણામોનું 'પૂર્વ-જ્ઞાન હતું' એમ કહીએ તો અતિશયોક્તિ નથી. મૂડીવાદ–સામ્રાજ્યવાદનાં અનિષ્ટો તો તેમણે ભરપટે જોયાં હતાં પરંતુ સમાજવાદનો જે રીતે વિકાસ થઈ રહ્યો હતો, તે ઉપરથી ગાંધીજી ઘણું દૂરનું ભાવિ પોતાની અંતર-સૂઝને પ્રતાપે જોઈ શક્યા હતા.

એથી જ તો એમણે એમનો નિરાળો કીમિયો ઢૂંઢ્યો હતો. એને તેઓ '**ટ્રસ્ટીશીપ**'ને નામે ઓળખાવતા હતા. અલબત્ત, આ શબ્દપ્રયોગે ઘણી ગેરસમજો પેદા કરી હતી.

[પા. ૪૦૨ ઉપર]

## પાંખડી

ખૂલી ગઈ આ પાંખડી,
કોની અગોચર આંખડી ?
સંકેલીને એની મહીં ગોપ્યું હતું આકાશ !
શું એ જ ઊઘડી વિસ્તર્યું ? કેવું મધુરું હાસ !
તુષારકેરી મંજૂષામાં સાચવ્યો'તો જે સૂરજ
એ જ આંજે તેજથી આ સૃષ્ટિને ! કેવું અહો અચરજ !
આ હવા આળોટી એની ગોદમાં,
આવી બનીને મત્ત સૌરભ મોદમાં.
ઘૂઘવે વિહ્વળ બની સાગર,
એ ગુપ્ત એના અશ્રુનો આકર ?
અગ્નિની આ દિપ્ત કાન્તિ,
એના હૃદયની ગૂઢ એ ધૂંધવે શાંતિ ?
મર્મમાં એના ઊંડે છે જે ગુલાલ,
બ્રહ્માંડ આખું એ વડે છે ખુશખુશાલ !
ખૂલી ગઈ આ આંખડી,
કો અગોચર પદ્મની શું પાંખડી ?

—સુરેશ હ. જોષી

## આષાઢની પ્હેલ્લી ઝડી

અષાઢની પ્હેલ્લી ઝડી......
વસમી ઘડી...
જો ! પંથી આ તરબોળ
ઘર ભણી ફાળ દે વ્યાકુળ
રે શી દૃષ્ટિ એની સ્થિર–અધીરી
પંથને
સંકેલી લેતી—
તોડી ફોડી ખંડ કરતી—
ઘટક ઘૂંટડે પી જતી* !

—હરિવલ્લભ ભાયાણી

## આંસુડું

એક આંસુડું આવ્યું આવ્યું ને ગયું અટકી.
અંદરના ઘેરા અંધારવાસ છોડીને
આમે પડ્યું છે દેહ પટકી.
એક આંસુડું આવ્યું આવ્યું ને ગયું અટકી.
ઊંડેરા હૈયાના તળિયાં ઉલેચીને
રેડ્યાં'તાં ફુવારે પાણી.
નયણોનાં નેવાં તો કોરાં ધાકોર
જરી વહેતી વરતાઈ ના અંતરની અદકેરી વાણી;
ત્યાં આજ કોણ પીંછી રહ્યું છે પાંખ
પાંપણને પાંજરે લટકી ?
એક આંસુડું આવ્યું આવ્યું ને ગયું અટકી.
અણબૂઝી કળતર પે લીંપા'તી આજલગ
હળવા તે સ્મિતની માટી,
વાણીની ભોગળો ભીડીને દાબ્યાં'તાં
દૂઝાણા ઘાવ સહુ દાટી,
ઓળંગી આજ ત્યાં સાતે કોઠાને કોણ
રસિયું આડે કાંઈ છલકી ?
સંકોરી સીમાડા બ્હારે એક મોતીડે
આંખડિયે બેઠું છે ખટકી.
એક આંસુડું આવ્યું આવ્યું ને ગયું અટકી.

—ગુલામમોહમ્મદ શેખ

## મનોમુદ્રા

મુજ કવનો,
જૂજવી જૂજવી ક્ષણો
નહીં સળંગ સૂત્રમાં પ્રોયો સમય,
વિધવિધ ફૂલનો કેવળ અન્વય.
કદીક સમાધિ–રોમનું હર્ષણ–કદીક અમર્ષણ.
કદીક જિંદગી ઝૂઝતો રે રણ;
પણ એક જ સરખો વિસ્મય,
કદીક સખ્ત ને કદીક આર્દ્ર
મનની મુદ્રા.

—ઉશનસ્

* એક પ્રાકૃત મુક્તકને આધારે.

## સાંજે ફરવા

સાંજે ફરવા
( બની શકે તો આ મનને જરી હલકું કરવા ! )
નીકળું બાગભણી
અસ્ત થતા સૂરજના તેજે
ચળકે ઊંચા તાડપત્રની અણી.
પડખે જોઉં નદી
રંક ભિખારણ જાણે ટુંટિયું વાળી પડી
તપ્ત અંગ પર છળ્યું સાળુજલ કંપે કદી
પડખે ભિક્ષાપાત્ર સમી
લાંઘેલ પડી નાવડી.
સંધ્યાનો લાલિમા
ને ડામરની ચીકણી કાલિમા
અહીં નાટક ઘર
પાસે મસ્જિદ, મંદર
જેની અંદર
આનંદ વિશે છે લોક કંઈ ગુલતાન
અલ્લાહ અને ભગવાન
(બે જુદા નથી પણ નિવાસ માટે નીરખ્યાં જુદાં સ્થાન!)
ને અહીં છુપાતો ફરતો
અંધકારની ઓથે સરતો
સાપઃ
વેરવિષ ઝરતો સેતાન !

—જયંત પાઠક

## કાચો રે ઘડુલો....

કાચો રે ઘડુલો મનવા તાહરો,
ભીની ધરતીની ધૂળ
એને રે ચડાવી 'હું'ને ચાકડે
દીધાં રૂપ અનુકૂળઃ
દાડી રે અંગારો જગની આંચમાં હો જી...૧

વખતને વ્હેણે વ્હેતો ચાલીઓ
ઘડી ઓરો ઘડી દૂર,
પળ અટવાતો નીરાં નીરમાં
પળમાં ઝીલે ઝાઝે પૂરઃ
એને રે ઓવારા ચીંધો સાચના હો જી. ......૨

તપવાં ને તરવાં મનવા[ઉ]બ્હારનાં
ભીતર ભર્યો સંઘો સાર
ઘટનાં ગોરસ ગરવાં ઢારવાં,
તાણી વલોણાના તારઃ
એના રે ઘેઘૂરા સૂરમાં રાચવાં હો જી.........૩

—જતીન્દ્ર આચાર્ય

## એક બપોરે—

જેઠ શો તપ્યો હતો,
બપોર હાંફતી હતીઃ
પીંપળાની ડાળપર તો લૂ વિસામતી હતી.
ને છાંયમાં મજાની કોક
કાબરો ને કાબરીની પ્રીત જામતી હતી.
વાયરો રહીને દૂર મર્મ શોધતો હતો
( કશુંક ઝંખતો હતો )
ન બોલ લોલ મર્મર
ન પાન કોઈ ખખર,
વિજન શૂન્ય ડારતું હતું ઘણુંય રાખવા—
અબોલ મોરને, બપોરને ને વાયુ-શોરને !
આળવીતરું પરંતુ દૂરથી જ ત્યાં નફ્ટ
એક ઝાંઝવું તો તોય
જોસથી હસી પડ્યું !
પ્રતિરવે અને પડેલ
કો' અબોલ ટૂંટિયે
જોરજોરથી વિલાપ સૂરમાં પ્રલંબિત
અજાણ કોઈ કૂતરુંય
એટલું ભસી પડ્યું !
કે-શૂન્યનુંય મૌન ત્યાં ખડખડી ખસી પડ્યું
( એક બોરડું પછીત સાથ ત્યાં ધસી પડ્યું ! )

—શાયર

ધર્મકથા અને ઇતિહાસ સાથે મહત્વની રીતે, સંકળાયેલ, આદિયુગની એક અપૂર્વ વિભૂતિ—મોસેસના જીવનને પોતાનો વિષય બનાવીને વિખ્યાત અમેરિકી નવલકથાકાર હોવર્ડ ફાસ્ટે લખેલ ' Moses : Prince of Egypt ' નામની એક ઉત્કૃષ્ટ નવલકથાનો આસ્વાદ...

# ઇતિહાસના ઉષઃકાળે...

—ભોગીલાલ ગાંધી

## ધર્મકથા

Ten Commandmentsની ફિલ્મ તો ઘણાં બધાંએ જોઈ હશે; અને ધર્મપ્રવર્તક સંત 'મોસેસ'ના ચમત્કારો અને ઉપદેશો અને હિજરતનાં દશ્યોએ સૌનાં મન હરી લીધાં હશે.

તો વળી, જેમણે 'બાઈબલ' વાંચ્યું હશે એમને ૧૦ ધર્મ આજ્ઞાઓ ( Ten Commandments ) આપનાર પયગંબરી પુરુષની વધુ માહિતી હશે. મોસેસ બાઈબલના પ્રથમ પાંચ સ્તબકોનો લેખક હોવાનું તેમાં જણાય છે...વળી, આવા આ ધર્મસંસ્થાપક મોસેસના જીવન વિશે, સૌ સંત-પયગંબરોની માફક, અનેક ચમત્કારિક દંતકથાઓ પ્રચલિત છે. તે અનુસાર—

ઇજીપ્તની ભૂમિ પર આવી વસેલી ઇઝરાયલી-ટોળીઓ ગુલામ જેવું જીવન જીવી રહી છે! ઇજીપ્તના રાજવીના જુલ્મો માઝાવધિ વધી ગયા છે...તેમાં ઇઝરાયલીઓની વધતી જતી સંખ્યાથી રાજાને હૈયે ચિંતા પ્રગટી છે. એણે પ્રત્યેક ઇઝરાયલી પુત્રની જન્મતાં વેંત કતલ કરી નાખવાની (મથુરાના રાજા કંસની જેમ) રાજ-આજ્ઞા આપી દીધી છે! આમાંથી બચવા, મોસેસની માતાએ, દાયણની મદદથી, પોતાના પુત્રને, જન્મતાં વેંત એક છાબડીમાં ઢાંકી દઈ નદીમાં તરતો મૂકી દીધો...અંતે, રાજાની બહેનની નજરે એ તરતી છાબડી ચઢી; તેણે બાળકને બચાવી લઈ, પોતાના જ પેટના સંતાન તરીકે, રાજપુત્ર તરીકે એને ઉછેરી મોટો કર્યો.

પરંતુ મોસેસને હૈયે તો પોતાના ઇઝરાયલી બાંધવોની વફાદારી વસેલી છે. તેણે એક પ્રસંગે, ઇઝરાયલીઓની રક્ષા કરવા જતાં, એક ઇજીપ્તવાસીની કતલ કરી નાખી; અને પછી જીવ લઈ ભાગી છૂટયો. મિડિયાન ( અકાબાના અખાતની પાસેના રણની પેલેપાર ) જઈ, ત્યાંના એક પાદરી જેથ્રોની દીકરી ઝિફોરા સાથે લગ્ન કરી વસવા લાગ્યો.

આ મિડિયાન પ્રદેશમાં સતત સળગતા જ્વાલામુખીથી આકર્ષાઈ મોસેસ તેના તરફ ધસી ગયો...ત્યાં તો તેને કાને દૈવી વાણી પડી.

ઇજીપ્તવાસીઓના સકંજામાંથી ઇઝરાયલીઓને ઉગારી લેવાનું એ ફરમાન હતું. મધ અને દૂધથી ઉભરાતી નદીઓ વાળા દૈવી કનાન ( Cannan ) પ્રદેશમાં તેમને લઈ જવાનું ફરમાન હતું. મોસેસે જ આ મુક્તિકાર્ય બજાવવાનું હતું! અને હવે પછી આ એક જ દેવ ( જેહોવા ) ઉપર શ્રદ્ધા રાખવાનો આદેશ હતો.

મોસેસ આજ્ઞા માથે ચઢાવે છે. પરંતુ મોસેસે સુન્નત ન કરાવી હોઈ, ઇજીપ્ત પાછા ફરતાં, રસ્તામાં આ દેવ ( જેહોવા ) પોતે જ મોસેસ પર હલ્લો કરે છે...મોસેસની પત્ની ઝિફોરા દેવના ક્રોધનું શમન કરે છે...

ઇજીપ્તવાસી ઇઝરાયલીઓને કાને ચમત્કારની વાત પહોંચતા તેઓ હિજરત કરી જવા આતુર બની બેઠા છે. પરંતુ રાજા ફરી ફરી મનાઈ ફરમાવે છે. અંતે મોસેસ જ્યારે ઇજીપ્ત ઉપર રોગબિંદુ ( પ્લેગ ) ઉતારે છે, ત્યારે જ રાજા ઢીલો પડી, નવાં જન્મતાં બાળકોની કતલ બંધ કરવા સંમત થાય છે. અને ઇઝરાયલીઓ તેની ( રાજાની ) પાસેથી સોનું, રૂપું ને ઝવેરાત 'ઉછીનું' લઈ દેવપૂજાનો ઉત્સવ કરવાને બહાને નીકળી જાય છે. પરંતુ પાછળથી રાજાને વહેમ પડતાં, લશ્કર દોડાવી તેમની ગિરફતારીનો પ્રયાસ કરે છે. ત્યાં તો ચમત્કાર થાય છે! રાતો સમુદ્ર ઇઝરાયલીઓને માર્ગ કરી આપી, પસાર થઈ જવા દે છે, અને ઇજીપ્તના તમામ સૈન્યને ડુબાડી દે છે!

ઇઝરાયલી સંતાનો જેમ તેમ કરતાં, ભૂખ્યાં તરસ્યાં 'સિન' પ્રદેશ તરફ આગળ પ્રયે જાય છે. અને ત્યારે, ભગવાન વળી તેમની વહારે ધાય છે: અન્નજળ પૂરાં પાડે છે...આગળ જતાં વળી, અમલેકવાસીઓ (Amalekites) સાથે યુદ્ધ ખેલાય છે; તેમાં વિજય મળે છે...અંતે, સિનાઈ જંગલોની દક્ષિણે

જંગી ધુરન્ધે, સ્થાપત્યો ખડાં કરવાના કામમાં તે રાતદિવસ પરોવાયેલો રહેતો. તે તરેહતરેહની ગણતરીઓ કરી શકતો હતો, તે આકૃતિઓનાં માપ કાઢી શકતો હતો, ને નવા નવા અખતરાઓ કરી, નવતર સંશોધનો કર્યે જતો હતો!

વિજ્ઞાન અને ગણિતમાં—જાણે એના જીવનના બધા રસો આવી જતા હતા! હમણાં હમણાં એ મોટા અન્નભંડારની રચના પાછળ પડયો હતો...છેક પાણીપોચી જમીનમાં બાંધવાનું અશકય કામ તેણે શકય બનાવવાનું હતું!

પરંતુ મોસેસ તો આજ લગી રાજદરબારની દીવાલો વચ્ચે ઊછર્યો હતો, ને ચીલાચાલુ શિક્ષકો દ્વારા, કેવળ બંધિયાર, પરબતું જ્ઞાનપાન કરી શકયો હતો. ત્યારે અહીં તો વિજ્ઞાન, ગણિત—અદ્ભુત abstract જ્ઞાન હતું! મોસેસને દિલે એનું અજબ આકર્ષણ જાગી ચૂકયું હતું.

વળી, મોસેસને આ એંજિનીયર નેફમાં એક વધુ સૂર્યપૂજકનું દર્શન થયું—એક વાર, વાતવાતમાં એનાથી આખેન-આતન '(સૂર્યપૂજાનો પ્રવર્તક રાજા)'નું નામ ઉચ્ચારાઈ ગયું! અને એકદમ નેફના હાથમાં કિશોરનો પંજો વ્હાલ અને ઉષ્મા, શ્રદ્ધા અને સંતોષપૂર્વક ભીડાઈ ગયો.

'તું બહુ છૂટથી વાતો કરતો થઈ ગયો છે! તું તારા વિનાશ માટે, તારા દુશ્મનોને મદદ કરી રહ્યો છે!' નેફ સાવચેતીના સૂરે બોલતો હતો.

મોસેસે મુંઝવાયેલા ચહેરે ઘણું બધું પૂછી નાખ્યું, અને જવાબમાં વિજ્ઞાની—એંજિનીયર નેફે સ્પષ્ટ રીતે ઘણું બધું કહી નાખ્યું, તેમાં આખેન-આતનને કેવી રીતે વેરાન ભોમકાના બાસિંદાઓને ગ્રેશેનના ફળદ્રુપ પ્રદેશમાં વસવાટ કરાવ્યો હતો, અને પાછળથી તેની જ ગાદીએ આવનાર રામસેસે કેવી રીતે એ ગરીબ પ્રજાને ગુલામ બનાવી હતી, તેની વાત કહી.

'આપણે જેમને આશરો આપ્યો, એવા આગંતુકોને જ ગુલામ બનાવ્યા?' ન માની શકાય એવા ભાવથી મોસેસ પૂછતો હતો.

જવાબમાં નેફ ઇજીપ્તનો ઇતિહાસ કહી સંભળાવતો હતો. તે સમયથી ૧૫૦૦ વર્ષ પૂર્વે હજારો પ્રજાજનોએ શ્રમદાન કરી ગાઝામાં બાંધેલા અદ્ભુત પિરામિડોની વાત કહી, એ વિદ્યા, એ વિજ્ઞાન પાછળથી કેવાં ભુલાઈ ગયા, તેનો ખ્યાલ આપતો હતો; અને અંધશ્રદ્ધા, દૈવી માન્યતાઓએ એમાં કેવો ભાગ ભજવ્યો હતો, તેનો અફસોસ પ્રગટ કરતો હતો. 'આજે તો રાજા રામસેસ ગમે તેટલી આજ્ઞાઓ કરે તો ય, રાજીખુશીથી શ્રમદાન કરવા કોણ તૈયાર થશે? પેટપૂરતું પણ જેમને મળતું નથી, એવા બિમાર અને ભાંગ્યા દેહ-મનના અર્ધગુલામ-સર્ફ શી રીતે તૈયાર થાય? અરે, આજે તો યુદ્ધ જીતવા માટે ય—લિબિયા સામે ૧૦ હજાર, ને કુશ સામે ૫ હજાર ગુલામો રોકવા છતાં કયાંય કશો પત્તો લાગતો નથી! એટલું જ નહિ પારકાં દેવાં પતાવવા માટે-હજારો પ્રજાજનોને ગુલામો તરીકે વેચી દેવા પડે છે તો ય પૂરું થતું નથી!'

'દેવો આપણને શી રીતે માફ કરશે?' મોસેસ બોલી ઊઠયો.

"દેવો બધી જાતના ગુનાઓની માફી આપી દેતા હોય છે......ખેર...હું તો એંજીનીયર છું, ને મારે તો કામ કરનારા જોઈએ છે...બહુ વિચાર કર્યે માથું ભમી ઊઠશે. આ દુનિયા જ એવી છે!

મોસેસની સામે નક્કર દુનિયા પ્રથમવાર આકાર લઈ રહી હતી! ગુલામોનું અસ્તિત્વ પ્રથમવાર એના મન ઉપર ઘા કરી રહ્યું હતું!

અને એનાથી પુછાઈ ગયું: 'પશુની જેમ ઢસરડો કરી, મરણતોલ માર ખાઈ ખાઈ જીવવા કરતાં તો માનપૂર્વક અને સત્વર મરી જવું શું ખોટું? એ લોકો શું કામ જીવતા હશે? હું તો એ જ પસંદ કરું.

નેફ વિચિત્ર લાગે તેવો, છતાં સચોટ જવાબ આપે છે: 'રાજકુમારની સુંવાળી મીઠી જિંદગી જીવતા હોઈએ, ત્યારે મરણનો ભાવ સહેલો છે...આટલી બધી જિંદગી ભરી ભરી હોય, ત્યારે ઉદાર બનવું સહેલું છે...પરંતુ જ્યારે એક પાતળા તાંતણા ઉપર જિંદગી લટકી રહી હોય, ત્યારે સહેલાઈથી એનો ત્યાગ કરવાનું ભલભલા દેવોથીય બનતું નથી. જિંદગી જ તો જીવનનું કારણ છે—કોક દિવસ તને સમજાશે...'

*

પોતાના નામ અને કુળની બાબતનું અપમાન સહન કરવું મોસેસ માટે હવે અસહ્ય બન્યું હતું. અને એ જ કારણસર એકવાર તો, પોતાના જ રાજ-ભાઈ (રાજા રામસેસના અનેક પુત્રોમાંના એક) સાથે તેણે દ્વંદ્વ ખેલી લીધું અને જરાય ઇચ્છા ઇરાદા વિના એનું મોત મોસેસને હાથે જ નીપજ્યું.

રાજા રામસેસ આ બીના જાણી હમજી ગયો. અને કોઈ પણ ભોગે મોસેસને 'દેશવટો' દઈ, પોતાની સલામતીનો રસ્તો એણે ગોઠવી કાઢ્યો. કુશ-પ્રદેશ ઉપર ચઢાઈમાં જોતરાઈ જવા રામસેસે મોસેસને આજ્ઞા ફરમાવી દીધી!

## ૨ : કુશનો કેપ્ટન

નવલકથાનો બીજો ખંડ શરૂ થાય છે.

ઇજીપ્ત પુરાણી ભૂમિ હતી. તો કુશ ભૂમિ ઓછી પુરાતન ન હતી. અને પુરાણયુગમાં ઇજીપ્ત દુનિયાનો (તે વખતની નાનકડી) એક છેડો રક્ષતું ઊભું હતું તો, કુશનો કાળો માનવી બીજા છેડાનો રક્ષક હતો. પરંતુ ત્યાર પછી તો, જ્ઞાનમાહિતી અઢળક વધ્યાં. ઇજીપ્તનાં વહાણો ભૂમધ્યને ખુંદતાં થઈ ગયાં હતાં. દુનિયા ઘણી વિશાળ થઈ ગઈ હતી. અને એ વિશાળ દુનિયાના દરવાજા સામું ઇજીપ્ત હાથ પહોળા કરી સૌને આવકારતું હતું. પરંતુ તેમા કુશ આડું ઊભું હતું–ઇજીપ્તના સુવ્યવસ્થિત રથધારી હલ્લાઓ આગળ ફિલિસિયા અને હદીના વીરોધ પાછી પાની કરી ગયા હતા; ને બેબિલોનવાસીઓય ભયના માર્યા ભાગી છૂટ્યા હતા... પરંતુ કુશ હજી અડીખમ ઊભું હતું!

આખરે રામસેસની દાઢમાં એ ભીંસાયું. કુશ ઉપર આક્રમણ શરૂ કરી દેવાની આજ્ઞા અપાઈ ચૂકી હતી. બર્બર–કુશ સામેના યુદ્ધમાં ઉત્તેજના, આનંદ અને ગૌરવ હોવા સિવાય બીજો કોઈ ખ્યાલ ૧૮ વર્ષના મોસેસને આવી જ ન શક્યો. ને રામસેસના કપ્તાન સેટીકેફ સાથે ૩ વર્ષના નિર્વાસિત જીવનની શિક્ષા ભોગવવા તે તૈયાર થઈ ગયો! જવાની પૂર્વતૈયારી તરીકે મોસેસ પોતાના રથના ચલાવનાર ગુલામ–સારથીની ખોજમાં લાગી ગયો: એ ગુલામ એવો હોવો જોઈએ કે જે કેવળ શરીરે જ નહિ, મનથી પણ અખંડ જોઈએ. તૂટી ગયેલો ન હોય, સ્વમાની હોય વગેરે...

અહીં લેખકે ગુલામોના બજારનું ભરપૂર વીગતે વર્ણન કર્યું છે. અનેક ગુલામજૂથોમાંથી પસાર થયા બાદ, અંતે એક લિબેટવાસી ગુલામ–નૂન ઉપર તેની પસંદગી ઊતરે છે.

આ ગુલામ અદ્ભુત પ્રાણી છે. હાથનાં બંધનો છૂટતાં જ તે પ્રથમ તો ખરીદવા આવનાર મોસેસ ઉપર જ તૂટી પડે છે! અલબત્ત, મોસેસ તેને મહાત કરે છે....

અને મોસેસ પણ અજબ માનવી છે! મહાત કરેલા ગુલામનું લોહી એ પોતાના જ જામાથી લૂછે છે!

યુદ્ધે ઊપડી જવા પૂર્વે, મોસેસ નેફ (એંજિનીયર)ને મળે છે. હજી સૂર્ય—એક માત્ર દેવની પૂજા અંગે મોસેસનું સમાધાન થયું નથી. નેફ પોતે જ એક વિજ્ઞાનીની અદાથી કહી નાખે છે: 'હું જાણતો નથી સૂર્ય દેવ છે કે નહિ; હું તો એંજિનીયર છું...હું ઘર બાંધું છું; ને તેને ઉજાળવા અંદર દીવો મૂકું છું. દીવો પવિત્ર છે કે તેનો બનાવનારો? બહુ મુશ્કેલ વિચાર છે—અને તેમાંય. આજે જ્યારે સત્ય—વિચારમાત્ર જોખમકારક છે, ત્યારે તો સવિશેષ. કેટલાય લોકોએ આજ પૂર્વે ભગવાનની ખોજ કરી છે, પરંતુ તેમને ભગવાનને બદલે, ભૂખ, દુઃખ, લોભ અને સ્વાર્થ જ જોવા મળ્યાં છે—આખરે મોત! આખેન–આતને (સૂર્યને એકમાત્ર દેવ તરીકે ગણનાર રાજા) માન્યું હતું કે, તે પાદરીઓ સામે ઝૂઝી શકશે. એ તો પોતે ઇજીપ્તનો દેવ–રાજા હોવા છતાં ટકી ન શક્યો; અને એના અનુયાયીઓના રક્તથી શેરીઓ ખરડાઈ ગઈ...! દેવોની વાત એવી છે, મોસેસ.

'પણ મને એના વિના ચેન નથી' મોસેસ બોલ્યો.

નેફ માથું ધુણાવતો મૂંગો રહ્યો.

*

અને યુદ્ધે ઊપડી જવા પૂર્વે કપ્તાન સેટીકેફ મોસેસને યુદ્ધની વાસ્તવિકતાઓથી પરિચિત કરવા માંડે છે: 'યુદ્ધ એ તો ખાટકીનો ધંધો છે... ગંધાતો. છતાં બીજી ગંધાતી ચીજોની માફક યુદ્ધ વિના કોઈ યુગને ચાલ્યું નથી, ને ચાલશેય નહિ...બોલો, ઇજીપ્તના રાજકુમાર! યુદ્ધ અને હત્યાઓ તમને અનુકૂળ છે?'

'હું દેવ–રાજાની ઇચ્છા અનુસાર તૈયાર થયો છું... ખેર, રામસેસના આ નગરની દુર્ગંધથી હું ત્રાસી ઊઠ્યો છું. ને રાજમહેલથી દૂર ભાગવા માગું છું, એટલું તો નક્કી.'

મોસેસ રામસેસની નગરી છોડી જઈ રહ્યો હતો—એ જુવાન હતો, જીવનની મહેચ્છાઓ અને આશાઓથી ભરેલો હતો. મૃત્યુનો એ હળવી રીતે વિચાર કરી શકે એ શક્ય ન હતું....વળી એને પોતાના જન્મ-કુળની અજ્ઞાતતા અકળાવતી હતી.

*

યુદ્ધના મોરચે નીકળી ચૂકેલા મોસેસને સેટી-કેફ (કમાન) અધરસ્તે એક દાક્તરને ત્યાં, એક એકાંત, અવનવા સ્થળે

ખેંચી જાય છે. આ વૃદ્ધ દાક્તરનું નામ આતન-મોસેસ છે. —આતન સૂર્ય-પુત્ર! એવું 'અશુભ' નામ ધારણ કરવા માટે રાજ્ય તરફથી એના પર ખોડ ઊતર્યો હતો. પરંતુ એની વૈદકીય કુશળતાને કારણે જ—રાજની ગરજને કારણે-એને જીવતો રહેવા દેવામા આવ્યો હતો. ૨૦ વર્ષ થયા એકાંત, નિર્વાસિત જીવન જીવી રહ્યો હતો. સેટીફિ ગમે તેટલો ક્રૂર અને જડ દેખતો હોય, પણ આ દાક્તરનો વાસ એને માટે આંતરિક શાંતિનું ધામ હતું. એ લગભગ ગુપ્ત રીતે અવારનવાર અહીં આવી જતો હતો.

આ ઘરમાંની સ્ત્રીઓની સમાનતા અને સન્માને, પહેલી નજરે જ મોસેસનું હૃદય આકર્ષી લીધું...અને દાક્તરે બુદ્ધો અંગેના કરેલા પૃથક્કરણથી એનું માન અનહદ વધી ગયું. વળી ક્રૂર દેખાતો કપ્તાન સેટીફિ, અહીં જે રીતે દિલ ખોલી વાતો કરતો હતો, તે સાંભળી એને મારનો ય મોસેસનો ખ્યાલ પલટાયો...

ઇજીપ્તવાસીઓના પવિત્ર-આત્માના દાવા સામેના દાક્તરના કટાક્ષો મોસેસની બુદ્ધિને સ્પર્શી ગયા.

દાક્તર અને સેટીફિ મોડી રાત સુધી વાતો કરતા બેસી રહ્યા, દરમ્યાન દાક્તર-પુત્રી મેરીત-આતન સાથે લાંબી નિખાલસ ગોષ્ઠીને અંતે મોસેસે પ્રેમનો એકરાર કર્યો. અને રાતોરાત દાક્તર પાસે જઈ મેરીતના હાથની માગણી કરી. મોસેસના નિષ્કલંક પ્રેમની ખાત્રી થતાં મેરીતના પિતાએ, 'ત્રણ વર્ષ બાદ, જો પ્રેમ આવો ને આવો ટકી રહે, તો ખુશીથી આવજે.' કહી સાંત્વન આપ્યું.

'ત્રણ વરસ!' મોસેસથી હતાશાપૂર્વક બોલાઈ ગયું.

'હા—પણ એ તો પસાર થઈ જશે. એ જ એક માત્ર માર્ગ છે, મોસેસ!' કહી દાક્તરે વળી આશ્વાસન આપ્યું.

*

[બાકીનો હપ્તો આવતે અંકે]

---

## .....આવકાર

**ક્ષિતિજ (યજ્ઞપ્રકાશનનું માસિક)**
તંત્રી : પ્રબોધ ચોકસી
ચાંપાનેર દરવાજા, વડોદરા.
વાર્ષિક રૂ. ૧૦; છૂટક રૂા. ૧

આ નવા માસિકને અમે બે રીતે આવકારીએ છીએ અને યશ ઇચ્છીએ છીએ. એક તો, સર્વોદયી વિચારધારાનું એટલે કે સામાજિક અને વ્યક્તિગત જીવનમાં મૂલ્યોને માનવતાવાદી દૃષ્ટિએ મૂલવનારું આ ધ્યેયલક્ષી સામાયિક છે; એ રીતે 'વિશ્વમાનવ'નું એ સાથી-પ્રવાસી છે. અને બીજું એ પણ ખરું કે, એના સંપાદક આ ક્ષેત્રના અનુભવી છે; અને અભ્યાસીવૃત્તિના છે-'ભૂમિપુત્ર'(દશવારિક)ના સંપાદક તરીકે તથા 'યજ્ઞ-પ્રકાશન'ની પુસ્તિકાઓના સંપાદક-લેખક તરીકે તેમણે તેમની હથોટી ઘડેલી છે.

હવે તેઓ 'માનવતાની ક્ષિતિજો વિસ્તારવા મથતું' આ નવું માસિક લઈ, ગુજરાતના શિક્ષિતજનોને ચિંતનનું વિવિધ ભાથું બંધાવવા પ્રયત્નશીલ છે.

'ક્ષિતિજ'નો આ પહેલો અંક જોતાં, એમના આ પ્રયત્નની સફળતાની આશા બંધાય છે. આ અંકમાં જેટલી વિવિધતા છે, તેટલી જ ઉષ્મા છે; કવિવર ટાગોરની ગદ્ય-પદ્ય પ્રસાદી, જીબ્રાન, વિનોબા, શ્રી કૃષ્ણમૂર્તિ તથા અરવિંદ વગેરે વિભૂતિઓની ચિંતનકણિકાઓ દોસ્તોયેવ્સ્કીની એક મહાનવલનું પ્રકરણ, તથા સત્યાગ્રહ, સર્વોદય, કેળવણી વગેરે અંગેની સિદ્ધાન્ત અને વ્યવહારની વિચારણાથી આ અંક સભર બન્યો છે.

અમે આશા રાખીએ છીએ કે સંપાદનમાં ઉત્તરોત્તર વિકાસશીલ આરોહણ જળવાઈ રહેશે. છતાં, સાથી-સહપ્રવાસી તરીકે અમે એક વાત અચૂક રીતે તેમના લક્ષ પર લાવવા ઇચ્છીએ છીએ કે, આવાં ધ્યેયલક્ષી ભાવનાપ્રધાન સામયિકોનું એક મોટું ભયસ્થાન એ હોય છે કે, સામાજિક સમસ્યાઓની નક્કર વ્યવહારુ બાજુઓ અને તેનાં પૃથક્કરણ દ્વારા તેનાં વ્યવહારગમ્ય માર્ગો તરફ ઉપેક્ષા અને તેના પરિણામરૂપ ધૂંધળાપણું. અમને ખાત્રી છે કે અનુભવી સંપાદક આ વિષે જાગ્રત રહેશે જ.



# સમાજવાદ અને સહકારી તંત્ર : એક દૃષ્ટિ

મૂળ લેખક : વૈકુંઠભાઈ લલ્લુભાઈ મહેતા

અનુવાદક : ભરતભાઈ ભાનુભાઈ મહેતા

મારા મત પ્રમાણે પહેલી પંચવર્ષીય યોજના અને બીજી પંચવર્ષીય યોજના વચ્ચેનો મુખ્ય તફાવત એ છે કે પહેલી યોજનાનો આશય કલ્યાણરાજ્ય સ્થાપવાનો હતો અને બીજી યોજનાનો હેતુ સમાજવાદી ઢબની સમાજરચના કરવાનો છે. આવકની અને સંપત્તિની અસમાનતા ઘટાડવાની યોજના કરીને અને આર્થિક બળની વહેંચણી વધારે સરખા પ્રમાણમાં કરીને આપણે સંસ્થાકીય ફેરફાર સાધવા માગીએ છીએ. અલબત્ત, ભારતના બંધારણમાં એમ કહ્યું છે કે વિવિધ સાધનસામગ્રી ઉપરની માલિકી, તેમ જ તેના ઉપરનો અંકુશ જનતાને મદદગાર નીવડવાં જોઈએ; અને ઉત્પાદનને લગતી સાધનસામગ્રીનો ઉપયોગ સર્વસાધારણ લોકોને નુકસાનકારક ન નીવડવો જોઈએ. આપણી રાજનીતિ અંગેના આ સિદ્ધાંતો સાથે ઉપરના મુદ્દાઓનો બરાબર મેળ ખાય છે.

આપણા દેશ સામે જે લક્ષ્યબિંદુ રજૂ થયું છે તેને પહોંચી શકવા માટે જે વિવિધ પગલાં ભરાયાં છે અથવા ભરવાનું ધાર્યું છે તે વિષે, અથવા તે પગલાં યોગ્ય છે કે અયોગ્ય તે તપાસવા વિષે વીગતવાર ચર્ચા આ લેખમાં કરવા ધારી નથી. ખાસ કરીને, સમાજવાદી તંત્રમાં સહકારી હિલચાલ કેવું સ્થાન મેળવી શકે તેની અહીં તપાસ કરવા ધારી છે; અને સામાજિક નીતિ અંગેના સાધન તરીકે તેનો ઉપયોગ અસરકારક રીતે કરી શકાય કે કેમ તેની વિચારણા કરવાની પણ ધારણા રાખવામાં આવી છે.

## સહકારનો સ્થાપક

આધુનિક સહકારનો સ્થાપક રોબર્ટ ઓવેન હતો. સહકાર અને સમાજવાદ, એ બે શબ્દો એના મને તો દેખીતી રીતે પર્યાય જેવા હતા. ઓવેનના ખ્યાલ પ્રમાણે સહકારની હિલચાલનો હેતુ તો સમાજના ખુદ ઘડતરમાં ક્રાંતિકારક ફેરફાર કરવાનો હતો. મૂડીવાદી વ્યક્તિત્વવાદ અને હરીફાઈના સ્થાને સર્વસાધારણ માલિકીની અને સામુહિક લોકજીવનની સ્થાપના કરવાનો તેનો મૂળભૂત આશય હતો. ઓવેને તો સહકારી કૉમનવેલ્થ સ્થાપવાની કલ્પના સેવી હતી. તેમાં સ્થાનિક સમૂહોનો સમાવેશ થાય; દરેક સમૂહ પરસ્પર સેવાના સિદ્ધાંતને અપનાવે અને સામાજિક ભાઈચારાની ભાવના નવી પેઢીના મગજમાં ઉતારે એવી ઓવેનની કલ્પના હતી.

## સહકાર અને સમાજવાદનો મેળ

ઓવેને અને એના સમકાલીનોએ જે સમાજવાદનું પ્રતિપાદન શરૂઆતમાં કર્યું હતું તેની સાથે વર્તમાનયુગી સૈદ્ધાન્તિક સમાજવાદનો મેળ નહિ ખાય એ વાત સાચી છે. આ ભેદ ખાસ કરીને કાર્લ માર્ક્સનાં પ્રતિપાદનોથી થવા પામ્યો છે. અલબત્ત, માર્ક્સની તો વિચારક્રાંતિ હતી; પણ લેનિને માર્ક્સના સમાજવાદના સિદ્ધાંતો રશિયામાં નવું સમાજતંત્ર સ્થાપવા લાગુ પાડયા ત્યારે ખરેખરી સક્રિય ક્રાંતિ થવા પામી હતી. રશિયાના અનુકરણમાં સમાજરચનાની પુનર્ઘટના કરવાનો પ્રયત્ન પશ્ચિમના ઘણા દેશોએ તેમ જ પૂર્વના ચીન દેશે કર્યો છે. અલબત્ત જુદા જુદા દેશોની એવી પુનર્ઘટનાનું માળખું ભિન્નભિન્ન છે. એવું માલૂમ પડે છે કે આર્થિક પુનર્રચનાના વિસ્તૃત ક્ષેત્રનું મુખ્ય માળખું તો રાજકીય સમાજવાદનું રહ્યું છે; પરંતુ કેટલાંક પાસાંમાં સહકારી ધોરણનું વ્યવસ્થાતંત્ર સ્વીકારાયું છે. એ દેશોમાં જે આ બે પદ્ધતિઓ નજરે પડે છે તેમની વચ્ચેનો મુખ્ય તફાવત એ છે કે કેટલાક વિભાગોમાં માલિકી અને અંકુશ રાજ્યના હાથમાં હોય છે; ત્યારે બીજા

સ્વરૂપમાં, એટલે કે સહકારી પ્રકારમાં જે વ્યક્તિઓ સદરહુ વિશિષ્ટ ધંધાના ભાગીદારો હોય છે, તથા તેનો લાભ ઉઠાવતી હોય છે, તેઓના જ સંઘોના હાથમાં માલિકી અને અંકુશ રહે છે. સહકારના પાયામાં મરજિયાત સાહચર્યનો સિદ્ધાંત અંતર્ગત હોય છે. આ સિદ્ધાંત જુદા જુદા દેશોમાં તથા જુદી જુદી પ્રવૃત્તિઓમાં જુદા જુદા પ્રમાણમાં અમલી બન્યો છે.

પરંતુ કેટલાંક ક્ષેત્રે રાજ્યના અંકુશ હેઠળના વહીવટી તંત્રથી જે પરિણામ આવે તેના કરતાં વધારે સારાં પરિણામ વ્યક્તિઓના અલગ સંઘોદ્વારા આવી શકે છે; આ હકીકત સાધારણ રીતે સ્વીકારાઈ છે.

## ફેબિયન મંતવ્ય

દસેક વર્ષ પહેલાં પશ્ચિમના જે દેશ (બ્રિટન) સાથે આપણો વધુમાં વધુ સંપર્ક હતો તેની અસર આપણા ભારતના આર્થિક વિચાર અને આચાર ઉપર ઘણા પ્રમાણમાં થવા પામી છે. આથી, જે દેશ (બ્રિટન)માં સહકારી પદ્ધતિ જન્મી હતી તે દેશમાં સમાજવાદ અને સહકાર પરસ્પરવિરોધી બળ ગણાતા હતા કે પૂરક બળ લેખાતા હતા, એ તપાસી જોવાનું રસપ્રદ થઈ પડે તેમ છે. સહકારીઓ તેમ જ સમાજવાદીઓ પોતપોતાનાં દૃષ્ટિબિંદુ અનુસાર આ બાબત મંતવ્ય ધરાવતા હતા. તેમ છતાં પણ સમાજવાદી પંથના સંખ્યાબંધ વિચારકો—ખાસ કરીને વેબ્ઝની અસર નીચેના ચાલુ સૈકાના ફેબિયન સમાજવાદીઓ—એવું મંતવ્ય ધરાવે છે કે વ્યાવહારિક દૃષ્ટિએ સહકારી હિલચાલ અને સમાજવાદ વચ્ચે સંયોજન સાધી શકાય તેમ છે; એટલું જ નહીં પણ સમાજમાં અંતર્ગત રહેલા વ્યક્તિઓના નાના સમૂહો પોતાના આર્થિક જીવનમાં લોકશાહી વ્યવહારને લગતી તકોનો લાભ ઉઠાવે, એવી ભાવના હોય તો આ જાતનું—સમાજવાદ અને સહકાર વચ્ચેનું સંયોજન જરૂરી થઈ પડે છે.

વિશ્વયુદ્ધ પછીનાં શરૂઆતનાં વર્ષોમાં મજૂર સરકાર સત્તારૂઢ થઈ ત્યારે બ્રિટિશ સમાજવાદીઓ અને સહકારીઓ એવું માનતા હતા કે બ્રિટન તો સમાજવાદના માર્ગે ચોક્કસ રીતે પ્રયાણ કરી રહ્યું છે. એ કાળે વ્યાવહારિક દૃષ્ટિએ સહકાર અને સમાજવાદ વચ્ચેના સંબંધની સ્પષ્ટતા કરવા વિષે પુષ્કળ વિચારણા થવા પામી હતી. ફેબિયન સોસાયટી તરફથી બે પ્રકાશનો પ્રસિદ્ધ થયાં હતાં. એક તો શ્રી. એન બેરૂ તરફથી સંપાદિત થયેલું 'મજૂર સરકારવાળા બ્રિટનમાં સહકારી હિલચાલ'.એ શીર્ષકવાળું પુસ્તક હતું; અને બીજું પ્રકાશન શ્રી જી. ડી. એચ. કોલના હાથે લખાયેલું 'સમાજવાદી સમાજમાં બ્રિટિશ સહકારી હિલચાલ' હતું. સહકારી સંઘ (કોઓપરેટિવ યુનિયન) તરફથી એ જ વિષયને લગતું ત્રીજું પ્રકાશન બહાર પડયું હતું. એનું શીર્ષક હતું 'સામુહિક (કલેક્ટિવિસ્ટ) અર્થતંત્રમાં સહકારી હિલચાલ.'

## મજૂર પક્ષનું નિવેદન

સહકાર અને સમાજવાદ પોતપોતાની રીતે જે ભાગ ભજવે છે તેના પાયામાં રહેલી ભાવના મજૂરપક્ષના નિવેદનમાંથી જાણવા મળે છે. એમાં એમ કહ્યું છે કે—

> 'કામગારો પોતાના ઉદ્યોગનાં ફળ શારીરિક શ્રમથી કે માનસિક શ્રમથી ચાખવા પામે, તેમ જ ઉત્પાદનનાં, વહેંચણીના અને વિનિમયનાં સાધનોની સર્વસાધારણ માલિકીના પાયા ઉપર એ ફળની શક્ય તેટલી વાજબી વહેંચણીનો લાભ ઉઠાવે, અને તમામ ઉદ્યોગો અને સેવાક્ષેત્રો પરત્વે સારામાં સારી લોકપ્રિય વહીવટી પદ્ધતિનો અને તેના ઉપરના કાબૂનો લાભ મેળવે, એમ કરવું.'

અહીં, આશય 'રાષ્ટ્રીયકરણ'નો નથી, પણ 'સર્વસામાન્ય માલિકી'નો છે એવી દલીલ કરી, 'સહકારી સંઘ' એવો આગ્રહ સેવે છે કે, અર્થતંત્રના કેટલાક અતિ મહત્ત્વના વિભાગોમાં ઇષ્ટ હેતુ સાધવા માટે સહકારની હિલચાલ ચોક્કસ રીતે અનુકૂળ નીવડે છે. કારણ કે માલ વાપરનારાઓની અથવા તો ઉત્પાદકોની મરજિયાત રીતે વ્યવસ્થાસર સ્થપાયેલી સંસ્થાઓના સભાસદો તે તે પ્રવૃત્તિઓ ઉપર મુક્ત અને પ્રગટ એવો પોતાનો અંકુશ રાખે છે.

એવો દાવો કરવામાં આવે છે કે રાજ્યહસ્તકના કે સુધરાઈહસ્તકના વેપાર કરતાં સહકારના સિદ્ધાંતના ધોરણે ચાલતા વેપારમાં વધુ સોંઘાં ને સામાજિક દૃષ્ટિએ વધુ ન્યાયી પરિણામો ચાખવા મળે છે.

આ વિષયમાં જ બીજી રીતે વિચારણા કરતાં ફેબિયન સોસાયટીના પ્રસ્તુત પ્રકાશનમાં એવું મંતવ્ય રજૂ કરવામાં આવ્યું છે કે—

રાજ્ય દ્વારા અર્ધસંગઠિત ઉદ્યોગ કરતાં 'સ્વૈચ્છિક'

ઉદ્યોગપદ્ધતિ તેમના પોતાના (સમાજવાદીઓના) આદર્શને વધારે અનુકૂળ થઈ પડે છે.'

વધારામાં એવી દલીલ આગ્રહપૂર્વક કરવામાં આવી છે કે–

'સહકારી પદ્ધતિને રાજ્યની માલિકીની દિશાનું પ્રથમ પગથિયું ગણવાને બદલે, નિદાન કેટલાંક ક્ષેત્રોમાં તો રાજ્યની માલિકીને સંપૂર્ણ સહકારી સમાજવાદી પદ્ધતિની દિશાનું પ્રથમ પગથિયું ગણવું જોઈ એ.'

## સમાન મૂળ: સમાન હેતુ

શ્રી કોલે પોતાના વિસ્તૃત અભ્યાસ દરમ્યાન બતાવ્યું છે કે–

સમાજવાદ અને સહકાર બંનેનુ મૂળ સમાન છે; તેમ જ તેમના હેતુઓ લગભગ મળતા છે—જેમ કે, નફાની ભાવનાની નાબૂદી તેમ જ લોકશાહી અંકુશ

આમ છતાં, આ બંને બળોમાં 'પૃથક્ત્વ'નાં જે વલણો રહેલાં છે, તેનું પૃથક્કરણ શ્રી કોલે કર્યું છે. તેમના કહેવા મુજબ આ બાબતમાં મુખ્યતઃ ઐતિહાસિક કારણો જવાબદાર છે: (૧) હાલના સૈકાની શરૂઆત થતા સુધી ખાસ કરીને બ્રિટનમાં આર્થિક નીતિ ઉપર 'સબ સબકી સમાલિયો' (Lassez faire)નો–વ્યક્તિસ્વાતંત્ર્યનો સિદ્ધાંત વર્ચસ્ ધરાવતો હતો.

(૨) પુખ્ત ઉંમરનાં સ્ત્રીપુરુષોને મતાધિકાર અપાયો ત્યાં સુધી રાજ્યસરકાર સામાન્ય માનવીની આર્થિક વ્યવસ્થા પરત્વે કાંઈ ખાસ સહાનુભૂતિ ધરાવતી નહોતી. વળી 'સ્વાતંત્ર્ય' જાળવી રાખવાની ઈંતેજારી સેવાતી હતી; તેમ જ રાજ્યસરકારની ડખલગીરી પરત્વે વિરોધ રહેતો હતો.

(૩) બ્રિટિશ હિલચાલનું ઘડતર વિશિષ્ટ પ્રકારનુ હતું. મુખ્યત્વે કરીને માલ વાપરનારા લોકોની તંત્રવ્યવસ્થાના પાયા ઉપર એ રચાઈ હતી. એ લોકો પોતાની સંસ્થાઓને 'રાજ્યની અંદર બીજું રાજ્ય' જેવી ગણતા હતા.

શ્રી કોલના અભિપ્રાય મુજબ, સર્વત્ર સહકારી હિલચાલમાં જે પ્રગતિ સધાઈ છે તેને લક્ષમાં લઈએ, તથા દરેક પ્રગતિશીલ દેશના અર્થતંત્રના ઘડતરમાં રાજ્યસરકાર વધુ ને વધુ ભાગ ભજવી રહી છે, એ લક્ષમાં લઈએ તો હવેના જમાનામાં ઉપર્યુક્ત કારણો મહત્ત્વનાં ઠરતાં નથી. આથી જ તો, તેઓ સહકારીઓને તેમ જ સમાજવાદીઓને પુનર્વિચારણા કરવા હાર્દિક વિનંતિ કરે છે—

સહકારીઓએ એ વાત સ્વીકારવી પડે છે, "મરજિયાતવાદ અને સમાજવાદની વિરોધી ભાવના વચ્ચે કાંઈ બહુ મોટું અંતર હોતું નથી." વળી સમાજવાદીઓએ એમ સ્વીકારવું જોઈએ કે "સમાજવાદ નોકરશાહી રાજ્યનું રૂપ ધરે એવું બનતું અટકાવવા માટેની ઉત્તમોત્તમ તક તો એ છે કે, તમામ કામકાજ બરાબર રીતે થઈ શકે તેટલા માટે 'ફરજિયાતપણું' જરૂરી છે એવું માનનારાઓની વિરુદ્ધમાં નહીં, પણ તરફેણમાં વર્તન કરે એવા 'મરજિયાત ભાવનામાં શ્રદ્ધા ધરાવનારાઓને અપનાવી લેવા.'

## ભારતનું બંધારણ

ભારતના બંધારણના સિદ્ધાંતોને અનુરૂપ થઈ પડે તેવી રીતે, ભારતમા સહકારી સમાજવાદી કોમનવેલ્થ સ્થાપવાની બાબતમા જેઓ મદદગાર થવાની ઇચ્છા ધરાવતા હોય તેમને માટે આ ચર્ચાઓ પ્રાસંગિક તેમ જ વહેવારુ દૃષ્ટિએ રસપ્રદ થઈ પડે તેમ છે. આપણા સંસ્થાકીય ચણતરનો પાયો એ રીતે નખાય છેઃ સામાજિક ન્યાય, તકની સમાનતા, વિચારસ્વાતંત્ર્ય, અને વ્યક્તિનું ગૌરવ જાળવવાની ખાતરી –એ મુદ્દાઓ વસ્તુતઃ પાયામાં રહેલા છે. આપણા બંધારણમાં જે સિદ્ધાંતોનો ઉલ્લેખ થયો છે તેમના આધારે જ દેશમાંની તમામ આર્થિક પ્રવૃત્તિનું સંચાલન નક્કી થાય છે; તેમ જ આપણા સામાજિક તથા આર્થિક આયોજનનું માળખું નિશ્ચિત બને છે. સહકારની ભાવના આ માળખામાં કેટલો ભાવ ભજવશે તેનો આધાર તો, તે આપણા બંધારણમાં નિર્દેશ પામેલી રાજ્ય નીતિની મૂળભૂત કલ્પનાને કેટલી હદે અસરકારક રીતે સહાયરૂપ થઈ શકે છે, તથા આયોજન માટે આવશ્યક નિયંત્રિત અર્થતંત્રવાળી સામાજિક નીતિને કેટલે અંશે મદદરૂપ થઈ શકે છે તેના ઉપર છે.

## એકાકી સ્વીકાર્ય પદ્ધતિ

આવકની અને સંપત્તિની અસમાનતા ઘટાડવી તેમ જ આર્થિક શક્તિ વધારે સરખી ઢબે વહેંચવી, એ રાષ્ટ્રીય આયોજનના મુખ્ય આશયો પૈકીના બે આશયો છે. બ્રિટનના સમાજવાદીઓના અને સહકારીઓના વિચારમાં હમણાં હમણા જે વલણ નજરે પડે છે તે બાબતમાં અન્યત્ર ચર્ચા-વિચારણા રજૂ થયેલી છે; તે ધ્યાનમાં લઈએ તો એમ જણાઈ આવે કે આર્થિક જીવનમાં ઉપરનો સિદ્ધાંત લાગુ પાડવા

સાહિત્ય

# કુમુદ અને અના કારેનિના :

## સાહિત્ય સૃષ્ટિનાં બે પાત્રો વચ્ચેનો એક કાલ્પનિક સંવાદ

—સુરેશ જોષી

### પુરોવચન

આપણે બે નારીનાં દર્શન કરીએ.—ટૉલ્સ્ટૉયની અના કારેનિનાનાં અને ગોવર્ધનરામની કુમુદનાં. બંને સ્ત્રીઓમાં આમ તો ભેદ ઘણો છે : એક સામુહિક નૃત્યમાં પરપુરુષ જોડે નૃત્ય કરે છે, ઘોડદોડ જોવા જાય છે; બીજી એકલી કદી ફરતી નથી; એના માથા પરથી સાડીનો છેડો કદિ ખસતો નથી; એ બહાર નીકળે છે તો દેવદર્શને જવા, અને તેય નણંદ અને અન્ય સહિયરોથી ઘેરાઈને ! તેમ છતાં, બંનેના જીવનમાં કંઈક એવું બને છે કે જેને કારણે આપણા મનશ્ચક્ષુ આગળ બંનેની છબી એક થઈ જતી લાગે છે : બંને જેને પરણે છે તેને હૃદય આપી શકતી નથી.

આ નવલકથા લખાઈ તે અરસામાં ટૉલ્સ્ટૉય સંક્રાંતિકાળમાંથી પસાર થતો હતો. શુદ્ધ કલાકાર મટીને હવે એ પોતાને અભિમત નીતિનો પ્રચારક બનવાના ઢાળ તરફ ઢળતો હતો. અના કારેનિનામાંનો લેવિન એ મહદંશે ટૉલ્સ્ટૉયની પ્રતિકૃતિ છે. એ નવલકથા ત્રણ દામ્પત્યની કથા છે—દાર્યા અને ઑબ્લોન્સ્કીનું, અના અને એલેક્સી કારેનિનનું અને લેવિન તથા કીટીનું. આમાં ટૉલ્સ્ટૉયને સર્વથા અભિમત દામ્પત્ય તે લેવિન અને કીટીનું. છતાં વાર્તાનું શીર્ષક પચાવી પાડનાર અના જ આપણું હૃદય પણ પચાવી પાડે છે. ને લેવિન અનાના તૈલચિત્રને સ્તબ્ધ બનીને જોતો જ ઊભો રહી જાય છે, તેમ આપણેય અનાને જોઈ રહીએ છીએ. વાર્તામાં કલાકારનો કસબ તો છે જ. પહેલેથી જ વાર્તાના અંતનું સૂચન, વિપરીત લક્ષણનો ઉપયોગ, ને ખાસ તો ઘોડદોડની હરીફાઈનું વર્ણન—વ્રૉન્સ્કીને અનેક અંતરાયો વટાવીને જીતવાની અણીપર લાવનાર ઘોડી વ્રૉન્સ્કીની ભૂલને કારણે જ મરી જાય છે. છતાં દોસ્તોએવ્સ્કીએ ફરિયાદ કરેલી કે, ટૉલ્સ્ટૉયની દૃષ્ટિ સીધી દિશામાં બહુ દૂર સુધી જાય છે, પણ ચારે બાજુ નજર નાંખવાની આવડત એનામાં નથી.

ગોવર્ધનરામ તો પોતે જ કલાકાર હોવાનો દાવો નથી કરતા, ને તેમ છતાં આપણા સાહિત્યને એ કુમુદ જેવું પાત્ર સંપડાવી ગયા છે. એની સુદૂરપ્રસારી અસર આપણા સાહિત્ય પર છે. નાનાલાલની જયા કુમુદના તેજપુંજમાંથી જ ઘડાઈ છે. સરસ્વતીચન્દ્ર સુન્દરગિરિના જેવો ગ્રંથ છે. એનાં અનેક શિખર છે, એમાં કુટુંબજાળની વાત છે, રાજખટપટ છે, લખઅલખની મીમાંસા છે; એમાં શ્વાન બોલે છે, પોપટ બોલે છે, રહી રહીને ભાણભટના ભણકારા વાગે છે. આ બધાંમાં કુમુદ, હિમાલયનાં અનેક શૃંગ વચ્ચેથી નીચેની ઉપત્યકામાં દેખાતી ભાગીરથીની ક્ષીણરેખાની જેમ લસે છે. કુમુદ ગોવર્ધનરામની આંખનું આંસુ છે, પણ ગુજરાતી સાહિત્યનું તે પાણીદાર મોતી છે. તો આવો, આ બે નારીનાં આપણે દર્શન કરીએ.

**કુમુદ**—હું ન અવતરી સલિલનું મીન
પાણી જોઉં છું ને રોઉં છું,
કૂવાકાંઠે તૃષાથી મરું છું,
કહું છું કે મરું છું, જીવું છું,
મરવા મથી મથીને મે જીવું છું,
હાડે હાડે બધિરી સુણું છું
પુંઠે પુંઠે ત્હોયે હું ભમું છું,
આશા છે નહીં, ત્હોયે ધરું છું,
જીવ છે નહીં, ત્હોયે જીવું છું.

**અના**—ના ના, હવે એ અશક્ય છે; આ જીવન મને શતધા છિન્નવિચ્છિન્ન કરે છે. હું એના દુઃખનું કારણ છું ને એ મારા દુઃખનું. ને હવે નહિ એ એનો સ્વભાવ બદલી શકે, કે નહિ હું મારો સ્વભાવ બદલી શકું. એને માટે હું બધું જ કરી છૂટી છું. પણ હવે જાણે આખું યંત્ર ખોટકાઈ ગયું છે, હવે પૈડાના આંટા ફરતા નથી.

**કુમુદ**—પ્રમાદધન મુજ સ્વામિ વ્હાલા !
એ પણ અપ્રિય સર્વ ખીજું !

**અના**—તું કોણ છો, બહેન ?

**કુમુદ**—ગોવર્ધનરામની કુમુદ.

**અના**—ઓહો, ઓળખી ! પણ તું સરસ્વતીચંદ્રની કુમુદ, નહિ ?

**કુમુદ**—ના, ગોવર્ધનરામે મને સરજી, સરસ્વતીચન્દ્ર પાસે એમણે સ્નેહહત્યા કરાવી, ને મારા પતિ પ્રમાદધન... (ગળગળે અવાજે) શું કહું બહેન !
સ્વામી શોધે બીજીને, તજી મને
સ્નેહી શોધે મને, તજીને મને
(એક ડીસકું દબાવીને) પણ તું કોણ છો, બહેન ?

**અના**—હું ? કારેનીનની ધર્મપત્ની અને વ્રોન્સ્કીની પ્રિયતમા. ના, ના, હું વ્રોન્સ્કીની પ્રિયતમા નહીં, વ્રોન્સ્કી મારો પ્રિયતમ. મારું નામ અના, પણ આજે એ નામ મારે મોઢે જ ઉચ્ચારેલું સાંભળું છું તો યે પરાયું લાગે છે; એટલી બધી હું મારાથી દૂર નીકળી ગઈ છું કે, હવે આંગળી ચીંધીને આ અના એમ ઓળખાવવાનું પણ શક્ય નથી લાગતું ! ને છતાં તેં કહ્યું એનો પડઘો પાડીને હું પણ કહું છું : હું અના-ટૉલ્સ્ટૉયની અના !

**કુમુદ**—હા બહેન, એ મેં સમજી વિચારીને જ કહ્યું. આખરે તો લેખક જ્યાં દોરે ત્યાં આપણે જવાનું-જુઓને મને ગોવર્ધનરામ ક્યાં ક્યાં લઈ ગયા ! નહિવત્ કારણસર સરસ્વતીચન્દ્ર પાસે ગૃહત્યાગ કરાવ્યો. ગૃહત્યાગ સાથે મારો ત્યાગ અનિવાર્ય તો નહોતો જ, પણ ચાર લીટી, માત્ર ચાર લીટી લખીને. અને તેય કેવી ? એ તો મને વજ્રલેપ બનીને ચોંટી છે.

શશી જતાં, પ્રિય રમ્ય વિભાવરી
થઈ રખે જતી અંધ વિયોગથી,
દિનરૂપે સુભગા બની રહે, મહી
કર પ્રભાકરના મનમાનીતા !

પ્રભાકરના કર મને મનમાનીતા જ હશે, એમ કહીને જ એણે સ્નેહહત્યા કરી. એણે મને સુભગા માની શા માટે ? મારી પ્રત્યે કરેલા અન્યાયના દંશની પોતાને થતી પીડાને શમાવવા !

**અના**—સર્જકને ન ગાંઠે એવી સબળા પણ હોય છે બહેન, પણ આપણા સર્જકો એવા તો સબળા છે કે, એમના ખોળામાંથી આપણને નીચે ઊતરવા જ દેતા નથી. ગોવર્ધનરામ અને ટૉલ્સ્ટૉય એ બંને, જીવન વિશે ઊંડે ઊતરીને વિચાર કરીને, સ્પષ્ટ અને ચોક્કસ જીવનરીતિ અનુસાર વર્તવાના આગ્રહી છે. આ આગ્રહ આપણને એક તસુ પણ આડાંઅવળાં ખસવા દે તેમ નથી. જોને, હું નવલકથામાં પહેલીવાર પગ મૂકું છું, તેની સાથે જ મારું ભાવિ નક્કી થઈ જાય છે. હું જે દિવસે મારા ભાઈને ત્યાં આવવા નીકળી, તે દિવસે ગાડીમાં જ વ્રોન્સ્કીની માને મારી સાથે ટૉલ્સ્ટૉયે બેસાડી દીધી. વાર્તામાં વાચકો મને સૌ પ્રથમ વ્રોન્સ્કીની મા અને વ્રોન્સ્કી સાથે જ જુએ છે. વળી તે દિવસે સ્ટેશન પર કોઈ માણસ રેલગાડી નીચે કચડાઈને મરી ગયેલો, એ જોઈને જ મને થયેલું : આ તો અપશુકન થયા ! આ દુર્ઘટનાનો પડછાયો મારા જીવનના અંત સુધી પથરાઈ ગયો, ને આખરે એવી એક રેલગાડી નીચે કચડાઈને જ હું મરી, ત્યારે ટૉલ્સ્ટૉયને સંતોષ થયો. વ્રોન્સ્કી સાથેના સંબંધથી થયેલી દીકરીને જન્મ આપતી વખતે હું મરી હોત તો સુખી થઈને મરી હોત. પણ મારા જેવી પતિતાને એવું મરણ મળે, તે ટૉલ્સ્ટૉય શી રીતે સાંખી લે ? નવલકથાના આરંભમાં જ આથી તો એમણે આ વાક્ય મૂક્યું છે : વેર લેવું મારે ફાળે છે, ને તે હું પૂરેપૂરું લઈશ. આ શાપવાણીની છાયા, નિષ્ઠુર નિયતિના જેવી, આખી નવલકથાની સૃષ્ટિ પર પથરાયેલી છે.

**કુમુદ**—તો ય બહેન, તારી વાત જુદી ને મારી વાત જુદી. તારા જીવનનો લય જ જુદો, તું તારા પ્રેમીને માઝુર્કા નૃત્યના ઉન્મત્ત તાલમાં હૃદયનો તાલ મેળવીને પામે, ને હું? હું સદા કુટુંબીઓથી ઘેરાએલી, દૂરથી નવીનચંદ્ર બનેલા સરસ્વતીચન્દ્રને જોઉં, એની દૃષ્ટિસેવા કરું...તું તારા પ્રિયતમને આલિંગનમાં જકડી દે, એના સંતાનને ગર્ભમાં ઉછેરે. તારો સર્જક તો દયાળુ હતો, એણે તને એક દીકરો પણ આપ્યો હતો.

**અના**—દીકરો, હા મારો સર્જ્યો! પણ બહેન! મારે તો બે બે યાતના વેઠવી પડી. ટૉલ્સ્ટૉયના પઢાવેલા ધર્માત્મા સાધુચરિત મારા પતિએ કેવો અશક્ય વિકલ્પ મારી સામે મૂક્યો! જો વ્રોન્સ્કીને સ્વીકારું તો મારા દીકરા પર મારો અધિકાર નહિ; ને જો દીકરાને સ્વીકારું તો વ્રોન્સ્કી સાથે રહેવાનું નહિ! મેં સૌથી વિશેષ આ બેને ચાહ્યા, તે એ બેને કદી એક સાથે પામી શકી નહિ. હજુ મને યાદ છે. હું અને વ્રોન્સ્કી પેરિસ રોમ વગેરે ફરીને રશિયા પાછાં ફર્યાં હતાં. મને મારા દીકરાનું મોઢું એક વાર જોવાની ઇચ્છા હતી, દીકરાના જન્મદિને હું મારી જાતને રોકી ન શકી. ખૂબ બધાં રમકડાં લાવી, ને મારા પોતાના ઘરમાં મારા દીકરાને મળવા વહેલી સવારે, ચોરની જેમ, ઘૂસી ગઈ! ગભરાયેલા નોકરોએ મને ભયના માર્યા ઝાઝીવાર રહેવા દીધી નહિ, ને હું પેલાં રમકડાં એમ ને એમ પાછાં લઈને ચાલી આવી. બહેન, માતાની આ યાતના તારે તો વેઠવાની નહિ આવી.

**કુમુદ**—પણ અમે તો સ્ત્રીજીવનની સાર્થકતા–માતૃત્વમાં જોનારાં. તેથી તો કહું છું કે, ગોવર્ધનરામ ભારે કૃપણ નીવડ્યા. હું તો આખરે કશું જ ન પામી. સરસ્વતીચન્દ્રને લેખકે અનુભવાર્થી બનાવ્યા. એની પાસે તો લેખકે એવો દાવો કરાવ્યો, કે એ જાતે રંગાયા વિના બધા રંગો જોઈ શકે. પણ હું? અમારા બંનેના બે બે ભવ લેખકે કરાવ્યા. સરસ્વતીચન્દ્ર નવીનચન્દ્ર થયા ને હું મધુરીમૈયા થઈ. પણ નવીનચન્દ્ર ફરી સરસ્વતીચન્દ્ર થયા ને મારી બહેન કુસુમને વર્યા, હું મધુરીમૈયા જ રહી ગઈ! મારે પાછા જવાનો રસ્તો જ ક્યાં રહેવા દીધો હતો? પ્રમાદધનને વ્યભિચારી બનાવ્યા, પાપી બનાવ્યા ને મારી આકરી કસોટી કરી. આખરે એને મારી નાખીને મને વિધવા બનાવી. બસ ખલાસ. અમારા હિન્દુ સમાજમાં તો વૈધવ્ય એટલે નારીજીવનનો છેડો, પછી બધું બંધ. આમ સુન્દરગિરિ છોડ્યા પછી પણ મારે તો ભગવી કંથા જ પહેરવાની રહી. મારું આશ્વાસન તો મારી કુસુમ! જેને હું ન પામી, તેને એ પામે તે જોઈ ને, જે હોઠને મારા હોઠ કદી અડ્યા નહિ, તે હોઠને કુસુમના હોઠ અડતા જોઈ ને, આનંદનાં આંસુ લાવી, મારે બાજુએ સરી જવાનું જ રહ્યું!

**અના**—બહેન કુમુદ! શું મળ્યું ને શું ગયું, એનું લેખું માંડવું સહેલું છે? જેમ એક પગ ઉપાડ્યા વિના ચાલી શકાતું નથી, તેમ કશું છોડ્યા વિના કશું પામી શકાતું પણ નથી. મારું જીવન રૂઢ દામ્પત્યને રગશિયે ચીલે ગબડ્યે જતું હતું ને ત્યાં એકાએક ક્યાંકથી પ્રબળ ધક્કો વાગ્યો. હું ગઈ'તી તો મારા ભાઈના વણસેલા દામ્પત્યને સીધે ચીલે ચઢાવવા. પણ ટૉલ્સ્ટૉયે એવી કરામત કરી કે, એમને સીધે ચીલે ચઢાવતી વેળાએ જ હું ચીલા પરથી ઊતરી પડી ને ઝંઝાવાતની દિશામાં એ માઝુર્કાના નૃત્યમાં જ મેં પહેલું પગલું ભર્યું. તે પછી મેં નથી જાણ્યો આરામ કે નથી જાણ્યું સુખ. મરણનો વિચાર મને કેટલીય વાર આવી ગયો, એ ટૉલ્સ્ટૉયનો જ વારસો. પહેલીવાર વ્રોન્સ્કીને મળીને હું મારા પતિ પાસે પાછી ફરતી હતી, ત્યારે ગાડીમાં મેં દિવાસ્વપ્નમાં પ્રથમવાર મૃત્યુની છાયા જોઈ. પછી વળી સગર્ભા બની, ત્યારે કોઈ જાડો ઠીંગણો માણસ કોથળામાં ઘાલીને કશુંક કૂટતો હોય, એવું મૃત્યુનું સ્વરૂપ મેં જોયું ને દીકરીને જન્મ આપ્યા પછી હું છૂટી, એમ મને લાગ્યું, ત્યાં ટૉલ્સ્ટૉયે નિર્દય બનીને મને બચાવી લીધી!

**કુમુદ**—બહેન! મનેય મરણનો વિચાર તો આવ્યો જ હતો. પ્રમાદધનને હું ઝાંખરા જેવી વળગી હતી. મારાથી છૂટવાની એમને પણ ઇચ્છા હતી. વળી સરસ્વતીચંદ્ર પણ મારે માટે ઝૂરે. જો હું મરું તો મારો કૃતઘ્નતાદોષ છૂટે. મને પણ એમ થઈ આવેલું કે ખરે, આ સંસારસાગર દુઃખમય છે. તેનો કિનારો તે મૃત્યુ. એ કિનારો મૂકીએ એટલે જે કોરી જમીન આવે તે મોક્ષ—

**અના**—મોક્ષ? બહેન, મોક્ષ ક્યાં છે? આપણો પ્રેમ આપણને બાંધે છે, આપણું દુઃખ આપણને ભરડો લે છે, આપણા બાળકના નાના અશક્ત બે હાથ આપણને જકડી લે છે. બહેન, સ્ત્રીને મોક્ષ ક્યાં છે? આપણે માટે તો મરણ એ પણ કદાચ મોક્ષ નથી.

**કુમુદ**—તારું, મરણ તો સારું, અના! તું પોતે સ્વેચ્છાથી

તારા જીવનને ફગાવી દઈ શકી, ને એને આમ ફગાવી દઈને એની અસારતા ઉપર તારી મહત્તાને, ટૉલ્સ્ટૉયની ઉપરવટ થઈને, તું સ્થાપી શકી. પણ હું નદીમાં ડૂબી જ ગઈ હોત, ત્યાં યોગની શક્તિથી મને લેખકે ઉગારી! વળી અમને સુંદરગિરિમાં સૌમનસ્યગુફા અને વસંતગુફા આગળ ભેગાં કર્યાં, અને તેય કેવી રીતે? ગોવર્ધનરામે જ કહ્યું છે તેમ, અચેતન વિનાની વૃત્તિઉક્તિ અને શ્રોતા વિનાની પ્રત્યુક્તિ હતી. હું સરસ્વતીચન્દ્રને મારું હૃદય ખોલીને વસંતગુફા આગળ બધું કહેતી હતી, પણ તે બેભાન અવસ્થામાં; મારો હાથ એમને ગળે વીંટળાયો પણ તે બેભાન અવસ્થામાં; એમના ખોળામાં હું સૂતી તે પણ જડવત્ શબની જેમ; મને એવીને સ્પર્શીને પણ એમને વિકારની બીક લાગી! એમણે મોઢું બગાડ્યું! મારી મૂર્ચ્છા ભાગવાનો પ્રયત્ન કર્યો, પણ મેં મૂર્ચ્છામાં જ પડખું બદલ્યું અને અમારાં બંનેનાં ઉર સ્પર્શ્યાં. આખરે હું મૂર્ચ્છામાંથી જાગી! મૂર્ચ્છામાં કાંઈ આખી જિન્દગી તો થોડી જ કાઢી શકાવાની હતી? ને શું જોઉં છું? સરસ્વતીચંદ્ર તરત મારાથી દૂર ખસીને આંખોને હાથ વડે ઢાંકીને બેઠા છે! તે પછી એમણે મને જોઈ, ત્યારે 'હલકા થયેલા ખોળાના ભાર' રૂપે જોઈ. માટે કહું છું બહેન, તને તો ઘણું મળ્યું. હું તો સરસ્વતીચંદ્રના પત્રને પણ બાળીને ભસ્મરૂપે જ રાખી શકું. એનો સ્પર્શ પણ મૂર્ચ્છામાં થાય. હું સરસ્વતીચંદ્ર સાથે સિદ્ધલોકની મુસાફરી કરું, પણ તેય સ્વપ્નમાં!

અના—પણ કુમુદ! મનોમંથન ને વેદનાના જંતરડામાં ખેંચાઈ ને હું જે પામી, તેય ક્યાં મારું રહ્યું? મારા વ્રૉન્સ્કીને માટેના પ્રેમને કેવળ હું જ બાઝીને વળગી રહી, એ તો મુક્ત થઈ ગયો! પુરુષની સૃષ્ટિની ત્રિજ્યાઓ સ્ત્રીના બાહુ-પાશને ઉલ્લંઘીને બહુ દૂર દૂર ચાલી જાય છે ને જે એકવાર બાહુના પરિઘની બહાર નીકળી ગયો, તેને સ્ત્રી કઈરીતે પાછો વાળે? માટે જ એ વ્રૉન્સ્કીને માટેનો મારો પ્રેમ એટલાજ ઉગ્ર તિરસ્કારમાં પરિણમ્યો. એ તિરસ્કારના વિષથી જ હું મરી ગઈ. ને મેં એને ખાતર શું નથી જતું કર્યું? પારિસ, રોમ ફરીને અમે પાછાં આવ્યાં, સમાજમાં બધાંએ મને તરછોડી. શું એ બધાં સાધુસાધ્વી હતાં? ટૉલ્સ્ટૉયને બહુ વહાલો લેવિન પણ શું મને જોઈને નહોતો મોહી પડ્યો? કીટીને મારી ઈર્ષા નહોતી થઈ? તે દિવસે થિયેટર-માં બધાંની વચ્ચે મારું અપમાન થયું! આ બધું સહેવા છતાં જેને મારો કરી રાખવા મથી, તેને મારો પ્રેમ જ બંધનરૂપ લાગ્યો. એ એમાંથી છટકવાના રસ્તા શોધવા લાગ્યો. કુમુદ! તું તો બધાંનો આદર પામી.

કુમુદ—આદર? આદર પામવાની મારી વય નહોતી. મારી વય: પ્રેમ પામવાની હતી. ચન્દ્રાવલીએ આશ્વાસન શોધી આપ્યું, મારે માટે અલખપ્રીતિની જોગવાઈ કરી. એ અલખપ્રીતિને હું શું કરું? પણ આર્યનારીનો આદર્શ જીવતો રાખવા ગોવર્ધનરામે મારી આહુતી આપી. હું પ્રિયા ન બની, માતા ન બની, પરિવ્રાજિકા બની. ને કલંકની કાળી ટીલી શું મને નથી લાગી? સરસ્વતીચન્દ્રના બાળી નાંખેલા પત્રમાથી રહી ગયેલી નાની સરખી એક ચબરખી-માંના 'વ્હાલી' શબ્દના પાયા પર પ્રમાદધને કેવી મોટી કલંકની ઇમારત ચણી દીધી! ને સરસ્વતીચન્દ્રે પણ આખરે મારું પાણિગ્રહણ કરવાની વાત કરી, તે કેવળ પ્રાયશ્ચિત રૂપે જ.

અના—પણ બહેન! તારે સુખ નહિ તોય સુખનું આશ્વાસન તો રહ્યું, મારે તો એય નહિ. માણસને ભ્રાન્તિનુંય સુખ હોય છે. મેં જ્યારે ગાડીના પાટા નીચે ઝંપલાવ્યું ત્યારે મારી આગળ બધું દીવા જેવું સ્પષ્ટ થઈ ગયું. આશ્વાસનરૂપે ઝાલવાને તરણું સરખું રહ્યું નહિ. તને તો તારા લેખકે આધ્યાત્મિકતાની–અલખની ભૂમિકા પર લઈ જવાને હાથ ઝાલ્યો. મારું શું? અમે તો બધાં એકબીજાનાં વેરી! મારા પતિ એના મેજને વરેલો, એ ભલો ને એનું ટેબલ ભલું! મુફ્લીસરનો પત્ર લખવાનો એને જેટલો આનંદ, તેટલો મને આલિંગન કરવાનો નહિ. વકીલને ત્યાં મારી સાથે છૂટાછેડા લેવા સંબંધે સલાહ લેવા જાય છે, ત્યાંય વકીલનું ટેબલ એની નજરે ચઢે છે, એની સુઘડતાનો અભાવ એને ખટકે છે. મારા પતિની ધાર્મિકતા, એમનું ઘડિયાળના કાંટે ચાલતું ઉષ્માહીન, યંત્રવત્ જીવન, એમનો એ પરસેવાથી ભીનો હાથ, એના પરની ફૂલી ગયેલી ભૂરી નસ–આ બધું જોઈને મને જુગુપ્સા થતી. પણ ધર્મને નામે, સદાચારને નામે, ધર્મને જ વેર લેવાનું ધારદાર અસ્ત્ર બનાવીને એ મારી સામે ઝૂઝયા. હું એની સામે ઝૂઝી, ને આખરે મરી તે પણ વ્રૉન્સ્કીને શિક્ષા કરવાના આશયથી. આમ ટૉલ્સ્ટૉયે નવલકથાની શરુઆતમાં મૂકેલી શાપવાણી સાચી પડી! બહેન કુમુદ, તારા લેખકે તારાં બે નામ પાડીને તારા વ્યક્તિત્વના બે ભાગ જુદા પાડ્યા. ટૉલ્સ્ટૉયે પણ મારે મોઢે

એ જ કહેવડાવ્યું: મારામાં એક બીજી અના પણ વસે છે, જે પતિને આદર આપે છે, જેને કુટુંબ ગમે છે, પણ પાછળથી જાગેલી અના એને જંપવા દેતી નથી. એ જાય છે, ઝંઝાવાતની દિશામાં! આમ આપણે બંને વણસંધાયેલા ટુકડા લઈ ને જીવીએ છીએ; કદાચ ખંડિત થઈ ને જીવવામાં જ આપણે આપણું ખરું વ્યક્તિત્વ પ્રકટ કરીએ છીએ. કુસુમ કેવળ કુસુમ છે; કુમુદ કુમુદ તો છે જ, કદી કુમુદ મટતી નથી, પણ તે મધુરીમેયા પણ છે.

કુમુદ—પણ એ મધુરીમેયા મને જ કોઈ પારકી સ્ત્રી લાગે છે. પરિવ્રાજિકાની એ કંથા મને પહેરાવી છે એટલું જ. ગોવર્ધનરામને પોતાને આશ્વાસન આપવા ખાતર મેં પહેરી છે, નહીં તો એમને ય શું આશ્વાસન રહેત? બહેન અના! ટોલ્સ્ટોયે તને આ રીતે મારી ન નાંખી હોત તો એ શું કરી શક્યા હોત? અના, આપણે બંને આપણા લેખકોની લાચારીના પ્રતીકરૂપ છીએ. તમે જીવનની ગમે તેટલી ગૂઢ મીમાંસા કરો, એના અંકને નીચોવીને પાત્રમાં ભરો, પણ એ ક્વાથ તે જીવનનું રસાયણ નથી; મનુષ્ય એ સૌથી મહાન છે. એ મનુષ્ય—એ નારી આગળની લેખકની હાર, તે કલાનો વિજય છે. આપણા દુઃખમાં નારીત્વનો મહિમા પ્રજ્વલિત બન્યો છે. પાપપુણ્યનાં લેખાં તો પલટાશે ને સુધરશે. એ સંબંધમાં ટોલ્સ્ટોય ને ગોવર્ધનરામનો હિસાબ પણ ક્યાં મળતો આવતો હતો? પણ એ લેખાં તો ભૂંસાઈ જશે, જીવતો રહેશે મનુષ્ય.

અના—આપણો મહિમા લોહી નીગળતો મહિમા છે. હું સૂતી છું રેલવેરેશનના પાંકડા પર. અંગ કચડાઈ ગયું છે, મોઢું એમનું એમ છે, એનું તેજ ઝાંખું નથી પડ્યું. ને મારા હોઠ પર અર્ધ પ્રસ્ફુટિત કળીનું હાસ્ય છે. ને બહેન! તું ય પરિવ્રાજિકાની કંથાથી તારા મહિમાની કાંતિને ઢાંકી શકવાની નથી. *

* ઑલ ઈન્ડિયા રેડિયોના સૌજન્યથી

---

## સ્વીકાર નોંધ

—ભૂદાન-સરવાણી: નિવેદક: ડૉ. દ્વારકાદાસ જોષી સર્વોદય કાર્યાલય, વડનગર (જી. મહેસાણા)

—તિબેટની સમસ્યા: સં. સનતકુમાર મહેતા, પ્રજાસમાજવાદી પ્રકાશન: વડોદરા

—સંસ્થાનું ચારિત્ર: નાનાભાઈ ભટ્ટ (પરિચય પુસ્તિકા-૨૫) ૦-૪૦

—ક્ષયરોગ રાજરોગ નથી: ડૉ. ચંદુકુમાર ભટ્ટ (પરિચય પુસ્તિકા-૨૬) ૦-૪૦

—મારાં ગીતો: ઈંદુકુમાર જોષી, જવાહર માર્ગ, જૂનાગઢ કિં. ૮-૧૦

*

—Target figures for the Economic Development of the USSR from 1959 to 1965 (Approved by the 21st. Congress of the C. P. S. U.)

—The Living Standard in the Soviet Union (USSR Section: Brussels Universal & International Exhibition 1958)

—Education in the USSR (પ્રકાશન: ઉપર મુજબ)

—Physical Culture and Sports in the USSR (પ્રકાશન: ઉપર મુજબ)

—USSR (ચિત્રો સાથે પરિચય: પ્રકાશન ઉપર મુજબ)

—Facts and figures: Bhakra Nangal Project (Nangal Township)

—Target Figures for the Development of the U. S. S. R. from 1959 to 1965 (abridged)

—Forms of Rural co-operation in the U. S. S. R. (Y. Borisov) (Information Dept. of the U. S. S. R.-New Delhi) 0-20 nP.

—Boarding schools in the U. S. S. R. (Kolmabova) (Information Dept. of the U. S. S. R. New Delhi) 0-10 nP.

## નૉટિંગહિલ

# રંગદ્વેષનાં કૂબડાં રૂપ

☆

થોડાક સમય પહેલાં બ્રિટનની કોર્ટમાં એક કેસ આવ્યો હતો. એમાં સત્તરથી વીસ વરસના આઠ દસ છોકરાઓને આરોપી તરીકે હાજર કરવામાં આવેલા. એમના પર આરોપ હતો રંગદ્વેષનું રમખાણ ઊભું કરવાનો; નૉટિંગહિલ વિસ્તારમાં વસતા હબસી નગરજનો પર જીવલેણ હલ્લાઓ કરવાનો. એક સોળ વર્ષના છોકરાએ એક હબસીના પેટમાં છરી હુલાવી દીધી હતી; ને બીજાએ એને મદદ કરી હતી. કોર્ટે આ હત્યારા કૃત્ય બદલ એને પાંચ વર્ષની સજા કરી. એના સાથીદાર સામે કશો ગુનો પુરવાર ન થતાં એને છોડી મૂક્યો. નિર્દોષ છૂટી જનારની આંખો ને મોંનો ભાવ જોયો હોય...તો જાણે પોતાને નિર્દોષ ઠરાવનાર કોર્ટ સામે એ બળાપો પોકારતો હોય ને પોતે કરેલા, કાર્યનું વ્યાજબીપણું બુલંદ કરવા માગતો હોય...એવો !

તે પછી આરોપીના પીંજરામાં એની જગાએ બીજા નવને ખડા કરવામાં આવ્યા. એ બધાની ઉંમર વીસીની અંદર. સુકલકડી શરીર. એમાંના એક જણ સિવાયના બધા જ એવા લાગે કે, જેઓ નિશાળના મેદાનમાં રમતા હોય છે, તેવા દસ બાર વર્ષના છોકરા પર, પણ માંડ હુમલો કરી શકે એવા ! ને છતાં એ નવે જણા પર, સાંભળનારને ધ્રુજારી છૂટી જાય એવા પાંચ નોખા નોખા આરોપો મૂકાયેલા હતા.

આ આરોપો એમની સામે વાંચી સંભળાવ્યા બાદ, આરોપીઓને એ બાબત શું કહેવાનું છે, તે જાણવા કોર્ટે એકે એકે બધાને પૂછવા માંડ્યું. ત્યારે આરોપીના પીંજરામાં ઊભેલા એ નવે જણે વારાફરતી,–'હાજર સર' કહી શાળામાં હાજરી પૂરાવતા હોય એ અદાથી 'ગિલ્ટી સર' 'ગિલ્ટી સર' કહી, કોર્ટમાં બેઠેલા તમામનાં હૈયાંને એમની પાશવી વૃત્તિના પ્રદર્શનથી થીજવી દીધાં !

રાબેતા મુજબ, આ છોકરાઓના બચાવ માટે બચાવ પક્ષના વકીલે દલીલો કરવા માંડી. એમની નિર્દોષ, અણસમજુ ઉંમરને ધ્યાનમાં લેવા જે કંઈ કહ્યું, તે બધું જાણે હાંસીરૂપ લાગ્યું. આ છોકરાઓ સાથે જાણે એને કશો સંબંધ જ ન હોય એવું લાગ્યું ! કેમ જાણે રૂઢતામાં રીઢા, ખાઈ બદેલ, જાડી ચામડીના ગુનેગારો જ કોર્ટ સામે આવી પડ્યા હોય ! ને એમને નિર્દોષ ઠરાવવા મથતા વકીલને જ ક્ષણે ક્ષણે મોંઢો પાડી દેતા હોય, એવો હાવભાવ, દમામ ને દેખાવ એ આરોપીઓનો હતો.

આ ઊગતા જુવાનીઆઓના દિલમાં એમણે કરેલ દુષ્કૃત્યો બદલ પશ્ચાતાપ પ્રેરવાના ઉદ્દેશથી, ન્યાયમૂર્તિએ એમને બે શિખામણનાં વેણ કહ્યાં. એના જવાબમાં તેઓ એમના મોઢામાંથી એટલું જ કઢાવી શક્યા—'તે હું શું કરું ?' 'મેં તો એ કાળિયાને બે જ ઝૂડિયાં માર્યાં હતાં.' 'એ ગમે તેમ, હું કાળિયાને ધિક્કારું છું.' એમના મોંના આ તોછડા, નફ્ફટ જવાબ એમનાં કૃત્યો કરતાં જરાય ઓછાં ક્રૂર ન હતા.

આ બધામાં મનને સૌથી વધુ ખિન્ન ને ચિંતાતુર બનાવી મૂકે એવી હકીકત તો એ હતી કે, આ નવમાંના એક બે છોકરા સિવાયના તમામ



[ સુભદ્રા ગાંધી ]

છોકરા કામધંધે વળગેલા, કુટુંબના કમાતા ધમાતા સભ્યો હતા. ને કુટુંબીઓ, તેમજ જેને ત્યાં તેઓ કામ કરતા હતા, તેમનો એમના વિષેનો અભિપ્રાય પણ સારો હતો. એમાંનો એક છોકરો તો મહિને સારી એવી રકમ કમાતો હતો, ઘરમાં આપતો હતો. ને એણે પોતાની આગવી જીપગાડી પણ રાખેલી હતી.

**સમાજના દેહના સ્વસ્થ-કોષ ગણી શકાય એવાં કુટુંબોમાંથી આવતી આવી વ્યક્તિઓ, ને એમના દિલમાં ઊંડે ઊંડે દટાઈ રહેલી લાગણીઓના ક્રૂર કૂબડા આવિષ્કાર સમાં આ કૃત્યો વચ્ચે મેળ બેસાડવા જતાં, કોઈ પણ સંસ્કૃત માનવીનું દિલ છળી પડે, ને એનામાં ઊંડું આત્મ-મંથન જગાડી દે એ સ્વાભાવિક છે.**

એવા જ આત્મમંથનનો પડઘો પાડતો એક લેખ એન્કાઉન્ટર નામના માસિકમાં ડોન જેકબસન નામના એક દક્ષિણ આફ્રિકાવાસી લેખકે લખેલ છે. ને તેમાં તેઓ કહે છે કે:

ઘરોની તંગીએ ઊભી કરેલી હાડમારી માટે કાળાઓની હાજરી તેમને જવાબદાર લાગે છે! અને રસ્તાની પગથી પર બેસી, જોરશોરથી ઘુલઘુલ-સિતાર વગાડી આનંદ કરવાની એમની 'કુટેવ' પે તેવી જ 'ત્રાસદાયક' લાગે છે; ટૂંકી કમાણીમાંથી પૈસા બચાવી કાળિયા મોટર ખરીદે છે!... આપ જેવી તેવી ફરિયાદ છે?

ને આવી બધી ફરિયાદો છતાં, ગોરાઓને કબૂલ કરવું પડે છે કે, 'કાળાઓ અનીતિની કમાણી પર નહિ, પણ પરસેવાની કમાણી પર જીવે છે. આ સમાજનાં સખત મજૂરીનાં કામ કરી, નજીવી રોજી પર ગુજારો કરે છે. નવી ઊભી થયેલ હાઉસિંગ સોસાયટીમાં ઘર મેળવવા માટે તેઓ પડાપડી કરતા નથી. કે લાઈન કુદાવી આગળ નીકળવા ફાંફાં મારતા નથી. ગરીબી ભલે રહેતી પણ એમાંય સ્વમાનભેર શાંતિથી જીવવા મળે, એની જ એમને રાતદિન ખેવના રહે છે...વેસ્ટ ઇન્ડિઝના ટાપુઓ પર કામ ને રોટીનો સવાલ ન ઉકલ્યો, ત્યારે લાચાર બની, તેમને એ ભૂમિ છોડી આટલે સુધી આવવું પડ્યું છે....વગેરે

પણ આટલું જ હોત તો તો—પૂરતાં સગવડવાળાં ઘર બંધાવી આપ્યે, નોકરીઓ અપાવ્યે, ને 'જનકલ્યાણ'ની પદ્ધતિએ જરૂરી એવાં શિક્ષણ સહુલિયત, ને ભૂતદયાનાં થોડાં કામ કરી નાખ્યે, બ્રિટનની 'રંગ-સમસ્યા'નો નીવેડો આવી ગયો હોત.

પણ ખરી રીતે આ સમસ્યાનાં મૂળિયાં બહુ ઊંડાં છે. તે તે આપણી 'ગોરી સંસ્કૃતિ'માં ખૂબ ઊંડાં ઉતરેલાં છે...ગૃહસ્થ કુટુંબોમાંથી આવેલા, અગિયાર આવેશભર્યા નવલોહિયાનાં કૂબડાં દુષ્કૃત્યો તો આંખે ચડનારો એનો દેખાવ માત્ર છે.

આપણે સ્વીકારવું પડશે કે, ઐતિહાસિક રીતે જોતાં—જેને આપણે

અત્યંત ગંભીર ને અત્યાચારી એવા અનેક અપરાધો કર્યાની તમે પોતે કબુલાત આપી છે, તે મુજબ આ અદાલત તમને ગુનેગાર ઠરાવે છે.

ઑગસ્ટની ૨૪મી તારીખની રાતે, તમે નવ જણા તમારી એક ટોળી બાંધીને નીકળી પડ્યા હતા—ક્રૂર ને દંશીલા બની 'માનવ શિકાર'ની 'રમત' માટે! તમે! લોખંડના સળિયા ને એવાં બીજાં હથિયારો સજી નીકળી પડયા હતા—તમારી ચામડીના રંગ કરતાં જુદા રંગની ચામડીવાળા કોઈ પણ એકલદોકલ માનવી ઉપર શિકારીની જેમ તૂટી પડવાની નેમથી.

એ રાત દરમિયાન તમે, કશા જ કારણ યા નિમિત્તની પરવા કર્યા વિના, પાંચ શાંત ને શિષ્ટ નાગરિકો પર જંગલી રીતે હલ્લા કર્યો. એમાંના એક પણ માણસે તમારું કંઈ જ બગાડ્યું નહોતું. એમાંના એકેય જણે તમને ઉશ્કેરણીનું જરા સરખું કારણ આપ્યું નહોતું....

નોટિંગહિલમાં હિંસક રમખાણ જગાવનારા તમે જે મહોલ્લામાં વસો છો, એ મહોલ્લાને ને આખા રાષ્ટ્રને

માથે કલંક લગાડયું છે.

દરેક માનવીને, ચામડીના આ કે પેલા રંગના ભેદ વિના, શાંતિપૂર્વક, માથું ઊંચું રાખી, નિશ્ચયપણે આ રસ્તાઓ પર હરવા ફરવાનો અધિકાર છે.

ને એ અધિકાર એવો છે, જેની આ અદાલત હંમેશાં અડગ રીતે રક્ષા કરશે. કાયદાને લાગે વળગે છે ત્યાં સુધી, તમે તમારે મનમાન્યો મત ધરાવી શકો છો. પછી ભલે તમે ગમે તેવા હલકા વિચારો ધરાવતા હો. મનગમતી લાગણીઓ અનુભવી શકો છો....પછી ભલેને તે ગમે તેવી પાશવી ને હલકટ લાગણીઓ હોય. મન ફાવે તેમ બોલી શકો છો....પણ તે તમે બીજાના અધિકાર પર તરાપ ન મારતા હો, ને રાતની શાંતિ નષ્ટ ન કરતા હો....ત્યાં સુધી જ.

પરંતુ, જો તમે, તમારા એ બર્બર વિચારોને, ને પાશવી લાગણીઓને, આના જેવાં જંગલી કૃત્યો રૂપે પ્રગટ કરશો, તો કાયદો તમને—અપરાધીઓને દંડ દેવામાં ને તમારો શિકાર બનનારાઓનું રક્ષણ કરવામાં વિલંબ નહિ કરે.

[ જસ્ટીસ સાલમનના ચુકાદામાંથી ]

દક્ષિણ આફ્રિકામાં 'ગોરી સંસ્કૃતિ' તરીકે પ્રગટ કરી છે, એમાં આપણો કાળા લોકો સાથેનો વ્યવહાર સદાકાળ, માલિકનો ગુલામ સાથે હોય છે તેવો, પુણ્યવાનોનો પાપીઓ સાથે હોય છે તેવો, ગવર્નરનો આદિવાસીઓની સાથે હોય છે તેવો, ઊંચનો નીચ સાથે હોય છે તેવો રહેલો છે—જેની આપણને શરમ પણ હવે રહી નથી!

*

'ધી ડેઈલી રેલિમાફ' આ કહેવાતી 'રંગસમસ્યા' વિષે લખે છે કે: 'આ દેશમાં 'રંગસમસ્યા' જેવી કોઈ સમસ્યા જ નથી. જ્યારે ને ત્યારે વણથંભ્યે એની જ ચર્ચા કર્યા કરવી, એટલે જેની હયાતી જ નથી, એવી વસ્તુને ચાવ્યા કરવી!

ખરેખર, કોઈ સમસ્યા હોય તો તે '**બ્રિટિશ સમસ્યા**' છે. ને તે અતિગંભીર સમસ્યા છે...અત્યંત ગંભીર. કોઈ એક મહાન અને દેખીતી રીતે સમૃદ્ધ એવો દેશ-જે પોતાની પાંચ કરોડની વસ્તીના એક તદ્દન નાના સરખા ભાગને—એટલે કે ૨ાા લાખ જેટલા લોકોને (કે જેમાંય અરધો અરધ સંખ્યા તો હિંદીઓ ને પાકિસ્તાનીઓની છે) શાંતિપૂર્વક પોતાનામાં સમાવી લઈ શકતો નથી, એ વસ્તુ જ બતાવે છે કે, અચૂક એ દેશમાં કોઈ ગંભીર ખરાબી છે.

આ ઓચિંતાં રમખાણોએ, આપણા સમાજને તળિયે પડેલી ગૂઢ પાશવતાને છતી કરી, આપણને ચમકાવી મૂક્યા છે! શી ઘૃણા, કડવાશ ને વિદ્વેષનો અણચિંતવ્યો ઉછાળો! શો રોષ, શી હતાશા, કંટાળાભરી પરિસ્થિતિ, શી પાયા વિનાની, નિરુદ્દેશ ગુંડાગીરી...ને કદાચ એમાં ઈર્ષ્યાનો અંશ પણ ખરો! (કોઈ વેસ્ટ ઇન્ડિયનને ખુશમિજાજ ને સારા પોષાકમાં સજ્જ થયેલો જોવો, એ જ આપણામાં ઇર્ષ્યા પ્રગટાવનાર વસ્તુ નથી શું?)

જર્મનીમાં કોઈ કાળે '**જ્યુઈશ સમસ્યા**' જેવી વસ્તુ નહોતી...એ તો હતી **જર્મન માનસની સમસ્યા**...જે હકીકત આપણે ને આખી દુનિયાએ કેટકેટલી કિંમત ચૂકવ્યા બાદ સ્વીકારવી પડી છે!

એ વસ્તુને નજર સામે રાખો, આજના અસંતોષનું કારણ શોધવા રંગીન-પ્રજા સામે નજર માંડવાનું છોડી દો: એમની સામે ડોળા કાઢવાનું ને એમનાં દોષો, એમની અસભ્યતા, એમની ઊણપો, એમની અણગમતી આદતો ને (તમે આરોપેલ) 'એમના અપરાધો'ની યાદી બનાવવાનું માંડી વાળો. કારણ એ લોકો તો આપણે પોતે સર્જેલી સામાજિક અંધાધૂંધી-ના આકસ્મિક શિકાર માત્ર છે.

એમના તરફ જોવાને બદલે, આપણી દૃષ્ટિને આપણા પોતાના તરફ વાળવાની જરૂર છે, ને ખૂબ ઊંડાણપૂર્વક...ખૂબ ધૈર્યપૂર્વક, પોતાનું જ નિરીક્ષણ કરવાની જરૂર છે...ને ત્યાં તમને જે જોવા મળશે તેનાથી તમે કદાચ ડઘાઈ જ જશો.'

મ્ય કાવ્યમાં રચાઈ રહેવું જોઈએ: આપણે આ
ામાંની અલંકારયોજનાને તપાસીએ. પ્રથમ વાત તો
કે, કવિએ પ્રયોજેલી વિશિષ્ટ અલંકાર-યોજના-રીતિ
ના વક્તવ્યનું મુખ્ય બળ બની રહે છે. એ કાવ્યમાંનાં
ં નેક અંગો પૈકીના એક અંગ તરીકે નથી, એ જ મુખ્ય છે.

બીજી વાત એ કે આ અલંકારયોજનામાં મુગ્ધતા નથી,
—યુ ભ્રાન્તિમુક્ત થનારની દૃઢ ઉક્તિ છે. રોમાન્ટિક કવિજનો
ની ભ્રાન્તિમાં રાચતા, તે પરી, ઝરણું, વિહંગ—એ બધાને
ેધ કરે છે. પણ એ નકાર પાછળ, જેને નકારે છે, તેના
રીતે રક્ષા કરશે! વૃત્તિ નથી, પણ ભ્રાંતિમુક્ત થયા પછી,
વળગે છે ત્યાં સુધી, તેવાનો દૃઢ આગ્રહ છે. એટલે આ
મનમાન્યો મત ધરાવો ક્ષા, તેની ' આ મુખ નથી, પણ
હો. પછી ભલે તમે ગમે ત ્ુપદ અપહ્નુતિ નહિ, પણ
' એ સ્વરૂપની વ્યસ્તપદ
હલકા વિચારો ધરાવતા હો. ોજના નિરંજનની એક

મનગમતી લાગણીઓ અનુભવી
ાકો હો....પછી ભલેને તે
ામે તેવી પાશવી ને હલકટ
લાગણીઓ હોય. મન ફાવે તેમ
ોલી શકો છો....પણ તે તમે
ીજાના અધિકાર પર તરાપ
ન મારતા હો, ને રાતની શાંતિ
નષ્ટ ન કરતા હો....ત્યાં સુધી જ.

પરંતુ, જો તમે, તમારા એ
ગભંર વિચારોને, ને પાશવી
લાગણીઓને, આના જેવાં
જંગલી કૃત્યો રૂપે પ્રગટ કરશો,
તો કાયદો તમને—અપરાધીઓને
દંડ દેવામાં ને તમારો શિકાર
બનનારાઓનું રક્ષણ કરવામાં
વિલંબ નહિ કરે.

[ જગદીશ સાલમનના
સુકાનામાંથી ]

વિશ્વમાનવ : ઑગસ્ટ '૫૯
૫૯ ]

એનો અતિરેક થઈ
વળી કવિ આવા
દૃશ્ય નહિ પણ
ી વ એમાં બળ
પા
અંશ ની વાત
સજ્જ ધ કર્યો
જન રૂપે
તો હતીનું છે,
દુનિયાએ ઈષ્ટ
એ માંડી
પ્રજા રનો ભય
એમનય પૂરું
આ
વાહિદવભક્ષકના
પણથી જરાય
રીને કહ્યું હોત
ું આસ્વાદ્ય બની
ાં નગરના અરણ્યત્વ
જ બીજી, અને ત્રીજી
ન, કાંકરેટના બનેલા નગરની

લોહના સ્તંભરૂપે સંભાવના કરતી, ઉત્પ્રેક્ષા સંસૃષ્ટિ નહિ
પણ સંકર જ લાગે છે.

એ બે પંક્તિ પછી વળી નગરનું અરણ્યત્વ પુનઃ સ્થાપિત
થાય છે. ચોથી પંક્તિ પછીથી અપહ્નુતિ અવતરે છે.
વનસ્પતિ નથી, પણ......એ પદ જાણે કે કવિએ ખાલી
ન રાખ્યું હોય! પાંચમી પંક્તિથી અપહ્નુતિ પૂર્ણરૂપે
શરૂ થાય છે. 'વિહંગ'થી આકાશના વિસ્તારનું ને
મોકળાશનું પણ સૂચન થયું. રેડિયો હવાનાં મોજાં સાથે
વહી આવતાં ધ્વનિ આંદોલનને ઝીલે છે, પણ એની સાથે
આકાશનો અધ્યાસ નથી. પંખી ડાળે લપાઈ ને ટહૂકે, એનો
ટહૂકાર વિક્ષેપરૂપ ન બનતાં જીવનમાં વણાઈ જાય.

કવિએ 'ટહૂકવું' રેડિયો સાથે જોડીને વિરોધ
ઉત્કટ બનાવ્યો છે, ને 'પૂરે વોલ્યુમે' ઉમેરી 'ટહુકતો'
શબ્દની વિડંબનાની માત્રા વધારી છે. ઝરણું નથી,
પણ સ્નિગ્ધ આસ્ફાલ્ટની સડક છે, એમ કહીને ઝરણની
સંગીતમય સજીવ પ્રવાહિતાને આસ્ફાલ્ટની જડ સડક જોડે
બળપૂર્વક વિરોધાવી છે. એને સ્નિગ્ધ કહી છે ને પછી
'આસ્ફાલ્ટ' શબ્દની અંદર આવતા સંયુક્તાક્ષરોના
આસ્ફાલનથી એ સ્નિગ્ધતાની જ વિડંબના કરી છે. આવી
લયસૂઝ નિરંજનમાં ઘણીવાર દેખાય છે અપહ્નુતિનું એક-
ધારાપણું બદલવાની ઇચ્છાથી, કદાચ, કવિ હવેની અપહ્નુતિને
જુદી રીતે પ્રયોજે છે ને કહે છે: આ તમને કશુંક પ્રેત
જેવું લાગે છે, નહિ? ના, એ પ્રેત નથી, પણ પ્રેતનાં જેવા
વિચિત્ર ઘાટની ઇમારતો છે. અહીં પેલો વિરોધ નથી,
સાદૃશ્ય છે; પણ આ સાદૃશ્ય ઇમારતોના પ્રેતત્વને ઘેરું
ઘૂંટવામાં ખપ લાગે છે, માટે વાપર્યું છે. પછીની
પંક્તિ છે:

પરીગણ ન, ટ્રામકાર દિનરાત આહીંતહીં ઘૂમે

અહીં પૃથ્વીછંદની આ પંક્તિના ઉત્તરાર્ધને ત્વરિત
ઉચ્ચારણથી બોલી લેવો પડે છે. છન્દ તાજા જ શીખનાર
વિદ્યાર્થી 'આ પંક્તિમાં તો ૧૭ ને બદલે, ૧૯ અક્ષર છે,
માટે છંદોભંગ થયો' એમ બરાડી ઊઠશે. પણ કવિએ આ
'છંદોભંગ' સાભિપ્રાય કર્યો જણાય છે. ટ્રામકારની દોડાદોડ-
માં રહેલી કર્કશ ત્વરિતતાનો જ ખ્યાલ એમને આ પ્રકારના
'છંદોભંગ'થી આપવો હશે. પણ આ પંક્તિમાંનો યતિભંગ
કાવ્યના અર્થને ઉપકારક નથી, માટે એની ફરિયાદ તો
કરવી પડશે. 'પરીગણ ન,...' આટલું બોલી જુઓ, પેલો

ઉચ્ચારો 'ન', જે અપહ્નુતિમાં સૌથી વજનદાર છે, તે અહીં 'ણુ' જોડે ઘસડાઈ નથી જતો? આ 'ન'નું નબળા પડી જવું આપણને ગમતું નથી, કારણ કે એ કાવ્યના હિતમાં નથી.

અપહ્નુતિની માળા અહીં પૂરી થાય છે ને વળી ઉત્પ્રેક્ષા આવે છે. આ બે પંક્તિ જરા ધ્યાનપૂર્વક, કાન સરવા રાખીને, વાંચો :

**સર્યાં અતલથી નર્યાં સજડ આમ થીજ્યા ઠર્યાં**
**અહીં નરક નીકળ્યા મલિન ઉષ્ણ નિઃશ્વાસ? કે**

કવિ આપણને શ્વાસ મૂકવા દેતા નથી. આપણે પણ રૂંધાઈ રહેલો શ્વાસ 'નિશ્વાસ' શબ્દ પૂરો ઉચ્ચારીએ, પછી જ મુક્ત થાય છે; ને આમ 'નરકનીકળ્યા મલિન ઉષ્ણ નિશ્વાસ'ની, આ પ્રકારની વર્ણ યોજનાથી પ્રતીતિ કરાવે છે. એ જ રીતે 'સર્યાં', નર્યાં', 'ઠર્યાં' તથા 'થિજ્યા', 'નીકળ્યા'ની પણ સાભિપ્રાય યોજના કવિએ કરી છે. હજુ તો આપણે હમણાં જ શ્વાસ છોડયો છે. ત્યાં તરત જ 'કે'થી વળી બીજું વાક્ય શરૂ કરી દે છે :

**કદીક બીજ સ્વપ્નબીજ અહીં વાવિયાં શક્યસે**
**વિશાલ પરિપક્વ આ સ્વરૂપમાં શું ફાલ્યાં ફ્ળ્યાં?**

અહીં કવિની નફરત વધુ પ્રકટ ને ઉત્કટ સ્વરૂપે પ્રકટ થાય છે. પણ આ ઉત્પેક્ષાને કવિ ખાળી દે છે. જો એમ ન કર્યું હોત તો એ પાતળી પડી ગઈ હોત. અંતની બે પંક્તિઓ પાઠ કરનારે યથાયોગ્ય કાકુઓ સહિત ઉચ્ચારવી જોઈએ એવી અપેક્ષા છે.

અરણ્યરૂપે નગરનું વર્ણન કરીને, નગરવાસીઓની હિંસકતા, એમના જીવનની યાંત્રિકતા, કદર્યતા, નારકી નિરાનંદતા બતાવ્યા પછી કવિ પ્રશ્ન કરે છે : આને અરણ્ય કહેવાય ખરું? એય એક ભ્રાન્તિ નથી? હા, આ તો છળ જ છે. તે પછી જાણે ક્યાંકથી કોઈ કહેતું હોય કે, આ તો રહસ્ય છે...તો તેની સામે પ્રશ્ન ફેંકીને કવિ પડકારે છે : 'રહસ્ય?' આને તમે રહસ્ય કહેશો? પછી સુખમુદ્રાને વિકૃત કરતું કડવું હાસ્ય હસનાં કવિ બોલે છે :

**...............અમણે અટૂલો ચડયો**
**'પૂરંદર સ્વયં' અહીં નહિ શું હોય ભૂલો પડયો?**

અહીં 'પુરંદર' શબ્દ કવિએ ખાસ હેતુથી જ વાપર્યો હશે ને? કવિ કદાચ આમ કહેવા ઇચ્છતા હશે : શત્રુઓના પુરનો નાશ કરી ચૂકેલો ઇન્દ્ર એવા જ આ પુરનો નાશ કરવા અહીં આવી તો ચઢ્યો હશે; પણ આ પુર તો એ પુરંદરને પણ ભૂલમાં નાખી દે એવું અટપટું છે! આમ, આ નગરનો નાશ કરવામાં તો પુરંદર પણ પાછો પડ્યો, એમ કહીને 'તો આવાં નગરોનો નાશ કોણ કરશે?' એવી અધીરાઈભરી ચિંતા કવિ સૂચવતા લાગે છે, આવો હેતુ 'પુરંદર' શબ્દના પ્રયોગને સાર્થક બનાવે છે.

અહીં ૧૪ પંક્તિ ગણીને, પ્રાસની 'અબઅ-અ, અબબઅ, અબબઅ, કક,' એ સ્વરૂપની વ્યવસ્થિત યોજના જોઈને વિદ્યાર્થી એને 'સૉનેટ' કહેવા લલચાશે. આઠ પંક્તિ આગળ અપહ્નુતિમાળા પૂરી થાય છે, એટલે એક ખંડ પૂરો થયો, એમ કહી શકાય. પણ ત્યાં સૉનેટને જરૂરી એવો અર્થવળાંક નથી. એવો સહેજ મરોડ ૧૩મી પંક્તિના પ્રશ્ન અને આશ્ચર્યમાં કદાચ કોઈ ને વરતાય. કવિની પ્રાસયોજના જોતાં, કવિ પણ એ જ ઇષ્ટ ગણતા હોય એમ લાગે છે. પણ ચૌદ પંક્તિ સળંગ છાપીને કવિએ એ પરત્વે પોતાની ઉદાસીનતા બતાવી છે. એટલે ચૌદપંક્તિક કાવ્ય કહીને જ આપણે ચલાવી લેવું હોય, તો કવિ કશો વાંધો નહિ લે.

'પ્રવાલદ્વીપ' નામની કાવ્યમાળાનો આ પહેલો મણકો છે. એમાં વ્યંગમાં મુંબાઈ ને 'પ્રવાલદ્વીપ' કહીને કવિ એના અંગેનું વર્ણન કરે છે. આથી કોઈક એને એલિયટના, 'Waste Land'ના ગૂજરાતી સંસ્થાનરૂપે ઓળખાવે છે. આ પ્રકારનાં, Metropolitan Cultureની ટીકારૂપે લખાયલાં બીજાં કાવ્યો આપણને અહીં યાદ આવ્યા વગર નહિ રહે.

ડૉ. વિલિયમ્સનું Paterson દીર્ઘબંધમાં (ઉપરથી અલબત્ત, વિશૃંખલ) જે રીતે સળંગ આકાર ઉપસાવે છે, કવિના અભિપ્રાયના દૃઢજડ ચોકઠામાં કવિતાને જકડયા વિના, તે આપણને જરૂર યાદ આવશે. આ તો એક ચાર સર્ગની, પૂરા વિસ્તારની રચનાની વાત થઈ.

આ વાંચતાં તમને સ્પેઇનના કવિ લોર્કાએ એના અમેરિકાના પ્રવાસ પછી લખેલું 'A Poet in New York' પણ યાદ આવશે.

આ ઉપરાંત ફ્રેંચ કવિ Fargueની 'Mon Quarter' જેવી રચનાઓ પણ યાદ આવશે. ને એવી કૃતિઓનું સ્મરણ થતાં આપણા કવિની કૃતિની મર્યાદાઓ પણ સ્પષ્ટ થશે. કવિની વ્યગ્રતા, કવિની સરોષ અસંતુષ્ટતા,

[ પા. ૩૯૫ ઉપર ]



## આસ્વાદ-કલાનો

## ૭. ગ્રીક કલા—૨

—ગુલામ મોહમ્મદ શેખ

કલા, એ પણ માણસની લગભગ પ્રાથમિક જરૂરિયાતોમાં-ની એક છે. રોટલો ખાઈ ને, ઊંધે માથે પડી રહેવા માત્રથી એને ચાલ્યું નથી. પ્રાથમિક દશાના માનવીથી માંડીને અત્યાર સુધી આપણને એના પુરાવા મળે છે. પશુને મારીને જીવનારા પુરાતન માનવીનાં હથિયારો આપણે જોઈશું, તો લાગશે કે એ્વું એમને પણ અમુક આકારનાં ઘડ્યાં હતાં. મારવાના કામ માટે એથી કોઈ ખાસ હેતુ સધાતો નહોતો. હથિયારના હાથાને વળાંકવાળો કે જરાક કોતરેલો બનાવવાથી પશુ વહેલું મરી જતું નહોતું, કે એનાથી હાથમાં પકડવામાં વધારે સરળતા ઊભી થતી ન હતી. એનું કારણ એ જ કે, એ એને સારું લાગતું હતું, જોવાની, પકડવાની ઇચ્છા થાય એવું લાગતું હતું. એ જ વૃત્તિ લાંબા ગાળે વિકસીને આજે હજારો વર્ષના કલાના ઇતિહાસમાં પરિણમી છે.

આપણે અત્યાર સુધી ચિત્ર અને શિલ્પ જોયાં, પણ સાથે સાથે ઉપયોગ સાથે સંકળાયેલી, મનુષ્યના જીવન સાથે બહુ નજીકનો સંબંધ ધરાવતી કેટલીક કલાઓ જન્મી, તેમાં સ્થાપત્ય અને માટીકામ મુખ્ય છે. માણસને રહેવા માટે ઘર જોઈએ. ચાર દિવાલો ને મજબૂત છાપરાવાળા ઘરમાં મહેલું ઋતુઓ સહેલાઈથી પસાર કરી શકાય, પણ આપણે જાણીએ છીએ તેમ, આપણે ઘરને અનેક રીતે સજાવીએ છીએ. અત્યાર-નું આધુનિક સ્થાપત્ય જોશો, તો એમાં અનેક જાતના—તદ્દન સાદા, વિચિત્ર જેવા, ભાતવાળા એવા અનેક આકારો મળશે. અને ભૂતકાળમાં પણ એની વિધવિધ આકૃતિઓ ઘડવાના ઓછા પ્રયોગો નથી થયા.

પરંતુ અત્યારે આપણે સ્થાપત્યની વાત નથી કરવી. એથી બીજા નંબરે આવે છે તે માટીકામ. જ્યારે ધાતુ ગાળવાનું શરૂ નહિ થયું હોય, ત્યારે મનુષ્ય માટીનો ખૂબ પ્રમાણમાં ઉપયોગ કરતો હશે. અને એ ધાતુ ગાળવાનું શરૂ થયા પછી પણ, દરેક માણસ એ ખરીદી શકે, તેવી શક્યતા તો આધુનિક જમાનામાં જ ઊભી થઈ. ફક્ત માટીકામની વસ્તુઓ બધાં ખરીદી શકે એવી સસ્તી હતી. એમ કહો ને કે, ધાતુ કરતાં માટી દરેક મનુષ્યની વધુ નજીક રહી !

આપણાં જીવનોપયોગી પાત્રોમાંય બેસવાનું પાત્ર (કહોને ખુરશી !), બાંકી, હાથયાર વગેરેમાં જીવ ઓછો છે. પરંતુ વાસણોમાં એથી ઉલટું, થોડી ચેતન શક્તિ છે. પહેલાં તો એ કે બીજાં સાધનો ઘડવામાં ઘણીવાર માણસની બુદ્ધિ યાંત્રિક રીતે કામ કરતી હોય છે. જ્યારે માટીનાં વાસણ લો, તો એની પાછળ પ્રજાપતિનું 'સર્જનનું' ચક્કર

ફરતું દેખાશે. એમાં હાથનાં આંગળાંનો, મનુષ્યની ફેવેફેવે રેડાયેલી ચેતનશક્તિનો પર-વસ્તુ-પ્રવેશ છે. વળી એ સ્થાયી વસ્તુ નથી. ઘરના ખૂણેખૂણા એ તપાસી શકે છે. એને ફેરવનારાં નિમિત્ત, તે આપણા અંગો હોય છે.

એવા જે આપણી સાથે ગાઢ સંબંધ ધરાવતા પાત્રો હોય, તેને શણગારવાનું આપણે કેમ ચૂકીએ! આપણા ઉપયોગની વસ્તુ ગમે તેવી લાગે, અને ગમતી વસ્તુ વધુ આકર્ષક બને, તે માટે આપણે પ્રયત્ન કરીએ જ છીએ. (આધુનિક યુગમાં, આપણે આપણી 'ગમતી વસ્તુ' સ્રીને તો જાણે મોંઘામૂલાં વસ્ત્રો, ઘરેણાંનું ડેંગર જ બનાવી મૂકેલ છે ને!) એથી જ આપણે વાસણોને પણ અવનવા રંગે રંગ્યા, અને એના જુદા જુદા ઘાટ ઘડ્યા.

અહીં આપણે એક ગ્રીક માટીકામનો નમૂનો જોયો. છે તો એ એક પાણી ભરવાનો કે દારૂ રાખવાનો કૂંજો. પણ એના ઉપસેલા ગોળાકાર પર બે આકૃતિઓ ચોપાટ રમવા બેસી ગઈ છે. અને એ પણ કૂંજાના આકારમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. કલાકારે કૂંજાને ઉપરથી અને નીચેથી બરાબર સપાટ રંગી નાખ્યો છે. વચમાં ઉપર વળી થોડી ભાત મૂકી છે. પણ આપણી નજરે ચડે છે, તે પેલાં દાઢીવાળાં બે પાત્રો જ. ગોળાકાર પર એમની ગોઠવણી પણ એવી રીતે નથી થઈ કે, જેથી એ ગોળાકારને સપાટ જેવું લગાડે. ઉલ્ટાનું આખીયે વસ્તુ (કૂંજાની અને ઉપરના ચિત્રની) એકરૂપતા જળવાય તેનું ધ્યાન રાખવામાં આવ્યું છે.

પહેલાં આપણે કૂંજાનો આકાર જોઈએ. ઊભો, બે હાથવાળો અને વચ્ચેથી ઊપસતો. બધું ઊભું ઊભું જ. એનાથી તો કંટાળી જવાય. કલાકારે આડી બબ્બે રેખાઓથી ઉપરની અને નીચેની સીમા બાંધી, એને રંગી, એકધારી, સામાન્ય બની જતી અસર ટાળી. પણ ત્યાં તો (નીચે ઉપર સાવ-રંગ ભરી દીધો તેથી) કૂંજાના ભાગ થઈ જતા હોય તેવું લાગ્યું. અને બધા ટુકડાના આકારો સાવ આડા. એવું પણ-નહિ થવું જોઈએ. સંગીતમાં એક ને એક સૂર ફરી ફરી ગવાયા કરે તો, ઘણું સારું હોય તોય, આપણે કંટાળી જઈએ.

ખાવામાં ગુલાબજાંબુ ઘણાં સારાં હોય, પણ એ જ કાંઈ ખાધા કરાય છે? થોડું એનાથી વિરોધી સ્વભાવનું જોઈએ. તો જ એની મજા રહે. એટલે કલાકારે આશરો લીધો હાથાનો. કૂંજો ઉપર નીચેથી રંગી નાખ્યો હતો, પણ હાથો તો હજી એવો જ કોરોકટ હતો! એનો આકાર પણ ઊભો હતો! એની અંદર એણે પાતળી રેખાઓ દોરીને ભાતનું સમતોલપણું જાળવ્યું. વળી કૂંજા પરની આડી રેખાઓ સાવ સમાંતર હતી, સીધી હતી, પણ હાથા પર તો એવું નહોતું. હાથો ઉપરથી નીકળી નીચે કાંઈ સીધો જોડાઈ જતો નહોતો, જરા વળતો હતો. એ વળાંક પણ બધી સીધી રેખાઓમાં રસ જન્માવે તેવો થઈ પડ્યો.

અને વચ્ચે આવ્યું ચિત્ર. બે જણાં વાંકાં વળીને પોતાનાં હથિયારો સાથે જાણે કે રમતમાં મશગૂલ થઈ ગયાં હોય, તેનું સાદું, છતાં કાળજી ભર્યું આલેખન દેખાશે. આ ચિત્રથી જાણે કૂંજાનું સ્વરૂપ જ બદલાઈ ગયું. ચિત્ર જાણે કૂંજાનો જ એક અનિવાર્ય ભાગ બની બેઠું. ખરેખર તો જાણે કૂંજો કૂંજો ન રહ્યો. અને ચિત્ર પણ કૂંજા પરના સુશોભન જેવું જ હતું, એટલે એ એકલું ચિત્ર પણ ન રહ્યું. પણ બેય એક બીજાનાં પૂરક થઈ બેઠાં. કૂંજાના 'માત્ર ઉપયોગીપણા'ને રૂપ મળ્યું અને ચિત્રને મનુષ્યજીવનની દોસ્તી મળી.

કોઈ કહે કે, ભાઈ આમ એક રેખા આડી દોરી દીધી અને એને સમતોલ એવી બીજી ઊભી રેખા દોરી, પણ એમાં આનંદ ક્યાં આવ્યો? એ જોવાથી આપણને કંઈક-ગમે તેવી લાગણી તો થવી જોઈએ ને? ઠીક, ભાઈ, આપણે કાંઈ ભાવનાના બૂઠા નથી. પણ ઘણીવાર નજીવી લાગતી, વસ્તુઓ તરફ આપણે ધ્યાન આપતા નથી. આપણને મજા પડે છે, તેનીય આપણે દરકાર કરતા નથી. ચન્દ્ર, તારા, રાત્રિ, ચાંદની, વસંત, હેમંત, સુંદર સ્રી વગેરેનાં આપણને ખૂબ વર્ણનો મળે છે, અને આપણે એનાથી ટેવાયેલાં છીએ.

પણ એ સિવાય આ જગતમાં ઘણીય એવી વસ્તુઓ છે કે, જે આપણી આંખને અને હૃદયને સભર ભરી શકે છે. આસોપાલવનું પાંદડું લ્યોને! એની અવળસવળી કિનારો પર આપણે અજાણપણે ઘણીવાર આંગળી ફેરવીએ છીએ, અને કોઈ ન કહી શકાય તેવી તૃપ્તિનો અનુભવ કરીએ છીએ. ઘરની ખુરશીના લાકડામાં ઘણીવાર દેખાઈ આવતું રેસાનું રેખા જેવું જ સ્વરૂપ જોઈને આપણે ઘડીવાર આંખને ત્યાં ઠરવા દઈએ છીએ. ઘરની ભીંતપર કોઈ તોફાની છોકરાએ ઘસી કાઢેલ ઈંટોના આડા આડા (ક્ષિતિજને

# વિવાહિત સ્ત્રીઓ : આત્મહત્યા—ખૂન—આકસ્મિક મૃત્યુ....

હમણાં હમણાં યુવતીઓનાં શકમંદ મૃત્યુના મુકદ્દમા ઘણા વાંચવામાં આવે છે...લગભગ બધા જ દાખલામાં પરણેલી યુવતીઓનાં એવાં મરણ સાસરામાં જ થાય છે. જેને અકસ્માત કહેવામાં આવે છે, તે ઘણી વાર ખૂન થયેલું હોય છે... કુમારી છોકરીને કેમ એવા અકસ્માત સાધારણ રીતે (આટલા મોટા પ્રમાણમાં) નથી થતા ....શંકાસ્પદ રીતે થયેલાં મૃત્યુ ઘણુંખરું પરણેલી સ્ત્રીઓના અને તેમનાં સાસરામાં જ થાય છે. તે પરથી સ્પષ્ટ થાય છે કે, કાં તો પતિના કે સાસરિયાંના ત્રાસને લીધે સ્ત્રી આત્મહત્યા કરે છે, અથવા તે લોકો રોષે ભરાઈને તેનું ખૂન કરે છે!

**શ્રી જ્યોત્સ્નાબહેન મહેતા**

[જ્યોતિર્ધર : ૧૬-૫-૫૪]

મેં જ્યારે છાપામા જોયું કે સરોજ મૃત્યુ કેસમાં છૂટેલા આરોપીઓને હારતોરા કરવામાં આવ્યા. આ વાત સાચી હોય તો વિચારપાત્ર ગણાય. સ્નેહીઓ અને મિત્રો કદાચ આમ કરે, તોય વીશ વર્ષની આશાભરી યુવતી પોતાના ઘરમાંથી સદાને માટે વિદાય થઈ છે, તેવા માનવતા પ્રેમી પતિ કે સસરાને શોક અને પશ્ચાત્તાપથી બળતા દિલ સિવાય બીજું શુ હોઈ શકે? આવાં બળતાં દિલડાં સન્માન શે ઝીલી શકે?...આપણા જીવનમાંથી સંસ્કૃતિલક્ષી અને આધ્યાત્મિકતા—ધ્યેયી ધર્મે લગભગ વિદાય લીધી છે...

[વિશ્વવાત્સલ્ય : મુનિશ્રી સંતબાલજી]

બહેનોના આપઘાતો વધી પડ્યા છે. બહેનોને બાળી મૂકવાના બનાવો બને છે પણ સરકાર 'આફિસિર ન લેતી હોઈ આવું કામ કરનાર નીડર બની ગયા છે....એવીડન્સ એક્ટ (પુરાવાના કાયદા)માં જરૂર સુધારો થવો જરૂરી છે.

જે ઘરમાં આપઘાત થયો હોય તે પુરુષ ગુનેગાર ગણાય, એમ જો કાયદામાં સુધારો થાય, તો પોતાના ઘરમાં પુરુષ જ આપઘાતના બનાવે બનવા નહિ દે. આપઘાત થાય એ ખૂન જ થયું છે. એમ પ્રાઇમાફેસિ કરવામાં આવે, તો માણસો વધુ સાવધ બનશે. અને બહેનોને મારી નાખવાનું કે તેમના આપઘાતનું પ્રમાણ ઘણું ઓછું થશે.

**—શ્રી પુષ્પાબેન મહેતા**

(સંદેશ : અષાઢ સુદ ૧૨ શુક્ર)

## સ્ત્રીઓની આત્મહત્યા નિવારવા....

સૌરાષ્ટ્રમાં સ્ત્રીઓના આપઘાતનું પ્રમાણ બીજા ભાગ કરતાં વિશેષ નોંધાયું હતું અને તે માટે સામાજિક કાર્યકરો તેનો ઉકેલ શોધવા પ્રવૃત્ત થયા હતા. '૫૪માં કાર્યકરોએ એ અંગેના સંમેલનમાં એનાં કારણો શોધી તે નિવારવાની જોરદાર માગણી કરી હતી. તે પરથી સૌરાષ્ટ્રના તે વખતના મુખ્ય પ્રધાન શ્રી ઢેબરભાઈએ આત્મહત્યા-તપાસ-સમિતિ નીમી હતી. એ સમિતિએ પોતાનો હેવાલ '૫૪માં રજૂ કર્યો. તેમાં ૧૯ કારણો સ્ત્રીઓની આત્મહત્યાનાં આપ્યાં હતાં. તેમાં ૧૨ કારણો સામાજિક હતાં અને ૭ કારણો આર્થિક હતાં. એ કારણો કેમ નિવારી શકાય તે અંગેનાં મંતવ્યો પણ હેવાલમાં દર્શાવવામાં આવ્યાં હતાં. પણ એ સંબંધમાં પૂરી વિચારણા થાય અને કાર્યક્ષમ પગલાં લેવાય તે પહેલાં સૌરાષ્ટ્રનું મુંબઈ રાજ્યમાં વિલિનીકરણ થયું.

તે પછી '૫૫ માં આત્મહત્યા કેમ નિવારી શકાય તે સંબંધમાં વિચારણા કરવા શ્રી ઢેબરભાઈના પ્રમુખપદે એક સંમેલન ભરવામાં આવ્યું હતું. તેમાં સ્ત્રીઓની આત્મહત્યા નિવારવા સંબંધમાં ત્રણ ઠરાવો કરવામાં આવ્યા હતા. એક ઠરાવદ્વારા આ પરિસ્થિતિ નિવારવા માટે સરકાર પાસે કાયદાની રાહત માગવામાં આવી હતી. બીજા ઠરાવમાં, આત્મહત્યા પછીની તપાસવિધિ સંપૂર્ણ અને ચોકસાઈભરી બની શકે તે માટે તેમાં વર્તાતી ઊણપો દૂર કરવાની

માગણી કરવામાં આવી હતી અને ત્રીજા ઠરાવમાં આત્મહત્યા થાય જ નહિ અને તે અંગે જે લઈ શકાય, તે પગલાં લેવાની માગણી કરવામાં આવી હતી.

પરંતુ આ બધી પ્રવૃત્તિનું સક્રિય પરિણામ શું? તે અંગે અફસોસ વ્યક્ત કરતાં ગુજરાતનાં અગ્રણી સ્ત્રી કાર્યકર અને મુંબઈ રાજ્ય સામાજિક કલ્યાણ બોર્ડનાં પ્રમુખ શ્રી પુષ્પાબહેન મહેતા જણાવે છે કે, "આજે કમનસીબ પરિસ્થિતિ એ છે કે સ્ત્રીઓની આત્મહત્યા અને ખૂન જેવા બનાવો અંગે સમાજમાં ઊહાપોહ તો ઘણો થાય છે, પરંતુ તે અટકાવવા કે તે બને જ નહિ તેવી પરિસ્થિતિ નિર્માણ કરવા માટે કશું કાર્ય થતું નથી. આત્મહત્યા નિવારણ સમિતિની રચના કરવામાં આવી હોવા છતાં એ સમિતિ અસરકારક રીતે કાર્ય કરી શકે એવી વ્યવસ્થા નથી. આત્મહત્યાના બનાવની જાણ થતાં જ બનાવને સ્થળે પહોંચી જવા માટેનાં કોઈ સાધન નથી મળતાં, એ અંગે કરવો જોઈએ તે ખર્ચ કરી શકાતો નથી. પોલીસ અધિકારીઓ તેમ જ લાગતાવળગતા અન્ય અધિકારીઓનો જોઈએ તેટલો સહકાર મળતો નથી. આ બાબતમાં યોગ્ય કરવાને અમે સરકારને લખ્યું ત્યારે સરકારે આ સંબંધમાં પોતાના તરફથી કશું થઈ શકે તેમ નથી એવો જવાબ લખી જણાવ્યો હતો. કેન્દ્ર સરકારના સમાજકલ્યાણ બોર્ડને આત્મહત્યાના બનાવ સંબંધમાં તપાસ કરવા જવા માટે તેનાં વાહનોનો, જીપગાડીઓનો ઉપયોગ કરવા દેવાનું લખ્યું તો ત્યાંથી પણ અમુક કારણોસર તે વાહનોનો ઉપયોગ કરવા દેવાનું બની શકે એમ નથી એવી મતલબનો જવાબ આવ્યો.'

*

સમાચાર મળે છે કે ગુજરાત–સૌરાષ્ટ્રના ધારાશાસ્ત્રીઓ શ્રી. પ્રભુદાસ પટવારી, શ્રી. જેઠાલાલ જોશી અને શ્રી. ચિમનલાલ નાગરદાસ એક નિવેદન તૈયાર કરી રહ્યા છે. તેમાં આપઘાતના કેસમાં એવીડન્સ એક્ટમાં સુધારો કરવાનો ભાર મુકાનાર છે. ઉપરાંત જે સામાજિક કાયદાઓ સ્ત્રીની મુશ્કેલી વધારી કરુણતા ઊભી કરતા હોય તેમાં સુધારાઓ સૂચવવામાં આવનાર છે. ઑગસ્ટ મહિનામાં મુંબઈ ખાતે આ નિવેદન ઉપર સામાજિક કાર્યકરો અને અન્ય આગેવાનો ચર્ચાવિચારણા કરશે અને તેના પરિણામે જે નવું નિવેદન તૈયાર થશે તે સરકારને મોકલાશે.

*

ફોજદારી કાયદામાં આપઘાત માટે બીજા ગુનેગાર ગણાતા નથી, પરંતુ સ્ત્રીઓના આપઘાતના સ્પેશિયલ કાયદામાં તો જે સ્ત્રીએ આપઘાત કર્યો હોય, અને એ આપઘાતનાં જે કારણો હોય, તે કારણો માટે જે જવાદાર સાબિત થાય તેને સજાની જોગવાઈ કરવી જોઈએ. આવો કાયદો થાય તો જ ઘણી વખત ખૂન કરીને પણ જે આપઘાતમાં ખપવવાનો પ્રયાસ લાગતાવળગતા પક્ષો તરફથી થાય છે તે અટકી જશે. વળી આજે કાયદામાં ગુનેગારને પોતે ગુનેગાર નથી તે સાબિત કરવાની જવાબદારી નાખવામાં આવી નથી, અને તેની આખી જવાબદારી ફરિયાદી પક્ષને માથે છે, તેમાં પણ સુધારો થવો જોઈએ. કેવળ ફરિયાદી પક્ષ ગુનો પુરવાર ન કરી શકે એટલું પૂરતું ન ગણાવું જોઈએ, આરોપી પક્ષે પણ પોતે નિર્દોષ છે તે સાબિત કરી આપવું જોઈએ. ખૂનના કેસમાં પણ આજના ફોજદારી કાયદામાં આરોપીને પોતાની નિર્દોષતા સાબિત કરવાની હોતી નથી એટલે ફરિયાદી ગુનો પુરવાર ન કરી શકે એટલે એ છટકી જઈ શકે છે.

આવા ખૂન કેસોમાં અમુક વખતે આરોપીઓએ રાતોરાત શબને બાળી દીધું હોય છે. સમાજના રિવાજ પ્રમાણે રાત્રે શબ બાળવામાં આવતું ન હોય એ સંજોગોમાં રાત્રે એને બાળી દેવામાં આવ્યાનો પુરાવો હોવા છતાં આરોપીને માથે એની નિર્દોષતા સાબિત કરવાની જવાબદારી ન હોવાથી એ છેવટે શકના લાભમાંય છૂટી જાય છે.

*

બાળલગ્નોને તો હવે ગેરકાયદેસર ઠરાવવાનો સમય પાકી ગયો છે. એ કાયદો થયાં ત્રીસ વર્ષ વીતી ગયાં છે, છતાં આજે પણ જો લાખો લગ્નો એવાં થતાં હોય તો માબાપના એ અજ્ઞાતપણાને લીધે બાળકોને એનો દંડ દેવાવો બંધ થવો જોઈએ. હયાત પત્નીએ બીજું લગ્ન જેમ કાયદેસર નથી ગણાતું તેમ બાળલગ્ન પણ ગેરકાયદેસર ગણાવું જોઈએ. છેવટ વચલા રસ્તા તરીકે બાળલગ્ન થયેલ છોકરો કે છોકરી પુખ્ત ઉંમરનાં થતાં છૂટાં થવા માગે તો બાળલગ્ન હોવાને કારણે તેમનો હક માન્ય કરવો જોઈએ.

[ સંસાર : ઑગસ્ટ ૧૯૫૯ ]

**નીતિનાશને માર્ગે તથા સંતતિનિયમન :**

ગાંધીજી [ પુસ્તિકા ૧ તથા ૨ દરેકની કિં. ૦-૪૦ ]

નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ

'ગાંધીજીના વિચારોનો જનસાધારણ સુધી, મોટા પાયા પર, વિસ્તાર કરવાના હેતુથી આ નાની શ્રેણી શરૂ કરવામાં આવી છે. અને તેનું સંપાદન ગાંધીવિચારના અચ્છા અભ્યાસી શ્રી આર. કે. પ્રભુને હાથે થઈ રહ્યું છે, એ આનંદની વાત છે.

**તળાવડીને આરે**

અનુ : નાનક મેઘાણી : મહેન્દ્ર મેઘાણી

[ મૂળ લેખક : મરવિન સ્કીપર, ચિત્રકાર : શીલા હોકિન્સ ]

સંસ્કાર સાહિત્ય મંદિર : ભાવનગર

રૂ. ૧-૫૦

મેઘાણીબંધુઓને કિશોરો અને પ્રૌઢો માટેના સાહિત્યની આપસૂઝ છે. વિદેશી સાહિત્યના પુંજમાંથી એવા સુંદર મણકા કાઢી ગુજરાતીમાં રજૂ કરવાની ખાસી મજાની આવડત છે. કોન-ટિકીથી શરૂ થયેલી એમની આ પ્રવૃત્તિ ધીમી છતાં નક્કર રીતે ( આઈબંધ, તિબેટના ભીતરમાં, નવા માનવી ) આગળ વધી છે. અમે આ પુસ્તિકા તથા મેઘાણી-ભાઈઓના આ પ્રયાસને આવકારીએ છીએ.

આ પુસ્તિકામાં કેલિફોર્નિયાનાં જંગલોનાં જનાવરોની લોક-કથાઓ રજૂ કરવામાં આવી છે.

**મારી સાહિત્યસેવા ( શ્રી ભરતરામ ભાનુસુખરામ મહેતાનો આત્મપરિચય )**

( લેખક પ્રકાશક પોતે : સ્થળ, આનંદપુરા, વડોદરા )

રૂ. ૧-૦૦

૬૬ વર્ષના પીઢ સાહિત્યસેવી ભરતરામભાઈની સાહિત્ય-સેવાની માહિતી આ પુસ્તિકામાં આપવામાં આવી છે; તે જોઈ જનારને પ એમની બહુવિધ સાહિત્ય પ્રવૃત્તિ ( કોષ, સંશોધન, સાહિત્ય, જીવનચરિત્ર, ઇતિહાસ, ભૂગોળ, શિક્ષણશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ચિંતન, અર્થશાસ્ત્ર બાળસાહિત્ય, વાર્તા, વ્યાપાર,-આટલા વિષયોનાં, ૨૯ પુસ્તકો તથા સેંકડો લેખો ) નો ખ્યાલ આવ્યા વિના નહિ રહે. ઉપરાંત, સ્વ. શ્રી. રમણલાલ વ. દેસાઈએ શ્રી. ભરતરામભાઈની ૬૦મી વર્ષગાંઠે લખેલો લેખ અને બીજાં અવતરણો ઉપરથી તેમની અન્ય વિશેષતાઓનો પરિચય પ્રાપ્ત થાય છે.

આગલી પેઢીના એક અતિ ઉદ્યમી સાહિત્યસેવકનો આ પરિચય 'ભુલાઈ જતા સજ્જન'ની સ્મૃતિ તાજી કરાવ્યા વિના નહિ રહે.

ગાંધીજીને 'સ્થાપિત-હિતોના દલાલ' તરીકે લેખવામાં આ શબ્દે ફાળો આપ્યો હતો.

પરંતુ ગાંધીજીએ એક પાયાની વાત વિચારી લીધી હતી કે, બળજબરીથી 'સમાનતા' સ્થાપવા જતાં, વ્યક્તિ-સ્વાતંત્ર્ય જ છેદાવા માંડે છે; અને એક વાર એ રસ્તે પગ લપસ્યો પછી, લાંબે ગાળે રાજ્યસત્તાની બેફામ પકડમાં જ એનું પરિણામ આવ્યા વિના નહિ રહે.

આ સંદર્ભમાં ગાંધીજીની ટ્રસ્ટીશીપની ભાવના સમજવી જરૂરી છે.

ગાંધીજી સૌથી પ્રથમ, 'શારીરિક શ્રમ વિના રોટીનો અધિકાર નહિ' એવા ટોલ્સટોયવાદી સૂત્રનો આધાર લે છે. અને ગમે તે બીજો વ્યવસાય કરો ન કરો, પણ શારીરિક શ્રમ તો ફરજિયાત કરવો જ રહ્યો! એટલે કે શોષણને માટે સ્થાન જ નહિ.

**આવા સમાજમાં** કોઈની બુદ્ધિ, કોઈની શક્તિ, કોઈની આવડત, કોઈની કરકસર આદિને કારણે, સંપત્તિનો **યત્કિંચિત સંગ્રહ** થાય; તો પોતાની ઓછામાં ઓછી જરૂરિયાત પૂરતો તેનો ઉપભોગ કર્યા બાદ, 'ટ્રસ્ટી' તરીકે બાકીની સંપત્તિની સાચવણી કરવાનો ધર્મ તેઓ ચીંધતા હતા.

પરંતુ આજના જમાનામાં, આજની પરિસ્થિતિમાં, જો કાનૂનથી જંગી મિલકતો ઉપર કાપ મુકાવાનો જ ન હોય, અને કેવળ એની મહેરબાની અને સ્વેચ્છા ઉપર જ આધાર રાખવાનો હોય તો, 'ટ્રસ્ટીશીપ'નું સૂત્ર ભિલકું શોષકોનું કવચ બની નથી જતું?

ગાંધીજી તડ ને ફડ જવાબ આપે છે: મારો તો આદર્શ અપરિગ્રહવૃત્તિનો છે. જરૂરથી વધારે ઉપભોગ નહિ, સંઘરો નહિ. પરંતુ હું આજની અસમાનતા અને એનાં અનિષ્ટોને છૂટો દોર આપવા નથી ઇચ્છતો એટલા માટે તો 'ટ્રસ્ટીશીપ'ની —આદર્શ તથા વ્યવહારની વાત રજૂ કરું છું. બળજબરીથી મિલકત છીનવી લઈ શકાય છે, પરંતુ માલિકીની વૃત્તિ નહિ. હું એ વૃત્તિ જ—હઠાવી દેવા માગું છું...

ગાંધીજી સમજતા હતા: આજે અસમાનતા દૂર કર્યા પછી ય, વળી પાછી નવી અસમાનતા પ્રવેશવાની—શક્તિ, આવડત, ટેવ આદિને કારણે. વળી પાછો 'સ્થાપિત હિતધારી વર્ગ' (Privileged class) ઊભો થવાનો—એક યા બીજા નામે. આવી સમજથી ગાંધીજી એની સામેય 'ટ્રસ્ટીશીપ'ની પાળ બાંધતા હતા: જેથી, 'કાનૂની' રીતે માલિકીહક્ક વ્યક્તિનો રહે, પરંતુ, વ્યવહારમાં તો તેનો અધિકાર મર્યાદિત બની જાય.

પરંતુ પોતાને 'ટ્રસ્ટી' તરીકે સ્વીકારનારના વારસદારનું શું? વારસાહક્ક કોને રહેશે? મૂળ માલિક કે રાજ્ય એનો નિર્ણય કરશે?

ગાંધીજી અહીં બિલકુલ વ્યવહારુ ધોરણ પર આવી જાય છે: 'પસંદગી તો મૂળ માલિકની જ રહે, જે પ્રથમ ટ્રસ્ટી બન્યો હોય; પરંતુ એનો આખરી નિર્ણય રાજ્ય કરે......' 'આથી બંને ઉપર કાબૂ રહે છે.'

(તા. ૨-૨-૧૯૪૭: પ્રાર્થના પ્રવચન)

(અહીં ગાંધીજીએ એક વાત સ્પષ્ટ કરી છે કે રાજ્ય પણ આદર્શ સ્થિતિમાં હિંસક જ હશે, એમ માનવાને કારણ નથી).

પરંતુ આટલું પૂરતું નથી એ વાત સમજી જઈ, ગાંધીજી વધુ ખુલાસો કરે છે—

**અનુકૂળ પરિસ્થિતિ પેદા થાય અને મૂડીવાદમાંથી ટ્રસ્ટીશીપનું પરિવર્તન કરતો કાનૂન થાય તે દરમ્યાન મૂડીવાદની શુભ ઇચ્છા ઉપર જ લટકી રહેવાની જરૂર નથી. જો તે બુદ્ધિપુરઃસરની અપીલને અનુકૂળ થવા તૈયાર જ ન અસહકારનું શસ્ત્ર તેની સામે ઉગામવું**

**(હરિજન: ૩૧-**

ગાંધીજીની કલ્પના મુજબ, ઉદ્યોગો મૂડીદારોના સહિયારા હોવા જોઈએ, જેમાં ટ્રસ્ટી' હોય. બંને સમાજહિતની દૃષ્ટિએ પોતાની ફરજોમાંથી જ અધિકારો પ્રાપ્ત કરે 'સહ-ટ્રસ્ટી' તરીકે ન વર્તે તો કામદારો તરીકે અહિંસક હડતાળનો માર્ગ પણ લઈ

પરંતુ આવું બધું કરવા કરતાં સીધી ઉદ્યોગોની માલિકી સુપ્રત થઈ

**નીતિનાશને માર્ગે તથા સંતતિનિયમન:**

ગાંધીજી [ પુસ્તિકા ૧ તથા ૨ દરેકની કિં. ૦-૪૦ ]

નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ

ગાંધીજીના વિચારોને જનસાધારણ સુધી, મોટા પાયા પર, વિસ્તાર કરવાના હેતુથી આ નાની શ્રેણી શરૂ કરવામાં આવી છે. અને તેનું સંપાદન ગાંધીવિચારના અચ્છા અભ્યાસી શ્રી આર. કે. પ્રભુને હાથે થઈ રહ્યું છે, એ આનંદની વાત છે.

**તળાવડીને આરે**

અનુ : નાનક મેઘાણી : મહેન્દ્ર મેઘાણી

[ મૂળ લેખક : મરવિન સ્કીપર, ચિત્રકાર : શીલા હોકિન્સ ]

સંસ્કાર સાહિત્ય મંદિર : ભાવનગર

રૂ. ૧-૫૦

મેઘાણીબંધુઓને કિશોરો અને પ્રૌઢો માટેના સાહિત્યની આપસૂઝ છે. વિદેશી સાહિત્યના પુંજમાંથી એવા સુંદર મણકા વીણી ગુજરાતીમાં રજૂ કરવાની ખાસ્સી મજાની આવડત છે. કોન-ટિકીથી શરૂ થયેલી એમની આ પ્રવૃત્તિ ધીમી છતાં નક્કર રીતે ( ભાઈબંધ, તિબેટના ભીતરમાં, નવા માનવી ) આગળ વધી છે. અમે આ પુસ્તિકા તથા મેઘાણી-ભાઈઓના આ પ્રયાસને આવકારીએ છીએ.

આ પુસ્તિકામાં ઓનિર્યાનાં જંગલોનાં જાનવરોની લોક-કથાઓ રજૂ કરવામાં આવી છે.

**મારી સાહિત્યસેવા ( શ્રી ભરતરામ ભાનુસુખરામ મહેતાનો આત્મપરિચય )**

( લેખક પ્રકાશક પોતે : સ્થળ, આનંદપુરા, વડોદરા )

રૂ. ૧-૦૦

૬૬ વર્ષના પીઢ સાહિત્યસેવી ભરતરામભાઈની સાહિત્ય-સેવાની માહિતી આ પુસ્તિકામાં આપવામાં આવી છે; તે જોઈ જનારને પ એમની બહુવિધ સાહિત્ય પ્રવૃત્તિ ( કોષ, સંશોધન, સાહિત્ય, જીવનચરિત્ર, ઇતિહાસ, ભૂગોળ, શિક્ષણશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ચિંતન, અર્થશાસ્ત્ર બાળસાહિત્ય, વાર્તા, વ્યાપાર,-આટલા વિષયોનાં, ૨૯ પુસ્તકો તથા સેંકડો લેખો ) નો ખ્યાલ આવ્યા વિના નહિ રહે. ઉપરાંત, સ્વ. શ્રી. રમણલાલ વ. દેસાઈ એ શ્રી. ભરતરામભાઈ-ની ૬૦મી વર્ષગાંઠે લખેલો લેખ અને બીજાં અવતરણો ઉપરથી તેમની અન્ય વિશેષતાઓનો પરિચય પ્રાપ્ત થાય છે.

આગલી પેઢીના એક અતિ ઉદ્યમી સાહિત્યસેવકનો આ પરિચય 'ભુલાઈ જતા સજ્જન'ની સ્મૃતિ તાજી કરાવ્યા વિના નહિ રહે.

ગાંધીજીને, 'સ્થાપિત હિતોના દલાલ' તરીકે લેખવામાં આ શબ્દે ફાળો આપ્યો હતો.

પરંતુ ગાંધીજીએ એક પાયાની વાત વિચારી લીધી હતી કે, બળજબરીથી 'સમાનતા' સ્થાપવા જતાં, વ્યક્તિ-સ્વાતંત્ર્ય જ છેદાવા માંડે છે; અને એક વાર એ રસ્તે પગ લપસ્યો પછી, સાંબે ગાળે રાજ્યસત્તાની બેફામ પકડમાં જ એવું પરિણામ આવ્યા વિના નહિ રહે.

આ સંદર્ભમાં ગાંધીજીની ટ્રસ્ટીશીપની ભાવના સમજવી જરૂરી છે.

ગાંધીજી સૌથી પ્રથમ, 'શારીરિક શ્રમ વિના રોટીનો અધિકાર નહિ' એવા ટૉલસ્ટૉયવાદી સૂત્રનો આધાર લે છે. અને ગમે તે બીજો વ્યવસાય કરો ન કરો, પણ શારીરિક શ્રમ તો ફરજિયાત કરવો જ રહ્યો! એટલે કે શોષણને માટે સ્થાન જ નહિ.

આવા સમાજમાં કોઈની બુદ્ધિ, કોઈની શક્તિ, કોઈની આવડત, કોઈની કરકસર આદિને કારણે, સંપત્તિનો **યત્કિંચિત** સંગ્રહ થાય, તો પોતાની ઓછામાં ઓછી જરૂરિયાત પૂરતો તેનો ઉપભોગ કર્યા બાદ, 'ટ્રસ્ટી' તરીકે બાકીની સંપત્તિની સાચવણી કરવાનો ધર્મ તેઓ ચીંધતા હતા.

પરંતુ આજના જમાનામાં, આજની પરિસ્થિતિમાં, જો કાનૂનથી જંગી મિલકતો ઉપર કાપ મુકાવાનો જ ન હોય, અને કેવળ એની મહેરબાની અને સ્વેચ્છા ઉપર જ આધાર રાખવાનો હોય તો, 'ટ્રસ્ટીશીપ'નું સૂત્ર ઊલટું શોષકોનું કવચ બની નથી જતું?

ગાંધીજી તડ ને ફડ જવાબ આપે છે: મારો તો આદર્શ અપરિગ્રહવૃત્તિનો છે. જરૂરથી વધારે ઉપભોગ નહિ, સંઘરો નહિ. પરંતુ હું આજની અસમાનતા અને એનાં અનિષ્ટોને છૂટો દોર આપવા નથી ઇચ્છતો એટલા માટે તો 'ટ્રસ્ટીશીપ'ની —આદર્શ તથા વ્યવહારની વાત રજૂ કરું છું. બળજબરીથી મિલકત છીનવી લઈ શકાય છે, પરંતુ માલિકીની વૃત્તિ નહિ. હું એ વૃત્તિ જ-હટાવી દેવા માગું છું...

ગાંધીજી સમજતા હતા: આજે અસમાનતા દૂર કર્યા પછી ય, વળી પાછી નવી અસમાનતા પ્રવેશવાની—શક્તિ, આવડત, ટેવ આદિને કારણે. વળી પાછો 'સ્થાપિત હિતધારી વર્ગ' (Privileged class) ઊભો થવાનો—એક યા બીજા નામે. આવી સમજથી ગાંધીજી એની સામેય 'ટ્રસ્ટીશીપ'ની પાળ બાંધતા હતા: જેથી, 'કાનૂની' રીતે માલિકીહક્ક વ્યક્તિનો રહે, પરંતુ, વ્યવહારમાં તો તેનો અધિકાર મર્યાદિત બની જાય.

પરંતુ પોતાને 'ટ્રસ્ટી' તરીકે સ્વીકારનારના વારસદારનું શું? વારસાહક્ક કોને રહેશે? મૂળ માલિક કે રાજ્ય એનો નિર્ણય કરશે?

ગાંધીજી અહીં બિલકુલ **વ્યવહારુ** ધોરણ પર આવી જાય છે: 'પસંદગી તો મૂળ માલિકની જ રહે, જે પ્રથમ ટ્રસ્ટી બન્યો હોય; પરંતુ એનો આખરી નિર્ણય **રાજ્ય** કરે......' 'આથી બંને ઉપર કાબૂ રહે છે.'

(તા. ૨-૨-૧૯૪૭: પ્રાર્થના પ્રવચન)

(અહીં ગાંધીજીએ એક વાત સ્પષ્ટ કરી છે કે રાજ્ય પણ આદર્શ સ્થિતિમાં હિંસક જ હશે, એમ માનવાને કારણ નથી).

પરંતુ આટલું પૂરતું નથી એ વાત સમજી જઈ, ગાંધીજી વધુ ખુલાસો કરે છે—

**અનુકૂળ પરિસ્થિતિ પેદા થાય અને મૂડીવાદમાંથી ટ્રસ્ટીશીપનું પરિવર્તન કરતો કાનૂન થાય તે દરમ્યાન મૂડીવાદની શુભ ઇચ્છા ઉપર જ લટકી રહેવાની જરૂર નથી. જો તે બુદ્ધિપુરસ્સરની અપીલને અનુકૂળ થવા તૈયાર જ ન થાય તો, અસહકારનું શસ્ત્ર તેની સામે ઉગામવું રહે!**

**(હરિજન: ૩૧-૩-૧૯૪૬)**

ગાંધીજીની કલ્પના મુજબ, ઉદ્યોગો મજૂર અને મૂડીદારોના સહિયારા હોવા જોઈએ, જેમાં બંને 'સહ-ટ્રસ્ટી' હોય. બંને સમાજહિતની દૃષ્ટિએ જ કામ કરે. પોતાની કમાણીમાંથી જ અધિકારો પ્રાપ્ત કરે. જો માલિકો 'સહ-ટ્રસ્ટી' તરીકે ન વર્તે તો કામદારો 'સહ-ટ્રસ્ટી' તરીકે અહિંસક હડતાળનો માર્ગ પણ લઈ શકે.

પરંતુ આવું બધું કરવા કરતાં રાજ્યહસ્તક સીધે સીધી ઉદ્યોગોની માલિકી સુપ્રત થઈ જાય તો શું ખોટું?

એમણે તો કહી નાખ્યું હતું કે, એકવાર એક લશ્કર નિર્દોષ સ્ત્રી પુરુષોનાં શબ ઉપર કૂચ કરી ગયા બાદ ફરી કદિ એવો પ્રયોગ કરવાની હિંમત નહિ કરી શકે. ( હરિજન : ૩૧-૧૨-૧૯૩૧ )

● ગાંધીજીને એ વાતની પાકી પ્રતીતિ થઈ ચૂકી હતી કે,—અણુયુગમાં શસ્ત્રની સરસાઈદ્વારા કોઈ રાષ્ટ્ર પોતાની જાતને યુદ્ધ, કતલ, ખૂનખરાબીથી બચાવી શકશે નહિ. ભારત જેવા નિઃશસ્ત્ર રાષ્ટ્ર માટે, અને બીજા નાના અને નિર્બળ રાષ્ટ્રો માટે તો, શસ્ત્રોની સરસાઈ વ્યવહારુ રીતે ય શક્ય નથી. એમણે તો એ સવાલ જ વિચારવાનો રહેતો નથી. સવાલ વિચારવાનો રહે છે—ને વ્યવહારુ રીતે ય શક્ય છે તે કેવળ અહિંસક પ્રતિકારનો જ છે. અણુયુગમાં એ જ એકમાત્ર શ્રેય અને સલામત માર્ગ છે. શસ્ત્ર-માર્ગે તો હાર મળતાં, પ્રજામાં ભયંકર પ્રત્યાઘાત અને નિરાશા જન્મે છે; નૈતિક અધઃપતન આવે છે, ત્યારે નિઃશસ્ત્ર અહિંસક પ્રતિકાર-માં એવી કોઈ સંભાવના નથી.

ગાંધીજી કહે છે: યુદ્ધનું શાસ્ત્ર જ ખુલ્લી સરમુખત્યારી તરફ લઈ જાય છે. ત્યારે કેવળ અહિંસાનું વિજ્ઞાન શુદ્ધ લોકશાહી તરફ લઈ જઈ શકે... ( હરિજન ૧૫-૧૦-૩૮ ) એટલે તો, જેમને લોકશાહી જોઈતી હશે ને સાચવવી હશે તેમણે અહિંસક બનવું જ રહ્યું; નહિ તો, સરમુખત્યારશાહીને અપનાવી લેવી રહી.

ગાંધીજીએ, સ્વરાજ પછી પણ, ભારત માટે પોતાની સરહદોની રક્ષા માટે કેવળ અહિંસક માર્ગ અપનાવવાની જ સલાહ આપી હતી, ને શસ્ત્રોની હરીફાઈમાં ઊતરી જાતે આત્મહત્યા ન વહોરવા ચેતવણી આપી હતી. (૧૪-૧૦-૩૯) તેઓ કહેતા કે રાષ્ટ્રની રક્ષા માટે સ્વયંસેવકો જ બસ છે.

યુદ્ધ પાછળ ખરચાતી શક્તિ અને સંપત્તિ શાંતિમય રચનાત્મક કાર્ય પાછળ ખર્ચમાં આવે તો ભારતની સુરત ફરી જાય એ વાત તેઓ ફરી ફરી પાઠ કરાવતા હતા. અને તેમણે યુદ્ધના દિવસો દરમ્યાન જ ભારતને નવો અખતરો અમલમાં મૂકી, યુદ્ધ અને વિનાશ ભણી દોડી રહેલી દુનિયાની સામે નવી જ્યોત, નવી આશા પ્રગટાવવા હાકલ કરી હતી. ( ૧૪-૧૦-૩૯ )

● ગાંધીજીની નાનાં સ્વયંપર્યાપ્ત ગ્રામ ઘટકોની વાત બીજી રીતેય, યુદ્ધના દિવસો માટે વિચારવા જેવી છે: શહેરોમાંના અતિ કેન્દ્રિત ઉદ્યોગો તો દુશ્મનનું પ્રથમ નિશાન બનીને ખતમ થઈ જવાના! એથી બચવા માટેય વિકેન્દ્રીકરણ કર્યા વિના છૂટકો નથી.

## ઉપસંહાર

શું આપણે ગાંધીજીને, આ બધાને અંતે, તરંગી યુટોપિયન કહીને નજરઅંદાજ કરી શકીએ એમ છીએ શું એમણે આપણા સમસ્ત ઔદ્યોગિક યુગની પાયાની સમસ્યાઓ, આજથી વર્ષો પૂર્વેથી, અત્યંત વેધક અને આર્ષ દૃષ્ટિએ નિહાળી લીધાં એનો ઇન્કાર થઈ શકે એમ છે અને તેમણે કલ્પનાના ઉડ્ડયનો રૂપે, વા કેવળ આદર્શ તરંગો રૂપે, વા કાગળ ઉપરના સુંદર મનોરાજ્યો રૂપે નહિ, પણ નક્કર સવાલોનો નક્કર રીતે જ વિચાર કરી લીધો હતો એય સ્પષ્ટ નથી શું ?

● અલબત્ત, ગાંધીજીના ચીંધેલા માર્ગો, તેના પૂરા logicમાં, ભલે આજે આપણે સ્વીકારી શક્યા નથી; પરંતુ આજના યુગની સમસ્યાઓ જે સ્વરૂપે વધુ ને વધુ ગહેરી બની રહી છે, તે બાહ્ય પરિસ્થિતિ જ શું આપણને ગાંધીવિચાર તરફ જ, ગાંધીના લૉજિક તરફ જ ધકેલી મારી રહી નથી ?

● અનુભવ અને ચિંતનને અંતે, આંતરિક સૂઝ અને આર્ષદૃષ્ટિને કારણે, પરિપક્વ બનેલી એમની આ વિચારણા સામે, આપણે, આજના યુગની તમામ સમસ્યાઓનો બીજો કોઈ વિધાયક ( Positive ) ઉકેલ, ચીંધી શકવાની સ્થિતિ-માં છીએ ખરા ? જગતના મોટા ભાગના ચિંતકો આજે વિકેન્દ્રીકરણ તરફ વળી રહ્યા છે. અહિંસક સાધનો તરફ દુનિયા આખી ધકેલાઈ રહી છે. આજ પૂર્વે કેવળ આદર્શની ગણાતી અને વ્યવહારમાં અશક્ય મનાતી અનેક વાતો તરફ દુનિયા ધીમી, છતાં ન છૂટકે વળી રહી છે...

ગાંધીજી દુનિયા આખી સામે નવી ક્ષિતિજોનો વિસ્તાર પાથરી ગયા છે. અલબત્ત એનું પૂરું રહસ્ય હજી ખુલ્લું થયું નથી; પરંતુ અણુયુગના વિકાસની સાથે સાથે એ રહસ્ય વધુ ને વધુ પ્રગટ થઈ રહ્યું જ છે...

આખરે, કોઈ ક્ષિતિજ કદિ આંબી શકાતી નથી. એ તો સદાકાળ આગળ ને આગળ જ સરકતી, માનવ પુરુષાર્થને

પ્રેરણા આપતી જ રહેવાની; અને આજે અશક્ય લાગતી અનેક વાતો કાલે શક્ય બની જવાની !

ગાંધીજીનું આ સ્વરાજ્ય–દર્શન ક્યારે કેવી રીતે, પરિણામદાયી નીવડશે એ તો કોણ કહી શકે ? અલબત્ત, ગાંધીજીને તો, રોજ સૂર્ય ઊગવા વિષે જેટલી શ્રદ્ધા હતી, એટલી જ શ્રદ્ધા અવશ્યંભાવિ અહિંસક રામરાજ્ય વિષે હતી.

[ આ લેખમા ગાંધીજીના અધ્યાત્મ દર્શન વિષે-ઈશ્વર, સત્ય, અહિંસા, પ્રેમ, બ્રહ્મચર્ય આદિ પરત્વેની તેમની નિષ્ઠા વિષે કશો ઉલ્લેખ નથી; પરંતુ. એની ચર્ચામાં ઊતર્યા વિના, અહીં એટલું કહી દેવું તો આવશ્યક છે કે, ગાંધીજીના સ્વરાજ્ય-દર્શન અને સ્વરાજ્ય-સાધના પાછળ જો કોઈ પરમ-ચરમ શક્તિ હોય તો તે આ અધ્યાત્મ-નિષ્ઠાની જ હતી, એમ તેઓ પોતે અસંખ્ય વાર જાહેર કરી ચૂક્યા છે.]

## ૫૦૦ શિષ્ટ પુસ્તકોની યાદી

પુસ્તકાલયોને પુસ્તકો ખરીદવામાં માર્ગદર્શક થઈ ... તે માટે જુદા જુદા વિષયોનાં કુલ ૫૦૦ શિષ્ટ પુસ્તકોની યાદી તૈયાર કરી તે યાદી પ્રસિદ્ધ કરવાનું પુસ્તકાલય સહાયક સહકારી મંડળે ઠરાવ્યું છે.

પુસ્તકોની યાદી વિષયવાર તૈયાર કરવાની છે. તે ઉપરાંત તે પુસ્તકોનાં નામની સાથે લેખક, પ્રકાશક અને કિંમત પણ જણાવવી જરૂરી છે.

શ્રેષ્ઠ ગુજરાતી પુસ્તકોની યાદી વેળાસર નીચેને સરનામે મોકલી આપવા વિનતિ છે.

તંત્રી, ' પુસ્તકાલય '
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
રાવપુરા, પો. બો. ૧૦, વડોદરા

---


Alembic
ગ્લાયકોડિન
ટર્પ વસાકા
ગ્લાયકોડિન-ટર્પ-વસાકા
લેવાથી તમારી ખાંસી
જલદી મટી જશે
ખાંસી માટે તે ઘરગથ્થુ દવા છે.
એલેમ્બિક કેમીકલ વર્કસ કું. લિ., વડોદરા-૩.
QTV-57-28.

# વિશ્વ માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિક

## ૨૧






વાર્ષિક રૂા. ૬–૦૦ છૂટક ૦–૬૨ ન.પૈસા (૧૦ આના)

[ પરદેશ–શિલિંગ ૧૫ ]

# પૈસા અને સત્તા

—રવીન્દ્રનાથ ટાગોર

છેલ્લી કેટલીક સદીઓથી ધનૈશ્વર્ય બાબતની આપણી માન્યતાઓમાં જબરજસ્ત વિનાશક પરિવર્તન આવી ગયેલ છે. પહેલાંના યુગમાં લોકો એના પ્રત્યે કંઈક મર્યાદાથી જોતા, કંઈક અંશે એના પ્રત્યે અપમાનની દૃષ્ટિએ જોતા. પણ આજે તો એમણે પૈસાની આગળ ઘૂંટણીઆ ટેકવી દીધા છે.

સમાજમાં એને માટે પણ પૂરતું, મોટું સ્થાન હોવું જોઈએ, એ વિષે કંઈ સવાલ નથી. પરંતુ જ્યારે જગતનાં અમર મૂલ્યો માટે અનામત રાખવામાં આવેલાં આસનો પર પણ આપણે પૈસાને બિરાજતો જોઈએ છીએ—ને તે આપણને લાંચ આપીને, આપણી નૈતિક ભાવનાઓ સાથે છેડછાડ કરીને, માનનીય મૂલ્યો ને આદર્શો સામેની લડાઈમાં, આપણા સમાજનાં ઉત્તમ તત્ત્વોને દેશદ્રોહી મોરચે ખડાં કરીને, ને એમ કરવામાં એની તુચ્છતાને આડંબરના ઢાંકણા હેઠળ ને મનમોહક રંગોની છાયા હેઠળ ઢાંકી દઈને.... ત્યારે તો હદ આવી જાય છે.

ને આ પરિસ્થિતિ જ ચલણી બની ગઈ છે; કારણ કે વિજ્ઞાનની મદદ મળતાં નફો ખાવાની જે શકયતા છે, તે આજે એકાએક અમર્યાદ બનીને ઊભી રહી ગઈ છે.

પૃથ્વીના એક ખૂણાથી બીજા ખૂણા સુધી પથરાયેલી આખી માનવજાત, આજે લોભ ને અકરાંતિયાપણાનું ગુરુત્વાકર્ષણ અનુભવી રહી છે. ને નાના નાના અસંખ્ય નક્ષત્રોની માફક એ એક જ ગ્રહને મધ્યમાં રાખી ચક્કર ચક્કર ફરી રહેલ છે! એને પરિણામે, આજે આપણો સમાજ એના નૈતિક ગર્ભમાંથી, આંખે ચડે એટલી હદે ચ્યુત થયેલો દેખાય છે.

પહેલાંના વખતમાં આ પૃથ્વી પર જ્ઞાન અને અધ્યાત્મની શક્તિને પોતાનું આગવું ગૌરવ હતું એને પોતાની આગવી સ્વતંત્રતા હતી, એમને કદી હાટબજારની તેજીમંદીના—ભરતી ઓટના રવાડે ચઢી, આમથી તેમ અથડાવું પડતું નહિ.

પણ આજે તો, રોગની આખરી અસાધ્ય હાલતમાં બને છે તેમ, પૈસાની ઘાતક અસર છેક આપણા મગજ સુધી પહોંચી ગઈ છે, ને આપણા હૃદયને પણ એણે અસરમાં લઈ લીધું છે!

ને હવે તો નાગાઈ કરનાર દાદાની જેમ, એણે સામ, દામ, ભેદ ને દંડ, બધાનો ઉપયોગ કરીને, ઉચ્ચ સામાજિક આદર્શોના આસન પર પોતાનું સ્થાન જમાવી દીધું છે. ને ત્યાં રહ્યા રહ્યા બીજાને તક દેખાડી લલચાવવાનું, ને સારાખોટાના નિર્ણયો આપવાનું કામ પોતાને માથે ઉપાડી લીધું છે! અરે, વિજ્ઞાન એકલું જ એને પડખે છે, એમ નથી. આજે તો વિજ્ઞાન ઉપરાંત, ધર્મ જેવો દેખાવ ધરાવનારાં બળો;—જેમ કે રાષ્ટ્રશક્તિ, ને એને

નામે, સંગઠિત સ્વાર્થને આદર્શ તરીકે સ્થાપનારાં બળો પણ એની સાથે છે. એમની કાર્યપદ્ધતિઓ ઘણી અસરકારક ને ચોક્કસ છે. ને વાઘના નહોરની જેમ એમણે એને સુંવાળા મ્યાનમાં સંતાડેલી છે.

એની કતલ નરી આંખે દેખી શકાય એવી નથી. કારણ એ મૂળની–પાયાની છે, ને જિંદગીનો એના મૂળમાંથી નાશ કરનારી છે. એની જે નિર્દય લૂંટ છે, તે વૈજ્ઞાનિક પદ્ધતિઓના પડદા પાછળ ચાલનારી છે....બહારથી તમને જવાબદાર હોવાનો દેખાવ કરનારી ને હંમેશાં તમારા કોઈ પણ સવાલનો જવાબ પૂરો પાડવાનો ડોળ કરનારી છે.

પોતાનાં કલંકો પર ઢાંકપિછોડો કરતી, તે હંમેશાં પોતાની ભદ્રતાને અકલંક દેખાડે છે પોતાની રાજનીતિમાં તે હંમેશાં છૂટથી અસત્યનો ઉપયોગ કરે છે. ને એના જેવા જ વ્યાપારમાં સંડોવાયેલો સામો પક્ષ એ અસત્યોને કદિક ઉઘાડાં પાડે છે, ત્યારે જ એ કંઈક ક્ષોભ અનુભવે છે.

કોઈ પણ જાતના સિદ્ધાંત વિહોણી એની પ્રચારનીતિએ હંમેશાં કોઈ પણ અસત્યને છાવરી વારવા માટેના રસ્તા ઉઘાડા રાખેલ છે. નૈતિકતાની છાપવાળી બાટલીઓમાં ભરી રાખેલ, આંખ ઠારે એવાં રંગમિશ્રિત વશીકરણ રસાયણોનો ચોક્કસ માત્રામાં વારંવાર ઉપયોગ કરી, એ દ્વારા ગાડરિયું લોકમાનસ તૈયાર કરી, એને સંકોરતા રહેવાનો ક્રમ એ અખત્યાર કરે છે.

હકીકતે, માણસે આજે, માનવતાની ઉચ્ચતમ ભૂમિકા પરથી વિકસતાં બળોને પોતાની સત્તા પાછળની દોટમાં અવરોધ રૂપ ગણીને, ખાંડાં બનાવી દેવાની કળા અખત્યાર કરેલી છે.

સત્તા અને પૈસાને વેદી પર પધરાવી ઊભા કરેલા આજના પૂજાસમારોહે, માણસને આદિ બર્બરતાની સ્થિતિમાં આણી મૂકયો છે....આજની એની બર્બરતાનો પથ બુદ્ધિનાં પૈશાચિક અજવાળાંથી છંટાયેલો છે....આદિ બર્બરતા એટલે માણસની ભૌતિક જીંદગીની સાદાઈનો યુગ; પણ આ બર્બરતા તો એનાં ઉપરછલ્લાં આભરણો ને વિવિધતાને કારણે ભુલભુલામણીમાં નાખી દે તેવી છે, ... એની પોતાની પાસે એવો કોઈ આદર્શ જ નથી, જેનામાં નૈતિક જવાબદારીનું

કમ્યુનિસ્ટો : કેરળ સરકાર અને લોકશાહી
કોંગ્રેસ : કેન્દ્ર સરકાર અને લોકશાહી
કમ્યુનિસ્ટ દ્વેષ અને લોકશાહી
'સ્વતંત્ર પક્ષ' અને લોકશાહી

વિચાર

# ારત : લોકશાહીની એરણ પર

—ભોગીલાલ ગાંધી

## ૧

## ્યુનિસ્ટો : કેરળ સરકાર અને લોકશાહી

કેરળમાં આખરે કેન્દ્રને વચ્ચે પડવું પડ્યું જ. અને ા-ગવર્નરના હેવાલને આધારે તથા વડી સરકારની ાહ અનુસાર કમ્યુનિસ્ટ સરકારને સ્થાનભ્રષ્ટ કરી, ગવર્નર ાકનું રાષ્ટ્રપ્રમુખનું શાસન સ્થાપી, નવી ચૂંટણીઓ ાનો રાહ લેવાયો...અલબત્ત, જેમને આવું પગલું ભરવું ું છે તે ખુદ રાજેન્દ્રબાબુ, ગવર્નર અને પં. નહેરુને ર થયું નથી. તેઓ જણાવે છે તેમ, પરિસ્થિતિએ લાદેલો, ટ્ટકે લેવો પડેલો આ એક માત્ર ઇલાજ હતો; તેમ ન હોત તો કેરળમાં ખુલ્લો ખૂનખાર આંતરવિગ્રહ પ્રગટ ાની જ ઘડીઓ ગણાઈ રહી હતી.

આ વાત સાચી છે.

ખુદ કમ્યુનિસ્ટ નેતાઓએ (અજય ઘોષ અને ગોપાલને) નહેરુ સાથેની આખરી મુલાકાત દરમિયાન એટલું તો ટ કર્યું હતું જ કે, તા. ૯મી ઑગસ્ટ પહેલાં જો કોઈ ક્કસ પગલાં નહિ ભરાય તો કેરળ લોહિયાળ આંતરવિગ્રહ-ખૂંપી જશે. આ સ્થિતિ ટાળવી જ રહી. (અલબત્ત, ્યુનિસ્ટ નેતાઓ એવું ઇચ્છતા ન હતા કે રાષ્ટ્રપ્રમુખ માં પડે, પરંતુ એમની સલાહ તો એવી હતી કે કેરળમાંના ્તિમોરચા'માંથી કોંગ્રેસ છૂટી થાય, એ પ્રકારનું વડાપ્રધાને ાણ આણવું જોઈએ )

પરંતુ કેરળની કોંગ્રેસ લડતથી અળગી થવા તૈયાર ન હતી. અને ૯મી ઑગસ્ટ તો આવી જ રહી હતી!

તો પછી, શું ૯મી ઑગસ્ટે 'મુક્તિમોરચો' અને કેરળ સરકાર વચ્ચે ખુલ્લો જંગ ખેલાઈ જવા દેવો? બલ્કે આંતરવિગ્રહની હોળી પેટાઈ જવા દેવી? અને એ વખતે કેરળ સરકાર પોતે જ પોકારી ઊઠે કે 'હવે મદદે ધાઓ' ત્યારે જ વચ્ચે પડવું? (કેરળ સરકારે છેક છેવટ સુધી, વિફરતી પરિસ્થિતિ જાણ્યા પછીય, કેન્દ્ર સરકારની મદદ માગી જ ન હતી, એ પણ ઘણું સૂચક છે!)

અલબત્ત, આવી પરિસ્થિતિ પેદા ન થાય, એ માટે કેરળ સરકાર, અને કમ્યુનિસ્ટોના જેટલી જ સચિંત કેન્દ્ર સરકાર પણ હતી. એટલે જ તો—

● જ્યારે કેરળ સરકાર પોતે પં. નેહરુની સલાહ મુજબ નવી ચૂંટણીનો સ્વીકાર કરવા તૈયાર ન થઈ; અને જ્યારે કેરળ-કોંગ્રેસ પણ પં. નહેરુની સલાહ મુજબ કોમી તત્ત્વોથી અલગ થઈ જવા, લડતને મર્યાદિત રાખવા તૈયાર ન થઈ, અને ૯મી ઑગસ્ટ આવતાં આવતાં, પરિસ્થિતિ બધી રીતે કાબૂ બહાર ચાલી જાય તેવી પાકી ખાત્રી સૌની જેમ પં. નહેરુનેય થઈ ચૂકી, ત્યારે કેન્દ્રની ડખલગીરીનો રાહ જ, કાનૂની અને શાંતિપૂર્ણ રાહ રહી ગયો હતો!

પરંતુ ઘડી ભર વિચારીએ કે, કમ્યુનિસ્ટોની ઇચ્છા મુજબ, પં. નહેરુના દબાણને અંતે, કેરળની કોંગ્રેસ લડતના ઉગ્ર સ્વરૂપથી દૂર રહી હોત (મર્યાદિત સ્વરૂપે, કાનૂની રીતે, વિરોધ પ્રદર્શિત કરવાથીય દૂર રહે-એવી તો અપેક્ષા કોઈએ નહિ સેવી હોય) તો શું થાત?

કમ્યુનિસ્ટો : કેરળ સરકાર અને લોકશાહી
કોંગ્રેસ : કેન્દ્ર સરકાર અને લોકશાહી
કમ્યુનિસ્ટ દ્વેષ અને લોકશાહી
' સ્વતંત્ર પક્ષ ' અને લોકશાહી

# ભારત : લોકશાહીની એરણ પર

—ભોગીલાલ ગાંધી

## ૧

## ક્મ્યુનિસ્ટો : કેરળ સરકાર અને લોકશાહી

કેરળમાં આખરે કેન્દ્રને વચ્ચે પડવું પડ્યું જ. અને ગ–ગવર્નરના હેવાલને આધારે તથા વડી સરકારની ાહ અનુસાર કમ્યુનિસ્ટ સરકારને સ્થાનભ્રષ્ટ કરી, ગવર્નર કનું રાષ્ટ્રપ્રમુખનું શાસન સ્થાપી, નવી ચૂંટણીઓ નો રાહ લેવાયો...અલબત્ત, જેમને આવું પગલું ભરવું ડ્યું છે તે ખુદ રાજેન્દ્રબાબુ, ગવર્નર અને પં. નહેરુને ે થયું નથી. તેઓ જણાવે છે તેમ, પરિસ્થિતિએ લાદેલો, ટક સેવો પડેલો આ એક માત્ર ઇલાજ હતો; તેમ ન હોત તો કેરળમાં ખુલ્લો ખૂનખાર આંતરવિગ્રહ પ્રગટ ની જ ઘડીઓ ગણાઈ રહી હતી.

આ વાત સાચી છે.

ખુદ કમ્યુનિસ્ટ નેતાઓએ (અજય ઘોષ અને ગોપાલને) . નહેરું સાથેની આખરી મુલાકાત દરમિયાન એટલું તો પષ્ટ કર્યું હતું જ કે, તા. ૯મી ઑગસ્ટ પહેલાં જો કોઈ ાક્સ પગલાં નહિ ભરાય તો કેરળ લોહિયાળ આંતરવિગ્રહ- ાં ખૂંપી જશે. આ સ્થિતિ ટાળવી જ રહી. (અલબત્ત, મ્યુનિસ્ટ નેતાઓ એવું ઇચ્છતા નં હતા કે રાષ્ટ્રપ્રમુખ ચમાં પડે, પરંતુ એમની સલાહ તો એવી હતી કે કેરળમાંના મુક્તિમોરચા 'માંથી કોંગ્રેસ છૂટી થાય, એ પ્રકારનું વડાપ્રધાને ગાણું આપવું જોઈએ.)

પરંતુ કેરળની કોંગ્રેસ લડતથી અળગી થવા તૈયાર ન હતી. અને ૯મી ઑગસ્ટ તો આવી જ રહી હતી!

તો પછી, શું ૯મી ઑગસ્ટે ' મુક્તિમોરચો ' અને કેરળ સરકાર વચ્ચે ખુલ્લો જંગ ખેલાઈ જવા દેવો? ભડકે આંતરવિગ્રહની હોળી પેટાઈ જવા દેવી? અને એ વખતે કેરળ સરકાર પોતે જ પોકારી ઊઠે કે 'હવે મદદે ધાઓ' ત્યારે જ વચ્ચે પડવું? (કેરળ સરકારે છેક છેવટ સુધી, વિફરતી પરિસ્થિતિ જાણવા પછીય, કેન્દ્ર સરકારની મદદ માગી જ ન હતી, એ પણ ઘણું સૂચક છે!)

અલબત્ત, આવી પરિસ્થિતિ પેદા ન થાય, એ માટે કેરળ સરકાર, અને કમ્યુનિસ્ટોના જેટલી જ સચિંત કેન્દ્ર સરકાર પણ હતી. એટલે જ તો—

● જ્યારે કેરળ સરકાર પોતે પં. નેહરુની સલાહ મુજબ નવી ચૂંટણીનો સ્વીકાર કરવા તૈયાર ન થઈ; અને જ્યારે કેરળ-કોંગ્રેસ પણ પં. નહેરુની સલાહ મુજબ કોમી તત્ત્વોથી અલગ થઈ જવા, લડતને મર્યાદિત રાખવા તૈયાર ન થઈ, અને ૯મી ઑગસ્ટ આવતાં આવતાં, પરિસ્થિતિ બધી રીતે કાબૂ બહાર ચાલી જાય તેવી પાકી ખાત્રી સૌની જેમ પં. નહેરુનેય થઈ ચૂકી, ત્યારે કેન્દ્રની ડખલગીરીનો રાહ જ, કાનૂની અને શાંતિપૂર્ણ રાહ રહી ગયો હતો!

પરંતુ ઘડી ભર વિચારીએ કે, કમ્યુનિસ્ટોની ઇચ્છા મુજબ, પં. નહેરુના દબાણને અંતે, કેરળની કોંગ્રેસ લડતના ઉગ્ર સ્વરૂપથી દૂર રહી હોત (મર્યાદિત સ્વરૂપે, કાનૂની રીતે, વિરોધ પ્રદર્શિત કરવાથીય દૂર રહે-એવી તો અપેક્ષા કોઈએ નહિ સેવી હોય) તો શું થાત?

જ નહિ, પરંતુ મોટા અને જૂજ ઇજારદારો સિવાયના મોટા ભાગના રાષ્ટ્રીય ઉદ્યોગપતિઓ સુદ્ધાં 'પીપલ્સ' (પ્રજા)ની વ્યાખ્યામાં આવી શકે છે, અને એમને સૌને સામ્યવાદના રાહે ચઢાવી શકાય છે, એવા વ્યાપક 'વર્ગસંબંધ'નો વ્યૂહ અપનાવ્યો હતો;અને એમના સૌના મત મેળવીને, પાર્લામેન્ટરી ચૂંટણીના રસ્તે રાજ્યસત્તા હાંસલ કરવામાં તેઓ સફળ થયા હતા. પરંતુ, સત્તામાં આવ્યા બાદ આ વર્ગ-સંબંધનું તત્ત્વજ્ઞાન કેટલી સહેલાઈથી સમેટાઈ ગયું!—એ કેરળના દષ્ટાંતે ચોંકાવનારી રીતે પ્રગટ કર્યું છે. એમનો વિરોધ કરનારા સૌ હવે એમને 'પીપલ્સ' (પ્રજા) ને બદલે 'એનિમિઝ' (દુશ્મનો) રૂપે દેખાઈ રહ્યા છે!

આ નીતિને કારણે, સ્થાપિત હિતોથી પ્રજાને અળગી કરી લેવાને બદલે, તેઓ પોતે જ પ્રજાથી દૂર ફેંકાઈ ગયા!

કેરળની પ્રજાના વિવિધ સમૂહોએ (કેવળ કામદારો અને કિસાનોએ જ નહિ) કેરળમાં કમ્યુનિસ્ટોને રાજ્યસત્તા પર સ્થાપ્યા, એ હકીકતનું રહસ્ય સમજીને, તેને અનુસરીને વર્તવાની સૂઝ સમજ અને શાણપણની તંદુરિબાદ પાસે તો અપેક્ષા હતી જ હતી. શરૂઆતમાં ઘણે અંશે, અને પાછળથી કેટલેક અંશે, તેમણે એ સૂઝ-શાણપણનાં દષ્ટાંતો આપ્યાં પણ છે. અને કદાચ, એમના જ હસ્તક છેવટના નિર્ણયો લેવાનું થયું હોત તો, તેમને નામે જે વાત જાહેર થઈ, પાછળથી રામમૂર્તિ (કમ્યુનિસ્ટ મુખ-પાત્ર!) એ જેનો ધરાર ઇન્કાર કરી દીધો તે વાત-કે, 'જો પરિસ્થિતિ થાળે પડે તો મુદ્દત પૂરી થતાં પૂર્વેય નવેસરથી ચૂંટણીનો વિચાર થઈ શકે'—તેવો નિર્ણય લેવાયો પણ હોત. પરંતુ છેલ્લે છેલ્લે કેરલ-ભૂમિ ઉપર જ મળેલી કમ્યુનિસ્ટ સેન્ટ્રલ કમિટીના ઠરાવે તો બાંધછોડના બધા દરવાજા બંધ કરી દઈ, આ વ્યાપક લડતને સ્થાપિત હિતોનાં તોફાનો તરીકે વખોડી, એને રાજ્યના બળદ્વારા પહોંચી વળવાની ધમકીઓ આપી, મોટામાં મોટી ભૂલ કરી હતી. અલબત્ત, બીજી બાજુ, વિરોધપક્ષો સાથે બેસીને વાટાઘાટો કરવાની તૈયારી બતાવી હતી. પરંતુ એનાથી વિશેષ વિચારવા તેઓ તૈયાર જ ન થઈ શક્યા. પરિણામે, કથળતી પરિસ્થિતિ આખરની પળુસી બેઠી.

અલબત્ત, કમ્યુનિસ્ટોએ પોતાના અઢી વર્ષના કારભાર દરમ્યાન કશું જ સારું નથી કર્યું, બધા જ લોકસમૂહો એની વિરુદ્ધ થઈ ગયા છે એવું માનવું પણ વાસ્તવિક નથી.

પરંતુ કમ્યુનિસ્ટોએ એમની જીંદગીની એક મોટી તક ગુમાવી તેની પાછળ તેમની પ્રજા અને પ્રગતિ વિષેની જડ સમજ જ કદાચ કારણરૂપ છે—

૧. એવું માનવું સદંતર ભૂલભરેલું છે કે, પ્રજા કેવળ આર્થિક સુધારા જ માગે છે; અને થોડાક સુધારા કરી દીધા પછી તેમને ગમે તે રીતે રમાડી યા રગડી શકાય છે.

૨. દરેક પ્રજાનો પોતાનો ઇતિહાસ હોય છે; દરેક તબક્કે તેની પક્વતાની નિશ્ચિત કક્ષા હોય છે. આ હકીકતની પરવા કર્યા વિના જ, થોડાક સુધારક કાનૂનો કરી દીધાથી કોઈ પ્રજા બીજાં પાસાં તરફ આંખો બંધ કરી જતી નથી.

૩. પ્રજાને સર્વસાધારણ એવી લોકશાહી વર્તનની અપેક્ષા હોય છે; સાવ નાની નાની વાતોમાંય તે સામાની સાચી ખોટી દાનતની કસોટી કરતી હોય છે. અને એથી જ્યારે તેના મન ઉપર સર્વસાધારણ એવી છાપ પડે છે કે,—

—સુધારકો એમના પોતાના સંકુચિત સ્વાર્થોથી પર નથી.

—સુધારકો સૌ (વિરોધીઓ સહિત)ની સાથે સરખો ન્યાય્ય વ્યવહાર રાખતા નથી.

—સુધારકો પ્રજાને કેળવીને, તેમનાં મન અને હૃદય જીતીને, પોતાની ભાવિ સદ્ધરતા બાંધવાને બદલે, સામ, દામ, દંડ અને ભેદના કલુષિત માર્ગે પોતાના પેંતરા સજે છે...વગેરે

ત્યારે આમપ્રજાના મનમાં નાના દેખાતા અન્યાયો કે નાની લાગતી ઘટનાઓ પણ એક ઊંડો ઘસરકો લગાવી જાય છે. અને સ્થાપિત હિતો પોતાના ઉપર ઘા પડતાં, છંછેડાઈને લડત કરવા નીકળે છે, ત્યારે પ્રજા પોતાની દાઝને કારણેય તેમાં શામેલ થઈ જાય છે!

અમારે મતે તો—

* કેરળમાં કમ્યુનિસ્ટોના હાથમાં રાજ્યતંત્રનું

જ થવું જોઈએ. (૩) તેમાં આરૂઢ સત્તા સામે વિરોધ હોવા છતાં, કોઈ પણ પ્રકારનો દ્વેષભાવ ન હોવો જોઈએ. (૪) આવી લડત ગમે તેવી ઉગ્ર હોય છતાં તેમાં સ્વમાનપૂર્ણ સમાધાન માટે હમેશાં, હર કક્ષાએ તૈયારી હોવી જ જોઈએ વગેરે.

ગાંધીજીએ પ્રબોધેલી આ સત્યાગ્રહપદ્ધતિની સરખામણી- માં 'કેરલ-મુક્તિ યુદ્ધ'ની પદ્ધતિ શું પુરવાર કરે છે?

* કેરળમાં 'મુક્તિજંગ'ની પરિસ્થિતિ ઉપસ્થિત થઈ, ત્યારે ભારતમાં પાર્લામેન્ટરી લોકશાહીને લગભગ બાર વર્ષ થવા આવ્યાં હતાં. ભારતના બંધારણ અનુસાર પ્રજાના કોઈ પણ સમૂહને અન્યાય થતાં, કાનૂની રીતે ન્યાય માગવાનો રાહ ખુલ્લો હતો; એવી વ્યવસ્થા અને તક પણ હયાત હતી.

* એક પ્રદેશની રાજ્ય સત્તા ભલે કમ્યુનિસ્ટોને હસ્તક હોય, અને એ ગમે તેટલી આપખુદ હોય તોય, તે મનસ્વી રીતે વર્તે, અને આખી પ્રજાએ તેની આગળ લાચારી ભોગવવી પડે, એવી સ્થિતિ હતી જ નહિ.

* પ્રદેશના ગવર્નર, કેન્દ્ર સરકાર, અને રાષ્ટ્રપ્રમુખ દરેક તબક્કે પરિસ્થિતિ ઉપર કાબૂ રાખવાની શક્તિ અને સત્તા ધરાવતા હતા.

* કોઈ પણ કારણે રાજ્યસરકાર મચક ન આપે ને પરિસ્થિતિ વધુ ગુંચવાયેલી જણાય, તો છેવટે ભારતની **સર્વસત્તાધિકારી પાર્લામેન્ટ** તો અસ્તિત્વમાં હતી જ હતી.

આ બધા છતાં—

● આરંભથી જ કમ્યુનિસ્ટ સત્તાને ઉખેડી નાખવાની એક માત્ર નેમથી, વાટાઘાટો અને સમાધાનના પ્રયાસોનો ઇન્કાર કરીને, કાનૂની માર્ગોની મર્યાદાઓને ય વટાવી જઈને, ઝનૂની સત્યાગ્રહો અને કાનૂનભંગનો જ એક માત્ર માર્ગ અપનાવનાર 'મુક્તિ-જંગને' ગાંધીજીના સત્યાગ્રહના નામે તો બિરદાવી નહિ જ શકાય.

અને, પં. નહેરુએ, લડતને કાનૂની રાહે મર્યાદિત રાખવાની (શાળાઓ અને સરકારી કચેરીઓ ઉપર પિકેટિંગ ન જ કરવાની, અને કોમી તત્ત્વો સાથે ન ભળવાની) ફરમાયેશ કરવા છતાં, લડતનો જે રાહ અપનાવાયો હતો, તે કોઈ રીતે **અનિવાર્ય** તો ન જ હતો.

વળી, લોકસભાની ચર્ચા દરમ્યાન જે હેવાલ બહાર આવ્યો છે, તે પરથી જણાય છે કે, ગવર્નર અને રાષ્ટ્રપ્રમુખ તથા કેન્દ્ર સરકારની પાસે ઘણા વખતથી ફરિયાદો આવી હતી. અને તેમણે કેટલીકવાર કેરળના મુખ્ય પ્રધાનને તે અંગે ટકોર પણ કરી હતી; પરંતુ ઘણીવાર તે બાબત પ્રત્યે મુખ્ય પ્રધાને બેધ્યાન કર્યું હતું. આ પછીય, 'બીજા પ્રકારની', એટલે કે 'બીજા પક્ષની' સરકાર સત્તામાં હોઈ કોઈ પગલું લેતા જતાં ગેરસમજો થાય, અને વધુ ગુંચ પેદા થાય, તે ટાળવા માટે જેમ ચાલે છે તેમ ચાલવા દીધું! અને પ્રજા જ પોતાનો મત 'માથે ઠોકે' પછી જ કાંઈક કરવાનું વિચાર્યું!

● શું આ પદ્ધતિ કેરલના લોકો માટે, કેરલ સરકાર માટે, અને ભારતની લોકશાહીના વિકાસની દૃષ્ટિએ ન્યાય્ય અને યોગ્ય ગણી શકાય એવી હતી? શું કેન્દ્ર 'તટસ્થ તપાસ'નું પગલું ભરી શકી ન હોત?

આ રીતે, લડતને યથેચ્છ ચાલવા દીધા પછી, આંતરિક પરિસ્થિતિ વધુ જટિલ બનતી બનતી આખરે બેકાબુ બનવાની અણી પર આવી પહોંચી ત્યારેય, પાર્લામેન્ટ પાસે— ભારતની આખરી સર્વાધિકારી સત્તા પાસે જવાનો રસ્તો તો ખુલ્લો જ હતો! (ગમે તેટલી ઉતાવળ છતાં, કેન્દ્રની દખલનું પગલું ભરાયું, એ પછી પાંચેક દિવસમાં જ પાર્લામેંટ- ની બેઠક શરૂ થવામાં હતી; અને તા. ૯મી ઑગસ્ટ પૂર્વે ચર્ચા-વિચારણા માટેય પાંચ છ દિવસ તો મળતા જ હતા!) તેમ છતાં, આટલી બધી ગુંચવાયેલી અને ગેરસમજ જન્માવનારી પરિસ્થિતિમાં, આ માર્ગ શાથી ન અપનાવાયો એનો ખુલાસો હજી લગી થઈ શક્યો નથી!

પાર્લામેન્ટની સંમતિ લેવાનું શક્ય હતું, ને સહજ હતું— ત્યારે તો આવી પદ્ધતિનો સ્વીકાર કરવાથી ભારતની લોકશાહી પ્રણાલિકા વધુ ઉજ્જ્વળ બનતે, અને ભાવિ માટેય એક ઉમદા પ્રથાનો આરંભ થતે.

● અમને લાગે છે કે, ગુંચવાયેલી પરિસ્થિતિમાં તો, કમ્યુનિસ્ટોનાં 'અપકૃત્યો' જાહેર રીતે પુરવાર કરવા (ન્યાય તપાસદ્વારા) જરૂરી હતાં. કેવળ લોકલાગણીના આધારે, યા તો ઉગ્ર લડતના કારણે, અથવા તો ગવર્નરના હેવાલના યા પં. નહેરુ અને ઇતર આગેવાનોના અભિપ્રાયોનાં જ આધારે આખરી નિર્ણય લેવામાં, તથા ગવર્નરના હેવાલ અંગે કેરળની સરકારનો જવાબ માગવાની પણ ધીરજ ન બતાવવામાં, તથા ગવર્નરનો હેવાલ મૂળ સ્વરૂપે પાર્લામેંટ સમક્ષ પણ રજૂ કરવાનો ઇન્કાર કરવામાં અચૂક રીતે, લોકશાહીનો ઘાત થયો છે.

**સિધ્ધાન્ત અને વ્યવહાર—બંને રીતે પાર્લામેંટ**

# ઇતિહાસના ઉષઃકાળે...[૨]

ધર્મકથા અને ઇતિહાસ સાથે મહત્ત્વની રીતે, સંકળાયેલ આદિ યુગની એક અપૂર્વ વિભૂતિ—
મોસેસના જીવનને પોતાનો વિષય બનાવીને વિખ્યાત અમેરિકી નવલકથાકાર હોવર્ડ ફાસ્ટે લખેલ
'Moses: Prince of Egypt' નામની એક ઉત્કૃષ્ટ નવલકથાનો આસ્વાદ. [ ગયા અંકથી ચાલુ ]

—ભોગીલાલ ગાંધી

યુદ્ધ આરંભાઇ ચૂકયું હતું.

મોસેસને હૈયે કશો વિચાર, કશો ભય, કશાનો ડંખ ન હતો. જાણે એ હૈયું—આત્મા બધું જ ગુમાવી બેઠો હતો. કશાનો કશો ઉચાટ ન હતો. માનવજાત અંગેની તમામ પ્રક્રિયા વિષેનું જ્ઞાન તે વિસરી ચૂક્યો હતો. માનવીએ એના સાથી માનવીને, પ્રેમ, ભૂખ, જરૂરિયાત, કામ અંગે બે વાત કહેવા માટે જે વાણી બનાવી હતી, તે અદૃશ્ય થઈ ગઈ હતી. અને એની જગાએ અહીં સૌ માનવીના મુખમાંથી કેવળ ચીસો અને ફરિયાદીઓ જ નીકળી, ક્રોધ અને દુઃખના બીજા અવાજો સાથે ભળી જતી હતી ! માનવી જાણે કશું સર્જવા નહિ, કેવળ કતલ થવા જ જન્મ્યો હતો !

ધડીકમાં તો, કુશવાસીઓના ઘવાયેલા અને મૃત દેહોથી ઢંકાયેલાં મેદાનોમાં ગાંડાતૂર બનેલા ઘોડાઓવાળો મોસેસનો રથ વાવંટોળની જેમ છૂટ્યો...હાથ કામ ન કરે ત્યાં લગી, અને ઘોડાઓ આગળ દોડવા અસમર્થ બની જાય ત્યાં લગી, મોસેસ અને નૂને કતલ, કતલ અને કતલ કર્યા જ કરી ! અંતે, મેદાનોમાં અતિ દૂર નીકળી ગયા. ત્યાંનું મૌન–એકાંત બિહામણું અને પક્ષાઘાત કરનારું હતું...

## હમ બેચૈન હૈં

કતલની કામના મોસેસના, હૈયામાંથી સમૂળી ધોવાઈ ચૂકી હતી. જીવન અને જિંદગીનું જ્ઞાન પાછું ફરી રહ્યું હતું અને એના અંતરમાં બિમારી અને સૂગ સળવળી રહ્યાં હતાં.

...આવી આ ઘડીએ નૂને આવેશમાં આવી એના માલિક મોસેસના માથા પર ઘણ વીંઝી દીધો. મોસેસ સરકી ગયો ને બચી ગયો. એણે તરત સામી તલવાર ઝીંકી. નૂન કપાળ પર ઘાયલ થયો...લોહી દદડી રહ્યું. પરંતુ ફરી તે ઘણ ઉઠાવવા મથ્યો, પણ તમ્મર ખાઈ રથમાંથી નીચે મેદાનમાં ઢળી પડ્યો. મોસેસે એના તરફ દૃષ્ટિ કરી. બન્નેની આંખે આંખ મળી. પરંતુ મોસેસનું દિમાક વિચાર-શૂન્ય–ખાલીખમ હતું — આશા કે ગુસ્સો કૈં જ ન હતું !

મોસેસનો રથ આગળ વધી રહ્યો હતો...અને એક કુશવાસી લથડિયાં ખાતો નૂન તરફ આવતો હતો – હાથમાં ખંજર હતું; ને એના દિલમાં 'રખેને દુશ્મન મને મારી નાખે' તે પહેલાં એને પૂરો કરું 'નો મનસૂબો હતો.

મોસેસને ઘડીભર થયું: 'ભલે નૂન મરતો.' જાણે જિંદગી અને મોત વચ્ચે ભેદ જ ન હોય, એવો એ જડસડ બની ગયો હતો. કતલ તો સહજ-કર્મ હતું ! એ પોતે મૃત્યુને આલિંગી ચૂક્યો હતો; મોત હવે એને પોતાના જ એક અંગરૂપ લાગતું હતું. જિંદગી નિર્મૂલ્ય અને સસ્તી હતી. એને થયું: 'નૂન ભલે મરતો...'

પરંતુ, મોસેસ આવા વિચારોમાં ડૂબ્યો હતો ત્યાં તો એનો પોતાનો તલવારધારી હાથ ઊંચો થયો. ને નૂનનું ખૂન કરવા ધસી રહેલા કુશવાસીની કતલ કરી ચૂક્યો ! મોસેસે તલવાર ફેંકી દીધી અને અશ્રુ વહાવતો ઊભો રહી ગયો ! નૂન એને ટગટગી રહ્યો હતો.

મોસેસ પોતાના ઝભ્ભાની ચીંદડી ફાડી નૂનના ઘા ચૂવી રહ્યો હતો.

નૂન ધીમું બોલતો હતો: 'ઇજિપ્તનો કાનૂન છે કે ગુલામ એના માલિક પર હાથ ઉગામે તો માલિક એનો હાથ કાપી નાંખે; પરંતુ જો હથિયાર ઉગામે તો માલિક એનું

મસ્તક ઉડાવી દે—'

'તારું માથું ઉડાવી દેવા તારી જિંદગી મેં નથી બચાવી', મોસેસ સૂગભર્યો બોલ્યો. અને પૂછ્યું: 'તને મારા પ્રત્યે શું કામ તિરસ્કાર છે?'

નૂને કહ્યું: 'હવે મારો બધો તિરસ્કાર ધોવાઈ ગયો છે...આજ પૂર્વે હું તમને ધિક્કારતો હતો કેમકે, તમે માલિક હતા ને હું ગુલામ હતો; તમે રાજકુમાર હતા ને હું બેદોઇન ગુલામ હતો. હું તમને ધિક્કારતો હતો, તમારી ઇર્ષ્યા કરતો હતો, પરંતુ મારા લોહીની સાથે એ બધું વહી ગયું છે...હું તમારો છું', કહી એણેય અશ્રુ વહાવ્યા.

જવાબમાં આવાં અક્ષુધ, લાગણીની પિછાણ વગરની વાતો કરવા માટે મોસેસ નૂનને ઠપકો આપી રહ્યો હતો; ને ઉમેરતો હતો:

'તું પૂછે છે હું શું કામ તારી કતલ નથી કરતો? ઉફ્ આ વાણી જ મને સૂગથી ભરી મૂકે છે—ઓકારી આણે છે. આટઆટલી કતલ હજી ઓછી પડે છે?...' (હમણાં જ કતલ કરેલા કુશવાસીને બતાવી) 'જો, આ અચ્છો જુવાન આદમી. મેં એની કતલ કરી! કોણે મને એવો અધિકાર આપ્યો?...આ ગીધડાં મિજબાની માટે તલસી રહ્યાં છે; આપણે એમની મિજબાની તૈયાર કરી આપનારા કૂતરાંઓ છીએ...મારે આ માણસ સામે શું હતું તે મેં એને કાપી નાખ્યો? શું હું એને ઓળખતો હતો? તિરસ્કારતો હતો? એનું હૈયું તો ગુસ્સાથી અને ધિક્કારથી ભર્યું હતું, કેમકે ઇજિપ્તવાસીઓએ એમના પર અન્યાય ગુજાર્યો હતા. ઇજિપ્તનો પથ્થરે પથ્થર અને એની ધૂળ-માટી આ શરમ વિસરી શકે એમ નથી. હું તો છેતરપીંડી અને દગાખોરાથી ઘેરાઈ બંધાયો હતો— મારું ખૂન કરવાની એની ઇચ્છા તો વ્યાજબી અનુભવેલી હતી... ઉફ્ આજે મેં બસો બાળ ઉરડ્યાં...કેટલા મૂઆ? કેટલી નારી રોતી હશે, ને કેટલાં બાળકો ભૂખ્યાં રહ્યાં હશે! આ આપણી 'સંસ્કૃતિ'? ધિક્કાર છે એને...અને ત્યારે તું, બિચારા, વહેમી રઝિયાળ બેદોઇન—પડ્યો પડ્યો તારું ખૂન કરવા મને ઉશ્કેરી રહ્યો છે?'

બંનેનાં ડૂસકાં હવાને ભરી રહ્યાં. મોસેસ બોલ્યે ગયો: 'તારી કતલ કરું? આખી જિંદગી મારે કોઈ સમવયસ્ક મિત્ર ન હતો,—અને મને થયું આ ગુલામ મારો બિરાદર બનશે, અને અમે એકબીજાને ઓળખીશું...ત્યાં તો તેં જ મારું ખૂન કરવા પ્રયાસ કર્યો! બોલ શું કામ?'

નૂને ડૂસકાં ભરતાં ફરી ફરી માફી માગી. અને ઘસડાઈ ને મોસેસના પગની સાથે પોતાનું માથું-મોં દબાવ્યાં. મોસેસ બોલ્યો: 'મારે માણસની-મિત્રની ગરજ છે...'

ને એણે ધૂળ અને લોહીથી ખરડાયેલો હાથ લાંબો કર્યો. નૂને એનો ઘવાયેલ જમણો હાથ ઊંચો કરી મોસેસ સાથે ઘસ્યો ને બોલ્યો: 'હવે આપણે એક લોહીના બાંધવો બન્યા— હવે આપણી વચ્ચે ધિક્કાર હોઈ ન શકે.

## ૩: પરિવ્રાજક

યુદ્ધ પૂરું થયું હતું, પણ મોસેસનો ૩ વર્ષનો નિર્વાસન-કાળ પૂરો થયો ન હતો. ત્યાં તો વળી રામસેસનું કહેણ આવી ચૂક્યું હતું. તેણે મોસેસને નાઇલ નદીના મૂળમાં આવેલ 'સુવર્ણનગરી'ની શોધમાં ૧૦૦ દિવસનો પ્રવાસ કરવાની આજ્ઞા આપી હતી. સૌ જાણતું હતું કે આ કાલ્પનિક નગરીની શોધ પાછળ રામસેસનો હેતુ બૂરો હતો. ત્યાં રથ કે ઘોડાદ્વારા પ્રવાસ કરવાનું શક્ય ન હતું. એ પ્રદેશમાં ૧૦૦ દિવસનો પ્રવાસ કર્યા પછી કોઈ જીવતું પાછું ફરે એવી આશા જ રાખવી વ્યર્થ હતી. પરંતુ મોસેસે એ આજ્ઞાને માથે ચઢાવી લીધી હતી.

મહા નદી નાઇલના મૂળ તરફનું આ પ્રયાણ ચાલુ જ હતું.

રસ્તે મોસેસને સર્પદંશ થયો. અલબત્ત તરત એણે એ સાપને તલવારના ઝાટકે કાપી નાખ્યો. નાગદેવનો પૂજક નૂન આથી ભયભીત બની ગયો. એણે એનો ઘા ચૂસી લીધો. પણ ત્યારે મોસેસ બેભાન થઈ ચૂક્યો હતો. ૧॥ દિવસ સુધી બેભાન અવસ્થામાં તેણે અનેક પ્રલાપો કર્યા. જાણે મોતને દરવાજે તે પહોંચી ગયો હતો. આ બધો સમય નૂન એના બદન પર સતત ઝૂકીને આપસૂઝ મુજબ સારવાર કરી રહ્યો હતો. આ દરમ્યાન જ, આ પ્રલાપો દ્વારા જ તો નૂનને મોસેસના અપ્રગટ જીવનની અનેક બાતમીની જાણ થઈ હતી.

આવા આ જુવાન સાથીના મોતની આશંકાથી નૂન અપાર વ્યગ્ર બની ગયો હતો. જિંદગીમાં પ્રથમ જ વાર આટલી નિકટતાથી પોતાનાથી જુદા પ્રકારના માનવી સાથે નૂન રહ્યો હતો. હવે, એને એકલા પડી જવાનો ભય હતો; અને એથીય વિશેષ ભય આવા વિચિત્ર સ્વભાવના—આટલા ડાહ્યા છતાં અજ્ઞાની, આટલા પંડિતાઇભર્યા છતાં નિર્દોષ, આટલા [illegible] આટલા બલિષ્ઠ છતાં અસહાય—

પરંતુ મોસેસ હેમખેમ બેઠો થયો, ત્યારે નૂન લાંબો થઈ પડ્યો હતો! એના બચવાની કોઈ આશા ન હતી. નાગદેવ તેના ઉપર બદલો વાળી રહ્યો છે, એવી ખાત્રી એને થઈ ગઈ હતી. મોસેસના ઉદ્વેગનો પાર ન હતો. એ અકળાઈ ઊઠી બોલતો હતો: 'તારા નાગદેવનો અહીં કોઈ અધિકાર નથી...મેં તને વેચાતો રાખ્યો છે, તું ખરીદ-કરારથી બંધાયેલો છે, એનો ભંગ કરવાનો કયા દેવને અધિકાર છે?' એમ કહી એણે નાગ જેવા પ્રાણીનો મિથ્યા ભય ન સેવવા હિંમત આપી. અને સર્પદંશનું વિષ ચૂસી લેનાર પોતાના ગુલામ-મિત્રને મોસેસે પોતાના જન્મ અને ઉછેરની આખી કહાણી કહી સંભળાવી.

નૂનને માટે આ માલિકને સમજવાનું જ આજ લગી અશક્ય જેવું હતું!

આ ગુલામે પોતાની ખરીદી કરતી વખતે જ મોસેસ ઉપર હુમલો કર્યો હતો. અને છતાં ત્યાર બાદ કદિ મોસેસે એનો ડંખ સરખો દાખવ્યો નહોતો. નૂનને થતું: 'આ તે કેવો માલિક?' અને મોસેસ રાજકુમાર હોવા છતાં ઘણીવાર માંયકાંગલાની માફક, ઘણીવાર અણસમજુ બાળકની જેમ, ઘણીવાર બાઘાની પેઠે વર્તતો, એ જોઈને નૂનને થતું: 'આ તે કેવો રાજકુમાર?' તો વળી, યુદ્ધને અંતે, વિજયીવીર તરીકે વર્તવાને બદલે, ઉદાસી અજંપાથી ભરેલ મોસેસનું મોં જોઈ એની અકળામણનો પાર ન રહેતો. યુદ્ધથી ત્રાસેલા ગુલામે માલિક પર હાથ ઉગામ્યો ત્યારે આ માલિક ઊલટો ગુલામનો જ જીવ બચાવી લીધો હતો! અને સામી યાચના કરતો હોય તેમ કહેતો હતો: 'મારે મિત્ર જોઈએ છે, મને માણસની ગરજ છે-ગુલામની નહિ.'

આ પછી તો નૂન એના માલિક પર ન્યોછાવરી જાય છે, એને પોતાનો બંધુ કરી આલિંગે છે. જાણે, નૂન-ગુલામનું ય જીવનપરિવર્તન થઈ રહ્યું છે અને સર્પદંશથી બેભાન બનેલા માલિક માટે પોતે આખી પાથરી દઈને તો એ જાણે નવો જન્મ જ ધારણ કરે છે...

પરંતુ મોસેસનો કાયાપલટો હજી બાકી છે!

ત્રણ વરસનો ક્રૂર કસોટીકાળ પૂરો થયો હતો. મોસેસ પોતાની પ્રેયસી મેરિત (દાક્તર આતન-મોસેસની પુત્રી)ને મળવા પહોંચી ગયો. પરંતુ, ત્યાં જઈને જુવે છે તો, દાક્તરના આખા કુટુંબની કતલ કરી નાખવામાં આવી હતી! મોસેસ અપાર વ્યથાભર્યો પાછો ફર્યો.

રાજનગરીમાં પાછો ફરેલો મોસેસ રાજા રામસેસના દરબારમાં પહોંચી ગયો. અને આજ પૂર્વે કદિ કોઈએ ન કહેલાં વેણ તેણે રાજાને સંભળાવ્યાં: 'જુઓ મને, આ ઇજિપ્તવાસી લહિયાઓ, પાદરીઓ અને પૂજારીઓ! હું મોસેસ છું—લેવાઈટ આમરામનો દીકરો; તમે મને જેવો માગતા હતા તેવો હું હાજર છું.' અને રાજા મોસેસ ખરેખર આ દેવોના દુશ્મન, આતન (સૂર્ય)ના ગુપ્ત પૂજક, ધર્મનિંદક કાળા જુવાનને જોઈ ભય પામી ગયો.

પરંતુ, મોસેસ કહેતો હતો: 'મારા હૈયામાં ખૂન નથી. કુશની ધરતી પર મેં કતલ પારાવાર જોઈ લીધી છે. જિંદગીમાં કદિ ફરીથી હું કોઈના પર હાથ ઉગામવા ઇચ્છતો નથી—તેમાંય તમારા ઉપર તો હરગિઝ નહિ. ન્યાયને માટે બીજા માર્ગો હોય છે. ધીરજ ધરવાનું હું શીખ્યો છું...'

'તું મારી સામે આવી ધમકી ઉચ્ચારવાની હિંમત કરે છે?'

'હા, હું હિંમત કરું છું.'

'તારે અહીંથી જીવતા જવું છે?'

'તમે તમારી બહેનનું ખૂન કર્યું છે, હવે એના દીકરાનું ખૂન કરવા ઇચ્છો છો?'

રામસેસ ગમ ખાઈ ગયો. કેમે કરી મોસેસને પોતાનો કરી લેવા એણે પાસો નાખ્યો—'મોસેસ સમજી જાય તો દુનિયાનું મહાન સામ્રાજ્ય એનાં ચરણોમાં છે' એમેય સૂચવી દીધું.

પરંતુ મોસેસને મન તો એ બધું તુચ્છ હતું.

રાજા બાવો બની ગયો. એણે રાજદરબાર વિખેરી નાખી મોસેસને એકાંતે સમજાવવા માંડ્યો. વાતવાતમાં, રામસેસને વીર નાયક સેટી-કેફનું મોત યાદ આવી ગયું. તેણે મોસેસને સવાલ પૂછ્યો. ને જવાબમાં જ્યારે સાંભળવા મળ્યું કે, હજારોની કતલ કરનાર એ વીર નાયક પણ પોતાની મોતની ઘડીએ ફફડતો બૂમો પાડતો હતો—ત્યારે ઘડીભર તો રામસેસની છાતીનાં પાટિયા બેસી ગયાં. એટલું જ નહિ, પણ પોતાની સામે, સામી છાતીએ મરણના રજમાત્ર ભય વિના ઊભેલા જુવાન મોસેસને જોઈ તે ડઘાઈ જ ગયો!

ઇજનેર નેફ રાજા રામસેસનું જગતનું મોટામાં મોટું

આવડું બનાવવા પાછળ રસ્પોપસ્પો છે. જંગી ઇમારત રચાઈ રહી છે. સેંકડો ગુલામો શ્રમ કરી રહ્યા છે. મોસેસ અનેકવાર નેફ્રની સાથે રહે છે ને આ અદ્‌ભુત બાંધકામથી ચકિત થાય છે. ત્યાં એકવાર ઓવરસિયર એક ગુલામને નિર્દય રીતે ફટકારે છે; ગુલામ ભોંય ઢળી પડે છે મોસેસથી આ સહ્યું જતું નથી. ત્યાં ને ત્યાં ઓવરસીઅરને એક જ મુક્કે તે ખતમ કરી નાખે છે. પરંતુ આ કૃત્ય થતાં તો થઈ ગયું. પણ હવે એનો અંતરાત્મા કકળાટ કરી ઊઠ્યો! કેમ જાણે પહેલી જ વાર તેણે કોઈ માણસનું ખૂન કર્યું હોય! શું કુશની ધરતી પર એણે ઓછી કતલ ચલાવી હતી? તો પછી આ વખતે જ એનો આત્મા કેમ કકળી ઊઠ્યો? મોસેસને ધીમે ધીમે સમજાઈ રહ્યું હતુ કે – હજી રાજકુમાર-નો અંશ એના હૈયામાં ઘર કરીને બેઠો હતો. પોતે મૂળ ગુલામ હતો, અને પોતાના જેવા જ એક ગુલામની હત્યા થતાં, એણે કાંઈ હાથ ઉગામ્યો ન હતો. દુઃખ – શરમ અને વેદનામાંથી જન્મતો આ રોષ ન હતો; પરંતુ ઇજિપ્તના રાજકુમાર તરીકે – 'સજા ફરમાવનાર' તરીકે એણે સજાનો અમલ કરી દીધો હતો.

● આટઆટલા લાંબા સમયની તપસ્યા પછી પણ મોસેસ પોતાની જાતને બદલી શક્યો ન હતો! ઉફ્! પોતાને રાજકુમાર તરીકે મિટાવી દઈ સદાને માટે એક ગુલામ —માનવ તરીકે પુનર્જન્મ પામવા એ કેટકેટલો મથી રહ્યો હતો!

નેફ્રના ખંડમાં નૂનની બાજુએ બેસી મોસેસ પોતાની જાતને કહી રહ્યો હતો: 'હું અધૂરા નામવાળો મોસેસ છું— હું દેવોનો દુશ્મન, દેવોએ શાપિત ઠરાવેલો ...જે કોઈ ચીજને સ્પર્શું છું તેનો નાશ કરું છું! ગૃહવિહીન, જન્મભૂમિ વિહીન ભટકનારો માનવી છું—કોઈ દેવ કે દેશ વિનાનો હું એકાકી છું!'

નૂન પૂછે છે: 'આપણે શાની રાહ જોઈએ છીએ?'

મોસેસ: 'મારાથી દૂર હટી જા. હું જ્યાં ક્યાંય સ્પર્શું છું ત્યાં મૃત્યુ વાસ કરે છે....'

'તમે એક અત્યાચારી ઓવરસીઅરને મારી નાખ્યો એમાં તે આવડું બધું શું છે? એ તો કંઈ એવો મોટો ધર્માત્મા ન હતો....'

'મેં માનવીનું ખૂન કર્યું છે.'

'ના, એક પશુનું; એના કરતાં તો કંઈ વધુ સારા માનવીનાં ખૂન કુશની ભૂમિ પર આપણે કર્યાં છે.'

'ના, એ જુદું હતું. કુશમાં તો ખૂન ધોવાઈ જતું હતું; અહીં ચોટી રહે છે.'

*

ત્યાં તો રાજદરબારનું તેડું આવી પહોંચ્યું. મોસેસને ખાત્રી થઈ ગઈ કે હવે તે પાછો નહીં ફરી શકે. નૂનની વિદાય લેતાં તે બોલ્યો: 'આજે તો બધા માણસોમાં તું જ મારો નીકટતમ છે. હું તને મુક્ત કરું છું...તું હવે ઇજિપ્તવાસી રહેતો નથી. મારી પાસેની મિલ્કત (ઝવેરાત અને સુવર્ણ) નો અડધો ભાગ તું લઈ જા; તારાં હથિયારો સાથે લઈને, જ્યાં સુખી થઈ શકે ત્યાં ચાલ્યો જા.'

પરંતુ નૂન તો જવાબમાં મોસેસથી કદી છૂટા ન પડવાની પોતાની પ્રતિજ્ઞા પ્રગટ કરે છે! અને જો મોસેસ રાજદરબારથી પાછો નહિ ફરે તો, રથે ચઢી, હથિયાર લઈ રાજઘર પર યુદ્ધ પોકારવાની નેમ જણાવે છે!

'તું પાછો મારી જેમ જ બોલવા લાગ્યો? પણ હવે મેં ખૂન અને યુદ્ધની ભાષા છોડી દીધી છે. તું અહીં જ રાહ જોજે, હું આવી પહોંચીશ'.

*

રામસેસના દરબારમાં મોસેસ બેઅદબ બની ઊભો છે.

રાજા આવેશમાં આવી ઘણું ઘણું બોલે જાય છે. અંતે, જે વાત રાજા કદિ સાંભળવા ઇચ્છતો ન હતો, એ જ વાત મોસેસ સંભળાવી દે છે: 'હું તમારો કે એનખાસ આમનનો દીકરો નથી—અલબત્ત, એને હું ચાહતો હતો. હું ગુલામ લેવી-ટોળીનો બેદોઈન છું....'

સત્યનું આ રીતે પ્રગટ થવું રાજા માટે અસહ્ય બની ઊઠ્યું. એણે અકળાઈને પૂછ્યું:

'બોલ, તેં શું કામ આ બધુ મને કહ્યું?'

'મેં કોઈ વેરના બદલાની ઇચ્છાથી કહ્યું નથી...પરંતુ હું 'અજ્ઞાત'—અજાણ્યા જીવનથી થાકી ગયો છું...આટલી જિંદગી મેં અજાણ્યાની જેમ ગાળી છે. હું દેવોની ખોજમાં ભટક્યો છું—કેમકે મને મારું પોતાનું ગણે એવું કોઈ મારી પાસે ન હતું. અને ગઈ કાલે મારા લોહીનું જ બીજ ધારણ કરનાર લેવાઇટને ફટકારાતો જોઈ મેં એકનુ ખૂન કરી નાખ્યું... પરંતુ એ બધાંની આંખો મને અજાણ્યાની જેમ પૂછી રહી હતી: 'અલ્યા, શાહજાદો બની ન્યાય તોળનાર તું વળી કોણ? તું અમારો કોણ છે? અમારે વિષે જાણે છેય શું? તેં અમારે માટે શું કર્યું છે?' એમની એ દૃષ્ટિએ મારા

રહ્યાસહ્યા વાંધા ચીરી નાખ્યા. હું રાજકુંવર મટી ગયો. મારા હાથ પર એના ખૂનના ડાઘા છે. હું દયા યાચતો નથી...'

'તું શું મરવા ઇચ્છે છે ?'

'ના, હું જીવવા ઇચ્છું છું.'

'છતાંય તારે મરવું જ રહ્યું !' રામસેસે ગુસ્સાના નહિ, ઉદ્વેગ અને પરાજયના સૂરે કહ્યું.

'હા—જેથી કરીને આપણા સંબંધની ગુપ્તતા અંગે કોઈ કશું જાણી ન શકે—તમારી સામે હસી ન શકે !'

વાત સાચી હતી. રામસેસ આ ગુપ્તતા પ્રગટ થઈ જાય એથી, એની બદનામીના ભયથી, પોતે જ ગભરાઈ રહ્યો હતો.

રામસેસે ખાત્રી કરી લીધી કે મોસેસે કોઈને વાત કરી નથી. છેવટે એણે ફરમાવ્યું—'જા, આજની રાત તૈયારીમાં ગાળ. કાલે કદાચ ઇજિપ્તવાસીની વીરતા અને ગૌરવથી તારે મોતને ભેટવું પડશે. ..તેં ઇજિપ્તને દગો દીધો છે...આ પવિત્ર ગાદીને દગો દીધો છે...'

*

એ જ મધરાતે મોસેસે નૂનને કહ્યું : 'આપણે આ સ્થળ છોડી સદાને માટે ચાલી નીકળીએ. આપણે જુવાન છીએ અને જીવનથી ભરપૂર છીએ. આપણા મૃત્યુની ક્ષણ પસંદ કરવાનું રામસેસને હાથ નથી.'

અને બેઉ બાંધવો રાતોરાત હોડકામાં બેસી હાલી નીકળ્યા. પરોઢ થતાં થતાં નૂને કહ્યું : 'અહીં ઇજિપ્તની હદ પૂરી થાય છે—સંત્રીઓ પણ અહીં નથી.'

'પરંતુ રામસેસની સત્તાનો અંત નહિ...' મોસેસે ઉમેર્યું.

'હા, માલિક, એનો હાથ ઘણો લાંબો છે—'

અને દક્ષિણ તરફ લાંબી દૃષ્ટિ પાથરી મોસેસ બોલ્યો: 'જુઓ આ સિનાઈનો વિસ્તાર...ત્યાં નથી નગરો, નથી રસ્તાઓ; ત્યાં રામસેસની સેનાને માટે કોઈ આકર્ષણ—કંઈ વિજય કરવા જેવું, કે મેળવવા જેવું—નથી...'

અને દક્ષિણે પ્રયાણ કરતાં મોસેસ બોલ્યો: 'જીવવું, પ્રભાતની હવા લેવી, ને આવતી કાલનો વિચાર કરવો સારો છે.'

નૂન મોસેસ તરફ ટગી રહ્યો. પહેલી જ વાર એણે મોસેસને આંતરિક સ્વસ્થતાભર્યો જોયો—કેમકે, ઇજીપ્તનો રાજકુમાર હવે એનું 'હૈયું' કોરી રહ્યો ન હતો.

અને સિનાઈની ઉજ્જડ વેરાન ભૂમિ ઉપર બે લેવાઈટો ચાલી નીકળ્યા.

## ઉપસંહાર

આ રીતે નવલકથા પૂરી થાય છે.

આપણને એકવાર તો નવાઈ લાગે એવું છે.

હજી તો, મોસેસની ઉંમર ૨૩–૨૪ વર્ષની છે. ત્યાં તો નવલકથા પૂરી થઈ ગઈ ! હવે પછી તો એના જીવનમાં કેટકેટલા રોમાંચક પ્રસંગો–ઇઝરાયલી લેવાઈટ ટોળીની હિજરત કરાવવાની અર્ધ ઐતિહાસિક ઘટના અને ધર્મકથા અનુસારના અનેક ચમત્કારી પ્રસંગો આલેખી શકાયા હોત. બીજી નવલકથાઓમાં (અને ફિલ્મમાં ય તો !) તો અચૂક ઘુસાડી દેવાયેલા એવા અહીં છોડી દેવાયા છે! મોસેસને ગુલામોના હિજરતી વીર નાયક તરીકે, યા ચમત્કારી સંત પયગંબર તરીકે આલેખવાનો લેખકને કોઈ ઉત્સાહ જ નથી ! એવો 'હીરો' સર્જવાનો કોઈ પ્રયાસ જ નથી !

લેખકનો હેતુ જુદો જ લાગે છે.

મોસેસ રાજકુમાર તરીકે રાજકુટુંબમાં ઊછર્યો હતો. શરૂઆતથી જ એને એની નિર્વાસિત માતા પ્રત્યેના રાજા રામસેસના વર્તનથી અસંતોષ હતો. રાજ્યદરબારી વાતાવરણ પણ એને ગૂંગળાવી નાખનારું હતું...પાછળથી, પોતે રાજકુમાર નથી, એવી આશંકા પછી તો તેને કેમે કર્યું ચેન ન હતું. 'હું કોણ છું ?'—એ પ્રશ્ન જ એને અકળાવી રહ્યો હતો.

પોતે જે નથી તે રાજકુમાર મટી જઈ, પોતે જે છે તે સાચા સ્વરૂપે, સહજ રીતે, ગૌરવપૂર્વક જીવવા તે તલસી રહ્યો હતો.

પાદરી અને ઇજનેર નેફ સાથેના તેના સંબંધે તેનો જ્ઞાનવિસ્તાર કર્યો હતો, તેનું આધ્યાત્મિક ઘડતર કર્યું હતું. પાલક–માતા અને પ્રેમની ક્ષણિક જ્યોત ઝગાવી જનાર પ્રેયસી મેરિતનાં અકાળ–ક્રૂર અવસાને એના હૈયાને કસ્યું હતું. અને નિર્દોષ કુશ પ્રજા ઉપરની ઘાતકી ઘોર કતલે એના હૈયામાં વિજયનો નશો પ્રગટવા જ દીધો ન હતો—બલ્કે એનું આખું અંતર કતલ–કતલ અને કતલથી ઉબાઈ ગયા જેવું બની ગયું હતું ! બાદ, હતાં વનવાસ, રખડાટ અને ક્રૂર કસોટીનાં વરસો !

મોસેંસની જેવી તેની તાવણી ન હતી થઈ. ભલભલો લેખક આવી કસોટીમાંથી પાર ઊતરનાર નાયકના પાત્રને નવલકથામાં ચમકાવવા અને બહેકાવવાની લાલચ ભાગ્યે જ ખાળી શકયો હોત...

પરંતુ હોવર્ડ ફાસ્ટને જાણે કાંઈક જુદું જ આલેખન કરવું છે. જાણે કાંઈક જુદું જ સત્ય પ્રગટ કરવું છે.

એને મન તો, મોસેસનું આંતર પરિવર્તન, મોસેસની કાયા પલટનું રહસ્ય જ મુખ્ય છે.

**મોસેસ જે નથી, તે વેશ ઉતરાવી, જે છે તે વેશ સજાવવાનું એક માત્ર લક્ષ્ય જાણે તેણે આરાધ્યું છે.**

એટલે કે, આખી નવલકથાને આ એક જ લક્ષ્ય તરફ લઈ જવામાં તેને અપરંપાર સંયમ સેવવો પડ્યો છે.

યુદ્ધને અંતે, મોસેસ હવે તો કદિ કોઈના પર હાથ નહિ ઉગામે, એવી પાકી ખાતરી આપણને થાય છે. ત્યાં તો નેફ્ના બાંધકામને સ્થળે એક અત્યાચારી ઓવરસિયરને એક જ ફટકે ખતમ કરી નાખતો આપણે તેને જોઈએ છીએ! રાજકુમારનો અંશ એકાએક જોર કરી કૂદી આવે છે! આટઆટલી કસોટીઓ પછી પણ મોસેસ પોતાના બનાવટી-પરાયા પરિવેશનો પૂર્ણતઃ પરિત્યાગ કરી શકયો નથી!

મોસેસને માથે કર્તાએ આકરી કસોટી લાદી છે! અલબત્ત, લેખકની પોતાની જ તો કસોટી થઈ રહી છે! ધીમેધીમે, તે ગુલામ નૂન સાથેના સંબંધદ્વારા જ મોસેસની કાયાપલટનું રહસ્ય પ્રગટ કરે છે. જ્યાં લગી મોસેસમાં 'રાજવી'નો અંશ રહી ગયો છે, ને જ્યાં લગી નૂનમાં 'ગુલામ' તરીકેની જુદાઈ રહી ગઈ છે, જ્યાં લગી ઉભયનું એક સાથે પરિવર્તન થયું નથી, ત્યાં લગી મોસેસની કાયાપલટ શકય જ નથી! ત્યાં લગી મોસેસને માટે આત્મસ્થતા—જીવનની સ્વસ્થતા આવવી શક્ય નથી! આ પરિવર્તન આપણી આંખે ઊડીને વળગે એવું સ્થૂળ નથી. એટલે તો, ઘણી વાર આપણેય, નૂનની જેમ મોસેસનાં અનેક વર્તનો—નીકટના સાથી બનેલા ખુદ નૂન સાથેય ક્વચિત્ તોછડાઈ અને અણઘડતાનું વર્તન—જોઈ ચોંકી ઊઠીએ છીએ!..પરંતુ ત્યારે જ આપણને સમજાય છે કે, વરસો સુધી રાજકુમાર તરીકે ઊછરેલા યુવાનને માટે, પોતે જે નથી (રાજકુમાર) તેનો સર્વથા ત્યાગ કરી, પોતે જે છે તે રીતે (ગુલામ તરીકે) સહજ સ્વતંત્ર વ્યવહાર કરવાનું કેટલું દુષ્કર છે!

આથી જ તો, નવલકથાના અંતે, એક અતિ સાધારણ દેખાતી ઘટના—મોસેસ અને નૂન—ભાંડુઓ જેવા બે જ—રામસેસનો પડછાયોય પાછળ નાખી, દૂર દક્ષિણે હિજરત કરી ગયા, ત્યારે નૂન અને મોસેસ—બંનેના પુનર્જન્મના આનંદની તૃપ્તિ આપણને થયા વિના રહેતી નથી:

> નૂન મોસેસ તરફ ટગી રહ્યો. પહેલી જ વાર એણે મોસેસને આંતરિક સ્વસ્થતાભર્યો જોયો—કેમકે, ઇજિપ્તનો રાજકુમાર હવે એનું હૈયું કોરી રહ્યો નહતો!

ભલભલા રોમાંચક અંત કરતાં સાવ નિરાળો—સાવ સાદો આ અંત અધિક કલામય નથી? અધિક આહ્લાદક નથી? અધિક સાર્થક નથી?

---

[ પાન ૪૨૯થી ]

ઉકલ્યું', એવી કેળવણી વગરનું માહિતીવિતરણ એ રેતી પર બાંધેલા ઘર જેવું જ નીવડવાનું છે. એક જ વાક્યમાં કહેવું હોય તો મારી દૃષ્ટિએ આજનું શિક્ષણ જે માહિતી પ્રધાન અથવા માહિતીમય થઈ ગયું છે, તેને બદલે કેળવણી પ્રધાન બનવાથી જ આજના શૈક્ષણિક પ્રશ્નો ઉકેલવાનાં સાચાં મંડાણ થશે.

સાહિત્યનો સંસાર તો ... કે, શાળાઓમાં ગમે તે ... રાખવામાં આવે તોપણ તે સંતોષકારક રીતે આપી શકાય એમ નથી; વળી એની જરૂર પણ નથી. શાળાઓ કરતાં તો પુસ્તકો, પણ એ કામ વધારે સારી અને સરળ રીતે કરી શકે. શાળાઓનું કામ તો, એ માહિતી 'મેળવવાનું' અને તેને ઉપયોગી બનાવવાનું સાધન જે—જ્ઞાનેન્દ્રિઓ, વિચારશક્તિ અને કાર્યશક્તિ છે-તેને કેળવીને સતેજ કરવાનું છે. ટૂંકમાં શિક્ષણનું કામ જીવન માટેની કેળવણી આપવાનું છે, માહિતી વિતરણનું નથી.

[ વિશ્વમાનવ: સપ્ટેમ્બર, '૫૯

# આપણા શૈક્ષણિક પ્રયાસો

—જનકશંકર મનુશંકર દવે

( ૧૯મા અંકમાં શ્રી ખ્રુશ્ચોવના હેવાલને આધારે રશિયાની શિક્ષણ સમસ્યાની ચર્ચા કરી હતી. એ લેખમાં મેં લખ્યું હતું કે "રૂસની આર્થિક તેમ જ સામાજિક વ્યવસ્થા આપણા દેશના વ્યવસ્થા કરતાં ઘણા જુદા પ્રકારની હોવા છતા, ત્યાંની શિક્ષણ સમસ્યાઓ આપણા જેવી જ છે, અને તેથી જ્યારે આપણી શિક્ષણ પ્રથા હજી મંથનકાળમાં છે...ત્યારે શ્રી ખ્રુશ્ચોવની નોંધમાં દર્શાવાયેલા વિચારો જણાવવાનુ જરૂર ઉપયોગી થઈ પડશે." એના સંદર્ભમા આ લેખમા આપણી શિક્ષણ સમસ્યા અંગે કેટલીક ચર્ચા ઉપાડી છે. )

ઓગણીસમી સદીની શરૂઆતમાં અંગ્રેજ સત્તા હિંદુસ્તાનમાં સર્વોપરી બની. 'દેશી'ઓના શિક્ષણની જવાબદારી એમને માથે આવી પડ્યા પછી, ઇ. સ. ૧૮૩૭ના મૅકોલેના હેવાલને આધારે, એમણે જૂની પાઠશાળાઓ અને મદ્રેસાઓને સ્થળે અંગ્રેજી શાળાઓ ખોલી ત્યારથી આપણા દેશની શિક્ષણપ્રથા પૂરી એક સદી સુધી લગભગ એકજ ધરેડમાં ચાલી. એનું ધ્યેય લૉર્ડ વિલિયમ બેન્ટીકના પરિપત્રમા આ પ્રમાણે જણાવવામાં આવ્યું હતું.

"...the great object of the British Government ought to be the promotion of European Literature and Science among the natives of India; and that all the funds appropriated for the purpose of education would be best employed on English education alone."

એ પ્રથામાં સુધારા સૂચવવા માટે ઈ. સ. ૧૮૮૨, ૧૯૦૨ અને ૧૯૧૭માં કમિશનો નીમાયાં હતાં એ ખરું, પરંતુ, સરવાળે શિક્ષણ પ્રથામાં મોટો ફેર પડ્યો નહોતો. એ શિક્ષણ શિક્ષિતોને એમની આજુબાજુના સમાજથી અલગ પાડનારું, એમને 'બાબુ'ઓ બનાવનારું અને અંગ્રેજી રાજ્ય માટે વધતા જતા પ્રમાણમાં 'કારકુનો' પૂરા પાડનારું જ હતું.

આ શિક્ષણ પ્રથાની ખામીઓ એટલી ઉઘાડી હતી કે તેનાથી આ દેશના લોકોને સંતોષ નહોતો. પહેલાં સ્વામી દયાનંદે અને ત્યાર પછી લોકમાન્ય ટિળકે તથા મહાત્મા ગાંધીએ એ સમયે રાષ્ટ્રીય કેળવણીના કેટલાક આદર્શો મૂક્યા. —શ્રી અરવિંદ ઘોષે પણ રાષ્ટ્રીય શિક્ષણની એક રૂપરેખા દોરી હતી.

એમાંથી સ્વામી દયાનંદ તેમજ મહર્ષિ અરવિંદની યોજનાઓ અનુક્રમે ધર્મપ્રધાન અને આધ્યાત્મિક હતી, જ્યારે લોકમાન્ય ટિળક અને ગાંધીજીની યોજનાઓ વિશેષ રૂપે રાષ્ટ્રીય હતી. પરંતુ, સરકારી ટેકાના અભાવે એનું ક્ષેત્ર અતિ મર્યાદિત રહ્યું. આથી જ્યારે સ્વરાજ આવ્યું, ત્યારે આપણી સામે પણ, ક્રાંતિ પછી રૂસના લોકો સામે જેવી સમસ્યાઓ હતી, તેવી જ સમસ્યાઓ આવી પડી.

લગભગ નેવું ટકા લોકો નિરક્ષર હતા, અને બાકીનાને જે શિક્ષણ મળતું હતું તે સમાજોપયોગી નહોતું. એ શિક્ષિતોની ભાષા પણ દેશી નહોતી, પરદેશી હતી. આપણને સ્વરાજ મળ્યું, બંધારણથી આપણે પ્રજાતંત્ર સ્વીકાર્યું અને તે સાથે શિક્ષણ અંગેનું દૃષ્ટિબિંદુ બદલાયું. નવેસરથી વિચાર કરવાની જરૂર ઊભી થઈ. ને ૧૯૪૮માં વિદ્યાપીઠો માટે રાધાકૃષ્ણન-કમિશન અને ત્યારબાદ ૧૯૫૨માં માધ્યમિક શિક્ષણ માટે મુદાલિયર-કમિશન નીમાયાં. મુદાલિયર-કમિશને પોતાના હેવાલમાં આ

બદલાયેલા દૃષ્ટિબિંદુની આ પ્રમાણે રજૂઆત કરી છે—

For the proper functioning of democracy, the centre must see that every individual is equipped with the necessary knowledge, skill and aptitudes to discharge his duties as a responsible and Co-operative citizen. What James Madison said about his country, the United States, many years ago, holds good today, in our country also. 'A popular Government without popular information or the means of acquiring it is but a prologue to a farce or tragedy or perhaps both. Knowledge will for ever govern ignorance and the people who mean to be their own governors must arm themselves with the power which knowledge gives.'

આમ લોકશાહીના પાયા મજબૂત કરવા માટે, શિક્ષણને બને એટલી ઝડપે વ્યાપક બનાવવાનો પ્રશ્ન પહેલો હતો. બંધારણના ઘડનારાઓએ પણ શિક્ષણની અગત્ય સ્વીકારી. નાગરિકોના મૂળભૂત હક્કોમાં, ચૌદ વર્ષની ઉંમર સુધી શિક્ષણ મફત અને ફરજિયાત મેળવવાના અધિકારને પણ દાખલ કર્યો હતો.

વળી રૂસની જેમ જ આપણો દેશ પણ આર્થિક રીતે તદ્દન પછાત હતો. ને તેથી લોકોની ગરીબી દૂર કરવાનો પ્રશ્ન પણ એટલો જ તાકીદનો હતો. નાગરિકોના મૂળભૂત હક્કોમાં એમ પણ આમેજ કરવામાં આવ્યું હતું કે : સ્ત્રી અને પુરુષ બંનેને એક સરખી રીતે જીવવા મળે એ મુજબ (બધા) નાગરિકોને જીવનનિર્વાહનાં પૂરતાં સાધનોનો અધિકાર છે. આને કારણે મુદાલિયાર–કમિશને લોકશાહી ભારતની શૈક્ષણિક જરૂરીઆતોની રૂપરેખા દોરતાં એનું ધ્યેય (૧) વિશાળ, રાષ્ટ્રીય અને બિનસાંપ્રદાયિક દૃષ્ટિબિંદુ કેળવવાનું (૨) રાષ્ટ્રીય સંપત્તિ વધે અને લોકોનું જીવન-ધોરણ ઊંચું આવે એ પ્રકારનું અને (૩) સાંસ્કૃતિક પુનરુત્થાન લાવનારું હોવું જોઈએ, એમ જણાવ્યું હતું. અને લોકશાહી સમાજરચનાને અનુકૂળ રીતે, ધંધાદારી કુશળતા અને સ્વત્વની અભિવ્યક્તિ દ્વારા, વ્યક્તિત્વના સંપૂર્ણ વિકાસની દૃષ્ટિએ વિદ્યાર્થીના ચારિત્ર્ય ઘડતર પર ભાર મૂક્યો હતો.

આ પહેલાં ગાંધીજીએ ત્રણ-મુદ્દાઓ ઉપર ભાર મૂક્યો હતો. (૧) ઉદ્યોગ દ્વારા શિક્ષણ. (૨) માતૃભાષા દ્વારા શિક્ષણ અને (૩) રાષ્ટ્રભાષા તરીકે હિંદીનું સ્થાન.

રૂસ કરતાં આપણા દેશની પરિસ્થિતિ એક બાબતમાં જુદી હતી અને છે. આપણે ત્યાં ૧૯૩૫ના કાયદા અને તેનું કેટલીક બાબતોમાં અનુસરણ કરતા આપણા બંધારણની જોગવાઈ પ્રમાણે, શિક્ષણ એ કેન્દ્ર, તેમ જ રાજ્યો–બંનેની હકૂમત હેઠળનો વિષય છે એથી ઘણી બાબતોમાં રાજ્યો પોતપોતાની અલગ નીતિ અનુસરવાને મુખત્યાર છે. આને કારણે, કેટલીક પાયાની બાબતોમાં રાજ્યો રાજ્યો વચ્ચે શિક્ષણકાર્યમાં ફેર પડે છે.

વળી, આપણે ત્યાં લોકશાહી હોવાને લીધે, તેમ જ આગળથી માધ્યમિક અને ઉચ્ચશિક્ષણ અંગેની મોટા ભાગની જવાબદારી સરકારે પોતાને માથે ન રાખતા, લોકોને સોંપી હોવાથી એકધારી નીતિ અનુસરવાનું મુશ્કેલ બન્યું છે. શિક્ષણ ઉપર રાજ્યનો અંકુશ જેમ બને તેમ ઓછો હોવો જોઈએ, એવી પણ એક તીવ્ર ભાવના લોકોમાં છે. અને એ ભાવનાને કેટલું ઉગ્ર સ્વરૂપ આપી શકાય છે, એ કેરળના બનાવોએ બતાવી આપ્યું છે. લોકશાહીની દૃષ્ટિએ આવડા વિશાળ દેશમાં કેન્દ્ર તરફથી જ આખું સંચાલન થાય, એ ઇષ્ટ પણ નથી.

શિક્ષણ એ રાજ્યનો વિષય પણ હોવાને લીધે, કેટલાંક પ્રગતિશીલ રાજ્યોએ પોતાની સમિતિઓ પણ નીમી હતી. અને તેમના હેવાલો પણ બહાર પડ્યા છે. મુંબઈ રાજ્યમાં ઘાટે-પરૂલેકર–સમિતિ અને ઈન્ટેગ્રેશન કમિટી આ પ્રકારની સમિતિઓ હતી.

અત્યાર સુધીમાં જે પગલાં ભરાયાં છે તે મુખ્યત્વે બે પ્રકારનાં છે. (૧) પહેલું તો, શિક્ષણ વ્યાપક બનાવવાનું કામ હાથ ધરાયું છે અને મુંબઈ રાજ્યમાં એની સારી પ્રગતિ થઈ છે. એક હજાર કે તેથી ઉપરની વસ્તીવાળા દરેક ગામમાં આજે પ્રાથમિક શાળાઓ થઈ ગઈ છે, અને એથી ઓછી વસ્તીવાળાં ગામો માટે, ત્રણ ચાર ગામોનો સમૂહ બનાવી, તેમની વચ્ચે પણ શાળા આપવામાં આવી છે (૨) બીજું એક મોટું પગલું આ વર્ષે મુંબઈ સરકારે ભર્યું છે, અને તે વાર્ષિક રૂા. ૯૦૦ અને તેથી ઓછી આવકવાળા વાલીઓનાં બાળકોને મફત શિક્ષણ આપવાનું. પ્રૌઢ શિક્ષણ, સમાજ-શિક્ષણ વગેરે દ્વારા પણ શિક્ષણનો ફેલાવો કરવાના પ્રયત્નો થાય છે.

નવી દિલ્હીનો ચોથી જુલાઈનો એક અહેવાલ જણાવે છે કે, ઉચ્ચ શિક્ષણની માંગને પહોંચી વળવા હુન્નર ઉદ્યોગ તેમ જ કળા–સાહિત્ય–એને પ્રકારના વિષયો માટે Correspondence Courses એટલે ટપાલ દ્વારા શિક્ષણ–તેમ જ Evening classes–એટલે રાત્રિ શાળાઓની પ્રવૃત્તિ શરૂ કરવાનું પણ સરકાર વિચારી રહી છે. ( ૩ ) ધંધાદારી અને ખાસ કરીને વિજ્ઞાન તેમ જ ઇજનેરી શિક્ષણને ખાસ પ્રોત્સાહન અપાય છે. વળી, બધી કક્ષાએ સાધનો માટે પણ છૂટથી સરકારી મદદ અપાય છે. આમ શ્રી ક્રુશ્ચેવની નોંધમાંનાં સૂચનોને સમાંતર સુધારાઓ આપણે ત્યાં પણ શરૂ થયા હોય એમ લાગે છે. ( ૪ ) શિક્ષણનાં સાધનો વધારવા પાછળ પણ કેન્દ્ર તેમ જ રાજ્ય સરકાર છૂટે હાથે નાણાં વાપરે છે.

તેમ છતાં, ગુણવત્તાની દૃષ્ટિએ શિક્ષણનું ધોરણ ઊતરતું જ જાય છે, એ સ્વીકારાએલી હકીકત છે. વળી હુન્નર ઉદ્યોગ –સિવાયની શાળાઓમાં જે શિક્ષણ અપાય છે, એ જીવનોપયોગી નથી. આને કારણે શ્રી ક્રુશ્ચેવે પોતાના દેશ માટે જણાવેલાં કેટલાંક દૂષણો આપણે ત્યાં વધારે વ્યાપક પ્રમાણમાં છે:—

( ૧ ) આપણો અભ્યાસક્રમ જોતાં અને તેમાં જે વિષયોને અત્યારે હજી મહત્ત્વ અપાય છે, તે જોતાં એ સ્પષ્ટ છે કે, પ્રાથમિક તેમ જ માધ્યમિક સંસ્થાઓનું શિક્ષણ, કેટલીક આશ્રમ-શાળાઓ બાદ કરતાં, ( ભાર મૂકીને કહું છું કે બધી નહિ, કેટલીકને જ બાદ કરતાં ) બીજે સર્વત્ર, છોકરાછોકરીઓને જીવનલક્ષી તાલીમ આપવાને બદલે માત્ર ઉચ્ચ શિક્ષણ માટેની તૈયારી કરાવે છે. આથી ઉચ્ચ શિક્ષણની સગવડ ન મળતાં, તાલીમ પામેલો વિદ્યાર્થી સ્વતંત્ર વ્યવસાય કરી શકતો નથી. અને નોકરી માટે જ ફાંફાં મારે છે.

( ૨ ) વિદ્યાર્થીઓ તેમ જ તેમનાં માબાપો પણ એ જ ઇચ્છતાં હોય છે. તે એટલે સુધી કે પાયાની કેળવણીની હિમાયત કરનારાઓ, તેમ જ આશ્રમ શાળાઓના સંચાલકોમાંયે પણ ઘણા પોતાનાં સંતાનોને બીજા પ્રકારની શાળાઓમાં મોકલે છે.

( ૩ ) અમુક પ્રકારની મહાશાળાઓમાં દાખલ થવાની મુશ્કેલીને કારણે, શિક્ષકો તેમ જ શિક્ષણસંસ્થાઓ ઉપર પણ, પરીક્ષામાં અપાતા ગુણો વધારવા માટે, તેમ જ ચોક્કસ વિષયોની મહાશાળાઓમાં પ્રવેશ મેળવવા માટે ગેરવાજબી રીતે દબાણ લાવવામાં આવે છે, અને લાગવગ ચલાવાય છે.

( ૪ ) શાળા કોલેજોમાં વિદ્યાર્થીઓ વિષયની પસંદગી પોતાની શક્તિ કે ધ્યેયના કોઈ ચોક્કસ ધોરણ વિના, ધૂન પ્રમાણે કે પરીક્ષા સહેલાઈથી પાસ કરી શકાય એવા એકમાત્ર ઉદ્દેશથી કરે છે.

( ૫ ) પોતે જે પ્રકારનું શિક્ષણ લીધું હોય તેનાથી જુદા જ વ્યવસાયમાં પડી જાય છે. ખાસ કરીને છોકરીઓ શાળા-મહાશાળાઓમાં અમથી જ ભીડ કરે છે અને પરણી ગયા પછી કુટુંબ સંભાળવા સિવાય કોઈ જાતનો વ્યવસાય કરતી નથી.

( ૬ ) મોટા ભાગના જુવાનો શારીરિક શ્રમને બૌદ્ધિક કામ કરતાં હલકા પ્રકારનું ગણે છે.

આ પરિસ્થિતિમાં સુધારા માટેનો સમય પાકી ગયો છે. પરંતુ, એને માટે જરૂરી પગલાં ભરાતાં નથી. એને બદલે અંગ્રેજી કયા ધોરણથી દાખલ કરવું, રાષ્ટ્રભાષા હિંદીનું સ્વરૂપ શું, એવી ચર્ચામાં વધારે પડતી શક્તિ ખર્ચાય છે.

એનું કારણ મને એ લાગે છે કે, આપણે શિક્ષણના સાચા આદર્શને હજી સમજી શક્યા નથી. 'લોકશાહીના લાયક નાગરિકો ઘડવાનું', 'સર્વાંગિણ વિકાસનું' એવી-એવી અસ્પષ્ટ વાતો જ મોટે ભાગે થઈ છે જમાને જમાને શિક્ષણનો આદર્શ બદલાતો રહ્યો છે, અને એ દૃષ્ટિએ વર્તમાન ભારતના શિક્ષણ માટે કોઈ આદર્શની કલ્પના કરવામાં આવે તે બરાબર છે. પરંતુ એ કલ્પના આકાશી નહિ સુરેખ હોવી જોઈએ, દૃઢમૂલ હોવી જોઈએ.

American Educationમાં આર. ફ્રીમેન બટ્સનો પહેલી જૂન ૧૯૫૮નો એક લેખ છપાયો છે, એનું શીર્ષક છે: What Image of Man Should Education Foster ? ( શિક્ષણે કેવા આદર્શ પુરુષની કલ્પના પ્રેરવી જોઈએ ?.) આ લેખમાં એમણે જુદા જુદા યુગમાં યૂરોપમા શિક્ષણે આદર્શ પુરુષ વિષે જે જુદી જુદી કલ્પનાઓ કરી હતી, તેનો ઉલ્લેખ કર્યો છે. તેઓ લખે છે:

"For example, the western tradition is replete with images that have guided education: Plato's philosopher-King, Cicero's orator-Statesman, the medieval scholar-saint, the Rennaissance courtier-humanist, Roussau's natural man, Adam Smith's economic profit-making man, Karl Marx's class conscious worker-producer, Thomas Jefferson's enlightened free man.

Indian history has its images of men that have guided education at various times-Kalidas pictured man's perfection in the 'Tapovan' where seekers of truth lived the simple life in the forests of ancient India in atmosphere of purity and freedom. Tagore described how civilisation had created a cage of material things which imprisoned man's spirit and ex-communicated him from real life. Tagore preferred to think of man living in a past which is natural, simple and has an easy open relationship to the sky. And there have been priestly images, warrior images, scholar images, statesman images and worker images."

આજના યુગ માટે એમણે Free Man-intellectually, politically, personally and religiouslyનો આદર્શ દર્શાવ્યો છે.

આ દૃષ્ટિએ વર્તમાન ભારતનો શૈક્ષણિક આદર્શ, લોકશાહી રાષ્ટ્રનો જવાબદાર નાગરિક ઘડવાનો છે, એમ કહેવું એમાં કશું ખોટું નથી. છતા, હું એને અસ્પષ્ટ કહું છું, એનું કારણ એ છે કે એણે આપણી શિક્ષણપ્રથાના મૂળભૂત પ્રશ્નને નજર બહાર કરી દીધો છે.

પ્રાથમિક શાળાંત પરીક્ષાનો આપણા રાજ્યનો અભ્યાસક્રમ, તેમ જ પ્રાથમિક શાળાઓમાં આજે જે રીતે શિક્ષણ અપાય છે, તે જોતાં આ વાત સ્પષ્ટ થશે.

શિક્ષણનું ધ્યેય કેળવણી મટી ગયું છે અને માહિતીવિતરણ બની ગયું છે. શિક્ષણનું સર્વ પ્રથમ કામ, વિદ્યાર્થીની જ્ઞાનેન્દ્રિય અને હાથ આદિની કેળવણી અને તેની સાથેસાથે મન અને હૃદયના કેટલાક સંસ્કારો ઘડવાનું જ હોઈ શકે. બાળકની જ્ઞાનેન્દ્રિયો સતેજ થાય, પોતાની મેળે વિચાર કરવાની શક્તિ કેળવાય, અને સમૂહમાં ઉપયોગી અને ઉલ્લાસમય જીવન જીવવાના સંસ્કાર પડે, એ શિક્ષણનું પ્રથમ ધ્યેય છે. આટલું જો થાય તો 'everything else will be added unto you.' બાકીનું તો બાળક પોતે બીજાની થોડીક જ મદદથી જીવનમાં ગમે ત્યારે શીખી શકે.

આને બદલે ચૌદ વર્ષની ઉંમરે બાળક પાસે નાગરિકશાસ્ત્ર, અને ભારતના રાજ્યબંધારણના જ્ઞાનની અપેક્ષા રાખવામાં આવે છે. જે વ્યક્તિને એકવીસમે વર્ષે મતનો અધિકાર મળવાનો છે, તેને ચૌદમે વર્ષે બંધારણ શીખવવા ઉતાવળ શા માટે કરવી જોઈએ? અઢાર વર્ષનો થાય ત્યાં સુધીમાં નાગરિક જીવનના સિદ્ધાંતો જાણી લે તો શું ન ચાલે? આને બદલે, ચૌદ વર્ષમાં એને બાળકની જેવી પ્રવૃત્તિદ્વારા, બીજાને અને સમાજને ઉપયોગી થવા શીખવવામાં આવે, તો એ ભવિષ્યમાં વધારે સારો નાગરિક થઈ શકશે, એ સ્પષ્ટ છે.

કેટલાયે બાળકોને રડતાં, માર ખાતાં કે ઉદાસ મું નિશાળે જતાં જોઉં છું, ત્યારે વિચાર આવે છે કે જીવનના દશ, અગિયાર, પંદર કે તેથી પણ વધારે વર્ષો સુધી દિવસના પાંચ પાંચ છ છ કલાક સુધી, પરાણે શાળા મહાશાળાઓમાં એ બધાને ભેગા કરવાની પાછળ શો ઉદ્દેશ? રોઈ વર્ક, અને. એમ. એ. જ જ્યારે રોઈ વર્ક, હાટિક... માં એ બાળકની જીંદગી સુધરે-એટલે કે-એ સુખી થાય અને એ જો સાચું હોય તો આપણો શિક્ષિત મનુષ્ય અંગેનો આદર્શ ગમે તે હોય, તે આ પાયાની શરતની મર્યાદામાં, ગોઠવાય એવો જ હોવો જોઈએ અને એથી માનવ જીવનનાં સ્થાયી લક્ષણોને તે અનુરૂપ હોવો જોઈએ નિર્વિવાદ બને છે. ઊંડી ફિલસુફીમાં ઊતર્યા વગર પણ લક્ષણો નીચે મુજબ દર્શાવી શકાય—

(૧) મનુષ્ય એ સામાજિક પ્રાણી છે અને એથી એના જીવનનાં બે પાસાં છે. વ્યક્તિગત અને સમાજગત.

(૨) આને કારણે એની કેટલીક અંગત જરૂરીઆતો છે, જેમાં ખોરાક, રક્ષણ, આરામ, શરીરસ્વાસ્થ્ય, જાતીયવૃત્તિ એ મુખ્ય છે.

(૩) આજની સમાજરચનામાં આ બધી વસ્તુઓ એ સ્વપ્રયાસ અને સામાજિક સહકાર એ બેના મિશ્રણથી જ મળી શકે એમ છે, અને સામાજિક સહકાર સમાજોપયોગી કામદ્વારા જ મેળવી શકાય.

(૪) એની કેટલીક સામાજિક વૃત્તિઓ પણ છે. દા. ત. ખેલ, સ્પર્ધા, અભિવ્યક્તિ. એ મંડળીમાં જ સંતોષી શકાય.

(૫) વ્યક્તિગત જરૂરીઆતોનું પ્રમાણ શરીરરચના તેમ જ સ્વભાવભેદને કારણે જુદું જુદું હોય છે, અને એથી એનું વિતરણ એક ગૂંચવણીઓ સવાલ છે. વળી, એ જુદા જુદા હેતુઓસરની જુદી જુદી મંડળીઓમાં પરિણમે છે. એમાંથી વ્યક્તિ-વ્યક્તિ વચ્ચે અને મંડળી-મંડળી વચ્ચે ઘર્ષણ જાગે છે

એ ઘર્ષણ જો અમર્યાદ બને તો અપાર દુઃખ સર્જી શકે છે.

આમાંથી ફલિત એ થાય છે કે:-(૧) પોતાની જરૂરીઆતો માટે માણસે જાતે પ્રયત્ન કરવાનો છે, માટે એની શારીરિક તેમ જ માનસિક શક્તિઓનો શકય એટલો વધુ વિકાસ થવો જોઈએ. (૨) એ જરૂરીઆતો સમાજના સહકારથી મેળવવાની હોવાથી, સમાજે જેટલી પ્રગતિ કરી હશે, તેટલા પ્રમાણમાં, એ જરૂરીઆતો એને વધારે પ્રમાણમા અને વધારે સરળતાથી મળી શકશે. એથી એનામાં સમાજને ઉપયોગી થવાની ભાવના કેળવવી જોઈએ. (૩) વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેનું, તેમ જ મંડળી-મંડળી વચ્ચેનું ઘર્ષણ અમર્યાદ ન બને, એ માટે એણે પોતાના સ્વાર્થ તેમ જ અંગત વૃત્તિઓ ઉપર સંયમ રાખતાં શીખવું જોઈએ.

પરંતુ, આમાંનુ ઘણું ઓછું આજે શાળાઓમા શીખવાય છે. શાળાઓ માત્ર માહિતીવિતરણ સંસ્થાઓ બની ગઈ છે. એ માહિતીને પણ કોઈ ચોક્કસ હેતુઓની જાણદ્વારા સુગ્રથિત કરવામાં આવતી નથી. કોઈપણ વિષયના શિક્ષણમાંથી આ વસ્તુ બતાવી શકાય એમ છે એટલે વિસ્તારભયે એમાં ઊતરતો નથી. પરંતુ, આ પરિસ્થિતિને લીધે દિવસે દિવસે શિક્ષણ અર્થહીન બનતું જાય છે. શિક્ષણનું ધોરણ ઉત્તરોત્તર બગડતું જાય છે. તેનું આ મુખ્ય કારણ છે. પોતે જે શીખે છે, તેના હેતુ વિષે વિદ્યાર્થી મોટે ભાગે અજ્ઞાન હોય છે. એને માટે માત્ર એક ખ્યાલ હોય છે કે, એ શિક્ષણદ્વારા પોતે એવી સુખાળવી નોકરી કે ધંધો મેળવી શકશે કે જેમાં શારીરિક શ્રમ નહિ હોય, અને ઓછી મહેનતે વધારે પૈસા મળશે. આગળ શિક્ષણ-પ્રથાના જે દોષો ગણાવ્યા છે, એ લગભગ બધા જ આ વસ્તુસ્થિતિનાં સીધાં પરિણામો છે.

આ સ્થિતિ સુધારવી હોય તો, શ્રી ખુશ્રાવના હેવાલના ત્રણ મુદ્દા પર વિશેષ ધ્યાન દેવું જોઈએ. ખરું જોતાં, એમાં શ્રી. ખુશ્રોવે જે વાતો કરી છે, તે જ બીજે સ્વરુપે મહાત્મા ગાંધીએ પણ આપણને કરી હતી; બીજા પણ અનેક વિચારકોએ કહી છે. એમાં આશ્ચર્ય પામવા જેવું પણ કશું નથી, કારણ કે શિક્ષણના પાયામાં રહેલી એ વાતો છે.

(૧) સૌથી પહેલું તો, દરેક વિદ્યાર્થીની એ સમજ કેળવવી જોઈએ કે, ભવિષ્યમાં એણે સમાજને ઉપયોગી એવું કોઈક કામ કરીને જ જીવવાનું છે, પછી કામનો પ્રકાર ગમે તે હોય. આ માટેના સંસ્કાર શરૂઆતથી જ પાડવા જોઈએ.

શ્રી ખુશ્રાવે જે સૂત્ર પોતાના દેશ માટે આપ્યું છે, તેમાંથી communist શબ્દ બાદ કરીને, બાકીનું સૂત્ર આ પ્રમાણે બતાવી શકાએ: 'જે સમાજમાં આપણે જીવીએ છીએ અને જેના સહકારથી આપણે જીવનની બધી જરૂરીઆતો મેળવીએ છીએ, તે સમાજની પ્રગતિ માટે, તેમજ આપણી જરૂરીઆતો મેળવવાનો અધિકાર પ્રાપ્ત કરવા માટે, દરેક બાળકે સમાજોપયોગી કામને માટે તાલીમ મેળવવી જોઈએ. ભવિષ્યમાં દરેકે સમાજોપયોગી કામ કરીને જ જીવવાનું છે.' શ્રી ખુશ્રાવ કહે છે તેમ, આ સૂત્રને પવિત્ર ગણવું જોઈએ.

(૨) શારીરિક શ્રમ મગજના કામ કરતાં હલકા પ્રકારનો છે, એ સંસ્કાર દૂર કરવો જોઈએ અને એ માટે શારીરિક શ્રમની ટેવ શાળાઓમાં જ પાડવી જોઈએ.

(૩) પ્રાથમિક શિક્ષણનાં ઉપલાં ધોરણોથી—એટલે પાંચમા ધોરણથી જ ઉત્પાદક એવું કોઈ પણ કામ શીખવવું જોઈએ. એ માટે વિદ્યાર્થી ગમે તે ઉદ્યોગ પસંદ કરી શકે. પરંતુ, વરસ દરમ્યાન એણે અમુક કલાક અને અમુક કામ કર્યું હોવું જોઈએ. આ કાર્યક્રમને માધ્યમિક તેમજ ઉચ્ચ શિક્ષણમા પણ આગળ ધપાવવો જોઈએ. એ દ્વારા શિક્ષણના ખર્ચનો થોડોક ભાગ જરૂર મેળવી શકાશે. એ તો ઠીક, પરંતુ, એવા કામકાજદ્વારા જ જ્ઞાનેન્દ્રિયો, મગજ અને કર્મેન્દ્રિયો વચ્ચે જરૂરી મેળ સાધી શકાશે.

ઉપરાંત, એક બીજી વાત સ્પષ્ટ સમજી લેવી જોઈએ. બધા પ્રકારની માહિતી શાળામાં કે શાળા દ્વારા જ આપવાની કશી જરૂર નથી. નકશામાં ફીજી, રહોડેશિયા કે ઇગ્લેંડ કયાં આવ્યું, તે હજી કદાચ બતાવી ન શકે તેમ છતાં તે તે દેશોમા જઈને, પોતાનું જીવન સારી રીતે હજારો લોકો નિભાવી રહ્યા છે એ હકીકત છે. એ જ રીતે માત્ર ત્રણ ચોપડી અંગ્રેજી ભણેલા ઇગ્લેંડ ગયા છે અને સારું કમાય છે. પ્રાથમિક કક્ષાએ તો શરીર અને મનની કેળવણી જ મુખ્ય હોવી જોઈએ અને વિષયો એ તો સાધન માત્ર ગણાવા જોઈએ.

કંઈ નહિ તો પહેલાં ચાર-પાંચ ધોરણ સુધી તો—આ પ્રમાણે શરીર અને મનની કેળવણી કરી હશે અને માત્ર પાયાનું જ્ઞાન આપવામાં આવ્યું હશે, તો માહિતી તો વિદ્યાર્થી જીવનમાં જરૂર પડશે, ત્યારે સ્વપ્રયત્ને પણ મેળવી શકશે: એથી

(પાન ૪૨૪ ઉપર)

# ધરતીની માંદગી

—સુભદ્રા ગાંધી

૧

આ આફ્રિકાની એક સુંદરમાં સુંદર ખીણનું દશ્ય છે. તમારી ચોમેર પૃથ્વીના અંગને ઢાંકી રહેલ, જાડા મખમલ જેવી ઘટ્ટ હરિયાળી પથરાઈ રહેલ છે. ને ટિટિહોડા પંખી એના નિર્જન એકાંત વિસ્તારને પોતાના કૂજનથી ભરી રહ્યું છે. વાદળાં ને ધુમ્મસ ન હોય ત્યારે તમને નીચે ઉમઝીમુકુલુ નદી વહી જતી દેખાશે, ને એની પાછળ નાખી નજર પહોંચે ત્યાં લગી પર્વતની હારમાળા દેખાશે.

જુઓ, અહીંનું ઘાસ કેવું હરિયાળું ને ઊંડે ઊંડે સુધી મૂળિયાં ફેલાવીને ઊગી નીકળેલું છે! માટી તો જાણે ક્યાંય જોવા સુદ્ધાં મળતી નથી! આ ઘાસ વરસાદ ને ઝાકળના ભેજને તે સંઘરી રાખે છે. એને જમીનમાં ચૂસી લે છે. ને પછી એ ભેજ વડે પર્વતની ખીણ કોતરનાં અનેકાનેક ઝરણાંઓને વહેતાં રાખે છે.

કુદરતે કેટલી કાળજીપૂર્વક એનું જતન કરેલું છે. અહીં એને ચરી ખાનારાં એટલાં બધાં ઢોર નથી. અહીં તાપણાં સળગાવી સળગાવી, એને બાળી મૂકી, ધરતીનાં અંગને ઉઘાડાં પાડી દેનાર કોઈ નથી.

જોજો, એક તણખલું પણ ઘવાય નહિ, કચરાય નહિ એ રીતે એના પર જાળવીને પગલાં માંડજો. કારણ આ પવિત્ર ભૂમિ છે. સરજનહારે તે દિવસે જેવી એને ઘડેલી તેવી ને તેવી જ...તે આજે ય પવિત્ર રહેલી છે.

એને સાચવજો, એનું રક્ષણ કરજો, કારણ એ તો માણસને પાળનારી પોષનારી, જતન કરી જીવાડનારી ભૂમિ છે...એનો જો નાશ કર્યો તો, સમજી લેજો કે માણસનો ય વિનાશ નક્કી છે.

પરંતુ હાય! આ શું?

આ પુરાણી પવિત્ર પહાડીઓ તો ઘસી પડવા લાગી! ઘસતી ઘસતી ઊંડી ખીણમાં વેરાઈ જવા લાગી. એનાં અંગને ઢાંકનાર લિલોતરીનાં વસન ફાટીને લીરા થઈ ગયા, ને ધરતીનું રાતું માંસ અંદરથી ડોકિયાં કરવા લાગ્યું. વરસાદ ને ઝાકળનો ભેજ ચૂસી, પર્વતનાં ઊર્મિબાળ જેવાં ઝરણાંને જીવન આપનાર, ને પોષનાર હરિયાળીનો નાશ થઈ ગયો. લોકોએ તાપણાં બાળી બાળીને એનો અંત આણી દીધો. એના પર ચરનારાં આ ઢોર પણ કેટલાં બધાં! એમની ખરીઓના ઘા એનાથી જીરવાયા નહિ! માનવીએ પણ બેતમા, બેકાળજી બની, એ ધરતીની હરિયાળીને કેવી રોળી નાખી.. ને કોઈએ એની પવિત્રતાની આણ રાખી નહિ, એની રખવાળી કે જતન કર્યાં નહિ!...ને હવે એ માણસને પોષી શકતી નથી, એને જીવાડી શકતી નથી, એનું રક્ષણ કરી શકતી નથી!

ટિટિહોડા પંખીનું કૂજન પણ હવે આટલામાં ક્યાંય સંભળાતું નથી. મોટી મોટી ટેકરીઓ ટાલિયાના માથા જેવી બોડી ને વેરાન ઊભેલી છે. વીજળી ચમકે છે, ને વરસાદ તૂટી પડે છે, ત્યારે એનાં ઉઘાડાં જળમાં ધોવાઈ ધોવાઈ ને એનું રાતું ચોળ લોહી (લાલ માટીનો પ્રદેશ હોવાથી) નદીરૂપે વહી જાય છે. સુકાઈ ગયેલાં ઝરણાં સળવળી ઊઠે છે, ને વહેવા લાગે છે—પણ તે કેમ જાણે ધરતીની કપાઈ ગયેલી કેશવાહિનીમાંથી વહી જતાં રક્ત ભર્યાં.

નીચેની ખીણોમાં, પહાડીના ઢોળાવો પર થઈ ઢસરી આવેલ લાલ માટીમાં સ્ત્રીઓ ઉઝરડા પાડે છે...ને ખેતીનું નામ દે છે! પણ ત્યાં એમના ખેતરમાં મકાઈનો જે પાક થાય છે તે જોયો તમે? માંડ માંડ માણસનું મથોડું ઢંકાય એટલો!

આ મકાઈ પર બધો પોષાય શી રીતે ? ને એટલે જ તો જુવાન છોકરા છોકરીઓને 'પેટ પૂરવાનો સવાલ ' કોક અજાણ્યા પ્રદેશમાં ધકેલી લઈ જાય છે આ. ગામ જેવું ગામ દેખાય છે, માણસની વસ્તી ભાળો છો—પણ આમ તો જુવાનિયાં વિનાની સૂની વસ્તીઓ છે. કેવળ બાળકો ને બુઢ્ઢાબુઢ્ઢીઓની ! સૂનકાર ન હોય...તો બીજું હોય પણ શું અહીં ?

કોઈ ટોળામાંથી વિખૂટું પડી ગયેલ અજાણ્યું પંખી ભૂલું પડી આવી ચડે, એમ, આ સૂનકાર વસ્તીમાં ટપાલનું એક પરબીડિયું આવી ચઢયું, ઉપર સરનામું હતું :

માનવંત સ્ટેફન કુમાસો
સેન્ટ માર્કનું દેવળ
ન્હોતરોની ( નાતાલ )

બુઢ્ઢા કુમાસોના હાથમાં પરબીડિયું આવ્યું. પણ એ ઉઘાડતાં એનું હૈયું થથરે છે; કોણ જાણે શું ય હશે એમાં ? ઉઘાડીને વાંચી જોવાને બદલે એ પત્નીને બાળકની જેમ સવાલ કરી બેસે છે :'

—તને કશી ખબર છે આ કાગળની ?

—કેવી ગાંડા જેવી વાત કરો છો ? એમાં શું છે, તે હું શી રીતે જાણવાની હતી, વારુ ?

બંનેનાં હૈયામાં અંદેશા ફડકે છે. કદાચ આપણા બેપત્તા દીકરાના કંઈ ખબર તો નહિ હોય, એમાં ? એને લગતા કંઈક સમાચાર તો નહિ હોય ?

પણ ના, આ તો કંઈક જુદું જ લાગે છે કાગળ જોહાનિસબર્ગથી આવેલો છે, એ વાત ચોક્કસ.

પણ તે જોહાનિસબર્ગની ગીચ માનવવસ્તી, મકાનો, મોટરબસો ને ગલીઓના જંગલમાં ખોવાઈ ગયેલ દીકરા આબસાલોમના કશા ખબર નથી લાવ્યો.

આમ તો સોફિયા ટાઉનના દેવળમાં વસતા, પોતાના એક પાદરી—બંધુના હસ્તાક્ષર છે. એમાં લખ્યું છે :

'કાગળ મળે કે તુરત જોહાનિસબર્ગ આવો. તમારી બેન ગર્ટ્રુડ બહુ માંદી છે ! તમારી બધી વ્યવસ્થાનો ભાર મારે માથે છે. કશી ફિકર કરશો નહિ

તમારો ધર્મબંધુ
માસિમાંગુ

ધણિધણિયાણી બંને એક બીજા સામું જોઈ રહ્યાં.

થોડાં વરસ પહેલાં ધાવણું બાળક છાતીએ વળગાડી, પોતાના ખોવાઈ ગયેલા પતિની ભાળ કાઢવા, જોહાનિસબર્ગ ઊપડી ગયેલી જુવાન બેનની છબી એમની આંખો આગળ તરવરી રહી. પતિને શોધવા ગયેલી બેનનું નામ પણ પછી તો એમને ગુમ થઈ ગયેલાંઓની નામાવલીમાં ઉમેરી દેવું પડેલું.

આકાશમાંથી ખરી પડેલ કોક તારાની શોધમાં નીકળનાર તારાની જેમ, આ વસ્તીનાં કેટલાંય સંતાન ગુમ થઈ ગયાં હતાં. એ માયાવી નગરે એમને પોતાના ગર્ભમાં ક્યાંય છુપાવી દીધાં હતાં ! તેમાંથી એકનો...માંદગીમાં પડેલી બેનનો—પત્તો મળ્યો ! તો એની જ જેમ કદાચ દીકરોય ક્યાંક જડી જાય...હાથ લાગી જાય, ને આ બુઢ્ઢાં અકિંચનનો ખાલી ખોળો પ્રભુના સંપદથી પાછો ભરાઈ જાય !

સંત ચાડના દેવળમાં મોકલી, દીકરાને 'પ્રભુના સેવક 'ની દીક્ષા અપાવવાની મનીષાથી ડોસીએ પાઈ પાઈ કરી નાણું સંઘરેલું. પણ દીકરાનો તો કદી પત્તો જ લાગ્યો નહિ ! ને કદાચ લાગે તો પણ એ 'પ્રભુના સેવકની ' દીક્ષા લેવા તૈયાર થાય, એ વાતની બેમાંથી એકેયને ખાત્રી નથી.

ડોસીએ કોઠીના ડબલામાં ભેગી કરેલ પૂંજી ડોસાના હાથમાં મૂકી દીધી, ને આશાના છેલ્લા તંતુને વળગવા મથતી એને વિનવી રહી : તમે તમારે આ લઈ લો—ને એકવાર ત્યાં જઈને નજર તો કરી આવો. પ્રભુની ઈચ્છા હશે તો કદાચ આપણા પ્રવાસને જશ જડશે. આપણો દીકરો મળી આવશે; ને એ ન બન્યું...તો તો આ પૈસા ય ..નકામા જ જવાના છે...ને બધું જ...

વ્યથાભારે હૈયે ડોસો ડોકું ધુણાવે છે. જવાનો નિર્ણય લેવાય છે. ઘરમાં ડબલાં ડુબલીમાં સંઘરેલો હતો એટલો નાણાંભંડોળ ગજવાની કોથળીમાં ભરી લઈ, ડોસો ડગમગતા પગલે એ અજાણ્યા શહેરને આંબવા નીકળી પડ્યો.

ને મૂંગા પ્રાણીની જેમ, સીસા જેવી વજનદાર વેદનાનો ભાર વહેતી ડોસી, ગરદન ઝુકાવી, ઘરના મુઢા પર બેસી પડી ...ને પોતાના આખરી આધારને ય શહેરનાં અજગરમાં પાણી ગળી જઈ ગુમ ન કરી દે, એ માટે એના પ્રભુને વિનવી રહી.

૨

ઘર ને ગામની ઓથ છોડી નીકળ્યા કે તમામ રસ્તા તમને વહી જવાના જોહાનિસબર્ગ ભણી. કેટલો લાંબો રસ્તો

કાપવાનો. ટીકીટના કેટલા બધા પૈસા...! કેટકેટલી ટ્રેનો બદલવાની, કેટલાં સ્ટેશન પાર કરવાનાં......કેટલા બધા પાટા.. વીજળીના થાંભલા ને તારનાં દોરડા ! સુ...ર...ર...ર ની દોડ કરતી તમારા ડબ્બાની બારીને ઘસાઈ ને વીજળીની ઝડપે વહી જતી બીજી ટ્રેન...એનું આક્રમણ ચમકાવી મૂકે તેવું હોય છે.

બુઢ્ઢા કુમાલોનું કાળજું બીધેલા કબુતરની જેમ ફફડી ઊઠે છે. અજાણ્યા અંધારા જંગલ ભણી પગ માંડતા બાળકની જેમ. કારણ એણે સાંભળ્યું છે કે, જોહાનિસબર્ગ એક જબરદસ્ત મોટું શહેર છે, જ્યાં પાર વગરની ગલીઓ ને રસ્તા છે. મહિના સુધી ફરો તોય, એક રસ્તે થઈ એકવાર ગયા પછી બીજી વાર એ રસ્તે પગ મૂકવાનો વારો ન આવે. વળી, બસ પકડવાની ! ઓહોહોહો...કેટલી બધી બસો... એમાં તમારે કામની, સાચી બસ વીસમાંની એક જ હોય... ને એમાં જો તમારાથી કોઈ ખોટી બસમા ચઢી બેસવાની ભૂલ થઈ ગઈ, તો...રામ રામ, તમને નસીબે જ ભુલાવ્યા સમજો.

ને કહે છે કે રસ્તો પાર કરવો એટલે જીવનું જોખમ. શહેરમાં ફરવા નીકળનારાં ને કામે જનારાંમાં તો જેનો આવરદા લાંબો તે જ ઘેર પહોંચે. ને જો ભળતા રસ્તે ચઢી ગયા. ભળતા રંગવાળાં માનવીઓના મહોલ્લામાં ભેરવાઈ પડ્યા...તો...તો શાહમૃગની માફક, રેતીમા માથું ખોસી આવતા તોફાનને ખાળવા ફાંફાં મારી રહેવાનું !

ને સૌનાં કાળજાં થાકવી રહેલો પેલો ભય ! જીભે જેનું નામ આણવાની પણ ભાગ્યે જ હિંમત થાય છે. એ તો શહેરને ખૂણે ખૂણે...ને ગલીએ ગલીએ લપાયેલો હોય છે. લોક છાપામાં માથાં નાખી સવારે એની જ ખોજ નથી કરતાં શું ? આળસોલોમ.. અમારો દીકરો ક્યાં હશે એનું શું થયું હશે ? એણે કેમ કદી અમને કશું લખ્યું જ નહિ...? બેન બહુ માંદી હશે, એને શું થઈ ગયું હશે ? ને એનું બાળક...! પાંઝા માંદો હતો. ને એની વહુ એને જોવા ગયેલી...એનો બાર વર્ષનો દીકરો જોતજોતામા લોરીનાં પૈડાં હેઠળ આવી કચડ્ડ્ડ્ કરતો, ઉચકાઈ ગયેલો...એ પહાડની ટેકરીઓ જેવા ઊંચા ઊંચાં મકાન, પાકેલા પાંદડાની નસો જેવા રસ્તા ને કીડિયારાની જેમ ઉભરાતી માનવ વસ્તીમાં કોણ કોનું ?

ઓ પ્રભુ ! મારા પર તારી દૃષ્ટિ રાખજે. ધોળા દિવસ જેવા લાગતા આ અંધારામાં મને માર્ગ દાખવજે.

ને સોફિયા ટાઉનમાં મિશન હાઉસમાં પહોંચતાં ધર્મ-બંધુ માસીમાંગુ સાથે મેં મેળાપ થયો. ને એનો ભાવભીનો આવકાર પામ્યો, ત્યારે ડોસાનું હૈયું હેઠું બેઠું. ને એણે નિરાંતનો શ્વાસ લીધો. ઘેરથી નીકળ્યા પછી પહેલી વાર એણે સલામતી ને ભાઈચારાની હુંફ અનુભવી.

ડોસા કુમાલોને આવકાર આપતા કાળા ને ગોરા ધર્મબંધુઓની બેઠક જામી. વતનના ખબર પૂછાયા.

કુમાલોએ પોતાના પર્વતો ને એની ખીણોની વાત કરી. પોતાના પ્રદેશની પિછાણ આપી...એના કંઠસ્વરમાં જરૂર જાદુ હોવું જોઈએ, યા તો ધરતીનો પ્રેમ નીતરતો હોવો જોઈએ... કારણ સૌ એકકાન થઈ એની વાતનો શબ્દે શબ્દ પી રહ્યા હતા.

એણે એમને ધરતીની બિમારીની વાત કરી, એના ધોવાણની વાત કરી, રસકસ વિનાની એ ભૂમિમાં માંડ મથોડું ઊંચી આવતી એવી મકાઈના પાકની વાત કરી. જુવાનિયા વિનાની, સુનકાર વસ્તીની વાત કરી, બુઢ્ઢાં અને બાળકોને સહારે વહી જતી પાંગળી ડગુમગુ જિંદગીની વાત કરી...રોજ ફટકા ખમતી, તરડાતી ને તૂટતી જતી આદિવાસી જીવનસંસ્થા, ભાગેલાં ઘર, ને નંદવાયેલાં માનવીની વાત કરી. એક વાર ઘર છોડી જનારાં ને ફરી કદી પાછા નહિ ફરનાર, ને કાગળપત્તરનો સંબંધ પણ સદાને માટે ચૂકવી જનારાં જુવાનિયાની વાત કરી...આ વાત એકલા દોતશે-નીની જ નહિ.. પણ લુફાફા.. ઈન્ડલાવીની, ઉમકોમાસ ને ઉમઝિકુલુની...તમામ પ્રદેશોની કથની આ બાબતમાં એક સરખી જ છે, એમ જણાવ્યું.

અલબત્ત પોતાની બેન કે પોતાના દીકરા વિષે હજી એક ઊનો હરફ સુદ્ધાં એણે ઉચાર્યો નહોતો.

બધાએ ભેગા મળી, ધરતીની માંદગીની વાત કરી, ઠમઠોરાઈ ગયેલી આદિવાસી ટોળીઓનાં ભાગી ગયેલ ગામડાં ને કુટુંબો ને ઘરોના વાત કરી. એમણે કહ્યું, જુવાનિયાં એક વાર ઘરની બહાર, ગામની બહાર નીકળે છે કે, કદી પાછાં ફરતા જ નથી ! પોતાના રીતરિવાજ ભૂલી, તેઓ એદી ને દુરાચારી જીવન જીવવા માંડે છે. ને નાનાં નાનાં છોકરાં પણ કેવું અપરાધી, ગુનાહિત જીવન જીવતાં થઈ જાય છે ! ને પુખ્ત ઉંમરે પહોંચતાં પહોંચતાંમાં

[પાન ૪૪૧ ઉપર]

# 'કમ્યુનિસ્ટો અને આપણે': રશિયા અને અમેરિકાની નીતિ પર પ્રકાશ

'કમ્યુનિઝમની તરફેણમાં પ્રવાહ વહી રહ્યો છે, એ નિઃશંક છે. એને પહોંચી વળવા આપણે એ વાત પુરવાર કરી બતાવવી પડશે કે, ગમે તેવા મોટા રાષ્ટ્રમાં નાગરિક સ્વાતંત્ર્યની સાથોસાથ (પ્રત્યેક નાગરિકની ભૌતિક પ્રગતિ પણ શક્ય છે'–વૉલ્ટર લિપ્પમાન

વૉલ્ટર લિપ્પમાન અમેરિકાના જાણીતા રાજદ્વારી વિચારક–લેખક–વિવેચક છે. એમનો સોવિયેત રશિયાની રાજ્યપદ્ધતિ સામેનો વિરોધ સુવિદિત છે. એમણે ૧૯૫૮ના ઑક્ટોબર માસમાં, સોવિયેત રશિયાના પ્રવાસ દરમ્યાન ક્રુશ્ચેવની અને ત્યાંના અન્ય આગેવાનોની મુલાકાત લીધી હતી. ત્યાર બાદ એમણે જે ચાર લેખ લખ્યા, તે નાની પુસ્તિકારૂપે તાજેતરમાં પ્રગટ થયા છે: " The Communist World and Ours. " (હેમિશ હેમિલ્ટનઃ (કિં. શિ. ૬) આ લેખમાળા દ્વારા લિપ્પમાને કેટલીક મહત્ત્વની વાતો કહી નાખી છે; એ સોવિયેત અને અમેરિકન નીતિ ઉપર સવિશેષ પ્રકાશ પાથરે છે. અહીં સંક્ષેપમાં એનો સાર રજૂ કર્યો છે.

## ૧

વાર્તાલાપનો આરંભ બહુ જ મુક્ત વાતાવરણમાં થયો. ક્રુશ્ચેવે હાથ ઊંચો કરી હલાવીને કહ્યું કે, તમે પ્રશ્નો પૂછો, હું જવાબ આપવા તૈયાર છું. અને લિપ્પમાને શરૂઆત કરી કે—૧૯૫૫માં જીનેવામાં જે શિખર–પરિષદ થઈ, ત્યારથી રશિયા અને અમેરિકા વચ્ચેના સંબંધો બગડતા રહ્યા છે. આ બાબતનાં કારણો જાણવાની પોતાની ઇચ્છા છે.

ક્રુશ્ચેવે જણાવ્યું કે, ૧૯૫૫માં જ સંબંધો સારા ન હતા; ત્યાર પછી વધુ બગડ્યા છે, એવું નથી. સવાલ તો એ છે કે, આ સંબંધો છે ત્યાં ને ત્યાં ચીટકી રહે, સુધરે કે પછી વધુ બગડે?—આપણે શું ઇચ્છીએ છીએ.

અને પછી તેમણે દોષનો ટોપલો ચર્ચિલ અને ડલેસને માથે ઢોળતાં કહ્યું કે, સ્તાલિનના મૃત્યુ પછી અમે સમાજવાદમાંથી પીછેહઠ કરીશું', એવી તેમની માન્યતા ખોટી પડી છે. અલબત્ત, અમે 'સ્ટેટસ કો' (જૈસે થે)ના પાયા પર તંગદિલી હળવી કરવા ઇચ્છતા હતા, પરંતુ પશ્ચિમે તો 'કોલ્ડ વૉર'ની રસમ અખત્યાર કરી. પરંતુ તેમાં ય તેઓ અમને સમાજવાદને માર્ગેથી ચળાવવામાં નિષ્ફળ જ નીવડ્યા...

ખરી ગૂંચ વાર્તાલાપના આરંભે જ આવી ઊભી! ક્રુશ્ચેવ 'સ્ટેટસ કો' કહે છે એનો અર્થ શો?—એ જ મુખ્ય સમજવા જેવી વાત બની ગઈ. લિપ્પમાન કહે છે તેમ, એનો અર્થ ધીમે ધીમે, આખા વાર્તાલાપને અંતે જ સ્પષ્ટ થયો. પશ્ચિમ જે રીતે એનો અર્થ કરે છે, તેના કરતાં રશિયા એનો અર્થ જુદો જ કરે છે, એ વાત ત્યારે જ સ્પષ્ટ થઈ. 'સ્ટેટસ કો'નો રશિયાનો અર્થ–

* એક તો: ફોજી તાકાત દ્વારા રાષ્ટ્રીય સરહદોમાં કશો ફેર થવો ન જોઇએ. દા. ત. ચીન અને વિયેતનામમાં બે સત્તાઓનો સવાલ છે, તે તેમનો આંતરિક સવાલ છે. બે જર્મનીનો સવાલ, બે કોરિયાનો સવાલ–તેમની સરહદોના આંતરિક સવાલો છે, એને કેવળ 'પરસ્પર સંમતિ'થી ઉકેલવા રહ્યા.

* બીજી વાત: રશિયા, ચીન અને એશિયા–આફ્રિકામાં જે સામાજિક–આર્થિક ક્રાંતિઓ થઈ રહી છે, એ 'સ્ટેટસ કો' જ છે; એ રીતે જ પશ્ચિમે તેનો સ્વીકાર કરીને વર્તવું જોઈએ.

બલ્કે, આવી ક્રાંતિનો વિરોધ કરવો એટલે જ 'સ્ટેટસ કો' નો વિરોધ કરવો.

આ સ્થળે લિપ્પમાન 'સ્ટેટસ કો' અંગે પશ્ચિમની અને રશિયાની સમજ વચ્ચેનો ભેદ રજૂ કરે છે.

*** જે સ્થિતિ હોય તેવી ને તેવી જળવાઈ રહે ( પશ્ચિમ )**

*** ક્રાંતિકારી પરિવર્તનની પ્રક્રિયા અણુથંભ ચાલ્યા કરે. અને હયાત ફોજી તાકાત અંગેની તુલા એમની રહે ( રશિયા ).**

ખ્રુશ્ચોવની આ માન્યતા પાછળ તેની એ બાબતની પ્રતીતિ રહેલી છે કે, સોવિયેત સંઘે ઇન્ટરમિડિયેટ અને શોર્ટરેંજ મિસાઈલ્સ ઉપર કાબૂ મેળવી લીધો હોઈ, તે જર્મની, પશ્ચિમ યુરોપ, ટર્કી અને ઇરાન ઉપર વર્ચસ્વ ધરાવી શકે એમ છે. પોતાની આ તાકાતના કારણે જ રશિયા 'સ્ટેટસ કો' ની વ્યાખ્યામાં ફોજી સત્તાનો ઉપયોગ ન કરવાની શર્ત ઉમેરે છે, અને જર્મની જેવા સવાલમાં પરસ્પર સંતલસ ઉપર ભાર મૂકે છે.

આ પછી જર્મન-સમસ્યા અંગે વધુ વીગતે વાત થઈ; અને તેમાં લિપ્પમાનના મતે, ખ્રુશ્ચોવે વિરોધાભાસી વલણો વ્યક્ત કર્યાં હતાં. પરંતુ એકંદર ખ્રુશ્ચોવનો એવો દામ-ભત છે કે, જર્મનીને ફરીથી શસ્ત્રસજ્જ બનાવીને પશ્ચિમ, ૧૯૪૧ની માફક, રશિયા પર હલ્લો કરવાની ગણત્રી રાખે છે. પરંતુ પશ્ચિમની આ ગણત્રી ખોટી છે અને આત્મઘાતક છે; કેમ કે જો નવું યુદ્ધ ફાટી નીકળે તો ૧૯૩૯ ની માફક જર્મની પૂર્વ ( રશિયા ) સાથે સમાધાન કરી લઈ, પશ્ચિમની સામે જ વળશે. કેમ કે રશિયા પશ્ચિમ જર્મનીને ચપટીમાં ચોળી નાખી શકે એવી સ્થિતિમાં છે. પરંતુ બીજી બાજુ, સોવિયેત સંઘ જર્મનીને પશ્ચિમ સામે ઉત્તેજે તો જર્મની, ઈંગ્લેન્ડ, ફ્રાન્સ અને સ્પેનના સંયુક્ત બળ કરતાં ય તે વધુ તાકાતવાન બની જાય એટલે છેવટ તો, સોવિયેત સંઘ સામે જર્મનીને તૈયાર કરવાની પશ્ચિમની નીતિ આત્મઘાતક જ નીવડવાની.

પરંતુ, આ ઉપરથી શું એવું ફલિત થાય છે કે, અમેરિકા રશિયા સામે ચઢાઈ કરશે, એવું ખ્રુશ્ચોવ ખરેખર માને છે? અલબત્ત, એ પોતે ( ખ્રુશ્ચોવ ) હલ્લો કરીને લડાઈ આરંભવા ઇચ્છતા નથી, એવું તો સ્પષ્ટપણે જણાતું હતું. કેમ કે એવી પરિસ્થિતિમાં અમેરિકા વચ્ચે પડ્યા વિના ન જ રહે; અને અમેરિકી ફોજી તાકાત નજર-અંદાજ કરવા જેવી નથી—આ વાત એમના મનમાં ય સ્પષ્ટ હતી. પરંતુ સોવિયેત સંઘ ઉપર હલ્લો થાય તો જર્મની, ટર્કી, ઇન્ગ્લેન્ડ, ફ્રાન્સ અને સ્પેન ઉપર સોવિયેત તૂટી પડે ને એમની કેવી દશા થાય, તે કહીને સામા પક્ષને ચેતવી દેવાની એમની મુરાદ હતી.

**૦ પરંતુ રશિયા એમ તો માની બેઠું છે જ કે અમેરિકા એના ઉપર હલ્લો કરવાની નેમ રાખે છે. ખ્રુશ્ચોવના મનમાં એનું એવું કારણ જણાય છે કે, અમેરિકા 'કોલ્ડવૉર'માં નિષ્ફળ ગયા વિના નહિ રહે, ને ત્યારે, તે સશસ્ત્ર યુદ્ધનો રસ્તો લેશે જ.**

એમ શાથી? તો—ખ્રુશ્ચોવની માન્યતા મુજબ, આનું મૂળ સોવિયેતની ભાવિ પ્રગતિમાં રહેલું છે. એના કહેવા મુજબ, —આજે તો અમેરિકા દુનિયાનો સૌથી વધુ ધનિક અને ઉત્પાદક દેશ છે. પરંતુ તે હવે તેની 'આખરી મહાનતાના દિવસો' પર જીવી રહી છે; કેમ કે બહુ જ ટૂંકા સમયમાં સોવિયેત સંઘ માથાદીઠ ઉત્પાદનમાં ય અમેરિકાને પાછળ નાખી દેશે ( આવતી સપ્તવર્ષીય યોજનાનો અહીં ઇશારો હતો ). એ પછી દુનિયાના અર્ધભૂખ્યા દેશો દૃષ્ટાંતરૂપે અને મદદ માટે રશિયા ભણી દૃષ્ટિ કરતા થશે. આમ, પશ્ચિમને માટે રશિયાના લોકો નહિ, એની આ ઉત્પાદક પ્રગતિ જ જોખમરૂપ છે. અને એથી કરીને, આવું ન થાય તે માટે, પશ્ચિમ ઝનૂની બની રશિયા ઉપર હલ્લો કર્યા વિના નહિ રહે—એવું ખ્રુશ્ચોવનું લૉજિક છે. બલ્કે, રશિયા માટે આ લૉજિક સો ટકા પાકું—અરે, શ્રદ્ધાનો વિષય બની ગયેલ છે. આનું મૂળ લેનિનના દિવસોથી ચાલતું આવેલું છે.

**અને ટેકનોલૉજી તથા વિજ્ઞાન તમામ માનવીય સમસ્યાઓનો ઉકેલ કરી શકે એમ છે, એવી અનંત શ્રદ્ધામાં ખ્રુશ્ચોવ મસ્ત હતા.**

આગળ ચાલતાં, ખ્રુશ્ચોવે અમેરિકા વિષેની પોતાની એવી માન્યતા ( જે આખા રશિયામાં સર્વસાધારણ હશે ) રજૂ કરી કે, અમેરિકન ફોજવાદી સરકાર યુદ્ધના વાતાવરણનો ચરુ ઊકળતો રાખીને જ, યુદ્ધ-સાધનોનાં કારખાનાંને ધીખતાં રાખીને જ, લોકોને એવી ભડકમાં જ જીવતા રાખીને પોતાને અનુકૂળ સત્તાઓ, સંપત્તિ અને જરૂરી સંમતિ પ્રજા પાસેથી મેળવતી રહી છે.

આગળ ચાલતાં, દરેક દેશનાં અણુશસ્ત્રો ઉપર કન્ટ્રોલ અને જાંચતપાસ રાખવાની બાબત અંગે ખ્રુશ્ચોવે જણાવ્યું કે, પ્રથમ પરસ્પર વિશ્વાસ પેદા ન થાય, મૈત્રી અને અનાક્રમણના કરાર ન થાય, ત્યાં લગી 'કન્ટ્રોલ' અને 'જાંચતપાસ'થી કાંઈ નહિ વળે. તમને કોઈના ઘરની ચાવી મળે તે પહેલાં તમારો એની સાથે પાકો મૈત્રીસંબંધ બંધાવો જોઈએ! એટલો વિશ્વાસ કેળવાવો જ જોઈએ.

આમાંથી વળી જર્મન-સમસ્યા નીકળી. અને વળી વાત ફંટાઈ ગઈ...

## ૨

ખ્રુશ્ચોવ સાથેની પોતાની મુલાકાત બાદ, લિપ્પમાને સોવિયેતના બીજા આગેવાનો અને પત્ર-સંપાદકો સાથે ચર્ચાઓ કરી. તે દરમ્યાન, તેમને એકનો એક સવાલ પુછાયા જ કર્યો હતો: 'બેઉ દેશોની વચ્ચેના સંબંધો સુધારવા તમે શું સૂચવે છો?'

લિપ્પમાન લખે છે: જવાબ બહુ અઘરો છે. કેમ કે—

(૧) સોવિયેત સંઘ અને હવે તો લાલ ચીન—આ બેઉ દેશો એશિયા અને આફ્રિકાની સારી એવી નેતાગીરી હાંસલ કરવાને પંથે છે. પછાત દેશોના નેતૃત્વની આ હરીફાઈમાં પશ્ચિમને માટે ખુલ્લો પડકાર રહેલો છે, અને આ સ્થિતિમાં પશ્ચિમને એવો ભય છે કે, આજની સમતુલા બદલાતાં, સોવિયેત સંઘ પશ્ચિમ પર આક્રમણ કર્યા વિના નહિ રહે.

(૨) તો વળી કમ્યુનિસ્ટ દેશો ખાત્રીપૂર્વક માને છે કે, આફ્રિકા અને એશિયામાં પોતે (કમ્યુનિસ્ટ દેશો) જે રીતે ક્રાંતિને દોરી રહ્યા છે, તેને અમેરિકા આદિ રાજી ખુશીથી કદિ સફળ નહિ જ થવા દે. અને એટલા માટે આક્રમણ કરવા સારુ જ, 'નાટો', 'સેટો' દ્વારા તેઓ ફોજી તૈયારીઓ—ફોજી મથકો સહિત કરી રહ્યા છે; જર્મનીને ફરીથી શસ્ત્રસજ્જ બનાવી રહ્યા છે. અને અમેરિકા તેમને ગમે તેટલું કહે કે, 'અમે તમારા જ આક્રમણના ભય સામે, રક્ષણ સારુ જ આ બધી તૈયારીઓ કરીએ છીએ,' પણ એ લોકો કદિ માનવાના નથી. એવી વાતોને તેઓ કેવળ પાખંડ જ માને છે. આથી જ તો, તમામ વાટાઘાટો દરમ્યાન, તેઓ એ બાબત હરપળ સાવચેત રહે છે કે, રખેને ભૂલથીય કોઈ નાનીશી ફૂટછાટ અપાતાં, માથે ઝઝૂમી રહેલા યુદ્ધમાં અમેરિકનોને પણ અનુકૂળતા થઈ જાય.

(૩) દુર્ભાગ્યે સોવિયેતની આવી આશંકાને અમેરિકી અમણીઓ તરફથી, ખુદ ડલેસ અને આઈઝનહોવર તરફથી ય કવચિત્ ખોટી નીતિરીતિ દ્વારા, મજબૂત બનાવાઈ રહી છે. ને તેથી આ સંઘર્ષને રાજદ્વારી સમજવાને બદલે ઝનૂની ધાર્મિક યુદ્ધનું સ્વરૂપ આપી દેવામાં આવે છે! આથી કમ્યુનિસ્ટ દેશોની એ ધારણા વધુ મજબૂત બને છે કે, તેઓ અજેય દુર્ધર્ષ સ્થિતિમાં પહોંચી નહિ જાય ત્યાં લગી તેમની સલામતી નથી!

લિપ્પમાન જણાવે છે કે, અમેરિકા માટે મુખ્ય સવાલ શસ્ત્ર હરીફાઈમાં કેવળ ટેકનિકલ રીતે ટકી રહેવાનો નથી. સવાલ તો રાજકીય રીતે અને માનસશાસ્ત્રીય રીતે હરીફાઈમાં ટકવાનો છે: એટલે કે, અમેરિકા અને પશ્ચિમ યુરોપી લોકશાહી દેશો શસ્ત્રની બાબતમાં એટલા બધા આંધળા બની ન જાય કે, જેથી એશિયામાંના સોવિયેત-પડકારને પહોંચી વળવા માટે તેની પાસે સાધન, સમજ, અને ઇચ્છા જ રહેવા ન પામે! સોવિયેત સત્તા તો શસ્ત્રો પાછળ ધાર્યા રકમો ખરચી શકે છે; તેમને કોઈ પૂછનાર નથી. પરંતુ અમેરિકાની વાત જુદી છે. એને એ માટે યુદ્ધના ભયની ભડક સતત સળગતી રાખવી પડે છે—ને તેનું તો ઊલટું પરિણામ આવે છે! દુનિયાભરની બહુમતિ—શાંતિ ચાહકો અને તટસ્થો—ઊલટા આપણી સામેના અસંતોષથી અળગા થાય છે, વેગળા ધકેલાય છે!

અને લિપ્પમાન ઉમેરે છે કે—

- એવું માની લેવું કે, રશિયામાં અમુક પ્રકારે અસંતોષ છે, માટે એ તંત્ર ઢીલું પડી જશે, યા તો નીકળશે—તો અંદરથી ઉદ્દામ ફેરફારો થઈ જશે, યા તો પ્રતિક્રાંતિ ફાટી તે ભૂલભરેલું છે.

- હું એવી પૂરી પ્રતીતિ સાથે ઘેર પાછો ફર્યો છું કે, સૌથી મોટો કોઈ સવાલ હોય તો તે એશિયા અને આફ્રિકામાં રશિયા-ચીનની નેતાગીરીએ જગાવેલો પડકાર છે. જો આપણે એ બાબતમાં વિજય પ્રાપ્ત કરવો હોય તો, આપણે એવો ખ્યાલ સદંતર છોડી દેવો જોઈએ કે, રશિયન અને ચીની ક્રાંતિઓને ખાળવામાં, અથવા તો કમ્યુનિઝમનો પ્રસાર અટકાવવામાં, ત્યાંના સ્થાનિક ફોજી કમાન્ડરોને શસ્ત્રો

આપીને, અને ત્યાં આપણાં ફોજીમથકો ઊભાં કરીને આપણે સફળ થઈ શકીશું.

● આપણા ફોજી મોરચામાં સામેલ થવાની શર્ત કર્યા વિના જ આપણે પછાત દેશોની મૈત્રી જીતી લેવી જરૂરી છે. પરંતુ આ ત્યારે જ થઈ શકે કે, તેમના મનમાં જે સહજ વાત રમી રહી છે તે 'તટસ્થતા'ને રસ્તે આપણે તેમને પ્રોત્સાહન આપીએ. કમ્યુનિસ્ટ-ક્રાંતિને ખાળવા માટે ફોજી કરારો કેવળ અપૂરતા છે એમ નહિ; એથી તો, ઊલટી એ દેશોની આમજનતા છંછેડાય છે, અને કમ્યુનિઝમને જ મદદ કરવા જેવું પરિણામ આવે છે. આ સત્યને સમજી લઈ આપણે આપણું વર્તન બદલીએ.

● મને એ વાતનીય પાકી પ્રતીતિ થઈ ગઈ છે કે, આપણે આજે વિદેશોને જે લખલૂટ ડૉલરોની મદદ આપીએ છીએ, તેને અંગેય પુનર્વિચાર કરવો જરૂરી છે. આજે જે રીતે મદદ અપાઈ રહી છે તે તો,—જે દેશની પ્રજામાં કમ્યુનિઝમના ઉદયનો ભય પેદા થયો હોય, તેવી સરકારોને 'સબસીડી' આપવાનો જ કાર્યક્રમ બની જાય છે! આપણે જ્યાં લગી બિનવિકસિત દેશોને કેવળ આપણાં ફોજી મથકો તરીકે જોવાનું બંધ કરીને, એમની સાથે નવો અને જુદો વ્યવહાર બાંધી નહિ શકીએ ત્યાં લગી સોવિયેત પડકારને આપણે પહોંચી નહિ વળી શકીએ.

**કમ્યુનિસ્ટો એશિયામાં અસરી રહ્યા છે, કેમ કે તેઓ આજની સ્થિતિમાં એકમાત્ર અસરકારક દેખાય તેવો માર્ગ દાખવી રહ્યા છે—તે એ જ કે, પછાત પ્રજાનાં જીવનધોરણ અને શક્તિનો ત્વરિત વિકાસ કરવો.**

**આની સામે ટકી શકે તેવો જવાબ પણ એકમાત્ર હોઈ શકે—બિનસામ્યવાદી દેશોએ એશિયાઈ પ્રજાની જુગજૂની ગરીબી અને ઇતર કમજોરીઓને દૂર કરવા વધુ માનવીય માર્ગો અખત્યાર કરવાનો.**

આ પછી લિપ્પમાન સૂચવે છે કે–

● ભારત જેવા દેશમાં આવો પ્રયોગ કરવો જોઈએ. જો આપણે (અમેરિકનો) અને આપણા પશ્ચિમી ભાગિયાઓ ભારતના વિકાસની સફળતાની ખાત્રી આપી શકીએ તો જબરજસ્ત ફેર પડી જાય. તો આખા ઇતિહાસને ફેરવવામાં નિર્ણાયક વળાંક આવી જાય. અને કમ્યુનિઝમ જ એક માત્ર ભાવિ ઉગાર છે, અને પશ્ચિમ તો વંધ્ય છે, એવી હદે પહોંચી ગયેલી નસીબવાદ અને અનિવાર્યતાની હતાશાને ખતમ કરી શકાય.

આવા પ્રયોગો માટે ભારતનું નામ આપવાનું શાથી પસંદ કર્યું, તે બાબત લિપ્પમાન જણાવે છે કે: એક તો, ભારત ઘણો મોટો દેશ છે, જે આખા એશિયામાં ગરીબી માટે જાણીતો છે. આવા મોટા દેશમાં પ્રયોગ સફળ કરીને બતાવાય તો જ પરિણામદાયી બને—કમ્યુનિસ્ટો રશિયા અને ચીન જેવા મોટા દેશોમાં પ્રયોગ કરી પોતાની વાત સિદ્ધ કરવા મથે છે, તેમ.

બીજી વાત એ છે કે, ભારતની પાસે સારી પ્રણાલિકાવાળી 'સિવિલ સરવિસ'વાળું આવશ્યક એવું રાજ્યતંત્ર છે–જે એશિયામાં જપાન સિવાય બીજે ક્યાંય નથી.

પરંતુ, ભારતને આવા પ્રયોગ માટે પસંદ કરવાનું સૌથી મુખ્ય કારણ તો એ છે કે,–દુનિયાની તમામ વિચારધારાઓમાં ભારતની વિચારધારા, મહાત્મા ગાંધી જેના સૌથી મોટા પ્રવર્તક થઈ ગયા, તે લેનિનવાદ કરતાં સૌથી વધુ ઉદ્દામ રીતે જુદી પડે છે. વળી, એ આટલી બધી જુદી હોવા છતાં, કમ્યુનિઝમની જેમ તેની પણ પ્રેરણા વ્યથિત આમજનતાનો ઉદય જ છે.

અલબત્ત, અમેરિકામાં કેટલાક લોકો ભારતને અર્ધ-કમ્યુનિસ્ટ ગણી કાઢે છે. કારણ કે ભારત સમાજવાદી લોકશાહી રાજ્ય બનવા ઇચ્છે છે; અને તે અમેરિકાની પરદેશનીતિથી ઘણીવાર ભિન્ન નીતિ ધરાવે છે; તથા સોવિયેત સંઘ સાથે, અને તેના શક્તિશાળી અને વધુ ખતરનાક પડોશી લાલ ચીન સાથે, સારા સંબંધો સાચવવા અથાગ પ્રયાસ કરે છે.

ગમે તેમ, ભારતવાસીઓ, જેઓ ગાંધી-વિચારધારામાં ઊછર્યા છે, તેઓ સોવિયેત પદ્ધતિ અને પોતાની પદ્ધતિ વચ્ચેનો ભેદ અંગે ખૂબ જ જાગ્રત છે. ભારતવાસીઓ સરમુખત્યારીમાં માનનારા નથી; અને તેઓ ભૌતિકવાદી નિયતિવાદીઓ પણ નથી

# ડૉ. ઝિવાગો : એક આંતર દર્શન

[શ્રી અમીય ચક્રવર્તીએ પાસ્તરનાકની સુવિખ્યાત નવલકથા "ડૉ. ઝિવાગો" વિશે પોતાનો અસંતોષ પ્રકટ કરતો એક પત્ર બુદ્ધદેવ બસુને લખેલો. એના જવાબમાં શ્રી બુદ્ધદેવ બસુએ "ડૉ. ઝિવાગો" અને સાહિત્યસમસ્ત વિશે કેટલુંક ચિંત્ય કહ્યું છે તે અહીં ટૂંકાવીને રજૂ કર્યું છે. જિજ્ઞાસુઓએ આ સંદર્ભમાં 'સંસ્કૃતિ' ઑગસ્ટ ૧૯૫૮માંનો શ્રી દર્શકનો 'ડૉ. ઝિવાગો : પ્રથમ પરિચય' એ લેખ પણ જોવો.]

—બુદ્ધદેવ બસુ

...પાસ્તરનાક, એક વ્યક્તિ તરીકે, ભલેને આપણે મન કશું જ મહત્ત્વ ધરાવતા ન હોય, પણ તેઓ આજે જે સમસ્યાના પ્રતીકરૂપ બની ગયા છે, તે સમસ્યાને ને આપણને કંઈ લાગે વળગે નહિ, એવું આપણે નહિ કહી શકીએ... તમે ઝિવાગોને માટે 'આત્મકેન્દ્રિક', 'ચૈતન્યસાધક', 'આત્મવિભક્ત', 'જટિલ' વગેરે જે વિશેષણો નિન્દારૂપે વાપર્યાં છે, તેને હું પ્રશંસારૂપે વાપરું છું. લોકો જેનું યશોગાન કરી શકે એવો માણસ ઝિવાગો બની રહેતો નથી, એવી તમારી ફરિયાદ છે.

મારે મતે લોકોએ એનું યશોગાન કર્યું હોત તો નવલકથા લખવાનું નિષ્પ્રયોજન કર્યું હોત, ને છતાં જો કોઈએ નવલકથા લખી હોત તો એ વાંચવા જેવી ન બની હોત. 'ખ્રિસ્તી ધર્મના વ્યાખ્યાતા' તરીકેનો ઝિવાગોનો વ્યવહાર તમને 'વિચિત્ર' લાગ્યો છે; પણ મને તો ઝિવાગો ખ્રિસ્તીધર્મના વ્યાખ્યાતા રૂપે દેખાતો નથી. એ એક ધર્મપરાયણ આદમી છે ને એને ક્રાઈસ્ટ સાથે વિશિષ્ટ અને વ્યક્તિગત સ્વરૂપનો સંબંધ છે. આ પહેલાં દોસ્તોએવ્સ્કીએ આવો સંબંધ નિરૂપી બતાવ્યો છે.

હું તમને ખોટી રીતે સમજતો હોઉં તો માફ કરજો, પણ મને લાગે છે કે, તમે લૌકિક સાધુતા અને ધર્મપરાયણતા અથવા આધ્યાત્મિકતાને એક જ ગણી લેવાની ભૂલ કરો છો. એ બે વસ્તુઓ એકબીજા સાથે જોડાયેલી છે ખરી, છતાં એ બંનેનો નિત્ય સહવાસ હોતો નથી, એવી મારી ધારણા છે...દોસ્તોએવ્સ્કીની નવલકથાઓમાં જે લોકો ચોર, પ્રતારક, કામમોહિત (તમારી ભાષામાં 'કામુકતાને કારણે દુર્બળ'), એટલું જ નહિ પણ ખૂનીય છે, તેમનામાં જ ઇશ્વરને માટેની ઝંખના સૌથી તીવ્ર રૂપે પ્રકટી ઊઠતી દેખાય છે. એમની સરખામણીમાં સંસારનાં સજ્જનો, સફળ હોવા છતાંય, સુખી હોવા છતાંય, જીવનના પ્રધાન પ્રશ્નો વિશે સાવ અબોધ અને અચેતન જ લાગે છે. જેઓ 'ખરાબ માણસ' છે, તેમને ઊંચા અને ઉજ્જ્વળ કરીને બનાવવાથી દોસ્તોએવ્સ્કી પાપનું સમર્થન કરે છે એવું નથી, એ તો ભાગ્યે જ કહેવું પડે. પણ આ રીતે એ આપણને જે સત્યની સમ્મુખ ખડા કરી દે છે, તેનો સામનો કરવો આપણા ગજા બહારની વાત છે. 'અમુક માણસ ખરાબ છે' એમ કહેવામાં જ 'પણ હું સારો છું' એ વાત ઢાંકીને કહી દેવાતી હોય છે. બીજાને ગાંડા કે અપરાધી કહીને ઓળખાવતાં આપણે પોતે તો પ્રકૃતિસ્થ કે સાધુજન છીએ, એમ જાણીને નિશ્ચિંત થઈએ છીએ. આત્મપ્રસાદને માટેની આવી નિંદા અથવા પરચર્ચા મનુષ્યને હંમેશાં તૃપ્તિકર લાગી છે.

કાયદાકાનૂન કે સામાજિક વિધાન જેની મદદથી હિસાબ માંડીને 'અપરાધ'નું પ્રમાણ નક્કી કરી શકાય—એ આપણને હંમેશાં જરૂરી લાગ્યાં છે. ને આ આત્મપ્રસાદ-

નો ધ્વંસ કરીને દોસ્તોએવ્સ્કીએ આપણામાં આત્મજિજ્ઞાસા જગાડી; ને એ એક ક્ષણમાં આપણને સમજાઈ ગયું કે આપણે ડાહ્યાડમરા સજ્જનો પણ, પાપી છતાં પોતાને સજ્જન તરીકે ઓળખાવતા આવ્યા છીએ. પણ દોસ્તોએવ્સ્કીના પાપીઓ પોતાને પાપી તરીકે જાણે છે, ને તેથી જ પુણ્યને માટેની તેમની ઝંખના પણ પ્રબળ હોય છે. આ હિસાબે આપણા કરતા તેઓ ચૈતન્યે એટલે કે આધ્યાત્મિકતાએ ઉન્નત લોકો છે.

જેઓ સામાજિક વિધિવિધાનને વશ વર્તીને, ભદ્રભાવે જીવન ગાળે છે, જેઓ સ્વાર્થસિદ્ધિ ફરજ ન પાડે ત્યાં સુધી કોઈનું અહિત કરતા નથી અને અહમિકાના કંડૂયન સિવાય બીજા કશાં માટે આંગળી ઊંચી કરવી પડે તોય થાકી જાય છે, તેઓ વાસ્તવમા નથી સારા કે નથી ખરાબ કે નથી બીજું કશુંય ! અલબત્ત, સંસારમાં મોટે ભાગે આવા લોકો જ સજ્જન તરીકે ખપતા હોય છે. સચેતન, સદર્થક, સકર્મક એવી સાધુતા તો દુર્લભ, અતિદુર્લભ છે. એ નિષેધપાલનમાં સમાઈ જતી નથી. મનુષ્યની અંદર રહેલાં અકલ્યાણ અને વિનાશકતા વિશેની સંપૂર્ણ સભાનતા અને માનવમાત્રનો દુઃખ-ભાર પોતાને માથે ઉપાડવાની તપસ્યાની એને અપેક્ષા રહે છે. યુધિષ્ઠિર નરકવાસીઓનું દુઃખ જોઈ ને નરકવાસી થવા ઇચ્છે, કે ફાધર ઓશિયા દમિત્રિ કારામાઝોવને માથે આવી પડેલા વિપુલ દુઃખને ચરણે ઢળીને પ્રણામ કરે, ત્યાં સાચી સાધુતા-જેને પુણ્યમયતા કહી શકાય—નો અર્થ આપણને સમજાય છે. યુધિષ્ઠિર કે ફાધર ઓશિયા કરોડમાં એક હોય, પણ કરોડો સાધારણ અજ્ઞાની અને સમાજની દૃષ્ટિએ નિરપરાધી મનુષ્યોની સરખામણીમાં, કાયદાની દૃષ્ટિએ અપરાધી નહિ છતાં પોતાને નૈતિક દૃષ્ટિએ અપરાધી માનનાર અને એને પરિણામે શિક્ષા, અને દુઃખને માથે ચઢાવીને, આપણા 'સૌનાં પાપનું' પ્રાયશ્ચિત કરનાર ઇવાન કે દમિત્રિ કારામાઝોવ અનેકગણા વરેણ્ય લેખાય.

પણ મેં જોયું છે કે, તમારા પત્રોમાં દોસ્તોએવ્સ્કીનો ઉલ્લેખ નથી ! જો કે તમે ટૉલ્સ્ટૉય, તર્જેનેવ ને ચેહોફનો ઉલ્લેખ અનેકવાર કર્યો છે. દોસ્તોએવ્સ્કીને તમે સાભિપ્રાય જ ટાળ્યો હશે. રશિયા બોલતાંની સાથે જ મને જેનું નામ મોઢે ચઢે છે, તેને જ તમે ટાળો છો, એ હકીકત આપણી વચ્ચેના પાયાના ભેદની નિદર્શક બની રહે છે. ઝિવાગો જાણીકરીને નર્યા ગુંડાઓના હાથમાં પોતાની પ્રાણતુલ્ય લારિસાને સોંપી દે છે, ત્યારે તેની આ ખતરનાક આત્મખંડી દશા તમને આઘાત પહોંચાડે છે. પણ મારે મન આ ઘટના માત્ર બોધગમ્ય નથી, ઇંગિતમય છે, કારણ કે એના વડે એથી વધુ ભયંકર ઘટનાનું આપણને સ્મરણ થાય છે : 'ધ ઇડિયટ'માં નાયિકાની હત્યા થવાની છે એ જાણવા છતાં, ચરિત્રની દૃષ્ટિએ સાધુપુરુષ હોવા છતાં, પ્રિન્સ મિશકિન એને નિવારી શકતો નથી. ઝિવાગોની સામે બીજો એક જ વિકલ્પ હતો, લારિસાને ( એની કન્યા સહિત ) પોતાની સાથે રાખીને, એ સહમૃત્યુને આવકારી શક્યો હોત; પણ પોતાને માટે દુઃખકર એવો માર્ગ એણે સ્વીકાર્યો. આ દુઃખનો મહિમા જે વાચકને સ્પર્શી શકતો નથી, તે મિશકિનની અક્ષમતાને પણ ક્ષમા કરી શકશે નહિ, ને ઓફેલિયાને મૃત્યુના મુખમાં ધકેલી મૂકનાર પેલો હૅમ્લેટ પણ એમને મતે 'સ્નાયવિક આક્રોશ' પૂર્ણ 'વાણીવિલાસી વિક્ષુબ્ધ મનનજીવી' લાગશે.

તમને પૂછવાનુ મન થાય છે : 'ડૉ. ઝિવાગો' નવલકથા-નો કેવો અંત તમને રુચ્યો હોત ? જો છેલ્લા પરિચ્છેદમાં ઝિવાગોને લારિસાના પતિ તરીકે ને આદરપાત્ર નાગરિક રૂપે પ્રતિષ્ઠિત થયેલો બતાવ્યો હોત તો ? પણ સ્વસ્થતા અને કૌટુમ્બિક સુખનો પ્રધાન પુરસ્કર્તા ટૉલ્સ્ટૉય પણ અના કારેનિના અને એના પતિનું અશ્રુપ્લુત છતાં ક્ષમાસુંદર પુનર્મિલન યોજી શક્યો નથી, ને છતાં આપણી સહાનુભૂતિ-ને અન્યાયભોગી પતિની દિશામાંથી અન્યાયકારિણી અસતી સ્ત્રીની દિશામા એ વાળી લઈ જાય છે ને એના આત્મહત્યા-રૂપ મહાપાપને માટેની નિન્દાની સંભાવનાનો પણ એણે અવકાશ રાખ્યો નથી.

એટલું જ નહિ, રામાયણમાં પણ નાયકનાયિકાના પુનર્મિલન આગળ અંત લાવી શકાયો નહિ ફરીવાર એક ચરમ વિચ્છેદ યોજીને કવિએ એમનાં રામ અને સીતાને સદાકાળને માટે સ્મરણીય બનાવી દીધા. નિષ્ઠુરતા કળામાં એક પાયાની વસ્તુ છે. 'જીવન'ના માનદણ્ડથી એનું કશું જ સમજી નહિ શકાય. એ વાત સાચી કે આપણે જીવનમાં સુખ શાન્તિ અને સ્વસ્થતાને ઝંખીએ છીએ; 'આપણે' એટલે કે મોટાભાગનાં માણસો; પણ પ્રત્યેક 'માણસ' એવું ઇચ્છતો નથી; આપણામાંથી જ પ્રકટે છે વીર અને શહીદ, વૈરાગી અને સન્ત; ને આ વીર, શહીદ અને સંતો પ્રત્યેનું

આપણું આકર્ષણ અદમ્ય હોય છે, એ જ પુરવાર કરે છે કે, મનમાં ઊંડે ઊંડે આપણે ય સુખ, શાંતિ અને સ્વસ્થતાથી પર એવી કશીક વસ્તુનું મૂલ્ય સ્વીકારતા હોઈએ છીએ. આપણે ય કશાક પરમ નામહીન સુખને, કશાક ચરમ નામહીન દુઃખને ઝંખતા હોઈએ છીએ; તે જેને જીવનમાં આપણે પામતા નથી અથવા જેને ઝંખવાનું સાહસ આપણામાં નથી, તેવી બધી અનુભૂતિ અને અભિજ્ઞતાને ' જીવનની બહાર ' આપણે શોધતા રહીએ છીએ. કોઈ એને શોધે છે ધર્મમાં, કોઈ દર્શનમાં તો કોઈ સાહિત્યમાં: જે લોકો બાંધેલે રસ્તે સીધેસીધું જીવન ગાળે છે, ડગલે ને પગલે નિયમને વશ વર્તીને ચાલે છે, ગેરકાયદેસર, યુક્તિરહિત અકથ્ય કે અનિર્વચનીય એવા કશાનો જેમના પર હુમલો થયો નથી, એવાઓને માટે જ જો સાહિત્ય રચાતું હોત, તો એ સાહિત્યનું કશું પ્રયોજન જ ન રહ્યું હોત.

'ડૉ. ઝિવાગો' સામે, હું સમજું છું, તમારી મુખ્ય ફરિયાદ એ છે કે, એમાં 'ઇતિહાસનું વ્યાપકતર જ્ઞાન' પ્રકટ થતું નથી; પાસ્તરનાક 'પોતાના દેશની અપરાજેય કલ્યાણશક્તિની ઝાંખી કરાવતા નથી,' એઓ 'દુર્ભાગ્યને તળિયે થતા નવયુગના સર્જનને' જોઈ શકયા નથી. એટલે કે રશિયાની ક્રાન્તિને માટે એમને સમવેદના નથી, એમાં એમને શ્રદ્ધા નથી, તે તમને ખૂંચે છે; અથવા તો 'શત શત અવર્ણનીય અમાર્જનીય પાપ છતાં ય' એઓ આશાવાદી ઉપસંહાર કરી શકયા નથી તેથી તમે ક્ષુબ્ધ થયા છો.

સિત્તેરે પહોંચેલા પાસ્તરનાક, જુવાની પછી જેણે ફરી રશિયા બહાર પગ મૂકયો નથી, રશિયાની ક્રાંતિ વિશે એમના બંગાળી કે વિદેશી સમાલોચકની તુલનાએ કંઈક વિશેષ જાણતા હોય. એટલું જ નહિ, એમનાથી વયમાં નાના, રશિયાના સમાલોચકના કરતાં એમનું જ્ઞાન વ્યાપકતર હોય એમ માનીએ તો ભૂલ થશે નહિ.

'રોમના સામ્રાજ્યના પતન પછી આવી મોટી ઘટના જગતમાં બીજી બની નથી.' ઝિવાગોની ક્રાંતિ વિશેની આ પ્રથમ રોમાંચક અનુભૂતિ હતી. પણ ત્યાર પછી ધીરે ધીરે જે ધૂસર મોહભંગે ઉષાકાળને ઢાંકી દીધો, તે શું ઝિવાગોનો એકલાનો અનુભવ હતો ?...પાસ્તરનાકના સમકાલીન કવિઓએ, પોતપોતાની પ્રવીણતા અનુસાર, ક્રાંતિને વંદના કરીને, એમાં પોતાના નિભૃત વ્યક્તિગત આદર્શને જ મૂર્ત થયેલો જોવાની ઝંખના સેવી હતી. એટલે કે ક્રાંતિ પામેલા એમણે એવા કશાકની આશા રાખી હતી, જે બીજી કોઈ ક્રાંતિ આપી શકે નહિ.

જરા યાદ કરી જુઓ, આ સૈકાના રશિયાના લેખકો અને કલાકારોમાંના કેટલાયે આત્મહત્યા, દેશત્યાગ અને ભેદ અન્તર્ધાનના ભોગ બનવું પડ્યું છે: એસેનિન, આત્મહત્યા; માયકોવ્સ્કી, આત્મહત્યા; મારિના સ્વેતાઈવેવા, આત્મહત્યા; બોરિસ પિલનાઇક અને આઈઝેક બાબેલ, અન્તર્ધાન; બુનિન, મેરેજકાવ્સ્કિ અને ઝિનાઈડા હિપ્પિયસ, દેશ ત્યાગ; યુજિન જમિયાન્ટીન, હદપારીમાં મૃત્યુ: અને છેલ્લે માત્ર થોડાં જ વરસો પહેલાં, એલિયટ વગેરે 'પશ્ચિમી'ઓની રચનાને વાનર કે ઝરખના ચિત્કાર સાથે સરખાવનાર ફાદાઈયેવની આત્મહત્યા !

ક્રાંતિ પછી એમ લાગવા માંડયું હતું કે, મોસ્કો આધુનિક પશ્ચિમી ચિત્રકલાનું પીઠસ્થાન બની રહેશે, પણ એ આશાના ચૂરેચૂરા થવામાં વાર લાગી નહિ. કાંદિન્સ્કી અને શાગાલ બંને ઉત્સાહપૂર્વક સ્વદેશ પાછા ફર્યા, સરકારી કાર્યભાર પણ ઉપાડ્યો, પણ થોડા દિવસ બાદ વળી એઓ દેશાન્તર કરી ગયા. ઝિવાગો નવલકથામાં સ્ટ્રેલનિકોવને પણ આત્મહત્યા કરવી પડી, એનો ય ખાસ ઉલ્લેખ કરવો જોઈએ. મોહભંગ કાંઈ એકલા ઝિવાગોનો જ થયો એવું નથી.

બીજી એક વાત, પ્રસંગ નીકળ્યો છે ત્યારે, કહી લઉં. સમકાલીન કવિઓ અને મિત્રોએ આત્મહત્યા કરી, છતાં પાસ્તરનાકે એવું કર્યું નહિ; દેશત્યાગની સગવડ હતી, છતાં એકધારો દેશમાં જ વાસ કર્યો; વિપરીત સંજોગોમાં દેહ ટકાવી રાખવાને જ એઓ જીવ્યા છે એવું પણ નથી. સર્જનકાર્યને પણ એમણે રૂંધાવા દીધું નથી. 'કામુક' 'સ્વવિશ્વાસી', 'અભિમાની' વગેરે જે વિશેષણો તમે ઝિવાગો અથવા તો એના સ્રષ્ટાને માટે વાપર્યાં છે, તેનાથી પાસ્તરનાકનું આસન વધુ ઊંચે છે. સ્વતંત્રપણે સાહિત્ય રચના કરવામાં અંતરાય ઊભો થતાં, જેઓ વિનીતભાવે અનુવાદ કરવામાં આત્મસમર્પણ કરે તેમને 'અભિમાની' કહી શકાશે ? બહાર ઝંઝાવાત ઊભો થવા છતાં જેનો જ્યોતિ જરાય ઝંખવાતો નથી, એવા નિસ્તાપ હીરાની દ્યુતિ એમનામાં નથી દેખાતી શું ?

પાસ્તરનાકે એમના જીવનકાળ દરમિયાન રશિયામાં બનતી

ઘટનાઓને જે રીતે અનુભવી અને આત્મસાત્ કરી, તેણે જ 'ઝિવાગો' નવલકથા અને ઝિવાગોનાં કવિતા ગુચ્છ લખનાર કલમને વેગ આપ્યો, ભાષાને પ્રાણ આપ્યો અને ઘટનાને વિશ્વસ્તતા આપી, એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય. આ વિશેષ દૃષ્ટિ એમને મન તો એક નરી સાચી વસ્તુ છે; પોતાને કે આપણને ખુશી કરવા માટે એ દૃષ્ટિને એમણે વિકૃત કે વ્યાહત કરી હોત તો એ નિન્દનીય બન્યું હોત. આ એક જ વાત બધા લેખકોને માટે એકસરખી પ્રયોજ્ય છે. કારણ કે સાહિત્ય કદિય નિરપેક્ષી સત્યનું વાહન બનવાનો દાવો કરતું નથી. નાસ્તિક હોવા છતાં 'ગીતાંજલિ'નાં કવિતાથી કોઈ મુગ્ધ બની શકે, જાતિભેદ કે જન્માન્તરને ન માનવા છતાં, ભગવદ્‌ગીતાને સાચી કહીને એનો સ્વીકાર કરી શકાય. જે નિરૂપે તેનો સત્ય તરીકે અનુભવ કરાવવાનું જ કવિનું કામ છે, એથી વિશેષ સાચું સાહિત્ય હોઈ શકે નહિ.

ક્રાંતિને પાસ્તરનાકે ન્યાય કર્યો છે કે નહિ, એ પ્રશ્ન મને અવાસ્તવિક લાગે છે; એઓ કોઈ બીજા દેશના લેખક હોત તો આ પ્રશ્ન ઊઠ્યો હોત કે નહિ, તેની મને શંકા છે. મનુષ્યના, દાંપત્યથી માંડીને તે રાષ્ટ્રશાસન કે દેવાર્ચન સુધીના, સમવાયજીવનમાં એ જે કાંઈ કરે છે, તેમાં એવો કોઈ આદર્શ નથી, જે ભાવનામાંથી, વાસ્તવિકતામાં અવતરવાની પ્રક્રિયા દરમિયાન કલાંત, વિક્ષત કે વિધ્વસ્ત ન થતો હોય.

કીડી અંધભાવે જે રાફડો રચે છે, તેના જેવો ભૂલ વગરનો, મનુષ્યનો સંસાર કાંઈ બની શકે નહિ. કારણ કે મનુષ્ય 'મન' નામના મહારિપુથી પીડાતો હોય છે, ને એ મન વ્યક્તિએ વ્યક્તિએ ભિન્ન ને પરસ્પર વિરોધી પણ હોય છે. મનુષ્ય કેવળ પોતાને એકલાને શુદ્ધતાની દિશામાં લઈ જઈ શકે: બીજા બધાનાં મન ઉપર તો મહાપુરુષોનું પણ ચાલતું નથી; ને તેથી જ મનુષ્ય સંઘબદ્ધ બનીને જે કાંઈ કરે છે, તેમાં કલુષતાનો પ્રવેશ અનિવાર્ય બની રહે છે. એકલો માણસ એકાંતમાં બેસીને સર્જન કરતો હોય, ત્યાં જ આદર્શની શુદ્ધિરક્ષાની વાત કલ્પવી પરવડે.

ફ્લોબેર એની 'સેન્ટિમેન્ટલ એડ્યુકેશન' નવલકથામાં ૧૮૪૮ની ફ્રાંસની ક્રાંતિને હિમ પડવા જોડે સરખાવે કે રવીન્દ્રનાથ 'ઘરે બાહિરે'માં કે 'ચાર અધ્યાય'માં બંગાળનાં સ્વદેશી આંદોલન અને સંત્રાસવાદની વેદનામય ભર્ત્સના કરે. પણ એટલા જ ખાતર ફ્લોબેર કે રવીન્દ્રનાથને દેશદ્રોહી બનાવી દેવાય નહિ. પાસ્તરનાકને એમના દેશવાસીઓ પાસેથી એવું સાંભળવું પડ્યું, એનું કારણ વર્તમાન રૂસી સાહિત્યની આપણને વિચિત્ર લાગે એવી, અવસ્થા છે.

અગ્રણી સોવિયેટ લેખક એલેક્ષી સુરેકોવની આ 'મૂળ વાત એ છે કે, કેટલાક વિષયમાં આપણે બધા લેખકો એકમત છીએ'— ઘોષણામાં એક મર્મઘાતી સ્વીકારોક્તિ સંભળાય છે. એનું ઉચ્ચારણ એણે શી રીતે કર્યું હશે, એનો વિચાર કરતાં આપણને અચરજ થાય છે. બધા જ લેખકો એકમત? એવે સ્થળે માત્ર કરોડો છાપેલા અક્ષર જન્મી શકે; પણ ત્યાં સાહિત્ય જન્મી શકે નહિ. તમારી અને મારી વચ્ચેના મતભેદનો જ વિચાર કરોને. આખરે એ જુદા માનસિક વલણનો પ્રશ્ન છે, જુદા 'મતામત'નો સવાલ નથી, ભિન્ન ચિત્ પ્રકૃતિનો પ્રશ્ન છે.

આ પ્રશ્નો પૈકીના એકને જો મોઢું બંધ કરી દેવાની, અથવા તો બીજા જોડે સૂર મેળવીને જ એ પણ ગાય, એવી ફરજ પાડીએ તો તમે એમાં 'નવયુગના સર્જનનું સત્ય' જોઈ શકશો ખરા? વિભિન્ન અને વિરોધી માનસિક રુચિની વ્યાપારશીલતામાંથી મનુષ્યનું મન પોતાને ઈષ્ટ સંપત્તિ પસંદ કરી લઈ શકે, એવા દેશમાં રહેનારાં આપણે 'બધાં સાથે એકમત' થઈ શકતાં નથી, એટલા જ ખાતર પાસ્તરનાક પર એમના દેશવાસીઓને હાથે થતા આક્રમણથી દુઃખી થયા વિના શી રીતે રહી શકીએ?

વાત અહીં જ પૂરી કહી દેવાની ઇચ્છા હતી, પણ બીજી એક દુઃખજનક વાત મને યાદ આવી, જેને ટાળવાની મારી ઇચ્છા નથી. 'પાસ્તરનાક મૂળે તો કવિ છે. ગદ્યમાં જ્યાં કવિને યોગ્ય અવસર મળ્યો છે, ત્યાં તે સફળ નીવડ્યા છે' આ વાત સાથે હું સંપૂર્ણ સંમત છું. 'ઝિવાગો' નવલકથા વાંચતાં પાસ્તરનાકને માટે જેટલો આદર થયો હતો, તેટલો જ આદર ઝિવાગોના કવિતાગુચ્છને વાંચતાં થયો હતો. કવિએ લખેલી એક નવલકથા: 'ઝિવાગો'નું એ જ સૌથી સાચું વર્ણન કહેવાય. પણ એ કવિતાને વિશેનો તમારો અભિપ્રાય, થોડાંક જ અઠવાડિયાં દરમિયાન, શી રીતે બદલાયો તે હું સમજી શકતો નથી. 'શાંતે ઘેર બેસીને ભડકું ખાવાથી શું વળ્યું'? આ માનવત્વહીન અવસ્થામાં લખેલી કવિતાની દોડ, પણ એટલી જ.' આનો

શો અર્થ કરવો ? 'ભડકું' ખાવાથી કવિતા ખરાબ થઈ છે', 'ભડકું' ખાવા છતાંય કવિતા ખરાબ થઈ છે' આ બંને વિધાનો એકસરખાં અર્થહીન છે કારણ કે જેઓ પાણી અને ગાયના શુદ્ધ દૂધ સિવાય બીજું કશું પીતા નથી અને જેમને દારૂની લત લાગી છે તે—આ બંને શ્રેણીના માણસોએ સારી અને ખરાબ કવિતા રચી છે. કવિ શું પીએ છે ને શું લખે છે, તેની વચ્ચે પ્રત્યક્ષ કે પરોક્ષ સંબંધ સ્થપાયેલો જાણ્યામાં નથી. 'ઝિવાગો'ની કવિતાઓ પણ એવી જ, એટલે કે 'માનવતાહીન' એમ કહેવાથી શું સમજવું ? પણ માણસ સારો ન હોય તો સારી કવિતા નહિ લખી શકે, એનો કશો પુરાવો આપણને સાંપડ્યો છે ખરો ? તમે શેલિનો ઉલ્લેખ કર્યો છે, પણ શેલિના અન્યાયને કારણે એની પ્રથમ પત્નીને ડૂબી મરવું પડ્યું; તમે ગેટેનો ઉલ્લેખ કર્યો છે; એણે જાણી કરીને કેટલીય નારીનાં જીવનયૌવનને રાખ કર્યાં હતાં ને કેટલાય સમય સુધી રખાતને પત્નીનું સ્થાન આપવાની તૈયારી બતાવી નહોતી.

શાળામાં ભણાવવામાં આવતાં આદર્શ જીવનચરિત્રની શોધ સાહિત્યકોમાં નહીં કરીએ તોય ચાલશે—માત્ર કવિતા એમણે કેવી ને કેમ લખી છે એટલું જ જોઈશું તો ચાલશે, ને એટલું જોવું જ વિશેષ જરૂરી છે. એ દૃષ્ટિએ જોતાં જેમ ગેટેને કાઢી મૂકવો મુશ્કેલ છે, જેમ શેલિનો સ્વીકાર કર્યે જ છૂટકો છે, તેમ પાસ્તરનાકના ઝિવાગો નામના કવિની રચના પણ અપ્રતિરોધ્ય, દલીલબાજીથી પર અને બળવતી લાગશે. અલબત્ત, આ તો દરેકની અનુભૂતિની વાત થઈ, એમાં દલીલનું કામ નથી; તમે જો એમ કહો કે, ના, મને એવું લાગતું નથી; ઝિવાગોની કવિતા સ્વવિલાસી, વાણીવિલાસમાં રાચનારી ને વિક્ષુબ્ધ છે, તો 'કિંગ લિયર'ને હાસ્યાસ્પદ ને અપાત્ર કહેનાર ટોલ્સ્ટોય આગળ મૌન સેવવું જ સારું, એ યાદ કરીને હું મૌન સેવવાનું જ પસંદ કરું. પણ મારી તમને એક વિનંતી છે: એકવાર વિચાર કરી જુઓ, ટોલ્સ્ટોયને દુનિયાના લોકો શા માટે માન આપે છે ?—એના સદ્‌વિચાર માટે કે એના નવલકથા રૂપી 'પાપાચરણ' માટે ?

'કવિતા' ૨૮, ૪ ] [ અનુ.: સુરેશ હ. જોશી

---

[ પાન ૪૩૨થી ]

તો કેવા શયતાનના સકંજામાં જકડાઈ ગયા હોય છે ! આ બધાને પરિણામે 'ગોરું' જોહાનિસબર્ગ કાળા 'જોહાનિસબર્ગ'-ના ભયે થથરતું ને સલામતિ માટે પોલિસ...પોલિસ...ની બૂમો મારતું રહે છે. રોજનાં છાપાંમાં મોટા અક્ષરનાં મથાળા હેઠળ સમાચાર છપાય છે..."એકાંત બંગલામાં રહેતાં, બુઢ્ઢાં દંપત્તિને માર મારી ચલાવેલી લૂંટ ! ચાર કાળિયાઓ પકડાયા."

ને આ તો રોજ રોજના બનાવ. ને એમ પણ નથી કે, આ ભય એકલા ગોરાઓને માથે-યુરોપિયનોને માથે જ ઝઝૂમે છે. ના, કાળી વસ્તી પણ આ ભયથી મુક્ત નથી. હજી થોડા દિવસ પહેલાં જ એક કાળી છોકરીને ગુંડાઓએ લૂંટી લીધી, એને માર માર્યો ને લોકોએ દોડી પહોંચી એને બચાવી લીધી ન હોત તો, ગુંડાઓની પાશવતાંનો ભોગ બની, એ છોકરી પોતાનું શિયળ પણ ખોઈ બેઠી હોત...

ગોરા પાદરીએ કહ્યું : "બંધુ ! એકલો તમારો ગામડી સમાજ જ તૂટી રહ્યો છે, એમ નથી. અહીં આ શહેર ને બીજા અનેક કાળા ગોરા મુલકોનાં શહેરો ને ગામડાં ભાંગી રહ્યાં છે...જોહાનિસબર્ગમાં તમને ઘણું ઘણું જોવા...ઘણું-ઘણું નવું શીખવા પણ મળશે.*

[ * એલન પેટન કૃત 'Cry, The Beloved Country'માંથી ]

ભારે બુદ્ધિભ્રમ પેદા કરી રહ્યા છે—એવું અમને લાગે છે.

વળી, વ્યવહારની દૃષ્ટિએ વિચારતાં—'સ્વતંત્રપક્ષ'ના મુખ્ય ધુરાધારીઓ—શ્રી. મસાણી અને એચ. પી. મોદી જેવા કેન્દ્રિત ઉદ્યોગોના રખવાળો, શ્રી મુન્શી અને રંગા જેવા ભાહોશ સમયવર્તીઓ, અને ઉચ્ચ હોદ્દાના અનેક માજી-કર્મચારીઓ, તથા ગરીબ ખેડૂતોને નામે ધનિક ખેડૂતોનાં હિતોને લક્ષમાં લેનારા આગેવાન કાર્યકરોના શંભુમેળા સાથે રાજાજીના આદર્શોનો મેળ કઈ રીતે ખાશે, એ મોટો સવાલ છે. તેમાં વળી, ભારતભરના કોમી અને સ્થાપિત હિતો ધીમે ધીમે 'સ્વતંત્ર પક્ષ'ની છત્રછાયા નીચે, જાણે **કેવળ કોંગ્રેસવિરોધી મોરચો** ખડો કરવાની નેમથી એકત્ર થઈ રહ્યાં છે! શું આને નવી 'રાજા-શાહી લોકશાહી'-નો રંગ સમજવો ?

રાજાજીની અંગત ભાવનાની સચ્ચાઈ વિષે અને એમની દૂરદેશીતા ને ચિંતનશક્તિ વિષે કશી શંકા ન લાવનાર માટેય આ નવો રંગ મૂંઝવનારો છે.

જાણ્યે અજાણ્યે, રાજાજીના હાથે, ૧૮-૧૯મી સદીના મૂડીવાદના આરંભ કાળમાં વિકસેલી 'મુક્તવ્યવહાર' (Laisses faire)ના સિદ્ધાન્ત પર રચાયેલી 'મુક્તશોષણ'-ની સમાજરચના પાછી લાવવાના પ્રયાસો તો થઈ નથી રહ્યા ને? પરંતુ આજના 'મોનોપોલી'ના યુગમાં તો, આવો કોઈ પણ પ્રયાસ કેવળ 'ઔદ્યોગિક અતિકેન્દ્રિત સરમુખત્યારી'-માં જ પરિણમ્યા વિના ન રહે (જેના ભયે તો રાજાજીએ નવો મોરચો સજ્યો છે!).—આ શું રાજાજી જેવા વિચક્ષણ પુરુષનેય યાદ આપવાનું હોય ?

ભારતની ઊગતી લોકશાહી માટે અને સમાજવાદી રાહની મજલના પ્રારંભે રાજાજીએ ઊભો કરેલો ભય અધિકતર ચિંતાજનક છે.

---




* જમા ઉધાર
* પૂર્ણિમા

# બે રૂપાંતરિત નાટકો

**જમા-ઉધાર :** રૂપાન્તરકાર ભ. હીં ભૂખણવાળા એન. એમ. ત્રિપાઠી પ્રા. લિમિટેડ, મુંબઈ ૨.

ઇંગ્લેંડની રંગભૂમિ પર ૧૯૫૩ના વર્ષમાં રજૂ થયેલાં ઉત્તમ નાટકોના સંગ્રહ 'Plays of the year'માંના 'બોથ એન્ડ્ઝ મીટ' નામના ત્રિઅંકી નાટકનો આ 'સ્વદેશી અવતાર' છે, એમ રૂપાન્તરકાર જણાવે છે. અત્યારના યુગમાં જ્યારે આપણી નાટકભૂખ સારી પેઠે ઊઘડી છે, ત્યારે કરુણતા એ છે કે, સારાં મૌલિક અભિનેય નાટકોના ક્ષેત્રે સુકવણું ચાલે છે. આને કારણે પશ્ચિમના સમાજને અને તખ્તાને વધારે અનુકૂળ એવાં નાટકોને સ્વદેશી વાઘા પહેરાવી, તેમને આપણા રંગમંચ ઉપર રજૂ કરીએ, તો પણ પેલી નાટકભૂખ થોડે ઘણે અંશે સંતોષાતી હોવાથી, તેમને ય 'જોઈતો આવકાર મળી રહે છે. પણ એટલા ઉપરથી જ જે રૂપાન્તરો તખ્તાલાયકી પામ્યાં છે, તે બધાં જ રંગેરૂપે સ્વદેશી અવતાર પામ્યાં છે અથવા તો જે સંસાર તેમના દ્વારા રજૂ થયો છે, તેને રજૂ કરવામાં તેમને સાચી સફળતા મળી છે, એમ ભાગ્યે જ કહી શકાય.

'જમા-ઉધાર' મૂળ તો પશ્ચિમના સમાજનું ચિત્ર રજૂ કરે છે. એ સમાજનો નાટ્યકાર તે આપણા સમાજનો ભૂખડીબારસ નાટ્યકાર નથી, જેને સાત આઠ હજાર રૂપિયા જેટલો આયપતવેરો ભરવાનો આવતો હોય. એટલે આ રૂપાન્તરનું વસ્તુ જ પ્રતીતિકર નથી, એ એની સૌથી પહેલી મર્યાદા છે. રૂપાન્તરકાર નાટ્યલેખકને બદલે બીજા કોઈ પાત્રની યોજના જરૂર કરી શક્યા હોત. અહીં તો બિચારા સહૃદયી પ્રેક્ષકને (કે ભાવકને) Willing suspension of disbelief નો છેવટનો તાંતણો તૂટી જાય ત્યાં સુધીની ધીરજ પરાણે રાખવી પડે છે.

નાટકનું વસ્તુ જરૂર અભિનયક્ષમ છે પણ જે પરિસ્થિતિ નાટ્યકારે રજૂ કરવા ધારી છે, તેમાં ત્રણ અંક સુધી રસસાતત્ય જળવાય એટલું સામર્થ્ય છે ખરું ? આને જ કારણે સંવાદની માત્રા વધી છે, જે એની ક્રિયાને તો રોધે છે, એટલું જ નહિ પણ કયારેક એકવિધ પણ બની જાય છે. મૂળને રૂપાન્તરની સ્થિતિમાં જો એકાંકી તરીકે રજૂ કરી શકાયું હોત તો એનું પોત વધારે સુઘટ્ટ બની શકવા ઉપરાંત પાત્રોનું કયારેક લાગતું તાલમેલિયાપણું પણ ટાળી શકાયું હોત.

અહીં મૂળનાં પાત્રો પશ્ચિમના સંસારનાં છે. એમને જ્યારે ગુજરાતી લિબાસમાં રજૂ કરીએ, ત્યારે એમની વાતચીતની અને વર્તનની જે છૂટ ત્યાંના તખ્તા ઉપર કેવળ સહજ અને સ્વાભાવિક લાગે, તે જ્યારે તેના તે સ્વરૂપે અહીં રજૂ થાય, ત્યારે દેશી વેષભૂષા અને પરદેશી અભિનયનો સંકર આઘાતકારી થઈ પડે છે. રૂપાન્તર કરવું એટલે પાત્રોને અંગ્રેજીને બદલે ગુજરાતી નામો આપવાં અને ત્યાંના કોઈ શહેરને બદલે અહીંના મુંબઈ જેવા શહેરના પરામાં રહેતાં ચીતરવાં એટલું જ બસ નથી. રૂપાન્તરિત કૃતિ આપણા સંસારમાં બનતી ઘટનાઓને સ્વાભાવિક લાગે, એ રીતની પાત્રસૃષ્ટિ દ્વારા રજૂ કરાતી હોય એ પ્રકારની અસર ઉત્પન્ન કરવા માટે મૂળ કૃતિની આવશ્યક કાપાપલટ થવી જ જોઈએ. નહિ તો એ કૃતિ કેવળ ભાષાન્તર જ રહે છે. અહીં તો વસ્તુ ઉપરાંત પાત્રો, સંવાદો, વાતાવરણ—આ સૌની સમગ્ર અસર વાચકના મન પર એવી જ થાય છે કે, આ કૃતિ મૌલિક તો નથી, એટલું જ નહિ પણ જે સ્વરૂપે એ રજૂ થઈ છે, તેમાં અપ્રતીતિકર અંશો મોટા પ્રમાણમાં છે. પ્રયોગની સફળતાને રૂપાન્તરની સફળતા માનવામાં જોખમ રહેલું છે.

...ીના સાથે લગ્ન કરવા ઉત્સુક પણ આયપતવેરાના

હાઉથી ચમકેલો સુમન અહીં યુવાન પાત્ર તરીકે રજૂ થયો છે. તો પછી આયપતવેરાની નોટિસ વાંચવા માટે એક પ્રૌઢની જેમ 'પાડાં ચશ્માં ચઢાવવાં પડશે.' એવું વાક્ય એની પાસે બોલાવવામાં શો વિશેષ હેતુ સિદ્ધ થાય છે? ખેર, એ જવા દઈએ તો પણ ૧૯મા પૃષ્ઠ ઉપર જે લાબીલચક કવિતા મૂકી છે, તે આ પાત્રના મોઢામાં જરાય શોભતી નથી. મંજરી અને સુમન એ ભાઈબહેનની વાતચીતમાં પણ આ પાત્રો મૂળે તો પરદેશી છે, એના અણુસાર આવ્યા જ કરે છે.

પોતાના વાલી જેવા મોટાભાઈ સુમનની સાથે પોતાના ભાવિ પતિ કિરિટની હજી તો પ્રથમ મુલાકાત અને ઓળખાણ થાય છે, એટલામાં પૃ. ૪૧ ઉપર એ ભાઈ બહેનને કહે છે: 'મંજરી! મિ. કિરિટ શાહ વિષે મને હવે કળવકળ થવા માંડી છે.' ત્યા તો નફ્ટાઇપૂર્વક મંજરી '(એનો —કિરીટનો હાથ પકડી બહાર લઈ જવાનો પ્રયાસ કરતાં) મને તો એવું કાંઈ જ થતું નથી.' એમ કહે અથવા તો પૃ. ૪૨ ઉપર એ જ ભાઈ અને જગમોહન જેવા સ્નેહીની હાજરીમાં મંજરી કિરીટને 'કિરીટ, તારી મંજરીની એક વાત સાંભળીશ?' એમ કહે અને સામેથી કિરીટ 'ચૂપ મર!' જેવો ગ્રામ્યભાષા પ્રયોગ કરે, આ સૌ હિંદુ સંસારમાં ભાગ્યે જ જોવા મળે તેવાં ચિત્રો છે!

વળી અહીં તો 'વેડીંગ રીંગ' ખરીદાય છે એટલું જ નહિ પણ જાણે આ દેશનું હવામાન પણ પશ્ચિમનું હોય તેમ 'લેચ કી' ને પણ રૂપાન્તરમાં કાયમ રાખવી પડે છે! પાત્રો નાટકકારની અનુકૂળતા પ્રમાણે બિચારાં દીવાનખાનામાંથી રસોડામાં અને જરૂર પડે ત્યારે બાગમાં પણ લટાર મારી આવે છે! નાટકની દૃષ્ટિએ તો પાત્રનો પ્રવેશ અને એનું નિર્ગમન સ્વાભાવિક અને સકારણ હોવું જોઈએ, પણ અહીં તો સુમન જ (પૃ. ૨૮ ઉપર) કહે છે ને કે 'બધી જ વસ્તુઓ બતાવવા માટે હંમેશ કારણની જરૂર નથી હોતી'! માટે તો સુમનનો ટેલિફોન પૂરો થાય છે અને એ રિસીવર પાછું મૂકે છે, ત્યાં કિરીટ મંજરીને તેણે બાગમાં મોકલ્યાં હતાં તે પાછાં પણ આવી જાય છે!

શ્રી બૂખણવાળા જેવા દક્ષ રૂપાન્તરકાર નાટકના પ્રયોગની સંકૂળતા જ માત્ર ન જોતાં એના અવતારની સ્વાભાવિકતાનો પણ ખ્યાલ રાખશે એવી આશા રાખીએ.

—ભાઈલાલ પ્ર. કોઠારી

## પૂર્ણિમા (નાટચરૂપાંતર)

શ્રી વિષ્ણુકુમાર વ્યાસ
પ્ર. આર. આર. શેઠની કું.
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨
મૂલ્ય: રૂ. ૨–૦૦

સ્વ. રમણલાલ વ. દેસાઈની ખ્યાતનામ નવલકથા 'પૂર્ણિમા'નું આ નાટ્યરૂપાંતર 'રંગભૂમિ' સંસ્થાના પ્રથમ પ્રકાશનરૂપે પ્રગટ થયેલું છે. નવલકથામાં આવતા નાટ્યક્ષમ પ્રસંગો ઉપાડી લઈને, વાર્તાનો તંતુ જળવાય એ રીતે એમને નાટકનું સ્વરૂપ આપવાના પ્રયત્નો આપણે ત્યાં હવે થવા લાગ્યા છે. ખ્યાતનામ અને લોકપ્રિય બની ચૂકેલી નવલકથાઓનાં આવાં રૂપાન્તરો લોકોને આકર્ષે; એટલું જ નહિ, કુશળ નવલકથાકારને હાથે છેડાયેલો સામાજિક કે ઐતિહાસિક પ્રશ્ન કે પ્રસંગ લોકરુચિના ઘડતરમાં પણ મહત્ત્વનો ભાગ ભજવી જાય એવું પણ બને. એટલે એવી લોકાદર પામેલી ઉચ્ચ પ્રકારની નવલકથાઓનાં નાટ્યરૂપાંતરો થતાં રહે, એ એ દૃષ્ટિએ જરૂરી તો ખરું જ; અને એ રીતે મૌલિક માતબર નાટ્યસર્જનોની ખોટના સમયે આવાં રૂપાંતરો કેટલેક અંશે ખોટ પૂરે અને એવાં સર્જનોને માટે માર્ગ પણ ખુલ્લો કરી આપે.

નવલકથામાં ક્યારેક સંવાદો આવે છે. પણ નાટકકારને સંવાદનું જેવું મહત્ત્વ હોય છે, તેવું મહત્ત્વ નવલકથાકારને નથી હોતું. પોતાનું કથયિતવ્ય રજૂ કરવા માટે નવલકથાકાર જે કંઈ યુક્તિપ્રયુક્તિઓનો આશ્રય લેતો હોય છે, તેમાંની એક તે નવલકથામાં આવતા સંવાદ. નાટકના અને નવલકથાના સંવાદોમાં એથી કક્ષાગત ભેદ રહેતો હોય છે. નવલકથામાં આવતા સંવાદો કથયિતવ્યને વ્યક્ત કરવા માટે પૂરતા સમર્થ મોટે ભાગે નથી હોતા, અને તેથી એ અપૂર્ણતાને પૂરવા માટે નવલકથાકાર બીજી ઘણા પ્રકારની યુક્તિઓનો આશ્રય લેતો હોય છે.

વર્ણનો, પાત્રોની મનોભૂમિકાઓનાં વિવરણો, પરિસ્થિતિનાં અવલોકનો અને એથી પણ આગળ વધીને પોતાનાં મંતવ્યો પણ તે ક્યારેક પ્રગટ કરતો હોય છે; અને એ રીતે ભાવકને પોતાની આંગળીએ વળગાડીને નવલકથાકાર પોતાની સૃષ્ટિનો એને પરિચય કરાવતો હોય છે. નાટકકારને એવી છૂટ નથી. એને જીવંતાં માનવોના અવાજો અને અંગોની ભંગિઓ વગેરેની સહાય મળી રહેતી હોવા

છતાં, એની સિદ્ધિના મિનારેનો પાયો તો નાટ્યાત્મક સંવાદ-તત્ત્વ ઉપર મંડાતો હોય છે. આમ હોવાથી નવલકથાકારે નિરૂપેલા બધા જ પ્રસંગો એ પોતાના કામે લગાડી શકે નહિ.

જે પ્રસંગો પોતાની નાટ્યાત્મકતા પૂરવાર કરી શકે એવા હોય, તેમને જ નાટકમાં સ્થાન મળી શકે. એટલે નવલકથાકારની વસ્તુસંકલના એના એ જ સ્વરૂપે નાટકકારને ખપમાં આવે, એવું તો ભાગ્યે જ બની શકે. પરિણામે નાટકકારે પોતાની નાટ્યસૂઝ પ્રમાણે એ વસ્તુસંકલનાને નવો ઘાટ આપવાનું કાર્ય પણ કરવાનું હોય છે. અહીં એની સર્જકપ્રતિભાનો ચમકારો એ બતાવી શકે. એક બીજી જવાબદારી પણ રૂપાંતરકાર સ્વીકારતો હોય છે. જો નવલકથાનું પોતે નાટ્યરૂપાંતર કરે છે, તે નવલકથાને પોતે બને તેટલો વફાદાર રહે એવું દરેક રૂપાંતરકાર ઇચ્છે જ. આમ એક બાજુ નવલકથા તરફની વફાદારી અને બીજી બાજુ નાટ્યસ્વરૂપ તરફની ફરજ, એ બન્નેય કિનારાઓની વચ્ચેથી એણે પોતાનો સર્જનપ્રવાહ વહેવડાવવાનો હોય છે.

'પૂર્ણિમા'નું આ નાટ્યરૂપાંતર શ્રી વિષ્ણુકુમાર વ્યાસે મૂળ કથાને બને તેટલા વફાદાર રહીને કરેલું છે. નવલકથાને નાટ્યસ્વરૂપ આપતાં એમને કેટલાક ફેરફારો, પાત્રાલેખનના અને વસ્તુસંકલનાના, કરવા પડ્યા છે. વિધવાશ્રમના મહેતાજી ચંપકલાલનું પાત્ર એમણે ઊભું છે, તો અવિનાશની માતા પ્રભાલક્ષ્મીનું પાત્ર એમણે દૂર કર્યું છે. મુખ્ય કથાદોર જાળવી રાખીને, એને અનુષંગે આવતા કથાતંતુઓને ક્યારેક થોડા શબ્દોના સૂચનદ્વારા વણી લીધા છે. શિવનાથ શાસ્ત્રીના પૂર્વજીવનનો વૃત્તાંત એ રીતે વણી લીધેલો છે. પણ જાનકી જેવા મહત્ત્વના પાત્રની રેખાઓ માત્ર ઉત્તરજીવનની જ આલેખાઈ છે અને તેને કારણે એ પાત્રનું એક જ પાસું બનાવાય છે.

નારાયણીની સખી જાનકી, જેણે લજ્જાવતી અને રાજેશ્વરી—એ નારાયણીની બન્નેય પુત્રીઓને નિષ્ઠાપૂર્વક ઉછેરવાનું માથે લીધું, પણ પોતાની એક નબળાઈને કારણે એ ન કરી શકી, એ આખી વાત અંધારામાં રહી જાય છે. પરિણામે એ પાત્રમાં ઉદાત્તતાની એક રેખા જણાતી નથી; અને એથી જ રાજેશ્વરી તરફના એના ક્યારેક સંભળાતા 'સમભાવભર્યા' શબ્દો છળકપટપૂર્વક બોલાતા હોય તેવા લાગે છે. નારાયણીનું પાત્ર નવલકથામાં સાદ્યંત એક રહસ્યમય પાત્ર રહેલું છે. નવલકથાનાં પાત્રોમાં શિવનાથ શાસ્ત્રી અને પદ્મનાભ સિવાય બીજું કોઈ એના વૃત્તાંતને જાણતું નથી. નવલકથાના વાચકો તે જાણે છે, પણ તે પણ અંતમાં. રૂપાન્તરમાં રૂપાન્તરકારને અંતે એની સ્પષ્ટતા સર્વે જાણે એ રીતે કરવી યોગ્ય લાગી છે. એ ખરું છે કે નવલકથામાં પાત્રગત વાર્તાતંતુના ક્યારેક વણસંધાતા દોર, જે પોતાની ઉપયુક્તતાની સિદ્ધિ માટે ભાવક પાસેથી અપેક્ષા રાખે, તે નાટકમાં તેટલે અંશે ઉચિત ન પણ બને. એટલે નાટકકારે જે સ્પષ્ટતા કરી છે, તેની સામે વાંધો નથી, પણ જે રીતે સ્પષ્ટતા કરી છે, તે રીત નાટકના અંતને અનુકૂળ હોય એમ જણાતું નથી. અણચિંતવ્યો અંત લાવવાની ઇચ્છાવાળો લેખક, છેવટે પોતાનું કાર્ય સિદ્ધ થયું માની ઉત્સાહમાં આવી જઈ ને, એકાએક જેમ બધું કહી નાંખે, તેમ રૂપાન્તરકારે કરી નાખ્યું છે. સામાજિકને ઉપરાઉપરી આશ્ચર્યના આંચકા આપવાની એ રીત નાટકના અંતને સ્વાભાવિક બનવા દેતી નથી.

નવલકથામાં રાજેશ્વરી અને અવિનાશે દેહસ્પર્શ કદીય ન કરવાની 'શરત' સ્વીકારેલી છે, પણ લગ્ન પછી એ શરત ટકી શકી નથી. નાટ્યરૂપાંતરમાં 'શરત' આવે છે, પણ અંતે, લગ્ન પછી એમણે એ શરત તોડી, એવું કંઈ કહેવાતું નથી. પૂર્ણિમાનો પ્રતીક તરીકે ઉપયોગ કરી રૂપાંતરકાર એ કહી શક્યા હોત. એની આવશ્યકતા ખાસ તો એટલા માટે કે "સત્ય, સંકલ્પ, સુખ, તેજ અને પ્રજાવર્ધનની પ્રતિજ્ઞાઓ સપ્તપદી દ્વારા લેવાઈ" એવું નવલકથાકારે સ્પષ્ટ રીતે કહેલું છે; એટલું જ નહિ, અવિનાશ અને રાજેશ્વરીના દૈહિક મિલનની પણ ચોખવટ કરેલી છે. નાટકમાં એ દૃશ્ય અનુકૂળ ન બની શકે એટલા માટે જ ચોટદાર સૂચનની અપેક્ષા રહે.

સ્વ. રમણલાલની નવલકથાઓમાં પરિસ્થિતિ કે પ્રસંગ પરત્વે થતું ચિંતન—જેને Transitional remarks કહેવું વધુ યોગ્ય ગણાશે—લાક્ષણિક અંગ બની રહેલું છે. નાટ્યરૂપાંતર એને ગાળી નાંખે તો એની ખોટ જણાયા વિના રહે નહિ. એટલે સંપૂર્ણાંશે નહિ પણ થોડેઘણે અંશે પણ એમાંથી માર્ગ કાઢવો હોય તો જેમાં એકમાત્ર બીજા પાત્રનું અને એને અનુષંગે પરિસ્થિતિનું વિવેચન કરે એ નાટ્યરીતિનો આશ્રય લેવો પડે. 'Indirect method of characterisation'ની વાત કરતાં હડસને કહેલા શબ્દો આ દૃષ્ટિએ નોંધપાત્ર છે. "In considering

this method we shall occasionally find that a certain character in a play seems to stand a little apart from the rest and to speak, as it were, with somewhat greater authority. Such a character is sometimes described as the 'Chorus' of the drama in which he appears, because to a limited extent he fulfils the interpretative function of the Chorus in Greek tragedy " આ રીતિ આધુનિક નાટ્યરચનાઓમાં જૂનવાણી લાગવાનો પણ સંભવ છે.

પણ ટી. એસ. એલિયટે એનાં પદ્યનાટકોમાં ગ્રીક કોરસનો નવો અવતાર પોતાની રીતે રજૂ કર્યો છે, એ પ્રમાણે હડસનની આ વાતને આપણે આપણી રીતે ઉપયોગમાં લઈ શકીએ. ભવભૂતિની 'ઉત્તરરામચરિત'ની નાટ્યકલા પણ અહીં ધ્યાનમાં રાખવા જેવી ખરી. આ નાટ્યરીતિનો આશ્રય લેનાર નાટ્યકાર કુશળ ન હોય તો નાટકનો કાર્યવેગ મંદ પડી જવાનો ભય રહે છે. વિશાળ પટ પર વિસ્તરેલી નવલકથાનું રૂપાંતર કરનારે પોતાની કૃતિનો પટ સમયનું સ્થૂળ બંધન (સામાન્યતઃ ત્રણ કલાકનું) સ્વીકારીને સાંકડો કરી નાખવો પડે છે. પણ કાર્યવેગ વધારીને ઓછા સમયમાં એ થોડાક વિસ્તૃત પટસે પણ ધારે તો આંબી શકે.

વસ્તુગૂંથણીની દૃષ્ટિએ કેટલાક ફેરફારો કરતા, પ્રસંગોની નવલકથામાં આવતી આનુપૂર્વી રૂપાંતરકારને બદલવી પડી છે. મહેફિલનો એક જ મુખ્ય પ્રસંગ યોજીને, અને તે પણ પ્રકાશકને ત્યાં નહિ પણ ગણિકાવાસમાં—રૂપાંતરકારે વસ્તુગૂંથણીની અટપટી જાળનું સ્વરૂપ સરળ કર્યું છે. એ કારણે નાટ્યોચિત સંક્ષેપ પણ જળવાયો છે. એ જ રીતે અવિનાશ-રાજેશ્વરીનું લગ્ન નારાયણીને ત્યાં નહિ, પણ પદ્મનાભને ત્યાં કરાવી રૂપાંતરકાર સરળતા લાવી શક્યા છે; અને ખાસ તો એ કે, પદ્મનાભને ત્યાં, રાજેશ્વરીના મામાને ત્યાં લગ્ન થાય એ નાટકમાં ઊભી થયેલી પરિસ્થિતિ જોતાં વધુ ઉચિત લાગે છે.

એનો બીજો ફાયદો એ થયો છે કે દુર્ગાનું દુભાયેલું, દુણાયેલું પાત્ર પણ છેલ્લે છેલ્લે એક ઝબકારો આપી જાય છે. અલબત્ત, દુર્ગાના પાત્રમાં થયેલું એ પરિવર્તન, એની પદ્મનાભ તરફ થયેલી અભિમુખતા વગેરે નાટ્યરૂપાંતરકારે બતાવ્યાં નથી. ને એથી દુર્ગામાં થતું પરિવર્તન એકાએક અને આકસ્મિક રીતે થયેલું લાગે છે. બીજો નોંધપાત્ર પ્રસંગ છે રાજેશ્વરીને સમજાવવાનો. નવલકથામાં રજની, અવિનાશનો મિત્ર અને રાજેશ્વરીનો પરિચિત રજની, રાજેશ્વરીને સમજાવે છે કે તું અવિનાશ સાથે લગ્ન કરીશ તો એનું ભાવિ જીવન બગડશે માટે તારા પ્રેમનું બલિદાન આપ! અવિનાશ તરફનો રાજેશ્વરીનો પ્રેમ જાણનાર રજની, પોતે સુમંતરાયની શેહમાં તણાતો હોય તો પણ, આટલી હદે કહે એ માન્યામાં આવતું નથી.

રૂપાન્તરકારે આ પ્રસંગે રજનીની ઉક્તિઓ સુમંતરાયનાં મુખમાં કુશળતાપૂર્વક મૂકી દીધી છે; અને પરિસ્થિતિ જોતાં, તે વધુ પ્રતીતિકર લાગે છે. એ ઉપરાંત, દિવાસ્વપ્નમાં પરિણીતા બનીને જીવન જીવતી રાજેશ્વરીની નવલકથામાં આવતી ઘટનાને રંગમંચ પર રજૂ કરવા માટે, રૂપાંતરકારે એની તીવ્રતા જળવાય એ રીતે સ્વપ્નની ભૂમિકા રચીને આખું દૃશ્ય ખડું કર્યું છે, જે પરિસ્થિતિને વધુ તીવ્ર બનાવે છે અને નાટ્યાત્મક રીતે પોતાની અનિવાર્યતા પુરવાર કરે છે.

શિવનાથ શાસ્ત્રીની પ્રાર્થનાથી રચાતો નાટકનો ઉઘાડ પણ આકર્ષક છે; અને નાટકની એકતા – સમગ્રતા જાણે બરાબર જાળવી રાખતી હોય તેમ, શરૂઆતમાં સંભળાતી ગીતપંક્તિ એક આખું વર્તુળ પૂરું કરીને અંતે ફરીથી સંભળાય છે: "મેરો જનમ મરણકો સાથી..!" શરૂઆતમાં સંભળાતી આ પંક્તિ સૂચન કરીને પોતાનું અસ્તિત્વ પુરવાર કરે છે અને અંતમાં આવીને નારાયણી અને શિવનાથ શાસ્ત્રીનાં પાત્રો પર પ્રકાશ પાડે છે. શરૂઆતમાં ચિત્તની શાંત અવસ્થામાં પણ અંતે ઉચ્ચારાયેલી આ પંક્તિ ભાવક જ્યારે નાટકને અંતે સાંભળે છે, ત્યારે ચિત્તની એક કરુણ શાંત દશાનો પડઘો એમાં એને સંભળાય છે. રૂપાંતરકારની આવી નાટ્યસૂઝ હોવા છતાં આગળ જણાવેલી કેટલીક વિસંવાદિતાઓ આવી ગઈ છે, એનું કારણ મને તો નવલકથામાં આવતા સંવાદોને લગભગ ઘણી ખરી જગાએ એના એ જ સ્વરૂપે મૂકવાનો એમણે જે આગ્રહ રાખેલો છે તે જણાય છે. આકરી શ્રી વિષ્ણુકુમાર વ્યાસે લીધેલી જહેમત આ નાટ્યરૂપાંતરમાં દેખાઈ આવે છે. એમનો આ પ્રથમ જ પ્રયોગ કેટલીક જગાએ એ ક્ષેત્રમાં એમની ઊંડી સૂઝનો નિદર્શક બન્યો છે. શ્રી વ્યાસ બીજાં ઉચ્ચ કક્ષાનાં રૂપાન્તરો આપે અને એટલેથી જ ન અટકતાં પોતાનાં મૌલિક સર્જનો તરફ પણ વળે એવું આપણે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ.

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

[ વિશ્વમાનવ : સપ્ટેમ્બર '૬૫

# આસ્વાદ

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

—સુરેશ હ. જોષી

## પતંગિયું ને ચંબેલી

" મણું મણું મ્હાલીને ક્યારે ?
વીંટળાઉં ક્યારે ? " ઘેલી,
કોડભરી આંખો ઉરમાં કૈં
લળતી આશભરી વેલી.
મુખ પરે પુષ્પ ઠરે હેલી !
ફૂલરાણી શી ચંબેલી !
આરસનો યે અર્ક કરીને
બ્રહ્માએ આલેખ્યું રૂપ.
સરસ્વતીની વેણીમાંથી,
ફૂલમાં પૂર્યો ગંધ અનુપ.
ફૂલડાંને ઊડવા આકાશ !
પાંખ વિના પૂરે શે આશ ?

મેઘધનુષી પાંખોવાળા
પતંગિયાને ભાળી પાસ,
ચંબેલી મલકંતી પૂછે,
" એક જ મારી પૂરશો આશ ?
મારો દેહ તમારી પાંખ—
એક બનીને ઊડશું આભ ? "
ચંબેલીનો દેહ રૂડો, ને
પતંગિયાની પાંખ ધરી,
અવની, આભ, અનંતે ઊડે,
મલકંતી મ્હેકંતી પરી.
પતંગિયું ને ચંબેલી !
એક થયાં ને બની પરી !

—કૃષ્ણલાલ શ્રીધરાણી

આવો, એક જાદુ બતાવું. એક હતું ચંબેલીનું ફૂલ ને એક હતું પતંગિયું. બંને હતાં. અહીં સુધી તો કશું જાદુ દેખાતું નથી, પણ

પતંગિયું ને ચંબેલી !
એક થયાં ને બની પરી !

એકાએક પરી આવી ચઢી. આ પરી રાતે જ આવે, કારણ કે એ અગોચરના વિરાટ સામ્રાજ્યની રહેવાસી છે. એની નાજુકડી પાંખને આધારે આપણે પણ એ અગોચરના સામ્રાજ્યમાં ઘડીક ટહેલી આવીએ છીએ. આવી પરીઓને પ્રતાપે જ આપણે કેવળ પૃથ્વી પર નિર્વાસિતની દશામાં જીવતા નથી. હજુ આ આવજાવ આડે કશા કડક કાનૂન આપણે રચી શકયા નથી.

નિરાકારમાંથી આકારની સૃષ્ટિમાં હજુ તો હમણાં જ બાળક, નવું નવું, અતિથિ બનીને આવ્યું છે. નિરાકારની બૃહત્ વિસ્તૃતિમાંથી આકારની સીમામાં પુરાઈ જવાનું એને ફાવતું નથી. એ અકળાય છે. આપણે એને બૃહત્ વિસ્તૃતિનું આશ્વાસન આપવા, દ્રોણે લોટમાં પાણી નાંખીને અશ્વત્થામાને આશ્વાસન આપેલું તેવું, દ્રોણકૃત્ય કરીએ છીએ : એને માટે એક નવી કથાસૃષ્ટિ રચીએ છીએ. એ સૃષ્ટિમાં ઘોડાને પણ પાંખ છે; હમણાં જ ઘરનાં પગથિયાં ઓળંગતા થયેલા બાળકની કથાસૃષ્ટિનો રાજકુમાર આ પાંખાળા ઘોડા પર અસ્વાર થઈને સાત નદી, સાત પર્વત અને સાત સાગરને

ફેરી જાય છે. રસ્તામાં મસમોટાં અડાબીડ વન આવે છે, રાક્ષસ આવે છે—પણ કેશી પરેવા નહિ, કારણ કે જો રાક્ષસ છે તો પરી પણ ક્યાં નથી? એક બાજુ ભયાનક પ્રચંડ કાયા ધરાવતો રાક્ષસ ને બીજી બાજુ નાજુકડી પરી—તમે કહેશો કે આ તે કેવી વાત? પણ બે પાસાં મેળવીને શ્રીપુરાંત કાઢવાનું હજુ શરૂ થયું નથી. એ રાક્ષસની મગદુર શી? એને તો શીશીમાં પૂરીને દાટો મારી દઈ શકાય.

બાળક આપણી વચ્ચે રહે છે, ત્યારે એની સાથે સંગિનીરૂપે પરી ન હોત તો એને બહુ અજાણ્યું લાગ્યું હોત. બાળકોની રમતમાં પણ આ વિસ્તૃતિની ઝંખના પ્રકટ થાય છે: એ સંતાકૂકડી રમશે, સાતતાળી રમશે. સંતાઈ જવું, અલોપ થઈ જવું, સાતતાળી આપીને છૂ થઈ જવું, પાછળથી આવીને આંખો દાબી દઈ પૂછવું: બોલ, બોલ, હું કોણ છું?—બાળક અસ્તિ અને નાસ્તિ વચ્ચે દોડદોડ કર્યા કરે છે; હજુ એ બે છેડા વચ્ચેની સરહદ પર કાંટાની વાડ રચાઈ નથી, માર્ગ મોકળો છે; હાલતાંચાલતાં કાયદા-કાનૂનની દીવાલ જોડે માથું ભટકાતું નથી. ને આ શિશુ તે સનાતન શિશુ છે, એ આપણા નેપથ્યમાં સદાકાળ રહે જ છે; એની આશ્ચર્યથી વિસ્ફારિત આંખો, એના બે અસ્થિર પગ, એના ટબૂકડા હાથ: આ બધું હજુ આપણામાં છે. ને તેથી જ મોટા થઈને ય આપણે પરીનો હાથ સાવ છોડી દેતા નથી.

તો, આ જાદુભરી સૃષ્ટિની આબોહવા આ, પરી જેવી જ, નાજુકડી કવિતામાં છે. એની ચાલ પણ તાજા જ ચાલવા શીખેલા બાળક જેવી છે, એ પા પા પગલી માંડતી ચાલે છે. પૃથ્વીનો હસ્સો કે અંબરાની ગરિમાનો અહીં ખપ નથી. પ્રાસની ઘૂઘરી તો જોઈ શે જ, કારણ કે બાળક ચાલે છે ને ઘૂઘરી રણકે છે, એ ઘૂઘરીના રણકારે રણકારે માનો હરખ રણકે છે.

કાવ્યને ખાનાં પાડીને પૂરવાની એક જોરદાર પ્રવૃત્તિ આપણા વિવેચનમાં ચાલે છે. આપણા કવિએ પણ, એને વશ વર્તી એમના કાવ્યસંગ્રહને અંતે, મમ્મટાચાર્યની અદાથી, 'કાવ્યવસ્તુવિચાર' આપણને આપ્યો છે. સંગ્રહ (કોડિયું—નવી આવૃત્તિ) પહેલવહેલાં જોતો હતો ત્યારે, કવિની કાવ્યસૃષ્ટિમાં ફરીને બહાર નીકળતાં, આ 'કાવ્ય-વસ્તુવિચાર'નું પાટિયું વાંચીને હું તો ભડકી જ ગયો હતો. મને થયું: આવી બન્યું આપણું! હવે કાવ્ય તો પૂરાં થયાં ને 'વસ્તુવિચાર' રહ્યો! પહેલો જ વિભાગ 'આત્મકથા'-નો. મને પ્રશ્ન થયો: શું દરેક કાવ્ય કવિની આત્મકથા નથી? બીજો વિભાગ 'આત્મા-પરમાત્મા'નો. ત્યાં કવિને પોતાને કબૂલ કરવું પડ્યું: "એક રીતે જોતાં આ કક્ષામાં બધાં જ કાવ્યો મુકાવાં જોઈએ." જોયું ને, મારી વાત સાચી પડી ને?

માટે જ, ઉપરનું કાવ્ય 'બાળકાવ્ય' છે એમ કહીને 'બાળકોને માટે લખાયેલું' એમ નહિ, પણ 'બાળસૃષ્ટિનું' કાવ્ય છે, એવો ખુલાસો આપવાની જફામાં શા માટે પડવું? પ્રશ્ન માત્ર એટલો જ: આ કાવ્ય છે? ને જો એ કાવ્ય હશે તો એનો વિશ્વ કાવ્યમાં એવો તો તદાકાર થઈ ગયો હશે કે એને ગાળાઉકાળાને છૂટા પાડવાના કામમાં 'નિષ્ણાત વિવેચક' જ ફાવશે. આપણે તો એવી ખખામાં પડતા જ નથી.

તો આવો, જાદુ જોઈએ—એટલે કે, કવિતા જોઈએ. જુઓ: પહેલી કડીમાં શું દેખાય છે? ધારી ધારીને જોજો હં! વારુ, ચંબેલી જ દેખાય છે ને? ઠીક. કેવી છે એ ચંબેલી? એ તો બોલતી ચંબેલી છે; ઘેલી ચંબેલી છે, કોડભરી ચંબેલી છે. આમ તમે ક્રમશઃ આગળ વધો ત્યાં આ કડીની અંતિમ પંક્તિમાં કવિ એને એકદમ 'ફૂલરાણી'ની પદવી આપી દે છે! આ વર્ણન ચંબેલીની લતાનું છે, ચંબેલીનાં ફૂલનું વર્ણન કવિએ કર્યું છે તે જોયું? કવિ કહે છે કે ચંબેલીના હૃદયમાં રહેલો વ્હાલાને મળવાનો કોડ, અને એના મુખ પરનો ક્રીડાનો ઉલ્લાસ તે જ ચંબેલીનું ફૂલ! આમ પહેલી કડીમાં લતાથી તે ફૂલ સુધીનું જાદુ થયું. ફૂલ તો લતા પર દીઠાં જ છે, પણ આવા જાદુથી ખીલતું ફૂલ નો'તું જોયું.

તો હવે એ ફૂલને ધારી ધારીને જોઈ લઈએ—એમાં કાંઈ પરીનો છદ્મવેશ દેખાય છે ખરો? પરીકથાની પેલી રાજકુંવરીનું વર્ણન આપણા કાનમાં પડઘા પાડશે: બ્રહ્માએ સૂરજમાંથી તેજ લઈને એની આંખની કીકી ઘડી ને ચન્દ્રનાં કિરણમાંથી સ્મિત રચીને એના હોઠ પર રમતું મૂક્યું. તો આ ફૂલ પણ બ્રહ્માએ સંગેમરમરના અર્કમાંથી ઘડ્યું. પણ વધારામાં, પોતાની કન્યા સરસ્વતી જેટલું જ એ વહાલું છે એમ બતાવવા, સરસ્વતીની વેણીમાંના ફૂલની સુવાસનો એનો શ્વાસોચ્છ્વાસ કર્યો. આટલું થયું છતાં ફૂલડું કાંઈ તૃપ્ત થયું

નહિ. આ કડીની છેલ્લી બે પંક્તિમાં આ અનુભિનો નિઃશ્વાસ સંભળાય છે.

ફૂલડાંને ઊડવા આકાશ !
પાંખ વિના પૂરે શે આશ ?

અહીં કવિએ 'ઊડવા' ને બદલે 'ઊડવાં' કર્યું હોત તો ઠીક થાત. આમ બ્રહ્માનું સર્જન તો અધૂરું, એ અધૂરપના નિઃશ્વાસ સાથે જ આપણે જન્મીએ. આ અધૂરપ ન હોત તો ચંબેલીની પરી ન થઈ હોત. માટે એ તો ઠીક જ થયું.

એવામાં આ ચંબેલીને કોઈક ભેટી ગયું ને જાદુની પૂર્વભૂમિકા રચાઈ. આ સંસારમાં આ ભેટી જઈને ભેળાં થવું એ જ એક મોટો જાદુ નથી ! સંસારમાં જેને ભેળાં ન દેખતાં હોઈએ, તેને સાહિત્યમાં ભેળાં થયેલાં જોઈએ છીએ. આપણી જિંદગીમાંય એકવાર એવો દિવસ આવી ચઢે છે, જ્યારે આપણને એમ લાગે છે કે, આજે ચારે દિશા 'માગ માગ, જે માગે તે આપું' બોલી રહી હોય છે; પવન 'તથાસ્તુ' રટી રહ્યો હોય છે. ખાસ કશું હોતું નથી: આપણા હાથમાં પારેવાંની છાતી જેવો કંપતો કોઈકનો હાથ આવી પડ્યો હોય છે, કોઈકનો ઉષ્ણ ઉચ્છ્વાસ આપણને સ્પર્શી જતો હોય છે, કોઈનું પણ તરફ વાળી લીધેલું મુખ આપણને જીવનના નવા વળાંક પર લાવીને ઊભા કરી દે છે. ખાસ કશું હોતું નથી, તે છતાં, એને જ લીધે, ખાસ કશુંક બની પણ જાય છે. આપણા હાથમાંનું પેલું ભીરુ પારેવડું આપણું કશુંક લઈને ઊડી જાય છે, ને આપણું હૃદય રઝળતું થઈ જાય છે!

તો અહીં પણ એવું કશુંક થયું: મેઘધનુષી પાંખવાળું પતંગિયું આવી ચઢ્યું. અહીં કવિએ પતંગિયાને 'રંગબેરંગી' ન કહેતાં 'મેઘધનુષી' જ કેમ કહ્યું હશે, વારુ ? મને એમ લાગે છે – આ હું બીતાં બીતાં કહું છું, કારણ કે કેટલાક મુરબ્બીઓ ઝટ સુણાવી દે છે: 'જાવ જાવ, સાવ જૂઠું, કવિના મનમાં એવું કશું નથી, આ તો તમારું ગાંડનું ઉમેરણ છે!' ભલેને, આ તો અખા ભગતવાળો ઘાટ થયો: ગાંઠનું થોડું સોનું ઉમેર્યું, તો ગુનેગાર ઠર્યા ! – મને એમ લાગે છે કે આ 'મેઘધનુષી' પાંખવાળું પતંગિયું તે બીજું કોઈ નહિ પણ સૂર્યનાં કિરણ, એ પતંગિયું જ 'અવની, આભ, અનંતે ઊડે.' ને સૂર્યનાં કિરણમાં સાત રંગો રહેલા છે એની તો વિજ્ઞાન પણ સાક્ષી પૂરશે. આ પતંગિયાને જોઈ ને ચંબેલીને ઊડવાના મનોરથ થાય એ દેખીતું છે. મને એક બીજી વાત પણ સૂઝી આવે છે: આ તેજનું પતંગિયું ગતિશીલ છે પણ એને દેહ નથી. ચંબેલીને દેહ છે સુકોમળ પાંખડીનો, આરસના અંકમાંથી બનાવેલો, પણ ગતિ નથી. ફૂલની ગતિ તે એની સુગંધ; એમ કહીએ તો ચાલે. પણ ચંબેલી આ સૂર્યકિરણનો સાથ ઝંખે છે. સૂર્યનાં કિરણસ્પર્શે જ ફૂલ ખીલે છે, મલકાય છે ને આમ સૂર્યનું કિરણ જ એને પંખ આપી શકે, એમ ચંબેલી માને તે સ્વાભાવિક છે. ને આથી જ એ માગે છે:

એક જ મારી પૂરશો આશ ?
મારો દેહ તમારી પાંખ –
એક બનીને ઊડશું આભ ?

આ કાંઈ એકલું લેવાની જ વાત નથી, પોતાનો દેહ આપી દેવાનો છે. આ વિનિમય નથી, સમન્વય છે.

ને જુઓ, જુઓ, જાદુ થઈ ગયું, 'મલકતી મ્હેકંતી પરી' ઉડતી થઈ ગઈ ! જ્યાં જ્યાં આવો રૂડો સમન્વય સિદ્ધ થાય ત્યાં અવની, આભ જ નહિ, પણ અનંત આપણી આગળ ખુલ્લું થઈ જાય, સીમમાંથી અસીમમાં સરી જઈ શકાય; પરી ઊડતી થઈ જાય, આમ—

પતંગિયું ને ચંબેલી !
એક થયાં ને બની પરી !

આ જાદુ તમારી આંખ આગળ થઈ ગયું.

Walker Percyએ એમના Metaphor as mistake નામના લેખમાં કહ્યું છે: "There must be a space between name and thing...' ચંબેલીનું ફૂલમાં થતું રૂપાંતર (મને તો 'પરિણતિ' કહેવાનો લોભ છે) કેટલાકને 'નિરર્થક' લાગશે. એમની સદર્થકતા બહુ સાંકડી હોય છે; એમાં સમીકરણ અને લઘુતમ દૃઢભાજકની જ, ઝાઝે ભાગે, અવરજવર હોય છે. આ કાવ્ય બાળસહિતનું કાવ્ય છે, એમ મેં કહ્યું તે એટલા જ માટે કે બાળકના મનમાં પદાર્થો અને પદાર્થનાં નામો સિક્કો અને સિક્કા ઉપરની છાપની જેમ જડાઈ ગયેલાં હોતાં નથી. હજુ નામ બંધાયાં હોતાં નથી, આથી યદૃચ્છાવિહારને પૂરતો અવકાશ રહે છે. આથી, અર્થનો ખાંગડો હજુ બંધાયો હોતો નથી.

[ પાન ૪૫૨ ઉપર ]

# હરતાં ફરતાં ર.મ.રા.

અમદાવાદ વડોદરા રાજકોટ કેન્દ્ર ઉપરથી તા. ૧૨-૮-૫૯ની રાત્રે ૯-૩૦ વાગે એક ન્યાયાધિશ એક વકીલ અને એક જાહેરકર્તાની જ્ઞાનગોષ્ઠિ ગોઠવવામાં આવી હતી. આવી જ્ઞાનગોષ્ઠિ દ્વારા કેટલાંક વિશિષ્ટ ક્ષેત્રોના પ્રશ્નોના જવાબ કે ખુલાસા નિષ્ણાતો પાસેથી પ્રજા મેળવી શકે એ હેતુ હોય છે. તે પ્રમાણે ઉપરોક્ત ત્રણે મહાશયો વચ્ચે નીચે મુજબ પ્રશ્નો રજૂ થયા:

કોર્ટને 'ન્યાય મંદિર' નામ કેમ અપાયું? ન્યાયાધીશ જે કાળો ઝભ્ભો પહેરે છે, તેનો અર્થ શું હશે? તથા તેઓ ગળામાં બે ધોળી પટ્ટીઓ શા માટે ધારણ કરે છે?

બીજો પ્રશ્ન હતો: એકેડેમી અને અકાદમી એ શબ્દો હમણાં પ્રચલિત થયા છે, તેનો મૂળ અર્થ શુ અને આ બે શબ્દોમાં ફરક શા માટે?

અફસોસ એ થયો કે આવા શ્રેષ્ઠ પુરુષોના વાર્તાલાપ ચાલુ રાખવા માટે સંવાદ નિયોજકને પ્રશ્ન સમજાવતાં તથા ઉપસંહાર કરતાં ખુલાસામાં બહુ જ વધારે પડતો સમય લેવો પડતો હતો. જો આ પ્રશ્નો આગંતુક વિદ્વાનો પ્રથમથી જાણીને, તેના વિષે ચોક્કસ સંશોધન અને માહિતી મેળવીને આવ્યા હોત, તો શ્રોતાઓને તેમના કંટાળાજનક "આમ હોઈ શકે" "આવું હશે" એવાં વિધાનો પર સમયનો વ્યય સહન કરવો ના પડત. શ્રીમાન ન્યાયાધીશ અને શ્રીમાન વકીલ પૂરીપાધરી ગુજરાતી ભાષા બોલી શકતા ન હતા. વચ્ચે વચ્ચે આખા અંગ્રેજી શબ્દસમૂહો અને વાક્યોથી ખુલાસા કરતા હતા, એટલે તેમને અંગ્રેજીમાં જ બોલવાનું કહ્યું હોત તો તેમને માટે સરળ થાત; એમનાથી એ વખતના પૂરેપૂરા સમાધાનકારક જવાબ આપી શકાયા નહતા. એટલું જાણવા મળ્યું કે ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું રાજ્ય ભારતમાં થયા પછી, ઇંગ્લાંડના અનુકરણરૂપે અહીંયાં ન્યાયાલયો ન્યાયાધીશો અને વકીલોનાં સ્વરૂપો જન્મ્યાં છે. ઇંગ્લાંડના અનુકરણરૂપે તે સાથે ત્યાંની કોર્ટોની રીતરસમ પ્રમાણે પોષાક અને કોર્ટનો વહીવટ અને વહેવાર તેમ જ હોદ્દાનો ઠાઠ ચાલુ રહ્યો છે. પ્રતિકોનાં મૂળ તથા કારણો તો આખરે જાણવા ના જ મળ્યાં.

ઇસ્ટ ઇંડિયા કંપની પહેલાં ભારતમાં ન્યાયપદ્ધતિ અને ન્યાયમંદિરોનો વહીવટ કેવો હતો; તેનો જવાબ અદ્ધર જ રહ્યો હતો.

અકાદમી અને એકેડેમી શબ્દનો ખુલાસો શ્રી. કાર્યકર્તાભાઈએ સારો આપ્યો ગણાય. એકેડેમી અંગ્રેજી શબ્દ છે. અને અકાદમી એરેબીક શબ્દ છે. બન્નેનો અર્થ એક જ છે. અકાદમીનો સ્વીકાર કરવાનું માન સ્વ. મૌ. આઝાદને છે. એકાદમી મૂળ તો ગ્રીક શબ્દ છે. અમુક વિદ્યાનું મહાવિદ્યાલય હોવા ઉપરાંત, તેના શિક્ષણની પણ ત્યાં વ્યવસ્થા હોય, તેવી સંસ્થાને અકાદમી કહેવામાં આવતી હતી.

*

આ કાંઈ વિદ્યાર્થીઓની ક્વીઝ એટલે કસોટી પ્રશ્નાવલી નહોતી, પણ પોતાના વિષયનું જ્ઞાન ધરાવતા 'તદ્‌વિદ્' નિષ્ણાતોની મુલાકાત હતી. એટલે તેમના પ્રશ્નો પર તેઓ મનન સંશોધન કરી નિષ્કર્ષરૂપે વ્યવસ્થિત જવાબો આપી શકે માટે પ્રથમથી તેમને તૈયારી કરી લાવવાની તક આપવી જોઈએ, એવી રેડિયો સંચાલક અધિકારીશ્રીને વિનંતી.

—રવિશંકર મ. રાવળ

---

[પાન ૪૫૧થી]

એની નિરર્થકતા જ એની સૌથી મોટી સદર્થકતા છે. આવા કાવ્યનો અર્થ તે એમાં રહેલું સવાઈ સત્ય છે.

આ કાવ્યમાં રવીન્દ્રનાથના 'શિશુ'માંનાં કાવ્યોની આમોત્યા છે. એ કાવ્યો સાથેની આ કાવ્યની સગોત્રતા પ્રકટ છે. શ્રીધરાણીની કવિતાનો એ, મને તો સૌથી વધુ આસ્વાદ્ય એવો પ્રદેશ છે. બીજી કવિતાની આજુબાજુ અખબારી ઇબારતનું ઘાસ ઊગી નીકળ્યું છે, થોડોક ઘોઘરો ખોખરો સાદ સંભળાય છે. પણ ચમેલીના જેવું નાજુક છતાં ભાવજગતની અનંતતામાં સેલારા મારતું આ કાવ્ય સંતાડીને ખિસ્સામાં મૂકી દેવા જેવું છે.

**ડૉ. જેમ્સ કઝિન્સ : ભારતીય સંસ્કૃતિના પૂજક**

લે : રવિશંકર રાવળ

પ્રકાશક : પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા

રૂ. ૨-૦૦

ભારતના સંસ્કાર ઘડતરમાં અને તેની સ્વરાજ-સાધનામાં જે કેટલાંક વિદેશી સજ્જનો અને સન્નારીઓનો ગણના-પાત્ર ફાળો રહ્યો છે, તેમાં ઇતિહાસકાર હેવેલ, ડૉ. એનીબિસેન્ટ, સિસ્ટર નિવેદિતા, સી. એફ. એન્ડ્રુઝ આદિની હરોળમાં શોભી શકે તેવું, શ્રીમાન અને શ્રીમતિ કઝિન્સનું સ્થાન છે; એટલું જ નહિ પણ અંગ્રેજી ભારતના અગ્રણી-કવિ-સાહિત્યકારોમાં પણ શ્રીમાન કઝિન્સનું ચોક્કસ સ્થાન છે.

આયર્લેન્ડવાસી આ દંપતિએ એની બિસન્ટની પ્રેરણાથી ઇ. સ. ૧૯૧૫થી તો ભારતને જ પોતાની અધ્યાત્મભૂમિ બનાવી, ભારતમાં નિવાસ કર્યો હતો. આ લાંબા કાળ દરમ્યાન, શ્રી કઝિન્સે શ્રી એની બિસન્ટના સાથીદાર તરીકે સંપાદન-લેખનનું કાર્ય કરવા ઉપરાંત, ભારતીય કલા તથા સંસ્કૃતિનું અધ્યયન કર્યું, તે ઉપરાંત કોલેજોમાં અધ્યાપનનું કાર્ય પણ કર્યું હતું. અનેક ગ્રંથો લખ્યા હતા. અને શ્રીમતી કઝિન્સે (તેઓ આયર્લેન્ડની ડબ્લિન યુનિ.નાં સંગીતનાં સ્નાતિકા હતાં) ભારતની કેળવણી, સ્વતંત્રતા અને સ્ત્રીઉન્નતિના ક્ષેત્રે કાર્ય કર્યું હતું. અને અખિલ ભારત મહિલા પરિષદનાં આદ્ય સ્થાપકોમાંનાં તેઓ એક હતાં.

આવાં આ ઉચ્ચ સંસ્કારી, અને વિદ્યાવ્યાસંગી દંપતિએ પોતાની આત્મકથા અંગ્રેજીમાં 'We Two Together' નામે લખી હતી. આ ગ્રંથના આધારે ગુજરાતના કલાગુરુ શ્રી. રવિશંકર રાવળે આ નાનકડું પુસ્તક (પૃ. ૧૬૦) તૈયાર કર્યું છે.

આખું પુસ્તક આ દંપતિના જીવનનું બોધક અને પ્રેરક આલેખન કરે છે.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળે સ્વ. મોતીભાઈની સ્મારક ગ્રંથમાળાના મણકા રૂપે આ પુસ્તકનું પ્રકાશન કર્યું છે, તેને અમે આવકારીએ છીએ.

**અફલાતૂનોનાં આંસુ :**

લે : ઈશ્વરભાઈ જે. પરેખ

પ્ર. : પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા

રૂ. ૮-૫૦

આ પુસ્તકમાં અનેક વિદેશી નામાંકિત પુરુષોના જીવનમાંથી પ્રસંગો વીણીને રજૂ કરવામાં આવ્યા છે. આપણે માટે મૂળ વ્યક્તિઓનાં નામોય અલ્પ પરિચિત હોય કે અપરિચિત હોય, તેની ચિંતા કર્યા વિના, જ્યાં જ્યાં, જે જીવનમાં લેખકને સુવાસ સાંપડી છે, ત્યાં ત્યાંથી તેમણે મધુમક્ષિકાની જેમ રસ ચૂસી લઈ, જનસાધારણને માટે સરળ ભાષામાં રજૂ કરી દીધેલ છે.

શ્રી ઈશ્વરભાઈને શિક્ષણનો લાંબો અનુભવ છે; અને વિદ્યાર્થીઓ તથા અલ્પશિક્ષિતો માટે પ્રેરક અને બોધક નીવડે એવા સાહિત્યની એમને સૂઝ પણ છે. આ પૂર્વે 'બહુરત્ના વસુંધરા' નામનો તેમનો સંગ્રહ પ્રગટ થઈ ચૂક્યો છે, અને હવે પછી 'સર્જનહારની લીલા' નામે ત્રીજો સંગ્રહ પ્રગટ થનાર છે.

અમને ખાત્રી છે કે, આગળના પુસ્તકની જેમ આ પુસ્તક યે લોકપ્રિય બનશે જ.

અલબત્ત, અમને આ પુસ્તકનું 'શીર્ષક' તથા તેના પૂંઠા ઉપરનું ચિત્ર, (જો કે તે પુસ્તકમાંના પહેલા પ્રસંગના આધાર પર આલેખાયું છે, પરંતુ) આખા પુસ્તકને ન્યાય આપે તેવું નથી, એમ લાગે છે...

**ઘઉં :**
લે : માર્તંડ શિવભદ્ર પંડ્યા
મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા
રૂ. ૩-૦૦

શ્રી સયાજીરાવ ગ્રામવિકાસમાળાના ઉપક્રમે આ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. તેમાં 'ઘઉંનો ઇતિહાસ'થી માંડી ઘઉંની જાતો, ઉત્પાદન અને સંશોધનકાર્ય તથા રોગો આદિથી-તેનું રક્ષણ વગેરે વિષયો ઉપર ઉપયોગી માહિતી આપવામાં આવી છે.



**કહેવત-કથાઓ**
લે : સ્વામી પ્રણવતીર્થજી
મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય-વડોદરા રૂા. ૬-૫૦

'કહેવતો, વ્યવહારમૂલક કથાનકો, એ તો દેશનું સંસ્કાર ધન છે, જનસમાજના માનસનું પ્રતિબિમ્બ છે, એના 'સ્વભાવ'ની માપશીશી છે...ગુજરાતનું કહેવત-કથાનક ધન ગુજરાતની શતવર્ણી સંસ્કાર-ચૂંદડીની ચમકદાર ભાતને બરાબર ઉખેળી બતાવે છે...xxx બધી જ કહેવતો વ્યવહારુ જ્ઞાનની ગુટિકાઓ હોય છે...'

પ્રાસ્તાવિક લેખનમાં આ રીતે રજૂ થયેલ વિચારને સાકાર બનાવતાં કહેવત-કથાનકો, આશરે ૨૦૦ જેટલાં, આ ગ્રંથમાં આલેખાયાં છે...એમ તો આજ પૂર્વે 'કહેવતો અને એની 'કથાઓ'ના અલાયદા સંગ્રહો થયેલા છે. પરંતુ આ પુસ્તકમાં કથા-વાર્તારસ કરતાં મૂળ કહેવતો પાછળની લાક્ષણિકતા બહાર આણવાનો વિશેષ પ્રયાસ દેખાય છે, જે આવકાર્ય છે.

ગુજરાતી કહેવત-કથાઓની એક બીજી પણ વિશેષતા તરફ ગ્રંથકારે ધ્યાન દોર્યું છે, તે મહત્ત્વનું છે કે, ગુજરાત સમન્વયશીલ છે; એણે ઉર્દૂ, પંજાબી, મારવાડી અને મરાઠી વગેરે ભાષાઓની કહેવતોને (અને તે ભાષામાંથી પ્રજાના સંસ્કારોને ય ) અપનાવી લઈ પોતાનો મંજુષ ભર્યોભર્યો બનાવ્યો છે.

આ કહેવતોનો સામાજિક અન્વેષણની દૃષ્ટિએ અભ્યાસ થાય એ જરૂરી છે.

આ અભ્યાસમાં, દૃષ્ટિપૂર્વક આલેખાયેલાં કથાનકો ઘણાં જ ઉપકારક થશે.

# ધન-પ્રાપ્તિ કંઈ મુશ્કેલ વાત નથી —

એ **પંપ** પર સવાર થઈને આવે છે.





અને **મોટર** પર પણ!




**જ્યોતિ લિમિટેડ**
**વડોદરા-૩.**

# ભલે પ્રગટ્યાં

## સૂરત સોનાની મૂરત

લે : ઈશ્વરલાલ ઇચ્છારામ દેસાઈ
મેસર્સ કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ
નાણાવટ, સૂરત રૂા. ૧૫-૦૦

૧૯૫૮ના ઓગસ્ટની ૨૪મીએ નર્મદ-જયંતિના પૂર્વદિને આ સૂરત સર્વસંગ્રહનો ગ્રંથ પ્રગટ થયો હતો.

મોટા કદના ૬૩૬ પૃષ્ઠના આ ગ્રંથના પ્રથમ ખંડમાં (આશરે પૃ. ૨૪૮) સૂરતની સ્થાપના અને વિકાસના કડીબદ્ધ ઇતિહાસની ઝાંખી રજૂ કરવામાં આવી છે; નગર અને પ્રજાના વ્યક્તિત્વને ઉઠાવ આપે એવી અનેક રેખાઓ રજૂ થઈ છે. અને ત્યારબાદનાં પરિશિષ્ટો (આશરે પૃ. ૧૬૦) તો આ રેખાઓને પુષ્ટ રીતે આકાર અને રંગ આપે તેવાં બની ગયાં છે—જેમાં 'સૂરતને લગતાં થોડાંક ચૂંટેલાં કાવ્યો' (આશરે પૃ. ૩૨), સુરતના વ્યક્તિ વિશેષોને લગતાં કાવ્યો. સૂરતનાં વારતહેવારો અને લાક્ષણિકતાઓને લગતા લેખો, સુરતના વર્તમાન જીવનકાળમાં (૧૯૨૦થી) તેના ઘડતરમાં ફાળો આપનારાં વ્યક્તિઓ, લેખો, પરિષદોનો સવિસ્તર ઉલ્લેખ છે; અને એક વધુ પરિશિષ્ટ દ્વારા 'સૂરતને લગતી કહેવતો, દંતકથાઓ, તથા લોકકથાઓ' ગ્રંથસ્થ બની છે.

ગુજરાતના ઘડતર ઇતિહાસનું અને સંસ્કારનું એક અતિ મહત્ત્વનું પ્રકરણ આ રીતે અહીં રજૂ થયું છે.

ઉપરાંત, આ ગ્રંથના ત્રીજા ખંડમાં 'સુરતના મહાજનો' (અલબત્ત નાના, મોટા સૌને ભેગા કરવા જતાં આ ખંડ પ્રમાણમાં ઘણો લાંબો થયો છે)નો પરિચય મળે છે.

*

આ ગ્રંથ તૈયાર કરવા પાછળ લેખકે દાખવેલી નિષ્ઠા અને તેમણે લીધેલા શ્રમ માટે તેમને ધન્યવાદ ઘટે છે.

અને આ ગ્રંથનું જાતે જ પ્રકાશન કરીને, ઘણું મોટું સાહસ ખેડીને તો લેખક સૌની સહાનુભૂતિના જ નહિ. સક્રિય પ્રોત્સાહનના હકદાર બન્યા છે.

શ્રી ઈશ્વરભાઈ ગુજરાતના એક સ્વતંત્ર તેજસ્વી પત્રકાર છે અને રાષ્ટ્રીય ભાવનાને જીવનમાં વણી લઈ, એ આદર્શોને અનુસરવા સતત સજાગ પ્રયત્નશીલ રહ્યા છે. અને એમ કરવામાં એમને અનેક હાડમારીઓ સહેવી પડી છે; છતાં એથી ડઘાઈ કે દબાઈ ગયા વિના હિંમત અને હોંશથી આજેયે સ્વતંત્ર પત્રકારત્વને ક્ષેત્રે તેઓ પોતાનો ફાળો આપી રહ્યા છે. આવા સમાનધર્મીના આ ગ્રંથનો સવિશેષ આદર કરીએ છીએ.

*

## THE PLAN & YOU

By: B. R. Misra (Orient Longmans) Rs. 1-75

સ્વાધીનતાની પ્રાપ્તિ બાદ આપણા પછાત દેશને આગળ આણવા માટે, આજ પૂર્વે, પહેલી પંચવર્ષીય યોજનાનો અમલ થઈ ચૂક્યો છે; ને બીજી યોજનાનો અમલ ચાલુ છે; તથા ત્રીજી યોજનાનો ઘાટ ઘડાઈ રહ્યો છે, એ સુવિદિત છે.

કોઈપણ દેશની પ્રગતિ માટે એમાંય સમાજવાદી સ્વરૂપના વિકાસ માટે યોજનાબદ્ધ વિકાસ અનિવાર્ય જ ગણાય. ભારતે આજ સુધીમાં આ દિશામાં કેવી પ્રગતિ કરી છે તેની દૃષ્ટિ અને માહિતી હોવી એ તો દરેક નાગરિક માટે જરૂરી છે.

આ નાનકડી પુસ્તિકામાં, મુદ્દાવાર અને સંક્ષેપમાં મહત્ત્વની માહિતી આપવામાં આવી છે. શરૂમાં 'બે યોજનાઓનો હેતુ' આપીને સર્વસાધારણ લક્ષ્ય અને સિદ્ધિઓની નોંધ બીજા પ્રકરણમાં લેવામાં આવી છે. અને ત્યારબાદનાં પ્રકરણોમાં ગ્રામવિસ્તારમાં થઈ રહેલા પાયાનાં મૂક પરિવર્તનનો, તથા શહેરોમાં વિકસી રહેલા ઔદ્યોગિક વિકાસનો અને અંતમાં, શિક્ષણ, સ્વાસ્થ્ય, અને સામાજીક કલ્યાણ અંગેના વિકાસનો પરિચય આપવામાં આવ્યો છે.

આ આખી પુસ્તિકા સરળ અંગ્રેજી ભાષામાં વિષયક રીતે લખાયેલી કોઈ સાધારણ અંગ્રેજી જાણનારાઓને ઉપયોગી થાય તેવી છે. આવી પુસ્તિકાઓ પ્રાદેશિક ભાષાઓમાં પણ ઉપલબ્ધ થાય તે જરૂરી છે.

*

## The World Almanac 1959

Book of Facts--166 by New York World-Telegram & The Sun $ 1.35

હેરી હેન્સને સંપાદિત કરેલું આ વિશ્વ-પંચાંગ તેના ૭૪મા વર્ષનું પ્રકાશન છે. તે અનેક ક્ષેત્રો ને વિષયો વિષેની વિવિધ હકીકતોથી ભરપૂર છે. તેમાં મુખ્યત્વે અમેરિકા (U. S. A.) વિષેની રાજકીય, આર્થિક વૈજ્ઞાનિક હકીકતો વીગતવાર આપી છે. તદુપરાંત દુનિયાના જુદા જુદા દેશો વિષે, તેમની કુદરતી સમૃદ્ધિ, નદીઓ, ધોધ. રાજકીય અને આર્થિક સ્થિતિ વગેરે વિષે ભરપૂર માહિતી છે. ઓરડમી પારિતોષિકો, ચંદ્રકો વગેરેના પ્રકરણમાં 'નોબેલ' પારિતોષિક ને 'પુલિત્ઝર' પારિતોષિક અને એવાં બીજાં પારિતોષિકો વિષે પણ માહિતી છે. ઓરડમીનાં બહુમાન પ્રાપ્ત કરનાર અભિનેતા, અભિનેત્રી, ચિત્રપટ વગેરેની પણ વીગતવાર યાદી રજૂ કરી છે. રમતગમતો, અવકાશનો આકાશી ઉડ્ડયનો, દૂરવિજ્ઞાન, હવામાન વિષેય સારી માહિતી છે. તદુપરાંત, આ પુસ્તકમાં ખગોળશાસ્ત્ર અને કેલેન્ડર વિષે અમેરિકાના પ્રખ્યાત ખગોળશાસ્ત્રી જેમ્સ એસ. પિકરીંગે અનેક કોઠા આપ્યા છે—સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહોના માર્ગ, કૃત્રિમ ગ્રહો, અરોરા (Aurora), ઉત્તર અને દક્ષિણ ધ્રુવ વગેરે વિષે જરૂરી માહિતી છે. આ પુસ્તક એક સંદર્ભગ્રંથ તરીકે ખૂબ જ અગત્યનું છે.


[ ચિત્ર : ખત્રી ]

# વિશ્વ માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિક

સંપાદક : ભોગીલાલ ગાંધી

૨૩

## માનવ અને પરમાણુ વિશેષાંક

આ અંકનાં સંપાદકો

ડૉ. મધુકર શાહ
સુભદ્રા ગાંધી

સહસંપાદક તથા આકૃતિ દોરનાર
ડૉ. મહેશ શાહ



૧૯૫૯
નવેમ્બર

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૯૫૦



રૂ. ૧-૫૦

# આ અંકના સંપાદકો

## ડૉ. મધુકર શાહ * સુભદ્રા ગાંધી

[ સહાયક સંપાદક : ડૉ. મહેશ શાહ ]

શાંતિઃ શાંતિઃ શાંતિઃ [ ક્રુશ્ચોવ-આઈઝનહોવરની અભિલાષાઓ ]

[ ગાંધીજી, વિનોબા, પં. નહેરુ, સ્વાઈત્ઝર, બર્ટ્રાન્ડ રસેલ, કિંગ હોલનાં નિવેદનો

યુદ્ધ શાને ? [ ફ્રોઈડ ] * * વિજ્ઞાન : માનવમુક્તિનો શક્તિસ્રોત [ જે. ડી. બર્નાલ ]

**ખંડ : ૧ * પરમાણુ પરિચય * લેખન સંપાદન : ડૉ. મધુકર શાહ**

પરમાણુ પરિચય — પરમાણુ શક્તિ

પરમાણુ પ્રક્રિયા — પરમાણુ સાધન

**ખંડ : ૨ * અણુબોંબનો અભિશાપ * લેખન સંપાદન : સુભદ્રા ગાંધી**

પરમાણુ યુદ્ધનું સંભવિત સ્વરૂપ

ભાવી પેઢીઓ પર ઓથાર ( Genetic )

નરક યાતના (Somatic)

માનવજીવનની તરાડો

—નાગાસાકી

[ નાગાસાકીનો પરિચય, ડાક્તર તાકાશી નાગાઈનું બયાન,

વૃદ્ધા માત્સુ મોરિયુચીની કહાણી ]

—હિરોશિમા [ નોંધપોથીનાં પાનાંમાંથી ]

—ફુકુરિયુ મારૂ [ માછીમારોની આપવીતી ]

**ખંડ : ૩ * રૂક જાવ * લેખન સંપાદન : સુભદ્રા ગાંધી**

—બંધ કરો અણુઅખતરા [ વિજ્ઞાનીઓનું આંદોલન ]

—વ્યાપક વિશ્વશાંતિ-આંદોલન

**ખંડ : ૪ * જાગતા રહો * સંપાદન : સુભદ્રા ગાંધી**

[ આલ્બર્ટ સ્વાઈત્ઝર, આઈન્સ્ટાઈન, લિનસ પોલિંગ, જે. ડી. બર્નાલ

ડૉ. નાગાઈ, જીન પોલ સાર્ત્રે, મોસીઅર શીન, સી. વી. રામન ]

**ખંડ : ૫ * ભારત : પરમાણુની શાંતિમય સાધના * લેખન સંપાદન : ડૉ. મધુકર શાહ**

—પ્રવૃત્તિ-વિકાસ-પરિચય

**ખંડ : ૬ * ધરતીની કાયાપલટ * લેખન સંપાદન : ડૉ. મધુકર શાહ**

—પરમાણુમાંથી વિદ્યુત [ શક્તિનો ઉપયોગ : પ્રવાસયાત્રા ]

—કિરણોત્સર્ગી આઈસોટોપ [ તબીબી, કૃષિ, ઉદ્યોગોના ક્ષેત્રે શક્ય સિદ્ધિઓ ]

—નવી દુનિયાનો રાહ [ નવસર્જનના પંથે ]

## પરિશિષ્ટ

પરમાણુ શક્તિના વિકાસની તવારિખ * પરમાણુ શસ્ત્રો પાછળની આંધળી દોડ

પરમાણુ બોંબના અખતરાની તવારિખ * સંદર્ભ ગ્રંથ સૂચિ

બેસિ રહેવાનું મહત્ અશે જરૂરી નથી. બાહ્ય સૃષ્ટિ પર આ પ્રમાણે વિજય સંપાદન કરવામાં આવ્યો છે, ત્યારે બીજી બાજુથી નૈતિક તંતુ અને આત્મસંયમના અભાવની વિચિત્ર ઘટના નિહાળીએ છીએ. ભૌતિક દુનિયા પર વિજય મેળવનાર માનવી પોતાને જીતવામાં નિષ્ફળ જતો દેખાય છે.

*

## વિનોબા

પહેલાંની લડાઈઓ નાની નાની થતી. જરાસંધ અને ભીમ લડ્યા. કુસ્તી થઈ, પાંડવોને રાજ્ય મળી ગયું, અને આખી પ્રજા ખૂનખરાબીથી બચી ગઈ. જો આજના જમાનામાં એવી લડાઈઓ આવે તો એમાં હિંસા તો થાય જ; તો પે નુકસાન ઓછું છે, તેથી એવું દ્વંદ્વ હું મંજૂર કરું. જો હિટલર અને સ્ટેલિન કુસ્તી કરવા ખડા થઈ જાત અને નક્કી કરત કે, જે હાર્યો તે હાર્યો અને જે જીત્યો તે જીત્યો, તો હું એને કબૂલ કરી લેત. જો દુનિયા એ દ્વંદ્વયુદ્ધ જેવા જાત, તો હું એનો વિરોધ ન કરત. કારણ કે એમાં દુનિયાનું ખાસ નુકસાન ન થાત. પણ દ્વંદ્વયુદ્ધનો જમાનો વીતી ગયો. પહેલાં દ્વંદ્વયુદ્ધ થતાં, પછી હજારો લોકો માંહો-માંહે લડવા લાગ્યા. એનાથી પણ પરિણામ ન આવ્યું, પછી એક બાજુ વીસ લાખ, તો બીજી બાજુ પચાસ લાખ! એમ કરતાં આવ્યો આજનો જમાનો. હજારો-લાખો નહીં, કરોડો લોક માંહોમાંહે લડવા લાગ્યા. આજે મનુષ્યની સામે એ જ સવાલ છે, કે કાં 'ટોટલવૉર'-વિશ્વયુદ્ધની તૈયારી કરો, કાં હિંસા છોડીને અહિંસાને અપનાવો.

[વિરંમત, ૨૯-૫-૫૫]

### વિચારનો મહિમા

વિચારનો એક મહિમા અને એક શક્તિ છે. હું માનું છું કે વિચારની શક્તિની બરોબરી કરે એવી એકે શક્તિ દુનિયામાં નથી. એક સવાલ પુછાયો હતો કે તમે સદ્‌વિચારનો પ્રચાર કરતા ચાલ્યા જાવ છો, અને બીજી અણુબોંબની તૈયારીઓ ચાલે છે. એથી આગળ હવે હાઈડ્રોજન બોંબ બનવાનો છે, તેવા સંજોગોમાં આ વિચાર અને એનો ઉપદેશ ક્યાં સુધી ટકવાનો છે? અણુબોંબમાં જે શક્તિ આવી તે વિચારથી જ આવી છે. એ ભલે સદ્‌વિચાર હો યા ન હો પણ વિચાર જરૂર છે. વિચારથી જ માણસ પ્રેરાયો અને દુનિયાને વશ કરવા સારુ એણે શસ્ત્રાસ્ત્રના ભંડાર ભર્યાં. પણ આ શસ્ત્રાસ્ત્રો છે, તે પોતે ઊઠીને કોઈ કામ કરવા જવાનાં નથી. એમના બનાવનારાઓએ વિચારપૂર્વક બનાવ્યાં. આમ એના ઘડનારાના મનમાં એક વિચાર આવ્યો હતો, અને એનો ઉપયોગ કરનારો પણ એક વિચારવાન મનુષ્ય જ હોય છે. આમ આદિ, મધ્ય અને અંતમાં વિચાર જ હોય છે.

**વિચાર સમજાશે ત્યારે આખો સમાજ મેળે માળખું ફેરવી નાખશે. એટલે એકવાર ગળે ઉતરી જશે તો જે હાથોએ આ શસ્ત્રો ઘડ્યાં છે, તે જ હાથો એનો નાશ પણ કરશે. જે હાથે આ બધી માયાનો સંસાર રચ્યો છે, તે જ એને ભાંગી પણ નાખશે. માટે સત્તા તો વિચારની જ ચાલે છે.**

*

"હિંદુસ્તાનની આધ્યાત્મિક સંસ્કૃતિ પર પશ્ચિમના વિજ્ઞાનનો રંગ લાગતાં એક નવો વિચાર જન્મ્યો. આપણે એને સામુહિક અહિંસા કહીએ છીએ. એ હિંદુસ્તાનના આધ્યાત્મિક વિચાર અને પશ્ચિમના વિજ્ઞાનના સંયોગમાંથી જન્મ્યો છે. આત્માનું દર્શન થતાં આપણા જીવનમાં વધતે ઓછે અંશે અહિંસા આવી જ જાય છે. આમ છતાં એ અહિંસા સામુહિક નહોતી બની શકી. કારણ કે વિજ્ઞાનને લીધે આજે મનુષ્ય એક બીજા સાથે સંકળાયેલો છે, તેટલો એ જમાનામાં નહોતો. એટલે એ વખતે અહિંસાના જે કાંઈ પ્રયોગો થતા, તે વ્યક્તિગત જ થતા. જ્યારે આજે જે કાંઈ સંપર્ક થાય છે, તે માત્ર વ્યક્તિગત નથી રહેતા, સામાજિક બની જાય છે. તેમ સંપર્ક અને સંઘર્ષ થાય છે, તે પણ રાષ્ટ્રરાષ્ટ્ર વચ્ચે અને સમાજસમાજ વચ્ચે.

**કહેવાની મતલબ એ કે પશ્ચિમનું વિજ્ઞાન અને હિંદુસ્તાનનું અધ્યાત્મ એ બેના સંયોગમાંથી સામુહિક અહિંસા પ્રગટ થઇ, અને આપણે અહિંસા વડે સ્વરાજ્ય મેળવ્યું. એટલે હવે પૂર્વનો વારો છે, ને એણે પશ્ચિમને સામુહિક અહિંસાનો સંદેશો પહોંચતો કરવાનો છે."**

[વિશ્વમાનવ: નવેમ્બર, ૫૯

## બર્ટ્રાન્ડ રસેલ

[ યુરોપના જાણીતા તત્ત્વચિંતક ને નોબેલ પારિતોષિક વિજેતા લેખક ]

એવા અનેક મહાન માણસો છે, જેઓને ખાતરી થઈ ગઈ છે કે, પરમાણુયુદ્ધ એક ભયંકર સર્વનાશી વસ્તુ છે. ને તેઓ માને છે કે એવું કોઈ યુદ્ધ આ દુનિયામાં પેટવાનું ... હું મારા અંતઃકરણપૂર્વક ઇચ્છું કે, એમના મોંમાં ...ણો...ને જો તેઓનાં વેણ ખરાં પડ્યાં, તો એની ...નું કારણ એક જ હશે: ને તે એ કે, મહાસત્તાઓએ એમની રાજનીતિનું સુકાન બદલ્યું હશે...

પણ એમ નહિ ને જો બંને પક્ષનું રાજકારણ આજમે જ ચીલે ચાલ્યા કરતું હશે, તો મારું માનવું છે કે, સામાન્ય જનતા ધારે છે તે કરતાં પરમાણુયુદ્ધ ફાટી નીકળવાની શક્યતા અનેકગણી વધારે છે.

કારણ, બંને પક્ષના આગેવાન રાજકર્તાઓ પહેલાંના જમાનામાં માનતા હતા, તેમ આજે ય માને છે, ને પોતાની એ માન્યતાની જોરદાર રીતે જાહેરાત કરતા રહ્યા છે કે, પોતાનો પક્ષ જ જીતવાનો છે।

શ્રી ડલેસ અમેરિકન કોંગ્રેસની એક કમિટીને ચેતવણી આપતાં કહે છે કે, 'ગરમ યુદ્ધ કરતાં આજે ચાલી રહેલ ઠંડા યુદ્ધમાં 'અમેરિકન જીવનની પદ્ધતિ' ને માથે વધારે જોખમ છે...' ને આમ દલીલ કરી તેઓ કહે છે: 'ખુલ્લું યુદ્ધ હોય તો એમાં અમેરિકાની જીત થાય એ વિષે મને રજમાત્ર શંકા નથી...બાકી આ ઠંડું યુદ્ધ જીતવાની વાતમાં મને કંઈ દમ લાગતો નથી.'

બીજી બાજુ, ૧૯૫૮ના જુનની ૨૭મી તારીખે મારા પર પત્ર લખતાં શ્રી ક્રુશ્ચેવ કહે છે:

'અમારા સામેવાળાઓ ભલેને અમને ગમે તેટલા વગોવે. પણ તેથી કંઈ સમાજવાદી દેશોની હસ્તી ભુંસાઈ જવાની નથી. ને કમ્યુનિઝમ, જે દુનિયાનું સૌથી મોખરાનું પ્રગતિશીલ તત્ત્વ છે, તે ને એણે શીખવેલ માનવીય પાઠો કોઈ કાળે નાશ પામવાના નથી......શસ્ત્ર-બળથી કમ્યુનિઝમનો નાશ કરવાનાં પ્રયત્નો આજ સુધીમાં કંઈ કેટલાય થઈ ચૂક્યા છે......।'

(ક્રુશ્ચેવને આજ સુધીનો વિશ્વાસ છે કે, જો શાહીવાદ વિશ્વ-યુદ્ધ પેટાવશે તો એમાં એનો વિનાશ ચોક્કસ છે...કારણ યુદ્ધ વિના જીવી જ ન શકે એવી 'કેપિટાલિઝમ'ને લોકો કોઈ રીતે નભાવી લેવાના નથી...)

બર્ટ્રાન્ડ રસેલ ઉમેરે છે કે, શ્રી ડલેસ ને શ્રી ક્રુશ્ચેવ બંનેને ઘણા અનુયાયીઓ છે, એ હું જાણું છું, ને આ અનુયાયીઓ આસ્થાપૂર્વક માને પણ છે કે, આવા એકાદા પરમાણુયુદ્ધને અંતે, તેઓ પોતે જેને સારી ગણે છે, તેવી દુનિયા રચી શકશે, એમ જાણું છું.

મારા મતે બંને પક્ષો ભયંકર ભુલાવામાં છે. ને એમની આ માન્યતા જ આ ભયંકર યુદ્ધને શક્ય બનાવનારી છે. ને બીજું, બંને પક્ષ વચ્ચે જરૂરી એવી બુદ્ધિપૂર્વકની સમજૂતીને એ અવરોધનારી છે.'

(યુદ્ધના સંભવિત સ્વરૂપનો વિજ્ઞાનીઓએ આપેલો ખ્યાલ તાજો કરાવી તેઓ કહે છે...)

યુરોપ અમેરિકા ને રશિયાની પોણા ભાગની વસ્તી ખલાસ થઈ ગઈ હશે......જીવતી રહેનાર પા ભાગની વસ્તીના પણ હાલ બૂરા હશે...લડાઈમાં નહિ પડેલા, ને તટસ્થ રહેલા દેશોને પણ આ નુકસાનીમાં ૫ થી ૧૦ ટકાનો હિસ્સો મળી ગયો હશે......

'જીવતાં રહી ગયેલાંઓ, ભૂખે કકળતાં, ને કમજોર માનવીઓ...જેઓ તંદુરસ્ત બાળકને જન્મ આપવા કાબેલ પણ નહિ રહ્યાં હોય, તેઓ શું એ વાતનો સંતોષ લઈ જીવી શકશે ખરાં કે, આખરે રશિયનોના હાલ પણ અમારા જેવા જ થયા છે? શ્રી ડલેસ ને શ્રી ક્રુશ્ચેવ શું આ બધું નથી જાણતા? કે એ ન જાણવાને કારણે જ તેઓ આવા પરિણામને વિજય તરીકે ખપાવવા ઉદ્યત થયા છે?

'ફેડરલ સિવિલ ડિફેન્સ એડમિનિસ્ટ્રેશને ભાવિ યુદ્ધની જે છબી દોરી આપી છે, એ પૂરતી ભયાનક છે...પરંતુ સાથે સાથે ડિફેન્સ-સેક્રેટરી શ્રી ચાર્લ્સ વિલ્સને સેનેટની કમિટિ આગળ ગુપ્ત માહિતીનું પોટલું છોડતાં ઉચ્ચારેલા શબ્દો પણ યાદ રાખવા જેવા છે. તેઓએ કહેલું કે 'આપણી વિનાશ કરવાની શક્તિ સંહાઈ ગયેલી નથી... એ તો વધતી જ જાય છે, ને વધતી જ રહેવાની.'

તેઓ અમેરિકાની વિનાશક શક્તિની વાત કરતા હતા. પણ આપણે એમ સમજી લેવું જોઈએ કે, રશિયાની બાબતમાં પણ આ વાત એટલી જ સત્ય છે.

જેમજેમ વરસ વીતતાં જાય છે, તેમ તેમ પરમાણુયુદ્ધથી થનારા વિનાશની કલ્પના બદલાતી જ રહે છે...

ને જ્યારે...આજે આશા સેવાઈ રહી છે તે મુજબ, ચંદ્ર, મંગળ ને બુધના ગ્રહો પર હુમલાખોર આવણીઓ થવા માંડશે, ત્યારે આપણી વિનાશની તમામ કલ્પનાઓની મર્યાદાઓ હવામાં ઊડી જશે. આજે હાઈડ્રોજન બૉંબને આપણે અત્યંત ભયંકર માનીએ છીએ, પણ આજથી વેરજ વર્ષ પહેલાં આપણે ઍટમબૉંબની ભયંકરતાથી કંપી ઊઠ્યા હતાં. એનીય પહેલાં, વર્ષો પૂર્વે, નોબેલે (નોબેલ પારિતોષિક જાહેર કરનાર) તો એવું માનેલું કે, ડાયનેમાઈટ (દારૂગોળાની સુરંગ) એવું ભયંકર ને કાતિલ શસ્ત્ર છે કે, એ જ યુદ્ધનો અંત આણી દેશે!

ને જો લાંબા વખત સુધી આપણી આજની રાજનીતિમાં ઘટતા ફેરફાર ન થયા, તો કદાચ આપણે હાઈડ્રોજન બૉંબના સુખી દિવસો યાદ કરતા કહેતા હોઈશું કે, કોણ જાણે આવા તુચ્છ શસ્ત્રથી એવું તે શું ડરવા જેવું હતું કે લોકોએ નાહક હોહા કરી મૂકેલી!

આમ, મૃત્યુ તરફની પાગલ કૂચમાં ક્યાંય કશી રોકટોક કે અંત દેખાતો નથી! સિવાય કે આપણે આખી દિશા જ પલટી નાખીને શાણપણ ને જીવનની મંઝિલ ભણી મોં કરી, નવેસરથી પગલાં ભરવા માંડીએ.'

આજનો માર્ગ તો અચૂક રીતે, આપણને મોડા યા વહેલા, માનવજાતની હસ્તીને મિટાવી દેવા તરફ જ લઈ જનારો છે. પરંતુ તેથી એમ માની બેસવાની જરૂર નથી કે, આપણે વિનાશને માર્ગે ચાલી રહેલી આ મૃત્યુની કૂચને જ જારી રાખવા બંધાઈ ગયેલાં છીએ. મનુષ્યની ઇચ્છાશક્તિએ એને જન્મ આપ્યો છે...ને મનુષ્યની ઇચ્છાશક્તિ જ એને થંભાવી પણ શકશે....

*

## સર સ્ટેફન કિંગ હૉલ

['ડિફેન્સ ઇન ન્યુક્લિઅર એઇજ' નામના પુસ્તકના લેખક સર સ્ટેફન કિંગ-હૉલ પહેલાં બે વિશ્વયુદ્ધમાં લશ્કરી કમાન્ડર તરીકેની કામગીરી બજાવી ચૂક્યા છે. ને એમની આ કારકીર્દિ દરમ્યાન અનેક માન-ચાંદના અધિકારી ગણાયેલ છે તેઓ કહે છે.]

પરમાણુયુગમાં રાષ્ટ્રનું રક્ષણ કેમ કરવું, એ સમસ્યા આજે સૌની સામે છે. સામાન્ય માણસને આ સવાલ એક રીતે તદ્દન સાદો ને સીધો લાગે છે. તેમ બીજી જ ઘડીએ એ એટલો ગુંચવનારો પણ થઈ પડે છે. સાદો ને સીધો એ રીતે કે એને સમજવામાં કશી મુશ્કેલી નથી લાગતી. પરંતુ સાથે સાથે ગુંચવનારો છે એમ કહું છું, તે એટલા માટે કે, તમે એને માટે જે કોઈ ઉકેલો શોધી કાઢો છો, તે દરેકમાં નિશ્ચિત રીતે ધાર્યાં અણધાર્યાં એવાં જબરજસ્ત જોખમો રહેલાં જ છે. તો પછી આપણે શું કરવું?

આ આખા સવાલ પર વાસ્તવિક દૃષ્ટિએ વિચાર કર્યા પછી, હું માનું છું કે, સમતુલા જાળવી આજની પરિસ્થિતિને પોતાના લાભમાં ફેરવી નાખવી હોય, તો બ્રિટિશ સરકારે (જરૂર જણાય તો જાતે પહેલ કરીને પણ) જાહેર કરવું જોઈએ કે, અમે (યુનાઇટેડ કિંગ્ડમ) લશ્કરી હેતુઓ માટે પરમાણુનો શક્તિનો ઉપયોગ કરવાનું સદંતર છોડી દઈએ છીએ.

આવી જાહેરાત...તત્કાલ કેટલાંક સારાં તો કેટલાંક ખરાબ એવાં પરિણામ લાવનારી બનશે; એમાં કેટલાંક પરિણામો નિશ્ચિત રીતે જોખમકારક પણ લાગશે. એથી આપણાં કાયમી લશ્કરી દળોના (કન્વેશનલ ફોર્સીસ) કદમાં ખાસ્સો એવો ઘટાડો થઈ જશે, ને એથી અમેરિકા જેવા દેશ સાથેના સંબંધને પણ અસર પહોંચશે. ત્યારે બીજી બાજુથી એ વસ્તુ રાષ્ટ્રીય વિચારને મોકળો, સંરક્ષણનો જે સવાલ છે, તેમાં આપણી હરોળને મજબૂત બનાવે, એવી પ્રચંડ શક્તિ ને સાધનો ઊભાં કરી દેનાર બનશે. × × ×

કેવળ કમ્યુનિસ્ટ નેતાઓને ભય પમાડી (સમતુલા જાળવી રાખવાની) આશા રાખવાની નીતિ જો આપણી રહે, તો તેટલાથી નહિ ચાલે. માણસના મનનો કબજો મેળવવા માટેની વિશ્વવ્યાપી લડતમાં એમને શિકસ્ત આપી શકીએ, એવી નીતિ આપણે અજમાવવી પડશે—ને તેય, આપણે જે વસ્તુના સંરક્ષણ માટે ઝૂઝવા ખડા થયા છીએ, એને જોખમમાં મૂક્યા વિના. એનો આકસ્મિક સર્વનાશ વહોર્યા વિના થવું જોઈએ. × × ×

આપણી રાષ્ટ્રીય સંરક્ષણનીતિ આજેય (હાઈડ્રોજન બૉમ્બના જન્મ પછીય) હિંસા સામે હિંસાનો ઉપયોગ કરવાની જ રહેલી છે. × × ×

મારા મતે, હાઈડ્રોજન બૉમ્બમાં સૌથી મોટી કોઈ ખામી હોય તો તે આ છે: એના અખતરા પછી આપણી

[ વિશ્વમાનવ: નવેમ્બર ...

ાસે જે માહિતી ભેગી થઈ છે, તે બતાવે છે કે, જેને
ાપણે આપણી સંરક્ષણનીતિનો પાયો માનીએ છીએ, તેનો
હાઈડ્રોજન બૉમ્બ) જો કોઈ કાળે ઉપયોગ થયો, તો
ેની દ્વારા આપણે જે બધી વસ્તુઓના સંરક્ષણની કામના
રી રહ્યા છીએ, તે તમામે તમામનો સર્વનાશ અનિવાર્ય
ે. × × ×

સંરક્ષણની ભૌતિક કલ્પનામાં એક રીતે
ુદરત ક્રાંતિ આવી ગયેલ છે, પરંતુ એની
ાનસિક કલ્પના હજી અંધિયાર જ રહી ગયેલ
ે × × ‘× હિંસા સામે રક્ષણનું કોઈ વાસ્તવિક
સાધન હોય તો તે હિંસા જ....છે, એવું આજે
પણ મોટા ભાગના લોકો માને છે. પરંતુ સૈકાઓ
જૂની આ માન્યતાના બંધને આપણે તોડવા જોઈશે.

× × × આજ સુધીનો અનુભવ કહે છે કે, શસ્ત્રોની
હરીફાઈ દ્વારા સત્તાની સમતુલા જાળવવાની નીતિ ભૂતકાળમાં
પણ હંમેશાં સ્ફોટક જ નીવડી છે. તો આજની પરમાણુ
શસ્ત્રોની હરીફાઈનો અંજામ એવો જ નહિ નીવડે એમ
માનવાને આપણી પાસે કોઈ કારણ છે ખરાં?

× × × આ શસ્ત્રોને જન્મ આપનારી રાજકીય
તંગદિલી તો હયાત છે, સાબૂત છે. જો એ તંગદિલી ઘટે નહિ
કે એનો અંત આવે નહિ, તો પૂરેપૂરું જોખમ છે કે એમાં
બગાડો પેસશે, ને એનું હિંસામાં રૂપાંતર થતાં થતાં થોડાં
વરસોમાં ‘ પ્રતિહિંસા રૂપે ’ ‘ લશ્કરી પગલાં ’ અર્થાત્
રીતસરની પરમાણુશસ્ત્રોની કાર્યવાહી શરૂ થઈ જવાની !

આપણે આપણી જાતને એ સવાલ પૂછવો
જોઈએ કે, જો સાર્વભૌમ સત્તાઓના ઝઘડા ને
મતભેદોના સમાધાન માટે ફોજી હિંસાનો ઉપયોગ
કરવા જતાં, સમૂળો વિનાશ જ વહોરી લેવાની પાળી
આવી ગઈ હોય તો, આપણે એ વસ્તુનો સ્વીકાર
શા માટે ન કરી લેવો જોઈએ કે, મોટાં મોટાં
રાષ્ટ્રોના ઝઘડાનો નિકાલ લાવવાની બાબતમાં
હવે હિંસાએ પોતાની ઉપયોગિતા ગુમાવી દીધી છે.

× × × આપણે તત્કાલ આ બાબત જાગૃત
થઈ જઈ, લશ્કરી હેતુઓ માટે પરમાણુ શક્તિના
વપરાશને જે વિના વિલંબ તિલાંજલિ આપી દેવી
જોઈએ. ”

---

## પંડિત નહેરુની ચીમકી

૧૯૫૭ એપ્રિલની તા. ૧૮મીએ નવી દિલ્હી ખાતે ‘ એશિયાઈ કાયદા સલાહકાર સમિતિ ’નું ઉદ્‌ઘાટન કરતાં ભારતના વડાપ્રધાન પં. નહેરુએ અણુઅખતરાઓનો ઉલ્લેખ કરતાં શાહીવાદી યુરોપી રાષ્ટ્રોને પડકાર કર્યો હતો :

“ અણુશસ્ત્રોના પ્રાયોગિક ધડાકાઓ કરીને પૃથ્વીનું વાતાવરણ વિષમય બનાવવાનો હક આંતરરાષ્ટ્રીય ધારા મુજબના નૈતિક કાયદા અનુસાર શું કોઈ દેશને છે ખરો ?...

‘ પુરાણા પવિત્ર ’ કરાર અંગેની આધુનિક કલ્પના અને દંડાયુદ્ધ અંગેની હાલની માન્યતાઓ આંતરાષ્ટ્રીય કાનુન સાથે સુસંગત છે ખરી ?

બાકી છેલ્લી એક યા બે સદીથી એશીઆ અને આફ્રીકા પર વર્ચસ્વ ધરાવનારાં યુરોપી દેશોના પુરાણા ખ્યાલોની ભૂમિકા પર જ આ કાયદાનો અત્યાર સુધી વિકાસ થયો છે. આથી તેને ખરેખરું આંતરરાષ્ટ્રીય સ્વરૂપ પ્રાપ્ત થયું જ નથી......”

[વિશ્વમાનવ : નવેમ્બર '૫૮]



# યુદ્ધ શાને ?



## સિગમંડ ફ્રોઇડે આલ્બર્ટ આઇન્સ્ટાઇનને લખેલા પત્રમાંથી

"**તુ**મે જે સવાલ પૂછ્યો મને કે, આ યુદ્ધના સંકટમાંથી માણસજાતના ઉગારનો માર્ગ શો ? એને એનાંથી બચાવી લેવા આપણે શું કરી શકીએ ? ખરું પૂછાવો તો આ સવાલે મને ચમકાવી મૂક્યો હતો ને એના પર વિચાર કરતાં મને આ બાબત કંઈ કરી શકવાની મારી અસમર્થતાનું ભાન થયું, ત્યારે તો હું કેવળ ડઘાઈ જ ગયો. કારણ મને તરત ખ્યાલ આવ્યો કે, આ સવાલ તો વાસ્તવિક રાજકારણનો છે, ને એને સમજવા માટે રાજપુરુષોનો સમ્યક અભ્યાસ જરૂરી છે ××× પણ તે પછી તરત મને એ પણ સમજાયું કે તમે કોઈ એક વિજ્ઞાની યા તો પદાર્થ-વિજ્ઞાની તરીકે મને આ સવાલ નથી પૂછતા; પરંતુ માનવજાતના ચાહક તરીકે તમારા મનમાં આ સવાલ પેદા થયો છે; ને લીગ ઑફ નેશન્સની હાકલને માન આપી, જેમ ધ્રુવ-પ્રદેશના સાહસવીર ફ્રિડજો નાનસેને વિશ્વયુદ્ધનાં બુભુક્ષિતો ને નિરાશ્રિતોની સેવાનું કામ ઉપાડી લીધેલું, તે રીતે આ સવાલે તમને આમાં સંડોવેલા છે. ને બીજી જ પળે મને એ પણ સમજાયું કે, તમે આ સવાલ બાબત મારી પાસેથી વાસ્તવિક ઉકેલના સૂચનોની માગણી નથી કરી, પરંતુ તમને મુંઝવી રહેલ યુદ્ધ-અવરોધના આ સવાલ પર એક માનસ-વિજ્ઞાની કંઈ પ્રકાશ નાખી શકે એમ છે કે નહિ તે જ જાણવા ઇચ્છ્યું છે.

માણસ માણસ વચ્ચેનાં હિતોની અથડામણનો ઉકેલ મુખ્યત્વે હિંસા યા બળથી કરવામાં આવે છે ..પશુસૃષ્ટિમાં પણ આ જ નિયમ પ્રવર્તે છે; તો માણસ એમાંથી બાકાત શી રીતે રહેવાનો હતો ? ખેર, પણ માણસમાં તો મતામતની અથડામણો પણ જાગે છે, ને એમાં ઘણી વાર તો એ મતભેદો અત્યંત સૂક્ષ્મ ને કલ્પનાતીત એવા વિચારના શિખર પર બિરાજનારા હોય છે...એટલે એના ઉકેલને માટે માણસે (બળ સિવાયની) બીજી પદ્ધતિ અજમાવવાની અગત્ય ઊભી થાય છે...જો કે આ મુલાયમતાનાં આ તત્ત્વનો વિકાસ બહુ મોડો થયેલો છે. × × ×

આપણે જાણીએ છીએ કે કાળક્રમે માણસનો જેમ વિકાસ થતો ગયો, તેમ તેમ બળ ને હિંસાનું કાયદાએ લીધું છે. × × × પશુબળને દબાવી લઈ, આજ વિશાળ દળોએ સત્તા જમાવી; ને આ વિશાળ દળો એટલે સમભાવની લાગણીથી જોડાયેલો લોકસમૂહ. × × ×

પરંતુ સંપીલા સંયુક્ત લોકસમૂહોની હયાતી એ લગભગ સિદ્ધાંતને ચોપડે રહેનારી અસંભવિત વસ્તુ છે × × × કારણ આ સમૂહમાં અનેક ભિન્ન ભિન્ન પ્રકારનાં, ને અસમાન સત્તા ધરાવનારાં તત્ત્વોનો સમાવેશ થયેલો હોય છે. જેમાં સ્ત્રીઓ, પુરુષો, બાળકો, બુઢ્ઢાંઓ ને તે ઉપરાંત જીતેલાં ને હારેલાં, માલિકો ને ગુલામ જેવાં પચરંગી તત્ત્વોનો શંભુમેળો થયેલો હોય છે × × × આથી સત્તા ચલાવનાર ને સત્તા હેઠળ રહેનારાં વચ્ચે સતત ઘર્ષણ ચાલ્યા કરે છે; આવી સત્તાને પોતાની સમતુલા જાળવવા માટે વારંવ બાંધછોડ કરતા રહેવું પડે છે × × × ને આ બધી હિલચા દ્વારા લોક-સમુદાયનું જે ઘડતર થાય છે, તેને આપણે આ જનતાના સાંસ્કારિક વિકાસ તરીકે ઓળખીએ છીએ.

આપણે જેને એક સરખાં હિત ધરાવનારાઓનો સમૂ ગણીએ છીએ, તેમાં પણ એના અમુક અંશનું હિ જોખમાતું લાગતાં હિંસા અનિવાર્ય બની ઊભી રહી જા છે...તેમ છતાં એક સરખી જરૂરિયાતો તે જીવનની આદતો એ માણસને બંધુત્વની ભાવના કેળવવાની ફરજ પાડી છે ને તેથી જ માણસ હંમેશાં ઝંખતો આવ્યો છે કે-આવ પશુબળનો ઝડપી વિલય થવો જોઈએ, ને તેથી જ શાંતિમ ઉકેલો દ્વારા એકધારી પ્રગતિનો માર્ગ ખુલ્લો થયેલો છે.

છતાં વિશ્વના ઇતિહાસની તવારિખ પર ઊડતી નજ નાખનારને ખબર છે કે, આપણો આખો ઇતિહાસ નાને મોટા સંઘર્ષોથી જ ઉભરાઈ રહેલો છે × × × આ તમામ સંઘર્ષો પર કેવળ સારા-ખોટા યા વ્યાજબી-ગેરવ્યાજબીન લેબલ લગાડી દઈ શકાય એમ નથી × × × એમાંથ

જે કંઈ નિપજ્યું છે, એમાં સારા ને ખોટા બંનેનો સમાવેશ થઈ જાય છે × × ×

ને કદાચ તમને હું કહું છું, તે વિચિત્ર લાગશે, પરંતુ આપણે કબુલ કરવું પડશે કે, યુદ્ધ જ કદાચ આપણને આપણે આજે જેની ઝંખના કરીએ છીએ, તેવી અખંડ શાંતિના માર્ગે દોરી જનાર વસ્તુ બનશે. કારણ, યુદ્ધે જ મોટાં સામ્રાજ્યોને જન્મ આપ્યો છે, ને એની સરહદોમાં થનાર તમામ પ્રકારનાં યુદ્ધોને સામ્રાજ્યની કેન્દ્રીય સત્તા વડે દબાવી દેવામાં આવ્યાં છે. ××× પરંતુ ભિન્ન ભિન્ન પ્રદેશોને હિંસાવડે જીતીને ઊભાં કરેલાં આ સામ્રાજ્યોમાં સાચી શાંતિનું પ્રવર્તન એ લગભગ અશક્ય વસ્તુ છે...ને એટલે જ એના વિજયનાં ફળનું આયુષ્ય બહુ ટૂંકું રહેવાનું.

અગાઉનાં નાનાં નાનાં એકમોનાં હિતોની અથડામણ રૂપે થનારાં યુદ્ધોનું સ્વરૂપ પણ નાનું હતું. બાદ, વિશાળ સામ્રાજ્યો ઊભાં થતાં, એ નાના નાના સંઘર્ષો જો કે અદૃશ્ય થઈ ગયા; પરંતુ એને સ્થાને સામ્રાજ્યો વચ્ચેની અથડામણોએ જે યુદ્ધ જન્માવ્યાં, એનું સ્વરૂપ વિશ્વવ્યાપક બની ગયું. માનવજંતને માટે એનો અર્થ એટલો જ થયો કે, નાનાં નાનાં અપરંપાર યુદ્ધોમાં અવિરત ગુંથાઈ રહેવાને બદલે એને અમુક લાંબે ગાળે મહાયુદ્ધોનો સામનો કરવાનો વારો આવ્યો . પણ કદિ કદિ દેખાનારાં આ મહાયુદ્ધો પેલા કરતાં અનેક ગણાં વિનાશકારી બન્યાં.

દુનિયાની આજની પરિસ્થિતિ માટે પણ આ જ વસ્તુ સાચી છે ને આપણે ટૂંકે રસ્તે થઈને પણ ત્યાં જ આવી પહોંચ્યા છીએ. હવે યુદ્ધના અંતનો કોઈ એક ને ચોક્કસ માર્ગ હોય તો તે એક જ છે ને તે—

**સૌની સહમતિથી એક કેન્દ્રીય સત્તાની સ્થાપના કરવી ને દુનિયાનાં વિધવિધ હિતો વચ્ચેના તમામે તમામ સંઘર્ષો બાબત એના શબ્દને આખરી ગણી સૌએ માથે ચડાવી લેવો.**

પરંતુ આજે આવી સાર્વભૌમસત્તા ધરાવનારા એવા કોઈ એકતાના તત્ત્વની ખોજ માટે આંખો તાણવી એ નકામું છે. આજે તો એ તદ્દન દેખીતું ને સ્પષ્ટ છે કે, પ્રત્યેક દેશમાં આજે રાષ્ટ્રવાદી આદર્શોનું તત્ત્વ સર્વસત્તાધિશ રૂપે બિરાજી રહ્યું છે, ને તે માણસને એકબીજાથી તદ્દન વિપરિત દિશામાં જ ખેંચી જઈ રહ્યું છે. × × × એટલે આજે તો પશુબળને સ્થાને કોઈ આદર્શની સત્તાનું સ્થાપન કરવાનો પ્રયાસ કરવો એ સામે મોંએ પરાજય વહોરવા બરોબર છે.

**આજની દુનિયામાં ન્યાય એ પશુબળના પાયા પર ઊભેલો છે, ને હિંસા દ્વારા જ નભાવાઈ રહ્યો છે, એ સત્ય જો ભૂલી જઈશું તો આપણે આપણા તર્કમાં એક પગથિયું ચૂકી ગયા એમ ગણાશે.**

××× તમને આશ્ચર્ય થાય છે કે, પ્રત્યેક માણસને યુદ્ધની મહામારીનો ચેપ આટલી સહેલાઈથી શી રીતે લગાડી શકાતો હશે ? તે તમને લાગે છે કે, માણસ આવા ચેપનો આટલા જલ્દી ભોગ થઈ પડે છે, તેનું કારણ કદાચ એ હોવું જોઈએ કે એનામાં સ્વયંસ્ફૂર્ત એવી ધિક્કાર ને ક્રૂરતાની વૃત્તિ પડેલી હોવી જોઈએ, જે તક મળતાં આમ વિફરી ઊઠે છે. આ બાબત હું તમારી સાથે બિલકુલ સહમત છું. ×××

ઇતિહાસને પાને પાને વેરાયેલ ક્રૂરતાનાં દૃષ્ટાંતો પર નજર નાખી વિચાર કરતાં, આપણે જોઈ શકીશું કે, આદર્શ હેતુઓએ ઘણીવાર માણસની મોહ, ને વિનાશની વૃત્તિઓને ઢાંકવાનું કામ કર્યું છે. ××× આદર્શ વૃત્તિઓએ જાગૃત ચેતનાનો મોખરાનો ભાગ સાચવ્યો હતો – તે વખતે ય એણે પોતાનું બળ તો મેળવેલું એની ઊંડાઊંડે ઢંકાઈ રહેલ ધિક્કાર ને વિનાશની વૃત્તિમાંથી જ. ×××

ખેર, પણ હું એમ જાણું છું કે તમને મારી આ બધી સિદ્ધાંતચર્ચાઓમાં રસ નથી, પણ યુદ્ધને અટકાવવામાં જ રસ છે ××× પરંતુ મારાં આ બધાં અવલોકનોને આપણા વિષય સાથે ઘણો સંબંધ છે; ને હું માનું છું કે, માણસજાતમાં રહેલી આ આક્રમક વૃત્તિઓને આપણે કોઈ રીતે કચડી નાખી શકવાના નથી.

માણસની આક્રમક વૃત્તિઓને કચડી નાખવાનો કોઈ સવાલ જ ઊભો થતો નથી. આપણે જો કંઈ કરવા વિચારવાનું હોય તો તે એટલું જ કે, એની એ વૃત્તિઓને યુદ્ધ સિવાયના બીજા માર્ગોએ વાળવી શી રીતે ?

● જો આક્રમક ને વિનાશ કરવાની વૃત્તિ માણસને યુદ્ધ તરફ ઘસડી લઈ જતી હોય, તો એની સામા છેડાની વૃત્તિને (ઇરોસ–અર્થાત સર્જનની વૃત્તિને) આપણે હાથમાં લેવી જોઈએ. માણસ માણસ વચ્ચેના લાગણીના સૂત્રને મજબૂત કરનાર એવી તમામ લાગણીઓને આપણે યુદ્ધ

[વિશ્વમાનવ : નવેમ્બર '૬૦]

સામે કાર્યસાધક બનાવવા હાથ ધરવી જોઈએ. × × ×

માણસે માણસમાં રહેલ સરખાપણાના સૂત્રને આગળ લાવનાર પ્રત્યેક વસ્તુ માણસમાં સામાજિકતાની, સમત્વની લાગણી જગાડે છે. ને એના પર જ, ઘણા મોટા ભાગે આપણા આ માનવ સમાજની ઇમારત ઊભી થયેલી છે.

સત્તાના દુરુપયોગ અંગેની તમારી ટીકામાં મને માણસની યુદ્ધખોર વૃત્તિઓ સામે આડકતરો હલ્લો કરવા માટેનું એક બીજું સૂચન જડી આવે છે. ને તે એ કે, માણસ દોરનાર નેતા ને એના વડે દોરાનાર આમસમૂહમાં વહેંચાયેલો છે. ને આ પણ એની એક જન્મગત ને ન નિવારી શકાય એવી અસમાનતાનું દ્યોતક રૂપ છે.

● આ વસ્તુને ધ્યાનમાં લેતાં આપણે કહી શકીએ કે, સમાજમાંથી—પોતાનામાંથી એક ઉમદા ને સ્વતંત્ર રીતે વિચાર કરનારો ચિંતકો ને વિચારકોનો વર્ગ પેદા થાય એની આજે અત્યંત જરૂર છે, જે ચિંતકો ને વિચારકોનો વર્ગ સમાજ તરફથી આવનાર તમામ પ્રકારની ધમકીઓ સામે નીડર રહી ઝૂઝી શકે એવો, ને સત્ય માટેની સાધનામાં અડગ રહીને, પોતાના પર ભરોસો મૂકનારી જનતાને પ્રગતિને પંથે દોરી જઈ શકે એવો હોવો જોઈએ.

● આજના રાજપુરુષો ને દેવળના પુજારીઓએ મુક્ત વિચાર પર લગાવેલ પ્રતિબંધો આ પ્રકારની નેતાગીરીને ક્યાં સુધી ઉત્તેજન આપી શકે એમ છે, એ કહેવાની જરૂર નથી. આ માટેની આદર્શ પરિસ્થિતિ તો એ જ સમાજમાં સંભવી શકશે, જ્યાં પ્રત્યેક વ્યક્તિ પોતાના જીવનની સ્વયંભૂ વૃત્તિઓને કાર્યકારણના તર્કને રથે જોતરી દઈ પોતાનું અસ્તિત્વ નભાવી શકતી હશે. ને માણસ માણસ વચ્ચેની એકતાને ટકાવી રાખવા માટે આથી રજમાત્ર ઓછાથી કામ ચાલી શકવાનું નથી. ××× પણ આજે જે પરિસ્થિતિ નજરે પડે છે, એમાં તો આવું કંઈ બનવાની આશા રાખવી એ તરંગી જ ઠરશે.

● યુદ્ધ અટકાવવા માટેનો બીજો એક આડકતરો ઉપાય છે, જે આના કરતાં કંઈ વધુ શક્યતાઓવાળો લાગે છે. પણ એમાં ઝડપી પરિણામો મળવાની કોઈ આશા નથી. ને તેનું સ્વરૂપ તદ્દન કુબડી એવી ચકલી જેવું છે, જે એટલી ધીમી મંદ ગતિએ કામ કરતી હશે કે એમાંથી લોટ દળાઈને થાળામાં પડે, તે પહેલાં માણસ ભૂખનો માર્યો મરી ગયો હશે!

જોયું, ને, મારા જેવા ભૌતિક દુનિયા સાથેનો સંપર્ક ગુમાવી બેઠેલા માણસ પાસેથી આવા બધા સવાલોમાં સલાહ-સૂચન માગવા જતાં શો અંજામ નીકળ્યો? મને તો લાગે છે કે પ્રત્યેક ક્રમાગત સમસ્યાનો ઉકેલ આપણા હાથમાં તે-તે વખતે લભ્ય હોય તેવાં સાધનો દ્વારા કરવો રહ્યો.

ખેર, તેમ છતાં તમારા પત્રે મારી સામે રજૂ નહિ છતાં મારા પોતાના રસનો છે, એવા એક સવાલનો પણ હું અહીં કરી લેવા ઇચ્છું છું...શા માટે તમે ને આપણા જેવા બીજા કેટલાય લોકો ઉગ્ર રીતે યુદ્ધ આપણો વિરોધ પ્રકટ કરીએ છીએ, ને આપણા બીજી અનેક ઘૃણાજનક વાસ્તવિકતાઓને આપણે મૂંગા મૂંગા સ્વીકારી લઈએ છીએ, તેમ આનોય સ્વીકાર કેમ નથી કરી લેતા? એ રીતે જોવા જઈએ તો આ પણ એક કુદરતી વૃત્તિઓનું, જીવશાસ્ત્રના નક્કર પાયા પર ઊભેલી ને લગભગ અનિવાર્ય એવી વૃત્તિઓનું જ પરિણામ છે. ×××

મારા આ સવાલનો જે જવાબ મળે છે તે, આવો છે: પ્રત્યેક મનુષ્યને પોતાની જિંદગી ઉપર પૂરેપૂરો અધિકાર છે. પરંતુ આ યુદ્ધો અનેક ઉજળા ભાવિની આશા આપતી જિંદગીઓનો નાશ કરે છે, એટલા માટે આપણે એને ધિક્કારીએ છીએ. કારણકે યુદ્ધ વ્યક્તિને એની મરજી વિરુદ્ધ એવી શરમભરી પરિસ્થિતિએ જોતરી દે છે, કે જેમાં એની માનવતા રોળાઈ જાય છે, માણસે એના પુરુષાર્થમાંથી નીપજાવેલાં ફળસમાન ભૌતિક સુખસાધન, સગવડોનો ને એથી ય અદકેરી બીજી અનેક વસ્તુઓનો એ નાશ કરે છે, તેથી આપણે એને ધિક્કારીએ છીએ.

તદુપરાંત, યુદ્ધો આજે જે રીતે સંચાલિત થતાં હોય છે, એમાં હવે આપણા પુરાણા આદર્શ મુજબ વીરતા યા શૌર્યનું ક્યાંય કશું સ્થાન રહ્યું નથી ને આપણાં આધુનિક શસ્ત્રોને જેમ જેમ પાણી ચઢતાં જશે, ને એની પૂર્ણતા હાંસલ થતી જશે, તેમ તેમ એમાંથી બંને પક્ષેથી યુદ્ધમાં ઉતરનારાઓનો ને કદાચ નહિ ઉતરનારાઓનો પણ સમૂળો વિનાશ જ પરિણમવાનો છે.

આ નર્યું સત્ય છે, ને તે એટલું દેખીતું ને સ્પષ્ટ છે કે, આપણને કેવળ આશ્ચર્યમાં ડુબાડી દે છે કે, જો આવું જ છે, તો પછી સૌ ભેગાં મળીને એકમતિથી આ યુદ્ધને શા માટે સદંતર બંધ કરી દેતાં નથી?

આમ, આ એક ચર્ચાસ્પદ સવાલ બની ઊભો રહી ગયો.

[ વિશ્વમાનવ : નવેમ્બર '૫૬

કોઈ કહેશે, સમાજના હિત માટે વ્યક્તિના જીવનનો ભોગ શા માટે ન માગી શકાય? વગેરે વગેરે ××× ખેર. હું તો માનું છું કે જ્યાં લગી જુદાં જુદાં રાષ્ટ્રો ને સામ્રાજ્યોની હયાતી છે, ત્યાં લગી દરેક પક્ષ પોતાના હરીફને ઝંખે કરવા ક્રૂરતા ને વિનાશનાં આ ઉપકરણો સર્જ્યે જશે, ને યુદ્ધ માટેની તૈયારીમાં કોઈ એક બીજાની પાછળ રહી જવા માગશે નહિ × × ×

ખેર, એ વાત જવા દો. ને મને કહેવા દો કે, યુદ્ધ પ્રત્યેના તમારા મારા–સહિયારા ધિક્કારનો પાયો શો છે? મને તો આ બાબત એમ લાગે છે કે, આપણે યુદ્ધને કોઈ હિસાબે ધિક્કાર્યા સિવાય રહી શકીએ એમ નથી, કારણ સ્વભાવગત રીતે આપણે શાંતિવાદીઓ છીએ, ને આપણી પ્રકૃતિ માટે હવે એ વસ્તુને સહ્ય ગણી સ્વીકારી લેવી એ બિલકુલ શક્ય જ નથી. ને આપણી આ માન્યતાને વ્યાજબી ઠરાવવા માટે આપણે જોઈએ એ તેટલી દલીલો પૂરી પાડવા તૈયાર થઈ જઈએ છીએ.

× × × આ બાબત હું જે કંઈ માનું છું તે આ કે: અનાદિ કાળથી માણસ જાત પોતાનો સાંસ્કારિક વિકાસ સાધતી આવેલી છે. (કેટલાક આ વિકાસને સંસ્કૃતિનું નામ આપવું વધુ પસંદ કરે છે.) આપણા સમાજની પાસે આજે જે કંઈ સારું છે, તે બધું વિકાસની આ પ્રક્રિયાને આભારી છે. તેમ આપણા માનવ સમાજમાં જે મોટા ભાગનાં દુઃખો ને અનિષ્ટો છે, તે પણ આ પ્રક્રિયાના પરિણામરૂપે જડેલાં છે. એ બધાંનાં મૂળ ને કારણો અજાણ્યાં છે, એના કેટલાય સવાલો અસ્પષ્ટ છે, પણ છતાં એનાં કેટલાંક લક્ષણો સહેલાઈથી પકડી શકાય એવાં છે.

× × × પણ હું જે માનું છું કે, માણસ જાતનો સાંસ્કારિક વિકાસ એ એના પ્રકૃતિગત વિકાસક્રમનો જ એક અનિવાર્ય ભાગ છે, એ સર્વસામાન્ય રીતે જાણીતી થઈ ગયેલ હકીકત નથી. આ સાંસ્કારિક વિકાસની સાથે સાથે ડગ મેળવનારા માણસનાં માનસિક પરિવર્તનો બહુ ચોટદાર હોય છે. ને એને નકારી ઉડાવી યા આંખ તળે કાઢી નાખી શકાય એવાં નથી. અંશતઃ એનું અસ્તિત્વ પ્રાકૃતિક પરિણામોના ક્રમિક અસ્વીકારમાં, તેમ જ માણસ પોતાની ઊર્મિગત વૃત્તિઓના આવેગ પર ધીરે ધીરે એ જે અંકુશ મૂકતો જાય છે, તેમાં જોવા મળે છે:

આજે હવે, યુદ્ધ આપણા સાંસ્કૃતિક વિકાસની રૂએ ઘડાયેલ માનસ તથા સ્વભાવથી તદ્દન વિરુદ્ધ જનાર વસ્તુ બની ગઈ છે. આથી જ તો આપણે એને ધિક્કાર્યા વિના રહી શકતા નથી; એટલું જ નહિ, આપણે માટે એનો ખ્યાલ સુધ્ધાં અસહ્ય બની ગયેલ છે. આપણા જેવા શાંતિવાદીઓ માટે આ કેવળ બૌદ્ધિક યા એની અસરથી પેદા થનારો ધક્કો નથી, પરંતુ આપણા ઘડતરના મૂળમાં રહેલી અસહિષ્ણુતા ને આપણી ઉગ્રતમ ધૂન બની ગયેલ છે. એમ લાગે છે કે, યુદ્ધની ક્રૂરતા ને બિભત્સતા આ ધૃણા જન્માવવામાં જેટલો ભાગ ભજવે છે, તેટલો જ કદાચ આપણી સંસ્કારદષ્ટિની એણે કરેલ ભદ્દી વિકૃતિએ ભજવેલ છે.

હવે સવાલ એ રહ્યો કે, આપણા સિવાયના બાકી રહી ગયેલા માણસો પણ આવા શાંતિવાદી બની જાય, તે માટે આપણે ક્યાં સુધી રાહ જોવી પડશે? એનો જવાબ મળવો અશક્ય છે; ને છતાં આપણે આશા રાખીએ કે, આ બે તત્ત્વો – એક તો, માણસની સંસ્કૃત થયેલી વૃત્તિઓનું વલણ ને બીજું નજીકના ભવિષ્યમાં પેદા થનાર યુદ્ધનો સકારણ સુદૃઢ પાયા પર રચાયેલો ભય – એમ બંને ભેગાં મળીને યુદ્ધનો સદંતર અંત આણવામાં સફળ થાય; ને આપણી આ આશા તદ્દન બિનપાયાદાર નહિ ગણાય. કયા રસ્તે કે આડરસ્તે થઈને આ વસ્તુ સધાશે, એની તો આજે કલ્પના કરી શકાય એમ નથી. પરંતુ એમ બને તે દરમિયાન આપણે એટલી વાતની ખાત્રી જરૂર રાખીશું કે, આપણા સાંસ્કારિક વિકાસની દિશામાં જે કંઈ પગલાં મંડાય છે, તે યુદ્ધના વિરોધને પક્ષે જ મંડાઈ રહ્યાં છે.

[ 'ફોરેસ્ટ' નામના અંગ્રેજી સામયિકમાંથી ]



# મીંઢો અપરાધી—આંતરરાષ્ટ્રીય કાનૂન

આલ્બર્ટ સ્વીટ્ઝર

આય એક નવાઈની વસ્તુ છે! આજ સુધી કોઈએ એવો સવાલ જ કેમ ઉઠાવ્યો નથી કે, પરમાણુ અખતરા બંધ કરવા યા ચાલુ રાખવા, એ કેવળ પરમાણુશસ્ત્રો ધરાવનાર સત્તાઓની મુન્સફીનો કે એમની ઇચ્છા – અનિચ્છાને આધીન રહેનારો સવાલ શા માટે ગણાવો જોઈએ!

આ દેશોને આવા અખતરા કરવાનો અધિકાર આપ્યો જ કોણે? આંતરરાષ્ટ્રીય કાનૂન—કે જેને યુનાઇટેડ નેશન્સે ગાદીએ બેસાડયો છે—ને જેનાં વખાણ કરતાં આપણે થાકતા નથી—એને આ સવાલ વિષે શું કહેવાનું છે? બહારની દુનિયામાં જે કંઈ બની રહ્યું છે, તેના સુધી શું આ યુનોના મંદિરમાં બિરાજેલ આંતરરાષ્ટ્રીય કાનૂનની નજર પહોંચતી જ નથી કે શું? એમ હોય તો એને ત્યાંથી બહાર કાઢો કે જેથી બહાર જે બની રહ્યું છે, એનો એ સામા મોઢે સાક્ષાત્કાર કરી શકે, ને પોતાની ફરજ અદા કરવાની તક ઝડપી શકે.

આંતરરાષ્ટ્રીય કાનૂનની નજરને જે પહેલી જ વસ્તુ પકડશે—તે પરમાણુ અખતરાઓએ જેના બુરા હાલ કર્યા છે, તેવો જપાનનો કિસ્સો. ઉત્તરપૂર્વના પ્રદેશોમાં સોવિયેતે કરેલા અખતરા અને પ્રશાંત મહાસાગરના બિકિની ટાપુ પર અમેરિકાએ કરેલા પરમાણુ અખતરાઓએ જે કિરણોત્સર્ગી રજકણનાં વાદળો વહેતાં મૂકી દીધાં છે, તે બધાં વાયુના વાહને ચડી જપાન પર વરસી રહ્યાં છે.

આ બધાંના પરિણામે એ દેશ પર વિકિરણોનું જે વિષ સીંચાયું છે, એની કોઈ સીમા નથી. કિરણોત્સર્ગી રજકણોના ભારે લદાયેલી વર્ષા ત્યાં સામાન્ય થઈ પડી છે. ત્યાંના કેટલાક પ્રદેશોની ભૂમિને વનસ્પતિ વિકિરણોથી એટલી તરબોળ થઈ ગયેલી છે કે, ત્યાંની વસ્તીએ એ ધરતીમાં પાકેલાં અનાજ શાકભાજી કે ફળફળાદિને હાથ સુદ્ધાં ન અડકાડવો જોઈએ.

પરંતુ એમને એ જ ખોરાક ખાઈને જીવવું પડે છે! સ્ટ્રોન્શિયમ ૯૦ વાળા ચોખાનો ભાત રાંધીને ખાવો પડે છે—જે ખાસ કરીને બાળકોને માટે અત્યંત જોખમકારક છે. જપાનની આસપાસનો દરિયો પણ ઘણો એકદમ કિરણોત્સર્ગી બની જાય છે. ને પરિણામે પોતે ખોરાક તરીકે મુખ્યત્વે માછલી પર આધાર... દેશનો માછલીનો મોટા ભાગનો જથ્થો કિરણો બની જતાં માણસને ખાવાને લાયક રહેતો નથી.

આમ પોતાની બગડેલી પરિસ્થિતિને નિત નવા નવા અણુઅખતરાઓને કારણે વણસતી જતી જોઈ, જપાનની સરકારે વોશિંગ્ટન ને મોસ્કોની સત્તાઓને અરજ ગુજારી કે, મહેરબાની કરીને હવે નવા અખતરા કરવાની તમારી યોજનાઓને થંભાવી દો. ત્યારે એમને હંમેશનો – રાબેતા મુજબનો જવાબ મળે છે કે, 'બંને સત્તાઓ હજી લગી આ બાબત કોઈ પ્રકારની સમજુતી પર પહોંચી શકી નથી. માટે દિલગીરી સાથે જણાવવાનું કે, અમે તમારી આવી કોઈ માગણીને માન્ય રાખી શકીએ એમ નથી'.

આવી અનેક અપીલો ને એના જવાબો વિષે, આપણે આપણાં છાપાંઓમાં, બીજા અનેક સમાચારોની સાથે સાથે, કયાંક ટૂંકાણમાં લખાયેલા ને ખૂણે ખાંચરે છપાયેલા સમાચારો દ્વારા જાણીએ છીએ. છાપાંઓ એના પર તંત્રીલેખો લખીને (જેની પાછળ જપાની પ્રજાનાં દુઃખ દર્દોની આખી કહાણી રહેલી છે એવા) આ સમાચારો તરફ આપણું ધ્યાન દોરીને, આપણાં દિલને વિક્ષુબ્ધ કરતાં નથી! આમ આપણે પોતે, ને આપણાં છાપાં—બંને, આપણામાં દુખિયાં પ્રત્યે સમભાવની જે લાગણી હોવી જોઈએ, એ બાબતની આપણી ઉણપને જ વ્યક્ત કરીએ છીએ.

પણ આ સૌમાં વધુ ગુનેગાર કોઈ હોય તો, તે આંતરરાષ્ટ્રીય કાનૂન છે, જે મૂંગો મૂંગો આ બધો અન્યાય જોયા કરે છે, એટલું જ નહિ, જેમ વરસો જાય છે, તેમ તેમ એ આ સવાલ પ્રત્યે ઉપેક્ષા કેળવતો જાય છે."

# વિજ્ઞાન : માનવમુક્તિનો શક્તિસ્રોત

ડૉ. જે. ડી. બર્નાલ

વિજ્ઞાનનો વિકાસ આજકાલ દુનિયાના બધા જ લોકોના જીવનમાં વધુ ને વધુ ભાગ ભજવે છે, પછી તે સારો કે નરસો હોય.

હવે વિજ્ઞાનની વિરાટ શક્તિનો અચૂક આવિર્ભાવ થઈ ગયો છે અને તેનો આપણે કેવી રીતે ઉપયોગ કરીશું, તેના પર ભવિષ્યનો બધો આધાર છે વિજ્ઞાન અને ઉદ્યોગના આધુનિક ઢાંચામાંથી આપણને બૃહત્તર જીવન માટેનું સાધન પ્રાપ્ત થયું છે. માનવજાતના ઇતિહાસમાં પૂર્વે થયેલા કોઈ પણ ફેરફારો કરતાં વધુ ત્વરાથી આપણું જીવન વિકાસ પામી રહ્યું છે. એવો અંદાજ છે કે ઓછામાં ઓછાં દર દશ વર્ષે વિજ્ઞાન વિશેનાં પ્રકાશનોની સંખ્યા બમણી વધે છે.

આ સાધનનાં લક્ષણો હવે પ્રદર્શિત થવા માંડ્યા છે. ત્રણ મુખ્ય શીર્ષકો નીચે આપણે તેમના વિષે વિચારી શકીએ.

(૧) સૌથી પ્રથમ છે શક્તિ (Power) એટલે કે દુનિયાની ચીજોને, દ્રવ્યને ખસેડવાની, દ્રવ્યમાં ફેરફાર કરવાની અને જૂના સમયમાં જે કાર્ય માણસોને પોતાના સ્નાયુઓના બળથી કરવાં પડતાં હતાં તે કરવાની શક્તિ;

(૨) બીજું છે, કારીગરી, કૌશલ્ય (skill)—વણવું, આંગળીઓથી ગુંથણભરી વસ્તુઓ બનાવે એવા કારીગરના કાર્યનો આધુનિક પર્યાય. પણ હવે સ્વતઃસંચાલિત યંત્રોથી ખૂબ ઝડપે અને લગભગ એટલી જ ચીવટભરી વસ્તુઓ બનાવી શકાય છે;

(૩) ત્રીજું; અને કદાચ સૌથી વધારે મહત્ત્વની છે તે; વૈજ્ઞાનિક સંશોધનોમાં (Scientific Researches) રહેલી અંતર્ગત શક્તિ—જડ અને ચેતન તેમ જ આપણા સમાજની અનેક સમસ્યાઓના ઉકેલ શોધવાની આ એક નૂતન પદ્ધતિ છે. પહેલાં આપણે જેને માનવીય અસ્તિત્વની તદ્દન નિરપેક્ષ સીમાઓ માનતા હતાં, તેનાથી આપણે હવે મર્યાદિત રહેવાની જરૂર નથી. ઓછામાં ઓછું, જો સિદ્ધાંતની દૃષ્ટિએ જોઈએ તો, હવે કોઈ દુકાળ કે રોગચાળો થવો ન જોઈએ; હવે પછી યુદ્ધ ન થવું જોઈએ. પણ આ તો વિજ્ઞાનની શક્તિ બહારની વાત થઈ. હાલ તો આપણી મુખ્ય મુશ્કેલી એ છે કે, ભૂતકાળમાં જે કારણોને લીધે યુદ્ધો થતા હતા તેમને દૂર કરી શકે એવું વિજ્ઞાન પોતે જ આજે તો યુદ્ધમાં જકડાઈ ગયું છે અને એ પોકેલી ક્યારેય પણ ન કલ્પવામાં આવી હોય એવી વિનાશની ભયંકર ધમકીઓ આપવા માટે તેનો મુખ્યત્વે ઉપયોગ થઈ રહ્યો છે.*

**વિજ્ઞાનનું વિસ્ફોટક બળ :—**

વિજ્ઞાનમાં રહેલી નિઃસીમ શક્યતાઓ હવે અજાણી નથી. પુનરુત્થાન (Renaissance) પછી જ્યાં વિજ્ઞાનનો વિકાસ પામ્યો, તેવા જૂના દેશોના લોકો જ નહિ, પરંતુ દુનિયાના ગમે તેટલા પછાત અને અર્ધવિકસિત એવા દરેક દેશમાં આ શક્યતાઓથી લોકો સચેત થવા લાગ્યા છે. એ શક્તિ અમુક મુઠ્ઠીભર માણસોની એકહથ્થુ માલિકીમાં રહે, એ પરિસ્થિતિને લોકો વધુ ને વધુ નાખુશીથી જુએ છે. લોકોને ભયભીત રાખવા, તેમને દીનહીન પતિત અને દલિત રાખવામાં અને માનવીય મન તેમ જ આત્મામાં રહેલી શક્યતાઓનો નાશ કરવા માટે આ પૂર્વે કોઈ પણ વખત આનાથી વધારે દુષ્ટ બુદ્ધિ માનવે વાપરી નથી.

*નરસાના દૃષ્ટાંતરૂપે, કિરણોત્સર્ગી સ્ટ્રોન્શિયમ ૯૦ કરતાં વધારે ઘોર, ભયંકર અને સચોટ બીજો દાખલો મળવો મુશ્કેલ છે. વીસ વર્ષ પહેલાં આ પદાર્થનું દુનિયામાં નામોનિશાન નહોતું; પણ આજે તે આખી પૃથ્વી પર જમા થઈ રહ્યો છે; અને તે ફ્રાન્સ ને જર્મનીના લોકોના એટલો જ આફ્રિકાના વનવાસી લોકો અને એસ્કિમોની ભવિષ્યની અનેક પેઢીઓના સ્વાસ્થ્યને જોખમમાં મૂકી રહ્યો છે.

છતાં પણ મને એવી ખાત્રી છે કે આજનો સમય ગમે તેટલો ખરાબ હોય તોપણ વિજ્ઞાને આપેલાં જ્ઞાન અને શક્તિનું વિસ્ફોટક બળ આ સીમાડા તોડી નાખશે જ અને માનવ જાતને આ શક્યતાઓ પ્રાપ્ત કરવા માટે શક્તિમાન બનાવશે. દુનિયાના ઘણાખરા લોકોને હાલ 'પૂરતું' અને સારું ખાવાનું મળતું નથી, તેઓ ખરાબ અંધારિયાં ઘરોમાં રહે છે, તેમનાં શરીર રોગથી સડે છે અને તેઓ અભણ છે, નિરક્ષર છે – આવું બધું દુનિયા પર હોવાને કંઈ કારણ નથી. આ બધાંને નિવારી શકીએ તેવાં આપણી પાસે સાધન છે. અમુક ભાગ્યશાળી લોકો માટે જે સુખ સગવડ છે તે દુનિયાના દરેક માણસને પૂરી પાડી શકાય તેમ છે. પણ આમ કરવા માટે માર્ગમાં આડખીલી બનતાં વિઘ્નો આપણે દૂર કરવાં જોઈએ – અને આ વિઘ્નો નૈસર્ગિક નથી, કે જ્ઞાન પ્રાપ્ત કરવાની કે કાર્ય કરવાની શક્યતામાં નથી; પણ આ તો કેવળ માનવે સર્જેલાં ને સમાજે ઊભાં કરેલાં વિઘ્નો છે. અમુક અંશે ખાનગી નફાખોરીના જ મુખ્ય ધ્યેયવાળી આર્થિક નીતિવાળી, જૂની પદ્ધતિમાંથી – આધુનિક દુનિયાની સામાજિક કલ્યાણના હેતુવાળી પદ્ધતિમાં સંક્રાંતિ થતા જ આ વિઘ્નો દૂર થઈ શકશે.

### મૂર્ખતા અને કૃપણતા

પરંતુ એકંદરે આપણે બધા જ, વધારે કે ઓછે અંશે, માનવીય મૂર્ખતા અને કૃપણતાના ભોગ બનેલા છીએ. રોજબરોજના જીવનમાં આ આધુનિક પરિસ્થિતિનો એટલો જ અર્થ કરી શકાય કે આખી દુનિયામાં – સમાજવાદી તેમ જ મૂડીવાદી દેશોમાં – વિજ્ઞાનીઓની શક્તિ અને બુદ્ધિનો મોટો ભાગ કેવળ લશ્કરી તૈયારીઓમાં વપરાઈ જાય છે, – વધારે સારા અને મોટા બૉમ્બ બનાવવા માટે, ઊંચે ને ઊંચે મોકલી શકાય તેવાં વધારે સારાં અને મોટા રૉકેટ બનાવવામાં જ તે ખર્ચાઈ જાય છે. અને તે પણ જ્યારે આપણને વિજ્ઞાનીઓના સીમિત શક્તિભંડારની જરૂર છે, ત્યારે જ તે શક્તિ ઉલેચાઈ જવા લાગી છે! લોકો વિજ્ઞાનની શક્યતાઓનો લાભ ત્યારે જ પ્રાપ્ત કરી શકશે કે જ્યારે આપણે વિજ્ઞાનીઓની શક્તિને લશ્કરી નાગચૂડમાંથી મુક્ત કરી શકીશું.

*

પરંતુ આજની દુનિયામાં વિજ્ઞાનની શક્યતાઓ તરફ ફક્ત ભૌતિક દૃષ્ટિએ જ જોવું એ તદ્દન ભૂલભરેલું છે. આ ભૌતિક શક્યતાઓ તો જરૂરની વસ્તુ છે; આપણે વિજ્ઞાનની આદર્શજન્ય શક્તિઓનો સંપૂર્ણ ઉપયોગ કરી શકીએ, એવો વિકાસ અને પ્રગતિ સાધતા પહેલાં આપણને પૂરતું પોષણ અને તંદુરસ્ત જીવન મળી શકવું જોઈએ. પણ વિજ્ઞાનની આદર્શજન્ય શક્તિઓએ તો ક્યારનો ય તેમના વિરાટ સ્વરૂપમાં આવિષ્કાર કર્યો છે.

ગ્રીક સંસ્કૃતિની ઉત્પત્તિના કાળથી તે અત્યાર સુધી વિજ્ઞાન હંમેશાં માનવ મનના મુક્તિદાયી બળ તરીકે પ્રસ્થાપિત થયેલ છે. આ દુનિયા જેવી હતી તેવી જ, તેની સામાજિક રચના અને દૂષણો સાથે સ્વીકારી લેવી, તેને માટે જવાબદાર એવી સરલ જૂની માન્યતાઓ સ્વીકારી લેવી, પછી તેમનો પ્રાથમિક હેતુ ગમે તે હોય – આ બધાને વટાવી, ઓળંગી જવા માટે વિજ્ઞાન મનુષ્યના માનસિક કલેવરને જોમ આપે છે. વિજ્ઞાને ક્યારનું સાબીત કરી બતાવ્યું છે કે, અવકાશમાં દુનિયાનો નિઃસીમ વિસ્તાર છે; તેણે બતાવ્યું છે કે, દુનિયામાં અસાધારણ જટિલતા છે. અને કદાચ સૌથી વધારે અગત્યની વસ્તુ તો એણે એ બતાવી છે કે, આ દુનિયા એ કોઈ સ્થગિત, નિશ્ચલ કે પરિવર્તન ન પામતી વસ્તુ નથી, પરંતુ તેનામાં હંમેશા સમુત્ક્રાંતિ થયા કરે છે અને તે દર ઘડી નવીન વસ્તુઓનું સર્જન કરે છે.

આપણે એક અતિશય ધડભાંગ અને મથામણોના યુગમાં જીવી રહ્યા છીએ. પણ હવે આપણને વધુ ને વધુ ખાત્રી થતી જાય છે કે જૂની-પુરાણી યુદ્ધ અને બળની પદ્ધતિથી આપણે આ મથામણોમાં કદી જીતી શકવાના નથી; અને તે પણ સામાજિક બાબતોમાં તો હરગીઝ નહિ. દુનિયામાં સંગ્રહાયેલા હાઈડ્રોજન બૉમ્બમાં અત્યારે આખી માનવજાત તેમ જ આપણા ગ્રહ પરના લગભગ બધા જ જીવોનો વિનાશ કરવાની શક્તિ છે. જો આપણે યુદ્ધ અને બળનો ઉપયોગ ન કરવાના હોઈએ, તો આ મથામણોમાં થયેલો વિજય તે આપણી બુદ્ધિનો વિજય, આપણી સામાજિક સૂઝનો વિજય બની રહેશે.

**એક દેશ કોઈ બીજા દેશને હરાવે, એવી સ્થિતિ તો અત્યારે નથી, પણ જે વિચારસરણી, જે સામાજિક રચના, માનવીય શક્તિનો શ્રેષ્ઠ ઉપયોગ કરી શકશે, તે જ ભવિષ્યમાં સ્વીકાર્ય અને પ્રવર્તમાન બનશે.**

[વિશ્વમાનવ : નવેમ્બર '૫૯







# પરમાણુ–પરિચય

## દ્રવ્ય એટલે શું?

વિશ્વની અનંત વિવિધતા, અનેકવિધ સ્વરૂપો નિહાળતાં આપણને ક્યાંય મૂળભૂત એકતા દષ્ટિગોચર થતી નથી. અનેક પદાર્થો દા. ત. તારા, ગ્રહો, નિહારિકાઓ, વાદળાં, પાણી, ખડકો, મહાસાગર વગેરે સ્થૂળ તેમ જ વૃક્ષો, પ્રાણીઓ અને માનવ સમેતના ચેતન અચેતન પદાર્થો શાના બનેલા છે? શું તેઓ દેખાય છે તેવા અખંડ, સાતત્યવાળા (Continuous) છે કે પછી બહુ જ સૂક્ષ્મ કણોના બનેલા છે? આ વિવિધ પદાર્થો ગણ્યાગાંઠ્યા ૯૨ મૂળભૂત પદાર્થો (basic substances)-નાં બનેલા છે. આ મૂળભૂત પદાર્થો કે જેમને રાસાયણિક પ્રક્રિયાથી બદલી શકાતા નથી, તેમને **રાસાયણિકતત્ત્વો** (Chemical elements) કહેવામાં આવે છે. દા. ત. પાણી, એ હાઈડ્રોજન અને ઑક્સિજન નામનાં બે તત્ત્વોમાંથી બનેલું છે. થોડાંક પ્રખ્યાત તત્ત્વોનાં નામ નીચે મુજબ છે- હાઈડ્રોજન, કાર્બન, નાઈટ્રોજન, ઑક્સિજન, એલ્યુમિનિયમ, ક્લોરિન, કૅલ્શિયમ, લોહ (Iron) ચાંદી, કલાઇ, (Tin), સોનું, આયોડીન, સીસું, રેડિયમ વગેરે. ઉપરાંત નીચેનાં તત્ત્વોનાં નામ યાદ રાખવાં જરૂરી છે – હિલિયમ, લિથિયમ, કોબાલ્ટ, સ્ટ્રોન્શિયમ, બેરિયમ, બોરોન, થોરિયમ, યુરેનિયમ. આ ૯૨ તત્ત્વો પૃથ્વીમાંથી મળી આવે છે અને તેથી તેમને **નૈસર્ગિક તત્ત્વો** (Natural elements) કહેવામાં આવે છે. વિજ્ઞાનીઓએ પ્રયોગશાળામાં યંત્રોની મદદથી બીજાં ૧૦ **કૃત્રિમ તત્ત્વો** (Artificial elements) બનાવ્યાં છે. તે પૃથ્વી પરથી મળી આવતાં નથી. દા. ત. **નેપ્ચ્યુનિયમ**, પ્લુટોનિયમ વગેરે.

પણ આ તત્ત્વોનો જથ્થો લઈએ તો તે શાનો બનેલો છે એ પ્રશ્ન ઊઠે છે. એક સાદા પ્રયોગ પરથી આ સમજવું સહેલું પડશે. પાણીના એક પ્યાલામાં ખાંડ નાખીએ તો તે એમાં ઓગળી જાય છે, અદૃશ્ય થઈ જાય છે. તે છતાં પાણીની સપાટી ઊંચી જતી નથી. તો ખાંડ જાય છે ક્યાં? તે જ પ્રમાણે જો એક ઔંસ પાણી અને એક ઔંસ આલ્કોહોલ ભેગાં કરીએ તો તેમનું મિશ્રણ બે ઔંસ થવાને બદલે બે ઔંસ કરતાં ઓછું થાય છે! આવું થવાનું કારણ એ છે કે એક પદાર્થના કણો બીજા પદાર્થના કણોની વચ્ચે આવેલી નાની નાની જગ્યામાં ભરાઈ જાય છે. આ ઉપરથી કહી શકાય કે પદાર્થ સૂક્ષ્મ કણો (Particles)નો બનેલો છે ગમે તેવા ઘટ્ટ (Solid) પદાર્થમાં પણ આવી ખાલી જગ્યાઓ, છિદ્રો (Holes) હોય છે. પણ આ સૂક્ષ્મ કણ છે શું?

યુરેનિયમ તત્ત્વનો એક ટુકડો લઈ તેના બે સરખા ભાગ કરીએ, પછી આ બે ટુકડામાંથી એકના બે સરખા ભાગ કરીએ, ને એમ અનેક ભાગ કર્યા કરીએ તો અંતે આપણને એક એવો કણ (Particle) મળશે કે જેના આગળ ભાગ કરી નહિ શકાય. આ યુરેનિયમનો કણ છે. જો તેના કણનાય આગળ ભાગ કરીએ તો તે ભાગ યુરેનિયમ નહિ રહે. કોઈ પણ તત્ત્વના નાનામાં નાના કણને **પરમાણુ** (Atom) કહેવામાં આવે છે. Atomનો અર્થ અવિભાજ્ય થાય છે; એટલે કે તેના આગળ ટુકડા ન થઈ શકે. તો દુનિયાના બધા પદાર્થ ૯૨ તત્ત્વના બનેલા છે અને ૯૨ તત્ત્વો **પરમાણુનાં** બનેલાં છે. તેથી દુનિયાના બધા જ પદાર્થ પરમાણુના બનેલા છે.

પદાર્થ, નાના નાના કણો-પરમાણુ (Atom)નો બનેલો છે, એવી કલ્પના તો પ્રાગૈતિહાસિક સમયથી ઋષિ-

મુનિઓએ કરી હતી અને તે જ પ્રમાણે ગ્રીસના તત્ત્વવેત્તાઓ પણ માનતા હતા. અણોરણીયાન્ મહતોમહીયાન્ એ વેદની અર્થમાં એની સાબીતી મળે છે. ઈ. પૂ. ૫૦૦માં લ્યુસીપ્પસ નામે ગ્રીસનો તત્ત્વવેત્તા થઈ ગયો. તે માનતો કે પદાર્થ નાના નાના પરમાણુનો બનેલો છે. તેના કહેવા પ્રમાણે પરમાણુ એટલે પદાર્થનો નાનામાં નાનો અવિભાજ્ય કણ. ત્યાર પછી ડેમોક્રિટસ અને એપીકયુરસ એમ માનતા કે પરમાણુ સતત દોડાદોડ કર્યા કરે છે. તે કહેતા કે Atoms move interminably in the course of eternity. તે પછી રોમનો પ્રખ્યાત કવિ અને વિચારક લ્યુક્રેશિયસ એક કવિતામાં પરમાણુ વિષે નીચે પ્રમાણે લખે છે:

The seeds, the principles of matter all,
Both solid, and eternal, whence alone
Springs the stupendous fabric of the world.

આ કવિ અને વિચારકોની કલ્પના અત્યારે એટલી સત્ય પડી છે, વિજ્ઞાને તેની સાબીતીઓ આપી છે, કે તેમને આર્ષદ્રષ્ટા જ કહેવા રહ્યા.

પરમાણુ વિષે થોડીક ખાસ નોંધપાત્ર વસ્તુઓ જાણવા જેવી છે. બધાં તત્ત્વોના પરમાણુ સરખા હોતા નથી. એક તત્ત્વનો પરમાણુ બીજા તત્ત્વના પરમાણુ કરતાં જુદો હોય છે. વળી જુદાં જુદાં તત્ત્વોના પરમાણુનું વજન જુદું જુદું હોય છે. દા. ત. હાઈડ્રોજનનો પરમાણુ હલકામાં હલકો છે અને યુરેનિયમનો પરમાણુ ભારેમાં ભારે છે. હાઈડ્રોજનના પરમાણુનું વજન કાઢીએ તો તે નીચે પ્રમાણે આવે છે.

$૧.૬૬૪ \times ૧૦^{-૨૩}$ ગ્રામ.

(૧ ગ્રામ = ૧/૫૦૦ રતલ)

એટલે પરમાણુનું વજન ગ્રામમાં કાઢવું મુશ્કેલ લાગે છે. તે યાદ રાખવું પણ મુશ્કેલ છે. પણ જો ઑક્સિજનના પરમાણુનું વજન ૧૬ ગણીએ તો હાઈડ્રોજનનાં પરમાણુનું વજન લગભગ ૧ થાય છે અને યુરેનિયમના પરમાણુનું વજન ૨૩૮ થાય છે અર્થાત્ યુરેનિયમનો પરમાણુ હાઈડ્રોજનનાં પરમાણુ કરતાં ૨૩૮ ગણો ભારે છે. આમ ઑક્સિજનનાં પરમાણુનું વજન ૧૬ માનીને બીજા તત્ત્વોના પરમાણુનાં વજન જે નોંધાયાં છે, તેને સાપેક્ષ વજન (Relative weight) કહેવામાં આવે છે. કોઈ પણ તત્ત્વનાં પરમાણુનાં આ સાપેક્ષ વજનને તે તત્ત્વનો **પરમાણુભાર** (Atomic weight) કહેવામાં આવે છે. દા. ત. હાઈડ્રોજનનો પરમાણુભાર ૧ છે, ઑક્સિજનનો ૧૬ છે, યુરેનિયમનો ૨૩૮ છે. આ પરમાણુભાર વિજ્ઞાનની ભાષામાં આ પ્રમાણે લખાય $H^{૧}$ અગર $H$-૧; $O^{૧૬}$ અગર $O$-૧૬, $U$-૨૩૮ અગર $U^{૨૩૮}$. બધાં તત્ત્વોને તેમના પરમાણુભાર પ્રમાણે ચઢતા ક્રમમાં નીચે પ્રમાણે ગોઠવી શકાય.

કોષ્ટક

| પરમાણુ અંક | તત્ત્વની સંજ્ઞા અને નામ | |
|---|---|---|
| ૧ | H (હાઈડ્રોજન) | ૧.૦૧ |
| ૨ | He (હિલિયમ) | ૪.૦૦ |
| ૩ | Li (લિથિયમ) | [illegible] |
| ૪ | Be (બેરિલિયમ) | ૯.૦૨ |
| ૫ | B (બોરોન) | ૧૦.૮૨ |
| ૬ | C (કાર્બન) | ૧૨.૦૧ |
| ૭ | N (નાઈટ્રોજન) | ૧૪.૦૧ |
| ૮ | O (ઑક્સિજન) | ૧૬.૦૦ |
| ૯૨ | U (યુરેનિયમ) | ૨૩૮.૦૭ |

આ પ્રમાણે તત્ત્વોને તેમના પરમાણુભાર પ્રમાણે ચઢતા ક્રમમાં એક સીધી લીટીમાં ગોઠવી શકાય અને તે અનુક્રમ પ્રમાણે તેમની ગણતરીનો અંક ૧, ૨, ૩, ૪,... ઉપર પ્રમાણે આપી શકાય. આમ તત્ત્વોને તેમના પરમાણુભાર પ્રમાણે ચઢતા ક્રમમાં ગોઠવ્યા પછી તેમના અનુક્રમ પ્રમાણે તેમને આપેલા અંકને તે તત્ત્વનો **પરમાણુઅંક** (Atomic number) કહેવામાં આવે છે. ઉપરના કોષ્ટક પરથી ખબર પડશે કે હાઈડ્રોજનનો પરમાણુઅંક ૧ છે, હિલિયમનો ૨, લિથિયમનો ૩,......યુરેનિયમનો ૯૨. તે વિજ્ઞાનની ભાષામાં નીચે પ્રમાણે લખાય છે.

$_{૧}H, \ _{૨}He, \ _{૩}Li, ... \ _{૯૨}U$

આ ઉપરથી સમજી શકાશે કે કોઈપણ તત્ત્વના પરમાણુને સંપૂર્ણ રીતે દર્શાવવો હોય તો તે તત્ત્વની સંજ્ઞાની ઉપર જમણા ખૂણે તે તત્ત્વનો **પરમાણુભાર** (Atomic Weight) અને નીચે ડાબા ખૂણે તે તત્ત્વનો **પરમાણુઅંક** (Atomic Number) લખવો જોઈએ. દા. ત. $_{૧}H^{૧}$, $_{૨}He^{૪}$, $_{૩}Li^{૭}$, ......$_{૯૨}U^{૨૩૮}$, અર્થાત્ યુરેનિયમનો પરમાણુઅંક ૯૨ છે અને તેનો પરમાણુભાર ૨૩૮ છે.

[વિશ્વમાનવ : નવેમ્બર-૧૯૬૪]

આ પરમાણુનું કદ ( Size ) કેટલું છે ? એની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. પરમાણુ એક ગોળ લખોટી જેવો છે. અને તેની ત્રિજ્યા ( Radius ) ૧૦⁻⁸ સેન્ટિમીટર અને ૧૦⁻⁷ સેન્ટિમીટરની વચ્ચે હોય છે. બીજી રીતે કહીએ તો જો હાઈડ્રોજનના પરમાણુઓને પાસે પાસે એક હરોળમાં ગોઠવીએ તો એક ઇંચ સંખ્યામાં ૨૫૦,૦૦૦,૦૦૦ પરમાણુ સમાઈ જશે શું પરમાણુ ખરે જ ગોળમટોળ લખોટી જેવો છે? આ પરમાણુઅંકનો કંઈ અર્થ છે? શું પરમાણુ પોતે જ કોઈક એનાથીય નાના નાના કણોનો બનેલો ન હોય! પરમાણુ પોતે ઘન ( Solid ) છે કે પછી તેમાં પણ પોલાણ છે?

**પરમાણુનું અંતરંગ :—**

રેન્જન, બેકવેરલ, જે. જે. થોમ્સન, માદામ ક્યુરી, પ્લેન્ક, રુધરફર્ડ, એડ્રી, આઈન્સ્ટાઈન, નીલ્સ બ્હોર, મીલીકન, ડીરાક, વગેરે વિજ્ઞાનીઓએ છેલ્લા ૫૦ વર્ષ દરમિયાન કરેલા પ્રયોગો અને શોધેલા સિદ્ધાંતો ( Theories ) પરથી સાબિત થયું છે કે, પરમાણુ પોતે પણ અતીવ સૂક્ષ્મ કણો(Particles)નો બનેલો છે. આ પરમાણુ કરતાં પણ નાના કણોને **મૂળભૂત કણો** ( elementary or fundamental or Sub-atomic particles ) કહેવામાં આવે છે.




પરમાણુની આંતરરચના લઘુ સૂર્યમાળા જેવી છે. સૂર્યમાળાની રચના નીચે પ્રમાણે છે—કેન્દ્રમાં સૂર્ય છે અને તેની આજુબાજુ વિવિધ અંતરે ૯ ગ્રહો લંબગોળ કક્ષામાં પ્રદક્ષિણા કરે છે. તે જ પ્રમાણે પરમાણુમાં પણ મધ્યમાં એક કેન્દ્ર છે, તેને પરમાણુકેન્દ્ર ( Nucleus ) કહેવામાં આવે છે આ પરમાણુકેન્દ્રની આજુબાજુ ગ્રહોની માફક ઇલેક્ટ્રોન નામના કણો લંબગોળ કક્ષામાં (Ellipse) અવિરત પ્રદક્ષિણા કર્યા કરે છે. અને પરમાણુકેન્દ્ર શાનું બનેલું છે? પરમાણુકેન્દ્રમાં બે જાતના કણો હોય છે—ન્યુટ્રોન અને પ્રોટોન. આમ પરમાણુ ઇલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યુટ્રોન એમ ત્રણ મૂળભૂત કણોનું બનેલું છે; ફક્ત હાઈડ્રોજનના પરમાણુમાં ન્યુટ્રોન નથી. આ ઇલેક્ટ્રોન પર ઋણ વિદ્યુતભાર ( –ve charge ) હોય છે અને તે વિદ્યુતનો એકમ છે. વિદ્યુતપ્રવાહ એટલે ઇલેક્ટ્રોનનો જ પ્રવાહ છે. પ્રોટોન પર ધન વિદ્યુતભાર ( +ve charge ) હોય છે. જ્યારે ન્યુટ્રોન વિદ્યુતતટસ્થ ( Neutral ) છે, તેના પર વિદ્યુતભાર હોતો નથી. વળી ઇલેક્ટ્રોન ખૂબ હલકો છે; તેનું વજન પ્રોટોન કે ન્યુટ્રોન કરતા ૧૮૪૦મા ભાગનું છે. જ્યારે પ્રોટોન અને ન્યુટ્રોનનું વજન સરખું છે. આ છે પરમાણુની આંતરરચના. હવે આપણે થોડાક તત્ત્વોના પરમાણુની રચના દોરીશું :—




**-પરમાણુની આંતરરચના-**

હાઈડ્રોજનનું પરમાણુકેન્દ્ર ફક્ત એક પ્રોટોનનું બનેલું છે અને તેની આજુબાજુ એક ઇલેક્ટ્રોન ફર્યા કરે છે. તે પ્રમાણે યુરેનિયમના પરમાણુકેન્દ્રમાં ૯૨ પ્રોટોન છે ને ૧૪૬ ન્યુટ્રોન છે, જ્યારે આ પરમાણુકેન્દ્રની આજુબાજુ ૯૨ ઇલેક્ટ્રોન ફર્યા કરે છે. આ ઉપરથી બે અગત્યની વસ્તુઓ ફલિત થાય છે :—

( ૧ ) ઇલેક્ટ્રોનનું વજન ખૂબ જ ઓછું છે. તેથી પરમાણુનું જે વજન ( પરમાણુભાર ) આવે છે, તે પરમાણુકેન્દ્રના વજનને લીધે જ છે.

પરમાણુકેન્દ્રનું વજન પ્રોટોન અને ન્યુટ્રોનના વજનને લીધે છે. પ્રોટોન અને ન્યુટ્રોનનું વજન ૧ છે, જ્યારે ઇલેક્ટ્રોનનું વજન ૧/૧૮૪૦ છે. એટલે કે કોઈ પણ તત્ત્વના પરમાણુકેન્દ્રમાં આવેલા પ્રોટોન અને ન્યુટ્રોનની સંખ્યાનો સરવાળો કરવાથી તે તત્ત્વનો **પરમાણુભાર** મળે છે. આ ઉપરથી એ પણ જોઈ શકાશે કે પરમાણુનું મુખ્ય વજન પરમાણુકેન્દ્રમાં હોવાથી પરમાણુમાં ખૂબ જ અવકાશ છે, ખાલી જગ્યા છે. આખો પરમાણુ પરમાણુકેન્દ્ર કરતાં ૧૦,૦૦૦ ગણો મોટો છે. એનો અર્થ કે પરમાણુકેન્દ્ર એટલું બધું ઘટ્ટ ( dense ) છે કે કેન્દ્રના એક ટીપાનું વજન પણ ૨,૦૦૦,૦૦૦ ટન થાય—અર્થાત્ લંડનમાં આવેલા બધા જ ઘન પદાર્થમાંથી આવાં ફક્ત ૧૦૦ ટીપાં જ મળે, અને બાકીની બધી ખાલી જગ્યા રહે.

'પરમાણુ કેન્દ્રો'




( ૨ ) તત્ત્વનો જેટલો પરમાણુઅંક હોય છે, તેટલા જ પ્રોટોન તેના પરમાણુકેન્દ્રમાં હોય છે. દા. ત. યુરેનિયમનો પરમાણુઅંક ૯૨ છે તો તેના કેન્દ્રમાં ૯૨ પ્રોટોન છે. વળી પરમાણુ પર કોઈ વિદ્યુતભાર હોતો નથી: તે **વિદ્યુતતટસ્થ** ( electrically Neutral ) હોય છે. અને તેથી પરમાણુકેન્દ્રમાં જેટલા પ્રોટોન ( +ve charge ) હોય તેટલા જ ઇલેક્ટ્રોન ( –ve charge ) તે પરમાણુકેન્દ્રની આજુબાજુ ફરતા હોય છે. આમ સરખા અંકવાળા આ ધન અને ઋણ વિદ્યુતભાર એકબીજાની વિરુદ્ધ વર્તે છે અને તેથી આખો પરમાણુ વિદ્યુતતટસ્થ બને છે. દા. ત. યુરેનિયમમાં ૯૨ ઇલેક્ટ્રોન છે. હવે સમજી શકાશે કે કોઈ પણ તત્ત્વનો પરમાણુઅંક તે તત્ત્વના પરમાણુકેન્દ્રમાં કેટલાં પ્રોટોન અને કેટલાં ઇલેક્ટ્રોન છે તે બતાવે છે.

**આઇસોટોપ** — ( જુઓ તત્ત્વકોષ્ટકમાં )

પ્રોટોનનું વજન ૧ ગણીએ તો ઇલેક્ટ્રોનનું વજન ૧/૧૮૪૦ એટલે ૦·૦૦૦૫૪ એકમ થાય છે. એટલે કે ઇલેક્ટ્રોનનું વજન નહિવત્, નજીવું છે—એટલે કે પરમાણુનું વજન પરમાણુકેન્દ્રના વજનને લીધે છે. જો આમ હોય તો **પરમાણુભાર** એ પૂર્ણાંક કે લગભગ પૂર્ણાંક સંખ્યામાં આવવો જોઈએ. કારણ કે કોઈપણ પરમાણુકેન્દ્રમાં આવેલા પ્રોટોન અને ન્યુટ્રોનની સંખ્યાનો સરવાળો કરવાથી તે તત્ત્વનો પરમાણુભાર મળે છે. શરૂઆતમાં આપેલા તત્ત્વકોષ્ટકમાં જોતાં માલૂમ પડે છે કે, આ તત્ત્વોના પરમાણુભાર પૂર્ણાંક સંખ્યા નથી, પણ અપૂર્ણાંક સંખ્યા છે. આનું કારણ શું ? આ સમસ્યાનો ઉકેલ ઇ. સ. ૧૯૧૦ માં ફ્રેડરિક સોડી નામના નોબેલ પારિતોષિક વિજેતા વિજ્ઞાનીએ સૂચવ્યો. દા. ત. હાઈડ્રોજનનો પરમાણુભાર ૧·૦૧ છે, નહિ કે ૧. હવે હાઈડ્રોજનનો પરમાણુ ત્રણ જુદા જુદા પરમાણુભારવાળો મળી આવે છે—એક જાતનો પરમાણુ જેનો પરમાણુભાર ૧ છે, બીજી જાતનો હાઈડ્રોજનનો પરમાણુ છે, જેનો પરમાણુભાર ૨ છે અને ત્રીજી જાતનો એક પરમાણુ છે, જેનો પરમાણુભાર ૩ છે. H–૧ ને પ્રોટિયમ કહે છે, H–૨ ને ડ્યુટેરિયમ (D) અગર ભારે હાઈડ્રોજન ( heavy hydrogen ) કહે છે. અને H–૩ને ટ્રીટિયમ (T) કહે છે. આ ત્રણે હાઈડ્રોજન જ છે પણ તેમનો પરમાણુભાર જુદો છે, જ્યારે તેમનો પરમાણુઅંક ૧ છે. એવી રીતે U–૨૩૮, U–૨૩૫, એમ બે પરમાણુભારવાળા યુરેનિયમ મળી આવે છે. પણ આ બંનેનો પરમાણુઅંક ૯૨ જ છે. આ ઉપરથી જોઈ શકાશે કે હાઈડ્રોજનનો પરમાણુભાર ૧·૦૧ છે, તે તેના ત્રણ જુદા જુદા પરમાણુભારવાળા પરમાણુના પ્રમાણ પર આધારિત છે.

અહીં બીજું ખાસ ધ્યાનમાં રાખવા જેવું એ છે કે, કોઈપણ પરમાણુકેન્દ્રમાં પ્રોટોનની સંખ્યા કાયમ રહે છે; તે કદી બદલાતી નથી. પણ ન્યુટ્રોનની સંખ્યા બદલાય છે. હવે ન્યુટ્રોનનું વજન ૧ છે; એટલે કે જો કોઈપણ પરમાણુકેન્દ્રમાં એક ન્યુટ્રોન ઉમેરવામાં આવે તો તે પરમાણુનું

વજન એક વધી જાય છે. આમ પરમાણુકેન્દ્રમાં જુદી જુદી ન્યુટ્રોનની સંખ્યાને લીધે એક જ તત્ત્વના જુદા જુદા પરમાણુભારવાળા પરમાણુ મળે છે. આમાં એક જ પરમાણુઅંકવાળાં પણ જુદા જુદા પરમાણુભારવાળાં તત્ત્વોને એકબીજાના આઈસોટોપ (Isotopes) કહે છે. આ આઈસોટોપના રાસાયણિક ગુણધર્મ એક જ હોય છે, એટલે કે રાસાયણિક રીતે તેમને જુદા પાડી શકાતા નથી, પણ તેમના ભૌતિક ગુણધર્મ (એટલે કે તેમના પરમાણુભાર) જુદા હોય છે. જુદાં જુદાં તત્ત્વોના આઈસોટોપ તેમના ન્યુટ્રોન ઉમેરવાથી કે બાદ કરવાથી કેવી રીતે બને છે તે નીચે બતાવ્યું છે:-




આ પ્રમાણે ઑક્સિજનના પણ ત્રણ આઈસોટોપ છે- 0-૧૬,-0૧૭,0-૧૮. ૨ પરમાણુભારવાળા હાઈડ્રોજનના આઈસોટોપને ડ્યુટેરિયમ (D) કહેવામાં આવે છે અને તેના પરમાણુકેન્દ્રને ડ્યુટરોન કહેવામાં આવે છે, આ H-૨ ને ભારે હાઈડ્રોજન (Heavy hydrozen) પણ કહે છે. પાણી એ બે ઑક્સિજનના પરમાણુ અને એક હાઈડ્રોજનના પરમાણુ ભેગા થઈને બનેલું છે, એટલે કે પાણીનું રાસાયણિક સૂત્ર $H_2O$ થાય. આ હાઈડ્રોજન તે H-૧ છે. પણ જો H-૧ની જગ્યાએ H-૨ (ડ્યુટેરિયમ) હોય તે સૂત્ર $D_2O$ થશે. આ $D_2O$ને ભારે પાણી (heavy water) કહે છે. આ ભારે પાણી જો કોઈ પીએ તો તે શરીરમાં કયા કયા માર્ગે પસાર થાય છે, ને કેટલો વખત શરીરમાં રહે છે, તે બધું જાણી શકાય છે. આથી આ ભારે પાણી પરમાણુશક્તિ મેળવવા માટે પણ ઘણું ઉપયોગી છે.

*

## કિરણોત્સર્ગી આઈસોટોપ

આપણે ઉપર જોઈ ગયા છીએ કે, એક જ તત્ત્વ અનેક પ્રકારે મળી શકે છે-તેમને રાસાયણિક રીતે જુદા પાડી શકાય તેમ નથી; ફક્ત તેમના પરમાણુભારાંકમાં જ ફેર હોય છે. દા.ત. U-૨૩૮ અને U-૨૩૫ આ બંનેને રાસાયણિક રીતે જુદા પાડી ન શકાય. તેવી જ રીતે ભારે હાઈડ્રોજન (H-૨) અને સાધારણ હાઈડ્રોજને (H-૧)ને રાસાયણિક રીતે જુદા ન પાડી શકાય. આમ એક જ તત્ત્વના રાસાયણિક રીતે જુદા ન પાડી શકાય તેવા જુદા જુદા પરમાણુભારાંકવાળા પરમાણુઓને એકબીજાના આઈસોટોપ કહેવામાં આવે છે. આ આઈસોટોપમાં ફક્ત ન્યુટ્રોનની સંખ્યામાં ફેર હોય છે-તે ઓછાં કે વધારે હોય છે. દા. ત. U-૨૩૮ના પરમાણુકેન્દ્રમાં U-૨૩૫ના પરમાણુકેન્દ્ર કરતાં ૩ ન્યુટ્રોન વધારે છે. આમ U-૨૩૪, U-૨૩૫ અને U-૨૩૮ એમ યુરેનિયમના આ ત્રણ આઈસોટોપ છે.

કેટલાક આઈસોટોપના પરમાણુકેન્દ્ર અસ્થાયી હોય છે અને તેથી તેમનાં પરમાણુકેન્દ્ર સતત તૂટયા કરે છે અને તેમાંથી આલ્ફા, બીટા ને ગામાકિરણો બહાર ફેંકાય છે. આમ આ પરમાણુકેન્દ્રો તૂટતાં તેઓનું બીજાં તત્ત્વોનાં પરમાણુમાં રૂપાંતર થાય છે. આવા આલ્ફા, બીટા ને ગામા કિરણોનો ઉત્સાર કરતાં આઈસોટોપને કિરણોત્સર્ગી (Radio-active) આઈસોટોપ કહેવામાં આવે છે. કોઈ પણ કિરણોત્સર્ગી તત્ત્વનો અમુક જથ્થો જેટલા સમયમાં અર્ધો થઈ જાય છે, તે સમયને તે કિરણોત્સર્ગી તત્ત્વનો અર્ધજીવન-કાળ (half-life) કહેવામાં આવે છે. આ અર્ધજીવન એક સેકન્ડ કે તેનાથી પણ ઓછા સમયથી માંડીને તે લાખો વર્ષ સુધીનું હોઈ શકે છે.

'આલ્ફા કણો (બે પ્રોટોન+બે ન્યુટ્રોન)-જે હિલિયમના પરમાણુકેન્દ્ર છે-ને ધનભાર હોય છે; તેમને પાતળો કાગળ પણ રોકી શકે છે. બીટા કણો એ ખૂબ વેગવાળા ઇલેક્ટ્રોન છે અને તેઓ હવાના અનેક ફીટ જાડા થરને ભેદી જાય છે ને ધાતુની એકાદ ઇંચ જાડી પટ્ટીને વીંધી શકે છે. ગામા કિરણો એ ખરેખર વિદ્યુત-લોહચુંબકીય (Electo-

magnetic ) મોજાં છે. (પ્રકાશ, કિરણો, રેડિયોનાં મોજાં ) અને તેને ધાતુના ખૂબ જાડા પડથી જ રોકી શકાય છે – ઈંટો, કોન્ક્રીટ, સીસું કે પોલાદ.

કેટલાક કિરણોત્સર્ગી આઈસોટોપ નૈસર્ગિક રીતે જ બને છે – કુદરતમાંથી મળી આવે છે. પરંતુ માણસે પરમાણુ ભઠ્ઠીમાં ખૂબ ઝડપી ન્યુટ્રોનની અનેક તત્ત્વો પર વર્ષા કરી કૃત્રિમ કિરણોત્સર્ગી આઈસોટોપ બનાવ્યા છે – એક તત્ત્વમાંથી બીજા તત્ત્વના કિરણોત્સર્ગી આઈસોટોપ બનાવ્યા છે. આને તત્ત્વોનું રૂપાંતર કે તત્ત્વાંતર કહે છે. દા.ત. નાઈટ્રોજનનો પરમાણુઅંક ૭ છે. અને તેમાંથી પરમાણુઅંક ૮ વાળું તત્ત્વ ઑક્સિજન બને છે. ૮૧ પરમાણુ અંકવાળા તત્ત્વ થેલ્લિયમમાંથી એક આલ્ફા કણ કાઢી લેવામાં આવે તો તેનું સોનું ( ૭૯ પરમાણુઅંક ) બની જાય છે. આ કૃત્રિમ રીતે નવાં બનાવેલાં તત્ત્વો કિરણોત્સર્ગી હોય છે. આમ ન્યુટ્રોનની વર્ષા કરવાથી સ્થાયી તત્ત્વોને અસ્થાયી તત્ત્વોમાં ફેરવી શકાય છે.

ખાસ નોંધપાત્ર વસ્તુ એ છે કે આ બધા કિરણોત્સર્ગી આઈસોટોપ સતત કિરણોત્સાર કર્યા કરે છે ને ઉષ્ણતામાન કે દબાણ ( pressure )ના ફેરફારથી આ કિરણોત્સાર વધારી યા ઘટાડી શકાતો નથી. એ તો ગમે તે પરિસ્થિતિમાં સ્થિતપ્રજ્ઞની માફક સતત એક જ પ્રમાણમાં કિરણોત્સાર વેર્યા કરે છે.

આમ આ કિરણોત્સર્ગી આઈસોટોપ સતત વિકિરણો ( Radiation ) કેમ ઉત્પન્ન કર્યા કરે છે, તેનાં પરમાણુ કેન્દ્ર કેમ સતત તૂટયા કરે છે, એનું કારણ કોઈ ને ખબર નથી. આપણે જાણીએ છીએ કે આ વિકિરણો (Readiation) આલ્ફા, બીટા, ગામા કિરણોને આપણે ગીગર-કાઉન્ટર વડે જાણી શકીએ છીએ. ગીગર કાઉન્ટર તેમનું અસ્તિત્વ બતાવી આપે છે અને તે પરથી તે સાઈસોટોપનું અસ્તિત્વ બતાવે છે.

હવે તમારી વિશ્વદર્શી કાવ્ય કલ્પનાને બહેલાવો - આખી પૃથ્વી આ ગણ્યાંગાંઠ્યાં તત્ત્વોમાંથી બનેલી છે, ને આ કિરણોત્સર્ગી તત્ત્વવિશેષ જ્યાં હોય ત્યાંથી આપણને ગીગર કાઉન્ટર તેની ખબર આપે છે. આ કિરણોત્સર્ગી સાઈસોટોપની મદદથી આપણે આખી દુનિયાની શોધ ચલાવી શકીશું – તેના રહસ્યને ઉકેલવામાં સફળ થઈશું – આ કિરણે સાઈસોટોપ જાસૂસનું કામ કરે છે અને આપણું માર્ગદર્શન આપે છે. તેનો ઉપયોગ નિર્દેશક ( Tracers) તરીકે કરી શકાશે.

સિંહાવલોકન કરતાં કહી શકાય કે બધા જ પદાર્થો પ્રોટોન, ન્યુટ્રોનથી બનેલા છે. પૃથ્વીમાંથી ૯૨ તત્ત્વ મળી આવ્યાં છે, પણ એક તત્ત્વના અનેક આઈસોટોપ હોય છે. તત્ત્વના ગુણધર્મ પરમાણુ અંકથી નક્કી થાય છે. પરમાણુકેન્દ્ર એ જ પરમાણુનો પ્રધાનત : વજનવાળો ભાગ છે. પરમાણુકેન્દ્રમાં ધન વિદ્યુતભારવાળા પ્રોટોન સાથે સાથે હોય છે. તમને કદાચ ખબર હશે કે સરખા વિદ્યુતભાર એકબીજાનું અપકર્ષણ કરે છે ( Like charges repulse each other ) એટલે પ્રશ્ન એ ઊઠે છે કે પરમાણુકેન્દ્રમાં આ ધન વિદ્યુતભારવાળા પ્રોટોન આટલા બધા પાસે પાસે કેવી રીતે રહી શકે છે ? તેઓ એકબીજાનું અપકર્ષણ ( repulsion ) કરી કેમ દૂર ઊડી જતા નથી? એવું તે કયું બળ ( force ) કે શક્તિ છે જે આ પ્રોટોનને સાથે બાંધી રાખે છે ?

આ શક્તિ શું છે, તે સમજવા જતાં પરમાણુશક્તિનો પ્રશ્ન ઊકલી જાય છે.

## પરમાણુશક્તિ

ટેબલ પર પડેલી ચોપડીને ખસેડવી હોય તો આપણે તેને ધક્કો મારવો પડે છે અગર તો ઊંચકવી પડે છે. તે પોતાની મેળે ખસી શકે નહિ. તે જ પ્રમાણે જો. રસ્તા આવતા બોલને અટકાવવો હોય તો, આપણે અમુક અવરોધ કરવો પડે છે. આ ઉપરથી કહી શકાય કે કોઈ સ્થિર વસ્તુ ખસેડવી હોય તો અને કોઈ ગતિમાન વસ્તુને અટકાવવી હોય તો બળ ( Force ) વાપરવું પડે છે. બળના એકમને ડાઈન ( Dyne ) કહેવામાં આવે છે. આ બળ વાપરવાથી ચોપડી આગળ ખસે છે. આમ બળ વાપરવાથી વસ્તુ બળની દિશામાં ખસે, ત્યારે કાર્ય ( work ) થયું કહેવાય છે. કાર્યના એકમને અર્ગ ( Erg ) કહેવાય છે. જો એક ડાઈન બળ લગાડવાથી વસ્તુ એક સેન્ટીમીટર ખસે, તો એક અર્ગ

કાર્ય થયું કહેવાય. જે વસ્તુ કાર્ય કરી શકે છે, તેનામાં કાર્યશક્તિ અગર શક્તિ ( Energy ) છે એમ કહેવામાં આવે છે. ( Energy can be defined as capacity for doing work ) દા. ત. પૂરપાટ દોડી જતું એન્જીન, ઊંચે આકાશમાં ઊડતાં વાયુયાનો ( Aeroplanes ), રેંટિયાનું ગોળ ફરતું ચક્ર વગેરેમાં શક્તિ છે; તે જ પ્રમાણે આપણા શરીરમાં તેમ જ પ્રાણીઓમાં તેમના સ્નાયુબળને muscle power ) લીધે શક્તિ છે.

શક્તિ અનેક સ્વરૂપે આવિર્ભાવ પામે છે. શક્તિનાં મુખ્ય સ્વરૂપો નીચે પ્રમાણે છે :—

**૧) સ્થાનાપન્ન ( Potential Energy ) અને ગતિ-આત્મક શક્તિ ( kinetic energy ) :—**

એક પર્વત પર ઊંચે પથ્થર મૂકવામાં આવે તો તે નીચે ગબડતો આવે છે અને આ ગબડતો પથ્થર આપણને ઇજા કરી શકે છે, પણ જમીનના સપાટી પર આવ્યા પછી તે આવું કંઈ પણ નુકશાન કરી શકે નહિ. તેવી જ રીતે ઘડિયાળને ચાવી આપવાથી તેના કમાન વીંટાય છે અને પછી તે ધીમે ધીમે ઉકલવાથી ઘડિયાળ ચાલે છે. આમ કોઈ પણ વસ્તુમાં તેના સ્થાનને લીધે રહેલી શક્તિને સ્થાનાપન્ન શક્તિ કહેવામાં આવે છે. જ્યારે પથ્થર પર્વત પરથી નીચે ગબડે છે, ત્યારે તેની સ્થાનાપન્ન શક્તિનું ગતિ-આત્મક શક્તિમાં રૂપાંતર થાય છે. જ્યારે પવન શાંત હોય છે, ત્યારે દરિયામાં મોજાં ઊંચા ચડતાં નથી અને વહાણ ઝડપથી ચાલતું નથી; પણ જ્યારે પવન વાવા માંડે છે, ત્યારે વહાણ ઝડપથી ચાલે છે અને દરિયામાં ઊંચાં ઊંચાં મોજાં ઉછળવા માંડે છે. આમ કોઈ પણ વસ્તુમાં તેની ગતિ ( Moton )ને લીધે રહેલી કાર્ય કરવાની શક્તિને ગતિ-આત્મક શક્તિ ( Kinetic Energy ) કહેવામાં આવે છે.

**(૨) વિદ્યુત્ શક્તિ ( Electrical energy ):** વિદ્યુત ( electricity )થી આપણે અનેક કાર્ય કરાવીએ છીએ. આપણે જાતજાતના યંત્ર ચલાવી શકીએ છીએ વિદ્યુતશક્તિના એકમને વૉટ (watt) કહે છે.

**(૩) ઉષ્માશક્તિ (Heat):** ઉષ્ણતા પણ એક પ્રકારની શક્તિ છે. ગરમીથી પાણીની વરાળ થાય છે. સૂર્યની ગરમીથી દરિયાના પાણીની વરાળ થાય છે, તેમાંથી વાદળાં બંધાય છે. ઉષ્માશક્તિનું એકમ કેલરી (calorie) કહેવાય છે.

**(૪) પ્રકાશ-(Light)** પ્રકાશ પણ એક પ્રકારની શક્તિ છે, પ્રકાશનાં કિરણો ગરમીમાં ફેરવાઈ કાર્ય કરી શકે છે.

**(૫) ધ્વની (Sound) લોહચુંબકત્વ ( Megnetism )**, પણ એક પ્રકારની શક્તિના છે

**(૬) રાસાયણિક શક્તિ( chemical energy )** બીજા વિશ્વયુદ્ધ દરમિયાન વાપરવામાં આવેલા બોમ્બમાં ટી. એન. ટી. (ટ્રાય-નાઈ ટ્રો-ટોલ્યુઈન) નામનું રસાયણ વાપરવામાં આવતું હતું. આ રસાયણનો સ્ફોટ કરવાથી તેમાં રાસાયણિક પ્રક્રિયા (chemical reaction) થવાથી ખૂબ શક્તિ પેદા થતી. આની સ્ફોટક શક્તિ (explosive energy) અને ગરમી (heat) ને રાસાયણિક શક્તિ (chemical energy) કહેવામાં આવે છે.

આ ઉપરથી જોઈ શકાશે કે શક્તિ બહુરૂપી છે. અને નિસર્ગે ઉત્પન્ન કરેલી તે એક મહાનમાં મહાન અજાયબી છે. क्षणे क्षणे यन्नवतामुपयति तदेव रुपम् रमणीयताया: । ક્ષણે ક્ષણે રૂપાંતર પામતી શક્તિ એ વિશ્વવિરાટનું મહાનમાં મહાન સર્જન છે. વિજ્ઞાનીઓએ અથાગ શ્રમ અને પ્રયોગ પછી શક્તિનાં આ વિવિધ સ્વરૂપો વિષે અઢળક માહિતી ભેગી કરી છે અને તેનાં જુદાં જુદાં સ્વરૂપોનો માનવજાતનાં સુખસગવડ વધારવામાં ઉપયોગ કર્યો છે.

પણ ઇ. સ. ૧૮૯૫માં એક નવી શોધ થઈ અને તેણે આધુનિક પરમાણુ યુગનાં મંડાણ માંડયાં જર્મનીના પ્રખ્યાત ભૌતિકશાસ્ત્રી વિલ્હેમ રોન્જને ક્ષ-કિરણો (x-Ray)ની શોધ કરી. ત્યાર પછી ઈ. સ. ૧૮૯૬માં પેરીસના ભૌતિક શાસ્ત્રી હેન્રી બેકવેરલ સૂર્યના પ્રકાશમાં રાખ્યા પછી અંધારામાં લઈ જતાં ઝગઝગ થયા કરે એવાં ખનીજોનું સંશોધન કરતા હતા. એક દિવસ તેમણે ફોટોગ્રાફીક તકતીને એક કાળા કાગળમાં વીંટાળી, તેના પર આ ખનીજનો ટૂકડો મૂકી, તેને ટેબલના ખાનામાં અંધારામાં મૂકી. પછી તેમણે આ તકતીને નિરખતી સો એક આશ્ચર્યજનક બીના એ બની કે, ફોટોગ્રાફીક તકતીને અંધારામાં રાખવા છતાં તેના પર ધાબાં પડ્યાં હતાં! આ ઉપરથી ખબર પડી કે આ ખનીજમાંથી કોઈ અજાણ્યાં કિરણોનો ઉત્સાર થતો હતો અને એ કિરણોએ ફોટોગ્રાફીક તકતી પર અસર કરી હતી. બેકવેરલે આ ખનીજને કિરણોત્સર્ગી ( Radioactive ) કહી, કારણ કે તેમાંથી આવાં અનન્ય ભેદક કિરણોનો ઉત્સાર થતો હતો. ત્યાર પછી પીયરે ક્યુરી

અને માદામ કયુરીએ અથાગ શ્રમ અને પ્રયોગોથી શોધી કાઢયું કે આ કિરણોત્સાર ( Radioactivity ) ખનીજમાં રહેલાં થોરિયમ અને યુરેનિયમ નામનાં બે તત્વોને લીધે છે. અને આવું ત્રીજું કિરણોત્સર્ગી મૂળતત્વ તે રેડિયમ તેમણે ( ૧૮૯૮ ) શોધી કાઢયું. આમ આ ત્રણ કિરણોત્સર્ગી તત્વોની શોધ માટે ઇ. સ. ૧૯૦૩માં માદામ કયુરી અને પિયરે કયુરીને નોબેલ પારિતોષિક એનાયત કરવામાં આવ્યું હતું.

ત્યારપછી ઇ. સ ૧૯૦૪મા બ્રિટનના પ્રખ્યાત વિજ્ઞાની લોર્ડ રુધરફર્ડે રેડિયમમાંથી નીકળતાં આ વિકિરણો ( Radiction ) શું છે તે શોધવા પ્રયોગો કર્યા. સીસાની (Lead)એક લાળી, એક છેડે બંધ કરેલી નળી લઈ, તેમાં થોડું રેડિયમ મૂકીએ તો રેડિયમમાંથી એક સીધી લીટીમાં આ વિકિરણો આવે છે. અને તે ફોટોગ્રાફિક




તકતી પર એક ગોળ ડાઘો પાડે છે. હવે આ સીસાની નળી પાસે એક મોટો લોહચુંબક ( Magnet ) લાવો. તો હવે ફોટોગ્રાફિક તકતી પર એક ડાઘાને બદલે ત્રણ નાના ડાઘા પડશે—એક મધ્ય અને બે આજુબાજુના ડાઘા. હવે લોહચુંબક દૂર ખસેડી લો. તો ફોટોગ્રાફીક તકતી પર પાછો એક જ ડાઘો થઈ જશે. આ ઉપરથી જોઈ શકાય છે કે રેડિયમમાંથી ત્રણ પ્રકારનાં કિરણો ઉદ્ભવે છે. રુધરફર્ડે તેમનું નામ આલ્ફા, બીટા અને ગામા કિરણો આપ્યું... આલ્ફા કિરણો પર ધનભાર (+ve charge) હોય છે અને તે કિરણો નહિ પણ કણોના (particles) બનેલા છે. આ આલ્ફા કણનું વજન હાઈડ્રોજનના પરમાણુ કરતાં ૪ ગણું છે; પણ હિલિયમના પરમાણુનું વજન પણ હાઈડ્રોજનના પરમાણુ કરતાં ૪ગણું છે. (વળી હિલિયમનાં પરમાણુકેન્દ્ર પર ધનભાર છે, ... લિયમના

પરમાણુકેન્દ્રો છે. પણ આ બિટા કિરણો શું છે? તે પણ કણો છે અને તે બીજું કંઈ નહિ પણ ઈલેકટ્રોન જ છે. તેમનો વેગ પ્રકાશના વેગ જેટલો છે ( ૧,૮૬,૦૦૦ માઈલ સેકંડ). એટલે કે બીટા કણો ખૂબ જ હલકાં છે—હાઈ-










ડ્રોજનના પરમાણુ કરતાં ૧૮૫૦મા ભાગનાં. જ્યારે ગામા કિરણો એ ખરેખર ક્ષ–કિરણો જેવાં કિરણો છે. આ ગામા કિરણો પણ પ્રકાશના વેગે દોડે છે. આ ત્રણ કિરણો ઉપરાંત રેડિયમમાંથી ગરમી પણ ઉત્પન્ન થાય છે. આ કિરણોત્સારની ક્રિયા દરમિયાન ખૂબ શક્તિ પેદા થાય છે. આલ્ફા કણો અને બીટા કણો ખૂબ વેગથી દોડે છે; ઉપરાંત ગામા કિરણો ગરમી પણ ઉત્પન્ન કરે છે. એટલે કે એક ઔંસ રેડિયમ ૩૨૦,૦૦૦ ઔંસ કોલસા જેટલી શક્તિ આપી શકે. તો રેડિયમમાંથી આટલી કુબેરભંડારના જેવી અઢળક શક્તિ આવે છે કયાંથી? આ આલ્ફા, બીટા ને ગામા કિરણો રેડિયમમાં કયાંથી આવે છે? જરા વિચાર કરતાં આપણને લાગે છે કે તે રેડિયમના પરમાણુકેન્દ્રમાંથી આવતી હોવી જોઈએ. આ વળી શક્તિનું એક નવું જ સ્વરુપ છે—તેને પરમાણુકેન્દ્રીય શક્તિ ( Nuclear Energy ) કહેવામાં આવે છે; કારણ કે તે પરમાણુ કેન્દ્રમાંથી આવે છે. તેને પરમાણુશક્તિ ( Atomic Energy ) પણ કહેવાય છે.

## પરમાણુકેન્દ્રીય શક્તિ
## (Nuclear Energy: Atomic Energy )

આપણે આગળ જોયું છે કે કોઈ પણ તત્ત્વનું પરમાણુ કેન્દ્ર–પ્રોટોન ન્યુટ્રોન એ બે મૂળભૂત કણોમાંથી બનેલું છે. ( સિવાય કે હાઈડ્રોજન—તેના પરમાણુકેન્દ્રમાં ફક્ત એક જ પ્રોટોન છે ). પ્રોટોન પર ધનવિદ્યુતભાર (+ve charge ) હોય છે; ભૌતિકશાસ્ત્રના નિયમ પ્રમાણે બે સરખા વિદ્યુતભાર

એકબીજાનું અપકર્ષણ ( Repulsion ) કરે છે. એટલે કે તેઓ એકબીજાથી દૂર નાસે છે. તો આ ધનવિદ્યુતભારવાળા અનેક પ્રોટોનને એક ખૂબ નાની જગામાં ( ન્યુટ્રોન સાથે ) ઠાંસીને ભરી દેવા હોય તો ખૂબ જ શક્તિની જરૂર પડે છે. દા. ત. યુરેનિયમના પરમાણુકેન્દ્રમાં ૯૨ પ્રોટોન અને ૧૩૬ ન્યુટ્રોન છે. આમ એના પરમાણુકેન્દ્રમાં અઢળક શક્તિ પુરાયેલી છે એ જોઈ શકાશે.

હવે આપણે કોઈ પણ તત્ત્વનું પરમાણુકેન્દ્ર કેવી રીતે બને છે તે જોઈશું. જો ઑક્સિજનના પરમાણુનું વજન ( પરમાણુભાર ) ૧૬·૦૦૦૦૦ ગણીએ તો પ્રોટોનનું વજન ૧·૦૦૭૫૮ અને ન્યુટ્રોનનું વજન ૧·૦૦૮૯૩ થાય છે. હિલિયમ-૪ના પરમાણુકેન્દ્રમા બે પ્રોટોન અને બે ન્યુટ્રોન છે. હિલિયમ-૪ નો પરમાણુભાર ૪·૦૦૨૮૦ છે.

| | |
|---|---|
| ૨ પ્રોટોન = ૨×૧·૦૦૭૫૮ | = ૨·૦૧૫૧૬ |
| ૨ ન્યુટ્રોન = ૨×૧·૦૦૮૯૩ | = ૨·૦૧૭૮૬ |
| સરવાળો | = ૪·૦૩૩૦૨ |
| હિલિયમ-૪ | = ૪·૦૦૨૮૦ |
| બાદબાકી | = ૦·૦૩૦૨૨ |

આ ઉપરથી જોઈ શકાશે કે બે પ્રોટોન અને બે ન્યુટ્રોનમાંથી હિલિયમનું પરમાણુકેન્દ્ર બનતાં ૦·૦૩૦૨૨ જેટલા દ્રવ્ય (Mass) નો નાશ થાય છે. તો આ દ્રવ્ય જાય છે ક્યાં ? ઇ. સ. ૧૯૦૫માં પ્રખ્યાત ભૌતિકશાસ્ત્રી આલ્બર્ટ આઈન્સ્ટાઈને તેમના સાપેક્ષતાવાદના સિદ્ધાંત વિશેષમાં (special theory of Relativity) એવું સાબીત કર્યું કે, દ્રવ્ય (mass) અને શક્તિને એકબીજામા ફેરવી શકાય છે. તેઓ કહે છે તે પ્રમાણે શક્તિ ( energy ) અને દ્રવ્ય ( matter ) એ એક મૂળભૂત તત્ત્વનાં ( Basic stuff ) બે જુદાં જુદા પાસાં છે. આ બંનેનું એકબીજામાં રૂપાંતર કરી શકાય છે. તે માટેનું સમીકરણ તેમણે નીચે પ્રમાણે આપ્યું છે :–

$E = mc^2$ E = શક્તિ ( અર્ગમાં )
m = દ્રવ્યનો જથ્થો ( ગ્રામમાં )
c = પ્રકાશનો વેગ ( સે. માં )

પ્રકાશનો વેગ દર સેકંડે ૩૦,૦૦૦,૦૦૦,૦૦૦ સેન્ટીમીટર છે. (= ૧૮૬૦૦૦ માઈલ) આ સમીકરણ પરથી કોઈપણ દ્રવ્યના જથ્થામાંથી કેટલી શક્તિ મળી શકે તે શોધી શકાય.

ઉપર જોયું તેમ ૦·૦૩૦૨૨ જેટલા દ્રવ્યનો નાશ થઈ તેનું શક્તિમાં રૂપાંતર થાય છે. આનો અર્થ એવો કે એક ગ્રામ દ્રવ્યમાંથી (હિલિયમમાંથી) ૦.૦૦૦૭૫ ગ્રામ નો નાશ થઈ તેનું શક્તિમાં રૂપાંતર થાય છે.

એટલે કે ½ ગ્રામ પ્રોટોન અને ½ ગ્રામ ન્યુટ્રોન ભેગા થઈ ૧ ગ્રામ હિલિયમ બનાવે છે ત્યારે—

૦·૦૦૦૭૫ × ( ૩૦,૦૦૦,૦૦૦,૦૦૦ )$^{૨}$
= ૬૫૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ અર્ગ
= ૬૫૦ × ૧૦$^{૧૫}$ અર્ગ શક્તિ પેદા થાય.

આટલી શક્તિ લગભગ ૨૦૦,૦૦૦ કીલોવૉટ-અવર્સ જેટલી છે અને તેમાંથી ૧૦૦ વૉટના ૨૦૦,૦૦૦ ગોળા ૧૦ કલાક સુધી સળગાવી શકાય. આમ પરમાણુકેન્દ્રમાંની આ શક્તિને પરમાણુકેન્દ્રીયશક્તિ (Nuclear Eneryg) અગર પરમાણુશક્તિ ( Atomic Eneryg ) કહેવાય છે. હવે આ પ્રોટોન અને ન્યુટ્રોન ભેગા થઈ, પરમાણુકેન્દ્ર બનતાં દ્રવ્યનો નાશ થાય છે, ત્યારે શું થાય છે, તે સમજવા એક દાખલો લઈએ.

ઘરના છાપરે દડો મૂકી તેને ત્યાંથી નીચે ગબડાવીએ તો તે જમીન પર આવે છે અને નીચે પડતી વખતે તે તેની સ્થાનાપન્ન શક્તિ ( Potential energy ) ગુમાવે છે. અને આ દડો છાપરા કરતાં જમીન પર વધારે સ્થાયી ( Stable ) છે. તે જ પ્રમાણે કોઈ પર્વતની ટોચ પરના પાણી કરતાં દરિયાનું પાણી વધારે સ્થાયી છે. અર્થાત પ્રોટોન અને ન્યુટ્રોનમાંથી હિલિયમનુ પરમાણુકેન્દ્ર બનતાં શક્તિ પેદા થાય છે, અને આ હિલિયમનું પરમાણુકેન્દ્ર પ્રોટોન કે ન્યુટ્રોન કરતાં વધારે સ્થાયી છે. આનો અર્થ એવો કે પ્રોટોન અને ન્યુટ્રોનમાંથી પરમાણુકેન્દ્ર બનતાં જેટલી વધારે શક્તિ પેદા થાય, તેટલું વધારે સ્થાયી તેમાંથી બનેલું પરમાણુકેન્દ્ર હોય છે. પ્રોટોન અને ન્યુટ્રોન ભેગા થઈ, કોઈ પણ તત્ત્વનું પરમાણુકેન્દ્ર બનતાં જે દ્રવ્યનો નાશ થાય છે, તેને તે તત્ત્વની માલઘટ ( Packingloss ) કહેવામાં આવે છે. આ ઉપરથી જોઈ શકાશે કે, કોઈ પણ તત્ત્વની જેટલી વધારે માલઘટ તેટલી વધારે શક્તિ તેનું પરમાણુકેન્દ્ર બનતા પેદા થાય છે અને તે તત્ત્વ તેટલું વધારે સ્થાયી ( Stable ) રહે છે. ૪૭ પરમાણુઅંકવાળું તત્ત્વ ચાંદી એ વધારેમાં વધારે સ્થાયી છે. હવે આપણે ૯૨ તત્ત્વોના પરમાણુઅંક

અને તેમની ઘાલઘટ પ્રમાણે એક આલેખ ( graph ) દોરીએ તો તે નીચે પ્રમાણે આવે છે :—




આ આલેખ છેક નીચે હાઈડ્રોજનથી શરૂ થઈ સીધો ઊંચો ચઢે છે. છેક ટોચ પર લોખંડ, નીકલ, ચાંદી જેવાં તત્ત્વો છે, ને પછી તે ધીમે ધીમે નીચે જાય છે અને તેને અંતે યુરેનિયમ આવેલું છે. આ ઉપરથી જોઈ શકાશે કે હલકાં અને ભારે તત્ત્વો ( Light and heavy elements )-ની ઘાલઘટ કરતાં મધ્યમ ભારનાં તત્ત્વોની ઘાલઘટ ઓછી છે. એટલે કે આલેખની ટોચ પર આવેલાં આ મધ્યમભારના તત્ત્વો-જેવાં કે લોખંડ, નિકલ, ચાંદી વધુ સ્થાયી ( stable ) છે. જ્યારે આલેખની શરૂઆત અને અંતમાં આવેલાં અનુક્રમે હલકાં અને ભારે તત્ત્વો ઓછાં સ્થાયી છે.

હવે આપણે ઉપર જોયું તેમ નિસર્ગમાં ઓછી સ્થાયી સ્થિતિમાંથી વધુસ્થાયી સ્થિતિમાં જવું એ સામાન્ય નિયમ છે. ધારો કે આપણે એક તત્ત્વમાંથી બીજું તત્ત્વ પરમાણુકેન્દ્રમાં રહેલા પ્રોટોન અને ન્યુટ્રોનની પુનર્રચના કરી બનાવી શકીએ છીએ. તો આ આલેખની શરૂઆતમાં (હાઈડ્રોજન) અને અંતમાં (યુરેનિયમ) આવેલાં તત્ત્વોમાંથી મધ્યનાં તત્ત્વો ( સીસું ક્રિપ્ટોન, બેરિયમ વ. ) બનાવી શકાય. કારણ તેમ કરતાં આપણે ઓછાં સ્થાયી તત્ત્વોમાંથી વધુ સ્થાયી તત્ત્વો બનાવીએ છીએ અને આ સાથે નિઃસીમશક્તિ પેદા થશે. આ નિઃસીમશક્તિ તે પરમાણુકેન્દ્રીય શક્તિ ( Nuclear energy ) છે. હાઈડ્રોજનનું પરમાણુ-કેન્દ્ર હલકામાં હલકું છે. તેમનું સંયોજન કરવાથી તેનાથી મોટાં પરમાણુકેન્દ્ર ( દા. ત. હિલિયમ ) બનશે અને તે દરમિયાન ખૂબ જ શક્તિ પેદા થશે.

આમ નાના નાના પરમાણુકેન્દ્રોનું સંયોજન કે ગલન ( Fusion ) કરવાથી એક નવું વધુ સ્થાયી તત્ત્વ બને છે અને ખૂબ શક્તિ ઉત્પન્ન થાય છે. સૂર્યમાંથી વહેતી રહેતી અનંતશક્તિ આ રીતે જ ઉત્પન્ન થાય છે. તેમાંનાં ૨ હાઈડ્રોજનના પરમાણુકેન્દ્રોનું આમ સંગલન થઈ હિલિયમના વધુ સ્થાયી પરમાણુકેન્દ્ર બને છે અને અઢળક શક્તિ પેદા થાય છે. તે જ પ્રમાણે જો ૨-૨ રતલ પ્રોટોન અને ન્યુટ્રોન (હાઈડ્રોજન) ભેગા થઈ હિલિયમ બનાવે તો ૭૬ ગ્રામ દ્રવ્યનો નાશ થાય છે અને તેથી ૨૨૫૦૦ ટન કોલસા બળવાથી ઉત્પન્ન થાય, તેટલી શક્તિ પેદા થઈ શકે— અનંત શક્તિ. હાઈડ્રોજન બોમ્બ કે ફ્યુઝન બોમ્બ ( Fusion bomb)માં ઉત્પન્ન થતી અઢળક શક્તિનો પણ આ જ સિદ્ધાંત છે. જો યુરેનિયમના પરમાણુકેન્દ્રને તોડવામાં આવે તો તેમાંથી વધુ સ્થાયી બેરિયમ અને ક્રિપ્ટોન જેવાં મધ્યમ-ભારનાં તત્ત્વોનાં પરમાણુકેન્દ્ર બને છે અને ખૂબ જ શક્તિ પેદા થાય છે. આમ યુરેનિયમના પરમાણુકેન્દ્રને તોડી શક્તિ પેદા કરવાની ક્રિયાને વિભાજન ( Fission ) કહેવામાં આવે છે.

આ Fissionના સિદ્ધાંત પર જ હિરોશિમા અને નાગાસાકી પર નાંખવામાં આવેલા પરમાણુબોમ્બ (A-bomb) બનાવવામાં આવેલા. આપણે આગળ જોઈ ગયા છીએ કે યુરેનિયમ, થોરિયમ, રેડિયમ વગેરે કિરણોત્સર્ગી પદાર્થો છે અને તેઓ ખૂબ જ શક્તિ પેદા કરે છે. આ કિરણોત્સારથી યુરેનિયમમાંથી વધુ સ્થાયી અને તેનાથી હલકાં તત્ત્વો બને છે અને શક્તિ પેદા થાય છે. યુરેનિયમ-૨૩૮નું પરમાણુકેન્દ્ર એક આલ્ફાકણનો ઉત્સાર કરે છે, ત્યારે તેમાંથી થોરિયમ-૨૩૪ તત્ત્વ બને છે. હવે યુરેનિયમ ૨૩૮ના પરમાણુકેન્દ્રનું વજન ૨૩૮.૧૪૦ છે એટલે કે થોરિયમ ૨૩૪ના પરમાણુ-કેન્દ્રનું વજન અને આલ્ફાકણના વજનનો સરવાળો ૨૩૮.૧૪૦ થવો જોઈએ. પણ થોરિયમના પરમાણુકેન્દ્રનું વજન ૨૩૪.૧૨૫ છે અને આલ્ફાકણનું વજન ૪.૦૦૪ છે અને તેમનો કુલ સરવાળો ૨૩૮.૧૨૯ થાય છે. એટલે કે ૦.૦૧૧

જેટલા દ્રવ્યનો આણુકણનો હિસાબ ધર્યા અને થોરિયમ બનતાં નાશ થયો છે. અને શક્તિમાં રૂપાંતર થાય છે. આમ જો ૧ ગ્રામ પદાર્થનું શક્તિમાં રૂપાંતર કરવામાં આવે તો તેમાંથી ૩૦૮૦ ટન કોલસા બાળવાથી મળે તેટલી શક્તિ મળે છે. ને આટલા ૧ ગ્રામ દ્રવ્યનું શક્તિમાં રૂપાંતર ૨૨ રતલ યુરેનિયમનું વિભાજન ( fission ) કરવાથી થાય છે. એટલે કે ૨૨ રતલ યુરેનિયમ ૩૦૦૦ ટન કોલસા જેટલી શક્તિ આપી શકે. પણ આ યુરેનિયમ, રેડિયમ, થોરિયમ વગેરેમાં કિરણોત્સર્ગની ક્રિયા કુદરતી રીતે થયા જ કરે છે. તેના પર માનવનો કોઈ અંકુશ નથી. માનવ તેનો ઉપયોગ કરી શકતો નથી તો આ પરમાણુકેન્દ્રીય શક્તિનો માનવ કેવી રીતે ઉપયોગ કરી શકે ? તેને તે પોતાના અંકુશમાં કેવી રીતે લાવી શકે ? આ અનંત શક્તિની સહાય ખંડન કે મંડનનાં કાર્ય માટે તે શી રીતે મેળવી શકે ?

## પરમાણુકેન્દ્રીય અર્ધભંજન—શક્તિસ્રાવ
## ( Nuclear fission )

યુરેનિયમના પરમાણુકેન્દ્રને તોડવા ન્યુટ્રોન વાપરવામાં આવે છે, કારણ કે ન્યુટ્રોન વિદ્યુતતટસ્થ ( neutral ) છે અને તેથી તે પરમાણુકેન્દ્ર સાથે અથડાય છે. ઈ. સ. ૧૯૩૯માં સાઈઝ માઈટનરે શોધ કરી કે યુરેનિયમના પરમાણુકેન્દ્ર પર ન્યુટ્રોનની વર્ષા કરવાથી નીચે પ્રમાણે પ્રક્રિયા થાય છે :

યુરેનિયમ-૨૩૮ના પરમાણુકેન્દ્રમાં ૧૪૬ ન્યુટ્રોન છે. જ્યારે તે એક ન્યુટ્રોનનું શોષણ કરે છે, ત્યારે તે પરમાણુકેન્દ્રના લગભગ બે સરખા ટુકડા થાય છે અને તેમાંથી બેરિયમ અને ક્રિપ્ટોન તત્ત્વો બન્યાં. બેરિયમ-૧૩૮માં ૮૨ ન્યુટ્રોન અને ક્રિપ્ટોન-૮૩માં ૪૭ ન્યુટ્રોન છે. આમ ૮૨ વત્તા ૪૭ ન્યુટ્રોન થઈ ૧૨૯ ન્યુટ્રોન થાય. તો બાકીના ૧૭ ન્યુટ્રોનનું શું ? આ બાકીના ન્યુટ્રોન તેમાંથી છૂટે છે અને ખૂબ જ શક્તિ પેદા થાય છે. પછી આ છૂટેલા ન્યુટ્રોનમાંના થોડાક યુરેનિયમના બીજા પરમાણુ તોડે છે ને ફરી યુરેનિયમના પરમાણુના લગભગ બે સરખા ટુકડા થાય છે. બેરિયમ અને ક્રિપ્ટોન અને ન્યુટ્રોન છૂટે છે, તેમ જ ખૂબ જ શક્તિ પેદા થાય છે. આમ નવા પેદા થયેલા ન્યુટ્રોન આ યુરેનિયમના પરમાણુકેન્દ્રોને તોડવાનું કામ આગળ ને આગળ ચલાવ્યા કરે છે. અંતે બધું યુરેનિયમ વપરાઈ જતાં બેરિયમ ને ક્રિપ્ટોન રહે છે. આ સતત ચાલતી પ્રક્રિયાને પરંપરિત પ્રક્રિયા ( Chain




Re-action ) કહેવામાં આવે છે. આ ઉપરથી જોઈ શકાશે કે ફક્ત એક જ ન્યુટ્રોનની મદદથી ખૂબ જ શક્તિ મેળવી શકાય છે. ( આકૃતિ-૪૮૨ પ. ) અને કોઈપણ પરમાણુકેન્દ્રના આ ન્યુટ્રોનની મદદથી સરખા ટુકડા થવાની ક્રિયાને પરમાણુકેન્દ્રીય અર્ધભંજન ( Nuclear fission ) કહેવામાં આવે છે. યુરેનિયમની બાબતમાં આ પરમાણુકેન્દ્રીય અર્ધભંજનને પરંપરિત પ્રક્રિયાને લીધે સતત ટકાવી શકાય છે અને તેથી ખૂબ સહેલાઈથી ખૂબ જ શક્તિ મેળવી શકાય છે. યુરેનિયમના U-૨૩૫ આઈસોટોપનું પરમાણુકેન્દ્રીય અર્ધભંજન બહુ સહેલાઈથી થાય છે અને તેથી તેનો આ માટે ખાસ ઉપયોગ કરવામાં આવે છે. જો આ પરંપરિત પ્રક્રિયા એક સેકંડના દસ લાખમા ભાગમાં પૂરી થાય, તો ખૂબ જ શક્તિ એકદમ પેદા થાય છે. ને તેથી તે ખૂબ જ વિનાશ કરે છે. પણ જો આ પરંપરિત પ્રક્રિયા ધીમે ધીમે થાય અને તેને અંકુશમાં રાખી શકાય તો તેમાંથી વિદ્યુત પેદા કરી શકાય અને તેના બીજા અનેક ઉપયોગ કરી શકાય.

કિરણોત્સર્ગી છે અને તેમાંથી ભયંકર, તીવ્ર, ભેદક, હાનિકારક ગામા કિરણોનો ઉત્સર્ગ થાય છે. આ સુપર બૉમ્બ સામાન્ય રીતે ૨૦ મેગાટન (૨૦,૦૦૦,૦૦૦ ટન) ટી. એન. ટી. જેટલી શક્તિ પેદા કરે છે, તે તેમને મેગાટન બૉમ્બ કહેવામાં આવે છે; જ્યારે પરમાણુબૉમ્બને કિલોટનબૉમ્બ કહેવામાં આવે છે. એ ખાસ નોંધપાત્ર છે કે આ "કિલોટન" અને "મેગાટન" એ બૉમ્બનું વજન બતાવતાં નથી પણ તેમનામાંથી કેટલા ટન ટી. એન. ટી. શક્તિ ઉત્પન્ન થાય છે તે બતાવે છે. અમેરિકાએ સૌથી પ્રથમ આવા મેગાટન બૉમ્બનો અખતરો ૧૯૫૨ના નવેમ્બર મહિનામાં કર્યો, અને ત્યાર પછી ૧૯૫૪ના માર્ચની ૧લી તારીખે કર્યો. આ ૧૯૫૪ના બૉમ્બના અખતરાની રાખ ફુકુર્યુ મારુ નામના મછવામાં માછલીઓ પકડવા નીકળેલા જપાનના ૨૩ માછીમારો પર પડી હતી અને તેમને તેનાથી ભયંકર ઇજા થઈ હતી. ત્યાર પછી તો રશિયાએ પણ આવા અનેક અખતરા કર્યા છે. હાલ અમેરિકા પાસે આવા ૫૬,૦૦૦ બૉમ્બ

# પરમાણુપ્રક્રિયા

પરમાણુકેન્દ્રમાં રહેલી અઢળક શક્તિને મેળવવા માટે સૌથી પ્રથમ અમેરિકામાં ૧૯૪૨માં ડો. એન્રિકો ફર્મીએ એક ભઠ્ઠી બનાવી, જેને પરમાણુભઠ્ઠી (Atomic furnace) કે પરમાણુકોષ કે પરમાણુમિનાર (Atomic Pile) કહેવામાં આવે છે. આ પરમાણુભઠ્ઠીમાં યુરેનિયમ બળતણ તરીકે વપરાય છે અને ન્યુટ્રોન એ દિવાસળીની માફક તે ભઠ્ઠીને ચેતાવવા માટે વપરાય છે. પણ આ પરમાણુભઠ્ઠીને સળગવા માટે હવાની જરૂર પડતી નથી—પરમાણુભંજનીય દ્રવ્યને એક વખત તેમાં બળતણ તરીકે નાખવામાં આવે, પછી તે વર્ષો સુધી બળ્યા કરે છે. આ પરમાણુભઠ્ઠી પરંપરિત પ્રક્રિયા (chain Reaction) પર આધાર રાખે છે. સામાન્ય રીતે પરમાણુભઠ્ઠી અગર પરમાણુપ્રક્રિયકની રચના નીચે પ્રમાણે હોય છે:

પ્રક્રિયકનો સૌથી મધ્યનો ભાગ જેને ગર્ભભાગ (core) કહેવામાં આવે છે, તે **પરમાણુભંજનીય** દ્રવ્ય (fissionable material) અને વેગનિયામક (moderator)નો બનેલો હોય છે. વેગનિયામક તરીકે હલકા પરમાણુભારવાળાં દ્રવ્ય વાપરવામાં આવે છે. દા. ત. ભારે પાણી (heavy water). આ ભારે પાણીમાં રહેલા હાઈડ્રોજનના પરમાણુનું વજન ૨ હોય છે; ગ્રેફાઈટ-જેનો પરમાણુભાર ૧૨ છે, ને આ ગ્રેફાઈટ એ કાર્બનનું એક સ્વરૂપ છે અને તેમાંથી કાળી પેન્સીલો બનાવવામાં આવે છે. આ વેગનિયામકનું કાર્ય ખૂબ ઝડપથી દોડતાં ન્યુટ્રોન (fast Neutron)ને ધીમાં પાડવાનું છે (Slow neutrons). પરમાણુભંજનીય દ્રવ્ય તરીકે યુરેનિયમ વાપરવામાં આવે છે. યુરેનિયમના




**પરમાણુભઠ્ઠીની રચના**

નિસર્ગમાં ત્રણ આઈસોટોપ મળી આવે છે—U-૨૩૪, U-૨૩૫, U-૨૩૮. આ ત્રણમાંથી U-૨૩૪ બહુ જ નજીવા પ્રમાણમાં મળી આવે છે. તેથી તે વાપરી શકાય તેમ નથી. U-૨૩૮ના પરમાણુકેન્દ્રને ધીમો ન્યુટ્રોન (Slow Neutron) વાગતાં તેનું ભંજન થતું નથી, પણ તે ન્યુટ્રોનને

શોષી લે છે, જ્યારે U-૨૩૫ના પરમાણુકેન્દ્રને ધીમો ન્યુટ્રોન વાગતાં, તેનું પરમાણુભંજન થાય છે અને નવાં કિરણોત્સર્ગી તત્ત્વો બને છે. આ નવાં કિરણોત્સર્ગી તત્ત્વોના પરમાણુ ખૂબ બળથી દૂર ફેંકાય છે અને તેથી ખૂબ ગરમી પેદા થાય છે. વળી, આ સાથે બીજા બે કે ત્રણ ન્યુટ્રોન પેદા થાય છે, જેમાંથી એકાદ બે U–૨૩૫ના નવા પરમાણુકેન્દ્રોનું ભંજન કરે છે, ને શક્તિ ઉત્પન્ન થાય છે. આમ નવાં ન્યુટ્રોન પેદા થવાથી આ પ્રક્રિયા જ્યાં સુધી U–૨૩૫ તેના સંક્રાંતવજન (Critical Mass) કરતાં ઓછું ન થાય ત્યાં સુધી ચાલ્યા કરશે—જો તેને રોકવામાં ન આવે તો.

પ્રથમ તો ગ્રેફાઈટની ઈંટોનો એક ઘનચોરસ બનાવવામાં આવે છે અને તેમાં આડી તેમ જ ઊભી નળીઓ જઈ શકે તેવી આડી (Horizontal) તેમ જ ઊભી (Vertical) નીકો (Channels) બનાવવામાં આવે છે. એલ્યુમિનિયમની નળીમાં યુરેનિયમ ભરવામાં આવે છે અને આવી નળીઓને આડી નીકોમાં નાખવામાં આવે છે. પોલાદની બનાવેલી નળીઓમાં બોરોન ધાતુ ભરવામાં આવે છે અને તેમને ઊભી નીકોમાં નાખવામાં આવે છે. આ તે કુદરતમાંથી મળી આવતું યુરેનિયમ છે—તેમાં ૧ ભાગ U–૨૩૫ને ૧૪૦ ભાગ U–૨૩૮ હોય છે. આ U–૨૩૫ના પરમાણુ પોતાની મેળે કિરણોત્સાર કરે છે ને તેમનું ભંજન થયા કરે છે. તેમાંથી નીકળતો એકાદ ન્યુટ્રોન આ પરંપરિત પ્રક્રિયાની શરૂઆત કરે છે. અથવા તો કોઈ વિશ્વ-કિરણ (Cosmic Ray)માં આવતો ન્યુટ્રોન પરમાણુ-ભઠ્ઠીમાં પરમાણુ ભંજનની પરંપરિત પ્રક્રિયાની શરૂઆત કરે છે.

આ પ્રક્રિયા દરમિયાન ઉત્પન્ન થતાં ન્યુટ્રોનની ગતિ ખૂબ હોય છે અને ઉપર જોયું તેમ આ ઝડપી ન્યુટ્રોનને U–૨૩૮ શોષી લે છે અને તેમનું ભંજન થતું નથી. આથી આ ન્યુટ્રોનના વેગને ઓછો કરવા વેગનિયામક તરીકે ગ્રેફાઈટ વપરાય છે. આ ન્યુટ્રોન ગ્રેફાઈટના પરમાણુ સાથે અથડાય છે અને તેથી તેમનો વેગ ઓછો થાય છે. આ ધીમી ગતિવાળા ન્યુટ્રોન U–૨૩૫નું ભંજન કરે છે. ઉપર જોયું તેમ આ પરંપરિત પ્રક્રિયા દરમિયાન માનવના જીવનને ખૂબ જ નુકસાનકારી એવાં વિકિરણો ઉત્પન્ન કરતાં નવાં તત્ત્વો યુરેનિયમમાંથી બને છે. આમ, આ તત્ત્વોને ભેગાં કરવા માટે યુરેનિયમને એક એલ્યુમિનિયમની નળીમાં મૂકવામાં આવે છે. વળી આ વિકિરણો—આલ્ફા, બીટા, ગામા કિરણો—બહાર આવી કામ કરનારા લોકોના શરીર પર ખરાબ અસર ન કરે, તે માટે પરમાણુભઠ્ઠીના ગર્ભને કોંક્રિટની બનાવેલી જાડી ભીંતોનું રક્ષણકવચ આપવામાં આવે છે. તે સામાન્ય રીતે ૭ ફુટ જાડી ભીંતોનું હોય છે. આ ભીંતો માણસના શરીરને હાનિકારક એવાં વિકિરણોને બહાર આવવા દેતી નથી અને તેથી ત્યાં કામ કરનાર માણસોનું રક્ષણ થાય છે. ઉપરાંત એક ભય એ છે કે જો આ પરમાણુભઠ્ઠીમાં પરંપરિત પ્રક્રિયા ખૂબ ઝડપથી ને લાંબા વખત માટે ચાલ્યા કરે, તો તેનું ઉષ્ણતામાન અતિ ઊંચું જાય, અને ઘણી ગરમી પેદા થાય ને તેથી આ પરમાણુભઠ્ઠીમાં વપરાયેલા પદાર્થોને ઘણું નુકસાન થાય અને કદાચ તે ફાટે પણ ખરી. આ અકસ્માતથી બચવા અને આ આખી પરંપરિત પ્રક્રિયા પર અંકુશ રાખવા માટે નિયંત્રક સળિયા (Control Rods) અગર તો ભયનિવારક સળિયા (Safety Rods) ઊભી (vertical) નીકોમાં નાખવામાં આવે છે. આ સળિયામાં એવી ધાતુ ભરેલી હોય છે, કે જે ન્યુટ્રોનને ખૂબ ઝડપથી શોષી લે છે. તે ન્યુટ્રોનની ભૂખી હોય છે. આવી ધાતુ કેડમિયમ, બોરોન વગેરે છે. આમ ન્યુટ્રોન ઓછા થઈ જવાથી પરંપરિત પ્રક્રિયા ઓછી થઈ જાય છે અને તે બંધ પણ કરી શકાય છે. ઉપરાંત આપણે જોયું કે પરંપરિત પ્રક્રિયા દરમિયાન, તેને અંકુશમાં રાખવા છતાં, પણ અમુક ગરમી ઉત્પન્ન થાય છે, અને પરમાણુભઠ્ઠી લાંબો વખત ચલાવવામાં આવે તો આ ગરમી પરમાણુભઠ્ઠીમાં વપરાયેલા પદાર્થોને નુકસાન કરશે. આથી આ ગરમીને દૂર કરવા, વહી જવા માટે ઉષ્માશામક (Coolant) પદાર્થો વપરાય છે. આ ઉષ્માશામક તરીકે હવા, વાયુઓ—કાર્બન ડાયોક્સાઈડ, પાણી, ભારી ધાતુઓ, સોડિયમ વગેરે વાપરી શકાય છે. યુરેનિયમ ભરેલી આડી નળીઓની આજુબાજુ થઈ આ ઉષ્માશામક પદાર્થને પસાર કરવામાં આવે છે, જેથી યુરેનિયમની નળીઓમાંથી ગરમી આ ઉષ્માશામકમાં જઈ તેને ગરમ કરે છે. આથી આને પ્રધાન ઉષ્માવિનિમય (Primary heat exchange) કહેવામાં આવે છે. આ ગરમ ઉષ્માશામકને બીજા ગૌણ ઉષ્માવિનિમયકમાં લઈ જવામાં આવે છે, જેમાં આ ગરમ ઉષ્માશામકની ગરમી બીજા પદાર્થમાં દા. ત. પાણીની વરાળ

કરવામાં વાપરી શકાય છે. આમ ઠંડું થયેલું ઉષ્માશામક પાછું પરમાણુભઠ્ઠીમાં આવે છે.

## પરમાણુમાંથી વિદ્યુત મેળવવાની યોજના
## (Atomic Power Plant)

સામાન્ય રીતે વિદ્યુત ઉત્પન્ન કરવા માટે કોલસા, તેલ અગર વાયુને બળતણ તરીકે વાપરી પાણીમાંથી વરાળ બનાવવામાં આવે છે. આ રીતે વિદ્યુત કેવી રીતે ઉત્પન્ન થાય છે, તે નીચેની આકૃતિમાં બતાવ્યું છે. બોઈલરમાં પાણી ભરેલું હોય છે. આ બોઈલરને ગરમ કરી, તેમાંના પાણીની વરાળ કરવા માટે ખનીજ કોલસા, તેલ અગર વાયુ વાપરવામાં આવે છે. જો વરાળનું ઉષ્ણતામાન વધારે હોય તો તેમાંથી વધારે વિદ્યુત મળે છે. અને વરાળ પરનું દબાણ જેમ વધારે, તેમ તેનું ઉષ્ણતામાન પણ વધારે હોય છે. દા. ત, વાતાવરણના દબાણ કરતાં ૧૪ ગણા દબાણ નીચેની વરાળ, ૧૪૦ ગણા દબાણ નીચેની વરાળ કરતાં બે ગણો કોલસો વપરાશે. અને આ દબાણે વરાળનું ઉષ્ણતામાન ૧૦૦° ફે. કરતાં પણ વધારે હોય છે.




**વીજળી ઉત્પન્ન કરવાની પ્રચલિત પદ્ધતિ**

આ દબાણ નીચેની વરાળને ટરબાઈનમાં લઈ જવામાં આવે છે. આથી ટરબાઈન ચાલે છે, તેનાથી જનરેટર અગર ડાયનેમો ચાલે છે ને તેથી વિદ્યુત ઉત્પન્ન થાય છે. ટરબાઈનમાંથી પેલી વરાળ કન્ડેન્સરમાં જાય છે, જ્યાં તેમાંથી ફરી પાણી બને છે—આ પાણી ફરી વરાળ બનાવવા માટે






**પરમાણુશક્તિથી વીજળી ઉત્પન્ન કરવાની રીત**

વાપરી શકાય છે.

પરમાણુશક્તિની મદદથી વિદ્યુત ઉત્પન્ન કરવાની યોજનામાં પણ આવી જ રચના હોય છે; ફક્ત ફેર એટલો હોય છે કે કોલસા, તેલ કે વાયુને બદલે ગરમી ઉત્પન્ન કરવા માટે પરમાણુભઠ્ઠી વપરાય છે.

આગળ જોયું તેમ પરમાણુભઠ્ઠીમાની ગરમીને ઓછી રાખવા ઉષ્માશામક (coolant) પ્રવાહી વપરાય છે. આ ઉષ્માશામક પ્રવાહી (પ્રવાહી સોડિયમ, પાણી વગેરે) પરમાણુભઠ્ઠીની ગરમી શોષી લે છે ને પોતે જ ગરમ બને છે. આ ઉષ્ણ બનેલા ઉષ્માશામકને નળીઓ દ્વારા ઉષ્માવિનિમયક (Heat exchanger)માં લાવવામાં આવે છે. આ ઉષ્માવિનિમયકમાં ઠંડું પાણી હોય છે. ગરમ ઉષ્માશામક પદાર્થ પોતાની ગરમી આ ઠંડા પાણીને આપે છે અને તેથી આ પાણીની વરાળ થાય છે. આ વરાળનો ઉપયોગ વળી પાછો વિદ્યુત ઉત્પન્ન કરવાની ઉપર કહી તેવી સાધારણ રીતથી થાય છે. આ ઉપરથી જોઈ શકાશે કે પરમાણુભઠ્ઠીમાં ખૂબ ઊંચું ઉષ્ણતામાન પેદા કરવું જોઈએ (૧૦૦૦° F.) અને આવું ઊંચું ઉષ્ણતામાન સહન કરી શકે તેવા પદાર્થોની પરમાણુભઠ્ઠી બનાવેલી હોવી જોઈએ. આવું ઊંચું ઉષ્ણતામાન ઝરકોનિયમ નામની ધાતુ સારી રીતે સહન કરી શકે છે ને તેનો હવે વધુ ને વધુ ઉપયોગ પરમાણુભઠ્ઠી બાંધવામાં થાય છે.

વળી આપણે જોયું તેમ ઉષ્માશામક પ્રવાહી પરમાણુભઠ્ઠીમાંથી પસાર થાય છે. હવે આ પરમાણુભઠ્ઠીમાં ખૂબ ઝડપી ન્યુટ્રોન આ પ્રવાહી પર અસર કરે છે તે તેથી આપણે આગળના પ્રકરણમાં જોયું તેમ આ પ્રવાહી પોતે કિરણોત્સર્ગી બની જાય છે. આથી એ કિરણોત્સર્ગી પ્રવાહીનો આપણે સીધો ઉપયોગ ન કરી શકીએ. એટલા માટે જ ઉષ્મા-વિનિમયકની જરૂર છે.

### સંવર્ધક પરમાણુભઠ્ઠી :
### ( Breeder Reactor )

ઉપર જે પરમાણુભઠ્ઠીનું વર્ણન આપવામાં આવ્યું, તેમાં ખૂબ વેગવાળા ન્યુટ્રોનના વેગને વેગનિયામક (ગ્રેફાઈટ)ની મદદથી મંદ પાડી દેવામાં આવે છે. પણ જો ખૂબ દ્રુતવેગી—ઝડપી વેગવાળા ન્યુટ્રોન U-૨૩૮ના પરમાણુ સાથે અથડાય, તો આ પરમાણુમાંથી નેપ્ચ્યુનિયમ-૨૩૯નું પરમાણુ બને છે. આ તત્ત્વ અસ્થાયી છે. તેમાંથી પ્લુટોનિયમ-૨૩૯નું પરમાણુ બને છે. આ પ્લુટોનિયમ એ કૃત્રિમ તત્ત્વ છે. તે U-૨૩૫ની માફક જ કિરણોત્સર્ગી છે ને તેના પરમાણુઓનું ભંજન થયા કરે છે. પ્લુટોનિયમ આકૃતિમાં બતાવ્યા પ્રમાણે બને છે :—




થોરિયમમાંથી યુરેનિયમ

ઉપરની પરમાણુભઠ્ઠીના ગર્ભભાગ (Core)ની આજુબાજુ U-૨૩૮, કે થોરિયમનું આવરણ બનાવવામાં આવે તો દ્રુતવેગી ન્યુટ્રોન તેમના પર અસર કરીને ઉપર પ્રમાણે પ્લુટોનિયમ કે U-૨૩૩ બનાવે છે. હવે જો U-૨૩૫નું એક પરમાણુકેન્દ્ર તૂટવાથી બે ન્યુટ્રોન પેદા થાય, અને આ બેમાંથી એક ન્યુટ્રોન U-૨૩૫ના બીજા પરમાણુને તોડવા વપરાય, જ્યારે બીજો ન્યુટ્રોન U-૨૩૮ના પરમાણુમાંથી પ્લુટોનિયમનો પરમાણુ ઉત્પન્ન કરવા વપરાય, તો U-૨૩૫ના દરેક પરમાણુના ભંજન ( નાશ ) સાથે પ્લુટોનિયમનો એક નવો પરમાણુ બને છે. આમ જેટલું યુરેનિયમ ૨૩૫ બળતણ તરીકે વપરાય છે, તેટલું જ બળતણ પ્લુટોનિયમ તરીકે પાછું મળે છે. અને કદાચ તેના કરતાં પણ વધુ પ્લુટોનિયમ પેદા કરી શકાય તે શક્ય છે. આ પ્લુટોનિયમ બીજી પરમાણુભઠ્ઠીમાં વાપરી શકાય, તેથી આવી પરમાણુભઠ્ઠીને **સંવર્ધક પરમાણુભઠ્ઠી** ( Breeder Reactor ) કહેવામાં આવે છે. કારણ કે તેમાં જેટલું બળતણ વપરાય છે, તેટલું અગર તેથી વધારે નવું બળતણ પેદા થાય છે. વળી આવી પરમાણુભઠ્ઠીને દ્રુત પરમાણુભઠ્ઠી ( Fast Reactor ) પણ કહેવામાં આવે છે. કારણ કે તેમાં દ્રુતવેગી ન્યુટ્રોન ( Fast neuton ) વપરાય છે. આ જાતની સંવર્ધક પરમાણુભઠ્ઠીમાંથી વિદ્યુત ઘણી સસ્તી પડશે, તે વિશે કંઈ શક નથી. તેથી તેના વિષે અનેક સંશોધન ચાલી રહ્યાં છે.




યુરેનિયમ ૨૩૮માંથી પ્લુટોનિયમ

### સંગલન પરમાણુભઠ્ઠી :
### ( Fusion Reactor )

ઉપર આપણે પરમાણુભંજન (Fission)થી વિદ્યુત-શક્તિ ઉત્પન્ન કરવાની રીત જોઈ પણ આગળના પ્રકરણમાં જોઈ ગયા છીએ તેમ પરમાણુકેન્દ્રોના **સંગલન** (Fusion)થી ખૂબ જ શક્તિ પેદા થાય છે—અને તેનું વિરાટ સ્વરૂપ હાઈડ્રોજન બોમ્બમાં જોવા મળે છે. તો આવી અદ્ભુત સંગલનશક્તિનો ઉપયોગ વિદ્યુત ઉત્પન્ન કરવા કરી શકાય ?

આ માટે બ્રિટન, અમેરિકા, રશિયામાં ખૂબ પ્રયત્નો થઈ રહ્યા છે. અને હજુ તે પ્રાયોગિક દશામાં છે. Zetaનું નામ તો ઘણાએ સાંભળ્યું હશે. તે બ્રિટનમાં આવેલી સંગલનપરમાણુભઠ્ઠી છે અને તેનું આખું નામ Zero Energy Thermoneuclear Assembly છે. ઉષ્મા-પરમાણુકેન્દ્રીય શક્તિને અંકુશ નીચે રાખી ધીમે-




સંગલનનો સિદ્ધાંત

ધીમે તેને કેવી રીતે ઉત્પન્ન કરવી, તે પ્રશ્નનો ઉકેલ લાવવા અત્યારે રશિયા, ઇંગ્લેંડ ને અમેરિકાના પરમાણુશાસ્ત્રીઓ મથામણ કરી રહ્યા છે. આગળ પ્રકરણ ૨માં જોયું તેમ ભારે 'હાઈડ્રોજન' (ડ્યુટેરિયમ)ના બે પરમાણુઓનું સંગલન (fusion) કરવા માટે સૂર્યના કેન્દ્ર કરતાં પણ વધારે ઊંચા ઉષ્ણતામાનની જરૂર પડે છે. આમ ડ્યુટેરિયમનો પરમાણુઓનું સંગલન થાય છે, ત્યારે હિલિયમ બને છે ને ખૂબ શક્તિ પેદા થાય છે; તે સાથે એક ન્યુટ્રોન પણ પેદા થાય છે.

આટલું ઊંચું ઉષ્ણતામાન સહન કરી શકે તેવો પદાર્થ યા ધાતુ શોધવી એ હાલનો મુખ્ય પ્રશ્ન છે. આવું ઊંચું ઉષ્ણતામાન મેળવવું તે બીજો પ્રશ્ન છે ને આ શક્તિને અંકુશ નીચે રાખી ધીમે ધીમે ઉત્પન્ન કરવી એ ત્રીજો પ્રશ્ન છે. આપણે જાણીએ છીએ કે ડ્યુટેરિયમ દરિયાના પાણીમાંથી




દરિયાના પાણીમાંથી વિદ્યુત ઉત્પન્ન કરી શકે એવા સંચાલન પ્રક્રિયકની યોજના

મળી આવે છે. અને દરિયાનું પાણી તો અખૂટ છે. એટલે દરિયાના પાણીમાંથી ડ્યુટેરિયમ બનાવી, તેનો ઉપયોગ ઉષ્માપરમાણુકેન્દ્રીય શક્તિ ઉત્પન્ન કરવામાં કરી શકાય—જેનો ઉપયોગ વીજળી ઉત્પન્ન કરવા કરી શકાય. અને તે આપણે આગળ જોયું તેમ, પાણીની વરાળ બનાવીને નહીં પણ સીધી જ વીજળીશક્તિમાં આ સંગલનશક્તિનું રૂપાંતર કરી શકાશે.

પૃથ્વીના પેટાળમાં ૨૦,૦૪૦૦૦ ટન જેટલું યુરેનિયમ છે અને ૧૦,૦૦૦૦૦ ટન જેટલું થોરિયમ છે. આ બંને ધાતુઓ પરમાણુભંજન પ્રક્રિયાથી દુનિયાને બીજાં ૧૦૦૦ વર્ષ વિદ્યુતશક્તિ પૂરી પાડી શકે તેમ છે. પણ દરિયાના પાણીમાંથી મેળવેલા ડ્યુટેરિયમના પરમાણુઓના સંગલનથી ઉત્પન્ન થતી શક્તિ માનવનો શક્તિનો પ્રશ્ન હંમેશને માટે ઉકેલી નાખશે. પછી તે દરિયાના પાણીમાંથી શક્તિ મેળવવા લાગશે. પણ અત્યારે તો આ બાબતના પ્રયોગ જ થઈ રહ્યા છે Zetamાં. Zero Energy શબ્દનો અર્થ એ થાય છે કે તેમાંથી આપણને વધારાની શક્તિ મળી શકે તેમ નથી. અમેરિકામાં આ સંગલન પ્રક્રિયા (fusion Reaction) ઉત્પન્ન કરવા માટે Stellalator બનાવવામાં આવ્યું છે અને ફ્રાન્સમાં Equator નામનું યંત્ર બનાવવામાં આવ્યું છે.

આમ સંગલન પ્રક્રિયાનો ઉપયોગ કરી વરાળનો ઉપયોગ કર્યા વગર વિદ્યુત ઉત્પન્ન કરી શકાય. આગળ જોયું તેમ પરમાણુભંજન (fission)ની પ્રક્રિયાથી વિદ્યુત ઉત્પન્ન કરવા માટે તો વરાળની જરૂર પડે છે. તો આ પરમાણુભંજનની પ્રક્રિયામાં ઉત્પન્ન થતી ગરમીથી વરાળ અને ડાયનેમોનો ઉપયોગ કર્યા સિવાય પણ સીધી વિદ્યુત બનાવી શકાય. આ યંત્રને થર્મિયોનિક કન્વર્ટર—ઉષ્મારૂપાંતરક કહે છે. તે પરમાણુભંજનથી ઉત્પન્ન થયેલી ગરમીનું સીધું વિદ્યુતમાં રૂપાંતર કરે છે.

વળી પરમાણુભંજનની શક્તિનું સીધું વિદ્યુતમાં રૂપાંતર કરવા માટેની બીજી રીતને ટ્રાન્સીસ્ટર (Transistor) કહેવામાં આવે છે. તેને પરમાણુ બેટરી કહે છે અને તેનાથી પરમાણુ ઘડિયાળ પણ બને છે.



# પરમાણુ-યુદ્ધનું સંભવિત સ્વરૂપ

ત્રીજું વિશ્વયુદ્ધ—અલબત્ત પરમાણુ યુદ્ધ ફાટી નીકળે તો જગતની શી હાલત થાય ?

સવાલનો બધી વિગતે જવાબ આપવાનું તો શક્ય નથી. પરંતુ એટલું તો જરૂર કહી શકાય કે તે ત્વરિત સર્વનાશ કરનારું હશે, ને જેમાં માણસ જાત સમેત, એણે ઊભી કરેલી સુંદર રંગબેરંગી વૈભવવાળી દુનિયા રાખ ને ભંગારને ઉકરડે સમેટાઈ ગઈ હશે।

કદાચ આ બધું 'કયામતના દિન'ની જેમ એક જ દિવસમાં બની ગયું હશે ને મોટા ભાગની લડાઈ એ એક જ દિવસમાં પૂરી થઈ ગઈ હશે...ને એમ પણ બને કે એક દિવસમાં પૂરી ન થતાં એ અમુક વખત સુધી સંગડાતી ઘસડાતી...બાકી રહી ગયેલ તૂટીફૂટી દુનિયાનો ત્રુટક ત્રુટક વિનાશ કરવાની કામગીરી બજાવતી અમુક વખત સુધી ચાલુ પણ રહે.

લડાઈનો અંત કેવો હશે, ને શું હશે, એ વિષે ભલે કંઈ ચોક્કસ ન કહી શકીએ, તો પણ એટલું તો ચોક્કસ કે લડાઈની શરૂઆત ઈન્દ્રના વજ્રાઘાત સમી કારી ને ભયંકર હશે. પરંતુ મહત્ત્વની વાત એ છે કે, કારણ નહિ તે કારણનો પડઘો કે પછી કોઈ નવો અકસ્માત પણ એને માટે પૂરતો થઈ પડશે. સામસામે પક્ષે ખડકેલા અણુઅસ્ત્રોના ખડકલામાંથી, કોકની એકાદી નાની સરખી ગફલતને કારણે એકાદો બૉમ્બ ફૂટી ગયો, કે બસ, શું થયું, શાથી થયું, ક્યાંથી, કોણે, કોની સામે, શું કર્યું...જેવા સવાલો પૂછવા કે એના જવાબ મેળવવા જેટલી ધીરજ કે સમય આજ છે જ કોની પાસે ? આંખ મીંચીને ઉઘાડતાંમાં તો સામસામી અણુઅસ્ત્રોની ગોલંદાજી શરૂ થઈ જશે. કારણ ?

કારણ—બંને પક્ષના લશ્કરી કમાંડરોનું માનવું છે કે, આવતી લડાઈમાં પહેલેથી ચેતતો રહેનારો, ચોવીસે કલાકની ચોકી રાખનારો, ને ઘડી ચૂક્યા વિના છાપો મારનારો ચર જ ફાવવાનો...આ ઘડી ચૂક્યો...એના શસ્ત્ર ભંડારમાં જામગરી ચંપાઈ જવાની...એ નકામાં થઈ જવાનાં. પરિણામે આવી જાતની સાવચેતી ને તત્પરતા રાખનાર બંને પક્ષો અત્યારે એકબીજા સામે લશ્કરી પેંતરા માંડીને (નાટો કરાર... સેટો કરાર...બગદાદ કરાર...વૉરસો કરાર...ને એવા બીજા નાના મોટા લશ્કરી કરારો રૂપે) સામા પક્ષનાં પગલાં માપતા, એની સામેની સરંક્ષણની તૈયારી કરતા ઊંડી ને ઊંડી ખાઈમાં ખૂંપી રહ્યા છે।

એટલે લડાઈનો પહેલો ધડાકો થતાં થતાંમાં તો સોવિયેત યુનિયન, અમેરિકા, બ્રિટન, ફ્રાંસ ને એની આસપાસના દેશોનું આકાશ બૉમ્બર, ગાઈડેડ મિસાઈલ્સ, બેલાસ્ટિક મિસાઈલ્સ ને સુપર બૉમ્બનું ભાથું લઈ સામસામી છૂટેલાં રૉકેટોથી ગાજી ઊઠશે. એમાં એક એક બૉમ્બ, ૫, ૧૦ ને ૨૦ મેગાટન જેટલી વિસ્ફોટક શક્તિ ધરાવનારો હશે...

નાટોના લશ્કરી કરારવાળા વિસ્તારનો કમાન્ડર જનરલ લૉરિસ નોરસ્ટૉડ કહે છે, 'રશિયાનો સમૂળો વિનાશ કરી શકે, એવી શક્તિ અમેરિકા પાસે છે.'

તે રશિયા પાસે પણ અમેરિકા સમેત, આખા યુરોપ ને એશિયાનો સમૂળો નાશ કરી શકે એવી શક્તિ છે, તે કોણ નથી જાણતું ?

ને આ શસ્ત્રો એવાં છે કે, એના હુમલા સામે એન્ટિએરક્રાફ્ટ ગનથી મળી શકે એટલું સંરક્ષણ પણ મળી શકે એમ નથી. કેટલાક આશાવાદીઓ એવી શક્યતાની કલ્પના કરે છે ખરા, કે સામેથી છોડેલા રૉકેટને તે એના લક્ષ્ય સુધી પહોંચે તે પહેલાં જ અધવચ્ચેથી ખોટકાવી નાખવાનો ઉપાય જરૂર શોધી શકાય...પણ એ તો હજી કલ્પના જ છે...ને અમલમાં

ઊતરે તો પણ કેટલી અસરકારક પૂરવાર થાય તે તો સવાલ જ છે—અલબત્ત એની સામેનાં સાધનો પણ શોધાવા માંડ્યાં જ હશે—આ તો વિષવર્તુળ જેવું છે.

એટલે સેંકડો...કદાચ એક બે હજાર જેટલા બૉમ્બ દુશ્મન ગણાતા પ્રદેશનાં મોટમોટાં શહેરો પર ફેંકાવાના. હિરોશીમા ને નાગાસાકી પર ફેંકાયેલા અણુબૉમ્બે ફરતા બબ્બે માઈલ સુધીના વિસ્તારને, અગ્નિશિખાએ આંટી લીધેલ ઘાસની ગંજીની માફક સાફ કરી નાખેલો. આજે તો આ પહેલવહેલા પરમાણુ બૉમ્બોની જગા એથી હજારો ગણી વિનાશક શક્તિવાળા સુપર બૉમ્બ, ને હાઈડ્રોજન બૉમ્બે લીધી છે. જેનો ધડાકો બે માઈલ નહિ પણ ચોમેર ૧૦ માઈલના વિસ્તારને ચાટીને સાફ કરી નાખશે, ને બીજા દસ માઈલ સુધીના વિસ્તારને ખંડિયેર બનાવી મૂકશે એ ધડાકાથી વાતાવરણમાં જે પડઘો પડશે, એના ધક્કા માત્રથી કેટલાય માણસોનાં હૃદય બંધ પડી ગયા હશે. ને એવો એક એક બૉમ્બ અગ્નિનો જે ગોળો પેદા કરશે...તેની ગરમી સૂર્યની સપાટીના ઉષ્ણતામાન—૬૦૦૦° સેં. કરતાં પ્રખર હશે. એ ગરમી એટલી બધી ઉગ્ર હશે કે વીસ માઈલના વર્તુળમાં જેટલાં રક્ષણ કે ઓથ વિનાનાં માણસો હશે, તેટલાંને બાળીને ભૂ કરી નાખશે. કેટલાય લોકો વિસ્ફોટનાં આરંભિક વિકિરણોની અસરથી ખતમ થઈ જશે. વિસ્ફોટના કેન્દ્રની આસપાસના ચાર માઈલ સુધીના વર્તુળમાં તો એ બૉમ્બનાં વિકિરણોનો તાપ એટલો આકરો હશે કે બબ્બે ફૂટ જાડી દિવાલોની ઓથે રક્ષાયેલા લોકોમાં પણ પચાસ ટકા માણસો એનાં ગામાં કિરણો ને ન્યુટ્રોનને કારણે ખતમ થઈ જશે.

અમેરિકાની સરકારે નીમેલી એક **રેડિએશન સબ કમિટી** આગળ બયાન આપતાં ત્યાંના ચાર અધિકારી નિષ્ણાતો ને દાક્તરોએ પરમાણુયુદ્ધના સંભવિત સ્વરૂપનો જે ખ્યાલ આપ્યો છે તે જાણવા જેવો છે.

તેઓએ કહ્યું, કે જો અમેરિકા પર હુમલો થશે—તો ૧૪૪ લક્ષ્યો પર ૨૫૦ બૉમ્બ વરસશે. એમાંનાં ૫૩ જેટલાં લક્ષ્ય તો સામાન્ય નાગરિકોની વસ્તીઓ જ હશે, એમાંનાં કેટલાંક ઔદ્યોગિક કેન્દ્રો હોવાને કારણે દુશ્મનોનું લક્ષ્ય બન્યાં હશે. બાકીનાં ૫૯ કેન્દ્રો મુખ્યત્વે લશ્કરી થાણાં હશે, તે પછીય બાકી રહી જાય છે તેવાં ૩૨ લક્ષ્યોમાં લશ્કરી થાણાં ને નાગરિક વસ્તીઓનો ખોડો કાઢવાનો ઉદ્દેશ હશે.

આ હુમલામાં જે બૉમ્બ વપરાશે—તે પાંચ, દસ યા વીસ મેગેટન શક્તિ ધરાવનાર સુપર બૉમ્બ હશે. આમાંના સોએ સો ટકા બૉમ્બ નિર્ધારિત લક્ષ્ય સાધી શકશે એવું માનવાનાં આપણી પાસે કોઈ કારણ નથી. અવકાશી સંરક્ષણ માટેની વ્યવસ્થાને કારણે હુમલાખોર વિમાનોના કેટલાક હલ્લાઓને ખાળી શકાશે. પરંતુ શ્રી, શાફર કહે છે તે વિચારવા જેવું છે: 'આજ સુધીમાં આપણે ક્રમમાં ક્રમ ને વધુમાં વધુ વિસ્ફોટક-વિનાશક શક્તિવાળા એમ બન્ને પ્રકારના બૉમ્બનાં અખતરા કરી ચૂકેલા છીએ, તે બન્નેની વિનાશકતાનું માપ કાઢી ચૂકેલા છીએ. તે પરથી કહી શકાય કે આજે એકલા અમેરિકા પરના હુમલામાં દુશ્મનનાં જેટલાં સંભવિત લક્ષ્યો છે, તેનો વિનાશ સાધવા ૬૦૦૦ મેગાટન જેટલી વિસ્ફોટક શક્તિ દુશ્મન વાપરશે. ને આટલી શક્તિ એટલે સમગ્ર બીજા વિશ્વયુદ્ધ દરમિયાન વપરાયેલી શક્તિ કરતાં ૨૦૦૦ ગણી શક્તિ...!

આથી કરીને ટૂંકામાં ટૂંકા ગાળા દરમિયાન દુશ્મનનો ખાતમો કરી નાખવો, એ જ હવે આ પરમાણુયુદ્ધમાં બન્ને પક્ષની વ્યૂહરચના રહેશે...ને એમ થાય તો જ વળતા ઘા કરવાની દુશ્મનની નેમને મહાત કરી શકાય. આજે બન્ને પક્ષે પરમાણુશસ્ત્રોનો જે ગંજ ખડકાઈ રહેલ છે, જેનો ખડકલો રોજ ને રોજ વધતો જ જાય છે, તે પરથી આ લોકો કહે છે કે, ટૂંક ભવિષ્યમાં ૧૦,૦૦૦ મેગાટન શસ્ત્રોની ફેંકાફેંકી-વાળા યુદ્ધની 'સંભાવના' આકાર ધારણ કરતી દેખાય છે. ને આ 'સંભાવના' 'વાસ્તવિકતા'માં પલટાઈ ગઈ તો...? દાક્તર ફેલોગ કહે છે: અમેરિકાની ૧૫ કરોડ ને ૧૦ લાખની વસ્તી પર ૨૫૦ બૉમ્બ પડતાં એનો વિનાશ, કેવી ને કેટલી ગતિએ, શા શા પ્રકારે થયો હશે—એનો અંદાજ કંઈક આવો છે:

—પહેલે જ દિવસે: ૭ કરોડ ૧૦ લાખ મૃત્યુ: ૫ કરોડ ૩૭ લાખ ઘાયલ બિમાર.

—સાતમા દિવસ સુધીમાં કુલ ૫ કરોડ ૧૦ લાખ મૃત્યુ: ૪ કરોડ ૭૦ લાખ ઘાયલ બિમાર.

—ચૌદમા દિવસ સુધીમાં કુલ ૬ કરોડ ૧૦ લાખ મૃત્યુ: ૩ કરોડ ૧૦ લાખ ઘાયલ બિમાર.

—સાઠમા દિવસ સુધીમાં કુલ ૭ કરોડ ૨૦ લાખ મૃત્યુ: ૨ કરોડ ૧૦ લાખ ઘાયલ બિમાર.

[ વિશ્વમાનવ : 'નવેમ્બર' '૫૯

• પહેલે દિવસે મૃત્યુ પામનારાં વિસ્ફોટની આગ ને ધક્કાથી મરશે.

• બીજા દિવસથી વિકિરણોની વિધવિધ અસરોથી મરશે.

વળી ભુક્કો થઈ તૂટી પડતી ઈમારતો ને વિસ્ફોટથી લાગેલી આગે કેટલાંયનો કોળિયો કર્યો હશે. એણે નિપજાવેલા જખમો અસાધ્ય બનતા કેટલાંય પર મૃત્યુએ પંજો માર્યો હશે.

આ બધા મૃત્યુ ને આઘાત–બિમારીના આંકડાઓને અક્ષરશઃ સાચા માની લેવાની કે એમાં ઓછા–વત્તાની શક્યતાની ચર્ચા કરવાની ગડમથલમાં પડવાની જરૂર નથી. પરંતુ પરમાણુ બોંબના પ્રયોગો ને હિરોશિમા ને નાગાસાકી પછી 'શું થઈ શકે' એની કલ્પના કરવા માટે નક્કર ભૂમિકા મુદ્દામ મળી રહે છે. એ હિસાબે દાક્તર કેલોગ વગેરેએ સંભવિત પરમાણુયુદ્ધની હોનારતના જે આંકડા આપ્યા છે, તેમાં ૬૫ કરોડની વસ્તીમાંથી ૫ કરોડ ને ૮૦ લાખ અક્ષુણ્ણ બચી ગયાની ગણત્રી પણ છે. પણ, તેઓ સલામત બચી ગયાથી નિરાંતનો શ્વાસ લઈ શકે તેમ નથી. કારણ, એમનાં સંરક્ષણ ભોંયરાંમાંથી નીકળીને જેવાં તેઓ આસપાસ ફરવા માંડશે, કે કિરણોત્સર્ગી રજકણોની વર્ષા એમને ઝડપી લીધા વિના નહિ રહે.

અત્યાર સુધી આ યુદ્ધનો આપણે તત્કાલ મૃત્યુ ને જાન-હાનીની દૃષ્ટિએ જ વિચાર કર્યો. પરંતુ એની સાથે સાથે જ બીજા અનેક સવાલો આપોઆપ ઊભા થઈ જાય છે.

• એક તો કિરણોત્સર્ગી તત્ત્વનો ચેપનો. આ પ્રકારના બોમ્બમારામાં જમીનમાં પચનાર સ્ટ્રોન્શિયમ ૯૦નું જબરદસ્ત પ્રમાણ હોય છે. તે ૮૦–૯૦ વર્ષ સુધી માણસ જાતને માથે કેવડી મોટી આફત ઉતારી શકે એમ છે!

કિરણોત્સર્ગી તત્ત્વો ભળતાં ઝેરી બની ગયેલાં પાણી! પરમાણુ રજકણોની વર્ષા—કુદરતી વરસાદની ધીરી ધારાએ વરસનારું ઝેર! નદી, સરોવર, વાવ, કૂવા, તળાવ... દાક્તર શોફર કહે છે કે દક્ષિણ અમેરિકામાં આવેલું મિશિગન સરોવર એટલે કેટલાંય શહેરોને પાણી પૂરું પાડનારો જળ-ભંડાર. બોમ્બમારાને પહેલે જ દિવસે એનું પાણી વિકિરણો-ના ઝેરથી ડહોળાઈ જવાનું, ને પહેલે ફટકે બચી ગયેલાં સેંકડોને માટે જીવલેણ શાપરૂપ બની જવાનું. (ઓછામાં ઓછા સાઠ દિવસ માટે તો ખરું જ.)

ને તમે એમ માનો છો કે, મૃત્યુના આ પ્રલયકારી તાંડવ પછી, જે બચી જવા પામ્યાં હશે, એ લોકો પોતાની જાતને 'નસીબનાં બળિયાં' ગણી 'હાશ' કરી જીવવાની પરિસ્થિતિમાં હશે? અલબત્ત નહિ. બોમ્બમારાએ એમના જીવનનાં પ્રાથમિક સાધનસગવડોનો ય ખુરદો કાઢી નાખ્યો હશે. વિકિરણોના ઓછાયાથી અભડાઈ ન હોય એવી એક વસ્તુ હાથ લાગવી મુશ્કેલ હશે. એટલે સુધી કે દવાદારૂ, હોસ્પિટલ, દાક્તરો, નર્સોનું તંત્ર પરમાણુના આ રુદ્ર પ્રકોપમાં સલામત રહી જવા પામ્યું હશે, એવી ખાત્રી બેમાંથી એકે ય પક્ષ પોતાની પ્રજાને આપી શકે તેમ નથી.

દાક્તર લિનસ પોલિંગ કહે છે કે 'જો આપણે ભાવિ પરમાણુયુદ્ધની કલ્પના કરતા હોઈએ, તો સાથે સાથે એ વસ્તુયે ખાત્રીપૂર્વક સમજી લેવી જોઈએ કે, યુદ્ધ ફાટી નીકળ્યાને પહેલે જ તડાકે...ને તે પછીના ૬૦ દિવસના ગાળામાં અમેરિકાની વસ્તીનો મોટો ભાગ ખતમ થઈ ગયો હશે.'

આ જ હિસાબે આખી દુનીયાનો ખ્યાલ કરો. ટાંપીને ચાંપ દાબવા તૈયાર બેઠેલી અમેરિકાની લશ્કરી સત્તાએ જે ગોળા છોડયા હશે, એણે ય બીજા પ્રદેશોમાં આવો ઉધમાત નહિ વરસાવ્યો હોય? સોવિયેત યુનિયનમાં ૨૨ કરોડ ૫૦ લાખની વસ્તી. આખા યુરોપના નાના મોટા દેશોમાં થઈ ૪૨ કરોડ ૫૦ લાખની માનવ વસ્તી છે. આ બધા વિસ્તારમાં યુદ્ધની છાવણીઓ ને અણુશસ્ત્રોનો ભંડોળ હશે જ. એનો અર્થ એ કે એક અબજની માનવ વસ્તીવાળો આખો ભૂખંડ પરમાણુયુદ્ધના ભયંકર વાવટોળમાં સપડાઈ બેદાન-મેદાન થઈ ગયો હશે ને સાઠ દિવસમાં તો એની પોણા ભાગની વસ્તીનો નાશ થઈ ચૂક્યો હશે!

પરમાણુ બોમ્બ ને હાઈડ્રોજન બોમ્બના વિસ્ફોટોથી રણક્ષેત્ર બનેલા પ્રદેશો કિરણોત્સર્ગી રજકણોની વર્ષાથી ઢંકાઈ જશે ને એમાં ૮૦ ટકા જેટલો પરિપાત (ફોલ આઉટ) જ્યાં બોમ્બ ફૂટશે, તે તે પ્રદેશને જ અસર કરનારો હશે. પણ બાકીનો ૨૦ ટકા પરિપાત વાતાવરણના ઊંચા થરોમાં ફેલાઈ જઈ–આખી પૃથ્વીની સપાટી પર એક સરખા પ્રમાણમાં, અમુક વરસોના ગાળા દરમિયાન સતત વરસતો રહેશે.

આ બાબત કેલિફોર્નિયા યુનિવર્સિટીના ડાક્તર જે. લોરેન્સ કુલ્પ તથા એમના સાથીઓએ જે સંશોધન કરેલ છે, તેમાં તેઓ કહે છે કે, આજ સુધીમાં જે પરમાણુ અખતરા થયેલા છે, તેને કારણે ૧૯૭૦ની સાલ સુધીમાં માણસોનાં હાડકાંમાં સ્ટ્રોન્શિયમ ૯૦નું તત્ત્વ, એમના શરીરમાંના કેલ્શિયમના પ્રમાણમાં ૧ ગ્રામ કેલ્શિયમ દીઠ ૨.૯ માઈક્રો માઈક્રોક્યુરીસ ( માપ ) જેટલું ભેગું થઈ ગયું હશે.

હવે જો આવું પરમાણુયુદ્ધ ફાટી નીકળ્યું તો માણસના શરીરમાં એક ગ્રામ ( ચણાભાર ) કેલ્શિયમ દીઠ ૨૯૦ માઈક્રોક્યુરી જેટલું સ્ટ્રોન્શિયમ ૯૦નું પ્રમાણ થઈ જશે. ને એ પછી લ્યુકેમિયા, હાડકાનું કેન્સર, અકાલ વૃદ્ધત્વ, વંધ્યત્વ ને માનવ-વંશ-વેલાની જે વિકૃતિ સર્જાશે, તેના બોજ હેઠળ બાકીની ૨ અબજની માનવ વસતીનું જીવન જીવવા જેવું જ નહિ રહ્યું હોય.

આ સંભવિત યુદ્ધમાં બે પક્ષે સામસામી છોડેલાં પરમાણુ ને હાઈડ્રોજન શસ્ત્રો પાંચ હજાર મેગેટન શક્તિનો સ્ફોટ કરશે. એ સ્ફોટથી જે કિરણોત્સર્ગી તત્ત્વો છૂટાં પડશે તેને જો ૧ કરોડ ૧૦ લાખ ચોરસ માઈલના વિસ્તાર પર સરખેસરખાં પાથરી દઈએ, તો સ્ફોટના ચોવીસ કલાક પછી ૧૫૦૦ રોન્જન જેટલો કિરણોત્સાર વાતાવરણને ભરી રહ્યો હશે. જે એની સામે રક્ષણવિહોણા હશે, યા જેમણે અગાઉથી સાવચેતીનાં પગલાં લીધાં નહિ હોય, એવા લોકોને નુકસાન કર્યા વિના નહિ રહે. ૨૪ કલાક પહેલાં તો એણે અનેકગણું નુકસાન કરી લીધેલું હશે.

વિકિરણોની આટલી માત્રા માણસની આયુ-દોરીને વીસથી ચાલીસ વર્ષ જેટલી ટુંકાવી નાખવાની શક્તિ ધરાવે છે. અલબત્ત, રણક્ષેત્ર બનેલા પ્રદેશોથી અત્યંત વેગળા, દૂરના—છેડાણવાળા પ્રદેશમાં લોકો સલામત બચી ગયાં હશે. પણ તેઓ આ હોનારતના ભોગ બનેલાની મદદે દોડી ગયાં અથવા સંપર્ક સાધતાં રહ્યાં તો તેમનીય ભૂંડી જ હાલત થવાની ! એ ડરે બંને પરસ્પર બહિષ્કૃત બની જીવશે.

પરંતુ એમની આ તકેદારીનો પણ બહુ અર્થ નહિ રહ્યો હોય, કારણ પાંચ હજાર યા ૫૦ હજાર મેગાટન બૉમ્બના ધડાકાઓએ વાતાવરણના થરોને કિરણોત્સર્ગી રજકણોથી છાઈ દીધેલ હશે. વિકિરણોની અસરથી આખી દુનિયાની માનવ-વસ્તીની પ્રજનનશક્તિ પર વિપરીત અસર પડી ચૂકી હશે. જિનના પરિવર્તનનો દર દસ ગણો વધી ગયો હશે. બૉમ્બ ફાટ્યા હશે, તે પ્રદેશમાંના લોકોએ તો હજ્જારો રોન્જન વિકિરણો પચાવવાં પડ્યાં હશે, ને તેથી ઘણા લોકો વંધ્યત્વ પામી ચૂક્યા હશે. ને તેમ નહિ થયું હોય એવા લોકો બાળકને નામે ચમકાવી મૂકે એવી વિકૃતિવાળાં પિંડને જન્મ આપી રહ્યા હશે !

હિંદ, ચીન, આફ્રિકા ને ઑસ્ટ્રેલિયા જેવા દેશો, આ વિશ્વવ્યાપક કિરણોત્સર્ગી રજકણોની વર્ષામાંથી બાકાત નહિ રહેવા પામે.

ડૉ. એચ. જે. મુલરે ૧૯૫૮માં 'કોલોરાડો, ક્વાર્ટર્લી' નામના સામયિકમાં એ વિષય પર એક અભ્યાસપૂર્ણ લેખ પ્રસિદ્ધ કરેલો. તેમાં તેઓએ કહ્યું છે કે, 'આજે વાતાવરણમાં વિકિરણોની અસર એટલી છે કે, એણે પ્રેરેલ જિનના પરિવર્તનના પરિણામે પાંચ માણસે ૧ માણસ વંશવારસ વિના મૃત્યુ પામે છે...ને જો આ પ્રમાણ આજના કરતાં પાંચ ગણું જ વધ્યું, તો એનાં પરિણામોની કલ્પના કરવી મુશ્કેલ છે.'

ને લગભગ તમામ વિજ્ઞાનીઓને એ વાત સમજાઈ ચૂકી છે કે, જો પરમાણુયુદ્ધની સંભવિતતા વાસ્તવિકતામાં પલટાઈ ગઈ, તો આજે આપણે જેને 'માનવ'ને નામે પિછાણીએ છીએ, તે જાત ને એનું આખું સ્વરૂપ, ઓળખી ન શકાય એટલી હદે પલટાઈ જશે.



[ માણસજાતની પ્રજનન શક્તિ ઉપરનો અભિશાપ ]

# ભાવિ પેઢીઓ પર ઓથાર

પરમાણુબૉંબના પ્રત્યેક અખતરામાં માનવજાતનું વર્તમાન અને ભાવિ કેટલું જોખમાય છે, એનો પૂરેપૂરો તાગ તો હજી આપણા વિજ્ઞાનીઓ જીવશાસ્ત્રીઓ, તેમ જ પ્રજનનશાસ્ત્રીઓ સુદ્ધાં મેળવી શકયા નથી. પરંતુ આજલગીમાં આ બાબત જે કંઈ સંશોધનો થયાં છે, ને જે કાંઈ અનુભવો ને માહિતી સાંપડ્યાં છે, તે પરથી એટલું તો સ્પષ્ટ થઈ ગયું છે કે, પરમાણુ વિસ્ફોટોથી મુક્ત થઈ પૃથ્વીના વાતાવરણમાં જે કિરણોત્સર્ગી પરમાણુ રજકણો ફેલાઈ રહ્યાં છે, તે આ પૃથ્વી પરની જીવસૃષ્ટિ,તેમ જ માનવજાતને માટે અત્યંત ગંભીર પરિણામો લાવનારાં છે.

—એની એક અસર ( Genetic ) માણસજાતની પ્રજનનશક્તિ પર પડવાની છે. ને એને પરિણામે, માણસનાં ભાવિ સંતાનોને માથે વિકૃતિ ને રોગનો અભિશાપ ઊતરવાની વકી છે.

—એની બીજી અસર (Somatic) છે, વર્તમાનયુગમાં જીવતી, ને ઊગીને ઊભી થતી પેઢી પર. આજના જમાનામાં જીવતા માણસના શરીરની તંદુરસ્તી પર ફટકો મારનારી, ને તરેહતરેહના રોગોને બહેકાવનારી અસર.

આ લેખમાં આપણે માણસની પ્રજનનશક્તિ પર જે અસર થાય છે, એની જ વાત સમજવા પ્રયાસ કરીશું. ને આ પછીના લેખમાં માણસના શરીર પર થતી અસરોનો અંદાજ લઈશું.

---

થોમસ હન્ટ મોરગન અને જ્યોર્જ મેન્ડલ જેવા વિજ્ઞાનીઓએ અથાગ પરિશ્રમ લઈ, જે સંશોધનો કર્યાં છે, તે પરથી માણસજાતની પ્રજનનની પ્રક્રિયા વિષે આપણે ઘણું ઘણું જ્ઞાન ને માહિતી સંપાદન કરી શકયાં છીએ. તેઓ કહે છે કે, આ દુનિયામાં જે કોઈ બાળક જન્મે છે, તે દરેક એનાં માબાપ પાસેથી વારસામાં ૧ લાખ જિન-( Gene ) લઈને જન્મે છે. એમાં મા ને બાપ બંનેનો અરધો અરધો હિસ્સો હોય છે.

આ હિસાબે આજે દુનિયામાં જે પોણા ત્રણ અબજની માનવ વસ્તી છે, એ તમામે તમામને-એક એક લાખ જિન વારસામાં મળેલાં છે. પોણા ત્રણ અબજ માનવીને મળેલાં લાખ લાખ જિનનો સરવાળો મૂકતાં, જે પરાર્ધો જિનનો પુંજ આપણી દુનિયા પાસે છે, તે વિરાટ સરોવર યા દરિયાની નીર-સંપદની જેમ, માણસ જાતની સમૃદ્ધિ જ ગણોને. વહેતાં પાણીના પ્રવાહની જેમ આ જિનોની આપલે સતત ચાલુ રહે છે. ને આપણે દુનિયામાં જે વિધવિધ રૂપ, રંગ, કદ, સ્વભાવ ને ઘડતરનાં માનવીઓ જોઈએ છીએ, એ આ જિનની જ લીલા છે ! આ વસ્તુ વિજ્ઞાનીઓ આપણને બહુ સુંદર રીતે, એમનાં અતિ ઝીણવટભર્યાં નિરીક્ષણો ને સંશોધનો દ્વારા સમજાવે છે.

વહેતાં પાણીની માફક જ, આ 'જિન'માં પણ કાળક્રમે, નૈસર્ગિક કારણોસર પરિવર્તનો થતાં જ રહે છે. ને આમાં, વિજ્ઞાનીઓ કહે છે કે, માબાપ તરફથી ન મળ્યાં હોય એવાં જિન પણ બાળકમાં દેખા દેતાં હોય છે. દાખલા તરીકે હિમોફિલિયાનું જિન.

હિમોફિલિયા જિન એટલે? માણસના શરીર ઉપર કયાંય કાપો પડે કે એમાંથી લોહી વહેવા માંડે છે. સામાન્ય રીતે, થોડી જ વારમાં એ કાપા પર લોહી થીજવા માંડે છે, ને થીજીને એક પડ જેવું બંધાઈ જઈ, શરીરમાંથી ઝમતા લોહીના પ્રવાહને થંભાવી દે છે. પરંતુ કેટલાક લોકો એવા પણ હોય છે કે, જેના શરીરમાં એક વાર કાપો પડયો ને લોહી નીકળવા માંડયું, કે એ થંભે જ નહિ ! આખા શરીરમાં જેટલું છે તેટલું બધું લોહી વહી જાય, તો પણ લોહી થીજી ગંઠાઈને પડ બંધાવાની ક્રિયા એમના લોહીમાં થવાની જ નહિ ! હવે જે માણસના લોહીમાં આવી થીજવા ગંઠાવાની શક્તિ ન હોય, તે હિમોફિલિયા જિનવાળો

માણસ. આબાપે આપેલાં એક લાખ જિનમાં તો આવું ખરાબ જિન નહોતું જ. કારણ એમને આવી કોઈ તકલીફ યા ફરિયાદ હતી જ નહિ. ત્યારે એમના બાળકમાં આ કેમ બન્યું ? તો વિજ્ઞાનીઓ કહે છે કે, નૈસર્ગિક કારણોસર આ જિનપુંજમાં જે પરિવર્તનો થતાં રહે છે, એ મુજબ બાળકને વારસામાં મળેલાં ૧ લાખ જિનમાંનું એક જિન ખરાબ, ખામીવાળા જિનમાં પલટાઈ ગયું !

વિજ્ઞાનીઓના કહેવા મુજબ ૪૦ હજાર છોકરા (છોકરીઓ નહિ) જન્મે છે, એમાનો એક જ છોકરો આવું હિમોફિલિયા જિન લઈને જન્મે છે. તેવી જ રીતે બીજું એક જિન છે એકોન્ડ્રોપ્લાસિયાનું. આ જિનવાળા બાળકનાં હાથપગનાં હાડકાં જ વધવાનાં અટકી જાય છે. એટલે માણસની ઉંમરની સાથે સાથે એના આખા શરીરની વૃદ્ધિ થાય, તેમ એના હાથપગ પણ પ્રમાણમાં વધવા જોઈએ, તે વધતા નથી. હાથ એકદમ ટૂંકા ને કમ્મરની નીચેનો–થાપા પછીનો ભાગ ટૂંકો રહી ગયો હોય છે. આ જિનનો સ્વભાવ જ એવો છે કે, તે હાડકાની વધવાની શક્તિને અટકાવી નાખે ને તે શક્તિના કેન્દ્રમાં અવરોધરૂપ બને. અલબત્ત આવું ખામીવાળું જિન પણ ૧૨ હજાર ને ૫૦૦ બાળકે એક જ બાળકમાં હોય છે.

આ તો બે જ ખામીવાળાં જિનનો આપણે પરિચય લીધો. પણ આવાં અનેક જુદા જુદા સ્વભાવ ને ચાલચલગતવાળાં જિન માનવજિન-પુંજમાં ભળી જઈ, શારીરિક વિચિત્રતાઓ ને ખામીઓ સર્જતાં માનવજાતના જીવનમાં ઉત્પાત મચાવી રહેલાં હોય છે.

વધુમાં, આ દિશામાં સંશોધનો કરતાં કરતાં માણસને એ વાતનું જ્ઞાન પણ લાધ્યું છે કે, માણસજાતનાં જિનમાં થતાં આ પરિવર્તનો મોટે ભાગે હાનિકારક હોય છે. અલબત્ત, કુદરતે એમાં પોતાનો અંકુશ મૂકેલો જ છે. ને એ રીતે, ખોટાં, ખામીવાળાં જિનનાં સંખ્યા બેફામ હદે વધી ન જાય એ માટે કુદરતી અંકુશ તરીકે 'કુદરતી વરણી' (નેચરલ સિલેક્શન)નો કાનૂન રચેલો છે. જેને કારણે અમુક ખરાબ જિનવાળાં પ્રાણીઓ ને માનવોની પ્રજોત્પત્તિની શક્તિ જ હરાઈ ગયેલી હોય છે; એમનામાં પોતાનો વંશવેલો આગળ વધારવાની શક્તિ ઘસાતી ઘસાતી ખતમ થઈ જાય છે. ને એ રીતે, ખરાબ જિનધારીઓમાં મોટાભાગનાઓની કુદરતી જ નાબૂદ થઈ જતી હોય છે. જેમકે, હિમોફિલિયાનું જિન લઈને જન્મેલાં આઠ બાળકોમાંથી એક જ બાળક પોતાનો વંશવેલો આગળ વધારવાની શક્તિ ધરાવતું હોય છે. પરંતુ, જો આવું ન થાય, તો તો માનવ–જિન–પુંજમાં ખામીવાળાં જિનનું ચલણ અણથંભ ચાલ્યા જ કરે, ને અમુક પેઢીઓ સુધીમાં તો એનો આખોય જિન–પુંજ ડહોળાઈને રગડો થઈ જાય. અર્થાત્ રોગિષ્ટ ને ખોડવાળાં બાળકોની સંખ્યા બેહદ વધી જાય !

આજથી ત્રીસ વરસ પહેલાં ડૉક્ટર એચ. જે. મૂલર નામના વિજ્ઞાનીએ શોધી કાઢ્યું કે, ક્ષ-કિરણોની અસર પહોંચતાં પ્રાણી, માનવ ને વનસ્પતિની જિનપરિવર્તનની જે પ્રક્રિયા થાય છે, એનો પરિવર્તનનો દર વધી જાય છે.

ડૉ. મૂલરની આ શોધ માણસજાત માટે અતિ મહત્ત્વની નીવડી. કારણ તે પછી જ આપણે જિન-પરિવર્તન પાછળ કામ કરી રહેલ નિસર્ગની શક્તિને—વિશ્વકિરણોને (કૉસ્મિક રે) ઓળખી શક્યાં ને જાણી શક્યાં કે, એના આલ્ફા, બિટા, ગામા ઇત્યાદિ કિરણો જિનપરિવર્તનની પ્રક્રિયાને ઉશ્કેરનાર છે.

આ કુદરતી વિકિરણો ને એમની શક્તિ આડા બંધ બાંધી, માણસના વંશવેલાને થતી વિપરિત અસર ટાળવાના ઉપાય યોજવાને બદલે, જો માણસ પૃથ્વીના વાતાવરણને વિકિરણોના ભારથી લાદી દઈ, જિન–પરિવર્તનની ગતિ આજે છે, તે કરતાં બમણી થઈ જાય તેવું કંઈક કરે તો ? તો એનો અર્થ એટલો જ કે હિમોફિલિયા ને એકોન્ડ્રોપ્લાસિયાના જિનવાળા બાળકોની સંખ્યા બેવડાઈ જવાની.

ને વિજ્ઞાનીઓ માને છે કે—

**જો વિશ્વમાં પરમાણુ શસ્ત્રો વડે લડાનારું યુદ્ધ ફાટી નીકળે, તો એથી માનવ–જિનના પરિવર્તનની ગતિ બેવડી ત્રેવડી નહિ, પણ દસ ગણી થઈ જવા સંભવ છે.**

**વળી એવું યુદ્ધ થયું તો એ પ્રલયની માફક વ્યાપક ને ઊંડો વિનાશ કરનારું હશે. ને એ પછી ભાવિ પેઢીને પાળી–પોષી ઊભી કરવા પૂરતાં માણસો પણ જીવતાં રહેવા પામવાનાં નથી. એટલું જ નહિ, એથી માનવ–વંશ–વૃક્ષનાં**

**મૂળિયાંમાં એવો ધક્કો બેસવાનો છે કે; એને કારણે આવતી પેઢીઓનાં સંતાનોને માણસની પ્રજા તરીકે ઓળખવાં પણ મુશ્કેલ બની જાય, એટલી હદે એમની વિકૃતિ થઈ ગઈ હશે.**

આ તો સંભવિત પરમાણુયુદ્ધ, કોઈ કમભાગી પળે, વાસ્તવિક બની, આવીને ઊભું રહી જાય, તો શું થાય એની વાત થઈ. એની વાત બાજુએ મૂકીએ તો ય, આજે પરમાણુશસ્ત્રોના અખતરાઓએ પૃથ્વીની આબોહવામાં જે વિકિરણોનો ભાર લાદી દીધો છે, તેણે આપણી માનવજાતનાં જિન-પરિવર્તનની ગતિને અકુદરતી ધક્કો આપી જ દીધો છે. ને એને પરિણામે માનવ યાતનાઓનું પ્રમાણ જ વધ્યું છે.

આવું માનવાને આપણી પાસે પૂરતાં કારણો છે. પ્રજનન-શાસ્ત્ર ને જીવ-શાસ્ત્રના વિજ્ઞાનીઓએ આ બાબત કરેલાં સંશોધનો બતાવે છે કે,

* તમામ પ્રકારનાં ગામા કિરણો (હાઈ એનર્જી રેડિએશન) જિન-પરિવર્તનનું કારણ બને છે.

* માણસના પ્રજનન અવયવો સુધી અસર પહોંચાડનાર વિશ્વકિરણો—(કૉસ્મિક રેઝ) ગામા, આલ્ફા, બિટા ઇત્યાદિ તમામ વિકિરણો જિન-પરિવર્તનની પ્રક્રિયાને ઉશ્કેરનાર છે.

* કુદરતી આબોહવામા, ખનિજતત્ત્વો ને પાણી, માટીમા રહેલાં વિકિરણોની માણસના જન્મથી માંડીને તે એ પુખ્ત વયે પહોચી, ગર્ભાધાનની ઘડી સુધી પહોંચે, ત્યાં લગી એનાં પ્રજનન અવયવો પર અસર થયા કરતી હોય છે બાની સારીમાઠી બંને અસરો એના ગર્ભ પર પડતી હોય છે ને એના જિન-પરિવર્તનનું કારણ બનતી હોય છે.

* ડૉ. જેમ્સ ક્રો. વિસ્કોન્સિન યુનિવર્સિટીમાં પ્રજનન ને જીવવિદ્યાના પ્રાધ્યાપક હતા. તેમના મત અનુસાર, ક્ષ-કિરણો (એક્સ રે)ની અસર જેટલે અંશે માણસનાં પ્રજનન અવયવો ઉપર પડે છે, તેટલે અંશે તે તેઓની જિન-પરિવર્તનની ગતિને વધારનાર બને છે.

આ અંગે તેઓ કેટલાક રેડિયોલૉજિસ્ટોનાં કુટુંબોના જાતે કરેલ અવલોકન પરથી કહે છે કે, ક્ષ-કિરણો વડે રોગોનું નિદાન કરવાનું કામ બજાવતાં, બજાવતાં, આ માણસોએ જે વિકિરણો પચાવેલાં, એને પરિણામે એ લોકોનાં કુટુંબોમાં અસ્વાભાવિક અને વિચિત્રતાઓવાળાં બાળકોનું જન્મપ્રમાણ વધારે હતું. આવું જ પરિણામ, પોતાના કોઈ ને કોઈ રોગના ઉપચાર લેખે ક્ષ-કિરણોની સારવાર લેનાર માબાપોનાં બાળકો પર જોવા મળ્યું છે, એમ ફ્રાંસના એક ખ્યાતનામ દાક્તર જે. લેજ પણ જણાવે છે.

* અમેરિકાની વિજ્ઞાન વિદ્યાપીઠના રાષ્ટ્રીય સંશોધન વિભાગ તરફથી ત્યાંના તદ્દવિદોની સમિતિએ જે હેવાલ પ્રગટ કર્યો છે, તેમાં પણ કહેવામાં આવ્યું છે કે, વિકિરણ નામે પ્રજનનક્ષેત્રે અનિચ્છનીય ને હાનિકારક વસ્તુ છે. ને એનું કારણ એ જ છે કે, તે અકુદરતી રીતે જિન-પરિવર્તનની પ્રક્રિયાને ઉશ્કેરી મૂકે છે.

* અમેરિકાની નૅશનલ રિસર્ચ કમિટીના હેવાલ મુજબ, અમેરિકી પ્રજા, આબોહવામાંનાં કુદરતી વિકિરણો ઉપરાંત, ક્ષ-કિરણોના નિદાન ને ઉપચારને બહાને વિકિરણોની બીજી એટલી જ માત્રા પચાવે છે. એમનાં શરીરમાં પચતાં આ વિકિરણોનું આજનું પ્રમાણ કાયમ રહ્યું, તો એથી ભવિષ્યમાં ખોડખાંપણવાળાં, જડ મૂઢ ને પાંગળાં બાળકોનું જન્મપ્રમાણ ૧૦થી ૨૦ગણું વધી જવા સંભવ છે.

આ ઉપરાંત નવાં નવાં પરમાણુશક્તિ કેન્દ્રો (ન્યુક્લીઅર પાવર પ્લાન્ટસ)માં, તેમ જ એવા બીજા ઉદ્યોગોમાં કામ કરનારા લોકોની સંખ્યા પણ હવે પછીના જમાનામાં વધતી જ જવાની, ને સાથે સાથે ઉપર કહ્યું તે જોખમ પણ વધતું જ જવાનું.

દાક્તરો ને વિજ્ઞાનીઓની આ ચેતવણીને ધ્યાનમાં લઈ, તબીબી ક્ષેત્રે ક્ષ-કિરણોનો ઉપયોગ મર્યાદિત બને ને આવતી પેઢીનું ભાવિ જોખમાય નહિ, તેવાં પગલાં આ ભય વિષે જાગૃત દેશોમા લેવાઈ રહ્યાં છે. ક્ષય જેવા રોગોના નિદાન માટે યોજાતી સામુહિક ઝુંબેશો બંધ કરી દઈ, નિદાન માટેના બીજા તમામ ઉપાયો અજમાવી લીધા પછી જ, ના છૂટકે ક્ષ-કિરણોનો ઉપયોગ કરવો જોઈએ, એવું દાક્તરો માનતા થયા છે.

તે જ વખતે—,

અમેરિકા, રશિયા ને બ્રિટન પરમાણુ બૉંબ ફોડવાના અખતરા કર્યે જ જાય છે! અને એથી ફેલાતાં વિકિરણોના જોખમ બાબત આ પ્રત્યેક દેશના રાજકર્તાઓ પૂરેપૂરી રીતે જાણકાર હોવા છતાં, તેઓ પોતાની પ્રજાના

ને સમસ્ત માનવજાતના ભાવિ વિષે આંખઆડા કાન કરી, પરમાણુ વિસ્ફોટના અખતરા ચાલુ રાખી રહ્યા છે!

આ અખતરાઓથી બહાર પડતાં કિરણોત્સર્ગી તત્ત્વોમાં સૌથી વધુ ઘાતક તત્ત્વો સમાયેલાં છે—એ છે કાર્બન ૧૪, સેશિયમ ૧૩૭, ને સ્ટ્રોન્શિયમ ૯૦નાં તત્ત્વો. પ્રત્યેક પરમાણુ બોમ્બના વિસ્ફોટ પછી પૃથ્વી પર પાછાં ઊતરી આવનાર આ તત્ત્વોમાં ગામા કિરણોની અસર અત્યંત કાતિલ છે.

પરમાણુ રજકણની વર્ષામાં કાર્બન ૧૪ નામનું જે તત્ત્વ છે, તેની અસર પ્રત્યે પણ આ જ લગી ખૂબ જ દુર્લક્ષ સેવાયું છે. એ વસ્તુ પ્રત્યે સૌનું ધ્યાન ખેંચવાનું કામ, અમેરિકાની એટોમિક એનર્જી કમિશનના સભ્ય, ડૉ. વિલાર્ડ એફ. લિબ્બીએ કર્યું છે. સ્વીસ એકેડેમી ઑફ સાયન્સે યોજેલ એક સેમિનારમાં, ૧૯૫૮ના માર્ચની ૨૭મી તારીખે વ્યાખ્યાન આપતાં તેઓએ કહેલું કે, 'પરમાણુ વિસ્ફોટોને કારણે વાતાવરણમાંના કુદરતી કાર્બનના તત્ત્વમાં ૧૦ ટકાનો વધારો થઈ ગયેલ છે. આ કાર્બન ૧૪નું તત્ત્વ પરમાણુ બૉમ્બમાંથી પ્રચૂર પ્રમાણમાં બહાર પડે છે. અને તે માણસજાતને માટે અત્યંત જોખમકારક ને ઘાતક છે. આ તત્ત્વનું અર્ધજીવન ૮૦ હજાર ને ૭૦ વર્ષ સુધીનું છે. અર્થાત ૮૦ હજાર ને ૭૦ વર્ષ પછી એ તત્ત્વની શક્તિ અડધી થાય છે. ને બાકી જે અડધી રહી, તેને અડધો અડધ થઈ ખપી જતાં બીજાં એટલાં જ વર્ષો લાગે છે. આમ જે રહે એનું અડધું અડધું પ્રમાણુ ઘટતાં ઘટતાં કંઈ સૈકાઓ પછી એની કિરણોત્સર્ગી શક્તિનું અવસાન થાય છે.

પણ કાર્બન ૧૪ એના આ લાંબા જીવનકાળ દરમિયાન ગમે તે સમયે માણસના શરીરમાં પ્રવેશ મેળવી લઈ, ત્યાં પોતાનું પોત પ્રકાશી રહે છે. ને માણસની પ્રજનનશક્તિ પર ઘણી જ ખરાબ અસર પહોંચાડે છે. ડૉ. લિબ્બીએ એટોમિક એનર્જી કમિશનને સૂચન કર્યું છે કે-કમિશને કાર્બન ૧૪ના તત્ત્વ વિષે પ્રજાને પૂરેપૂરી જાણકાર કરી દઈ એથી સૌને સાવધ રહેવા ચેતવણી આપી દેવી જોઈએ.

પરંતુ કોઈ પણ દેશના લોકોને હજી સુધી આવી કશી બાબતની ચેતવણી આપવામાં આવેલ નથી. એટલું જ નહિ પણ બીજા વિજ્ઞાનીઓ સમક્ષ પણ આ હકીકત, છેક ૧૯૫૮-ના માર્ચમાં જ ખુલ્લી રીતે રજૂ કરવામાં આવી—ને ત્યારે જ એની ભયંકરતા તરફ તેઓનું પણ લક્ષ દોરાયું! પ્રજનન વિજ્ઞાનના ક્ષેત્રે કાર્બન ૧૪ની કરપીણ અસર બાબત વિજ્ઞાનીઓમાં આજે બે મત છે જ નહિ.

આ ઉપરાંત સેશિયમ ૧૩૭ નામનું બીજું એક તત્ત્વ, જે પરમાણુ વિસ્ફોટ બાદ કિરણોત્સર્ગી રજકણો તરીકે પૃથ્વી પર વરસે છે, તે તરફ જાપાનના એક જાણીતા વિજ્ઞાનીએ દુનિયાનું લક્ષ ખેંચ્યું છે. આ વિજ્ઞાની તે શ્રી ઈવાઓ ઓગાવા. તેઓ રોકિયોની સેંટપોલ યુનિવર્સિટીના અધ્યાપક છે. તેઓએ કહેલું કે, 'સેશિયમ ૧૩૭નું તત્ત્વ જપાનમાં ખવાતા ખોરાકમાં ઉમેરાઈ ગયું છે, ને એ લોકોની પ્રજનન શક્તિ પર થઈ રહેલી નૈસર્ગિક વિકરણોની માઠી અસર વધારવામાં પોતાનો ભાગ ભજવી રહ્યું છે.'

ડૉ. રાલ્ફ ઈ. લાપ તથા ડૉ. જેક શુબર્ટે આ વિષયના ઊંડા અભ્યાસ પછી 'Radiation, what it is and how it affects you' નામનું એક પુસ્તક લખી, માણસના શરીર પર આ બધાં તત્ત્વોનાં વિકિરણો શી શી અસરો ને કેવી રીતે પાડે છે, એનો સંપૂર્ણ ખ્યાલ આપતી ભરપૂર માહિતી પૂરી પાડેલ છે. એમાં સામાન્ય માણસની આંખ ઉઘાડી નાખે એવા દાખલા તેઓએ રજૂ કરેલા છે.

આ વિષયનો અભ્યાસ કરનાર તમામ વિજ્ઞાનીઓ આજે એવા મત પર પહોંચ્યા છે કે:

> આજ દિવસ સુધી પરમાણુ શસ્ત્રોના જે અખતરા થયા છે, તેણે વાતાવરણના સ્તરોમાં જે કિરણોત્સર્ગી રજકણો ફેલાવી દીધાં છે, તેની અસર પૃથ્વીના દક્ષિણ ગોળાર્ધ કરતાં, ઉત્તર ગોળાર્ધ પર જ વધારે થયેલ છે. હકીકતે જોવા જાઓ તો આ પૃથ્વીના ઉત્તર ગોળાર્ધ પર જ દુનિયાની મોટા ભાગની પ્રજાઓ વસેલી છે. જેમાં સમગ્ર એશિયા, યુરોપખંડ તેમ જ બ્રિટન અમેરિકાની વસ્તીનો સમાવેશ થઈ જાય છે. દક્ષિણ ગોળાર્ધમાં જુઓ તો ઑસ્ટ્રેલિયા, આફ્રિકા ને દક્ષિણ અમેરિકાના પાંખી વસ્તીવાળા પ્રદેશો જ આવેલા છે. ને છતાં આ પાંખી વસ્તીવાળા પ્રદેશો પણ આ વિકિરણોની અસરથી સાવ કોરા રહી શકવાના છે કે કેમ, એ તો સવાલ જ છે.

એટલે ઉત્તર ગોળાર્ધમાં આવેલ દેશોની વસ્તી પર થનાર વિકિરણોની અસરનું જે પ્રમાણ વિજ્ઞાનીઓએ કાઢ્યું છે, તે આખી દુનિયાની વસ્તીને લાગુ પાડી; વિચાર કરવામાં

આવે તો કશો વાંધો નહિ આવે.

અમેરિકાના એટોમિક એનર્જી કમિશને 'હાઈયીલ્ડ ન્યુક્લીઅર એક્સપ્લોઝન ઍન્ડ ધટસ નેચર' એ વિષય પર પોતાનાં સંશોધનોનો અહેવાલ પેશ કર્યો, તેમાં લખેલું છે કે—

'આજ સુધીમાં બ્રિટન ને રશિયાએ પોતપોતાના તાબાના વિસ્તારોમાં ને અમેરિકાએ પ્રશાંત મહાસાગરના ટાપુઓ પર ને બીજે, પરમાણુ વિસ્ફોટના જે અખતરા કર્યા છે, તેનાથી વાતાવરણનાં સ્તરોમાં પ્રસરી રહેલ વિકિરણોનું અમેરિકન પ્રજાએ પચાવેલ પ્રમાણ ૧ રૉન્જન (માપ)ના દસમા ભાગ જેટલું છે. ને આ તો ૧૯૫૫ સુધીમાં થયેલા અખતરાઓનો જ આંક અંદાજ છે!

પરંતુ આથી ઓછાવત્તા પ્રમાણમાં, ને કમ-બેશી ગતિએ જો પરમાણુ વિસ્ફોટના અખતરા ચાલુ રહ્યા તો, માણસના વંશવેલા માટે ને એની આજની શારીરિક તંદુરસ્તી પર થનારી એની ઘાતક અસર ઘટવાની નહિ પણ વધવાની જ છે, એ વિષે તો સામાન્ય માણસને પણ શંકા કરવા જેવું લાગશે નહિ.

સ્ટ્રૉન્શિયમ ૯૦નું તત્ત્વ મુખ્યત્વે હાઈડ્રોજન બૉમ્બના ધડાકાઓમાં ખૂબ મોટા પ્રમાણમાં બહાર પડે છે. આ તત્ત્વ કેલ્શિયમના તત્ત્વને (ચૂનાને) મળતું આવે છે. ને વનસ્પતિ તેમ જ માણસના કલેવરને બંધાવામાં ઘણા ઉપયોગી એવા કેલ્શિયમનો વેશ ધરી, તે વનસ્પતિમાં શોષાઈ આવે છે. ને ઘાસ ચારા પર નભનારાં દુધાળાં ઢોરના શરીરમાં, ને ત્યાંથી માણસના—બાળકના શરીરમાં પ્રવેશ મેળવી લે છે. મુખ્યત્વે શાકાહારી હોય એવી પ્રજાઓ આ ઝેરીલી તત્ત્વને શાકભાજી ને દૂધ વાટે પોતાનાં શરીરમાં પ્રવેશ પામતાં અટકાવી શકતી નથી. ને એથી બસ્લેલ રોગ ને નુકસાનીનો સહેલો 'શિકાર' બની રહે છે.

પરમાણુ વિસ્ફોટથી વાતાવરણનાં સ્તરોમાં ઊંડે સુધી ફેલાઈ ગયેલાં કિરણોત્સર્ગી રજકણો પોતાની ચોક્કસ ગતિ મુજબ, પૃથ્વી પર પાછાં વરસી રહે છે. આ બાબતમાં અમેરિકન વિજ્ઞાની ડૉ. લિબ્બીનું માનવું એવું છે કે—'આ વિસ્ફોટોથી ટ્રોપોસ્ફિઅર—એટલે કે, દરિયાની સપાટીથી ૪થી ૧૦ માઈલની ઊંચાઈ સુધી ફેલાયેલાં કિરણોત્સર્ગી પરમાણુ રજકણોને પૃથ્વી પર ઊતરી આવતાં ૧૫ દિવસ યા મહિના-જેટલો સમય નીકળી જાય છે. જ્યારે ૪થી ૧૦ માઈલની ઉપરના અવકાશી સ્તરોમાં, એટલે કે સ્ટ્રેટોસ્ફિઅરમાં પ્રસરી ગયેલ કિરણોત્સર્ગી રજકણોને પૃથ્વી પર ઉતરતાં દસેક વર્ષ જેટલો ગાળો નીકળી જાય છે. ને આ સ્ટ્રેટોસ્ફિઅરમાં પ્રસરેલાં પરમાણુ રજકણો પૃથ્વી ફરતે વીંટળાઈ રહેલ વાતાવરણમાં સરખે ભાગે પ્રસરી જઈ સર્વત્ર સમાનભાવે વરસી રહે છે.

હવે આ કિરણોત્સર્ગી પરમાણુ રજકણોની ઘોર ઘાતકતાનો અંદાજ લઈએ.

દર વર્ષે દુનિયામાં સાડા સાત કરોડ (૭,૫૦,૦૦,૦૦) બાળકો નવાં જન્મે છે. આમાં બે ટકા, એટલે કે ૧૫ લાખ બાળકો એવાં હોય છે, જેઓ વારસાગત રીતે, પરિવર્તિત-જિનને કારણે, કોઈ ને કોઈ પ્રકારની ગંભીર ખોડ લઈ ને જન્મેલાં હોય છે. એથી ય વધારે સંખ્યા એવાં બાળકોની હોય છે કે, જેઓ બહુ ગંભીર નહિ, એવી કોક એકાદી ખોડવાળાં હોય છે.

આમાં હવે કોઈ જાણતું નથી કે, આ બધાંમાં કુદરતી વિકિરણોની અસરથી કેટલાનાં જિન બગડયાં હશે, ને કેટલાંને પરમાણુ વિસ્ફોટમાંથી પેદા થયેલ વિકિરણોએ ધક્કો મારીને ગબડાવેલાં હશે? છતાં આ બાબત મોટા ભાગના વિજ્ઞાનીઓનો અંદાજ એવો છે કે, કુદરતી વિકિરણોની અસર આમાં ૧૦ ટકા જેટલી છે.

નોબેલ પરિતોષિક વિજેતા, દાક્તર લીનસ પોલિંગ કહે છે કે, આજની ગતિએ પરમાણુ વિસ્ફોટના અખતરા ચાલુ રહ્યા તો જિન-પરિવર્તનની ગતિમાં ૧ ટકાનો વધારો થઈ જશે. આ એક ટકા વધારાના પરિણામે ખોડીલાં બાળકોના જન્મપ્રમાણમાં પણ ૧ ટકાનો વધારો થઈ જશે. ને ૧૫ લાખ ખોડિલાં બાળકોનો ૧ ટકો એટલે ૧૫ હજાર બાળકો! આ ૧૫૦૦૦ના જીવન પર ઘા મૂકવા માટે આપણા પરમાણુ બૉમ્બના અખતરા જ જવાબદાર હશે.

અલબત્ત, પરમાણુ અખતરાને પરિણામે, 'દર વરસે માત્ર ૧૫૦૦૦ બાળકો જ વિકૃત-શરીરી બની જન્મવાનાં છે,... 'એમાં આટલી બધી ઉહાપોહ શાને?' એવું વિચારનારા વિજ્ઞાનીઓ પણ આ ધરતી પર છે! અરે, અમેરિકાના એટમિક એનર્જી કમિશનના અધિકારીઓને મોઢેથી આવી દલીલો થઈ ચૂકી છે! એમણે એટલે સુધી

ગયા ! છેક ચાર પાંચ મહિના વીત્યે, ફરી પાછા માથા પર વાળ ઊગવાનાં ચિહ્ન દેખાયાં.

એની બીજી શારીરિક તપાસ કરતાં જણાયું કે, વિકિરણોની અસરથી એનામાં વંધ્યત્વ આવી ગયું હતું. પાછળથી પાંચ વરસે જતાં એ માણસ દેખીતી રીતે તંદુરસ્ત એવા બાળકનો પિતા બન્યો. પરંતુ વિકિરણોની અસરથી અકાળે એને બંને આંખે મોતીઓ આવી ગયો.

માણસનું તત્કાલ મૃત્યુ નિપજાવી શકે એટલાં વિકિરણોની કમમાં કમ માત્રા ૩૦૦થી ૬૦૦ રોન્જનની ગણાય. ૪૫૦ રોન્જન વિકિરણો પચાવનાર માણસોમાં લગભગ અરધો અરધ માણસો વિકિરણોની બિમારીથી મૃત્યુ પામે છે. હિરોશિમા ને નાગાસાકીની પરમાણુ બોમ્બે સરજેલ હોનારતમાં ઘણા મોટા ભાગનાં મૃત્યુ વિકિરણોની બિમારીથી થયાં છે.

વિકિરણોની અમુક મોટી માત્રા માણસના શરીરને આપવામાં આવે તો, સામાન્ય રીતે કોઈ પણ ઝેરી પદાર્થની શરીર પર જે અસર થતી હોય છે, તેવી જ ઘાતક અસર થાય છે. પરંતુ ઝેર કરતાં વિકિરણોની ઘાતકતા જુદી રીતે અસર કરે છે. એની અસરમાંથી તો, તમે ભલે એની કમમાં કમ માત્રા પચાવી હોય તો પણ છટકી શકાતું નથી. ત્યારે ઝેરની બાબતમાં એવું છે કે, શરીરને મારક નહિ એવા તદ્દન ઓછા પ્રમાણમાં—એટલે કે એની ઘાતક માત્રાનો હજારમો ભાગ જો તમે લો, ને એનું રોજ નિયમિતપણે—એક હજાર દિવસ સુધી સેવન કર્યા કરો, તો એથી તમને ખાસ નુકસાન નહિ થાય. પરંતુ આ જ ઝેરની હજારેય માત્રા તમે એકી સાથે લઈ લીધી હોત, તો તત્કાળ મૃત્યુ અનિવાર્ય બન્યું હોત.

એક બીજો દાખલો લઈએ. ઊંઘવા માટેની ગોળી, એક હજાર દિવસ સુધી રોજ એક એક યા બબ્બેની માત્રામાં લઈ શકાય. પણ એકી દિવસે એ હજારેય દિવસનું સાટું વાળી નાખીએ તો ઊંઘને બદલે મોતનો જ ભેટો થાય.

ત્યારે વિકિરણોની અસર કરવાની રીત તદ્દન જુદી હોય છે. એ બાબતમાં તો એમ જાણવા મળ્યું છે કે, તમે કોઈ પણ પ્રાણીને ૧૦૦ રોન્જન વિકિરણો એકી વખતે આપો—યા તો નિયમિતપણે, અમુક વખતના ગાળા દરમિયાન, થોડી થોડી માત્રામાં આપ્યા કરો—તો પણ તેના શરીર પર ને એની પ્રજનનશક્તિ ઉપર જે અસર થવાની તે તો સરખી જ હશે.

વિકિરણોનું તદ્દન ઓછું પ્રમાણ પણ અમુક લાંબા ગાળા સુધી પચાવેલું હોય, યા તો એટલું જ પ્રમાણ એકી વખતે આપવામાં આવ્યું હોય, તો પણ લ્યુકેમિયા, હાડકાંનું કેન્સર ને એવા બીજા રોગો પેદા કરવાની એની શક્તિ સરખી હોય છે.

આમ શાથી ને શી રીતે બનતું હશે, તે સમજવા માટે આપણે પહેલાં તો માણસનું શરીર જે અસંખ્ય કોષોનું બનેલું છે, એનો પર વિકિરણો કેવા પ્રકારની અસર નીપજાવે છે, એ જાણી લેવું પડશે.

તીવ્ર શક્તિવાળાં વિકિરણો – અર્થાત્ ગામા કિરણો એ શરીરને વીંધીને અંદર પેસી ગયેલી બંદૂકની ગોળી માફક વર્તે છે. શરીરમાં પ્રવેશ પામતાં જ તે અંદરના અમુક જીવકોષોમા પોતાનું સ્થાન જમાવી લઈ, એ કોષોમાં ભાંગફોડનું કામ શરૂ કરી દે છે. આને નર્યું ભાંગફોડનું કામ તો ન જ કહેવાય. કારણ વિકિરણોના છરા જે કોષમાં પ્રવેશે છે, એ કોષને પીંખતાં પીંખતાં તેઓ ઇલેક્ટ્રોન નામનાં પરમાણુઓને છૂટાં પાડે છે. ને તેઓ જે ભંગાર પાડે છે, તે ભંગાર ન રહેતાં કંઈક નવું જ સ્વરૂપ ધારણ કરી, શરીરના કોષોને માટે અજાણી એવી વસ્તુ બની, મનસ્વી રીતે પોતાનો વિકાસ કરવા લાગે છે.

કહે છે કે, ૧ રોન્જન જેટલી માત્રામાં વિકિરણો માણસના શરીરમા પચ્યાં હોય, તો તે એક એક શરીરના કોષોને તોડીને એકમાંથી હજાર ' આયન ' નવાં ઊભાં કરે છે. આ નવી પેદાશ મોટેભાગે ઘાતક હોય છે, ને શરીરમાં વિષનું કામ કરે છે. આવાં લક્ષણવાળાં વિકિરણોની ૧૦૦ રોન્જન જેટલી માત્રા માણસનું ઘાતનામય મૃત્યુ નિપજાવે છે. આ ૧૦૦ રોન્જન વિકિરણો માણસના કોષોને પીંખી તોડીને બીજા પાંચ લાખ જેટલાં નવતર પરમાણુઓનો પુંજ ખડકી દે છે. આ પાંચ લાખમાંનાં કેટલાંક પરમાણુઓ ઝેરી ( મેલિગ્નન્ટ ) હોય છે. ને એવાં ઝેરી પરમાણુઓનું ઉત્પાદન અમુક હદથી વધી જતાં, માણસના રૂવે રૂવે રસી ને પરથી દૂઝતા ફોલ્લા ફૂટી નીકળે છે. શરીરમાં પ્રગટેલ તાવની ગરમી ને ફોલ્લાની વેદનાથી માણસ તરખાટ મચાવી મૂકે છે ને થોડા જ દિવસમાં અસહ્ય યાતનામય મૃત્યુનો કોળિયો બને છે. આ મૃત્યુને આપણે વિકિરણોની બિમારીથી થયેલ

[ વિશ્વમાનવ : નવેમ્બર '૫૯

મૃત્યુ તરીકે ઓળખાયે છીએ.

હવે, માણસના શરીરનો કોષ કહો, એટલે કંઈ એ તમામ કોષોનું કામ ને જવાબદારી એકસરખાં નથી હોતાં. શરીરના કોષોમાં હજારો લાખો પ્રકારના જુદા જુદા 'મોલેક્યુલ્સ' અર્થાત ત્રસરેણુ હોય છે. એમાં કેટલાક તો બહુ જ મહત્ત્વની જવાબદારી સંભાળનારાં ત્રસરેણુ હોય છે. એમાં ય ડિસોક્સીરીબોસ ન્યુક્લીક એસીડ નામનાં જે ત્રસરેણુ છે, તેણે તો શરીરના પ્રત્યેક કોષે કેમ વર્તવાનું છે, ને શું શું ફરજ બજાવવાની છે, એની નિગરાણી કરતાં, એમની પાસે તે તે કામ કરાવવાનું હોય છે! શરીરમાં કામ કરતાં કરતાં, ઘસાઈ ને ખપી જનારા કોષોની જગા પૂરવા નવા નવા કોષો બનતા રહે, એ જોવાનું કામ પણ આ ડિસોક્સીરીબોસ ન્યુક્લીક એસીડ નામના ત્રસરેણુનું જ છે. વળી એ દેહમાં પાંગરનાર બાળકની આકૃતિપ્રકૃતિ ઘડવાની જવાબદારી પણ એમને જ માથે હોય છે.

હવે આપણા શરીરમાં આટલી ભારે જવાબદારી સંભાળનાર એકાદા ત્રસરેણુને પણ જો કિરણોત્સર્ગી પરમાણુની ગોળી લાગી ગઈ તો? તો કુદરતી સંજોગોમા એ શરીરમાં સર્જન-વિસર્જનનો સમારોહ જે એકધારી રીતે ચાલ્યા કરતો હશે, તેનો લયભંગ કરી, આ વિકિરણની ગોળીથી ઘવાયેલ ત્રસરેણુ, મનસ્વી બની જઈ, અકુદરતી ઝડપે પોતાની ભાંગવા-ઘડવાની પ્રવૃત્તિ શરૂ કરી દેવાનાં. ને સમયના સાથે સાથે કુદરતની આણમાં રહી એક સરખા લયથી કામ કરનારા કોષો કરતાં, આ અકુદરતી ને આઘળી ઝડપે કામ કરનારાં ત્રસરેણુની જમાત જ મોટી થતી જવાની. ને જે શરીરમાં આવી પ્રક્રિયા શરૂ થઈ, એ શરીર કાં લ્યુકીમિયા, કાં હાડકાંનું કેન્સર, કાં ચામડીનું કેન્સર યા એવા જ બીજા કોઈ રોગનો શિકાર બની ગયું—એમ સમજી લેવું. શરીરમાં આવો ભયંકર ઉત્પાત મચાવનારની જો કોઈ પૂંઠ પકડી શકયું તો તે કહેશે કે, આ બધું કોઈ એકાદા કિરણોત્સર્ગી પરમાણુનું જ કૃત્ય હતું!

આ કારણસર જ આપણે માનીએ છીએ કે, પરમાણુ બોંબ વિસ્ફોટના અખતરાઓથી સ્ટ્રોન્સિયમ ૯૦, સેસિયમ ૧૩૭, ને કાર્બન ૧૪ જેવાં કિરણોત્સર્ગી તત્ત્વો વાતાવરણમાં ફેલાય છે, ને 'પૃથ્વી' પર વરસે છે. ને તે માણસજાતને માટે ને એની આવતી અનેક પેઢીઓને માટે ભયંકર રીતે હાનિકારક છે, ને એટલા જ માટે એવા અખતરાઓનો નિષેધ થવો જોઈએ, એવી આપણે માગણી કરીએ છીએ.

આવાં વિકિરણોની બાબતમાં પણ, અમેરિકા જેવા સુધરેલા ગણાતા દેશના રાજકીય મોવડીઓ, અમુક ગણ્યા-ગાંઠ્યા વિજ્ઞાનીઓને હાથમાં લઈ, તેમના મોઢે 'નરો વા કુંજરો વા' જેવી વાતો કરાવે છે. ને લોકોને સમજાવવા માટે વિકિરણોનું કેટલું પ્રમાણ હોય, તો તે માણસ માટે 'નુકસાનકારક નથી' ને 'વધતા વધતાં કેટલું' થાય તો એને નુકસાનકારક ગણી શકાય.' ને કેટલા પ્રમાણને 'નહિ ઓળંગવાના ઉંબરા' તરીકે સ્થાપવો, એ બાબત ગુંચવાડા-ભર્યાં નિવેદનો ને લખાણો કરાવે છે! પણ વિકિરણોના સ્વભાવને ઓળખ્યા પછી, સામાન્ય માણસ પણ સમજી શકશે કે, એનો ક્ષુદ્રમાં ક્ષુદ્ર અંશ પણ નુકસાનકારક જ છે.

ક્ષ-કિરણોની પહેલવહેલી શોધ થઇ, તે પછીના એક જ વર્ષમાં વિજ્ઞાનીઓએ જોઈ લીધું કે, પ્રયોગશાળામાં ક્ષ-કિરણોની નળીઓ ને સાધનો સાથે કામ કરનાર રેડિઓલોજિસ્ટો ને બીજા કાર્યકર્તાઓ પર એનાં વિકિરણોની માઠી અસર થઈ હતી.

રેડિયમ જેવા કિરણોત્સર્ગી તત્ત્વની શોધ કરનાર, નોબલપારિતોષિક વિજેતા, મહાન વિજ્ઞાની માદામ ક્યુરીએ પોતે શોધી કાઢેલ રેડિયમના મોંઘા પારાને ઉમંગમાં ને ઉમંગમાં બે ઘડી પોતાની હથેળીમા રમાડેલો! ને એને પરિણામે એમની હથેળીમાં ફોલ્લા ઉપડી આવેલા! ને એ ક્ષેત્રે સંશોધન કરવામાં એમણે જિંદગીનો જે સમય ગાળેલો—ને તે દરમિયાન જે વિકિરણો પચાવ્યાં હશે, એની ગાઢ અસર એમની તંદુરસ્તી પર થયેલી. તેની યાતનામાંથી તો મૃત્યુએ આવીને એમને મુક્ત કર્યાં ત્યારે જ તેઓ છૂટેલાં.

એવી જ દશા બીજા અનેક રેડિઓલોજિસ્ટો તથા પ્રયોગશાળાઓમાં એમની સાથે કામ કરનારાઓની થયેલી. વિકિરણોના તાપથી કોઈના હાથની ચામડી બળી ગયેલી, કોઈની હથેળીમાં ફોલ્લા ઉપડી આવેલાં, તો કોઈના ચહેરાની ચામડી કાળી પડી ગયેલી. એમાંના કેટલાય વખત જતાં ચામડીના કેન્સરના ભોગ પણ બનેલા.

આ ઉપરાંત, ચામડીના કોક દર્દ માટે, યા ચહેરા પરની રૂંવાટી દૂર કરવા માટે જે લોકોએ ક્ષકિરણોની સારવાર લીધી હતી, તેવા દર્દીઓમાં પણ ચામડીના કેન્સરના

ગયા ! છેક ચાર પાંચ મહિના વીત્યે, ફરી પાછા માથા પર વાળ ઊગવાનાં ચિહ્ન દેખાયાં.

એની બીજી શારીરિક તપાસ કરતાં જણાયું કે, વિકિરણોની અસરથી એનામાં વંધ્યત્વ આવી ગયું હતું. પાછળથી પાંચ વરસે જતાં એ માણસ દેખીતી રીતે તંદુરસ્ત એવા બાળકનો પિતા બન્યો. પરંતુ વિકિરણોના અસરથી અકાળે એને બંને આંખે મોતીઓ આવી ગયો.

માણસનું તત્કાલ મૃત્યુ નિપજાવી શકે એટલાં વિકિરણોની કમમાં કમ માત્રા ૩૦૦થી ૬૦૦ રેન્જનની ગણાય. ૪૫૦ રેન્જન વિકિરણો પચાવનાર માણસોમાં લગભગ અરધો અરધ માણસો વિકિરણોની બિમારીથી મૃત્યુ પામે છે. હિરોશિમા ને નાગાસાકીની પરમાણુ બૉમ્બે સરજેલ હોનારતમાં ઘણા મોટા ભાગનાં મૃત્યુ વિકિરણોની બિમારીથી થયાં છે.

વિકિરણોની અમુક મોટી માત્રા માણસના શરીરને આપવામાં આવે તો, સામાન્ય રીતે કોઈ પણ ઝેરી પદાર્થની શરીર પર જે અસર થતી હોય છે, તેવી જ ઘાતક અસર થાય છે પરંતુ ઝેર કરતાં વિકિરણોની ઘાતકતા જુદી રીતે અસર કરે છે. એની અસરમાંથી તો, તમે ભલે એની કમમાં કમ માત્રા પચાવી હોય તો પણ છટકી શકાતું નથી. ત્યારે ઝેરની બાબતમાં એવું છે કે, શરીરને મારક નહિ એવા તદ્દન ઓછા પ્રમાણમાં—એટલે કે એની ઘાતક માત્રાનો હજારમો ભાગ જો તમે લો, ને એનું રોજ નિયમિતપણે—એક હજાર દિવસ સુધી સેવન કર્યા કરો, તો એથી તમને ખાસ નુકસાન નહિ થાય. પરંતુ આ જ ઝેરની હજારેય માત્રા તમે એકી સાથે લઈ લીધી હોત, તો તત્કાળ મૃત્યુ અનિવાર્ય બન્યું હોત.

એક બીજો દાખલો લઈએ. ઊંઘવા માટેની ગોળી, એક હજાર દિવસ સુધી રોજ એક એક યા બબ્બેની માત્રામાં લઈ શકાય. પણ એકી દિવસે એ હજારેય દિવસનું સાટું વાળી નાખીએ તો ઊંઘને બદલે મોતનો જ ભેટો થાય.

ત્યારે વિકિરણોની અસર કરવાની રીત તદ્દન જુદી હોય છે. એ બાબતમાં તો એમ જાણવા મળ્યું છે કે, તમે કોઈ પણ પ્રાણીને ૧૦૦ રેન્જન વિકિરણો એકી વખતે આપો—યા તો નિયમિતપણે, અમુક વખતના ગાળા દરમિયાન, થોડી થોડી માત્રામાં આપ્યા કરો—તો પણ તેના શરીર પર ને એની પ્રજનનશક્તિ ઉપર જે અસર થવાની તે તો સરખી જ હશે.

વિકિરણોનું તદ્દન ઓછું પ્રમાણ પણ અમુક લાંબા ગાળા સુધી પચાવેલું હોય, યા તો એટલું જ પ્રમાણ એકી વખતે આપવામાં આવ્યું હોય, તો પણ લ્યુકેમિયા, હાડકાંનું કેન્સર ને એવા બીજા રોગો પેદા કરવાની એની શક્તિ સરખી હોય છે.

આમ શાથી ને શી રીતે બનતું હશે, તે સમજવા માટે આપણે પહેલાં તો માણસનું શરીર જે અસંખ્ય કોષોનું બનેલું છે, એના પર વિકિરણો કેવા પ્રકારની અસર નીપજાવે છે, એ જાણી લેવું પડશે.

તીવ્ર શક્તિવાળાં વિકિરણો— અર્થાત્ ગામા કિરણો એ શરીરને વીંધીને અંદર પેસી ગયેલી બંદૂકની ગોળી માફક વર્તે છે. શરીરમાં પ્રવેશ પામતાં જ તે અંદરના અમુક જીવકોષોમાં પોતાનું સ્થાન જમાવી લઈ, એ કોષોમાં ભાંગફોડનું કામ શરૂ કરી દે છે. આને નર્યું ભાંગફોડનું કામ તો ન જ કહેવાય. કારણ વિકિરણોના છરા જે કોષમાં પ્રવેશે છે, એ કોષને પીંખતાં પીંખતાં તેઓ ઇલેક્ટ્રૉન નામનાં પરમાણુઓને છૂટાં પાડે છે. ને તેઓ જે ભંગાર પાડે છે, તે ભંગાર ન રહેતાં કંઈક નવું જ સ્વરૂપ ધારણ કરી, શરીરના કોષોને માટે અજાણી એવી વસ્તુ બની, મનસ્વી રીતે પોતાનો વિકાસ કરવા લાગે છે.

કહે છે કે, ૧ રેન્જન જેટલી માત્રામાં વિકિરણો માણસના શરીરમા પચ્યા હોય, તો તે એકે એકે શરીરના કોષોને તોડીને એકમાંથી હજાર "આયન" નવાં ઊભાં કરે છે. આ નવી પેદાશ મોટેભાગે ઘાતક હોય છે, ને શરીરમાં વિષનું કામ કરે છે. આવાં લક્ષણવાળાં વિકિરણોની ૧૦૦ રેન્જન જેટલી માત્રા માણસનું યાતનામય મૃત્યુ નિપજાવે છે. આ ૧૦૦ રેન્જન વિકિરણો માણસના કોષોને પીંખી તોડીને બીજા પાંચ લાખ જેટલાં નવતર પરમાણુઓનો પુંજ ખડકી દે છે. આ પાંચ લાખમાંનાં કેટલાંક પરમાણુઓ ઝેરી (મેલિગ્નન્ટ) હોય છે. ને એવાં ઝેરી પરમાણુઓનું ઉત્પાદન અમુક હદથી વધી જતાં, માણસના રૂંવે રૂંવે રસી ને પરુથી દૂઝતા ફોલ્લા ફૂટી નીકળે છે. શરીરમાં પ્રગટેલ તાવની ગરમી ને ફોલ્લાની વેદનાથી માણસ તરખાટ મચાવી મૂકે છે. ને થોડા જ દિવસમાં અસહ્ય યાતનાભર્યા મૃત્યુનો કોળિયો બને છે. આ મૃત્યુને આપણે વિકિરણોની બિમારીથી થયેલ ...

મૃત્યુ તરીકે ઓળખીએ છીએ.

હવે, માણસના શરીરનો કોષ કહ્યો, એટલે કંઈ એ તમામ કોષોનું કામ ને જવાબદારી એકસરખાં નથી હોતાં. શરીરના કોષોમાં હજારો લાખો પ્રકારના જુદા જુદા 'મોલેક્યુલ્સ' અર્થાત ત્રસરેણુ હોય છે. એમાં કેટલાંક તો બહુ જ મહત્ત્વની જવાબદારી સંભાળનારાં ત્રસરેણુ હોય છે. એમાં ય ડિસોક્સીરીબોસ ન્યુક્લીક એસીડ નામનાં જે ત્રસરેણુ છે, તેણે તો શરીરના પ્રત્યેક કોષે કેમ વર્તવાનું છે, ને શું શું ફરજ બજાવવાની છે, એની નિગરાણી કરતાં, એમની પાસે તે તે કામ કરાવવાનું હોય છે! શરીરમાં કામ કરતાં કરતાં, ઘસાઈ ને ખપી જનારા કોષોની જગા પૂરવા નવા નવા કોષો બનતા રહે, એ જોવાનું કામ પણ આ ડિસોક્સીરીબોસ ન્યુક્લીક એસીડ નામના ત્રસરેણુનું જ છે. વળી એ દેહમા પાંગરનાર બાળકની આકૃતિપ્રકૃતિ ઘડવાની જવાબદારી પણ એમને જ માથે હોય છે.

હવે આપણા શરીરમા આટલી ભારે જવાબદારી સંભાળનાર એકાદા ત્રસરેણુને પણ જો કિરણોત્સર્ગી પરમાણુની ગોળી લાગી ગઈ તો? તો કુદરતી સંજોગોમા એ શરીરમાં સર્જન-વિસર્જનનો સમારોહ જે એકધારી રીતે ચાલ્યા કરતો હશે, તેનો લયભંગ કરી, આ વિકિરણની ગોળીથી ઘવાયેલ ત્રસરેણુ, મનસ્વી બની જઈ, અકુદરતી ઝડપે પોતાની ભાંગવા-ઘડવાની પ્રવૃત્તિ શરૂ કરી દેવાનાં. ને સમયના સાથે સાથે કુદરતની આણમાં રહી એક સરખા લયથી કામ કરનારા કોષો કરતા, આ અકુદરતા ને આધળી ઝડપે કામ કરનારાં ત્રસરેણુની જમાત જ મોટી થતી જવાની. ને જે શરીરમાં આવી પ્રક્રિયા શરૂ થઈ, એ શરીર કાં લ્યુકીમિયા, કાં હાડકાંનું કેન્સર, કાં ચામડીનું કેન્સર યા એવા જ બીજા કોઈ રોગનો શિકાર બની ગયું—એમ સમજી લેવું. શરીરમાં આવો ભયંકર ઉત્પાત મચાવનારની જો કોઈ પૂંઠ પકડી શકયું તો તે લોકો કહે, આ બધું કોઈ એકાદા કિરણોત્સર્ગી પરમાણુનું જ કૃત્ય હતું!

આ કારણસર જ આપણે માનીએ છીએ કે, પરમાણુ બોંબ વિસ્ફોટના અખતરાઓથી સ્ટ્રોન્સિયમ ૯૦, સેસિયમ ૧૩૭, ને કાર્બન ૧૪ જેવાં કિરણોત્સર્ગી તત્ત્વો વાતાવરણમાં ફેલાય છે, ને 'પૃથ્વી' પર વરસે છે. ને તે માણસજાતને માટે ને એની આવતી અનેક પેઢીઓને માટે ભયંકર રીતે હાનિકારક છે, ને એટલા જ માટે એવા અખતરાઓનો નિષેધ થવો જોઈએ, એવી આપણે માગણી કરીએ છીએ.

આવાં વિકિરણોની બાબતમાં પણ, અમેરિકા જેવા સુધરેલા ગણાતા દેશના રાજકીય મોવડીઓ, અમુક ગણ્યાગાંઠ્યા વિજ્ઞાનીઓને હાથમાં લઈ, તેમના મોઢે 'નરો વા કુંજરો વા' જેવી વાતો કરાવે છે. ને લોકોને સમજાવવા માટે વિકિરણોનું કેટલું પ્રમાણ હોય, તો તે માણસ માટે 'નુકસાનકારક નથી' ને 'વધતાં વધતાં કેટલું થાય તો એને નુકસાનકારક ગણી શકાય.' ને કેટલા પ્રમાણને 'નહિ ઓળંગવાના ઉંબરા' તરીકે સ્થાપવો, એ બાબત ગુંચવાડાભર્યાં નિવેદનો ને લખાણો કરાવે છે! પણ વિકિરણોના સ્વભાવને ઓળખ્યા પછી, સામાન્ય માણસ પણ સમજી શકશે કે, એનો ક્ષુદ્રમાં ક્ષુદ્ર અંશ પણ નુકસાનકારક જ છે.

ક્ષ-કિરણોની પહેલવહેલી શોધ થઈ, તે પછીના એક જ વર્ષમાં વિજ્ઞાનીઓએ જોઈ લીધું કે, પ્રયોગશાળામાં ક્ષ-કિરણોની નળીઓ ને સાધનો સાથે કામ કરનાર રેડિઓલોજિસ્ટો ને બીજા કાર્યકર્તાઓ પર એનાં વિકિરણોની માઠી અસર થઈ હતી.

રેડિયમ જેવા કિરણોત્સર્ગી તત્ત્વની શોધ કરનાર, નોબલપારિતોષિક વિજેતા, મહાન વિજ્ઞાની માદામ કયુરીએ પોતે શોધી કાઢેલ રેડિયમના મોંઘા પારાને ઉમંગમાં ને ઉમંગમાં બે ઘડી પોતાની હથેળીમાં રમાડેલો! ને એને પરિણામે એમની હથેળીમાં ફોલ્લા ઉપડી આવેલા! ને એ ક્ષેત્રે સંશોધન કરવામાં એમણે જિંદગીનો જે સમય ગાળેલો—ને તે દરમિયાન જે વિકિરણો પચાવ્યાં હશે, એની ગાઢ અસર એમની તંદુરસ્તી પર થયેલી. તેની યાતનામાંથી તો મૃત્યુએ આવીને એમને મુક્ત કર્યાં ત્યારે જ તેઓ છૂટેલાં.

એવી જ દશા બીજા અનેક રેડિઓલોજિસ્ટો તથા પ્રયોગશાળાઓમાં એમની સાથે કામ કરનારાઓની થયેલી. વિકિરણોના તાપથી કોઈના હાથની ચામડી બળી ગયેલી, કોઈની હથેળીમાં ફોલ્લા ઉપડી આવેલાં, તો કોઈના ચહેરાની ચામડી કાળી પડી ગયેલી. એમાંના કેટલાય જતાં આગળ જતાં ચામડીના કેન્સરના ભોગ પણ બનેલા.

આ ઉપરાંત, ચામડીના કોક દર્દ માટે, યા ચહેરા પરની રુંવાટી દૂર કરવા માટે જે લોકોએ ક્ષકિરણોની સારવાર લીધી હતી, તેવા દર્દીઓમાં પણ ચામડીના કેન્સરના

આવા ઘણા કિસ્સા જોવા મળ્યા છે. થાઈમસની ગાંઠ વધતી હોવાને કારણે, ગળાના કાકડા પાકી ગયા હોવાથી, વધરાવળને કારણે છાતી ભરાઈ જવાથી યા કંઠમાળ દેખા દેતાં, જે કેટલાંક બાળકોને ક્ષકિરણોની સારવાર આપવામાં આવેલી, એવાં બાળકોમાં, કેટલાક વર્ષો પછી, અન્નનળી ને સ્વરનળીના કેન્સરે દેખા દીધાનું નોંધાયેલ છે. ને તે ૨૫૦ રૉન્જન જેટલી માત્રા જ અપાયેલી હોવા છતાં!

એમ પણ જોવા મળ્યું છે કે, અમુક પ્રદેશની વસ્તીમાં, જ્યાં લોકોને થોડે થોડે, યા તો એકી સાથે અમુક પ્રમાણમાં વિકિરણોની અસર પહોંચેલી, ત્યાં લ્યુકીમિયાના દર્દીઓનું પ્રમાણ વધ્યું છે.

વળી એથી ય આગળનો અનુભવ જોઈએ તો, ઘડિયાળનાં કારખાનાંમાં કામ કરતા કામદારોનો છે. ૧૯૧૬ થી ૧૯૨૪ સુધીમાં, જે કારીગરો આ કારખાનાંઓમાં રેડિયમવાળા રંગોથી ઘડિયાળનાં ડાયલ ચીતરવાનું કામ કરતા, ને જેઓને મેસોથોરિયમ ને રેડિઓથોરિયમ જેવા કિરણોત્સર્ગી પદાર્થો જોડે કામ લેવું પડતું, તેમનામાંના કેટલાય કારીગરો કેન્સરથી મૃત્યુ પામ્યાનું નોંધાયેલ છે. આ કારીગરો કિરણોત્સર્ગી તત્ત્વોવાળા રંગમાં બોળેલી પીંછીના વાળ સંકોરવા ને અણિયાળી બનાવવા માટે ઘણી વાર પોતાની પીંછીને બે હોઠ વચ્ચે નાખતા. ને આ રીતે, પેલો કિરણોત્સર્ગી પદાર્થ એમના પેટમાં જતો ને ત્યાંથી લોહી વાટે એમનાં હાડકામાં જઈ ઠરતો.

થોડે થોડે, આ રીતે પચાવેલ વિકિરણોને લીધે કારીગરોનાં હાડકાંમાં સિસ્ટીક – (હાડકાંને પોચાં બનાવી દે તેવા) યા તો નેક્રોટિક (સડી જાય તેવા) ફેરફારો થઈ જતા. એમનાં હાડકાંમાં દર્દ થયા કરતું ને પડી જતાં યા ધક્કો લાગતાં એમનાં હાડકાં ભાંગી જવાના કિસ્સા બનતા. ઘણા કિસ્સાઓમાં વિકિરણોની અસર થયા પછી, છેક દસ પંદર વર્ષે એમને હાડકાંનો કેન્સર લાગુ પડયાના દાખલા બન્યા હતા.

છેલ્લી એક સદી દરમિયાન સ્નીબર્ગ ને જોકિમથૉલની યુરેનિયમની ખાણોમાં કામ કરતા લોકોમાં ફેફસાંના એક રોગે દેખા દીધેલી. પાછળથી એ રોગને દાક્તરોએ ફેફસાંના કેન્સર તરીકે ઓળખાવ્યો છે. આ ખાણોમાં કામ કરનાર ખાણિયાઓ જુવાની વટાવી મધ્યમ વયે પહોંચતાં પહોંચતાંમાં જ આ રોગનો શિકાર થઈ પડતા.

કાચું યુરેનિયમ, રેડિયમ ને એવાં બીજાં કિરણોત્સર્ગી તત્ત્વો એના 'બગાડ' ને કચરા તરીકે રેડોન નામનો વાયુ (ગેસ) પેદા કરે છે, ને આ રેડોનને કારણે ખાણોની અંદરનું વાતાવરણ ઉગ્ર રીતે કિરણોત્સર્ગી બની જાય છે. ખાણમાં કામ કરનાર કામદારો શ્વાસોચ્છ્વાસ વાટે આ વાયુને પોતાનાં ફેફસાંમાં લે છે ને એ રીતે કિરણોત્સર્ગી રેડોનનું તત્ત્વ એમનાં ફેફસાંમાં જઈને ઠરતું રહે છે. ને ત્યાં રહ્યું રહ્યું, ધડબાંગ કરતું, પોતાના મનસ્વીપણાનું લક્ષણ પ્રગટ કરે છે.

વિકિરણો શરીરના કોષને પીંખી નાખી શકે છે.

હાડકાંના પોલાણમાં રહેલ મજ્જારસ સુધી પહોંચી જઈ, ત્યાં લોહી બનાવવાની જે પ્રક્રિયા ચાલતી હોય છે, એમાં વિક્ષેપ નાખે છે, ને પરિણામે માણસમાં પાંડુરોગ પેદા કરે છે. વિકિરણોની આ પ્રવૃત્તિ બેકાબૂ બનતાં તે માણસના પ્રાણને હરે છે.

ને આ વાત તો હવે બહુ જાણીતી થઈ ગઈ છે કે, પોતાના વિશિષ્ટ કાર્યક્ષેત્રને કારણે જે લોકોને કિરણોત્સર્ગી આબોહવામાં રહેવું પડે છે, તેમના લોહી પર ત્રણ જુદી જુદી અસરો થાય છે. કોઈના લોહીમાંનાં લાલકણો મરવા માંડે છે, કોઈનામાં શ્વેતકણો ખવાતા જાય છે, તો વળી કોઈના લોહીમાં પ્લેટલેટસ્ અર્થાત્ લોહીને થીજવી, વહી જતું રોકનારા કણો મરવા લાગ્યા હોય છે. વિકિરણોની અસરથી હાડકાંના પોલાણમાં વહેતા મજ્જારસમાંની લોહી માટે લાલકણો પેદા કરવાની શક્તિ ઘસાતી જાય છે. આને અપ્લાસ્ટિક એનિમિયા કહે છે. આ દર્દ ક્ષ–કિરણ વિભાગમાં કામ કરનારા દાક્તરોમાં જોવા મળે છે. તે ઉપરાંત લાંબા વખત સુધી, કોઈને કોઈ દર્દ માટે ક્ષ–કિરણોની સારવાર લેનાર, તેમ જ હિરોશિમા-નાગાસાકીમાં પરમાણુબોમ્બનો ભોગ બનતાં બચી ગયેલા લોકોમાં જોવા મળે છે. વળી આવા લોકોમાં આંખની દૃષ્ટિ ગુમાવી બેઠાના, ને અકાળે મોતીઓ આવી જવાના કિસ્સા પણ નોંધાયા છે.

આ ઉપરાંત, અમેરિકામાં વિજ્ઞાનીઓએ ૧૮૫૭ જેટલા અમેરિકન રેડિઓલોજિસ્ટોનાં કુટુંબોનો અભ્યાસ કર્યો છે. ને તેઓ કહે છે કે, જે વસ્તીમાં કુદરતી કારણોસર લ્યુકીમિયાથી ત્રણ જ મૃત્યુ થયાં હોત, એ લોકોમાં વિકિરણોની માઠી અસરને લીધે લ્યુકીમિયાથી ૧૭ મૃત્યુ નોંધાયાં છે! દોઢ, પોણાબે હજાર માણસે; ત્રણની જગાએ ૧૭ મરે, એ

બાંધે ચઢતાં જેત્ર વસ્તુ છે. આ રીતે મૃત્યુ પામનાર રેડિઓલોજિસ્ટોએ કેટલા રૅન્જન વિકિરણો પચાવેલાં, તે બાબતમાં જુદા જુદા મત પ્રવર્તે છે. 'નૅશનલ કમિટી ઑન રેડિઓલોજિકલ પ્રોટેકશન' નામની અમેરિકન વિજ્ઞાનીઓની કમિટીએ ૧૯૩૧માં એનું પ્રમાણ ૬૬૦ રૅન્જન હોવાનું આપ્યું. ૧૯૩૬માં એ પ્રમાણમાં અડધો અડધ ઘટાડો કરી નાખવામાં આવ્યો (૩૩૦) કરી નાખ્યું. ને ૧૯૪૯માં વળી એ પ્રમાણ પણ અડધું થઈ ગયું છે. અર્થાત ૧૬૫ રૅન્જન વિકિરણો આટલી જબરી અસર નીપજાવવા શક્તિમાન બન્યા, એમ મનાયું. પણ તે પછી તો હિરોશિમા ને નાગાસાકીના અનુભવે આપણને બતાવ્યું છે કે, કમમાં કમ ૨૫ રૅન્જન-ની માત્રા પણ માણસમાં લ્યુકીમિયાનું દર્દ પેદા કરવા માટે પૂરતી છે.

આ ક્ષેત્રમાં આપણા ભારતીય વિજ્ઞાનીઓ શ્રી. એસ. કે. મજમુદાર તથા એ. નાગરત્નમે પણ સ્વતંત્ર રીતે સંશોધનો કરેલાં છે, ને વિદેશી વિજ્ઞાનીઓને એની નોંધ લેવી પડેલી છે.

અમેરિકાના દાક્તર લ્યુઇસ કહે છે કે, આખી દુનિયામાં દર વર્ષે લ્યુકીમિયાના દોઢ લાખ કેસ નોંધાય છે, જેમાંના ૬૫ થી ૭૦ હજાર કેસ જ કોસ્મિક રે અર્થાત્ વાતાવરણમાંનાં નૈસર્ગિક વિકિરણોને આભારી હોય છે. બાકીનાં ૭૦ થા ૮૫-હજારનો જવાબ માણસે પોતે ઊભાં કરેલાં કારણોમાં શોધવો પડશે.

પહેલાંના જમાનામાં, જ્યારે વિકિરણો જેવા તત્ત્વનાં લક્ષણોથી આપણે અજાણ હતાં, ત્યારે માનસિક બિમારી સંધિવા તેમજ કેટલાંક ચેપી દર્દોથી પીડાતા લોકોને માટે કિરણોત્સર્ગી પાણી ગુણકારી છે એમ માની, એમને એવું પાણી પીવડાવવામાં આવતું. આવા ઉપચારથી પણ ઘણાં મૃત્યુ નોંધાયાં છે.

પરમાણુ બોંબના અખતરાઓએ, આજ પહેલાં દુનિયામાં જેનું અસ્તિત્વ નહોતું. એવું સ્ટ્રૉન્શિયમ ૯૦ નામનું અત્યંત ઝેરી ને ઘાતક તત્ત્વ પેદા કર્યું છે. આ સ્ટ્રૉન્શિયમ ૯૦, આ અગાઉ કેવળ યુરેનિયમ ને થોરિયમ નામના ખનીજના એક પરમાણુ તરીકે જ અસ્તિત્વ ધરાવતું હતું. પરંતુ પરમાણુ અખતરાઓએ એના સુતા અસ્તિત્વને છંછેડી આ પૃથ્વીની સમસ્ત જીવ-વનસ્પતિ સૃષ્ટિને માથે જોખમ ઊભું કરી દીધેલ છે. વિજ્ઞાનીઓ કહે છે કે, આ તત્ત્વ એટલું ઘાતક છે કે, એક જ ચમચી જેટલા સ્ટ્રૉન્શિયમ ૯૦નું દ્રાવણ બનાવીને, જો આખી દુનિયાના લોકોને સરખે ભાગે પીવડાવી દેવામાં આવે, તો થોડાંક વર્ષોમાં બધાં ખતમ થઈ જાય.

આ સ્ટ્રૉન્શિયમ ૯૦ સ્વભાવે આટલું ઘાતક છતાં દેખાવે ને વર્તનમાં કેલ્શીઅમ (ચૂના) નામના, આપણા શરીરના હાડકાં બાંધવામાં મદદરૂપ એવા કુદરતી તત્ત્વ જેવું દેખાય છે. કેલ્શીઅમ એ પ્રાણી ને વનસ્પતિ-બંનેના બંધારણમાં ઘણું મહત્ત્વનું તત્ત્વ છે.

પરમાણુ વિસ્ફોટથી વાતાવરણના થરોમાં પ્રસરી જતું આ કિરણોત્સર્ગી તત્ત્વ પરમાણુ રજકણોની વર્ષા રૂપે પૃથ્વી પર અસમાનરૂપે,-ક્યાંક વધારે તો ક્યાંક ઓછું-એમ ફેલાઈ જાય છે. વનસ્પતિ પોતાના પોષણ માટે ધરતીમાંથી કેલ્શીઅમ વગેરે તત્ત્વો ચૂસે છે, તેની સાથે સાથે આ તત્ત્વને પણ તે પોતાની અંદર શોષી લે છે. ઘાસપાલા પર નભતાં દુધાળાં ઢોર વનસ્પતિનું રૂપ સજી બેઠેલ સ્ટ્રૉન્શિયમ ૯૦ ને પોતાની અંદર લઈ લે છે. ગાય ભેંસના દૂધ વાટે ને શાકભાજી, ફળફળાદિ વાટે એ તત્ત્વ માણસના શરીરમાં પ્રવેશ મેળવી, એનાં હાડકામાં પેસી ત્યાં પોતાનુ ઘર બનાવી લે છે, ને માણસના સમગ્ર આયુષ્ય દરમિયાન એ ત્યાં જ રહ્યું રહ્યું સુરંગનું કામ કરે છે.

આજે આખી દુનિયામાં આ તત્ત્વ ફેલાઈ ગયેલું છે. કોઈ કોઈ પ્રદેશ તો એવા પણ છે કે, જ્યાંની જમીનનો આખો ઉપલો થર એ તત્ત્વથી સીંચાઈ ગયેલો છે. દૂધ, શાકભાજી, ને ફળફળાદીનું સેવન માણસ કેટલા પ્રમાણમાં કરે છે, તે ઉપરથી એના શરીરમાં ફરતા સ્ટ્રૉન્શિયમ ૯૦નો અંદાજ કાઢી શકાય. બાળકો તો મોટે ભાગે દૂધમાંથીજ બધું પોષણ મેળવનારાં, એટલે એમનાં હાડકાંમાં દરેલું આ તત્ત્વ ફેણગેલા ખેતરમાં કાતરાનુ કામ કરે છે, એમ કહીએ તો એમાં કંઈ નવાઈ છે? આ વસ્તુ સમજવા માટે કોઈ બાળકની માતાને નિષ્ણાતોના આંકડા મેળવવાની, કે વિજ્ઞાનીઓની દુનિયામાં પ્રવર્તતા આંકડાભેદ ને અંદાજભેદ વચ્ચે સમતુલા શોધવાની ધીરજ નહિ રહે.

માત્ર એને એટલી જ ખબર હોવી એ પૂરતુ છે કે–

સ્ટ્રૉન્શિયમ ૯૦ નામનું તત્ત્વ અત્યંત ઉગ્ર ને ઝેર કરતાં પણ વધુ ઘાતક છે.

**કુદરતે ખનીજમા કેદ કરી રાખેલ આ શયતાની તત્ત્વને પરમાણુ બોંબના શાસ્ત્રીઓ, નિષ્ણાતો ને રાજદ્વારી–લશ્કરી મોવડીઓએ છૂટું કર્યું છે ને એમના નાના નાના ઝગડાઓનો ને એમની સંકુચિત ઈર્ષ્યાઓનો નિકાલ લાવવાના હથિયાર તરીકે એની ફેંકાફેંક કરવા, તેઓ કમ્મર કસી રહ્યા છે.**

'દુનિયાને દુશ્મનની ચુંગાલમાં પડતી બચાવવાને નામે' એમણે જે હથિયારો સજવા માંડ્યા છે, એ હથિયારોના શસ્ત્રાગારમાં એક એક બાન એવો છે! ૧૯૫૪ના માર્ચની ૧લી તારીખે અમેરિકાએ જેનો અખતરો કર્યો, તેવો એકજ ન્યુક્લીઅર બૉમ્બ પૃથ્વીના વાતાવરણને ઝેરી બનાવી મૂકે છે જે ધરતીના પડને ને સમુદ્રના પાણીને ઝેરથી સીંચી દેવાનું કામ કરે છે એ ઝેરનો બહુ નાનો એવો ભાગ જ માણુસના શરીર સુધી પહોંચે છે પણ એનો જે કંઈ અંશ શરીરમા પહોંચે છે, તે પહાડમા મૂકેલ સુરંગનું કામ કરે છે સ્ટ્રોન્શિયમ ૯૦ હાડકામા રહ્યુ રહ્યુ સડે છે, ગળે છે, ને કિરણોત્સાર ની પ્રક્રિયામા એ બિટા નામના જે કિરણો ફેંકે છે, તે માણુસના હાડકાની મજ્જા ને એની આસપાસના બીજા કોષોને નુકસાન પહોંચાડે છે

આ નુકસાનીમાથી જ છેવટે લ્યુકેમિયા ને હાડકાના કેન્સર જેવા રોગો માણુસને પકડે છે એના રોગનો ભોગ ન બનેલ માણુસ પણ એના મજ્જાતંતુ ને શરીરના બીજા કોષોની સર્જન ને કાર્યની શક્તિ ખોખરી થઈ જવાને કારણે–પોતાના આયુષ્યના વર્ષોનો પૂરેપૂરો ભોગવટો કરી શકતો નથી એના જીવાદોરી કરપાઈ જાય છે, એનો વળ ઉકળી જાય છે. અર્થાત માણુસને ઘડપણ વહેલું આવી જાય છે મૃત્યુનો ઓછાયો એના જીવનના તેજને ઝાંખો નાખે છે

ડૉ એચ બી ન્યુકોમ્બ, કૅનેડાની એટોમિક એનર્જીની બાયોલોજીની (જીવશાસ્ત્ર) શાખાના મુખ્ય સંશોધક છે તેઓએ એક પ્રાંતમા ૧૯૩૨થી ૧૯૪૪ સુધીના ૧૩ વર્ષ દરમિયાન હાડકાના કેન્સરના કેસ કેટલા થયેલા એના આંકડા કાઢી, એ પરથી પરમાણુ બૉમ્બના જન્મ પછી એમા કેટલા ટકાનો દેખીતો વધારો થયેલો, તેનો આંક કાઢ્યો છે તેઓની ગણત્રી મુજબ કુદરતી વિકિરણોમા પરમાણુ અખતરાઓએ પેદા કરેલા વિકિરણોનો ૧૦થી ૨૦ ટકા જેટલો ઉમેરો થવાથી, દુનિયાની ૨ અબજની વસ્તીમાથી ૨૨૦૦૦ માણુસો હાડકાના કેન્સરથી મરે છે

ને વિજ્ઞાનીઓ માને છે કે,

**જો આજની ગતિએ પરમાણુ અખતરા ચાલુ રહ્યા તો, વરસે દહાડે આખી દુનિયાની વસ્તીમ લ્યુકીમિયા, હાડકાના કેન્સર જેવા રોગોથી એક લાખ માણુસ મરશે એમાં દસ હજાર કેસ કદાચ લ્યુકીમિયા ને હાડકાના કેન્સરના હશે, પણ બીજા ૯૦ હજાર બીજા નાના મોટા રોગોથી મરવાના**

ને આ કંઈ ફુલાવી ગજાવીને, લોકોને ડગાવવા માટે આપેલા આંકડા નથી ખૂબ બારીકાઈ પૂર્વક અભ્યાસ કરી આંકેના અંદાજનું પરિણામ છે કહે છે કે —

**૧૯૫૪ પછીથી અમેરિકાએ બીકીનીમાં ફોડેલા એક જ બૉમ્બે, જે કિરણોત્સર્ગી તત્ત્વો ફેલાવેલ છે, તેનાથી ૧ લાખ યાતનામય મૃત્યુ થવાના, ને તે એક નહિ પણ અનેક વર્ષોના ગાળામા વેરાઈ જવાના થોડા તત્કાલ–તે જ વર્ષે–બીજા વળી બીજે વર્ષે.. ને એમ ૪૦ વર્ષ જતાં એ છૂટક છૂટક મૃત્યુનો આંકડો કેટલોય વધી ગયો હશે જે બાળક આજે જન્મ્યા હશે, જીવતા હશે, તે મોટા થયે, એમના હાડકામા સ્ટ્રોન્શિયમ ૯૦નું ઠરવા લાગેલું તત્ત્વ, એમની તંદુરસ્તીને કોરી ખાવાનું કામ કરવા લાગશે.**

આજની ઘડીએ જો આ બૉમ્બ ફોડવાના અખતરાઓને આપણે થંભાવી દઈએ, તો પણ સ્ટ્રોન્શિયમ ૯૦નું તત્ત્વ આપણા બાળકોના શરીરમા વધતુ જ જવાનુ છે–ને ૧૯૭૨ની સાલમા તો એ એના શિખરે પહોંચ્યું હશે કારણ જેમ જેમ સમય વીતતો જાય, તેમ તેમ હાડકામાના સ્ટ્રોન્શિયમના વિકિરણોની ઉગ્રતા વધતી જાય છે

આજે ફેલાતુ એવુ જ કાર્બન ૧૪ નામનુ તત્ત્વ, પણ હજારો વર્ષો સુધી એના વિકિરણોની અસર વડે માણુસ જાતના વંશવેલાને વિકૃત કરતુ રહેશે

# માનવ જીવનની તરાડો

## નાગાસાકી [ પરિચય ]

નાગાસાકીનું સ્થાન ઇતિહાસની દૃષ્ટિએ હંમેશાં ઘણું નોંધપાત્ર રહ્યું છે.

કોમોડોર પેરીએ આવી જપાનની ભૂમિ પર પગ મૂક્યો, તે પહેલાં ત્રણસો વરસથી નાગાસાકી પશ્ચિમની સંસ્કૃતિ માટેનું એક પ્રવેશદ્વાર બની ચૂક્યું હતું. નાગાસાકીના બંદર પર પોર્તુગીઝ સોદાગરોના વહાણ તો છેક ઈ. સ. ૧૫૬૦ની સાલથી લંગરવા માંડ્યાં હતાં. એનાં ય વીસ વરસ અગાઉ સંત ફ્રાંસિસ ઝેવિયરે ત્યાં આવી, નાગાસાકીને પોતાનું મુખ્ય સ્થાનક બનાવી, કેથોલિક દેવળની સ્થાપના કરેલી. આજે પણ આ નાગાસાકી વિસ્તારમાં જ આખા જપાનની ઇસાઈ વસ્તીના ૬૦ ટકા જેટલા લોકો વસે છે.

નાગાસાકીના બારામાં થઈ, યુરોપમાં વિકસેલ ચિકિત્સાશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, ભૌતિક વિજ્ઞાન, ખગોળશાસ્ત્ર તેમજ ગણિતશાસ્ત્ર વગેરેને પ્રવેશ મળ્યો. તેમ ચીની સંસ્કૃતિનો પ્રવાહ પણ નાગાસાકી માર્ગે જ જપાનની ભૂમિમાં પ્રવેશ પામી. જપાનની સંસ્કારિતાના વૃક્ષને સીંચી રહ્યો. વિશ્વોના ધર્મસંગમ રૂપે નાગાસાકીએ સદીઓ ઘણાં, બૌદ્ધ, ઇસાઈ, કન્ફ્યુશિયન દેવળોને પોતાની ગોદમાં સાચવ્યાં સમાવ્યાં છે, ને એ સૌનું ગૌરવ કર્યું છે.

તેની સાથે સાથે યંત્રવાદ ને વિજ્ઞાનના પેદાશ સમા આધુનિક ઉદ્યોગોનું પણ એ એક મોટું કેન્દ્ર રહ્યું છે. વહાણો બાંધનારા ને મોટાં મોટાં યંત્રો પેદા કરનાર ભારે લોહ-ઉદ્યોગોનું એ મથક ગણાય. કળા કારીગીરીથી માંડીને તે પ્લુટોનિયમ જેવા ભયંકર સ્ફોટક પદાર્થની પેદાશ સુદ્ધાં—બધી બાબતોમાં નાગાસાકી પહેલ કરનાર તરીકે મોખરે રહ્યું છે. ધર્મભાવનાના ઘેરા રંગે રંગાયેલી ત્યાંની પ્રજા આ આધુનિક ઉદ્યોગ-કેન્દ્રને ધમધમતું રાખતી, જીવનમાં અનેક પ્રકારની વિષમતાઓ ને ધર્ષણનાં વિષ પચાવતી જીવી રહી હતી. ત્યાં બીજા વિશ્વયુદ્ધ પોતાના અવસાનની આગલી જ પળે, પોતાની સમગ્ર અમાનુષી ક્રૂરતા નીચોવીને એટમ બૉમ્બ રૂપે જે હળાહળ વિષ છાંટ્યાં, એણે નાગાસાકીના જીવનને છેક મૂળિયાં સુધી બાળી ઝાળીને ખાખ કરી નાખ્યું.

૧૯૪૫ના ઓગસ્ટની ૯મી તારીખે અમેરિકાએ નાગાસાકીને પોતાની નવતર શોધ – 'એટમબૉંબ'નું નિશાન બનાવ્યું. તે વખતે શહેરની વસ્તી અઢી લાખની. કીડીઓના દર પર સળગતો કાકડો પડે ને જે હિકરાણ મચી જાય, જે જીવહાની થાય ને વિનાશનો ખંગ વળી જાય, એવું જ—એથી ય કંઈક વધુ ઉગ્ર સ્વરૂપે માણસની બાબતમાં તે દિવસે બન્યું. (તે પહેલાં હિરોશિમા આ બોમ્બનું નિશાન બની ચૂકેલ હતું.) ને તે પછી તરત બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો!

તે પછી તો પરમાણુની આગમાં શેકાઈ ગયેલ એ નાગાસાકીને વિજ્ઞાન-શોધકોએ ઉથલાવી ઉથલાવીને જોયું. એના દેહ ઉપરના ઘા જોયા, ઘાનાં ઉંડાણ ને લંબાઈ પહોળાઈ માપ્યાં. ને પોતે નિપજાવેલ અસ્ત્રની ધારનું પાણી માપી માથું ધુણાવતાં કંઈક આંકડા માંડી લીધા!

ત્યાંનાં માનવીના વેદના-ચિત્કારથી અરેરાટી અનુભવતી દુનિયાની માનવતાએ આડા હાથ ધરી ધરી કહેવા માંડ્યું–'બસ-બસ, હવે કદી આવું નહિ બનવા દઈએ.' દુનિયાના પ્રત્યેક દેશમાંથી લોકોનો અવાજ ઊઠ્યો: 'બૉંબના વપરાશ

પર સદાને માટે અંકુશ મૂકી દો.' પણ એ અવાજને કોણ ગણકારે છે? જેને આ બધું કરવાનું કહેવામાં આવે છે તે રાજપુરુષો–મહાસત્તાના માંધાતાઓ તો આ બધી વાતોને 'પીધેલા માનવનો પ્રલાપ' માની, એના પર મૂછમાં હસી લઈ, બધું ઉડાવી દે છે. બહુ થાય છે, તો પોતાના દેશની પ્રજાને, કોઈ અજ્ઞાન બાળકને સમજાવતા હોય, એમ સમજાવી દે છે–'મૂરખ, આ બધું સારી જ રક્ષા કાજે-તો છે;' ને પાછું જેમનું તેમ બધું ચાલવા માંડે છે–અણુ શસ્ત્રોની પેદાશ માટે જુદી જુદી સત્તાઓ વચ્ચેની દોડ ચાલુ જ રહે છે. ઠેરઠેર 'સતત ધુમાયા કરતાં ઠંડા યુદ્ધનાં તાપણાંમાંથી ક્યારે ક્યાં તણખો ઊડશે, ને વિશ્વયુદ્ધની આગ ભભૂકી ઊઠશે, એ રોજે રોજની ચિંતાનો વિષય છે.

ઈશુનું નામ લેનારી, ને પાશ્ચાત્ય સંસ્કૃતિ ને જ્ઞાન-વિજ્ઞાનના પ્રવાહને પોતીકા કરી લઈ જીવનારી નાગાસાકીની પ્રજા પર પરમાણુ બૉંબનો જીવતો જાગતો અખતરો કરી જોનાર યુરોપીય સત્તાઓ પોતાના દાવાઓ તેમ જ કૃત્યોમાં રહેલી વિરૂપતા ને અમાનુષિતાની ઝાંખી-કરવા જેવા માનવીય ક્યારે બનશે?

## દાક્તર તાકાશી નાગાઈનું બયાન

દાક્તર તાકાશી નાગાઈ નાગાસાકીના એક જાણીતા દાક્તર હતા. ૧૯૦૮માં એમનો જન્મ. એમના પિતા પણ દાક્તર હતા. ૧૯૪૦માં તેઓ નાગાસાકીની મેડિકલ કૉલેજમાં રેડિઓલોજીના પ્રોફેસર તરીકે નીમાયા હતા. રેડિઓલોજીની પ્રયોગશાળામાં કામ કરતા કરતા જ ૧૯૪૬માં તેઓ હઠીલા લ્યુકીમિયા દર્દના ભોગ થઈ પડેલા. યુદ્ધ દરમિયાન ને તે પછીની એમની પરિસ્થિતિને કારણે એમનું એ દર્દ એકદમ વધી જતાં, ૧૯૪૮માં એમને બિલકુલ પથારીવશ થઈ જવું પડ્યું. મે ૧૯૫૧માં તેઓ પોતાની પાછળ પંદર વરસનો એક દીકરો ને નવ વર્ષની દીકરીને નિરાધાર મૂકી મરણ પામ્યા. દાક્તરનાં પત્ની તો નાગાસાકીના એટમ બૉંબની હોનારતમાં જ ખલાસ થઈ ગયેલાં. બૉમ્બમારામાં ખલાસ થઈ ગયેલ પોતાના ઘરના ખંડિયેરની જગા પર એક નાનકડી કોટડી ઊભી કરી, દાક્તર નાગાઈએ પોતાનાં બાળકોને લઈ વસવાટ કરેલો. ને પોતાનું સર્વસ્વ–સ્વજનો ને ઘર સંપદ–સર્વ કંઈ ગુમાવી બેઠેલ ભાગેલા હૃદયવાળી પ્રજામાં જીવવા માટે ને નવું સર્જન કરવા માટેની પ્રેરણા રેડી હતી પોતાનું મૃત્યુ નજીક જ ઊભેલું છે, એમ જાણી રહેલા આ દાક્તરે નાગાસાકીની ઘર ખાઈ ગયેલ, ભાગી પડેલ પ્રજાને ઊભી કરવા પોતાના જીવનનું ટીપે ટીપું નીચોવી કામ કરેલું. ત્યાંના લોકોની નજરે એ કારમી ઘડીમાં જડેલ વિભૂતિ તરીકે કોઈ

ન્યુ મેક્સિકો ખાતે ૨૫ જૂન ૧૯૪૫નો 'રોજ પહેલ-વહેલો પરમાણુ બૉંબનો અખતરો કર્યા પછી જે જગાએ એનો વિસ્ફોટ થયેલો, એની છબીઓ છાપાંમાં છપાયેલી. એમાંની એક છબીમાં એવું બતાડવામાં આવેલું કે, જ્યાં એ બૉંબ ફાટ્યો, તેની નીચેની જમીન પર પથરાયેલી રેતી, એની અનહદ ગરમીને કારણે પીગળીને કાચના પડમાં ફેરવાઈ ગયેલી! ને ટાઢી પડ્યા પછી એમાં તરાડો પડી ગયેલી દેખાતી હતી

આ હકીકત બહુ અસર નીપજાવનારી હતી. બીજા કોઈ પણ પ્રકારના બૉંબની આવી અસર કદી થયેલી નહોતી. ને એને કારણે જ તો એક વખતની રેતાળ, પણ પરમાણુ બૉંબની ગરમીથી ઓગળીને કાચ બની ગયેલ એ ભૂમિ પર જે કંઈ નિશાન પડ્યાં તે બધાં, પરમાણુના અખતરા પાછળ લાગેલા માણસોના સીસાની નાળો જડેલા ભારે જોડા ને કેટરપીલર નામના વાહનના વાટા ફરી વળતાં ક્યાંય ભૂંસાઈ ગયાં.

પરંતુ, તે પછી ૧૯૪૫ના ઑગસ્ટની ૯મી તારીખે, નાગાસાકીને માથે જે બૉંબ ફેંકાયો તે તો હતો, પરમાણુ બૉંબ નં. ત્રણ. એ બૉંબ ફાટતાં એ આખી ભૂમિમાં જે તરાડો પડી ગયેલી તેના નિશાન હજી આજે ય ભૂંસાયા નથી!

હું ધરતી પર પડેલ ચીરાડા–ને તડોની વાત નથી કરતો. હું તો પરમાણુ વિસ્ફોટે વેરાન બનાવેલ ભૂમિ પર,

એ વખતે જે તડો પડી ગઈ છે, તે હજી સંધાઈ નથી; ઉલટાની એ તડો પહોળી થતી થતી ચિરાડા બની ગઈ છે। એક વખત એક નગરનાં રહેવાસી તરીકે, પરસ્પર માન ને પ્રેમથી જીવનારા લોકોનાં દિલોમાં એક બીજા પ્રત્યેના પ્રેમ ને સન્માનમાં ઊંડી તડો પડી ગયેલી છે. હકીકતે જોવા જાઓ તો સામાન્ય, નહિ જેવી આશંકાઓ ને અવિશ્વાસના તુચ્છ ટુકડાઓ સિવાય એની પાછળ બીજું કંઈ જ નથી. પણ તેમ છતાં પરમાણુ બૉમ્બે નાગાસાકીમાં જે કંઈ નુકસાન કર્યું છે, એ બધાંમાં ક્રૂરમાં ક્રૂર કોઈ વસ્તુ હોય તો તે આ જ છે.

એ બધું કેમ બન્યું, તે જોવા જેવું છે. જ્યારે હિરોશિમા ને નાગાસાકી પર પહેલ વહેલો એ બૉમ્બ ફૂટ્યો, ત્યારે એના સમાચારોથી આખી દુનિયાને એક આંચકો લાગી ગયેલો.

અમે પોતે, જે તે વખતે બરાબર એ પરમાણુ વાદળ તળે ઢંકાઈ ગયેલા, એમના કરતા પણ કદાચ આ આંચકો દૂરના, પરદેશોમાં વસતા લોકોને — (કે જેમણે એ બાબત વાસી સમાચારો જ સાંભળેલા) — વધારે લાગેલો. એકાએક કશી જ ચેતવણી વિના એમણે સાંભળ્યું કે — એક જ બૉંબ પડ્યો, ને પલકમાં તો જબરજસ્ત વસ્તીવાળું આખું શહેર બળીને ભસ્મ થઈ ગયું! એમનાં હૈયાં આ વસ્તુની કલ્પનામાત્રથી થથરી ઊઠ્યાં હશે... ને જો આવાં જ હથિયારો હવે પછીના ભવિષ્યમાં, છૂટથી વપરાવા માંડ્યાં તો માણસજાત ને એની સંસ્કૃતિ રસાતાળ જવાનાં — એમ એમને થઈ ગયું હશે... ને એમ લાગે એ વાજબી જ છે.

પણ, અમે લોકો, જે બૉમ્બમારામાંથી પસાર થયાં હતાં, એમને એ વખતે એટમ બૉંબ એટલે ખરેખર શું વસ્તુ છે, એનો જરા સરખો પણ ખ્યાલ આવ્યો નહોતો. મારી પોતાની જ વાત કરું, હું તો તે વખતે બરાબર એ પરમાણુ-વાદળ હેઠળ જ હતો. પરંતુ મને કલ્પના પણ આવી નહોતી કે એ આટલી બધી અસાધારણ વસ્તુ હશે. મેં તો માન્યું કે, આ એક પ્રકારની હવાઈ સુરંગ જેવું કંઈક હોવું જોઈએ. પણ, જેવું એ વાદળ ફેલાતું ગયું, પ્રસરતું ગયું, ને જે પ્રકાશને એણે તદ્દન ગૂંગળાવી માર્યો હશે, તેને પોતાની દેહમાંથી મુક્ત કરતું ગયું, તેમ-તેમ આ આંખે મેં જે કંઈ જોયું એ પરથી લાગ્યું કે, 'આ જ તો દુનિયાનો પ્રલય'! એ ઘડી, તો સ્વર્ગમાં ગાજી રહેલ પ્રલયનાં નગારાંનો અવાજ કાનના પડદા ચીરી ન નાખે તે માટે મેં જોરથી બે હાથે મારા કાનને ઢાંકી દીધા! પણ આ આંખે વિનાશનું જે સ્વરૂપ જોયું — એણે મારા મનમાં આવી પહોંચેલ પ્રલય વિષે રજમાત્ર શંકા રહેવા દીધી નહોતી.

બાકીનું આખું જગત જાણે ભયથી રાડ પાડી ઊઠ્યું: 'આ પરમાણુ બૉંબ! આ તો હવે ફરી કદી વપરાવો ન જોઈએ!'

એક કાળે તો આ પોકાર જગતના તમામ લોકોનો — વિશ્વવ્યાપી બની ગયો હતો. પરંતુ સમયની કાનસ ફરતાં એમના આ મન્તવ્યની તીવ્રતા ઘસાઈને કંઈક બુઠ્ઠી બની ગઈ લાગે છે!

*

વિસ્ફોટના પ્રચંડ સપાટાએ ઘણાંખરાં ઘરોનો નાશ કર્યો હતો. પણ હવે, ચાર વરસ પછી એ બધાં લગભગ પાછાં ઊભાં થઈ ગયાં છે. ને થોડાં વર્ષોમાં તો અહીં વળી પાછું એક સુંદર શહેર ખડું થઈ જવાનું, એ વિષે ય શંકા નહિ. આજકાલ પરમાણુ બૉંબની વિનાશકતાનો અંદાજ લેવા માટે ઘણા બધા લોકોની આ પ્રદેશમાં આવજા શરૂ થઈ ગઈ છે. પરંતુ ચિંતા કરાવે તેવી વસ્તુ એ છે કે, ફરીથી ઊભા થઈ રહેલ શહેરની અત્યારની સ્થિતિ જોઈ, તેઓ પરમાણુ બૉમ્બની વિનાશક શક્તિનો પૂરો અંદાજ મેળવી શકતા નથી, ને કહે છે: 'ઓહ! ત્યારે પરમાણુ બૉમ્બ અમે ધારતાં હતાં તેટલો ખરાબ તો નથી જ!'

'એક બૉંબથી એકી સામટાં હજારો માણસો મરી ગયાં' એ હકીકત પરદેશથી અહીં બધું જોવા આવનારા લોકોના મન પર એટલી અસર નથી પાડી શકતી! આનું ખરું કારણ, હું ધારું છું ત્યાં સુધી, એ છે કે, નર્યા આંકડા લોકોના મન પર ધારી અસર નીપજાવવા અશક્તિમાન છે. તે ઉપરાંત લોકો એક વેરાન ધરતી પર બંધાઈ રહેલું શહેર જોવા આવતા હોય છે. તેઓ તો બધા શહેરીઓની હરફર જુએ છે... લોકોને સંતરાં વેચતા ને ખોરાક ખરીદતા જુએ છે. લોકોને વાલ વટાણાનો પાક લણતા, ને હસતા હસાવતા, ગપ્પાં હાંકતા, ગલીને નાકે ઊભા રહી વાતોચીતો કરતા જુએ છે; હાથમાં બાળ ઝુલાવતા, ને ગડથોલિયું ખાઈ જઈ ભેંકડો તાણનારા બાળકને ખમા ખમા કરતા, ને એની આંખનાં આંસુ લૂછી આપતા જુએ છે! ને આમ, દેખીતી-

રીતે શાંત, સ્વસ્થ, ખુશહાલ જીવન જીવતાં જોઈને એમને 'એકી સામટાં હજારો લોકો બળીને ભસ્મ થઈ ગયાની વાત–' કોક પુરાણી દંતકથા જેવી ભાસે છે!

*

પરંતુ હકીકત એ છે કે, દુનિયાના ચહેરા પર બે કુબડાં કલંક ઊઠી આવેલ છે – હિરોશિમા ને નાગાસાકી. અમે માન્યું કે, જાપાનના દેહ પર દેવાયેલા આ બે ડામ યુદ્ધના રોગ ચાળા સામે રસીની ગરજ સારશે. પરંતુ હજી તો માંડ એ વાતને બે ને ત્રણ વરસ થયાં નથી, ત્યાં તો, યુદ્ધના સદંતર અંતની જે આશા એમાંથી ઊભી થવાની હતી, તે પૂરઝડપે ઓસરવા માંડી છે!

દુનિયાનાં રાષ્ટ્રો પરમાણુશક્તિ પર અંકુશ મૂકવા બાબત વિચારણા કરવા માટે ભેગાં મળે છે–વારંવાર ભેગાં મળે છે! પરંતુ એમની વચ્ચે ફરી નીકળતા મતભેદોનો કોઈ તોડ જ નીકળતો નથી! એમની વચ્ચે મેળ જામવાની જાણે શક્યતા જ ક્યાંય દેખાતી નથી!

એ તો ઠીક, પણ હકીકતે આપણને ઉલટા જ સમાચાર સાંભળવા મળે છે કે, પરમાણુ બૉમ્બના ઉત્પાદનમાં ભારે સ્પર્ધા ચાલી રહી છે!

હિરોશિમા ને નાગાસાકીની સમગ્ર વસ્તીનો એકે એક માણસ, પૉમ્પીમાં જ્વાળામુખી ફાટતાં થયેલું તેમ, જો અહીં પણ ભરખાઈ ગયો હોત–ને પાછળથી એ વિનાશની કહાણી કહેવા ચકલું સરખું બચી શક્યું ન હોત, તો કદાચ લશ્કરી વ્યૂહ ગોઠવનારાઓના મન પર એનો કંઈક પ્રભાવ પડ્યો હોત!

## ૨

આજે અમે, નાગાસાકીમાં વસનારાં લોકોએ આ સ્મશાનભૂમિ પરના નવસર્જનમાં અમારી તમામ શક્તિઓ લગાડી દીધી છે. સમગ્ર વિશ્વના લોકોની સહાનુભૂતિ, (ને ખાસ તો અમેરિકાના લોકો તરફથી મળી રહેલ આંતરિક લાગણી ને ભૌતિક આશ્વાસન) અમારામાં ફરી પાછાં ઊભાં થઈ, પરમાણુ બૉમ્બે નિપજાવેલ કારી ઘાને ભરી દેવાની શક્તિ પૂરી રહેલ છે. ને અમે આ વેરાનની જગાએ નવું નગર ઊભું કરી રહ્યાં છીએ, જે ફરી એકવાર ઉદ્યોગો, કલા ને વિદ્યાના ધામ રૂપે વિકસી, એક નૂતન શાંતિમય સમાજને જન્મ આપશે.....પણ તેથી શું એમ માની લઈ શકાશે ખરું કે–પરમાણુ બૉમ્બે પાડેલા ઘા રુઝાઈ ગયા?

હજી યુદ્ધ માટે તૈયારી કરવામાં પડેલા લોકો કંઈ સમજે છે ખરા કે, આ પરમાણુ બૉમ્બે જીવતાં રહી ગયેલાં માનવીઓનાં હૃદય મન પર કેવી અસર કરી છે તે? અમે... આંતરિક રીતે દેવાળિયા બની ગયેલા લોકો—સમાજના એક ભાગ રૂપે, સ્વસ્થ બની જીવવા માટેના, ને સામુહિક રીતે ભેગા મળી, કામ કરવા માટેના લૂલા પ્રયાસ પાછળ મંડ્યા રહેવામાં શી શી જહેમતો ઉઠાવી રહ્યાં છીએ, એનું એમને કંઈ તલપુર ભાન છે ખરું?

અમે—નાગાસાકીના અગ્નિકુંડમાંથી બચી ગયેલા લોકો એ હૃદયવિદારક ઘટનાને, એની દંશીલી સ્મૃતિઓને કોઈ રીતે ભૂલી શકતાં નથી.

કેવળ એક જ પરમાણુ બૉમ્બ–સ્વસ્થપણે શાંત જીવન જીવતા સભ્ય લોકોની આખી ને આખી વસતીને શોકના ઊંડા ગર્તામાં શી રીતે ડુબાડી દે છે, તે અમે જાણીએ છીએ.

અમે તમામે તમામ...અમારામાંનું એકે એક જણું —અમારા હૈયામાં સદા દૂઝતા રહેનારા, હઠીલા ઘા સંતાડી રાખતા જીવ્યે જઈએ છીએ ને જરા સરખું એકાંત મળતાં અમારું મન એના પર ભમ્યા કરે છે. અમે અમારા પડોશીઓને મળીએ છીએ, ત્યારે એમના ને અમારા બંનેના ઘા પાછા ઊઘડી જાય છે.

ને નાગાસાકીનાં વેરાનોને જોવા આવનારા બીજું બધું જોઈ ને જાય છે, પણ આ અમારા માનસ ખંડિયેરોને જોઈ શકતાં નથી...જેની મરામત હવે અશક્ય છે.

*

એ વાતને તો આજે ચાર ચાર વર્ષનાં વહાણાં વાઈ ગયાં. ભગવાનની કૃપાદૃષ્ટિ ને આશીર્વાદ માટે અમે નાગાસાકીના લોકો એના ઋણી છીએ. સરકારની મદદથી પડી ગયેલાં ઘરો પાછાં ઊભાં થઈ રહ્યાં છે. આજે તો અમારી પાસે પહેરવા–ઓઢવા માટે પૂરતાં કપડાં ને રજાઈ–કામળા છે. ખોરાકની વાત પૂછો તો અમારાં પેટ ધરાયેલાં રહે છે... ખાનારાં મોઢાંની જ સંખ્યા ઘટી ગયેલી છે એટલે તો! રાખથી ઢંકાઈ ગયેલી જમીન પરથી કાટમાળ ને અંગાર સાફ કરી, અમે વેરાનને શાકભાજીની વાડીઓમાં ફેરવી નાખેલ છે. અમને બધાંને જોઈએ તેટલા ઘઉં, બટાટા ને શાકભાજી મળી રહે છે...

અમારા ચહેરા જુઓ તો પહેલાં કરતાં અનેકગણા

ખુશનુમા દેખાય છે, ને અમે બધાં પડોશીઓ એક બીજા સાથે હળીમળીને પ્રેમપૂર્વક કેટલા સુખે આનંદે જીવતાં હોઈએ એવું લાગે છે. છતાં માનશો? આ શહેરનાં વસનારાંઓને પરસ્પર એક બીજા સાથે બાંધી રાખનારું અંગત સંબંધનું તત્ત્વ નંદવાઈ ગયેલું છે.

## મારી પોતાની વાત

તે દિવસે મારા પોતાના મનની સ્થિતિ પણ કેવી કામાડોળ હતી, તે અનુભવે હું જાણું છું.

જેવો બોમ્બનો ધડાકો થયો કે તરત જ, જેઓ શરીરે અપંગ નહોતા, તેવા તમામ લોકોના બે વિભાગ થઈ ગયા. એક ભાગ જ્યાં કામ પર હતો, ત્યાં ને ત્યાં ટકી રહ્યો. બીજો, એવા લોકોનો હતો કે જે પલકમાં નાસી છૂટયા હવે જે લોકો ફરજની જગા પર ટકી રહ્યા, ને પોતાના મિત્રો, સાથીઓ, ઘર, કુટુંબ, પોતાની કચેરી યા કારખાનાને બચાવવાની આશાએ મંડયા રહ્યા, તે તમામ લોકો થોડી જ વારમાં, પોતે જે કોઈ વસ્તુને બચાવવા મથતા હતા તે સમેત આગની લપટોમાં ઢંકાઈ ગયા.

અમારી કોલેજની ઇસ્પિતાલની પાછલી ભીંતને લગભગ ઘસાઈને ઊભેલો હોય, એમ પહાડ શરૂ થાય છે. એટલે અમારામાંનાં જે કોઈ ત્યાં રહી ગયાં, એ બધાંએ, જ્યારે આગ અમને ચોપાસથી ઘેરી વળવા લાગી, ત્યારે એ પહાડ પર ચઢી જઈ ત્યાં આશરો લીધેલો.

સામાન્ય રીતે એમ કહી શકાય કે, એટમબોંબનો તાપ વટાવી, અમે જે કોઈ બચી ગયેલાં છીએ, તે તમામ, ત્રાહિ ત્રાહિના પોકારો કરતાં પોતાનાં સગાં સ્નેહી ને મિત્રો ભણી આંખ મીંચી-જઈ ને જ બચેલાં છીએ! કેટલાકે 'બચાવો બચાવો' કહી પોતાનો ખભો ઝાલી ચીપકી રહેનાર પડોશીને હડસેલી દીધો હશે. કેટલાક પોતાની ઑફિસની ઘણી જરૂરી એવી ફાઈલો ને કાગળિયાં પડતાં મૂકી નાસી છૂટેલા હશે. કોઈ દુકાનનો સામાન, તો કોઈ કારખાનાંમાં પોતાની જવાબદારી પર સોંપાયેલાં કામ, જેમનાં તેમ રહેવા દઈ નીકળી ગયેલા હશે.

એમ નહિ ને છેવટે જો તેઓ પોતાનાં ઘરોમાં હશે, તો ત્યાં પણ, આજ સુધી જેને મહામૂલી ગણી રાચતા એવી વસ્તુને પડતી મૂકીને નાસી છૂટેલા હશે. ટૂંકમાં બોંબના કોપથી બચી જનારાં તમામને કેવળ 'સદ્‌ભાગી' ગણી બેસી ન રહીએ તો, ઓછેવત્તે અંશે સ્વાર્થી, પોતાની જાતનું હિત જોનારાં, ને સુસંસ્કૃત માનવીને નહિ, પશુ પશુની વૃત્તિને અનુસરનારાં જ ગણી શકાય...ને આ વસ્તુ અમે બરાબર જાણીએ છીએ; સમજીએ છીએ. ને અમને બધાંને-જે કોઈ બચી ગયાં છીએ તે તમામને આ જાણકારી વગર ધારની છરીના ઘા સમી બહેરી વેદનાથી પીડી રહેલ છે.

ને ફરજ...ફરજ...તે કઈ બાજુની ગણવી? પોતાની ઑફિસના દસ્તાવેજોને બચાવતો કારકુન પોતાના કુટુંબને બચાવવા ધસી જવાનું ચૂકી જાય તેને? માતાઈથી પોતાની ફરજ પર ટકી રહેવા ધસી ગયો...ઑફિસ તરફથી પોતાને સોંપવામાં આવેલ જવાબદારી નિભાવવા ખાતર. એને ખબર હતી કે એ વસ્તુ કેટલી નિરર્થક હતી, તેમ છતાં! ને મારી વાત?

## ફરજ! મૃત્યુ! જીવન!

હું તો મેડિકલ કોલેજ તરફથી નીમાયેલો પ્રાથમિક સારવાર ને સંરક્ષણખાતાનો ઉપરી હતો. મારા આ દરજ્જા બાબત હું એટલો જાગૃત હતો કે, એ દરજ્જો નિભાવવાની ને બચાવ સમિતિના હોદ્દેદાર તરીકે મારી પાસેથી આવે સમયે જે આશા રાખવામાં આવે, તેને પૂરી કરવાની મથામણમાં હું એટલો બધો વ્યસ્ત રહ્યો કે, પૂરા બે દિવસ લગી મારા ઘર ભણી નજર પણ કરી શક્યો નહિ—જ્યાં મારી પત્નીનું મૃત કલેવર પડ્યું હતું! ને મેં મારી ફરજ અદા કર્યાનો સંતોષ લીધો! મારાં સંતાન, માંકોસો ને કાયાનો મોટાં થશે, ત્યારે એમની દૃષ્ટિથી તેઓ મને આ બદલ કેવો સરપાવ આપવાનાં?

બૉંબ ફાટતાં જ વીજળીનો જે ચમકારો થયો, તે પછી પવનના સપાટાએ ચડી હું સખત પછડાયો. પછડાટની સાથે જ ઘોર અંધારું થઈ ગયું, ને હું કાળા કાળા ભંગાર ને કાટમાળ હેઠળ આખો ને આખો દટાઈ ગયો. ભાનમાં આવતા મેં પહેલવહેલી જે લાગણી અનુભવી, તે ડઘાઈ ગયાની...હું જીવતો રહી ગયો છું...એના ભાનની. કોઈ પણ ભોગે જીવતા બચી રહેવાની એ લાગણી હતી. 'આ હું હજી જીવતો છું...મૃત્યુ ક્યાંક આટલામાં જ મને શોધી રહ્યું હશે...એના પંજામાંથી છટકવા માટે હવે જાઉં ક્યાં નાસી છૂટું?'

બીજો વિચાર આવ્યો મને મારી પત્નીનો: 'એ ઘેર એકલી હશે, એને કેમ થયું હશે?' ને ત્રીજો વિચાર એ આવ્યો કે, 'જો હું ને માદોરી મરી ગયાં તો પછી અમારાં

બાળકોનું શું થશે ? એમનું કોણ ? '

આ આટલા વિચાર મનમાં આવી ગયા, તે પછી છેલ્લે મને મારા વિદ્યાર્થીઓ, નર્સો ને કોલેજના મિત્રોનો ખ્યાલ આવ્યો. ને તે પછી જ્યારે હું મારા દર્દીઓની ચિંતા કરવા જેવી સ્થિતિમાં આવ્યો, ત્યારે તો આકાશ પાછું ઊઘડી રહ્યું હતું. ને આસપાસ જોતાં મને સમજાઈ ગયું કે, લગભગ કશી જ ઈજા વિના હું બચી જવા પામ્યો છું……ને આમ મારી બાબતમાં પણ, આત્મ-રક્ષણની સહજ વૃત્તિ ને ફરજ વચ્ચે, મેં ફરજને જ પહેલી પસંદગી આપી, એવો કોઈ દાવો હું કરી શકું એમ નથી.

મારી જોડે કામ કરનારા, પ્રાથમિક ઉપચારની ટુકડીના કાર્યકરો, જે બધા મારી આસપાસમાં જ હતા, તે બધાએ ભેગા મળી, ઇસ્પિતાલના દર્દીઓને સળગતા મકાનમાંથી ઉગારી લેવાનું કામ આરંભી દીધું. દેખીતી રીતે એમ લાગે કે, જાણે મારી જાતને ભુલાવી દઈ, હું પરોપકારના નિઃસ્વાર્થ કામમાં મચી રહ્યો...એ બાબત આજ પહેલાં હંમેશ ' હું તો આમ જ કરું ' એમ હું ઉઘાડો દાવો કરતો આવેલો. પાછળથી સૌ લોકોએ આ બાબત મારી પ્રશંસા પણ કરી।

છતાં મારા મનમાં હું બરાબર સમજું છું કે, તે વખતની મારી આંતરિક હાલત કેવી હતી...મારા મનમાં કેવા વિચારો ચાલી રહ્યા હતા ! જાણે કઈ ઘડીએ મારી પત્ની પાસે દોડી પહોંચું, એનું જ રટણ ચાલ્યા કરતું હતું. હકીકતે મૂર્છામાં પડેલી એક બાઈને સલામત ઠેકાણે પહોંચાડતા પહોંચાડતાં મારું મન તો ક્યાંય મારી પત્નીના વિચારોમાં ખોવાઈ ગયું હતું...ને તે એટલે સુધી કે હું પોતે શું કરી રહ્યો છું, એ ય હું વિસરી ગયો હતો ! પણ મારે તો સૌ કોઈની પ્રશંસા જોઈતી હતી. હું મારી જાતને એવા એક ' નિઃસ્વાર્થી વીર ' તરીકે ઓળખાવવા માગતો હતો કે જેણે પોતાની જાતની પરવા કર્યા વિના, પોતાના કુટુંબનો પણ ખ્યાલ કર્યા વિના, ભડભડતી આગમાંથી લોકોને ઉગારવાનું કામ કર્યું ! લોકો મારે માટે આમ વિચારે—એ વિચારે જ હું એ કામ પર જડાઈ રહ્યો હતો. લોકો પાસેથી સન્માન પામવાની મારી ખેવના હતી. લોકો મારે માટે કહે કે, ' ના ખરો નિષ્ઠાવાન માણસ ! એની ફરજ પરથી ડગ્યો નહિ.' ખરી રીતે આવું માન મેળવવા માટે જરૂરી હતું, તે કરતાં જરા પણ વધારે જોખમ મેં ખેડ્યું નહોતું.

ત્યારે મારા વિદ્યાર્થીઓ ને નર્સોના મનમાં તો આવા કશા ગુમાનને ક્યાંય સ્થાન નહોતું. કે એમના પક્ષેથી એવો કશો દેખાડો કરવાનો પ્રયાસ પણ ન હતો. તેઓ તો તે વખતે એ બળતા મકાનમાં જે દોડધામ કરી રહ્યાં હતાં, તેની પછવાડે એ જ સાદો ને સીધો સહજ વિચાર હતો: ' આગમાં સપડાઈ જનારા દર્દીઓને, મિત્રોને ને સાથીઓને ગમે તેમ કરીને પણ બચાવી લઈએ.' પણ એ બધાંને માથે રહી કામ કરાવનારો તે એ બધા કામનો જશ ખાટનારો હું પોતે – કેવું અસ્થિર માનસ ધરાવતો હતો !

આંતરિક રોગોવાળા દર્દીઓના વોર્ડને આગ ભરખી ગઈ, તે વખતે એના પહેલા વોર્ડમાં એક છેલ્લો દર્દી અંતરાયેલો રહી ગયેલો. એને કાઢી લાવવા માટે કેટલીક નર્સો ધસી જઈ રહી હતી...ત્યારે મેં જ એમને એમ કરતા અટકાવેલી !

### ના, જોખમ છે, જવા દો !

ત્યારે એક નર્સ બોલેલી—' પણ દાક્તર, વોર્ડમાં કોક રહી ગયું છે, જુઓ...સાંભળો...! એ કોઈનો અવાજ આવ્યો...કોઈ આપણને બોલાવે છે...મહેરબાની કરીને મને જવા દો !'

'ના, એમાં જોખમ છે...જો તમે ગયાં તો હવે પાછાં નહિ આવી શકો.'

' પણ, સાહેબ ! આપણે એને ત્યાં જ રહેવા દઈશું તો એ બળીને ખાખ થઈ જશે !'

' હા, પણ હવે એને માટે બહુ મોડું થઈ ગયું છે. આપણે કંઈ જ કરી શકીએ એમ નથી ! એની જવાબદારી મારે હાથે.' તે એમ બોલી, પાછા ફરી મેં હુકમ છોડ્યો– ' ઉગારવું કામ ( રેસ્ક્યુ વર્ક ) હવે બંધ કરી દો બધાં '...ને એ પછી સૂચના આપી–' ચાલો આપણે ત્રણે કોરથી આગે ઘેરાઈ ગયાં છીએ, હવામાં હવે ઓક્સિજન રહ્યો નથી, આપણે બેભાન બની જઈશું...ચાલો, ઉતાવળાં થાઓ; આ કોરથી પહાડી ચઢવા માંડો બધાં.'

તે મેલા વોર્ડની બારીમાંથી આવતી ચીસો ભણી કાન બહેરા કરી, મેં મારી ટુકડીના લોકોને ભેગા કર્યા, ને ઇસ્પિતાલને આગને ભરોસે છોડી દઈ, અમે ત્યાંથી નીકળી ગયાં ! દાવાનળમાં સળગતા જંગલની કોક કેડી પર થઈ નાસી છૂટતાં, કોઈ એ એવો દેખાવ હતો. જાણે ઘુઘવાટા કરતી આગની લપટો અમારી આસપાસ ઊંચી ને ઊંચી જતી નાચી રહી હતી., પવનના ઝપાટામાં આમથી તેમ રોળતાં; જાત ↗

સંભાળતાં અમે ઊંચાં ઊંચાં ઝાડની માફક ઝઝૂમી રહેલ, ને તણખાનો વરસાદ વરસાવી રહેલ આગની લપટો વચ્ચે થઈ ને માર્ગ કાપી રહ્યાં હતાં. રસ્તે ચાલતાં અમારા વિદ્યાર્થીઓ ને નર્સોમાંથી કોક ઢળી પડતાં, અમે એમને ઊંચકીને, આગ એમને ન પહોંચી શકે એવા સલામત સ્થળ સુધી લઈ જઈ મૂકી દેતા.

હું બધાંને ઉતાવળાં ઉતાવળાં ચાલવા કહ્યા કરતો. મારા મનમાં રૅાંજનના સ્ટોર રૂમ વિષે ખૂબ ચિંતા પેસી ગઈ હતી. ઇસ્પિતાલને છેક ચોથે મજલે એ ઓરડો હતો. પરંતુ આગ પણ છેક ત્યાં લગી પહોંચવા-જ આવી હતી. એ ઓરડામાં છેલ્લાં ત્રીસ વર્ષોમાં જેટલા એકસ રે ફોટો લીધા હશે, તે બધા સંઘરવામાં આવેલા. એ આખો ઓરડો એનાથી જ હસોહસ ભરાયેલો હતો. ને એ ઓરડો ફાટ્યો, તે ઘડીએ જે ધુમાડો નીકળશે, તે ભયંકર ઝેરી ને જીવલેણ હોવાનો, એની મને ખબર હતી.

## આ રતા નહિ તો શું?

અમારી સાથે એક નર્સ હતી. એને આમ દેખીતી રીતે તો તદ્દન નહિ જેવી ઈજા થયેલી. પણ એ લગભગ ઢળી પડવાની હદે થાકી ગઈ હતી. એણે ચાલતાં ચાલતાં મારી બાંય ખેંચી; એમ કહેવા કે 'હવે મને ઉઠાવી લો. હું પડી જઈશ.'

મેં એનો હાથ તરછોડી કાઢતાં કહ્યું, 'જૂઠ, તું ચાલી શકે એવી સ્થિતિમાં છે, ને તારો ઘા પણ કંઈ એવો મોટો નથી...ચાલ ઝટ, પગ ઉપાડ, નહિ તો પેલો ગેસ આપણને બધાંને ખતમ કરી નાખશે. તારા કરતાં આ બીજા કેટલાય એવા છે જેની સ્થિતિ ઘણી ખરાબ છે.'

ને મેં એને આગ્રહભેર ચલાવી. પણ એની નબળાઈ કોઈ સામાન્ય થાકની નબળાઈ નહોતી. એ તો એણે અંદર લીધેલા વિકિરણોની અસર હતી. અમારી કેટલીય નર્સોની એ જ દશા હતી. પણ એમાંની એકેયને મેં કશી જ મદદ કરી નહિ! એ બધી છોકરીઓ ઉપરઉપરથી દેખાતી હતી એના કરતાં અનેક ગણી બિમાર હતી. એમાંની કેટલીક તો લગભગ મૃત્યુની વેદનાભરી ઘડીઓ કાપી રહી હતી. પણ એ જાણ્યા કે સમજ્યા વિના, મેં એ બધાંને એમના પગો પર જ ઊભાં રાખ્યાં, ને કશી જ મદદ આપ્યા વિના ચાલવાની ફરજ પાડી! મને ઘણીવાર થાય છે કે, એ છોકરીઓનાં કુટુંબીઓ ને પેલી છેલ્લા વૉર્ડમાં જેની કબર બની ગઈ, તે દર્દીનાં સગાંવહાલાં આ બધું જાણ્યા પછી મારા વિષે હવે શું માનતાં હશે?

અમે ઇસ્પિતાલથી બસોએક વારનું અંતર કાપ્યું હશે, ત્યાં રૅાન્જનના સ્ટોરવાળો ઓરડો ફાટ્યો.

મારી જમણા લમણાની ધોરી નસ તૂટી ગઈ, મેં ઘણું લોહી ગુમાવ્યું ને હું ભાન ગુમાવી તૂટી પડ્યો. સર્જરી (વાઢકાપ)ના પ્રોફેસર શિબારેએ મારા ઘાની માવજત કરી. ટાંકા લઈને લોહી વહેતું બંધ કર્યું; પણ તે પછી થોડા વખતને માટે તો સૌને એમ જ લાગી ગયું કે હું ગયો. હું ભાનમાં આવ્યો ત્યારે મેં જોયું તો હું ઘાસમાં સૂતેલો હતો ને ઊંચે આકાશમાં આમળાં લઈ રહેલ અણુવાદળ ધૂંધવાઈ રહ્યું હતું. ઘાની ધબકારા લેતી વેદના કળાતાં મેં મારા દાંત કચકચાવ્યા. ને મારું મન વળી પાછું મારી પત્નીના વિચારે ચઢી ગયું.

એ જો જીવતી હોત, તો અત્યાર સુધીમાં જરૂર અહીં આવી પહોંચી હોત. અગાઉના હવાઈ હુમલાઓ વખતે પણ મારી ચિંતા કરતી એ સીધી કૉલેજ પર દોડી આવતી. આજે જ હું એને અહીં જોતો નથી. જરૂર એ મરી ગઈ હોવી જોઈએ. તે વિચારે મને કોક અસહ્ય એકલતામાં ડુબાડી દીધો. ઘાસ પર પડ્યો પડ્યો હું મેલા કદરૂપા આકાશ ભણી જોઈ રહ્યો હતો, ત્યાં મને મારી નજીકમાં આછી આછી ચંપાની સુવાસ આવી. મેં જોયું તો મારી પડખે જ તૂટી ગયેલ, ડાળ-પાંદડાં વિનાનું ચંપાના ઝાડનું ઠૂંઠું ઊભું હતું!

## મારો વાંઝણો પશ્ચાત્તાપ!

મને થયું કે હું એ જ વખતે એની (મારી પત્ની) પાસે કેમ ન દોડી ગયો? ઘાસમાં પડ્યાં પડ્યાં મને આજ એક વિચાર સતાવવા લાગ્યો. એ અહીં આવે, ત્યાં લગી એની રાહ જોયા કરવી, એ મારે માટે ઉચિત હતું શું? અલબત્ત—મારે હું હતો ત્યાં જ રહેવું જોઈતું હતું. કારણ પાર વગરનું કામ ત્યાં પડેલું હતું—તો એનો અર્થ એ જ કે, હું એની પાસે દોડી ગયો નહિ એ યોગ્ય જ હતું? પરંતુ હજી આજે પણ, જ્યારે જ્યારે હું એને બળતા ઘરમાં પડેલી કલ્પું છું, ત્યારે ત્યારે આ હૈયામાં ભોંકાતાં શૂળ જાણે મને છિન્નવિછિન્ન કરી નાખે છે. × × ×

હું પડ્યો હતો, ત્યાંથી માત્ર અડધા જ માઈલને અંતરે મારા ઘરનું ખંડિયેર આવેલું હતું. એટલે હું ત્યાં પહોંચી જઈ શક્યો હોત...ઘડી બે ઘડીને માટે ય. અલબત્ત, મેં ઘણું બધું

લોહી ચુગાવ્યું હતું ને વિકિરણો પચાવ્યા હતા તેમ છતા, જો મારો કુટુંબ પ્રત્યેનો પ્રેમ એટલો તીવ્ર હોત, ને મારી પડોશીઓ પ્રત્યેની લાગણી એટલી જોરદાર હોત તો મારી જાતને ઘસડતો ઘસડતોય હું ત્યા જઈ પહોંચ્યો હોત મારી પત્ની તો જાણે મરી ગયેલી હતી પણ પાછળથી મે જાણ્યું તે મુજબ અમારા પરિવારમંડળના કેટલાય સભ્યો સંરક્ષણ ભોંયરામા દાક્તરની રાહ જોઈ ને બેઠા હતા બુઢ્ઢી માત્સુ મોરિઉચી, તગાવાના છોકરા ને બીજા કેટલાય ઘાયલ માંદા ! એ લોકો મનમા વિચારતા હશે કે, ' આપણે કંઈ ફિકર કરવા જેવું નથી દાક્તર નાગાઈ તો આપણા પરિવારમંડળના જ છે હવાઈ હુમલા પછી આપણી સારવારમા કશી મણા નહિ રહે ' આજસુધી એ લોકો બધા આ જ તરતુ કહ્યા કરતા હતા ને ?

પણ તે દિવસથી એ બધા પડોશીઓ ને મારી વચ્ચે એક મોટી ફાટ પડી ગયેલી છે જો કે અમે કદી એકબીજા પાસે એ વિશે અક્ષર સરખો બોલ્યા નથી

**એટમ બૉમ્બના મૃત્યુનો ભય**

ને બીજે દિવસેય હું એમની પાસે ન ગયો એનું કારણ શું ? એ જ કે મને બીજો એવો બૉમ્બ પડવાની મનમા ધાસ્તી હતી પહેલા બાબે અચાનક જ અમને ચમકાવી મૂક્યા હતા એની જે પહેલી નિશાનીને અમે જોઈ,..એ એનો આજી નાખતો ચમકારો ! મને મનમા થતું કે, હવે તો ગમે તે ઘડીએ એવો ચમકારો થશે ! એના ભયથી મારું શરીર ધ્રૂજતું હતું ને એ બીક જ મને ભોંયરા બહાર પગ કાઢવા દે એમ નહોતી એ બીકે જ હું રક્ષણની ઓથ વિનાની વેરાન ભૂમિ વટાવી, એકવાર મારા ઘરના ખંડિયેર સુધી પણ જઈ આવવાની હિંમત કરી શક્યો નહોતો

આ પ્રકારની—હાડકાનો રસ થીજવી દે તેવી મરણિયા બીક—એ અણુયુદ્ધની એક ખાસિયત બની રહેવાની અણુબૉમ્બ માથે ભમતા હોય, ત્યા ઘડી બેઘડીની ગફલત પણ કોઈને પાલવશે નહિ ક્ષણુનોય ભરોસો નહિ આ પ્રકારના સતત ભયે અમારા હાડમ ઢીલા કરી નાખ્યા હતા માણસમાત્રની હિલચાલ જ થભી ગઈ હતી થીજી ગઈ હતી

સદ્ભાગ્યે, અમારા આ અનુભવને અંતે થોડા જ વખતમા લડાઈ બંધ પડી પણ જો એ જરા લાબી ચાલી હોત તો ? તો કદાચ આ સતત તોળાઈ રહેલ ભયની ચિંતામા ને ચિતામા અમે બધા ગાડા થઈ જાત

## વૃદ્ધા માત્સુ મોરિયુચીની કહાણી

એ બૉમ્બ ફાટ્યો, ત્યારે હું સંરક્ષણ ભોંયરામા હતી અમારાવાળું એ ભોંયરું યામાતાઓની પ્રાથમિક શાળાના મેદાનમા હતું ને જે જગાએ બૉમ્બ પડ્યો તેનાથી અડધો માઈલ જ છેટું તેમ છતા કોણ જાણે કેમ હું સાવ બચી ગઈ ! જો કે, ભોંયરાની બહારના તો લગભગ તમામ માણસો મરી ગયેલા ને ભોંયરાની અંદર પણ કેટલાય થોડી થોડી વાર રહીને મરી ગયેલા હું શી રીતે બચી ગઈ એ જ મને એક મોટી નવાઈ લાગે છે

હું એંશી જ છું ને તે વખતે હું મારી ભત્રીજી હાત્સુ સુગીમોરાના કુટુંબમા રહેતી અમે એક નાનકડી દુકાન ચલાવતા અમારી પડોશમા રહેનારા કુટુંબો ને એમના છોકરા અમારા ઘરાક હતા અમે દુકાનમા મીઠું, ડાંગરનો આસવ, શાકભાજી, સોય દોરા, મીણબત્તીઓ, રમકડા ને ગોળી પિપરમેંટ વગેરે રાખતા ને એમાથી સુખે અમારું ગુજરાન ચાલી રહેતું કોઈ વાતે અમને અસંતોષનું કારણ નહોતું

માતાઈચી – મારો ભત્રીજા જમાઈ, એક સારો કૂવા ખોદનાર – ગાળનાર કારીગર હતો અડોશપડોશના પ્રદેશમા પણ એને સારું એવું કામ મળી રહેતું છેલ્લે છેલ્લે એણે દાક્તર નાગાઈના બાગમા કૂવો તૈયાર કરી આપેલો

મારી હાત્સુનો પહેલા ખોળાનો છોકરો ઇસામુ આઠ વરસનો હતો પણ બહુ ડાહ્યો, ઠરેલ છોકરો એ બીજા ધોરણમા ભણતો ને નિશાળમા સારો નંબર રાખતો કુજીઓ પાંચ વરસનો, હમણા હમણા જ એને અમે 'બાળ ઈશુ સમિતિ' તરફથી સંચાલિત બાળમંદિરમા મોકલવા માંડેલો કુજીઓ ભારે તોફાની ને રોળો મચાવનારો છોકરો હતો ! નાનકડો શયતાન જ જોઈ લ્યો, એના મોટા ભાઈનું એક રૂવુંય એનામા ન મળે ! બસ બધામા એ પોતાનો જ કક્કો

ખરો કરવા માગે-પછી તે છોકરાં છોકરાં વચ્ચે કુરતી હોય, રમત ગમત હોય, કે મારામારી હોય...ગમે તે. કિમિયો કુટડી મજાની ઢીંગલી હતી. કેવળ બે જ વરસની...તે મને દાદી...દાદી...કરીને બોલાવતી. મને તે વખતે ઓગણસાઠ વરસ થયેલાં.

હું અમારી દુકાનના કામકાજમાં મદદ કરતી. ને રોજ સવારે દેવળમાં જઈને ત્યાંનાં ભજન કીર્તન સાંભળતી. એથી વધારે સુખની મેં કદી આશા જ કરેલી નહિ. માતાઈચી ને હાત્સું પણ ધાર્મિકવૃત્તિનાં હતાં. અમે બહુ હળીમળીને સુખમાં અમારા દિવસ ગાળતાં હતાં.

તે દિવસે સવારે હવાઈ હુમલાની ચેતવણીનું ભૂંગળું બહું વહેલું સંભાયેલું એટલે માતાઈચી બહુ વહેલી સવારથી પોતાના વોર્ડમાં રોન મારવા નીકળી ગયેલો. કારણ એ વોર્ડના હવાઈ સંરક્ષણના વોર્ડન તરીકેની જવાબદારી એને સોંપાયેલી હતી. ને હું ત્રણે છોકરાંને ભેગાં લઈને અમારી શાળાના મેદાનમાં આવેલા સંરક્ષણ ભોંયરામાં જતી રહેલી. ને ઘરમાં રહીને બોંબથી આગ ન લાગે, તે સંભાળવાનું કામ હાત્સુને માથે આવેલું.

હુમલો બુમલો તો પછી કંઈ થયેલો નહિ. કલેક વાગે અમને 'સબસલામત'ની ચેતવણી મળી. અમને કોઈ નેય એ અંધારાં ભેજવાળાં અવડ ભોયરાંમાં લાંબો વખત બેસી રહેવું પડે તે આમેય રૂચતું નહિ. એટલે સબસલામતની સૂચના મળતાં વેંત, અમે નિરાતનો શ્વાસ લીધો. ને એક એક કરતાં વારાફરતી બધાં બહાર નીકળી આવ્યાં. મોટા ભાગના લોકો બધા પોતપોતાના ઘરમા જઈ કામે વળગ્યા. છોકરાંમાં, કોઈ નિશાળના મેદાનમાં પડેલા રેતીના ઢગલા ખૂંદવા મંડ્યાં, તો કોઈ હીંચકે ઝૂલવા લાગ્યાં. નિશાળના માસ્તરો બધા એ શાળાના મેદાનમાં જ બીજું એક ભોંયરુ તૈયાર થતું હતું, ત્યાં જઈ ખોદકામમાં લાગી ગયા. બહુ સરસ રીતે માસ્તરોની ટુકડી કામ કરી રહી હતી. આ બધા કામકાજ પર દેખરેખ રાખનાર એક શિક્ષક તાલબદ્ધ રીતે એક...દો...તીન...ચાર બોલતો કામનો લય જાળવી રહ્યો હતો.

દિવસ બહુ રૂડો હતો, આકાશમાં ચોફેર સફેદ વાદળાં વેરાયેલાં હતાં. દરિયા કિનારા તરફનું આકાશ તદ્દન ચોકખું હતું....એક તણખલા જેટલુંય વાદળ ક્યાંય દેખાતું નહોતું. હુંફાળો સૂરજનો તડકો અમારા રળિયામણા પ્રદેશને અજવાળી રહ્યો હતો. સવારના પહોરમાં એક હુમલો ટળ્યો જાણી અમે સૌ રાજી થયાં.

હું વિચાર જ કરતી હતી કે, છોકરાંને અહીં મેદાનમાં છૂટાં રમવા દઉં, કે મારા ભેગાં ઘેર લેતી જાઉં? મેં ઇસામુને ઘેર મોકલ્યો ને કહ્યુ કે 'જા, હાત્સુને પૂછી આવ કે ઘેર દાદીનું કંઈ કામ છે, કે પછી એ સીધાં દુકાને જાય?'

થોડી જ વારમાં એ ઘેર જઈને પાછો આવ્યો, ને કહેવા લાગ્યો: 'માએ કહ્યું કે, હમણાં જ રેડિઓ પર ખબર હતા કે, શિમાબારા તરફ બે મોટાં મોટાં વિમાન દેખાયેલાં ને એ પશ્ચિમ ભણી ધસી રહ્યાં છે. એટલે તમે બધાં ભોંયરામા જ રહેજો.... ખાવાનું તૈયાર થઈ જાય એટલે હું તમને બોલાવી લઈશ.'

આ સાંભળ્યું કે મને ચટપટી પેઠી. ભોંયરું ખોદનારા શિક્ષકોમાંના એકે મને પૂછ્યું: 'એ શું, મોટા વિમાનની શી વાત છે? જરૂર એ 'બી. ૨૯ નં.'નાં વિમાન હોવાં જોઈએ. મને તો થાય છે કે, આ લોકો શું કરવા ધારે છે?... શિમાબારાનું નામ દીધું, ખરું? અર્થાત્ ઉન્ઝેન પર્વત, ને ત્યાંથી પશ્ચિમે... સીધું નાગાસાકી જ આવ્યું. ઘડી બે ઘડીમાં તો એ અહીં આવી પહોંચ્યાં જાણો...'

એના મોંમાથી છેલ્લાં વેણ હજી બહાર નીકળ્યાં ન નીકળ્યાં, ત્યાં તો માથા પર વિમાનોનો ઘુર ઘુરાટ સંભળાયો.

'આ આવી પહોંચ્યાં...' કહી પેલા શિક્ષકે બૂમ મારી. મેં છોકરાંને સાદ દીધો, ઝટ, 'આમ આવતાં રહો! ચાલો બધા ભોંયરામા.'

કુનિઓ નાનો પણ બહુ ચપળ છોકરો, એ તો વહેલો વહેલો ભોયરામાં કૂદી પડ્યો. મેં નાનકી કિમિયોને ઊંચકી લઈ દોડવા માંડ્યું. ઇસામુ બીજાં છોકરાંને સાદ કરી બોલાવતો જરા પછવાડે રહી ગયો—બહુ ભલા દિલનો છોકરો. -બધાં છોકરા આવી ગયા. તે પછી સૌથી છેલ્લો એ આવ્યો.

હું ભોયરામાં અંદર ત્રણેક વાર જેટલે હોઈશ-ત્યાંથી ઇસામુ આવ્યો કે નહિ તે જોવા મેં ડોક લંબાવી, તે જ ઘડીએ આંખે ધાંધાં કરી નાખે એવો જોરો ચમકારો મેં જોયો. ભૂરો વીજળી જેવો ઝગાઝગાં પ્રકાશ! એવો ચમકારો મેં મારી જીંદગીમાં કદી જોયેલો નહોતો. એ ચમકારો થયો તે અગાઉ જે શિક્ષક ભોંયરાના મોં આગળના ભાગનું માપ કાઢતો કંઈક ગણત્રી કરી રહ્યો હતો, એનો કમર સુધીનો આખો ભાગ જોયું તો ઉઘાડો થઇ ગયેલો!

એના હાથમાંની માપવાની પટ્ટી એક હાથથી બીજા હાથ સુધી લંબાઈ ગઈ હતી! પેલા ચમકારાના ઝગમગાટમાં એ પથ્થરમાંથી કોરી કાઢેલી કોક સુંદર મૂર્તિ જેવો દેખાયો.

મને આથી વધારે કશું જ જોયાનું યાદ આવતું નથી. મને એ પણ ખબર નથી કે બેભાન અવસ્થામાં હું કેટલો વખત પડી રહી. મેં જોયું તો ભાન આવ્યું ત્યારે હું વિચિત્ર સ્થિતિમાં પડી હતી. મારું આખું શરીર દુઃખતું હતું. ને તેમાંય ખાસ કરીને મારી કમ્મર ને કરોડનો ભાગ ને મારો ડાબો ખભો. હું મારો ડાબો હાથ તો હલાવીય શકતી નહોતી, માથામાં ખૂબ દર્દ થતું હતું. પવનના સપાટાએ મને ભોંયરાની ભીંત સાથે અફાળી પાછી ફેંકી હશે.

ભેગજોગે મારા ત્રણે છોકરાં કોઈ પણ જાતની ઈજા વિનાનાં બચી ગયાં હતાં. તેઓ મારી આસપાસ વીંટળાઈ ને જમીન પર બેઠેલાં હતાં...ને પવનમાં પાંદડાં થથરે એમ થથરતાં હતાં. મને થયું, લાવ જોઉં તો ખરી, છોકરાં આટલાં થથરે છે શાથી? પણ એકેય અંગ મારું કહ્યું કરે તો ને? જેમતેમ કરી ડોકી ફેરવી મેં નજર કરી ..અમારા ભોંયરાના મૂળ ભણી—ઓહ! શું ભયંકર દૃશ્ય! ઝાંખા અજવાળામાં મેં જોયું તો ભોંયરામાં પેસવાના રસ્તા આગળ અર્ધાં નાગાં ઉઘાડાં માણસો જ્યાં ત્યાં વેરાઈ ને પડ્યાં હતાં. એમનાં શરીર રબરના ફુગ્ગાની જેમ ફૂલીને દડો થઈ ગયાં હતાં. એમના શરીર પરની ચામડી લીરે લીરા થઈ જઈ, ફાટેલા ચીંથરાની માફક લબડી પડી હતી.

ને છતાં એ બધાં એટલાં શાંત હતાં કે ઘડીક તો મને એમ જ થઈ ગયું કે એ બધાય મરી ગયેલાં હશે. પણ ના થોડી વારે મેં એમના મોંમાથી ધીમો ધીમો કણસાટ નીકળતો સાંભળ્યો... તેઓ 'પાણી, પાણી' રટ્યા કરતા હતા. આ બધાં શરીરો તે પેલા—બે ઘડી અગાઉ, હોંશે ઉમંગે, હસતાં ખેલતાં નવું ભોંયરું ખોદવાના કામમાં મચી પડેલા તે શિક્ષકોનાં હતાં!

એટલી વારમાં આ બધું થઈ શું ગયું! માતાઈચીનું શું થયું હશે? ને હાત્સુ?

મેં ઈસામુને કહ્યું. 'જા બેટા! ઘેર જઈ ને માને અહીં તેડી લાવ જોઉં!'

પણ છોકરો ત્યાંથી ખસ્યો નહિ. કહે, 'બહાર તો તો કોઈથી જવાય એવું જ નથી.'

'કેમ નહિ રે?'

'આખા મેદાનમાં મરી ગયેલા માણસો પડ્યા છે, દાદી! ને આપણા ઘર આગળ તો બધે આગ જ આગ છે!'

ને આમ કહી બાળક રડવા માંડ્યું, તે કહેવા લાગ્યો: 'આખી નિશાળ સળગે છે. ને બાપું તો મને ક્યાંય જડ્યા જ નહિ...' હવાઈ સંરક્ષણના બોર્ડનું મથક આ નિશાળના મકાનમાં જ હતું.

મેં એને દિલાસો આપવા માંડ્યો! 'હશે. તું આમ આવ. મારી પાસે બેસ, રડવાનું નહિ હોં? મા ને બાપું તો એ આગ હારીને અહીં જ આવશે. ને આપણને બધાને ઘેર લઈ જશે....' એને હું આમ કહેતી હતી, પણ હું પોતે જ માંડ માંડ મારો ડૂમો શમાવી શકતી હતી.. મેં મોટે મોટેથી સાદ દેવા માંડ્યા: 'માતાઈચી! હાત્સુ!... માતાઈચી! . હાત્સુ!' આમ મોટેથી રાડો પાડીને હું મારા મનને ઊભું કરવા મથી રહી હતી.

થોડો સમય એમને એમ વીત્યો. તે પછી મેં હાત્સુને 'ઈસામુ! ઈસામુ!' કરીને બૂમ મારતી સાંભળી. એ પૂછતી હતી...' તમે બધાં અંદર છો કે? કુજિયો, કિમિયો...!'

કુજિઓએ ભોંયરામાં રહ્યે રહ્યે જ જવાબ વાળ્યો, 'મા, મા, આ રહ્યો હું!' એનો અવાજ સાંભળ્યો ને હાત્સુ અંદર આવી. મેં જોયું તો એ ઓડંગાતી ઓડંગાતી ચાલતી હતી. ભોંયરામાં મોખરાનો બધો ભાગ પીડાથી કણસતા શિક્ષકોથી ભરાઈ ગયો હતો. હાત્સુ એ બધાનાં શરીરો ઓળંગતી, માંડ માંડ પગ મૂકવાનો રસ્તો કરતી અમારા ભણી આવી રહી હતી. કેટલીક વખત તો ત્યાં પડેલા કોકના શરીર પર જ એનો પગ જઈ પડતો. પેલો માણસ વેદનાથી ચિત્કાર કરી ઊઠતો. ને 'માફ કરજો' 'માફ કરજો' કહેતાં દાંત તળે હોઠ દબાવતાં એને આગળ ધપવું પડતું. જેમ તેમ કરી એ અમારા સુધી આવી પહોંચી.

મેં પૂછ્યું, 'માતાઈચી ક્યાં?'

એણે પણ મને સામો સવાલ કર્યો; 'માતાઈચી ક્યાં?

હાત્સુ ને હું બંને સામસામાં એક જ સવાલ પૂછી રહ્યાં હતાં. એ વસ્તુએ અમને બંનેને ડઘાવી મૂકર્યાં .. તો માતાઈચી ક્યાં હશે?

એણે કિમિયોને ખોળામાં લીધો, એ નાનકડું બાળ તો આ ભોંયરામાં પણ ખુશખુશાલ હતું. પોતાની આસપાસ શું બની રહ્યું છે એનું ભાન ન હોવાને કારણે 'રતો. 'મા! પાણી આપ. મા! પાણી આપ!' કહી પાણી

માંગવા માંડયું. હાત્સુ તો કંઈ પાણી બાથમાં સાથે લઈને આવી નહોતી.' એણે બાળકને ખોળે લઈ, પોતાની છાતી એ વળગાડયું. એને દહાડા રહેલા ને ગર્ભને છએક મહિના થયેલા. 'એટલે કિમિયોને ધાવણ મળતાં કંઈક સંતોષ વળ્યો હોય એમ લાગ્યું; પણ તે પછી એકાએક કોણ જાણે એને શું થયું! બપોર ચઢી ગયા હતા. સવારનું એણે કશું લીધેલું નહિ. એટલે ભૂખી તો થયેલી જ. પણ કોણ જાણે શા ય કારણસર એણે માના થાનેલાને પાછું ઠેલી મોં:ખસેડી લીધું!

*

"'હાત્સુ તે વખતે રસોડામાં કોળા બટાકાનું શાક ચઢાવતી હતી. જ્યાં શાક ચડી ગયું ને ચૂલા પરથી ઉતારવા જાય છે, ત્યાં તો પેલો ચમકારો થયો. ને ઘર એના પર તૂટી પડયું. સદ્ભાગ્યે ચૂલાની બાજુમાં જ પાણીઆરાનું ટાંકું હતું. ને તે સિમેન્ટ કોંક્રીટનું બનેલું હતું. તેને કારણે માથા પરનો મોભ તૂટી પડવા છતાં એ બચી ગઈ. પાણીઆરાને આધારે પેલા મોભનો એક છેડો અટકી ગયેલો એની આસપાસ બધો કાટમાળ પડયો, ને એની નીચે એ જીવતી પૂરાઈ ગયેલી. પણ મોભના બીજા છેડા હેઠળ બંને પગ ચગદાઈ રહેલા. ને જ્યારે પોતાની આપે એનાથી બિલકુલ ચસાયું નહિ, ત્યારે એણે મદદ માટે બૂમો પાડવા માંડી. પણ એટલામાં કોણ હોય તે મદદે આવે? બહાર તો કોઈનાં પગલાંનો અણસારો સરખો સંભળાયો નહિ. એટલે તો એ વધારે ડધાઈ ગઈ. આખરે ખૂબ મરી મથીને એણે પોતાના પગ છોડવ્યા, ને માથા પર ધસી પડેલા છાપરામાં બાકોરું પાડી એ બહાર નીકળી આવી.

જો એને બહાર પગ મૂકતાં એક પળનો ય વિલંબ થયો હોત તો અમારા ઘર ભેગી એ ય બળીને કોયલો થઈ ગઈ હોત. બહાર નીકળીને એણે નજર કરી તો ચોમેર આગના ભડકા! પલકવારમાં તો અમારું ઘર પણ ભડકો થઈ ઊઠયું. ઘરમાંની એક જણસ પણ બચાવી લેવાનું બન્યું નહિ. હાત્સુ જીવતી નીકળી આવી એ જ પ્રભુનો પાડ.

'એણે બહાર નીકળીને સીધી ભોંયરા ભણી દોટ મૂકી, પણ માર વાગેલા પગે તે એનાથી કેટલી ઉતાવળ થવાની હતી! તેમાં વળી રસ્તે ઠેરઠેર આગના ભડકા. એટલે ઉઘાડા મેદાનમાં થઈને, ડગલે ડગલે પગ મૂકવાની જગા જોતી, બેઉ બાજુથી એને ઝડપી લેવા ધસતી આગની લપટો સામે અંગ સંકોરતી સંકોરતી એ અહીં સુધી પહોંચી હતી

'પણ અમારો પરિવાર મંડળવાળાં બીજાં બધાંનું શું? મેં એને એ બધાંના ખબર પૂછયા. દાક્તર નાગાઈની વહુનું શું થયું હશે? બિચારી મિરોરીના શું હાલ હશે? કોઈ કો મોરિયામા? ને તગાવાનાં વહુ? હાત્સુકો કુકાબોરી, મોશિરો મોરિયુચિ, મિત્સુયોશી ઉરાતા, સામી ઉરાતા, ને રેઈકોની મા...જુદાં ડોસી તાકે ઉરાતા...એ બધાંમાંથી કોઈના કશા જ ખબર ન મળ્યા તને?

એણે કહ્યું, 'ના, મને એમની કશી જ ખબર નથી. મેં એમાંનાં કોઈને કયાંય જોયાં નહિ...મને તો એ બધાં જ મરી ગયાં હોય એમ લાગે છે.'

મારાથી આ વસ્તુ કેમેય કરી મનાઈ નહિ. મેં કહ્યું, 'આ તું શું બોલે છે? તો શું આપણો આખો મહોલ્લો ખતમ થઈ ગયો!'

હાત્સુએ જવાબ આપ્યો, 'એકલો આપણો મહોલ્લો જ નહિ, આખું ને આખું શહેર ખતમ થઈ ગયું...'

અમે ત્યાં બેઠાં બેઠાં જ 'કોઈ આવે, કોઈ આવે' કરતાં રાહ જોયા કરી. આવું કંઈ બને તો દાક્તર નાગાઈ તો જરૂર આવી પહોંચ્યા હોય એવી આશા બધાંને ખરી. ગમે તે ઘવાયું હશે, એ આવીને બધાંનાં દવાદારૂ ને પાટાપીંડી કરી આપશે...એમ હતું. પણ એ તો આવ્યા જ નહિ... એ ઉપરથી અમને લાગ્યું કે, નક્કી મેડિકલ કૉલેજ પણ આખી ખતમ થઈ ગઈ હોવી જોઈએ.

પેલું નિશાળ આગળનું નવું ભોંયરું તૈયાર કરનારા શિક્ષકોમાં એક જણ સિવાયના બીજા બધા જ સખત ઘવાઈને પડયા હતા. આ એક જણ પણ તે વખતે ખોદાતી ખાઈની અંદર કામ કરતો હતો એથી બચી ગયેલો. એ માસ્તર દોડાદોડ કરતા અમારે બધાંને માટે પાણી ભરીભરીને લઈ આવતા હતા.

સાંજ પડવા આવી. તે છતાં બહાર બધે કેવું સમસામ લાગતું હતું! મને લાગ્યું કે અમે જેટલાં આ ભોંયરામાં છીએ, તે સિવાયની ઉરાકામીની આખી વસ્તી ખતમ થઈ ગઈ હોવી જોઈએ. અમારા ભોંયરામાં પણ બધું સમસામ હતું. માત્ર શરીરની પીડાથી કણસતો શિક્ષક રગરગતો હતો: 'મને કંઈક ઓઢાડો—હું ઠરી જાઉં છું.'

હું બેઠી બેઠી મારી માળા ફેરવતી હતી. જે આ ભોંયરામાં પેઠી તે વખતની મારા કાંડા પર જ રહી ગયેલી હતી. મેં મૂએલાં ને જીવતાં તમામને માટે પ્રભુની દયા માગી.

તે રાતે એકાએક હાત્સુએ ચીસ નાંખી: 'આ જુઓ તો, કિમિયોને શું થયું?...ઓ કિમિયો...મારી કિમિયો!' કહેતી એ ઢળી પડી.

મેં એના ભણી માથું ફેરવીને જોયું તો છોકરીને સખત તાણો આવતી લાગી! અત્યાર સુધી તો એને કંઈ ન હતું. સાવ સાજી સમી હતી ને એટલામાં શું થઈ ગયું!

ત્રણ વાર એને તાણ આવી ત્રીજી તાણે છોકરી ખલાસ થઈ ગઈ! આ બધું એટલું ઝડપથી બની ગયું કે બીજાને એની વાત કરીએ ને લાગે, એટલી વાર પણ લાગેલી નહિ. સંત ઇલિઝાબેથની પ્રાર્થના કરી, એની રક્ષા માટે કાલાવાલા કરવાનો સમય પણ રહ્યો નહિ. વિચાર તો કરો...આ બધું શું? એક જ ચમકારો ને એનેય પૂરા બાર કલાક થઈ ગયા પછી, એની અસરથી બાળક આમ ટપ કરતા મરી જાય... શરીર પર, ચહેરા પર ક્યાંય એની આંચ ઉઝાનું નામ સરખું નહિ...ને છતાં!

હાત્સુ બાળકના ઠરી ગયેલા શરીરને બાથમાં જકડીને બેસી રહી. એ એને હાથમાંથી હેઠું મૂકવાય તૈયાર નહોતી. એના પોતાના શરીરમાં જરા સરખી તાકાત રહી નહોતી. કશું જ બોલ્યા ચાલ્યા વિના અર્ધ મૂર્છિત અવસ્થામાં એ જમીન પર બેસી રહી. એને આ અવસ્થામાં બેઠેલી જોઈ મારા મનમાં ધ્રાસકો પડ્યો.

અમારા ભોંયરામાં રાત દરમિયાન કેટલાક લોકો મરી ગયા હતા. પણ કોઈની ય એવી અવસ્થા નહોતી કે, એ બધાંનાં મડદાંને ત્યાંથી આઘાં ખસેડે.

બીજે દિવસે સવારે પહેલ વહેલાં કોઈનું મોં જોયું હોય તો તે ભાઈ તગાવાનું. હાત્સુજી તગાવા આ નિશાળમાં માસ્તર હતા. ગઈ કાલના બનાવ પછી બહારના જીવતા જાગતા માણસ તરીકે કોઈનું મોઢું જોયું હોય તો તે એમનું ને કાને કોઈનો અવાજ સાંભળ્યો હોય, તો તે ય એમનો જ. એમને પોતાને કશી જ ઇજા થયેલી નહીં. પણ એમના ત્રણે દીકરા અમારી છેક સામેના ખૂણામાં બેસી રહેલા હતા. એમાંનો એક, તોશીણુમી તો ગઈ કાલે, તે ને તે ઘડીએ ખલાસ થઈ ગયો હતો. તગાવા એને ઊંચકીને બહાર લઈ ગયા. ને એની દફનક્રિયા પતાવી. કિમિયોને પણ તોશીણુમીની સાથે જ દફનાવી. આટલા શોકમાં પણ એ હકીકતે મને કંઈક સાંત્વન મળ્યું.

નાનકો માસાનોરી ફુકાબોરી એકલો જ—અમારી જોડે ભોંયરામાં બેઠેલો હતો. એના ઘરનું બીજું કોઈ એની સાથે ન મળે. છોકરાની ઉંમર ત્યારે આખી સાત વરસની. એ 'મા, મા,' કરતો રડ્યા કરતો હતો...'મા મને અહીં આવીને લઈ જા...બેન, ઓ બેન! તું આવને અહીં!'

પણ હું જાણતી હતી કે, એ બધાં મરી ગયાં હશે.

ત્રીજી સાંજ પડી. આખી રાત હાત્સુ ને ઇસામુએ 'પાણી, પાણી!' રટ્યા કર્યું. ને મેં એમને પાણી પાયા કર્યું.

*

હાત્સુને ને ઇસામુને ઝાડા શરૂ થઈ ગયા હતા. એમની હાલત બગડતી જતી હતી. ઇસામુ ને કુજિઓ બહાર શાળાના મેદાનમાં રખડી રખડીને કાગળના જે કંઈ ટુકડા મળે તે ભેગા કરી લાવવા લાગ્યા, જેથી જમીન સાફ કરતાં ફાવે પણ ઝાડા તો એટલા ઉપરાઉપરી થવા લાગ્યા કે એને સાફ કરતા કાગળના ટુકડા પણ ખૂટી પડ્યા. ઇસામુ માટે સગવડ કરી આપવા, એની ચાકરી માવજત પાછળ આખો વખત દોડધામ કરતો, કોઈ ચીજ વસ્તુ લઈ આવવા કુજિતાના ભોંયરે આંટા ખાતો હતો. આ દોડાદોડમાં એની હાલત ખરાબ થઈ ગઈ હતી. પણ એને મોઢે એની રજમાત્ર ફરિયાદ નહોતી. મારામાં શક્તિ હોત ને પગમાં ઊભા થવાની તાકાત હોત, તો હું એ છોકરાને આમ નંખાઈ જતા સુધી દોડાદોડ કરતો ન જોઈ રહેત. એનું પડી ગયેલું મોં જોઈ, મારા કાળજે શૂળ ભોંકાતી હતી.

કુજિઓની તબિયતને કંઈ વાંધો ન હતો આવ્યો. પણ એને એના બાપની રઢ લાગી હતી. એટલે ભોંયરાની બહાર ઊભો ઊભો એ છોકરો આખો વખત બાપની રાહ જોતો આખો તાક્યા કરતો ને હજી તો એની ઉંમર ય શી? પાંચ વરસનો હતો. માની બાજુમાં બેસી રહેવાનું એનાથી ક્યાં લગી બને? એક કલાકમાં ચાર પાંચ વાર તો ભોંયરાના મુખ આગળ ડોકિયું કરી, એ અમને પૂછી જતો: 'બાપુ આવ્યા?.. હજી ના આવ્યા?'

હું એને એક જ સરખો જવાબ વાળ્યા કરતી: 'ના બેટા! હજી નથી આવ્યા અહીં તો...કદાચ આપણે બધાંને માટે ઓઢવા પાથરવાનું ખરીદી લાવવા બજારમાં ગયા હશે... તું ડાહ્યો થઈને બેસ અહીં...હમણાં આવતા જ હશે.'

'પણ એ બાળકના જીવને જંપ શેં વળે?' એ કહે: 'ત્યારે, હું જાઉં, બાપુને ખોળી લાવું.' ને એમ કહી, પાછો

એ ક્યાંક અલોપ થઈ જતો. થોડી વાર પછી હાર્યો, થાક્યો વિલે મોંએ પાછો આવતો ને કહેતો: 'મને તો ક્યાંય જડયા નહિ બાપુ! બહાર તો કોઈ જ દેખાતું નથી.' ને તે પછી ક્યાંય લગી ભોંયરાના મુખ આગળ બોલ્યાચાલ્યા વિના બેસી રહેતો. વળી એકાએક કંઈક યાદ આવી જતાં, અંદર મોં કરી, ભાઈને સાદ દેતો: 'ભાઈલા! ચાલ, આપણે સંતાકુકડી રમીશું?'

બિચારો ઇસામુ ઝાડાને લીધે એટલો નબળો પડી ગયો હતો કે બોલતાંય એને જોર પડતું હતું. માંડ માંડ એ એને જવાબ વાળતો–'ના, આજે નથી રમવું મારે.'

થોડી વાર એમ ને એમ બેસી રહ્યા પછી વળી એને કંઈક સૂઝી આવતું: 'વારુ...ત્યારે. હું જરા કિમિયો સૂતી છે ત્યાં જઈ આવું.' ને આમ બોલી દોટ મૂકતોક ને એ કિમિયોની કબર પર પહોંચી જતો. પણ ત્યા તો એના મનને રોકી રાખે એવું શું હોય! નર્યો માટીનો એક ઢગલો! કોઈએ એના પર એક ફૂલ સરખું ચડાવેલું નહોતું! કુજિયોનું મન પતંગિયાં પકડવા પાછળ ભમતું રહેત, પણ એકેય પતંગિયું ક્યાંય જોવા મળે તો કે? મને ખાત્રી હતી કે, ક્યાંય એનું મન ચોરે એવું કશું જ એને જડવાનું નથી. ને ખરેખર થોડી જ વારમાં એ પાછો આવી રહેતો. ને પોતાના બાપુના સમાચાર પૂછ્યા લાગતો.

આ બધું સાંભળ્યા કરતી, ને મૂંગી મૂંગી જોયા કરતી હાત્સુને શું થતું હશે! એના પર આ બધી વસ્તુએ કેવી અસર કરી હશે!

*

જેવા પડોશમાં બધે ખબર ફેલાયા કે, દાક્તરોની એક ટુકડી શાળાના મેદાનમાં આવી છે કે, ઘાયલ માંદાંઓની સંગાર શરૂ થઈ ગઈ. એમાંનાં કેટલાંયને તો ડોળીમાં નાખીને જ લઈ આવવાં પડે તેવાં હતાં. હું તો એ લોકોની સંગાર જોઈ ને જ આભી બની ગઈ, આટલા બધા લોકો...... આટઆટલા દહાડા લગી ક્યાં ભરાઈ રહ્યા હશે? પૂછપરછ કરતાં ખબર પડી કે, આટલા દહાડા એ બધા લોકો આસપાસનાં જુદાં જુદાં સંરક્ષણ ભોંયરાંમાં પડ્યા રહેલા. ડોળીમાં ઘાલીને આણેલા લોકોમાંના કેટલાક તો શાળાના દરવાજામાં પગ મૂકતા પહેલાં જ મરી ચૂક્યા હતા. વળી જે જીવતા હતા, તેમાંના કેટલાક એમના પર દાક્તરની નજર પડતાં લગી જ જીવ ટકાવી શક્યા. લગભગ એ બધાંના શરીર પરની ખાલ ઊખડીને લબડી પડી હતી, એમનાં શરીર ફૂલી ગયાં હતાં, ફોલ્લા ફોલ્લા થઈ ઉપસી આવ્યાં હતાં. ને એમના આખા ચહેરા મહોરાના ભાવ એવા બદલાઈ ગયા હતા કે, એમાંના કોઈ ઓળખી શકાય એવાં જ રહ્યાં નહોતાં. પરંતુ મેં એમાંનાં કેટલાંક જોડે વાતોચીતો કરવા માંડી, ને જોયું કે, આ તો મારા ઓળખીતાં છે. એકાએક મને વિચાર આવ્યો કે, માતાઈચી આમાં જ તો ક્યાંક નહિ હોય? એ દરેકની નજીક જઈ જઈ, મેં એમને ઓળખવા મથામણ કરી, પણ મિથ્યા મારી સાથે બીજાંય કેટલાંક એવાં હતાં, જેઓ આ જ પ્રયાસમાં નીકળી પડ્યાં હતાં.

પોતાનાં કુટુંબીઓની ખોજમાં નીકળેલા લોકો અમારા ભોંયરામાં સતત આવજા કરી રહ્યા હતા.

ઈસામુ ને હાત્સુ પોતાના દુઃખે પીડાતાં એક બાજુ પડ્યાં હતાં...ત્યાં આવી એ લોકો માણસના મોં આગળ પેટાવેલી દિવાસળી ધરતા, ને ધારી ધારીને જોઈ લીધા પછી કહેતાં 'ના, આ એ તો નહિ જ...આ તો કોક બીજું છે...' એમ બોલી ચાલવા માંડતાં.

આ વળી એક નવતર પીડા! હું એથી અકળાઈ ઊઠી. આ તે કેવી રીત? આ તે કયી જાતના લોક? મને થયું 'અજાણ્યાં' ઠર્યાં, એટલે એની કંઈ પરવા જ નહિ એમને? પોતાનાં કુટુંબીઓ સિવાય કોઈ બીજાની પડી જ નહિ હોય? એ ન હોય તે ય સમજ્યાં, પણ આમ પોતાની પીડાએ રીબાતાં માનવીની લાગણીનો વિચાર સરખો કર્યા વિના, 'હું કંઈક પૂછું?' નો વિવેક પણ બતાડ્યા વિના, એમના મોંમાં મોં ઘાલી 'છટ આ તો નહિ' કરી ચાલ્યાં જતાં એમને કશો ખમચાટ પણ નહિ થતો હોય? એ તો સીધાં સીધાં આવે છે, મરેલાં, માંદાં ને ઘવાયેલાંની લોથો ખૂંદતાં, બધે ફરે છે, ને આશ્વાસનનો એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના, સહાનુભૂતિનો એક નિઃશ્વાસ પણ મૂક્યા વિના, કે મરેલાંના કમભાગ્ય પર એક ઊનું આંસુ પણ ટપકાવ્યા વિના–ઉડઝૂડ... કરતાં ચાલ્યાં જાય છે! આ તે કેવું?

પછી મને એકદમ ખ્યાલ આવ્યો કે, એમને માટે આમ વિચારું છું–પણ હું પોતે જ શાળાના મેદાનમાં માતાઈચીની ખોજ કરતાં, શું એમ જ નહિ વર્તેલી? 'તારી પોતાની જાતને ચાહે છે, તેમ જ રીતે તારા પડોશીને

આહજે-'ની ઈશ્વરની આજ્ઞા-જેને અમે આજ લગી માનતાં હતાં, તે તો આજે જાણે કયાંય વિસરાઈ ગઈ હતી. હું માનું છું કે, અમે સહી શકીએ તે કરતાં દુઃખનો ઘણો વધારે બોજો અમારે બધાંને માથે તૂટી પડયો હતો.

હું પોતે એવી સ્થિતિમાં આવી ગઈ હતી કે જાણે માણસ જ મટી ગઈ હોઉં...પેલી બહુ લંબાવાને કારણે છટકી ગયેલી કમાનની માફક રતો. જ્યારે હું એ પાછલી વહી ગયેલી વાતનો વિચાર કરું છું, ત્યારે મને લાગે છે કે કોઈ જંગલમાં પ્રગટી ઊઠેલા દાવાનળમાંથી જીવ લઈને નાઠેલાં, ને આ દર, પેલા દરમા ભરાઇ બેઠેલાં પશુ જેવી અમારી હાલત હતી! વરૂ ને શિયાળવાંની માફક કેવળ જીવતાં રહેવા ખાતર અમે (આજદિન સુધી જે હમેંશા માયાળુ માણસોની જેમ જીવતાં આવ્યાં હતાં, તેમણે પણ) નાની ને નજીવી બાબતોમાં જૂઠ ને અનિષ્ટ આચારવા માંડયા હતાં. આવી જબરજસ્ત કટોકટીમાં તો, ભગવાને પણ નાનાં નાનાં નજીવાં પાપો પ્રત્યે આંખ આડા કાન કરવા જોઈએ-એવું જાણે અમે બધાં માનતાં થઈ ગયાં હતાં...!

*

અમારા એક પડોશી હતા. એમનુ નામ સાતો. તે તો બિચારા ઊઠીને છેક હવાઈ સંરક્ષણ ખાતાની અમારા ઘર પછવાડેની ટાંકીમાં પડી ગયેલા. તે ય અમારા કુજિઓએ આવીને વાત કરી, ત્યારે મેં તો જાણ્યું. એમનુ મડદું પાણી પર તર્યા કરતું હતું. છોકરાએ મને કહ્યું કે, 'એ તો ફૂલીને ફુગ્ગા જેવા થઈ ગયા છે.' ત્રણ દહાડા ને ત્રણ રાત પાણીમાં રહ્યા એટલે એમ જ થાય ને! ને આજે તો એને ચોથો દિવસ થયો, તોય કોને ખબર, એમને ત્યાંથી કોઈએ કાઢયા કે નહિ. કુજિઓ રોજ ઊઠીને દિવસમાં એક વાર ત્યાં આંટો મારી આવતો ને પાછો આવીને બધી વાત અમને કરતો. કેવી ભયંકર વસ્તુ... એક પાંચ વર્ષનું બાળક, ને એને પોતાના જ એક પડોશીનુ વિદ્રુપ બની ગયેલું મડદું જોવા વારો આવ્યો. ને તે બાળક પણ લાગણીના જરા સરખા થડકાટ વિના, કોઈ નિર્જીવ વસ્તુને કુતૂહલવશ બની નીરખી રહે એમ એને જોયા કરે! આવાં દશ્ય જોઈને ઉછરેલાં બાળકોને મન, મૃત્યુ એ કેટલી ગંભીર વસ્તુ છે, એનો ખ્યાલ કદીય આવવાનો ખરો? ઊગીને ઊભાં નથી થયાં, ત્યાં તો મરેલી કોક ફાડીને જોતાં હોય એટલા સહજ ભાવે તેઓને મરેલાં માણસ નીરખવાનો વારો આવ્યો છે! મૃતદેહ-ને મૃતાત્મા પ્રત્યેનું સન્માન-આદરની ભાવના એમના મનમાંથી તદ્દન ભૂંસાઈ જ જવાની ને?

અરે, બાળકની જ વાત શું કામ કરીએ છીએ? મોટી ઉંમરનાં માણસો પણ મૃતદેહો પ્રત્યેનો તમામ આદર વિસારી દઇ, કેવી બેહુદી મશ્કરીઓ કરવા લાગેલાં? એ દિવસોમાં તડબૂચ અંગે એવી એક ભદ્દી મશ્કરી ચાલતી. શહેરની આસપાસનાં ખેતરો ને મેદાનોમાં સેંકડો હજારો માણસોનાં મડદાં જ્યાં ત્યાં વેરાયેલાં પડ્યાં હતાં. કેટલીક જગાએ તો આખી ધરતી એમના વડે જ છવાઈ ગઈ હતી. ને તમામ મડદાં ફૂલીને ઢમઢોલ થઈ ગયેલાં. એમને જોઈને કેટલાંક લોકોને મશ્કરી સૂઝેલી ને તેઓ કહેતાં, 'અરે આટલાં તડબૂચ હોત તો કેવું? કોઈને ખાવાના કામમાં તો લાગત.'

અણુબોંબની લડાઈમાં, એ તો મેં જોઈ લીધું કે, મૂએલાંની સંખ્યા અપાર રહેવાની. એ મૂએલાંને કાળજીપૂર્વક દફનાવે કે ગતે પહોંચાડે એટલાં જીવતાં જ કયાં રહ્યાં હતાં? એટલે જે જ્યાં પડયાં, ને મૂવાં, તે ત્યાંનાં ત્યાં પડી રહ્યાં, ને સડયા કર્યાં. ને લોકો પણ હરતાં ફરતાં, આમ તેમ પડેલાં મડદાં જોવાને ટેવાઈ ગયા. ને પછી તો રહેતે રહેતે એ સ્થિતિ જ એમને મન 'સ્વાભાવિક' થઈ પડી! ને એમાંથી પછી એને વિષે ટોળટપ્પા, ને ઠઠ્ઠામશ્કરી કરવા સુધી વાત પહોંચી ગઈ!

*

બીજે દિવસે સવારે, તેરમી તારીખે હું હાત્સુને લઈને પેલી શાળામાં-જ્યાં દાક્તરી સારવાર માટેની એક કામચલાઉ ઇસ્પિતાલ શરૂ થઈ ગઈ હતી ત્યાં ગઈ. શાળાનું મકાન સિમેન્ટ કાંકરેટનું હતું. એટલે એને ખાસ કંઈ બહુ નુકસાન પહોંચેલું નહિ. જેની સ્થિતિ બહુ ગંભીર હતી, એવા દર્દીઓને એમણે અંદરના ઓરડાઓમાં ભોંય પર સુવડાવેલાઃ તે પછી જે નવા નવા દર્દીઓની લંગાર ભરતી થયે જતી હતી, તે બધાંને એમણે બહાર મેદાનમાં જ હારબંધ નાખવા માંડયા હતા. એમાં વચ્ચે વચ્ચે રાતે મરી ગયેલાંઓનાં મડદાં પણ એમ ને એમ પડયાં હતાં. મરેલાં ને જીવતાં અડખેપડખે પડયાં હોય... એમની સેળભેળનો એ કેવો વિચિત્ર દેખાવ? કોઈની ચામડીની આખી ને આખી ખોળ ઊતરી ગઈ હતી, તો કોઈનાં હાડકાં ભાંગી ગયાં હતાં, તો વળી કોઈ પોતાના

હાથ તો કોઈ પગ ગુમાવી બેઠેલાં હતાં. કોઈ આખે શરીરે લોહીથી નીતરતાં હતાં, તો કોઈ છેરી છેરીને શ્વાસ, આણ ગુમાવી રહ્યાં હતાં, ને એમાં ગર્ભવતી સ્ત્રીઓની હાલત...! કેટલીક તો મેં જોયું કે સાવ મગજ પરનો કાબુ ગુમાવી બેઠેલી હતી! કેટલીક ભયંકર વેદનાથી તરફડિયાં મારતી, અમળાતી પડી હતી. કેટલીક ઊંધે માથે પેટભર પડી હતી, ને કોણીઓથી વળેલા એમના બંને હાથ પાંખોની માફક બંને બાજુએ ઠરીને જડ બની ગયા હતા: કેટલીક દેહની પીડા સહન ન થતાં કણસતી હતી, રગરગતી હતી. તો કેટલીક સાવ ઠરીને મૂંગી, શાંત બની ગયેલી હતી!

અમારે ખૂબ લાંબા વખત સુધી અમારો વારો આવે તેની રાહ જોતાં બેસી રહેવું પડ્યું. આખરે હાત્સુનો વારો આવ્યો ખરો. પણ ત્યાં સુધીમાં એ બિચારી થાકીને એવી લોથ થઈ ગઈ હતી કે, એને તપાસતાં તપાસતાં બેભાન થઈને ઢળી પડી. એ લોકોએ એને નિશાળના એક ઓરડા-માં લઈ જઈને સુવાડી દીધી. આ ઓરડાઓને ઇસ્પિતાલના જુદા જુદા વોર્ડ બનાવી દીધા હતા. પણ એકેય વોર્ડમાં ખાટલા કે પાથરણાનું નામ ન મળે. તમામ દર્દીઓને ભોંયે જ નાખી રાખવામાં આવેલા. એમણે મને ને ઇસામુને પણ તપાસ્યાં.

દાક્તરે મને કહ્યું કે, 'તમારો હાથ બિલકુલ હલાવી શકાતો નથી, એનું કારણ એ છે કે, તમારા આ હાથના કેટલાક જ્ઞાનતંતુ સખત પછડાવાથી તૂટી ગયેલા છે. એમણે મને બોરિક પાવડરનું એક પડીકું આપ્યું. પહેલાં આપેલું તે પણ હજી તો એમનું એમ મારા હાથમાં જ હતું.

*

ચૌદમી તારીખ આવી. પ્રભુને પ્રાર્થના કરું છું કે, એ દિવસની સ્મૃતિને મારા મનમાંથી ભૂંસી કાઢે. પણ ના, હજી સુધી એ શક્ય બન્યું નથી. હું જેમ જેમ એને ભૂલવા મથું છું, તેમ તેમ એ વધુ ને વધુ મારી આંખો આગળ તરવા લાગે છે.

ઇસામુનું હાડ બિલકુલ નંખાઈ ગયું હતું. કુનિઓ ને હું એને ડોળીમાં ઘાલીને 'ઊંચકી' જતાં હોઈએ, એમ ટીંગાટોળી કરીને ઇસ્પિતાલે ફરી પાછાં દાક્તર પાસે તપાસરાવવા લઈ આવ્યાં. કેટલું-સો વાર જેટલું ય અંતર નહિ હોય. પણ એને એટલે લઈ જતાં અમને અડધો કલાક લાગ્યો. વચ્ચે વચ્ચે દસવાર તો અમે થાક ખાઈ લેવા એને ભોંય પર બેસાડ્યા હશે.

દાક્તરો ને નર્સોની દોડધામ અખંડ ચાલુ જ હતી. છેલ્લા પાંચ દિવસથી, રાત ને દિવસ, આંખનું મટકુંય માર્યા વિના તેઓ એકધારું કામ કર્યા કરતાં હતાં. હાલતાં ચાલતાં એટલે જ તો એમના પગ ઠોકર ખાતા હતા!

ઇસામુને એક નર્સ પાસે મૂકીને હું ઉપર હાત્સુને જોવા ગઈ. ઉપર જતાં જતાં તો મારે નાક દાબી દેવું પડ્યું—એટલી ભયંકર ગંધ! આખો દાદરો જુઓ તો મળમેલાથી ખરડેલો...જોઈ જોઈને, ઠેકડા ભરતી જેમ તેમ કરતી હું ઉપર પહોંચી. પહેલે મજલે પડેલાઓમાંના કેટલાક તો છેવટના શ્વાસ લઈ રહ્યા હતા... તેઓ મળ પેસાબની ઇંદ્રિય પરનો બધો કાબુ ગુમાવી બેઠા હતા. સિમેન્ટ કાંકરેટની એ ઉઘાડી છો પર બીજા પણ કેટલાક ગંભીર બિમારીવાળા દર્દીઓ પડેલા હતા. ને એ આખી જગા જોઈ હોય તો જાણે નરકનું ખાબોચિયું! ત્યાં પડેલા તમામ દર્દીઓ એ ગંદકીમાં તરબોળ થઈ ગયેલા. છો પર થઈને રેલાતી એ ગંદકી દાદરે થઈને નીચેના માળ પર ઊતરી રહી હતી.

ગમે તેમ કરીને પણ, મેં તો હાત્સુને અહીંથી કાઢીને ઘેર લઈ જવાનો નિર્ણય કરી લીધો. એની પાસે જઈને મેં જોયું તો હાત્સુને જમણે પડખે સૂતેલી બાઈ મરી ગઈ હતી. એનું શરીર સાવ ઠરી ગયું હતું. ડાબી બાજુએ એક બાઈ હતી, તે તદ્દન મૂર્છાવસ્થામાં ..મરું મરું... હાત્સુને લઈ જવી તો હતી. પણ તે મારી એકલીથી બને તેવું ન હતું. એટલે મેં કુનિઓને કહ્યું, 'જા બેટા! પેલા કુનિતા ભાઈને બોલાવી લાવ.' આખરે, એ ભાઈ આવ્યા, ને એમની મદદથી અમે હાત્સુને ત્યાંથી બહાર કાઢી ને પાછી ભોંયરે લઈ આવ્યાં. એકાએક હાત્સુને પેટમાં સખત દુખાવો ઊપડ્યો. એણે પીડાથી કણસવા માંડ્યું. કહે; 'ઓહ! આ તો પ્રસૂતિની વેણ...!' હું રોઈ, ક્યાંકથી દાયણને શોધી લાવવા પણ એટલામાં ક્યાંય દાયણ તો ક્યાંથી મળે? હું ગભરાઈ ગઈ. તે વખતે શું કરવું ને શું નહિ એની મને કશી ખબર નહિ. કારણ મારે કદી જિંદગીમાં બાળકને જન્મ આપવાનો પ્રસંગ જ આવેલો નહિ.

એ રાખના રણ વચ્ચે ઊભી ઊભી હું તો મુંઝવણમાં પડી ગઈ. સૂરજ ઢળતો ઢળતો છેક હિજાયા પર્વતની પછવાડે

પહોંચી જઈ, હવે ડૂબવા આવ્યો હતો. આકાશ આખું લાલ રંગે રંગાઈ ગયું હતું. એ લોહિયાળ રંગ જોઈને તો હું એવી ધરાઈ ગઈ હતી, કે જાણે મને હમણાં તાવ ચઢી આવશે એમ થઈ ગયું.

આમ જ વિચાર કરતી મનમાં મુંઝાતી ગુંચવાતી હું એકલી ઊભી હતી, ત્યાં હારાનોટાવાળાં, યામાગુચી નામનાં એક ઓળખીતાં બેન મળી ગયાં.

એમણે મને પૂછ્યું, 'કેમ શું છે, શેની ફિકરમાં છે?'

મેં કહ્યું, 'મારી ભત્રીજી હાત્સુને સુવાવડ આવે એમ છે. એને વેણ ઊપડી છે!'

એ બેને કહ્યું, 'અરે, ભગવાન! આ તે કેવી આફત! આ મુશ્કેલીના વખતમાં માણસને માથે આ તે શી મુંઝવણ? પણ તું ગભરાઈશ નહિ બેન, ચાલ હું તારી સાથે આવું છું. હમણાં એક એવી જ બાઈને હાથ આપીને ચાલી આવું છું...ઓ મારા પ્રભુ! એક સામટી કેટલી બધી કસુવાવડો ને. અધુરે મહિને આવેલી સુવાવડના કિસ્સા જોવડાવ્યા તેં?'

તે એ બેને જે ખબર આપ્યા, તે પરથી જાણવા મળ્યું કે, આ આખા વિસ્તારમાં લગભગ જેટલી ગર્ભવતી સ્ત્રીઓ હતી, એ બધાંના ગર્ભ પડી ગયા હતા, કાં અધુરિયાં મરેલાં બાળક જન્મી ગયાં હતાં. એ પરથી એમણે ધારણા બાંધી લીધી કે, ચોક્કસ આ એટમ બોમ્બ સ્ત્રીના ગર્ભમાંના બાળકને પણ મારી નાખે છે. કેવું ભયંકર! લડાઈ એટલે લડાઈ...એમ કહીએ છીએ. પણ આવી ય તે કંઈ લડાઈ હોય...?

*

છેક અંધારું થઈ ગયું તે પછી, મોડી રાતે હાત્સુ એકદમ ચીસ પાડીને જાગી ઊઠી. 'ફૂઈબા! જુઓ તો ખરા, બાળક તો જાણે ઠરી ગયું, હાલતું ચાલતુંય નથી...ઓ મા ... મેં તો એને માટે નામ પણ ખોળી રાખ્યું હતું...' હાત્સુ ડુસકે ડુસકે રોવા લાગી. આમે ય કેટલી બધી નબળી પડી ગઈ હતી! હાત્સુના ગર્ભમાં મૃત્યુનો પ્રવેશ થઈ ચૂક્યો હતો. ને ઘડીક વહેલી કે મોડી, હવે હાત્સુને ય એ ભણી જ જવાનું...હાત્સુ પણ એ વસ્તુ સમજી ગઈ હતી...એણે પ્રભુ પ્રાર્થનામાં પોતાના ચિત્તને જોડી દીધું–'મારી કૃપાળુ કરુણાળુ મા, મેરી! મારા દેહને, આત્માને તમારે ખોળે લઈ લો...!'

મધરાત પછી મેં કંઈક અવાજ સાંભળ્યો...જાણે કંઈક પડીને ભાંગી ગયું હોય તેવો. બાળકનો પ્રસવ થઈ ગયો હતો. હું મિણબત્તી પેટાવું પેટાવું ત્યાં તો ઓર પણ બહાર આવી ગયેલી, ને બધું જ ખતમ! તે પછી લોહી પણ વહેતું તદ્દન બંધ થઈ ગયું. નવજાત બાળક-છોકરો હતો. એક મોટો જબરજસ્ત ઝખમ થયેલો, ને એણે જનમ લે, તે પહેલાં જ આ બાળકનું જીવન ઝુંટવી લીધેલું.

મેં જોયું તો હાત્સુની નાડીના ધબકાર પણ એકદમ મંદ પડતા જતા હતા. મેં એને હાથ અડાડી બોલાવી, જરા ઢંઢોળી, કાન આગળ મોં લઈ જઈ મોટેથી સાદ દીધો. પણ કંઈ જવાબ જ નહિ! એના માટે પ્રાર્થના કરવા સિવાય હું બીજું કંઈ જ કરી શકી નહિ.

એના કાન આગળ મોં લઈ જઈ, મેં વારંવાર પ્રાર્થનાના મંત્રો રટવા કર્યા. તે પછી વળી મને વિચાર આવ્યો કે, જો એ મરવાની જ હોય, તો એને બહારની ખુલ્લી હવામાં જ શા માટે ન મરવા દેવી? એની આસપાસનું વાતાવરણ મરતી ઘડીએ તો કંઈક સારું હોય! પણ મારી એકલીથી એને કોઈ રીતે ત્યાંથી ખસેડાય એવું ન હતું. મેં ઉત્સુકતા પૂર્વક, આંખો ખેંચી ખેંચીને ભોંયરાના મોં આગળ ચોકી આદરી...ક્યારે પહો ફાટે, જરા ભળભાંખળું થાય, કોક અહીં આવે, ને અમે ભેગાં મળીને હાત્સુને બહાર ખુલ્લામાં લઈ જઈએ!...પણ ઓહ! કેટલી લાંબી એ રાત!

આખરે એનોય અંત આવ્યો, ને સવાર પડી. બોમ્બ પડયા પછીનો છઠ્ઠો દિવસ. ૧૫મી ઑગસ્ટ. ફીસ્ટ ઑફ એસમ્પશનનું પર્વ આજે તો. આ તહેવારે અમે કૌમાર્યની શુચિતાનો મહિમા ગાતાં, મા મેરીને પ્રાર્થના કરતાં કે, 'તારી જેમ અમારો પણ સ્વર્ગમાં વાસ થાય, એવું વરદાન આપજે.'

ભોંયરાના મોં આગળ પ્રભાતનો ઉજાસ દેખાયો, તેવે વખતે, એકાએક ઈસામુએ એક કોણી પર ઊંચા થઈ બૂમ મારી, 'બાપુ!' હું એની પાસે દોડી ગઈ, ને ભોંયરાના મોં ભણી નજર કરી. ત્યાં તો કોઈ નહોતું. મેં ઇસામુની આંખો સામે જોયું. કીકીઓનો કાળો ભાગ જ દેખાય નહિ. મેં ચીસ પાડી! 'ઈસામુ! ઇસામુ!' પણ કોણ જવાબ આપે! ઈસામુ તો દેવલોક પહોંચી ગયો હતો!

હાત્સુને આ વાત કહું કે ન કહું, એમ વિચાર કરતી હું એની પાસે ગઈ. ! બેસી પડી. શરીરે હાથ

ફેરવતી રહી. એક વાર એ દર્દભર્યું કણસી...ને બીજી જ ઘડીએ એનો શ્વાસ ઊડી ગયો.

એકલાં હું ને ફુજિઓ રહી ગયાં. હું એકલે હાથે આ બધાંના શબને ઠેકાણેય શી રીતે પાડું? કલાકો સુધી એ ત્રણ શબો આગળ બેઠાં બેઠાં મેં રડ્યા કર્યું. છેવટે ભાઈ ફુજિતા અમારો ખબર કાઢવા આવ્યા, ત્યારે એમને અમારી ગતની જાણ થઈ. એ પણ હાત્સુ ને કસામુને જોઈ રડી પડ્યા. 'માણસનું જીવન એ કેટલી નાજુક વસ્તુ છે' તેમના મોંમાંથી બોલ સરી પડ્યા.

શબોને ગતે પહોંચાડવામાં એમણે મને હાથ આપ્યો. ફુજિઓએ મેં ને એમણે એમ ત્રણે જણે ખંડિયેરમાં ફરી ફરી બધેથી લાકડાં વીણી આણ્યાં. એ લાકડાંની ત્રણ ફૂટ ઊંચી ચિતા ખડકી. ત્રણેનાં શબને અમે છતે મોંએ એના પર સુવડાવ્યાં ને ચિતામાં આગ પ્રગટાવી. શબ પેટી તો ક્યાંય મળે એમ જ નહોતી. પહેલું બાળકનું શરીર સળગ્યું. તે પછી કસામુ ને તે પછી હાત્સુ...એમ ત્રણેયનાં શરીર આગમાં અદૃશ્ય થઈ ગયાં.

આગ તદ્દન ઓલવાઈ જાય તે પહેલાં અમે નીચે, શાળાનાં મકાનમાં લોકોનું ટોળું પોક મૂકી રડતું હોય એવો અવાજ સાંભળ્યો. હું તો ત્યાં ચિતા આગળ જ રહી. પણ ભાઈ ફુજિતો, ત્યાં શું થયું છે, એની ખબર કાઢી આવવા ગયા. બીજી જ ઘડીએ રડતા રડતા તેઓ પાછા આવ્યા, કહે: 'જપાન શરણે ગયું!'

લડાઈ પૂરી થઈ ગઈ! હું સુનમૂન બની ચિતાની બાજુમાં જ બેસી પડી.

મારી સંપત્તિમાં રહ્યો માત્ર પાંચ વર્ષનો અનાથ છોકરો ને મૃતદેહોના અવશેષમાં મૂઠીભર હાડકાં ને રાખનો ઢગલો!

## હિરોશિમા.....

૧૯૪૫ના ઑગસ્ટની છઠ્ઠીએ અમેરિકાએ પોતે બનાવેલ બે પરમાણુ બૉમ્બમાંનો પહેલો બૉમ્બ જપાનના હિરોશિમા નગર પર ઝીંકાયેલો! માથા પર પહેલો જ ફટકો પડતાં તમ્મર ખાઈને પડેલો માણસ આંખ ઉઘાડે, ને શું થઈ ગયું, એનો તાગ મેળવવા મથે, તેમ પરમાણુ બૉમ્બના આઘાતથી પોતાની ચેતના ગુમાવી બેઠેલ હિરોશિમા આંખ ઉઘાડી, આસપાસ નજર નાખે, ત્યાં તો નાગાસાકી પર એવો જ કારી ફટકો વિંઝાઈ ચૂક્યો હતો.

હિરોશિમા ને નાગાસાકી આ બેઉ નગરનાં ખંડિયેરમાં વિનાશનું તાંડવ જોવા ઉઘડેલી આંખનું જેણે કામ કર્યું છે, તે બંને દાક્તરો જ છે, પરમાણુના અગ્નિકુંડમાં ભૂંજાઈ ગયેલ નગરની ચેતનાના પ્રતીક સમા.

દાક્તર તાકાશી નાગાઈએ નાગાસાકીના ઘવાયેલા પ્રાણની હૃદય-વિદારક ઝાંખી કરાવી છે-પોતાના ને પોતાના નગરલોકોના બયાનો દ્વારા (જે આપણે જોઈ ગયાં).

એવી જ રીતે હિરોશિમાની કૅમ્યુનિકેશન હૉસ્પિટલના ડાયરેક્ટર, દાક્તર મિચિહિકો હાચિયાએ હિરોશિમાના વણુની રાઈ ને એની મર્માન્તિક પીડાનો ખ્યાલ પોતે રાખેલી એ દિવસોની નોંધપોથી દ્વારા આપ્યો છે.

પહેલે જ ફટકે સખત રીતે ઘવાઈને ચેતના ગુમાવી બેઠેલ, પથારીવશ દાક્તર મિચિહિકોએ પોતાની આસપાસ ઊછળી રહેલ મૃત્યુનાં ઘોડાપૂરને ચઢતાં ને ઓસરતાં નોંધ્યા છે. મરણના આઘાતે જન્માવેલા જખમોની વેદના અસહ્ય બનતાં ચિત્કાર કરતા, ને વિનાશના બાહુલ્યથી ડઘાઇ, જડસડ બની ગયેલ માનવીની લાચારી નોંધેલી છે. મૃત્યુ ને વિનાશની નદીમાં ચડેલી ભરતીનાં પૂર ઓસરી જતાં, ઘવાણ ને કાંપથી ઉજ્જડ વિરસ બની ગયેલ નગરમ. 'સંસ્કારિતા'ની લગામ તૂટી જતાં, હરાયા બનેલ માનવીઓને ઉધમાત મચાવતાં જોયા છે. સાથે સાથે એમણે ગળથૂથીમાંથી મળેલા સંસ્કારે ફોરતાં ને કૂડા કટકટના ઉકરડામાં વેરાયેલ સુવર્ણકણશાં માનવનું અસ્તિત્વ પણ નોંધેલ છે. સત્તા ને પશુબળને સંસ્કારિતાને સુજનતા પર દમામ છાંટતા ને સંકટનો પહાડ તૂટી પડતાં, મૂંગી પ્રજાને દુઃખની ખાઈમાં હડસેલી દઈ – કાયર ને હિચકારા બની ભાગી છૂટતાં પણ જોઈ લીધાં છે.

ને અંતે, પોતે ગળાબૂડ દુઃખમાં ડૂબેલા હોવા છતાં, મુસીબતોની પરંપરાને વટાવતાં વટાવતાં દાક્તર તરીકેની પોતાની ગુમાઈ ગયેલી હસ્તીનો પુનર્ આવિર્ભાવ કરી, એમણે

માનવી તરીકેની ફરજો શી રીતે અદા કરી – એનો હૃદયસ્પર્શી ખ્યાલ પોતાની નોંધપોથી દ્વારા આપેલ છે.

એ નોંધપોથીનું નામ છે, 'હિરોશિમા ડાયરી' અમેરિકાથી જપાન ખાતે સંશોધન ને સેવાર્થે ગયેલ ડાક્તર વોરનર વેલ્સે જપાની ભાષામાંથી અંગ્રેજીમાં અનુવાદ કરી, પૂર્ણ લાગણીપૂર્વક આ પુસ્તકને વિદેશીઓને માટે પ્રાપ્ય બનાવેલ છે.

## નોંધપોથીનાં પાનાંમાંથી

વ્હેલી સવાર, સુંદર, ખુશનુમા હૂંફાળો દિન, નિરભ્ર આકાશે પ્રસરી રહેલ સૂર્યનો પ્રકાશ, વૃક્ષની હરિયાળી ઘટામાં પાંદડે પાંદડે ઠેકતાં, ને સંતાકુકડી રમતાં સૂર્ય-કિરણો ! ને એ રમતિયાળ કિરણોની ગમ્મત જોતો, હું દક્ષિણ દિશાબાજુનાં મારા ઓરડાનાં ઉઘાડાં બારણાંમાંથી બહાર મારી આળસભરી આંખો માંડી પડ્યો હતો... હવાઈ હુમલા સંરક્ષણદળના અધિકારી તરીકે રાતભરના ઉજાગરા પછી.

ત્યાં તો આકાશમાં એક ગજબનો ચમકારો જોયો – ને હું ચમકી ઉઠ્યો.

ને થોડી જ વારમાં તો કોઈ કુશળ ચિત્રકારે દિનરાતના ઉજાગરા કરી દોરેલ સુંદર ચિત્ર પર કોઈ તોફાની, કાળે ચડેલ બાળક કાળી શાહીનો કૂચડો ફેરવી દે, તેમ બધુ અંધકારમાં ડૂબી ગયું. ને વિનાશનાં પૂર ચોમેર ફરી વળ્યા.

*

સાયકલની સ્વારી કરનારો સાયકલ પર જ ઠરી ગયો. પૂલ પર ચાલતાં હતાં તેમાંનાં અર્ધા પાણીમાં, અર્ધા પૂલ પર...મરેલાંના ઢગ વચ્ચે સળવળતાં ! મૃત્યુએ પૂઠ પકડી છે માની સામે મોઢે દોટ મૂકનારાંને મૃત્યુએ આગળના નાકે ઊભા રહી ઝાલ્યા !

સૈનિકોને એમના લોખંડના ટોપા સાથે તણાતા જોયા. આંખોના ગોખલા, નાક, હોઠ, આગમાં ઓગળીને ખતમ થઈ ગયેલાં. પણ લોખંડના ટોપાએ ખોપરી પરના વાળને સુરક્ષિત રાખવાની ફરજ બજાવી, બધા પર સરસાઈ સાબીત કરી હતી જાણે !

શહેરના મધ્ય ભાગથી તે રેડક્રોસ હોસ્પિટલ સુધીનો આખો પ્રદેશ બળી ઝળીને સાફ થઈ ગયેલો જોયો. રસ્તે ઊભેલ મોટરગાડીઓમાં બળીને કોલસો થઈ ગયેલાં શરીરો... આગ ઠારવા માટે ભરી રાખેલ પાણીની ટાંકીઓમાં ય માણસના દેહ તરતા હતા...કેમ જાણે એ બધાને જીવતા બાફી ન નાખ્યા હોય એવા ! ને એવી જ એક ટાંકીની બાજુમાં બેસી, શરીરની ખાલ ઊતરી ગયેલો, ન ઓળખી શકાય એવો એક માણસ નીચો નમી ખોબે ખોબે, માણસના લોહીવાળું, મડદાંએ અભડાવી મૂકેલું પાણી પી રહ્યો હતો. કેટલાંય જણ તો આવી ટાંકીઓની કિનાર પર લટકી પડ્યાં હતાં. પાણીમાં પડી તેઓ જીવ બચાવે, તે પહેલાં જ મૃત્યુની જીભે એમને ચાટી લીધાં હશે !

પ્રલયનો ઝંઝાવાત ફુંકાય ને એની અણપ્રીછી ફૂંકે... પત્તાંનો મહેલ ભોંય ભેગો થઈ જાય તેમ શહેરની તોતિંગ ઇમારતો ધૂળ ને રાખનો ઢગલો થઈ ઢળી પડવા લાગી.

આ સંકટ...પણ તે કેવડું મોટું હશે...એની કલ્પના જ જાણે મારા મગજમાં સમાય એવી નહોતી. દુઃખ, દર્દ, વિચ્છેદ, વિનાશ ને હતાશાના ઘનઘોર પહાડ હેઠળ એક ક્ષુદ્ર નિર્જીવ રજકણની જેમ હું દબાઈ ચંપાઈ ગયો... મારી સહનશીલતા, ને લાગણી અનુભવવાની શક્તિ જ જાણે બહેર મારી ગઈ હતી. માણસના ગજા બહારની ભીષણતા ચોમેર ઘુમરી રહી હતી.

*

હિરોશિમાનો સમૂળો નાશ થઈ ગયો હતો–બધું સાફ થઈ ગયું હતું. હું ઘાયલ થઈને જીવન-મરણની આશા વચ્ચે ઝોલા ખાતો એક અંધારે ખૂણે પડ્યો હતો. ત્યાં આંખોની જ્યોત ગુમાવી બેઠેલ એક માણસ ડફ ડફ કરતો આવ્યો ને એના મુખની બિભત્સ ભંગી જોતાં હું એવો તો ડરી ગયો કે જોરથી બરાડી ઊઠ્યો 'અહીં ક્યાં ? પેલી બાજુ જા.'

ને તરત મને ખ્યાલ આવ્યો કે મેં શી કઠોરતાભર્યું વર્તન કર્યું હતું...મેં એને ક્યાં જવા કહ્યું ? તે ન તો એણે મને પૂછ્યું...કે ન મને એની કશી ગમ હતી ! મા[illegible] લાય હતો મૃત્યુનો...મૃત્યુના ઓછાયાએ સર્જેલ બિભત્સતાનો

*

માણસનું મન કેટલી ચંચળ ને તણખલા જેવી હળવી વસ્તુ છે ને તેમાંય ખાસ તો એ થાકીને લોથ થઈ જાય છ

ક્યારે–એ આશા નિરાશા ને હતાશા વચ્ચે ક્યાં ઝોલાં ખાવા માંડે છે?

મેં મારી જાતને કહ્યું:

જો મરવાનું જ આવ્યું તો માણસની જેમ મરજે. ! હું મારા શરીર પર બધે હાથ ફેરવી ખાત્રી કરી જોતો ; એમાંનું એકે ય અંગ મરી તો નથી ગયું ને?

ને મને ખાત્રી થઈ ગઈ. 'ના હું જીવી ગયો છું...' હું તને કહેતો: 'બહુ સારી વાત છે, તો હવે જીવી જ ...આરામ લઈ ને ઝટ ઊભો થઈ જા.'

*

આજે કોમાતાએ મને એક વાત કહી. કહે, હું મારા ભાઈ ને શોધતો શોધતો રખડતો હતો. ત્યાં તન્ઝીમ માચીના ચૌટામાં રસ્તાની એક કિનાર પર મેં માધ્યમિક શાળાના ચાર છોકરાને ઝોલું વળીને બેઠેલા દીઠા. પાસે જઈ ને જોઉં તો મોઢે, શરીરે બધે દાઝીને ભડથું થઈ ગયેલા.

મેં પૂછ્યું. 'અહીં કેમ બેઠા છો? તમારા ઘર કયાં?'

એમાંના એક છોકરાએ કહ્યું, 'તમને અમારી બેન કે મા રસ્તામાં મળી જાય, તો કહેજો કે અમને કોઈ શોધે નહિ. ખરું કે નહિ?' એના સાથીઓએ ડોકાં ધુણાવી પોતાની સંમતિ નોંધાવી.

બળબળતા તાપમાં ચારે જણા રસ્તાને કિનારે બેઠા હતા. હાલહવાલ એવા હતા કે કંઈ જ એમને માટે થઈ શકે એમ નહોતું. મારી આંખમાં પાણી આવી ગયાં!

એક છોકરાએ કહ્યું. 'ભાઈ, જરી અમારે માથે છાંયો કરી આપતા જાઓને!'

મેં આસપાસથી સાદડીના ટૂકડા ને લાકડાના ટુકડા લાવી છાપરી જેવું ઊભું કરી આપ્યું. ને મારી પાસે બેચાર ટમેટાં હતાં, તે વારાફરતી એમનાં મોમાં નિચોવ્યાં. મારી ટોપીમાં પાણી ભરી લાવીને ચારેને પાયું.

એમના મોંમાંથી 'હાશ' સાંભળી...પણ કેટલો–શેનો સંતોષ લઉં?

*

ને મિઝોગુચીએ કહી તે વાત...! ઓહ! કેવું ભયંકર દશ્ય...ધસી પડતાં મકાનો ને આગમાંથી બચવા નદી પરના બાગમાં ધસી ગયેલા લોકોનાં ટોળાં! નદીનાં પટ વીંધી સામે પાર ફેંકાતા આગના ગોળા...ને દરિયાઓ ન દનદનશો બાગ ...ભડકે બળવા લાગ્યો, તે વખતે નદીની ઊંચી ભેખડનાં કિનારા તરફ ધકેલાઈ આવેલું લોક...મોતને પાવરે ઊથડકાઈ ને જ જાણે નદીના ઘેરા વેગીલા પ્રવાહમાં ફંગોળાઈ ગયું. ને પછી પાણીના પ્રવાહને તે કંઈ મૂવેલાં જીવતાંના એવા ભેદ ઓછા જ હતા કે તેમને જુદાં પાડી–છાનબીન કરી કોઈ તેય કોરે કાઢી મૂકવા ઘડી થંભે કે વિચાર કરે!

*

ને મૃત્યુનું આ બીજું સ્વરૂપ!

આખી હૉસ્પિટલમાં ટપોટપ કેટલાં મોત જોયાં. દીવા વિનાની રાત, ઠેરઠેર ચિતાઓનાં તાપણાં પ્રગટાવી અંતરની ઊંની આહ પ્રકટ કરી રહી છે! શબો બળવાના ધુમાડાથી શહેરને માથે છાઈ રહેલો આસમાની ઘુમ્મટ આખો ધુંધવાઈ રહ્યો છે, જીવતાંના પિંજર એ ધુમાડાને જ શ્વાસોચ્છ્વાસ વાટે અંદર લે છે, બહાર કાઢે છે. ને પોતાની તૂટતી, કરપાતી જીવાદોરીને બેઉ હાથે વળગી રહેવા મથી રહ્યાં છે!

*

આ તે હૉસ્પિટલ કે નિરાશ્રિતોનો ગંધાતો આવાસ! ને દાક્તરના ય આ શા દિદાર! લોક જાણે કે, ધોળા ઝભ્ભા વાળા દાક્તરનાં દર્શન થયાં, એના મોંમાંથી આશ્વાસનનું એક વેણ પામ્યાં–કે ન્યાલ થઇ ગયાં. મોત સામે ઝૂઝનારા યોદ્ધાનું રક્ષણ મળી ગયું જાણે...પણ એમને કયાં ખબર છે કે અમે પણ અત્યારે તો એમના જેટલા જ લાચાર ને અસહાય છીએ!

મૃત્યુના નિત નવા ચહેરા જોઈ ને અમે પોતે જ એવા ડઘાઇ ગયા છીએ, જાણે માનવયંત્રને સમારવાનો કસબ અમે કદી શીખ્યા જ નથી!

*

ને સૌના સંરક્ષણનો બોજો માથે લઈ, આજસુધી સૌને ડારતી, ધમકાવતી ને વશ રાખતી ફોજી સત્તા...! કયાં ગુમ થઈ ગઈ? સંરક્ષકને દાવે આજસુધી અમારા અડધા રોટલામાંથી ય વધુ બટકાં બથાવી પાડનારી એ સત્તાની શી ઉદ્દંડતા! હજી ય કયાં સુધી એની પ્રવંચનાના અસહ્ય બોજ હેઠળ સુજનતાએ પગલાં માંડવાં પડશે?

*

શહેરમાં જઈ આવનારા સમાચાર લાવ્યા: લોકો ફોજી ગોદામોનો માલ લૂટે છે. જે હાથ આવ્યું તે, ને જ્યાંથી હાથ પડયું, ત્યાંથી ચીલઝડપ મારી લોકો પલાયન થાય છે!

નિર્દય, લાલચુ ને સ્વાર્થમાં આંધળો વર્ગ શહેરનાં જીવનમાં ઉપર આવી ગયો હતો, એક ચક્રે રાજ કરી રહ્યો.

માનવી તરીકેની ફરજો શી રીતે અદા કરી – એનો હૃદય-સ્પર્શી ખ્યાલ પોતાની નોંધપોથી દ્વારા આપેલ છે.

એ નોંધપોથીનું નામ છે, 'હિરોશિમા ડાયરી' અમેરિકાથી જપાન ખાતે સંશોધન ને સેવાર્થે ગયેલ દાક્તર વોરનર વેલ્સે જપાની ભાષામાંથી અંગ્રેજીમાં અનુવાદ કરી, ખૂબ લાગણીપૂર્વક આ પુસ્તકને વિદેશીઓને માટે સાધ્ય બનાવેલ છે.

## નોંધપોથીનાં પાનાંમાંથી

વહેલી સવાર, સુંદર, ખુશનુમા હૂંફાળો દિન, નિરભ્ર આકાશે પ્રસરી રહેલ સૂર્યનો પ્રકાશ, વૃક્ષની હરિયાળી ઘટામાં પાંદડે પાંદડે ઠેકતાં, તે સંતાકુકડી રમતાં સૂર્ય-કિરણો! તે એ રમતિયાળ કિરણોની ગમ્મત જોતો, હું દક્ષિણ દિશાભણીનાં મારા ઓરડાનાં ઉઘાડાં બારણાંમાંથી બહાર મારી આળસભરી આંખો માંડી પડ્યો હતો... હવાઈ હુમલા સંરક્ષણદળના અધિકારી તરીકે રાતભરના ઉજાગરા પછી.

ત્યાં તો આકાશમાં એક ગજબનો ચમકારો જોયો – ને હું ચમકી ઊઠ્યો.

ને થોડી જ વારમાં તો કોઈ કુશળ ચિત્રકારે દિનરાતના ઉજાગરા કરી દોરેલ સુંદર ચિત્ર પર કોઈ તોફાની, કાળે ચડેલ બાળક કાળી શાહીનો કૂચડો ફેરવી દે, તેમ બધું અંધકારમાં ડૂબી ગયું. ને વિનાશના પૂર ચોમેર ફરી વળ્યા.

*

સાયકલની સ્વારી કરનારો સાયકલ પર જ ઠરી ગયો. પૂલ પર ચાલતાં હતાં તેમાંનાં અર્ધા પાણીમાં, અર્ધાં પૂલ પર...મરેલાંના ઢગ વચ્ચે સળવળતા! મૃત્યુએ પૂંઠ પકડી છે માની સામે મોઢે દોટ મૂકનારાંને મૃત્યુએ આગળના નાકે ઊભા રહી ઝાલ્યાં!

સૈનિકોને એમના લોખંડના ટોપા સાથે તણાતા જોયા. આંખોના ગોખલા, નાક, હોઠ, આગમાં ઓગળીને ખતમ થઈ ગયેલાં. પણ લોખંડના ટોપાએ ખોપરી પરના વાળને સુરક્ષિત રાખવાની ફરજ બજાવી, બધા પર સરસાઈ સાબીત કરી હતી જાણે!

શહેરના મધ્ય ભાગથી તે રેડક્રોસ હોસ્પિટલ સુધીનો આખો પ્રદેશ બળી ઝળીને સાફ થઈ ગયેલો જોયો. રસ્તે ઊભેલ મોટરગાડીઓમાં બળીને કોલસો થઈ ગયેલાં શરીરો... આગ ઠારવા માટે ભરી રાખેલ પાણીની ટાંકીઓમાં ય માણસના દેહ તરતા હતા...કેમ જાણે એ બધાંને જીવતા બાફી ન નાખ્યા હોય. એવા! ને એવી જ એક ટાંકીની બાજુમાં બેસી, શરીરની ખાલ ઊતરી ગયેલો, ન ઓળખી શકાય એવો એક માણસ નીચો નમી ખોબે ખોબે, માણસના લોહીવાળું, મડદાંએ ખરડાવી મૂકેલું પાણી પી રહ્યો હતો. કેટલાંય જણ તો આવી ટાંકીઓની કિનાર પર લટકી પડ્યાં હતાં. પાણીમાં પડી તેઓ જીવ બચાવે, તે પહેલાં જ મૃત્યુની જીભે એમને ચાટી લીધાં હશે!

પ્રલયનો ઝંઝાવાત ફુંકાય ને એની અકળામણથી ફૂંકેલ પત્તાંનો મહેલ ભોંય ભેગો થઈ જાય તેમ શહેરની તોતિંગ ઇમારતો ધૂળ ને રાખનો ઢગલો થઈ ઢળી પડવા લાગી.

આ સંકટ...પણ તે કેવડું મોટું હશે...એની કલ્પના જ જાણે મારા મગજમાં સમાય એવી નહોતી. દુઃખ, દર્દ, વિચ્છેદ, વિનાશ ને હતાશાના ઘનઘોર પહાડ હેઠળ એક સૂકા નિર્જીવ રજકણની જેમ હું દબાઈ ચંપાઈ ગયો... મારી સહનશીલતા, ને લાગણી અનુભવવાની શક્તિ જ જાણે બહેર મારી ગઈ હતી. માણસના ગજા બહારની ભીષણતા ચોમેર ઘુઘવી રહી હતી.

*

હિરોશિમાનો સમૂળો નાશ થઈ ગયો હતો–બધું સાફ થઈ ગયું હતું. હું ઘાયલ થઈને જીવન-મરણની આશા વચ્ચે ઝોલાં ખાતો એક અંધારે ખૂણે પડ્યો હતો. ત્યાં આંખોની જ્યોત ગુમાવી બેઠેલ એક માણસ ડંપ ડંપ કરતો આવ્યો ને એના મુખની બિભત્સ ભંગી જોતાં હું એટલો તો ડરી ગયો કે જોરથી બરાડી ઊઠ્યો 'અહીં ક્યાં? પેલી બાજુ જા.'

ને તરત મને ખ્યાલ આવ્યો કે મેં શી કઠોરતાભર્યું વર્તન કર્યું હતું...મેં એને ક્યાં જવા કહ્યું? તે ન તો એણે મને પૂછ્યું...કે ન મને એની કશી ગમ હતી! માત્ર ભય હતો મૃત્યુનો...મૃત્યુના ઓછાયાએ સર્જેલ બિભત્સતાનો!

*

માણસનું મન કેટલી ચંચળ ને તણખલા જેવી હળવી વસ્તુ છે ને તેમાંય ત્રાસ તો એ થાકીને લોથ થઈ જાય છે.

ત્યારે—એ આશા નિરાશા ને હતાશા વચ્ચે કેવાં ઝોલાં ખાવા માંડે છે?

મેં મારી જાતને કહ્યું:

જો મરવાનું જ આવ્યું તો માણસની જેમ મરજે. ને હું મારા શરીર પર બધે હાથ ફેરવી ખાત્રી કરી જોતો કે એમાનું એકે ય અંગ મરી તો નથી ગયું ને?

ને મને ખાત્રી થઈ ગઈ. 'ના હું જીવી ગયો છું...' હું મનને કહેતો: 'બહુ સારી વાત છે, તો હવે જીવી જ જા...આરામ લઈ ને ઝટ ઊભો થઈ જા.'

*

આજે કોબાતાએ મને એક વાત કહી. કહે, હું મારા ભાઈ ને શોધતો શોધતો રખડતો હતો. ત્યાં તન્ઝીમ માચીના ચૌટામાં રસ્તાની એક કિનાર પર મેં માધ્યમિક શાળાના ચાર છોકરાને ઝોલું વળીને બેઠેલા દીઠા. પાસે જઈ ને જોઉ તો મોઢે, શરીરે બધે દાઝીને ભડથું થઈ ગયેલા.

મેં પૂછ્યું. 'અહીં કેમ બેઠા છો? તમારા ઘર ક્યાં?'

એમાંના એક છોકરાએ કહ્યું, 'તમને અમારી બેન કે મા રસ્તામાં મળી જાય, તો કહેજો કે અમને કોઈ શોધે નહિ. ખરું કે નહિ?' એના સાથીઓએ ડોકાં ધુણાવી પોતાની સંમતિ નોંધાવી.

બળબળતા તાપમાં ચારે જણા રસ્તાને કિનારે બેઠા હતા. હાલહવાલ એવા હતા કે કંઈ જ એમને માટે થઈ શકે એમ નહોતું. મારી આંખમાં પાણી આવી ગયા!

એક છોકરાએ કહ્યું. 'ભાઈ, જરી અમારે માથે છાયો કરી આપતા જાઓને!'

મેં આસપાસથી સાદડીના ટુકડા ને લાકડાના દંડૂકા લાવી ઉપરી જેવું 'ઊભું' કરી આપ્યું. ને મારી પાસે બેચાર ટમેટાં હતાં, તે વારાફરતી એમનાં મોંમાં નિચોવ્યાં. મારી ટોપીમાં પાણી ભરી લાવીને ચારેને પાયું.

એમના મોંમાંથી 'હાશ' સાંભળી...પણ કેટલો—શેનો સંતોષ લઉં?

*

ને મિઝોગુચીએ કહી તે વાત...! ઓહ! કેવું ભયંકર દશ્ય...ધસી પડતાં મકાનો ને આગમાંથી બચવા નદી પરનાં બાગમાં ધસી ગયેલાં લોકોનાં ટોળાં! નદીના પટ વીંધી આરપાર ફેંકાતા આગના ગોળા...ને દરિયાલો ન દર્શનશો બાગ પણ ભડકે બળવા લાગ્યો, તે વખતે નદીની ઊંચી ભેખડનાં કિનારા તરફ ધકેલાઈ આવેલું લોક...મોતને પાવડે ઊથકાઈ ને જાણે નદીના ઘેરા વેગીલા પ્રવાહમાં ફંગોળાઈ ગયું ને પછી પાણીના પ્રવાહને તે કંઈ મૂવેલાં જીવતાંના એવા ભેદ ઓછા જ હતા કે તેમને જુદાં પાડી—છાનબીન કરી કોઈ નેપ કોરે કાઢી મૂકવા ઘડી થંભે કે વિચાર કરે!

*

ને મૃત્યુનું આ બીજું સ્વરૂપ!

આખી હોસ્પિટલમાં ટપોટપ કેટલાં મોત જોયાં. દીવા વિનાની રાત, ઠેરઠેર ચિતાઓનાં તાપણાં પ્રગટાવી અંતરની ઊની આહ પ્રકટ કરી રહી છે! શબો બળવાના ધુમાડાથી શહેરને માથે છાઈ રહેલો આસમાની ઘુમ્મટ આખો ઘુંધવાઈ રહ્યો છે, જીવતાંના પિંજર એ ધુમાડાને જ શ્વાસોચ્છ્વાસ વાટે અંદર લે છે, બહાર કાઢે છે. ને પોતાની તૂટતી, કરમાતી જીવાદોરીને બેઉ હાથે વળગી રહેવા મથી રહ્યાં છે!

*

આ તે હોસ્પિટલ કે નિરાશ્રિતોનો ગંધાતો આવાસ! ને દાક્તરના ય આ શા દિદાર! લોક જાણે કે, ધોળા ઝભ્ભા વાળા દાક્તરનાં દર્શન થયાં, એના મોંમાંથી આશ્વાસનનું એક વેણુ પામ્યાં—કે ન્યાલ થઇ ગયાં. મોત સામે ઝૂઝનારા યોદ્ધાનું રક્ષણ મળી ગયું જાણે...પણ એમને ક્યાં ખબર છે કે અમે પણ અત્યારે તો એમના જેટલા જ લાચાર ને અસહાય છીએ!

મૃત્યુના નિત નવા ચહેરા જોઈ ને અમે પોતે જ એવા ડઘાઇ ગયા છીએ, જાણે માનવયંત્રને સમારવાનો કસબ અમે કદી શીખ્યા જ નથી!

*

ને સૌના સંરક્ષણનો બોજો માથે લઈ, આજસુધી, સૌને ડારતી, ધમકાવતી ને વશ રાખતી ફોજી સત્તા...! ક્યાં ગુમ થઈ ગઈ? સંરક્ષકને દાવે આજસુધી અમારા અડધા રોટલામાંથી ય ત્રણ બટકાં બથાવી પાડનારી એ સત્તાની શી ઉદ્દંડતા! હજી ય ક્યાં સુધી એની પ્રવંચનાના અસહ્ય બોજ હેઠળ સુજનતાએ પગલાં માંડવાં પડશે?

*

શહેરમાં જઈ આવનારા સમાચાર લાવ્યા: લોકો ફોજી ગોદામોનો માલ લૂટે છે. જે હાથ આવ્યું તે, ને જ્યાંથી હાથ ચડ્યું, ત્યાંથી ચીલઝડપ મારી લોકો પલાયન થાય છે!

નિર્દય, લાલચુ ને સ્વાર્થમાં અંધળો વર્ગ શહેરના જીવનમાં ઉપર આવી ગયો હતો, એક ચક્રે રાજ કરી રહ્યો

હતો. લૂંટફાટ, મારફાડ, માતેલા ખૂંટની ઉદ્દંડતા, બહેકી બહેકી જબાન, ને પશુતાનો નાગો નાચ જોઈ, સુજનતા, સંસ્કારિતા, ભલમનસાઈ ને નિસ્વાર્થ સેવાભાવના, હાંસીનું પાત્ર બની આજે ક્યાંય મો સંતાડી ગઈ હતી !

વેર, ધિક્કાર ને હિંસાની ઉત્તેજના પર જ પોતાની સત્તાની આખી ઇમારત રચવા જનારને કડવાશ આંસુ ને યાતનાઓનો આ ફાલ લણવાની વેળા-આવે... તો એમાં નવાઈ છે !

# ફુકુરિયુ મારૂ [ ૧૯૫૪ : માર્ચ ]

**મા**ણસને દિશાઓનું જ્ઞાન થયું તે પહેલાંથી—સૃષ્ટિની શરૂઆતથી, પૂર્વમાં સૂરજ ઊગતો આવ્યો છે ને એનાં હૂંફાળાં કિરણો માના ધાવણની માફક વિધાતાની આ સૃષ્ટિને પોષણ સીંચતાં આવ્યાં છે. ને ધરતીના ખોળલા સમી કોક તળાવડીમાં ખીલેલા એકાદા અનામી પોયણાની અદાથી જડ ચેતન, ચર અચર, જીવ અજીવની સૃષ્ટિએ સૂર્ય આગળ મસ્તક ઝુકાવ્યું છે. ને નિત નવા રંગે ઉમંગે એના આગમનનાં વધામણે આવનારી ઉષાને હર્ષથી વધાવી છે.

પરંતુ ૧૯૫૪ના માર્ચની પહેલી પરોઢનાં દર્શન કરવા આતુર દુનિયાએ, જપાનની દક્ષિણે, પ્રશાંત મહાસાગરના પરવાળાના ટાપુઓ નજીક એક ગજબનું કૌતુક દીઠું !

સાગરનાં ખેત લણનારા જપાનના માછીઓનો ત્રેવીસ માણસોનો એક નાનકડો કાફલો, જાણે દુનિયાની આંખ બની ગયો. ને વિસ્મિત નેત્રે એ કૌતુકના શાખ પૂરતા એનાથી બોલાઈ ગયું ' ઓહ ! જુઓ જુઓ, સૂર્ય પશ્ચિમે ઊગ્યો...! '

માર્ચની ૧લી તારીખે આગલી રાતનાં અંધારાં આથમે તે પહેલાં તો પશ્ચિમમાં એક ગજબનાક ચમકારો થયો... દિવાળીમાં 'વીજળીના તાર' બાળી બાળકને હરખાવીએ છીએ તેવો રૂપેરી, સફેદ ઝગઝગાટ ! આકાશ ને પાતાળ બંનેને ધાંધાં અજવાળે આંજી દેતો ઝગમગાટ ! રંગના પલટા લેતાં લેતાં અગ્નિના એક વિરાટ ગોળા રૂપે ક્ષિતિજમાં આકાર ધરી, ઊપર ને ઉપર ચઢતો...

એને જોઈ ને જ તો સુકુકી બૂમ પાડી ઊઠેલો : 'જુઓ, જુઓ ! સૂરજ પશ્ચિમે ઊગ્યો !'

' ફુકુર્યુ મારૂ ' અર્થાત્ 'ભાગ્યવંત નાગરાજ' નામના આ માછીમાર-જહાજ ઉપર જેટલી આંખો હતી, એ બધી આ અદ્ભુત કૌતુક જોતી પશ્ચિમની ક્ષિતિજ ભણી ટગી રહી!

કુદરતમાંય કૌતુકનો પાર નથી પણ એમાં અમુક વિવેક-મર્યાદાની આણ હોય જ છે... એવી માણસને હૈયે કંઈક મા પરના વિશ્વાસ જેવી ખાત્રી છે.

એટલે આવું જબરજસ્ત કૌતુક જોઈ માછીમારોના કાફલાનું હૈયું બીક ને સંશયથી ધડકી ઊઠ્યું. એમને થયું જરૂર ' કોઈ મોટી આફત ' ઊતરવાની ! ( હિરોશિમા, નાગાસાકીવાળા ઝગારાની ને એણે લાદેલ યાતનાઓની યાદ હજી જપાનને હૈયે તાજી જ હતી. ) આફત તો ખરી...

પણ તે ક્યાં, કોના પર, કયે સમયે, ને કેવા સ્વરૂપમાં ઊતરશે—એની એમને કલ્પના નહોતી.

ત્યાં અવાજનાં મોજાંનો સંચાર થયો હોય એમ દરિયાનાં પાણી ખળભળા ઊઠ્યાં.

શાનો આ ક્ષોભ...! સાગર-પેટા જલધિને કોણે આમ અડપલું કરી છંછેડ્યા ? સાગરના કોપથી પરિચિત એવા માછીઓના જહાજે ઝટ ઝટ જાળ સંકેલી લઈ ઉચાળાભરી આફતની જાળમાંથી છટકી દૂર દૂર નાસી છૂટવા દોટ મૂકી...

કહે છે: સૂરજનો ગોળો પ્રગટ્યો...તે જગાથી ૧૦૦ માઈલને અંતરે ઊભેલા આ જહાજને ખબર નહિ, કે આ તો સાક્ષાત્ મૃત્યુની એકાંતિક ક્રીડા ચાલી રહી હતી. ને ઉઘાડી આંખે એના સાક્ષી બનવા બદલ એની અતિ-મોંઘી કિંમત ચૂકવ્યા વિના એમનો છૂટકો થવાનો નહોતો !

હકીકત આમ બનેલી: પશ્ચિમમાં ઊગેલા અગ્નિના એ સવા ત્રણ માઈલના ઘેરાવાવાળા ગોળાએ, પરવાળાના જે ટાપુ પર તે પ્રગટ થયો, એના જ એક માઈલ જેટલા વિસ્તારના ખડકોને બચકાટી પોતાના પેટમાં સમાવી લીધા, ને પછી તુફાન મેલની ઝડપે અવકાશ ભણી દોટ મૂકી. તે પછી ઊંચે ને ઊંચે ચઢતા જતા એ ગોળાએ પોતાનું સ્વરૂપ બદલ્યું શુભ્રશ્વેત વાદળ રૂપે બિલાડાના ટોપનો આકાર ધરી, વીસ ને પછી તો વીસથી ય વધારે માઈલના વિસ્તારને ભરી

હ્યું, એણે ઊપર ને ઊપર ચઢવા માંડયું ને અવકાશમાં માઈલોનાં ઊડાણ માપી લઈ... વળી પાછી પૃથ્વી ભણી યાત્રા આદરી...

ને માતાની ગોદ શોધવા દોટ મૂકનારા બાળકની માફક, ઉચાળા ભરી હંકારી જનારા માછીમારોના એ નાનકડા જહાજને ધોળાં ધોળાં રજકણોની વર્ષાથી છાવરી દીધું.

આકાશમાંથી વરસતાં પાણી ને બરફની ઝરમર... ફરફરમાં નહાવું, ખેલવું...એમાં માનવીએ સ્વર્ગીય સુખનો આસ્વાદ લીધો છે.

પણ આ અજાણ્યાં સફેદ સફેદ રજકણોની વર્ષા સાથે માણસ લાંબો વખત ગેલ કરી શકયો નહિ... છેડાઈ પડયો. શાથી? તો કહે, એનાં એ સફેદ રજકણોમાં સાક્ષાત્ મૃત્યુનો આછેરો દંશ છૂપાયેલો હતો. પાછળથી, એક વર્ષના ગાળામાં જપાનના માછીઓના એ નાનકડા કાફલાએ જાત અનુભવ કરી જોઈ લીધું કે, એ સફેદ, નિર્દોષ દેખાતાં રજકણો રૂપે સાક્ષાત્ મૃત્યુ જ એમનાં અંગે અંગને સ્પર્શી ગયું હતું. ને જપાનની લોકજીભે એ રજકણોને નામ આપી દીધું: 'મૃત્યુની ભભૂતિ!'

પશ્ચિમમાં પ્રગટેલ આ મૃત્યુનો ગોળો તે અમેરિકાએ ૧લી માર્ચે બીકીનીના ટાપુ પર ફોડેલ હાઈડ્રોજન બૉંબનુ પરિણામ! ૧૫,૦૦૦,૦૦૦ ટન જેટલા ટી. એન. ટી. બૉંબ એકી ધડાકે ફૂટી ગયા હોય એટલો જબરો ધડાકો ને સૂર્યના ગોળા જેટલો જ, લોખંડના સ્તંભને ય ઓગાળી નાખે એવો પ્રચંડ તાપ એમાથી પ્રગટેલો. પરવાળાના જે ટાપુ પર અમેરિકાએ આ બૉંબ ફોડવાનો અખતરો કરેલો એની ભૂમિ ને એની ફરતે વીંટળાઈને પડેલો ૮,૦૦૦ ઘન ચોરસ માઈલનો સમુદ્ર વિસ્તાર આ બૉંબમાંથી વરસેલ પરમાણુરજકણોથી ઢેંકાઈ સિંચાઈ ગયો હતો. વિજ્ઞાનીઓએ એ 'મૃત્યુની ભભૂતિ'નો અંદાજ કાઢતાં કહ્યું, "આ બૉંબમાંથી દર ચોરસ માઈલે ૧૦૦ ટન જેટલાં કિરણોત્સર્ગી રજકણોની વર્ષા થઈ હતી."

ને એણે ત્યાંની ધરતીના આખા સ્તરને એવો તો કિરણોત્સર્ગી બનાવી મૂકેલો કે, બૉંબ ફોડયાની વાત બનેલી ૧૯૫૪ના માર્ચમાં, પણ ૧૯૫૭ના માર્ચ સુધી ત્યાંની આદિવાસી વસ્તીને (બૉંબ ફોડતાં પહેલાં જેને ત્યાંથી બીજે ખસેડી મૂકેલી તેને) પાછી લઈ જઈ, ત્યાં વસાવવા જેવી પરિસ્થિતિ ઊભી થયેલા નહિ!

અમેરિકાના આ હાઈડ્રોજન બૉંબે વેરેલ મૃત્યુનો સ્પર્શ એટલો તો સર્વગ્રાહી હતો કે, અજાણતાં એના સાક્ષી બની ગયેલ તેવીસ માછીમારોનાં જીવન તે પછીના એક આખા વરસ દરમિયાન, જીવન ને મૃત્યુના કાચા તાંતણે લટકતાં ઝૂલ્યા કર્યાં...ને અંતે એ ત્રેવીસમાંના એક ઊગતા આશાસ્પદ જુવાનને તો, મૃત્યુ આવીને જપાનભરના તબીબી નિષ્ણાતો ને વિજ્ઞાનીઓના સંરક્ષણ ઘેરામાંથી ઉપાડીને લઈ ગયું, ત્યારે જ જંપ્યું. જપાનની પ્રજા અધ્ધર શ્વાસે એનાં આ વિનાકારણ દંડાઈ ગયેલ સંતાનોની રક્ષા કાજે પ્રભુને વિનવતી રહી...તે છતાં એમને ત્રેવીસમાંથી બાવીસ થતા બચાવી શકી નહિ...ને દાક્તરો, વિજ્ઞાનીઓની રાતદિવસની ચોકી ને સારવારને કારણે જે બાવીસ બચ્યા છે, તેમના ભાવિ વિષે ય કોઈ ને કશો જ ભરોસો નથી...આજે ય...

માછલીના ખોરાક પર નભતા જપાનના લોકોએ જોયું તો એ બૉંબ ફૂટયા પછી નવ દસ મહિના સુધી માછીઓ પ્રશાંત મહાસાગરના પેટાળમાંથી માછલીઓનો જે પાક લણી લાવ્યા, તે બધીને કિરણોત્સર્ગી રજકણોએ પ્રસારેલ મૃત્યુનો સ્પર્શ થઈ ચૂકેલો હતો! ગરીબ માછીમારોની વરસ ભરની મહેનતને એણે બરબાદ કરી નાખી, એનાં રોટલા-પાણીમા ધૂળ ભેળવી દીધી!

જપાનની પ્રજા અમેરિકા સામે અકળાઈ ઊઠી–રાડ પાડી ઊઠી: 'અમારા કયા કસૂરની આ સજા છે? બોલો, જવાબ દો! આ કેવા પ્રકારના રોગ ને મૃત્યુની ભેટ દીધી છે તમે? કહો તો ખરા, એના ઉપચારની કોઈ રીત તમે શોધી છે ખરી?'

પણ મીંઢા રાજપુરુષોના પેટનુ પાણી સરખું હાલ્યું નહિ! બહુ હોહા થઈ, ને ખોટા દેખાવાનો ભય છે, એમ જાણ્યું, ત્યારે કહે, 'જોઈએ એટલા પૈસા લઈ જાઓ.' 'દવા લઈ જાવ'...કહી પોતાને ત્યાંથી અમેરિકન તબીબો ને વિજ્ઞાનીઓનો એક કાફલો જપાન મોકલી આપ્યો. ને પહેલાં જેમ 'અણુબૉંબે વરસાવેલ મોતના પ્રકારોનો', એમણે અભ્યાસ કરી લીધેલો, એમ હવે 'હાઈડ્રોજન બૉંબના મૃત્યુ-પ્રકારો' વિષે જ્ઞાન મેળવવાની આ તક ઝડપી લેવાની યોજના કરી!

સાથે સાથે, જપાનના ઘામાં મીઠું ભભરાવતા હોય એમ, એ જ મહિનાની ૨૬મી તારીખે અમેરિકાએ બીજો

એપ્રિલ'૭૪ બૉંબ ફોડી, અખતરા ચાલુ રાખવાની પોતાની નેમ જાહેર કરી. ને અમેરિકાના એક અઠવાડિક પત્રે તો જાહેર પણ કર્યું કે, હવે અમેરિકા એવો એક 'સુપર-બૉંબ' ફોડવાની તૈયારીમાં છે, કે જે ૪ કરોડ ને ૫૦ લાખ ટન ટી. એન. ટી. બૉમ્બ એક સામટા ફોડીએ એટલી શક્તિ ધરાવતો હશે!

આ જાહેરાતથી ને અમેરિકન લશ્કરવાદીઓની આ ઉઘાડી 'નફ્ફટાઈથી અકળાઈ ઊઠી ભારતના વડાપ્રધાન પંડિત નહેરૂએ કહ્યું કે, 'અમેરિકાએ એપ્રિલ મહિનામાં પ્રશાંત મહાસાગર ખાતે બૉમ્બ ફોડવાનો બહુ મોટો સમારોહ રચ્યો લાગે છે...પણ તેણે હવે આ વિસ્તારમાં એવા દેખાડા કરવાનું બંધ કરી દેવું જોઈએ...' ને એમણે એમ પણ કહ્યું કે,'' આ લોકોને આવા બૉમ્બ ફોડવાના અખતરા કરતા જોઈ મને પેલા 'બાટલીવાળા રાક્ષસ જોડે અડપલું કરનાર માણસની વાત યાદ આવે છે—જેમાં આખરે એણે બાટલીમાંથી બહાર કાઢેલો રાક્ષસ જ એને ગળી જાય છે!'

● આ બધા છતાં અખતરા ચાલુ જ રહ્યા. ૧લી માર્ચના અખતરા વખતે બનેલા ફુકુરિયુ મારૂ જહાજના અકસ્માત પછી પણ, ૨૬મી માર્ચે અગાઉથી કશી જ ચેતવણી આપ્યા વિના બીજો અખતરો થયો જ...તે અગાઉના અખતરાઓમાં જપાનનાં કેટલાંક માછીમાર જહાજો એના ખલાસી-માછીમારો સહિત-ગુમ થયેલાં...

ફુકુરિયુ મારૂ જહાજના ૨૩ ખલાસીઓને નડેલા અકસ્માતે છેક હિરોશિમા નાગાસાકીથી માંડી, અત્યાર સુધી થયેલા બધા ઘાને ઉઘાડી નાખ્યા...

અમેરિકાનાં પ્રખ્યાત લેખિકા પર્લ બકે લખ્યું કે રોજનાં છાપાંઓમાં આ બનતા બનાવોની હકીકતો ને એના પ્રત્યાઘાતના પડઘા વાંચવા મળે છે—ને એ તો વખત વીત્યે ભૂંસાઈ જશે...પણ એ બંનેના પરિણામ રૂપે મન પર બાઝી ગયેલાં કટુસ્મરણોના ચોપડા ઊખડ્યા નથી. એ તો સદાને માટે જાણે કાયમી બનીને રહી ગયા છે, ને ગમે ત્યારે ઊખડી આવતાં ઘાની વેદના તાજી કરી આપશે. એનો સ્વભાવ જ્વાળા-મુખી જેવો છે—એ ગમે ત્યારે, ગમે તે સ્થળે, અણધાર્યા આવેગથી ફાટી નીકળે છે!

ફુકુર્યું મારૂ જહાજની કહાણી કહેનાર અમેરિકન વિજ્ઞાની શ્રી. રાલ્ફ ઇ. લાપ કહે છે કે:

—ફુકુર્યું મારૂના બનાવ પછી જપાની વિજ્ઞાનીઓ ને ડાક્તરોને હાઈડ્રોજન બૉંબે વેરેલ જોખમનો ખ્યાલ આપવાને બદલે, અમેરિકન સરકારે જાહેરાત કરી કે, અમે અમારા અખતરાઓ માટે જે જગાને 'જોખમી વિસ્તાર' તરીકે રાખી હતી, તે પૂરતી નથી, માટે એ વિસ્તાર વધારીને હવે, પ્રશાંત મહાસાગર ને એમાંના ટાપુઓને આવરી લેતા ૪ લાખ ચોરસ માઈલના વિસ્તારને અમે 'જોખમી વિસ્તાર' તરીકે જાહેર કરીએ છીએ.

—અર્થાત્ આવા પ્રતિબંધવાળા વિસ્તારમાં પ્રવેશ મેળવનાર જો જીવતો રહી જાય તો અમેરિકન સરકારનો ગુનેગાર બને, ને મરી જાય તો એનું નામ લઈને કોઈ ચૂં કે ચા કરી શકે નહિ!

'ધી વોયેજ ઑફ લકી ડ્રેગન'ના લેખક શ્રી રાલ્ફ ઇ. લાપે એમના આ ૧૭૬ પાનાંના નાનકડા પુસ્તકમાં તેવીસ માછીમારોના આ આખા કિસ્સા વિષે, એમની બિમારી વિષે, ને જપાની વિજ્ઞાનીઓ ને તબીબોની એક વર્ષ સુધીની તનતોડ જહેમત વિષે, ને એમણે આપમેળે વિજ્ઞાને બતાવેલ કેડીએ કેડીએ પ્રવાસ ખેડી અમેરિકાના એ બૉમ્બનો પીછો પકડી, એના આકાર, પ્રકાર ને સ્વભાવ, શક્તિ વિષે જે સંશોધન કર્યાં...તેની ભરપૂર માહિતી આપતાં કહ્યું છે કે—'

**આ અકસ્માત ન બન્યો હોત, તો કદાચ આજે પરમાણુયુદ્ધના શસ્ત્રસરંજામ રૂપે માણસ જે પ્રલયકારી તત્ત્વોને છંછેડી રહ્યો છે, ને પોતાનો વિનાશ નોતરવા માટે કેવી ભયંકર તૈયારીઓ કરી રહ્યો છે, એનો રજમાત્ર ખ્યાલ દુનિયાની સામાન્ય જનતાને આવ્યો ન હોત. એ દૃષ્ટિએ જ આ ત્રેવીસ માછીમારોની શહીદીને દુનિયાએ મૂલવવી રહી ને પોતાનો આગળનો રસ્તો શોધવો રહ્યો.**

# બંધ કરો આણુ અખતરા

એટમ બૉંબ જેવું પ્રહારાસ્ત્ર તૈયાર કરી આપનારા કોણ? તો કહે, વિજ્ઞાનીઓ. 'જીવનનું રહસ્ય' શોધવા માટે બ્રહ્માંડના અણુપરમાણુની પૂંઠ પકડી, એનો પરિચય સાધનારા એ સાધકો સિદ્ધિ મારેની તપસ્યામાં, ને મનની એકાંતિક એકાગ્રતામાં જુઓ તો આપણા પુરાણા ઋષિ-મુનિઓની હરોળમાં બેસે એવા...પરંતુ મધુ સંઘરવા મધપૂડો રચતી મધમાખીઓમાંની કોક ભૂલી પડી જાય ને એકાદા ઝેરી ફૂલઝાડના ચક્કરમાં પડી જઈ આખા મધ-પૂડાને ઝેરી બનાવી મૂકે–એવું જ કંઈક આપણી દુનિયામાં બન્યું છે. જીવનનો મધપૂડો રસભર કરવાનો કસબ જાણનાર વિજ્ઞાનીઓમાંના થોડાક ઊંધે રસ્તે ચઢી ગયા, ને જીવનના મધુ ને બદલે એટમના વિષને રવાડે ચઢી ગયા...ને માનવજાતના ઇતિહાસમાં પ્રથમ વાર માણસને પ્રલયકારી વિનાશ ને નરકપાતના સમા મૃત્યુની કંઇક કલ્પના કરાવી! એ કલ્પનાએ માનવીને થથરાવી મૂક્યો

હિટલરની સામે જંગે ચઢેલ મિત્રરાજ્યોના અગ્રદૂત અમેરિકાની પ્રયોગશાળામાં આઈન્સ્ટાન જેવા વિજ્ઞાનીઓના સાથ સહકારથી આવો પ્રથમ અણુબૉંબ તૈયાર થયો. બૉંબ તૈયાર થયો ને જેવી અમેરિકન સંરક્ષણ ખાતાની નજર એના પર પડી, કે એના બનાવનાર વિજ્ઞાનીઓ ચોંકી ઊઠ્યાઃ અરે, આ શું થઈ ગયું! ને સંરક્ષણ ખાતું એનો કબજો લઈ ને, એ બૉંબ ફોડવાનો અખતરો કરે, તે પહેલાં તો વિજ્ઞાનીઓમાંથી પોકાર ઊઠ્યો :

'અરે થોભો! એ શસ્ત્ર માણસ પર વાપરવા જેવું નથી!'

સૌ પ્રથમ ડૉ. ઝિલાર્ડ નામના પદાર્થવિજ્ઞાનના નિષ્ણાતે અમેરિકાના પ્રમુખ રૂઝવેલ્ટ પર પત્ર લખ્યો ને કહ્યું: 'આ શસ્ત્ર અત્યંત ભયંકર છે. એના પર આંતર-રાષ્ટ્રીય નિયંત્રણ રહે એવી કોક પદ્ધતિ શોધી કાઢીશું, તો જ આપણે ને આપણાં શહેરો વિનાશ પામ્યા વિના સહેજે, સલામત રીતે, આ સદીનો અંત નિહાળી શકીશું.'

કમભાગ્યે, એમનો પોકાર પ્રમુખ રૂઝવેલ્ટના કાન લગી પહોંચે, તે પહેલાં જ તેઓ ગુજરી ગયા.

૧૯૪૫ના મેની ૨૮મીએ, અમેરિકાએ ન્યુ મેક્સિકો ખાતે પોતાની પ્રયોગશાળામાં તૈયાર થયેલ પહેલો પરમાણુ-બૉંબ ફોડી અખતરો કરી જોવાનો નિર્ણય કરેલો. તે પહેલાં અમેરિકન સરકારે નિયુક્ત કરેલ પ્રતિનિધિ શ્રી જેમ્સ એફ બિરનેસે રાજભવન ખાતે, ડૉ. ઝિલાર્ડને મુલાકાત પણ આપી. પરંતુ એ મુલાકાતમાં, અણુબૉંબમાં ભરેલા વિનાશ ને મૃત્યુ સામે ધા નાખનાર, સર્વસામાન્ય માનવજાતના હિતેષી હમદર્દ ડૉ. ઝિલાર્ડને શો જવાબ મળ્યો, માનવ સલામતીની કશી બાંહેધરી મળી કે નહિ, તે કોઈએ જાણ્યું નહિ...એટલું જ નહિ. ડા ઝિલાર્ડના વિનંતિપત્ર વિષે પણ લોકોએ છેક ૧૯૪૭ની સાલમાં કંઈક જાણ્યું. ને તે ય 'બુલેટિન ઓફ એટોમિક સાયન્ટિસ્ટસ' નામની પત્રિકામાં એ પત્રમાંથી ઉતારેલા છૂટાછવાયા ફકરા વાંચીને.

*

ડૉ. ઝિલાર્ડે એક પ્રયાસમાં નિષ્ફળતા સાંપડતાં બીજો પ્રયાસ કરવાનું માંડી વાળ્યું નહોતું. એમણે પોતાના ક્ષેત્ર-સાથીઓને ઊભા કર્યા ને સાત જણાની એક કમિટી બનાવી, ફરીવાર બીજો એક વિનંતિપત્ર ઘડી કાઢ્યો. એ કમિટીમાં ભેગા મળેલ ત્રણ પદાર્થવિજ્ઞાન શાસ્ત્રીઓ, ત્રણ રસાયણ શાસ્ત્રીઓ, ને એક જીવનવિજ્ઞાન શાસ્ત્રીએ, ભેગા મળી, પોતાની અમેરિકન સરકારને સમજાવવા ફરી પ્રયત્ન કર્યો કે—

આ નવું શસ્ત્ર સામાજિક તેમ જ રાજકીય ક્ષેત્રે અતિ ગંભીર પ્રત્યાઘાતો જન્માવશે; ને એનાં પરિણામ ઘણાં ભયંકર હશે... 'એટલે અમે માનીએ છીએ કે, જપાન પર એના વડે, અણુધાર્યો, અગાઉથી કશી જ ચેતવણી આપ્યા વિના હુમલો કરવો, એ બિલકુલ સલાહભર્યું નથી...ને છતાં એમ કરીને, અમેરિકાએ જો માનવજાતને માટે ભયંકર આફત સમાન આ નવા ગુપ્તશસ્ત્રનો ઉપયોગ કરવામાં પહેલ કરી, તો આખી દુનિયાના લોકોનું પીઠબળ એ ગુમાવી બેસશે; એટલું જ નહિ, દુનિયાના દેશો વચ્ચે આવાં શસ્ત્રાસ્ત્રોની તીવ્ર હરીફાઈ પેદા થશે, ને ભવિષ્યમાં, પરસ્પર વાટાઘાટો ને સંતલસ દ્વારા, આવાં શસ્ત્રો પર આંતર-રાષ્ટ્રીય નિયંત્રણ સ્થાપવાનો જે એક માત્ર માર્ગ ખુલ્લો રહ્યો છે, તેને પૂર્વગ્રહોના ધુમાડાથી ધુંધળો બનાવી દેવાનું કામ કરશે.'

આ સાત વિજ્ઞાનીઓની કમિટીએ જે રિપોર્ટ રજુ કર્યો, તે 'ફ્રાંક રિપોર્ટ'ને નામે જાણીતો છે. (૧૯૪૬ના મેની ૧લીએ પ્રકાશિત થયેલ એટોમિક સાયન્ટીસ્ટસની પત્રિકામાં છપાયેલ.)

ને છતાં દુનિયા જાણે છે કે, બીજું વિશ્વયુદ્ધ લગભગ જીતાઈ ગયું હતું, તેવી ઘડીએ અમેરિકાએ વગર કશી ચેતવણીએ, જપાનનાં સાડા પાંચ લાખ ને અઢી લાખની વસ્તીવાળાં બે શહેરો (હિરોશિમા અને નાગાસાકી) પર વારાફરતી, ત્રણ દિવસને આંતરે, પોતે બનાવેલા બે એટમ બૉંબ નાખ્યા...ને એના વજ્ર કડાકાએ હજારો ને લાખોને જીવતાં શેકી નાખ્યાં, બાળીને ભસ્મ કરી નાખ્યાં. જે જીવતાં રહ્યાં તેમનાંય જીવન કમઠોરી નાખ્યાં, બે રાક્ષસી હાથે પકડી જાણે મૂળમાંથી હચમચાવી નાખ્યાં...

અમેરિકાના નોબલ પારિતોષિક વિજેતા વિજ્ઞાની ડૉ. લીનસ પૉલિંગ કહે છે કે—

'૧૯૪૫ના ઑગસ્ટમાં હીરોશિમા ને નાગાસાકી પર પરમાણુબૉંબ ફોડ્યાની વાત મેં જ્યારે સાંભળી, ત્યારે વિજ્ઞાનની પ્રગતિએ માણસના હાથમાં મૂકી દીધેલ વિનાશની ભયંકર શક્તિના ખ્યાલથી હું કંપી ઊઠ્યો. એ તો દેખીતું જ છે કે, આવું ભયંકર શસ્ત્ર ધરાવનાર દુશ્મનની સામે કોઈ ટકી જ ન શકે...થોડા જ દિવસમાં જપાન શરણે આવ્યું...પરંતુ હું તો માનું છું કે, એ બૉંબ હિરોશિમા ને નાગાસાકી જેવાં શહેરો પર નાખવાને બદલે, કોઈ વેરાન પ્રદેશ પર નાખવામાં આવ્યો હોત, તો પણ દુશ્મનને શરણે લાવી શકાયો હોત. ને આ બે શહેરનાં સ્ત્રી, બાળકો, ને બિનફોજી લોકોનો આટલી જબરજસ્ત સંખ્યામાં ભોગ લીધા વિનાય આ નવા શસ્ત્રની ભયંકર વિનાશક શક્તિનો પરચો દુનિયાને બતાવી શકાયો હોત...'

હિરોશિમા નાગાસાકીના વિનાશે આખી દુનિયાને ચમકાવી મૂકી હતી. ઘડીભર તો સૌને લાગી ગયું કે, દુનિયામાં ગમે તે થશે, તોય હવે માણસ કદી પરમાણુબૉંબનું નામ તો નહિ જ દે. લડાઈના હથિયાર તરીકેની એની ભયંકરતા આજ દિવસ સુધી માણસે કદી કલ્પી ન હોય, તેવી હતી.

૧૯૪૬ની સાલમાં જૂન મહિનાની ૨૩મી તારીખે દુનિયાના પ્રખ્યાત વિજ્ઞાની આલ્બર્ટ આઈન્સ્ટાઈ (જેઓ પરમાણુબૉંબના પિતા ગણાય, જેના જન્મમાં એમણે પોતાનો ફાળો આપેલો)ને ન્યુયોર્ક ટાઈમ્સ ને ટાઈમ મેગેઝિનના ખબરપત્રીને મુલાકાત આપતાં વળી ચેતવણી ઉચ્ચારી:

માણસજાતને જો પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવું હશે, ને આજે છે તેના કરતાં ઉન્નત સ્થિતિએ પહોંચવું હશે, તો એણે તદ્દન નવી જ રીતે વિચારવાની ટેવ પાડવી પડશે...અણુબોંબે પ્રવેશ કર્યા પછી, આપણે અત્યાર સુધી આ દુનિયાને જેવી રીતે જોતા ઓળખતા આવ્યા છીએ, એના સ્વરૂપને સમૂળું પલટી નાખ્યું છે.

'આ નૂતન વિજ્ઞાનના પ્રકાશમાં હવે જાગતિક સત્તા, ને એમાંથી નિપજતી વિશ્વસરકારની કલ્પનાને સાકાર કરવી, એ વિશ્વબંધુત્વના આદર્શની દૃષ્ટિએ ઇચ્છવા જોગ છે એટલું જ નહિ, પરંતુ માણસ જાતના અસ્તિત્વને ટકાવી રાખવા માટેની અનિવાર્ય જરૂરિયાત બની ગયેલ છે...'

*

પરંતુ રાજસત્તાની ધુરા સંભાળનારાઓને માટે તો ચેતવણીના આ પોકાર બહેરા આગળ સારંગી વગાડ્યા બરાબર જ નીવડ્યા. ને પરિણામે ૧૯૪૫ના અનુભવ પછી, અણુશસ્ત્રોને માર્ગેથી પાછા વળી જવાને બદલે, દુનિયાનાં હરીફ રાષ્ટ્રોએ એ જ રસ્તે દોટ આરંભી દીધી. એક પછી એક નવા દેશો એ હરીફાઈમાં ઊતરવા લાગ્યા. ને અણુબૉંબથી સવાયો બૉંબ શોધવાની તાલાવેલીઓ એમને જાણે પાંખની જેમ એ રસ્તે આગળ ને આગળ દોડવા પ્રેર્યા.

અમેરિકા પરમાણુબૉંબ ઉછાળતું રાજકારણના ક્ષેત્રે

ફુંફાડા કરતું હતું; ત્યાં તો સોવિયેત રશિયાએ, ૧૯૪૯ના જુલાઈમાં પોતાની પ્રયોગશાળામાં. પરમાણુબૉમ્બ બનાવીને ફોડી બતાવ્યો ! અલબત્ત ત્યાર પછી આખા રાજકારણનો રંગ બદલાઈ ગયો. અમેરિકા ને રશિયા સરખેસરખીનો મોભો ધરાવનારા ગણાયા ને બેઉ જોડાજોડની ખુરશીમાં બેસી એક બીજા સાથે વિવેકસ્તી વાતચીત કરવાની ઇચ્છા ધરાવતા દેખાયા...)

આ પછી તો બ્રિટન જેવો–બે વિશ્વયુદ્ધમાં મૂંગો માર ખમી ઓખરો થઈ ગયેલો દેશ...પણ અણુશસ્ત્રની આ દોટમાં જો પાછળ રહી જાય, તો જગતના વડેરાઓની જમાતમાં એનું નાક શું રહે ? એવું સાંભળે કોણ ?...એટલે કરજે નાણાં લાવીને પણ ન્યાત જમાડનારા કુળવાનની જેમ, બ્રિટને પણ ૧૯૫૨માં ઑસ્ટ્રેલિયાના મોન્ટેબેલો ટાપુ પર પોતાનો અણુબૉમ્બ ફોડી બતાવ્યો.

પરિણામે ત્રણે દેશના રાજકર્તાઓએ ભેગા બેસી વાત કરવાનો પ્રસંગ આવતાં ત્રણેનાં ઘરમાં બિરાજેલ પરમાણુ બૉમ્બની સ્વમૂર્તિ આગળ માથું ઝુકાવ્યું, ને ઘેર પાછા જઈ ને વળી એથીય સવાયા હાઈડ્રોજન બૉમ્બ ને સુપરબૉમ્બ જેવા પ્રલયંકારી દેવની આરાધના શરૂ કરી દીધી...ને આજે એ ત્રણે દેશો પહેલા પરમાણુ બૉમ્બ કરતાં હજારગણાં ભયંકર શસ્ત્રોના ભંડાર ખડકવામાં મશગૂલ છે...અણુ વિસ્ફોટના અખતરાઓ કરી કરીને એમણે આખી પૃથ્વીનાં હવા બગાડી નાખી છે ..માણુસજાતની ઘોર ખોદવા બેઠેલા ગાંડુઓની જેમ તેઓ આ એક જ લગનથી મંડેલા છે.

પરંતુ સોવિયેત રશિયા, અમેરિકા ને બ્રિટન ત્રણ જ જણા આ અણુશસ્ત્રોના અખાડામાં સાઠમારી કરે...તે યુરોપનો ફ્રાંસ જેવો 'કુળવાન' દેશ ક્યાં સુધી જોઈ રહે ! એણેય 'સ્વદેશી અણુબૉમ્બ, હાઈડ્રોજનબૉમ્બ' તૈયાર કરી, એ બાબતમાં સ્વાવલંબી બની જવાનું જાહેર કરી દીધું છે...આ બાજુ ચીનમાં નવી સત્તાનો સૂર્યોદય થયો છે...આજે ચીન ભલે એ વાતમાં નમણું ને પછાત હશે...પણ એને સોવિયેત રશિયા જેવો 'ખમતીધર ને જીગરજાન દોસ્ત' છે એટલે એણેય કમર બાંધીને એ ક્ષેત્રમાં ઝંપલાવી દીધું હોય...તો એમાં નવાઈ જેવું કંઈ નથી.

*

આમ, દુનિયાના મોવડીઓ અણુશસ્ત્રો પાછળ પોતાની આ આંધળી દોટમાં આખી માનવજાતને મૃત્યુ ને ભયંકર વિનાશની ખાઈ ભણી ઘસડી રહ્યા છે—એ જોઈ ચમકી ઊઠેલા વિજ્ઞાનીઓએ ભેગા મળી અવાજ ઉઠાવ્યો. વિજ્ઞાનના ક્ષેત્રે અસાધારણ કામગીરી બજાવવા બદલ દુનિયાએ જેમને નોબેલ પારિતોષિક એનાયત કરેલાં એવા યુરોપ અમેરિકા ને હિંદ જપાન જેવા અનેક દેશોના વિજ્ઞાનીઓ પોકાર પાડી ઊઠ્યાઃ

> ' ...અમે જુદા જુદા દેશના, જુદા જુદા ધર્મના, જુદા જુદા રાજકીય મત ધરાવનારા છતાં, નોબલ પારિતોષિક વિજેતાઓ તરીકે, એક સૂત્રે બંધાયેલા વિજ્ઞાનીઓ છીએ. વિજ્ઞાનની સાધના કાજે જીવન સમર્પી દેતાં અમે અનહદ આનંદ અનુભવેલ છે. કારણ અમે સદા માન્યું છે કે, વિજ્ઞાનનો પથ એ માનવી કાજે સુખી જીવન રચવા માટેનો પથ છે. પરંતુ આજે અમે જોઈ રહ્યા છીએ કે, એ જ વિજ્ઞાનનો ઉપયોગ માણસજાતના વિનાશ માટે થઈ રહ્યો છે। વિજ્ઞાને આજે નિપજાવેલ શક્યતાઓને સમગ્ર રીતે લશ્કરી હેતુઓ પાછળ જોતરી દેવામા આવી, તો એથી આખી પૃથ્વી કિરણોત્સારિતાના ચેપથી એટલી હદે ખરડાઈ જશે કે તમામ લોકો નાશ પામશે—નહિ એમાંથી પરસ્પર બાખડનારા બચવા પામે, કે નહિ બચે એ બેઉના ઝઘડામાં તટસ્થ રહેનારા ય...માટે બધાં રાષ્ટ્રો ભેગાં મળીને હિંસાના-બળના-શસ્ત્રને ઉપયોગમાંથી સદાને માટે દેશવટો દઈ દેવાનો ઠરાવ કરી નાખો–ને જો આમ કરવા સૌ તૈયાર ન થયાં, તો સૌનો વિનાશ નક્કી છે.'

*

નોબલ પારિતોષિક વિજેતા વિજ્ઞાનીઓની આ ચેતવણી પછી, એ જ વરસે–ને એ જ માસમાં–૧૯૫૫ના જુલાઈમાં યુરોપના પ્રખ્યાત તત્ત્વચિંતક ને વિજ્ઞાની બર્ટ્રાંડ રસેલ તથા આલ્બર્ટ આઈન્સ્ટાઈને ભેગા મળી એક જાહેર વિનંતિ-પત્ર પ્રગટ કર્યો. આઈન્સ્ટાઈને એમની મૃત્યુશય્યા પર સૂતાં સૂતાં આ વિનંતિપત્ર પર પોતાના હસ્તાક્ષર પાડ્યા; ને એમણે કહ્યું,—

"આપણી સમક્ષ બે જ માર્ગ ખુલ્લા રહી ગયા છે. જો આપણે ઇચ્છીએ, તો વિજ્ઞાનને રસ્તે સતત પ્રગતિ સાધતા, આપણે સુખ, સમૃદ્ધિ જ્ઞાન ને

ડહાપણનો રસ્તો પસંદ કરી શકીએ તેમ છીએ. તેમ છતાં શું આપણે મૃત્યુનો રસ્તો પસંદ કરીશું...? ને તે ય કેવળ આપણા અંદરઅંદરના ઝગડા ભૂલી નહિ શકવાને કારણે જ? અમે આવી કટોકટીની ઘડીએ સમગ્ર માનવજાતને એમનામાંના એક સામાન્ય, અદના માનવીઓ તરીકે વિનવીએ છીએ: 'તમારી માણસાઈ ને સંભારો ને તે સિવાય બાકીનું બધું વિસરી જાઓ.... જો તમે આટલું કરી શકશો તો તમારી સામે એક નવા સ્વર્ગનો રસ્તો ઊઘડી જશે.... ને જો એટલું તમારાથી ન બન્યું તો ખચિત માનજો, કે તમે માણસજાતનો સમૂળો ઉચ્છેદ વહોરી રહ્યા છો...."

આ જાહેર વિનંતિપત્ર દ્વારા તમામ દેશોની સામાન્ય જનતાને ઉદ્‌બોધન કર્યા પછી, એ પત્ર પર સહી કરનાર વિજ્ઞાનીઓમાંથી આલ્બર્ટ આઈન્સ્ટાઈન, જુલિઓ ક્યુરી, લીનસ પોલિંગ, બર્ટ્રાન્ડ રસેલ, હિદેકી યુકાવા તેમ જ બીજા કેટલાક વિજ્ઞાનીઓએ, વિજ્ઞાનીઓની એક આંતરરાષ્ટ્રીય પરિષદનું આયોજન કર્યું.

*

૧૯૫૭ના જુલાઈમાં, કેનેડાના નોવા સ્કોટિયાના પુગવાશ ખાતે વિજ્ઞાનીઓની એક આંતરરાષ્ટ્રીય પરિષદ મળી. એણે દુનિયાની તમામ સરકારોને અપીલ કરતાં કહ્યું કે:

"ભવિષ્યમાં કોઈ પણ લડાઈ થશે, તો તેમાં અણુશસ્ત્રોનો ઉપયોગ થવાનો જ એ વાત ચોક્કસ છે. ને આ શસ્ત્રોએ તો આખી માનવજાતની હયાતિને જોખમમાં મૂકી દીધેલી છે, એ હકીકત તરફ અમે દુનિયાની તમામ સરકારોનું ધ્યાન ખેંચીએ છીએ. ને જાહેર રીતે એમને જાણ કરીએ છીએ કે, વિશ્વયુદ્ધથી એમનો કોઈ હેતુ સધાવાનો નથી. ને એથી જ અમે એમને અપીલ કરીએ છીએ કે, તમારા અંદર અંદરના ઝગડાઓના નિકાલ માટે, કોઈ શાંતિભર્યા રસ્તા શોધી કાઢો..."

વિશ્વની સરકારોને દિમાગ ઠેકાણે રાખી વર્તવાની ને ઝઘડાના શાંતિભર્યા ઉકેલ શોધવાની અપીલ કરી, તેની સાથે સાથે જ આ પરિષદે પરમાણુશક્તિનો ઉપયોગ-પછી તે શાંતિ માટે હો યા યુદ્ધ માટે—એમાંથી શાં શાં, કેવા પ્રકારનાં પરિણામો નિપજે છે, તે વિષે વિજ્ઞાનીઓની સામાજિક જવાબદારી વિષે, તેમજ અણુશસ્ત્રોના આગતિક નિયંત્રણ વિષે, ખૂબ જ ઉપયોગી માહિતીઓથી ભરપૂર એવા હેવાલો પ્રગટ કર્યા.

પુગવાશની 'આંતરરાષ્ટ્રીય વૈજ્ઞાનિક' પરિષદમાં આવેલા ત્રણે સોવિયેત વિજ્ઞાનીઓએ પોતાને વતન પાછા ફર્યા પછી પોતાના દેશની એકેડેમી ઓફ સાયન્સના ૧૯૮ સભ્યોની સહીવાળો એક પત્ર પાઠવી, ખાત્રી આપી કે, 'સમગ્ર માનવજાતની શાંતિ ને પ્રસન્નતા સિદ્ધ કરવા માટેના, ને અણુ યુદ્ધ અટકાવવા માટેના પ્રયત્નોમાં અમે કોઈપણ દેશના વિજ્ઞાનીઓ સાથે મળી, સહિયારા પ્રયાસ આદરવા તૈયાર છીએ.'

તે પછી ૧૯૫૮ના એપ્રિલમાં પુગવાશ જેવી એક બીજી પરિષદ મળી, ને તે પછી એ જ વર્ષના અંત પહેલાં સપ્ટેંબરમાં વિજ્ઞાનીઓએ એથીય મોટી પરિષદનું આયોજન કર્યું. ને પરમાણુના રાજકારણથી સૌને જાગૃત થવા પોકાર કર્યો.

આ પહેલાં એટલે કે ૧૯૫૭ના એપ્રિલની ૧૭મી તારીખે જર્મનીના જાણીતા ૧૮ પદાર્થવિજ્ઞાનીઓએ પશ્ચિમ જર્મનીની સરકારને અપીલ કરેલી કે, 'તમે તમામ પ્રકારનાં અણુશસ્ત્રોનો બહિષ્કાર કરો.' ને સાથે સાથે પોતે જાહેર કર્યું કે 'અમે કોઈપણ પ્રકારે અણુશસ્ત્રોના ઉત્પાદનમાં, યા એના અખતરાઓમાં ભાગ લઈશું નહિ.'

*

તે પછી ૧૯૫૭ના જાન્યુઆરીની ૧લી તારીખે અમેરિકાના જાણીતા વિજ્ઞાની ને નોબલ પારિતોષિક-વિજેતા ડૉ. લીનસ પોલિંગે દુનિયાના જુદા જુદા દેશોના મળી ૯૨૩૫ વિજ્ઞાનીઓની સહીઓવાળો એક વિનંતિપત્ર યુ. નો.ના (યુનાઈટેડ નેશન્સ) મહામંત્રી શ્રી ડાગ હેમરશિલ્ડના હાથમાં મૂક્યો.

એ પત્રમાં સંયુક્ત રાષ્ટ્રોની આ આંતરરાષ્ટ્રીય સંસ્થાને અરજ ગુજારવામાં આવી હતી કે:

"હવે તત્કાલ, અણુઅખતરાઓ બંધ કરવા અંગે આંતરરાષ્ટ્રીય સમજૂતી થવી જરૂરી છે, કારણ પ્રત્યેક અણુ અખતરો દુનિયાની આબોહવામાં કિરણોત્સર્ગી અણુઓનો બોજ વધાર્યે જાય છે. ને જેમ જેમ વિકિરણોના આ બોજમાં વધારો થતો જાય છે, તેમ તેમ દુનિયા આખીની માનવપ્રજાનું સ્વાસ્થ્ય જોખમાતું જાય છે, માણસના જીવનકોષોનો પુંજ ડહોળાતો જાય

છે, તે પરિણામે ભવિષ્યની પેઢીઓમાં ગંભીર પ્રકારની ખોડખાંપણવાળાં બાળકો પેદા થવાનો 'ભય' વધતો જાય છે.'

આજે જ્યાં લગી આવાં શસ્ત્રો કેવળ ત્રણ જ રાષ્ટ્રોના હાથમાં છે, ત્યાં સુધી હજી એના નિયંત્રણની બાબતમાં કોઈ સમજૂતિ પર આવવાની શક્યતા છે. પણ જો અખતરાઓ ચાલુ રહ્યા, ને બીજાં વધારે રાષ્ટ્રો પણ આવાં શસ્ત્રો પર કબજો ધરાવતાં થયાં, તો કોઈ પણ રાષ્ટ્રના એકાદા બેજવાબદાર નેતાના બેફામ કૃત્યથી કોઈ પણ પળે વિનાશકારી અણુયુદ્ધ ફાટી નીકળવાનું જોખમ દુનિયા પર ઝઝૂમે છે.

● અમે વિજ્ઞાનીઓ પણ અમારા બીજા ભાંડુઓની જેમ માનવ કલ્યાણની કામના કરતા, આ બાબત ઊંડી ચિંતા અનુભવી રહ્યા છીએ. વિજ્ઞાનીઓ તરીકે, અમે આજની પરિસ્થિતિમાં રહેલાં જોખમોથી જાણકાર છીએ. ને એ બધાં જોખમ વિષે સૌને ચેતવવાની અમારે માથે જે એક વિશેષ ફરજ રહેલી છે, તેને બરાબર સમજીએ છીએ. ને એટલા જ માટે અમને લાગે છે કે, તત્કાલ અણુ અખતરાઓ બંધ કરવા માટેની આંતરરાષ્ટ્રીય સમજૂતિ થવી જ જોઈએ.''

આ પછી, વિજ્ઞાનીઓનાં આ વિનંતિપત્રને દુનિયાના તમામ દેશોમાંથી આવકાર મળવા લાગ્યો. દેશે દેશથી–યુરોપ જ નહિ પણ એશિયા ખંડમાંથી. હિંદ, જપાન ઇત્યાદિ દેશોના વિજ્ઞાનીઓએ પણ એને વધાવી લીધો. ને બીજા સેંકડો વિજ્ઞાનીઓએ એ પત્ર ફેકળ પોતાની સહીઓ કરી કરીને મોકલી આપવા માંડી. છેલ્લે છેલ્લે એ વિનંતિપત્ર પર ૪૯ દેશોના મળી ૧૧૦૨૧ વિજ્ઞાનીઓની સહીઓ થઈ ગયેલી હતી.

*

વિજ્ઞાનીઓની દુનિયામાં હલચલ મચાવનાર આ ઝુંબેશ પ્રત્યે યુ. નો. માં બેઠેલા ત્રણ મહારાષ્ટ્રોના માંધાતાઓએ કેવું વલણ લીધું, તે તો કંઈ દુનિયાથી છાનું રહ્યું નથી. આજે ય 'સમજૂતિ પર આવો,' 'સમજૂતિ પર આવો 'નો પોકાર ચાલુ જ છે, ને છતાં મહારાષ્ટ્રોના માંધાતાઓના પેટનું પાણી ય હાલ્યું દેખાતું નથી...અણુઅખતરા અટકાવવા વિષેની કોઈ સમજૂતિ થઈ નથી, કે અણુશસ્ત્રો પર કોઈ જાતનું નિયંત્રણ આવ્યું નથી! આખી માણસજાત પોતે જ રખવાળ બનાવી સ્થાપેલા માંધાતાઓને હાથ કોઈ બહેરા, મૂંગા, બાવરા કેદીની દશામાં પડી, દિવસ વિતાવી રહી છે!

અલબત્ત, વિજ્ઞાનીઓની આવી વિશ્વવ્યાપી ઝુંબેશથી ડયાઈ જઈ, અમેરિકાના એટોમિક એનર્જી કમિશન તથા યુદ્ધ ને સંરક્ષણ ખાતા સાથે સંકળાયેલા વિજ્ઞાનીઓ લોકોના માનસને ગુંચવવાનું કામ કરી રહેલ છે. ને એટલે જ તો ડૉ. વિલાર્ડ લિબ્બિ, ડૉ. ટેલર, ડૉ. લેટર જેવા વિજ્ઞાનીઓને મન, જનતા આગળ અણુ અખતરાઓનાં જોખમો વિષેની માહિતી રજૂ કરવાનું કામ 'જનતાને નાહક બિવડાવી મારવાનું ને અંતે દેશદ્રોહનું કામ' ગણાય છે! અને અખતરા બંધ કરવાની અપીલ તરફ લક્ષ જવાને બદલે, એમની 'શોધક' 'સરકારી' નજર એ વસ્તુ ખોળવા મંડી... કે 'વિજ્ઞાનીઓના આ આંદોલન પાછળ છુપાઈને કયી સંસ્થા કામ કરી રહી છે,' યા તો 'આ આંદોલન ચલાવનારાઓને પૈસા આપનાર કોણ હશે?'

સમસ્ત માનવજાતના ભાવિને ઊજળું જોવાના આશયથી ચલાવેલા આ આંદોલન બાબત દાક્તર પોલિંગને જાહેરમાં કહેવું પડ્યું કે 'આવી કોઈ ગેરસમજ કરશો નહિ, ને આ શુભાશયી આંદોલનનું મળું ટૂંપશો નહિ...આ આંદોલન પાછળ કોઈ સંસ્થા કે કોઈ પૈસા આપનારી સત્તાનો હાથ નથી...મેં, મારી સ્વયંસ્ફુરણાથી ને મારી પત્ની તથા બીજા બે ત્રણ માણસોના સહાય ને સહકારથી આ કામ સાધેલું છે...ને એને સાંપડેલી અણધારી સફળતા એ દુનિયાના જાગૃત માનવીમાં પ્રગટી ચૂકેલી ચેતનાનું જ ફળ છે! દેશે દેશના વિજ્ઞાનીઓને મેં જે પત્રો લખ્યા, તે દરેક પત્ર દીઠ મને કમમાં કમ ૧૫ સહીઓ મળેલી છે...ને હું માનું છું કે,...અમુક...છાપાના માનવંતા ખબરપત્રીએ એમના હિસાબે સહી દીઠ દસ ડોલર ગણ્યા છે, પણ હકીકતે મને આ દરેક સહી દીઠ ત્રણ જ સેંટનું ખર્ચ આવેલ છે. અર્થાત્ કે સોદો બહુ સસ્તામાં પતેલ છે ને મારા ગજા બહારનું કશું જ મારે એ માટે કરવું પડ્યું નથી! ખુદા ખેર કરે...'

*

વિશ્વવિખ્યાત વિજ્ઞાનીઓની આ ઝુંબેશ ઉપરાંત ૧૯૫૮ની શરૂઆતના મહિનાઓમાં બ્રિટન ને અમેરિકા ખાતે, સામાન્ય જનતાએ પણ નાની મોટી ચળવળો કરી–અમેરિકા, બ્રિટન, તથા સંયુક્ત રાષ્ટ્રની સંસ્થાનું ધ્યાન આ સવાલ તરફ દોરવવાની કોશીશો કરેલી છે.

# વ્યાપક વિશ્વ-શાંતિ આંદોલન

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન, અમેરિકા ઇંગ્લેંડ અને ફ્રાન્સ જેવા પશ્ચિમી મૂડીવાદી સમાજપદ્ધતિવાળાં રાષ્ટ્રો અને સોવિયેત રશિયા, ચીન, ઝેકોસ્લોવાકિયા આદિ સામ્યવાદી સરમુખત્યારશાહી હેઠળના રાષ્ટ્રોએ એક મોરચો સર્જ્યો અને જર્મની-ઇટલી-જપાનની ફાસિવાદી ધરી સામે, અપૂર્વ કુરબાનીઓને અંતે વિજય પ્રાપ્ત કર્યો...

ત્યારે ૫૭ રાષ્ટ્રોમાં થઈ કુલ ૧૧ા કરોડ માનવીઓની હત્યા થઈ ચૂકી હતી. જેમા અરધો અરધ ખુવારી એકલા રશિયાને માથે ઊતરી હતી. (૧૯૪૦માં રશિયાની વસ્તીના દરેક ૨૨ માણસે ૧ માણસ મોતને શરણ થઈ ચૂકયો હતો!); અને ૧ કરોડ માનવી પોતાનાં વતન છોડી હરાયાં બની ભટકતાં બની ગયાં હતાં!

નાણાંની ગણતરી કરીએ તો, બીજા વિશ્વયુદ્ધની પાછળ ૧૧૬ કરોડ ૭૦ લાખ ડોલરનો ધુમાડો બોલી ગયો હતો!

વ્યક્તિગત-કૌટુંબિક-સામુદાયિક યાતનાઓ અને અત્યાચારો, માનસિક આઘાતો અને સામાજિક-સાંસ્કારિક-નૈતિક પરિણામોની દષ્ટિએ તો નુકસાનીની કોઈ ગણતરી, કોઈ અંદાજ કરવો પણ શકય નથી.

પરંતુ તમામ રાષ્ટ્રોની (વિજેતા અને પરાજિત) પ્રજાઓને અને ઘણે અંશે અનેક રાષ્ટ્રોના રાજ્યકર્તાઓને સુદ્ધાં એક વાતની ખાતરી થઈ ચૂકી હતી કે, જો ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું તો-અને તેમાંય હવે તો પરમાણુબોંબનાં સાધનો-વાળું - તો, સર્વનાશની સહિયારી આગમાં સૌ પ્રજાઓને ભસ્મીભૂત થયા વિના રહેશે નહિ-પછી કોણ વિજેતા ને કોણ પરાજિત! -

પરિણામે, ત્રીજા વિશ્વયુદ્ધ સામેની, વિશ્વશાંતિ માટેની સહજ ભાવનાઓ વિશ્વવ્યાપક બની ચૂકી હતી. જો યુદ્ધ દરમ્યાન, અમેરિકા અને રશિયાના નેતૃત્વવાળી ભિન્ન સમાજ પદ્ધતિઓની છાવણીઓ એકત્ર થઈ કસોટીમાંથી પાર ઊતરી શકી, તો હવે પછીની અપૂર્વ કટોકટીની વેળાએ શું તેઓ સમજપૂર્વક સહઅસ્તિત્વના સિદ્ધાન્ત ઉપર, વિશ્વશાંતિની રચના કરવા કટિબદ્ધ નહિ થાય?

ખૂની યુદ્ધોને સ્થાને શાંતિમય રચનાત્મક હરીફાઈનો પંથ, ગરજે ગરજે ને ભાવિ સર્વનાશના ભયે પણ, શું અપનાવી નહિ લેવાય?

જો આ વિશ્વમાંથી યુદ્ધ ટળી જાય, તો એટમના જ. વિજ્ઞાન વડે શાંતિપૂર્વક વિકાસની અપરંપાર તકો ખરી થઈ જાય! તો...આ ધરતી પર ભૂખ, ગરીબી, બેકારી, અજ્ઞાન, રોગો...બધું નહિવત્ બની જાય!

અને આમાંથી જ તો,

* યુદ્ધની કારવાઈને સ્થાને પરસ્પર વાટાઘાટો અને સમજૂતીથી નિકાલ કરવાની જરૂરિયાત સૌને વરતાઈ અને આ ઝંખનાનાં નક્કર પરિણામે જન્મ્યા:

૧ સંયુક્ત રાષ્ટ્ર સંઘ (યુનો)

(અલબત્ત એમાં અમેરિકી છાવણીનું વર્ચસ્ રહ્યું)

૨ વિશ્વશાંતિ આંદોલન

* આ આંદોલનો દરેક દેશના શાંતિચાહકો, વિજ્ઞાનીઓ, ધર્મપંથો સુધ્ધાંમાં સ્વતંત્ર રીતે જાગ્યાં.

* સાથો સાથ વ્યવસ્થિત રીતે એક વિશ્વશાંતિ પરિષદની સ્થાપના થઈ

[એકંદર, આ આંદોલન યુરોપમાં ઠીકઠીક વ્યાપક બન્યું. છતાં, તે વિશેષતઃ સોવિયેત રશિયા અને કમ્યુનિસ્ટોની પ્રેરણા અને અસર નીચે જ રહ્યું.]

*

## વિશ્વશાંતિ પરિષદ

**પહેલી આંતરરાષ્ટ્રીય શાંતિ પરિષદ:**

[પ્રાગ અને પેરિસ: એપ્રિલ ૨૦થી ૨૫, ૧૯૪૯]

વિશ્વવિખ્યાત વિજ્ઞાની જોલિયો કયૂરીના પ્રમુખપદે આ પરિષદે વિશ્વશાંતિના આંદોલનનું જાહેરનામું બહાર કર્યું...આંતરરાષ્ટ્રીય શાંતિ પારિતોષિકોની યોજના પ્રગટ કરી

**બીજી આંતરરાષ્ટ્રીય શાંતિ પરિષદ:**

[વોર્સો: નવેમ્બર, ૧૬થી ૨૨, ૧૯૫૦: ૮૦ દેશોના ૨૦૦૦ પ્રતિનિધિ હાજર]

વિશ્વના જનસમુદાય માટેનું જાહેરનામું; ઉપરાંત સંયુક્ત

રાષ્ટ્રસંઘ જોગ સંબોધન; અને આક્રમણની વ્યાખ્યા કરવાનો પ્રયાસ. અણુશસ્રો પર પ્રતિબંધ મૂકવા અને નિઃશસ્ત્રીકરણ કરવા માટે, યુદ્ધપ્રચારને અટકાવી દેવા, તથા રાષ્ટ્રરાષ્ટ્ર વચ્ચે આર્થિક અને સાંસ્કારિક સંબંધો મજબૂત બનાવવા વિષેની ભલામણ...

## વિશ્વશાંતિ કૌન્સિલનાં અધિવેશનો

* બર્લીન : [ ૧૯૫૧ ફેબ્રુઆરીની તા. ૨૧થી ૨૬ ] જર્મની, જપાન, કોરિયા વગેરેના ગુંચવાયેલા સવાલો પર દિગ્દર્શન.

* વિએના : [ ૧૯૫૧ના નવેમ્બરની તા. ૧થી ૬ ] નિઃશસ્ત્રીકરણ તથા પાંચ મહાન રાષ્ટ્રોનાં પરસ્પરના કરારો માટે, જાપાન ઉપરાંત દક્ષિણ-પૂર્વ એશિયા, વીએટનામ, મધ્યપૂર્વ અને ઉત્તર આફ્રિકાની સમસ્યાઓના શાંતિમય ઉકેલ અંગેનાં સૂચનો.

* બર્લીન ( ૧૯૫૨ના જુલાઈની તા. ૧થી ૬ )
જપાન, કોરીઆના સવાલો અંગે ઠરાવો.

### બાન્ડુન્ગ પરિષદ [ ૧૯૫૫ એપ્રિલ તા. ૧૮ ]

એશિયા અને આફ્રિકાનાં રાજ્યોના ( ધરતીની અરધાથી વધુ વસ્તીના ) પ્રતિનિધિઓ ઇન્ડોનેશિયાની બાન્ડુન્ગ નગરીમાં મળ્યા, ત્યારે એશિયાની અંદરના સંસ્થાનવાદને ખતમ કરવાની નેમ એકસ્વરે પ્રગટ થઈ...

* ભારત અને ચીનનું નેતૃત્વ આગળ તરી આવ્યું.

* પંચશીલનો સ્વીકાર ૭૦ જેટલાં રાષ્ટ્રોએ કર્યો.

[ આ પછી જૂન માસમાં પં. નહેરૂએ સોવિયેત સંઘ અને અન્ય પૂર્વયુરોપી સમાજવાદી દેશોમાં પ્રવાસ આદર્યો ]

## ત્રીજી આંતરરાષ્ટ્રીય શાંતિ પરિષદ :

( વિએના : ૧૯૫૨ ડિસેમ્બર; તા. ૧૨થી૧૯ : ૮૫ દેશોના ૧૮૮૦ પ્રતિનિધિઓ )

પાંચ મહાન રાષ્ટ્રોની સરકારોને તથા રાષ્ટ્રોની પ્રજાઓને શાંતિ માટે સંબોધન/ આઝાદી અને સલામતી માટે કમિશનોની ભલામણોની તપાસ. આંતરરાષ્ટ્રીય તંગદીલી ઓછી કરવાની ભલામણો.

* કૌંસિલનું ૪થું અધિવેશન ( બુડાપેસ્ટ : ૧૯૫૩ જૂન ૧૫થી૨૦ ) આંદોલનને વ્યાપક બનાવવા કોશિશ. પરસ્પર દેશોમાં સંસ્કારમંડળો દ્વારા શાંતિની ભાવનાનું સિંચન.

* કૌંસિલનું ૫ મું અધિવેશન ( વિએના ૧૯૫૩ નવેંબર તા. ૨૩થી ૨૮ ) આંતરરાષ્ટ્રીય તંગદિલી ઓછી કરવા ખાસ ભલામણો. સંસ્કાર વિનિમય ઉપર વિશેષ ભાર.

* કૌંસિલનું ૬ઠું અધિવેશન ( સ્ટોકહોમ : ૧૯૫૪ નવેમ્બર તા. ૧૮થી ૨૩ )

શાંતિ અપીલ ઉપર ૫૦ કરોડ-આખી દુનિયાની ૪થા ભાગની વસતીની સહીઓ મળ્યાનો દાવો.

[ આ પરિષદમા ડૉ. જે. સી. કુમારપ્પા સૈફુદ્દીન કિચલુ, મુલ્કરાજ આનંદ ઉપરાંત સ્વ. શ્રી રમણલાલ વ દેસાઈ પ્રતિનિધિ હતા. શ્રી ર. વ. દેસાઈના પોતાના વિચારો માટે જુઓ 'રશિયા અને માનવ શાંતિ'. તેમાં તેઓ ખાસધ્યાન ખેંચે છે કે વિશ્વશાંતિ પરિષદમા શાંતિના અનન્ય અગ્રદૂત ગાંધીજીના નામ સુદ્ધાનો ઉલ્લેખ નહિ ! ]

* 'એટમ ફોર પીસ' પરિષદ : [ જીનિવા : ૧૯૫૫ ] પરમાણુ યુદ્ધના ભય સામે પડકાર.

* કૌંસિલનું સ્ટોકહોમ- અધિવેશન [ ૧૯૫૬ એપ્રિલ ૫થી ૯ ]

પરમાણુશક્તિ ઉપરના કમિશનનું નિવેદન; અમેરિકા, રશિયા, અને ગ્રેટબ્રિટનની સરકારોને એટમ-અખતરા બંધ કરવા ખાસ અપીલ.

* શાંતિ-ધુરો અને નેતાઓની પરિષદ ( હેલસિંકી : ૧૯૫૬ નવેમ્બર, ૧૮ )

હંગેરીની આઘાતજનક ઘટના ઉપર વિચાર : સભ્યોમાં મતભેદ; અંતે, આ કરુણ ઘટના તરફ સર્વસાધારણ હમદર્દી દર્શાવી, રશિયન ફોજ પાછી ખેંચવાની તથા હંગેરીના સાર્વભૌમત્વની સ્થાપનાની માગણી.

# વ્યાપક વિશ્વ-શાંતિ આંદોલન

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન, અમેરિકા ઇંગ્લેંડ અને ફ્રાન્સ જેવા પશ્ચિમી મૂડીવાદી સમાજપદ્ધતિવાળાં રાષ્ટ્રો અને સોવિયેત રશિયા, ચીન, ઝેકોસ્લોવાકિયા આદિ સામ્યવાદી સરમુખત્યારશાહી હેઠળનાં રાષ્ટ્રોએ એક મોરચો સજ્યો અને જર્મની-ઇટલી-જપાનની ફાસિવાદી ધરી સામે, અપૂર્વ કુરબાનીઓને અંતે વિજય પ્રાપ્ત કર્યો...

ત્યારે ૫૭ રાષ્ટ્રોમા થઈ કુલ ૧॥ કરોડ માનવીઓની હત્યા થઈ ચૂકી હતી. જેમા અરધો અરધ ખુવારી એકલા રશિયાને માથે ઊતરી હતી. (૧૯૪૦મા રશિયાની વસ્તીના *દરેક ૨૨ માણસે ૧ માણસ મોતને શરણ થઈ ચૂક્યો હતો!*); અને ૧ કરોડ માનવી પોતાના વતન છોડી હરાયાં અનાથ ભટકતાં બની ગયાં હતા!

નાણાંની ગણતરી કરીએ તો, બીજા વિશ્વયુદ્ધની પાછળ ૧૧૬ કરોડ ૭૦ લાખ ડોલરનો ધુમાડો બોલી ગયો હતો!

વ્યક્તિગત-કૌટુંબિક-સાંપ્રદાયિક યાતનાઓ અને અત્યાચારો, માનસિક આઘાતો અને સામાજિક-સારકારિક-નૈતિક પરિણામોની દૃષ્ટિએ તો નુકસાનીની કોઈ ગણતરી, કોઈ અંદાજ કરવો પણ શકય નથી.

પરંતુ તમામ રાષ્ટ્રોની (વિજેતા અને પરાજિત) પ્રજાઓને અને ઘણે અંશે અનેક રાષ્ટ્રોના રાજ્યકર્તાઓને સુદ્ધાં એક વાતની ખાતરી થઈ ચૂકી હતી કે, જો ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું તો—અને તેમા ય હવે તો પરમાણુબોંબના સાધનોવાળું—તો, સર્વનાશની સહિયારી આગમાં સૌ પ્રજાઓને ભસ્મીભૂત થયા વિના રહેશું નહિ—પછી કોણ વિજેતા ને કોણ પરાજિત!

પરિણામે, ત્રીજા વિશ્વયુદ્ધ સામેની, વિશ્વશાંતિ માટેની સહજ ભાવનાઓ વિશ્વવ્યાપક બની ચૂકી હતી. જો યુદ્ધ દરમ્યાન, અમેરિકા અને રશિયાના નેતૃત્વવાળી ભિન્ન સમાજ પદ્ધતિઓની છાવણીઓ એકત્ર થઈ કસોટીમાંથી પાર ઊતરી શકી, તો હવે પછીની અપૂર્વ કટોકટીની વેળાએ શું તેઓ સમજપૂર્વક **સહઅસ્તિત્વના** સિદ્ધાન્ત ઉપર, વિશ્વશાંતિની રચના કરવા કટિબદ્ધ નહિ થાય?

ખૂની યુદ્ધોને સ્થાને શાંતિમય રચનાત્મક હરીફાઈનો પંથ, ગરજે ગરજે ને ભાવિ સર્વનાશના ભયે પણ, શું અપનાવી નહિ લેવાય?

જો આ વિશ્વમાંથી યુદ્ધ ટળી જાય, તો એટમના જ વિજ્ઞાન વડે શાંતિપૂર્વક વિકાસની અપરંપાર તકો ખડી થઈ જાય! તો...આ ધરતી પર ભૂખ, ગરીબી, બેકારી, અજ્ઞાન, રોગો...બધું નહિવત્ બની જાય!

અને આમાંથી જ તો,

* યુદ્ધની કારવાઈને સ્થાને પરસ્પર વાટાઘાટો અને *સમજૂતીથી નિકાલ કરવાની જરૂરિયાત સૌને વરતાઈ અને* આ ઝંખનાનાં નક્કર પરિણામે જન્મ્યાં:

૧ સંયુક્ત રાષ્ટ્ર સંઘ (યુનો)
(અલબત્ત એમાં અમેરિકી છાવણીનું વર્ચસ્ રહ્યું)

૨ વિશ્વશાંતિ આંદોલન

અ આ આંદોલનો દરેક દેશના શાંતિચાહકો, વિજ્ઞાનીઓ, ધર્મપંથો સુધ્ધાંમાં સ્વતંત્ર રીતે જાગ્યાં.

બ સાથો સાથ વ્યવસ્થિત રીતે એક વિશ્વશાંતિ પરિષદની સ્થાપના થઈ.

[ એકંદર, આ આંદોલન યુરોપમા ઠીકઠીક વ્યાપક બન્યું. છતાં, તે વિશેષતઃ સોવિયેત રશિયા અને કમ્યુનિસ્ટોના પ્રેરણા અને અસર નીચે જ રહ્યું. ]

*

## વિશ્વશાંતિ પરિષદ

**પહેલી આંતરરાષ્ટ્રીય શાંતિ પરિષદ:**

[ પ્રાગ અને પેરિસ: એપ્રિલ ૨૦થી ૨૫, ૧૯૪૯ ]

વિશ્વવિખ્યાત વિજ્ઞાની જોલિયો ક્યૂરીના પ્રમુખપદે આ પરિષદે વિશ્વશાંતિના આંદોલનનું જાહેરનામું બુલંદ કર્યું...આંતરરાષ્ટ્રીય શાંતિ પારિતોષિકોની યોજના પ્રગટ કરી.

**બીજી આંતરરાષ્ટ્રીય શાંતિ પરિષદ:**

[ વોર્સો: નવેમ્બર, ૧૬થી ૨૨, ૧૯૫૦: ૮૦ દેશોના ૨૦૦૦ પ્રતિનિધિ હાજર ]

વિશ્વના જનસમુદાય માટેનું જાહેરનામું; ઉપરાંત સંયુક્ત

રાષ્ટ્રસંઘ જોગ સંબોધન; અને આક્રમણની વ્યાખ્યા કરવાનો પ્રયાસ. અણુશસ્ત્રો પર પ્રતિબંધ મૂકવા અને નિઃશસ્ત્રીકરણ કરવા માટે, યુદ્ધપ્રચારને અટકાવી દેવા, તથા રાષ્ટ્રરાષ્ટ્ર વચ્ચે આર્થિક અને સાંસ્કારિક સંબંધો મજબૂત બનાવવા વિષેની ભલામણ...

## વિશ્વશાંતિ કૌન્સિલનાં અધિવેશનો

* બરલીન : [ ૧૯૫૧ ફેબ્રુઆરીની તા. ૨૧થી ૨૬ ] જર્મની, જપાન, કોરિયા વગેરેના ગુંચવાયેલા સવાલો પર દિગ્દર્શન.

* વિએના : [ ૧૯૫૧ના નવેમ્બરની તા ૧થી ૬ ] નિઃશસ્ત્રીકરણ તથા પાંચ મહાન રાષ્ટ્રોના પરસ્પરના કરારો માટે, જપાન ઉપરાંત દક્ષિણ-પૂર્વ એશિયા, વીએટનામ, મધ્યપૂર્વ અને ઉત્તર આફ્રિકાની સમસ્યાઓના શાંતિમય ઉકેલ અંગેનાં સૂચનો.

* બરલીન ( ૧૯૫૨ના જુલાઈની તા. ૧થી ૬ )
જપાન, કોરીઆના સવાલો અંગે ઠરાવો.

### બાન્ડુન્ગ પરિષદ [ ૧૯૫૫ એપ્રિલ તા. ૧૮ ]

એશિયા અને આફ્રિકાનાં રાજ્યોના ( ધરતીની અરધાથી વધુ વસતીના ) પ્રતિનિધિઓ ઇન્ડોનેશિયાની બાન્ડુન્ગ નગરીમાં મળ્યા, ત્યારે એશિયાની અંદરના સંસ્થાનવાદને ખતમ કરવાની નેમ એકસ્વરે પ્રગટ થઈ...

* ભારત અને ચીનનું નેતૃત્વ આગળ તરી આવ્યું.

* પંચશીલનો સ્વીકાર ૭૦ જેટલાં રાષ્ટ્રોએ કર્યો.

[ આ પછી જૂન માસમાં પં. નહેરુએ સોવિયેત સંઘ અને અન્ય પૂર્વયુરોપી સમાજવાદી દેશોમાં પ્રવાસ આદર્યો ]

## ત્રીજી આંતરરાષ્ટ્રીય શાંતિ પરિષદ :

( વિએના : ૧૯૫૨ ડિસેમ્બર; તા. ૧૨થી૧૯ : ૮૫ દેશોના ૧૮૮૦ પ્રતિનિધિઓ )

પાંચ મહાન રાષ્ટ્રોની સરકારોને તથા રાષ્ટ્રોની પ્રજાઓને શાંતિ માટે સંબોધન. આઝાદી અને સલામતી માટે કમિશનોની ભલામણોની તપાસ. આંતરરાષ્ટ્રીય તંગદિલી ઓછી કરવાની ભલામણો.

* કૌંસિલનું ૪થું અધિવેશન ( બુડાપેસ્ટ : ૧૯૫૩ જૂન ૧૫થી૨૦ ) આંદોલનને વ્યાપક બનાવવા કોશિશ. પરસ્પર દેશોમાં સંસ્કારમંડળો દ્વારા શાંતિની ભાવનાનું સિંચન.

* કૌંસિલનું ૫ મું અધિવેશન ( વિએના ૧૯૫૩ નવેંબર તા. ૨૩થી ૨૮ ) આંતરરાષ્ટ્રીય તંગદિલી ઓછી કરવા ખાસ ભલામણો. સંસ્કાર વિનિમય ઉપર વિશેષ ભાર.

* કૌંસિલનું ૬ઠ્ઠું અધિવેશન ( સ્ટોકહોમ : ૧૯૫૪ નવેમ્બર તા. ૧૮થી ૨૩ )

શાંતિ અપીલ ઉપર ૫૦ કરોડ—આખી દુનિયાની ૪થા ભાગની વસતીની સહીઓ મળ્યાનો દાવો.

[ આ પરિષદમાં ડૉ. જે. સી કુમારપ્પા સૈફુદ્દીન કિચલુ, મુલ્કરાજ આનંદ ઉપરાંત સ્વ. શ્રી રમણલાલ વ દેસાઈ પ્રતિનિધિ હતા. શ્રી ર. વ. દેસાઈના પોતાના વિચારો માટે જુઓ ' રશિયા અને માનવ શાંતિ ' તેમાં તેઓ ખાસધ્યાન ખેંચે છે કે વિશ્વશાંતિ પરિષદમાં શાંતિના અનન્ય આગ્રહી ગાંધીજીના નામ સુદ્ધાંનો ઉલ્લેખ નહિ ! ]

* ' એટમ ફોર પીસ ' પરિષદ : [ જીનિવા : ૧૯૫૫ ] પરમાણુ યુદ્ધના ભય સામે પડકાર.

* કૌંસિલનુ સ્ટોકહોમ અધિવેશન [ ૧૯૫૬ એપ્રિલ ૫થી ૯ ]

પરમાણુશક્તિ ઉપરના કમિશનનું નિવેદન; અમેરિકા, રશિયા, અને ગ્રેટબ્રિટનની સરકારોને એટમ-અખતરા બંધ કરવા ખાસ અપીલ.

* શાંતિ-ચુરો અને નેતાઓની પરિષદ ( હેલસિંકી : ૧૯૫૬ નવેમ્બર, ૧૮ )

હંગેરીની આઘાતજનક ઘટના ઉપર વિચાર : સભ્યોમાં મતભેદ; અંતે, આ કરુણ ઘટના તરફ સર્વસાધારણ હમદર્દી દર્શાવી, રશિયન ફોજ પાછી ખેંચવાની તથા હંગેરીના સાર્વભૌમત્વની સ્થાપનાની માગણી.

## વિશ્વશાંતિની અપીલ [ ૧૯૫૬ ]

સ્ટૉક હોમમાં વિશ્વશાંતિ આંદોલને અણુશસ્ત્રોથી સર્જાતાં માનવ જાત ઉપરનાં વિનાશક પરિણામો સામે આંગળી ચીંધી હતી. એ પછી તો એ ભય અનેકગણો વધી ગયો છે. આજે કેવળ વિશ્વયુદ્ધની શકયતાનો જ ભય નથી. આજે તો શાંતિના સમયમાં અણુશસ્ત્રોના અખતરાઓ દ્વારા નવો ભય સર્જાયો છે! આજે ત્રણ મહાસત્તાઓ જે રીતે અખતરા કરી રહેલ છે, તે રીત ચાલુ રહેશે તો લાખો માનવીઓ રોગ અને મોતના મુખમાં ધકેલાઈ ગયા વિના નહિ રહે, એ સ્પષ્ટ છે.

આથી વિશ્વશાંતિ આંદોલન આ વિનાશક અખતરાઓ સામે જાગેલા સર્વવ્યાપી વિરોધ-આંદોલનને ટેકો આપવા પ્રત્યેક વ્યકિતને અપીલ કરે છે.

☆

આજે જે પ્રકારના અખતરા થઇ રહ્યા છે, તેથી જમીન હવા અને પાણી પર એટલું ઝેર ફેલાઈ રહ્યું છે, (સ્ટ્રૉન્ટિયમ ૯૦) જેથી કેન્સર અને લ્યુકેમિયા જેવાં ભયંકર દર્દોમાં લાખો બાળકો, સ્ત્રીઓ અને પુરૂષોનાં જીવન હોમાઇ ગયા વિના નહીં રહે.

અણુ યુદ્ધો તો ખંડોના ખંડોને ભરખી જશે, ને માનવ જાતને ઉજ્જડ વેરાન બનાવી દેશે...

કોઇ દેશને આવા અખતરા નથી જોઈતા, કોઈ પ્રજાને આવાં યુદ્ધો નથી પરવડતાં, છતાં ખુલ્લી રીતે એની જ તૈયારીઓ પુરપાટ આગળ વધી રહી છે.

અમેરિકા અને રશિયા એમના અખતરા ઉપરાઉપરી કરી રહ્યા છે. હવે વળી બ્રિટન એમાં ભળી રહ્યું છે!

અમે માગીએ છીએ કે—

○ આ અખતરાઓ તત્કાલ બંધ થવા જોઇએ.

○ મહાસત્તાઓએ સમાધાનનો તત્કાલ રાહ અપનાવવો જોઇએ.

આ માર્ગે જ યુદ્ધ અટકાવી શકાશે. આ માર્ગે જ દેશેદેશની સરકારો સહકાર અને સમાધાનનો રસ્તો અપનાવી શકશે. આ માર્ગે જ માનવતા નિર્ભય બની જીવી શકશે.

☆

## ભારત-ચીન પંચશીલ

૧૯૫૪ જૂન તા. ૨૫ : જીનિવા પરિષદ-થી પાછા ફરતાં ચાઉ એન લાઈની ભારત-યાત્રા : પંચશીલનો સ્વીકાર.

૧. પરસ્પરની સરહદો માટે માન
૨. આક્રમણનો ઇન્કાર
૩. પરસ્પર દેશોની આંતરિક બાબતમાં ડખલ નહિ.
૪. સમાનતાને ધોરણે પરસ્પર લાભ
૫. શાંતિમય સહઅસ્તિત્વ.



# જાગતા રહો

## ડૉ. આલ્બર્ટ સ્વાઈત્ઝર

**[ નોબેલ ઇનામ વિજેતા, વિશ્વશાંતિનો અગ્રદૂત ]**

૧૯૫૪ના માર્ચની ૧લીથી માંડીને તે આજસુધીમાં અમેરિકાએ પ્રશાંત મહાસાગરમાં અવેલા બિકિની ટાપુ પર, ને સોવિયેત રશિયાએ એના પોતાના સાઈબીરિયાના પ્રદેશમાં પોતપોતાના હાઈડ્રોજન બૉમ્બ ફોડી જોયા છે. હા, પહેલાંના વખતમાં દારૂગોળો છોડનારી તોપોના ધડાકા કરી જોતા...એવા સામાન્ય ધડાકા કરતા હાઈડ્રોજન બૉમ્બના ધડાકા એ કંઈક અનોખી જ વસ્તુ છે.

પહેલાં કોઈ જબરજસ્ત તોપ ફોડતા, તો એનો ધડાકો થયા પછી ત્યાં જ એનો અંત આવી જતો. પણ હાઈડ્રોજન બૉમ્બનુ એવું નથી. ધડાકો થઈ ગયા પછી પણ હવામા કંઈક રહી જાય છે. ઝીણાં ઝીણાં અગણિત કિરણોત્સર્ગી રજકણો-જેમાંથી વિકિરણો છૂટયા કરતા હોય છે.

નાગાસાકી ને હિરોશિમા પર જે યુરેનિયમ બૉંબ ફેંકાયલા એમાંથી પણ આવા રજકણો ઊડેલાં...પણ એ બૉંમ ઘણા નાના હતા. ને હાઈડ્રોજન બૉબની સરખામણીમાં એની અસર આંખે ચઢે એવી નહિ લાગેલી, એટલે એ તરફ કોઈએ લક્ષ આપેલું નહીં......

ખેર, પણ હાઈડ્રોજન બૉંબના અખતરાઓ પછીનાં છેલ્લાં ત્રણ વર્ષ થયાં, શારીરિક ને તબીબી શાસ્ત્રના નિષ્ણાતોએ આ વિષય અંગે ખૂબ ઝીણવટ ભર્યો અભ્યાસ કરવા માંડ્યો છે......એમણે ભેગી કરેલી માહિતી સંપૂર્ણ કહી શકાય તેવી નથી, તેમ છતાં એ પરથી એટલું તો ચોક્કસ સમજી શકાય છે કે, આ ધડાકાને પરિણામે જે વિકિરણો ફેલાય છે, તે માણસ જાતને માટે અત્યંત જોખમકર્તા છે.

આ જોખમને નાનું કરીને જોઈશું ને અણુબૉમ્બના ધડાકા ચાલુ રાખીશું તો એથી આ જોખમને ભયંકર હદે વધારી મૂકવાનું કામ કરીશું.

છેલ્લા કેટલાય વખતથી ને ખાસ કરીને આ થોડા મહિનાઓ થયાં...આ બાબત જાહેરમાં ચિંતા વ્યક્ત થતી રહી છે. પણ કોણ જાણે શાથી, નવાઈ પમાડે એવી હકીકત એ છે કે, આપણે ધારીએ તેટલી અસર આ હકીકતે લોકોનાં મન પર નિપજાવી નથી! આ જોખમ વિષે લોકોએ—ને પ્રત્યેક વ્યક્તિએ જે જાગૃતિ બતાવવી જોઈએ, તે આપણાં કમભાગ્યે જોવા મળી નથી. આ હકીકત પ્રત્યે આપણે ફરીથી લોકોનુ ધ્યાન દોરી, આપણી ફરજ બજાવવી જોઈએ.

આવી જાગૃત લોકદષ્ટિના અભાવે આખી માનવજાત એના સત્યાનાશ ભણી ધસડાઈ રહી છે...એ હકીકત કોઈ પણ દેશના જાણકાર વતનીઓ ને એમના રાજકર્તાઓથી અજાણી નથી. ને એટલા જ માટે તો તેઓને આપણે વારંવાર મસલતો કરી યુદ્ધને ટાળવાના પ્રયાસ કરતા જોઈએ છીએ.

આમ તો, અમેરિકા, સોવિયેત રશિયા ને બ્રિટન એક બીજાને એક જ સલાહ આપતા સંભળાય છેઃ 'બીજું કાંઈ નહિ તો અણુશસ્ત્રોના અખતરા બંધ કરવાની કબુલાત આપો.' પણ બીજા જ શ્વાસમાં એ લોકો પોતાના પક્ષે જવાબ આપતા, પાછા બોલી ઊઠે છે: 'પણ એવી કોઈ કબુલાત પર બધાની સહીઓ ન થાય, ત્યાં લગી અમે અખતરા બંધ કરવા તૈયાર નથી...'

અરે, પણ તો એમને આ કબુલાત પર સહીઓ કરી દેતાં અટકાવે છે કોણ?... એવી કબુલાત પર રાજકર્તાઓની સહીઓ નથી થતી, એનું મૂળ કારણ એ છે કે, એમના

પોતપોતાના દેશોમાં એવી માગણી કરનારો લોકમત જ નથી. એક જપાન સિવાય બીજા કોઈ પણ દેશમાં આ સવાલ વિષે જાગૃત એવો પૂરતો લોકમત છે જ નહિ.

જપાની લોકોમાં આ બાબતની જાગૃતિ ફરજિયાત ઊભી થયેલી છે...(હિરોશિમા નાગાસાકી પર ફેંકાયેલ પરમાણુબૉંબના અનુભવે...ને તે પછી પણ અવારનવાર એ જ પ્રદેશમાં ચાલ્યા કરતા અણુઅખતરાઓને કારણે) રહેતે રહેતે એમને સમજાઈ ગયું છે કે, જો આ બધું આમ ને આમ ચાલ્યું, તો આ અખતરાઓનાં ભયંકર પરિણામો આપણે જ ભોગવવાં પડવાનાં છે.

—કારણ પરમાણુબૉંબ પડ્યા પછીનાં વર્ષો દરમિયાન નાગાસાકીમાં જન્મ પહેલાં, માતાના ગર્ભમાં જ મૃત્યુ પામનારાં ને શારીરિક વિચિત્રતાઓ સાથે જન્મનારાં બાળકોની સંખ્યામાં અસાધારણ વધારો થઈ ગયેલ છે.

—તે પછી એમણે એ પણ જોઈ લીધું કે, બિકિનીના ટાપુ પર અમેરિકાએ હાઈડ્રોજન બૉંબ ફોડવાનો અખતરો કર્યો. અજાણતાં એના સાક્ષી બની જનાર એક માછીમાર-જહાજના ૨૩ ખલાસીઓની (તેઓ વિસ્ફોટની જગાથી ૨૪૦ માઈલ દૂર હોવા છતાં પણ) અણુરજકણનાં વિકિરણોએ બૂરી દશા કરી! એક માણસ સિવાય બીજા બધા ખલાસીઓને જો કે સતત દાકતરી સારવારથી ને નિયમિત રીતે લોહી આપી આપીને બચાવી લેવામાં આવ્યા. પણ એ તો તેઓ શરીરે સશક્ત હતા, તેથી ને એમને જે અસર થયેલી તે પ્રમાણમાં કંઈક ઓછી હતી, તેથી.

—આ ઉપરાંત, બિકિની તેમ જ સાઈબીરિયામાં થતા અણુધડાકાઓને કારણે જપાન પર અવારનવાર જે વરસાદ પડે છે, તેનું પાણી એટલું બધું કિરણોત્સર્ગી હોય છે કે તે પી શકાય જ નહિ....એટલું જ નહિ, આવા કિરણોત્સર્ગી વરસાદના અહેવાલ દુનિયાના અનેક જુદા જુદા પ્રદેશોમાંથી આવ્યે જ જાય છે...ને કેટલીક જગાઓનાં પાણી એટલાં બધાં કિરણોત્સર્ગી થઈ ગયાં છે કે માણસને પીવા ખાવાના વપરાશમાં લેવા લાયક જ રહ્યાં નથી.

અમુક લાંબા વખત સુધી સખત વરસાદ પડ્યા પછી કૂવાનાં પાણી પણ કિરણોત્સર્ગી થઈ ગયેલાં જોવા મળે છે.

ક્ષ-કિરણોનો ભોગ બની, ૧૯૪૫માં મૃત્યુ પામનાર જર્મનીના પદાર્થવિજ્ઞાની ડૉ. હાન્સ ગીગરે એક યાંત્રિક સાધન શોધી કાઢ્યું છે, જેના વડે કિરણોત્સારિતાનું પ્રમાણ માપી શકાય છે. આ યંત્રને આપણે 'ગીગર' કાઉન્ટર'ને નામે ઓળખીએ છીએ.

માણસના શરીરની અંદર પ્રવેશેલાં વિકિરણ કેવી રીતે ને કેવી પરિસ્થિતિમાં શું કામ કરે છે, તે જાણ્યા પછી, એ બાબત ઉપેક્ષા સેવતા આપણે બંધ થઈ જવું જોઈએ. અણુવિસ્ફોટોના વધુ ને વધુ અખતરાઓ કરી કરીને આજે હર્ષોત્સવ છે, તે જોખમમાં વધારો કરી આપણે માણસજાતને માથે ભયંકર આફત ઊતારવાનું કામ કરીએ છીએ, એ આફતને કોઈ પણ ભોગે રોકવી જ રહી.

આવો લોકમત ઊભો કરવા માટે મતગણતરી કરવાની કે એને પ્રકટ કરવા માટે કમિટીઓના આધારની જરૂર નથી—એ તો આ બાબત લોકોની જાગૃતિના અસ્તિત્વ માત્રથી કારગત નીવડી જાણે.

**અણુ અખતરાઓનો અંત એ જ યાતના ભોગવતી માનવજાત જેને ઝંખી રહી છે તેવા—આશાભર્યા ઉષઃકાળનું હૂંફ આપનાર પ્રથમ કિરણ હશે.**

[ ૧૯૫૭ના એપ્રિલની ૨૪મી: ઓસ્લોના આકાશવાણી કેન્દ્ર પરથી ]

## આલ્બર્ટ આઈન્સ્ટાઈન:

[ જગતનો મહાન વિજ્ઞાની ]

**અણુશક્તિની શોધ કર્યા પછી એના દુષ્ટ વિઘાતક ઉપયોગથી ચોંકી ઊઠી બોલ્યો હતો કે, મને આવી ખબર હોત તો મેં આવી શોધ કદી ન કરી હોત!**

...પુરાણી વિચારપદ્ધતિ યુદ્ધને અટકાવી શકી નથી. પરંતુ ભવિષ્યની વિચારશક્તિમા યુદ્ધ અટકાવવાની તાકાત હોવી જ જોઈએ.

આધુનિક યુદ્ધ-શસ્ત્રો તેમ જ બીજી અનેક શોધખોળોએ આપણને ક્રાંતિકારી પરિસ્થિતિમાં લાવી મૂક્યાં છે...

...ગઈ કાલ સુધી કોઈ પણ રાષ્ટ્ર બીજા રાષ્ટ્રની સરહદો વળોટી, પોતાનાં લશ્કરો મોકલ્યા વિના યુદ્ધ કરી શકતું નહિ; ત્યારે આજે તો, દુનિયાની સપાટી પર વસતી કોઈ પણ પ્રજા અણુશસ્ત્રના આકસ્મિક, અણધાર્યા હુમલાથી પોતે

સલામત હોવાની નિરાંત સેવી શકે એમ નથી...'

અમેરિકન પ્રજા એટલી શેખચલ્લીબુદ્ધિવાળી છે કે, અણુ-શસ્ત્રના હુમલા સામે કશું રક્ષણ શક્ય જ નથી, એ વાત તે માનવા જ તૈયાર નથી! એમની આ આશાને આધાર આપી, પૂરતા સંરક્ષણની ખાતરી આપી શકે, એવું કોઈ ક્ષેત્ર હજી વિજ્ઞાનીઓના ધ્યાનમાં પણ આવ્યું નથી. પણ તેમ છતાં લશ્કરી-માનસ ધરાવનારા જુનવાણી વિચારને વળગી રહ્યા છે ને લશ્કરી ખાતાના એક વિભાગે તો (આખી સંસ્કૃતિને માટે) ભોંયભીતર જવાની કલ્પનાઓ કરી છે, તેનો તાગ કાઢવા માંડ્યો છે....જેથી યુદ્ધ દરમિયાન તમામ કારખાના-ઓને વિરાટ ગુફાવાસ કરાવી શકાય! કેટલાક લોકોએ આપણાં શહેરોની વસ્તીને નવેસરથી પાધરીપટે વસાવી-પાંખાં કરી નાખવાની યોજનાઓ પણ મૂકવા માંડી છે!

પણ આ બધા તર્ક લડાવનારા માણસોને પૂછો કે, આ ભોંયભીતર કબરોમાં ને પાધરીપટે વસાવેલા પાંખી પાંખી વસ્તીવાળાં શહેરોમાં, આપણી સંસ્કૃતિને જીવતાં રહેવા માટે શી શી મથામણો કરવી પડશે? તો એનો જવાબ આપવા તેઓ તૈયાર નથી....

**ખરી હકીકત એ છે કે, આજે આપણું સંરક્ષણ, નથી હથિયારોમાં, નથી વિજ્ઞાન આગળ જઈ ધા નાખવામાં, કે નથી ભોંય ભીતર વાસ કરવામાં. આપણું સંરક્ષણ છે કેવળ શાંતિ ને વ્યવસ્થામાં.**

**આજ પછી, પ્રત્યેક રાષ્ટ્રની પરદેશ નીતિને ચકાસી જોવા માટે, આપણે એક જ કસોટી પત્થર વાપરવો પડશે....ને તે એ કે, એની નીતિ દુનિયાને કાનૂન ને વ્યવસ્થા ભણી દોરી જાય છે કે, અંધા-ધૂંધી ને મૃત્યુ તરફ ધકેલી લઈ જાય છે?**

...આજે તો, આપણે હજુય બોમ્બ બનાવતા જ જઈએ છીએ, ને એ બોમ્બ ધિક્કાર ને સંશયનો ભડકો ભડકતા જાય છે! આપણે ગુપ્તતાને નામે આપણી પોતાની જાત પર પણ ઠેર ઠેર ચોકીઓ બેસાડતા જઈએ છીએ ને એ ગુપ્તતા જ અવિશ્વાસનાં પિલ્લુને જન્મ આપતી જાય છે.

હું એમ પૂછું છું કે, શું ખરેખર આપણે આગ્રહપૂર્વક એવી દુનિયાની ખોજ કરવા માગીએ છીએ ખરા, કે જેમાં બોમ્બ ને બોંબના રહસ્યની જરૂર જ ન પડે...? એવી દુનિયા કે જેમાં માણસ ને વિજ્ઞાન બંને મુક્ત રહે?...

આનો વિચાર કરવાનો ભાર આપણે લશ્કરી સેનાપતિઓ, સેનેટરો ને રાજકારણના નિષ્ણાતો પર નાખી દઈ, આવતી પેઢીઓ સુધી એના ઉકેલની રાહ જોતા બેસી રહી શકીએ એમ નથી...કદાચ આજથી પાંચ વરસ જતાં જતાંમાં બીજાં કેટલાંય રાષ્ટ્રોએ એટમબોમ્બ બનાવી લીધા હશે...ને તે વખતે સત્યાનાશના પૂરને ખાળવામાં બહુ મોડું થઈ ગયું હશે.

**વિજ્ઞાનની શક્તિએ જ આજે આ જોખમ ઊભું કરેલું છે. પણ એને માટે ખરેખર જવાબદાર કોઈ હોય તો તે માણસનાં મન છે, એમનાં હૃદય છે. સામા માણસનું હૃદય પલટવું હશે, તો એ કામ આપણી યાંત્રિક ખટપટોથી નથી બનવાનું. એને માટે તો આપણાં પોતાનાં હૃદયને પલટવાની ને હિંમતપૂર્વક (સાચું ને ન્યાયી છે તે જ) બોલવાની હિંમત કેળવવી પડશે.**

—કુદરતનાં તત્ત્વો વિશે આપણે જે જ્ઞાન ભેગું કરેલું છે, એ મોકળા મને દુનિયાને આપવાની ઉદારતા આપણે બતાવવી પડશે. અલબત્ત, એનો દુરુપયોગ નહિ થાય એવી ખાતરી પછી જ.—આપણે જાતે, દુનિયાની સુખ સલામતિ માટે અનિવાર્ય એવા કાનૂનની સત્તામાં બંધાવાની કેવળ તૈયારી બતાવીને જ નહિ, પણ સક્રિય રીતે એની આમન્યા જાળવી, એનું આચરણ કરી બતાવવું પડશે.

—આપણે એ વસ્તુ સમજી લેવી પડશે કે, યુદ્ધ ને શાંતિ—એમ એકી વખતે બેવડે ઘોડે સવારી કરવી અશક્ય છે.

**આપણે જ્યારે હૃદય ને મનનો બધો મેલ કાપી નાખ્યો હશે, ત્યારે જ આપણે દુનિયાને ડારી રહેલ યુદ્ધના ભયને લગામ નાંખવાની હિંમત દાખવી શકીશું...."**

['મારાં અમેરિકન ભાંડુઓને'—૧૯૪૬]

*

## ડૉક્ટર લીનસ પૉલિંગ

**[નોબેલ ઇનામ વિજેતા બ્રિટિશ વિજ્ઞાની]**

૧૯૪૫માં હિરોશિમા નાગાસાકી પર બૉમ્બ પડ્યા, તે દિવસનો હું કદી જંપીને બેઠો નથી. 'આંસોસાયટી', 'પેલી સભા' કરતો બધે—આ નવા જોખમની વાત માણસો આગળ કરતો ફરું છું. મિજલસો ને મિજબાનીઓમાં જઉં

છું, ત્યારે પણ ત્યાં આ જ બધી વાતો કરું છું. વિશ્વશાંતિનો કિંમત,સમજાવતો, એની જાળવણી માટે જાગૃત થઈ અવાજ ઉઠાવવા લોકોને ઢંઢોળતો ફરું છું.

વર્ષો થયાં હું ચિંતાતુર ને દુઃખી હૃદયે જોતો આવ્યો છું કે, સામાન્ય માણસના આચાર ને વ્યવહાર માટે જે નીતિનિયમો ને આધ્યાત્મિક સિદ્ધાંતોના અક્ષુણ્ણ પાલનનો આગ્રહ રાખવામાં આવે છે. ને જેનો સમાજમાં સૌએ સરખી રીતે સ્વીકાર કરી લીધેલો છે, એ જ સિદ્ધાંતો ને નીતિનિયમોને રાષ્ટ્રના હિતને નામે, રાષ્ટ્રીય નેતાઓને હાથે ક્યાંય ફંગોળી દેવામાં આવ્યા છે, ને એમના નાના મોટા મતભેદોનો નૈતિક ને શાંતિમય રીતે ઉકેલ લાવવાને બદલે રાષ્ટ્રના એ મોવડીઓ લાખો કરોડોના જાનની બાજી ખેલવા તૈયાર થઈ બેઠા છે!'

['નો મોર વોર'માંથી]

*

## પ્રોફેસર જે. ડી. બર્નાલ

[બ્રિટનનો વિખ્યાત વિજ્ઞાની]

છેલ્લી એક સદીમાં આપણે એટલું બધું દુઃખ, એટલો બેફામ વિનાશ, અર્થ વિનાની કતલ, પાર વગરની ક્રૂરતા, ઉડાઉપણું ને બેવકૂફી જોયેલાં છે કે, ઘડીભર તો આપણું મન એમ જ માનવા લલચાઈ જાય છે કે, 'માણસની જાત સદાકાળ આવી જ હતી, ને ભવિષ્યમાં પણ એવી જ રહેવાની છે. ને ભલે એને આ બધું ન ગમતું હોય, તો પણ એ વસ્તુ દેખીતી રીતે સ્પષ્ટ છે કે, પોતાની સ્થિતિમાં એ બિલકુલ ફરક કરવા તૈયાર નથી.'

ને છતાં એ પણ હકીકત છે કે, આ દુખિયારી સદી દરમિયાન જ માણસે પોતાના હૃદયની ને બુદ્ધિની શક્તિ વાપરી, પોતાની સાહસિકતાનો પુરાવો આપતાં, માણસની શક્તિ માટે અસાધ્ય લાગે એવાં મોટાં, સર્જનનાં કાર્યો પણ કરી બતાડ્યાં છે.

જ્યાં સુધી લોકો સમજતા નહોતા કે માણસના આ સમાજનો વ્યવહાર કેવી રીતે ચાલે છે, ને યુદ્ધ ને ગરીબી જન્મે છે ક્યાંથી, ત્યાં લગી એ બધી વસ્તુઓ તરફનું એમનું વલણ 'કુદરતી આફતો' જેવું હતું...તે માનતો, ભૂકંપ આવે છે, વરસાદ વાવાઝોડાં ને પૂરનાં તોફાન આવે છે, રોગ ને દુકાળ આવે છે, તે જેમ ભગવાનની કરણી છે, તેમ આ દુઃખ પણ ભગવાનની દેન જેવાં જ છે. ને માણસ એની સામે કશું જ કરી શકે એમ નથી.

● આ દૈવ-વાદ થયો. આ દૈવવાદે જ માણસને ગરીબી ને યુદ્ધ સામે ખડો થતો ને એ અનિષ્ટોને રોકવા માટે ઝૂઝતો અટકાવ્યો છે. ને આજે જે લોકો યુદ્ધની તૈયારીઓ પાછળ મચેલા છે, તેઓને પણ સૌથી મોટો આધાર લોકોના આવા દૈવવાદમાંથી જ મળી રહે છે. તેઓ કહે છે...' માણસનો સ્વભાવ જ એવો છે...આદિકાળથી યુદ્ધ તો ચાલતાં જ આવ્યાં છે...ને એ થતાં જ રહેવાનાં...'

પણ હવે આપણે એની ય આખરી હદે પહોંચી ગયાં છીએ. ને જો હવે પછી યુદ્ધ થવાનાં હશે, અલબત્ત હવે પછી જો કોઈ મહાયુદ્ધ થવાનું હશે તો આ યુદ્ધ દુનિયાનું આખરી યુદ્ધ જ હશે. કારણ આગળનું યુદ્ધ લડવા માટે આપણામાંથી કોઈ બચ્યું જ નહિ હોય. ને આ વસ્તુ લોકોને જેટલી વહેલી સમજાશે, તેટલા વહેલા તેઓ અક્કલવાળાં, ને ન માનો શકાય એવાં સુંદર કાર્યોની સાધના પાછળ લાગી જઈ શકશે.

['વર્લ્ડ વિધાઉટ વૉર' નામના પુસ્તકમાંથી]

*

## ડૉ. ટાકાશી નાગાઈ

[નાગાસાકી ઉપરના ઓટમબૉમ્બમારાનો ભોગ બનનાર ડૉક્ટર]

અણુશસ્ત્રોના યુદ્ધનો ગાળો જરા લંબાવી દો, તે પછી આ દુનિયા કેવી હશે, એની જરા કલ્પના કરી જુઓ?

'કેટલાક' કહેશે: અમે જાણીએ છીએ, એ કેવી હશે તે. વિજ્ઞાનીઓએ અને લેખકોએ એવી પરિસ્થિતિમાં શું શું બની શકે, એની કલ્પનાનાં ભર્યાં પૂર્યાં ચિત્રો અમારી સામે રજૂ કરી જ દીધેલાં છે.

પરંતુ હકીકત એ છે કે, એમણે દોરી આપેલાં આ ચિત્રોને કદી સંપૂર્ણ કહી શકાય નહિ. અણુ નિષ્ણાતોએ ઉજ્જડ બની ગયેલ શહેરો ને વેરાન થઈ ગયેલાં ખેતરોની વાત કરી છે; એમણે વિકિરણોની માંદગીની ભય કરતા ને પ્રજાજન પર થનારી એની અસરો વિષે વાતો કરી છે. પરંતુ એ આણુવિક યુદ્ધના કારણે સામાન્ય માનવીઓની કેવળ માનવી તરીકે શી દશા થશે, એ વિષે એમણે બહુ ઓછું કહ્યું છે.

યુદ્ધના સમયમાં માણસની માનસિક દશા અમુક એક ઢબની હોય છે, એ આપણે માટે 'વૉર મેન્ટલિટી' (યુદ્ધ મનોદશા) તરીકે જૂની ને જાણીતી છે. તેવી જ, પણ તેથી કંઈક વિશેષ ઉગ્ર સ્વરૂપની યુદ્ધ મનોદશા આ અણુયુદ્ધના કાળમાં જોવા મળવાની છે, એમ માનવું તદ્દન ભૂલ ભરેલું છે.

એવી હાલતમાં, માણસ પોતે રચેલાં શહેરો ને પોતે જ ઊભી કરેલી સંસ્કૃતિનાં બંધનો ફગાવી દઈ નાસી છૂટશે...જંગલોમાં, ડુંગરાઓની સોડમાં. બખોલો ખોદીને, ને પર્વતોની ઊંડી ગુફાઓમાં આશરો શોધતાં પશુની જેમ એ જ્યાં ત્યાં ભરાઈ બેસશે. ને ભયનાં માર્યાં તેઓ પાગલ બની જશે...

પોતાનાં લાડીલાં, સ્વજનો, સ્નેહી ને મિત્રો મૃત્યુના-મુખનો કોળિયો બની ગયાં, ને પોતે બચી ગયાં...એ હકીકત જ એમના આત્માને કોરી ખાશે. કારણ ? તેમને થશે કે, એ ભયંકર સંકટની વેળાએ, અમે અમારાં એ સ્નેહી સ્વજનો ને પડોશીઓને બચાવવા માટે બહાર પડવાને બદલે, અમારી જાતને જ વહાલી કરી, રક્ષણની બખોલમા ભરાઈ બેઠાં...! આ અપરાધનો બોજ એમના આત્માને સદાને માટે કચડી નાખશે.

['ધી ઍઈટ ઑફ નાગાસાકી'માંથી ]

*

## સી. વી. રામન

[ સોવિયેત રશિયાની મુલાકાત દરમ્યાન આપેલા ભાષણમાંથી ]

'હું વિજ્ઞાની છું, એટલે હાલની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ માટે વિજ્ઞાન કેટલું જવાબદાર છે એ બરાબર જાણું છું. કમનસીબે વિજ્ઞાનની મહાન શોધોનો ઉપયોગ આજે વિનાશક શસ્ત્રો ઉત્પન્ન કરવા માટે થઈ રહ્યો છે.

આ સદીમાં માનવજાતે બે વિશ્વયુદ્ધ અને કેટલાંય નાનાં નાનાં યુદ્ધો જોયાં છે. એ યુદ્ધોને પરિણામે થયેલો વિનાશ ભૂતકાળનાં યુદ્ધો કરતાં અનેક ગણો હતો. હવે ત્રીજું વિશ્વયુદ્ધ થશે તો અદ્યતન શસ્ત્રોની પ્રચંડ વિનાશક શક્તિને લીધે વળી એ ઓર ભયંકર બની રહેશે. આજે દુનિયા આવા વિનાશને આરે આવીને ઊભી છે, એ પણ દરેક સમજદાર વ્યક્તિના મનમાં સ્પષ્ટ હોવું જોઈએ. એને અટકાવવા માટે બધા જ દેશોની શુભેચ્છા ધરાવતી વ્યક્તિઓએ સંગઠિત થવું જોઈએ અને પોતાની વગનો ઉપયોગ આંતરરાષ્ટ્રીય તંગદિલી હળવી બનાવવા, તેમ જ એને નાબૂદ કરવા માટે કરવો જોઈએ. આજની તંગદિલીનાં મૂળ ઉખેડી નાખવાનું જરૂરી છે, અને જો ઇચ્છા હોય, અને એ ઇચ્છા આ કાર્યનો વિરોધ કરનારાં પરિબળોને જીતી લે તો એ શક્ય પણ છે. એવાં વિરોધી પરિબળોને સૌ કોઈ ઓળખે છે' દા. ત. વધતી જતી આંતરરાષ્ટ્રીય તંગદિલી ઉપર જેના સુખચેનનો આધાર છે, અને એમાંથી જેઓ જંગી નફો મેળવે છે, એવાં લશ્કરવાદી તત્ત્વો અને શસ્ત્રોના ઉદ્યોગપતિઓ. દુઃખની વાત એ છે કે અનેક વિજ્ઞાનીઓ આવા પરિબળો સાથે જોડાયા છે, અને પોતાની જાતને દેશભક્ત ગણાવતા, એ લોકો પોતાના જ દેશને તેમ જ સમસ્ત માનવજાતને આત્મઘાતને માર્ગે ધકેલી રહ્યા છે.

*

## જીન પોલ સાર્ત્રે

[ ૧૯૫૫મા હેલસિંકીમા ભરાયેલી World Assembly for Peaceમા ફ્રાંસના પ્રખ્યાત લેખક જીન પોલ સાર્ત્રે એ કરેલા ભાષણમાંથી ]

...આપણે શાંતિની માંગણી કરીએ છીએ, ત્યારે તેના વિષે આપણો શો ખ્યાલ હોય છે ? જો ઝગડાઓ લાંબા સમય સુધી અટકાવવાનો જ ફક્ત પ્રશ્ન હોય, અથવા તો જેમતેમ સમાધાન કરી, રાજ્યોમા પારસ્પરિક આછી પાતળી સમજણ પેદા કરી, અમર્યાદિત સમય સુધી હથિયારો ઉપાડવાનું મુલતવી રાખવાનો જ પ્રયાસ હોય; જો આપણી શાંતિ આ સિવાય બીજું કંઈ જ ન હોય, તો તેને ઠંડા યુદ્ધના વિસ્તાર તરીકે જ માનવી રહી. અલબત્ત, ઠંડું યુદ્ધ સાચા યુદ્ધ કરતાં તો વધારે સારું જ છે. પણ આપણે આ મહા આફતને રોજરોજ પાછી ઠેલવાનો જ કેવળ પ્રયત્ન કરતાં રહીશું તો આપણે ખૂબ ભયંકર મુશ્કેલીમાં મુકાઈ જઈશું. આપણો

માર્ગ સાંકડો ને સાંકડો થતો જશે.

અલબત્ત આપણે સહઅસ્તિત્વ વાંછીએ છીએ. પણ આ સહઅસ્તિત્વ કઈ જાતનું હશે, તે વિષે આપણને સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ. આપણને સામસામાં 'બે જૂથવાળી' દુનિયા તો નથી જ જોઈતી. એવું સહઅસ્તિત્વ કેટલાય સમયથી છે જ છે; અને આવા સહઅસ્તિત્વમાં તો ત્રીજા વિશ્વયુદ્ધને સળગાવી મૂકવાનો ભય હમેશા રહેલો જ છે. આપણે તો, ભિન્નભિન્ન સામાજિક પદ્ધતિઓવાળાં તમામ રાષ્ટ્રના સહઅસ્તિત્વની ઝંખના કરીએ છીએ. દુનિયાની પ્રજા આજના સામસામાં જૂથ ખતમ ન કરે, ત્યાં સુધી આવું સાચું સહઅસ્તિત્વ સિદ્ધ નહિ કરી શકાય. આપણે હવે એટલું તો સમજવા લાગ્યા છીએ કે—અત્યારે જેવી પરિસ્થિતિ છે, તેવી ને તેવી જાળવી રાખવામાં કે તેને મજબૂત કરવામાં શાંતિની સલામતી નથી. શાંતિનો સાચો અર્થ તો લોકો અને રાષ્ટ્રો વચ્ચેના સંબંધોમાં તેનું રૂપાંતર કરવામાં રહેલો છે.

અહીં આપણને બધાંને જે જોઈએ છે, આપણે જેને માટે તલસી રહ્યા છીએ, આપણે જેને શાંતિ કહીએ છીએ, તેનો અર્થ 'નક્કર : સ્વરૂપનું નવ ઘડતર' કરવું, અને રાષ્ટ્રો વચ્ચે નવા સંબંધોના શ્રીગણેશ કરવા એવો છે. આજના આપણા રાષ્ટ્રોએ પોતાની સર્વોપરિતા, ગુમાવી છે, કારણ કે દુનિયા બે જૂથોમાં વહેંચાઈ ગઈ છે. એટલે જ તો દુનિયાની એકતા પાછી લાવી શકાશે તો જ આ રાષ્ટ્રો પોતાની સ્વતંત્રતા પાછી મેળવી શકશે. આનો અર્થ દરેક દેશની સર્વોપરિતા એવો છે. તે પછી ગમે તે સમાજપદ્ધતિમાં માનતો હોય તો પણ તેની સર્વોપરિતાની ગેરંટી બીજાં સૌ રાષ્ટ્રો માન્ય રાખવા તૈયાર રહેવાં જોઈએ.

શાંતિ સિદ્ધ કરવા માટે દરેક દેશને સ્વતંત્રતા પ્રાપ્ત થવી જોઈએ; દરેકને એક બીજા માટે આદર હોવો જોઈએ; અને સમાનતાના ધોરણે સહઅસ્તિત્વ સ્વીકારાવું જોઈએ. શું પશ્ચિમમાં કે શું પૂર્વમાં—આપણી શાંતિનો એક જ અર્થ હોઈ શકે,—બધાં જ રાષ્ટ્રો અને બધા જ લોકો પોતાના નસીબના ઘડવૈયા બને. એક શબ્દમાં કહીએ તો આપણે સૌની સ્વાધીનતાનું અખંડ નિર્માણ કરવું છે અને શાંતિ દ્વારા લોકોને મુક્તિ આપવી છે.

*

## પાદરી મોંસિગ્નર શીન

[ ૧૯૫૮ના ફેબ્રુઆરીમાં વૉશિંગ્ટનની સ્ટેટલર હોટેલમાં 'ફોરેન એડ બિલ'નું સમર્થન કરનારાઓની એક સભામાં પ્રમુખ આઈઝેનહોવર ને માજી પ્રમુખ ટ્રુમેન જેવાઓની હાજરીમાં મોન્શીઅર શીન નામના એક અમેરિકન પાદરીએ ઉચ્ચારેલા શબ્દો. ]

દુઃખિયા દેશો ભણી મદદનો હાથ લંબાવતી વખતે હરગીઝ એમ માનવાનું નથી કે, આપણે 'એમનો કરતાં કંઈક ઊંચા છીએ' કારણ કે આપણે આર્થિક રીતે એમના કરતાં પૈસાદાર છીએ; ને તેઓ નીચા છે, કારણ કે તેઓ આર્થિક રીતે ગરીબ છે! આ દુનિયામાં ગરજ અનેક જાતની હોય છે. આ દુનિયાના ગરીબ દેશોને, અમુક વસ્તુઓની ગરજ છે. તો આપણા જેવાને (સુખિયા ને ખાતાપીતા દેશોને) ય ગરજ તો છે જ, પણ તે બીજા પ્રકારની. આપનાર-લેનાર બંનેને પોતપોતાની આગવી ગરજ છે જ. આર્થિક રીતે ગરીબ દેશોને એમનાં વિવિધ ક્ષેત્રો માટે યંત્રોની જરૂર છે, એમનાં શરીરો ઢાંકવાં માટે કપડાંની જરૂર છે, એમના ઉઘાડા પગને જોડાની જરૂર છે, એમના ભૂખ્યા પેટને આપણા અનાજની જરૂર છે.' આ એમની ગરજો થઈ.

ત્યારે આપણી ગરજ પણ કંઈ જેવીતેવી નથી. કારણ, આપણે બીજી રીતે ગરીબ છીએ. આપણી સમૃદ્ધિનું વાજબીપણું પુરવાર કરવા માટે, આપણે એની વહેંચણીમાં બીજાને ભાગ આપવાની જરૂર છે. આપણા દેશને આવો સંપત્તિશાળી બનાવવા બદલ આપણે પ્રભુનો પાડ માનવાની જરૂર છે. પ્રભુની કૃપાદૃષ્ટિ આપણાં હૃદય પર ને આપણી સમગ્ર જાત પર આશીર્વાદરૂપે વરસી રહે, તે માટેની લાયકી કેળવવાની આપણે જરૂર છે.

એટલે જ તો અતિ નમ્રભાવે—ધનવાનની મગરૂબી ને મોટાઈ દેખાડીને નહિ—આપણે ગરબું ભણી આપણો હાથ લંબાવવાનો છે. એમને માથે ભાર છે, દુઃખ ને ગરીબીનો. આપણે માથે ભાર છે, વધારે પડતી સંપત્તિ આપણી પાસે ભેગી થઈ ગયાનો.

એમનાં પેટ ભૂખ્યાં છે, તો આ બાજુથી આપણાં હૃદય ખાલી છે. ગમે તે દૃષ્ટિએ જુઓ, આપણી મદદ વિના તેઓ નભી શકવાનાં નથી એવું તો છે જ નહિ. પણ... આપણે ન્યાય ને દાનની પ્રવૃત્તિ વિના લાંબો વખત નભી શકવાનાં નથી એ વાત ચોક્કસ...'

# ભારત અને પરમાણુ

## ૧

## અર્ધવિકસિત ભારત

**આ**ર્થિક દૃષ્ટિએ દુનિયાના દેશોને બે ભાગમાં વહેંચી શકાય: (૧) ઔદ્યોગિક રીતે વિકાસ પામેલા (Industrially advanced) અને (૨) અર્ધવિકસિત (Under developed) દેશો. પણ આ શબ્દનો અર્થ શું થાય છે એ સમજવા પ્રયત્ન કરીશું તો દુનિયામાં પ્રવર્તી રહેલા મહાન આર્થિક ભેદભાવોનો ખ્યાલ આવશે. જે દેશમાં વ્યક્તિદીઠ ઉત્પાદન કરવાની શક્તિ ઔદ્યોગિક રીતે વિકાસ પામેલા દેશો કરતાં દસમા ભાગની કે તેનાથી પણ ઓછી હોય, તેને અર્ધવિકસિત દેશ કહી શકાય. કોઈ પણ દેશની ઉત્પાદનશક્તિનો ખ્યાલ ત્યાં માથાદીઠ વાર્ષિક આવક, કુલ કાર્યશક્તિનો વપરાશ, કુલ પોલાદનો વપરાશ કે કુલ કોલસાનાં વપરાશ પરથી મેળવી શકાય. દા. ત. આપણી માથાદીઠ વાર્ષિક આવક લગભગ ૬૨ ડૉલર (=રૂ. ૭૭૫) છે જ્યારે ઇંગ્લૅંડમાં લગભગ ૬૦૦ ડૉલર છે; જ્યારે યુનાઈટેડ સ્ટેટ્સમાં ૧૮૦૦ ડૉલર છે; આપણે માથાદીઠ વાર્ષિક ૧/૬ ટન કોલસા વાપરીએ છીએ. જ્યારે ઇંગ્લૅંડ અને યુરોપમાં ૨૩ ટન કોલસા વપરાય છે, અને યુનાઈટેડ સ્ટેટ્સમા ૮ ટન કોલસા વપરાય છે. ભારતમાં સરેરાશ દર એકરે ૪૪ રતલ ઍમોનિયા ઑફ સલ્ફેટનું ખાતર વપરાય છે; જ્યાર ઇંગ્લૅંડમાં તે ૧૭૬ રતલ છે અને જપાનમાં ૬૪૦ રતલ વપરાય છે; અર્થાત્ ભારત કરતાં ૧૦૦ ગણું વધારે. આ બધા આંકડા દરેક દેશના માણસ કેવી સ્થિતિમાં જીવે છે. તે બતાવે છે – અર્થાત્ તેમનું જીવનધોરણ ઊંચુ છે કે નીચું તેનો આ ઉપરથી ખ્યાલ આવે છે.

પણ જીવનધોરણમાં આટલા ઉગ્ર ભેદભાવ શા માટે છે? આદ્યોગિક રીતે વિકાસ પામેલા દેશોએ તેમની નૈસર્ગિક શક્તિ અને સમૃદ્ધિનો આધુનિક વિજ્ઞાન અને ટેક્નોલોજીની મદદથી ઉપયોગ કરી આટલું ઊંચુ જીવનધોરણ પ્રાપ્ત કર્યું છે. ભારતની વસ્તી જો ૪૦ કરોડ લઈએ તો માથાદીઠ આપણું ઉત્પાદન – દા. ત. પોલાદ, કોલસા વગેરેમાં ખૂબ ઓછું આવે છે. પણ આપણું જીવનધોરણ ઊંચું લાવવા માટે આપણે ચોક્કસ ઉત્પાદન હાંસલ કરવા નક્કી કર્યું છે અને તેથી આપણો પ્રશ્ન વિરાટ સ્વરૂપ પકડે છે: દા. (૧) ઇંગ્લૅંડમાં માથાદીઠ જેટલી વિદ્યુત વપરાય છે, એટલી વિદ્યુત આપણે અહીં મેળવવા માટે ૨૫૦,૦૦૦,૦૦૦ (૨૫ કરોડ કીલોવૉટ સ્થાપિત વિદ્યુત જોઈએ. (૨) માથાદીઠ ઔદ્યોગિક દેશો જેટલું પોલાદ પેદા કરવા આપણે દર વર્ષે ૨૦ કરોડ ટન પેદા કરવું જોઈએ. આમ અર્ધવિકસિત દેશોના વિકાસ માટે મુખ્ય પ્રશ્ન રાષ્ટ્રીય બચત અને નવી મૂડી પેદા કરવા પર આધાર રાખે છે.

ભારત દુનિયાના અર્ધવિકસિત દેશોનો એક સારામાં સારો અને લાક્ષણિક દાખલો પૂરો પાડે છે. ઘણા લોકો એમ માને છે કે, ઔદ્યોગિક દેશોની હરીફાઈમાં ઊભા રહી શકાય તેવી વિકાસ યોજનાઓ અર્ધવિકસિત દેશોએ હાથ ધરવી જોઈએ. અને તેમણે બિન આર્થિક વિકાસ યોજનાઓ ઘડવી ન જોઈએ. પણ ભારત, ચીન, ઇન્ડોનેશિયા વગેરે દેશોમાં ખનીજ સંપત્તિ અને નૈસર્ગિક સમૃદ્ધિ હોવા છતાં તેઓ અર્ધવિકસિત રહી ગયા છે, જ્યારે સ્વીટ્ઝરલૅંડ જેવો દેશ

(નોંધ: આ લેખમાં ભારતીય પરમાણુશક્તિ પંચે ઑગસ્ટ ૧૯૫૯માં બહાર પાડેલા આંકડાઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે.)

કે જેમાં આવી સમૃદ્ધિ લગભગ નહિવત્ છે, તેણે ઔદ્યોગિક દેશો જેટલું જ ઊંચું જીવનધોરણ મેળવ્યું છે. એટલે હિંદ પોતે ઔદ્યોગીકરણ ન કરી શકે એવું કથન ભૂલ ભરેલું છે. હા, આ અર્ધવિકસિત દેશોને ભવિષ્યમાં ખૂબ જ વિદ્યુતની જરૂર પડવાની છે, એમાં કંઈ શક નથી. ડૉ. હોમી ભાભા કહે છે, અત્યારે યુનાઈટેડ સ્ટેટ્સ જે દરે શક્તિ વાપરી રહ્યું છે, તે દરે દુનિયાની આખી વસ્તી શક્તિ વાપરવા માંડે અને ધારી લો કે બીજાં ૧૦૦ વર્ષમાં દુનિયાની વસ્તી બેગણી થઈ ગઈ, તો પૃથ્વીના તળિયામાં રહેલ ખનીજ તેલ, કોલસા, ગેસ વગેરે સો વર્ષની અંદર ખલાસ થઈ જશે. આ ઉપરથી જોઈ શકાશે કે વર્ષો જતાં આપણી સંસ્કૃતિનો મુખ્ય શક્તિસ્રોત પરમાણુ શક્તિ જ બની રહેશે.

## વસ્તી અને ખોરાક

આ સાથે બીજો ખૂબ અગત્યનો પ્રશ્ન તે વસ્તી અને ખોરાકનો છે. ભારત અંગે એવું કહેવામાં આવે છે કે, તેની પ્રચંડ વસ્તીમાં કૂદકે ને ભૂસકે વધારો થતો જાય છે (૧·૩% દર વર્ષે) આથી ભવિષ્યમાં ખોરાકનો પ્રશ્ન ગંભીર બનશે. પરંતુ વસ્તી કરતાં વધારે દરે ખોરાક પેદા કરી શકાય તેમ છે. આ એક ખૂબ અગત્યનો મુદ્દો છે જે એવું માનવામાં આવે છે કે અતિશય વસ્તી અને એમાં સતત વધારાને લીધે અર્ધવિકસિત દેશોમાં જીવનધોરણ નીચું છે. આ તદ્દન ભૂલ ભરેલું છે. દા. ત. યુનાઈટેડ સ્ટેટ્સમાં વસ્તી વધારાનો દર ભારત કરતાં પણ વધારે છે; છતાં ત્યાં જીવનધોરણ ઊંચું જ જતું જાય છે. કારણ ત્યાં ઉત્પાદન વધતું જ જાય છે. દુનિયામાં અતિશય ગીચ વસ્તીવાળા દેશ ભારત અને ચીન નથી પણ ઇંગ્લેંડ અને બેલ્જિયમ છે. (દર ચો. માઈલે વસ્તી પ્રમાણે) ખરી જરૂર તો આ અર્ધવિકસિત દેશોમાં વિજ્ઞાન અને ટેક્નોલૉજીની મદદથી ઝડપી વિકાસ સાધવાની જ છે.

## ભારતને પરમાણુ શક્તિની આવશ્યકતા

ભારત જે ઔદ્યોગીકરણ અત્યારે કરી રહ્યું છે, તેને ટકાવી રાખી આગળ ધપાવવું હોય તો તેને માટે લાંબા ગાળે પરમાણુશક્તિની અનિવાર્ય જરૂર પડશે. ને ભવિષ્યમાં આ પરમાણુ શક્તિ આપણે મેળવી શકીએ તે માટે અત્યારથી જ શ્રી ગણેશ માંડવાની જરૂર છે. ભારતને પરમાણુશક્તિની બેહદ જરૂર છે તે નીચેનાં કારણોથી સમજી શકાશે.

(૧) ભારતની ભૂમિના પેટાળમાં રહેલો કોલસો આશરે ૪૦૦૦ કરોડ ટન છે. આમાંથી ફક્ત ૨૭૮ કરોડ ટન કોલસો જ કોકીંગ જાતનો છે. એટલે કે માથા દીઠ ૧૦૦ ટન કોલસો ભારતની ભૂમિમાં સંગ્રહાયેલો છે. આ ચીન કરતાં ૨૦મા ભાગનો, ઈંગ્લેન્ડ કરતાં ૭૫મા ભાગનો અને યુનાઈટેડ સ્ટેટ્સ કરતાં ૧૫૦મા ભાગનો છે. (માથા દીઠ) યુનાઈટેડ સ્ટેટ્સમાં દર વર્ષે માથાદીઠ ૯ ટન કોલસો વપરાય છે. એ દરે જો ભારતમાં કોલસો વપરાવા માંડે તો ભારતની ભૂમિમાં રહેલો કોલસો ૧૦ વર્ષમાં જ ખલાસ થઈ જાય.

(૨) ભારતમાં કુલ જળવિદ્યુત ૪૦,૦૦૦,૦૦૦ (૪ કરોડ) કીલોવૉટ મેળવી શકાય તેમ છે જ્યારે આ વિદ્યુત મેળવી શકાશે, ત્યારે તે માથાદીઠ ભાગ્યે ૦·૧ કીલોવૉટ જેટલી થશે. ત્યારે યુનાઈટેડ સ્ટેટ્સમાં અત્યારે માથાદીઠ ૦·૬૩ કીલોવૉટ અને નોર્વેમાં ૧·૧ કીલોવૉટ છે. ૪ કરોડ કીલોવૉટ જળવિદ્યુત એક વર્ષમાં ૧૨ કરોડ ટન કોલસામાંથી મેળવી શકાય. અર્થાત્ તે માથાદીઠ ૧/૩ ટન કોલસા જેટલી વિદ્યુત પૂરી પાડે. એટલે કે પૂરતી જળવિદ્યુત મેળવવીએ આપણા દેશ માટે શક્ય નથી.

(૩) અત્યારે આખા ભારતમાં ખનીજ તેલ મેળવવા સતત પ્રયત્નો થઈ રહ્યા છે. અને આપણે બધાં ઇચ્છીએ કે ખૂબ તેલ મળી આવે. પણ લાંબા ગાળા સુધી શક્તિ પૂરી પાડી શકે એટલું તેલ મળી આવવાની તો આશા જ નથી.

આ બધા પરથી આપણે એક અનિવાર્ય નિર્ણય પર આવી શકીએ કે, ભારત પાસેનો જલવિદ્યુત, કોલસા અને તેલનો જથ્થો ઊંચું જીવનધોરણ પ્રાપ્ત કરવા માટે પૂરતો નથી; અરે, વિકાસ પામેલા દેશોના અત્યારના જીવનધોરણ જેટલું પણ ઊંચું જીવનધોરણ તેટલાથી મેળવી શકાય તેમ નથી.

આ તો જાણે કોલસા, તેલ, જલવિદ્યુતની વાત થઈ, જેમાંથી માણસજાતે વર્ષોથી શક્તિ મેળવી છે. પણ શક્તિ મેળવવાનાં નવાં જ બળતણ આપણી પાસે કેટલાં છે તે તરફ નજર નાંખીએ :

(૪) યુરેનિયમ–૦.૧% કરતાં વધારે યુરેનિયમવાળી ખનીજ ભારતમાં ૩૦,૦૦૦ ટન જેટલી છે; ત્યારે થોરિયમનો કુલ જથ્થો ૫ લાખ ટન છે. આ થોરિયમને ફળદ્રુપ પરમાણુ તરીકે આપણે નાણી શકીએ; કારણ થોરિયમમાંથી

યુરેનિયમ — ૨૩૩ '' મેળવી શકાય છે અને આ U–૨૩૩ ને પરમાણુભઠ્ઠીમાં શક્તિ મેળવવા બળતણ તરીકે વાપરી શકાય છે. ભવિષ્યમાં થોરિયમમાંથી યુરેનિયમ મેળવી શકાએ તો એવી પરમાણુભઠ્ઠીઓ ( Reactors ) બનાવી શકાએ.—આ પરમાણુભઠ્ઠીઓને સંવર્ધક પરમાણુભઠ્ઠી ( Breeder Reactor ) કહેવામાં આવે છે.

થોરિયમ કોલસા કરતાં ૩૦ ગણી શક્તિ આપી શકે તેમ છે. ( કોલસા = ૧૦ ∴ થોરિયમ = ૩૦૦ વર્ષ ) એટલે કે, આપણી પાસે જેટલું યુરેનિયમ અને થોરિયમ છે, તે વિકાસ પામેલા દેશો જેટલી માથા દીઠ—શક્તિ ૩૯૦ વર્ષ સુધી પૂરી પાડી શકે તેમ છે. આમ પરમાણુશક્તિ આપણા વિદ્યુત માટેના કોયડામાં એક નવી જ ક્રાંતિ લાવે છે, અને આવતાં વર્ષોમાં તો વિજ્ઞાનીઓ સંગલન (Fusion) પર પણ અંકુશ મેળવશે અને તેમાંથી વિદ્યુત મેળવવાનું શકય બનશે. પછી તો દરિયાના પાણીમાંથી ( ડયુટેરિયમના સંગલનથી ) પણ મેળવી શકીશું અને માનવજાત માટે શક્તિનો આ જટિલ પ્રશ્ન હંમેશને માટે ઊકલી જશે.

(૫) ભારતમાં શક્તિ (energy) ઉત્પન્ન કરવા માટે કોલસા, તેલ, જલ વિદ્યુત, લાકડાં અને ઢોરનું છાણ વપરાય છે. આમાં કોલસા, તેલ, પાણી અને લાકડાંનું ઢોરનાં છાણ સાથે પ્રમાણ ૭૦૮:૧૦૦૦નું છે. એટલે કે આપણું કુ ( ૬૬% ) બળતણ ઢોરના છાણમાંથી આવે છે અને તે દર વર્ષે ૨૨૫ કરોડ ટન જેટલું થાય છે. જો આ ૨૨.૫ કરોડ ટન ખાતરને બાળવાને બદલે ખેતરમાં નાખવામાં આવે તો આપણી ખેતીમાં ખૂબ ફેર પડી જાય એમાં શક નથી. આમાં બીજી નોંધપાત્ર વસ્તુ એ છે, કે આ છાણું ઘરમાં બળતણ તરીકે વપરાય છે અને ઔદ્યોગિક વિકાસમાં તે બિલકુલ ઉપયોગી થતું નથી. આ છાણુંની જગ્યાએ ઘરોમાં કોઈ બીજી શક્તિ પૂરી પાડવી જોઈએ.

## ૨

## પરમાણુશક્તિના પંથે મુશ્કેલીઓ

આ જોતાં એટલું ચોક્કસ છે કે ભારતે પરમાણુશક્તિનો ઉપયોગ કરવો રહ્યો. પણ અહીં પ્રશ્ન એ થાય છે કે, પરમાણુ-શક્તિ કેન્દ્રો ( Atomic power stations )માંથી મળતી-શક્તિ વિદ્યુત, જલ, કોલસા અને તેલથી પેદા થતી વિદ્યુત-કરતાં સસ્તી પડશે, તેટલી જ કિંમતે પડશે, કે પછી તેના કરતાં વધારે ખર્ચાળ નીવડશે? કારણ કે જો પરમાણુશક્તિમાંથી મળતી વિદ્યુત મોંઘી પડતી હોય તો ભારત જેવા અર્ધ વિકસિત દેશ માટે હાલના તબક્કે તે ભારરૂપ થઈ પડે.

આ માટે પરમાણુ-શક્તિકેન્દ્ર બાંધવા કેટલો ખર્ચ થાય અને તેમાંથી મળતી વિદ્યુત શા ભાવે પડે, તેનો કંઈક ખ્યાલ લેવો અગત્યનો છે. આ માટે ગ્રેફાઈટને ગતિ-નિયામક ( Moderator ) તરીકે વાપરી, વાયુને ઉષ્માશામક ( Gas cooled ) તરીકે વાપરી બનાવેલી પરમાણુભઠ્ઠીમાં શો ખર્ચ થાય, તે અંગેના આંકડા આપેલા છે—

( ૧ ) ૬૦,૦૦૦ કીલોવૉટ વીજળી આપે તેવા પરમાણુ કેન્દ્રનું મુખ્ય ખર્ચ ( Capital cost ) દર કીલોવૉટ શક્તિએ રૂા. ૨૦૦૦ થાય.

( ૨ ) ૧૫૦,૦૦૦ કીલોવૉટ વીજળી આપે તેવું પરમાણુ કેન્દ્ર બાંધવાનું મુખ્ય યંત્ર-ખર્ચ દર કીલોવૉટે રૂા. ૧૬૦૦થી રૂા. ૧૭૩૦ થાય.

( ૩ ) જ્યારે ૨૫૦,૦૦૦ કીલોવૉટ વીજળી આપે તેવું પરમાણુ કેન્દ્ર બાંધવાનું મુખ્ય ખર્ચ દર કીલોવૉટ શક્તિએ રૂા. ૧૪૭૦ થાય. ટૂંકમાં, સરેરાશ રૂા. ૧૭૦૦ દર કીલોવૉટે ખર્ચ થાય. એ હિસાબે, કેન્દ્ર બાંધવા માટે ૪૩ કરોડ રૂપિયા જોઈએ. આ ઉપરાંત બીજો ખર્ચ ઉમેરાતાં કુલ ખર્ચ રૂા. ૫૫ કરોડનું આવે. વળી આટલી શક્તિવાળા કેન્દ્રમાંથી મળતી વિદ્યુતનો ભાવ દર એકમે ૩.૯થી ૪.૫ નયા પૈસા પડે એવો અંદાજ ( સરેરાશ ૪ નયા પૈસા ) છે. હાલ જે પ્રથમ પરમાણુશક્તિ કેન્દ્ર મુંબઈ રાજ્યમાં બાંધવાની વાતો ચાલે છે, તે ૨૫૦,૦૦૦ કીલોવૉટનું થવાનું છે. એટલે હવે પછી આપણે તે વિષે જ વાત કરીશું.

ભારતમાં હાલ અનેક બંધો ( Dams ) બાંધવા માટેની યોજનાઓ છે. હવે આ યોજનાઓ બહુહેતુકી છે—અર્થાત્ તેમનો હેતુ ખેતી માટે પાણી પૂરું પાડવાનો, પૂર પર અંકુશ લાવવા અને જલવિદ્યુત ઉત્પન્ન કરવાનો હોય છે. જ્યાં બારે માસ નદીમાં પાણી રહેતું હોય ત્યાં આવી જલવિદ્યુત સસ્તી પડે; પણ હિંદુસ્તાનમાં નદીઓમાં પાણી ચોમાસામાં જ રહે છે અને તેથી જલવિદ્યુત મેળવવા માટે મોટાં મોટાં ખૂબ ખર્ચવાળા બંધ બાંધવા પડે છે. અમુક બંધ ફક્ત વિદ્યુત મેળવવા માટે જ બાંધવામાં આવ્યા છે અને કેટલાક બંધાઈ રહ્યા છે — કૃષિ પ્રદેશને નહેરો વાટે

પાણી પહોંચાડવા. ફક્ત વિદ્યુત ઉત્પન્ન કરવા માટે બાંધેલા કેટલાક બંધોના ખર્ચના આંકડા જોઈએ: દર કીલોવોટ વીજળી ઉત્પન્ન કરવા માટે ૮૦ ટકા load factor પર રિહાન્દમાં રૂા. ૨૨૪૦, કોયનામા રૂ. ૧૮૭૭, કુન્દાહ-૧ માં રૂ. ૬૫૭૯. કુન્દાહ-૨મા રૂ. ૨૮૨૪ તેમ જ, પેરિયાર-૧ માં રૂ. ૨૦૦૬ ખર્ચ થાય તેમ છે. આ ખર્ચ પરમાણુકેન્દ્ર-માંથી મળતી શક્તિ કરતા વધારે છે. આ ઉપરાંત જળ-વિદ્યુત આખા દેશમાં સરખા પ્રમાણમાં વહેંચાયેલી નથી; તેમ જ તે વધારે પ્રમાણમા પણ નથી. દક્ષિણ ભારત જેવા કેટલાક ભાગોમા તો ૧૯૬૫ સુધીમાં મળી શકે તેની લગભગ બધી જ જળવિદ્યુત વપરાઈ જશે અને એટલે વધારે વિદ્યુત મેળવવા માટે બીજા કોઈ રસ્તે વળવું પડશે. આમ જલવિદ્યુતને બદલે કોલસા, તેલ કે ગૅસથી ચાલતાં ઉષ્માશક્તિકેન્દ્રો (Thermal Power Stations) કે પરમાણુ-શક્તિકેન્દ્રો બાંધવાં એ જ એક રસ્તો રહે છે. અને અત્યારે અનેક ઉષ્માશક્તિકેન્દ્રો વિદ્યુત ઉત્પન્ન કરવા માટે બંધાઈ રહ્યા છે. દા. ત. ટ્રોમ્બેમા ૧૨૦૦૦૦ કીલોવોટનું કેન્દ્ર બંધાઈ ગયું છે અને મદ્રાસમા એવું બીજું કેન્દ્ર બંધાઈ રહ્યું છે.

ઉપર આપેલા આંકડા પરથી એમ જણાય છે કે, પરમાણુકેન્દ્ર બાંધવાનો મુખ્ય ખર્ચ ઉષ્માશક્તિ કેન્દ્ર કરતાં ૫૦%થી૧૦૦% વધારે છે-એટલે કે દોઢથી બે ગણો છે, આમ આપણે આગળ જોયું તેમ પરમાણુશક્તિ કેન્દ્રોમા ઉત્પન્ન થતી વીજળીના એકમનો ભાવ ૩.૯થી૪.૫ નયા પૈસા પડે છે. આમાં બળતણ (fuel) નો ખર્ચ તો ફક્ત ⅓ છે; જ્યારે ⅔ ભાગ તો પરમાણુકેન્દ્ર બાંધવાનો મુખ્ય ખર્ચ અને બીજો ફાલતુ ખર્ચ છે. આનાથી ઊંધું ઉષ્માશક્તિકેન્દ્ર બાંધવા માટે શરૂઆતનો ખર્ચ ઘણો ઓછો થાય છે; પણ તેમાં વપરાતા બળતણ (કોલસા)નો ખર્ચ ખૂબ થાય છે. આ ઉપરથી એવી માન્યતા પ્રવર્તે છે કે, પરમાણુકેન્દ્રો બાંધવાનો ખર્ચ એટલો બધો છે કે અર્ધવિકસિત દેશોએ તે ન બાંધવા જોઈએ.

પરમાણુકેન્દ્રો ઉષ્માકેન્દ્રો સામે ખર્ચની દૃષ્ટિએ સરખા-ત્યારે જ, ઊભા રહી શકે કે જ્યારે તેમને મોટા પ્રમાણમાં વિદ્યુત ઉત્પાદન કરવા બાંધવામાં આવે. દા ત. ૧૦૦,૦૦૦ થી ૫૦૦,૦૦ કિલોવોટ. આવાં પરમાણુ કેન્દ્રોની ઉપયોગિતા સાધારણતઃ અર્ધવિકસિત-દેશોમાં બહુ ઓછી હોય; કારણ આટલી બધી વીજળી તો દેશમાં મોટી ગ્રીડ યોજનાઓ હોય તો જ તે દ્વારા વાપરી શકાય. વળી એવી પણ દલીલ થાય છે કે, ૮૦ ટકા Load factor એ પરમાણુ કેન્દ્રો ગ્રીડમાં base load પૂરો પાડે અને Peak load ઉષ્માશક્તિ કેન્દ્રો પૂરો પાડે તો જ આ પરમાણુ વીજળી આપણને આર્થિક દૃષ્ટિએ પોષાય. આ બધા મુદ્દાઓ પરથી લાગશે કે અર્ધવિકસિત દેશો માટે વિદ્યુત ઉત્પન્ન કરવા, પરમાણુ શક્તિકેન્દ્ર સ્થાપવાં એ પોષાય તેમ નથી.

પણ ભારતની બાબતમાં આ બધા જ મુદ્દાઓ ખોટા પડે છે, એ નીચે પરથી જોઈ શકાશે:

* ભારતમાં કુલ જલવિદ્યુત વધારે નથી, વરસાદ મોસમી છે, અને તેથી મોટા બંધ બાંધવા પડે છે. આ બંધ બાંધનાં વર્ષો લાગે છે અને તેથી વીજળી મોંઘી પડે છે. એથી ભારતના મોટા ભાગમા કોલસામાંથી વીજળી મેળવવામાં આવે છે, પછી ભલેને તે ગમે તેટલી મોંઘી પડતી હોય!

આ ઉપરાંત પણ નીચેના ત્રણ અગત્યના અનુકૂળ મુદ્દાઓ છે.

**(૧) કોલસાના ક્ષેત્રોનું દેશમાં ભૌગોલિક સ્થાન:**

ભારતના ૫૬% કોલસો બંગાળ અને બિહારમાં (પૂર્વ ભારતમા) આવેલો છે. દિલ્હી, રાજસ્થાનને આ ક્ષેત્રોમાંથી કોલસો પૂરો પાડવામાં આવે છે—લગભગ ૧૫૦૦ માઈલ દૂર! અમદાવાદ અને મદ્રાસના ઔદ્યોગિક પ્રદેશોમાં પણ મોટા ભાગનો કોલસો બંગાળ અને બિહારમાંથી આવે છે. વળી બીજી પંચવર્ષીય યોજનાને અંતે મધ્ય તેમ જ દક્ષિણ ભારતમાંથી આ પ્રદેશમાં કોલસો આવશે, ત્યારે પણ ૯૦૦ માઈલ જેટલું કે તેથીય વધારે અંતર તેમને કાપવું પડતું હશે. કોલસાનાં ક્ષેત્રો પર એક ટન કોલસાની કિંમત રૂા. ૧૫થી ૨૧ છે. આ કોલસાને બીજા પ્રદેશમાં લઈ જવા-માટેની જકાત નીચે પ્રમાણે છે—૫૦૦ માઈલ દૂર—રૂા. ૧૪.૨૫, ૭૦૦ માઈલ દૂર—રૂા. ૧૯.૯૫, ૧૫૦૦ માઈલ દૂર કે વધારે—રૂા. ૪૨.૭૫ એટલે દિલ્હી કે રાજસ્થાનમાં એક ટન કોલસાની કિંમત રૂા. ૫૦ થાય છે. જ્યારે અમદાવાદ અને મુંબઈમાં મધ્ય ભારતના કોલસાનાં ક્ષેત્રોમાંથી ૭૦૦ માઈલના અંતરે કોલસો પૂરો પાડવામાં આવે છે, ત્યારે પણ એક ટન કોલસાની કિંમત રૂા. ૪૫થી રૂા. ૫૦ પડશે. દર ટને રૂા. ૪૦ના ભાવના કોલસા વાપરતાં ઉષ્મા-શક્તિ કેન્દ્રમાંથી ઉત્પન્ન થતી વીજળીની કિંમત દર એકમે ૪.૭

નયા પૈસા પડે. એવો અંદાજ છે—એટલે કે ખર્ચની દૃષ્ટિએ પરમાણુશક્તિ અનુકૂળ છે.

(૨) કોલસા એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં લઈ જવા રેલવે ખોટ ખાઈને કામ કરે છે। દા. ત. ૧ ટન કોલસો ૫૦૦ માઈલ લઈ જવા માટે રૂા. ૧૪–૨૫ લેવામાં આવે છે, જ્યારે રેલવે પ્રમાણે ખરો ખર્ચ ૨૧–૬૮ થાય. રૂા. ૭–૪૩ રેલવે ઓછા લે છે. ૧૫૦૦ માઈલ દૂર લઈ જવાની જકાત રૂા. ૨૪–૮૮ છે, જ્યારે ખરી કિંમત રૂા. ૬૫–૦૪ એટલે કે રૂા. ૪૦–૧૬ રેલવે ઓછા લે છે. કોલસાના ક્ષેત્રમાં કોલસાની કિંમત દર ટને રૂા. ૨૫થી ૨૧ હોય છે. અર્થાત્ સરકાર કોલસાની કિંમતના ૩૦ ટકાથી ૧૦૦ ટકા જેટલી મદદ ( subsidy ) આપે છે. આ ઉપરાંત, રેલ્વે કુલે જેટલા ટન કોલસા જેટલા માઈલ સુધી લઈ જાય છે, તેના ત્રીજા ભાગના કોલસા તો એ હેરફેર કરતાં રેલ્વેમાં વપરાય છે, એટલે આ મદદ (subsidy) કેટલી મોટી છે તેનો ખ્યાલ આવશે. ભવિષ્યમાં તો કોલસો જ્યાં અનિવાર્ય હોય ત્યા જ મોકલવામાં આવશે – દા. ત. ધાતુ સંશોધન કાર્યમાં. (Metallurgical Work) – આમ વીજળી ઉત્પન્ન કરવા માટે કોલસો લઈ જવાનું બંધ થવાથી આર્થિક રીતે ખૂબ લાભ થશે.

ધારો કે ૨૫૦,૦૦૦ કીલોવૉટ વીજળી ઉત્પન્ન કરવી છે, તે માટે ૯૦૦,૦૦૦ ટન ઊંચી જાતના કોલસાની જરૂર પડે. જ્યારે આટલી જ શક્તિ ઉત્પન્ન કરવા માટે દર વર્ષે ૧૦૦ ટન યુરેનિયમની જરૂર પડે. આ ઉપરથી જોઈ શકાશે કે પરમાણુ શક્તિકેન્દ્રો સ્થાપવાથી રેલવે પરનો ભાર કેટલો બધો ઓછો થઈ જશે. વળી હલકી જાતનો કોલસો વાપરવામાં આવે તો ૨૫૦,૦૦૦ કીલોવૉટ વીજળી ઉત્પન્ન કરવા માટે દર વર્ષે ૧૫ લાખ ટન કોલસાની જરૂર પડે પડે. આમ દૂરના કોલસાના ક્ષેત્રોમાંથી જ્યારે કોલસા આવતા હોય, ત્યારે આપણી પાસે જે મર્યાદિત ઊંચી જાતનો કોલસો છે તે જ વાપરવો પડે. ( ઊંચી જાતનો કોલસો ૩૨ કરોડ ટન છે; કુલ કોલસો ૪૩૦ કરોડ ટન ) એટલે ભવિષ્યમાં બીજા કામ માટે આ ઊંચી જાતનો કોલસો બચત ન રહ્યો. જો કે ભવિષ્યમાં વધારે કોલસો મળી આવશે, પણ તેનો આ રીતે વધારે સારો ઉપયોગ થઈ શકશે.

(૩) અમુક આર્થિક પ્રદેશોમાં વિદ્યુતની ખૂબ ખોટ છે – દા. ત દિલ્હી; અમદાવાદ, મુંબઈ, મદ્રાસ. દિલ્હીમાં વીજળીની એટલી બધી તંગી છે કે ત્યાં હવે તેલ અને કોલસાથી ચાલતું ૫૦,૦૦૦ કીલોવૉટનું ઉષ્માશક્તિ કેન્દ્ર બાંધવાનું નક્કી થઈ ગયું છે. આથી અહીં વિદ્યુત ઘણી મોંઘી પડવાની.

દિલ્હી, ઉત્તર રાજસ્થાન, પશ્ચિમ ઉત્તર પ્રદેશ – આ બધાં એક ગ્રીડથી જોડાશે ને તેમાં ભાકરા–નંગલની વીજળી અપાશે ( જે ઈ. સ. ૧૯૬૦માં શરૂ થશે ). ભાકરા નંગલની શક્તિ ૪૫૦,૦૦૦ કીલોવૉટ જેટલી જ છે અને તેથી તેમાંથી દિલ્હીની વધારાની જરૂરિયાત પૂરી ન પાડી શકાય. આમ, વીજળીની તંગી હોવાને લીધે ગ્રીડ પર ખૂબ મોટો Load factor આવે છે. અમદાવાદની ગ્રીડનો સરેરાશ Load factor ૬૩% છે અને મુંબઈની ગ્રીડનો ૬૯% છે. એટલે ૫૦,૦૦૦ કીલોવૉટ જેટલી વિદ્યુત ઉત્પન્ન કરતું પરમાણુકેન્દ્ર આમાંથી કોઈ પણ પ્રદેશમાં બાંધવું યોગ્ય ગણાશે. આમાં પાછળથી બીજી પરમાણુ ભઠ્ઠી ઉમેરી તેની શક્તિ બે ગણી કરી શકાશે. આમ પરમાણુકેન્દ્રો બહુ ઊંચા Load factor એ કામ કરશે, જ્યારે હાલનાં ઉષ્માશક્તિ કેન્દ્રોને ગ્રીડમાં Peaking કરવા માટે અને પરમાણુકેન્દ્રમાં કંઈ ગડબડ થાય તો તેવે વખતે વીજળી પૂરી પાડવા માટે રાખી શકાશે.

(૪) આ ઉપરાંત, ભવિષ્યનો વિચાર કરતાં એક ખૂબ અગત્યની વાત ધ્યાનમાં રાખવા જેવી છેઃ છેલ્લાં ૧૨ વર્ષમાં કોલસાનો ભાવ દોઢ ગણો થયો છે અને તે ભવિષ્યમાં વધતો જ જશે. જ્યારે પરમાણુકેન્દ્રોનો જેમ જેમ વિકાસ થતો જશે, નવી શોધો થતી જશે. તેમ તેમ પરમાણુ શક્તિ વધારે ને વધારે સસ્તી થતી જશે, ને કોલસાનાં ક્ષેત્રોથી દૂર એવા પ્રદેશોમાં કોલસામાંથી ઉત્પન્ન થતી વીજળી કરતાં પરમાણુ વીજળી વધારે સસ્તી પડશે, એમાં શંકાને સ્થાન નથી. અત્યારે ૪ નયા પૈસા છે પછીથી ૨-૬ નયા પૈસા દર એકમે પડશે.

( ૫ ) આ ઉપરાંત હાલના તબક્કે પ્રથમ પરમાણુ શક્તિ કેન્દ્રો બાંધવાં એ ભવિષ્ય માટે ખૂબ અગત્યનું છે. તેમનો હેતુ ફક્ત વીજળી પેદા કરવાનો જ નથી પણ વધારે સારું એવું પ્લુટોનિયમ ( બળતણ માટે ) ભવિષ્યની સુધારેલી પરમાણુભઠ્ઠીઓમાં વાપરવા માટે પેદા કરવાનો છે. આવી

સુધરેલી પરમાણુભઠ્ઠીઓ બીજા ૧૦ વર્ષમાં આવતી થશે. એટલે કે જો પરમાણુશક્તિને ભવિષ્યમાં વીજળી ઉત્પન્ન કરવા વાપરવાની હોય—જેની ૧૦થી ૨૦ વર્ષ પછી જરૂર પડવાની જ છે—તો તેને માટે ત્રીજી પંચવર્ષીય યોજનામાં શરૂઆત થઈ જ જવી જોઈએ. નહિ તો આપણે વળી પાછા આ પરમાણુ યુગની 'બસ ચૂકી જઈશું' અને પહેલાંની માફક પછાત પ્રદેશ તરીકે પાછળ જ રહી જઈશું.

(૬) તા. ૧૧ ઓગસ્ટ, ૧૯૫૮ના રોજ ભારતના પરમાણુશક્તિ પંચના પ્રમુખ ડૉ. હોમી ભાભાએ એવી જાહેરાત કરી કે, ભારતનું સૌથી પ્રથમ પરમાણુ શક્તિ કેન્દ્ર અમદાવાદ-મુંબઈ વચ્ચે દરિયાકિનારા પર બાંધવામાં આવશે. તેનું ખર્ચ રૂ. ૫૫ કરોડ થશે અને તે (૨.૫ લાખ કીલોવૉટ) વિદ્યુત પેદા કરશે; ને તે ૧૯૬૬માં વીજળી ઉત્પન્ન કરતું થઈ જશે. પરમાણુભઠ્ઠી ગ્રેફાઈટ ગતિ નિયામક (moderater) અને વાયુ ઉષ્માશામકવાળી (gas cooled) હશે. ત્રીજી પંચવર્ષીય યોજના દરમિયાન, આવાં ત્રણ કે ચાર પરમાણુ કેન્દ્રો બાંધવામાં આવશે. આમાંથી એક રાજસ્થાન અને એક દક્ષિણ ભારતમાં સ્થાપવામાં આવશે. ૧૯૬૪ સુધીમા આ માટે જોઈતું બળતણ આપણા દેશમા પૂરતા પ્રમાણમા પેદા થશે. મુંબઈ રાજ્યના પ્રથમ પરમાણુકેન્દ્રનું બાંધકામ, ૧૯૬૧-માં શરૂ થાય એવી વકી છે. એક પરમાણુશક્તિકેન્દ્ર બાંધતાં ૪ વર્ષ લાગે છે—કોલસાથી ચાલનારા કેન્દ્ર કરતાં ૧ાાથી ૨ વર્ષ વધારે. ડૉ. ભાભાએ એવું પણ કહ્યું છે કે ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે પરમાણુકેન્દ્રોએ ૧૦ લાખ કીલોવૉટ વીજળી પેદા કરવી જોઈએ—ઓછામાં ઓછી ૭.૫ લાખ કીલોવૉટ તો ખરી જ.

(૭) ૧૯૬૪-૬૫માં પરમાણુકેન્દ્ર વીજળી ઉત્પન્ન કરવાનું શરૂ કરે, ત્યારે અમદાવાદની ગ્રીડમાં કોલસામાંથી ઉત્પન્ન કરેલી ૨૦૦,૦૦૦ કીલોવૉટ વિદ્યુત વહેતી હશે અને મુંબઈની ગ્રીડમાં ૯૦૦,૦૦૦ કીલોવૉટ વિદ્યુત વહેતી હશે. આમ ૨૫૦,૦૦૦ કીલોવૉટના પરમાણુકેન્દ્રની સ્થાપિત વિદ્યુત શક્તિ (installed capacity) મુંબઈની ગ્રીડ કરતાં ૨૫ ટકા અને અમદાવાદની ગ્રીડ કરતાં ૧૦૦% કરતાં પણ વધારે હશે. આમ આટલી બધી શક્તિવાળા પરમાણુકેન્દ્રને આટલી નાની-એકલી અમદાવાદની ગ્રીડ સાથે જોડી ન શકાય, એટલે તેને અમદાવાદ તેમ જ મુંબઈની બંને ગ્રીડ સાથે જોડવી જોઈએ. આ બંને ગ્રીડ ત્રીજી પંચવર્ષીય યોજનાના અંત પહેલાં એક મોટી ગ્રીડનો ભાગ બનશે. તે વખતે ૨૫૦,૦૦૦ કીલોવૉટ વિદ્યુતની ખોટ ઊભી થશે એવો અંદાજ છે અને તે આ નવું પરમાણુકેન્દ્ર પૂરી પાડશે.

(૮) બીજો એક પ્રશ્ન તે પરમાણુ શક્તિ કેન્દ્રમાં ઉત્પન્ન થતા કિરણોત્સર્ગી કચરાનો છે. તેને ક્યાં નાંખવો, તેનું શું કરવું એ મોટો પ્રશ્ન છે. વીજળી ઉત્પન્ન કરતું પરમાણુશક્તિકેન્દ્ર સીધેસીધો આવો કચરો પેદા કરતું નથી. પરમાણુ ભઠ્ઠી માટેનું બળતણ બનાવવાના કારખાનામાંથી પણ બહુ મોટા પ્રમાણમાં કિરણોત્સર્ગી કચરો નીકળતો નથી. આવો કચરો દરિયામાં અથવા હવામાં નાખવા બાબત આંતરરાષ્ટ્રીય ધોરણ નક્કી કરેલું છે; અને આ નક્કી કરેલા પ્રમાણથી તે ઓછો હોય જ છે. જેથી માણસ અથવા દરિયાના જીવોને ખાસ નુકસાન થતું નથી.

આ તો જાણે વિદ્યુતશક્તિ મેળવવા માટે આપણે આર્થિક રીતે વિચાર કર્યો. આ ઉપરાંત પરમાણુશક્તિનો આપણા દેશમાં વિકાસ કરવા માટે બીજાં અનેક કારણો છે. આપણે કિરણોત્સર્ગી આઈસોટોપના પ્રકરણમાં તેમની નિઃસીમ ઉપયોગિતા અને ઉદ્યોગ, તબીબીવિજ્ઞાન અને કૃષિવિદ્યામાં નવી જ ક્રાંતિ લાવવાની તેની શક્તિને જોઈ છે. આ ક્ષેત્રમાં દુનિયામાં હરીફાઈ ચાલુ થઈ ગઈ છે. અને આપણે આ બીજા ક્ષેત્રોના વિકાસ માટે પણ પરમાણુશક્તિની જરૂર છે.

(૧૦) આપણે અત્યારે દુનિયામાં પરમાણુવિદ્યુત વાપરનારા દેશોમાં છઠ્ઠા નંબરે છીએ અને એશિયામાં (રશિયા બાદ કરતાં) પ્રથમ નંબરનો દેશ છીએ. એટલે એશિયાના બીજા દેશના લોકો અહીં ભારતમાં આ બાબતનું જ્ઞાન લેવા આવી શકે એવી વ્યવસ્થા કરવામાં આવી છે.

૩

## ભારતની પરમાણુવિદ્યુત યોજના

લાંબા ગાળા માટે ભારતનો શક્તિનો પ્રશ્ન ઉકેલવા માટે આ પરમાણુશક્તિકેન્દ્રો બાંધવાને આપણે પ્રેરાયા છીએ. આથી ભારત સરકારને માટે દેશના વિકાસનું આયોજન કરવું પણ સહેલું બને છે. વળી પરમાણુમાંથી વીજળી મેળવવા માટે લાંબા સમયનું આયોજન જરૂરી છે, એ તો આપણે જોયું. કોઈ પણ યોજનાને અમુક તબક્કામાં વહેંચી નાંખવી—

એ અત્યારની યોજનાઓનું મુખ્ય લક્ષણ છે.

ડૉ. ભાભાએ ભારતમાં પરમાણુમાંથી વીજળી મેળવવા માટે ૧૫-વર્ષના ગાળાની એક લાંબી યોજના રજૂ કરી છે. આ યોજનાનું મુખ્ય ધ્યેય એ છે કે, ભવિષ્યમાં પરમાણુભઠ્ઠી માટે બળતણ મેળવવા આપણે બીજા કોઈ દેશ પાસે હાથ ન ધરવો પડે કે પરમાણુશક્તિની કોઈ આંતરરાષ્ટ્રીય સંસ્થા ઉપર આધાર રાખવો ન પડે. આપણે આપણી જરૂરિયાતો પૂરી પાડી શકીએ એવું બનવું જોઈએ. નહિ તો આંતરરાષ્ટ્રીય રાજકારણમાં જે રમત રમાઈ રહી છે, તેમાં આપણે ક્યાંક ફસાઈ જઈએ એવો ભય રહે છે. આ ૧૫-વર્ષની યોજનામાં યુરેનિયમનું મહત્ત્વ ભારતના વિકસતા ઉદ્યોગો માટે ખૂબ જ છે.

આ ૧૫ વર્ષની લાંબી યોજનાને પાંચ પાંચ વર્ષના ત્રણ તબક્કામાં વહેંચી નાખવામાં આવી છે જેડેની આકૃતિમાં




**ભારતની પરમાણુ કાર્યક્રમની ૧૫ વર્ષની યોજના**

પ્રથમ પાંચ વર્ષ દરમિયાન ફક્ત નૈસર્ગિક યુરેનિયમ વાપરવામાં આવશે; ત્યાર પછી આ આકૃતિના ડાબા ભાગમાં બતાવેલી યોજના તદ્દન દૂર થશે બીજા પાંચ વર્ષ દરમિયાન નૈસર્ગિક યુરેનિયમ તેમ જ થોરિયમ બંને વપરાશે અને છેલ્લા પાંચ વર્ષમાં એકલું થોરિયમ વપરાવા માંડશે.

મોનાઝાઈટ રેતીમાંથી યુરેનિયમ અને થોરિયમ કાઢવામાં આવે છે. શરૂઆતનાં પાંચ વર્ષ દરમિયાન આપણે પરમાણુ ભઠ્ઠીમાં બળતણ તરીકે નૈસર્ગિક યુરેનિયમ વાપરીશું. આ યુરેનિયમમાંથી આપણને જોઈતું પ્લુટોનિયમ પાંચ વર્ષને અંતે મળી રહેશે. આપણી પાસે પૂરતું પ્લુટોનિયમ થયું હતાં, આ આકૃતિમાં દર્શાવેલા ડાબા ભાગને તદ્દન કાઢી નાખવામાં આવશે અને એકલો જમણી બાજુનો ભાગ કામ કરશે.

બીજા પાંચ વર્ષના તબક્કામાં આપણે, નૈસર્ગિક યુરેનિયમ અને થોરિયમને બળતણ તરીકે વાપરીશું; અને અંતે ત્રીજા પાંચ વર્ષના તબક્કામાં આપણે થોરિયમનો જ બળતણ તરીકે ઉપયોગ કરીશું. આકૃતિમાં બતાવ્યા પ્રમાણે યુરેનિયમ-૨૩૮ (નૈસર્ગિક યુરેનિયમ)માંથી પ્લુટોનિયમ-૨૩૯ બને છે. આ પ્લુટોનિયમનો બળતણ તરીકે ઉપયોગ કરી શકાય છે. આ પ્લુટોનિયમની મદદથી થોરિયમમાંથી યુરેનિયમ-૨૩૩ ઉત્પન્ન કરી શકાય છે. નિસર્ગમાં યુરેનિયમ-૨૩૩ મળતું નથી. જો કે થોરિયમ ને પરમાણુ બળતણ તરીકે વાપરી ન શકાય, પણ તેમાંથી આ રીતે બનતું યુરેનિયમ-૨૩૩ પરમાણુ ભઠ્ઠીમાં બળતણ તરીકે વાપરી શકાય તેમ છે. આ જાતની યોજના કરવાનો હેતુ એ છે કે આપણી પાસે નૈસર્ગિક યુરેનિયમ એટલું બધું નથી. જ્યારે થોરિયમ તો આપણી પાસે ખૂબ જ છે—દુનિયામાં વધારેમાં વધારે થોરિયમ ધરાવતા દેશોમાં આપણે એક છીએ. આ જાતની થોરિયમમાંથી U-૨૩૩ બનાવી શકે ને યુરેનિયમ-૨૩૮માંથી પ્લુટોનિયમ બનાવી શકે, તેવી પરમાણુ ભઠ્ઠીઓને સંવર્ધક પરમાણુભઠ્ઠી (Breeder Reactor) કહેવામાં આવે છે. આને માટે અહીં તેમ જ ઇંગ્લૅંડમાં અનેક પ્રયોગો ચાલી રહ્યા છે. ઇંગ્લૅંડમાં ડુનરે (Dounreay)માં આવી Breeder Reactor બંધાઈ રહી છે. ડૉ. ભાભાના માનવા પ્રમાણે ૧૦થી ૧૫ વર્ષમાં પરમાણુ સંગલન (Fusion)માંથી વિદ્યુત ઉત્પન્ન કરી શકાશે. એટલે તે સમયે માનવજાત માટે શક્તિ—વીજળીનો પ્રશ્ન હંમેશને માટે ઉકેલાઈ જશે.

ડૉ. ભાભાએ આ ઉપરાંત ભારતના ઝડપી વિકાસ માટે અમુક અગત્યની બાબતોમાં ધ્યાન ખેંચ્યું છે તે નોંધ પાત્ર છે.

સૌથી પ્રથમ આપણી કેળવણી પદ્ધતિમાં નવી જ ક્રાંતિ લાવવાની જરૂર છે. આપણી પાસે પૂરતા ટેક્નિકલ અને વૈજ્ઞાનિક માણસો નથી અને તે માટે આપણી કેળવણીમાં નવા યુગને યોગ્ય એવા ફેરફાર કરવા જોઈએ. એટલે આ ૧૫ વર્ષની યોજના ખૂબ અગત્યની છે. આપણે આપણી ભવિષ્યની જરૂરિયાતોનો અભ્યાસ કરવો પડશે અને તેને મેળવવા માટે બધા જ પ્રયત્ન કરવા પડશે, તેને માટે આયોજન કરવું પડશે – અને તો જ દુનિયાના પરમાણુ ક્ષેત્રે પ્રથમ દેશ અને આપણે છઠ્ઠા નંબરના દેશ વચ્ચે જે વિશાળ ભેદ છે, તેને આપણે ઘટાડી શકીશું. ભવિષ્યમાં ઉદ્યોગોનો વિકાસ થતાં આપણે વધારે ને વધારે મોટી યોજનાઓ ઘડવી પડશે અને તે માટે વધારે ને વધારે ટેક્નિકલ અને વૈજ્ઞાનિક વ્યક્તિઓની જરૂર પડવાની. ડૉ. ભાભા કહે છે કે આ રીતે જોતાં આપણી મોટી વસ્તી –૪૦ કરોડની–આપણને ફાયદાકારક છે. આટલાં બધાં માણસોમાંથી આપણને પૂરતા પ્રમાણમાં ટેક્નિકલ અને વૈજ્ઞાનિક વ્યક્તિઓ મળી શકશે. રશિયાએ ટૂંકા ગાળામાં જે ઝડપી વિકાસ કર્યો છે તેનું રહસ્ય ડૉ. ભાભા વિજ્ઞાનના શિક્ષણમાં જણાવે છે:

"Education was given first place in the Russian programme. The economic and social position of scientist in Russia to-day is far above that granted to scientists in other countries and it was the Russian insistence on recognising the importance of Science that has brought Russia to the position she is to-day."

આમ પછાત દેશના વિકાસમાં યોગ્ય કેળવણી કેટલો અગત્યનો ભાગ ભજવે છે તે આ ઉપરથી જોઈ શકાશે. (હજુ ભારતમાં રડ્યા ખડ્યા જે પ્રયત્નો થાય છે તે પણ વાંઝિયા નીવડે છે. દા. ત. ડૉ. ભાભાએ મુંબઈ વિશ્વવિદ્યાલયને ભૌતિકશાસ્ત્ર માટેનો કોર્સ ઘડી આપ્યો હતો– પણ તે પર આ વિશ્વવિદ્યાલયે ખાસ ધ્યાન આપ્યું હોય તેમ જણાતું નથી.)

બીજો એક અગત્યનો પ્રશ્ન તે આપણી વધતી જતી વસ્તીનો છે. ડૉ. ભાભા કહે છે: આપણી વસ્તી દર વર્ષે ૧.૩ ટકા જેટલી વધે છે. આપણા દેશનું ઔદ્યોગીકરણ થતાં તેમનું જીવનધોરણ ઊંચું આવશે. વળી દુનિયાના બીજા દેશોના અનુભવ પરથી કહી શકાય કે જેમ લોકોનું જીવનધોરણ ઊંચું આવે છે, તેમ તેમ તેઓ ઓછાં ને ઓછાં બાળકો માટે ઝંખે છે. અર્થાત્ જન્મપ્રમાણ ઓછું થાય છે જીવનના સંતોષો પોષવાની વિશાળ શક્યતાઓ પ્રગટ્યા પછી, જીવન ધોરણ અને કેળવણી–સંસ્કારનું ધોરણ ઊંચું ગયા પછી લોકો કુટુંબનિયોજન તરફ સહેલાઈથી વળે છે.

આમ વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવવી એ મહત્વનું છે. ડૉ. ભાભા કહે છે કે: "Science is the philosophy of today"

૪

## ભારતનો પરમાણુશક્તિનો કાર્યક્રમ:

પરમાણુ શક્તિમાંથી વીજળી મેળવવા અને તેનો કૃષિવિદ્યા, જીવનશાસ્ત્ર, તબીબી વિજ્ઞાન, અને સંશોધનમાં વધારે ઉપયોગ કરવા, તેમજ મોટા પાયા પર પરમાણુ-વીજળી મેળવવા, મોટા પ્રમાણમાં જોઈતી ઔદ્યોગિક વસ્તુઓ મેળવવા, હાલ ભારતમાં કઈ જાતનો વિકાસ અને કાર્ય થઈ રહ્યું છે, તેનો કંઈક ખ્યાલ લેવો જરૂરી છે. ભારતમાં શાંતિજન્ય ઉપયોગો માટે પરમાણુશક્તિ વિકસાવવા ઇ. સ. ૧૯૪૮ના ઓગસ્ટમાં પરમાણુશક્તિ ધારા, ૧૯૪૮ પ્રમાણે પરમાણુ-શક્તિ પંચ (Atomic Energy Commission) ની સ્થાપના થઈ હતી. આ પંચમાં ત્રણ સભ્યો હતા – ડૉ. હોમી ભાભા, મહૂંમ સર એસ. એસ. ભાટનાગર અને ડૉ. કે. એસ. કૃષ્ણન્. આ પંચ Ministry of Natural Resources and Scientific Research ની સલાહકાર સમિતિ તરીકે કામ કરતું. પણ પરમાણુશક્તિનો વિકાસ કરવા ૧૯૫૪ સુધી ખાસ કંઈ પ્રયત્ન થયો નહોતો. ત્યાર પછી ઇ. સ. ૧૯૫૪ના ઓગસ્ટમાં ભારત સરકારે Department of Atomic Energyની સ્થાપના કરી અને તેને બધા હક્ક આપ્યા. તેની મુખ્ય ઓફીસ મુંબઈમાં રાખવામાં આવી અને તે ભારતના વડા પ્રધાનના હાથ નીચે કામ કરે છે. આ પરમાણુશક્તિ વિભાગના હાલના સેક્રેટરી ડૉ. હોમી ભાભા છે.

આ વિભાગની યોજનાઓને મૂર્તિમંત સ્વરૂપ આપવા

માટે મુંબઈની પાસે આવેલ ટ્રોમ્બેમાં Atomic Energy Establishment સ્થાપવામાં આવ્યું છે. ટ્રોમ્બે મુંબઈ સેન્ટ્રલથી લગભગ ૧૫ માઈલ દૂર છે. તે Atomic Energy Establishment લગભગ ૨૦૦૦ એકર જેટલી જગ્યા રોકે છે. અને ટ્રોમ્બેની ટેકરી તેને તેના ટ્રોમ્બેના ઔદ્યોગિક પ્રદેશથી તદ્દન જુદી પાડી દે છે. Establishment ની પૂર્વની બાજુએ મુંબઈ બંદરનો ઉપલો ભાગ આવેલો છે. અહીં જુદાં જુદાં કાર્યો માટે મકાનો બાંધવાની યોજના તૈયાર થઈ ગઈ છે; તેમાંથી થોડાં મકાન બંધાઈ પણ ગયાં છે, જ્યારે બાકીનાં બંધાઈ રહ્યાં છે. પણ મકાનો થાય તે પહેલાં સંશોધન (Research) શરૂ કરવા માટે કામચલાઉ સ્થળો પસંદ કરવામાં આવ્યાં છે: Tata Institute of Fundamental Researchમાં Physics and Engineering Divisions (ભૌતિક શાસ્ત્ર અને એન્જિનિયરીંગ વિભાગો) આવેલા છે જ્યારે Indian Cancer Research માં Biological and Medical Divisions (જીવનશાસ્ત્ર અને તબીબી વિજ્ઞાન વિભાગો) આવેલા છે. અને મુંબઈના બીજા વિભાગમાં Chemistry Divisions (રસાયણ વિભાગ) આવેલો છે. આ Atomic Energy Establishment Trombay ના મુખ્ય એક્ઝીક્યુટીવ ઓફીસરને Controller (નિયામક) કહેવામાં આવે છે. ઇ. સ. ૧૯૫૮માં આ પરમાણુશક્તિ પંચમાં સુધારા થયા છે અને હવે ડૉ. હોમી ભાભાને આ પંચના પ્રમુખ (Chairman) નીમવામાં આવ્યા છે.

ભારત સરકારના પરમાણુશક્તિ વિભાગનાં મુખ્ય ચાર કાર્ય છે. (૧) પરમાણુશક્તિ ઉત્પન્ન કરવામાં ઉપયોગી એવી ખનીજ શોધવા માટે સર્વે (Survey) કરવો (૨) આ ખનીજો પર મોટા ઔદ્યોગિક ધોરણે પ્રક્રિયા કરી તેમાંથી ધાતુઓ મેળવવી (૩) પરમાણુશક્તિના ક્ષેત્રે સંશોધન (Research) કરવું ને તેનો ફેલાવો ભારતનાં વિશ્વવિદ્યાલયોમાં કરવો (૪) અને વૈજ્ઞાનિક ને ટેકનિકલ વ્યક્તિઓને તાલીમ આપવી. આ ઉપરાંત પરમાણુશક્તિ વિભાગ વિશ્વકિરણો અંગેના સંશોધન માટે જુદાં જુદાં વિશ્વવિદ્યાલયોને ખર્ચ આપે છે: દા. ત. Institute of Nuclear Physics, Calcutta; Bose Institue, Calcutta; Physical Research Laboratory, Ahmedabad. અહીં ખાસ ધ્યાન ખેંચવું જરૂરી છે કે પરમાણુનું બંધારણ — અર્થાત્ પદાર્થ શાનો બનેલો છે, તે વિરાટ અને જટિલ પ્રશ્નના ઉકેલ સાથે વિશ્વકિરણો ખૂબ સંકળાયેલાં છે. આ વિષયમાં ડૉ. ભાભાએ ઘણું સંશોધન કરેલું છે અને તે વિષેની તેમની Cascade Theory માટે તેઓની વિજ્ઞાનજગતમાં ખ્યાતિ છે.

સૌથી પ્રથમ તો પરમાણુભઠ્ઠી માટે બળતણ મેળવવા કારખાનું ઊભું કરવામાં આવ્યું છે. કેરાલામાં મોનાઝાઈટ રેતી ખૂબ જ છે અને તેમાંથી Rare Earths કાઢવા માટે આલ્વાયેમાં (Alwaye) Indian Rare Earth Ltd.નું કારખાનું શરૂ થયું છે. આ કારખાનું થોરિયમ અને યુરેનિયમવાળી કેક (પૂરી) બનાવે છે. આ કેકને ટ્રોમ્બે લાવવામાં આવે છે. ટ્રોમ્બેમાં આ કેકમાંથી અતિશુદ્ધિ યુરેનિયમ અને થોરિયમના ક્ષારો મેળવવા માટે કારખાનું છે. આ કારખાનું ભારતના જ વિજ્ઞાનીઓ અને એન્જીનિયરોએ બાંધેલું છે. તે ઈ. સ. ૧૯૫૪થી કાર્ય કરવા લાગ્યું છે. અને તેની ઉત્પાદનશક્તિ અત્યારે ૭ ગણી છે. ટ્રોમ્બેમાં બીજું એક નાનું કારખાનું છે; તેમાં યુરેનિયમના ક્ષારમાંથી પરમાણુભઠ્ઠીમાં વાપરી શકાય તેવી યુરેનિયમ ધાતુ બનાવવામાં આવે છે. આ કારખાનું ૧૯૫૮થી કાર્ય કરતું થયું છે. તે આપણને પ્રયોગો માટે અને અત્યારે જે પરમાણુભઠ્ઠીઓ બંધાઈ રહી છે તેને માટે પૂરતું યુરેનિયમ પૂરું પાડશે. તથા આપણા વિજ્ઞાનીઓ અને ટેક્નિકલ માણસોને મોટા યુરેનિયમનાં કારખાના બાંધવા માટે પૂરતો અનુભવ આપશે. આવા કારખાનાંની આપણને ભવિષ્યમાં મોટા પ્રમાણમાં પરમાણુ વીજળી ઉત્પન્ન કરવા માટે જરૂર પડવાની છે.

આ બળતણનાં શુદ્ધ તત્ત્વોને પરમાણુ ભઠ્ઠીમાં વાપરી શકાય એવું સ્વરૂપ આપવા માટે પણ એક નાનું કારખાનું બાંધવામાં આવ્યું છે—તેને Fuel Element Fabrication Plant, Trombay કહેવામાં આવે છે. ડૉ. ભાભાની છેલ્લામાં છેલ્લી જાહેરાત પ્રમાણે તે ૧૯૫૯ના ઑક્ટોબર માસમાં મોટા પ્રમાણમાં ઉત્પાદન કરતો થઈ જશે. આ કારખાનું આપણી હાલની પરમાણુ ભઠ્ઠીઓ માટે નૈસર્ગિક યુરેનિયમ ઉત્પન્ન કરવા ઉપરાંત, નવી જાતના બળતણ માટેનાં તત્ત્વો અને તેમને મૂકવા માટેના આવરણ (Canning) વિષે સંશોધન કરવામાં પણ મદદ કરશે.

આપણે આગળ જોયું તેમ પરમાણુ ભઠ્ઠીમાં ખૂબજ ગરમી ઉત્પન્ન થાય છે અને પરમાણુભઠ્ઠીના બળતણને જે ધાતુના

આવરણમાં મૂકવામાં આવે છે, તે ધાતુ આટલી બધી ગરમી સહન કરી શકે તેમ છે કે નહિ, તે માટેના પ્રયોગો ખૂબ અગત્યના છે. ભારત આખી દુનિયામાં વધારેમાં વધારે ઉત્પાદન કરતા દેશોમાં વિરલ ખનીજ બેરીલ ( Beryl ) ઉત્પન્ન કરનાર એક દેશ છે. આ ખનીજમાંથી બેરિલિયમ ( Beryllium ) નામની ધાતુ મળે છે. અત્યારે આપણે દર વર્ષે હજારો ટન બેરિલ ઉત્પન્ન કરીએ છીએ. બેરિલિયમ ઓક્સાઈડ ( Beryllium oxide ) ગતિ નિયામક ( Moderator ) તરીકે પરમાણુભઠ્ઠીમાં કામ આપી શકે તેવી શક્યતા છે. અને બેરિલિયમ ધાતુ કે તેની કોઈ એલોય ( Alloy ) પરમાણુ ભઠ્ઠીના બળતણના આવરણ ( can ) તરીકે વાપરી શકાશે તેવી પણ આશા છે. આ માટે પરમાણુભઠ્ઠીમા વાપરી શકાય તેવો શુદ્ધ બેરિલિયમ ઓક્સાઈડ બનાવવા અને તેની પાટો બનાવવા માટે એક શરૂઆતનું પ્રાયોગિક કારખાનું પણ નાખવામાં આવનાર છે. આ કારખાનામાં દર વર્ષે ૧૫ટન બેરિલિયમ ઓક્સાઈડ બનશે; આગળ જતાં આના કરતાં અનેક ગણું ઉત્પાદન કરી શકાય એવી વ્યવસ્થા પણ ગોઠવેલ છે. શરૂઆતના નિરીક્ષણ પછી એવું માલુમ પડયું છે કે યુરોપમાં જે ભાવે બેરિલિયમ ઓક્સાઈડ પડે છે, તેના કરતા પણ ઓછા ભાવે ભારતમાં બેરિલિયમ ઓક્સાઈડ ઉત્પન્ન કરી શકાશે.

આપણે આગળ જોયું તેમ ભારે પાણીને પણ પરમાણુ ભઠ્ઠીમાં ગતિ નિયામક ( Moderater ) તરીકે વાપરી શકાય છે. તેની જરૂર Canada India Reactor માટે છે જ. તે ઉપરાંત ભવિષ્યમાં પણ તેની જરૂર પડવાની. આ માટે ભારતમાં ભારે પાણી ( Heavy water ) મોટા પ્રમાણમા પેદા કરવા માટે, પાણી અને એમોનિયમ સલ્ફેટ સાથે પેદા કરવા માટે, નાંગલમાં એક મોટું કારખાનું બંધાઇ રહ્યું છે. તે દર વર્ષે ૭૪૦, ૦ ટન ખાતર અને ૧૫ ટન ભારે પાણી ( D2o ) પેદા કરશે. આ કારખાનુ ૧૯૬૧ના જુન જુલાઈ માસમાં કાર્ય કરતુ થઇ જશે. આ કારખાનું નાંગલમા એટલા માટે બાંધવામાં આવ્યું છે કે તેને ભાકરા બંધ માંથી સસ્તી વીજળી મળી શકે તેને દર વર્ષે ૧૧૦,૦૦૦ કીલોવોટ વીજળીની જરૂર પડશે. આ કારખાનામાથી ઉત્પન્ન થતા ભારે પાણીની કિંમત દર રતલે લગભગ ૨૦ ડોલર ( રૂ. ૯૦ લગભગ.) પડશે. આ કારખાનાને Heavy-Water plant at Nangal કહેવામાં આવે છે. ભારતમાં બીજાં અનેક ખાતરનાં કારખાનાં ( એમોનિયમ સલ્ફેટ ) બીજી પંચવર્ષીય યોજના દરમિયાન બાંધવામાં આવનાર છે, તે આ બધાંમાં ભારે પાણી ઉત્પન્ન કરવામાં આવશે. દા. ત. સિન્દ્રીના ખાતરના કારખાનામાં ભારે પાણી ઉત્પન્ન કરવાની શરૂઆત થઈ ગઈ છે. આ ઉપરાંત પરમાણુભઠ્ઠીમા ગતિનિયામક તરીકે વાપરી શકાય એવું શુદ્ધ ગ્રેફાઈટ ઉત્પન્ન કરવાનું કારખાનું આસામની એક રીફાઈનરીમાંથી મળતા કોક ( Coke – કાર્બનની એક જાત )-માંથી બાંધવા માટે પણ અભ્યાસ થઈ રહ્યો છે. અને ટ્રોમ્બેના Atomic Energy Establishmentમાં પણ આ માટે પ્રયોગો થઈ રહ્યા છે.

વળી કેરાલામાં સમુદ્રકિનારે આવેલી રેતીમાંથી ઝરકોન (Zircon) નામની ખનીજ મળે છે – આ રેતી ખૂબ મોટા પ્રમાણમાં છે અને આ ખનીજમાંથી ઝરકોનિયમ (Zirconium) નામની ધાતુ મળે છે. પરમાણુભઠ્ઠીમાં વપરાતા બળતણ ( દા. ત. યુરેનિયમ )ના આવરણ તરીકે (Canning) આ ધાતુનો ઉપયોગ થઈ શકે તેમ છે. કારણ કે તે ખૂબ ઊંચું ઉષ્ણતામાન સહી શકે છે. પણ આ ધાતુને વાપરી શકાય તે પહેલા તેનામા ભેગ તરીકે રહેલ હાફનિયમ ( Haffnium ) ધાતુને તેનાથી જુદી કરવી જોઈએ. આ માટે ટ્રોમ્બેમાં ખૂબ સંશોધન ચાલી રહ્યું છે અને તેના વિષે ૧૯૫૫ના ઓગસ્ટમા જીનીવામાં ભરાયેલી geneva Conference on the Peaceful Uses of Atomic Energyમા ભારતે એક સંશોધન પત્ર (Research paper) વાચ્યું હતું. તેમાં વર્ણવેલી પ્રક્રિયામાં હાફનિયમ છૂટું પાડવા માટે વચ્ચે અનેક પગથિયા હતાં. પણ ભારતના વિજ્ઞાનીઓના છેલ્લામાં છેલ્લા સંશોધન પ્રમાણે ફક્ત એક જ પગથિયું વટાવતાં ઝરકોનિયમથી હાફનિયમ છૂટું પાડી શકાય તેમ છે.

ડો. ભાભાએ અનેક વખત કહ્યું છે કે, કોઈ પણ દેશ જો પરદેશની મદદ પર આધાર રાખવા ન ઇચ્છતો હોય, તેની પાસે સંશોધન અને વિકાસ માટે પોતાનું કેન્દ્ર હોવું જોઇએ – જેમા અત્યાર સુધી નહિ ખેડાયેલી એવી અનેક શક્યતાઓના સંશોધન ઉપરાંત, તે વિષયનો વ્યવહાર અનુભવ ( Practical Experience ) અને તે વિષયમાં ટેકનિકલ જ્ઞાન પણ આપી શકાય, આ ઉપરાંત તેમાં પરમાણુભઠ્ઠી માટેનું બળતણ ઉત્પન્ન કરવું અને નવી નવી

જાતની પરમાણુભઠ્ઠીઓ બનાવવા માટેના પ્રયોગો, કરવા તેમ જ બીજાં અનેક ક્ષેત્રો – ઉદ્યોગ, તબીબીવિજ્ઞાન, જીવશાસ્ત્ર, ભૌતિકશાસ્ત્ર, એન્જીનિયરીંગ વગેરેમાં સંશોધન કરવા માટે પણ આવું પરમાણુશક્તિ કેન્દ્ર જરૂરી છે. આ બધું ખ્યાલમાં રાખી Atomic Energy Establishment at Trombayની ઈ. સ. ૧૯૫૪માં સ્થાપના કરવામાં આવી હતી જેનું ઉદ્‌ઘાટન પં. જવાહરલાલે ઈ. સ. ૧૯૫૭માં કર્યું હતું. ૧૯૫૭માં અહીં ૬૦૦ જેટલા વિજ્ઞાનીઓ અને ટેકનિકલ માણસોનો સ્ટાફ હતો. અને ૧૯૫૯મા તે ૮૦૦ થશે. અને ૧૯૫૯માં એનો કારભાર ચલાવનારા, વર્કશોપમાં કામ કરનારા વગેરે થઈ કુલ ૨૦૦૦ માણસો હશે. તાલીમ પામેલા વૈજ્ઞાનિક અને ટેકનિકલ માણસો સતત પૂરા પાડવા માટે એક તાલીમ વર્ગ અહીં શરૂ કરવામાં આવ્યો છે. અહીં વિશ્વવિદ્યાલયોમાંથી દર વર્ષે ૨૫૦ નવજુવાન સ્નાતકો અને એન્જીનિયરોને દાખલ કરવામાં આવશે, ને તેમને એક વર્ષ માટે અહીં તાલીમ આપવામાં આવશે, જેથી તેઓ આપણા પરમાણુશક્તિ કાર્યક્રમમાં યોગ્ય ભાગ ભજવી શકે. ભવિષ્યમા આ શાળામાં દર વર્ષે ૩૫૦ વિદ્યાર્થીઓને દાખલ કરવામા આવશે, એવી આશા રાખવામાં આવે છે.

## ૫

## ભારતની પરમાણુભઠ્ઠીઓ

આટલું બધું સંશોધન, આટલા બધા પ્રયોગો ને આટલાં બધાં કારખાનાંનો સમારોહ ભારતમાં પરમાણુભઠ્ઠીઓ બાંધવા માટે કરવામાં આવ્યો છે.

પરમાણુભઠ્ઠી બે હેતુથી બાંધવામાં આવે છે. (૧) સંશોધન માટેની પરમાણુભઠ્ઠીઓ (Reactor) અને (૨) વીજળી ઉત્પન્ન કરવા માટેની પરમાણુભઠ્ઠીઓ (Power Reactors). આ સંશોધન માટેની પરમાણુભઠ્ઠીઓનો ઉપયોગ સંશોધનનાં અનેક ક્ષેત્રોમાં કરવા ઉપરાંત, વીજળી ઉત્પન્ન કરવાની પરમાણુભઠ્ઠી વિષે સંશોધન કરવાનો હોય છે. ભારતમાં હાલ જે પરમાણુભઠ્ઠીઓ છે અને બંધાઈ રહી છે, તે સંશોધન માટેની છે – તેમનાં નામ છે: (૧) અપ્સરા (૨) કેનેડા-ઈન્ડિયા રિએક્ટર. (૩) 'ઝર્લિના. વીજળી ઉત્પન્ન કરવા માટેની પ્રથમ પરમાણુભઠ્ઠી મુંબઈ રાજ્યમાં સ્થાપવા માટેનાં ચક્રો ગતિમાન થઈ ગયાં છે અને તેનું બાંધકામ ઈ. સ ૧૯૬૧માં શરૂ થઇ જશે.

### (૧) અપ્સરા—

ટ્રોમ્બેમાં આવેલી ભારતની સર્વ પ્રથમ પરમાણુભઠ્ઠી તરવાના હોજના પ્રકારની છે. તેને ભારતીય વિજ્ઞાનીઓ અને એન્જીનિયરોએ ભારતીય ઉદ્યોગે પેદા કરેલી વસ્તુઓથી (બળતણના તત્ત્વ સિવાય) બાંધી હતી. તે માટેનું બળતણ સમૃદ્ધ યુરેનિયમ (enriched Uranium), ઈંગ્લંડની United Kingdom Atomic Energy Authority એ ભારતને પૂરું પાડેલું. તેને બાંધવા માટેનો નિર્ણય ૧૯૫૫ના એપ્રીલમાં લેવામાં આવ્યો હતો. લગભગ એક વર્ષમાં તે બાંધી નાખવામાં આવી હતી. (૪ ઑગસ્ટ ૧૯૫૬) ૧૯૫૬ની ૪ થી ઑગસ્ટે આ પરમાણુભઠ્ઠી કામ કરતી થઈ ગઈ હતી. તેને તરવાના હોજના પ્રકારની ભઠ્ઠી એટલા માટે કહેવામાં આવે છે કે તેના **ગર્ભભાગને** (Core) સામાન્ય પાણીના મોટા હોજમાં લટકાવવામાં આવેલ છે. સમૃદ્ધ યુરેનિયમ અને એલ્યુમિનિયમની એલોયને (Alloy) એલ્યુમિનિયમની બે તકતી વચ્ચે મૂકી બનાવેલા બળતણના ૩૦ ટુકડાઓને ૭ ઈંચ જાડી એલ્યુમિનિયમની ગ્રીડ (grid) તકતી પર ખૂબ પાસે પાસે ગોઠવીને આ **ગર્ભભાગ** બનાવેલો છે. આ ગર્ભભાગનું કદ ૧૮"×૧૮"×૨૪" છે, અને તેને ચાલુ કરવા માટે ૭.૭ રતલ યુરેનિયમ-૨૩૫ની જરૂર પડે છે. તેમાં ન્યુટ્રોન શોષી લે તેવા કેડ્‌મિયમ ધાતુના નિયંત્રક સળિયા (Control rods) છે, તેમને અંદર નાખવાથી કે બહાર કાઢવાથી પરમાણુભઠ્ઠીમાંની પ્રક્રિયા પર અંકુશ રાખી શકાય છે. પાણીનો હોજ ૧૦ ફૂટ પહોળો, ૨૮ ફૂટ લાંબો અને ૨૮ ફૂટ ઊંડો છે. હોજમાંનું પાણી ગતિનિયામક (Moderator) તરીકે કામ આપે છે અને તેથી ન્યુટ્રોનને મંદ ગતિવાળા કરે છે, વળી તે ઉષ્માશામક તરીકે પણ કામ આપે છે અને પરમાણુભઠ્ઠામાં ઉત્પન્ન થતાં વિકિરણો સામે રક્ષણકવચ તરીકે કામ આપે છે. આ હોજની ઉપર ફરી શકે એવી એક ટ્રોલી મૂકેલી છે અને તેના પરથી પરમાણુભઠ્ઠીના ગર્ભભાગને પાણીમાં લટકાવવામાં આવ્યો છે—આ ટ્રોલીથી ગર્ભભાગને પાણીની અંદર ગમે તે જગાએ ખસેડી શકાય છે. આ હોજની ભીંતો ૮½ ફૂટ જાડી છે અને તે કોંક્રિટની બનાવેલી છે. તેનાથી પરમાણુભઠ્ઠીની પાસે કામ કરતા માણસોને વિકિરણોની, અસર થતી નથી. આ કોંક્રિટની ભીંતમાં દાટેલા સીસાની ૪"×૬"ની નળીઓ બનાવેલી, છે—તેમાંથી ન્યુટ્રોન

મેળવી શકાય છે અને ન્યુટ્રોનના ગુણધર્મોનો અભ્યાસ કરી શકાય છે. આ યોજના એક છેડે રક્ષણકવચનો ખૂણો (Shielding Corner) છે. અહીં કોંક્રિટની ભીંતને બદલે ૧" જાડું એલ્યુમિનિયમનું પતરું છે. તેનાથી કોઈપણ પદાર્થ, યા ધાતુ આ વિકિરણોથી કેટલું રક્ષણ આપી શકે તેનો અભ્યાસ કરવામાં આવે છે.

આ પરમાણુભઠ્ઠી બાંધવામાં રોકાયેલા ભારતીય વિજ્ઞાનીઓ અને એન્જીનિયરોની ટુકડીના દિગ્દર્શક શ્રી એન. બી પ્રસાદ હતા, જ્યારે અપ્સરાની અંકુશપદ્ધતિ (Control System) બાંધવામાં દિગ્દર્શક શ્રી એ. એસ. રાવ હતા અને તેમણે એક વર્ષ જેટલા ટૂંકા ગાળામાં આ ભગીરથ કાર્ય પાર પાડ્યું છે. શ્રી એ. એસ. રાવ ઇલેક્ટ્રોનિક્સ વિભાગના વડા છે; ત્યારે શ્રી એન. બી. પ્રસાદ એન્જીનિયરીંગ વિભાગના વડા છે. (શ્રી શ્રીનિવાસન તેમના સાથી છે.) આ બંને વિજ્ઞાનીઓએ લાંબા લાંબા સરવાળા, બાદબાકી અને બીજા આંકડાઓ ગણવા માટે ભારતીય પરમાણુશક્તિ પંચ માટે ઇલેક્ટ્રોનિક ગણકો (Electronic Computers) બનાવ્યા છે અને ડો. ફડકે દસ અંકિડા સુધીના હિસાબ ગણી શકે એવું એક ઇલેક્ટ્રોનિક ગણક બનાવી રહ્યા છે.

અપ્સરા બાંધવા માટે રૂા. ૭૫ લાખનો ખર્ચ થયો હતો. તે અત્યારે પરમાણુશક્તિ માટેની ટેક્નોલોજીમાં માણસોને તાલીમ આપવાની ભારતની મુખ્ય શાળા છે. ને મૂળભૂત તેમ જ આનુષંગિક સંશોધન (ભૌતિકશાસ્ત્ર, એન્જીનિયરીંગ, અને જીવશાસ્ત્રમાં) માટે પણ તેનો ઉપયોગ થાય છે. આ ઉપરાંત કૃષિવિદ્યા, તબીબીવિજ્ઞાન અને ઉદ્યોગોમાં ઉપયોગી એવા અનેક કિરણોત્સર્ગી આઇસોટોપ હવે અપ્સરા પેદા કરે છે. અપ્સરામાંથી ભારતનાં અનેક દવાખાનાંમાં રોગના નિદાન અને ઉપચાર માટે ફોસ્ફરસ અને આયોડિનના કિરણોત્સર્ગી આઇસોટોપ પૂરા પાડવામાં આવે છે. ને ખાસ સંશોધનો માટે વિજ્ઞાનીઓની વિનંતિથી ખાસ પ્રકારના કિરણોત્સર્ગી આઇસોટોપ બનાવવામાં આવે છે. જીવશાસ્ત્રમાં અત્યારે અપ્સરાની મદદથી ખૂબ અગત્યનું સંશોધન થઈ રહ્યું છે. ડો. ભાભાએ ૪ ઓગસ્ટ, ૧૯૫૯ના રોજ જાહેર કર્યું હતું તે મુજબ, ૩ વર્ષના ગાળામાં તેની પ્રગતિ નોંધપાત્ર સાબિત થઈ છે: પ્રથમ વર્ષમાં તેણે ૧૭,૮૪૦ કીલોવોટ અવર્સ કામ કર્યું હતું; બીજા વર્ષમાં તેણે ૧,૫૯,૫૭૫ કીલોવોટ અવર્સ કાર્ય કર્યું હતું અને ત્રીજા વર્ષમાં તેણે ૩,૧૮,૫૦૦ કીલોવોટ અવર્સ કાર્ય કર્યું હતું.

### કેનેડા-ઇન્ડિયા રીએક્ટર (C I R);

૧૯૫૫માં અપ્સરા બાંધવાનો નિર્ણય કર્યા પછી તરત જ એન્જીનિયરીંગ સંશોધન કરવા માટે ખૂબ મોટા પ્રમાણમાં ન્યુટ્રોન પૂરા પાડવા માટે એક પરમાણુભઠ્ઠી બાંધવા પરમાણુશક્તિ વિભાગ વિચારતો હતો. ઓગસ્ટ ૧૯૫૫માં તે વખતે કેનેડાની સરકારે કોલમ્બો પ્લાન પ્રમાણે ભારતને NRX જાતની પરમાણુભઠ્ઠી બાંધવામાં મદદ કરવા ઇચ્છા બતાવી. ફેબ્રુઆરી ૧૯૫૬માં આ માટે નિર્ણય થઈ ગયો અને બાંધકામ પણ શરૂ થઈ ગયું. આ પરમાણુભઠ્ઠી ૧૯૬૦ના માર્ચ માસમાં કાર્ય કરતી થઈ જશે એમ ડૉ. ભાભાએ જાહેર કર્યું છે. તેનામાં ભારે પાણીને ગતિનિયામક તરીકે વાપરવામાં આવશે અને નૈસર્ગિક યુરેનિયમને બળતણ તરીકે વાપરવામાં આવશે. તેમાં દર વર્ષે ૨૦ ટન ભારે પાણીની જરૂર પડશે. શરૂઆતમાં વાપરવા માટે ૨૦ ટન પાણી આપણને અમેરીકાના પરમાણુશક્તિ પંચે વેચાતું આપ્યું છે. ત્યાર પછી આપણે પોતે જ આવું પાણી પેદા કરવા માંડીશું.

આ પરમાણુભઠ્ઠીને ૧૩૦ ફૂટ વ્યાસવાળા પોલાદના મોટા ગોળામાં રાખવામાં આવી છે અને તે ગોળો ૧૪૦ ફૂટ ઊંચો છે. આ પરમાણુભઠ્ઠી સંશોધન માટે ખૂબ મોટા પ્રમાણમાં ન્યુટ્રોન પેદા કરશે. વળી તે મોટા પ્રમાણમાં અનેક તત્વોના કિરણોત્સર્ગી આઇસોટોપ પેદા કરશે. જેમનો ઉપયોગ અનેક ક્ષેત્રોમાં થઈ શકશે. ઉપરાંત તે પ્લુટોનિયમ-૨૩૯ અને યુરેનિયમ-૨૩૩ પણ મોટા પ્રમાણમાં પેદા કરશે. વીજળી ઉત્પન્ન કરવા માટે બાંધવાની જુદી જુદી જાતની પરમાણુભઠ્ઠીઓનો અભ્યાસ કરવો પણ આ CIR થી શક્ય બનશે

ડૉ. ભાભાની છેલ્લામાં છેલ્લી જાહેરાત પ્રમાણે Fuel Element Fabrication Plant at Trombay ઓક્ટોબર, ૧૯૫૯માં મોટા પ્રમાણમાં યુરેનિયમનું ઉત્પાદન કરતો થઈ જશે. આ કારખાનું C I R માટે બળતણ પેદા કરશે. આ કારખાનું દર વર્ષે લગભગ ૧૯ ટન યુરેનિયમ પેદા કરશે, જેની કિંમત રૂા. ૫૦ લાખ થાય છે. આ કારખાનું બાંધવામાં રૂા. ૫૦ લાખનો ખર્ચ થયો છે—એટલે આ કારખાનું તેના પ્રથમ વર્ષમાં જ તેના ખર્ચમાં થયેલા રૂા. ૫૦ લાખ આપણને પાછા આપી દેશે.

[ વિશ્વમાનવ : નવેમ્બર-'૫૯

### ઝર્લિના

એક ત્રીજી સંશોધન પરમાણુ ભઠ્ઠી ઝર્લિનાની ડીઝાઈન અત્યારે તૈયાર થઈ છે. તે Zero Energy પરમાણુ ભઠ્ઠી છે—એટલે કે તેમાં જેટલી શક્તિ આપીએ, તેના કરતાં વધારે શક્તિ પાછી મળી શકે તેમ નથી. આ પરમાણુભઠ્ઠીનો ખર્ચ ૭૨ કરોડ રૂપિયા થશે. તે ૧૯૬૦ માં કામ કરતી થઈ જશે. આ પરમાણુભઠ્ઠીથી જુદા જુદા આકાર અને કદના બળતણની અસરોનો અભ્યાસ કરી શકાશે. તેનાથી જુદી જુદી જાતની પરમાણુભઠ્ઠીઓની રચનાનો અભ્યાસ કરી શકાશે. તેમાં યુરેનિયમ ને પ્લુટોનિયમ ભેગાં વપરાશે, તેમ જ ભારે પાણી ગતિનિયામક તરીકે વપરાશે.

આ ત્રણે સંશોધન માટે બનાવેલી પરમાણુભઠ્ઠીઓ છે. વીજળી ઉત્પન્ન કરવા માટે કઈ જાતની પરમાણુભઠ્ઠી વાપરવી. તેનો નિર્ણય આ પરમાણુભઠ્ઠીઓના સંશોધન પરથી થઈ શકશે. આપણે તેમાં નૈસર્ગિક યુરેનિયમ બળતણ તરીકે વાપરવું પડશે, કારણ કે યુરેનિયમ-૨૩૫ ઘણું મોંઘું પડે તેમ છે. તેની સાથે ગ્રેફાઈટ, ભારે પાણી કે બેરિલિયમ ઑક્સાઈડ, આ ત્રણમાંથી એક વેગનિયામક તરીકે વાપરી શકાય. ૫૦૦૦ કીલોવૉટ વીજળી ઉત્પન્ન કરવા માટે નૈસર્ગિક યુરેનિયમ અને બેરિલિયમ ઑક્સાઈડ વાપરી, વીજળી ઉત્પન્ન કરવાની એક મૂળભૂત પરમાણુભઠ્ઠી (prototype power reacter) બનાવવા માટેના પ્રયોગો થઈ રહ્યા છે. ભારત માટે આ ખૂબ અગત્યનું છે. કારણ કે આપણને ૨૦,૦૦૦ થી ૫૦,૦૦૦ કીલોવૉટ શક્તિ ઉત્પન્ન કરે, તેવી પરમાણુભઠ્ઠીઓની જરૂર છે. આ જાતના બેરિલિયમને વેગનિયામક તરીકે વાપરનારી પરમાણુભઠ્ઠીનું સંક્રાંત કદ (Critical Size) ઘણું નાનું હોય છે અને તેથી ૨૦,૦૦૦ કીલોવૉટ કરતાં ઓછી શક્તિ ઉત્પન્ન કરવા માટે આ જાતની પરમાણુભઠ્ઠી વધારે સસ્તી પડે એવું લાગે છે.

હવે આપણે ટ્રોમ્બેના પરમાણુશક્તિ કેન્દ્રના જુદા જુદા વિભાગોમાં ઊડતી નજર નાખી લઈએ. પરમાણુશક્તિના કોઈપણ કાર્યક્રમને સફળ કરવા માટે બધા વિભાગોનું એકબીજા સાથેનું સહકાર કાર્ય ખૂબ અગત્યનો ભાગ ભજવે છે. કેન્દ્રમાં મુખ્ય ૭ વિભાગ છે: (૧) ભૌતિકશાસ્ત્ર (૨) એન્જીનિયરીંગ (૩) રસાયણ શાસ્ત્ર (૪) ધાતુ સંશોધન શાસ્ત્ર (૫) જીવ શાસ્ત્ર (૬) તબીબી વિજ્ઞાન (૭)

## ભારત સરકારની વૈજ્ઞાનિક નીતિ

[૪ માર્ચ, ૧૯૫૮]

ભારતની સરકારે એટલા માટે નક્કી કર્યું છે કે તેની વૈજ્ઞાનિક નીતિનું ધ્યેય નીચે પ્રમાણે રહેશે :—

(૧) બધાં જ યોગ્ય સાધનોનો ઉપયોગ કરી-શુદ્ધ, વ્યવહારુ અને કેળવણીવિષયક એમ દરેક ક્ષેત્રે વૈજ્ઞાનિક સંશોધન અને વિજ્ઞાનના વિકાસને ઉછેરવો, સંવૃદ્ધ કરવો અને ટકાવી રાખવો;

(૨) દેશની અંદર ઉત્તમમાં ઉત્તમ સંશોધન કરનારા વિજ્ઞાનીઓ પૂરતા પ્રમાણમાં પેદા કરવા અને તેમનું કાર્ય રાષ્ટ્રના બળમાં એક અગત્યનો ભાગ ભજવે છે, તેનો સ્વીકાર કરવો;

(૩) વિજ્ઞાન અને કેળવણી, કૃષિવિદ્યા અને ઉદ્યોગ, અને સંરક્ષણ માટે દેશની જરૂરિયાતો પૂરતા પ્રમાણમાં પૂરી પાડવા અને તેટલી ત્વરાથી વૈજ્ઞાનિક અને ટેકનિકલ વ્યક્તિઓની તાલીમ માટેના કાર્યક્રમોને પ્રોત્સાહન આપવું અને પ્રેરણા આપવી;

(૪) સ્ત્રીઓ અને પુરુષોને પ્રોત્સાહન મળે, તેમ જ તેમની શક્તિને વૈજ્ઞાનિક પ્રવૃત્તિમાં સંપૂર્ણ તક મળે તે માટે તકેદારી રાખવી;

(૫ વિશ્વવિદ્યાલયના મુક્ત વાતાવરણમાં જ્ઞાન પ્રાપ્ત કરવામાં અને તેનો ફેલાવો કરવામાં, નવા જ્ઞાનની શોધ આદરવામાં વ્યક્તિગત પ્રયાસોને પ્રોત્સાહન આપવું;

(૬) અને, સામાન્યતઃ વૈજ્ઞાનિક જ્ઞાનની પ્રાપ્તિ અને વ્યવહારમાં તેના ઉપયોગથી જેટલા ફાયદા-નીપજી શકે; તે દેશના લોકો માટે મેળવવા.

વિજ્ઞાનીઓને નોકરી માટે સારી પરિસ્થિતિ અને માનવંતું સ્થાન આપવું, સરકારી નીતિ નક્કી કરવામાં તેમનો અભિપ્રાય લેવો અને જે તે વખતે જરૂરી બીજા ઉપાય લઈ ભારતની સરકારે આ ધ્યેયોનું અનુસરણ કરવું અને તેની સિદ્ધિ માટે મથવું.

ભૂસ્તર શાસ્ત્ર.

આમાંથી ભૌતિક શાસ્ત્ર અને એન્જીનિયરીંગ વિભાગ Tata Institute of Fundamental Researchમાં છે, જ્યારે જીવશાસ્ત્ર અને તબીબી વિજ્ઞાન એ Indian Cancer Research centreમાં આવેલા છે.

**રસાયણ શાસ્ત્ર વિભાગ** — તેના વડા ડૉ. શંકર છે. અહીં રાસાયણિક વિશ્લેષણની નવી રીતો, ધાતુઓ અને પરમાણુભઠ્ઠી માટેના બળતણ મોટા પ્રમાણમા ઉત્પન્ન કરવા વગેરે કાર્ય કરવામા આવે છે

**ધાતુ સંશોધન વિભાગ (Metallurgy)** : અહીં ડૉ. બ્રહ્મપ્રકાશ વડા છે. અહીં ધાતુઓના ગુણધર્મોનો અભ્યાસ કરવામાં આવે છે. દા. ત. એલ્યુમિનિયમ, ઝીર્કોનિયમ, બેરિલિયમ. આ ઉપરાંત પરમાણુભઠ્ઠી માટે બળતણ તૈયાર કરવું એ તેનું મુખ્ય કાર્ય છે.

**એન્જીનિયરીંગ વિભાગના** વડા શ્રી એન બી પ્રસાદ છે. આ વિભાગનું કાર્ય પરમાણુભઠ્ઠી બાંધવાનુ છે, તે ઇલેક્ટ્રોનિક ગણકો પણ બનાવે છે

**ભૌતિકશાસ્ત્ર વિભાગમાં** વિશ્વકિરણો અને ભૌતિક શાસ્ત્રના બીજા વિષયો વિષે મૂળભૂત સંશોધન થાય છે હાલમાં આ વિભાગમા બે Crystal Spectrometers ખરીદવામાં આવ્યા છે, અને તેમની મદદથી ભૌતિક શાસ્ત્રનુ મૂળભૂત સંશોધન થઈ રહ્યુ છે.

**Indian Cancer Research Centre**ના વડા ડૉ. ખનોલકર છે. તબીબી અને તંદુરસ્તી વિભાગ બે જાતનું કાર્ય કરે છે :- (૧) પરમાણુશક્તિના તબીબી ઉપયોગો વિશે સંશોધન અને વિકિરણો (Radiation)ની અસર માણસની તંદુરસ્તી પર શી થાય છે તેનો અભ્યાસ (૨) પરમાણુશક્તિ કેન્દ્રમા કામ કરતા લોકોની તંદુરસ્તીની કાળજી લેવી. **Health Physics Division**ના વડા શ્રી એ એસ રાવ છે. તબીબી વિજ્ઞાનના વડા શ્રી ડૉ. હેરાલ્ડ પીટર્સ કેન્સર વિષે શોધ કરી રહ્યા છે અને વિકિરણોની માણસના શરીર પર થતી અસર વિષે અભ્યાસ સંશોધન કરે છે.

આ ઉપરાંત આપણે ખોરાક લીધા પછી તેના પર શી પ્રક્રિયાઓ થાય છે અને તે આપણા શરીરનો ભાગ કેવી રીતે બની જાય છે, તેનો અભ્યાસ કિરણોત્સર્ગી આઈસોટોપ વાપરીને કરવામા આવે છે. ચામડીના રોગોમાં કિરણોત્સર્ગી ફોસ્ફરસ, કેન્સર માટે કિરણોત્સર્ગી કોબાલ્ટ અને આંખમાં થતી રસોળી (Tumour) માટે કિરણોત્સર્ગી રેન્ટેથમનો ઉપયોગ કરવામા આવે છે મુંબઈની Tata Memorial Hospitalમાં કેન્સરના ઉપચાર માટે કોબાલ્ટ ૬૦ આપવામાં આવ્યું છે.

**જીવ શાસ્ત્ર વિભાગના** વડા ડૉ. એ. આર. ગોપાલ આયંગર અહીં અનુવાંશિકતા (Heredity) નો અભ્યાસ કરે છે વિકિરણો ક્રોમોઝોમ અને જીન પર કેવી અસર કરે છે, અને તેમનામા જીન-પરિવર્તન (મ્યુટેશન) કરે છે, તેનો અભ્યાસ કરવામા આવે છે ડૉ. આયંગર કહે છે, "કેન્સર કેવી રીતે વધે છે, તે જો આપણે જાણી શકીએ તો આપણને જીવંત પદાર્થ શુ વસ્તુ છે તેનો જવાબ મળી જશે."

આ ઉપરાત કેનેડા-ઇન્ડિયા રીએક્ટરમા ખોરાકને લાંબા વખત સુધી સંઘરી શકાય તે અંગેના સંશોધન માટે ખાસ વ્યવસ્થા કરવામા આવી છે. આ ઉપરાંત ખેતરોમા પડતી જીવાત મારવા માટે અને રાજસ્થાનમાં તીડના ટોળાના ટોળા ખેતરના પાક પર ઊતરી આવે છે, તેનો કંઈ ઈલાજ લાવવા માટે પણ અહીં પ્રયોગો થઈ રહ્યા છે.

આ બધામા નોંધપાત્ર વસ્તુ એ છે કે, ભારતના પરમાણુ શક્તિ કાર્યક્રમમાં લશ્કરી તૈયારી માટે કોઈ વિભાગ નથી. ટ્રોમ્બેના પરમાણુશક્તિ કેન્દ્રનું ઉદ્‌ઘાટન કરતાં પં. જવાહરલાલે કહ્યુ હતું:

"Whatever might happen, whatever the circumstances, We shall never use atomic energy for evil purposes"





[ પરમાણુના શાંતિજન્ય ઉપયોગ ]

# પરમાણુમાંથી વિદ્યુતશક્તિ

દુનિયામાં અત્યારે વીજળીની અત્યંત ખોટ છે અને હાલ આપણે કોલસા, ખનીજ તેલ, અને ગેસનાં બળતણો-માંથીને મોટા બંધ બાંધી પાણીની શક્તિનો ઉપયોગ કરીને વિદ્યુત મેળવીએ છીએ. તો આ કોલસા, ખનીજ તેલ ને ગૅસનું પૃથ્વી પર ભંડોળ કેટલું છે, તેમને આપણે કેટલી ઝડપથી વાપરી રહ્યા છીએ અને તેમનો જથ્થો પૃથ્વીના પેટાળમાંથી ક્યારે ખાલી થઈ જશે વગેરે પ્રશ્નોના જવાબ મેળવવા ખૂબ અગત્યનું છે. કારણ તે પરથી આપણે એક કેવી જટિલ અને ખેદજનક પરિસ્થિતિમાં છીએ તેનો આપણને ખ્યાલ આવશે. આ કોલસા, ખનીજ તેલ અને ગેસ એ વીજળી મેળવવાનાં બળતણ, ઈંધન છે અને તેમને fossil fuels એટલે કે પ્રાચીન અવશેષમાથી ઉત્પન્ન થયેલું ઈંધન કહેવામાં આવે છે.

| દુનિયાનો બળતણનો જથ્થો | | કેટલા કોલસાની શક્તિ થાય? (ટનમાં) |
|---|---|---|
| કોલસા | ૩૪૮૨ × ૧૦⁹ ટન | ......૨૭·૩ × ૧૦¹¹ |
| તેલ | ૧૮૬ × ૧૦⁹ ટન | ......૦·૮૮ × ૧૦¹¹ |
| વાયુ (ગૅસ) | ૫૬૦ × ૧૦¹² ઘ ફુ. | ......૦·૨૩ × ૧૦¹¹ |
| | | ૩૦·૧૪ × ૧૦¹¹ |

( જલવિદ્યુત આમાં ગણવામાં આવી નથી ).

જો જલવિદ્યુત પણ ગણીએ તો કુલે ૩૫ × ૧૦¹¹ ટન કોલસાની શક્તિ જેટલી શક્તિ અત્યારે આપણી પાસે જથ્થામાં છે.

### દુનિયાની વિદ્યુતશક્તિ માટેની જરૂરિયાત :

દુનિયામાં અત્યારે કેટલી શક્તિની માંગ છે અને ભવિષ્યમા તે કેટલી થશે તેનો અંદાજ આપણા દેશના પરમાણુશક્તિ પંચના પ્રમુખ ડૉ. હોમી ભાભાએ ૧૯૫૫ની જીનીવામા ભરાયેલી પરમાણુશક્તિ વિશેની પરિષદમાં નીચે પ્રમાણે આપ્યો હતો.

| ઇસવી સન | દરવર્ષે સરેરાશ કેટલા કોલસાની શક્તિ વપરાય છે ? ( લાખ ) |
|---|---|
| ૦–૧૮૫૦ | ૧૯૦૦ |
| ૧૮૫૦–૧૯૫૦ | ૩૮૦૦ |
| ૧૯૫૦મા | ૬૨,૦૦૦ |
| ૧૯૭૫ | ૭૦,૦૦૦ |
| ૨૦૦૦ | ૧૫૦,૦૦૦ |

### પૃથ્વીમાં રહેલો આ બળતણનો જથ્થો કેટલો સમય ચાલશે ?

ઇ. સ. ૧૯૫૦મા દુનિયા જે દરે, જે ઝડપથી આ બળતણો વાપરી રહી હતી, તે જ દરે જો તે વાપરવાનુ ચાલુ રાખે તો આ બળતણનો જથ્થો લગભગ ૨૦૦ થી ૩૦૦ વર્ષ ચાલે. પણ ઉપરના કોષ્ટક પરથી માલુમ પડે છે કે જેમ જેમ વર્ષો જાય છે, તેમ તેમ શક્તિની માંગ વધતી ગઈ છે. ૨૦૦૦ની સાલમાં તો, આ જરૂરિયાત એટલી બધી વધી ગઈ હશે કે, જો તે ૨૦૦૦ની સાલના દરે આ જથ્થો વાપરવા માંડીએ તો તે ૮૦ વર્ષ કરતાં પણ ઓછો ચાલે.

આ ઉપરથી જોઈ શકાય છે કે ઈ. સ. ૨૦૦૦માં તો આ કોલસા, તેલ, વાયુ વગેરે પ્રાચીન અવશેષોમાંથી બનેલા બળતણોનો જથ્થો ખૂટી પડશે. અને એક કટોકટીભરી

આમાંથી ભૌતિક શાસ્ત્ર અને એન્જીનિયરીંગ વિભાગ Tata Institute of Fundamental Researchમાં છે, જ્યારે જીવશાસ્ત્ર અને તબીબી વિજ્ઞાન એ Indian Cancer Research centreમાં આવેલા છે.

**રસાયણ શાસ્ત્ર વિભાગ** — તેના વડા ડૉ. શંકર છે. અહીં રાસાયણિક વિશ્લેષણની નવી રીતો, ધાતુઓ અને પરમાણુભઠ્ઠી માટેનાં બળતણ મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરવા વગેરે કાર્ય કરવામાં આવે છે.

**ધાતુ સંશોધન વિભાગ (Metallurgy) :** અહીં ડૉ. બ્રહ્મપ્રકાશ વડા છે. અહીં ધાતુઓના ગુણધર્મોનો અભ્યાસ કરવામાં આવે છે. દા. ત. એલ્યુમિનિયમ, ઝર્કોનિયમ, બેરિલિયમ. આ ઉપરાંત પરમાણુભઠ્ઠી માટે બળતણ તૈયાર કરવું એ તેનું મુખ્ય કાર્ય છે.

**એન્જીનિયરીંગ વિભાગના** વડા શ્રી એન. બી પ્રસાદ છે. આ વિભાગનું કાર્ય પરમાણુભઠ્ઠી બાંધવાનું છે, તે ઇલેક્ટ્રોનિક ગણકો પણ બનાવે છે.

**ભૌતિકશાસ્ત્ર વિભાગમાં** વિશ્વકિરણો અને ભૌતિકશાસ્ત્રના બીજા વિષયો વિષે મૂળભૂત સંશોધન થાય છે. હાલમાં આ વિભાગમાં બે Crystal Spectrometers ખરીદવામાં આવ્યાં છે, અને તેમની મદદથી ભૌતિક શાસ્ત્રનું મૂળભૂત સંશોધન થઈ રહ્યું છે.

**Indian Cancer Research Centre**ના વડા ડૉ. ખનોલકર છે. તબીબી અને તંદુરસ્તી વિભાગ બે જાતનું કાર્ય કરે છે :– (૧) પરમાણુશક્તિના તબીબી ઉપયોગો વિશે સંશોધન. અને વિકિરણો (Radiation)ની અસર માણસની તંદુરસ્તી પર શી થાય છે તેનો અભ્યાસ (૨) પરમાણુશક્તિ કેન્દ્રમાં કામ કરતા લોકોની તંદુરસ્તીની કાળજી લેવી. Health Physics Divisionના વડા શ્રી એ. એલ. રાવ છે. તબીબી વિજ્ઞાનના વડા શ્રી ડો. ડબ્લ્યુ. પીટર્સ કેન્સર વિષે શોધ કરી રહ્યા છે અને વિકિરણના માણસના શરીર પર થતી અસર વિષે અભ્યાસ સંશોધન કરે છે.

આ ઉપરાંત આપણે ખોરાક લીધા પછી તેના પર શી પ્રક્રિયાઓ થાય છે અને તે આપણા શરીરનો ભાગ કેવી રીતે બની જાય છે, તેનો અભ્યાસ 'કિરણોત્સર્ગી' આઈસોટોપ વાપરીને કરવામાં આવે છે. ચામડીના રોગોમાં કિરણોત્સર્ગી ફોસ્ફરસ, કેન્સર માટે કિરણોત્સર્ગી કોબાલ્ટ અને આંખમાં થતી રસોળી (Tumour) માટે કિરણોત્સર્ગી ટેન્ટેલમનો ઉપયોગ કરવામાં આવે છે. મુંબઈની Tata Memorial Hospitalમાં કેન્સરના ઉપચાર માટે કોબાલ્ટ ૬૦ આપવામાં આવ્યું છે.

**જીવ શાસ્ત્ર વિભાગના** વડા ડૉ. એ. આર. ગોપાલ આયંગર અહીં અનુવાંશિકતા (Heredity) નો અભ્યાસ કરે છે. વિકિરણો ક્રોમોઝોમ અને જીન પર કેવી અસર કરે છે, અને તેમનામાં જીન–પરિવર્તન (મ્યુટેશન) કરે છે, તેનો અભ્યાસ કરવામાં આવે છે. ડૉ. આયંગર કહે છે, "કેન્સર કેવી રીતે વધે છે, તે જો આપણે જાણી શકીએ તો આપણને જીવંત પદાર્થ શું વસ્તુ છે તેનો જવાબ મળી જશે."

આ ઉપરાંત કેનેડા-ઇન્ડિયા રીએક્ટરમાં ખોરાકને લાંબા વખત સુધી સંઘરી શકાય તે અંગેના સંશોધન માટે ખાસ વ્યવસ્થા કરવામાં આવી છે. આ ઉપરાંત ખેતરોમાં પડતી જીવાત મારવા માટે અને રાજસ્થાનમાં તીડનાં ટોળાંનાં ટોળાં ખેતરના પાક પર ઊતરી આવે છે, તેનો કંઈ ઉકેલ લાવવા માટે પણ અહીં પ્રયોગો થઈ રહ્યા છે.

• આ બધામાં નોંધપાત્ર વસ્તુ એ છે કે, ભારતના પરમાણુ શક્તિ કાર્યક્રમમાં લશ્કરી તૈયારી માટે કોઈ વિભાગ નથી. ટ્રોમ્બેના પરમાણુશક્તિ કેન્દ્રનું ઉદ્ઘાટન કરતાં પં. જવાહરલાલે કહ્યું હતું:

"Whatever might happen, whatever the circumstances, We shall never use atomic energy for evil purposes"





### [ પરમાણુના શાંતિજન્ય ઉપયોગ ]

# પરમાણુમાંથી વિદ્યુતશક્તિ

દુનિયામાં અત્યારે વીજળીની અત્યંત ખોટ છે અને હાલ આપણે કોલસા, ખનીજ તેલ, અને ગેસનાં બળતણો-માંથીને મોટા બંધ બાંધી પાણીની શક્તિનો ઉપયોગ કરીને વિદ્યુત મેળવીએ છીએ. તો આ કોલસા, ખનીજ તેલ ને ગેસનું પૃથ્વી પર ભંડોળ કેટલું છે, તેમને આપણે કેટલી ઝડપથી વાપરી રહ્યા છીએ અને તેમનો જથ્થો પૃથ્વીના પેટાળમાંથી ક્યારે ખાલી થઈ જશે વગેરે પ્રશ્નોના જવાબ મેળવવા ખૂબ અગત્યનું છે. કારણ તે પરથી આપણે એક કેવી જટિલ અને ખેદજનક પરિસ્થિતિમાં છીએ તેનો આપણને ખ્યાલ આવશે. આ કોલસા, ખનીજ તેલ અને ગેસ એ વીજળી મેળવવાનાં બળતણ, ઈંધન છે અને તેમને fossil fuels એટલે કે પ્રાચીન અવશેષમાથી ઉત્પન્ન થયેલું ઈંધન કહેવામાં આવે છે.

| દુનિયાનો બળતણનો જથ્થો | | કેટલા કોલસાની શક્તિ થાય? (ટનમાં) |
|---|---|---|
| કોલસા | $૩૪૮૨ \times ૧૦^{૯}$ ટન | ......$૨૭·૩ \times ૧૦^{૧૧}$ |
| તેલ | $૧૮૬ \times ૧૦^{૯}$ ટન | ......$૧·૮૮ \times ૧૦^{૧૧}$ |
| વાયુ (ગેસ) | $૫૬૦ \times ૧૦^{૧૨}$ ઘ. ફૂ. | ......$૦·૨૩ \times ૧૦^{૧૧}$ |
| | | $૩૦·૧૪ \times ૧૦^{૧૧}$ |

( જળવિદ્યુત આમાં ગણવામાં આવી નથી ).

જો જળવિદ્યુત પણ ગણીએ તો કુલે $૩૫ \times ૧૦^{૧૧}$ ટન કોલસાની શક્તિ જેટલી શક્તિ અત્યારે આપણી પાસે જથ્થામાં છે.

**દુનિયાની વિદ્યુતશક્તિ માટેની જરૂરિયાત :**

દુનિયામાં અત્યારે કેટલી શક્તિની માંગ છે અને ભવિષ્યમા તે કેટલી થશે તેનો અંદાજ આપણા દેશના પરમાણુશક્તિ પંચના પ્રમુખ ડૉ. હોમી ભાભાએ ૧૯૫૫ની જીનીવામા ભરાયેલી પરમાણુશક્તિ વિષેની પરિષદમાં નીચે પ્રમાણે આપ્યો હતો.

| ઇસ્વી સન | દરવર્ષે સરેરાશ કેટલા કોલસાની શક્તિ વપરાય છે ? ( લાખ ) |
|---|---|
| ૦–૧૮૫૦ | ૧૯૦૦ |
| ૧૮૫૦–૧૯૫૦ | ૩૮૦૦ |
| ૧૯૫૦મા | ૬૨,૦૦૦ |
| ૧૯૭૫ | ૭૦,૦૦૦ |
| ૨૦૦૦ | ૧૫૦,૦૦૦ |

**પૃથ્વીમાં રહેલો આ બળતણનો જથ્થો કેટલો સમય ચાલશે ?**

ઇ. સ. ૧૯૫૦મા દુનિયા જે દરે, જે ઝડપથી આ બળતણો વાપરી રહી હતી, તે જ દરે જો તે વાપરવાનું ચાલુ રાખે તો આ બળતણનો જથ્થો લગભગ ૨૦૦ થી ૩૦૦ વર્ષ ચાલે. પણ ઉપરના કોષ્ટક પરથી માલુમ પડે છે કે જેમ જેમ વર્ષો જાય છે, તેમ તેમ શક્તિની માંગ વધતી ગઈ છે. ૨૦૦૦ની સાલમાં તો, આ જરૂરિયાત એટલી બધી વધી ગઈ હશે કે, જો તે ૨૦૦૦ની સાલના દરે આ જથ્થો વાપરવા માંડીએ તો તે ૮૦ વર્ષ કરતાં પણ ઓછો ચાલે.

આ ઉપરથી જોઈ શકાય છે કે ઈ. સ. ૨૦૦૦માં તો આ કોલસા, તેલ, વાયુ વગેરે પ્રાચીન અવશેષોમાંથી બનેલા બળતણોનો જથ્થો ખૂટી પડશે. અને એક કટોકટીભરી

છે. આ ત્રણ સમુદ્રધુનીઓ તે સ્પેનથી મોરોક્કો, ઇટાલી ને સીસીલીથી તે ટ્યુનીસિયા, તેમ જ ગ્રીસ ને ક્રિટથી લીબિયા સુધી છે. દા. ત. મેડિટરેનિયન સમુદ્રના પાણીની સપાટી લગભગ ૬૦૦ ફૂટ 'પૂર્વ' તરફ ને ૩૩૦ ફૂટ પશ્ચિમ તરફ ઓછી કરવામાં આવે તો ૫૦ થી ૧૦૦ માઈલ જેટલી ભૂમિ કિનારા પર વધે એમ છે.

આમ જ્યારે માનવ આ અઢળક પરમાણુશક્તિને મેળવશે ત્યારે તે આખી પૃથ્વીની કાયાપલટ કરી નાખશે. ત્યાર પછી પૃથ્વી પર કોઈ પ્રદેશ વેરાન, ઉજ્જડ નહિ રહે, કોઈ જગાએ મીઠા પાણીની તંગી નહિ પડે ને એન્ટાર્કટિક જેવા હિમપ્રદેશને માનવ એક ફળદ્રુપ ભૂમિમાં પલટાવી નાખશે. આમ પૃથ્વીનો પુનર્જન્મ થશે, આમ ઉત્ક્રાંતિને માનવ પોતાના બળથી વધુ ત્વરિત કરશે.

## પરમાણુયાત્રા

**પ**રમાણુમાં રહેલી અઢળક શક્તિ વાહનવ્યવહારની સમૃદ્ધિમાં ઘણી ઉપકારક થઈ શકે. સમુદ્ર અને મહાસાગરનાં ઊંડાણોમાં ચાલતી સબમરીન, પાણીની સપાટી પર દોડતાં માલ ને ઉતારુ લઈ જનારાં જલજહાજો, ઊંચે અવકાશમાં ખૂબ ઝડપથી દોડતાં વાયુયાનો—એરોપ્લેન, અને ભૂમિ પર દોડતી રેલગાડીનાં એંજિન, તેમ જ મોટર એંજિન બનાવવામાં પરમાણુશક્તિનો ભરપૂર ઉપયોગ થઈ શકશે. આજ પૂર્વે આવા અખતરાઓ આરંભાઈ પણ ગયા છે.

### જલયાત્રા

**અમેરિકા:** ૭ વર્ષની સતત જહેમત પછી અમેરિકાના વિજ્ઞાનીઓએ 'નોટિલસ' નામની પરમાણુ સબમરીન બનાવી છે. તેને ૧૭ જાન્યુઆરી, ૧૯૫૫ના રોજ દરિયામાં મૂકવામાં આવી હતી. આ સબમરીને સતત ક્યાંય રોકાયા વગર ૬૦,૦૦૦ માઈલની સફર કરી અને તે દરમિયાન ૮ રતલ યુરેનિયમ વપરાયું હતું. પણ જો ડીઝલ એન્જિનથી આટલા માઈલ કાપવા હોત તો ૧૦,૦૦૦ ટન તેલની જરૂર પડત. પણ આ નોટિલસનું પરમાણુસંચાલિત એંજિન બનાવવા માટે વિજ્ઞાનીઓને અનેક મુશ્કેલીઓ નડી હતી. દા. ત. પરમાણુભઠ્ઠીમાં ઉત્પન્ન થતા અતિ ઊંચા ઉષ્ણતામાનને સહન કરી શકે તેવી ઝરકોનિયમ ધાતુ મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરવી; વળી જો આ પરમાણુભઠ્ઠીમાં કંઈ બગડે તો તે સામેની કાળજી રાખવી; ઉપરાંત સબમરીન સતત દરિયા નીચે રહેની હોવાથી તેમાં રહેતા નાવિકો માટે હવાની વ્યવસ્થા કરવી (૧૬ મહિના સુધીની), પરમાણુભઠ્ઠીમાંથી નીકળતાં જીવનહાનિ કરતાં વિકિરણો (Radiation) સામે માણસોનું રક્ષણ કરવું વગેરે અનેક પ્રશ્નો ઉકેલવામાં આવ્યા હતા.

આ નોટિલસની યાત્રા પછી એટલું તો માલૂમ પડ્યું જ કે પરમાણુસંચાલિત એંજિનની મદદથી દરિયાઈ સફર કરી શકાય, પણ એ પરથી એ પણ સાબીત થયું કે આ જાતની સફર સસ્તી તો નથી જ. નોટિલસમાંના એંજિનમાંથી ઉત્પન્ન થતી શક્તિની કિંમત ડીઝલ એંજિનમાં તેલની મદદથી ઉત્પન્ન થતી શક્તિ કરતાં બેગણી છે. સી-વુલ્ફ નામની બીજી સબમરીન પણ અમેરિકાએ બનાવી હતી અને તેમાં ઉષ્માશામક તરીકે પ્રવાહી સોડિયમ વાપરવામાં આવ્યું હતું. પણ તે નિષ્ફળ ગઈ. હવે અમેરિકા આવી બીજી ૧૨ સબમરીન તૈયાર કરાવી રહ્યું છે—તેમાં ટ્રીટોન (Triton) નામની ૫૪૫૦ ટનની સબમરીન મોટામાં મોટી (બે પરમાણુભઠ્ઠીઓ વાળી) છે.

ઈ. સ. ૧૯૫૬માં અમેરિકાએ બે યુદ્ધજહાજો બાંધવાનું પણ શરૂ કર્યું છે—એક તો ૧૪૦૦૦ ટનની Guided-missile ઊડાવવા માટેની ક્રુઝર અને બીજું તે ૮ પરમાણુભઠ્ઠીઓવાળું ૮૫૦૦૦ ટનનું વાયુયાન વાહક (Aircraft carrier) જહાજ—ક્રુઝર ૧૯૬૦માં પૂરી બંધાઈ જશે.

આ ઉપરાંત અમેરિકા એક ૧૦,૦૦૦ ટન વજનનું અને ૬૦ ઉતારુઓ રહી શકે એવું માલ લઈ જનારું, દરિયાની સપાટી પર ચાલતું નવું જહાજ એન. એસ. સેવાન્નાહ (N. S. Savannah) બનાવી રહ્યું છે. તે ઈ. સ. ૧૯૬૦માં પૂરું બંધાઈ જશે. આ જહાજની પરમાણુભઠ્ઠીમાંનું ઈંધન બે વર્ષ સુધી ચાલશે અને તેથી આ જહાજ બે વર્ષ સુધી વચ્ચે કંઈ પણ બળતણ લીધા વગર દરિયામાં રહી શકશે.

**રશિયા** આવી સબમરીન બનાવી રહ્યું છે કે નહિ તેની હજુ કોઈને ખબર નથી. કારણ તેણે તેની જાહેરાત કરી નથી. પણ રશિયાના વિજ્ઞાનીઓ એક ખૂબ રસિક યંત્ર બનાવી રહ્યા છે—પરમાણુ હિમભંજક જહાજ! (Atomic Icebreaker) તેનું નામ લેનિનના નામ પરથી આપવામાં આવ્યું છે. ૧૯૫૮માં તે બનાવવાની શરૂઆત થઈ ચૂકી છે. આ જહાજ ૧૬૦૦૦ ટન જેટલો

માસલઈ જઈ શકે તેમ છે. તે ૧૮ નૉટની ઝડપે ચાલે છે. તેમાંથી ખૂબ દબાણુ નીચે બહાર આવતી પાણીની શેડોથી તે બરફમાં પોતાનો માર્ગ કાપી શકશે. આ જહાજમાં આજુબાજુના પ્રદેશનું અવલોકન કરવા હેલિકોપ્ટર રાખવામાં આવશે અને તે ૬ ફુટ જાડા બરફને કાપી આગળ નીકળી શકશે. વળી આવા પરમાણુશક્તિથી સંચાલિત જહાજનો મોટામાં મોટો ફાયદો એ છે કે તેને લાંબા સમય સુધી નવું બળતણુ લેવું પડતું નથી.

બ્રિટન પણુ નૉટિલસના જેવી જ 'ડ્રેડ નૉટ' (Dreadnought) નામની સબમરીન બનાવી રહ્યું છે. બ્રિટનમાં પરમાણુશક્તિથી ચાલતી સબમરીન અને સપાટી પર ચાલતાં જહાજ બનાવવા માટે ખૂબ સંશોધન ચાલી રહ્યું છે. ત્યાં સપાટી પર ચાલતી ટેન્કર બનાવવા માટે ૧૯૫૬થી કામ ચાલુ થઈ ગયું છે.

### ગગન-યાત્રા

પરમાણુશક્તિથી સંચાલિત એરોપ્લેન બનાવવા માટે હાલ અનેક પ્રયોગો થઈ રહ્યા છે અને સંશોધન ચાલી રહ્યું છે. અલબત્ત આવું એરોપ્લેન બનાવી શકાય તો પણુ એક ખૂબ અગત્યનો પ્રશ્ન આપણી સામે ખડો થાય છે. ધારો કે ઊંચે આકાશમાં ઉડ્ડયન કરી રહેલા વાયુયાનમાં ઓચિંતાં જ પરમાણુ પ્રક્રિયક (Reactor) બંધ થઈ જાય તો શું કરવું? વળી આ પ્રક્રિયકોમાંથી નીકળતાં જીવનને હાનિકારક એવાં વિકિરણો—આલ્ફા, બીટા ને ગામા કિરણો—થી બચવા માટે તેમની આજુબાજુ જાડું કૉંક્રિટ, સ્ટીલ કે સીસાનું રક્ષણકવચ બનાવવું પડે છે. આથી તેમનું વજન ખૂબ વધી જાય છે. ધારો કે ઉપરના અકસ્માતથી બચવા માટે બે પ્રક્રિયકો વાયુયાનમાં રાખવાનો વિચાર કરીએ, તો તેના ભારે વજનને લીધે આ આખું વાયુયાન એટલું કામયાબ દુર્લભ છે. આવી મોટર બનાવવા માટે લાખો રૂપિયાની જરૂર પડે; બીજું આવી મોટરનું વજન ખૂબ જ વધી જાય, કારણુ કે તેમાં વાપરેલી પરમાણુભઠ્ઠીનું રક્ષણકવચ તેનું વજન ખૂબ વધારી દે છે. દુનિયાના ઘણાખરા વિજ્ઞાનીઓ માને છે કે આવી મોટર માટે અવકાશ નથી. પણુ રશિયામાં પ્રો. રેમાદીને આવી મોટર બનાવી છે, તે થોડા ગ્રામ યુરેનિયમ બાળીને અઠવાડિયાંઓ સુધી ચાલે છે. ધારો કે આવી મોટર બનાવી શકાય તો, પણુ શું તે રસ્તા પર ફેરવવી યોગ્ય છે? તેને જો અકસ્માત થાય તો તેમાં રહેલી પરમાણુભઠ્ઠીમાંથી નીકળતા કિરણોત્સર્ગી પદાર્થો આજુબાજુના પ્રદેશમાં ફેલાશે ને અનેક લોકો ને જીવોની તંદુરસ્તી પર માઠી અસર કરશે.

પણુ યુતાહ વિશ્વવિદ્યાલયના પ્રાધ્યાપક ડૉ. લીલે બારર્ટે પરમાણુશક્તિથી ચાલતી **રેલગાડીની** શક્યતા બતાવી છે. આવી રેલગાડીની પરમાણુશક્તિથી ચાલતા એન્જિનની રચના તેમણે બહાર પાડી છે. આ એન્જિન ૧૬૦ ફુટ લાંબું અને ૩૦ પૈડાંવાળું હશે. તેની પરમાણુભઠ્ઠી ૨×૩×૩ ઘન ફૂટની હશે. તેનું રક્ષણકવચ ૨૦૦ ટન વજનનું હશે અને ૪ ઈંચ જાડાઈવાળું હશે. અને ૧૧ રતલ યુરેનિયમ વાપરી તે એક વર્ષ સુધી ચાલી શકશે. આવું એન્જિન બનાવવું તદ્દન શક્ય છે અને તે સંતોષકારક કામ પણુ આપશે.

### અવકાશ-યાત્રા

**પરમાણુરૉકેટ :** પરમાણુશક્તિથી ચાલતા રૉકેટો અવકાશયાત્રામાં ક્રાંતિ કરી શકાશે? રાસાયણિક બળતણો—ઑક્સિજન, ફ્લોરિન, નાઈટ્રિક ઍસીડ વગેરે વાપરી માનવ સ્પુટનિક, એક્સ્પ્લોરર, ડીસ્કવરર, વેન્ગાર્ડ જેવા કૃત્રિમ બાલચંદ્રો પૃથ્વીની આજુબાજુ ફરતા મૂકી શક્યો છે અને

thyroidism નામનો રોગ થાય છે, જે શરીરનું આયોડીન સાધારણ કરતાં ખૂબ વધારે પ્રમાણમાં શોષી લે છે. જો કિરણોત્સર્ગી આયોડીન આવા માણસને આપવામાં આવે તો આ ગ્રંથી કેટલા પ્રમાણમાં એ કિરણોત્સર્ગી આયોડીન ભેગું કરે છે, તે ગીગર કાઉન્ટરની મદદથી જાણી શકાય છે. જો તે ખૂબ વધારે પ્રમાણમાં લેતી હોય તો તે માણસને hyperthyroidismનો રોગ છે એવું નિદાન થાય. આ ઉપરાંત આ કિરણોત્સર્ગી આયોડીનથી આ ગ્રંથીનો આકાર પણ જાણી શકાય છે – તે સાધારણ હોય છે તેવો છે કે પછી બદલાઈ ગયો છે.

ચ રોગોપચાર :

આ તો જાણે રોગની ચિકિત્સામા કિરણોત્સર્ગી આઈસોટોપનો ઉપયોગ થયો. તેથી પણ વધારે લાભદાયી ઉપયોગ અનેક અનૌપચારિક અને મુશ્કેલ રોગોના ઉપચાર-માં છે.

## (૧) કેન્સર

કેન્સરના ઉપચાર માટે અનેક રુગ્ણાલયોમાં મોટાં મોટાં રાક્ષસી ક્ષ-કિરણો આપવા માટેનાં યંત્ર હોય છે. તે જ પ્રમાણે રેડિયમ પણ ક્ષ-કિરણો જેવાં ને તેમનાથી વધુ શક્તિશાળી એવાં ગામા કિરણોનો ઉત્સાર કરે છે. આવાં ગામા કિરણોનો બીજાં અનેક કિરણોત્સર્ગી આઈસોટોપ પણ ઉત્સાર કરે છે. આ કિરણો – ક્ષ અને ગામા – આપણા શરીરમાં ખૂબ ઝડપથી ભાગતા અને ગુણાકારની ઝડપે વિકાસ પામતા જીવકોષો પર ખૂબ અસર કરે છે ને તેમનો નાશ કરે છે. કેન્સર અટલે શરીરની સતત વિકાસ પામતા કોષોની અંધાધૂંધી. શરીરના અમુક ભાગમાં મોટી રસોળી (tumour) થાય છે; તેથી ત્યાંના વિકાસ પરનો શરીરનો અંકુશ જતો રહે છે, અને તે ભાગ પર રસોળી મોટી ને મોટી થતી જાય છે. પછી તે રસોળા આજુબાજુ પ્રસરે છે ને લોહી તેમ જ લીમ્ફ (Lymph) દ્વારા શરીરના બીજા ભાગોમાં પ્રસરે છે ને અંતે માણસનું આ ઉપ-રસોળીઓને લીધે મરણ થાય છે.

આમ, કેન્સરને કારણે ખૂબ ઝડપથી વિભાજન પામતા જીવકોષોને અટકાવવા ને તેમનો નાશ કરવો એ જરૂરી થઈ પડે છે. તે માટે ક્ષ-કિરણો વપરાયછે. પણ ક્ષ-કિરણો મેળવવા માટે ખૂબ મોટાં [illegible] યંત્રો બનાવવાં

કિરણોનો ઉપયોગ થવા માંડ્યો. આ ગામાકિરણો જીવંત કોષોનો નાશ કરવામાં ક્ષ-કિરણો કરતાં પણ વધુ શક્તિશાળી છે. તેથી જેમાં ગામાકિરણો રહેલાં છે તે રેડિયમનો ઉપયોગ કેન્સરના જીવકોષોનો નાશ કરવામાં થવા લાગ્યો. પણ રેડિયમ અતિશય વિરલ છે ને મોંઘું છે. પણ જો કૃત્રિમ રીતે બનાવેલાં આવાં ગામાકિરણોનો ઉત્સાર કરતાં કિરણોત્સર્ગી આઈસોટોપનો ઉપયોગ કરવામાં આવે તો તે ખૂબ સસ્તાં પડે.




**કોબાલ્ટ-૬૦** – આ માટે કોબાલ્ટ-૬૦નો ઉપયોગ થાય છે. સામાન્યરીતે કોબાલ્ટનું પરમાણુભારાંક ૫૯ છે અને તે કિરણોત્સાર કરતું નથી. પણ જ્યારે આ કોબાલ્ટ-૫૯ ને પરમાણુભઠ્ઠીમાં નાખી તેના પર ન્યુટ્રોનની વર્ષા કરવામાં આવે છે-એટલે કે તેને પકવવામાં આવે છે-ત્યારે તેનું કોબાલ્ટ-૬૦ માં રૂપાંતર થાય છે. આ કોબાલ્ટ-૬૦ કિરણોત્સર્ગી છે અને ગામાકિરણોનો ખૂબ મોટા પ્રમાણમાં ઉત્સાર કરે છે. આમ, આ કોબાલ્ટમાંથી ઉત્સાર પામતાં ગામાકિરણો દ્વારા કેન્સરનો ઉપચાર કરવા માટે એક ખાસ યંત્ર બનાવવામા આવ્યું છે. આ ઉપરાંત શરીરની અંદરના ભાગોમાં-પેટ, છાતી, મગજ વગેરેમાં આવેલી કેન્સરની રસોળીમાં આવા કિરણોત્સર્ગી આઈસોટોપ પ્રવેશી તેમનો નાશ કરે એવા સંશોધન માટે અથાક પ્રયત્નો ચાલી રહ્યા છે.

કોબાલ્ટ ઉપરાંત, કેન્સરના ઉપચાર માટે કિરણોત્સર્ગી સીઝીયમ (Caesium) એ બીજું અગત્યનું તત્ત્વ છે.

(૨) કિરણોત્સર્ગી આયોડિન, આપણે આગળ જોયું તેમ, થાઈરોઇડ ગ્રંથીમાં ભેગો થાય છે. આ આયોડિનમાંથી સતત બીટા કણો (ઈલેક્ટ્રોન) ની વર્ષા થયા કરે છે. તેથી આ બીટા કણો ગ્રંથીના જીવકોષોનો નાશ કરે છે— તેમની પ્રક્રિયા ઓછી કરે છે. તેથી hyperthyroidism કે જેમાં આ ગ્રંથી ખૂબ જ ઝડપથી અને મોટા પ્રમાણમાં કાર્ય કરતી હોય છે, તેના ઉપચાર તરીકે આ કિરણોત્સર્ગી

(૩) સોનું-૧૯૮-સોનાનો આ કિરણોત્સર્ગી આઈસોટોપ આપણા શરીરમાં બહુ સહેલાઈથી પ્રવેશે છે ને તેથી શરીરમાંની જુદી જુદી 'કેવિટી'—દા. ત. પેટ, મુત્રકોથળી (bladder), ફેફસાંમાં છાતીની જગ્યામાં—આ સોનાનો ઉપયોગ કરવામાં આવે છે. ફેફસાંના કેન્સરમાં ખાસ રીતદ્વારા આ સોનાને ફેફસામાં પ્રવેશ કરાવી શકાય છે.

(૪) સ્ટ્રોન્શિયમ-૯૦ બીટા કણોનો સતત ઉત્સાર કરે છે. તેથી તે જખમ (scar) અને બગડેલા તંતુઓની સફાઈ માટે વાપરી શકાય છે.

(૫) Polycythemia નામના રોગમાં આપણા શરીરના લોહીમાં રક્તકણો ખૂબ વધી જાય છે. દા. ત. સાધારણ રીતે તે ૫૦-૬૦, લાખ દર ઘનમીલીમીટરમાં હોય છે, તેને બદલે તે ૭૦૦ કે ૪૦૦ લાખ બની જાય છે. શરીરના રક્તકણો હાડકાંમાં પેદા થાય છે અને હાડકાંના બંધારણમાં ફોસ્ફરસ એ એક મુખ્ય તત્ત્વ છે. તેથી જો કિરણોત્સર્ગી ફોસ્ફરસ માણસને આપવામાં આવે તો તે હાડકાંમાં જમા થાય છે અને તે વધારે પડતાં રક્તકણો પેદા થવા દેતું નથી.

(૬) કિરણશસ્ત્ર

ખોપરીમાં આવેલા મગજમાં જ્યારે રસોળી થાય છે ત્યારે ખોપરીનાં હાડકાં ખોલીને તે કાઢવું પડે છે, આમાં




મગજને નુકસાન થવાનો ભય રહે છે. પણ ખોપરીને કાપ્યા વગર, કંઈપણ ઘા કર્યા સિવાય, આ કિરણોત્સર્ગી પદાર્થોમાંથી નીકળતાં કિરણને મગજના આ રસોળીવાળા ખાસ ભાગ પર નાખવાથી તેનો નાશ કરી શકાય છે. આ રીતે શાનતંતુઓ પરનાં અનેક ઑપરેશન દર્દીને કંઈ પણ દુઃખ આપ્યા વગર કરી શકાય છે. આવાં ઑપરેશન માણસ પર કરવામાં આવ્યાં પણ છે.

(૭) બોરોન ધાતુનો એક આઈસોટોપ મગજની અમુક જાતની રસોળીમાં ભેગો થાય છે—પછી આ રસોળી પર ન્યુટ્રોનની વર્ષા કરવામાં આવે છે એટલે તે કિરણોત્સર્ગી બને છે અને તે રસોળીનો નાશ કરે છે.

સંશોધન :

(૮) "Labelling" cells: પાંડુરોગ (એનિમિયા) જેવા લોહીના રોગોમાં આ કિરણોત્સર્ગી આઈસોટોપ ખૂબ અગત્યનાં છે. આપણું રક્ત સીરમ, રક્તકણો, શ્વેતકણો, પ્લેટલેટ વગેરેનું બનેલું છે. જ્યારે લોહીમાંના રક્તકણોમાં તેમની સંખ્યા અને તેમના પ્રકારમાં વિશેષ ફેરફાર થાય છે, ત્યારે પાંડુરોગ થયો કહેવાય છે.




રક્તકણની જીવન પ્રક્રિયાનું દર્શન

આપણા રક્તકણો ૧૨૭ દિવસ સુધી જ જીવે છે ત્યાર પછી હાડકામાં બનેલા નવા રક્તકણો લોહીમાં આવે છે. આ રક્તકણમા કાર્બન, નાઈટ્રોજન અને લોહ એ તત્ત્વો હોય છે. તેથી જો આમાંના કોઈપણ તત્ત્વનો કિરણોત્સર્ગી આઈસોટોપ પાંડુરોગવાળા માણસને આપીએ, તો રક્તકણોમાં તે ભળી જશે, અથવા તો માણસનું થોડું લોહી ક્રોમિયમ ધાતુમાં નાખવામાં આવે છે. તો રક્તકણો ક્રોમિયમ સાથે બહુ સહેલાઈથી ભળી જાય છે. પછી આ નવા લોહીને શરીરમાં પાછું ઇન્જેક્ટ કરવામાં આવે છે. આ કિરણોત્સર્ગી આઈસોટોપવાળા રક્તકણનો પીછો ડૉક્ટર બહુ સહેલાઈથી કરી શકે છે. (ગીગર કાઉન્ટર વડે) ને તે રક્તકણો કેટલો વખત જીવે છે તે પણ જાણી શકે છે. રક્તકણો ઉપર 'લેબલ' મારવાની આ ક્રિયાને 'લેબલિંગ' કહે છે.

(૯) કિરણોત્સર્ગી આઈસોટોપના તબીબી વિજ્ઞાનના સંશોધનમાં આવા બીજા અનેક ઉપયોગ છે. કાર્બન ૧૪, સોડિયમ, પોટાશિયમ, ક્લોરીન વગેરેના આઈસોટોપનો આવો ઉપયોગ કરી શકાય તેમ છે. તબીબી વિજ્ઞાનની એક ખૂબ અગત્યની શાખા તે જીવરસાયણશાસ્ત્ર (Biochemistry) છે. આ શાસ્ત્રમાં માણસનું શરીર કયાં રસાયણો, કયા સંયોજનો (compounds)નું બનેલું

છે, તેના શરીરની રાસાયણિક પ્રક્રિયાઓ ( Metabolism ) કેવી રીતે ચાલે છે વગેરેનો ખાસ અભ્યાસ કરવામાં આવે છે.

આ કિરણોત્સર્ગી આઈસોટોપની મદદથી ડૉ. શોનહેમરે સાબિત કર્યું છે કે આપણું શરીર જે પદાર્થોનું બનેલું છે, તે બધા પદાર્થો બાર મહિનામાં બદલાઈ જઈ તેમની જગ્યાએ નવા પદાર્થો આવે છે—એટલે કે દર ૧૨ મહિને આપણું આખું શરીર ફરીથી નવું બને છે—આપણા શરીરનાં આટલાં કઠણ લાગતાં હાડકાં પણ સતત રીતે નવાં બનતાં હોય છે! આપણે જે ચરબીવાળા પદાર્થો ખાઈએ છીએ, તેમાંની ચરબી શરીરમાં તરત બળીને આપણને શક્તિ આપતી નથી. પણ નવી ચરબી શરીરમાં જમા થાય છે, ત્યારે જૂની ચરબી બળે છે ને આપણને શક્તિ આપે છે. આ જ રીતે આપણે ખોરાકમાં જે પ્રોટીન ખાઈએ છીએ તેમાંથી શરીરનું બંધારણ થાય છે—સ્નાયુ, જ્ઞાનતંતુઓ વગેરે બંધાય છે; જ્યારે જૂના પ્રોટીન અનેક પ્રક્રિયાઓ થયા પછી બહાર ફેંકાઈ જાય છે.

આ ઉપરાંત બીજો અગત્યનો દાખલો. મરઘીનું ઈંડું કેવી રીતે બને છે તે જાણવાનો છે. મરઘીના ઈંડાના મુખ્ય બે ભાગ છે—બહારનું કેલ્શિયમ ધાતુનું બનેલું ધોળું કોચલું, અને અંદરનો ધોળો અને પીળા રંગનો પ્રોટીનનો બનેલો પદાર્થ. હવે જો મરઘીને આ કિરણોત્સર્ગી આઈસોટોપવાળો ખોરાક ખાવા આપવામાં આવે તો આ ઈંડું કેવી રીતે બને છે, તે આપણે જાણી શકીએ. મરઘીના ઈંડાનું પ્રોટીન મરઘીએ આજે કે ગઈ કાલે ખાધેલા ખોરાકમાંથી નથી બનતું પણ તેણે એકાદ મહિના પહેલા ખાધેલા ખોરાકમાંથી બને છે. મરઘીના શરીરના બંધારણમાં રહેલાં પ્રોટીન, આ એક મહિના દરમિયાન, તેના સ્નાયુ વગેરેમાં રહે છે; ને જ્યારે તેનું શરીર આ પ્રોટીન ફેંકી દે છે, જ્યારે તે તેના શરીર માટે નકામાં થઈ જાય છે, ત્યારે તેમનો ઉપયોગ ઈંડું બનાવવા માટે થાય છે. પણ બહારનું કેલ્શિયમ—ચૂનાનું જે કોચલું છે, તે તો મરઘી જે દિવસે ઈંડું મૂકવાની હોય છે, તે દિવસે તેણે ખાધેલા ખોરાકમાંના કેલ્શિયમમાંથી જ બને છે.

આ ઉપરાંત, તબીબી વિજ્ઞાનનાં બીજાં અનેક ક્ષેત્રોમાં સંશોધન માટે આ આઈસોટોપનો ઉપયોગ થાય છે. અનેક દવાઓની અસરો શોધવા, તે દવાઓના બંધારણમાં કયું તત્ત્વ આવી અસર કરે છે તે જાણવામાં પણ. આ પૂર્વે ન જાણી શકયા હોઈએ તેવી અનેક વસ્તુઓ આપણે જાણી શકીએ છીએ. સૂક્ષ્મદર્શક યંત્રથી આપણે પ્રાણી ને વનસ્પતિના જીવકોષો જોઈ શકીએ છીએ અને આ જીવકોષો શાના બનેલા છે, તેમની રચના શી છે, એ પણ જાણી શકીએ છીએ. પણ આ કિરણોત્સર્ગી આઈસોટોપની મદદથી આપણે આ જીવકોષો જેના બનેલા છે તે પ્રસરેણુ ( molecules )ને જોઈ શકીએ છીએ; તેમનો પીછો પકડી શકીએ છીએ; ને તેમનું શું કાર્ય છે તેય જાણી શકીએ છીએ. આમ સૂક્ષ્મદર્શક યંત્ર આ કિરણોત્સર્ગી આઈસોટોપ આગળ સૂક્ષ્મ નહિ પણ સ્થૂલ ભાસે છે. કદાચ આ આઈસોટોપથી ભવિષ્યમાં માણસ જીવનનું રહસ્ય ઉકેલી શકશે, કેન્સર જેવા જીવલેણ અને જટિલ રોગની મડાગાંઠ ઉકેલી નાખશે.

**કીટાણુવિનાશ :**

ભવિષ્યમાં સૌથી વધારે અગત્યનો ઉપયોગ તે આ ગામા કિરણોથી કીટાણુઓ—બેક્ટિરિયા વગેરે મારવામાં થશે. ગમે તે ડૉક્ટરને ત્યાં, મોટી હોસ્પિટલોમાં, આ કીટાણુઓ મારવા માટે ખાસ મોટાં મોટાં સાધનો રાખવામાં આવે છે. તેમને મારવા માટે સખત ગરમીનો વપરાશ થાય છે. ઓપરેશન કરવાનાં બધાં સાધનો આ રીતે કીટાણુવિમુક્ત ( Sterilise ) કરવાં પડે છે. ઇન્જેકશન આપવાની નાની સિરિંજને અને સોયા વગેરેને પણ પાણીમાં ગરમ કરી, તેમની ઉપરનાં કિટાણુઓનો નાશ કરવામાં આવે છે. તે જ પ્રમાણે પેનિસિલિન, સ્ટ્રેપ્ટોમાઈસીન, વગેરે દવાઓ કીટાણુવિમુક્ત કરવી છે. પરંતુ અનેક દવાઓને ગરમ કરવાથી તેમની અસર કરવાની શક્તિ નાશ પામે છે અને તેથી તેમને કીટાણુવિમુક્ત કરવા માટે ખૂબ મોટો ખર્ચો થાય છે. પણ હવે તો એક નાની બાટલીમાં પૅક કરેલા પેનિસીલીન કે સ્ટ્રેપ્ટોમાઈસીન કે એવી બીજી કોઈપણ ઔષધીને ગામા કિરણોથી સહેલાઈથી, ખૂબ ઓછા ખર્ચે કીટાણુવિમુક્ત કરી શકાય છે.

આ ઉપરાંત ડબ્બામાં સીલ કરીને રાખેલ માંસ, ફળો, ઇતર ખાદ્ય પદાર્થો વગેરેને ગામા કિરણોથી કીટાણુવિમુક્ત કરી શકાય છે ને તેથી તેઓ બગડ્યા સિવાય ઘણો વખત રહી શકે છે

પરંતુ ગામાકિરણોનો ઉપયોગ થયો હોવાને કારણે, આવો ખોરાક માણસને હાનિકારક નહિ નીવડે? આ માટે

વિજ્ઞાનીઓએ અનેક પ્રયોગો કર્યા છે-પ્રાણીઓ અને માનવીઓ ઉપર યે. પરિણામે એવું જણાયું છે કે, તેમના શરીર પર કંઈ પણ ખરાબ અસર થઈ નહોતી.

હજુ આ ક્ષેત્રે ખૂબ સંશોધન ચાલી રહ્યું છે ને કદાચ નજીકના ભવિષ્યમાં જ આપણને આવો જંતુશુદ્ધ કરેલો ખોરાક મળતો થઈ જશે. (આનાથી પદાર્થનો સ્વાદ અને તેની સોડમ એવી ને એવી રહે છે.)

## ખાદ્યપદાર્થની રક્ષા

અમેરિકામાં બટાકા લાંબા વખત સુધી સંઘરી રાખવાનો પ્રશ્ન ખૂબ ગંભીર છે-ખરાબ થઈ જતા બટાકાને લીધે અમેરિકાને દરવર્ષે લાખો ડૉલરનું નુકસાન જાય છે. શિયાળામાં થયેલા બટાકાને ઊનાળા સુધી રાખી મૂકવા ખૂબ મુશ્કેલ છે. ઊનાળામાં આ બટાકાને, હવાનું ઉષ્ણતામાન ઊંચું જવાથી ફણગા ફૂટે છે, અને તેમાં રહેલું વીટામીન સી અને સ્ટાર્ચ પણ ઓછું થાય છે. આ ફણગા ફૂટતા અટકાવવા માટે બટાકાને અત્યારે તો અંધારી ઠંડી વખારોમાં રાખવામાં આવે છે. પણ બટાકાને ફણગા ફૂટતા અટકાવવા અને તેમને લાંબાં વર્ષો સુધી સંઘરી રાખવા માટે ગામા કિરણોનો તેમના પર ઉત્સાર કરવામાં આવે છે. આથી બટાકા તાજા રહે છે. ઉપરાંત તેમનાં પોષક તત્વ પણ એવાં ને એવાં રહે છે. આ માટે કોબાલ્ટ-૬૦ ને એક નાની એલ્યુમિનિયમની નળીમાં ભરી, તેમને બટાકા ભરેલી વખારમાં અમુક ચોક્કસ સમય મૂકવામાં આવે છે. જોકે, હજુ આ બાબતમાં ઘણું સંશોધનની જરૂર છે. કારણ કે એવું માલૂમ પડયું છે કે કોબાલ્ટ-૬૦ના ગામા કિરણોની અસરવાળા બટાકા ચીમળાઈ જાય છે ને તે વધારે ગળ્યા લાગે છે.

બટાકાને સંગ્રહવાની આ નવી રીતથી અમેરિકા જેવા તેના મોટા ઉત્પાદકની આર્થિક સ્થિતિમાં ખૂબ મોટો ફેર પડવાનો. કારણ હવે તે તેના બટાકા દક્ષિણ આફ્રિકા અને ઑસ્ટ્રેલિયા સુધી નિકાસ કરી શકશે. આ દેશોમાં જવા માટે વહાણો ને સ્ટીમરોને વિષુવવૃત્તના ઊંચા ઉષ્ણતામાનવાળા પ્રદેશમાંથી પસાર થવું પડતું; ને બટાકાને ફણગા ફૂટી નીકળતા. આમ બધી રીતની મુશ્કેલી ને ખર્ચ ટળશે.

## કૃષિક્ષેત્રે ક્રાંતિ

ખેતરમાં થતા નકામા છોડ-વેલા અને નાનાં જીવડાં એ ખેડૂતના મોટામાં મોટા દુશ્મન. તેઓ પાકને ખૂબ નુકસાન કરે છે. આ માટે અનેક રાસાયણિક દવાઓ શોધવામાં આવી છે-દા. ત. ડી. ડી. ટી. ફોસ્ફરસવાળી દવાઓ વ. ઉપરાંત અનાજને પણ અનેક જીવાતો લાગી પડે છે. પરંતુ, હવે બંદરો પર અનાજની હેરફેર થતી હોય ત્યારે જ, અનાજ પર ગામા કિરણોનો ઉત્સાર કરી જંતુશુદ્ધિ કરી શકાય. તદુપરાંત; આ જીવાતનો ઈંડાં મારવાં એ ખૂબ જ અગત્યનું છે, તો જ તે અટકે. ૧૯૫૫માં જીનીવામાં પરમાણુ-શક્તિના શાંતિજન્ય ઉપયોગ માટે ભરાયેલી કૉન્ફરન્સમાં એવું બતાવવામાં આવેલું કે Screwwormના નર પર ગામા કિરણો નાખવાથી, તેની પ્રજનન શક્તિનો નાશ કરી શકાય છે.

આમ, લાખો મણ અનાજ સલામત બચી જશે.

આ ઉપરાંત રાસાયણિક દવ્યો ખરાબ છોડ ને જીવડાં પર કેવી રીતે અસર કરે છે, તે પણ કિરણોત્સર્ગી આઈસોટોપથી શોધી શકાયું છે. દા. ત. આ રાસાયણિક દ્રવ્યો પહોળાં પાનવાળા છોડો ઉપર, પાતળાં, સીધાં, પાંદડાંવાળા ઘાસ કરતાં (Cereals—અનાજ), પર વધુ અસર કરે છે. આનું કારણ એવું માલૂમ પડયું છે કે, પહોળાં પાંદડાં આ રસાયણોને ખૂબ ઝડપથી શોષી લે છે. જ્યારે સાંકડાં ઘાસનાં પાંદડાં (ઘાસ—Cereals—ચોખા, ઘઉં, બાજરી વ.) તેમ નથી કરતાં. વળી માખીઓ, મચ્છરો ને તીડો અમુક રાસાયણિક દવાઓના અસર સહન કરતાં ધીમે ધીમે કેવી રીતે વિકાસ કરે છે, તે પણ આ કિરણોત્સર્ગી આઈસોટોપથી જાણી શકાય છે.

**ખાતર (Fertilizers):**

કોઈપણ દેશનું ધ્યેય દર વર્ષે વધારે ને વધારે પાક કેમ ઊતરે તે તરફ હોય છે. તે માટે નવી પદ્ધતિઓ, વધારે સમૃદ્ધ અને નવી જાતનાં ખાતર બનાવવામાં આવે છે. અમુક ખાતરનો સારામાં સારો ઉપયોગ ક્યારે ને કયો છોડ કરી શકે છે? ઘઉં, બાજરી, મકાઈ કે બટાકા માટે કયાં ખાતર સારાં ગણાય? આવા અનેક પ્રશ્ન ઊઠે છે. એમનો ઉકેલ મેળવવો સહેલો નથી. પણ આ કિરણોત્સર્ગી આઈસોટોપની મદદથી તે પણ મળી ગયો છે. આ વસ્તુની કેવી રીતે ખબર પડે? ખાતરમાં મુખ્ય તત્વ ફૉસ્ફરસ છે. ફૉસ્ફરસનાં કિરણોત્સર્ગી આઈસોટોપ P-૩૨ને થોડા પ્રમાણમાં ખાતર જોડે ભેગો કરવામાં આવે છે ને પછી આ ખાતરને




ખેતરમાં વાપરવામાં આવે છે. ધારો કે શણનો છોડ ઉગાડવા માટે કેટલે ઊંડે આ સુપરફૉસ્ફેટનું ખાતર નાખવું જોઈએ એ નક્કી કરવું છે. એને માટે નવા ખાતરને જુદી જુદી ઊંડાઈએ નાખવામાં આવે છે. સૌથી પ્રથમ ક્યારે આ કિરણોત્સર્ગી P–૩૨ છોડના પાંદડામાં આવે છે તે માટે ખાસ અવલોકન કરવામાં આવે છે. જ્યારે P–૩૨ પાંદડામાં આવે છે, ત્યારે તેનું અસ્તિત્વ ગીગર કાઉન્ટર વડે ખબર પડે છે. જ્યારે છોડનાં મૂળિયાં આ P-૩૨વાળા ખાતરના સંપર્કમાં આવે છે ત્યારે જ P-૩૨ પાંદડાંમાં આવવા માંડે છે. આ રીતે છોડ કઈ રીતે ખાતરનો સારામાં સારો ઉપયોગ કરી શકે તેનો ખૂબ સૂક્ષ્મ અભ્યાસ કરી શકાય છે.

આ કિરણોત્સર્ગી આઈસોટોપને નિર્દેશક તરીકે વાપરવાથી ખબર પડી છે કે, કપાસને તેનાં બી સાથે જ ખાતર નાખવું જોઈએ; મકાઈ માટે આખા ખેતર પર ખાતર નાખવું વધારે સારું છે. વળી કોઈ પણ છોડ જમીનમાંથી કેટલું ફૉસ્ફરસ લે છે, એ જાણવું ખૂબ અગત્યનું છે. ઘઉં પર કરેલા પ્રયોગ પરથી માલૂમ પડ્યું છે કે છોડ પ્રથમ ત્રણ અઠવાડિયાં દરમિયાન તેને જોઈ તો લગભગ બધું જ ફૉસ્ફરસ ખાતરમાંથી લે છે ને પછી જમીનમાંથી તે વધારે ને વધારે ફૉસ્ફરસ લેતું જાય છે. અને બે માસને અંતે આ છોડ જમીનના ફૉસ્ફરસ પર મુખ્ય આધાર રાખતો થાય છે. મકાઈ માટે પણ આમ જ છે. એટલે કે આ બંનેના સારા પાક માટે ફક્ત શરૂઆતનાં બેથી ત્રણ અઠવાડિયાં સુપર-ફૉસ્ફેટ ખાતર નાખવું જોઈએ – તે પછી નહિ. પણ બટાકા આ ખાતરને શરૂઆતના તેમ જ પછીના બંને સમય દરમિયાન શોષે છે, તેથી તેની ખેતી માટે બધો જ વખત ખાતર અગત્યનું છે.

વળી છોડને મૂળ દ્વારા નહિ પણ પાંદડાં દ્વારા ખાતર આપવાની એક નવી જ પદ્ધતિ વિકસાવવામાં આવી છે. પ્રશ્ન એ છે કે કોઈ પણ છોડ તેનાં પાંદડાં પર અત્યા રૂપમાં છાંટવામાં આવેલા ખાતરમાંથી કેટલું પોષણ શો લે છે? કિરણોત્સર્ગી આઈસોટોપની મદદથી ખબર પ કે, અમુક છોડની બાબતમાં ખાતર મૂળ દ્વારા આપવા કરત પાંદડાં દ્વારા આપવાથી, તે છોડ બહુ સારી રીતે ઊગે ને વધારે પાક આપે છે. દા. ત. કપાસના ઉછેરમાં જ્યાં જીંડવાં બેસતાં હોય, તે સમય દરમિયાન પાંદડાં પર ખાત છાંટવાથી તે વધારે સારો પાક આપે છે. આ નવી પદ્ધતિએ આપણા કૃષિવિષયક પ્રયોગોમાં એક નવી જ ક્રાંતિ આણી છે.

અત્યાર સુધી આપણે માનતા હતા કે બીટમાં જે સેકરીન-ખાંડ થાય છે; તે તેના મૂળિયામાં થાય છે. પણ હવે આ આઈસોટોપ નિર્દેશકોથી સાબિત થયું છે કે, આ સેક્રોઝ – આ ખાંડ બીટના પાંદડામાં બને છે અને મૂળિયામાં તો ફક્ત તે સંગ્રહાઈ રહે છે.

**પ્રકાશસંયોજન (Photosynthesis)**

**છોડની જીવનપ્રક્રિયા (Metabolism):**

આપણો બધો ખોરાક સીધી કે આડકતરી રીતે આ લીલા છોડોમાંથી આવે છે. જે વનસ્પતિઆહારી લોકો છે, તેમના ખોરાકનો મોટો ભાગ સીધો આ લીલીછમ–કલોરોફીલ-વાળી વનસ્પતિમાંથી આવે છે; ત્યારે માંસાહારી લોકોનો ખોરાક પ્રાણીઓમાંથી આવે છે. આ પ્રાણીઓ બીજાં પ્રાણીઓને અગર તો વનસ્પતિ–છોડ ખાઈને મોટાં થાય છે. એટલે કે વનસ્પતિસૃષ્ટિ પર મનુષ્યજાતિના જીવનનો આધાર છે.

મોટા ભાગની વનસ્પતિને લીલાં પાંદડાં છે. પાંદડાંનો લીલો રંગ તેમાં આવેલા કલોરોફીલ (Chlorophyll) નામના રંગને (Pigment) લીધે છે. બધા કલોરોફીલ છોડ પોતાનામાં રહેલાં દ્રવ્યને, પોતાના ખોરાકને, કાર્બન ડાયોક્સાઈડ અને પાણી તેમ જ સૂર્યની શક્તિથી ઉત્પન્ન કરે છે.

આમ આ સૂર્યની શક્તિ, તેના પ્રકાશની મદદથી કાર્બન ડાયોક્સાઈડ વાયુ અને પાણી ભેગાં થવાથી ઉત્પન્ન થતાં દ્રવ્યની ક્રિયાને પ્રકાશ સંયોજન (Photosynthesis) કહેવામાં આવે છે. આ ઉપરથી સમજાશે કે, નિસર્ગમાં આ




પ્રકાશસંયોજનની રાસાયણિક પ્રક્રિયા ખૂબ અગત્યની અને મૂળભૂત પ્રક્રિયા છે. તેથી આ પ્રક્રિયાને, વનસ્પતિમાં બનતા પદાર્થોની ( Carbohydrate protein ) પ્રક્રિયાનાં સૂક્ષ્મ પર્યાયમાં જો આપણે સમજી શકીએ, તો તે માનવજાત માટે એક મહાન આશીર્વાદ સમાન નીવડશે. કારણ કે આ સમજવાથી આપણે વનસ્પતિખોરાક વધારે પ્રમાણમાં ઉત્પન્ન કરી શકીશું.

વળી છોડ સૂર્યની શક્તિ વાપરી શકે છે પણ તેઓ તેનો બહુ કુશળ ઉપયોગ કરી શકતા નથી. તેઓ તો તેમના પર પડતી સૂર્યની શક્તિના સોમા ભાગનો જ ઉપયોગ કરી શકે છે. એટલે જો આ પ્રક્રિયા આપણે પૂરેપૂરી સમજી શકીએ તો તેને આપણે ખૂબ સુધારી શકીએ, ને એ રીતે આપણા ખોરાકનું ઉત્પાદન વધે. કદાચ ભવિષ્યમાં આપણે આ લીલાં પાંદડાંનો ઉપયોગ કર્યા સિવાય, સૂર્યની શક્તિના ઉપયોગ દ્વારા કારખાનાંઓમાં કૃત્રિમ Photoynthesisની પ્રક્રિયા કરી, કૃત્રિમ રીતે ખોરાક પેદા કરી શકીશું. આ બધું ખૂબ અગત્યનું છે. કારણ કે આપણી દુનિયાની વસતી કૂદકે ને ભૂસકે વધતી જાય છે ને તે ભવિષ્યના સૈકાઓમાં કેટલી બધી થઈ જશે ! તેમને માટે ખોરાકની વ્યવસ્થા અગત્યની સમસ્યા છે.

આ પ્રકાશસંયોજનની પ્રક્રિયાનો સૂક્ષ્મ અભ્યાસ કિરણોત્સર્ગી કાર્બન ( કાર્બન – ૧૪ ) વાપરવાથી કરી શકાય છે. આવા કાર્બન સાથે ઑક્સિજનનો સંયોગ કરી કાર્બન-ડાયોકસાઈડ વાયુ બનાવવામાં આવે છે. આ આપણો નિર્દેશક અગર તો 'લેબલ' મારેલો કાર્બન ડાયોકસાઈડ છે. ગીગર કાઉન્ટર આ કાર્બન – ૧૪ જ્યાં હશે ત્યાંથી તેને શોધી કાઢશે. પછી એક કાચની બરણી, કે જેને એક બાજુ આ કિરણોત્સર્ગી કાર્બન ડાયોકસાઇડ દાખલ કરવા ખાસ માર્ગ રાખ્યો છે, તેને પાણી અને છોડવાળા કુંડાની ઉપર ઢાંકો, જેથી તેમાં બીજી હવા જઈ શકે નહિ; પછી તેને સૂર્યપ્રકાશમાં મૂકો. હવે આ બરણીમાં કાર્બનડાયોકસાઇડ દાખલ કરો એટલે પેલા છોડનાં પાંદડાં આ કાર્બન-ડાયોકસાઈડ, પાણી ને સૂર્યશક્તિની મદદથી પ્રકાશ-સંયોજનની પ્રક્રિયા શરૂ કરી દેશે અને છોડ ઊગવા માંડશે. આ કિરણોત્સર્ગી કાર્બન – ૧૪ પાંદડાંમાં થઇ વાટે થઈ મૂળિયાંમાં જાય છે, તે આપણે ગીગર કાઉન્ટરની મદદથી જાણી શકીએ છીએ. આ ઉપરાંત આ પાંદડાંમાં પેલો કાર્બન– ૧૪ સૌથી પ્રથમ કયા રાસાયણિક સંયોજક (Compound) બનાવે છે તે પાંદડાનું રાસાયણિક પૃથક્કરણ કરી શોધી કાઢવું જોઈએ —જેથી પ્રકાશસંયોજન દરમિયાન સૌથી પ્રથમ કયા સંયોજકો બને છે, તે આપણે જાણી શકીએ. તે પછી આ સંયોજકોમાંથી કાર્બોહાઈડ્રેટ ખાંડ, સ્ટાર્ચ—કેવી રીતે બને છે તે આપણે જાણી શકીએ.

ક્લોરેલા ( Chlorella ) નામનો લીલો છોડ ફક્ત એક જ જીવકોષનો બનેલો છે. તેના પર આ પ્રયોગ ખાસ કરવામાં આવે છે. ફક્ત એક મિનિટ માટે જ આ પ્રક્રિયા થવા દેવાથી આ કોષમાં ઓછામાં ઓછા જુદા જુદા ૫૦ સંયોજકો બને છે, એ જ મિનિટ પછી પ્રોટીન અને ચરબી બને છે. બે સેકંડ માટે જ આ પ્રક્રિયા થવા દેવાથી કોષમાં ફક્ત બે કે ત્રણ જ સંયોજકો, બનેલા હોય છે અને તે ફૉસ્ફોગ્લીસરીક એસીડના બનેલા હોય છે. ફૉસ્ફોગ્લીસરીક એસીડ આ લીલા જીવકોષમાં હોય છે અને તે હવામાંથી કાર્બન ડાયોકસાઈડ અને ( ક્લોરોફીલ ) સૂર્યની શક્તિ લે છે. પણ કાર્બનડાયોકસાઈડમાંથી ઑક્સિજન કેવી રીતે છૂટો પડે છે ને પછી છોડના બંધારણ માટે કાર્બન કેવી રીતે વપરાય છે તેની હજુ કોઈને ખબર નથી.

આ પ્રયોગથી બીજું એ સાબિત થયું છે કે, કાર્બોનિક એસીડ કાર્બન ડાયોકસાઈડમાંથી, ફક્ત પાંદડાં દ્વારા જ છોડમાં પ્રવેશતો નથી ( જે અત્યાર સુધી મનાતું હતું ) પણ મૂળિયાં વાટે પણ છોડમાં પ્રવેશે છે. વળી એ પણ સાબિત થયું છે કે પાંદડાંમાં જે સંયોજકો બને છે, તેમનામાં થતા ફેરફારો મૂળિયાં વાટે જ થાય છે. આ રીતે જોતાં મૂળિયાં છોડની જીવનપ્રક્રિયા ( Metabolism )ઉપર

અંકુશ રાખે છે તેમ કહી શકાય. વળી છોડમાં જુદાં જુદાં પોષક દ્રવ્યો કેટલી ઝડપથી ફરે છે તે પણ જાણી શકાયું છે. દા. ત. કેટલાંક ઝાડમાં પાણી એક કલાકમાં ૧૪ મીટર જેટલું અંતર કાપે છે.

વળી વનસ્પતિ અને પ્રાણીઓના જીવનમાં, ખૂબ સૂક્ષ્મ પ્રમાણમાં જરૂરી એવાં તત્ત્વો ( Microelements )—Coppor, boron, Cobalt, Zinc, Lead વગેરે શું કાર્ય કરે છે. તે પણ જાણી શકાય છે. દા. ત. જો જમીનમાં બોરોન ઓછું હોય તો પાક ઘણો ઓછો ઊતરે છે. તે જ પ્રમાણે ખૂબ સૂક્ષ્મ પ્રમાણમાં પણ કોબાલ્ટ આપણા શરીરમાં રક્તકણો બનાવવા માટે જરૂરી છે. નહિ તો પાંડુરોગ થાય છે.

### વધારે પાક ઉતારવાની રીત :

અનેક પ્રયોગો કર્યા પછી માલૂમ પડ્યું છે કે, જો અમુક ચોક્કસ માત્રામાં ખેતર પર ગામા કિરણોનો ઉત્સાર કરવામાં આવે તો વધારે પાક ઊતરે છે. દા. ત. જો એક મકાઈના ખેતરમાં કિરણોત્સર્ગી કોબાલ્ટ–૬૦થી અમુક ભાગમાં ગામા કિરણો છોડવામાં આવે તો, જે ભાગમાં ગામા કિરણો આપવામાં આવે છે, તો જે ભાગમાં ગામા કિરણો નથી આપવામાં આવ્યાં તેના કરતાં સવા ગણો પાક થાય છે. વળી આ ગામા કિરણો છોડના વિકાસને વેગ આપે છે, અને તેને જલદી ફૂલ બેસે છે અને તેનાં બી જલદી પાકે છે. અને બીજા કેટલાક છોડની બાબતમાં પણ જો વાવણી પહેલાં બી ઉપર ગામા કિરણોનો ઉત્સાર કરવામાં આવે તો પણ વધારે પાક ઊતરે છે. તે પ્રમાણે એ ખાંડ ઉત્પન્ન કરતા બીટના છોડ પર ગામા કિરણોનો ઉત્સાર કરવામાં આવે તો વધારે ખાંડ પેદા થાય છે. વળી ત્રીજી એક રીત એ છે કે છોડનાં બીને વાવતાં પહેલાં કિરણોત્સર્ગી, આર્સેનિકના દ્રાવણ ( Solution )માં ઝબોળવામાં આવે, અને પછી તેમને વાવવામાં આવે છે તો પણ વધારે પાક ઊતરે છે ને છોડનો વિકાસ વેગીલો બને છે. પણ આ ગામાકિરણો આ પાકને કેવી રીતે વધારે છે? તેઓ છોડનો વિકાસ-વેગ કેવી રીતે વધારે છે? ખૂબ સંશોધન પછી માલૂમ પડ્યું છે કે જે છોડ પર ગામાકિરણોનો ઉત્સાર કરવામાં આવ્યો હોય છે, તેમાં જીવકોષોનું ભંજન (celldivision), જે છોડ પર ગામાકિરણોનો ઉત્સાર કરવામાં નથી આવ્યો હોતો, તેના કરતાં વધુ ઝડપથી થાય છે.

### સૂક્ષ્મખાતર : ( Microfertilizers )

વધારે પાક હજુ એક બીજી રીતે પણ મેળવી શકાય તેમ છે. આપણે જમીનમાં કિરણોત્સર્ગી પદાર્થોને ખૂબ સૂક્ષ્મ પ્રમાણમાં સૂક્ષ્મખાતર ( microfertilizer ) તરીકે નાંખીએ તો પણ પાક વધુ ઊતરે છે. જવ, શાકભાજી, અને ઘઉં આદિનો વધારે પાક મેળવવા માટે આ સૂક્ષ્મખાતર ખૂબ ઉપયોગનું છે. વળી સક્કરજન અને દ્રાક્ષનો પણ પાક વધારે ઊતરે છે.

### વનસ્પતિ અને પ્રાણીના જિનમાં પરિવર્તન : ( Mutations in plants & animals )

દરેક છોડ અને પ્રાણી તેના વાંશિક લક્ષણો ( hereditary characters ) 'જિન' ( Genes ) દ્વારા તેની ભવિષ્યની પેઢીને આપતા જાય છે. અમુક જિનને લીધે જ અમુક છોડ ઊંચો કે નીચો, સારો કે ખરાબ, વધારે ફળ કે ઓછાં ફળ આપતો હોય છે. તેવું પ્રાણી માટે પણ છે. હવામાંનાં વિશ્વકિરણો અને જમીનમાંના કિરણોત્સર્ગી તત્ત્વોને લીધે સતત કિરણોત્સાર થયા કરતો હોય છે ને તેથી આ પ્રાણી અને છોડના જિનમાં ઓચિંતાં પરિવર્તન થાય છે. એટલે કે વાંશિક લક્ષણમાં ફેર થાય છે. આ ફેર તે છોડના સારા માટે હોય કે પછી ખરાબ માટેય હોય. સામાન્ય રીતે તે ખરાબ માટે જ હોય છે. દા. ત. ૧૦૦૦ પરિવર્તનમાં ફક્ત એક પરિવર્તન જ છોડ કે પ્રાણી માટે લાભદાયી હોય છે. આમ લાખો વર્ષોથી છોડ અને પ્રાણીઓ જીવે છે ને તેમનો વંશવેલો વધારતા જાય છે; જ્યારે નબળા, ખરાબ છોડ પૃથ્વી પરથી ભૂંસાતા જાય છે. આને 'નિસર્ગની વરણી' ( નેચરલ સિલેકશન ) કહેવામાં આવે છે. જર્મનીના રહેવાસી અધ્યાપક હર્મન મૂલરે ડ્રોસોફીલા નામની માખી પર ક્ષકિરણોનો મારો કરી, તેના જીનમાં આવા વાંશિક પરિવર્તનો કરી બતાવ્યાં હતાં. ગામા કિરણોના (કોબાલ્ટ—૬૦માંથી) ઉપયોગ દ્વારા છોડો અને પ્રાણીઓના જીનમા આવાં પરિવર્તન કરી તેમની જાત સુધારી શકીએ છીએ, ને તે રીતે તેમનું ઉત્પાદન વધારી શકીએ છીએ. જીન એ વાંશિક લક્ષણોનું એકમ છે, જ્યારે જીવકોષમાં આવેલા રંગસૂત્રો ( chromo somes ) આ જીનને એક પેઢીમાંથી બીજી પેઢીમાં સંક્રાન્ત કરે છે.

આમ આપણે વાંશિક લક્ષણોમાં પરિવર્તન કરીને

વધારે ઉત્પાદન મેળવી શકીએ છીએ.

"પણ આ કિરણોત્સર્ગી પદાર્થોને જમીનમાં નાખવાથી કે બીમાં શોષાવા દીધાથી તે માણસ અને પ્રાણીને માટે કેટલાં હાનિકારક નીવડશે તેની હજુ કોઈને ખબર નથી. પણ—

"ગામા કિરણોની અતિ સૂક્ષ્મ માત્રા માણસને ખાસ નુકસાન કરતી નથી — અને છોડ તેમ જ બી પર ગામા કિરણોનો ઉત્સાર કરવાથી આ છોડ કે બી માણસને જરા પણ હાનિ કરતા નથી. એટલે જ કૃષિવિદ્યામાં તેમનો ઉપયોગ વધુ ને વધુ થતો જાય છે.

## ઉદ્યોગવિકાસ

મોટા ઉદ્યોગો માટેનાં યંત્રો જેમ વધારે ને વધારે સ્વતઃસંચાલિત (automatic) બનતા જાય તેમ તેમ ઉત્પાદનનું પ્રમાણ વધતું જશે ને વધારે કાર્યક્ષમ થતું જશે. આને અંગે કિરણોત્સર્ગી આઈસોટોપ ઘણો અગત્યનો લાભ બજાવી રહ્યા છે ને ભવિષ્યમાં તે વધતો જ જશે, તેમાં કંઈ શંકા નથી. ઉદ્યોગવિકાસમાં તેમનો ઉપયોગ અનેક જુદી જુદી રીતે અને જુદાંજુદાં ક્ષેત્રોમાં થઈ રહ્યો છે. પણ તે સમજાવવા માટે અહીં થોડા જ દાખલા આપી શકાશે.

### (૧) ક્રુડ તેલ લઈ જવાની રીત:

ઇરાન, રશિયા, અમેરિકા—વગેરે દેશમાં જ્યાં ખૂબ જ ખનીજ તેલ નીકળે છે ત્યાં આ તેલને તેલના કૂવામાંથી હજારો માઈલ દૂર આવેલી રીફાઈનરીમાં, હજારો માઈલ લાંબી પાઈપો દ્વારા લઈ જવામાં આવે છે. આ તેલ અનેક જાત (grades)નાં હોય છે, અને તેમને એક જ પાઈપ લાઈન દ્વારા લઈ જવામાં ખૂબ તકલીફ પડતી હતી. પણ કિરણોત્સર્ગી આઈસોટોપની મદદથી આ તકલીફ દૂર થઈ છે. પ્રથમ એક જાતનું તેલ આ પાઈપ લાઈન દ્વારા જતું હોય છે. જ્યારે એ તેલનો પ્રવાહ બંધ થાય છે, ત્યારે એ તેલનાં થોડાં પીપમાં કિરણોત્સર્ગી આઈસોટોપ ભેળવવામાં આવે છે. ને તેને પાઈપમાં દાખલ કરી દઈ તેના પછી એ તેલ છોડવામાં આવે છે. પાઈપ લાઈનના બીજા છેડે ગીગર કાઉન્ટર હોય છે. જેવો એ તેલનો શરૂઆતનો ભાગ અહીં આવે છે કે તરત જ કાઉન્ટર ટીક્ ટીક્ અવાજ કરી જાહેર કરે છે કે 'બ તેલ આવી પહોંચ્યું છે' ને તેથી તેને તેની ટાંકી તરફ વાળવામાં આવે છે.




આમ, અનેક જાતનાં તેલ એક જ પાઈપ લાઈન દ્વારા સહેલાઈથી મોકલી શકાય છે.

### (૨) જાડાઈ-માપક

સરખા પાતળા કાગળમાં બનાવેલી સીગારેટ, તેનું ખોખું ને તેમાં આવે છે તે ચાંદી જેવું ચકચકતું પતું — આ બધાંને સતત એક સરખાં બનાવવા માટે કિરણોત્સર્ગી આઈસોટોપનો ઉપયોગ કરવામાં આવે છે. તે માટે બીટા કિરણો વાપરવાં પડે. દા.ત. જે ચાંદી જેવું પતું છે, તે તો સતત બનતું જતું યંત્રમાંથી પસાર થતું હોય છે. આ પટ્ટીની એક બાજુ બીટા કિરણો ઉત્પન્ન કરતો આઈસોટોપ રાખવામાં આવે છે ને તેની બીજી બાજુ ગીગર કાઉન્ટર રાખવામાં આવે છે. આપણે જાણીએ છીએ કે, બીટા કણો પાતળા કાગળમાંથી પસાર થઈ શકે છે. આ કાગળની જાડાઈ જેમ વધારે તેમ ઓછાં બીટા કણો તેમાંથી પસાર થાય છે. એટલે જો કાગળની જાડાઈ એક સરખી ન હોય તો અમુક વખતે વધારે ને અમુક વખતે ઓછા બીટાકણો કાગળ દ્વારા શોષાશે ને એ વસ્તુ ગીગર કાઉન્ટર કહી દેશે. આમ, પેલા ચાંદીના પત્તાની જાડાઈ પર અંકુશ રાખી શકાય છે અને જો તે ઓછી વધતી હોય તો, યંત્રમાં એવી ગોઠવણ હોય છે કે, ગીગર કાઉન્ટર આ બતાવે કે તરત તે આપોઆપ સરખી થઈ જાય છે.

(૩) આ ઉપરાંત પૃથ્વીના પેટાળમાંથી ખનીજ તેલ શોધવામાં પણ તેઓ મદદ કરે છે. ખૂબ ઝડપી ન્યુટ્રોન પેદા કરતા પદાર્થ અને ગામા કિરણો માપે તેવાં સાધનોને તેલના કૂવામાં ઉતારવામાં આવે છે. ન્યુટ્રોન આજુબાજુના ખડકો ભેદીને અંદર જાય છે ને તેથી ગામા કિરણો પેદા થાય છે. જુદા જુદા ખડકો ન્યુટ્રોનને જે ગતિથી




ધીમા પાડી છે, તેના પર ગામા કિરણો કેટલા પ્રમાણમાં ઉત્પન્ન થશે તેનો આધાર છે. તેલવાળા ખડકો આ ન્યુટ્રોનને ખૂબ ઝડપથી ધીમા પાડે છે, એવું માલૂમ પડ્યું છે આ ઉપરથી જેમાં તેલ હોય એવા ખડકોની ક્યાં ક્યાં પડેલા છે, તે નક્કી કરવું સહેલું પડે છે.

(૪) હાલ પ્લાસ્ટિકનો આપણા જીવનમાં વધારે ને વધારે ઉપયોગી થવા લાગ્યો છે. અનેક ઘરઘરાઉ ચીજો બનાવવા માટે પોલીથીલીનનો ઉપયોગ થાય છે. આ પોલીથીલીન બનાવવા માટે ૨૦૦°સે. ઉષ્ણતામાન અને ૧૦૦૦ વાતાવરણ દબાણની જરૂર પડે છે. પણ જો આ પોલીથીલીન ઉપર આ કિરણોત્સર્ગી આઈસોટોપમાંથી કિરણોનો ઉત્સાર કરવામાં આવે તો તે લગભગ એક વાતાવરણ દબાણે અને સાધારણ ઉષ્ણતાએ પોલીથીલીન બને છે. વળી આ નવું પોલીથીલીન વધારે ટકાઉ હોય છે, તેમાં તરડ પડતી નથી, તેની સ્થિતિસ્થાપકતા વધે છે, ગરમ કરતી વખતે તે ગરમીથી ઓગળી જતું નથી: આવું વધારે મજબૂત પ્લાસ્ટિક ઘર બનાવવામાં પણ વાપરી શકાય એવું હોય છે. અને પછી તો એનાં કારખાનાં પણ બનાવી શકાશે.

આમ ઉદ્યોગવિકાસમાં આ કિરણોત્સર્ગી આઈસોટોપ એક નવી ક્રાંતિ લાવી રહેલ છે.

ખનીજ તેલ શુદ્ધ કરવાની રીફાઈનરીમાં પાઈપોની અંદર ચડતો કાટ તથા સીન્થેટીક કપડાં બનાવવા માટેનાં યંત્રોમાં જે સ્ટેટીક વિદ્યુત ઉત્પન્ન થાય છે તે દૂર કરવા, યંત્રો કેટલી ઝડપથી ઘસાય છે ને તેમના જુદા જુદા ભાગ ક્યારે બદલવા, જમીનમાં દાટેલી પાણી કે તેલની પાઈપ લાઈન ક્યાંથી ચૂએ છે તે જાણવા, એક ખૂબ ગરમ બંધ વાસણમાં પાણી, તેલ, કે બીજા કોઈપણ પ્રવાહી પદાર્થની સપાટી કેટલી ઊંચે આવી છે તે શોધવા,-ગાયોના ખોરાકમાં ભેળવવામાં આવતાં વીટામીન એક સરખી રીતે ભેળવાયાં છે કે નહિ તે જાણવા, ઊંચે આકાશમાં ઊડતા એરોપ્લેનની ટાંકીમાંથી પેટ્રોલ બહાર ઝમે છે કે નહિ અને તેમ થતું હોય તો તે અટકાવવા, X-rayની જગ્યાએ વધુ શક્તિશાળી ને વધુ સસ્તાં ગામા કિરણો પૂરાં પાડી માણસના શરીરના ફોટો લેવા, (તબીબી વિજ્ઞાન માટે), રબરના રસમાંથી વલ્કેનાઈઝડ રબર કેવી રીતે બને છે તે શોધવા, પોલાદના કારખાનામાં થતી અનેક પ્રક્રિયાઓમાં ક્યાં ખોડ છે અને તે ક્યારે ને કેવી રીતે સુધારવી તે શોધી કાઢવા, નીચે જમીનમાં કોલસા ક્યાં આવેલા છે-તે શોધી કાઢવા આવી બીજી અનેક વસ્તુઓ જાણવા માટે કિરણોત્સર્ગી આઈસોટોપ ઉપયોગી બનશે.

## ભૂસ્તરશાસ્ત્ર (Geology)ના ક્ષેત્રે

આપણે આગળ જોઈ ગયા તેમ કોઈ પણ કિરણોત્સર્ગી આઈસોટોપનો અમુક જથ્થો જેટલા સમયમાં અર્ધો થઈ જાય, તે સમયને તે આઈસોટોપનું અર્ધજીવન (half life) કહેવામાં આવે છે. દા. ત. યુરેનિયમનો અર્ધ જીવનકાળ ૪૫૦૦,૦૦૦૦૦૦ વર્ષ છે, જ્યારે રેડિયમનો ૧,૫૯૦ વર્ષ છે અને કાર્બનનો ૫,૭૦૦ વર્ષ છે. આનો અર્થ એવો કે જો એક રતલ કિરણોત્સર્ગી કાર્બન (કાર્બન-૧૪ લઈએ તો તે ૧૫૯૦ વર્ષ પછી ½ રતલ ને બીજા ૧૫૯૦ વર્ષ પછી ¼ રતલ ને બીજા ૧૫૯૦ વર્ષ પછી ⅛ રતલ થશે. બીજી એક ખાસ અગત્યની હકીકત એ છે કે ગમે તેટલા ઉષ્ણતામાન, દબાણ કે વિદ્યુતથી આ કિરણોત્સારના દરમાં ફેર પડતો નથી. આમ આ તત્ત્વોનો ઉપયોગ આપણી પૃથ્વીનો ઇતિહાસ અને તે ઇતિહાસમાં અગત્યના બનાવો જાણવા માટે કરી શકાય.

દા. ત. વાતાવરણના ઉપલા સ્તરોમાં આવેલ કાર્બન-ડાયોક્સાઈડ પર આંતર-તારકીય અવકાશમાંથી આવતાં ખૂબ શક્તિવાળાં વિશ્વકિરણો (Cosmic Rays) અથડાય છે ને તેમાંના કાર્બનને કિરણોત્સર્ગી કાર્બન બનાવે છે. આમ હવામાં નૈસર્ગિક રીતે જ અમુક કિરણોત્સર્ગી કાર્બન-ડાયોક્સાઈડ સતત ચોક્કસ પ્રમાણમાં હંમેશાં રહે છે. આપણે આગળ જોયું તેમ, ઝાડ-પાન કાર્બન ડાયોક્સાઈડનો ઉપયોગ પોતાના ખોરાક માટે કરે છે.

સાધારણ કાર્બન ડાયોકસાઈડ સાથે કિરણોત્સર્ગી કાર્બન ડાયોકસાઈડ પણ છોડમાં જાય છે. આ છોડને પ્રાણીઓ ખાય છે. જ્યારે ઝાડ કે પ્રાણી જીવતું હોય છે ત્યારે તેના શરીરમાં રહેલ કિરણોત્સર્ગી કાર્બનનું પ્રમાણ એક સરખું જ રહે છે. પણ જ્યારે તે મરી જાય છે, ત્યારે તેમાં કાર્બન આવવાનું બંધ થાય છે અને તેમાંનો કિરણોત્સર્ગી કાર્બન ધીમે ધીમે કિરણોત્સાર કરતો ઓછો થવા માંડે છે; ને ૫૭૦૦ વર્ષે તે હતો તેના કરતાં અર્ધો થઈ જાય છે.

આમ પ્રાણી કે વનસ્પતિમાં મળી આવેલા અવશેષોમાં કેટલો કિરણોત્સર્ગી કાર્બન છે તે પરથી તેઓ કેટલા વખત પહેલાં મરી ગયેલાં તે કહી શકાય છે.

આ છે નિસર્ગની કાર્બન ઘડીયાળ ( Carbon clock ) ! તેની મદદથી પ્રાચ્યવિદ્યાશાસ્ત્રીઓ જૂની ઇમારતો કેટલા વર્ષ પહેલાં બંધાયેલ તે નક્કી કરી શકે છે. બરફમાં દટાયેલા મેમથ હાથીના અવશેષો ૧૨૦૦૦ વર્ષ પહેલાંના છે, તેવું આનાથી જાણી શકાયું છે. પણ આ કિરણોત્સર્ગી કાર્બનની મદદથી પૃથ્વી કેટલાં વર્ષની છે તે કહી ન શકાય. તે માટે તો યુરેનિયમ ઘડીયાળનો જ ઉપયોગ કરવો પડે. તેના પરથી ખબર પડી છે કે પૃથ્વીના પોપડામાં રહેલી જૂનામાં જૂની ખનીજ ૩૦૦૦,૦૦૦૦૦૦ ( ૩ અબજ ) વર્ષ જૂની છે. એટલે પૃથ્વી આનાથી પણ જૂની હોવી જોઈએ ! કારેલિયાના જૂનામાં જૂના ખડક ૨ અબજ વર્ષ પહેલાં પેદા થયા હતા, યુરલ અને તિન શાનની ગિરિમાળાઓ ૨થી ૩ કરોડ વર્ષ પહેલાં પેદા થઈ હતી, અને આલ્પ્સ, હિમાલય અને કોકેશસ તો તેમના કરતાં ય જૂના છે.

**આમ, પરમાણુ આપણી દુનિયાને એક નવી જ સૃષ્ટિમાં પલટાવી નાખવાની શક્તિ ધરાવે છે. પરમાણુની અપાર વિદ્યુતશક્તિ માનવીને વિશ્વનાં અતલ ઊંડાણો અને દૂર સુદૂરની તારિકાઓ તરફ ઉડ્ડયન કરવાની શક્તિ આપી શકે તેમ છે. અને કિરણોત્સર્ગી આઈસોટોપ તેના રોજ-બરોજના જીવનનું નવ નિર્માણ કરવા સમર્થ છે.**

# નવી દુનિયાનો રાહ

આખી દુનિયામાંથી ગરીબી અને રોગોને જાકારો આપવો એ આપણો હેતુ છે–અને તે સહેલાઈથી પાર પાડી શકાય તેમ છે. અન્ન, વસ્ત્ર અને ઘરો બધાંને પાણી ને હવાની માફક મળશે. પણ જ્યારે બધાં જ પૈસાદાર થઈ જશે, ત્યારે પૈસાદાર કેવળ થવામાં જ જે આબરુ છે, માન દેખાય છે તે જતું રહેશે અને ત્યારે જ લોકો સંપત્તિની કિંમત આંકતી થશે– દુનિયાની મુસાફરી કરી શકશે ને આરામથી મોજમજા કરી શકશે, અને પોતાને જે ગમે છે તે કામ કરશે. બધાં જે કંટાળા ભરેલાં અને સખત કામનો અંત આવશે. પરંતુ આ જાતની સંપત્તિ ધીમે ધીમે આવશે–એકદમ નહિ. વળી આવી દુનિયામાં આનંદપ્રમોદનાં સાધનો લોકો પોતાની મેળે પેદા કરશે–તેઓ બજારૂ આનંદ પર આધાર નહિ રાખે. અત્યારે જે નર્યો–આનંદ લેવાની વૃત્તિ છે, તે કારખાનાઓમાં અને ઓફિસોમાં કંટાળા ભરેલાં કામો કરવાથી ઉત્પન્ન થાય છે. પણ નવી દુનિયમાં લોકોને આવું કંટાળાભર્યું ( Monotonous ) કામ નહિ કરવું પડે. આપણે આખી દુનિયાનું ઔદ્યોગીકરણ કરી નાખ્યું હશે, તેવા તબક્કામાં દરેક કાર્ય એક પરાક્રમ કે સંશોધન જેવું હશે.

જેમને માનસિક કાર્ય તરફ ખાસ પક્ષપાત છે, તેમને અનંત કાર્ય કરવાની શક્યતા મળશે. ઘણા ખરા માનસિક કાર્યકરોએ ભૂતકાળમાં પોતાના પોષણ માટે અનેક નિરસ કાર્યો કર્યાં છે અને અત્યારે પણ કરે છે. નવી દુનિયામાં આવી માનસિક પ્રતિભા પોતાની બધી શક્તિને તેના ક્ષેત્રમાં આખા જીવન સુધી રોકી શકશે. આનાથી વધારે બીજી આનંદની વસ્તુ શી હોય ! આમ આ નવા સમાજમાં દરેક માણસ ઉપયોગી નીવડવાનો – ખરે જ આવા સમાજમાં જીવન જીવવા યોગ્ય લાગશે.

વળી અત્યાર સુધી કળા અને વિજ્ઞાન વચ્ચે જે મોટી દિવાલ છે, બંને તદ્દન જુદાં દેખાય છે – તેમની વચ્ચેના ભેદભાવ ભૂંસાઈ જશે. સાહિત્ય, સંગીત અને કળાનાં અનેક સ્વરૂપો બદલાશે. કળા અને વિજ્ઞાન વચ્ચેની લીટી જેમ જેમ ઝાંખી થતી જશે, તેમ તેમ કળામાં રસ ધરાવતા લોકો વિજ્ઞાનના વિકાસમાં રહેલી નિઃસીમ શક્યતાઓ પારખવા લાગશે. તે સાથે વિજ્ઞાનીઓ, લૌકિક ભારમાંથી છૂટા

થવાથી, તેમના કાર્યની કળામય બાજુને વધારે ને વધારે સંભાળવા લાગશે. તદુપરાંત રોજબરોજના પ્રશ્નો ઉકેલવા માટે આપણા Applied science (વ્યાવહારિક વિજ્ઞાન)-નો ઉપયોગ કરીએ છીએ—પણ તેની પાછળ બિનઉપયોગી લાગતું એવું ખૂબ મૂળભૂત વિજ્ઞાનનું સંશોધન કરવું પડે છે. આ મૂળભૂત સંશોધનનું મહત્ત્વ નવી દુનિયામાં ખૂબ હશે. આ કામમાં મોટામોટી પ્રતિભાવાન વ્યક્તિઓની જરૂર પડી છે.

આમ પાયાનું સંશોધન અને વ્યાવહારિક વિજ્ઞાન વચ્ચે સમતુલા સ્થપાશે અને મૂળભૂત સંશોધન વધારે ને વધારે થતું જશે. આનો અર્થ એવો નથી કે માણસને ઝગઝગાવી મૂકતાં પરાક્રમો કરવા નહિ મળે. પ્રયોગો અને માનસિક પ્રદેશોમાં એક જાતનાં પરાક્રમો જ થતાં હશે. પણ આ ઉપરાંત માણસની શારીરિક પરાક્રમો કરવાની પ્યાસ પણ તૃપ્ત થશે—દૂર વિશ્વનાં ઉડાણો, ગ્રહો, તારાઓ અને નિહારિકાઓ તરફ ઉડ્ડયનો કરવા વગેરેમાં આવાં પરાક્રમો કરવાની નિસીમ તક મળશે. પણ માણસના આંતરિક પરાક્રમો—આના કરતાં પણ વધારે ઉત્તેજક હોવાનાં તેમાં કંઈ શંકા નથી. દા. ત. જીવનના નાનામાં નાના કણમાં શું છે તે શોધવું તે વિશ્વની નિહારિકાઓ વિષે જાણ મેળવવા કરતાં વધારે ગૂંચવણ ભરેલું છે. આવી શોધ માણસનો જીવનસમય લંબાવવાનાં (Prolongation of life) સાધન પણ શોધી નાખશે અને માણસના મગજની શક્તિઓને વધારવાના અનેક ઉપાયો શોધી કાઢશે.

વળી અત્યારે રાજ્યકારોબાર જેટલો ગૂંચવાડા ભર્યો છે, તેટલો ગૂંચવાડાભર્યો રાજ્યકારોબાર નવી દુનિયામા નહિ હોય. તે તો એકદમ સાદો હશે. અત્યારે રાજકારભારનો મોટો ભાગ—લોકો એક બીજાને છેતરે નહિ એટલા માટે જ—ઊભો કરવામાં આવ્યો હોય છે. પણ તેને બદલે માણસો પોતાના વ્યક્તિગત ધંધામાં વધારેને વધારે ધ્યાન આપશે. દા. ત. નાનાં છોકરાંને ઉછેરવાનો વ્યવસાય ખૂબ અગત્યનું સ્થાન લેશે. લોકોની જિંદગી ૮૦ થી ૧૦૦ વર્ષ જેટલી થશે અને તેમાંથી ૩૦ વર્ષ કેળવણીમાં જશે—આ વર્ષો દરમિયાન બધો જ સમય કેળવણીમાં ગાળવાની જરૂર નહિ પડે. અર્થાત્ કેળવણી આખી જિંદગી ચાલ્યા જ કરવાની. વળી દુનિયાના બધા જ માણસો ભણવાના એટલે તેમને કેળવવા માટે પણ ખૂબ માણસો જોઈશે. તે ઘરઘરના કામમાં ગંદવાડ, કચરો ઓછાં થાય એ માટે સાધનો બનાવવામાં આવશે અને એ રીતે આ જાતનું કામ ઓછું કરવામાં આવશે. વળી જે અકસ્માતો થશે, તેમાં મદદ કરવા માણસો સ્વેચ્છાથી જશે—આપણા અત્યારના લશ્કરના જેવું જ, પણ તેમાં બહુ ઓછા માણસ રોકાયેલા હશે.

વળી ઔદ્યોગિક વિકાસ તો આગળ કહ્યો તે પ્રમાણે જ થશે—પરમાણુશક્તિ (Atomic Energy) અને સ્વયંસંચાલિત કારખાનાં (Automation) દ્વારા સંગલન-શક્તિ (Fusion energy) મેળવ્યા પછી માણસ જાત હંમેશ માટે આ શક્તિના પ્રશ્નમાંથી છૂટી જશે. વળી ઉદ્યોગોમાં નવી ક્રાંતિ આવશે. આપણે અત્યારે નૈસર્ગિક છોડમાંથી કપડાં બનાવીએ છીએ કે પછી કૃત્રિમ કપડાં વાપરીએ છીએ. પણ આ કપડાંને ધોવાં પડે છે. અને બહુ જલદી ફાટી જાય છે. ભવિષ્યમાં એવાં કપડાં ઉત્પન્ન કરવામાં આવશે, જે લાંબો સમય ચાલે અને સહેલાઈથી સાફ કરી શકાય. ઉપરાંત તે ખૂબ સસ્તાં પડે. વળી એક જ વખત પહેરીને ફેંકી દેવાય એવાં એકદમ સસ્તાં કપડાં પણ બનાવી શકાશે. જેથી એને ધોવા અને સાફ કરવાના કંટાળા ભરેલા કામમાંથી છૂટી જવાશે. આ ઉપરાંત રાંધવાનું કામ પણ સહેલું થઈ જશે.—Domestic Engineary and Chemistry જેવો એક નવો જ વિષય ખુલશે.

આ પછી ખોરાક અને વસ્તીનો મોટો પ્રશ્ન આપણી સામે આવે છે. અત્યારે જન્મનું પ્રમાણ વધતું જાય છે ને મરણનું પ્રમાણ ઘટતું જાય છે—એટલે કે દુનિયાની વસ્તી વધતી જાય છે—અને જીવન ધોરણ જેમ સુધરતું જશે, તેમ મરણ પ્રમાણ ઘટવાનું. અત્યારે દુનિયાની વસ્તી ૨ા અબજ છે; બીજાં ૧૦૦ વર્ષમાં તે ૮ અબજ થવાની. તો આ વસ્તીને વધારાને રોકવો કયાં? વસ્તીના વધારા સામે અગત્યના ત્રણ મુદ્દા છે—ખોરાક, રહેવાની જગા અને સગવડ. પણ જો ખોરાક વધારે પ્રમાણમાં પેદા કરી શકાય અને તે માટે નવી રીતો શોધવામાં આવે, ખૂબ જ શક્તિ મળી રહે, તો આપણે ૮ અબજ તો શું—૧૬ અબજ જેટલી વસ્તી નભાવી શકીએ.

આલ્ગી, યીસ્ટ, ફૂગ વગેરેમાંથી નવો ખોરાક બનાવવાનાં કારખાનાં ભવિષ્યમાં ઊભાં કરી શકાશે કંઈ એમાં શંકા નથી. વીટામીન, એન્ટિબાયોટિક્સ વગેરે રાસાયણિક રીતે સીધાં કારખાનાંમાં બનાવી શકાશે. નાયલોન ને પ્રોટીન જેવી



[વિશ્વમાનવ, નવેમ્બર '૫૯]

પણ બનાવાશે. અને તેની ખોટ નહિ રહે. કાર્બો-
ટ અને ચરબી પણ બનાવટી રીતે બનાવવી સહેલી છે.
આપણી પાસે પૂરતી શક્તિ હોય તો આપણે પૃથ્વીપરના
અને નાઈટ્રોજન વાપરી તેમાંથી આપણો ખોરાક
રી શકીશું-અર્થાત્ ભરપૂર ખોરાક મળશે. આ માટે
ઝાડ-પાનમાં થતી Photosynthesis (પ્રકાશ
જન)ની પ્રક્રિયાનો ઊંડો અભ્યાસ કરવો પડશે.

આ ઉપરાંત આટલી બધી વસ્તી માટે રહેવાની જગા
મોટો સવાલ પેદા થશે. અત્યારે દુનિયામાં ખૂબ વસ્તી
છે અને જગા ઓછી લાગે છે. પણ ખરું જોતાં પૃથ્વીની
સપાટીના બારમા ભાગ પર જ લોકો રહે છે. પણ જંગલો,
ટેકરીઓ, સરોવરો, નદીઓ, દરિયો–આ બધાનો રહેવા માટે
કંઈ ઉપયોગ નથી. આપણે તેમનો ધારીએ તેવો ઉપયોગ કરી
શકીશું. આ ઉપરાંત સ્વતઃ સંચાલિત કારખાનાંઓ ઓછી
જગા રોકશે. વળી અત્યારે લોકો અનુકૂળ આબોહવા હોય
ત્યાં રહે છે; પણ ભવિષ્યમાં જ્યાં બિનઅનુકૂલ આબોહવા
હશે ત્યાં અનુકૂળ આબોહવા કરી લોકો રહેશે.

આ ઉપરાંત આપણે આખાં શહેરો પર પારદર્શક,
જોઈ ન શકાય એવા પ્લાસ્ટિકનું આવરણ બનાવી
તેમાં એવી સ્થિતિ પેદા કરી શકીશું જેમાં લોકોને રહેવાનું
ગમે. આવી સ્થિતિમાં કદાચ ઘર બાંધવાની પણ જરૂર
નહિ પડે. આ ઉપરાંત માણસ પોતે આ પૃથ્વી પર જ
રહેશે એમ કેમ કહી શકાય? ભવિષ્યમાં આંતરગ્રહીય પ્રવાસ
શક્ય બનતાં અને બીજા ગ્રહો પર વસાહતો થતાં લોકો
ત્યાંય રહેવા લાગશે!

આ બધી શક્યતા આપણી વિચારી તે તો જો આપણી
હાલની ઠંડા-યુદ્ધની પરિસ્થિતિને હઠાવી દઈએ ને એક
આંતરરાષ્ટ્રીય સહકારવાળી દુનિયા સ્થાપીએ તો જ મેળવી
શકાય તેમ છે. પણ આપણે જુની દુનિયાના સીમાડા એક
વખત તોડી નાખીએ પછી તો માણસ કૂદકે ને ભૂસકે પ્રગતિ
કરશે, અને અનેક નવી સિદ્ધિઓ મેળવશે. આ તે દસકાઓ
કે સદીઓ પછીની દુનિયાની કલ્પના થશે.

આ સદીઓ પછીની નવી દુનિયામાં, માનવજાતના
શારીરિક અને જીવનને લગતી સીમાઓ તૂટી ગઈ હશે. દા.
ત., દરેક માણસને માટે મૃત્યુ નક્કી જ છે. પ્રાણીઓમાં
ભાગ્યે જ નૈસર્ગિક મરણ થાય છે–તેઓ કાં તો ભૂખથી
મરી જાય છે અગર બીજા તેમને મારી ખાય છે. એટલે
લાંબું જીવન તો નિસર્ગ આપી શકે તેમ નથી. પણ
માણસની આંતરસ્રાવ કરતી ગ્રંથીઓમાં કંઈક ફેરફાર
થવાથી જ પ્રાચીન માણસ ૭૦ વર્ષ જેટલું આયુષ્ય
મેળવી શક્યો હતો. અરે, અત્યારે પણ ભાગ્યે જ
દુનિયાની ૨૦મા ભાગની વસ્તી વૃદ્ધાવસ્થાથી મરણ પામે
છે. પણ માણસની અનુવંશિકતા (heredity) અને
પ્રજનનમાં અભ્યાસ અને પ્રયોગો કર્યા પછી, તેમાં સુધારા
કરવાથી આપણે લાંબુ જીવન મેળવી શકીશું. પણ આ
અમરત્વની શોધમાં જવાની હજુ માણસજાત માટે ઘણી
વાર છે.

અત્યાર સુધી આપણે આપણા વિચારો દર્શાવવા વ્યક્ત
કરવા માટે જૂના પાષાણયુગમાં જન્મેલી એવી ભાષાનો
ઉપયોગ કરી શકીએ છીએ. જે ૨૦૦,૦૦૦ વર્ષ જૂની છે. આમ
વિચારો દર્શાવવા માટે ભાષા એ વધારેમાં વધારે પ્રાથમિક
(primitive) સાધન છે. પણ ઇલેક્ટ્રોનિક સાધનો
વાપરીને માણસ પોતાના વિચાર બીજા માણસને ભાષાનો
ઉપયોગ કર્યા સિવાય સીધા જણાવી શકે તે અશક્ય નથી.
અરે, આ સાધનો દ્વારા વિચારો ઉપરાંત લાગણીઓનો દોર
સીધો બીજા માણસ જોડે સાંધી શકાશે અને એ માણસ
જેવું અનુભવે છે, તેવું જ હૂબહૂ સામો માણસ અનુભવી
શકશે. આપણી અત્યારની ભાષા આપણા વધતા જતાં
અનુભવો અને સંશોધનોને વ્યક્ત કરવા માટે શક્તિમાન
નથી. એટલે એક નવી જ ભાષા વિકસાવવાનો સમય
હવે આવી ગયો છે, જે ગમે તેવા ગુંચવાડાભર્યા વિચારો અને
લાગણીઓ વ્યક્ત કરી શકશે.

આ બધું વાંચી તમને લાગશે આ તો મોટી મોટી વાતો
થઈ–કલ્પના છે–તે ખરી પડે એવું કંઈ શક્ય છે, તેમ
માનવા તમે તૈયાર નહી થાવ. આ સૈકામાં આપણે એટલી
બધી કંગાલિયત જોઈ છે, દુઃખ જોયું છે, નકામો વિનાશ,
કત્લેઆમ, અને ક્રૂરતા, દુર્વ્યય અને મૂર્ખતા જોયાં છે કે,
આપણે હવે એવું માની બેઠા છીએ કે લોકો હંમેશ આવા
હતાં અને આવાં રહેશે, અને લોકોને આ બધું ગમતું નથી
છતાં તેઓ તેને જ ઝંખી રહ્યાં છે. ઉપર કહેલી શક્યતાઓ
એટલી બધી સુંદર છે, એવી અવનવી સૃષ્ટિ રચે છે કે
તેમાં માનવા લોકો તૈયાર નથી; પણ લોકો હવે જાગે અને
સમજે તો રોગ ગરીબી, યુદ્ધો અને ગાંડપણનાં પૂર, ધરતીકંપ
અને વાવાઝોડાં પણ અટકાવી શકાય તેમ છે.

# પરમાણુશક્તિના વિકાસની તવારીખ

**૧૮૯૫**-જર્મનીના પ્રખ્યાત ભૌતિકશાસ્ત્રી રૉન્જને (૧૮૪૫-૧૯૨૩) અકસ્માત ક્ષ-કિરણોની શોધ કરી.

**૧૮૯૬**-ફ્રાન્સના પ્રસિદ્ધ ભૌતિકવિજ્ઞાની બેક્વેરલે (૧૮૫૨-૧૯૦૮) યુરેનિયમના ક્ષારો પર પ્રયોગો કર્યા અને કિરણોત્સારિતા (Radioactivity)ની શોધ કરી.

**૧૮૯૭**-ઈંગ્લંડના વિજ્ઞાનશાસ્ત્રી જે. જે. થૉમ્સને (૧૮૫૬-૧૯૪૦) ઇલેક્ટ્રોનની શોધ કરી.

**૧૮૯૮**-ફ્રાંસમાં પીઅરે ક્યુરી (૧૮૫૯-૧૯૦૬) અને માદામ ક્યુરી (૧૮૬૭-૧૯૩૪)એ રેડિયમની શોધ કરી.

**૧૯૦૧**-મૅક્સ પ્લાન્કે (૧૮૫૮-૧૯૪૭) Quantum theory of Radiation પ્રકાશિત કરી.

**૧૯૦૨**-ઇંગ્લંડના વિજ્ઞાનશાસ્ત્રી વિલિયમ રુધરફર્ડ (૧૮૭૧-૧૯૩૭) અને ફ્રેડરીક સોડીએ કિરણોત્સર્ગી પદાર્થોનું રૂપાંતર થવાના નિયમો શોધી કાઢ્યા અને યુરેનિયમ તેમ જ થોરિયમને કિરણોત્સર્ગી કરવાની રીત શોધી. રુધરફર્ડે સાબિત કર્યું કે આલ્ફાકણો બે ધનવિદ્યુતભારવાળા હિલિયમના આયન છે, બીટા કણો એ ઇલેક્ટ્રોન છે અને ગામા કિરણો એ પ્રકાશની માફક વિદ્યુતચુંબકીય મોજાં છે.

**૧૯૦૪**-કિરણોત્સારિતામાંથી ઉપયોગી શક્તિ મેળવી શકાય એવી શક્યતા તરફ રુધરફર્ડે ધ્યાન ખેંચ્યું.

**૧૯૦૫**-જર્મનીમાં જન્મેલા પણ બીજા વિશ્વયુદ્ધ પહેલાં અમેરિકાના નાગરિક બનેલા વિખ્યાત વિજ્ઞાની ડૉ. આલ્બર્ટ આઈન્સ્ટાઈને (૧૮૭૯-૧૯૫૫) સાપેક્ષતાવાદનો ખાસ સિદ્ધાંત (Special Theory of Relativity) પ્રકાશિત કર્યો અને તેમાં $E=mc^2$ એ પ્રખ્યાત સૂત્ર બહાર પાડ્યું, તેનાથી પરમાણુના કેન્દ્રમાં રહેલી અઢળક શક્તિનો અંદાજ મેળવી શકાયો.

**૧૯૧૧**-રુધરફર્ડ અને બીજા વિજ્ઞાનીઓએ પરમાણુની સાધારણ રચનાનો ખ્યાલ મેળવ્યો.

**૧૯૧૩**-ડેન્માર્કના પ્રખ્યાત વિજ્ઞાની અને પરમાણુશાસ્ત્રના પિતા ડૉ. નીલ્સ બોહ્રે પરમાણુકેન્દ્રની આજુબાજુ ફરતા ઇલેક્ટ્રોનની કક્ષાઓને Quantum Theory પ્રમાણે સમજાવી.

**૧૯૧૭**-મિલ્લીકને ઇલેક્ટ્રોન પર રહેલો અણુવિદ્યુતભાર નક્કી કર્યો.

**૧૯૧૯-૨૦]** રુધરફર્ડે સૌથી પ્રથમ નાઈટ્રોજન પર આલ્ફા કણોની વર્ષા કરી, ઑક્સિજન અને એક પ્રોટોન મેળવ્યો ને આમ પરમાણુકેન્દ્ર પર પ્રક્રિયા કરી. આ પ્રોટોન એ હાઈડ્રોજનનું પરમાણુકેન્દ્ર બનાવે છે. રુધરફર્ડે એવું પણ સૂચવ્યું કે પ્રોટોન જેટલા જ વજનનો પણ વિદ્યુતતટસ્થ (neutral) એવો એક કણ પણ પરમાણુમાં રહેલો છે (જે પાછળથી ન્યુટ્રોન કહેવાયો.)

પ્રોટોન (+) અને ન્યુટ્રોનથી બનેલા પરમાણુકેન્દ્રની આજુબાજુ ઇલેક્ટ્રોન (−) ફર્યા કરે છે અને પ્રોટોન તેમ જ ઇલેક્ટ્રોનની સંખ્યા સરખી હોય છે, એવી પરમાણુની રચના આ સમય સુધીમાં સમજાઈ હતી. આ ઉપરાંત કોઈપણ પરમાણુના રાસાયણિક ગુણ તેનામાં રહેલા ઇલેક્ટ્રોનની સંખ્યા પર આધાર રાખે છે. વળી ઇલેક્ટ્રોનનું વજન પ્રોટોન કરતાં ૧૮૩૮મા ભાગનું હોવાથી તે પરમાણુના વજનમાં નહિવત્ જ ફાળો આપે છે તેમ જણાયું.

**૧૯૨૮**-ઇંગ્લંડના પ્રખ્યાત વિજ્ઞાની ડૉ. પી. એ. એમ. ડીરાકે એવું ભવિષ્ય ભાખ્યું કે પરમાણુમાં એકમ વિદ્યુતવાળો અને ઇલેક્ટ્રોન જેટલા વજનવાળો કણ હોવો જોઈએ. તે પાછળથી પોઝીટ્રોન કહેવાયો.

**૧૯૨૯**-વીડરોએ ખૂબ શક્તિવાળા આયનો પેદા કરવા માટે સીધી લીટીમાં આ આયનોને વેગ આપે તેવું પ્રવેગક બનાવ્યું. આમાંથી પાછળથી વાન દ ગ્રાફ પ્રવેગકની શોધ થઈ.

**૧૯૩૦**-અમેરિકાના વિજ્ઞાની ઇ. ઓ. લોરેન્સે સૌથી પ્રથમ સાઈક્લોટ્રોનની શોધ કરી.

**૧૯૩૨**-—ભારે પાણીની શોધ થઈ.

—શેડવિકે ન્યુટ્રોનની શોધ કરી

–એન્ડરસને વિશ્વકિરણોમાં રહેલાં પોઝીટ્રોનની શોધ કરી.

–ઇંગ્લૅંડના વિજ્ઞાની સર જે. ડી. કોકોફ્ટ અને ઇ. ટી. એસ. વૉલ્ટને પરમાણુકેન્દ્રમાં રૂપાંતર કરે એવા ખૂબ શક્તિવાળા પ્રોટોન સૌથી પ્રથમ પેદા કર્યા.

૧૯૩૪–ફ્રાંસમાં જે. ફ્રેડરિક જોલિયટ્ અને ઈરિને ક્યુરિએ સૌથી પ્રથમ કૃત્રિમ કિરણોત્સારિતા ઉત્પન્ન કરી.

–ઇટાલીમાં ડૉ. એન્રિકો ફર્મીએ પરમાણુકેન્દ્રો પર ન્યુટ્રોનની વર્ષા કરી.

આ સમયે પરમાણુશક્તિ મેળવવા માટે જોઈતું જ્ઞાન તો ભેગું થયું હતું; પણ ૧૯૩૮ માં ડૉ. લૉરેન્સે એવો મત આપ્યો હતો કે વિજ્ઞાનીઓ પરમાણુશક્તિને વ્યવહારમાં ઉપયોગી બનાવી શકાય એ રીતે મેળવી શકે તેમ નથી. પણ આ સમયે દુનિયાના જુદા જુદા ભાગોમાં અનેક વિજ્ઞાનીઓ આ ક્ષેત્રમાં કાર્ય કરતા થઈ ગયા હતા.

૧૯૩૯–જર્મનીમાં ઓટ્ટો હાહ્ન અને... સ્ટ્રાસમાન, ડેન્માર્કમા લાઈસ માઈટ્નર અને ઓ. આર. ફ્રીશ, ડૉ. નીલ્સ બોહ્ર અને એન્રિકો ફર્મીના સહકારથી પરમાણુભંજન (Fission) અને પરંપરિત પ્રક્રિયા (Chain Reaction) ઉપયોગ કરી શકાય એ રીતે મેળવવાની શક્યતા સાબિત કરી.

—યુરેનિયમ અને થોરિયમને પરમાણુભઠ્ઠીમાં બળતણ તરીકે વાપરી શકાય તેવું ડૉ. ફ્રેડરિક જોલિયટ્, હાલ્બાન અને કોવારસ્કીએ સાબિત કર્યું.

૧૯૪૦ સુધીમાં આ વિષે ૧૦૦ ઉપર સંશોધનપત્રો પ્રકાશિત કરવામાં આવેલાં.

**૧ સપ્ટેમ્બર, ૧૯૩૯ના રોજ**
**બીજા વિશ્વયુદ્ધની શરૂઆત**

૧૯૪૦–વિજ્ઞાનક્ષેત્રે નવા સંશોધનપત્રો બહાર પડતાં બંધ થઈ ગયાં અને વિજ્ઞાનમાં રહસ્યનો એક અપાર પિછોડો ઢળી ગયો.

૧૯૪૧–પરમાણુબૉમ્બ બનાવી શકાય એમ બ્રિટન અને ફ્રાન્સના વિજ્ઞાનીઓએ સાબિત કર્યું.

૧૯૪૨–૨ ડીસેમ્બર, ૧૯૪૨ના રોજ ડૉ. એન્રિકો ફર્મીના નેતૃત્વ નીચે દુનિયાની સૌથી પ્રથમ પરમાણુભઠ્ઠી શિકાગોમાં કાર્ય કરતી થઈ.

૧૯૪૫–જૂન ૧૯૪૫ માં ડૉ. ઓપનહેમરના નેતૃત્વ નીચે ન્યુ મેક્સિકોમાં આવેલ લૉસ એલામોસ પ્રયોગશાળાથી દૂર એલામોગોર્ડોમાં સૌથી પ્રથમ પરમાણુબૉમ્બનો અખતરો કરવામાં આવ્યો.

—૬ ઑગસ્ટ રોજ હિરોશિમા પર પરમાણુબૉમ્બ નાખવામાં આવ્યો.

—૯ ઑગસ્ટના રોજ નાગાસાકી પર પરમાણુબૉમ્બ નાખવામાં આવ્યો.

૧૯૪૯–રશિયાએ સૌથી પ્રથમ પરમાણુબૉમ્બનો ધડાકો કર્યો.

૧૯૫૦–૩૧ જાન્યુઆરીના રોજ પ્રમુખ ટ્રુમેને અમેરિકાના વિજ્ઞાનીઓને હાઈડ્રોજન બૉમ્બ બનાવવા આદેશ આપ્યો.

૧૯૫૨–અમેરિકાએ સૌથી પ્રથમ હાઈડ્રોજન બૉમ્બ ફોડ્યો.

આ બૉમ્બ બનાવવામાં ડૉ. એડવર્ડ ટેલરે અગત્યનો ભાગ ભજવ્યો હતો અને તેથી તેમને હાઈડ્રોજન બૉમ્બના પિતા કહે છે. હાઈડ્રોજન બૉમ્બ બનાવવા સામે ડૉ. જે. રોબર્ટ ઓપનહેમરનો સખત વિરોધ હતો.

૧૯૫૩–રશિયાએ હાઈડ્રોજન બૉમ્બનો ધડાકો કર્યો.

૧૯૫૪–અમેરિકાએ બિકિની ટાપુઓ પર હાઈડ્રોજન બૉમ્બનો બીજો અખતરો કર્યો અને તેનાં કિરણોત્સર્ગી રજકણો પેસિફિકમાં માછલીઓ પકડવા ગયેલ ફુકુર્યુ મારુ નામની હોડીમાંના ૨૩ માછીમારો પર અને તેમની માછલીઓ પર પડ્યાં. આથી આ હાઈડ્રોજન બૉમ્બની ભયંકરતાનો ખ્યાલ આ ૨૩ માછીમારોએ દુનિયાને આપ્યો.

● ડૉ. ઓપનહેમર પર અમેરિકાની સરકારે કેસ ચલાવ્યો અને તેમને પરમાણુશસ્ત્રો વિષેનું કંઈ પણ રહસ્ય ન જાણવા દેવું એવો નિર્ણય કર્યો.



## પરિશિષ્ટ : ૨

# પરમાણુશસ્ત્રોની ગાંડી દોડ

[ અત્યાર સુધીમાં અંદાજે ૧૭૦ ઉપર અખતરા ]

| વર્ષ | અમેરિકા | રશિયા | બ્રિટન |
|---|---|---|---|
| ડિસેમ્બર, ૧૯૪૧ | ફર્મીએ સૌથી પ્રથમ | ... | ... |
| " | પરમાણુભઠ્ઠી બનાવી | | |
| ઑગસ્ટ, ૧૯૪૫ | પરમાણુબૉમ્બ (૨૦ કીલોટનો) | ... | ... |
| ઑગસ્ટ, ૧૯૪૯ | ... | પરમાણુબૉંબ | ... |
| ઑક્ટોબર, ૧૯૫૨ | ... | ... | |
| નવેમ્બર, ૧૯૫૨ | હાઈડ્રોજનબૉમ્બ (૫ મેગાટન) | | પરમાણુ બૉંબ |
| ઑગસ્ટ, ૧૯૫૩ | ... | હાઈડ્રોજન બૉંબ (૧ મેગાટન) | ... |
| માર્ચ, ૧૯૫૪ | હાઈડ્રોજનબૉંબ (૧૫ મેગાટન) ૨૩ માછીમારો તેના ભોગ — | ... | ... |
| નવેમ્બર, ૧૯૫૫ | ... | હાઈડ્રોજન બૉંબ હવામાં ઊંચે (૧૦ મેગાટન | ... |
| મે, ૧૯૫૬ | હાઈડ્રોજનબૉંબ હવામાં ઉંચ (૧૫ મેગાટન) | ... | ... |
| મે, ૧૯૫૭ | ... | ... | હાઈડ્રોજન બૉંબ હવામાં ઊંચે (૫ મેગાટન) |
| ૩૧ માર્ચ, ૧૯૫૮ | ... | પરમાણુ અખતરા બંધ કરવા રશિયાનો એકપક્ષી નિર્ણય | ... |
| ઑગસ્ટ, ૧૯૫૯ | આ વર્ષમાં અખતરા નહિ કરવા જાહેરાત | આ વર્ષમાં અખતરા નહિ કરવા જાહેરાત | ... |

## પરિશિષ્ટ : ૩

# પરમાણુબૉંબના અખતરા

[ અત્યાર સુધીમાં અંદાજે ૧૭૦ ઉપર અખતરા ]

| વર્ષ | અમેરિકા (U. S. A.) | રશિયા | બ્રિટન |
|---|---|---|---|
| ૧૯૪૫ | ૩ | — | — |
| ૧૯૪૬ | ૨ | — | — |
| ૧૯૪૭ | — | — | — |
| ૧૯૪૮ | ૩ | — | — |
| ૧૯૪૯ | — | ૧ | — |
| ૧૯૫૦ | — | — | — |
| ૧૯૫૧ | ૧૬ | ૨ | — |
| ૧૯૫૨ | ૧૦(H) | — | — |
| ૧૯૫૩ | ૧૧ | ૨(H) | ૨ |
| ૧૯૫૪ | ૬(H) | ૧ | — |
| ૧૯૫૫ | ૧૫ | ૪(H) | — |
| ૧૯૫૬ | ૭(H) | ૭(H) | ૬ |
| ૧૯૫૭ | ૨૪ | ૧૩(H) | ૭(H) |
| ૧૯૫૮ | ૧૮(H) | ૯(H) | ૧(H) |



H = આ આંકડામાં હાઈડ્રોજન બૉમ્બના અખતરાનો સમાવેશ કરવામાં આવ્યો છે.

## પરિશિષ્ટ : ૪

### ૧ લો તબક્કો : ૧૯૪૫ પહેલાં

| | |
|---|---|
| પરમાણુબૉંબ ( A – બૉંબ ) વપરાતાં પહેલાં બીજા વિશ્વયુદ્ધમાં વપરાયેલી કુલ વિસ્ફોટક શક્તિ | ટી. એન. ટી. (ટન) ૩૦૦૦,૦૦૦ ટી.એન.ટી. (૩ મેગાટન) — એક બૉંબની શક્તિ (ટન) ૧ |

### ૨ જો તબક્કો : ૧૯૪૫ માં

| | |
|---|---|
| હિરોશિમા અને નાગાસાકી પર વપરાયેલા પરમાણુબૉંબની દરેકની વિસ્ફોટક શક્તિ | ૨૦,૦૦૦ ટી.એન.ટી. (૨૦ કિલોટન) સામાન્ય બૉંબ કરતાં ૨૦,૦૦૦ ગણી |

### ૩ જો તબક્કો : ૧૯..

| | |
|---|---|
| હાઇડ્રોજન બૉંબ ( H-બૉંબ ) અને સુપર બૉંબ બનાવવાની શરૂઆત | એક બૉંબની શક્તિ: ૧૫ મેગાટન (હિરોશિમા બૉંબ કરતાં ૧૦૦૦ ગણી ) |

### ૪ થો તબક્કો : ૧૯૫૪ માં

| | |
|---|---|
| બિકિની ટાપુઓ પર અમેરિકાએ વાપરેલો H-બૉંબ ને ૧૯૬૧ માં રશિયાએ વાપરેલો H-બૉંબ | આ દરેક બૉંબની શક્તિ માનવજાતે આ પહેલાં થયેલી બધી લડાઈઓમાં વાપરેલી તમામ શક્તિ કરતાં વધારે છે. |

## પરિશિષ્ટ : ૫

# બે વિશ્વયુદ્ધોના ખપ્પરમાં

### પ્રથમ વિશ્વયુદ્ધમાં

| | |
|---|---|
| લશ્કરમાં જોડાઈને મૃત્યુ પામેલાઓની સંખ્યા | ૯૮ લાખ, ૬૭ હજાર ૫ સો ને ૭૬ |
| ઘવાયેલા ને અપંગ બનેલાંની સંખ્યા | ૨ કરોડ, ૯ લાખ, ૨૮ હજાર ને ૪૫ |
| મકાનો, કારખાનાં, જાહેર ઇમારતો, રેલ્વે, વાણિજ્યગૃહો, દવાખાનાં, પાક વગેરેનું નુકસાન | ૬ અબજ, ૨૪ કરોડ, ૧૬ લાખ ૭૭ હજાર પૌંડ |
| લશ્કરી તેમજ વેપારી જહાજો ને તેના માલ સહિત ડુબાડી દેવામાં તેનું કુલ ખર્ચ | ૧ અબજ ૨૩ કરોડ ને ૨૮ લાખ પૌંડ |

### બીજા વિશ્વયુદ્ધમાં

| | |
|---|---|
| લશ્કરી માણસો તેમજ નાગરિકોનાં કુલ મૃત્યુ [ અલ્જેરિયા, રૂમાનિયા, યુગોસ્લાવિયા ને ચીનની ખુવારીનો આંકડા આમાં નથી. ] | ૪ કરોડ, ૧૨ લાખ, ૫૨ હજાર, ૯ સો, ૧૯ |
| મકાનો, કારખાનાં, જાહેર ઇમારતો, રેલ્વે, વાણિજ્યગૃહો, દવાખાનાં પાક વગેરેનું નુકસાન | ૬૫ અબજ, ૫૫ કરોડ, ૭૦ લાખ ૮ હજાર ૩ સોને ૬૯ પૌંડ |
| લશ્કરી તેમજ વેપારી જહાજો ડુબાડ્યાં તેનું નુકસાન | ૨ અબજ, ૧૪ કરોડ ૪૫ લાખ, ૬ હજાર પૌંડ |

### બન્ને વિશ્વયુદ્ધમાં ભારતે વેઠેલી ખુવારી

**પ્રથમ વિશ્વયુદ્ધમાં :**

* મૃત્યુ પામેલા : ૬૨,૭૯૮
* ઘાયલ ને અપંગ : ૭૦,૮૫૯
* કુલ ખર્ચ : ૧ અબજ, ૨૦ કરોડ, ૬ લાખ પૌંડ

**બીજા વિશ્વયુદ્ધમાં :**

* મૃત્યુ પામેલા : ૪૮,૬૭૪
* ઘાયલ ને અપંગ : ૬૫,૧૭૪
* કુલ ખર્ચ : ૧ અબજ, ૨૦ કરોડ ૬ લાખ ૪૦ હજાર પૌંડ

| | |
|---|---|
| * એક પરમાણુ બૉંબની કિંમત | રૂ. ૪૦૦,૦૦૦,૦૦૦ ( ૪૦ કરોડ ડૉલર ) |
| * અત્યારે એક હાઈડ્રોજન બૉંબની કિંમત | રૂ. ૯૮૦૦૦૦૦ ( ૯૮ લાખ ડૉલર ) |
| * દર વર્ષે | અમેરિકા ૧૫૦,૦૦૦,૦૦૦,૦૦૦ ડૉલર પરમાણુશસ્ત્રો ને બીજાં હથિયારો બનાવવામાં વાપરે છે. |

[ રશિયા વગેરે દેશોના આંકડા ઉપલબ્ધ નથી ]

# સંદર્ભ ગ્રંથો

[ આ ગ્રંથોના તથા સામયિકોના લેખકો-પ્રકાશકોના આભારદર્શન સાથે ]


પુસ્તકો :

1 Nuclear Explosions and Their Effects:
[The Publication Divisions, India, 1958]

2 The Atom and the Energy Revolution:
by Norman Lansdell.
[Penguin Books Ltd., London, 1958]

3 Explaining the Atom:
by Selig Hecht and Eugene Rabinowitch
[Comet Books, London, 1955]

4 You and the Atom:
by Gerald Wendt
[Avon Publications, Inc., New York, 1955]

5 Atomic Energy:
Ed. J. L. Crammer and R. E. Peierls
[Penguin Books Ltd., London, 1950]

6 Atomic Energy:
by Egon Larsen
[Hennel Locke Ltd., London, 1958]

7 Conquering the Atom:
by P. Semenovsky
[Foreign Languages Publishing House, Moscow 1956]

8 Atom Serves Man:
by O. Pisarzhevsky
[Tass, India, 1956]

9 In the World of Isotopes:
by V. Mezentsev
[Foreign Languages Publishing House, Moscow, 1957]

10 Atomic Energy for Peacefull Purposes:
by O. Pisarzhevsky
[Tass, India, 19 5]

11 The Atom and Its Energy:
by Amalendu Das Gupta.
[Asia Publishing House, India, 1959]

12 Calder Hall:
by Kenneth Jay
[Methuen and Co. Ltd., London, 1956]

13 Physics and Microphysics:
by Louis de Broglie
[Hutchinson's Scientific and Technical Publications, London, 1955]

14 The Atomic Age and Our Biological Future:
by H. V. Brandsted
[Watts, London, 1957]

15 Atoms in the Family:
by Laura Formi
[George Allen and Unwin Ltd., London, 1955]

16 Rays from the Depths of Space:
by G. Zhdanov
[Foreign Languages Publishing House, Moscow, 1958]

17 Atomic Energy—Why?:
[U S. I. S., New Delhi, 1955]

18 Atomic Energy—How?:
[U. S. I. S., New Delhi, 1955]

19 Atoms for Peace:
[U. S. I. S., New Delhi, 1955]

20 Atomic Power for Peace:
[U. S. I. S., New Delhi, 1955]

21 Report on the Atom:
by Gordon Dean, 1954

22 Science for Peace.
[U. S. I. S., New Delhi, 1958]

23 Common Sense and Nuclear Warfare:
by Bertrand Russell
[George Allen and Unwin Ltd., London, 1959]

24 Peace or Atomic War:
by Albert Schweitzer
[Asia Publishing House, India, 1958]

25 Russia, the Atom and the West:
by George F. Kennan
[Oxford University Press, London, 1957]

26 **One World or None:**
Ed. by Dexter Masters and Katharine Way
[Latimer House, London, 1947]

27 **No More War:**
by Linus Pauling
[Victor Gollancz Ltd., London, 1958]

28 **The Bomb—Challenge and Answer:**
Ed. Gilbert Mc Allister
[B. T. Batsford Ltd., London, 1955]

29 **World withot War:**
by J. D. Bernal
[Routledge and Kegan Paul, London, 1958]

30 **Defence in the Nuclear Age:**
by Sir Stephen King-hall
[Victor Gollancz Ltd., London, 1958]

31 **Atomic Weapons in World Politics:**
by Sailendra Nath Dhar
[Das Gupta & Co., Private Ltd., Calcutta, 1957]

32 **Industrial Applications of Atomic Energy in India:**
by D. N. Wadia
[Pub. in the Economic, Agriculture and Planning Section]

33 **Atom—Today and Tomorrow:**
by Margaret O. Hyde
[McGraw—Hill Book Co., New York 1958]

34 **All about the Atom:**
by Ira M. Freeman, 1955

35 **The Mighty Atom:**
by John Lewellen
[Alfred A. Knopf Inc., New York, 1955]

36 **The Peaceful Atom:**
[U. S. I. S., New Delhi, 1955]

37 **The Year Book and Directory:**
[Times of India, 1958-59]

38 **The Voyage of Lucky Dragon:**
by Ralph E. Lapp, 1958

39 **Hiroshima Diary:**
by Michiko Hachiya M. D.
[Avon Publications, Inc., New York, 1955]

40 **We of Nagasaki:**
by Takashi Nagai
[The Harborough Publishing Co. London, 1959]

41 **This War Business:**
by Arthur Guy Enock
[The Bodley Head, London, 1951]

42 **एटमकी कहानी:**
अनु. विराज
[राजपाल एण्ड सन्स, दिल्ली, १९५८]

43 **एटम—हमारे जीवनमें:**
अनु. बालकृष्ण
[राजपाल एण्ड सन्स, दिल्ली, १९५८]

44 **महाबली एटम:**
अनु. विराज
[राजपाल एण्ड सन्स, दिल्ली, १९५८]

45 **પરમાણુ—આજે અને આવતી કાલે:**
અનુ. છોટુભાઈ સુથાર
[વોરા ઍન્ડ કંપની, મુંબઇ, ૧૯૫૮]

46 **વિજ્ઞાનની પરિભાષા:**
[ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૯૫૫]

*

**સામયિકો:**

1 Link, India, 1958-59
2 Unesco Courier, Paris, 1958-59
3 Life International, U. S. A. 1958-59
4 Science and Culture, India, 1957-58-59
5 Times of India, August-September 1959
6 Blitz—19th April, 1958
7 The Yale Review, Spring, 1957
8 Time, U. S. A., 1958-59
9 The Scientific American, U. S. A., 1958-59
10 The Bulletin of the Atomic Scientists, U. S. A., 1958-59

*

**And also with thanks**

Books and other materials provided by the USSR, USA, and Yugoslav-Embassies in India.


Alembic



[ ચિત્ર : ખત્રી ]

# નવજીવન

નવીન ભાત

નવીન જાત

નવતર સુંદર કાપડ

પોપલીન, સાડી.

મલમલ, ધોતી,

વાયલ, દોરિયા,

લોંગક્લોથ

ટવીલ–ખમીસનું

હાજર

નવજીવન મિલ્સ લિ.,

કલોલ

[ ઉત્તરગુજરાત ]

# માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિક

૨૪



૧૯૫૯
ડિસેમ્બર

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન: ૨૬૫૦



વાર્ષિક રૂ. ૯-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આને
[ પરદેશ–શિલિંગ ૧૫ ]



[ ચિત્ર : ખત્રી ]

# નવજીવન

નવીન ભાત

નવીન જાત

નવતર સુંદર કાપડ

પોપલીન, સાડી,

મલમલ, ધોતી,

વાયલ, દોરિયા,

લોંગક્લોથ

ટવીલ–ખમીસનું

કાપડ

નવજીવન મિલ્સ લિ.,

કલોલ

[ ઉત્તરગુજરાત ]

ચેતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર વડોદરામાં ભોગીલાલ ગાંધીએ છાપી પ્રસિદ્ધ કર્યું.

# માનવ

**માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિક**

## ૨૪




૧૯૫૯
ડિસેમ્બર





સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન: ૨૯૫૦

વાર્ષિક રૂા. ૭-૦૦ છૂટક ૦-૬૨ન.

# બીજા વર્ષને અંતે

બે વર્ષ હેમખેમ પાર પડ્યાં એનો આનંદ છે—

આ બે વર્ષના અનુભવોની વાત જવા દઈએ. પરંતુ અમારો પોતાનો આ બે વર્ષ દરમ્યાનનો અસંતોષ એ રહ્યો છે કે, અમે મુખ્યતઃ પાનાંની સંખ્યાને કારણે, આજ સુધી દર અંકે અમુક વિવિધ વિભાગો રજૂ કરવાની ગમે તેટલી તીવ્ર ઇચ્છા છતાં, તેને ન્યાય આપી શક્યા નથી; આથી આ અંકથી અને નવા શરૂ થતા વર્ષ દરમ્યાન, અમે એક ફર્મો ( ૮ પાનાં ) વધારીને પણ, નીચેના વિભાગો બને તેટલી નિયમિત રીતે આપવા મથીશું—આટલું નિવેદન કરી વિરમીએ છીએ.

| | |
|---|---|
| **પહેલું પાનું** | [ વેધક ચિંતન યા પ્રસંગઆલેખન ] |
| **મૂલ્યવિચાર** | [ આપણા યુગની પાયાની સમસ્યાઓ અંગે ચિંતનાત્મક લેખ ] |
| **કવિતા** | [ વિવિધ કવિઓની કાવ્યપ્રસાદી ] |
| **હમ બેચૈન હૈં** | [ જગતના કોઈ પણ કાળે અને કોઈ પણ ખૂણે ચિંતકો, વિજ્ઞાનીઓ, સર્જકો આદિએ અનુભવેલ અજંપાનું પ્રેરક આલેખન ] |
| **વ્યક્તિવિશેષ —ઘરદીવડા** | [ જગતની અથવા ભારતની અથવા ગુજરાતની વિવિધ ક્ષેત્રની નાની મોટી પ્રતિભાનો પરિચય ] |
| **દેશવિદેશ** | [ મહિના દરમ્યાન બનેલી મહત્ત્વની ઘટનાઓની નોંધ તથા માહિતી ] |
| **કાવ્યનો આસ્વાદ** | [ પ્રા. સુરેશ જોષીની મૌલિક વેધક કલમે, દર અંકે એક ગુજરાતી કવિની એક કવિતાનો આસ્વાદ ] |
| **કલાનો આસ્વાદ** | [ શ્રી ગુલામ મોહમ્મદ શેખની અભ્યાસી છતાં રમણીય કલમે ચિત્રકલાના વિકાસની કહાણી — કલાનાં રેખાંકનો સાથે ] |
| **આલોચન— નવું વાચન** | [ નવા પ્રકાશનો અંગે અભ્યાસી વિવેચન અથવા મિતાક્ષરી નોંધ ] |

<u>ઉપરાંત દર અંકે</u>

● ભારત અને વિશ્વના આર્થિક, રાજકીય પ્રવાહોને લગતો એક અભ્યાસી લેખ.

અવારનવાર

ભારત સંસ્કારધારા, ગુર્જર જીવનધારા, સાહિત્ય, શિક્ષણ, વિજ્ઞાન, સમાજજીવન વગેરે વિષયના લેખો **તથા** ર. મ. શ.ની કલમે 'હરતાં ફરતાં'.

—સંપાદક

---

## તમારું નવા વર્ષનું લવાજમ મોકલો

જેમનું લવાજમ ૧૯૫૯ ડિસેમ્બરમાં પૂરું થયું છે તે ગ્રાહકોને તેમનું નવું લવાજમ રૂ. ૭–૦૦ તત્કાલ રવાના કરવા વિનંતિ છે.

● તા. ૨૫ ડિસેમ્બર સુધીમાં લવાજમ નહિ મળ્યું હોય તેમને જાન્યુઆરીનો અંક વી. પી.થી (રૂ. ૭–૫૬ ન. પૈ.) રવાના થશે.

નહેરુની ૭૦મી જન્મગાંઠે (જન્મ : ૧૮૮૯ નવેમ્બર)

# નહેરુ : એક મૂલ્યાંકન

—સોગીલાલ ગાંધી

"જવાહરલાલ મારા રાજકીય વારસ છે. મારા જીવતાં ભલે એ મારો વિરોધ કરતા હોય. પણ જ્યારે હું નહિ હોઉં ત્યારે એ મારી ભાષા બોલતા થશે." —ગાંધીજી

અલબત્ત, ગાંધીજી બાદ એમના ઉત્તરાધિકારીનો સવાલ ગાંધીજીના પોતાના મનથી તો ઊકલી ગયો હતો : નહેરુને તેમણે પોતાના વારસદાર તરીકે વારંવાર જાહેર પણ કરી દીધા હતા.

પરંતુ ત્યારે, ગાંધીજીના તથા નહેરુના સાથીદારોને સુદ્ધાં સહેજ એવી શંકા તો હતી જ. નહેરુની અસાધારણ પ્રતિભા (-આદર્શવાદ, ત્યાગ, વ્યક્તિત્વ અને અભ્યાસ ચિંતન) માટે ગમે તેટલું સન્માન અને આકર્ષણ છતાં, સૌને મન સવાલ ડોકાતો હતો : 'ખરેખર શું નહેરુ ભારતનું નાવ વ્યવહારુ રીતે પાર ઉતારી શકશે ? ગાંધીજીની જેમ આદર્શ અને વ્યવહારનો સમન્વય સાધી શકશે ?'

ગાંધી-નહેરુ વચ્ચેના ભેદોય તો પારાવાર હતા ! બંનેનાં ઉછેર, સ્વભાવ, માનસિક ઘડતર, જીવનદૃષ્ટિ, કોઈ પણ સમસ્યા અંગેનો approach — વગેરે ભેદો જાણનારે ગાંધીજીએ પ્રગટ કરેલી શ્રદ્ધામાં બહુ બહુ તો ગાંધીજીની નહેરુ પ્રત્યેની પ્રીતિનો પડઘો જ માન્યો હશે.

ગાંધીજીની આ શ્રદ્ધા કેટલે અંશે સાચી હતી ? જવાબનો તાગ પામવા આપણે ઘણું ઘણું ફંફોસવું રહ્યું.

સૌથી પ્રથમ, આપણે નહેરુના વિકાસના મુખ્ય મુખ્ય તબક્કા જોઈ લઈએ.

## ૧

પંદર વર્ષની કુંળી વયે, ૧૯૦૫ માં, જવાહરલાલ વધુ અભ્યાસ માટે હેરો (અને બાદ કેમ્બ્રિજ) ઊપડ્યા; તે પૂર્વે એક ભારતીય પંડિત પાસે તેમણે હિંદી અને સંસ્કૃતનો સાધારણ અભ્યાસ કરી લીધો હતો; પરંતુ તેમનું મુખ્ય શિક્ષણ તો, એક પછી એક અંગ્રેજ ગવર્નેસોને હાથે ઘર આગળ જ થયું હતું. છેલ્લે ફરડિનાન્ડ ટી બ્રુક્સ જેવા એક સદાચારી અભ્યાસી આઈરિશ શિક્ષકે જવાહરલાલને અંગ્રેજી સાહિત્ય, પુસ્તક-વાંચન, તથા વિજ્ઞાનનો શોખ લગાડયો હતો; અને થિયોસોફીના વિચારોમાં રસ લેતા કરી દીધા હતા.

૧૯૦૫ થી ૧૯૧૨ જવાહરલાલ અભ્યાસ અર્થે વિદેશ રહ્યા; ત્યાં વિજ્ઞાનના ગ્રેજ્યુએટ થયા; બારિસ્ટરીની પરીક્ષા આપી. આ દરમ્યાનમાં, તેમના ચિત્ત ઉપર ઈટલીની રાષ્ટ્રીય લડતની, તથા તે જમાનામાં પ્રચલિત બનેલા ફેબિયન-સમાજવાદી વિચારો (બર્નાર્ડ શૉ, સિડની અને બિએટ્રિસ વેબ આદિ) ની પણ ઊંડી છાપ પડી હતી.

એટલે કે, ૧૯૧૨માં જવાહરલાલ ભારત પાછા આવ્યા ત્યાર પૂર્વે તો, તેમના જીવન ઉપર થિયોસોફી ધર્મના ઉદાત્ત વિચારોની, વિજ્ઞાનની પ્રયોગાત્મક પદ્ધતિની, રાષ્ટ્રીય સ્વાધીનતાની લડતોની તથા સર્વસાધારણ સમાજવાદી સિદ્ધાન્તોની છાપ પડી ચૂકી હતી.

ભારતમાં આવ્યા બાદ, વકીલાત શરૂ કરી. ત્યાં તો, ૧૯૧૬માં એનિ બેસંટની હોમરુલ લીગનું 'સ્વરાજ' આંદોલન જવાહરને આકર્ષી ગયું. એ જ અરસામાં ગાંધીજી સાથે પ્રથમ મુલાકાત થઈ.

## પ્રથમ વળાંક

૧૯૨૦-૨૨ના રાષ્ટ્રીય આંદોલનમાં જવાહરે ઝંપલાવી દીધું હતું. અને ૧૯૨૧ સુધીમાં તો જવાહરલાલને ભારતનું વાસ્તવિક દર્શન, દેશના દીનહીન કિસાનોમાં થઈ ચૂક્યું હતું. તેઓ પોતે જ આ તબક્કાને પોતાના જીવનના પ્રથમ વળાંક ( Turning Point ) તરીકે ઓળખાવે છે.

બલ્કે ૧૯૨૧થી ૨૬ : જવાહરના જીવનનો પહેલો તબક્કો હતો—જ્યારે રાષ્ટ્રીયતા અને ગાંધીવિચારનાં બીજ વવાઈ ચૂક્યાં હતાં.

પરંતુ આ બીજ પાંગરે તે પૂર્વે તો, બીજો અને વધુ પ્રભાવશાળી તબક્કો શરૂ થઈ ગયો હતો.

## બીજો વળાંક

પં. નહેરુએ વિદેશયાત્રા ખેડી (૧૯૨૬ માર્ચથી ૧૯૨૭ ડિસેમ્બર): સ્વિત્ઝરલેન્ડ, ઇટલી, બેલ્જિયમ, ઇંગ્લેંડ જર્મની, અને રશિયાની મુલાકાતો લીધી બ્રુસેલ્સમાં ' કોંગ્રેસ ઓફ ધી ઓપ્રેસ્ડ નેશનાલિટિઝ 'માં ભાગ લીધો.

આ યુરોપી સંપર્કે નહેરુના વિચાર-વિકાસમાં જબરજસ્ત ફાળો આપ્યો. ૧૯૨૬ની બ્રિટનની ' જનરલ સ્ટ્રાઈક, ' બ્રુસેલ્સની પરિષદ, અને એ બધા કરતાં અતિ વિશેષ અને ઊંડી છાપ પાડનાર રશિયાની મુલાકાત (૧૯૨૭ નવેમ્બર) હતી. રશિયાની ' નિષ્ઠુર એકહથ્થુ ' રાજ્યપદ્ધતિની તે સમયે ય તેમણે ટીકા કરી હતી; પરંતુ એક પછાત રાષ્ટ્રે, હજાર વિરોધો અને આડખીલીઓની સામે થઈ, થોડાક જ વર્ષોમાં આર્થિક, ઔદ્યોગિક અને સાંસ્કારિક—શિક્ષણ, અને તબીબી ક્ષેત્ર તથા સ્ત્રીઓ અને બાળકોના ક્ષેત્રે જે વિકાસ સાધ્યો હતો, તેનાં તેઓએ મોં ભરીને વખાણ કર્યાં.

અને રશિયાનાં આવા આ પ્રચંડ પરિવર્તન પાછળ રહેલા માર્કસવાદ-કમ્યુનિઝમના સિદ્ધાન્તોથીય તેઓ ઘણા પ્રભાવિત થયા હતા.

યુરોપના આ પ્રવાસે તેમની દૃષ્ટિને વિશાળ કરી હતી. હવે ' રાષ્ટ્રવાદ ' તેમને સંકુચિત સૂત્ર લાગતું હતું; રાજકીય સ્વાતંત્ર્ય અને સ્વાધીનતા અલબત્ત જરૂરી હોવા છતાં, સમાજવાદી સમાજરચના અને રાજ્યપદ્ધતિ વિના—આર્થિક સ્વાધીનતા અને સમાનતા વિના વ્યક્તિ કે સમાજ એકેનો પૂરતો વિકાસ શક્ય નથી, એવી પાકી ખાત્રી થઈ હતી.

## ઉદ્દામ માર્ગનો રાહબર

૧૯૨૮—૧૯૪૦ના એક દાયકાથી અધિક સમય દરમ્યાન નહેરુનું આખું વલણ, ઘણે અંશે સમાજવાદના આદર્શો, અને માર્કસ-ચિંતનધારાથી પ્રભાવિત થયેલું હતું. અને કાર્યજીવન બે દિશામાં અખંડ ધપી રહ્યું હતું : (૧) રાષ્ટ્રીય સ્વાધીનતાની પ્રાપ્તિ (૨) સમાજવાદની પૂર્વભૂમિકા માટેની તૈયારી.

આ વરસોમાં તેમણે આ દિશામાં અનેક આગવી સિદ્ધિઓ પ્રાપ્ત પણ કરી હતી.

—૧૯૨૮માં મહાત્મા ગાંધીએ મદ્રાસ કોંગ્રેસમાં ' સ્થાનિક સ્વરાજ ' ( ડુમિનિયન સ્ટેટસ )નો ઠરાવ રજૂ કર્યો, ત્યારે તેની સામે ' મુકમ્મિલ આઝાદી 'નો સુધારો રજૂ કરનાર નહેરુ જ હતા.

—એ વરસે જ ' ઇન્ડિપેન્ડન્સ ફોર ઇન્ડિયા લીગ 'ની સ્થાપના કરી, બ્રિટિશ શાહીવાદથી સંપૂર્ણ ફારગતી લેવાનું આંદોલન તેમણે જગાવ્યું હતું.

—૧૯૨૯માં લાહોર કોંગ્રેસમાં તેઓ રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ થયા, અને સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કરાવીને જ જંપ્યા હતા.

—એ વરસે જ તેઓ A. I. T. U. C. (ઓલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસ )ના પ્રમુખ બન્યા હતા.

આમ, રાષ્ટ્રીય આંદોલન ( કોંગ્રેસ ) અને મજદૂર આંદોલન ( એ. આઈ. ટી. યુ. સી. )ની એકતાનો આ પ્રથમ પુરુષાર્થ હતો.

—૧૯૩૨ની કરાંચી કોંગ્રેસમાં ' મૂળભૂત હક્કો 'નો ' નવીન વિચાર દૃષ્ટિ ' ( આર્થિક પાયાની )વાળો ઠરાવ પસાર કરાવવામાં પં. નહેરુનો અગ્રણી હિસ્સો હતો.

૧૯૩૪ પછીના વર્ષોમાં કોંગ્રેસમાં સમાજવાદી પક્ષની સ્થાપનાને તેઓએ આવકારી હતી.

—અને મજદૂર-કિસાન આંદોલનોના સામુહિક-સંસ્થાગત પ્રતિનિધિત્વને કોંગ્રેસ પાસે માન્યતા અપાવી હતી.

—કોંગ્રેસ પાસે મુસ્લિમ-સંપર્ક માટેની ખાસ યોજનાનો નિર્ણય કરાવ્યો હતો.

—૧૯૩૬માં બીજી વારના યુરોપના પ્રવાસેથી પાછા ફર્યા બાદ, લખનૌ કોંગ્રેસના પ્રમુખપદેથી કરેલું ભાષણ કોંગ્રેસના વિકાસના ઇતિહાસમાં અનોખું સ્થાન ધરાવે છે :

સમાજવાદ, મજદૂર-કિસાન આંદોલનો, ઉપરાંત આંતરરાષ્ટ્રીય રાજકારણની ઊંડી સમજ અને સર્વસાધારણ ઉદ્દામ વિચારો તેમાં ભારોભાર રેડાયા હતા.

—૧૯૩૬-૩૮ દરમ્યાન કોંગ્રેસના આંતરરાષ્ટ્રીય સંબંધો સ્થાપવાનું, અને આંતરરાષ્ટ્રીય નીતિનો પાયો નાખવાનું નહેરુને જ પ્રતાપે શક્ય બન્યું હતું. સ્પેનના આંતરવિગ્રહની ઘટનાથી નહેરુએ 'અંગત વ્યથા' અનુભવી હતી; અને જાતે ઊડીને સ્પેન પહોંચી ગયા હતા...ફાસિવાદના ઉદય અને વિકાસ માટે તેમણે મૂડીવાદી રાજ્યોને જવાબદાર ગણી એમની નિષ્ફળતાને પડકારી હતી.

—૧૯૩૮માં તેમના જ કારણે કોંગ્રેસે 'નેશનલ પ્લાનિંગ કમિશન'ની સ્થાપના કરીને સર્વ પ્રથમ, રાષ્ટ્રીય યોજનાબદ્ધ આર્થિક તંત્ર એટલે કે સમાજવાદી તંત્ર તરફ પગલાં ભર્યાં હતાં.

## ગાંધી–નહેરુ-સંઘર્ષ

એ વિષે શંકાને સ્થાન નથી કે કોંગ્રેસમાંની તે વખતની મોટા ભાગની નેતાગીરીને પં. નહેરુની આ સમાજવાદી-આંતરરાષ્ટ્રીય-ઉદ્દામતરફી નીતિ પસંદ ન હતી.

એટલું જ નહિ પણ, વરસો થયાં પં. નહેરુને મહાત્મા ગાંધીની નેતાગીરી પ્રત્યે સારો એવો અસંતોષ રહ્યો હતો.

સૌથી પ્રથમ, ૧૯૨૨ માં જ્યારે ચૌરીચૌરાનાં કોમી રમખાણોને રાષ્ટ્રીય ભંગાણની લાલબત્તી રૂપ ગણાવી ગાંધીજીએ સત્યાગ્રહની લડત ઓચિંતી ઘડીએ પંભાવી દીધી હતી, ત્યારે નહેરુને ગાંધી-પદ્ધતિનો પ્રથમ આંચકો લાગ્યો હતો. તેમણે એ નિર્ણયના કરતાંય ગાંધીજીની નિર્ણયની બિનલોકશાહી પદ્ધતિને વધુ વખોડી કાઢી હતી.

વળી, ૧૯૨૩-૨૬ દરમ્યાન ગાંધીજીની સ્વરાજની વ્યાખ્યા પં. નહેરુને ધૂંધળી; નક્કરતા વિનાની લાગી હતી, તેનો ય તેમને અસંતોષ હતો. વળી ગાંધીજી સ્વરાજની ચળવળના પ્રશ્નમાં ધાર્મિક વાતો લાવતા હતા, તેને પં. નહેરુ ધાર્મિક 'રિવાઈવલિઝમ' સમજીને અકળાતા હતા.

૧૯૨૮ પછી તો પં. નહેરુએ ગાંધી-પદ્ધતિ સામે વારંવાર અસંતોષ વ્યક્ત કર્યો હતો—

* ૧૯૩૦ની લડત જે રીતે પાછી ખેંચાઈ એનો આઘાત પં. નહેરુને માટે અત્યંત ઊંડો હતો. (આત્મકથા: પ્રકરણ ૩૫)

* ૧૯૩૩ માં ગાંધીજી સાથેના પત્રવ્યવહારમાં તેમણે ગાંધીજીની આર્થિક અને રાજકીય નીતિ સામે અણગમો પ્રગટ કર્યો હતો:

* અને એનાથી ય વધુ કારી ઘા ૧૯૩૪ માં લડત પાછી ખેંચાઈ ત્યારે નહેરુને લાગ્યો હતો:

> 'મારી ને ગાંધીજી વચ્ચે જબ્બર અંતર પડી ગયું છે. વરસો થયાં મને એમની સાથે બાંધી રાખનાર તંતુઓ જાણે એક જ ઝાટકે કપાઈ ગયાનું મેં અનુભવ્યું....હું સાવ એકલવાયો પડી ગયો હોઉં એમ મને લાગ્યું...જીવન નીરસ જણાયું.' (આત્મકથા તથા ૧૩-૮-૩૪નો પત્ર)

નહેરુએ પોતાની આત્મકથાના 'સત્યાનાશ' નામના પ્રકરણમાં ગાંધીજી અને પોતાની વચ્ચેના કેવળ સ્વભાવગત નહિ પરંતુ પાયાની વિચારણાના અનેક મતભેદોનો ઉલ્લેખ કર્યો હતો. — સત્યાગ્રહની સમજ, રાજકારણ અને નૈતિકતા, રાજકારણમાં ધાર્મિકતા, સંકુચિત સ્વપર્યાપ્ત ગ્રામજીવન; મોટા યંત્ર-ઉદ્યોગોનો વિરોધ; 'ટ્રસ્ટીશીપ'ની કલ્પના અને વર્ગવિગ્રહનો વિરોધ.

નહેરુને ગાંધીજીનું આ 'આખુંયે તત્ત્વજ્ઞાન ખોટું, નુકસાનકારક અને અસાધ્ય' લાગ્યું હતું.

ઉપરાંત, ગાંધીજીએ વ્યક્તિગત પાપની કરેલી મીમાંસા — બ્રહ્મચર્ય અને સંતતિનિયમન અંગેના વિચારોથી નહેરુએ છંછેડાઈ જઈ લખ્યું હતું:

> 'હું આ વિચારસરણી અસ્વાભાવિક અને ભયાનક માનું છું: અને જો એમનું (ગાંધીજીનું) કહેવું સાચું હોય તો હું પોતે (ગાંધીજીના શબ્દોમાં) 'નામર્દાઈ, ઘેલછા, અને જ્ઞાનતંતુઓના સત્યાનાશને કિનારે પહોંચેલો પાપી છું.'

નહેરુને આ બાબતમાં ય 'ગાંધીજી સાવ ભૂલેલા' જણાયા હતા.

## ગાંધી : નહેરુ — અતૂટ બંધન !

૧૯૪૦ સુધીમાં, ગાંધીજી અને નહેરુ વચ્ચે સારું એવું વૈચારિક અંતર પડી ગયેલું જણાતું હતું. ઉપર જોયું તેમ કેવળ નહેરુ જ નહિ, ખુદ ગાંધીજી પોતે આથી અપરંપાર અકળાઈ રહ્યા હતા! ગાંધીજીએ તો છેક ૧૯૨૮માં જ લખી નાખ્યું હતું:

> 'મારી અને મારા વિચારોની સામે તમારે ખુલ્લી લડાઈ ચલાવવી જોઈએ. હું ખોટો છું ને દેશને

લાગ્યો હતો. ઇતિહાસને સમજવાની વૈજ્ઞાનિક માર્ક્સવાદની પદ્ધતિ તેમને સૌથી વધુ પાયાની લાગતી હતી.

પરંતુ, પ્રથમ યુદ્ધના આરંભમાં જ સોવિયેત રશિયાએ નાઝી જર્મની સાથે દોસ્તીના કરાર કરી લઈ, પોલાન્ડને દગો દીધો, ફિન્લેન્ડ ઉપર હલ્લો કર્યો,—આ ઘટનાઓથી નહેરુને પ્રથમ મોટો આંચકો લાગ્યો હતો. અને દિવસ જતાં, સામ્યવાદી દેશની 'રાજકીય રમત' વધુ ઉઘાડી પડતાં તેમને એક વાત સમજાઈ હતી કે—

**સોવિયેત રશિયાની સરકાર અને સમાજવાદી સિધ્ધાંત મુજબની રચના બંનેને એક માની લેવાની જરૂર નથી.**

આ પછી, સમાજવાદના ઝનૂની અને પુરતકિયા-સિદ્ધાન્તવાદી અચારનું વલણ સાવ પલટાવા માંડયું હતું. એમના આખા વલણમાં આંતરિક શંકાની તડ પડી હતી. શ્રદ્ધાનો કિલ્લો બોદો જણાયો હતો.

અને પોતાના વિચારોને નવેસરથી ચકાસવાની જરૂર જણાઈ હતી

૧૯૪૦ માં પં. નહેરુની ગિરફતારી થઈ.

૧૯૪૨ માં 'ભારત છોડો' સંગ્રામ જાગ્યો.

૧૯૪૦ થી ૧૯૪૫ નાં વરસો દરમ્યાનનો લાંબો સમય પં. નહેરુએ જેલોમાં વીતાવ્યો.

૧૯૪૪માં તેમણે જેલમાં જ ભરપૂર અભ્યાસ ને ચિંતન કર્યું; એના પરિપાક રૂપે Discovery of India (મારું હિંદનું દર્શન) લખ્યું.

**નહેરુનાં અભ્યાસ-ચિંતનનો આ પરિપાક, એ જ તો, એમના જીવનનો ત્રીજો તબક્કો—બીજો મોટો વળાંક બન્યો!**

### સર્વાંગી દર્શનના પંથે

નહેરુની કાયાપલટનું કદાચ આ **પ્રથમ પાયાનું સોપાન** ગણાશે. 'ભારતની ખોજ' કરતાં કરતાં પં. નહેરુને પ્રથમવાર, જીવનની ફિલસૂફી લાધી — જીવનનું સર્વાંગી સુગ્રથિત દર્શન લાધ્યું.

૧૯૩૬-૩૭માં એક અમેરિકી પ્રકાશકે નહેરુને વિનતિ કરી હતી: તમારા જીવનની ફિલસૂફી ઉપર લેખ લખી આપો. અલબત્ત, ત્યારે નહેરુના વિચારોમાં કશી જ ગૂંચ ન હતી: રાષ્ટ્રીય સ્વાધીનતા: શોષણરહિત, સમાનતાવાદી સમાજવાદ; વ્યક્તિ સ્વાતંત્ર્ય અને લોકશાહી; મોટા ઉદ્યોગો અને ભૌતિક પ્રગતિના પાયા પર સાંસ્કારિક વિકાસ; બૌદ્ધિક વિચારણા, વૈજ્ઞાનિક સંશોધનની પદ્ધતિ: બિનસાંપ્રદાયિક-બિન ધાર્મિક રાજ્ય... વગેરે.

અને તેમ છતાં, નહેરુએ લેખ લખવાની અશક્તિ જાહેર કરી હતી. અમુક સામાજીક સિદ્ધાન્તોના પાયા ઉપર નિષ્ઠાપૂર્વક, બુદ્ધિપૂર્વક, કાર્ય કર્યે જવું, એ એક વાત હતી; અને જીવનની ફિલસૂફી નિશ્ચિત રીતે રજૂ કરવી બીજી વાત હતી.

નહેરુ આ વાત સારી પેઠે જાણતા હતા. પરંતુ હવે, 'ભારતની ખોજ' માટેના અભ્યાસ અને ચિંતનને અંતે, તેમણે લખ્યું:

**'જીવન તરફના મારા સમગ્ર વલણમાં અને પરિવર્તન થયેલું લાગે છે.'**

**ધર્મ: વિજ્ઞાન અને આત્મજ્ઞાન**

'મારું હિંદદર્શન'માં આ આખા પરિવર્તનનું ચોટદાર ચિત્ર રજૂ થયું છે. ધર્મ, વિજ્ઞાન અને અધ્યાત્મને લગતી નહેરુની વિચારણાનું નવું પાસું જોઈ લઈએ:

જીવનના પ્રશ્નો તરફનું જવાહરનું જુવાનીનું વલણ વત્તેઓછે અંશે વૈજ્ઞાનિક તથા ૧૯મી-૨૦મી સદીના આરંભકાળના આશાવાદનું હતું...અસ્પષ્ટ માનવતાવાદનું આકર્ષણ હતું...ધર્મ તરફ ખેંચાણ નહોતું...પરંતુ હવે એમને એમ સમજાયું હતું કે—

> વ્યાપક અર્થમાં ધર્મ માનવ-અનુભવના અણખેડાયેલા એટલે કે આજના વિજ્ઞાનના પ્રત્યક્ષ એટલે કે ઇન્દ્રિયગમ્ય જ્ઞાનની બહારના ક્ષેત્રમાં વિહરે છે...ને કે ધર્મ અને વિજ્ઞાનની કાર્યપદ્ધતિ એક બીજાથી સાવ નિરાળી છે; અને ઘણે અંશે તેમને ભિન્ન પ્રકારનાં સાધનો દ્વારા કામ લેવાનું હોય છે...વિજ્ઞાનથી પર એવી ઘણી અગોચર સૃષ્ટિ પડેલી છે....તથા વિજ્ઞાન જીવનના હેતુને વિષે બહુ કહેતું નથી...અલબત્ત, એમ બનેય ખરું કે વિજ્ઞાન પોતાની સીમા વિસ્તારી અગોચર સૃષ્ટિના પ્રદેશમાં પહોંચી જાય; અને વ્યાપક અર્થમાં જીવનના ધ્યેયને સમજવામાં મદદરૂપ થાય...વિજ્ઞાન અને ધર્મ વચ્ચેનો જૂનો વાદ આમ નવું સ્વરૂપ ધારણ કરે.' (પા. ૧૯)

આગળ જતાં તેઓ દેહાવસાન પછી પણ ટકી રહે

એવું આત્મતત્ત્વ, પરલોક, કર્મનો સિદ્ધાન્ત, પુનર્જન્મનો સિદ્ધાન્ત,—વગેરે ઉપર પણ ચિંતન આરંભે છે. અને આ બધું તેમને અમુક અંશે તર્કશુદ્ધ પણ લાગે છે...(પાન ૨૧) ઈશ્વરની બાબતમાં પણ તેઓ કોઈક તત્ત્વની માન્યતાને સ્વીકારવા તરફ ઢળે છે...અને એમાંથી તેઓ વેદાંતની અદ્વૈતવાદની ફિલસૂફી તરફ આકર્ષાય છે....પરંતુ વળી તેઓ ઉમેરે છે કે, 'કેવળ બુદ્ધિથી આ બધું સમજાય એવું નથી, એ પણ સાચું છે.'

આમ, છેક વેદાંત સુધીનું ચિંતન કરી લઈ, માર્ક્સના અદ્વૈતવાદને યાદ કરે છેઃ

> 'મન અને પદાર્થની એકતા, પદાર્થનું ક્રિયાશાસ્ત્ર અને એકધારો વિકાસ તેમ જ એકે કૂદકે થતા, ક્રિયા અને પ્રતિક્રિયાથી થતા, કાર્ય અને કારણની પ્રક્રિયાથી, તેમ જ પક્ષ, પ્રતિપક્ષ અને સમન્વયની પ્રક્રિયાથી થતા નિરંતર પરિવર્તનની ક્રમિક ક્રિયાનો માર્ક્સનો સિદ્ધાન્ત' પણ હજી તેમને ઘણે અંશે સ્વીકાર્ય લાગે છે—જો કે, એ ફિલસૂફીથી સંપૂર્ણ પણે સમાધાન થતું નથી; અને મનથી પર, બુદ્ધિની અને ઈન્દ્રિયની જાણથી પર કેક અસ્પષ્ટ એવી ધ્યેયવાદી, કેંક વેદાન્તના અદ્વૈતને મળતી દૃષ્ટિ વળી તેમને પકડી લે છે! (પા. ૨૩–૨૪)

આમ, ગડમથલ શરૂ થઈ ગઈ છે. નિશ્ચિત રીતે માર્ક્સના ભૌતિકવાદી અદ્વૈતનો ઈન્કાર યા વેદાન્તના રહસ્યવાદી અદ્વૈતનો ઈન્કાર તેઓ કરતા નથી...સમજશક્તિની બહારના લાગે એવા એ મૂળભૂત સવાલો વિષે વધારે ઊંડા ઊતરવા કરતાં, જીવનને સ્પર્શતા પ્રશ્નો પર વધુ લક્ષ કેન્દ્રિત કરવા તરફ જ તેઓ વળે છે...અંતિમ સત્ય ચાહે તે હો, હાલ તો વિજ્ઞાનનો અને બુદ્ધિનો (વૈજ્ઞાનિક પદ્ધતિનો) આશરો લઈ જેટલું આગળ વધાય તેટલું વધવું સારું...એમ કરતાં રસ્તો નીકળશે—એવી આશાથી તેઓ પાયાના વ્યવહારુ સવાલો તરફ વળે છે. આ સવાલો છે–

'જીવનમાં સુસંવાદ પેદા કરવો, વ્યક્તિના આંતરિક તેમ જ બાહ્ય જીવન વચ્ચે યોગ્ય **સમતા** સ્થાપવી, વ્યક્તિવ્યક્તિ વચ્ચે તથા સમૂહ સમૂહ વચ્ચેના સંબંધોમાં **એકરાગ** લાવવો...વગેરે. વ્યક્તિ તેમ જ સમાજ જીવનને લગતા સવાલોને તેઓ સાચા સવાલો ગણી તેના ચિંતનમાં મન પરોવે છે. અને એને માટે વિજ્ઞાનની પદ્ધતિ મુજબનો; નિરીક્ષણ, ચોક્કસ જ્ઞાન, અને વિચાર પૂર્વકના તર્કનો માર્ગ અખત્યાર કરવામાં આવે છે. અલબત્ત સત્યની અંતિમ ખોજમાં આ પદ્ધતિ અધૂરી નીવડશે એવી માન્યતા તેઓ સ્વીકારે જ છે. અને એને માટે તો સંપ્રજ્ઞાન અથવા અંતઃપ્રેરણા અને એવી બીજી પદ્ધતિઓને માન્ય રાખે છે... પરંતુ વિજ્ઞાન જેમ જેમ વિકાસ પામશે તેમ તેમ એની શક્યતા ઊઘડશે એવી આસ્થા સેવે છે; અને તેના અનુમોદનમાં વિજ્ઞાનની શોધોએ હમણાં હમણાં ફિલસૂફીના ઇજારા જેવા લેખાતા પ્રશ્નો અને સમસ્યાઓમાં સારી પેઠે પગપેસારો કર્યો છે, એમ જણાવે છે. દા. ત. સ્થળકાળનો તથા 'ક્વૉન્ટમ'નો સિદ્ધાન્તઃ આ બે સિદ્ધાન્તે ભૌતિક સૃષ્ટિનું ચિત્ર સદંતર બદલી નાખ્યું છે. પદાર્થના ગુણો, પરમાણુનું બંધારણ, એક તત્ત્વનું બીજા તત્ત્વમાં થતું પરિવર્તન, તથા વિદ્યુતનું પ્રકાશમાં અને પ્રકાશનું વિદ્યુતમાં થતું રૂપાંતર વગેરે અંગેના તાજેતરનાં સંશોધનોનો તેઓ ઉલ્લેખ કરે છે. (પા. ૨૬–૨૮)

અને પછી વિજ્ઞાનના વિકાસની ત્રણ ભાવિ શક્યતાઓ રજૂ કરે છે—

(૧) વિજ્ઞાન આમ ગહન સત્યોની શોધની હાથવેંતમાં આવી પહોંચ્યું હોય એમ બને અને છતાં હાથતાળી દઈને તે સત્યો વિજ્ઞાનની નજર ચુકાવી પણ જાય! આ સ્થિતિમાં વિજ્ઞાન ફિલસૂફીની વસ્તુમાત્રના કારણ (why) માટેની સનાતન ખોજ તરફ તાત્પૂરતું દુર્લક્ષ કરીને, તે કેવી રીતે બને છે (how) એની ખોજ કરવાનું જ ચાલુ રાખશે. અથવા કદાચ (૨) આપણે એ સીમા ઓળંગી જ ન શકીએ—અગમ્ય તે અગમ્ય જ રહે, અને જીવન પોતાના સઘળા ફેરફારો સહિત હજી પણ ઇષ્ટ અને અનિષ્ટ, સારાનરસાનો સમાહાર, વિદ્વેષોની પરંપરા અને વિસંગત તથા પરસ્પર વિરોધી પ્રેરણાઓનો વિચિત્ર સંગ્રહ જ રહી જાય—એમ પણ બને! કે પછી (૩) નીતિના વિચારથી અલિપ્ત અને સદાચારની મર્યાદાઓથી મુક્ત એવું ઉત્તરોત્તર પ્રગતિ કરતું વિજ્ઞાન પોતે, સ્વાર્થી અને દુષ્ટ પુરુષોના હાથનું સાધન બની, તેમના હાથમાં ભયંકર શસ્ત્રો સોંપી મહાન વિનાશનું કારણ પણ બની જાય!

આ બધી શક્યતાઓની વિચારણા અંતે પં. નહેરુ કશું નિશ્ચિત કરી શકતા નથી. કેવળ આજની રીતે વિચારતાં 'ભાવિ અંધકારથી છવાયેલું અને અનિશ્ચિત છે'—એટલું કહી, વળી 'મનુષ્યનો આત્મા કદિ હાર્યો નથી અને હારવાનો

નથી, એ ઐતિહાસિક સત્યની યાદ આપી, સહજ પ્રાપ્ત કર્તવ્યના પંથે પળવાનો સંકલ્પ પ્રગટ કરે છે...

અને વળી તરત જ નહેરુ ઈશ્વરશ્રદ્ધા અને માનવપ્રગતિ વચ્ચે વિસંવાદ હોવાનું કારણ નથી, એમ માની ભારતની ભૌતિક સમસ્યાઓનો ઉકેલ, ભારતીય સંસ્કૃતિના પ્રકાશમાં, અને વિશ્વના નવા વિશાળ સંપર્કમાં કરવા લાગી જાય છે. અને ભાવિસમાજની ઝાંખી પણ કરાવી દે છે. ( આ મુદ્દાઓ આગળ ઉપર ).

૩

## અંગવિચ્છેદની વેદના

૧૯૪૫માં નહેરુ જેલમાંથી બહાર આવ્યા ત્યારે તો પરિસ્થિતિ સમૂળી પલટાઈ ગયેલી હતી. બ્રિટિશ સત્તા માટે ભારતને હસ્તક સ્વરાજ સુપ્રત કરવાની પરિસ્થિતિ પાકી ગઈ હતી. પરંતુ ભાગલા પાડીને રાજ કરવાની કૂટનીતિનો પરિપાક હજી ભારતે ભોગવવાનો બાકી હતો. ભારતના ભાગલા પાડવાની, પાકિસ્તાનનું અલગ અને ભારતવિરોધી રાજ્ય ઊભું કરવાની શાહીવાદી રમત લીગને પ્યાદું બનાવીને રમાઈ રહી હતી. લીગે 'પાકીસ્તાન લેકે રહેંગે'-નો નારો બુલંદ કરી, એની પ્રાપ્તિ માટે ૧૯૪૬ના ઑગસ્ટની ૧૬મીએ 'સીધાં પગલાં'ની ઘોષણા કરી દીધી હતી. અને જોતજોતાંમાં ભારતમાં કત્લેઆમની હોળી ફાટી નીકળી હતી. કેવળ બંગાળમાં ૬૦૦૦ હત્યાઓ થઈ હતી અને 'કલકત્તાની ગટરો લોહીથી ઉભરાઈ રહી હતી...' (ધ સ્ટેટ્સમેનનો રિપોર્ટ) બિહાર અને આસામ પણ ખૂન, આગ, અત્યાચાર ને લૂંટ તથા હજારોની હિજરતોથી ખદબદી રહ્યાં હતાં.

૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મીએ સત્તાનો પલટો થવા પૂર્વે જ ભારતનો અંગવિચ્છેદ થઈ ગયો હતો: પાકીસ્તાનનું અલગ રાજ્ય અસ્તિત્વમાં આવી ગયું હતું. પરંતુ તે પછી પંજાબ, દિલ્હી અને મુંબઈ પણ ખૂન અત્યાચારથી ખરડાયાં હતાં. ભારત આંતરવિગ્રહ અને અંધાધૂંધીમાં ભસ્મીભૂત બની રહ્યું હતું.

આમ, ભારતની આઝાદીના પ્રાતઃકાળે ઘનઘોર કાળાંખ પથરાયો હતો...ને તેમાં એકમાત્ર પ્રકાશ પાથરતો ગાંધીજીનો દેહ નોઆખલી ને દિલ્હીમાં પદયાત્રા કરતો ઘૂમી રહ્યો હતો. ભારત નહિ, જગતના ઇતિહાસનાં આ અનન્ય ઉજ્જવળ પ્રકરણો છે...

અત્યંત આકરી કસોટીનાં આ વરસોમાં ભલભલા કોંગ્રેસ આગેવાનો કોમી વિચારથી સળંગી જઈ 'ન વિચારવાનું' વિચારી રહ્યા હતા, ને કરવાનું કરી ય રહ્યા હતા! પોતાના જ હાથ પગ સમા સાથીઓની આ મનોદશા જોઈ ગાંધીજીનું અંતર કકળાટ અનુભવી રહ્યું હતું. (જુઓ: શ્રી પ્યારેલાલકૃત ધ લાસ્ટ ફેઝ) અને ત્યારે, આ બધાંથી પોતાની જ જેમ બળતો ઝળતો અને છતાં અત્યંત બિનસાંપ્રદાયિક-બિન-કોમી-બિનપક્ષી માનવતા અને બંધુતાની ભાવનાથી, દ્વેષ રહિત વૃત્તિથી પોતાની કાયાને કસી રહેલો કોઈ સાથી ગાંધીજીને દેખાતો હોય તો તે કેવળ પં. નહેરુ જ હતા! અને કદાચ જીવનમાં કદિ નહિ અનુભવેલી એકતા અને નીકટતાનો સાક્ષાત્કાર ગાંધી-નહેરુએ આ કસોટીના કાળમાં કર્યો હશે!

ગાંધીજીએ કોમીઆગને શમાવવા, મૃત્યુના થોડા જ દિવસ પૂર્વે, ઉપવાસનો રાહ લીધો હતો; અને ત્યારે તેમની પાછળ પં. નહેરુએ પણ ઉપવાસ આદર્યા હતા...ગાંધીજીએ ગદ્ગદ હૈયે નહેરુને પત્ર પાઠવ્યો હતો, તેનું માર્મિક વાક્ય આ રહ્યું:

'ઉપવાસ છોડો....બહુત વર્ષ જીઓ ઔર હિંદકે જવાહર બને રહો....' (તા. ૧૮-૧-૪૮)

અને ગાંધીજીના ઉપવાસ છૂટવાને ૧૨મે દિવસે જ, ગોળી છૂટી ને ગાંધીજીનો દેહ 'હે રામ' કરતો ઢળી પડ્યો.—

કદાચ, ગાંધીજીના મૃત્યુના આ સમાચાર જગતના કોઈ પણ એક માનવીના હૈયામાં સૌથી કારમી-કાયમી વેદનાનો ઘસરકો લગાવી ગયો હશે તો તે પં. નહેરુ જ હશે—

"આપણી જિંદગીમાંથી દીપ બુઝાઈ ગયો છે... અને સર્વત્ર અંધકાર પ્રસરી ચૂક્યો છે...પ્રકાશ બુઝાઈ ગયો છે, એમ મેં કહ્યું, પણ હું એમાં ખોટો હતો. કેમકે આ દેશમાં જે પ્રકાશ પ્રકટ્યો હતો તે કોઈ સાધારણ પ્રકાશ ન હતો. એ પ્રકાશ અનેક અનેક વર્ષો ઝળહળ્યા જ કરશે....અને હજાર વર્ષ બાદ યે આ દેશમાં એ પ્રકાશ દેખાયા વિના નહિ રહે, અને સારુંય

વિશ્વ એને જોઈ શકશે, અને એ પ્રકાશ અસંખ્ય હૈયાંને શાતા આપતો રહેશે.' ( મૂર્લેહિમે બ્રોડકાસ્ટ ભાષણ )

## ૪

## ભારતના વિકાસની સમસ્યા

ગાંધીજીએ નહેરુને ભારતનો વારસો સોંપી ચિરવિદાય લીધી હતી. અલબત્ત, ભારતને મુક્તિના કિનારે ગાંધીજીએ પહોંચાડ્યો હતો; પરંતુ હવે તેને 'રામરાજ્ય'ના સિંહદ્વારે દોરી જવાનું એથીય વિશેષ કપરું અને જટિલ કાર્ય બાકી હતું. અને ત્યારે નહેરુની આંખો સામે વિકાસનો વિસંવાદ સ્પષ્ટરૂપે ઊભો હતો. એક બાજુ—

( ૧ ) આર્થિક પછાત દશા દૂર કર્યા વિના, ગરીબી ને બેકારી ટાળ્યા વિના, જીવનધોરણ ઊંચું લાવ્યા વિના—ટૂંકે ભૌતિક વિકાસ સાધ્યા વિના, પ્રજાને ઊભી કરવી શક્ય નથી; અને એ માટે વિજ્ઞાનની મદદથી, આધુનિક યંત્રોની સહાયથી મોટા ઉદ્યોગો ઝડપભેર વિકસાવ્યા વિના છૂટકો નથી.

( ૨ ) ભૌતિક વિકાસ માટે, મોટા ઉદ્યોગોના વિકાસ માટે જંગી નાણાં-મૂડીની આવશ્યકતા રહેવાની. તે માટે વિદેશી ધનિક દેશો પાસે હાથ લાંબો કરી, પરદેશી સહાય ઉપર આધાર રાખવા જતાં નવીસવી સ્વાધીનતા જ પાંગળી બની જાય.

( ૩ ) જગતનાં બલિષ્ઠ શસ્ત્રધારી અન્ય રાષ્ટ્રોની વચ્ચે એકલવાયું અટૂલું સ્વતંત્ર જીવન જીવવું શક્ય નથી; ને હિતાવહ પણ નથી.

( ૪ ) રાષ્ટ્રની રક્ષા માટે સંરક્ષણનાં સબળ-સભર સાધનો પણ જોઈએ. ગરીબ અને ઔદ્યોગિક રીતે પછાત રાષ્ટ્ર માટે એ પેદા કરવાં અશક્ય જ બને; અને પરદેશ પાસે ભીખવા જતાં સ્વાધીનતા કેવળ કમજોર અને પાંગળી જ નહિ, નામશેષ બની જતાં વાર ન લાગે.

તો બીજી બાજુ—

( ૧ ) ઝડપી આર્થિક પ્રગતિ માટે મોટા ઉદ્યોગો અનિવાર્ય ગણાય. પણ એમ કરવા જતાં, ઇજારદારી ખાનગી ઉદ્યોગોને હસ્તક લગામ ચાલી જાય; અને રાષ્ટ્રના ભોગે મૂઠીભર મૂડીપતિઓનું જ હિત સધાય; રાષ્ટ્ર ઊલમાંથી ચૂલમાં કે કાંઈ જાય!

( ૨ ) આવી સ્થિતિ ટાળવા માટે સમાજવાદી પદ્ધતિનું અર્થતંત્ર અનિવાર્ય ગણાય; પરંતુ એ રસ્તે રાજ્યને હસ્તક અર્થતંત્ર કેન્દ્રિત થાય; અને ખાનગી ઇજારદારોની જગાએ રાજ્યની ઇજારદારી સ્થપાય!

( ૩ ) આર્થિક ક્ષેત્રે રાજ્યની ઇજારદારી સ્થપાતાં, રાજકીય ક્ષેત્રેય સાચી લોકશાહી રૂંધાયા વિના ન રહે. ધારાસભા અને પાર્લામેન્ટ, પુખ્ત વયનો મતાધિકાર, સર્વ પક્ષોને તથા વ્યક્તિઓને સંસ્થા-સંગઠન, અખબારો, પ્રવાસ અને પ્રચારની છૂટ બંધારણમાં હોય તોય, વ્યવહારમાં આર્થિક ક્ષેત્રનું કેન્દ્રીકરણ રાજ્યસત્તાના કેન્દ્રીકરણમાં પરિણમ્યા વિના ન રહે.

( ૪ ) એક વાર અર્થતંત્ર અને રાજ્યતંત્રનું કેન્દ્રીકરણ રાજ્યસત્તાને હસ્તક થયા પછી લોકશાહી અને નાગરિક સ્વાતંત્ર્ય નામનાં બની ગયાં વિના ન રહે. ખુલ્લી નહિ તે છદ્મવેશી સરમુખત્યારી જ પંજો પ્રસારવા માંડે—શિક્ષણ, સાહિત્ય, ચિંતન, વિજ્ઞાન—એકે ક્ષેત્ર એની પકડ બહાર રહેવા ન પામે. નૈતિક મૂલ્યો ટકાવવાં જ અશક્ય બની જાય!

ખરેખર સમસ્યા કઠોર અને જટિલ હતી. અને ભારતની પાર્શ્વભૂમિ પણ હિંમતને હરાવી મૂકે એવી હતી!

—ઝડપી આર્થિક આબાદી સાધવી અને છતાં શોષણની પ્રથા નાબૂદ કરવી!

—રાજ્યતંત્ર મજબૂત બને, અને છતાં લોકશાહી ટકાવવી!

—વિજ્ઞાન અને ટેકનોલોજીનો ભરભૂર લાભ લેવો, ભૌતિક સગવડો વધારી, જીવનધોરણ ઊંચું લઈ જવું, અને છતાં નૈતિક મૂલ્યો સાચવવાં!

—સામુહિક જીવન સુદૃઢ બનાવવું અને છતાં વ્યક્તિગત વિકાસ અને ગૌરવ અખંડ રહે તે જોવું!

—વ્યક્તિગત સ્વાતંત્ર્ય કાયમ રહે અને છતાં સામાજિક હિતને આંચ આવવા ન દેવી!

## ૫

## ઔદ્યોગિક—આર્થિક ક્ષેત્રના પ્રયાસો

આર્થિક ક્ષેત્રે પાર્શ્વભૂમિ આવી હતી—

* યુદ્ધનાં વરસો દરમ્યાન ( ૧૯૪૦-૪૫ ) નફાખોરો અને કાળાબજારીઆં હિતોએ જબરજસ્ત અતંત્રતા ઊભી કરી ઉદ્યોગો અને વ્યાપાર-વ્યવહાર ઉપર પોતાનો કાબૂ જમાવ્યો હતો.

( જુઓ પાન ૬૩૧ )

## ગીત | ગુલામ મોહમ્મદ શેખ

ફૂલને કંઠે કો' ગીત રમે ગરવું
સફી તે ધુમ્મસ-ભીના ફૂલેથી
આજ પાંગરવું. કાલ વળી ખરવું,
તોય ફૂલને કંઠે કો' ગીત રમે ગરવું.
લીલુડાં પાંદની પહોળી પથારી માથે,
આછું તે અંગ પાથરવું
સાંજકના વાયુની સંગે સુવાસને
કાઠડિયે થોડું શું ફરવું
કાં'ક વેરીને કાં'ક સંઘરવું...
ઊંડા તે મૂળના કડવા એક કંપની
કહેવી ન કોઈ નેય વાત,
રાતી પાંખલડીના પોળામાં પાઢેલી
કાળી દેખે ને કોઈ ભાત
રંગ ઢોળતા ને રૂપરૂપ ઝરવું...
ગુંજતા ભૃંગનેય લઈ ને ઓવારણાં
અમરત શા હોઠથી અડવું
ભૂલેચૂકેય બળ્યા હૈયાનું એકાદું
આવી 'ને જાય બૂંદ કડવું
મંદ હસવું ને હીરનીર ધરવું...

## ધન્યતા | વિપિન પરીખ

સિદ્ધિ મારા જીવનની ભલે એવી હોય નહીં;
કે—
મરણને સમે મારા તારો એક ખરે નહીં,
ઓછી તોયે ધન્યતા શું ? !
મરણ આ મારું—
કોઈની તે આંખ મહીં દિયે મૂકી આંસું !

## શતદિવસ | સુરેશ દલાલ

રાત્રિનો આ સમય...શાંત વાતાવરણ !
ત્યાં જ તો ઊમટે કૈંક તાના રમનણ !
રે ડૂમાથી ભરાઈ જતું આ હૃદય
ને ફૂટે નેણથી નીરનાં ઝરણાં.
—શાંત વાતાવરણ ? !
ને દિવસની મશાલને
ભેદીને ધદ એ આવરણ
આર્તની સ્મૃતિ નવ
-ગત જીવનનો હતો એ કશો વૈભવ ? !
—ને અંત
શોકનો સંગ પણ તે જતાં
નયનની સંમુખે
વિસ્તરે શુષ્ક નિર્જન રણ !

## કલેજાનું શાક ચાખતો ખેડૂત | પાતલ

પોતે જ છું ખેડૂત હું ને હારિ, ઓગર્યો,
હોંગ્યો છતાં મને ન રોટલો જ પોરિયો :
મારા જ કલેજાનું શાક ચાખતો છતાં
માંને ને વાને સાથી કોઈ સાથી જોડિયો :
ફરજંદને હવાલે કરી પારકે પ્રદેશ
માલિક મટી થવું નથી મારે ગણોતિયો !
હકમાંનો કોઈ છે નહીં મુજ ભાગ પાડનાર,
એવો છે એક આંબો મારે હાથે રોપિયો :
મહેસૂલ ભરું છું અહીં હું રેવેદ, ખૂનમાં
ને કોઈ મુજ થયો નથી હરીફ જોડિયો :
જ્યાં ત્યાં થવું જવાનું અહીં એકલો જતો
જાણે ખુધા છતાં ન ઓળખે પડોશીઓ :
મુજ જિંદગીનું મેં નથી વેચ્યા વખત લખ્યું,
સોના-રૂપાને નિત્યનો નિભાવ શોધિયો :

ના કોઈના હકનું કશું ય છીનવી લીધું—
છોને બકયા કરે વકીલ ભાંગફોડિયો :
દરવાજે ન્યાયના જઈને શુંય મેળવું
કંકાશ મફતનો લે કરી જ્યાંય કોળિયો ?
મારા કફનને વાસ્તે પડાપડી થતી
મળે જુનાં ન એક તાંતણો નખોદિયો !
લૂંટાતી લાશ દેખતો નિજ આંખથી પતીલ
દે ગાળ ભાગ્યને નપેત ઘોરખોદિયો !

૧૨-૬-૫૯

## સાગર હેલી પછીના ઉઘાડે | ઉશનસ્

### ઉઘાડ નીકળ્યા

અને સૂરજધોબીએ દિન કંઈકનાં ધોયલાં
છતાં ય ન સુકાયલાં વસન મ્લાન તડકાતણાં
બીડો પર, અગાશીઓ ઉપર, છાપરાંઓ પર
નવેસરથી ઝાટકી કરી સુવિસ્તરી સૂકવ્યાં
ટિનોપલ સુશુભ્ર તે ઉઘડતાં હવે થૈ કડક.

### ઉઘાડ નીકળ્યા

અને નીકળતાં બખોલતણી બ્હાર પંખીજન
અનેક દિનનો ગયેલ અટકી જ વ્હેવાર ને,
પરસ્પરતણો—નભે વિહરવાતણો તે ફરી
ભીંજેલ નિજ પાંખને કડક તાપમાં શેકીને
ઉરાડી મૂકીને હવા કરત ચાલુ હંમેશ શો.

### ઉઘાડ નીકળ્યા

અને પ્રણયરંભણો સમી અગાઢ આષાઢની
ઝીલી સતત હેલીઓ ધરતી વ્યોમઆશ્લેષથી
હવે છૂટી થતી, મળેલ પિયુપત્ર શીઘ્રાન્ત જે
જડી ધરતી રાખતી હૃદયસાથ રાત્રે દિને
પિયુમિલનમાં થયો સતત પ્રેમના વર્ષણે
ભીનો પલળી કાદુ કાદુ, ઊડી અક્ષરો કૈં ગયા,
સુકાયે અવ તે ફરી કડક કૈંક તાપે થતાં
પદાય લિપિ પ્રેમની ઊપડી લીલીલીલી કંઈ!

## .... | લાભશંકર ઠાકર

ચાર વર્ષ પહેલાં ખરીદેલું
કાગળના ફૂલનું ફૂંડું
કાચના કબાટમાં
નિષ્કંપ પડયું છે.
કયાંકથી આવી ચડેલું બુલબુલ
કબાટ પર બેસી
એના કંઠસ્વરે
રૂમની પ્રશાન્તિને ક્ષુબ્ધ કરી મૂકે છે.
કપડાં સંકેલતી ગૃહિણીની આંખ પલકી ઉઠે છે
શેરીમાં રમણે ચઢેલો નવરાત્રિનો ઉત્સવ,
મધ્યાહ્નના અમૃતને પીતાં
સોનેરી આવળનાં ફૂલ
અને શરદ ઋતુના
ભર્યાભર્યા સરોવરમાં કપડાં ધોવાની મઝા.
પાણીમાં તરતી શ્વેત બતક.
કમળપત્ર પરનાં મોતી અને પાછળ
પાળ પરના ઘેઘૂર જાંબુડા પર
કંઠસ્વરમાં ખીલી ઉઠતી
કોઈ પંખીની મોજ.
ગૃહિણી અમથું કશુંક ગાઈ રહે છે.
ઉઠીને આયનામાં જુએ છે.
બારી ખોલે છે.

## 'મહાજન ગયું તે મારગ' | હરિવલ્લભ ભાયાણી

પ્રવાસે પળ્યો પિયુ
ને પાછળ જ મારી ટેક
અલોપ થયાં એકએક:
ઉંઘ ગયું
નીંદ નાઠી
ચેતના ચપળ–પગ.
પ્રાણ ભૂંડા ! તમે એક ઠર્યા ખરા ઠગ
સુણ્યું યે નથી કદી કે
"મહાજન ગયું તે મારગ".*

* એક સંસ્કૃત મુક્તકનો ભાવાનુવાદ.

[ વિશ્વમાનવ : ડિસેમ્બર અંક

જગતમાં જબ્બર ઊહાપોહ
જગાવનાર બે નવલકથાઓ




# 'ડૉ. ઝિવાગો' અને 'લોલિટા'

[ મૂળ 'મેન ફાઉન્ડ' ( નવેમ્બર ૧૯૫૯ ) લેખક-કેશવ આર. જાદવ : ગુજરાતીમાં સંક્ષેપક : સુરેશ જોષી ]

'ડૉ. ઝિવાગો' અને 'લોલિટા'ની લાખ્ખો નકલો ખપી ગઈ છે એટલું જ નહિ, એ બંને કૃતિઓએ ઠીકઠીક ઊહાપોહ પણ મચાવ્યો છે. લાગણીઓથી તંગ વાતાવરણમાં કોઈ પણ કલાકૃતિની મૂલ્યવત્તાની આંકણી યથોચિત તાટસ્થ્યથી કરવાનું મુશ્કેલ બની જાય છે. 'ડૉ. ઝિવાગો'ની કેટલાકે ટોલ્સ્ટોયની મહાનવલ 'વૉર એન્ડ પીસ' સાથે તુલના કરી. અલબત્ત, બંનેનું વસ્તુ એક છે : વ્યષ્ટિ વિરુદ્ધ સમષ્ટિ અને એનો સાક્ષીભૂત ઇતિહાસ. સામસામા પક્ષોમાં વહેંચાઈ ગયેલા આજના સમાજમાં એકબીજાથી વિરુદ્ધ પક્ષો તરફથી આ કૃતિઓની એવી તો અપ્રમાણિક આલોચના થયેલી જોવામાં આવી છે કે આપણા જમાનામા સાહિત્ય અને કલાના વિવેચનમાં નિષ્ઠાને કાંઈ સ્થાન રહેશે ખરું, એવી શંકા આપણા મનમાં ઉદ્ભવે છે. ઠંડા યુદ્ધની સામસામા મોરચાની છાવણીમાંના લેખકો અને વિવેચકોએ 'ડૉ. ઝિવાગો' વિશે વિવેચનને નિમિત્તે જે કહ્યું છે, તે બદલ નામોશીથી એમનું માથું નીચું થવું જોઈએ, એમ 'ડિસેન્ટ' સામયિકે કહ્યું છે, તે સાવ સાચું છે. એક બાજુ આડસો રશિયન સાહિત્યકારો તથા આપણા એક ભારતીય લેખક ( મુલ્કરાજ આનંદ ) જેમણે પુસ્તકને વાંચ્યા વિના ભાંડ્યું, તો બીજી બાજુ પાસ્તરનાક એ કોઈ નવો ફિરસ્તો કે પયગંબર છે, એમ કહેવાની હદે જઈને એની કૃતિમાંથી તરેહ તરેહનાં પ્રતીકો, સૂચનો, ઉપદેશો ઝીણવટથી તારવી બતાવવામાં આવ્યાં; રાજકારણ, અર્થતંત્ર અને સમાજવ્યવસ્થાના નવા તત્ત્વદર્શનની એમાં શોધ ચાલી. ઠંડા યુદ્ધે સર્જેલી અધોગતિની આ પરાકાષ્ઠા છે. આવા આત્મવિઘાતક ઝેરી વાતાવરણમાં દુનિયા હજુ શી રીતે ટકી રહી છે તેનું આપણને અચરજ થાય છે. સામસામા મોરચામાંથી કોઈ પણ તારણહાર એકાએક ફૂટી નીકળે એવી મિથ્યા ભ્રાંતિ કોઈ સેવતું નથી.

બધાનો ક્ષય થવા બેઠો છે, બધું લૂણો લાગેલી ભીંતની જેમ પોપડે પોપડે ખરતું જાય છે. 'ડૉ. ઝિવાગો' અને 'લોલિટા' પશ્ચિમના સમાજનાં આ ક્ષય અને ભંગારનાં બે પાસાંઓનું દર્શન કરાવે છેઃ એકમાં સામાજિક ભૂમિકાએ, તો બીજીમાં વ્યક્તિજીવનની ભૂમિકાએ.

આ બંને નવલકથાના પ્રકાશનમાં પણ કેટલુંક વિચિત્ર પ્રકારનું સામ્ય છે : 'ડૉ. ઝિવાગો' હજુ સુધી રશિયામાં પ્રસિદ્ધ થવા પામી નથી; અખંડ રૂપે એ કદી કદાચ પ્રસિદ્ધ ન યે થાય. 'લોલિટા' પણ એના લેખકે અપનાવેલા દેશમાં ( અમેરિકામાં ) ત્રણ વરસ સુધી પ્રસિદ્ધ થઈ શકી નહોતી, ને થોડા વખત સુધી ઇંગ્લેન્ડ અને ફ્રાન્સમાં પણ એના પર પ્રતિબન્ધ મૂકવામાં આવ્યો હતો. 'ડૉ. ઝિવાગો'-ની સામે સરકારી વિરોધ એ હતો કે, એણે રશિયા અને રશિયાની ક્રાંતિને છેહ દીધો હતો. 'લોલિટા'ને વિશે એમ કહેવામાં આવ્યું કે, એ અશ્લીલ છે, અનાચારથી ભરેલી છે, એમાં એકેય પાત્ર અણીશુદ્ધ સારું નથી, બધાં લગભગ વિકૃત છે ( એક અમેરિકી પ્રકાશકે એવી સુફિયાણી સલાહ આપેલી કે, બાર વર્ષની કન્યા સાથેના અવૈધ સંબંધને બદલે બાર વર્ષના કિશોર સાથેના સજાતીય સંબંધને આલેખ્યો હોત તો ઠીક થાત ! ).

'ડૉ. ઝિવાગો'ના લેખકે જીવનનો ભોગ આપવાની તૈયારી સાથે પોતાની માતૃભૂમિમાં જ રહેવાનું સ્વીકાર્યું છે, જ્યારે 'લોલિટા'ના લેખકે પહેલી તકે ભાગી જઈને



# ગોગોલ : મૃતાત્માઓના અમૃત-લેખક

—કૃષ્ણવદન જેટલી

૧૮૨૫માં ડિસેમ્બરનો બળવો ફાટી નીકળ્યો ત્યારે તે સાતમા ધોરણમાં હતો. બંડખોરોની હાર થઈ અને ત્યાર પછી તેમને દાબી દેવા ઝારની સરકારે ઘણા જુલ્મ અને અત્યાચારો ગુજાર્યા. શાળાઓ, મહાશાળાઓ પણ શંકાની નજરે જોવાવા લાગ્યાં, કેટલાક અધ્યાપકોને નોકરીમાંથી કાઢી મૂકવામાં આવ્યા. આવા જુલ્મી અન્યાયો સામે લોકોને રક્ષણ આપવા ગોગોલે કાયદાશાસ્ત્રી તરીકે સરકારી નોકરી લેવા વિચાર્યું હતું અને એવા અન્યાયોનું કટાક્ષચિત્ર તેણે તેના નાટક "ઈન્સ્પેક્ટર જનરલ"માં આલેખ્યું છે તેણે તેના કાકાને લખ્યું હતું " કમનસીબી કરતાં અન્યાય મારા હૃદયને વધુ વિદારે છે." ગોગોલ એકાંતપ્રિય હતો અને સ્વપ્નશિલ્પી હતો. એકાંતમાં તે જીવનના સુખ અને આનંદના પ્રશ્નો ઉકેલતો. તેણે ખૂબ ચીવટથી અભ્યાસ કરી ૧૮૨૮માં પ્રથમ વર્ગમાં સ્નાતકની પરીક્ષા પસાર કરી.

દેશસેવા કરવા અને લોકોનું ભલું કરી શકાય એવી સરકારી નોકરીની શોધમાં ગોગોલ તેના મિત્ર ડેનિલેવસ્કી સાથે પિટર્સબર્ગ શહેરમાં આવ્યો. પણ તેને અહીં શાંતિ ન મળી. તેને એ શહેર લાંચિયા, આળસુ, લાગવગીઆ દંભી અમલદારોનું શહેર લાગ્યું. સાચા પ્રમાણિક જીવનની ઠેકડી સમું તે શહેરનું વાતાવરણ હતું. આ શહેરમાં ગોગોલને કેટલાક પ્રસંગે ભૂખે રહેવાનો પણ અનુભવ કરવો પડયો. શિયાળાની ઠંડીના દિવસો એક 'ગરમ કોટ'ની મદદથી જ પસાર કરવા પડયા. આ અનુભવોનું આલેખન તેણે એક માણસનું 'નાક' ખોવાઈ જાય છે અને તે તેની શોધમાં જાય છે, તેવી 'નાક' નામની વાર્તામાં અને 'ઓવરકોટ'માં અકાકી અકાકી વિચના શિયાળા દરમ્યાન ગરમ કોટની સહાયથી વીતાવેલા જીવનના આલેખન દ્વારા કર્યું છે.

૭ મહિનાના સતત પ્રયાસો પછી ૧૮૩૦ના એપ્રિલમાં ગોગોલને ઝારના સરકારી ખાતામાં નોકરી મળી, પણ તે નોકરશાહીની તુમારશાહીથી ત્રાસી ઉઠયો. તેણે પોતાની માતાને લખ્યું 'અહીં શું સુખ છે? પંદર વર્ષની નોકરી પછીયે કોઈ અમલદાર લોકોનું એક આની જેટલું પણ ભલું નથી કરી શકતો.' ને તેણે સરકારી નોકરીમાંથી રાજીનામું આપ્યું!

૧૮૩૫ના ઉનાળામાં ગોગોલે થોડો સમય પોતાને વતન વાસિલેવ્કામાં ગાળ્યો. પિટર્સબર્ગ વિશ્વવિદ્યાલયનાં પ્રવચનો કરવા તે પાછો ફર્યો, પણ હવે તેને અધ્યાપનના કાર્યમાં ખાસ રસ રહ્યો ન હતો. તેથી જ્યારે વિશ્વવિદ્યાલયના સુધારાને પરિણામે ૧૮૩૫ના ડિસેમ્બરમાં તેને નોકરીમાંથી છૂટો કરવામાં આવ્યો, ત્યારે તે ખુશ થયો આ સમયમાં જ તેણે તેનું પ્રખ્યાત નાટક 'ઈન્સ્પેક્ટર જનરલ' લખ્યું હતું. ગોગોલને મન નાટક અને રંગભૂમિ સમાજની ઉચ્ચ સેવા કરવાનાં સાધનો હતાં. ૧૮૪૭માં તેણે લખ્યું હતું: 'નાટયાલય એ મવાલીઓ માટે નથી અને તે નકામી ખાલી વસ્તુ તો નથી જ...એ બેસવાની ખુરશીઓવાળા ગૃહમાં દુનિયાને ઘણું સારું સમજાવી શકાય છે.' તેણે નાટક

લેખકોને રશિયન સમાજનું વાસ્તવિક આલેખન કરતાં નાટક લખવા કહ્યું. 'ઈન્સ્પેકટર જનરલ' ગોગોલની અદ્ભુત સ્પષ્ટ પ્રસંગ-આલેખનશક્તિ તેમ જ સામાજિક પરિસ્થિતિની સમજણ દર્શાવે છે. તેનાં બધાં જ પાત્રો આપણી સમક્ષ જીવંત માણસો સમાં લાગે છે. આ નાટક શરૂઆતમાં ઉત્સાહપૂર્ણ આવકાર પામ્યું. પણ પછી તો તેણે વર્ષો સુધી ગોગોલના પક્ષમાં અને વિરુદ્ધમાં એવા વાચકો અને પ્રેક્ષકો વચ્ચે બહુ કટુ ચર્ચા પેદા કરી અને વિચારોનું તોફાન ઊભું કર્યું.

સાહિત્યકારો અને રાજકીય માણસોના આ નાટક પ્રત્યે આક્ષેપોના ઝંઝાવાતથી ગોગોલને આઘાત લાગ્યો. તેના પક્ષમાં થોડા જ માણસો હતા તેથી પોતે એકલવાયો થઈ ગયો છે એમ તેને લાગ્યું. આ પ્રત્યાઘાતી વિવેચકોના હુમલાને તેણે લોકોની નાપસંદગી તરીકે ગણ્યો અને પુશ્કીન અને બીજાની સમજાવટને અવગણી તેણે મોસ્કોના 'માલિથિયેટર'માં આ નાટક ભજવવા અભિનેતાઓની સમક્ષ તેનું વાચન કરવા સાફ ના પાડી. જૂન ૧૮૩૬માં ગોગોલ પરદેશ ચાલ્યો ગયો.

ગોગોલ "મૃતાત્માઓ"ની પ્રથમ ભાગની હસ્તપ્રત સાથે ૧૮૪૧ના ઓક્ટોબરમાં મોસ્કોમાં તેને પ્રગટ કરવાના હેતુએ પાછો ફર્યો. પરંતુ અહીં તેને અણધાર્યાં વિઘ્નો નડ્યાં તેથી તે હતાશ બની ગયો. તેના જીવનની એક મહાન આશા સમી આ કૃતિની પ્રસિદ્ધિ પર મોસ્કોના નીતિસંરક્ષક સેન્સરોએ પ્રતિબંધ મૂક્યો. આ કૃતિના નામાભિધાનથી જ તેમણે શંકા અને વિરોધની શરૂઆત કરી. નીતિસંરક્ષક સમિતિના પ્રમુખે કહ્યું, "આત્માઓ અમર છે. મૃતાત્માઓ હોઈ શકે જ નહિ. લેખક અમરો સામે જંગ માંડ્યો છે!"

પરંતુ જ્યારે આ મૃતાત્માઓ તો જમીનદારોના આત્મા વિશે કહેવાયું છે એમ સ્પષ્ટતા થઈ ત્યારે તો વિરોધનો વધુ મોટો શોરબકોર થયો. સેન્સર સમિતિના પ્રમુખે કહ્યું, "આ તો તેને રજા ન આપવાનું વધુ મોટું કારણ છે. આથી તો આ કૃતિ જમીનદારોની સત્તા વિરુદ્ધ છે." આ અડચણોની ગોગોલને ગંધ આવતાં તેણે ઝડપથી હસ્તપ્રત પાછી મેળવી અને બેલિન્સ્કીને પિટર્સબર્ગમાં તે મંજૂર કરાવી પ્રગટ કરવા સોંપી. પિટર્સબર્ગમાં તે પ્રગટ થઈ પણ સેન્સરોની માગણીથી "કેપ્ટન કોપેકીનની વાત" ગોગોલને ફરીથી સુધારી લખવી પડી. અત્યારની પ્રતોમાં સેન્સરોએ મનાઈ કરેલી વાત જ આવે છે.

'મૃતાત્માઓ' સાહિત્ય તેમ જ ઇતિહાસની દૃષ્ટિએ એક ભવ્ય પ્રયોગ છે. તેણે રશિયાને હચમચાવી મૂક્યું. This was a cry of pain and shame resounding amidst general silence. સામાન્ય પ્રવર્તી રહેલા મૌન વચ્ચે એ વેદના અને શરમનો ચિત્કાર છે. ૧૮૪૨ના અંતમાં "મૃતાત્માઓ"ની પ્રસિદ્ધિ સાથે ગોગોલની બધી કૃતિઓ ચાર ખંડોમા પ્રગટ થઈ. આમ કલાની સંપૂર્ણતાએ પહોંચી ગોગોલની સાહિત્યપ્રવૃત્તિ ચિર વિરામ પામી ગઈ.

૧૮૪૨થી ૧૮૪૮નાં ૭ વર્ષો ગોગોલે પરદેશમાં જુદે જુદે સ્થળે ગાળ્યાં. ખાસ કરીને તે રોમમાં અને જર્મનીના ફ્રાન્કફર્ટમાં જ્યાં ઝુકોવસ્કી રહ્યો હતો ત્યાં ગાળતો. ફ્રાન્સ, જર્મની અને ઈટાલીમાં તે સમયે જાગૃત થયેલી ક્રાંતિકારી પ્રવૃત્તિઓનો તે સાક્ષી હતો. પણ તેનો અર્થ કે તેનું ધ્યેય તે સમજી શક્યો નહિ. આ પ્રવૃત્તિ વિસ્તાર પામી જેમ રશિયા તરફ ફેલાતી જતી હતી તેમ 'મૃતાત્માઓ'નો લેખક પ્રત્યાઘાતીઓની છાવણી તરફ ઢળતો ગયો. તેણે પ્રત્યાઘાતી વિવેચકો અને મિત્રોની અસર નીચે 'મૃતાત્માઓ'ની નવલકથાનો બીજો ભાગ લખવો શરૂ કર્યો. અને આ ખંડમાં તેણે સદ્ગુણી જમીનદારોનાં પાત્રો અને સદાચારી ધનિકો અને સદાચારી ગવર્નર જનરલનાં ચિત્રો આલેખ્યાં. પણ આ બધું જુઠાણું તેના અંતરને અશાંત બનાવી રહ્યું અને તે વારંવાર લખાણ ફાડી નાખી ફરીથી લખતો અને પાછો ફાડતો.

ગોગોલનાં હવે પછીનાં વર્ષો શોકમાં વીત્યાં. ૧૮૪૮ની શરૂઆતમાં તે રશિયા પાછો ફર્યો અને દક્ષિણના રસ્તે પોતાને વતન જઈ પાનખરમા તે મોસ્કો આવ્યો. છ વર્ષ પછી પાછા ફરેલા લેખકનું ઉત્સાહપૂર્ણ સ્વાગત થયું. પણ તેનાથી પૂર્વ પરિચિત લોકોને તેનામા કોઈ અગમ્ય ફેરફાર દેખાયો. મુંઝવણ અને અનિશ્ચિતતા તેના દરેક કાર્યમાં જણાતાં હતા. તે પ્રેમાળ છતાં મૌનપ્રેમી બન્યો હતો. અરકાકોવે તો લખ્યું છે, "આ માણસ જાણે ગોગોલ નથી એવું લાગે છે."

૧૮૪૯ના ઓગસ્ટમાં ગોગોલે અબ્રામ્ઝેવોમા

'મૃતાત્માઓ'ના બીજા ખંડમાંના કેટલાંક આરંભનાં પ્રકરણો વાંચ્યાં અને તેમાં રહેલી કવિત્વમય કરુણાથી તે ઘણાંને શુદ્ધ હાસ્ય અને સૌંદર્યપૂર્ણ લાગ્યાં. પરંતુ ગોગોલને મનથી તેમાં રહેલ પાત્રોના અસત્યાલેખનને માટે અસંતોષ રહ્યા જ કરતો હતો. ૧૮૫૨ની ફેબ્રુઆરીની શરૂઆતમાં ગોગોલ ગંભીર માનસિક આઘાતથી પીડાતો હતો. તેને ખાવાનું ગમતું નહિ અને ખોરાક લેવાની ના પાડતો. તે નબળો પડતો હતો અને તેને મૃત્યુ પાસે આવતું લાગતું હતું અને તેણે મૃત્યુ પહેલાં 'મૃતાત્માઓ'ના બીજા ખંડની હસ્તપ્રત બાળી નાખવા નિશ્ચય કર્યો છતાં પોતાની કૃતિ પ્રત્યેનું મમત્વ તેને તેમ કરતાં અટકાવતું હતું.

અગિયારમી ફેબ્રુઆરી ૧૮૫૨ને દિવસે રાત્રે ત્રણ વાગે ગોગોલે જાગીને છોકરા નોકરને ભઠ્ઠી સળગાવવા કહ્યું. ગોગોલે જાતે જ તેની 'મૃતાત્માઓ'ના બીજા ભાગની બાંધેલી લેખનપોથીઓ ભઠ્ઠીમાં મૂકી બાળવા માંડી. તે સમાગણી નોકર છોકરો સેમ્યોન સજ્યોવ ભણેલો હતો અને જાણતો હતો કે તેના શેઠ એક મહાન લેખક છે અને તેણે 'મૃતાત્માઓ' વિશે પણ સાંભળ્યું હતું. નોકર બાળકે ઘૂંટણિયે પડી, રડીને કાલાવાલા કર્યા કે કાગળો ન બાળો. આ નોંધપોથીઓનો થોકડો જાડો હોવાથી તેનો ખૂણો બળ્યો હતો. તેથી ગોગોલે તેને ભઠ્ઠામાંથી કાઢી લઈ, કાગળો છૂટા કરી જલદી બળે તેમ ફરી ભઠ્ઠીમાં નાખ્યા અને તેને બળતા શાંતિથી વિચારમગ્ન થઈ જોઈ રહ્યો. તે લગભગ બળી ગયા ત્યારે તેણે ફરી બાળક નોકરને ચુંબન કર્યું અને તે પોતાની પથારીમાં પડી રહી રડ્યો. આ બળેલા બીજા ખંડમાંથી ફક્ત ચાર પ્રકરણોનાં બચેલાં પાનાં બચ્યાં હતાં અને તે ગોગોલના મૃત્યુ પછી તેના કાગળોમાંથી જડ્યાં હતાં અને પ્રસિદ્ધ થયાં હતાં.

ગોગોલના મૃત્યુ બાદ તેની મિલકતની યાદી કરતાં તેમાં ફક્ત એક જ કિંમતી વસ્તુ મળી. તે કવિ પુશ્કીનની સ્મૃતિ રૂપે ગોગોલને મળેલી ભેટ રૂપ ઘડિયાળ હતું અને તેમાં પુશ્કીનના મૃત્યુનો સમય ૨-૪૫ સ્થિર થયો હતો. ગોગોલે તે ઝુકોવસ્કી પાસેથી મેળવ્યું હતું. આ ઉપરાંત ૨૦ કરતાં થોડાં વધુ પુસ્તકો તેના મિલકત રૂપે મળ્યાં. ઘડિયાળ અને પુસ્તકો મળી બધી મિલકતની કિંમત ૪૩ રૂબલ અને ૮૮ કોપેક જેટલી મુકાઈ. આ પ્રતિભાસંપન્ન લેખકની કમાણી કે તેનો વારસો!

ગોગોલના મૃત્યુના સમાચાર રશિયામાં ફેલાયા અને તુર્ગેનેવને તેની ખબર પડી, ત્યારે તેણે સામાન્ય શોકમાં પોતાનો સૂર મેળવતાં કહ્યું, "ગોગોલ મૃત્યુ પામ્યો છે! આ શબ્દોથી ક્યા રશિયનનું અંતર નહિ હાલી ઊઠે? હા, તે મૃત્યુ પામ્યો છે આ માણસ જેનો મૃત્યુએ આપણને તેનું મહાન કહેવાનો કડવો અધિકાર આપ્યો છે, તે માણસનું નામ આપણાં સાહિત્યના એક યુગના નામને સૂચવે છે. આપણે તેને આપણી એક મહાન કીર્તિ-પ્રાપ્તિ તરીકે ગણાવી તેના માટે બડાઈ મારી શકીએ છીએ."

[અનુસંધાન પાન ૬૦૩થી]

બની રહે છે—કેવી વિધિની વક્રતા!

'લોલિટા' એક બુટ્ટેદાર ભાષામાં લખેલી સાવ સામાન્ય નવલકથા છે. ભાષાની કૃત્રિમતા કેટલીક વાર તો આપણને અકળાવી મૂકે છે. એના લેખકને જ એના વસ્તુની સચ્ચાઈની પ્રતીતિ થઈ નહિ હોવાથી એણે આવી બુટ્ટેદાર, મજાક ઉડાવનાર, તિર્યક્ શૈલીનો આશ્રય લઈને ગંભીરતાને ટાળી હોય. પણ જાતીય વિકૃતિ એ ગંભીર વસ્તુ છે. મોગલ અમલની પડતીના દિવસોમાં જાતીય વિકૃતિ પ્રસરેલી. પશ્ચિમની પ્રજામાં સજાતીય સંભોગ અને અન્ય જાતીય વિકૃતિઓનું વધતું જતું પ્રમાણ સંસ્કૃતિના હ્રાસનું લક્ષણ છે. આ બાબતમાં ડી. એચ. લોરેન્સે પયગંબરનું કામ કર્યું છે. પશ્ચિમને યાંત્રિક એકવર્તનમાંથી ઉગારવાનો એનો ઉદ્દેશો પ્રયત્ન હતો.

વ્યભિચાર જૂની પુરાણી વાત બની જાય ત્યારે સજાતીય સંભોગ અને અન્ય વિકૃત સંબંધોનું નવું આકર્ષણ જન્મે, આવી નવી ઉત્તેજનાઓ પણ કેટલી જલદી વાસી બની જાય છે, તેનું 'લોલિટા' એક નિદર્શન છે. જડ થઈ જવા બેઠેલા આત્માઓને સંકોરવાને હવે કઈ નવી નવી વિકૃતિઓ શોધાશે? જાતીય વાસના જ હવે તો એવી રેઢિયાળ વસ્તુ બની ગઈ છે કે એનું કશું આકર્ષણ રહ્યું નથી. એને આવી રેઢિયાળ બનાવવાને માટે કોણ જવાબદાર? પ્રેમને જાતીય વાસનાથી અળગો પાડીને જિન્દગીને બે ખંડમાં કોણે વિભક્ત કરી? પશ્ચિમના બૌદ્ધિકોએ આનો જવાબ આપવાનો રહેશે.

[ વિશ્વમાનવ : ડિસેમ્બર

# પ્રયોગ

" મનીષા "માં પ્રગટ થયેલી શ્રી સુરેશ જોષી કૃત ' જયામિતિક ' અને,
' ગ્રંથાગાર 'માં પ્રગટ થયેલ શ્રી રાધેશ્યામકૃત 'બિચારાં'ના પ્રકારમાં વધુ પ્રયોગ

## ત્રિકોણ-લીલા

—ચંદ્રવદન આચાર્ય

એક હતું બિંદુ. એનું નામ અ. અખૂટ એવા બિંદુ-સાગરમાં અ ને બનો પરિચય અચાનક થઈ ગયો. પરિચયની વધતી માત્રાએ અ અને બ વચ્ચે સળંગ રેખા ફૂટી. રેખાના આકારમાં કદીક સીધાપણાએ, કદીક વક્રપણાએ તો કદીક ઊભાપણાએ ને કદીક ત્રાંસાપણાએ ભિન્નભિન્ન સમયે દેખા દીધી. વિવિધતા છતાંય બંનેને સુખ એ હતું કે બંને એક જ રેખાનાં બે બિંદુ રહ્યાં હતાં.

બે બિંદુ સંધાય એટલે રેખા બને અને રેખા બને એટલે બિંદુસાગરમાં એના આકાર વિશે ચર્ચાઓ થાય. આવી ચર્ચા શરૂ થતા, અને વધતાં જતાં રેખાના આકારે તૂટુંતૂટું થતો ' કરકરો ' આકાર પકડ્યો. તો પણ, અ એ ' કરકરા ' આકારમાં રેખાના અવશેષવત્ ભાગ પર ચાલીને, તે લુપ્ત થયેલા ભાગને અતિક્રમીને પણ, બ બિંદુ સાથે સંબંધ જાળવી રાખ્યો.

કાળે કરીને એ રેખા પાછી સળંગ બની.

અખૂટ એવા બિંદુસાગરમાં બિંદુઓની શી ખોટ ? એકાએક અ ને બની સળંગ રેખા પાસે ક બિંદુની ઉપસ્થિતિ નોંધપાત્ર બની. એનો સંબંધ એક બીજી રેખા દ્વારા અ સાથે બંધાઈ ગયો. અ ને ક વચ્ચે રેખા બનવાથી અ ને બ ની રેખાને પણ એક નવો આકાર પ્રાપ્ત થયો. કનું આગમન આમ શુભાગમન જ ગણાય ! આ અ, બ ને ક વચ્ચેના ઊભા થયેલા નવા આકારનું નામ 'કોણ' રખાયું. (કોણ શબ્દનો અર્થ જ અનિશ્ચિત, અધૂરો રહે છે.) કોણનું બીજું નામ ખૂણો (ખૂણો એટલે જ સંકુચિતતા નહિ ?)

અ સ્વાર્થી, સંકુચિત ન હતું. જેવી સળંગ રેખા અ ને બ વચ્ચે મથી મથી એણે ઊભી કરી હતી, એવી જ સળંગ રેખા મથી મથી એણે ક અને પોતાના વચ્ચે બનાવી

અ નું ધ્યાન ક અને બ વચ્ચેના અવકાશ તરફ ગયું. બ ને ક વચ્ચેનો અવકાશ જાણે કે સતત આર્તનાદ કરતો ન હોય કે અહીં કશુંક હોવું જોઈએ ! આકૃતિ કે આકારના અર્થમાં વિચારતાં અને લાગ્યું કે આ આકૃતિમાં ક્યાંક કશુંક ખૂટે છે ખરું.

અએ પોતાનો હાથ ઉઠાવી બ અને કને સાંધ્યાં. બ અને કને અએ સાંધતાં જ એક નૂતન આકાર બન્યો અને સૌને પરસ્પર પરિચય કરવાની સીધી તક સાંપડી.

પરિચય સડસડાટ વધતો ગયો—સર્પવત્.

અ, બ અને ક વચ્ચેનો નૂતન આકાર એ ત્રિકોણ. ત્રિકોણ એટલે ત્રણ બિંદુઓના પોતાના ખૂણા અને રેખાઓથી સંધાયેલી પૂર્ણ આકૃતિ. (આકૃતિ તો પૂર્ણ બની શકી, પણ બિંદુઓના ખૂણાની સંકુચિતતા તો અહીં પણ રહી એનું શું ?)

મોકળા મેદાનમાં, સ્વભાવથી દોડવાને ઉત્સુક એવા અશ્વને બે પગ બાંધી છુટ્ટો મૂકી દીધો જાણે !

...ચિંતાતુર અ—બ—ક વિચારે છે, આ આકારસુખ કેવું ?

# માનવ ઇતિહાસની આર્થિક ક્રાંતિઓ

—અમૃત પંડ્યા

પૃથ્વીના આ વિશાળ પટ ઉપર જો કે લાખો પ્રકારનાં પ્રાણીઓ અસ્તિત્વ ધરાવે છે, પણ એ બધાંમાં એકમાત્ર માનવ પ્રાણી જ કુદરત પર ઉત્તરોત્તર વિજય મેળવતું ગયું છે અને આજ તો પૃથ્વીની સપાટીનો ધણી બની બેઠું છે તથા તેને પોતાની કૃતિઓથી આચ્છાદિત બનાવી છે. વળી હવે તો એ પ્રાણી એનીયે આગળ વધી પૃથ્વીથી લાખો માઈલ દૂર અવકાશમાં આવેલા ગ્રહો–ઉપગ્રહો પર ઉતરાણની તૈયારી કરી રહ્યું છે. ધન્ય છે આ માનવ પ્રાણીને!

માનવીએ આ સિદ્ધિ કેવી રીતે મેળવી છે? બીજા કોઈ પ્રાણીના નહિ, પણ એક માત્ર માનવીના જ કેટલાક શારીરિક અવયવો અને અંગો આ રીતે વિકાસ પામ્યાં છે કે જેમના વડે તે કુદરતની ક્રિયાઓને પોતાના હિતને સાનુકૂળ બનાવવામાં મોટે ભાગે સફળ નીવડ્યો છે. એ બધી દિશાઓમાં ફરી શકતો. તેના હાથનો પંજો અને આંગળાઓનો ભરડો, શરીરની ટટાર સ્થિતિ, વાણી, ત્રિપરિમાણીય દૃષ્ટિ (Sterioscopic vision), બાહ્યલક્ષી વિચાર શક્તિ (Objective thinking), વગેરે મુખ્ય છે. આ બધાંની મદદથી માનવ પ્રાણીએ કુદરતની કેટલીક શક્તિઓ પર એક પછી એક વિજય મેળવવા માંડ્યો અને હવે તે ચંદ્ર સુધી રોકેટ પહોંચાડી શક્યું છે તથા અણુની શક્તિને પણ તેણે પોતાને તાબે કરી છે!

માનવ એ સિદ્ધિઓ એક માત્ર તેના ઉપરોક્ત અવયવો અને અંગો વડે મેળવી શક્યો હોય તેમ નથી. તેણે આ ઉપાદાનો વડે ભૂગર્ભમાંથી બહાર આવતા તરેહવાર પદાર્થો પર જાતજાતના પ્રયોગો કરવા માંડ્યા ને તેમાંથી સંસ્કૃતિ જન્મી. આ ભૂગર્ભમાંના આ પદાર્થો તે ખનિજો કે જેને અંગ્રેજી 'મીનરલ' (Mineral) શબ્દના પર્યાય તરીકે આપણે ગુજરાતીમાં વાપરીએ છીએ.

કુદરત પર વિજય મેળવવા માટે માનવે સૌ પહેલાં જે ખનિજ વાપરેલું તે પથ્થર હતું. એના વપરાશનો તબક્કો ઇતિહાસમાં 'પથ્થરયુગ' (Stone age) કહેવાય છે. લગભગ સાત લાખ વર્ષ પૂર્વે મધ્યહિમયુગ (Middle Pleistocene)ના આરંભકાળે માનવીએ પથ્થરનો પ્રયોગ શરૂ કરેલો. તે કાળે માનવ શિકારીજીવન ગાળતો હતો. શિકારની પાછળ પાછળ તે ભટકયા કરતો અને આ રીતે અત્યારથી લગભગ ૨૦ હજાર વર્ષ પૂર્વે હિમયુગના છેલ્લા તબક્કાના અંત સુધી સ્થાયી માનવી નિવાસોનું અસ્તિત્વ નહોતું. ભારતમાં આજે જ્યાં હિમાલયની તળેટીએ તળેટીએ પૂર્વે આસામથી પશ્ચિમે પંજાબ સુધી જે એક નીચી પર્વતમાળા ચાલી ગઈ છે ને જે યુ. પી.–પંજાબમાં શિવાલિક કહેવાય છે, તેના સ્થાને એક મહાનદી હતી, જેને ભૂસ્તરવિદો 'ઇન્ડોબ્રહ્મા' (Indobrahma) કહે છે.

આ નદીના તટ પ્રદેશે પાંચ લાખ વર્ષ પૂર્વે ભારતમાં આરંભિક પથ્થરયુગ (Palaeolithic age)નો આદિ માનવ સમુદાય વસતો હતો. આ સમય લગભગમાં જ ગુજરાતને આંગણે નર્મદા, સાબરમતી, વગેરે નદીઓના કાંઠે પણ આ માનવ સમુદાયો ઊતરી આવેલા. તે સમયે મુંબઈની પૂર્વે પ્રસરેલો પશ્ચિમી ઘાટ અને વિન્ધ્યાચળ પર્વત ભૂસપાટી પરથી ધીમે ધીમે ઉપસતા આવતા હતા અને સૌરાષ્ટ્ર સાગરમાં ગરકાવ હોઈ માત્ર તેનો વચલો ભાગ એક બેટ રૂપે હસ્તી ધરાવતો હતો. તે જમાનામાં આ બેટની આસપાસ સાગરતળીએ પોરબંદરી પથ્થર–જે મીલીઓલાઈટ (Miliolite) કહેવાય છે અને જેમાથી પોરબંદર, દ્વારકા અને સીક્કાનાં કારખાનાં સીમેન્ટ બનાવે છે તે બંધાઈ રહ્યો હતો. આ આદિ માનવનાં પથ્થરનાં હથિયારો (નર્મદા કાંઠેથી આ લેખકનાં શોધેલાં તથા સાબરમતી કાંઠેથા મુદ્ર

ફૂટ વગેરેનાં શોધેલાં) વલ્લભ વિદ્યાનગર અને વડોદરાનાં સંગ્રહસ્થાનોમાં સાચવવામાં આવ્યાં છે.

લગભગ વીસ હજાર વર્ષ પૂર્વે હિમયુગનો અંત આવ્યો. ત્યાં સુધીમાં એક ધરતીકંપોની ભારે પરંપરાને લઈ ઇંડો-બ્રહ્મા નદીનું તળિયું ઊંચું ઊઠીને શિવાલિક પર્વતમાળા બન્યું જે હરિદ્વાર, કાલકા અને પઠાણકોટ પાસે નજરે પડે છે. આ બનાવને પરિણામે મહાનદી ઇન્ડોબ્રહ્મા ત્રણ ભાગોમાં તૂટી ગઇ, જે આજે સિન્ધુ, ગંગા અને બ્રહ્મપુત્રા કહેવાય છે. ગુજરાતના ભૂમિએ હાલનો આકાર પ્રાપ્ત કર્યો હતો. તેની પશ્ચિમે સૌરાષ્ટ્ર અને કચ્છ સાગરની સપાટી ઉપર ઊપસી આવ્યા હતા. કચ્છનું રણ સમુદ્ર હતું અને તેમાં ઉત્તરેથી વૈદિક સરસ્વતી અને સિન્ધુ નદીઓ મળતી હતી. દક્ષિણે આ સાગર નળકંઠા ઉપર થઈ વળી ખંભાતના અખાતને જઈ મળતો હતો. સહારા અને અરબસ્તાન તે વખતે પાણીથી પરિપૂરિત નદીઓ ધરાવતા જંગલ પ્રદેશો હતા. બેરીંગ સામુદ્રધુની આગળ એશિયા અને અમેરિકા સંધાયલાં હતાં. એજ અરસામાં એશિયાના માનવીએ આ માર્ગે અમેરિકામાં પ્રવેશ કરેલો. અમેરિકન ઇન્ડીઅનોના આ વડવા બન્યા ને હજારો વર્ષો પછી એમનાં વંશજોએ મેકસીકો અને મધ્ય અમેરિકામાં મહાન માયા અને આઝટેક નાગરિક સંસ્કૃતિઓને વિકસાવી. એની આગળ દક્ષિણે પેરૂ અને બોલીવીઆમાં આજથી હજાર વર્ષ પૂર્વે માનવ ઇતિહાસમાં સર્વ પ્રથમ ઇંકા લોકોએ સમાજવાદી રાજ્યની સ્થાપના કરેલી.

હિમયુગના અંત પછી જે ઉષ્ણતા વધતી ચાલી, તેમાં સહારા, અરબસ્તાન વગેરે રણો બન્યાં. ને ત્યાં તથા બીજે તેની નજીકમાં વસતા પથ્થરયુગના માનવીઓને ભારતમાં સિન્ધુ ખીણની પશ્ચિમથી માંડી છેક ભૂમધ્યસાગર સુધી જે 'ઇરાની ઉચ્ચપ્રદેશ' કહેવાતો પાર્વત્ય વિસ્તાર પ્રસરેલો છે ત્યાં શરણું શોધવાની આવશ્યકતા ઊભી થઈ. આ ઉચ્ચ પ્રદેશ પર માનવ ઇતિહાસની અત્યારસુધીની મોટામાં મોટી શોધ થઈ. આ શોધ ખેતીની હતી આથી માણસ ભૂમિ સાથે બંધાયો ને તેથી તેને સ્થાયી ઘરોમાં રહેવાની ફરજ પડી. આમ ઇસવી પૂર્વે (ઇ. પૂ.) ૧૦ હજાર અને ૫૦૦૦ ના ગાળામાં માનવ સમાજનાં પહેલાં ગામડાં અસ્તિત્વમાં આવ્યાં, ભારતના બીજા ભાગોની ખબર નથી પણ ઉત્તર ગુજરાતમાં લાંઘણજ વગેરે ખાતે, માનવ ઇતિહાસની આ મોટામાં મોટી આર્થિક ક્રાંતિના સમયના અવશેષો મળી આવ્યા છે. હજુ પૂરતી તપાસ બાકી છે.

ખેતીની શોધ માનવ ઇતિહાસના અત્યાર સુધીમાં બનેલા બનાવોમાં પ્રથમ સ્થાને એટલા માટે મુકાય છે કે એના વડે માનવી જે પહેલાં ખોરાક જે રૂપે કુદરતમાં મળી આવે (કંદ, મૂળ, ફળ, પ્રાણીઓ, વગેરે) તે રીતે જ તેનો ઉપયોગ કરી શકતો, તે હવે પોતાની ઇચ્છા પ્રમાણે જથ્થાબંધ ખોરાક હાથે ઉત્પન્ન કરવા લાગ્યો ને ખોરાકની તપાસ તથા ચિંતામાંથી તેને ઘણી મુક્તિ મળી. આ મુક્તિએ જે અવકાશ આપ્યો, તેમાં માનવી પોતાના જીવનની જરૂરીઆતોની બહારની વસ્તુઓ અને વિષયો પર વિચારતો થયો ને તેમાંથી ગણિત, ખગોળ, કથાઓ, કાવ્યો, ચિત્રકળા તથા હુન્નર-ઉદ્યોગનો ઉદય થયો. માનવજીવનની આ આર્થિક ક્રાંતિ Neolithic Revolution (નવપ્રસ્તરયુગીનક્રાંતિ) કહેવાય છે. એનું બીજું નામ 'નવું અર્થકારણ' (New Economy) પણ છે. ખોરાક ઉત્પાદનની દૃષ્ટિએ હજુ આપણે એ જ તબક્કામાં છીએ. કૃષિ-પશુપાલન ક્રાંતિને લઈ માનવી ભૂમિ સાથે બંધાયો ને ગામડાં અસ્તિત્વમાં આવ્યાં.

ખેતીની જમીન પણ એક ખનિજ ગણાય છે. ખેતી કરવા માટેનાં ઓજારો પણ મુખ્યત્વે ખનિજો (પથ્થર અને લોખંડના કાળ) નાં જ બનતાં આવ્યાં છે. ખેતીથી માનવીને ખોરાક ભેગો કરવાના નિતના પ્રશ્નમાંથી ઘણી ફુરસદ મળવા લાગી. તે બાહ્ય વિષયો બાબત વિચારતો અને અખતરા કરતો થયો. ભૂગર્ભમાંથી માટી અને મરોડીઓ ખોદી, તે માટીનાં વાસણો બનાવીને તેમના પર જાતજાતની આકૃતિઓ દોરવા લાગ્યો. આ અખતરાઓ માટે પથ્થર ઉપયુક્ત નહોતો એટલે તે ધાતુઓ ગાળતો થયો જેમાં તાંબુ પહેલું હતું. તે કાચ પણ ગાળવા લાગ્યો હતો. ખરાદ પર નરમ પથરાઓનાં પ્યાલાં, રકાબીઓ વગેરે બનાવવા લાગ્યો હતો. શાળો પર વસ્ત્રો વણવા લાગ્યો હતો. ખેતી-પશુપાલન પર આધારિત આ સુખી જીવનને લઈ વસ્તી વધવા લાગી. અને ઇ. પૂર્વે ૪૦૦૦ અને ૩૦૦૦ની વચ્ચે અનેક માનવ સમુદાયો મોટી નદીઓ ના ખૂબ રસાળ કાંપ પ્રદેશો જેવા કે-ઉત્તર ભારતનાં કાંપ મેદાનો, દક્ષિણ ઇરાક અને ઇજીપ્તના નીચલા ભાગમાં મોટી સંખ્યામાં વસવા લાગ્યા. અહીં ખેતી વડે ખૂબ ઉત્પાદન થતાં ખેડૂત સમાજ

ખેતી વગેરેના વધુ માનવીઓને પોષતો થયો ને આ લોકો કારીગરો, વેપારીઓ, પુરોહિતો, સૈનિકો વગેરેના આર્થિક વર્ગોમાં વહેંચાઈ ગયાં. અનેક ગામડાં નગરો બન્યાં, ત્યાં લિપિ, ગણિત, જ્યોતિષ, પૈડાંવાળાં વાહનો વગેરેની શોધ થઈ. તાંબાની નરમ ધાતુમાં કલાઈ ઉમેરી લોકો કાંસાની કઠણ ધાતુ બનાવવા લાગ્યા. ઢાળાના કામની શોધ થઈ. સોનું, ચાંદી, રત્નો, ઉપરત્નોની કારીગરી વિકાસ પામી. ઇતિહાસમાં આ આર્થિકક્રાંતિ 'નાગરિકક્રાંતિ' ( Urban Revolution )ના નામે જાણીતી છે.

નાગરિકક્રાંતિના તબક્કામાં ઈ. પુ. ૧૨૦૦ લગભગમાં બે મહત્ત્વની શોધો થઈ. એક તો લોઢું ગાળવાની શોધ જગતનાં આ પ્રાચીન સંસ્કૃતિક્ષેત્રોમાં તાંબાની અછત હતી અને લોખંડના ખનિજનો જથ્થો પારાવાર હતો; એટલે આ ધાતુનો વપરાશ ઝડપથી વધી ગયો. લોખંડનાં હથિયારોનો ઉપયોગ સામ્રાજ્ય સ્થાપવામાં થવા લાગ્યો. મોટાં યુદ્ધો શરૂ થયાં. બીજી શોધ તે ધ્વન્યાત્મકલિપિ એટલે કે વર્ણમાળા ( Alphabets )ની હતી. અગાઉ ચિત્રલિપિ વપરાતી. વર્ણમાળાલિપિ ગમે તે વિચારોને સ્પષ્ટપણે એક વ્યક્તિથી બીજી વ્યક્તિને પહોંચાડવા લાગી અને એથી જ્ઞાનવિજ્ઞાનમાં ખૂબ વધારો થવા લાગ્યો. એક વધુ શોધ તે ધાતુઓના સિક્કાઓને લગતી હતી. એથી વેપારમાં સરળતા આવી.

આ પ્રમાણે નાગરિકક્રાંતિ પ્રગતિ સાધતી સાધતી છેક અઢારમા સૈકા સુધી આવી. ઇંગ્લૅન્ડમાં આ સૈકાની અધવચ્ચે સ્ટીમ એન્જિન શોધાયું. આ શોધ પણ ક્રાંતિકારી નીવડી. અત્યાર સુધી માનવ પોતાના તથા પ્રાણીઓના સ્નાયુબળે જ ઉદ્યોગો ચલાવતો હતો. એથી ઉદ્યોગોની પ્રગતિની એક મર્યાદા બંધાઈ ગઈ હતી. સ્ટીમ એન્જિને આ મર્યાદા તોડી અને માનવીના હાથમાં અમર્યાદિત અને સસ્તી કૃત્રિમ ઔદ્યોગિક શક્તિ મૂકી. આથી તેની ભૌતિક વિકાસની પ્રગતિ અત્યંત ઝડપી બની. આ બનાવ 'ઔદ્યોગિકક્રાંતિ' ( Industrial Revolution ) કહેવાય છે.

ખનિજ બળતણ કોલસા વડે માનવે કૃત્રિમ ઔદ્યોગિક શક્તિ પેદા કરી લોખંડનાં યંત્રો ચલાવવા માંડયાં. રેલવે અને આગબોટો ચાલતી થઈ. માનવીનું કામ ઘટતું ગયું ને તેમાંથી અનેક સામાજિક તથા આર્થિક વાદો ઊભા થયા. ૧૯મા સૈકાને અંતે ઔદ્યોગિક ક્રાંતિ શક્તિ ઉત્પાદનની બાબતમાં એક ડગલું આગળ વધી, ને હવે ખનિજ તેલનો બળતણું તરીકે ઉપયોગ થવા લાગ્યો. ઇન્ટર્નલ કમ્બશન એન્જિન શોધાયું, જેથી મોટરો અસ્તિત્વમાં આવી. એ જ ગાળામાં હલકી ઍલ્યુમીનીઅમ ધાતુ સસ્તી કિંમતે ઉત્પન્ન થવા લાગી ને ઇંટરનલ કમ્બશ્ચન એન્જિન તથા ઍલ્યુમીનીઅમના સહકારે આકાશ-ઉડ્ડયન શક્ય બનાવ્યું. લોખંડને પાણી કે તેલ પાઈ ને અગાઉ કઠણ બનાવવામાં આવતું. મેંગેનીઝની શોધથી જાતજાતની પોલાદો બનવા લાગી, જેથી યંત્ર સામગ્રીમાં ઘણી પ્રગતિ થઈ. સીમેન્ટ અને પોલાદના સહકારથી મોટાં મોટાં રાક્ષસી બાંધકામો થવા લાગ્યાં.

જનરેટર વડે વિદ્યુત ઉત્પન્ન કરવાની શોધ ખૂબ જ મહત્ત્વની છે. એના વડે પ્રકાશ, સંદેશા વહેવારમાં ક્રાંતિકારી પ્રગતિ થઈ અને સસ્તી શક્તિ મળતી થઈ. પણ વિદ્યુત વડે છૂટાં વાહનો ચાલી શકતાં નથી. છેલ્લી શોધ અણુશક્તિના ઉત્પાદનને લગતી છે. પણ આને મોટી મર્યાદાઓ છે. એ હાલ મોંઘી પડે છે. એનાં વિનાશક કિરણોથી નાગરિકને બચાવવા યંત્રોમાં ધાતુની જાડી દીવાલો મૂકવી પડે છે, તેને લીધે મોટરો, આકાશ-ઉડ્ડયન અને નાના ઉદ્યોગો માટે અણુશક્તિ કામ લાગે તેવી નથી. એનાથી રેલવેટ્રેનો ચાલી શકે, પણ અકસ્માત થતાં જો એન્જિન ફાટે તો એટમબૉમ્બ જ ફૂટયો લેખાય અને હજારો નાગરિકો નિર્દોષ માર્યા જાય.

અમુક અમુક પ્રકારની રસાયનિક શક્તિઓ ઉત્પન્ન કરીને આપણે આપણાં રૉકેટ-ચાલિત વાહનોને અંતરિક્ષમાં મોકલવા લાગ્યા છીએ.

આ રીતે દરેક આર્થિકક્રાંતિ ( Neolithic Revolution, Urban Revolution and Industrial Revolution ) એટલે કે નવપ્રસ્તરયુગીન ક્રાંતિ, નાગરિક ક્રાંતિ અને ઔદ્યોગિક ક્રાંતિથી માનવજાતની ભૌતિક પ્રગતિ ઉત્તરોત્તર અનેકાનેકગણી ઝડપી બનતી ગઈ છે અને આ ક્રમ ક્યાં સુધી ચાલશે તે કહેવું હાલ શક્ય નથી. આ હકીકત છતાં માનવસમાજને પોતાનું અસ્તિત્વ ટકાવી રાખવા માટે આજે દસહજાર વર્ષ જેટલી જૂની નવપ્રસ્તરયુગીન ક્રાંતિની રીતો પર જ આધાર રાખી, ખાદ્ય સામગ્રી ઉત્પન્ન કરવી પડે છે. આ દિશામાં 'વિજ્ઞાની માનવ' આજ સુધી કશું જ કરવા સમર્થ બની શક્યો નથી. આ મૂળભૂત પ્રશ્ન ઉકેલવામાં આપણું આ અણુ અને રૉકેટયુગનું વિજ્ઞાન હાર ખાઈ બેઠું છે. એવા સંજોગોમાં હવે પછીની આર્થિક ક્રાંતિ તે ખેતી-પશુપાલન વગર ખાદ્-

( પા. ૬૬૫ ઉપર )

## ઘરદીવડા

• સ્વ. કેશવ હ. ધ્રુવ ( શતાબ્દિ જયંતિ પ્રસંગે )

• શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ ( ૬૦મી વર્ષ ગાંઠે )

# કેશવ હર્ષદ ધ્રુવ : એક સૌમ્ય સાક્ષરી પ્રતિભા

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

પંડિતયુગે સાક્ષરશિરોમણિ ગોવર્ધનરામના મનોરાજ્યનો ભવ્યોજ્જ્વલ પ્રકાશપુંજ, નરસિંહરાવના પ્રખર પાંડિત્યનાં તેજ, મણિલાલની ચિંતનવિમર્શનની આંજી નાંખે એવી દીપ્તિ, રમણભાઈની વિલક્ષણ બુદ્ધિપ્રભા, આનંદશંકરની પ્રસન્નગંભીર તત્ત્વપર્યેષણાની દ્યુતિ અને કાન્તની કાવ્યઝલક રેલાવીને આપણા સાહિત્યાકાશને તેજવિભૂષિત કર્યું તો સાથે સાથે સૌમ્ય પણ સ્થિર તેજે પ્રકાશતા એક સમર્થ ભાષાન્તરકાર, સંશોધક અને સંપાદકની વિદ્વત્તાની તેજરેખાઓની આભા પણ રેલાવી. એ વિદ્વાન તે સ્વ. કેશવલાલ ધ્રુવ. એમની આ શતાબ્દી જયંતી પ્રસંગે એમના કાર્યનું સ્મરણ કરી એમના સમર્થ આત્માને અભિવાદન કરી કૃતાર્થ બનીએ.

કેશવલાલ ધ્રુવનું કાર્ય એમના જમાનાના સંદર્ભમાં તપાસીએ તો એની સાચી મહત્તા આપણને જણાશે. અંગ્રેજી રાજ્યને કારણે જે નવા વિચારો આવેલા અને જેમણે નર્મદને સુધારાનો સેનાની બનાવેલો, તે વિચારોએ કેશવલાલના જન્મકાળે ગુજરાતભરમાં ચારેબાજુ પોતાનું વર્ચસ્વ જમાવ્યું હતું; અને ધીરે ધીરે એમનામાં કંઈક સ્થિરતા આવતી જતી હતી. પછી તો એ વિચારોએ ગોવર્ધનરામના મનોરાજ્યમાં એક વિશિષ્ટ સરણીનું સ્વરૂપ ધારણ કર્યું. એ વિચારોએ હવે ઉપરછલ્લા રહેવાને બદલે પ્રજાના રુધિરતંત્રમાં સ્થાન લેવા માંડ્યું. એ રુધિરતંત્ર ઘડવામાં માત્ર પાશ્ચાત્ય જ નહિ, પણ પૌરસ્ત્ય સંસ્કૃતિનો પણ એટલો જ ફાળો હતો. પૌરસ્ત્યમાં પણ અર્વાચીન અને પ્રાચીન બન્નેય. સંસ્કૃતિઓના ત્રિવેણી સંગમને તીર્થે આવીને ઊભેલો યુગ આદર્શ અને ભાવનામાં રાચતો હતો; અને એના ભાવનાદર્શન પ્રમાણેના સાહિત્યને અને સમાજને જોવાની એની અભીપ્સા અભૂતપૂર્વ હતી. એ જિજ્ઞાસુ રસવૃત્તિએ સાહિત્યના અવનવા પ્રદેશો તરફ નજર દોડાવી અને 'ગિરા ગુર્જરી'માં એનું અવતરણ કરાવવાનું કાર્ય હાથ ધર્યું. એને પરિણામે પાશ્ચાત્ય અને વધુ અંશે તો આપણા સંસ્કૃત સાહિત્યમાંથી અનેક ભાષાન્તરો થવા માંડ્યાં. ગુજરાતને આંગણે જાણે કે સ્વપ્નસૃષ્ટિઓ સાકાર બનીબનીને ઊતરવા માંડી. ગુજરાતી ભાષાનું શબ્દભંડોળ વધ્યું, નવી રુચિને અનુકૂળ અભિવ્યક્તિ આપવાની ક્ષમતા વધી અને વિશેષ તો શિષ્ટ કૃતિઓના વાચન મનન અને પરિશીલનથી રુચિ ઘડાઈ અને વિકાસોન્મુખ બની. મણિભાઈએ ભવભૂતિનાં નાટકોને ગુજરાતીમાં ઉતાર્યાં, છગનલાલ હરિલાલ પંડ્યાએ 'કાદંબરી'નાં ભાષાન્તરનું ભગીરથ કાર્ય કર્યું, કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ શાંકરભાષ્યનો અનુવાદ કરી ધર્મજિજ્ઞાસુ પ્રજા માટે એક ગ્રન્થમણિને સુગમ કરી આપ્યો, તો એ જ અરસામાં કેશવલાલ ધ્રુવે 'મેળની મુદ્રિકા' એ નામથી વિશાખદત્તનાં 'મુદ્રારાક્ષસ'નું ભાષાન્તર કરી એમની એ પ્રવૃત્તિની શરૂઆત કરી; અને એ પછી તો થોડાં થોડાં વર્ષોને અંતરે એમણે 'અમરુશતક', 'ગીતગોવિંદ', 'પરાક્રમની પ્રસાદી', 'પ્રથાનની પ્રતિજ્ઞા', 'વિન્ધ્યવનની કન્યકા', 'સાચું સ્વપ્ન', 'મધ્યમ' અને 'પ્રતિમા' જેવી કૃતિઓ આપ્યાં જ કરી છે.

ભાષાન્તરકાર તરીકેની એમની વ્યક્તિતા વિશિષ્ટ પ્રકારની છે. મૂળગ્રન્થની ચોક્કસ વાચના તૈયાર કર્યા પછી જ એ પોતાની ભાષાન્તરપ્રવૃત્તિ શરૂ કરતા. એની પાછળ મૂળ લેખકને અન્યાય ન થાય એ માટેનો એમનો આગ્રહ રહેલો

જણાય છે. એ આદર્શનાં મૂળ એમની રસજ્ઞતામાં રહેલાં છે. રસજ્ઞતાથી જે સહૃદય કૃતિનું હાર્દ સમજ્યો હોય, કૃતિના આત્માને જે પિછાણી ચૂક્યો હોય અને પોતાની રસઆહિતાથી જે આનંદવિભોર બનીને કર્તા તરફ સબહુમાન જોતો થયો હોય, એ એને અન્યાય કેમ થવા દે? આવી સહૃદયી નિર્વ્યાજ રસાભિમુખતાને કારણે જ, કદાચ, એમનાં ભાષાન્તરોએ કૃતિના માધુર્યને પકડી રાખવાની સિદ્ધિ બતાવેલી છે. 'ગીતગોવિંદ'ના એમના સમર્થ ભાષાન્તરમાંથી એકાદ ઉદાહરણ જોવાથી એની પ્રતીતિ થશે :

"વૃંદાવનકુંજે જનગુંજન મન ઉદ્દીપન લાવે
સગય અસીમ વિષમ આ શમમય મન મુનિનાય મૂઝાવે."

બીજી પંક્તિમાં 'સ' અને 'મ' ધ્વનિઓનું કર્ણમધુર રણન કેવું ગુંથાયેલું છે! અને 'અલી રસીલી! આવ, અહીં આવ; સખી! આવ વહી આવ.' જેવી ટેકપંક્તિનો લાંબો પટ એની ચારુતાથી આપણને પકડી રાખે છે.

આવા નિષ્ઠાવાન ભાષાન્તરકારે પોતાનાં ભાષાન્તરોમાં કૃતિથી દૂર જઈ કેટલાક ફેરફારો કર્યા છે, એ એમની પ્રવૃત્તિની એક લાક્ષણિકતા ગણવી ઘટે. એને વિશે એમણે કહ્યું છે: "પ્રસંગસર પર્ણકુટી સમારી વનવેલીનાં ડાળાપાંખડાં મેં સુવ્યવસ્થિત કર્યાં છે." ('પ્રધાનની પ્રતિજ્ઞા', (મિતાક્ષરી), એની પાછળનો હેતુ જણાવતા એક જગાએ તેઓ લખે છે: "...સગતિ સંભવ વગેરે ધ્યાનમાં લેઈ કવિના પાઠનો ઉદ્ધાર કરવાનો યત્ન કર્યો છે...ભૂમિમાંથી મળી આવેલાં પ્રાચીન બિંબને વળગેલી માટી પંચામૃતસ્નાને દૂર કરવાનું અને ખંડિત ભાગ ઠીક કરવાનું મને તો અભિમત છે." ('મધ્યમ', ઉપોદ્ઘાત). અનુવાદપ્રવૃત્તિમાં જ નહિ, સંપાદનપ્રવૃત્તિમાં પણ એમણે પોતાની આ જ રીતિ પ્રયોજેલી છે, એની પાછળનો એમનો ઉચ્ચઆશય આપણને માન્ય છે, પણ એ રીતિની પાછળ રહેલું કલ્પનાવિહારનું ભયસ્થાન પણ ધ્યાનમાં રાખવું ઘટે. હસ્તપ્રતોની અવ્યવસ્થા અને લહિયાના દોષોએ એમને એમ કરવા પ્રેર્યા હશે, પણ એને કારણે કલ્પનાનો આશ્રય લીધો હોવાથી સંશોધિત પ્રતોની સંપાદનામાં શાસ્ત્રીયતા કયાંક કયાક જોખમાઈ છે. પણ આપણે એ ન ભૂલવું જોઈએ કે એ કાર્ય નવી દષ્ટિએ સંશોધન–સંપાદન કરનારા આપણા પ્રથમ સંશોધક-સંપાદકનું છે. એ વખતની અનેક મુશ્કેલીઓમાંથી એમણે પોતાનો માર્ગ કાઢયો છે. ભાષાશાસ્ત્ર વિશેની સૂઝ એ જમાનામાં ઘણી કાચી હતી. દલપતરામે કાવ્યદોહનના બે ગ્રંથો પ્રસિદ્ધ કરીને એવો મત દર્શાવેલો કે ગુજરાતી ભાષા છેક નરસિંહના સમયથી તે આજ સુધીના સમયના ગાળામાં બદલાયા વિનાની જ રહી છે; અને ભાલણના 'દશમસ્કંધ'ના સંશોધક અને સંપાદક રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા પણ એ મતનું સમર્થન કરનાર હતા. એથી કૃતિમાં 'પુરાણાપણાની સહેજ છાંટ' જોવામાં આવે તો તેને જોડણીનું અનિયમિતપણું માનીને એને સુધારવાનું તે યોગ્ય ધારતા. એટલે સ્વ. કાંટાવાળાએ સંપાદિત કરેલા 'દશમસ્કંધ'માં અને કે. હ. ધ્રુવ જેનું સંપાદન કરતા હતા તે 'કાદંબરી'માં, બન્ને કૃતિઓનો કર્તા એક હોવા છતાં, એમની ભાષાઓમાં આભ-જમીનનો તફાવત હતો! આવા કસોટીના સમયમાં એમણે પોતાનું કાર્ય આગળ ધપાવ્યું; અને છતાંય કેટલીક એવી બાબતો એ ક્ષેત્રમાં એમણે શરૂ કરી, જે આપણા સંશોધન–સંપાદનને અત્યંત લાભકારી નીવડી છે. કૃતિના પાઠભેદો દર્શાવી એની વાચના તૈયાર કર્યા પછી એને અંતે ટિપ્પણ આપવાની, કૃતિ અને કર્તાને સમજવામાં ઉપકારક થાય એવા વિદ્વત્તાપૂર્ણ પ્રવેશકો કે ઉપોદ્ઘાતો લખવાની અને બીજી નાની પણ નોંધપાત્ર વાત તે કૃતિની પંક્તિઓમાં અર્થાનુસારી વિરામચિહ્નો મૂકવાની એમની પદ્ધતિ આપણને એ ક્ષેત્રમાં અત્યંત ઉપકારક નીવડી છે એ સ્વીકારવું જોઈએ. એમણે કરેલાં સંપાદનોમાં ભાલણકૃત 'કાદમ્બરી'ના પૂર્વ અને ઉત્તર ભાગ, અખાનું 'અનુભવબિન્દુ,' રત્નદાસકૃત 'હરિશ્ચંદ્રાખ્યાન' અને 'પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય'નો સમાવેશ થાય છે. છેલ્લા પુસ્તકમાં 'વસંતવિલાસ', 'રણમલ્લછંદ', 'સીતાહરણ', જનાર્દનકૃત 'ઉષાહરણ' અને 'પ્રબોધચિંતામણિ' સંગ્રહવામાં આવ્યાં છે. પાંચે, ય કૃતિઓ આપણા સાહિત્યના ઇતિહાસને તેમ જ ભાષાશાસ્ત્રને અત્યંત ઉપયોગી થઈ પડી છે. એ સંગ્રહને અંતે એમણે ટિપ્પણો આપ્યાં નથી એની ખોટ સહેજે લાગે છે.

સંશોધક-સંપાદક ભાષાશાસ્ત્રી ન હોય તો એનાથી આગળ ન જવાય. ભાષાશાસ્ત્રી બનવું એ તો એની શાસ્ત્રીયતાનું એક અપરિહાર્ય લક્ષણ. સ્વ. કે. હ ધ્રુવનું ભાષાશાસ્ત્રી તરીકેનું કાર્ય પણ એટલું જ ગણનાપાત્ર છે. આપણી સાહિત્ય પરિષદનું પ્રથમ અધિવેશન ૧૯૦૫માં અમદાવાદમાં ભરાયું. એમાં એમણે 'વાગ્વ્યાપાર' વિશે નિબંધ વાંચ્યો

હતો. એ ક્ષેત્રમાં એ પ્રથમ અર્પણથી. એમણે પહેલ કરી. એમાં સ્વરક્રમ અને વ્યંજનક્રમનું વિવેચન નોંધપાત્ર છે. સાહિત્ય પરિષદના બીજા અધિવેશનમાં તો એ વિદ્વાન પ્રમુખસ્થાન શોભાવે છે. અને ગુજરાતી ભાષાના વિકાસક્રમના તબક્કાઓ પાડી, તેનુ બંધારણ સમજાવતું વ્યાખ્યાન આપે છે. એમાં ગુજરાતી ભાષાનું આદિસ્વરૂપ હેમચંદ્રના અપભ્રંશ દુહાઓમાં જોઈ, ગુજરાતીના આદિ સ્વરૂપની સમયમર્યાદા જે પંદરમા શતકની બંધાયેલી હતી તેને પાછી ઠેલે છે; અને એ વિશે નામ-નિર્દેશથી ઊભી થયેલી ભ્રમણાને તોડવા એ જે દલીલ કરે છે, તેને એક લાંબું અવતરણ ટાંકીને પણ બતાવવી યોગ્ય ધારું છું.

"અત્યાર સુધીમાં જે જૂજ શોધખોળ થઈ છે, તેમાં નરસિંહ મહેતાની પૂર્વે થયેલા કોઈ સમર્થ કવિનું નામ મળી આવ્યું નથી, કે જે એમને આદિકવિના સ્થાનથી ઉથલાવી પડે. પરંતુ ભાખાની બાબતમાં તો કહેવું જોઈએ કે ઈસવી સનના પંદરમા શતકની મર્યાદા જે બંધાયેલી છે, તે ચારસેં પાંચસેં વર્ષ અથવા કદાચ તેથી પણ બે એક સદી વધારે પાછી હઠાવવી પડશે. કોઈ કહેશે કે તમે તો ભીમદેવ અને સિદ્ધરાજના સમયની વાતો કરો છો; પણ હેમાચાર્ય જ તે સમયની ભાખાને એમની અષ્ટાધ્યાયીમાં અપભ્રંશ નામ આપે છે; એ કહેવું ખરું છે. પણ અપભ્રંશ નામથી ભૂલાવો ખાવાનો નથી. જો નામથી જ દોરાઈએ તો અખાની વાણીને ગુજરાતી નહીં, અપભ્રંશ નહીં, પણ પ્રાકૃત કહેવી પડશે, કેમકે વેદાન્તી કવિ પોતે જ તેને પ્રાકૃત નામ આપે છે. ભાલણ અને પદ્મનાભ પણ કાદંબરી અને કાન્હડદે પ્રબંધ પ્રાકૃતમાં લખ્યાનું જણાવે છે. એ કાવ્યોની ભાષા મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી કે પૈશાચી છે નહીં પણ ગુજરાતી જ છે. કેવળ નામ ઉપર આધાર રહેતો હોય તો નરસિંહ મહેતાને ગુજરાતીના આદિકવિ કહી શકાશે નહીં, કેમકે તેમના પોતાના જ શબ્દોમા કહીએ તો તેમનું 'સુરત સંગ્રામ' કાવ્ય 'અપભ્રષ્ટ ગિરા'માં એટલે કે અપભ્રંશમાં છે."

એમની આ મેધાવિની દૃષ્ટિએ એમની પાસે 'પદ્યરચનાની ઐતિહાસિક આલોચના' તૈયાર કરાવી, જે ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન માળામા વ્યાખ્યાનો રૂપે અપાઈ ને પ્રસિદ્ધિ પામેલી છે. એમાં ઋગ્વેદથી માંડી અર્વાચીન સમય સુધીમાં ખેડાયેલા અનેક છંદોની ઐતિહાસિક દૃષ્ટિએ શાસ્ત્રીય વિવેચના કરેલી છે. એ વ્યાખ્યાનસંગ્રહ વ્યાખ્યાતાની જહેમત અને નિષ્ઠાનો પરિચાયક બન્યો છે. એમના વિવેચનાત્મક અને ભાષાશાસ્ત્રીય લેખો 'સાહિત્ય અને વિવેચન' નામે બે ભાગમાં સંગ્રહાયા છે. એ બધાંનું મૂલ્ય ઐતિહાસિક દૃષ્ટિએ સાચે જ ઘણું છે. એ બધાંની સમીક્ષા કરવાનું કાર્ય એક જુદો વિસ્તૃત નિબંધ માગી લે એવું છે એટલે એમનો ઉલ્લેખ કરીને જ અટકું છું.

છંદોના સમીક્ષકને છંદો પર પ્રભુત્વ ન હોય એ તો બને જ કેમ? એમણે ભાષાન્તરો વખતે મૂળની કવિતાને એમાં સમશ્લોકી કરતાં અન્ય છંદોમાં વધુ અંશે વહેવડાવી છે. એમાં પણ એમનું છંદપ્રભુત્વ દેખાઈ આવે છે. છંદફેરફાર કરનાર અને 'પ્રસંગસર પર્ણકુટી સમારી વનવેલીનાં ડાળાં-પાંખડાં' સુવ્યવસ્થિત કરનાર ભાષાન્તરકારમાં સર્જક અને વિવેચક બન્ને ય પ્રચ્છન્ન રહીને કાર્ય કરી રહેલા જણાય છે. ભાષાન્તરકારને ક્યારેક તેઓ પોતાની મરજી પ્રમાણે પણ ચલાવે છે!—'કંઈક નવું'' કરવા પ્રેરે છે. એટલે જ, કદાચ, એમણે ક્યારેક ભાષાન્તર કરતાં કૃતિઓને નવા વળાંકો આપી દીધેલા છે એમાંનો સર્જક એમની પાસે માધ્યમમાં નવાનવા માર્ગો શોધાવે છે; અને એ પ્રવૃત્તિએ જ એમને 'વનવેલી' જેવો છંદ શોધવા પ્રેરેલા લાગે છે. અભિવ્યક્તિની પોતાની આગવી વિશિષ્ટતા અને ફાવટ માટે સર્જકોએ ઓછા ઉધામા કર્યા નથી: નર્મદનું 'વીરવૃત્ત,' નરસિંહરાવનો 'મેઘછંદ,' હરિલાલ ધ્રુવનો 'મધુભૃત', ખબરદાર-ના 'મહાછંદ' અને 'અદલ', ન્હાનાલાલની ડોલનશૈલી, ઠાકોરનો 'પ્રવાહી પૃથ્વી' અને ત્યાર પછીના પરંપરિતો —એ સર્વેની ઇતિહાસગાથા આલેખનાર કોઈ નીકળે તો એ કેશવલાલની 'વનવેલી'ને નહીં જ ભૂલે એનું સ્વરૂપ લઘુગુરુનાં નિયત સ્થાનો અને માત્રાના કોઈ માપથી પર એવા મનહર અને ઘનાક્ષરીથા ઘડાયેલું છે. 'બ્લેન્ક વર્સ'ની એની ક્ષમતા એમાં છે પણ એના પ્રયોગો ખૂબ જ ઓછા થયા હોવાને કારણે એની શક્યતાઓ બહાર આવી શકી નથી. પોતાના આ 'વનવેલી' વિશે વાત કરતાં એમણે સ્વ. રામલાલ ચુનીલાલ મોદી પરના એક પત્રમા લખ્યું છે : "સાર્વજનિક ઉપયોગને માટે કરેલા કૂવાનું પાણી મોળું, ખારું કે ભાંભળું નીકળે એની પરીક્ષા વટેમાર્ગુ કરશે ખારું નીકળે તો એનો ઉપયોગ ન થાય ને કૂવો આપોઆપ કેટલેક કાળે કળી જઈ નાશ પામે; ભાંભળું કે મોળું હોય તો વટેમાર્ગુની તરસ છીપવાનું સાધન થાય. આવો જ હેતુ વનવેલીની યોજનાનો

છે. મને એના-મહણપરિત્યાગનો ઉપશોક નથી. ”

એક સાચા નિરપૃહી વિદ્વાનને છાજે એવાં આ વાક્યો છે. એમાં નિરપૃહતા સાથે વિનય અને નમ્રતા પણ ડોકાયા વિના રહેતાં નથી. એમના જીવનના આ ગુણો એમની શૈલીમાં ઊતર્યા છે. સરળતા, મિતભાષિતા અને હાવકાઈ એનાં ત્રણ આગળ તરી આવતા લક્ષણો છે; અને અંદરનો કવિઆત્મા જાગે, ત્યારે નિસર્ગસૌન્દર્યની સાથે સાથે ચાલી આવતી થોડીક વર્ણનભભક પણ ખરી ! એ દ્વારા તો એ પોતાના વિચારોને મૂર્તસ્વરૂપ આપે છે. વિચારો સુશ્લિષ્ટ ન હોય તો મૂર્તતા આવવી મુશ્કેલ; અને એ સુશ્લિષ્ટતાને કારણે જ કદાચ એમના ગદ્યમાં એક પ્રકારનો લય પ્રચ્છન્ન પ્રવાહની પેઠે વહી રહ્યો હોય છે. શિષ્ટ સંસ્કૃત ગ્રંથો અને ગુજરાતીની જૂની કૃતિઓના પરિશીલનના પરિણામે એમની બાનીમાં સંસ્કૃત તેમ જ તળપદા શબ્દોનું સુભગ મિશ્રણ અને ક્યારેક એને અનુપકારક બને એવું પ્રાચુર્ય પણ જોવા મળે છે.

આ બધાંની પાછળ કામ કરી રહ્યો હતો એમનો અધ્યાપકનો આત્મા. સાચો અધ્યાપક ક્યારેય અભ્યાસી મટતો નથી એ એમણે બતાવી આપ્યું; અને અભ્યાસમાં આવેલાં રસસ્થાનોને એ બીજાંને બતાવ્યા વિના રહી શકતો નથી એ પુરસ્કાર કર્યું એમનાં ભાષાન્તરોએ. એમના આવા ઊજળા અધ્યાપકત્વની કદર કરીને સરકારે એમની નિવૃત્તિ પછી પણ એમને એલ્ફિન્સ્ટન અને ગુજરાત કૉલેજ જેવી ખ્યાતનામ વિદ્યાસંસ્થાઓમાં ગુજરાતીના અધ્યાપકપદે નિયુક્ત કરેલા. ગુજરાત વિદ્યાસભાના પ્રમુખસ્થાને રહીને એમણે કરેલું વિદ્યાવ્યાસંગનું કાર્ય અને એમાં બતાવેલી કાળજી એ સૌ એમના અધ્યાપક આત્માને આભારી ગણાવાં જોઈ એ.

એમની આ વ્યક્તિતાના વિશિષ્ટ ઉછેર અને વિકાસમાં અનેક પરિબળોએ કાર્ય કર્યું છે. નાગર કુટુંબનો સંસ્કાર-વારસો, પિતા મામલતદારના અધિકાર સુધી પહોંચેલા એટલે મોભો અને વિદ્યોપાસનામાં મળી રહેલી સગવડ અને વિશેષ તો મોટાભાઈ હરિલાલની વિદ્યાપ્રવૃત્તિએ એમનામાં સંશોધક-સંપાદક અને ભાષાશાસ્ત્રી બનવાનાં રોપેલાં પ્રેરણા-બીજ-મુખ્ય ગણાવાં જોઈ એ. મોટાભાઈ વિશ્વની પ્રાચ્યવિદ્યા પરિષદમાં ભાગ લેવા જાય એ એક જ બનાવ કેશવલાલમાં પ્રેરણાબીજ મૂકવા પૂરતો હતો. એ પ્રેરણાબીજને પોષણ આપવામાં રામકૃષ્ણ ભાંડારકર જેવા સમર્થ અધ્યાપક અને ભાષાશાસ્ત્રીઓનો સંપર્ક અને સંસર્ગ પણ મહત્ત્વનો ભાગ ભજવી ગયાં હશે. તે ઉપરાંત નરસિંહરાવ જેવા સહાધ્યાયીએ અને મણિલાલ તથા છગનલાલ જેવા સમર્થ સમધર્મીએ પણ કારણભૂત બન્યા હશે. વળી નિર્ણયસાગર પ્રેસનં ‘ કાવ્યમાલા ’ જેવી તત્કાલીન પ્રવૃત્તિઓનો પણ એમ સમાવેશ કરવો જોઈ એ. કેશવલાલે એ સંસ્કારોને ઉજાળ્યા એટલું જ નહિ, એના સુફળ રૂપે ગુજરાતી સાહિત્યને પણ ઊજળું કર્યું છે.

# શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ : કેળવણીકારનું પોત અને પ્રતિભા

૧૧મી ઑક્ટોબરે શ્રી મગનભાઈ પ્ર. દેસાઈની ૬૦મી જન્મ-જયંતિનો સમારંભ, અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠના પટાંગણમાં ઉજવાયો. અને ત્યારે મુંબઈના ગવર્નર શ્રી શ્રીપ્રકાશ, કાકા સાહેબ કાલેલકર તથા હજારો આમંત્રિતોની મેદની શ્વેત ચંદરવામાંથી ગળાઈને એકધારા વરસી રહેલા મેહ નીચે, બે એક કલાક લગી એક બેઠકે બેસી રહી-આને સવા દોઢ મહિનો થવા આવશે; પણ એ પ્રસંગ ભૂલાય એવો નથી. ( મારા જેવો દુર્બળદેહી તો હજુય એની તંદુરસ્તીરૂપ અધરમાંથી મુક્ત થયો નથી ! બીજું, એ દિવસ-નાં આરંભનાં કેટલાંક પ્રવચનો અને ખુદ શ્રી મગનભાઈ નો પ્રત્યુત્તર પણ જાણે ‘ અસ્થાને-બેસ્વાદ ’ હોવાના અસરપણ હજી મારા મન ઉપરથી ભુંસાઈ નથી. ખેર, આ તો ક્ષણિક અને ગૌણ વાતો થઈ...)

પરંતુ, આ પ્રસંગે શ્રી મગનભાઈ ને રૂ. ૧ લાખની થેલી અને એક સુઘડ ‘ અભિનંદન ગ્રંથ ’ અર્પણ થયાં-આશરે ૬૦૦૦ વ્યક્તિઓ પાસેથી ઉઘરાવાયેલી આ રકમ અને અત્યંત સન્માન અને પ્રેમપૂર્વક તૈયાર કરવામાં આવેલ

[ વિશ્વમાનવ : ડિસેમ્બર '૫૯



ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર
•
ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ
•

આ દળદાર પ્રતિષ્ઠિત ગ્રંથ—આ પ્રસંગ મારા ચિત્તને પ્રસન્નતાથી ભરી રહ્યાં.

ગુજરાત વિદ્યાપીઠના મારા અભ્યાસકાળ દરમ્યાન (૧૯૨૬ થી ૧૯૩૦) શ્રી મગનભાઈ સાથે થોડીક નીકટતાથી રહેવાનુ પ્રાપ્ત થયું હતું; ને ૧૯૩૦ની લડતમાં, બીજી વારની મારી જેલયાત્રા દરમ્યાન, યરવડામાં મગનભાઈ સાથે એક તંબુમાં મહિનાઓ સુધી જીવવાનો, અને તેમની પાસેથી શાંકરભાષ્ય તથા ગીતાના તત્ત્વજ્ઞાનનો પ્રથમ પરિચય પ્રાપ્ત કરવાનો સુયોગ પણ મને મળ્યો હતો.

એ પછીનાં વરસો દરમ્યાન, સીધા સંપર્કમાં આવવાનું ઘણું ઓછું બન્યું...પરંતુ તેમના ગ્રંથો અને લેખો દ્વારા તેમની તાત્ત્વિક દૃષ્ટિ અને અભ્યાસનિષ્ઠાનો વધુ ને વધુ પરિચય હું પામતો રહ્યો છું. એમની બહુમુખી વિદ્વત્તા-ઉપનિષદો, યોગસૂત્ર, અને શીખ ધર્મના ગ્રંથો વિષેનો તેમનો અભ્યાસ, અંગ્રેજી રાજ્યની કુટિલનીતિથી માંડી સ્વરાજ્ય પ્રવૃત્તિનાં અનેક પાસાંઓ વિષેની તેમની સ્વતંત્ર સૂઝ અને ગાંધીજીના તત્ત્વજ્ઞાન-સત્યાગ્રહશાસ્ત્ર-ઉપરની એમની સ્વતંત્ર પકડ; ઉપરાંત આપણા પ્રાચીન કાવ્યોનું ઝીણવટ-ભર્યું સંપાદન અને તેનું વિવેચન; તથા ગુજરાતી અને હિંદી વ્યાકરણ, ભાષાશાસ્ત્ર ઉપરનું પ્રભુત્વ!

—મગનભાઈની આ બહુમુખી વિદ્વત્તા ઉપરાંત તેમની બહુમુખી પ્રતિભા; અને સૌમાં તેમની એકાગ્ર નિષ્ઠા ધીમે ધીમે પ્રગટતી ગઈ છે, અને મારા જેવા અનેકને દૂર રહ્યે રહ્યે ય સદ્ભાવ અને સન્માનથી આકર્ષતી રહી છે.

ગુજરાત વિદ્યાપીઠના બૃહદ્ શબ્દકોશ પાછળની મગનભાઈની જહેમત અને હથોટી જેમ એક અપૂર્વ સિદ્ધિ હતી; તે જ રીતે સ્વરાજ્ય પછીનાં છેલ્લા કેટલાંક વર્ષ દરમ્યાન, શિક્ષણ અંગે જાગેલા પ્રાણપ્રશ્નોની બાબતમાં તેમણે પ્રચંડ પુરુષાર્થ અને આપસૂઝ, દઢતા અને હિંમતથી ગાંધી તત્ત્વવિચારના નક્કર પાયા ઉપર જે જેહાદ આરંભી છે, તે ગુજરાતના સાંસ્કારિક અને શૈક્ષણિક ક્ષેત્રે, નિશ્ચિતરીતે તેમનું અસાધારણ વ્યક્તિત્વ પ્રગટ કરે છે.

જેઓ એમ માન્યતા ધરાવતા રહ્યા છે કે મગનભાઈની શિક્ષણવિષયક દૃષ્ટિ સંકુચિત, જૂનવાણી, ગામડીઆ, ચોખલીઆ, અજ્ઞાન-મૂલક અને અસત્યતામુખી છે, એમને એક વાર એમનાં આ વિષયના સિદ્ધાન્તગત, વિશદ, વિશાળ દૃષ્ટિના, આધુનિક પ્રયોગોની માહિતી અને જાણકારીવાળાં, વીગતો અને હકીકતોથી ઠાંસેલાં થોકબંધ લખાણો જોઈ જવા વિનંતિ છે. તેમને અર્પણ થયેલા અભિનંદન ગ્રંથ 'કેળવણીકારનું પોત અને પ્રતિભા' (નવજીવન કાર્યાલય-અમદાવાદ, રૂ. ૧૦)માં 'કેળવણીની પુનર્ઘટનાની જરૂર', 'પુનર્ઘટના અને સરકાર', 'પાયાની કેળવણી' તથા 'માધ્યમિક કેળવણી', 'ઉચ્ચ કેળવણી', રાષ્ટ્રભાષા અંગેનાં અને સમાજશિક્ષણ, પાઠ્યપુસ્તકો, વિદ્યાર્થીઓ અને શિક્ષકો પરત્વેના કડીબદ્ધ લખાણો અવશ્ય માર્ગદર્શક થયા વિના નહિ રહે.

અલબત્ત, એમની તમામ દૃષ્ટિ અને દલીલો, વિધાનો અને તારતમ્યો સાથે સૌ કેળવણીકારો સંમત ન પણ થઈ શકે એ વાત સાવ જુદી છે. પરંતુ મગનભાઈએ આ ક્ષેત્રે ગાંધીવિચારના દઢ પાયા ઉપર કરેલું મૌલિક પ્રદાન કોઈની પણ નજર બહાર નહિ જ રહી જાય....

અલબત્ત મગનભાઈને એમના આ જીવનકાર્ય દરમ્યાન ભારત સરકાર અને મુંબઈ સરકારનાં શિક્ષણખાતાં, સરકારી કમિશનો, ગુજરાત યુનિવર્સિટી, વડોદરા વિદ્યાપીઠ, વલ્લભ વિદ્યાનગર, સરકારનાં શિક્ષણ કમિશનો, રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, તથા ભારતના અનેક નામાંકિત કેળવણીકારો સાથે

નિકટના સંપર્કમાં આવવાનું બન્યું છે; અને મોટે ભાગે તેમને માથે આ બધાં તરફથી રજૂ થતી દૃષ્ટિઓ અને માન્યતાઓ સામે આખાબોલા-અપ્રિય બની આખડવાના અનેક પ્રસંગો આવતા રહ્યા છે—અને ત્યારે તેમણે કેવળ કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇ, ધ્યેયનિષ્ઠાથી આકળા બની ઝીંક ઝીલવામાં પાછા વળી જોયું નથી. અલબત, એ સાચું છે કે—મગનભાઈની આ ધ્યેયનિષ્ઠા અને પ્રખર કેટલીક વાર એવી રીતે વ્યક્ત થતી રહી છે કે તેઓ જીદ્દી હોય એવો આપણને અનુભવ થાય; કેટલીક વાર ખાંડાની ધાર જેવી ક્ષુર બુદ્ધિથી તેઓ આઘાત કરતા આપણને દેખાય; અને એકંદર, જાણે સદા પડકાર કરવા ને ઝીલવા ઉત્સુક હોય, તેવો ભાસ થાય.

મગનભાઈ સાથે પાનું પડનારામાંના અનેકને આવી લાગણી અને કંઈક અંશે આવો અનુભવ થયો પણ હશે. એની પાછળ અલબત્ત, એમની ધ્યેય અને સત્યનિષ્ઠા હોય છે, પોતાના સૌ ટકા સાચાપણાનો વિશ્વાસ હોય છે, પોતાની કાતિલ તર્કશક્તિ ઉપરની મુસ્તાકી હોય છે; પરંતુ મને એમ પે લાગે છે કે એથી ય વિશેષ તો, તેઓ એવી પરિસ્થિતિમાં કામ કરતા રહ્યા છે કે, જેમાં તેમને એક બાજુ બ્રિટિશ જમાનાના લિબરલ પંડિતો સામે, અને બીજી બાજુ તેમના જ સહકાર્યકરોમાંથી સરકારમાં અને અર્ધસરકારી કમિશનો અને સંસ્થાઓમાં અધિષ્ઠિત સાથીઓ સામે, અને કેટલીક વાર ખુલ્લાં સ્થાપિત હિતો સામે, તેમનાં અણછાજતાં વલણો સામે, તેમની સિદ્ધાન્ત રહિત, પરંપરા વૃત્તિ, સંકુચિતતા અને ક્વચિત સ્વાર્થપરતા સામે મોરચા માંડવાની ફરજ પડી છે; બલ્કે, પોતાના ઉપર જેટલા જોરથી હલ્લો આવે, એનાથી દોઢા બળથી તેઓ પ્રતિકાર કરવા અગાઉથી સજ્જ થઈ બેઠા હોય છે. ઘણીવાર લગભગ એકલે હાથે જંગ ખેલવાના ખ્યાલે, સામાને માત કરવાના નિશ્ચય બળથી તેઓ આકળા બની પ્રહાર ઝીંકે છે...

મગનભાઈનું પત્રકારત્વ પણ એવું જ તાતું અને સોંસરું છે.

અલબત્ત, અહીં પણ એમનો ધૂની આગ્રહી સ્વભાવ વ્યક્ત થતો દેખાય છે, દા. ત. વિનોબાજીના લોકશાહી અને કમ્યુનિસ્ટ–હિંસા વિષેના વિચારોની બાબતમાં તેમણે પ્રગટ કરેલું વલણ...

બાકી, મગનભાઈ વિષે એમ કહેવું જરાય અતિશયોક્તિ ભર્યું નથી કે તેઓ આંતરિક રીતે એટલા જ 'કોમળ' છે, જેટલા બાહ્ય રીતે 'કઠોર' છે; તથા જેટલા જીદ્દી અને લડાયક દેખાય છે એટલા જ આંતરિક રીતે સ્વસ્થ અને આત્મનિષ્ઠ છે.

મગનભાઈ નાનપણથી છેક કોલેજ જીવન સુધી એક તેજસ્વી વિદ્યાર્થી રહ્યા છે. (મેટ્રીકમાં મુંબઈ યુનિવરસીટીમાં ૩જે નંબરે પાસ થયેલા; કોલેજ જીવન દરમ્યાન 'એન સાઈક્લોપીડીઆ' તરીકે ઓળખાતા અને 'સ્કોલર' રહેલા; વિદ્યાપીઠમાં તેજસ્વી 'સ્નાતક'–'નિષ્ણાત' તરીકે જાણીતા થયેલા); નાનપણથી યોગ અને અધ્યાત્મને માર્ગે વળેલા —, તેમના કાકા શ્રી કાશીભાઈના અને અવધૂત વાળા સંતરામ મંદિરના, તથા ખાસ તો તેમના ગુરુ હજૂરાનંદ સ્વામીના સંપર્કને પરિણામે સંસારત્યાગી સન્યાસી વૃત્તિઓ પોષાયેલી); જીંદગીમાં કદિ એમણે 'કરીઅર' અને અંગત લાભાલાભની પરવા કરી નથી; કદિ સત્તા અને હોદ્દા પાછળ દોડ્યા નથી; કદિ ખોટી મહત્ત્વાકાંક્ષાઓ સેવી નથી. અને છતાં તેઓ યુવાનવયથી કહેતા કે, 'સ્વરાજ્યમાં જો મારે માથે પ્રથમ રાષ્ટ્રપતિ વા સેનાધિપતિ થવાનું આવશે તોય હું તૈયાર છું–' અને આમ કહી, પોતાના પ્રિય અને ઇષ્ટ વ્યવસાય–શિક્ષણના ક્ષેત્રે તેઓ ડૂબી જતા. (ગુજરાત વિદ્યાપીઠમાં અધ્યાતા (ફેલો) તરીકે નીમાયા હતા; સાબરમતી આશ્રમમાં શિક્ષક તરીકે જોડાયા હતા; વર્ધા મહિલાશ્રમના અધ્યાપક તરીકે રહ્યા હતા; અને ૧૯૩૭થી આજ સુધી ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર-મુખ્ય સંચાલક તરીકે કામ કરતા રહ્યા છે.

• ગુજરાત વિદ્યાપીઠનું પુનર્સંસ્કરણ મગનભાઈને આભારી છે...

• માતૃભાષા દ્વારા અધ્યયન, હિંદીભાષાને ભારતની રાષ્ટ્રભાષા તરીકે સ્થાન અને ત્રીજી મહત્ત્વની અભ્યાસયોગ્ય ભાષા તરીકે અંગ્રેજીને સ્થાન—આ સમતુલ ભાષાદૃષ્ટિ માટે ઝૂઝનારાઓમાં મગનભાઈ અગ્રણી અડીખમ યોદ્ધા રહ્યા છે.

• શિક્ષણને કેવળ 'કરીઅરીઝમ'થી બચાવી, સરકારી પકડમાંથી છોડવી, જીવનના સર્વાંગી વિકાસના એક સાધન તરીકે વિકસાવવાના પ્રયાસો, એક ધારી રીતે પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણના ક્ષેત્રે કામ કરનારાઓમાં

[ વિશ્વમાનવ : ડિસેમ્બર '૫૬

મગનભાઈનું સ્થાન આગવું જ છે.

● અર્ધ-સ્વરાજ્ય બાદ, ગાંધીજીની જીવનદૃષ્ટિને સમગ્ર શિક્ષણક્ષેત્રે પ્રસ્થાપિત કરવા મથનારા મૌલિક વિચારકો અને સંચાલકોમાં મગનભાઈ અગ્રણી સ્થાન ધરાવે છે.

—બો. ગાં.

## શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ

[ જન્મ : ૧૧-૧૦-૧૯૦૪ મોસાળ ધર્મજ ગામે ]

### ગ્રંથો

ધડવાળાં ત્રાજવાં યાને હુંડિયામણનો ભેદ (૧૯૩૦)
દારુનિષેધ અને સ્વરાજ „
સત્યાગ્રહની મીમાંસા (૧૯૩૪)
સુખમની ( શીખ-ભક્તિકાવ્યનો પદ્યાનુવાદ ) (૧૯૩૬)
અપંગની પ્રતિભા ( હેલનકેલરનું જીવન ) „
જપજી ( શીખ ધર્મગ્રંથનો પદ્યાનુવાદ ) (૧૯૩૮)
જેકિલ અને હાઈડ ( નવલકથાનો અનુવાદ ) „
હિંદી-ગુજરાતી કોશ (૧૯૩૯)
જગતનો આવતી કાલનો પુરુષ (મૂળ રાધાકૃષ્ણનો ગ્રંથ) „
કુંવરબાઈનું મામેરું ( પ્રેમાનંદકૃત ) (૧૯૪૦)
સુદામા ચરિત „ (૧૯૪૨)
સુદામાજીના કેદારા ( નરસિંહ મહેતા કૃત ) „
કળા એટલે શું ? ( ટૉલ્સ્ટૉય કૃત ) ૧૯૪૫
રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ „
હિંદની અંગ્રેજ વેપાર શાહી (૧૬૦૦-૧૮૦૦) (૧૯૪૬)
વિદ્યાર્થી શ્રીષ્મ પ્રવાસ „
મુંડકોપનિષદ ( અનુવાદ, વિવેચન ) (૧૯૪૭)
નળાખ્યાન ( પ્રેમાનંદ કૃત ) (૧૯૫૧)
યોગ એટલે શું ? (પાતાંજલ કૃત ગ્રંથનું નિરૂપણ) (૧૯૫૨)
કેનોપનિષદ ( અનુવાદ, વિવેચન ) (૧૯૫૬)
સ્વરાજ એટલે શું ? „
આપણા દેશમાં આપણું રાજ „
અંગ્રેજી અને સાંસ્કૃતિક સ્વરાજ (૧૯૫૭)
રાજા રામમોહનરાયથી ગાંધીજી „
આપણું પરમ પંત્ર „
હિંદી પ્રચાર અને બંધારણ „
ઈસપ અને તેની વાતો ( ૧ થી ૪ ભાગ ) (૧૯૫૮)
જંગલમાં મંગળ ( રૉબિન્સન ક્રુઝો ) „
નિવાપાંજલિ (૧૯૫૯)
માંડૂક્યોપનિષદ ( અનુવાદ, વિવેચન ) „

આમાંના કેટલાક ગ્રંથોના અંગ્રેજી તથા હિંદી અનુવાદો થયા છે.

### પત્રકારત્વ

—શિક્ષણ અને સાહિત્ય ( હવે ' નવજીવન ' ) ( ૧૯૩૯થી )
—હરિજન બંધુ (સહતંત્રી તથા તંત્રી) (૧૯૫૧થી ૧૯૫૬).

*

**શ્રી. મગનભાઈ દેસાઈ અભિનંદન ગ્રંથ**
**કેળવણીકારનું પોત અને પ્રતિભા રૂા. ૧૦-૦૦**
[ સંપાદકો : ગોપાળદાસ પટેલ * મુકુલભાઈ કલાર્થી ]
પ્રાપ્તિસ્થાન : નવજીવન કાર્યાલય-અમદાવાદ ૧૪

---

[ પાન ૬૦૮થી ]

સામગ્રીના ઉત્પાદનની આવશે.

આ આવતી આર્થિક ક્રાંતિ માટે તૈયારીઓ ચાલી રહી છે. સરોવરની સપાટી પર બાઝતી લીલ, સમુદ્રનું પાણી અને વાયુમંડળમાંથી પુષ્ટિકારક ખોરાક મેળવવા માટે પ્રયોગશાળાઓમાં અખતરા થઈ રહ્યા છે. એમાં ક્યારે સફળતા મળશે એ કહી શકાય નહિ. આ ક્રાંતિનું પદાર્પણ થતાં દુનિયામાં અનેક રાજકીય અને આર્થિક પરિવર્તનો થવા સંભવ છે. તેવા સંજોગોમાં ખેડાણ જમીનનું કંઈ મહત્ત્વ રહેશે નહિ. પાણીની જરૂર સિંચાઈ કરતાં ઔદ્યોગિક ઉપયોગો પૂરતી મર્યાદિત બને એમ લાગે છે. આજે માનવ સમાજ ખોરાકી માટે લાચારી ભોગવે છે અને તેથી જ તે અમુક પ્રકારના સામાજિક કે રાજકીય બંધનમાં રહે છે. ખોરાક બાબતમાં તે જમીનથી છૂટો થતાં શું કરશે એ કહી શકાતું નથી. અને તેની સાથે આ ભૌતિક સંસ્કૃતિ કોઈ મોટો વળાંક લેશે એમાં શંકા નથી. તો આપણે એ આવતી આર્થિક ક્રાંતિની રાહ જોઈએ !

# સાહિત્ય પરિષદનો પુનરૂજન્મ : અમદાવાદનાં ચાર સંમેલનો

**૧૯૦૫** : પ્રથમ પરિષદ : પ્રમુખ–ગોવર્ધનરામ મા. ત્રિપાઠી
**૧૯૨૦** : છઠ્ઠી પરિષદ : પ્રમુખ–હરગોવિંદદાસ કાંટાવાળા
**૧૯૩૬** : બારમી પરિષદ : પ્રમુખ–મહાત્મા ગાંધી
**૧૯૫૯** : વીસમી પરિષદ : પ્રમુખ–કાકા કાલેલકર

સાહિત્ય પરિષદનો જન્મ ૧૯૦૪માં અમદાવાદમાં થયો, ૧૯૦૫માં તેનું પ્રથમ અધિવેશન સાક્ષરવર્ય શ્રી ગો. મા. ત્રિ.ને પ્રમુખપદે અમદાવાદમા મળ્યું.) અને તેનો પુનરૂજન્મ પણ, પંચાવન વર્ષ બાદ, ગુજરાતના પાટનગર અમદાવાદમાં જ થાય છે—૨૦માં સા. પ.ના ઉદ્ઘાટન પ્રસંગે શ્રી ક. મા. મુનશીએ આ વાતને સંતોષની કહી યાદ કરાવી.

શ્રી મુનશીનો સા. પ. સાથેનો સંબંધ તેના જન્મથી માંડી આજ પર્યંત અવિચ્છેદ રહ્યો છે. તેમાંય, ૧૯૨૪માં પરિષદને નિશ્ચિત ઘાટ આપવા એનું વિધાન ઘડવાનું શ્રી મુનશીને હસ્તક સુપ્રત થયું, ત્યારથી તો શ્રી મુનશીએ જ એકચક્રી રીતે પરિષદનો ઉછેર કર્યો છે અલબત્ત, શ્રી મુનશીનું પરિષદ–બંધારણ એકહથ્થુ અને એક- ચક્રીતત્ત્વોને પોષક હતું અને તેથી સહજ રીતે જ અનેક વરસો સુધી તેને અંગે અસંતોષ પ્રવર્તતો રહ્યો હતો. શ્રી મુનશી પોતેય આ હકીકતથી વાકેફ ન હતા એમ તો કેમ કહી શકાય? પરંતુ, એ વરસોમાં સાહિત્ય–શિરોમણીઓ વચ્ચે જે પ્રકારના ઉગ્ર રાગ–દ્વેષો પ્રવર્તતા હતા અને જે બેફામ રીતે પ્રગટ થતા હતા, તેમાં ખરેખર શું અને કેવું લોકશાહીકરણ શક્ય હતું તેનો ખ્યાલ કરવો પણ મુશ્કેલ છે.

પરંતુ ૧૯૪૩માં ગુજરાતની તે વખતની તરુણ સાહિત્યકાર પેઢી (શ્રી ચંદ્રવદન મહેતા, સુંદરમ્, ઉમાશંકરના નેતૃત્વવાળી)-નાં 'બંડખોર પ્રયાસો' પછીય ૧૫ વર્ષનો લાંબો ગાળો વીતી ગયો–પરિષદનું વૈધાનિક કલેવર બદલાતાં! આ પંદર વર્ષ શ્રી મુનશી કરતાં, નવીન તરુણ પેઢી માટે વધુ કસોટીનાં હતાં. અને કેવળ ગુજરાત જ નહિ; કદાચ ભારતના અને જ્યાં ક્યાંય સાહિત્યકારોનાં 'સંગઠનો' રચાતાં હશે, તે તમામ પ્રયોગોમાં યાદગાર! બની શકે એવો એક પ્રયોગ આ પેઢીએ આરંભ્યો તે 'લેખકમિલન' રૂપે. કોઈ પણ વ્યક્તિ પોતે લેખક છે, એવું 'ફોર્મ' ભરે (પાછળથી તો 'ફોર્મ' પણ ન ભરતાં કેવળ પોતાને લેખક 'માને') આટલી જ 'લાયકાત' સભ્યપદ માટે બસ હતી! અને બંધારણમાં પણ, બે ત્રણ મંત્રીઓ અને પંદરેકની કાર્યવાહી સમિતિનાં નામો દર સંમેલન વખતે નક્કી કરી દીધાં એટલે પત્યું! ન ફી, ન ફંડ, ન બંધારણ, ન બંધન! સંમેલનનું વાતાવરણ પણ કેવું! બે પાંચ મુખ્ય વહીવટીઆઓ કામ ચલાઉ કાર્યક્રમ ગોઠવે અને પછી ત્રણ દિવસ સુધી આવેલાં સૌ...લેખકો, અ–લેખકો પણ (છેલ્લા અમદાવાદના સંમેલનમાં તો, એક સ્થાનિક પ્રકાશક બોલવા ઊભા થઈ ગયા હતા, અને કોઈ સવાલ પૂછ્યો તમે લેખક છો?—તેના જવાબ માં 'હા, હું લેખક છું' કહેવાથી વિશેષ કશી જરૂરયાત રહી ન હતી) મુક્ત વાતાવરણમાં હળેમળે, ચર્ચા કરે, આમંત્રિત વિદ્વાનોના પ્રવચનો સાંભળે ને ઠીક ઠીક પ્રફુલ્લતા–તાજગી લઈ પાછાં ફરે!

અલબત્ત, લેખકમિલનની આ બાલ-કિશોર-અવસ્થા પંદર વર્ષ પછી પલટાવા માંડે એ સહજ ગણાય; અને એની તે વખતની તરુણ અને આજની પ્રૌઢ–પેઢીને હસ્તક શ્રી મુનશીએ ઊછેરેલી સાહિત્ય પરિષદની માતબર સંસ્થાનું સંચાલન આવે, એય એટલું જ સહજ અને સુખદ પરિણામ ગણાય. માતબર સંસ્થાને યોગ્ય બંધારણ, ફંડ, કમિટીઓ, હોદ્દાઓ, સત્તાઓ અને સગવડો (લાયબ્રેરી અને મકાનાદિ) હોવાં એય એટલાં જ આવશ્યક ગણાય.

ગાંધીજી તો કહેતા જ હતા: 'આપણી અહિંસા અને લોકશાહીની કસોટી જ એ છે કે આપણો સંસ્થા ઊભી કર્યા પછી અહિંસા અને લોકશાહીનું કેવું ને કેટલું પાલન

કરી શકીએ છીએ ?' ગાંધીજીએ કહેલી કસોટીમાંથી આજની કેટલી રાજકીય, શૈક્ષણિક, સાંસ્કારિક સંસ્થાઓ પાર ઊતરી શકશે એ સવાલ જ છે. ગુજરાતમાં સાહિત્યિક સંસ્થાઓ જૂજ છે. અને સાહિત્ય પરિષદ સૌથી પ્રમુખ અને મહત્ત્વની કેન્દ્રીય સંસ્થા બની શકે એવી બધી રીતે ગુંજાશ છે. એટલે જ તો એના આ પુનર્જન્મની સાથે જ એની આકરી કસોટીનો પણ પ્રારંભ થાય છે, એ વાત વિસારવી પાલવે એવી નથી.

સાહિત્ય પરિષદનાં મુખ્ય કાર્યો અને કર્તવ્યો અંગેનો એક ઇશારો તો પરિષદના આરંભથી જ ગો. મા. ત્રિ.એ કરી દીધો હતો : 'કોશ, વ્યાકરણ, ભાષાશાસ્ત્ર અને સાહિત્યનો ઇતિહાસ તૈયાર કરવો.'

ત્યારબાદ, ૧૯૨૦માં છઠ્ઠી પરિષદ (અમદાવાદ) વખતે તેના સ્વાગત પ્રમુખપદેથી આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવે આ અધૂરાં કાર્યોની યાદ આપી, નવું એક કાર્ય આગળ ધર્યું હતું : 'દરેક પ્રાન્ત માટે એક એક સ્વદેશી ભાષાની કૉલેજ સ્થાપવી, જે સ્વભાષા દ્વારા શિક્ષણ આપે.' (આ પછી તરત જ ૧૯૨૧માં ગાંધીજીએ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી હતી.)

આ પછી, ૧૯૪૪માં વિદ્યાબેન નીલકંઠના પ્રમુખપદે મળેલી ૧૫મી પરિષદમાં (વડોદરા) આખા ગુજરાતની એક સ્વતંત્ર યુનિવરસીટીની ભાવના પ્રગટ થઈ હતી. (આજે તો ગુજરાત યુનિવરસીટી, વડોદરા યુનિવરસીટી, અને વલ્લભવિદ્યાનગર-યુનિવરસીટી હયાત છે.)

હવે, ૧૯૫૯માં પુનર્જન્મ પામેલી પરિષદના આ સંમેલને 'સંદર્ભ' ગ્રંથો, ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ, વિવિધ વિષયો ઉપરનાં સરળ પુસ્તકો આદિના પ્રકાશનની તેમજ અપ્રાપ્ય શિષ્ટ ગુજરાતી ગ્રંથોના પુનર્મુદ્રણની યોજના હાથ ધરવાનો ઠરાવ કર્યો છે; અને તેને માટે એક સમિતિ પણ નીમી છે.

સા. પ. ના આરંભે જ જેની સ્પૃહા પ્રગટ થઈ છે, તે 'કોશ અને વ્યાકરણ', ની દિશામાં થોડાક સફળ પ્રયાસો થયા છે. પરંતુ 'ભાષાશાસ્ત્ર' અને ગુ. સાહિત્યનો ઇતિહાસ', તથા આ સંમેલને સૂચવેલ 'સંદર્ભગ્રંથો'નું કાર્ય જેટલું પ્રચંડ છે, તેટલું જ દુઃસાધ્ય છે, અને કરવું બાકી જ છે.

આપણે સૌ કોઈ જાણીએ છીએ કે સાહિત્યનો એક સારી કક્ષાનો ઇતિહાસ તૈયાર કરવા પૂર્વે હજી તો આપણે ગુજરાતના રાજકીય, આર્થિક, સામાજિક અને સાંસ્કારિક ક્રમશવિકાસનો અભ્યાસ કરવો લગભગ સર્વાંશે બાકી છે. ગુજરાતી ભાષા અને સાહિત્યના વિકાસની બાબતમાં આજ પૂર્વે કેટલાક પ્રયાસો જરૂર થયાં છે, પણ એને અંગે હજી અનેક નવાં સંશોધનો બાકી છે. હકીકતે, સાહિત્યનો સર્વાંગી ઇતિહાસ તૈયાર કરવા પૂર્વે તેને માટેનો data-મસાલો તૈયાર કરવા પાછળ જ હજી તો એક આખો પૂરો દાયકો લાગી જવું જરૂરી છે.

. અને આવાં કામો માટે દક્ષતા ઉપરાંત નિષ્ઠા અને જૂથમાં શ્રમ કરવાની આદત અનિવાર્ય છે. આપણે ત્યાં આજે 'દક્ષ' કહી શકાય એમાંના મોટા ભાગના તો, આજ પૂર્વે જ, મુખ્યત્વે કૉલેજો અને ઇતર સંસ્થાઓ, કમિશનો-કમિટીઓના 'રૂટિન' વ્યવસાયોમાં ગળાબૂડ ખૂંપી ગયા છે; પાઠ્ય પુસ્તકોના પાટે ચઢેલા કેટલાકને તો બીજા કશાનો વિચાર પણ સ્પર્શતો નથી; રેડિયો અને પરિષદો, જલસાઓ,—સોંઘી કીર્તિ અને કમાણીનાં પ્રલોભનોનો પણ પાર નથી.

આવી સ્થિતિમાં, થોડીક સંખ્યામાં પણ, દક્ષ અને નિષ્ઠાવાન અભ્યાસીઓએ નવો ચીલો પાડવો રહે છે. તરુણ અને પ્રૌઢ બંને પેઢીમાંથી મૌલિક દૃષ્ટિ અને શક્તિવાળા સાહિત્યસેવીઓએ પોતપોતાને ક્ષેત્રે, પોતપોતાની આવડત અનુસાર, એકાગ્ર બની પલાંઠીવાળી બેસી જવું રહે છે. અલબત્ત, એ વાત સ્પષ્ટ છે કે, આવા કાર્યકરોના ભરણ-પોષણની જવાબદારી કોઈ ને કોઈ સાંઘિક-સામાજિક સ્વરૂપે ઉપાડાય એ અનિવાર્ય છે.

શું આપણી યુનિવરસીટીઓ, અકાદમી, સાહિત્ય પરિષદ જેવી સંસ્થાઓ ગુજરાતમાં ૨૦–૨૫ જેટલા આવા સાહિત્ય-સેવીઓની 'ટીમ'ની આર્થિક જવાબદારી (નિયત વેતનથી) ઉપાડી શકે એમ નથી ?

અમને એક વાત ચોક્કસ લાગે છે કે જ્યાં લગી આવું એક સ્વતંત્ર-એકાગ્ર અધ્યયનનિષ્ઠ જૂથ ઊભું નહિ કરી શકીએ, ત્યાં લગી ચાલુ અધ્યયનો, અધ્યાપનો, અને રુટિન કાર્યોની ગળાબૂડ પ્રવૃત્તિમાંથી આપણે ઊંચા આવી શકવાના નથી; આપણા શુભાશયો કેવળ ઉપરછલ્લા પ્રયાસોમાં જ પૂરા થઈ જવાના !

સાહિત્યપરિષદ, આટલી શક્યતાઓ છતાં, આજને તબક્કે આગળ આવી, પહેલ કરી, નક્કર જવાબદારીઓની

દિશામાં નવું દૃઢ પ્રયાણ નહિ આદરે તો, આપણાં સંમેલનો, જલસાઓ, મિલનો અને ફંડો – મકાનો અને કમિશનો – કમિટીઓથી ( દરેકની જરૂરત હોવા છતાં ) બહુ ભલીવાર થવાનો નથી, એ ય તો નિશ્ચિત વાત છે.

## ૧૧

અમને લાગે છે કે, આજને તબક્કે – પરિષદના પુનરૂજન્મના ટાણે આપણે માથે આવેલી જવાબદારીઓ ગંભીર છે. ઉપરનાં અતિ દુષ્કર કાર્યો પરસ્પરની હૂંફ અને સહકારથી પાર પાડવા, અનુકૂળ આબોહવા સર્જવાની અને સગવડો ઊભી કરવાની જવાબદારી પરિષદને શિરે જેવી તેવી નથી.

કોઈપણ સાહિત્યની પરિષદો કે સાંઘિક પ્રવૃત્તિઓ ‘ સર્જન ’ માટે ભલે સીધી રીતે અનિવાર્ય ન હોય, પરંતુ આડકતરી રીતે ઉપકારક છે જ છે. આવી સાંઘિક પ્રવૃત્તિની ફલશ્રુતિ સુંદરમે એમના વિભાગીય પ્રમુખપદના ભાષણમાં સારી રીતે રજૂ કરી છે.

‘આ બધા દ્વારા એક સૂક્ષ્મ રીતનું, આપણા કાર્યક્રમમાં ન ગોઠવેલું હોય તેવું એક કાર્ય સધાય છે...એક અશરીરી, અવ્યક્ત તત્ત્વ એ ક્ષણે સક્રિય બને છે અને માનવની ચેતનામાં પોતાનો એક ચિરંજીવ, એક સર્જક સ્પર્શ મૂકી જાય છે. એ સ્પર્શને તમે પ્રવૃત્તિના જમાઉધારના સરવૈયામાં ક્યાંય નોંધી શકશો નહિ. પણ એ સ્પર્શ જ આપણી સર્જકતાનો સર્જક બનશે.’

અને સુંદરમે સાથેસાથ ચાલબત્તી ધરી દીધી છે કે :

‘આપણે જો સાહિત્યની એક સામાજિક પ્રવૃત્તિ કરવી હોય, સાહિત્યકારો તરીકે આપણું જો કોઈ વિશિષ્ટ વ્યક્તિત્વ અને અસ્તિત્વ હોય, તો તેના વ્યવહારમાં સાહિત્યનું આ વ્યાકરણ એનાં બે ત્રણ પ્રાથમિક પાઠો,–સંવાદિતા અને ઔચિત્ય, સુભગતા અને ભદ્રતા આપણે સક્રિય કરવાં પડશે. નહિ તો પછી આપણો સાહિત્યિક વિકાસ આવી પ્રવૃત્તિ દ્વારા ભલે જે કાંઈ થાય, પણ આપણો સાંઘિક વિકાસ તો નહિ જ થાય...’

અને સુંદરમ્ આગળ વધી સાચી દિશાનો સવાલ પણ પૂછે છે : ‘આવી અભદ્રતાઓ શું સર્જનમાં આડીઅવળી રીતે પણ અસર નહિ મૂકી જતી હોય ?’

આ તાત્ત્વિક ચર્ચાને અહીં રહેવા દઈ એટલું તો જરૂર સ્વીકારીએ કે સાહિત્યકારો માટે સાંઘિક પ્રવૃત્તિ તેમના સર્જન-વ્યવસાયને માટે અનિવાર્ય ન હોવા છતાં, ઉપકારક તો છે જ. એટલું જ નહિ પણ, સાહિત્યનાં અધ્યયન, સંશોધન, અને વિસ્તાર માટે તો તે અતિશય આવશ્યક છે જ.

એટલે જેવો નિષ્ઠા અને શ્રમની પ્રેરણાનો સવાલ છે; તેવો જ સહકાર, સહિષ્ણુતા અને સમાનતાની આબોહવા પેદા કરવાનો અને ટકાવી રાખવાનો સવાલ છે: સુંદરમ્‌ના શબ્દોમાં ‘સંવાદિતા અને ઔચિત્ય, સુભગતા અને ભદ્રતા સક્રિય કરવાનો’ આ સવાલ છે.

આને માટે બીજું કાંઈ જરૂરી હો વા નહો, પરંતુ પ્રત્યેક નાનો મોટો સાહિત્યકાર સ્વતંત્રતાનો ઉપાસક રહી શકે, અને સ્વમાની રહી જીવી શકે; ધન, સત્તા અને પ્રતિષ્ઠાની શેહમાં તણાયા વિના, સતત જાગ્રત રીતે પોતાના વ્યવસાયને વફાદાર રહે– અલબત્ત, પ્રત્યેક સાહિત્યકારની પોતાની આ જવાબદારી છે એ નિઃશંક છે. પરંતુ તેવું વાતાવરણ અને અનુકૂળતા સર્જવામાં આવી સાંઘિક પ્રવૃત્તિ જેટલે અંશે સહાયરૂપ થશે, તેટલે અંશે સાહિત્યનું ગૌરવ સુરક્ષિત રહેશે, એય નિઃશંક છે.

અમને ખરેખર આનંદ છે કે શ્રી. મુન્શીએ પોતે જ અત્યંત સહુકાઈ અને સદ્‌ભાવથી પરિષદનું સુકાન તેમની ઉત્તરાધિકારી પેઢીને હસ્તક સાશીર્વાદ સુપ્રત કર્યું છે, ને તેને પોતાથી બનતી બધી સહાય આપવાનું વચન આપ્યું છે.

અને અમને શ્રદ્ધા છે કે, આપણા નવા અગ્રણીઓ આજના યુગે લાદેલી નવી જવાબદારીઓ અને કસોટીમાંથી —જે કાંઈ ૧૦-૧૫ વર્ષ તેમની પાસે સક્રિય નેતૃત્વનાં છે, તે દરમ્યાન—પાર ઊતરવા બધું કરી છૂટશે.

—સો. ગાં.

* ભારતમાં ચીની ઘૂસણખોરી

* ભારતીય સમાજવાદનાં ૨૫ વર્ષ

# ભારતમાં ચીની ઘૂસણખોરી

ભારત અને ચીન : જગતના બે વિરાટ દેશો—જગતની બે મહાન પ્રાચીન સંસ્કૃતિઓ! ભારતે ચીનને બૌદ્ધ સંસ્કારિતા અને નૂતન ધર્મની દીક્ષા આપી; ચીનના અસંખ્ય સાધુઓ અને પરિવ્રાજકોએ ભારતને આંગણે તત્ત્વજ્ઞાનના પાઠ ઘૂંટયા. ભારત અને ચીનની આ સાંસ્કારિક મૈત્રીને શોભાવે એવી રીતે, આ બંને રાષ્ટ્રોએ, એશિયાઈ જાગૃતિના અગ્રદૂત બની, સમસ્ત વિશ્વ માટે શાંતિમય સહઅસ્તિત્વનો—પંચશીલનો ઉદ્‌ઘોષ કર્યો.

ચીનની પ્રજા અને તેના રાજ્યકર્તાઓની વાત ગમે તે હો, પરંતુ ભારતની પ્રજા અને પં. નહેરુએ તો આ ભાઈબંધીને અખંડ માની, ભાવિની ઉજ્જ્વલ આશા તરીકે સત્કારી લીધી હતી!

કોને ખબર હતી કે એ જ ભાઈબંધ જોતજોતાંમાં તો, ભારતની ભૂમિનો ગ્રાસ કરવા આટલો ખંધો બની તાકૂકી ઊઠશે?

ભારત સરકારને પ્રથમ આંચકો લાગ્યો હતો ૧૯૫૪થી. ચીનના પ્રચલિત નકશાઓમાં ભારતની અનેક સરહદો ચીનની ભૂમિ તરીકે દર્શાવાઈ હતી! ભારત સરકારે ચીની સરકારનું એ તરફ ધ્યાન દોર્યું હતું. પરંતુ તેની સામે તેમણે બહેરા કાન ધર્યા હતા. આથી અકળાઈ ને ભારતે ફરી ફરી એ નકશાઓ પાછા ખેંચી લેવા મૈત્રીભર્યું દબાણ કર્યા કર્યું હતું. ત્યારે ચીન તરફથી કેવળ એટલો જ ઉડાઉ જવાબ અપાયા કર્યો હતો કે—

* એ નકશાઓ તો કમ્યુનિસ્ટ સરકાર અસ્તિત્વમાં આવી તે પૂર્વેના છે; બહી ભારતે એની ચિંતા કરવાની જરૂર નથી.

પરંતુ ચીની સરકારે ન તો એ નકશા કદી પાછા ખેંચ્યા, ન તો સુધાર્યા!

અને ભારતનો ૪૦,૦૦૦ ચો. માઈલ જેટલો પ્રદેશ ચીની નકશાઓ ઉપર દબાવાયેલો રહ્યો જ!

ભારતની ચિંતા ઊલટી વધતી રહી.

* ૧૯૫૬માં ચાઉ એન લાઈ ભારત આવ્યા. પં. નહેરુએ ખાસ કાળજી રાખી ભારતના નકશા અંગે વાત કરી; ચાઉ એન લાઈએ અગાઉનો જ જવાબ આપ્યો. પં. નહેરુએ આગળ વધી મેકમોહન-લાઈન અંગે ફોડ પાડ્યો. ચાઉ એન લાઈએ 'ભારત સાથેના મૈત્રી સંબંધો' અને 'લાંબા વપરાશ'ને લક્ષમાં લઈ એનો સ્વીકાર કર્યો.

પરંતુ, આ પછી તો ચીનનો વ્યવહાર વધુ ને વધુ શંકાસ્પદ બન્યો. સરહદોની નાની નાની ફરિયાદો ઊભી થવા લાગી. ભારત સરકાર સરહદો બાબતમાં સ્પષ્ટતા કરવા આગ્રહી બની:

જવાબમાં ચાઉ એન લાઈએ પોતાનું જ બોલ્યું પોતે ગળી જઈ લખ્યું:

> 'મેકમોહન લાઈન તો શાહીવાદનું સર્જન છે, એની પાછળ તો તિબેટ પરના શાહીવાદી આક્રમણની દાનત રહેલી હતી. અને ન્યાયબુદ્ધિથી વિચારતાં, આ સરહદ કાનૂની નથી... ચીની સરકારે કદિ પણ તેનો સ્વીકાર કર્યો નથી.'

આ જવાબથી પં. નહેરુને કેટલો જબ્બર આઘાત થયો હશે! અલબત્ત, હજી કદાચ ચીનની ખંધી ચાલનાં મૂળિયાં એમને નહિ જ દેખાયાં હોય.

પં. નહેરુએ ચાઉ એન લાઈને ભારતમાંની તેમની

મુલાકાતની યાદ આપી લખ્યું (૧૯૫૮ ડિસેમ્બર):

'...તમે જાતે જ મને કહ્યું છે, તમે બ્રહ્મદેશ સાથે મેકમોહન લાઈનનો સ્વીકાર કરી લીધો હતો; અને વર્ષો પૂર્વે ગમે તે બન્યું હોય તોય, ભારત અને ચીન વચ્ચે જે મૈત્રી સંબંધો છે તે જોતાં, ચીન અને ભારત વચ્ચેની આ સરહદનો સ્વીકાર કરવાનું તમે કબૂલ્યું હતું...'

ભારતની પ્રજાને તો ભારત સરકારનો પ્રથમ શ્વેતપત્ર અને પં. નહેરુનો ચાઉ એન લાઈ ઉપરનો પત્ર (૮ સપ્ટેમ્બર) પ્રગટ થયો ત્યારે જ કેંક ગંભીરતાનો ખ્યાલ સરખો આવ્યો હતો.

### પ્રથમ શ્વેતપત્ર

આ પ્રથમ શ્વેતપત્રમાં ૫૯ દસ્તાવેજો શામેલ છે–૩૭ ભારત સરકારના, અને ૨૨ ચીની; અને તેમાં ૧૯૫૪ના જુલાઈની ૧૭થી તે ઑગસ્ટ ૧૯૫૯ સુધીનાં પાંચ વર્ષની ઘટનાઓનો ઉલ્લેખ છે.

(૧) ચીનાઓએ ઉત્તર પ્રદેશમાંના બદરીનાથની ઉત્તરે આવેલાં બારાહોટી, નીલિઘાટ, નિલંગઘાટ, સાંગચોકલા ઘાટ, શિપકિલા ઘાટ, તથા કાશ્મિરમાં પૂર્વમાં આવેલા કુર્નાકગઢ, લડાખની ઉત્તર પૂર્વે આવેલા અકસાઈ–ચીન તથા નેફા પ્રદેશના લોંગજુ, મિગિતુન, રપાનગુર, તથા ખિન્ઝામેન વગેરે સ્થળો ઉપર, કશી વાટાઘાટોનો આરંભ થાય તે પૂર્વે જ, પોતાનો કબજો જમાવી લેવાની કારવાઈ કરી છે.

(૨) ૧૯૫૪ના જૂનમાં બારાહોટીમાંના ભારતના રક્ષકો પર હલ્લો થયો હતો.

(૩) ૧૯૫૫ના જૂનમાં આ પ્રદેશમાં જ ચીનાઓએ છાવણી નાખી, ગ્રામવાસીઓ પાસેથી ઘાસ–ચારાનો કર ઉઘરાવવા માંડ્યો હતો.

(૪) ૧૯૫૫ના સપ્ટેમ્બરમાં ભારતીય સૈનિકોને નીતિઘાટની દક્ષિણે (ભારતની દિશા) ચીની સૈનિકોએ રોક્યા હતા.

(૫) ૧૯૫૬ના મેમાં ચીની ફોજે નિલંગ ઘાટમાંથી ધસી આવી હતી.

(૬) ૧૯૫૬ના જૂનમાં તેઓ દ્રંગનલા ઘાટમાં થઈ આગળ ધપવાની તૈયાર કરતા જણાયા હતા. અને સપ્ટેમ્બરમાં તેમણે ધમકી આપી હતી કે જો અમને રોકવામાં આવશે તો અમારે હથિયારો ઉગામવાં પડશે.

અને તિબેટની ઘટના પછી, તો આવા કિસ્સાઓ પારાવાર વધી ગયા છે.

(૭) ૧૯૫૮ના જુલાઈમાં કાશ્મિરમાંના લડાખમાંના ભારતીય પ્રદેશમાં ચીનાઓએ ભારતથી ગુપ્ત રીતે અકસાઈ–ચીનને વીંધીને ૧૨ માઈલનો પાકો રસ્તો બાંધ્યો છે!

(૮) ૧૯૫૯ના જુલાઈમાં લડાખમાંના પેંગોન્ગ સરોવરના પશ્ચિમ કિનારા પાસેથી ૭ ભારતીય સૈનિકોને ઉઠાવી જવામાં આવ્યા હતા.

(૯) ૧૯૫૯ના ઑગસ્ટમાં આશરે ૨૦૦ ચીની સૈનિકોએ ખિન્ઝામેન સરહદ ઓળંગી હતી.

(૧૦) ૧૯૫૯ના ઑગસ્ટમાં જ આસામની સરહદના નેફા (નોર્થ ઇસ્ટ ફ્રંટિયર એરીઆ) પ્રદેશમાં આવેલા મિગિતુનની દક્ષિણે ચોકી કરતા ભારતીય ચોકિયાતો પર કશી જ ચેતવણી વિના ગોળીબાર કર્યો હતો.

(૧૧) ૧૯૫૯ના ઑગસ્ટની ૨૬મીએ નેફામાંના જ લોંગજુ થાણા ઉપર સશસ્ત્ર હલ્લો કરી, તેઓએ તેનો કબજો લીધો હતો.

ને આ તો જાણે પારોશમાં પહેલી પૂણી જ હતી!"

અલબત્ત, ભારત સરકાર હવે ખબરદાર બની ગઈ હતી; અને ભારતની ભૂમિપરના આ ઘૂસણખોરી સામે ચીની રાજદૂતને ચીમકી પણ આપી (૧૯૫૯ ઑગસ્ટ ૨૮), ફરી એ વાત સ્પષ્ટ કરી હતી કે, ચીની સરકારને જો આંતરરાષ્ટ્રીય સરહદો અંગે કંઈ પણ ઝગડો હોય તો તેનું તેણે શાંતિપૂર્વક સમાધાન શોધવું જોઈએ, અને નહિ કે એકપક્ષી બળજબરીથી.

### ચોંકાવનારો હલ્લો

પરંતુ આ પછી તો વળી નવી અને વધુ ગંભીર આઘાતજનક ઘટનાઓ બની:

(૧) ૧૯૫૯ના ઑક્ટોબરની ૨૦મીએ લડાખમાંના 'હૉટ સ્પ્રિન્ગ્સ' મથકે ભારતના ચોકિયાતો ઉપર સશસ્ત્ર હલ્લો કરી, ચીનાઓએ ૯ સૈનિકોની હત્યા કરી, અને તેમના સરદાર કરમસિંહ સહિત ૭ જણાની ગિરફતારી કરી તેમને ઉઠાવી ગયા હતા!

(૨) આ બાબત ભારતે ખુલાસો માગ્યો. અને મૃત દેહોને તથા પકડેલાઓને તુરત પાછા સોંપવા જણાવ્યું. જવાબમાં ચીનાઓએ સામો આક્ષેપ કર્યો કે અમારા પ્રદેશમાં

તમારા તરફથી આક્રમણ થતાં અમારા સૈનિકોએ બચાવ માટે હથિયાર ઉગામ્યાં હતાં...ને કેદીઓને પાછા મોકલવામાં ગલ્લાંતલ્લાં માર્યાં-' વિચાર કરી રહ્યા છીએ ' ('Under study') કહી દિવસો કાઢી નાખ્યા. (એવું જણાય છે કે, આ સૈનિકો પાસેથી પોતાને અનુકૂળ નિવેદનો લખાવી લેવા અયોગ્ય જોર-દબાણ થયાં હતાં. અલબત્ત, હવે આ સૈનિકો ભારત આવી પહોંચવામાં છે, એટલે ટૂંક સમયમાં પૂરતી હકીકતો પ્રાપ્ત થશે.)

## ખંધી ચાલ

ચીને ભારત સાથેની ચાલ બદલી-સહુકાર્યભિર્યાં વાણી, પંચશીલ અને શાંતિમય વાટાઘાટની પુનરુઘોષણા, અને 'જૈસે થે' (સ્ટેટસ્કો)ની દરખાસ્ત આપી. ચાઉ એન્ લાઈ એ તો ' ન્યાયી તટસ્થ ' ઉકેલની ચાવી પણ સૂચવી!

ભારતે અને ચીને મેકમોહન લાઈનની પોતપોતાની બાજુ ૧૨ માઈલ પાછા હઠી જવું!

આનો અર્થ એટલો જ કે—

. ઉપર મુજબ હઠી ગયા પછી ચીને અત્યાર સુધીમાં દબાવેલા પ્રદેશો તેની પાસે જ રહે છે; અને ભારતે મેકમોહન લાઇન અનુસારની પોતાની જ સરહદમાંથી પાછા હઠી જવું પડે!

## ભારતનો જવાબ

ભારતને હવે ચીનની ચાલ સમજાઈ ગઈ હતી. ભારતે આનો વળતો જવાબ તા. ૨૧ ઑક્ટોબરના રોજ આપ્યો; અને ૨જો શ્વેતપત્ર પ્રગટ કર્યો. તેમાં એ વાત સ્પષ્ટ કરી કે, ચીનની ભૂમિ વિસ્તારની વૃત્તિ સૈકાંજૂની છે. તે જ્યારે નિર્બળ હોય છે, ત્યારે શાંત રહે છે; સબળ બને છે ત્યારે ભૂમિવિસ્તાર તરફ આંધળી દોટ મૂકે છે!

આ દસ્તાવેજો દ્વારા ભારતે પોતાના તરફથી વધુ ન્યાયી અને શાંતિભર્યા ઉકેલની શક્યતાવાળી દરખાસ્તો કરી છે. ને તેમાં એક વાત નિશ્ચિત રીતે પ્રગટ કરવામાં આવી છે કે—

* ભારત પોતાની કુદરતી, પરંપરાગત અથવા ઐતિહાસિક રીતે નિશ્ચિત થયેલી અને દાયકાઓ અને સૈકાંઓ થયાં માન્ય રહેલી સરહદો છોડી દઈ ને કોઈ સમાધાન કરવા આતુર નથી.

* અને તેમ છતાં, મેકમોહનલાઈનનો સ્વીકાર થયા પછી, તેને અંગે જરૂરી બાંધછોડ કરવા ભારત તૈયાર છે.

* ભારતની નેફા-સરહદમાં જે ભારતીય દળો છે તે તેમનાં તેમ રહેશે.

* ભારતની નેફા-સરહદમાં ચીને બળજબરીથી કબજે કરેલ લોંગ્જુ તેમણે ખાલી કરી જવું.

**લડાખના સરહદી વિસ્તારમાં,** અલબત્ત, ભારતે નેફા-મેકમોહનલાઈનના કરતાં જુદું વલણ દાખવ્યું છે. લડાખમાં તો કબજા હેઠળના વિસ્તારોની બાબતમાં જે અનિશ્ચિતતા છે; માટે—

* લડાખમાં ભારત જેને પોતાની સરહદ માને છે—તે અકસાઈ-ચીનની પાછળ ચીની ફોજે ખસેડાઈ જવી જોઈએ.

* સામેથી, ૧૯૫૬ના ચીનના નકશાઓમાં દર્શાવવામાં આવેલી સરહદની બાબતમાં, જ્યાં ભારતને શંકા છે તે પ્રદેશમાંથી, ભારત પોતાનાં દળો તત્કાલ પૂરતાં—પાછાં ખેંચી લેવા તૈયાર છે. (આવો પ્રદેશ ૫૦ ચો. માઈલથી વધુ નથી.)

* આ રીતે જે વિસ્તાર ખાલી પડે તે વચગાળાના સમય માટે તટસ્થ ઝોન બની રહેશે.

(આવો વિસ્તાર લગભગ ૧૨,૦૦૦ ચો. મા. નો થાય છે. જ્યારે લડાખનો કુલ વિસ્તાર ૩૫,૦૦૦ ચો. મા.નો થાય છે.)

આનો અર્થ એ કે—

● જે સરહદ વિસ્તાર પરંપરાગત, રીતે, ઐતિહાસિક કરારો દ્વારા યા હિમાલયની કુદરતી ઉચ્ચગિરીમાળાઓને કારણે વર્ષો થતાં સ્વીકારાતો આવ્યો છે, તેને પાયાની સરહદો તરીકે સ્વીકાર્યા પછી જ તેને અંગે ય બાંધછોડ કરવાની તૈયારી સાથે, ભારત વાટાઘાટો કરવા તૈયાર છે. પરંતુ તેની **પૂર્વશર્ત** એ કે તે પ્રદેશમાં ચીની ફોજની હયાતી હોવી ન જોઈએ.

● જે સરહદ વિસ્તાર અંગે ઉપર મુજબ નિશ્ચિતતા ન હોય, તેવા પ્રદેશોમાંથી ભારતે પણ પાછા હઠી જવું.

(ભારતે ચીની સરહદોમાં પ્રવેશ કર્યો નથી એટલે એમની સરહદોમાંથી પાછા ખસી જવાનો સવાલ ઉપસ્થિત થતો નથી.)

# સરહદોની સમસ્યા

"ભારતની ચીન સાથેની સરહદો કુલ ૬૦૦૦ માઈલ લાંબી છે. જે ૭ વિભાગમાં વહેંચાયેલી છે.

(૧) **લડાખ સરહદ** (કાશ્મિર) ૨૦૦ વર્ષ પૂર્વેથી આ સરહદ ભારતની સરહદ તરીકે સ્વીકારાતી આવી છે. ઉપરાંત, ૧૮૪૨માં જમ્મુ અને કાશ્મિરના રાજા તથા તિબેટના દલાઈલામા વચ્ચે થયેલા કરાર મુજબ આ સરહદ મુકરર થયેલી છે. (આનો અર્થ એ પણ થયો કે તિબેટને ત્યારે સ્વતંત્ર રીતે કરારો કરવાની સત્તા હતી.) આ રીતે, સ્વતંત્ર રીતે, અધિકાર પુરઃસર કરેલા કરારોનો અગાઉની ચીની સરકારોએ કદિ ઈન્કાર કર્યો નથી; હવે એવો ઈન્કાર કરવાનો સામ્યવાદી સરકારને અધિકાર નથી.

(આ સરહદમાં ચીને ગુપ્ત રીતે, ગયે વરસે, અક્સાઈ-ચીનને વીંધતો રસ્તો બાંધી દીધો છે!)

(૨) **ઉત્તર પંજાબ; હિમાચલ પ્રદેશ તથા ઉત્તર પ્રદેશને સલગ્ન સરહદઃ** પરાપૂર્વથી આનો સ્વીકાર બંને પક્ષે થયેલો છે. ૧૯૫૪માં થયેલા ચીની-ભારત કરારની ૪ થી કલમ મુજબ આ પ્રદેશના ૭ ઘાટો અંગે સ્પષ્ટતા કરવામાં આવી છે. અલબત્ત, બંને દેશના વેપારીઓ અને યાત્રાળુઓને માટે આ ઘાટ ખુલ્લા જ છે.

(૩) **નેફા-સરહદ** (આસામની ઉપરની ભૂતાન તથા બ્રહ્મદેશને સંયોગ)

"આ સરહદ ૧૯૧૩-૧૪માં **મેકમોહન-લાઈન** તરીકે નિશ્ચિત થયેલી છે. આ સરહદ હિમાલયની પહાડીઓને આધારે વિચારાયેલી છે. બ્રિટિશ પ્રતિનિધિ સર હેન્રી મેકમોહન અને તિબેટના વડા પ્રધાન લૌન્ચન શાસિયા વચ્ચે એ સ્વીકારાયેલી છે. આના મૂળ બે નકશામાંનો એક નકશો હજી ભારત સરકાર પાસે છે. એ પરિષદ સિમલામાં મળેલી અને તે વખતે ચીની પ્રતિનિધિ હાજર હતો, તેણે તેમાં સહી કરવા ના પાડેલી.

● પરંતુ ત્યાર બાદ, આજ સુધી કદિ પણ તે પ્રકારના નકશાઓ, તે પ્રકારની પ્રણાલિકાઓ અગર તો વપરાશ સામે કોઈ ચીની સરકારે સુદ્ધાં વિરોધ ઉઠાવ્યો નથી.

● બલ્કે, ૧૯૫૬માં ચીની વડા પ્રધાન ચાઉ-એન-લાઈ એ પં. નહેરુ સમક્ષ ભારતમાં પોતાની એ બાબતની સંમતિ પ્રગટ કર્યાનું હવે તો જાહેર થઈ ચૂક્યું છે!

આ મેક મોહન-લાઈનવાળા ૩૨,૦૦૦ ચો. મા. ના પ્રદેશ ઉપર ચીને અધિકાર કર્યો છે!

અને આ પ્રદેશના લોંગજુ મથક ઉપર એણે હલ્લો કરી કબ્જો મેળવ્યો છે!

આ ત્રણ મુખ્ય સરહદો ઉપરાંત—

(૪) **નેપાલ અને તિબેટ વચ્ચેની સરહદ:** ૧૯૪૯માં વડા પ્રધાને એ વાત સ્પષ્ટ કરી હતી કે નેપાલ ની ઉત્તર સરહદની રક્ષા ભારત પોતાની સરહદની જેમ કરશે. તાજેતરમાં એવી વાતો આવી રહી છે કે તિબેટમાં ચીની સૈન્યોની સારી જમાવટ થઈ રહી છે,' એ જોતાં ભારતની આ સરહદની જવાબદારી પણ વધી છે.

(૫) **સિક્કિમ સરહદ:** ૧૮૯૦માં બ્રિટિશ-ચીની મંડળે આ સરહદ જમીન ઉપર દોરીને નક્કી કરેલી છે.

(૬) **ભૂતાન-ચીન સરહદ:** ૮ નાકાવાળી આ સરહદ પરંપરાગત અને ભૌગોલિક છે. ચીનમાં 'ભૂતાનની મુક્તિ'ની વાતો વાગોળાઈ રહી છે. એવી માન્યતા હમણાં હમણાં જોર કરી રહી છે. અને તાજેતરમાં, ચીની સૈનિકોએ કશી ચેતવણી વિના ત્યાંના વહીવટી અમલદારો પાસેથી હથિયારો ગોળાબારુદ અને ટટ્ટુ છીનવી લીધાં હતાં. તથા તિબેટમાંની 'ભારતીય વેપારી એજંસી પાસે જતા ભુતાની માલ અને માણસોને રોક્યાં હતાં.'

આવા વાતાવરણમાં, ચીની સરકારની કશી જ ચોક્કસ બાંહેધરીના અભાવમાં, ભારતની ચિંતા વધી રહી છે; કેમકે ચીની સરકારે ભૂતાનની આ સરહદ બાબત ભારત સાથે સંપર્ક સ્વીકારેલ છે

(અલબત્ત, પં. નહેરુ સમક્ષ ચાઉ-એન-લાઈ એ ભૂતાન આગળની મેક મોહન લાઈનનો સ્વીકાર કરેલો.)

આ રીતે દરખારતનું નક્કર સ્વરૂપ એ છે કે—

* ચીને આજે ભારતના ૯૦૦૦ ચો. મા.માં પ્રવેશ કર્યો છે, ( નકશામાં તો ૪૦,૦૦૦ ચો. માઈલ દબાવ્યા છે ) તેમાંથી તેણે પાછા હઠી જવું.

* ભારતે ૧૯૫૬ના ચીનના નકશા મુજબ ડેમચોક વિસ્તાર ( કાશ્મિરના દક્ષિણ-પૂર્વ ખૂણાના ) માંથી પાછા હઠી જવું.

* પરિણામે, ૫૦થી ૧૦૦ માઈલ સુધીનો ( કુલ ૧૨,૦૦૦ ચો. મા. ) સૈન્યરહિત તટસ્થ પટો બે દેશો વચ્ચે કામચલાઉ ઊભો થાય.

# ભારતીય સમાજવાદનાં ૨૫ વર્ષ

**નવેમ્બરના આરંભમાં ભારતીય પ્રજાસમાજવાદી પક્ષ ( પી. એસ. પી. )ની ( ૨૫મી ) રજત-જયંતિ ઉજવાઈ ગઈ. આ પ્રસંગે, અહીં અમે ભારતીય સમાજવાદની મૂળભૂત સમસ્યા તરફ લક્ષ ખેંચીએ છીએ.**

એક બાજુ, મૂડીવાદ પારાવાર પમપછાડા મારવા છતાં, અને ભલભલા વેશપલટા કરવા છતાં તેનાં મૂળ અંતરગત લક્ષણો—શોષણ અને અસમાનતા, સાંસ્થાનિક દમન અને હિંસાથી મુક્ત થઈ શક્યો નથી; તો વળી, બીજી બાજુ, આટલાં વરસો દરમ્યાન સામ્યવાદી રાષ્ટ્રોએ આપખુદી અને 'અધસંમતિવાદનું' ભીષણરૂપ પ્રગટ કર્યું છે: આમ મૂડીવાદ અને સામ્યવાદનાં હાલનાં સ્વરૂપો દુનિયાને ગુલામી, શોષણ, દમન અને નૈતિક અધઃપતનમાંથી ઉગારવા અસમર્થ નીવડ્યા છે.

વળી, એ વાત પણ દીવા જેવી ચોખ્ખી થઈ ગઈ છે કે શોષણરહિત સમાનતાવાદી અને સાથોસાથ જ વિકેન્દ્રિત લોકશાહી અહિંસા મૂલક સમાજરચના ( માનવીય સમાજવાદી=સર્વોદયી સમાજ રચના ) વિના આપણા યુગનો કોઈ ઉદ્ધાર નથી.

આમ છતાં, આશ્ચર્યની હકીકત પણ એ છે કે, ભારતમાં લોકશાહી અને સમાજવાદ—બંનેનો વરસો થયાં સૂત્રોચ્ચાર કરનાર સમાજવાદી પક્ષ ભારત જેવી ભૂમિમાં—જ્યાં સમાજવાદ અને લોકશાહી બંનેને માટે અપરંપાર શક્યતાઓ પડેલી છે, તેવા રાષ્ટ્રમાં નહિ જેવો કારગત નીવડ્યો છે!

શાથી આવું બન્યું હશે? પ્રશ્ન ખરેખર ચિંતનયોગ્ય છે. આ બાબતમાં સહેલાઈથી અપાતા બે જવાબો આ રહ્યા—

● **એક તો**, એ કે સમાજવાદી પક્ષે, કેવળ ભારતના નહિ, દુનિયા આખીના લગભગ તમામ દેશોમાં, આજે જ નહિ પણ પ્રથમ વિશ્વયુદ્ધના જમાનાથી લોકશાહીને નામે પ્રસ્થાપિત મૂડીવાદી રાજ્યસત્તાને ટેકો આપી, મજબૂત કરી, સમાજવાદ માટેના વર્ગ-વિગ્રહને છેહ દીધો છે...પરિણામે તે આમ જનતાની અળગો પડી અળખામણો બની ગયો છે.

**યુરોપમાં** તો, સત્તામાં આવેલા સમાજવાદી મજૂરવાદી પક્ષો પોતે જ શાહીવાદી સંસ્થાનવાદી શોષણ ચાલુ રાખનારા રહ્યા છે; અથવા તેના ટેકેદાર બન્યા છે. ફ્રાન્સ આદિનાં દૃષ્ટાંતો મશહૂર છે.

**એશિયાઈ** રાષ્ટ્રોમાં પ-ઇન્ડોનેશિયા, બ્રહ્મદેશ, સિલોન આદિ દેશોમાં સમાજવાદી પક્ષો સત્તામાં યા સત્તા બહાર હોય ત્યારે સ્થાપિત હિતો સાથે વધુ ઘસડાતા જોવા મળ્યા છે.

● **બીજો જવાબ** એ છે કે, કેવળ ભારતમાં જ નહિ, દુનિયા આખીમાં કમ્યુનિસ્ટપક્ષોએ સામ્યવાદના અત્યુચ્ચ આદર્શને નામે, વર્ગ-વિગ્રહની સફળ વ્યૂહરચનાને નામે, બિનલોકશાહી રસમોને અપનાવી, સમાજવાદના આદર્શ માટે ભય અને શંકા પેદા કર્યાં છે... જેનું પરિણામ સાચા સમાજવાદીઓને પણ સહેવું પડ્યું છે.

ભારત વિષે વિચાર કરતાં, ભારતના સમાજવાદીપક્ષનો ઇતિહાસ જોતાં, આ બાબતમાં વિચારવા યોગ્ય કેટલીક હકીકતો અને મુદ્દા તાજા થાય છે—

ભારતમાં ( ૧૯૩૪માં કોંગ્રેસ સમાજવાદીપક્ષની સ્થાપના

થઈ ત્યારે દેશભરમાં) લોકશાહી સમાજવાદીઓ અને કમ્યુનિસ્ટ એવાં બે મુખ્ય જૂથો કામ કરી રહ્યાં હતાં. આરંભનાં આ વર્ષોમાં ભારતીય સમાજવાદના પ્રણેતા આચાર્ય નરેન્દ્ર દેવ-જેવાની એવી માન્યતા હતી કે, મધ્યમવર્ગ અને બુદ્ધિજીવીઓનું પ્રતિનિધિત્વ કરતા સમાજવાદીઓ અને મુખ્યત: કામદારો અને અંશત: કિસાનોનું લડાયક નેતૃત્વ ધરાવનારા કમ્યુનિસ્ટોના મિલનથી, સહિયારા પ્રયાસથી આ દેશ સાચી ક્રાંતિ સફળ રીતે પાર ઉતારી શકશે. (અલબત્ત, આરંભના આ વર્ષોમાં સમાજવાદીઓ કોંગ્રેસમાં હતાં, ત્યારે કમ્યુનિસ્ટો કોંગ્રેસથી બહાર હતા.) પરંતુ ત્યારે કમ્યુનિસ્ટોની સમજ જુદી જ હતી. તેઓ કોંગ્રેસને શાહીવાદની સાથે બાંધછોડ કરનારી દગાખોર નેતાગીરી તરીકે અને સમાજવાદીઓને મૂડીવાદી કોંગ્રેસની ડાબી પાંખ તરીકે તથા 'સમાજવાદી-ફાસીસ્ટ' ટોળી તરીકે ભાંડતા હતા; અને પોતાને જ ક્રાંતિના એકમાત્ર ઇજારદાર તરીકે આગળ ધરતા હતા. પરિણામે સમાજવાદી પક્ષના એકતાના પ્રયાસો નિષ્ફળ નીવડ્યા હતા.

આ પછી, આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ પાર્ટીની નીતિરીતિ બદલાઈ. અને કોંગ્રેસ તથા સમાજવાદી પક્ષ સાથેના સંયુક્ત મોરચાની નીતિ ભારતીય કમ્યુનિસ્ટોએ પણ અપનાવી.

આવી ભૂમિકા સર્જાતાં, વળી આચાર્ય શ્રી નરેન્દ્રદેવ તથા જયપ્રકાશ નારાયણના અથાગ પ્રયાસોને પરિણામે, કોંગ્રેસ સમાજવાદી પક્ષનાં દ્વાર કમ્યુનિસ્ટો માટે ખુલ્લાં થયાં. અલબત્ત, મસાણી, લોહીઆ, અચ્યુતની નેતાગીરી આ નીતિના વિરોધમાં હતી.

બીજી બાજુ, કમ્યુનિસ્ટ પક્ષમાં આવી એકતાના ખાસ હામી તરીકે પી. સી. જોશીની નેતાગીરી અંકાતી હતી. 'જે. પી-જોશી' જોડલી સંયુક્ત સમાજવાદી માર્ક્સવાદી પક્ષની ઇમારતનાં સ્વપ્નાં સેવી રહી હતી.

આ એકતાનું પરિણામ ટ્રેડ યુનિયનો તથા કિસાન અને વિદ્યાર્થી આંદોલનો માટે ઘણું સારું આવ્યું. દેશ આખામાં સમાજવાદની આબોહવા જોરદાર બની. ખુદ જવાહરલાલ નહેરુ અને સુભાષ બોઝનો આ પ્રયાસોને ટેકો મળ્યો. તેમને કોંગ્રેસને સમાજવાદી રંગે રંગવામાં અનુકૂળતા થઈ.

આમ, પ્રથમવાર રાષ્ટ્રવાદી સમાજવાદી પક્ષ અને કમ્યુનિસ્ટો કોંગ્રેસમાં શાહીવાદ વિરોધી એક વિશાળ રાષ્ટ્રીય મોરચે 'એકત્ર' થયા. એટલું જ નહિ પણ પં. નહેરુના પ્રયાસોને કારણે ટ્રેડ યુનિયનો અને કિસાન સભાઓનેય કોંગ્રેસમાં સંસ્થાકીય પ્રતિનિધિત્વ પ્રાપ્ત થયું.

પરંતુ આ દરમ્યાન મસાણી-લોહીઆ-અચ્યુતનો કમ્યુનિસ્ટ વિરોધ વધુ સ્પષ્ટ અને જોરદાર બન્યો હતો. કમ્યુનિસ્ટો સમાજવાદી પક્ષમાં જોડાયા પછીય પોતાની સ્વતંત્ર પાર્ટીની શિસ્તને વશ રહે અને સમાજવાદી પક્ષનો ઉપયોગ પોતાની પાર્ટીને મજબૂત બનાવવા પૂરતો જ કરે-એ સહ્યું જાય એવું ન હતું. તેમાં વળી, ૧૯૩૮માં લાહોર પરિષદમાં કમ્યુનિસ્ટોએ સ. પક્ષને ગળી જવાનો પ્રયાસ કર્યો પછી તો કડવાશ અને અવિશ્વાસ વધી ગયાં. એક બાજુ કમ્યુનિસ્ટોની સંકુચિત નીતિ અને તેની સામે મસાણી-લોહિયા-અચ્યુતની કમ્યુનિસ્ટદ્વેષની નીતિ વચ્ચે ઘર્ષણ વધ્યું જ અને આચાર્ય નરેન્દ્રદેવ અને જે. પી.ના એકતાના પ્રયાસો દિવસે દિવસે નિષ્ફળ નીવડયા.

યુદ્ધ ફાટી નીકળતાં (૧૯૩૯)તો કમ્યુનિસ્ટોએ ક્રાંતિ હાથવેંતમાં જોઈ લીધી; અને દેશની લગામ 'રાષ્ટ્રીય મૂડીવાદ' અને તેમના 'ગદ્દાર સાગરિત' સમાજવાદીઓના હાથમાંથી છીનવી લેવા કમ્યુનિસ્ટો સમાજવાદી પક્ષનો ત્યાગ કરી મેદાને પડયા. આથી સમાજવાદી પક્ષમાંય ભંગાણ પડયું: આંધ્ર, મલબાર અને તામિલનાડની અંદર સમાજવાદી શાખાઓ કમ્યુનિસ્ટોને હસ્તક જઈ પડી. સમાજવાદીઓ માટે આ જેવો તેવો ઘા ન હતો.

યુદ્ધ દરમ્યાન, ૧૯૪૨ની લડતના દિવસો આવતાં, સમાજવાદીપક્ષ 'ભારત છોડો'ની લડતની આગેવાની લઈ વળી પોતાનું હીર પ્રગટ કરવા ગયો; ત્યારે કોંગ્રેસ નેતાગીરી જેલમાં હતી; અને કમ્યુનિસ્ટોએ આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ નીતિના પૂંછડે બંધાઈ 'ભારત છોડો'ની લડતનો ખુલ્લો વિરોધ કરી રાષ્ટ્રીય દ્રોહનો માર્ગ અપનાવ્યો હતો.

આ પછી સમાજવાદી અને સામ્યવાદીપક્ષો વચ્ચેનો છેવટનો તુટાવ આવી ગયો.

૧૯૪૮ પછી વળી સમાજવાદીપક્ષનાં વળતાં પાણી થયાં. ૧૯૫૨ની પ્રથમ રાષ્ટ્રીય ચૂંટણી વખતે આચાર્ય કૃપાલાનીજી (તેમણે કિસાન મજદૂર પ્રજાપક્ષ સ્થાપ્યો હતો) એ સમાજવાદી પક્ષના સહકારમાં ચૂંટણીજંગ ખેલ્યો. પરંતુ પક્ષને તેમ છતાં, ધારેલી સફળતા મળી નહિ. કમ્યુનિસ્ટ પક્ષ જ પાર્લામેન્ટમાં અને કેટલીક રાજ્ય ધારાસભાઓમાં

મજબૂત બની દાખલ થયો.

આ પછી કોંગ્રેસ સમાજવાદી પક્ષ પ્રજાસમાજવાદી પક્ષ રૂપે રૂપાંતર પામ્યો, કૃપાલાનીજીનું ઉદ્દામ કોંગ્રેસી જૂથ એમાં દાખલ થયું; અને કોંગ્રેસ તથા કમ્યુનિસ્ટોથી 'સમાન અંતરે રહેવાની નીતિ'નું સૂત્ર શરૂ થયું; આ પછી પક્ષ માટે નવી જિંદગી શરૂ થવાની આશાઓ સેવાઈ. પરંતુ, ૧૯૫૭ના બીજી સાર્વત્રિક ચૂંટણીમાં પણ પ્ર. સ. પક્ષને ધાર્યો સફળતા ન જ મળી।

આ દરમ્યાન, બીજી બાજુ સમાજવાદી પક્ષમાં સારી એવી કમજોરી પ્રવેશી ચૂકી હતી. મસાણી મુક્ત-ઉદ્યોગવાદ તરફ વળી ચૂક્યા હતા; અચ્યુતે આધ્યાત્મિક સાધનાનો પંથ લઈ લીધો હતો; લોહિયાએ આંતરિક બંડ ઉઠાવી નવો પક્ષ સ્થાપ્યો હતો; જયપ્રકાશ પક્ષથી વધુ ને વધુ 'પર' બની ગયા હતા; આચાર્ય નરેન્દ્રદેવ હતાશ હતા, અને બિમાર અસહાય હતા કૃપાલાનીજીને પક્ષની આંતરિક સમસ્યાઓમાં રસ ન હતો; ધીમે ધીમે અશોક મહેતાની નેતાગીરી આકાર લઈ રહી હતી–જે કોંગ્રેસ તરફ વધુ ને વધુ ઢળી રહી હતી.

તેવામાં જ, કોંગ્રેસની અવાડી બેઠકમાં સમાજવાદનો આદર્શ સ્વીકારાયો. અને પ્રજાની નજરમાં પં. નહેરુ ભારતીય સમાજવાદના પ્રતીક જેવા બની ગયા. અને તેમ થતાં સમાજવાદી પક્ષમાં પોતાના સ્વતંત્ર અસ્તિત્વની ચિંતા દેખાવા લાગી।

વિચિત્ર વાત તો એ છે કે, છેલ્લાં વરસોમાં સમાજવાદી પક્ષ વર્તનમાં અનેક રીતે કોંગ્રેસની નજદીક જઈ રહ્યો છે; અને છતાં પં. નહેરુની નેતાગીરી સામે કડક વિરોધી વલણ તે જ દાખવે છે। નહેરુની સમતોલ પરદેશ નીતિ, જેને વિષે લગભગ સાર્વત્રિક ઉત્સાહ અને ટેકો જોવા મળે છે, તેમાં પ્ર સ. પક્ષનો અણગમો વધી રહ્યો છે. અને મુંબઈમાં મળેલી રજત પરિષદમાં શ્રી જયપ્રકાશે તો એટલી હદે કહી નાખ્યાનું જાણવા મળે છે કે, ભારતની સમાજવાદી પ્રગતિની આડે જો કોઈ ઊભું હોય તો તે પં. નહેરુ છે।

આજે જાણે, સ. પક્ષની નીતિના બે મુખ્ય પાયા છે: (૧) કમ્યુનિસ્ટ વિરોધ અને (૨) કોંગ્રેસ–ખરેખર પં. નહેરુની નીતિનો વિરોધ। આવી નીતિ બળની નહિ પણ કમજોરીની નીતિ નથી શું?

અમે આરંભમાં જણાવી ગયા તેમ, એ દુર્ભાગ્યની વાત છે કે, જે પક્ષના પાયામાં લોકશાહી + સમાજવાદનું સૂત્ર છે, * જે પક્ષે વિનોબા પ્રણિત સર્વોદયી ભૂદાન આંદોલન તરફ સારો એવો ઝોક લીધો છે; અને એકંદર ભારતીય–રાષ્ટ્રીય ભાવના પણ જેનું એક મુખ્ય લક્ષણ રહ્યું છે, તે જ પક્ષ પૂરી પચ્ચીસી પછી હજી અટવાતો જ નજરે પડે છે।

---

[ અનુસંધાન પાન ૬૩૦થી ]

એટલા માટે જ અહીં જુદી જુદી જાતનાં દૃષ્ટાંતો આપ્યાં છે. જગતના અનેક મહાન્ કલાકારોએ ઘોડાનાં ચિત્ર દોર્યાં છે. વસ્તુ એક, પણ રીત જુદી, અવનવાં રૂપાંતરો. પર્શિયન ઘોડો જુઓ, મોટું શરીર ને પાતળા પગ। બહુ જ નાજુક રેખાઓ સાથે, બહુ જ કોમળ, સુંવાળી એમની દૃષ્ટિ લાગે. લિયોનાર્દોનું રેખાંકન જુઓ, ઘોડાના પ્રાકૃતિક સ્વરૂપને ઘણું મળતું. પણ એની રેખાઓના મોટા મોટા વળાંકો એના રેખાંકનનું બળ સૂચવે છે. એનો ઘોડો જુસ્સાદાર લાગે છે. ત્યારે પિકાસોનું આલેખન, Guernicaનો એક ભાગ. એ તો વિશ્વયુદ્ધના પ્રત્યાઘાતોના સાંભા ચિત્રનું એક પાત્ર. યુદ્ધમાં થયેલા ધ્વંસના પ્રતીકરૂપ. અભિવ્યક્તિવાદની પદ્ધતિએ ઊભું થયેલું ઘોડાનું છિન્નવિચ્છિન્ન શરીર કેવું યાતનાનું પ્રતીક છે। અને આ વેડછી (જિ. સૂરત)ના આદિવાસીઓના દેવતાઓના અર્ધ્યનું એક રમકડું–ઘોડો। કેટલી લાંબી ટટ્ટાર ગરદન અને સાદું છતાં બળવાન આલેખન. ત્યાર પછીનું હિંમત શાહ નામના નવકલાકારનું રેખાંકન, એમાં પ આલેખનની સ્ફૂર્તિ, આકારની સાદાઈ નોંધપાત્ર છે.

ઈટ્રુસ્કન ઘોડામાં થોડું ઈજિપ્શિયન રેખાંકન જેવું એકધારાપણું છે, અને પુરાતન માનવી જેવું સ્પષ્ટ (Bold) દર્શન છે. એણે ઘોડાનાં શારીરિક પ્રમાણોની ઝાઝી પરવા નથી કરી. ઠીક લાગ્યું ત્યાં એણે અંગો લાંબાં ટૂંકાં આલેખ્યાં છે. આલેખનની સાદાઈ હોવા છતાં રેખાઓનો પ્રવાહ પણ જણાયા વગર નથી રહેતો.

# રસાસ્વાદ

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

—સુરેશ હ. જોશી

## ચાલતાં ચાલતાં | પ્રિયકાંત મણિયાર

શહેરનો રાત્રિનો માર્ગ વિચારોથી ભર્યો ભર્યો,
તેજીલા વીજદીવાની વચ્ચેથી હું વહ્યો જતો.
ઓચિંતા નીરખું મારી છાયા શી સરકી જતી
વેગીલી આવતાં કાર દોડતી તીક્ષ્ણ દૃષ્ટિએ,
ચાંપેલી ચરણે મારી છાયા શી સરકી જતી;
સામેથી આવતાં અન્ય વળી ત્યાં કોઈ વાહન
ધૂમતી શીઘ્ર તો એવી મકાને કો ચડી જતી,
પથના દીપના તેજે ઢોળાયાં જલના સમી;
ઘડીક ઠીંગણું રૂપ લાવતી તો પ્રમાણમાં,
ઓચિંતી વધતી કિંતુ લાંબા કો સળિયા સમી;
એકી સાથે ધરે રૂપ ત્રણ કે ચારથી ય વધુ,
મુખ્યત્વે આકૃતિ માત્ર, ઇન્દ્રીયોનું કશું નહિ;
પૂલપે ચાલતો તો યે નદીના પટમાં વહે,
તીરનાં વૃક્ષનાં પર્ણે ચોંટીને ઉપરે ચઢે;
ઓચિંતી વ્યોમથી વર્ષા પાણી તો પગથી લગી
જલનાં બિંદુ બિંદુએ આવી તો ગેલમાં જતી,
થંભું હું ક્યાંક તો કેવી જાવાને તડપી રહે
બ્હેતા એ વ્હેણની સાથે મૂકીને મુજને પૂઠે!
દૃષ્ટિયે મેળવી જેની સાથે ના ક્ષણ એક તે
અજાણી નારીના આછા સાળુમાં જઈને રમે,
આખાયે પથને રોકે એટલી પુષ્ટ થાય એ;
ક્ષણનું સઘળું રૂપ, ક્ષણમાં લુપ્ત થાય, ત્યાં
વિરૂપ રૂપનો પ્રશ્ન? અન્ય સાથે ભળી જવું,
આધીન સર્વ સંજોગે વાંકાચૂકા વળી જવું;
ભરાતી સર્વ આંટામાં ગાડીના મંદ ચક્રમાં
ચાલતા રૂહેંટનું દૃશ્ય દૃષ્ટિ સામે થતું ખડું,
લક્ષ્યને પ્હોંચતાં પહેલાં મારી એ મોર પહોંચતી;
અંધારા કોક ખૂણામાં દેખાતી ગેબ એ થતી.
જૂજવાં જૂજવાં રૂપ પેખ્યાંથી કલાંત હું હવે
લોચનો મીંચીને થંભુ સર્વ ત્યાં એકઠાં થતાં,
અજાણ્યા ધૂંધળા આછા ઘેરા અંધાર રૂપમાં;
ફરીને લોચનો ખોલું, નીરખું હું નહીં નવું,
અનંત જૂજવાં રૂપે એ જ હું એ જ હું લહું.
છાયાના રૂપમાં આ તો મારાં સૌ ચિત્ર ચાલતાં,
ચાલતાં ચાલતાં જોયું મારું મેં ચલચિત્ર આ.

['અશબ્દ રાત્રિ'માંથી]

માણસે કદાચ સૌથી પ્રથમ શોધ પડછાયાની કરી હશે. પોતાનો પડછાયો જોઈને આદિ માનવને કુતૂહલ, ભય—શું શું થયું હશે? હજુ ય બાળકને આપણે પડછાયો જોઈને અચરજ પામતું, બીતું, એની જોડે રમતું જોઈએ છીએ. આપણે જીવનમાં શિશુસહજ કૌતુકથી બહુ ઓછી વસ્તુને જોઈને માણી શકીએ છીએ. પડછાયામાંથી ભારેખમ

ફિલસૂફી, વૈરાગ્યબોધ આપણા વેદાન્તીઓએ, પ્લેટોએ આપણને આપ્યાં છે. તેમ છતાં વસ્તુઓના પડછાયા, અનેક વસ્તુના પડછાયા ભેગા થતાં એમાંથી સર્જાતાં નવાં રૂપ આજે ય જોવાં ગમે છે. છાયા વિનાનું એકલું તેજ વિધુર લાગે છે. છાયા એ દૃશ્ય રૂપની આસ્વાદ્યતાનું અનિવાર્ય અંગ છે.

પડછાયાને આકાર છે, કદ છે ને છતાં એ પ્રાણ કે સ્પર્શ નથી. વળી તેજનું પ્રમાણ, દિશા બદલાતાં એ કામરૂપ પોતાનાં રૂપો સહેજમાં બદલી નાંખે છે. નાના હતા ત્યારે બેડાબેડા વાદળોનાં રૂપ બદલાતાં જોવાની કેવી મજા આવતી! એવા જ કશા કૌતુકથી પડછાયાની લીલાને જોવાનું આપણને હજુ ય મન થાય છે.

ખરેલું પાંદડું પવનમાં સેલારા લેતું, અનેક રેખાઓ અદૃશ્ય રીતે દોરતું હોય એ ઘડીભર જોયા જ કરવાનું મન થાય છે; પ્રભાત થતાં કિરણોની કુંણી હૂંફથી રસાઈ જવાનું ગમે છે; સાંજવેળાએ બારીના કાચ પર એકાએક ભડકો થઈ ઊઠ્યો કે શું એવા વિસ્મયથી આપણી નજર જાય છે; લજ્જારુણ કપોલ પર આંખની પાંપણની લઘુક છાયાની ભાત પડેલી જોવી ગમે છે. રાતે ઊંઘમાંથી એકાએક જાગી જઈએ, ત્યારે બારીમાંથી આવતી કૃષ્ણપક્ષની આછી ચાંદનીનો ઘરના અન્ધકારને પુટ આપતાં આપણું પરિચિત ઘર, એનો અસબાબ, આપણી પાસે સૂતેલી વ્યક્તિ એક નવી અપરિચિતતાના પરિવેશમાં કેવાં માયાવી બની રહે છે! તેજ ઓછુંવત્તું થાય, દૃષ્ટિનો ખૂણો સહેજ બદલાય કે આ રમ્ય અપરિચિતતા, નવીનતા આવી જ જાણવી. કેલિડોસ્કોપને જોતા હોઈએ એવી રીતે દુનિયાને જોવામાં મજા છે—પણ એમાંથી ફિલસૂફી ડહોળવા બેઠા તો મામલો ખતમ!

આપણા કવિની પડછાયા સાથેની રમત જોવા જેવી છે. શહેર છે, રાતનો વખત છે, સરિયામ રસ્તો છે, પણ તે સૂનો છે. એ રસ્તા પર 'તેજીલા વીજદીવા' છે. સૌથી પ્રથમ દૃશ્ય કવિ આપણી સમક્ષ આ ખડું કરે છે. પણ શહેરનો માર્ગ કેવો છે?

"શહેરનો રાત્રિનો માર્ગ વિચારોથી ભર્યો ભર્યો."

રસ્તો સૂનો છે એમ સીધું કહે તો કવિ શાના? માટે એમણે રસ્તો 'વિચારોથી ભર્યો ભર્યો' કહીને રાતવેળાના શહેરના સૂનાં રસ્તાની મુદ્રાનું સુરેખ ચિત્ર આંકી દીધું. આપણે ય ઘણીવાર આવું ચિત્ર ક્યાં નથી જોયું?—રસ્તાની બે બાજુની નિસ્તબ્ધ ઇમારતો વિમાસણમાં પડીને ઊભી હોય, વીજળીના દીવાનો એક સરખો પ્રકાશ એ જાણે એના મનમાં કંતાતા વિચારના દોર જેવો હોય. (હમણાં જ રાતવેળાના સૂમસામ રસ્તાનું આવું સુંદર ચિત્ર એક 'નવોદિત' અંગ્રેજ કવિની કવિતામાં વાંચ્યું, તેમાં આ પંક્તિ હતી : The lamps were lecturing light). વળી રસ્તો સૂનો હોય ત્યારે જ આપણે આપણી જાત સાથે એકલા પડીએ ને વિચારે ચઢીએ. તો રસ્તાનું સૂનાપણું, ભારેપણું—પહેલી પંક્તિમાં કાવ્યનો પરિવેશ તૈયાર થઈ ગયો. એકલો પડેલો માણસ જ સાથીને શોધે.

ને આવી વેળાએ પોતાના જ પડછાયા સિવાય બીજો સાથી કોણ મળે? માટે સ્વાભાવિક રીતે જ કવિની નજર પોતાના પડછાયા પર પડે છે. પણ એ છાયા ય જાણે સાથ ન આપવા માગતી હોય તેમ કવિની નજર પડતાં જ 'સરકી જતી' દેખાય છે. આપણી છાયા ય આપણને હમેશાં સાથ આપશે એની ખાતરી નહિ! સામેથી વેગીલી કાર આવી, ત્યારે ચરણ નીચે ચંપાયેલી, સર્વથા અનુગત (સીતાને માટે મહાકવિએ કહ્યું છે : છાયેવાનુગતા), છતાં સરકી ગઈ! માત્ર સરકી ગઈ નહીં, કવિને છોડીને કોઈ અજાણ્યાના મકાનમાં ચઢી ગઈ. હવે કવિ આ છાયાની કામરૂપતાની માયામાં બરાબર ફસાયા છે. હવે આપણને છાયાનાં અનેક રૂપો જોવાનાં મળે છે. એ બધાં જ ચિત્રો ક્રિયાશીલ છે, 'ચલ' ચિત્રો છે. ભગવાનના દશ અવતારનું વર્ણન જયદેવના 'ગીતગોવિંદ'માં આપણે વાંચ્યું છે. અહીં છાયાના અવતારોનું વર્ણન છે. કદીક ઠીંગણી, કદીક પ્રલંબ, કદીક એકી સાથે બે ત્રણ રૂપ ધારણ કરતી, કદીક પાણીના રેલા જેવી—ને પછી કવિ ઉમેરે છે :

"મુખ્યત્વે આકૃતિ માત્ર, ઇન્દ્રીયોનું કશું નહીં," આ પંક્તિ મને ન ગમી. એ લખવાની જરૂર નહોતી.

આ પછી પોતે અને પોતાની છાયા—એ બે એક સાથે સંલગ્ન ને છતાં છાયાનું સ્વાતંત્ર્ય કેવું, તે આશ્ચર્યથી વર્ણવે છે. છાયાને ઇન્દ્રિય નથી, એટલે બ્રહ્મની જેમ ગાત્રસ્પર્શ પણ નહિ! આથી નદીનાં જળથી બચવા કવિ પૂલ પરથી ચાલે તો છાયા બેધડક પાણીમાં ચાલે; પછી કાંઠો નજીક આવે ત્યારે નદીમાં નાહવા પડેલા રમતિયાળ કિશોરની જેમ કાંઠા પરના ઝાડ પર ચઢીને બહાર આવે. આ વર્ણન સુરેખ અને સુંદર છે :

"તીરનાં વૃક્ષનાં પર્ણે ચોંટીને ઉપરે ચઢે."

ને વરસાદ પડે ત્યારે તો એ એના બિંદુએ બિંદુએ વ્યાપી જઈ ને ગેલમાં આવી જાય છે. કવિ સ્થિર છે, ત્યારે એની છાયા અણુ અને વિભુ બંને રૂપે વિહરે છે. એ કેટલીક ચમત્કારી લીલા પણ કરે છે: કવિ સ્થિર ત્યારે એ અધીરી ને ગતિશીલ. કવિ પરનારીને દૃષ્ટિ સ્પર્શ પણ ન કરે એવા ભદ્રપુરુષ, પણ છાયા એના સાળુમાં જઈ ને રમતાં ય સંકોચ પામે નહિ.

આટલે સુધી આવ્યા પછી કાવ્યનો વળ ઊતરતો લાગે છે. આનું કારણ એ છે કે છાયાનાં અનેક રૂપોના વર્ણનમાં વિશિષ્ટ સ્વરૂપનું સંવિધાન કવિ યોજી શક્યા નથી. છાયા પોતે બદલાય છે, એ હકીકતનું સુરેખ અને કૌતુકજનક વર્ણન છે, પણ આપણને એટલાથી સંતોષ થતો નથી. છાયા પોતે પણ વસ્તુઓનાં રૂપ બદલે છે. આ બીજો ભાગ અહીં કવિ આપણને બતાવતા નથી. આ બીજા ભાગને બદલે (આપણને શરૂઆતથી જ ભય હતો) કવિ ફિલસૂફી તરફ વળે છે, છાયાના પર બળાત્કાર થાય છે. છાયા સુંદર કે વિરૂપ નથી, એને મિત્રશત્રુ નથી, એ બધામાં ભળી જાય છે, અરે, ચકુના આંટામાં સુદ્ધાં! ને કદાચ એની આ ગુણવત્તાને કારણે જ એ કવિના કરતાં લક્ષ્યને પહેલાં પહોંચે છે! આ 'લક્ષ્ય' શબ્દના પર મને પહેલેથી જ વહેમ હતો. હવે કવિ નરસિંહ મહેતાની ટોપી માથા પર મૂકે છે ને 'અનંત જૂજવાં રૂપ'થી થાકીને આંખ મીંચે છે, ત્યાં બંધ કરેલી દૃષ્ટિના પડદા પર એ જ રૂપોનું 'ચલચિત્ર' અંકાતું જુએ છે. આમ દોરીકૂદતી ચૌદેક વર્ષની કિશોરીના જેવી ચંચળ નટખટ એવી આરંભની કવિતા અંત સુધી પહોંચતાં ભારેખમ (વૃદ્ધ કહીશું?) બની જાય છે. કવિ 'ક્લાંત' છે, ને એ ક્લાંતિનો બોજો કવિતાના નાજુક ખભા ઉપર નાખી દેવાનો જુલમ કરે છે. અંતે તો 'સોઽહં સોઽહં' 'એ જ હું, એ જ હું'નો ધ્વનિ નીકળે છે. કોઈ ભાવિક એમ પણ કહે કે આટલી નાની કૃતિમાં છાયાથી તે સોઽહં સુધી પહોંચવાનો મહા વિક્રમ કવિએ સિદ્ધ કર્યો છે. ભલે, અમે સંસારી માણસ છીએ. છાયાને ય વળી બીજી છાયા વળગાડવી, એના કરતાં છાયાની માયાને જ આસ્વાદવી અમને ગમે છે, 'શું કરીએ—કળજુગ ચાલે છે ને!'

અનુષ્ટુપમાં પ્રવાહી ગાંભીર્ય છે, ને એ પ્રારંભની સજીવ ચંચલ લીલાને વર્ણવવામાં બરાબર ખપમાં આવે છે, ને અંતના ગાંભીર્યનો ભાર પણ ઠીક ઉપાડે છે.

આમેય તે આપણી કવિતામાં સજીવ ચિત્રાત્મકતા, નર્યું શુદ્ધ કૌતુક, સ્પર્શગોચરતા ઓછાં છે. પ્રિયકાંતની કવિતામાં આ બધું છે. પણ નિરંજનાદિની થોડીક અવાંછનીય અસરમાંથી મુક્ત રહે તો એમની આ વિશિષ્ટતા પાંગરે. વિશૃંખલ, કાવ્યના ઘડતરમાં પોતાની અનિવાર્યતા નહિ ઉપજાવી શકનાર ને કેટલીક વાર વિસંવાદી, કાવ્ય ઉપાડી ન શકે એટલી ભારે 'ઇમેજ' યોજવાનું પ્રલોભન ટાળવા જેવું છે.

આમ છતાં આ સૃષ્ટિની કામરૂપતાની કમનીય છબિ સજીવતાથી વિરૂપવાનું કવિકર્મ આપણી કવિતામાં પ્રિયકાન્ત કરશે. (નરસિંહ મહેતા સાથે respectable distance જાળવીને.)

કવિતામાં ફિલસૂફી ન આવે એમ નહિ, પણ આવે તો કાવ્યત્વ ઊણું પડે, ફિસ્સું પડે ત્યારે ખાલી જગ્યા પૂરવા નહિ, પણ કાવ્યનું જીવાનુભૂત તત્ત્વ બનીને આવે. આ જ વિષયની એવી એક અંગ્રેજી કવિતા જોઈએ:

### Beautiful Shadow

Beautiful shadow, cool, fastidious,
that follows substance like a wife or child,
You push the world a stage away from us
And you are all that from the huge and wild
Riotous abandon of the exodus
Of colour and of shape remain for us.
I do not think you the ridiculous
Follower or yes man of the old.
Lying phenomena that the eyes unfold.
But rather shy and quiet and moving here
In your cool tracks like a soft-stepping deer
And in your inner darkness burning all
False decoration from the actual.
Therefore remain with me, fine shadow, for
You are the ending of a metaphor
And all aesthetics gather round you till,
Thus loving you, I find you at the end,
Beyond the anguish of the ethical,
my best follower and my truest friend.

(New Poets 1959) —Jain Crichton Smith

# ઇટ્રુસ્કન ચિત્રકલા

ગુલામ મોહમ્મદ શેખ

## ઘોડો :

ગ્રીક કલાની સાથે સાથે આપણે જરા એની નજીકની, બહુ જાણીતી નહિ, પણ જાણવા યોગ્ય એવી ઇટ્રુસ્કન (Etrusean) કલાનો થોડો પરિચય કરીએ. આ કલાનાં ઘણાં ચિત્રો મૃત મનુષ્યોનાં ગર્ભગૃહોમાં જ થયાં છે. ઇજિપ્શિયન લોકો જેવી જ આ લોકોની માન્યતા હતી અને તેથી તેઓ પણ મૃત મનુષ્યના ખંડને ચિત્રોથી શણગારતાં. પણ આપણે એમની માન્યતાઓ સાથે ઝાઝો સંબંધ નથી રાખવો. એમની ચિત્રકલા જ જોઈએ.

અહીં આપેલા ઘોડાનું ચિત્ર જોઈએ. ઘોડો નામનું પ્રાણી આપણને બધાને ખૂબ પરિચિત છે. પણ કદાચ આપણા કરતાં વધારે પરિચિત આપણા પૂર્વજોને હતું. કારણ કે ત્યારે અત્યારની જેમ આપણે ઘડ બારણું ખોલીને બેસી જઈએ તેવી, મોટરો, બસો વાહનોની શોધ નહોતી થઈ. એક જગ્યાએથી બીજી જગ્યાએ જવું હોય તો ઘોડો



[ લિયોનાર્ડોનું રેખાંકન ]



[ ઇટ્રુસ્કન

જ હાથમાં આવે. વળી એ સમયનું સામાજિક જીવન અત્યારના જેવું બહુ જ નિશ્ચલ પણ નહિ હોય. કયા પ્રદેશ પર ક્યારે ચડાઈ થાય ? તેની સામે તૈયારી સહુને રાખવી પડતી. ગ્રીક લોકો તો યોદ્ધા અને ઇટ્રુસ્કન પણ એવી જ એક જાતિ. એમણે લગભગ ઇ. સ. પૂર્વે પાંચમી સદીમાં બાંધેલ ગર્ભગૃહની દિવાલ પર આલેખેલો આ ઘોડો.

કદાચ બીજા પ્રાણીઓમાં ઘોડો, એ સૌથી વધારે ચપળ, દેખાવે સુંદર અને ઉપયોગી પ્રાણી છે. ઉપયોગી અત્યારે છે તેના કરતાં પહેલાં સવિશેષ હશે. પહોળું છતાં પાતળું (બળદ જેવું જાડું) નહિ તેવું લીસું શરીર, લાંબા, પાતળા પગ અને ઊંચી ગરદન, એ ઘોડાનું નયનરમ્ય એવું દર્શન



[ પિકાસોનું રેખાંકન ]

છે. વળી જ્યારે એમના જીવનમાં ઘોડાનુ તો મહત્ત્વનું સ્થાન હતું ત્યારે કલાકાર એને ચિતર્યા વિના કેમ રહે?

આ આલેખનમાં તમને સાવ આબેહૂબ આલેખન જોવા નહિ મળે. છતાં કલાકારનો ઘોડાના આલેખનનો અભ્યાસ પણ વરતાયા વગર નહિ રહે. એણે ઊંચી લાંબી ગરદન કરી છે, શરીર વધારે પાતળું કર્યું છે, અને પગ જરા વધારે લાંબા અને ટટ્ટાર–સીધા કર્યા છે. પરંતુ એના લીધે પેલો રેખાનો પ્રવાહ કેવો ધસમસતો વહે છે. કેશવાળી વાળી ગરદન પરથી વહેલી રેખા છેક પૂંછડી સુધી કેવી દોડી જાય છે. લાંબી લાંબી વહી જતી બધી રેખાઓ. ક્યાંક ક્યાંક આછા વળાંકો આવે. ઘોડાનો સ્નાયુ આવે, ત્યાં પણ જ્યાં જરૂર ન હોય ત્યા ખાંચ ન આવે. પેટ પરની રેખા કેવી અવિશ્રાન્ત પગ સાથે વહી જાય છે! આમ એણે આ લય બહુ સરસ રીતે જાળવ્યો છે, એ પહેલી નજરે જ જણાય છે. છતાં ઘોડાના સામાન્ય સ્વરૂપ (Type)ની એમાં અવગણના નથી થઈ. એ ઘોડો (વિષય) પણ રહે છે. અને સાથે સાથે રૂપાંતરિત કલાતત્ત્વોનું સંમિશ્રણ પણ આગળ પડતો ભાગ ભજવે છે.

એથીય વિશેષ એ કે એમા ઘોડાના આકાર 'માત્રની' નકલ નથી રહેતી, પણ કલાકારે કરેલું વિશિષ્ટ દર્શન જ મુખ્ય રહે છે. કોઈ પણ વસ્તુને આપણે પુનઃસર્જિત કરી શકતા નથી. એ અશક્ય જ છે. એક પાણીનો ફુવારો જ લ્યો. 'હું' 'એનું' ચિત્ર કરું કે એનો ફોટોગ્રાફ પાડું, પણ એ ફુવ્વો તો હું બનાવી શકવાનો નથી. એક વસ્તુ બની ગઈ. એનું બીજું જીવન સંભવે નહિ. કલાકાર કે દૃષ્ટા તો એમાંથી એનો એક હિસ્સો જ પકડે છે અને એને રજુ કરે છે. અને એ હિસ્સો, સ્વદૃષ્ટિએ પારખેલો, રજુ કરવાની રીત તે જ મૌલિકતા. કોઈ બીજાએ એમ કર્યું માટે નહિ. અને એથી જ જુઓને, આ ઘોડો કેવો અલગ તરી આવે છે. ઘોડાની નસલ બદલાતી હશે પણ જુદા જુદા પ્રદેશામાં એનું પ્રાકૃતિક રૂપ તો નહિ જ બદલાય, એનામાં ઘોડો હોવાનાં બધાં જ તત્ત્વો રહેશે. (બીજા પ્રદેશનો ઘોડોને શિંગડાં નહિ ઊગે.)

છતાં એ ઘોડો જુદો રહેશે. મારા પ્રદેશનો, મેં જોયેલો ઘોડો, અરે, ઘોડાનું સ્વરૂપ અને Type જુદાં હશે. અને એ Type માંથીય જ્યારે હું મારું પોતાનું દર્શન અલગ તારવીશ, ત્યારે એ એની મૌલિકતા ગણાશે. એ ઘોડો મેં મારી નજરે જોયેલો ગણાશે, અને તમારે એને સમજવા માટે મારી નજરે જોવું પડશે.

(જુઓ પાન ૬૨૫)


આધુનિક (હિંમત શાહ)


[ વેડછી (આદિવાસીઓની કૃતિ) ]

[ વિશ્વમાનવ ફિરોઝમેર ખાસ

[ 'અનુસંધાન' પાન ૫૯૧થી ]

* ત્યાર બાદ, (૧૯૪૬-૪૭) કોમી વિખવાદમાંથી પેદા થયેલાં આંતરવિગ્રહનાં વરસો શરૂ થયાં હતાં, ને આર્થિક તંત્ર વિશેષ ખોરંભાયું હતું.

* ભારતના ભાગલા થતાં, ભારતના સમૃદ્ધ પ્રદેશો (પૂર્વબંગાળ ખાસ કરીને) પાકિસ્તાનને હસ્તક ચાલ્યા ગયા હતા.

* પાકિસ્તાન સર્જાયા પછીય, કોમી હુલ્લડો એકાબૂ રહ્યાં હતાં – ખૂન, લૂંટ, આગ, અત્યાચાર ઉપરાંત હિજરતીઓની કતારો શરૂ થઈ ગઈ હતી! ૮૦ લાખ નિર્વાસિતોની વ્યવસ્થા કરવાની હતી!

* તેમાં વળી ૧૯૪૭ના અંતમાં જ કાશ્મિર ઉપર પાકિસ્તાની હલ્લો ચાલુ થયો હતો, અને ભારતને માથે વધુ ફોજી ખર્ચનો બોજો લદાયો હતો.

આમ, ૧૯૪૦થી ૪૭નાં વર્ષો દરમ્યાન, ભારતની કમજોર ગરદન પર અસહ્ય આર્થિક બોજો આવી પડ્યો હતો. અને ત્યારે, આર્થિક ક્ષેત્રે ઇજારદારો, નફાખોરો, અને કાળાબજારીઆં સ્થાપિત હિતોએ એટલી હદે પોતાનો કાબૂ જમાવ્યો હતો કે, નહેરુએ ભારતની પ્રથમ ચૂંટણી પ્રસંગે (૧૯૫૧) 'કાળાબજારીઆઓને ફાંસીએ લટકાવવાનો' પડકાર ફેંકવા છતાં, ચૂંટાઈને આવ્યા પછી એનો બિલકુલ અમલ કરવા તેઓ શક્તિમાન રહ્યા ન હતા!

૧૯૫૦ના માર્ચ માસમાં 'પ્લાનિંગ કમિશન'ની સ્થાપના થઈ, અને ૧૯૫૧માં પહેલી પંચવર્ષીય યોજનાનો આરંભ થયો; પરંતુ દેશની આર્થિક જવાબદારી ઉપર પકડ જમાવી બેઠેલાં સ્થાપિત હિતોને હચમચાવવાનું ભારે બન્યું હતું

* કાપડ, સાકર, પોલાદ, સીમેન્ટ અને એન્જીનિયરિંગની કેટલીક શાખાઓ ઉપર રાષ્ટ્રીય ઇજારદારોની પકડ હતી.

* ઉપરાંત કોલસા, શણ, તેલ, ચાના જંગી ઉદ્યોગો ઉપર બ્રિટિશ મૂડીની પકડ કાયમ હતી.

* રાષ્ટ્રીય ઇજારદારો અને પરદેશી મૂડીદારો વચ્ચે સારી એવી ગાંઠ બંધાયેલી હતી.

પરિણામે સમસ્યા વિશેષ કપરી બની ગઈ હતી—

* આ વિદેશી અને રાષ્ટ્રીય ઇજારદારોની પકડને એકદમ તોડવા જતાં ભારતનાં હયાત આર્થિક તંત્રને જ ખતમ કરવાનો ભય જાગ્યો હતો.

* એવું કરવા કોઈ ધારે તોય લોકશાહી માર્ગે કરવાનું ભારતની જાગૃતિ અને પરિસ્થિતિમાં અશક્ય જ હતું. ખુદ કોંગ્રેસ પાસે જ આવી નીતિનો સ્વીકાર કરાવવો ત્યારે શક્ય ન હતો; ઉદ્યોગપતિઓ અને સિવિલ સરવન્ટો વચ્ચેની ગાંઠ પણ ચાલુ હતી. અલબત્ત, સરમુખત્યારી સત્તા માટે આનો એક ઝટકે અંત આણવો શક્ય બનત પરંતુ નહેરુ એવો ભાગ ભજવવા તૈયાર જ ન હતા. એટલે એમણે નવા રાહ–નવા ઉપાયો વિચારવા માંડ્યા હતા.†

* ભારતને તત્કાલ સૌથી પહેલી જરૂર વધારે ઉત્પાદનની હતી. ૧૯૪૮ના જાન્યુઆરીમા જ તેમણે જાહેર કરી દીધું હતું—' Produce or Perish ' ('ઉત્પાદન વધારો યા ખતમ થાવ').

* હયાત ખાનગી ઉદ્યોગોને હચમચાવ્યા વિના, નવા મોટા ઉદ્યોગોનો વિકાસ કરવા પાછળ લાગી જવાનું તેમણે ડહાપણભર્યું ગણ્યું હતું.

બીજા સવાલો પણ તેઓ વિચારી રહ્યા હતા—

૧. મોટા ઉદ્યોગો માટે જંગી મૂડી જોઈએ. તેને માટે કાં તો દેશી અથવા વિદેશી પૂંજીપતિઓ પાસેથી મદદ મેળવવી જોઈએ. એને માટેય પરિસ્થિતિ અનુકૂળ થવા દેવી જ રહી.

૨. ભારત તો કિસાનોનો દેશ રહ્યો! કિસાનોની હાલત અતિશય બદતર. મોટે ભાગે કુદરતી વરસાદ ઉપરજ જીવનમરણનો આધાર! અનાજ અને કપાસ પણ ભારતે પરદેશથી આયાત કરવાં પડે—૨૦૦ કરોડ રૂપીઆ ખરચીને, એવી હાલત હતી.

## પહેલી પંચવર્ષીય યોજના

નહેરુએ પ્રથમ પંચવર્ષીય યોજનામાં ખેતી ઉત્પાદન, અનાજ, અને બેકારીની સમસ્યાને નજરમાં રાખી. અને

---

† રશિયામાં ક્રાંતિબાદ યુદ્ધ અને આંતરવિગ્રહના અંતે જે ભીષણ ખાનાખરાબી થઈ હતી, તે વાસ્તવિક સ્થિતિ કળી જઈ લેનિને પણ આર્થિક સામ્યવાદનો પ્રયોગ ઢીલો મૂકી દઈ, કામચલાઉ N. E. P.—ન્યુ ઇકોનોમિક પોલિસી દ્વારા મૂડીદારોને અનુકૂળ થઈને, સર્વપ્રથમ ઉત્પાદન વધારવાની જ નીતિ ડહાપણભરી ગણી ન હતી?

એને અનુરૂપ ઘાટ ઘડયો—

* ખેડૂતોને તત્કાલ સહાય આપવી, વધુ જમીન ખેડાણમાં આણવી, વધુ જમીનને બારે માસ પાણી મળે તેમ કરવું, અને પાંચ દસ વરસેય ભારત આખાનાં ખેતરોમાં પાણીની રેલમછેલ થાય એ માટે મોટી નદીઓના બંધ બાંધવા પાછળ આરંભથી લાગી જવું.

* આ બંધ-કામમાંથી જ ભવિષ્યમાં નવા મોટા ઉદ્યોગો માટે વીજળી શક્તિ પણ મળી રહે તે રીતે યોજના કરવી.

અલબત્ત, નહેરુનો મુખ્ય ઝોક મોટા બંધો તૈયાર કરવા ઉપર રહ્યો હતો. પરંતુ, 'નાની નહેરોનાં બંધકામો જલદી ળદાયી થતાં હોય છે, અને વધુ વિસ્તૃત પ્રદેશ માટે ઉપયોગી નતા હોય છે'—એમ કહી ભારતની પ્રજા પોતે ય ઘણું કરી શકે તેવો રાહ પણ સુઝાડયો હતો. (મોરાસકૃત નહેરુ: પૃ. ૪૮૩)

ભારતની બેકારીની સમસ્યા પણ ભલભલાને થાપ આપે એવી હતી.

*સંપૂર્ણ બેકારી ભોગવનારાની સંખ્યા ૧ કરોડ ૫૦ લાખ જેટલી (શહેરોમાં ૨૦ લાખ જેટલી).

* વરસમા આશરે ૪ માસ બેકાર રહેનારાં ખેડૂત-કુટુંબો ૫ કરોડ જેટલાં.

* ભારતમાં વસતીનો વધારો દર વરસે ૫૦ લાખ જેટલો.

* અને દર વરસે ૧૫થી૨૦ લાખ નવા નાગરિકો માટે નવા કામની જરૂરત.

## પ્રથમ યોજનાનાં પરિણામો

પ્રથમ પંચવર્ષીય યોજનાને અંતે (૧૯૫૬) પરિણામો સ્પષ્ટ હતાં—

(૧) અનાજ ઉત્પાદનનો લક્ષ્યાંક ૧૪%નો રાખ્યો હતો તેને બદલે ૧૯૫૧માં ૨૦% વધારો થઈ ચૂકયો હતો. કુલ ૫૦ લાખ ટન અનાજનો વધારો થયો હતો. અલબત્ત આમાં ઉપરાઉપરી ગુજરેલાં બે સારાં વર્ષો (અનુકૂળ વરસાદ અને ઋતુઓ)નો ઘણો ફાળો હતો. કપાસનું ઉત્પાદન પણ લક્ષ્યાંક વટાવી જઈ ૧૯૫૪-૫૫ સુધીમાં ૪૩ લાખ ગાંસડી વધ્યું હતું અને શેરડી, તેલીબિયાંમાં પણ સારી પ્રગતિ થઈ હતી.

(૨) નહેર કામની બાબતમાં—૧૯૫૧માં (ખેડાણ નીચેની ૨૫ કરોડ એકર જમીનમાંથી ૫૦ લાખ એકર પીતની હતી? (કુવા, તળાવો, બંધ, નહેર વગેરે થઈ) તેને બદલે ૧૯૫૬ના અંત સુધીમાં ૧ કરોડ ૬૮ લાખ એકર જમીનને પાણી આપી શકાયું હતું.

(૩) વીજળી શક્તિની બાબતમાં—દેશની શક્તિ ૨૩ લાખ કિલોવોટસની હતી, તેમા ૭૦%નો વધારો થયો હતો. તેજ રીતે ૭૦% ટકા સિમેન્ટમાં વધારો થયો હતો.

(૪) ઔદ્યોગિક યંત્રોમાં પણ ૭૦% વધારો થયો હતો.

(૫) ઔદ્યોગિક કાચા માલમા ૭૪%

સાધારણ માણસનેય રસ પડે એવી હકીકતો—

* યોજના ૯૦% સફળ થઈ હતી.

* કુલ રાષ્ટ્રીય આવક ૧૮% વધી હતી. ૧૯૫૧માં રાષ્ટ્રીય આવક રૂ. ૧૦,૦૦૦ કરોડ હતી. (વસ્તી વધારો ૬% થયો હતો.)

* માથા દીઠ વાર્ષિક આવક આશરે રૂ. ૨૪૦ની હતી તેમાંથી ૨૯૦ની થઈ હતી.

## ભાવિ વિકાસનો પાયો

પહેલી યોજનાની આ સફળતા મર્યાદિત છતાં, મહત્ત્વની હતી. ભારતના ઔદ્યોગિક વિકાસ માટે પાયો તૈયાર થયો હતો. આ યોજનાની પ્રગતિ દરમ્યાન ૧૯૫૪માં નહેરુ ચીન જઈ આવ્યા હતા, અને ત્યાંની પ્રગતિથી પ્રભાવિત થયા હતા. ભારત પાછા આવ્યા બાદ ભારતને સમાજવાદ તરફ લઈ જવાનો તેમનો મનસૂબો વધુ દઢ બન્યો હતો. ઝડપી ઔદ્યોગિક વિકાસ માટે હવે તેઓ કટિબદ્ધ હતા. ૧૯૫૪ના ડિસેમ્બરમાં ભારતની લોકસભાએ જાહેર કર્યું:

> "આપણી આર્થિક નીતિનો ઉદ્દેશ સમાજવાદી સ્વરૂપની સમાજરચના છે; અને આ હેતુ લક્ષમાં રાખીને સર્વસાધારણ આર્થિક પ્રવૃત્તિની અને ખાસ કરીને ઔદ્યોગિક વિકાસની ગતિ વધુમાં વધુ શકય હદે વધારવી જોઈએ."

અને આ પછી તરત જ ૧૯૫૫ના જાન્યુઆરીમાં આવાડી કોંગ્રેસમાં તેને વધુ મૂર્તરૂપ આપ્યું: ભારતનું બંધારણી સ્વરૂપ 'કોઓપરેટિવ કોમનવેલ્થ'નું હતું, તેને સ્થાને ધ્યેય 'સમાજવાદી પદ્ધતિની સમાજરચના'નું સ્વીકારવામાં આવ્યું. અને તે અનુસાર બીજી યોજના તૈયાર કરવામાં આવી.

## બીજી પંચવર્ષીય યોજના

નહેરુનો ઉદ્દેશ સંપૂર્ણતઃ સમાજવાદી ઢાંચાનો નહિ,

પણ સમાજવાદી પદ્ધતિની સમાજરચનાનો હતો. અને તેય, લોકશાહી રાહે જ પ્રાપ્ત કરવાનો દઢ સંકલ્પ હતો. પરિણામે બીજી યોજનામાં મિશ્ર-અર્થતંત્રનો સ્વીકાર કરીને આગળ ચાલવાનું મુનાસિબ ગણ્યું, જેમાં—

* ઉત્પાદનનાં મુખ્ય સાધનો રાજ્યની માલિકી અથવા કાબૂ નીચે રહે;

* સહકારી પદ્ધતિના બીજા ઉદ્યોગોને ખાસ સહાય ઉત્તેજન અપાય.

* ખાનગી મૂડીના ઉદ્યોગો છે તે હયાત રહે; અને નવા પણ મર્યાદિત ક્ષેત્રે વિકાસ પામતા રહે;

પરંતુ 'આખા રાષ્ટ્રે અપનાવેલી યોજનાના માળખાની અંદર રહીને જ ખાનગી મૂડીએ ભાગ ભજવવાનો રહે'—એ મુખ્ય શર્ત.

વધુમાં, રાષ્ટ્રીય સંપત્તિની ક્રમશઃ અધિકાધિક ન્યાયી વહેંચણી થાય, તે સિદ્ધાન્ત ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. વહેંચણીમાં સમાનતા ન આવે ત્યાં લગી સમાજવાદી સ્વરૂપ ન પ્રગટે.

આ દિશામાં જે વિકાસ થયો છે તે મહત્ત્વનો છે—

(૧) વિમાન તથા વીમા ઉદ્યોગોનું તથા ઈમ્પીરિયલ બેંકનું રાષ્ટ્રીયકરણ થયું છે.

(૨) ચિત્તરંજન લોકોમોટિવ પ્લાન્ટ, સિંદરી ફરટીલાઝિર પ્લાન્ટ, વિઝાગાપટ્ટમ શિપયાર્ડ, પેરામ્બુર રેલ્વે વર્કશૉપ, બેંગલોર એંજીનિયરિંગ વર્કસ, રૂપનારાયણપૂર કૅબલ ફૅક્ટરી, દિલ્હી ડી. ડી. ટી. પ્લાન્ટ, પીંપરી (પૂના) પેનેસિલિન પ્લાન્ટ, ટ્રામ્બે (મુબઈ) થોરિયમ અને યુરેનિયમ પ્રોસેસિંગ પ્લાન્ટ વગેરે રાજ્યહસ્તકના ઉદ્યોગો શરૂ થઈ ગયા છે.

ઉપરાંત, ખાસ ધ્યાન ખેંચે છે—

* ભાખરા-નાંગલ (પંજાબ), હીરાકુડ (ઓરિસ્સા), દામોદરવેલી (બંગાળ-બિહાર)ના હાઈડ્રો એંજીનિયરિંગ પ્રોજેક્ટસ.

આનાં જે ધાર્યાં પરિણામો આવે તો ભારતની સૂરત ફેરવી નાખવામાં તેમનો ફાળો જેવોતેવો નહિ હોય.

**ભાખરા-નાંગલ બંધો :** ૧૯૫૯માં પૂરો થવાનો વકી હતી, તે વરસેક લંબાશે એમ જણાય છે. આ બંધ નદીની સપાટીથી ૬૯૦ ફીટ ઊંચો જશે. ભારતનો જ નહિ, દુનિયાનો આ બીજો ઊંચામાં ઊંચો બંધ હશે (પ્રથમ-અમેરિકાનો હુવર-બંધ). તૈયાર થતાં તે આખા પંજાબ, પેપ્સુ પ્રદેશ અને દિલ્હી, તથા રાજસ્થાનના અમુક પ્રદેશોને નહેરો દ્વારા પાણી પૂરું પાડશે. (અમેરિકી ટેકનિશિયનોની મદદમાં ૨ લાખ કામદારો કામ કરી રહ્યાં છે.)

આ નહેરો ૬ લાખ ૫૦ હજાર એકરને પાણી પૂરું પાડશે. તેને પ્રતાપે ૧૩ લાખ ટન ઘઉં અને અનાજ, ૮ લાખ ગાંસડી કપાસ, ૫૫,૦૦૦ ટન શેલડી, ૧ લાખ ટન દાળ અને તેલીબીયાં, ૧૫ લાખ ટન ઘાસ પેદા થશે. (આજે ભારત જેટલો કપાસ પરદેશથી આયાત કરે છે તેનો અર્ધો, અને આયાત કરવામાં આવતા ઘઉંનો ત્રીજો ભાગ અહીં જ તૈયાર થશે.)

આ બંધને પ્રતાપે ૪ લાખ કિલોવોટ વીજળી પણ પેદા થશે.

**હીરાકુડ બંધ :** દુનિયાનો આ લાંબામાં લાંબો (૩ માઈલ લાંબો) બંધ છે. ૧૫ લાખ એકર ડાંગરનાં ખેતરોને નહેરનું પાણી આપશે, એવો અંદાજ છે. (બ્રિટિશ કૉમનવેલ્થ-કોલમ્બો પ્લાન નીચે એનું કામ ચાલે છે.)

**દામોદરવેલી પ્રોજેક્ટ :** આમાં ચાર બંધ બંધાશે. તે ૧ લાખ ૪ હજાર કિલોવાટ વીજળી પેદા કરશે.

**તુંગભદ્રા પ્રોજેક્ટ :** ૨૦ લાખ એકર જમીનને પાણી પાશે અને વીજળી પેદા કરશે.

નહેરુ ખાસ આ બાત ઉપર ભાર આપે છે કે—

આ જે વીજળી પેદા થશે તે ગામે ગામ ગૃહ-ઉદ્યોગોનેય પૂરી પાડવામાં આવશે; એટલે કે ગ્રામ-પ્રદેશની આર્થિક ક્રાંતિનું એ ઉચ્ચાલન બળ બનશે!

* તેજ રીતે ભિલાઈ, રૂરકેલા અને દુર્ગાપૂરનાં કારખાનાં પણ અપૂર્વ એવી ઉત્પાદકીય ક્રાંતિનાં સાધન બનશે.

ભિલાઈનું કારખાનું નાણાં (૧૩૫ કરોડ રૂ.) નિષ્ણાતોની મદદથી બંધાયું છે; ત્યાં ૬૦,૦૦૦ ભારતીઓ કામ કરે છે; રૂરકેલા પશ્ચિમ જર્મનીની મદદથી બંધાયું છે (૧૭૦ કરોડ રૂ.નું ખર્ચ); દુર્ગાપૂરના ખર્ચનો અંદાજ ૧૩. કરોડ રૂ. નો છે. આ

ભારત સરકાર અને બ્રિટિશ કંપનીઓનું સહિયારું સાહસ છે.

આ ત્રણે લોહનગરો (!) પોતાની સંપૂર્ણ શક્તિથી કામ કરતાં થઈ જશે ત્યારે લોખંડના ઉત્પાદનમાં ૪૦૫ લાખ ટનનો વધારો થશે...અને ભારતની ત્રીજી પંચવર્ષીય યોજનાનો અને ભારતના ઝડપી ઔદ્યોગિક વિકાસનો પાયો સંગીન બની જશે.

## અપેક્ષિત પરિણામ

એકંદર, બીજી યોજના પૂરી થશે ત્યારે—

* ૧લી યોજનાથી બમણા એટલે કે રૂ. ૪૮૦૦ કરોડ ખર્ચાયા હશે. ( ઉપરાંત રૂ. ૨૪૦૦ કરોડનું ખાનગી રોકાણ જુદું )

* રાષ્ટ્રીય આવક પહેલી યોજનાને અંતે ૧૮% વધી હતી, તેને બદલે હવે ૨૫% વધી હશે.

* માથાદીઠ આવકમાં ૧૮% વધારો થયો હશે. રૂ. ૨૬૦ ઉપરથી રૂ. ૩૪૦ સુધી પહોંચી હશે. ( ૧૯૫૧ની સરખામણીએ રૂ. ૨૪૦થી વધી રૂ. ૩૪૦ થશે )

* ૧ કરોડ વધુ માણસોને રોજગારી મળી હશે. (વસ્તી વધારો થશે, તેની સરખામણીમાંય વધુ )

* ૨૧૦ લાખ વધુ એકરને પાણી મળ્યું હશે.

* અનાજમાં ૨૫%, કપાસમાં ૩૧% અને જ્યુટમાં ૨૫% ઉત્પાદન વધ્યું હશે.

* પરંતુ ઉદ્યોગોનું ઉત્પાદન તો ૬૯% વધ્યું હશે!

આમ આપણે, બે યોજનાઓના પરિણામો અને શક્યતાઓ જોઈ શકીએ છીએ.

## આર્થિક કટોકટી

પરંતુ આ બીજી યોજના દરમ્યાન ભારતને સારી એવી કસોટીમાં તવાવું પડ્યું હતું.

બીજી પંચવર્ષીય યોજનાના આરંભમાં જ ૧૯૫૭માં જબ્બર આર્થિક કટોકટી અનુભવવી પડી હતી—

(૧) પૂર, વાવાઝોડાં ને દુષ્કાળરૂપી કુદરતી આફતો (બિહાર અને ઉત્તર પ્રદેશમાં ઘણી જ ઉગ્ર સ્વરૂપે) તૂટી પડી હતી.

(૨) તેમાં વળી, 'પરદેશી ચલણ' (ફોરેન એક્સચેંજ) માં ઓટ એવી ખેંચ પડી હતી. પરિણામે અન્નમોરચે કટોકટી ઊભી થઈ હતી.

* ૨૦ લાખ ટન અન્ન ઉત્પાદન ઓછું થયું હતું.

* ભાવમાં ૧૫થી ૨૦% વધારો થયો હતો.

અને અનાજના ભાવો વધતાં બીજી બધી જીવનની જરૂરિયાતો મોંઘી બની હતી.

વધુ ચિંતાજનક વાત તો એ હતી કે બીજી યોજનાની કુલ રોકાણનો ચોથો ભાગ (૨૫ ટકા) અન્ન ઉત્પાદનમાંથી મેળવવાની ગણત્રી રાખવામાં આવી હતી તે નિષ્ફળ ગઈ હતી!

—પરિણામે, ઔદ્યોગિક-ઉત્પાદનક્ષેત્રેય એની માઠી અસર વરતાવા લાગી હતી.

અને એને પહોંચી વળવા રેલવે ભાડામાં ૫%થી ૧૫%, તારમાં ૧૫% દર વધારવામાં આવ્યા હતા; ઈન્કમ ટેક્સ રૂ. રૂ. ૪૨૦૦ને બદલે ૩૦૦૦ની આવક ઉપર નાખવામાં આવ્યો હતો; બોનસ ઉપર ૧૨ાાથી ૬૦%નો વેરો, ખર્ચ વેરો, અને સંપત્તિ વેરો નાખવામાં આવ્યો હતો—કુલ ૯૩ કરોડ રૂ. ઊભા કરવાનો અંદાજ બાંધ્યો હતો.

આમ, ગરીબવર્ગ જીવનની જરૂરિયાતોની કિંમતોના વધારાથી અને મધ્યમ વર્ગ રેલવે, તાર અને આવકવેરાની નવી હાડમારીથી દબાયો હતો. તવંગર પણ ખર્ચવેરા અને સંપત્તિવેરાથી અકળાયો હતો.

પરંતુ હજીય વધુ ભૂંડી પરિસ્થિતિ ઊભી થવાની હતી. બીજી યોજનામાં જે મૂડી રોકાણ કરવાનું હતું તેમાં પરદેશી સહાય અને લોન્સ ઉપર ઘણો મોટો આધાર રાખવામાં આવ્યો હતો.

પરંતુ ભારતની સ્વતંત્ર પરદેશનીતિ આ મદદોની આડે આવતી હતી!

● ૧૯૫૭ના ઓક્ટોબરમાં તો રાજ્ય પાસેનું ભંડોળ ખતમ થયું હતું. સ્ટર્લિંગ પુરાંતનો ઉપયોગ પણ કરવા માંડ્યો હતો; છતાંય બીજી યોજનાના ખર્ચને પહોંચી વળવાની કોઈ આશા દેખાતી ન હતી...નહેરુએ ૮-૯ મહિના કંઈક ધમપછાડા માર્યા હતા. બાદ અમેરિકા, વર્લ્ડબેંક, ઇન્ટરનેશનલ મોનેટરી ફંડ, બ્રિટન અને રશિયા પાસેથી દેવાં કરીને રૂ. ૬૦૦ કરોડ જેટલી રકમ મેળવી હતી. અલબત્ત જરૂરત તો અનેક ગણી વધુ હતી. એટલે અંતે બીજી યોજનામાં જ કાપ મૂક્યા વિના છૂટકો થયો ન હતો!

## એવી સમસ્યા

આમ, નહેરુ ભારતના નવઘડતરની દિશામાં ટક્કર લઈ

રહ્યા હતા, ત્યારે શહેરો અને ઉદ્યોગો કરતાંય જટિલ અને મુશ્કેલ સમસ્યા ખેતીની હતી. તે તરફ બે ધ્યાન રહે ચાલે એવું ન હતું.

જમીન સમસ્યાનાં આટલાં પાસાં તો પહેલી નજરે જ ભલભલાને ડઘાવી દેતાં હતાં—

(૧) જમીનની માલિકીમાં અસમાનતા (૨) ખેડૂ જમીનદારો (૩) ગણોતિયાની અરક્ષિતતા (૪) ૪ કરોડ ખેત મજૂરોનાં કામ, રોજી અને બેકારીની સમસ્યા. (૫) જમીનના અનુત્પાદક નાના ટુકડા (૬) જમીન ખેડનારા અને રાજ્યની વચ્ચેનાં અનેક હિતો. (૭) ભારે ગણોત અને મહેસૂલ (૮) પાકનું બહુ જ નીચું ઉત્પાદન ધોરણ (૯) ઉત્પાદનની પ્રાથમિક પદ્ધતિ અને જૂનાં સાધનો (૧૦) જબ્બર દેવાં અને વ્યાજ !

જમાનાઓથી રીબાતા આવેલા 'જગતના તાત'—સાંનને આ નાગચૂડમાંથી છોડાવાય નહિ ત્યાં સુધી ભારતને દે સ્વરાજ, રામરાજ્ય કે સમાજવાદનો કશો જ અર્થ હતો, એ વાત પણ સ્પષ્ટ છે. આ સુધારા રાજ્યસરકારોને સ્તક રહ્યા છે. અને તેમાં ઓછીવત્તી પ્રગતિ થવા પામી છે.

મોટે ભાગે—

● જમીનદારી ઇનામદારી પ્રથા સારા પ્રમાણમાં નાશ ામી છે. પરંતુ ભારે વળતરનો બોજો કિસાનની કમ્મર ાડી રહ્યો છે.

● જમીનની માલિકી અંગે સીલીંગના પ્રયાસો ઉપર-પરના રહ્યા છે.

● ગણોતિયાને રક્ષણ આપવાનું મુંબઈ રાજ્યમાં થયું તેટલું ય બીજે થવા પામ્યું નથી.

● ગણોતના દરો ⅓, ⅙ અને મુંબઈ રાજ્યમાં સૌથી ઓછા ⅙ સુધી ઉતારવામાં આવ્યા છે.

● જાતખેડ કરનાર ગણોતિયાને અને ખેતી નહિ કરનાર ઘેડાખાઉ માલિકે જમીન સોંપી દેવાના કાયદાની બાબતમાંય મુંબઈ રાજ્ય આગળ છે; જો કે, તેમાય બિનખેડૂતોએ 'જાતે ખેતી કરનારા' તરીકે નોંધાઈ જઈ કબજા છોડ્યા નથી.

● જ્યાં ગણોતિયો જમીન પોતાની માલિકીની કરી શકે તેવી શકયતા ઊભી થઈ છે, ત્યાંય તે તેનું વળતર ચૂકવી શકે તેવી તેની આર્થિક સ્થિતિ હોતી નથી.

● દેવાંની બાબતમાં ઘણાં રાજ્યોમાં રાહત અપાઈ છે.

પરંતુ, ખેતીની જૂની પુરાણી પદ્ધતિ મોટે ભાગે ચાલુ છે; અને જમીનના નાના ટુકડાઓની સમસ્યા તો હજી ય મુંઝવનારી જ રહી છે.

નહેરુએ આ દિશામાં એક જ રસ્તો સૂચવ્યો છે. (નાગપુર કોંગ્રેસ):

—સર્વિસ કોઓપરેટિવ

—સંયુક્ત સહકારી ખેતી

● અલબત્ત, ખેતીની સમસ્યા હજી મુંઝવાયેલી જ છે. એને અંગે જરૂરી સુધારા અને કાનૂન થયા નથી; અને જે પ્રયાસો થયા છે તે કાચા ને લૂલા છે. તેના અમલમાં એથીય વધુ ખરાબી જોવા મળે છે. પરિણામે ભારતની ગ્રામપ્રજાને ઉત્સાહિત કરી શકાઈ નથી; અને 'સહકારી ખેતી' જેવાં ક્રાંતિકારી બની શકે તેવા ઉપાયો તરફ પણ હજી ગ્રામપ્રજા સારી એવી ઉદાસીન છે !

આમ છતાં, એ વાત ઓછી મહત્ત્વની નથી કે, મર્યાદિત હદે વિકાસ કરવામાંય નહેરુને જમીનદારી હિતો સામે, અને હાઈકોર્ટો સામે, પોતાના જમીનદારતરફી સાથીઓ સામે અને રાજ્ય સરકારોમાંનાં પ્રત્યાઘાતી જૂથો સામે એમ લે હાથે લડતો આપવી પડી છે. જમીનદારી નાબુદીના કાનૂન અંગે બિહારની હાઈકોર્ટે બિહાર સરકારની સામે હસ્તક્ષેપ કર્યો ત્યારે નહેરુ સ્થાપિત હિતોની સામે પડી ૧૯૫૧ અને ૧૯૫૫માં, એમ બબ્બેવાર ભારતના બંધારણમાં સુધારો કરાવવામાં પાછા પડયા ન હતા. તેમણે સ્પષ્ટ કહી નાખ્યું હતું કે,

જમીનદારી-નાબુદીની આડે કોર્ટો આવી શકે નહિ—હાઈકોર્ટ ને સુપ્રિમ કોર્ટ પણ નહિ. એનો નિર્ણય અને એને અંગેના વળતરનોય નિર્ણય ધારાસભાઓ અને પાર્લામેન્ટને હસ્તક રહેશે. લોકશાહી પાર્લામેન્ટથી અધિક કોઈ સત્તા હોઈ શકે નહિ.

આમ છતાં એ વાત સાચી છે કે,

ખેતી-સુધારાની બાબતમાં સારી એવી નિષ્ફળતા રહી છે. નહેરુની આ નિષ્ફળતાનાં અનેક કારણોમાં એક સ્પષ્ટ કારણ તેમણે પોતે જ સ્વીકાર્યું છે:

'એ. આઈ. સી. સી. એ એ ઠરાવ (જમીનદારી—તાલુકદારી નાબુદીનો) ઊંડો વિચાર કર્યા વિના પસાર કર્યો હતો; અને ઘણા સભ્યોને તો તે ઠરાવનાં

પરિણામનીય પૂરી સમજ ન હતી.'

(મોરાસકૃત નહેરુ પૃ. ૪૭૭)

નહેરુની આ વાત ઘણી બધી સાચી છે.

કૉંગ્રેસનાં છેલ્લાં ૬૦ વર્ષ દરમ્યાન કૉંગ્રેસે જ્યારે જ્યારે સ્થાપિતહિતો સામેના અને સમાજવાદી રાહ તરફ જવાના ઠરાવો કર્યા હતા, (મોટે ભાગે ગાંધીજીના નૈતિક ટેકા સાથે નહેરુ આવા ઠરાવો લાવતા હતા!) ત્યારે કોઈક વાર ખુલ્લો વિરોધ થતો હતો; અને ઘણી વાર ઠરાવો પસાર કરી દેવામાં આવતા હતા; પરંતુ એ ઠરાવોનો ખરેખરો મર્મ કૉંગ્રેસના જ અનેક આગેવાનોએ માન્ય કર્યો ન હોય એવું બનતું હતું.

આ વાત ૧૯૨૮ની જમીનદારી-તાલુકાદારી નાબુદીની વિચારણા વખતે, ૧૯૩૧માં કરાંચી કૉંગ્રેસ વખતે પસાર કરવામાં આવેલા 'મૂળભૂત અધિકારો અને આર્થિક કાર્યક્રમ'ના ઠરાવ વખતે, અને ત્યાંથી માંડી આવાડી કૉંગ્રેસના સમાજવાદી સમાજરચના અંગેના ઠરાવ તથા નાગપુરના સહકારી ખેતી અંગેના ઠરાવ વખતે સ્પષ્ટ રીતે જોવા મળે છે.

**આમ, આપણને એ વાત સ્પષ્ટ દેખાય છે કે, નહેરુ ગમે તેટલા ઝાંવા નાખતા હોય, પરંતુ કૉંગ્રેસને જ હજી તેઓ પોતાના માર્ગે સાચી અંતરની સમજ અને ઊમળકાથી લઈ જવામાં સફળ થયા નથી. આર્થિક મોરચાની આ જેવી તેવી કમજોરી નથી.**

પરંતુ આને જ કારણે શું આપણે નહેરુની આર્થિક નીતિ ખોટી કહી શકીશું? પોણા બે સદી લગી બ્રિટિશ શાહીવાદની નાગચૂડમાં રેંસાઈ ગયેલા, સ્વાધીનતાની પ્રરોદેય અસાધારણ કટોકટીમાંથી પસાર થઈ, જેમ તેમ ઊભા થઈ રહેલા રાષ્ટ્રનો આ રાહ 'ધીમો' અને 'ક્રમશઃ' હશે, પરંતુ શું એથી ખોટો ઠરે છે?

નહેરુએ તેમની 'ભારત-ખોજ' દરમ્યાન જ (૧૯૪૪-૪૫) ભારતના 'આવિં ઘડતર—રાજકીય' ઉપરાંત આર્થિક પરિવર્તનો—અંગે, અને ખાસ કરીને સમાજવાદી ઢબના ફેરફારો અંગે સારી એવી વિચારણા કરી લીધી હતી (જુઓ : મારું હિંદદર્શન – પા. ૭૦૪થી ૭૧૪)

'આર્થિક ફેરફાર લોકશાહી ઢબની યોજના-પૂર્વકની સામુદાયિક સહકારની વ્યવસ્થાની દિશામાં થવો જોઈએ.'

માત્ર 'રાજ્યની માલિકી' અને અથવા 'આર્થિક-નિયોજન' કોઈ આ આદર્શો માટે પૂરતા નથી. 'પસંદગી હરીફાઈ અને ઇજારાપદ્ધતિ વચ્ચે નથી, પણ બેજવાબદાર અને ખાનગી ઇજારાપદ્ધતિ અને જવાબદાર તેમ જ જાહેર અથવા પ્રજાની માલિકીની ઇજારાપદ્ધતિ વચ્ચે છે.' (આર. એચ. ટોની).

અને ખાનગી મિલકત તથા સમાન આવકના સિદ્ધાંત અંગે તેઓ જણાવે છે કે—

'લોકશાહી ઢબની સામુદાયિક સહકારની વ્યવસ્થામાં ખાનગી મિલકત નાબૂદ કરવી જ જોઈએ એવું નથી. પણ એમાં પાયાના મોટા ઉદ્યોગો સામુદાયિક અથવા પ્રજાકીય માલિકીના હોવા જોઈએ એ ચોક્કસ છે. એમાં જમીન ઉપર પણ સહકારના ધોરણનું નિયંત્રણ હશે. ખાસ કરીને હિંદમાં મોટા ઉદ્યોગો ઉપરાંત સહકારને ધોરણે અથવા સામુદાયિક નિયંત્રણ નીચે ચાલતા નાના ઉદ્યોગો અને ગ્રામઉદ્યોગોની પણ જરૂર રહેશે।

**ગ્રામઉદ્યોગો વિશે નહેરુની દૃષ્ટિ આ રીતે રજૂ કરી શકાય : વીજળી + સહકારી પદ્ધતિ = સમાજવાદી પદ્ધતિ**

વળી તેઓ ઉમેરે છે કે—'ધ્યેય હરેક રીતે રાષ્ટ્રની ઉત્પાદન શક્તિ વધારતા જવાનું અને સાથે સાથે રાષ્ટ્રની સઘળી મજૂર શક્તિને કોઈ ને કોઈ પ્રવૃત્તિમાં કામે લગાડવાનું તેમ જ બેકારી અટકાવવાનું હોવું જોઈએ. દરેક વ્યક્તિને પોતાનો ધંધો પસંદ કરવાની શક્ય એટલા પ્રમાણમાં છૂટ હોવી જોઈએ આ બધાને પરિણામે આવકની સમાનતા પેદા થશે એમ નથી, પણ વહેંચણી પહેલાં કરતાં વધારે ન્યાયપુરસ્સરની થશે અને આવકની સમાનતાની દિશામાં તે વધુ ને વધુ ઢળતી જશે.'

'કોઈ પણ સંજોગોમાં, **આજના જબરદસ્ત ભેદો સંપૂર્ણપણે નાબૂદ** થશે ને તત્ત્વતઃ વત્તાઓછી આવકના પાયા પર રચાયેલા વર્ગભેદો ધીમે ધીમે અદૃશ્ય થતા જશે.'

'આવા ફેરફારથી મુખ્યત્વે નફાની વૃત્તિ પર રચાયેલો આજનો પરિગ્રહશીલ સમાજ ઊથલી પડશે...'

(પા. ૭૧૪-૧૫)

અલબત્ત, ઔદ્યોગિક વિકાસના ગાંધીજીના વિચારોથી નહેરુ જુદા પડ્યા છે, એ સાચું છે; પરંતુ નહેરુએ બે વાત

હરગિઝ વિસારી નથી. એક તો, ગમે તેવી ગરજ છતાં પોતાના સિદ્ધાન્તો જતા કરી કોઈ પરદેશી સત્તાની મદદ લીધી નથી. અને દેશની અંદર ગમે તેટલી ખાંધછોડ છતાં, આર્થિક નીતિને સમાજવાદી રાહે દોરી જવાના પ્રયાસો જતા કર્યા નથીઃ મુખ્ય ઉદ્યોગો રાજ્ય હસ્તક, અન્ય ઉદ્યોગો અને ખેતી સહકારી ધોરણે, તથા રાષ્ટ્રહિતને અનુકૂળ થઈને ચાલે તેવા ખાનગી ઉદ્યોગો; ઉપરાંત ગ્રામોદ્યોગો ( ભવિષ્યમાં વીજળીથી ચાલતા ગ્રામોદ્યોગો )—આ ચારેનો મેળ એવી રીતે ખવડાવી રહ્યા છે કે—

● એક બાજુ ખાનગી મૂડીનું વર્ચસ્વ ન સ્થપાય અને બીજી બાજુ રાજ્યહસ્તકનું એકહથ્થુ અર્થતંત્ર જામી ન જાય.

● એક બાજુ મોટાં શહેરમાંના ઉદ્યોગોનું અતિકેંદ્રીકરણ જામી ન જાય; બીજી બાજુ ગ્રામ વિસ્તારોના ઠીંગુ–ઉદ્યોગો ઉપર જ બધો આધાર રાખવા જતાં પ્રગતિની ગતિ રૂંધાઈ ન જાય.

નહેરુનો આ પ્રયોગ શુદ્ધ સમાજવાદી નથી, શુદ્ધ ગાંધીવાદી નથી.

● નહેરુનો આ પ્રયોગ 'છૂટોદોર' (laissez-faire), 'મુક્ત ઉદ્યોગ' (free-enterprise), 'મુક્ત-વેપાર–હરીફાઈ' (free-market)નાં મૂડીવાદી સ્વરૂપથી તો ધરમૂળથી જુદો છે જ.

ભારતને માટેનો આ એક વિશિષ્ટ પ્રયોગ છે, ને તે સાચી દિશાનો તો છે જ છે.

નહેરુ પોતે જ આ પ્રયોગને ઘણીવાર 'વેલ્ફેર સ્ટેટ' (કલ્યાણરાજ) એવું નામ આપે છે. પણ એનો યુરોપીય 'ધર્માદા રાજ્ય'નો પિંડ બદલી નાખી, તેઓ નવો જ અર્ક ઉમેરતા હોય તે રીતે આને 'મોરલ સ્ટેટ' (નૈતિક રાજ્ય) તરીકે ઓળખાવે છે! તેઓ કબૂલ કરે છે કે આ ક્લાસિકલ અર્થમાં સમાજવાદ નથી; આ સમાજવાદનું ઉચ્ચ ગિરિશૃંગ નથી, પરંતુ ત્યા પહોંચવાના માર્ગની વચલી ટૂક તો છે જ છે.

[ આવતે અંકે : નહેરુના લોકશાહી અંગેના પ્રયાસો તથા આંતરરાષ્ટ્રીય નીતિ અંગે ]

**મુખ્ય સંદર્ભ સાહિત્યઃ** નહેરુની આત્મકથા; તથા 'મારું હિંદનું દર્શન'; Mahatma Gandhi : The Last Phase Vol. II By Pyarelal (નવજીવન); Nehru: A Political Biography : by Brecher (Oxford); J. Nehru : By Frank Moreas (Jaico); Nehru and Democracy : By Donald E. Smith (Orient Longmans); The Way of Gandhi and Nehru : By S. Abid Husain (Asia); A Study of Nehru : Ed. by Rafiq Zakaria (Times).



( અનુસંધાન પાન ૬૪૦થી )

વાર્તા – પ્રસંગ



વ્યક્તિ વિશેષ : ઘર દીવડા



ઉપરાંત દર અંકે

# વિશ્વમાનવ : ૧૯૫૯ લેખ-સૂચિ

## ચિંતન લેખો—



## ઇતર ચિંતન લેખો



## પહેલું પાનું



## દેશ વિદેશ



## ભારત-સંસ્કાર-ધારા



## ભારત નવઘડતર

## વિજ્ઞાન-આરોગ્ય



## માનવ અને પરમાણુ



## શિક્ષણ



## સાહિત્ય



## ગ્રન્થ સમીક્ષા



## કવિતા આસ્વાદ



## કાવ્ય

**ચિત્ર કલા**



**હરતાં ફરતાં ર. મ. શા.**



**હમ બેચૈન હૈં**



(જુઓ પાન ૬૩૭)

# થોડાક ચૂંટેલા અંગ્રેજી ગ્રન્થો

(A Symposium Presented on Nehru's 70th Birthday)

**A Study of Nehru**

Ed. By : Rafiq Zakaria

Many Sided assessment of the man & his life. Appraisal & Analysis of his work & achievements. Rs. 15-00

**The Future of Socialism,**

By : C. A. R. Crosland

A really important contribution to new socialist thinking. Sh. 42-00

**Socialism in Southern Asia**

By : Saul Rose

A Study of Parties which Pursue democratic Socialist aims as distinguished from Communist Groups. Rs 17-50

**The Causes of World War Three**

By : C. Wrights Mills

A bold and angry statement of the Central Problem of our time. $ 1.50

**Organization Man**

By : William H. Whyte

A Sober & Absorbing Piece of Social analysis. Sh. 28-00

**Plato To-day**

By : R. H. S. Crossman

Plato's views to the struggle between Fascism, Communism and Democracy. Sh. 20-00

**Conquest of Violence**

[ The Gandhian Philosophy of Conflict ]
By : John V. Bondurant

Rs. 10-00

**Sources of Indian Tradition**

Ed. By : Wm. Theodore de Bary
Contains Source reading translated from basic documents. Rs. 32-50

**History of Indian Political Ideas**

By : U. N. Ghosal

The book covers the Ancient Period & Period of transistion to the middle Ages. From 1500 B. C. to A. D. 1300 Rs. 30-00

**Asia through Asian Eyes**

Compiled By : Baldoon Dhingra

A comprehensive representative of the mind of Asia. Rs. 17-50

**Selected Documents on Asian Affairs**

[ India 1947-50—Internal Affairs ]

An indispensable source material for an appreciation of India's evolution as an independent nation.

2 Vols : Rs 50-00

**Control of the Purse**

By : Paul Einzig

Progress & Decline of Parliament's Financial Control. Sh. 35-00

**Asia & Western Dominance**

By : K. M. Panikkar

A Survey of the Vasco Da Gama Epoch of Asian History : 1498-1945.

Sh. 18-00

**Geography of Hunger**

By : Josue De Castro

Describes the World's Real Problem: Issues of the first magnitude. Sh. 18-00

**Quest For Identity**

By : Allen Wheels

Deals with man's loss of his own identity & his search for a new one.

Sh. 21-00

**The Age of Defeat**

By : Colin Wilson

Brilliant analysis by the young author in Continution of his profound works : 'Outsider', 'Religion and Rebel'.

Sh. 16-00

**Our Friend James Joyce**

By : Mary & Padraic Colum

Joyce the writer, Joyce the business-man, Joyce the human being; he comes vividly before our eyes. Sh. 21-00

# નવાં અંગ્રેજી પુસ્તકો

A Modern Introduction to Ethics : Munitz Sh. 63-0
The Ethical Idealism & Mathew Arnold 25-0
Complex, Archetype Symbol in the Psychology of C. G. Jung : Jacobi 21-0
The House of Intellect : Barzun 32-6
Origins of Russia : Verpadsky 35-0
Prophet Armed : Deutscher 35-0
Social teeory of Fertiality & Malthusion Debate : Eversley 35-0
Theology of Culture : Tillich 18-0
Soviet Economic Aid : Berliner 35-0
Economic Integration : Sannwald Rs. 32-50
The Secret Name : Lin Yutang Sh. 18-0
Poems 1906-26 : Rilke 25-0
Broken Wings : Jibran 10-6
Somerset Maugham : Pfeiffer 18-0
So Great a Mystery : Walker 18-0
Religion & Rebel : Collins Wilson 21-0
The Outsider : " 21-0
W. B. Yeats & Tradition : 25-0
Sleepwalkers : Koestler 25-0
Unshackled : Pankhurst 25-0
Concept of Mind : Ryle 18-0
Economic History of Transport : Savage 18-0
Structure & Evolution of Universe : Whitraw 21-0
Pleistocene Period : Zeuner 42-0
Trotsky's Dairy in Exile 21-0
American Science of Politics : Crich 28-0
The Sane Society : Erich Fromm 28-0
Man for Himself : Erich Fromm 17-6
Charles Darwin & Selected Letters : Darwin $ 1-65
The Philosophy of History : Hegel 1-85
The Philosophy of Hegel : Stace 2-00
Physics & Philosophy : Hersenburg Sh. 14-0
Capitalism Socialism & Democracy : Schumpeter 25-0
Modern Forms of Govt. : Stewart 21-
The Religion of India : Weber 46-
The Spiritual Crisis of the Scientific Age : Yarnald 18-
Do what you will : Aldous Huxley 9-
Proper Studies : Aldous Huxley 9-
Ends & Means : Aldous Huxley 9-
The Social Purposes of Education : Collier Sh. 21-
General Education in Indian Universities : G. D. Parekh Rs. 10-5
Labour Problems in Indian Industry : Giri 18-
The Way of Gandhi & Nehru : Abid Husain 12-
The Reserve Bank of India & Monetary Management : Gupta 16-5
Kanhoji Angry : Malgokar 12-
A Century of Social Reforms in India : Natarajan 10-5
Japanese Factory 10-5
Changing Images of America 11-5
India & America : Popali 12-5
China Population : Chandrasekhran 4-4
Indian Muslims : Ram Gopal 16-7
British Parliamentry Democracy : Bailey Sh. 12-6
The Art of French Fiction $ 6-0
Protest Sh. 25-0
Inside Africa : John Gunther Sh. 30-0
Inside Asia $ 6-0
Inside U. S. A. Sh. 25-0
Inside Latin America $ 6-0
Inside Europe $ 6-0
Inside Russia To Day Sh. 25-0
Twilight of Mughuls : Spear Sh. 25-0
The Opium of the Intellectuals : Raymond Aron Sh. 35-0
Nationalisation in Britain : Kelf-Cohen 25-0
So Great a Mystery : Kenneth Walker 18-0